માગશર
૧૯૮૭નુ

# કુમાર

તંત્રી : રવિશંકર રાવળ

૮૪ મો અંક



સર્વનાશ
અશુભ ખબર લઈ આવેલા, દુઃખાર્ત નેત્રોવાળા સંદેશકનું આ ચિત્ર અજંટાની ૧૭મા નંબરની ગુફાના મંડપની ભીંતના એક ટુકડા પર છે. એક હાથે દંડ ટેકવી બીજા હાથે તેના અશુભ ખબરનો સંપૂર્ણ ખ્યાલ આપતો આ ચહેરો દેખાવ: આમર્ષનો અનુપમ નમૂનો છે

આવતી કાલનાં નાગરિકોનું માસિક



# આઠમે વર્ષે

'કુમાર' કિંમતમાં સસ્તું અથવા કદમાં સમૃદ્ધ થઇ શકે તેવી યોજના ચાલુ વર્ષમાં વહેતી મૂકવાની અમારી કામના હતી, પણ આ વર્ષે દેશમાં ઉદ્દીપ્ત થએલી સ્વાતંત્ર્યની કામના એટલી ઉગ્ર છે કે બીજી બધી ઇચ્છાઓ તેની આગળ ગૌણ બની રહી છે. છતાં વર્ષ આખાના અંકો પર નજર નાખનાર અને 'કુમાર'ના પરિચયમાં રહેનાર સૌ જોઈ શકશે કે કદમાં નહિ તો સામગ્રીમાં તો તે ઉત્તરોત્તર સમૃદ્ધ બનતું જ આવ્યું છે. 'વધુ સુંદર ને વધુ સમૃદ્ધ કુમાર' એ જ અમારી નજર આગળ સતત રહેતી નેમ છે. આવતે વર્ષે પણ એની એ નિત્યનૂતન વિવિધતા અને સામગ્રીની વૃદ્ધિ અખંડ ચાલુ રહે એવી તૈયારીઓ અમે કરી છે પહેલા અને આકર્ષક ખુશખબર અમારે વાચકોને આપવાના છે તે એમના માનીતા લેખક શ્રી 'મુકાની' તરફથી. પોષના જ અંકથી એ **'પાતાળનૌકા'** નામની સબમરીનનાં સાહસોની નવી દરિયાઇ વાર્તા 'કુમાર'મા ચાલુ કરવાના છે. આ વર્ષે 'દરિયાના દાનવ'ની અગાની લાંબી વાર્તા જેણે વાંચી હશે તે સૌ તો, અમારી ખાતરી છે કે ઉત્સુક અંતરે એ અંકની રાહ જ જોવાના. **'ચાંદની'** એ રવિશંકર રાવળનું એક વિરલ ત્રિરંગી ચિત્ર પોષના મુખચિત્ર તરીકે તમને મળશે. વિદ્વત્તા, રસ અને પ્રસાદ ત્રણે જેમાં હોય છે તે શ્રી હરિનારાયણ આચાર્યની પ્રવાસ-લેખમાળાનો એક વધુ મણકો **'ચંદ્રાવતી'** પોષના અંકથી એ માળાને આગળ ચાલુ કરશે. હાઇસ્કુલ કૉલેજોમાં ભજવી શકાય તેવાં કુમારજીવનને અનુરૂપ સ્ત્રીપાત્ર વિનાના નાટકોની આપણે ત્યાં મોટી ખોટ છે તે પૂરે એવું ઉત્તમ તખ્તાલાયકીવાળું એક આકર્ષક નાટક **સિંહગઢ** (જેને વિષે શ્રી બ. ક. ઠાકોરે 'ગુજરાતી'ના છેલ્લા દીવાળી અંકમાં પ્રશંસાલેખ લખ્યો છે તે) 'કુમાર'માં પ્રકટ કરવા દેવાની તેના લેખક તરફથી ખાસ અનુમતિ મળી છે આવતા વર્ષના વહેલામાં વહેલા અંકમાં તે ર. રાવળનાં ચિત્રો સાથે પ્રકટ થશે **કાવેરીના કલાપ્રદેશમાં** સફર કરાવતો દક્ષિણ હિંદની સ્થાપત્યસમૃદ્ધિ અને નિસર્ગશ્રીનો પરિચયલેખ પણ શ્રી આચાર્ય અને 'સૈનિક' ઉપરાંત એક ત્રીજા પ્રવાસ શોખીની સુંદર પ્રસાદી છે **'જંતુસૃષ્ટિની સામ્રાજ્ઞી'**માં પ્રકટ થતી કીડીની અનેક આશ્ચર્યકારી જીવનલીલા; દુનિયાની મામૂલીમાં મામૂલી છતા અતિ મહત્ત્વપૂર્ણ વસ્તુ **'કાગળ'**ની કથા; ટેલિફોનમા વાત કરતી વખતે તમે તેના બોલનારને પણ જોઇ શકો એવી 'વિશ્વદૃષ્ટિ' આપનાર વિજ્ઞાનની છેલ્લી અજબ શોધ **ટેલિવીઝનનાં** રહસ્યો .... આ અને આવા બીજા વિજ્ઞાનલેખો આવતા વર્ષના લેખભંડારમા છે. 'ધૂમકેતુ'ની આ વર્ષે ફરી શરૂ થએલી જાણીતી લેખમાળા 'ઇતિહાસદર્શન' આવતા વર્ષનું ચાલુ અને અગત્યનું અંગ રહેશે. 'સુંદરમ્' અને 'શ્રીધરાણી', ઇન્દુલાલ ને ચમનલાલ ગાંધી, તથા પહેલા પાનાના તમારા બીજા મિત્રો તમને એ પાના પર આવતે વર્ષે પણ રસ અને પ્રેરણા આપ્યા જ કરવાના છે;—જુઓને, પોષના જ અંકને પહેલે પાને 'સુંદરમ્'નું સરસ કાવ્ય **'શહીદોને'** ર. રાવળના સુશોભન-ચિત્ર સાથે આવશે. તંત્રી ઉપરાંત કનુ દેસાઇ ને રસિકલાલ પરીખ, રવિશંકર પંડિત, સોમાલાલ શાહ ને કૃષ્ણલાલ જ્હૂની કલાકૃતિઓ તો 'કુમાર'ના વાચકો માટે હમેશાની ઉપલબ્ધ અમોલી સામગ્રી છે. આ વર્ષે પણ દર મહીને એકેક ત્રિરંગી મુખચિત્ર, બે વિવિધરંગી આર્ટ પ્લેટ, અને સદાની નવીનતા ધારતું એકેક કલાકૃતિવાળું પૂઠું 'કુમાર'નાં નિયમિત અંગ રહેવાનાં છે;—દર મહિને આવતા એના એક પ્રેરક જીવનચરિત્ર અને એક ટૂંકી વાર્તાની પેઠે 'બાળવિભાગ'ને માટે ગિજુભાઇનાં રેખાચિત્રો પણ ચાલુ જ રહેવાનાં છે; અને ગમતી સચિત્ર ગીતો પણ. મિજલસ, માધુકરી ને છેલ્લું પાનું એ 'કુમાર'નાં વિશિષ્ટ અંગો છે; આવતે વર્ષે એ વધુ વિકાસવંતાં તમે જોશો. આમ 'વધુ સમૃદ્ધ ને વધુ સુંદર કુમાર' ગુજરાતના ઘરોને ઉત્તરોત્તર મળ્યા જ કરવાનું છે. અને અમને પણ ગ્રાહકોનો ટેકો, અમારી ખાતરી છે કે, દર વર્ષની જેમ વધુ ને વધુ મળ્યા કરવાનો છે. 'કુમાર' આજે સુંદર ને સમૃદ્ધ હોય તો તેમની એ સહાય ને સમભાવને લીધે છે. એને 'વધુ સુંદર ને વધુ સમૃદ્ધ' કરવું પણ તેમના જ હાથમાં છે.

સુધારો : ૩ નવાં પુસ્તકોની જાહેર ખબરમાં ગલગોટાની કિં. ભૂલથી ૦-૮-૦ છપાઇ છે તેને બદલે ૦-૧૦-૦ જોઇએ

# કુમાર

તંત્રી : રવિશંકર રાવળ

અંક ૮૩



સેવા કરે દેશની સૂત્ર કાંતી
લાવે વિવેકે ભરી વીર વાણી
સંતુષ્ટ ને પુષ્ટ સમાજ આપો
એને નવે વર્ષ સ્વરાજ-વધાવો

## આવતી કાલનાં નાગરિકોનું માસિક

# આઠમે વર્ષે

'કુમાર' કિંમતમાં સસ્તું અથવા કદમાં સમૃદ્ધ થઇ શકે તેવી યોજના ચાલુ વર્ષમાં વહેતી મૂકવાની અમારી કામના હતી, પણ આ વર્ષે દેશમાં ઉદ્દીપ્ત થએલી સ્વાતંત્ર્યની કામના એટલી ઉગ્ર છે કે બીજી બધી ઇચ્છાઓ તેની આગળ ગૌણ બની રહી છે. છતાં વર્ષ આખાના અંકો પર નજર નાખનાર અને 'કુમાર'ના પરિચયમાં રહેનાર સૌ જોઈ શકશે કે કદમાં નહિ તો સામગ્રીમા તો તે ઉત્તરોત્તર સમૃદ્ધ બનતું જ આવ્યું છે. 'વધુ સુંદર ને વધુ સમૃદ્ધ કુમાર' એ જ અમારી નજર આગળ સતત રહેતી નેમ છે. આવતે વર્ષે પણ એની એ નિત્યનૂતન વિવિધતા અને સામગ્રીની રિદ્ધિ અખંડ ચાલુ રહે એવી તૈયારીઓ અમે કરી છે. પહેલા અને આકર્ષક ખુશખબર અમારે વાચકોને આપવાના છે તે એમના માનીતા લેખક શ્રી 'સુકાની' તરફથી. પોષના જ અંકથી એ '**પાતાળનૌકા**' નામની સબમરીનનાં સાહસોની નવી દરિયાઇ વાર્તા 'કુમાર'મા ચાલુ કરવાના છે. આ વર્ષે 'દરિયાના દાનવ'ની એમની લાંબી વાર્તા જેણે વાચી હશે તે સૌ તો, અમારી ખાતરી છે કે ઉત્સુક અંતરે એ અંકની રાહ જ જોવાના. **'ચાંદની'** એ રવિશંકર રાવળનું એક વિરલ ત્રિરંગી ચિત્ર પોષના મુખચિત્ર તરીકે તમને મળશે. વિદ્વત્તા, રસ અને પ્રસાદ ત્રણે જેમાં હોય છે તે શ્રી હરિનારાયણ આચાર્યની પ્રવાસ-લેખમાળાનો એક વધુ મણકો **'ચંદ્રાવતી'** પોષના અંકથી એ માળાને આગળ ચાલુ કરશે હાઇસ્કુલ કૉલેજોમા ભજવી શકાય તેવાં કુમારજીવનને અનુરૂપ સ્રીપાત્ર વિનાના નાટકોની આપણે ત્યાં મોટી ખોટ છે તે પૂરે એવું ઉત્તમ તખ્તાલાયકીવાળું એક અપ્રકટ નાટક **સિંહગઢ** (જેને વિષે શ્રી બ. ક. ઠાકોરે 'ગુજરાતી'ના છેલ્લા દીવાળી અંકમાં પ્રશંસાલેખ લખ્યો છે તે) 'કુમાર'માં પ્રકટ કરવા દેવાની તેના લેખક તરફથી ખાસ અનુમતિ મળી છે. આવતા વર્ષના વહેલામાં વહેલા અંકમાં તે ર. રાવળનાં ચિત્રો સાથે પ્રકટ થશે **કાવેરીના કલાપ્રદેશમાં** સફર કરાવતો દક્ષિણ હિંદની સ્થાપત્યસમૃદ્ધિ અને નિસર્ગલીલાનો પરિચયલેખ પણ શ્રી આચાર્ય અને 'સૈનિક' ઉપરાંત એક ત્રીજા પ્રવાસ-શોખીની સુંદર પ્રસાદી છે **'જંતુસૃષ્ટિની સામ્રાજ્ઞી'**માં પ્રકટ થતી કીડીની અનેક આશ્ચર્યકારી જીવનલીલા; દુનિયાની મામૂલીમાં મામૂલી છતાં અતિ મહત્ત્વપૂર્ણ વસ્તુ **'કાગળ'**ની કથા; ટેલિફોનમાં વાત કરતી વખતે તમે તેના બોલનારને પણ જોઇ શકો એવી 'વિશ્વદૃષ્ટિ' આપનાર વિજ્ઞાનની છેલ્લી અજબ શોધ **ટેલિવીઝન**નાં રહસ્યો.... આ અને આવા બીજા વિજ્ઞાનલેખો આવતા વર્ષના લેખભંડારમાં છે. 'ધૂમકેતુ'ની આ વર્ષે ફરી શરૂ થએલી જાણીતી લેખમાળા 'ઇતિહાસદર્શન' આવતા વર્ષનું ચાલુ અને અગત્યનું અંગ રહેશે. 'સુંદરમ્' અને 'શ્રીધરાણી', ઇન્દુલાલ ને ચમનલાલ ગાંધી, તથા પહેલા પાનાના તમારા બીજા મિત્રો તમને એ પાના પર આવતે વર્ષે પણ રસ અને પ્રેરણા આપ્યા જ કરવાના છે;—જુઓને, પોષના જ અંકને પહેલે પાને 'સુંદરમ્'નું સરસ કાવ્ય **'શહીદોને'** ર. રાવળના સુશોભન-ચિત્ર સાથે આવશે. તંત્રી ઉપરાંત કનુ દેસાઇ ને રસિકલાલ પરીખ, રવિશંકર પંડિત, સોમાલાલ શાહ ને કૃષ્ણલાલ ભટ્ટની કલાકૃતિઓ તો 'કુમાર'ના વાચકો માટે હમેશની ઉપલબ્ધ અમોલી સામગ્રી છે. આ વર્ષે પણ દર મહીને એકેક ત્રિરંગી મુખચિત્ર, બે વિવિધરંગી આર્ટ પ્લેટ, અને સદાનીઃ નવીનતા ધારતું એકેક કલાકૃતિવાળુ પૂઠું 'કુમાર'નાં નિયમિત અંગ રહેવાનાં છે;—દર મહિને આવતા એના એક પ્રેરક જીવનચરિત્ર અને એક ટૂંકી વાર્તાની પેઠે. 'બાળવિભાગ'ને માટે ગિજુભાઇનાં રેખાચિત્રો હજી ચાલુ જ રહેવાનાં છે; અને ગમ્મતી સચિત્ર ગીતો પણ. મિજલસ, માધુકરી ને છેલ્લું પાનું એ 'કુમાર'નાં વિશિષ્ટ અંગો છે; આવતે વર્ષે એ વધુ વિકાસવંતાં તમે જોશો. આમ 'વધુ સમૃદ્ધ ને વધુ સુંદર કુમાર' ગુજરાતનાં ઘરોને ઉત્તરોત્તર મળ્યા જ કરવાનું છે. અને અમને પણ ગ્રાહકોનો ટેકો, અમારી ખાતરી છે કે, દર વર્ષની જેમ વધુ ને વધુ મળ્યા કરવાનો છે 'કુમાર' આજે સુંદર ને સમૃદ્ધ હોય તો તેમની એ સહાય ને સમભાવને લીધે છે. એને 'વધુ સુંદર ને વધુ સમૃદ્ધ' કરવું પણ તેમના જ હાથમાં છે.

# માર



ભાદરવો ૧૯૮૬

૮૧મો અંક



તંત્રી: રવિશંકર રાવળ

# કુમાર

**ચૈત્ર** ઓગણીસ સો છયાશી

**૭૬**મો અંક



તરુણોને ટેકે

સંગ્રામકૂચમાં શ્રમિત ગાંધીજી બે કુમાર-સૈનિકોને ટેકે આગળ ધપે છે.
(અને સ્વાતંત્ર્યયુદ્ધમાં પણ એમને દેશના તરુણોનો જ ટેકો છે ને ?)



## જીવનચરિત્રો



## વાર્તાઓ



## લેખો



## નાના લેખો

## બાળવિભાગ

### વાર્તાઓ અને લેખો



### કાવ્યો



## માધુકરી

## પરચુરણ



'કુમાર' માસિકના સંચાલક હોવાનું જે જીવનસૌભાગ્ય મને મળ્યું છે તેટલામાત્રથી જ મારી કૃતાર્થતા હું માની શકતો નથી. 'કુમાર'દ્વારા અનેક યુવાનો અને વિદ્યાર્થીઓનાં જિગરમાં રહેલાં આત્મતત્ત્વ ચેતવી, તેમને તેમના પર લદાએલી ઘમકી કેળવણી અને મધ્ય યુગની રૂઢ અધીનતાના મદ આદર્શોમાંથી મુક્ત કરી સાહસ અને શૌર્યના પ્રદેશોમાં ફેરીને, તેઓ આ અદ્ભુત વિશ્વમાં જહેમત અને પરાક્રમ ખેડતા થઇ 'રસ' વિદ્યા અને સત્તાના સ્વામિત્વમાં યોગ્ય ભાગીદાર બને એ જોવાની મારી દિનરાતની ઝંખના છે.

એકએક કુમારને પણ જ્યારે જ્યારે ...ની માયાજાળમાંથી મુક્ત થઇ સ્વનયાસ અને સ્વતંત્ર પ્રયોગને માર્ગે વળતો જોઇએ છીએ ત્યારેત્યારે ગુલામીના બંધન ધીરેધીરે કપાતા હોય એમ લાગે છે. એના એ મુક્ત થવા સાથે જ એને જગત નવું લાગે છે. તે માતાપિતા, શાળા કે સમાજનો ગુલામ રહેવા ચાહતો નથી. તે પોતાનો સમાજ સરજી રહ્યો હોય છે. તેનામાં અધીનતા દેખાય તો તે હેતુપૂર્વક સ્વેચ્છાએ સ્વીકારેલી. તે પ્રબળ બને તો તેની અજ્ઞાન અને નાદાન હાલત પર દબાણ કરતા સમાજ અને રૂઢિના દોર તોડવાને જ. તે પ્રચંડ કાવતરાંમાં ઝપલાવે તે એનામાં દેશપ્રેમની ભાવનાનો ફુવારો ફાટી નીકળ્યો હોય તેથી જ. તે દેશપરદેશ ખેડે તો સ્વજાતિસન્માન અને જ્ઞાનસંગ્રહ માટે જ. જીવનની પળેપળ તે આંતશી ગોળાની જેમ દરેક ક્રિયામાં જ્વલંત અને તેજોમય થઇ જીવે છે. તેની દૃષ્ટિમાંથી મૃત્યુ ઓસરી જઇ તે મૃત્યુંજય થયો હોય છે. જગતના ચોપડે લખાવાની તેને પરવા નથી. તે જીવે છે જીવવાને જ. ક્ષત્રિલક્ષણ તે પોતાની સાધનાઓથી દેશને સમૃદ્ધ સબળ અને સ્વતંત્ર થએલો જોવા તલપી રહ્યો હોય છે.

'કુમાર' સાક્ષરતા પ્રચારવા નથી સરજાયું. 'કુમાર'ની કળા પણ સ્વદેશનું સાચું દર્શન અને સાચો આત્મવિકાસ કરવાના સાધન રૂપ ન બને તો તે પણ કંઇ જ નથી. કેળવણીની મર્યાદાઓ તોડવાને અમે મથી રહ્યા છીએ એટલે અમે કેળવણીકાર હોવાનો દાવો પણ ન કરી શકીએ. શિક્ષક કે ગુરુના સ્થાન ઉપર તો અમારા આરોપો જાહેર થઈ ગયા છે. અનેક જાતની પ્રમાલિયા વિગતોથી ઉભરાતું, વાચકોના અભિપ્રાય ગુંચવનારૂં પત્રકારિત્વ પણ અમને અપ્રિય છે. ધર્મ, નીતિ ને આચારનાં સ્વરૂપો તો માણસ પોતાના અનુભવોથી જ સ્વીકારે છે. તેની સ્મૃતિ આ યુગના વિજ્ઞાનીઓ ઘડી રહ્યા છે, અને તે દિશામાં માનવજાતિને બંધનમુક્ત કરી વિશાળ પ્રદેશની ખુલ્લી હવા, વ્યાયામ ને આરોગ્યનો પહેલો મંત્ર પઢાવી રહ્યા છે. આટલું કહ્યા પછી 'કુમાર' કયો મંત્ર પ્રચારવા મથી રહ્યું છે એ હવે સ્પષ્ટ કરવું પડશે ?

'કુમાર' કોઇને દોરવા કે મતાધીન બનાવવા નથી માગતું. ગુજરાતનાં કુમાર કુમારીઓ તેને અપનાવી પોતાનાં ધ્યેય, ભાવનાઓ અને અભિલાષો પ્રગટાવવાનું એક અગત્યનું સાધન બનાવી સખ્ય સાધે તેમાં જ 'કુમાર'ની સફળતા છે. હાલની હાઇસ્કૂલ, કૉલેજ કે યુનિવર્સિટીએ વિદ્યાર્થીને નિરુદ્યમી, પરાશ્રયી, લાચાર પ્રાણી બનાવવા સિવાય બીજી નજર જ રાખી નથી. તે સામે વિદ્યાર્થી જગત આખું અકળાઇ ઉઠે અને નવી રચના તથા નવા માર્ગોની માગણી કરે અથવા સ્થાપના કરે એ અમારી પહેલી ખ્વાહેશ છે. અને જ્યારે જ્યારે તક મળશે ત્યારેત્યારે તે વિદ્રોહની હીલચાલને વેગ આપવા અમે સર્વ સક્રિય પ્રયત્નો કરતાં રહીશું.

વિદ્યાર્થીઓ વહેલા ઘરથી છુટા થાય તો જ તે સ્વાશ્રયી બની શકે. પરણે, ને છોકરાં થાય ત્યાં સુધી બાપની ચિઠ્ઠી કે ભલામણ હોય તો જ વધારો એવું માની બેઠેલા છોકરાઓ જોઉં છું ત્યારે આપણા સંસ્કાર માટે શરમ ઉપજે છે. જર્મની અને અમેરિકાનાં નામો આપણી




બૅરન કૉનરેડ ફૉન મોલો

# કુમાર

વર્ષ ૭ અંક ૧ — પોષ ૧૯૮૬

## ઉદ્‌બોધન

[પૃથ્વી]




રહ્યો ક્યમ પુરાઇ રે મનુજ ક્ષુદ્ર આ કોટડે,
લગાવી દઇ આગળા નિજ કરે બધાં બારણે!
ન જીવ અકળાય શું ઘન બનેલ અંધારમાં!
દીવાલ જડ કેમ ના રૂંધતી છાય નીચે તને!

ઉઘાડ તવ બારણાં બળ વડે પદાઘાતથી,
ઉખાડ જડમૂળથી જડ દીવાલ આ જેલની;
વિશાળ જગ જો નવું નીકળી બ્હાર મેદાનમાં,
અનંત નભ જો તને કંઇ નિમંત્રણો આપતું.

✽ ✽

યદિ જીવન વાંચ્છતો પ્રબળ વીરતાથી ભર્યું,
સદા ય સ્થિર સાહસે શુભ મનોરથો ખેડતું,
પ્રતાપી પરમાર્થના અમલ ભવ્ય આદર્શનું,
ન તો ઘટિત આ નીચા પૃથિવીના પટે ઉચવું.

કસી કમર ઉઠ તો અચલ આત્મશ્રદ્ધા વડે,
મનોબળ જમાવીને અડગ વીરતાને ડગે,
ઉંચેરી ગિરિમાળ આ ગગનચુંબી આરોહવા,
અનંત નવતાભર્યા શિખર ભવ્ય એ માપવા.

ચઢાવ કપરો અને ભયભર્યો સીધો છે બધો,
કરાળ બળ માપતા નડત અંતરાયો પથે,
મહા ખડક ભેખડો કઠણ છાતીએ આથડે,
છતાં ય વીર સાહસે નહિ કદિ ય પાછો પડે.

ઉંડી બહુ ઉંડી ખીણો નજર ના તળે પ્હોંચતી
કરાળ મુખ મૃત્યુનું ઉભય પાસ શું ઉઘડે!
ચઢે મગજ ચક્કરે નિરખી કાયરોનું તહીં,
ન ધૈર્ય સમતોલના વીર ગુમાવતા રે કદિ.

ચઢો વીર ઉંચે ચઢો શિખર એ અનેરાં નવાં,
પ્રતિ શિખર પ્હોંચતાં અજબ દૃષ્ટિ-શા ઉઘડે!
વિશાળ જગ ચો દિશે નિરખજો નવી દૃષ્ટિથી,
રહસ્યમય વ્યોમના મરમ ભેદ કૈં વાંચજો.

પૂંજાલાલ



'કુમાર' માસિકના સંચાલક હોવાનું જે જીવનસૌભાગ્ય મને મળ્યું છે તેટલામાત્રથી જ મારી કૃતાર્થતા હું માની શકતો નથી. 'કુમાર' દ્વારા અનેક યુવાનો અને વિદ્યાર્થીઓનાં જિગરમાં રહેલાં આત્મતત્ત્વ કેળવી, તેમને તેમના પર લદાએલી ધમંડી કેળવણી અને મધ્ય યુગની રૂઢ અર્વાચીનતાના મદ આદર્શોમાંથી મુક્ત કરી સાહસ અને શૌર્યના પ્રદેશોમાં પ્રેરીને, તેઓ આ અદ્‌ભુત વિશ્વમાં જહેમત અને પરાક્રમ ખેડતા થઇ રસ વિદ્યા અને સત્તાના સ્વામિત્વમાં યોગ્ય ભાગીદાર બને એ જોવાની મારી દિનરાતની ઝંખના છે

એકએક કુમારને પણ જ્યારે જ્યારે નોકરીની માયાજાળમાંથી મુક્ત થઇ સ્વપ્રયાસ અને સ્વતંત્ર પ્રયોગને માર્ગે પળતો જોઇએ છીએ ત્યારેત્યારે ગુલામીના બંધન ધીરેધીરે કપાતા હોય એમ લાગે છે. એના એ મુક્ત થવા સાથે જ એને જગત નવું લાગે છે તે માતાપિતા, શાળા કે સમાજનો ગુલામ રહેવા ચાહતો નથી. તે પોતાનો સમાજ સરજી રહ્યો હોય છે. તેનામાં અધીનતા દેખાય તો તે હેતુપૂર્વક સ્વેચ્છાએ સ્વીકારેલી. તે પ્રબળ બને તો તેની અજ્ઞાન અને નાદાન હાલત પર દબાણ કરતા સમાજ અને રૂઢિના દોર તોડવાને જ. તે પ્રચંડ ક્રાન્તિરામાં ઝંપલાવે તે એનામાં દેશપ્રેમની ભાવનાનો ફુવારા ફાટી નીકળ્યો હોય તેથી જ. તે દેશપરદેશ ખેડે તો સ્વજાતિસન્માન અને જ્ઞાનસંગ્રહ માટે જ. જીવનની પળેપળ તે આતશી ગોળાની જેમ દરેક ક્રિયામાં જ્વલંત અને તેજોમય થઇ જીવે છે, તેની દૃષ્ટિમાંથી મૃત્યુ ઓસરી જઇ તે મૃત્યુંજય થયો હોય છે જગતના ચોપડે લખાવાની તેને પરવા નથી. તે જીવે છે જીતવાને જ. ક્ષણેક્ષણ તે પોતાની સાધનાઓથી દેશને સમૃદ્ધ સબળ અને સ્વતંત્ર બનાવેલો જોવા તલપી રહ્યો હોય છે.

'કુમાર' સાક્ષરતા પ્રચારવા નથી સરજાયું. 'કુમાર'ની કળા પણ સ્વદેશનું સાચું દર્શન અને સાચો આત્મવિકાસ કરવાના સાધન રૂપ ન બને તો તે પણ કંઇ જ નથી. કેળવણીની મર્યાદાઓ તોડવાને અમે મથી રહ્યા છીએ એટલે અમે કેળવણીકાર હોવાનો દાવો પણ ન કરી શકીએ. શિક્ષક કે ગુરુના સ્થાન ઉપર તો અમારા આરોપો જાહેર થઈ ગયા છે. અનેક જાતની ધમાલિયા વિગતોથી ઉભરાતું, વાચકોના અભિપ્રાય ગુંચવનારૂં પત્રકારિત્વ પણ અમને અપ્રિય છે. ધર્મ, નીતિ ને આચારનાં સ્વરૂપો તો માણસ પોતાના અનુભવોથી જ સ્વીકારે છે. તેની સ્મૃતિઓ આ યુગના વિજ્ઞાનીઓ ઘડી રહ્યા છે। અને તે દિશામાં માનવજાતિને બંધનમુક્ત કરી વિશાળ પ્રદેશની ખુલ્લી હવા, વ્યાયામ ને આરોગ્યનો પહેલો મંત્ર પઢાવી રહ્યા છે. આટલું કહ્યા પછી 'કુમાર' કયો મંત્ર પ્રચારવા મથી રહ્યું છે એ હવે સ્પષ્ટ કરવું પડશે ?

'કુમાર' કોઇને દોરવા કે મતાધીન બનાવવા નથી માગતું. ગુજરાતનાં કુમાર કુમારીઓ તેને અપનાવી પોતાનાં ધ્યેય, ભાવનાઓ અને અભિલાષો પ્રગટાવવાનું એક અગત્યનું સાધન બનાવી લક્ષ્ય સાધે તેમાં જ 'કુમાર'ની સફળતા છે. હાલની હાઇસ્કૂલ, કૉલેજ કે યુનિવર્સિટીએ વિદ્યાર્થીને નિરુદ્યમી, પરાશ્રયી, લાચાર પ્રાણી બનાવવા સિવાય બીજી નજર જ રાખી નથી. તે સામે વિદ્યાર્થી જગત આખું અકળાઇ ઉઠે અને નવી રચના તથા નવા માર્ગોની માગણી કરે અગર તે સ્થાપના કરે એ અમારી પહેલી ઝુંબેશ છે અને જ્યારે જ્યારે તક મળશે ત્યારેત્યારે તે વિષેની હીલચાલને વેગ આપવા અમે, સર્વ સક્રિય પ્રયત્નો કરતાં રહીશું.'

વિદ્યાર્થીઓ વહેલા ઘરથી છૂટા થાય તો જ તે સ્વાશ્રયી બની શકે. પરણે, ને છોકરાં થાય ત્યાં સુધી બાપની ચિઠ્ઠી કે ભલામણ હોય તો જ વધારો એવું માની બેઠેલા છોકરાઓ જોઉં છું ત્યારે આપણાં સંસ્કાર માટે શરમ ઉપજે છે. જર્મની અને અમેરિકાનાં નામો આપણી



બૅરન કૉનરેડ ફૅન મોલે







જીવનનાં મૃગજળ

આ વ્યંગચિત્ર સમજાવવું પડે એમ નથી. ઊગતી પ્રજાને માટે એમાં સ્પષ્ટ ચેતવણી છે.

જીભમાંથી કાઢતાં પહેલાં આપણે હજાર વખત થોભવું પડશે. આ લખું છું તે વખતે જર્મનીથી હિંદુસ્તાન જોવા આવેલો એક ઓગણીસ વર્ષનો છોકરો ફ્રાન મોલો મારી આંખ સામે ઉભો જોઉં છું. મુનિ જિનવિજયજી સાથે તે થર્ડ ક્લાસની મુસાફરી કરતો આવ્યો છે. તેણે અનેક જર્મન પત્રોને લખ્યું કે હું હિંદુસ્તાન જાઉં તો મારા વૃત્તાંતલેખનના પૈસા આપો કે નહિ? તેરચૌદ ચોપાનિયાંએ તેને ઉત્તેજન આપ્યું. તેમને ફરીવાર તેણે લખ્યું કે પ્રવાસના પુરા પૈસા આપે—ને આગળથી આપે તેને જ હું મારા લેખો આપીશ. એવી રીતે આપનાર પણ એક તંત્રી નીકળ્યો અને તે રીતે એ અહીં આવ્યો છે.

તેનો બાપ મહાન યુદ્ધ પહેલાં બૅરન હતો. લડાઇ પછી જર્મનીમાં કોઇની અમીરાઇ રહી નથી; અમીર ગણાવું ત્યાં ગુનોહ ગણાય છે; પ્રજામાં બધા ય સમાન. એટલે આજે તે સામાન્ય નાગરિક તરીકે જીવન ગાળે છે. પણ એ સારી શક્તિવાળો લેખક ગણાય છે અને કવિઓની ઍકેડેમીનો પ્રમુખ છે. ફ્રાન મોલો પંદર વર્ષની વયે પોતાના બાપથી છૂટો પડ્યો અને ગામડાની કૉમેન્સ સ્કુલમાં ભણ્યો. આવી શાળામાં વિદ્યાર્થી બધું વેતરું કરતાં શીખે છે. તે ખેડે છે, કારખાનામાં કામ કરે છે, આપકમાણીથી ભણતો જાય છે અને સાથે-સાથે પોતાના આશ્રમને પણ નિભાવે છે. આમ બાળપણથી તદ્દન સ્વતંત્ર બનીને તે પોતાનાં ચારિત્ર્ય અને શક્તિ વિકસાવે છે.

> નિરાશામાં જેઓ હતોત્સાહ નથી થતા, સંશયમાં પણ જેઓ પોતાનો વિશ્વાસ ટકાવી શકે છે, અને એકલા એકલા પણ મોટી ઉમેદ મનમાં રાખી કામ ચલાવ્યે જાય છે તેઓ જ ઓટને થોભાવે છે ને નવી ભરતી આણી શકે છે
>
> (કાલેલકર)

આવી રીતે લાખો વિદ્યાર્થીઓ પોતાના બાહુબળે પોતાની શાળા ટકાવી રહ્યા છે ને ખર્ચ મેળવી રહ્યા છે. તેઓ સાચું ભણતર મેળવે છે, સાચી તાલીમ મેળવે છે. જીવનસંગ્રામથી તેઓ ડરતા નથી. છોકરીઓ પણ સરખા જ હક ને માન ભોગવે છે. આ વાત આપણા દેશમાં હજુ દંતકથા જ ગણાશે. જો ખરેખરો ઉદય કરવો હોય તો કાલથી જ એની સૃષ્ટિનું મંડાણ થવું જોઇએ; એવા પ્રયોગો શ્રદ્ધા રાખી આદરવા જોઇએ. આપણે ત્યાં ઉદ્યોગ ને કામકાજ કરતાં, આજે તો મૅટ્રિકની પરીક્ષાનું મહત્ત્વ વધુ મનાય છે. મૅટ્રિકની પરીક્ષા-પસાર કરવા જેટલી પણ કામની આવડતની અને ખરી સમજણની કદર વિદ્યાર્થીઓ કરશે નહિ ત્યાં સુધી તેઓ વલખાં મારતા જ રહેશે.



અતિશય સરળ છતાં પુષ્ટ અને પૂર્ણ વિકાસ પામેલાં અંગોનું અત્યંત રમણીય સમતોલપણું નિયમિત વ્યાયામઅભ્યાસથી પ્રાપ્ત થઇ શકે છે એના દૃષ્ટાંત રૂપ ભાઇ કાળાગોપીનું આ ચિત્ર છે. સુરતની સાર્વજનિક હાઇસ્કુલમાં અભ્યાસ કરતો આ પારસી કિશોર ત્રણ વર્ષથી વ્યાયામનો નિયમિત ઉપાસક છે. ઉમર વર્ષ ૧૮; ઉંચાઇ ૫ ફુટ ૫ ઇંચ; વજન ૧૪૧; ભાઇ કાળાગોપીનુ વિવિધ વ્યાયામપદ્ધતિના ફળરૂપ આ અંગપ્રમાણ ખરેખર પ્રશસ્ય છે. છાતી ૪૦ ઇંચ, ગરદન ૧૫ ઇંચ, દંડ ૧૪॥ ઇંચ, જાંઘ ૨૧ ઇંચ. બુદ્ધિ અને બળનો આવો સંયોગ કોને નથી રુચતો ?

### આ સામેના પાના પરની છાયાછબી

ચિત્ર બગડે કે ફાટે નહિ એવી રીતે સામેનું પાનું છૂટું પાડો. એકાદ જાડા સપાટ પુઠા કે પાટીઆ પર તે રાખીને ધારદાર ચપ્પુ કે નરેણી વડે તેમાંનો કાળા ભાગનો એકેએક ગાળો સાવચેતી તથા સફાઇથી કોતરી કાઢો. નાના ગાળા પહેલા કોતરી કાઢવાથી કામ સરળ બનશે ડાબે હાથે ચિત્ર બરોબર દાબી રાખીને જમણા હાથમાં ચપ્પુ કે નરેણી પકડી તેની ધાર તમારા તરફ ખેંચતા રહો એટલે કપાશે. બહુ મોટા ગાળા કાપતી વખતે નાના નાના ક્ષપા કરીને સાવચેતીથી વધલો. એકસાથે લાંબા કાપો ખેંચવાના લોભમાં પડવાથી કદાચ ચિત્ર બગડશે. સફેદ લીટીઓ પાતળી હોય ત્યાં ખાસ સંભાળ રાખજો કે કાગળ ફાટે નહિ ને સફેદ લીટી કપાઇ જાય નહિ ચપ્પુ સારૂં હશે તો જ ચાલશે; નહિતર એના કરતાં સેફ્ટી રેઝરનું વપરાએલું પાનું કે ધારદાર નરેણી મનમાન્યું કામ આપશે. ધાર જેમ સારી હશે તેમ તમારે જોર ઓછું વાપરવું પડશે અને કામ સરળ તથા સફાઇવાળું થશે.

બધા કાળા ગાળા કપાઇ રહે ત્યારે, (દિવસ હોય તો) અંધારા ઓરડામાં, અથવા રાતને વખતે પરમા ગમે તે ભીંત પર આ છબી વડે છાયાચિત્ર પડી શકશે. એક હાથમાં આ કાપેલું ચિત્ર પકડી બીજા હાથે તેની સામે મીણબત્તી કે નાનો દીવો રાખી ભીંત પર તેનો પડછાયો નાખશો એટલે એક મોટી છબી પડેલી દેખાશે. વિજળીની હાથબત્તીથી આ પ્રયોગ બહુ સરળ બનશે દિવસના તડકામાં છાયાછબી મોટી નહિ બને, પણ એ માપની તો સ્પષ્ટ દેખાશે જ. વધુ છબીઓ હવે પછી.



**આ છાયાછબી કોની છે?**

ગોરા-ઘરની ભીંત પર તેની મોટી આકૃતિ ઉતારીને એ ઓળખી કાઢવાની જયા પાના-પરની રમત બહુ રમુજી છે.

## સ્વાતંત્ર્યસંગ્રામના સેનાધ્યક્ષ

# રાષ્ટ્રપતિ જવાહરલાલ નેહરૂ



લાહોર મહાસભાના રાષ્ટ્રપતિના સેવાસરા.

ભારતના ઇતિહાસમાં અસહકારયુગ જેટલો એણે આણેલી સર્વદેશીય રાષ્ટ્રીય જાગૃતિને માટે ચિરકાળ સુધી સ્મરણીય રહેશે એથી વિશેષ તો એણે દેશભરમાં પ્રગટાવેલ વિરલ આત્મત્યાગની જ્વાળા માટે એ યાદ રહેશે. એ સર્વભક્ષી જ્વાળામાં ભલભલા હોમાયા; એશઆરામમાં મહાલતા અનેક અમીરોએ ફકીરી ધારણ કરી. એ અમીરી ફકીરીમાં સર્વથી લક્ષ ખેંચે એવી એક ફકીરી હતી બંગાળના એક સર્વશ્રેષ્ઠ ધારાશાસ્ત્રીની ને બીજી સંયુક્ત પ્રાંતના એટલા જ ગુણી ને સમૃદ્ધ એક પિતાપુત્રની જોડલીની! બુદ્ધિ ને દોલત ઉભયની સમૃદ્ધિમાં આળોટતા દેશબંધુ દાસના ભેખે જગત સમક્ષ આત્મત્યાગનું કોઇ અનેરૂં દૃષ્ટાંત રજુ કર્યું, અને ભલભલા રાજા-મહારાજાઓનાં પણ માન મુકાવે એવી બાદશાહી ભોગવતા નેહરૂ પિતાના યુવાન પુત્રની ફકીરીએ તો એક વખત પુનઃ કુમાર સિદ્ધાર્થના ત્યાગની ઝાંખી કરાવી! હિંદના રાજકારણમા ગાંધીજીના પ્રવેશે રાજકીય લડતનું આખું સ્વરૂપ જ ફેરવી નાખ્યું.

આ ફકીરી સ્વીકારવામાં એણે કંઇ ગુમાવ્યું નથી એ કાળે સિદ્ધ કર્યું છે. અઢળક ધન, અમાપ બાદશાહી કે અનુપમ યશના એ અધિકારીએ એ સર્વને સ્થાને એક વધુ કીમતી વસ્તુ મેળવી છે. આઠ વર્ષના ટુંક સમયમાં એણે દેશભરની પ્રજાના હૃદયનો કબજો મેળવ્યો છે. આજે આનંદભુવનનો એ 'છોટા મહાત્મા' રાષ્ટ્રપતિના સિંહાસને આરૂઢ થયો છે. જગતમાં આ યશ ઘણા ઓછાને લલાટે લખાયો હશે. ઇ. સ. ૧૯૧૯ થી ૧૯૨૯નો દસકો ભારતના ઇતિહાસમાં જે અનેક અર્પણોના ઇતિહાસ તરીકે અમર રહેશે તેમાં પંડિત જવાહરલાલનું અર્પણ ભાવી ઇતિહાસકારની નોંધમાં અવશ્ય આલેખાશે!

નેહરૂ કુટુંબ એ પ્રયાગનગરનું ગૌરવ છે. એ કુટુંબની સંસ્કારિતા, ઉદારતા, વિદ્યાનુરાગ ક્વચિત જ બીજે મળે છે. આ સર્વ સ્વરૂપરાણીદેવી અને પંડિત મોતીલાલજીના આ પુત્રને સંપૂર્ણ રીતે વારસામાં મળ્યાં છે. કાશ્મીરી બ્રાહ્મણ એટલે એ કુટુંબીજનોના શરીર-સૌંદર્યનું તો પુછવું જ શું? સુસ્વરૂપતાનો એ વારસો પણ નાના જવાહરે એટલા જ પ્રમાણમાં મેળવ્યો છે.

નેહરૂ કુટુંબના વડવાઓ મુળ કાશ્મીરમાંથી મોગલ રાજ્યના સમયમાં દિલ્હી આવેલા. પંડિત મોતીલાલજીના વડવા પંડિત રાજકુલ નેહરૂ બાદશાહ ફરૂખશિયરના શિક્ષક હતા. તે પછી ઉત્તરોત્તર નેહરૂ કુટુંબના નબીરાઓએ દિલ્હીમાં સારી પ્રતિષ્ઠા તથા લક્ષ્મી મેળવ્યાં. તેમાંના પંડિત ગંગાધર નેહરૂ દિલ્હીના કોટવાળપદે હતા. પંડિત ગંગાધરના બે પુત્રો પંડિત નંદલાલ ને પંડિત બંસીધર બંનેએ પિતાની હયાતીમાં જ સારા ધંધે લાગીને ઠીક આબરૂ જમાવેલી.

પંડિત ગંગાધરના મરણ પછી ચાર મહીને તેમનાં પત્ની જયરાણીજીને પુત્ર સાંપડ્યો. આ પુત્ર તે હિંદુસ્તાનભરમાં અગ્રણી રાષ્ટ્રીય નેતા અને હરેલ મુત્સદ્દી



પંડિત મોતીલાલ નેહરૂ

તરીકે નામ કાઢનાર પંડિત મોતીલાલ. માતા જયબાળી અને મોટા ભાઇ નંદલાલના અપ્રતિમ પ્રેમે બાળક મોતીલાલને પિતાના વાત્સલ્યની ઉણપ આવવા ન દીધી. કાનપુરની સરકારી હાઇસ્કુલમાં પંડિત મોતીલાલે પ્રાથમિક શિક્ષણ પુરૂં કર્યું ને હાઇકોર્ટ વકીલની પરીક્ષા પસાર કરી ત્યાં જ વકીલાત શરૂ કરી.

થોડા સમય પછી મોટાભાઇના મરણ બાદ કુટુંબનો બધો ભાર પંડિત મોતીલાલજીને શિર આવ્યો. તેમણે હવે વધારે મોટા ક્ષેત્ર તરફ નજર દોડાવી અને કાનપુર છોડી અલ્હાબાદ જઇ ત્યાંની હાઇકોર્ટમાં વકીલાત શરૂ કરી. થોડા જ સમયમાં તેજસ્વી મેધાવાળા અને કાયદાકાનુનના ઉંડા અભ્યાસી મોતીલાલે કેવળ અલ્હાબાદના વકીલમંડળમાં જ નહિ પણ સમસ્ત યુક્ત પ્રાંતમાં મશહૂર ઍડ્વોકેટ તરીકે નામ કાઢ્યું.

રાજકારણમાં પ્રથમ પ્રવેશ તેમણે આજથી ત્રેવીસ વર્ષ પર કર્યો. ઇ. સ. ૧૯૦૭માં તેમણે પહેલવહેલો મહાસભાને ઉમરે પગ દીધો અને તે પછી ધીમેધીમે તેમાં એટલો રસ લેતા ગયા કે અસહકારનાં પૂર આવ્યાં ત્યારે મોટી કમાણીની વકીલાતને પણ તિલાંજલિ આપી. ઇ. સ. ૧૯૧૯માં તેઓ અમૃતસરની મહાસભાના પ્રમુખ ચુંટાયા અને તે પછીની રાજકીય લડતને અંગે જેલનો પણ સ્વીકાર કર્યો. મદ્રાસની મહાસભાએ જ્યારે હિંદને માટેના આવશ્યક રાજ્યબંધારણની કમિટી નીમી તે વખતે એના અધ્યક્ષ તરીકે એ કામને માટે કાબેલ, રાજકારણપટુ વિચક્ષણ મુત્સદ્દી પંડિત મોતીલાલ વિના બીજો કોણ મળે? અને એ 'હિંદી રાજ્યબંધારણ સમિતિ'ના અધ્યક્ષ તરીકે એમણે ઘડેલા રીપોર્ટમાં હિંદને માટે જોઇતા રાજ્યબંધારણની જે રેખા આલેખી છે તે રાજ્યબંધારણના પ્રખર અભ્યાસીને જોજ આપે એવી છે. એ 'નેહરૂ રીપોર્ટ' દુનિયાભરમાં પંકાયો છે. તે પછી ફરી ૧૯૨૮ની મહાસભા વખતે કલકત્તામાં તે હિંદના રાષ્ટ્રપતિ તરીકે સ્વીકારાયા અને અનેક વિચિત્ર મતભેદો તથા દેશની ગંભીર પરિસ્થિતિની વચ્ચે તેમણે બાહોશીથી મહાસભાનું સુકાન સંભાળ્યું. પિતાએ અધુરો મુકેલો એ યજ્ઞ, જાણે કુદરતી સંજોગોએ જ પુત્રને હાથે પુરો કરાવવો ઇચ્છયું હોય તેમ, ગયા વર્ષે પંડિત જવાહરલાલને શિરે મહાસભાના રાષ્ટ્રપતિનો મુકુટ મુકાયો.

આજના જમાનાની દૃષ્ટિએ જોતાં પંડિત મોતીલાલજીનું લગ્ન નાનપણમાં થયું ગણાય. એ લગ્ન પછી થોડા જ સમયમાં બાળકને જન્મ આપતાં માતા ને બાળક બંને મરણ પામ્યાં. કેટલાક સમય પછી પંડિતજીએ રાવળપિંડીના પંડિત પ્રમથનાથનાં બહેન સ્વરૂપરાણી સાથે લગ્ન કર્યું. તેમણે એક બાળકને જન્મ આપ્યો, પરંતુ કમનસીબે તે પણ મૃત્યુ પામ્યું. એટલે, આમ બબ્બે બાળકની ખોટ પછી જ્યારે ૧૮૮૯ની ૧૪મી નવેમ્બરે પંડિતજીને ત્યાં પુત્રજન્મ થયો ત્યારે એમને મન તો એ રત્ન—જવાહર જેવો હતો. પણ કોણ જાણતું હતું કે એ જવાહર માત્ર એ કુટુંબનું જ નહિ પણ આખા હિંદનું અણમોલું રત્ન નીવડશે?

કુટુંબની ચડતી કળાના સમયમાં જન્મેલા આ લાડીલા બાળકનું લાલન રાજકુમારની પેઠે કરવામાં આવતું. એનું લાડનું નામ હતું 'નાને.' એ વખતે પંડિતજી એ જમાનાના વાતાવરણ પ્રમાણે અંગ્રેજોના જેવું જ જીવન જીવતા. પોતાના એકપુરા પુત્રના ઉછેર ને શિક્ષણ માટે તે એ વેળા ઉત્તમોત્તમ લાગતો પ્રબંધ કરે એ સ્વાભાવિક છે; એટલે બાળક 'નાને' બાળપણથી જ અંગ્રેજ નર્સો ને ગવર્નેસોના હાથમાં ઉછર્યો. દ્રવ્યની એમને ત્યાં રેલછેલ હતી; પરંતુ દ્રવ્યની રેલછેલમાં ઉછરતા ઘણા યે અમીર ઉમરાવોના સ્વચ્છંદી પુત્રોની પેઠે સમૃદ્ધિના સ્વાભાવિક વારસા રૂપી એક

પણ દુર્ગુણ જવાહરલાલમાં આવ્યો નથી.

સાત વર્ષની ઉમરે આ બાળકનું આરોગ્ય પંડિત-જીને અતિશય ચિંતાનું કારણ નીવડયું. પરિણામે ઇ.સ. ૧૮૯૭માં પંડિતજીએ પુત્રની શરીરસુધારણા અર્થે કુટુંબ-સહ કાશ્મીરની યાત્રા કરી, અને ત્યાંથી પાછા ફર્યા બાદ એમણે જવાહરના શિક્ષણ માટે સારામાં સારા શિક્ષકો રોકવાનો પ્રબંધ કર્યો. આમાં પણ મોટે ભાગે તો જોકે અંગ્રેજો જ હતા, છતાં હિંદી અને સંસ્કૃતનું જ્ઞાન પુત્રને આપવાનું પંડિતજી વિસર્યા નહિ. આ શિક્ષકોની નામાવલિમાં સૌથી ધ્યાન ખેંચે એવું એક નામ મિ. એફ. ટી. બ્રુક્સ નામના એક ધાર્મિક વૃત્તિના થીઓસોફિસ્ટ અંગ્રેજનું છે, કે જેનો પરિચય હિંદી જનતાને એક સુંદર લેખક તરીકે પાછળથી થયો છે. જવાહરની અગિયારથી પંદર વર્ષ સુધીની વયનું ઘડતર બ્રૂક્સે એવું કર્યું કે તેની અસર એના આખા જીવન પર પડી. આ આસ્તિક ગુરુએ શિષ્યને સાદું જીવન, ઉચ્ચ વિચારણા અને ઇશ્વરની આસ્થાના પાઠ પઢા-વ્યા, અને એક સવારે 'નાને' ને ગુરુમંત્ર ફૂંક્યો કે 'માંસાહાર એ પાપ છે.' બીજે જ ટંકે બાળકે મા-બાપને જણાવી દીધું કે પોતે માંસ ખાવાનો નથી! આ વાત આટલેથી જ ન અટકી, પણ ધીમેધીમે જવાહરે નાટકતમાશા, જલસા વગેરેના મોજશોખો પણ છોડવા માંડ્યા. બાળકને મનમાન્યા કોડ અને અપ્રતિમ વૈભવસુખ ભોગવાવવાની લાલસાવાળાં વડિલો આ સાદાઇ કેમ સાંખી શકે? આમ તો છોકરો સાધુ બની જશે એ બીકે મોટેરાંઓને આ શિક્ષક પર અણગમો થયો અને મિ. બ્રૂક્સને છુટા થવું પડ્યું. પણ એમનાં રોપેલાં બીજ એળે ન ગયાં. આજે તે સમય અને વાતાવરણનાં અનેક પડ ભેદીને પણ પલ્લ-વિત વૃક્ષ રૂપે ફાલ્યાં છે એ જગત આખું જુએ છે.

પુત્રને ઇંગ્લંડમા ઉત્તમમાં ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપવાના પુત્રઘેલા પિતાને કોડ હતા એટલે બરાબર પંદર વર્ષની કિશોર વયે પંડિતજી જવાહરને લઇ પત્ની તથા પુત્રી સાથે ઇ.સ. ૧૯૦૫ના મે માસમાં ઇંગ્લંડ ગયા. ત્યાં હૅરોની સુવિખ્યાત શાળામાં બાળક જવાહરે પ્રવેશ કર્યો. રાણી ઇલિઝાબેથે સ્થાપેલી આ શાળાએ બ્રિટનના અનેક રાજકારણપટુ મહાપુરુષો પકવ્યા છે. ત્યાંનું શિક્ષણ વિદ્યાર્થીને ઉત્તમોત્તમ જીવનપાથેય આપે છે એમ મનાય છે. અહીં વડોદરાના સ્વ. યુવરાજ ફતેસિંહરાવ અને કપુરથલાના હાલના ટીકા સાહેબ જવાહરલાલના સહાધ્યાયીઓ હતા. જવા-હર મધ્યમ વિદ્યાર્થી હતા, પણ રમતગમતમાં ખુબ શોખીન હતા. ઇ. સ. ૧૯૦૭માં હૅરોનું શાળાશિક્ષણ પુરૂં કરી એમણે કૅમ્બ્રિજની જગમશહૂર ટ્રિનીટી કૉલે-જમાં પ્રવેશ કર્યો. અહીં રહ્યા એ દરમ્યાન એમણે શારીરિક વિકાસ ખુબ સાધ્યો. ક્રિકેટ, ફૂટબૉલ અને બોટિંગ એમની પ્રિય રમતો હતી. ડૉ. કિચલુ, ડૅ. એમ. ખ્વાજા અને જે. એમ. સેનગુપ્તા અહીં એમના સહાધ્યાયીઓ હતા; * અને લાલા હરદયાળ ઑક્સ-ફર્ડમાં હતા, તે પણ એમના મિત્ર હતા. કૅમ્બ્રિજમાંના આ સૌ મિત્રોએ 'હિંદી મજલિસ' નામની સભા સરસ રીતે જમાવી. ૧૯૧૦માં એમણે 'નૅચરલ સાયન્સ' 'કેમિસ્ટ્રી' ને બૉટની (વનસ્પતિશાસ્ત્ર)માં સેકન્ડ કલાસ



પંડિત જવાહરલાલ નેહરુ [ફોટો : કુમાર સ્ટુડિયો]

* એમના સહાધ્યાયીઓમાં ઇંગ્લંડના હાલના પ્રિન્સ ઑફ વેલ્સ પણ હતા એ વાતની નોંધ પણ અહીં અસ્થાને નહિ ગણાય. પંડિતજીને પ્રિન્સ સાથે ઘણી સારી મૈત્રી જામી હતી અને પ્રિન્સ હિંદ આવ્યા ત્યારે અલ્હાબાદમાં પંડિત-જીને ખાસ મળવા આવ્યા હતા! ખુબી તો એ હતી કે એ વખતે પંડિતજી એજ પ્રિન્સના બહિષ્કારનો રાજકીય કાર્યક્રમ લઇ બેઠા હતા. એક સામ્રાજ્યવાદનો પ્રતિનિધિ, બીજો એ સામ્રા-જ્યવાદના જડમુળને ઉખેડના મથન કરતો ભારતીય પ્રજાનો હૃદય-સમ્રાટ! એ બે વચ્ચેની મૈત્રી કેવી હશે!

ઑનર્સ પાસ થઇ ડિગ્રી મેળવી.§ આ અભ્યાસ ચાલતો હતો તે દરમ્યાન લંડનની બૅરિસ્ટરીની ટર્મ્સ પણ એ ભરતા; એટલે ૧૯૧૨માં એમણે એ પરીક્ષા પણ પસાર કરી. આમ ઇંગ્લંડમાં પ્રાપ્ય એવું ઉચ્ચ શિક્ષણ મેળવી જવાહરલાલ એ જ વર્ષમાં સ્વદેશ પાછા ફર્યા.

જીંદગીનાં કીમતીમાં કીમતી એવાં જુવાનીનાં સાત વર્ષ ઇંગ્લંડમાં ગાળનાર જવાહરલાલને હિંદુસ્તાન પરદેશ સમું ભાસ્યું. ઘણી વખત એમને ઇંગ્લંડ પાછા જવાનું મન થતું. ઇંગ્લંડના એ સાત વર્ષના વસવાટ દરમ્યાન એણે ત્યાં પુષ્કળ પૈસો વેરેલો અને પુરા અંગ્રેજ બનીને અહીં આવેલા. એ ઇંગ્લંડમાં હતા તે વેળા એકવાર એમના કોઇ સગાને મહીને ૫૦૦ રૂ.ની નોકરી મળવાના ખબર મોતીલાલજીએ એમને લખ્યા ત્યારે જવાબમાં જવાહરે લખેલું, 'બીચારાને રોટલા પુરતો એ પગાર ઠીક છે!' આ ઉપરથી જવાહરના ઇંગ્લંડના જીવનનો ખ્યાલ આવશે.

૧૯૧૨ના ઑગસ્ટમા હિંદ આવી, એમણે પિતાની સાથે જ અલ્લાહાબાદમા વકીલાત શરૂ કરી. પંડિતજીએ એમને કામ સોંપવા માંડ્યું, પણ એ લહેરી જુવાનનું મન કામમા કેમ ચોટે? મહેનતનો એમને કંટાળો હતો, દેશ એમને રુચતો નહિ અને પૈસા કમાવાની જરૂર ન હતી. પિતાને તેમણે કહ્યું 'હું રાજકીય ચળવળમાં કામ કરીશ; વકીલાત મને બહુ ગમતી નથી.' પિતાના આગ્રહને વશ થઇ તે હાઇકોર્ટમાં જતા, પણ ત્યાં મિત્રો સાથે ખુરશીમા બેહાંબેઠાં ચાપાણી પીવામાં અને રાજકીય પ્રશ્નોની ચર્ચામાં જ વખત પસાર થતો.

કુટુંબીઓને પુત્રની આ અસ્થિર અને લાલાશાહી મનોદશા રુચી નહિ. તેમણે ભાઇસાહેબને સાંસારિક બંધનની બેડીથી જકડીને ઠેકાણે બેસાડવાનો નુસખો રચ્યો. ૧૯૧૬ના એ જમાનામાં, યુક્ત પ્રાંત જેવા પડદાપોશી મુલકમાં આ ઇંગ્લંડની હવાવાળા જુવાનને માટે પ્રેમલગ્ન તો અશક્ય હતું. પણ છતાં એમને અતિશય અનુકૂળ, સુશિક્ષિત અને સુંદર જીવનસહચરી મળી. દિલ્હીના શાહી વહેપારી શ્રી જવાહરમલ કૌલનાં પુત્રી કમલાદેવી કૌલ સાથે એમનાં લગ્ન થયાં. જે ઓછાં માણસો પણ પંડિત જવાહરલાલના કૌટુમ્બિક જીવનની પરાગ પામવા ભાગ્યશાળી થયાં છે તે સૌ જાણે છે કે એમનું લગ્નજીવન કેટલું સુખી ને મધુર નીવડ્યું છે. એ સુશીલ ને દક્ષ મહીલા એમના જીવનનો સંદેશ ઝીલીને એમનાં ખરાં જીવનસહચરી થઇ એમનો સાથ પુરી રહ્યાં છે. એમની અગિયાર વર્ષની મનોહર પુત્રી ઇન્દુ બાળચેલા ગાંધીજીની લાડીલી તરીકે જાણીતી છે.

હિંદના રાજકારણમાં તો, એમણે ઇંગ્લંડમાં પોતે અભ્યાસ કરતા હતા તે વેળા જ રસ લેવો શરૂ કરેલો. સ્વ. લાલાજીના દેશનિકાલના સમાચારે એમને ત્યાં પણ આઘાત પહોંચાડેલો. તે દિવસથી એમના હૃદયમંથનની શરૂઆત થઇ. તે પછી લાલ, બાલ અને પાલની ત્રિપુટી એ એમના હૃદયદેવો બન્યા. આ ત્રિપુટીના રાજકીય વિચારોની એમના મન ઉપર ભારે અસર થઇ. છતાં એ વેળા ભારતના રાજકારણ સબંધી એમના કોઇ ખાસ વિચારો બંધાયા નહોતા.

અલ્લાહાબાદની એમની વકીલાતની શરૂઆતના સમય દરમ્યાન આફ્રિકાની લડતનો ધગતો પ્રશ્ન ખુબ ચર્ચાઇ રહ્યો હતો. સ્વ. ગોખલે તેને માટે ઉઘરાણું કરવા દેશભરમાં ફરતા હતા. જવાહરલાલે એ સમયથી રાજકારણમાં સક્રિય ભાગ લેવો શરૂ કર્યો અને અલ્લાહાબાદના ઉઘરાણામાં મંત્રી તરીકે કામ કરી ચાળીસ હજારની રકમ ઉઘરાવી. ગોખલેજીને ચરણે ધરી. તે પછી ફીજીના હિંદી મજુરોનો સવાલ ઉભો થયો ને તેમાં એ રસભેર પડ્યા. આ જ અરસામા ગોખલેજીનો સ્વર્ગવાસ થયો. એમના શોકપ્રદર્શનના અલ્લાહાબાદના સરઘસમાં જવાહરલાલ મોવડી હતા.

તે પછી લોકમાન્ય ટિળક અને ડૉ. બેસંટની હોમરૂલની ચળવળમાં એમણે એટલો જ સક્રિય ભાગ લીધો અને એ લીગના મંત્રીપદે રહી અલ્લાહાબાદમાં અવિશ્રાંત કામ કર્યું. એ વેળા એક પહેરણભેર રાત ને દિવસ રાષ્ટ્રનું કામ કરતા જવાહરલાલમાં આચાર અને હૃદયના પલટાની શરૂઆત સ્પષ્ટ દેખાતી હતી.

(અનુસંધાન પાન ૨૪ મે)

§ પાછળથી કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલયે એમને એમ. એ. ની ઉપાધિની નવાજેશ કરી. જીવનના તદ્દન અનેરા ક્ષેત્રમાં ઘસડાયા છતાં પંડિત જવાહરલાલનો વિજ્ઞાનનો શોખ ઓછો નથી થયો એ તો એમણે બહુ જ સરળ અને સચોટ ભાષામાં હમણાં પ્રગટ કરેલા અંગ્રેજી પુસ્તક 'Letters from a Father to his Daughter' ('એક પિતાના પોતાની પુત્રીને પત્રો') એ ઉપરથી દેખાઇ આવે છે.



**વિદ્ધ હરિણી**

( ચિત્રકાર : સોમાલાલ શાહ )

કોઈ ઘાતકી તીરથી જખમી થએલી હરિણી છેલ્લી ફાળ ભરતી પોતાના બાળ તરફ નિશ્વાસભર્યું મોં ફેરવે છે અને તેના દુઃખનો એ સંદેશો બાળની આંખમાં સ્પષ્ટ ઉતરેલો દેખાય છે. તે સમજી ગયું છે કે હવે અહીં જ પોતાને માતાનો વિયોગ થશે. માતાની આંખની એ શાન્ત માત્રમાં કંઇ કંઈ ગૂઢ ભાવ દેખાય છે. આ છેલ્લી પળે પોતાનું બાળ પાસે રહે એવી ઇચ્છા છતાં, પાછળ પડેલા શિકારીઓથી બચવાની ચેતવણી પણ એમાં છે. હાય, માતાનું હૃદય! પુત્રમુખનું છેવટનું ચુંબન પણ તેના કલ્યાણ માટે તે જતું કરશે. ચિત્રકારનું હૃદય પણ કંપે છે. તે પણ આ કરુણ દૃશ્ય પર જલદી આચ્છાદન થાય માટે છેવટનું આછું સાન્ધ્યતેજ જરા વિસ્તારી અટકે છે.

પ્રાણી ચિત્રણમાં જોઇતા વેગ છતાં સચોટ આલેખન અને આત્મનિરૂપણ આ ચિત્રના મુખ્ય લક્ષણો છે.

સુરેખ ચિત્રાંકન અને મુલાયમ રંગપૂરણી બાઇ સોમાલાલ શાહની વિશિષ્ટતાઓ છે.



સિંહગઢ

: તાનાજીએ પચાસ જ સૈનિકો સાથે જ્યાંથી ઉપર ચઢી જીવને સાટે શિવાજીને ગઢ અપાવ્યો તે કલ્યાણ દરવાજાનું દૃશ્ય

( ફોટો : બળવંત ભટ્ટ )



# તેજરેખા

[દ્રુતવિલંબિત]

## પરોઢ

તિમિર વિસ્મૃતિનાં ગત કાલનાં
કંઈક પાનખરો ગઈ ચીતરી:
નયન દિવ્ય પ્રકાશ વિના જરી
નિરખું ચિત્ર ક્યહાં ભૂતકાલનાં?

શિશિરની સુકુમાર સવારમાં
પગલીઓ પડી ફુલ સમોવડી:
પરમ દૈવ સુગંધ રહ્યા ફરી
ઘડીક તેજ અલક્ષ્ય તરી રહ્યાં.

જગત સ્પર્શ તણી ખળ ગોઠડી
જીવનનું નવતેજ પરોઢ એ:
શરીર પ્રાણ તણી ચિર ગોઠડી
અહીં જ મંગલ દર્શ ભરી રહે.

## ચિત્ર

કુસુમ જેમ ખરે તન સાચવી
ત્યમ જ શબ્દ સરે તુજ હોઠથી:
પ્રસરતા મૃદુ સૌમ્યિલ ભાવથી
પ્રકટતી ગતિ નિશ્ચલ વેગની.

ફુલ શી કોમલ જ્યાં પગલી પડે
ધરતી વિપલ સુંદર નર્તતી:
રજ ઉડી ફરી શાંત બની જતી
ઉપસતું મૃદુ ચિત્ર ધરા પરે.

નિરખી ઇન્દ્રધનુ નભમંડળે
ઝીલતી નેનમહીં નવ રંગને:
પણ ઉષા પ્રકાશ તણી ધરી
ધનુરદોર ગુંથે યુગ રશ્મિની.



## નમન

રતન તું અમ પામર દીનનું
સુરભિ તું કરમાયલ ફુલની:
વિશદ જ્યોત નરોત્તમ કુલની
નમન અંતરનાં ચરણે ધરૂં.

'પ્રકૃતિ' કાવ્યમાં કમળો રચે
મમ હરે રચી તેં 'શુચિ' ભાવના:
જીવનની 'તપ મંગલ' સાધના
ઠરી ગઈ તુજ શૈશવને તટે.

કરુણ અંતરમાં અમી હોત તો
કુમળી વેલ ઉગાડત ના વિધિ
નવ ગવાડત ગીત વિલાપનાં
નિજ સનાતન ક્રૂર નહેરથી.

## તારલી

તુટતી કિરણવેલ પ્રકાશની
ફરી પ્રદિપ્ત બને સ્મૃતિ જાગતાં:
કુંજ નિરાશ તણા ઢગલા મહીં
જળી રહ્યા તણખા હજુ આશના.

સ્વજન હીણ સુના કરમંડળે
મુજ દિશાપથની ધ્રુવતારલી:
નવપ્રકાશ ભરી સ્થિર પાંપણે
જીવનનું ફળિયું અજવાળતી.

પણ પ્રકાશ પરે પડી વાદળી
તિમિરની નિજ પાંખ પ્રસારતી:
કિરણ શીતલ સર્વ જળી ગયાં
ભગિનિ; સ્વપ્ન અમોલ ઢળી ગયાં.



## અબોલ ઘા

જટિલ અંતર વિશ્વ તણાં ભરી
ક્ષણિક જીવન ક્યાં અથડાવવું?
અતળ આ જગસાગરને તરી
પ્રલયનું પૂર, શેં અટકાવવું?

ઘડીક શોભ પ્રકાશ પ્રભાતના
મુકુટ વહુલ અંગૃત હેતનાં:
સકળ દૃશ્ય અવિચળ નેત્રનાં
વિચરશે પછી ભૂત જમાતમાં.

મરણના કંઈ ઘાવ ઝુલીઝુલી
જીવન આમ અબોલ જ વીતશે?
વિધિતણું ક્રૂર શાસન નિરખી
જગતનો ક્રમ કોઈ ન જીતશે?



## આભાસછાયા

પવનમાં તરતા તુજ પ્રાણની
જળ સરોવરમાં પડતી પ્રભા:
મીટ અબોલ પ્રકાશ મહીં ભરી
જળચરો નિરખે અવકાશમાં.

પવનમાં તરતા તુજ પ્રાણની
સુરભિ સર્વ દિશા પ્રસરી રહે:
તરુવરો બની શાંત નમી રહે
સ્મૃતિ પવિત્ર રડે ભૂતકાલની.

પવનમાં તરતા તુજ પ્રાણની
શીતળ છાય ઢળે ખર ગ્રીષ્મમાં:
વિરમતાં અહીં પંખી રમીરમી
શ્રમિત પાંખ ઘડીક પ્રસારતાં.

## પડઘા

ઠરી ગયાં સરતાં નીર નેનમાં
અધર ઉપર બન્યું પડઘા ભરી:
તનમનાટ ગયો રુદને ગળી
પણ ખુટી નહિ અંતર વેદના.

શમી ગયા ઉર શ્વાસ ધીમેધીમે
ઠરી ગઈ નિજ લોચન દીવડી:
શમી રહ્યું સ્મિત મુખપ્રભા પરે
ડુબી ગઈ મુજ ચિંતન તારલી.

ફરી ફરી પૃથિવી અટકી જશે,
જગતનાં સહુ ચક્ર જશે ખડી:
પણ જડેલ ઉરે સ્મૃતિની કડી
મરણથી ય કદિ નવ તુટશે.

— ઈન્દુલાલ ગાંધી

[ચિત્રકાર : કનુ દેસાઈ]

# કૉલેજની હડતાળ

**વિનીત રાજકીય મતના જમાનામાં એકવાર ઠેઠ બંગાળની ધારાસભાસુધી ખળભળાટ કરનાર એક સાચી હડતાળની કહાણી**

સુરેન બાબુ અમારા હૉસ્ટેલ સુપરિન્ટેન્ડન્ટ હતા. સહેજ નીચા અને જાડા હોવાને લીધે ગરદન ખભામાં દબાએલી રહેતી તેથી એ ઠુચ્ચા ગણાતા. ઠુચ્ચા એટલે વિદ્યાર્થીઓના માથાના. હૉસ્ટેલ સુપરિન્ટેન્ડન્ટ એટલે અમારી રેસિડેન્શિયલ કૉલેજના ફોજદાર. કૉલેજના કાયદા બહુ આકરા. હદ છોડીને રજા સિવાય ક્યાંય જવાય નહિ; દિવસમાં ત્રણ વખત 'જી હાજર' બોલી હાજરી પુરાવવી પડે; રાતના નવ વાગ્યા પછી નિવાસગૃહ છોડાય નહિ, અને ટપાલ પણ બધી હૉસ્ટેલ સુપરિન્ટેન્ડન્ટના હાથમાંથી પસાર થાય.

સુરેન બાબુના માથામાં ચકચકિત તાલ હતી. પાણી વિનાની માછલી જીવે તો તેલ માથામાં પૂર્યા વગર બંગાળી જીવે. અને સુરેન બાબુના માથામાં તેલ રહે નહિ એટલે માથું બહુ તપે. માથાની ચામડીમાં ખરે બપોરે સૂરજ ચળકતો દેખાય!

એમના છોકરા બહુ મઝાનાં; પણ સુરેન બાબુ એમને વિદ્યાર્થીઓમાં બહુ ભળવા જ ન દે. સુરેન બાબુ હૉસ્ટેલમાં જ એક બાજુએ રહેતા, એટલે વિદ્યાર્થીઓને એમના છોકરાઓ સાથે છુપીછુપી રીતે વાતો કરીને ઘરની નાનીમોટી વાતો પૂછી લેવાની બહુ મઝા પડતી.

રવિવારે કૉલેજની હદ છોડવા માટે આગલે દિવસે અરજી કરવી પડતી. રવિવારે રજા આપવા જેવી બાબતમાં પણ સુરેન બાબુ ખૂબ પૂછપરછ કરતા અને પછી હમેશાં મોં બગાડીને રજા આપતા. કોઈકોઈને તો રજા મળતી પણ નહિ. એ ઉપરથી સમજી લેવાનું કે રજા નહિ મળવામાં એણે અઠવાડિયામાં એકાદ વખત સુરેન બાબુનો રોષ વહોર્યો છે.

ભોજનશાળામાં પણ સુરેન બાબુ વધારેપડતી રીતે અને લગભગ ખોટી રીતે માથું મારતા. વિદ્યાર્થીઓ તરફ જરા પણ સહાનુભૂતિ ન મળે. એમને દરેક વાતમાં કુકું પડી જાય. એટલે વિદ્યાર્થીઓ આડકતરી રીતે એમની મશ્કરી કરી એમના ચાળા પાડતા. એમનાં જ છોકરાંઓ પાસેથી ઘરના છુપી રીતે જાણી લીધેલા પ્રસંગોનું અનુકરણ કરી ખૂબ હસતા. એ નીકળે એટલે વાંદરાઓ જેવો 'હૂક' 'હૂક' 'હૂક' અવાજ આખી હૉસ્ટેલમાં નીકળવા લાગતો. ગળામાંથી એ અવાજ એવી ગંભીર મુખમુદ્રા ધારણ કરીને કાઢી 'શકાતો કે કોણ એ અવાજ કરે છે તે પકડાવું મુશ્કેલ થઇ પડતું, અને જતાં સુરેન બાબુ દૂરદૂર પહોંચે ત્યાં સુધી આ ગર્જના ઉપરાઉપરી' ચાલ્યા કરતી.

ભોજન વિષે વિદ્યાર્થીઓ સુરેન બાબુ પાસે ફરિયાદ કરી શકતા નહિ. રસોયાની હાજરીમાં ઘણી વખત તો ઊલટું વિદ્યાર્થીઓને જ સાંભળવું પડતું. આથી રસોયો માથે ચઢી ગયો હતો, ખોરાક સારો થતો નહિ અને વિદ્યાર્થીઓમાં કચવાટ વધી પડ્યો હતો.

સવારમાં સૌને શીરો મળતો, એ શીરા કરતાં સાકરના પાણીમાં બાફેલી રવાની ખીચડીને વધુ મળતો આવતો. એના ગોળા વાળીવાળીને વિદ્યાર્થીઓ હાથમાં લઇ લેતા, અને કૉલેજમાં જતાંજતાં રસ્તામાં જ એ ગોળાને વિદ્યાર્થીઓ ગળે ઉતારી પુરા કરતા. એમાં સ્વાદને સ્થાન ન હતું, પેટ ભરવાનું કાર્ય ફક્ત થતું.

સવારમાં શીરો ખાવાનો ઘંટ થયો. આજે રવો દાઝી ગયો હતો એટલે શીરો કાળો થઈ ગયો હતો અને આખી હૉસ્ટેલમાં દુણાઇ ગયાની વાસ અગાઉથી ફેલાઈ ગઇ હતી. ઠાકુરે (રસોયાઓ) જેવો કડછો ભરીને પહેલવહેલો પીરસવા માટે આગળ ધર્યો કે કુલિન બાબુ બોલી ઉઠ્યા. 'એઇ ઠાકુર, આજ આ કઇ વાની ઉતારી છે?' અને એમ કહી હાથમાં લીધેલો પીંડો જોરથી ત્યાં ને ત્યાં પછાડ્યો. પછી તો જોઇ લો તોફાન. એક પછી એક વિદ્યાર્થી હાથમાં શીરાનો ગોળો વાળીને ધડ જમીન ઉપર પછાડે. સાથેસાથે 'હૂક, હૂક, હૂક'ના અવાજો ચારે બાજુ ગાજી રહ્યા.

'હૂકના માથાનું તાલકું;' 'હૂકના માથામાં બૉમ્બ;' 'હૂક, હૂક, હૂક;' 'ઠાકુર ઘી ચોરી ગયો;' 'સુરેનને ઘેર આગી 'આવ્યો;' એમ તોફાન મચી રહ્યું. પંદર મિનિટમાં તો તાવડામાં ભરેલા શીરાનો જમીન ઉપર મોટો ઢગલો થઈ રહ્યો! દુઃખમાં એકસંપ કરીને ભેગા

વળગી રહેલા રવાનાં દાણા છુટાછુટા થઇ પોતપોતાની જાત સંભાળીને વિખરાઇ ગયા.

મચી રહેલી હૂકાહૂકની અવાજ સાંભળી સુરેન બાબુ નીચે ઉતરી રસોડાની પરશાળમાં આવી ઉભા રહ્યા અને જ્યોતિન બાબુને ધમકાવી બોલ્યા, 'ચુપચુપ કૉલેજમાં ચાલ્યા જાઓ; અહીં તોફાન નહિ ચાલે.'

પણ એ કાંઇ જ્યોતિન બાબુનું તોફાન ન હતું. ત્યાં આગળ તો આખી હૉસ્ટેલની ટુકડી ભેગી થઇ હતી. જ્યોતિન જરા સ્વભાવે ગરીબ એટલે કંઇ બોલ્યો નહિ, પણ ટોળું ભુમાબુમ પાડી રહ્યું, 'ઠાકુરે હલવો બનાવ્યો છે તે તો જુઓ.'

સુરેન બાબુ ઠાકુરને ઠપકો આપવા આગળ વધ્યા પણ ઠાકુરે જમીન ઉપર ફેંદાઇ પડેલા શીરાના ઢગલા તરફ આંગળી બતાવી કહ્યું, 'બાબુજી, આમ તો જુઓ.'

સુરેન બાબુ ક્રોધથી લાલચોળ થઈ ગયા. 'આવું તોફાન સરકારી કૉલેજમાં ચાલશે નહિ;' 'આનો હું આકરો ઉપાય લઇશ;' એમ બોલતા બોલતા પ્રિન્સિપાલ પાસે જવા ઉપડ્યા.

પ્રિન્સિપાલ હીટન સાહેબ કેટલું ભણ્યા છે તે કોઇ કહી શકતું ન હતું. પણ વ્યવસ્થા રાખવામાં એ બહુ હોશિયાર. વળી દેખાવે પ્રચંડ એટલે દમામ બહુ દેખાય, અને એમની હાજરીમાં ગમે તેવાની જીભ તાળવે ચોંટી જાય. વિલાયતમાં એમનો સસરો કોઇ મોટી પદવી ઉપર હતો એટલે હીટન સાહેબ આ કૉલેજના પ્રિન્સિપાલ બની જવા પામ્યા હતા. વિલાયત છોડતી વખતે એમને એક પાક કોળકગામ રાખવાનો ભણાવી રાખેલો, એટલે ટટ્ટુ નભ્યે જતું. એન્જિનિયરીંગ કૉલેજ, એટલે ભણાવવાનું કામ તો બીજા પ્રોફેસરો કરે, અને દેખરેખ રાખવાનું કામ અમારે હીટન સાહેબ કરે. સાહેબ લોકોની એ જ હોશિયારી છે તો. રૈયતમાં ને રૈયતમા પોતાનું ગાડું ચલાવ્યે રાખી શકે.

સુરેન બાબુ કૉલેજના કૉમ્પાઉન્ડમાં પ્રિન્સિપાલ સાથે વાતો કરતા ઉભા હતા એવામા વિદ્યાર્થીઓનું ટોળું આવી પહોંચ્યું. કોઇ હીટન સાહેબ પાસે જઇ શક્યું નહિ. થોડાક સાહેબને સલામ કરી આગળ ચાલવા માંડ્યા. તેમની સલામ એક આંગળી વડે તેમણે ઝીલી. થોડાક ધીમા પડી કાંઈક બોલવાનો પ્રયત્ન કરવાના છે એવું સાહેબને લાગ્યું, એટલે 'તમારા ક્લાસમાં જાઓ' એમ આંખો કાઢી મોટે અવાજે ધમકાવી કાઢ્યા. એ પણ એક જૉન બુલની એક કળા છે.

એક પછી એક વિદ્યાર્થી શીરાનો ગોળો પાણીને પટ જમીન પર પટકે.

હીટન પાસે વિદ્યાર્થીઓના ભોજન સંબંધી કચવાટ તો ઘણા વખતથી પહોંચ્યો હતો. તેમણે આડી રીતે સમજી લીધુ હતુ કે સુરેન બાબુની રીતભાતથી તોફાન શમશે નહિ. અને રેસિડેન્શિયલ કૉલેજના પ્રિન્સિપાલની જવાબદારી પણ ઘણી હતી, એટલે બેપરવાઈ રાખ્યે ચાલે તેમ ન હતું.

બપોરે ભોજનશાળામાં વાત ચાલી કે સુરેન બાબુની બદલી થાય છે અને હૉસ્ટેલ સુપરિન્ટેન્ડન્ટ તરીકે ચુની બાબુ આવે છે. ચુની બાબુનું નામ સાંભળતાં જ વિદ્યાર્થી-

ઓએ જમતાં જમતાં હુરૈં બોલાવી.

સુની બાબુ વિદ્યાર્થીપ્રિય હતા. વિદ્યાર્થીમંડળમાં એમની ખ્યાતિ જુદી જ રીતે થઈ હતી. વર્ષો પહેલાં જ્યારે કૉલેજ સ્થપાઇ તે વખતે તેઓ આ જ કૉલેજના વિદ્યાર્થી હતા. એ વખતે તે બહુ તોફાનીમાં ગણાતા. કૉલેજના પટાવાળા પાસેથી ટપાલ સુપરિન્ટેન્ડન્ટના હાથમાં પહોંચ્યા પહેલાં ખુંચવી લઇ શકતા. ઠાકુર એમનું ભાણું બરાબર સાચવતો. રમતમાં એક્કા એટલે કૉલેજનું સમસ્ત મંડળ એમને પૂજતું. એમને વિષે પણ કહેવાતું કે રાતના છેલ્લી હાજરી લેવાઇ ગયા પછી હુગલીને સામે પાર તરીને પોતાને સાસરે એકાદ રાત ગાળી આવતા અને સવારની પહેલી હાજરી પહેલા તો તરીને પાછા પોતાની રૂમમા પહોંચી જતા ને પથારીમાંથી રજાઇના મોં સંતાડેલું રાખીને 'જી હાજર' બોલી દેતા.

સુની બાબુ આવ્યા એટલે વિદ્યાર્થીઓને બહુ લહેર પડી. પણ ઠાકુરનો પક્ષ ખેંચનાર કોઇ ન રહ્યું. થોડા દિવસ તો બધું ઠીકઠાક ચાલ્યું. શીરો હવે ઘીવાળો થવા લાગ્યો હતો, ભાત અને મરચીમા સ્વાદ આવવા લાગ્યો હતો અને જમ્યા પછી ભોજનશાળામાંથી પાનની પટ્ટીઓ મળતી તેમાં પણ સુગંધી મસાલો પડવા લાગ્યો હતો. રવિવારની રજા પણ હવે સૌને છુટથી મળતી. રજા લેવા જનાર સાથે સુની બાબુએ પુછપરછની પ્રથા તો અગાઉની જેમ ચાલુ રાખેલી; પણ પદ્ધતિમાં ઘણો ફેરફાર હતો. મોંમાં લાંબી ચીરૂટ રાખી ધુમાડાના ગોટા વચ્ચેથી એ પુછતા, 'કેમ, હેમન્તબાબુ, કયાં જશો?'

'જી, ઘેર જઇશ. માને મળી આવીશ; બ્હેન સાસરેથી આવી છે તેને મળીશ.'

સુની બાબુને આ સાંભળી સ્મિત આવતું. એ સ્મિતને છુપાવવા ચીરૂટને બે હોઠ વચ્ચે જોરથી દબાવતા અને ધુમાડા કાઢવાની સાથેસાથે બોલતા, 'કે પછી સાસરે આંટો મારી આવશો? જમાઇબાબુ થઇને જવામાં ઓર લહેર છે, ખરૂં ને?' અને એમ બોલતાં બોલતાં ધુમાડા વડે જ આંખો મીચાઈ જતી હોય તેવો દેખાવ કરીને ભૂતકાળનું મીઠું સ્મરણ કરીને તૃપ્ત થએલા દેખાતા. પછી આંખો ઉઘાડીને બોલતા, 'ઑલ રાઇટ, જાઇ આવો. સોમવારની સવારની હાજરીમાં ગફલત નહિ કરતા. જરા વહેલા ઉઠી નીકળી આવજો.'

સાસરે જતા વિદ્યાર્થીઓને આવી મશ્કરી ગમે જ એમાં નવાઇ નથી. લગભગ દરેક જણની સાથે નવી નવી ગમ્મત હોય, એટલી એમની પોતાની ભૂતકાળના પ્રસંગોની સમૃદ્ધિ હતી. અને એક વખત પોતે અનુભવેલી સ્થિતિમાંથી પસાર થતા વિદ્યાર્થીઓને જોઇને કોને સહાનુભૂતિ નથી થતી?

પરંતુ વૅકેશન પુરૂં થયા પછી કૉલેજના સ્ટાફમાં વળી પાછો ફેરફાર થયો. સુની બાબુના એક સીનિયર ઑફિસર રીટાયર થયા એટલે એમને ઉન્નતિ મળી તેથી ના છુટકે એમને પોતાની ડ્રૉઇંગ ઑફિસની જવાબદારી લેવા જવું પડયું.

પોતાને વિદ્યાર્થીઓની ખાતર હૉસ્ટેલ છોડવી પડી હતી તે સુરેન બાબુને સાલતું હતું તેથી તેઓ પ્રાચા ત્યાં જવાની હીલચાલ કરવા લાગ્યા અને બીજા ઑફિસરના અભાવે પ્રિન્સિપાલે એમને જ પાછા હૉસ્ટેલમાં મુકયા. સુરેન બાબુને બદલીને સુની બાબુને મુકયા જ ન હોત અને વિદ્યાર્થીઓની અગવડ દૂર કરવા કંઇ ગોઠવણ જ ન કરી હોત તો ઠીક હતું. આ તો વચ્ચે થોડો વખત સુની બાબુ આવી ગયા એટલે વિદ્યાર્થીઓનો અસંતોષ બેવડા પ્રમાણમાં વધી ગયો.

સુરેન બાબુએ પણ આ વખતે તો તાલકામાં પુષ્કળ ગરમી સંઘરી રાખી હતી, એટલે દરેક કામમાં કડક બનીને ચાલવા માંડયું હતું. હૉસ્ટેલના દરેક કાયદાનો અમલ અક્ષરશઃ પળાવવા તેમણે આગ્રહ રાખવા માંડયો. કાયદા પ્રમાણે વિદ્યાર્થીઓને ઉપયોગી વસ્તુ સિવાય અન્ય કોઈ વસ્તુ હૉસ્ટેલમાં નહિ રાખવા બાબત સખતાઈ ચાલી. પરિણામે બીજી જ સવારે સુપરિન્ટેન્ડન્ટની ઑફિસમાં વાંસળીઓ, પાવાઓ અને ફ્લ્યુટ (હાથનું હારમોનીઅમ) જપ્ત થઇને, બધાંનું ખાસ્સું પ્રદર્શન ભરાયું. રાત્રે ગાવાની મનાઇ થઇ એટલે વિદ્યાર્થીઓની ઘણી યે રાત્રિપ્રવૃત્તિ બંધ થઇ. બંધ ન થઇ શકયો માત્ર એક 'હૂક, હૂક, હૂક'નો અવાજ. એ બંધ કરવાનો ઉપાય જ ન હતો.

વિદ્યાર્થીઓમાં બધે છુપોછુપો અસંતોષ ફેલાઇ રહ્યો હતો, છતાં આખું સત્ર એમ ને એમ અભ્યાસમાં ને અભ્યાસમાં પુરૂં થવા આવ્યું ત્યાં સુધી બીજું કાંઇ કરવાનું બહુ ઓછાને સુઝતું. પણ ધુધવાટની આછી છાયા સૌના મુખ ઉપર દેખાતી.

સત્રને અંતે વિદ્યાર્થીઓ એક ઉત્સવ ઉજવતા. એમાં જુના તથા નવા વિદ્યાર્થીઓ મળતા; પ્રોફેસરો ને પ્રિન્સિપાલ પણ આવતા. નાટ્યપ્રયોગો થતા અને જમણવાર ચાલતો. એ કાર્યક્રમ ઘડવા માટે એક કમિટી થતી તેમાં હૉસ્ટેલ સુપરિન્ટેન્ડન્ટ મુખ્ય રહેતા.

પણ આ વખતે કાર્યક્રમ ઘડવામાં સુરેન બાબુને સહાનુભૂતિથી કામ લેતાં આવડ્યું નહિ. કેટલીએક બાબતમાં પોતાનો અખત્યાર બતાવવાનો તે પ્રયત્ન કરવા લાગ્યા. પરિણામે વિદ્યાર્થીઓના ઉત્સાહમાં ભંગ પડવા લાગ્યો. કમિટીના સભ્યોએ બન્યું ત્યાં સુધી સુરેન બાબુનું માન સાચવ્યું, પણ સુરેન બાબુને પોતાની માનેચ્છા કરતાં વિદ્યાર્થીઓના માનભંગની વધુ લાલસા હતી.

તેમની આ રીતભાત વિદ્યાર્થી આલમમાં સર્વત્ર પ્રસરી રહી હતી એવામાં વળી પાછી રસોઇ ખરાબ થવા લાગી. ઠાકુર માથાભારે બની જઇને રસોડામાં ચલમ ફૂંક્યા કરતો હતો. તેના હાથ નીચેના રસોયાઓ પણ રસોઈ કરવા કરતાં ચલમ ફૂંકવામાં વધુ રસ લેવા લાગ્યા હતા; એટલે ભાત હમેશાં દાઝી જતો કે કાચો રહી જતો, મચ્છી બરાબર તળાતી નહિ ને અઠવાડિયે એક વખત મટન મળતું તે પણ બરાબર રંધાતું નહિ.

કૉલેજના બધા વિદ્યાર્થીઓનું એક જ રસોડું હતું. એકીસાથે ત્રણ સો વિદ્યાર્થીઓ ભોજનશાળામાં જમવા બેસતા. રસોઇ બગડી એટલે તો વિદ્યાર્થીનો આખો દિવસ બગડ્યા. સત્રાંત ઉત્સવના દિવસો નજીક આવતા હતા. ઉત્સવ સમિતિએ પોતાનું ધાર્યું જ કરવાનો લગભગ નિશ્ચય કરી લીધો હતો અને આજ રાત્રે તો સુરેન બાબુને સ્પષ્ટ સંભળાવી દેવા માટે વિદ્યાર્થીઓ સમિતિના સભ્યોને ઉશ્કેરી રહ્યા હતા.

રાતના જમવાનો ઘંટ થયો. એક પછી એક સૌ ભોજનશાળામાં ભેગા થઇ બેસી ગયા એટલે ભાત પીરસાયો. ચારૂ બાબુ પાંચે આંગળીઓ વડે ભાતને રમાડતા હતા એવામાં અંદર કંઇક લાલલાલ દેખાયું. હાથમાં લઇને જુએ છે તો વંદો!

'એઇ ઠાકુર, આ ભાતને શાનો વઘાર દીધો છે, આજ?'

પણ ઠાકુર રસોડામાં ચલમ ફૂંકતો હતો.

ત્યાં તો મણિ બાબુના ભાતમાં બે વાંદા, સુરેશના ભાતમાં પાંચ અને હેમન્તના ભાતમાં સાત નીકળી પડ્યા. બધે હો હો થઇ રહ્યું. ઠાકુર માટે બુમાબુમ પડી રહી. ઠાકુર લાલઘુમ આંખો લઇને આવ્યો ને નીચાં વળી જોવા લાગ્યો.

ક્ષિતીન બાબુ ગર્જી ઉઠ્યા, 'એઇ ઉલ્લુ, એમાં જુએ છે શું તારા બાપનું કપાળ?' એમ બોલી તેની ગરદન પકડી ભાતમાં મોં દબાવી દેવા પ્રયત્ન કર્યો. પણ એટલામાં ઠાકુરના રસોયાઓનું લશ્કર આવી પહોંચ્યું અને ઠાકુરને બચાવી લીધો. બે જણ સુરેન બાબુને બોલાવવા દોડ્યા. તે આવ્યા એટલે વિદ્યાર્થીઓએ તેમને ઘેરી લીધા.

(અનુસંધાન પાન ૨૮મે)



દૂરની બારીમાંથી સુરેન બાબુની આકૃતિ નીચે ઉતરતી દેખાઇ એટલે છોકરાઓ વિજળીની બત્તી તરફ દોડ્યા અને મેઇન સ્વિચ બંધ કરી તાર કાપી નાખ્યા.

કાઢીને તેનાં એવાં તો ધાટા ને મજબુત પડ વડે દર બંધ કરી દે છે કે ભરતીઓનાં પાણી ગમે તેટલા ઉછાળા મારે પણ લેશમાત્ર અસર પહોંચે નહિ.

કરોળિયાને તેના શિકાર પકડવામાં અજબ સરળતા કરી આપનાર તો તેણે પોતાના જાળા-મહેલમા ગોઠવેલી ટેલિફોનની રચના છે. તેણે તેની જાળની એવી ગુંથણી આસપાસ કરી રાખી હોય છે કે તેનો શિકાર દૂર હોય ત્યાં જ તારના હલનચલનથી તેને એ હર્ષ-વર્તમાન મળી જાય છે. કરોળિયો તેના દીવાનખાનામાં બેઠો હોય છે, ત્યાં દૂરદૂર જાળના પડેલી તારનો ઝણઝણાટ આવે છે. આપણે આતુર બની જેમ ટેલિફોન ઉપર દોડી જઇએ, તેમ આ જાળતંતુઓનાં આંદોલનોનો સંદેશો સાંભળવા કરોળિયો લાગલો સજ્જ થઇ ધસી આવે છે અને એકાદ પ્રાણી સપડાએલું તેની નજરે પડે છે! પછી તે નાનું હોય કે કાનકડિયા જેવડું મોટું હોય, તેને બાંધી જીવનમુક્ત બનાવે છે. નાનું હોય તો એને તરત જ પોતાના ઝેરથી ઠાર કરી આરોગી જાય છે. પણ કાનકડિયા જેવડા મોટા પ્રાણીને ઠાર કરવું કાંઇ સહેલ છે? પરંતુ કરોળિયો પોતાના ઝેરી સાધનો અને બુદ્ધિવડે એનો ઝપાટાબંધ નાશ કરી શકે છે. શિકારની પીઠ પકડી ઝેર છાંટી તેને બેહોશ કરતો જાય છે અને પોતાના શરીરમા રહેલાં આઠસો છિદ્રોની ગીકણી લાળ છ મોટા ઘોરિયા વાટે વહેવડાવી ઝપાટાબંધ તેની આસપાસ જાળ ગુંથવા માંડે છે. શિકારનું પ્રાણી જરા સળવળતું જણાય કે ઝેર છાંટતો જાય છે અને પાછલા પગના ગળિયા વડે તેને આમતેમ ઉથલાવતો જાળ વડે જકડતો જાય છે. કાનકડિયું ફાંફાં મારીમારી થાકે છે અને અંતે મરણશરણ થાય છે. તેની જાળ યમની જાળ જેટલી જ ભયંકર હોય છે. શિકાર મૃત્યુ પામ્યા પછી તેમાથી આરોગવા જેટલું આરોગાઈ બાકીનો ભાગ ફેંકી દેવાય છે, અને તુટેલી જાળની પાછી મરામત કરી બીજા કોઇ મુમુક્ષુ જીવના સપડાવાની રાહ જોતો અષ્ટનેત્રી કરોળિયો પોતાની શિકાર સમાધિમાં લીન થાય છે.

કરોળિયાની બધી જાતોમાં વરુ કરોળિયાની જાત બહુ બળવાન હોય છે. તે જાળાં બાંધ્યા વગર જ રખડે છે; પણ તેની પાસે લાળના દોરડાં તો તૈયાર જ હોય છે. તેની શિકાર પકડવાની રીત પણ જુદી હોય છે. શિકારને તે જાળમાં ન સપડાવતાં તરાપ મારીને પકડે છે ને પછી લાળ વડે તેને જકડી લે છે.

વળી છુપા નામની ચટાપટાવાળી કરોળિયાની એક જાત થાય છે. ઘરની ભીંતે ઘણીવાર એ બેઠો હોય છે. અદૃશ્ય રીતે તેની લાળ તૈયાર જ હોય છે. તમે જરાક આંગળી અડકાડો અને ઉડીને ભાગે ત્યારે જ એ લાળે ઝુલતો તમને જણાય. લાળનો એક છેડો ભીંત ઉપર ચોંટેલો હોય છે. શિકાર હાથ લાગે કે તરાપ મારી પકડીને નીચે પડે. આપણને લાગે કે એ નીચે પછડાયો; પણ એ તો લાળે લટકતો જ હોય!

આ ઉપરાંત કેટલાક ઝેરી ને મોટા રાક્ષસી કરોળિયા થાય છે. તે તો વખત આવ્યે માણસ ઉપર પણ હુમલો કરતાં ડરતા નથી. પ્રાણી તથા જંતુશાસ્ત્રનો વિખ્યાત અંગ્રેજ વિદ્વાન હડસન તેવો એક પ્રસંગ વર્ણવે છે કે 'કરોળિયાના એક જાળા પાસેથી પસાર થતાં મારી પાછળ એક ઝેરી જંગી કરોળિયો પડેલો. તે મારા ઘોડા પાછળ દોડતો હતો. તેને દૂર કરવા માટે મેં ચાબુક મારતાં તે તેના પર ચડી આવ્યો. અને તેના ઝેરી ડંશથી બચવા મારે ચાબુક જ ફેંકી દેવી પડી, નહિ તો મને ફટકાવ્યો હોત!'

એકવાર એવા બે ઝેરી કરોળિયા વચ્ચે યુદ્ધ જામેલું. તેઓ શરૂઆતમાં લાળ ફેંકતા નહોતા. માત્ર હુમલો કરવાનો લાગ શોધતા તેઓ એક બીજા પર તરાપ મારતા હતા. અંતે એકજણ દાવ ચુક્યો અને સામેનો તેના પર ચોંટી પડ્યો તથા તેની ચારે બાજુ એટલી ઝડપથી ફરવા માંડ્યું કે જોનારને તો એ એકને બદલે બે કરોળિયા દેખાય! થોડીવારમાં તો તેણે પોતાના દુશ્મનને લાળના કોકડામાં એવો તો જકડી લીધો કે તે જરા પણ ચસકવા ન પામે. પછી તેને પોતાના ઝેરી પગથી ખુબ ગુંદા ને બચકાં ભરવા લાગ્યો. આખરે જ્યારે શત્રુ મુઓ ત્યારે જ તે જંપીને બેઠો.

કરોળિયાની જાળગુંથણી તેની અક્કલ ને શક્તિનું અદ્ભુત દર્શન કરાવે છે. પણી જ બુદ્ધિ ને યુક્તિપૂર્વક તે જાળાં બનાવે છે. અમુક અંતરે બરાબર સમચોરસ, ભાગ-ખાનાં—એવી સુંદર રીતે પાડે છે કે કુદરતમાં મધમાખી સિવાય બીજા જંતુઓમાં ભાગ્યે જ એ શક્તિ મળે છે.

કરોળિયાની એક મહાસિદ્ધિ એ છે કે તેનો બધો ઇજનેરી અસબાબ તેના શરીરમાં સાથે લઇને જ એ ફરે છે. એ ઇજનેરી અસબાબમાં શું-શું હોય છે? લાળ, જે હવા લાગવાથી રેશમ જેવી જામી જાય છે તે. ને કાંતવા તથા વણવાનું પણ સાથે જ હોય. લાળને કાંતવા માટે તેના પેટને છેડે ૭ મસા હોય છે. તે ૭ ચરખા જ સમજો. પોરિયા જેવા આ ચરખા ફર્યો જ કરે છે અને આ પટપંખામાંથી લાળ નીકળવા લાગે છે. દરેક પંખે એકસો ને ત્રીસ ત્રીસ તકલીઓ હોય છે, જેના ઉપર એ નીકળતી લાળ કંતાતી અને વીંટળાતી જાય છે. એટલે એક સાથે ૭૮૦ જેટલી તકલીઓ કામે લાગે છે અને જેવો જાડોપાતળો તાર કાઢવો હોય, તે પ્રમાણે જોઈતી તકલીના તારો એકઠા કરીને હરડી લે છે. ત્યારે એનો અર્થ એ થયો કે કરોળિયાની તકલીનો મુળ તાર તો જણાય છે તેથી આડસો ગણો બારીક હશે. આ આડસો તારને હરડવાનું કામ તેનો એકાદ પગ કરે છે.

કરોળિયાએ આવીરીતે હરડેલો ઝીણામાં ઝીણો તાર·૦૦૧૮ (અડસઠ દસ સહસ્રાંશ) મિલિમીટર ઝીણો હોય છે. એટલે કે આવા હરડેલા (મુળ તાર નહિ) ૩,૭૭૨ તાર ભેગા થાય ત્યારે એક ઇંચ જેટલા થાય! ત્યારે મુળ તાર તો એક ઇંચ જગ્યામાં ૩૦ લાખ જેટલા થાય! આવી લલિતલાલિત કળા બીજા કયા પ્રાણીને વરી હશે? ખુબીની વાત તો એ છે કે આ જાળ ગુંથતાં તેને એક કલાક પણ લાગતો નથી. તમને આ બધો અટપટો હિસાબ યાદ ન રહે તો કાંઇ નહિ, પણ એ તાર માણસના વાળના સોમા ભાગનો હોય છે એટલું તો યાદ રહેશે ને?

માણસ કે મીલ એકીસાથે એક કે બહુબહુ તો દસ પુણી કાંતી શકે; અને એકસાથે એક કે ૨૫ તાર હરડી શકે. બારીકમાં બારીક સોથી પાંચસો અને વિરલ અપવાદ રૂપે હજારથી ઉપર નંબરનું સુતર ભાગ્યે જ કાંતી શકે. ત્યારે કળાધર કરોળિયો એક સાથે ૭ લોઢવાના ચરખા ચલાવી, ચરખે ચરખે ૧૩૦ તકલી ગોઠવી, તકલીએ તકલીએ ઇંચના ત્રીસ લાખમા ભાગ જેટલો સૂક્ષ્માતિસૂક્ષ્મ તાર ખેંચી, એક પગ વડે જ એ આડસો તકલી પરના તાર હરડી, ૧૧ હજાર નંબરનો તાર (અથવા ઇંચના ૩,૭૭૨મા ભાગ જેટલો બારીક તાર) બનાવે છે!

રૂપાનો જે બારીકમાં બારીક તાર માણસ યંત્ર વડે કાઢી શકે છે તેના કરતાં યે આઠગણો ઝીણો એ હરડાએલો તાર હોય છે. વળી એ તાર રૂપાના તાર કરતાં તો ક્યાં યે મજબુત હોય છે. એ તાર પાંચથી દસ ગ્રામ જેટલું વજન ઉચકી શકે છે! કાસરકોટકાની કળાધરિણી સ્ત્રીઓ એ બારીક જાળતંતુનાં હાથમોજાં ગુંથે છે. ને પશ્ચિમની લલનાઓ મોંમાં મૂલ્ય દઈ તે કળા માણે છે એ તો અગાઉ 'કુમાર'માં વાંચ્યું હશે.

પોતાના રહેઠાણની વચ્ચે આવતા કોઈ ખાડા ઉપર જવાઆવવા માટે કરોળિયો લાળનો પુલ પણ બનાવે છે. તળાવમાં ઉંચી લાકડી ખોડીને તે ઉપર કરોળિયાને મુક્યો હોય તો તે જમીનને પહોંચે ત્યાં સુધીનો લાંબો તાર ગુંથવા માંડે છે ને પુલ તૈયાર કરવા મંડી જાય છે. કરોળિયા લાળ પણ બે જાતની કાઢે છેઃ ચિકાશવાળી અને ચિકાશ વગરની. જે જાળામાં સામાન્ય માખી અડતાં વેંત જ સપડાઇને મૃત્યુ પામે છે તેમાં કરોળિયાએ પોતાને ફરવા જેટલો ચિકાશ વગરનો સાદો સીધો રસ્તો પણ રાખેલો હોય જ છે!

જ્યારે જાળામાં કોઇ મોટું જીવડું ભરાઇ પછાડા મારીને જાળનો નાશ કરે એવું લાગે છે ત્યારે તે અટકાવવાને કરોળિયો એકાદ તાર તોડી નાખી તેને છુટો કરી દે છે. એ સમજે છે કે જાળાનો સમુળગો નાશ થાય તેના કરતાં એકાદ બાકોરૂં પડીને અટકે તે સારૂં.

અભ્યાસીઓનો અભિપ્રાય છે કે પૂર્વે કરોળિયામાં જાળ ગુંથવાની આ શક્તિ સહસા નહિ આવેલી. માણસની જેમ તે પણ ભટકદશા (Nomadic age) પસાર કરી ગયો છે. અગાઉ તે માત્ર એક લાંબો તાર કાઢી બેસતો ને પવનના ઝાપટાની રાહ જોતો અને પવન સાથે લાળ કાઢતો આગળ ધપતો. એમ એ નદી સરોવર અને ખાઇ ખાડીઓ પણ ઓળંગી ગયો છે. એ વિશ્વવ્યાપી છે. પક્ષીઓથી નીચે અને જંતુઓથી ઉંચામાં ઉંચે તે વસી શકે છે. એથી એ વાયુસખા હોય તેમ જણાય છે. માઉન્ટ એવરેસ્ટ ઉપર ચડનાર સાહસિકોની નજરે ૨૨,૦૦૦ ફુટના ઉંચાં ગિરિશૃંગો ઉપર પણ કરોળિયાની વસ્તી નજરે પડી હતી!

એક પાટા વાળી રેલગાડી (મોનો રેલ્વે)ની જેમ લાળને આધારે પ્રાથમિક દશામાં પર્યટન કરતા કરોળિ-



'હરણફાળ' આગળ નર્મદા

અને નાનાં છોકરાં, નાનીશી નાવ, ટાંપી બેઠેલાં બગલાં, સ્વછંદે ભમતી કોઈ સારસજોડ કે સૂર્યાસ્તે પાણી પીતાં ગાયભેંસનાં ધણ–એ સૌ અનુપમ સૌંદર્યનાં તત્ત્વો છે. ત્યાંથી ચાળીસ માઇલ આવેલું સુરપાણ ગુજરાતના સૌંદર્યકેંદ્ર જેવું છે. ઉંચાનીચા પહાડમાં ઉંડાં નિર્મળ નીર ઉપર, પનાઈ (નર્મદામાં ચાલતી હોડી)માં દિવસના દિવસ વટાવતાં થકાય જ નહિ. નર્મદાને બંને તટે તાડનાં ઝાડ, જારબાજરીનાં ખેતર અને શિવાલયો જડાયાં છે.

તીલકવાડા છોડયા પછી તો જગતનો કોલાહલ અને તેની જડ સંસ્કૃતિનાં રડ્યાખડ્યા જ અવશેષો મળે. નદીનો પટ ક્યાંક પહોળો તો ક્યાંક તદ્દન સાંકડો; પાણી ક્યાંક છીછરાં તો ક્યાંક અગાધ ઉંડાં; વહેણના વેગ ક્યાંક હાથીને પણ ઘસડી જાય એવા તો ક્યાંક કીડી પણ ઉભી રહે એવા સ્થિર.

સુરપાણ જતી વેળા નદીના વેગની સામે અને પાણીની ઉંચી સપાટી તરફ જવાનું હોવાથી પનાઇને કાં તો રિક્ષાની પેઠે ધકેલવી પડે કે ઉચકીને ચડાવવી પડે! પનાઇની સામાન્ય ઝડપ કલાકના માઇલ

વિંધ્યાને વેધીને, સાતપુડાની સોડે સોડે વહી આવી ખંભાતના અખાતમાં પડતી નર્મદા ભરૂચ પાસે પોતાનું સૌંદર્ય સંકેલે છે. ત્યા પાણી મેલાં–ખારાં થાય છે. મોટી નદીઓ ઉંચા પ્રદેશની નીકો જેવી છે. દેશદેશનો મેલ તે સાફ કરે અને પૃથ્વીમાં ન સમાતા જળને લઇ જાય. આથી જ, નદીની સંભાળ રખાય તો તે કામધેનુ જેવી છે; નહિ તો કોપેલી ચંડી જેવી છે. વહેતું પાણી નિર્મળ જ હોય એમ નથી. જાતજાતના રોગનું તેમા ઘર પણ હોય.

નદીઓ માનવ આક્રમણની જળવાટ છે અથવા તો તેને થંભાવતી જળવાડ છે. નર્મદાએ આર્યાવર્તમાથી આર્યોનાં પૂર દક્ષિણમા જતાં ખાળ્યા છે. મહીનાઓ સુધી મોગલ અને મરાઠાઓના લશ્કર થંભાવ્યાં છે. યુદ્ધ વેળાએ જળપ્રવાહ મોટો ભાગ ભજવે છે. નર્મદાનું મહત્ત્વ એ દૃષ્ટિએ પણ મોટું છે. તેને કિનારે આજે પણ મોટાં લશ્કરી થાણાં છે.

ચાણોદથી આગળ નર્મદાનો તટ મનમોહક છે. આથે ખેતરમાં એકાદ ઝુંપડી પાસે ઘાસની ગંજી, તટ ઉપર બળતું એકાદ શબ, પાણી ભરતાં જેરાં



નર્મદાની હોડી 'પનાઇ' કહેવાય છે. સુરપાણની મુસાફરી કરતી એવી એકની છબી

એ માઇલની, કે પવન આવે તો ત્રણ ચાર માઇલની તો હદ. નદીના વહેણમાં પત્થરના મોટા ખડક પાસે જો હોડી એકાદ તસુ આઘીપાછી થઇ અને કાબુમાં ન રહી તો પાટીએ પાટીઆં છુટાં સમજી લેવાં ! આવા પત્થરના ખડકોને માછીઓ 'વાઘણો' કહે છે. નદીનો કાંઠો પણ વારેવારે કંઇકંઇ અજબ રંગ બદલે છે. ઘડીમાં કાદવ તો ઘડીમાં ઉડતી રેતી; ક્યાંક નાનાનાના બેશુમાર પથરા તો ક્યાંક માટીના ટેકરા કે કાળા ખડકની હારો. છતાં એ બધું જોતાં જરા યે કંટાળો ન આવે. આ જ નદીને કિનારે, આગળ, જબલપુર પાસે છે તેવા ચાંદની રાતે ચાંદી જેવા ચમકતા આરસના પહાડ અહીં નથી; અહીં તો છે અમાવાસ્યાનું સૌંદર્ય;—ઘોર ને રૂદ્ર.



નર્મદાના પ્રવાહમાં આવતા 'વાઘણ' નામના પત્થરના ખડકો અને ત્યાંની વનસ્પતિ

ભગવી માટીની ઉંચીનીચી ભેખડોમાં જાણે તોપના ગોળા વાગ્યા હોય એવી, 'મેંરોડી' નામનાં કાળા પક્ષીઓએ માળા માટે કરેલી બખોલો, અથવા તો, જાણે કદિ યે તરશ ન છીપતી હોય એવા સદા ય પાણીમાં ઉગતા જાંબુડી, છીણુ કે અવળચંડીના છોડવા જગતમાં વણાએલી જીવનની જાળની અજબ ઝાંખી અહીં કરાવે છે. ક્યાંક બાવળ બોરડી ઉપર તુંગડાં જેવા લટકતા સુઘરીના માળા, તો ક્યાંકક્યાંક વૃક્ષોનાં શરીરમાંથી બધો યે રસ ચુસી લેતી જળો જેવી આકાશવેલની કમળાથી પીળતી હોય તેવી પીળી દોરીઓ સરખી વેલો, નજરે ચડી ચાલ્યાં જતાં જણાય. મહામહેનતે ઝાડ કે પત્થર ઉપર ચડી પાણીમાં લટકતી વેલાઓ, વહેણમાં નમી પડતા મોથના છોડ, કે પાણીમાં સંતાઇ ડોકિયાં કરતા જ્યાસરોલિયાના છોડ ઠેકઠેકાણે પથરાઓને બાથ ભીડી વહેણ સામે અજબ ટક્કર ઝીલી રહેલા જણાય. અહીં જ તેમનું જીવન. પાણી હોય ત્યારે ફાલે; નહિ તો કરમાય. •



મોખડી આગળનો નર્મદાનો ધોધ

વિંધ્યાગળાની હારોમાં સંતસાધુ વસે છે. તેમની સાથે વાઘ, વરૂ અને રીંછ પણ વાસો કરે છે. મોટા મોટા મગર પાણીમાં નાક ઉચાં રાખી આળસુ જોગી જેવા પડી રહેલા જોવા મળે. નિર્જન વનવગડામાં ભૂતપ્રેત પણ ફરતા કહેવાય છે. લોકો માને છે કે કુરક્ષેત્રમાંથી વિદાય લઇ અશ્વત્થામા અહીં ફરે છે. ભૂતપ્રેતના દેવ 'કાળ ભૈરવના' દહેરા પાસે નાળીએર, વધેર્યા વિના કે બાધાના માદળા ધાગા મુક્યા સિવાય માઝી

તાપી વચ્ચે પચ્ચીસ માઇલનું જ છેટું છે. વચ્ચે ધુમ્મસમાં વીંટળાએલી સાતપુડા ને વિંધ્યાની પર્વતમાળાઓ છે. અહીંની ભૂમિમાં ખનીજ અને વનમાં વૃક્ષલક્ષ્મી છે. અકીક, મૅંગેનીઝ અને શોધે તો બીજાં અનેક ખનીજ જડી આવે. સુરપાણમાં સ્લેટના પત્થરનાં પડ પર પડ બાઝેલાં છે. મેઘધનુષ્યનાં રંગ જેવા નર્મદાના નાના નાના પથરાઓનાં રંગ છે. અહીં પોપટ વસે છે. તેમના માળા વિખેરી બીજો આઠ, આને ને રૂપીએ બચ્ચાં વેચવા લઇ જાય છે. આ બીજો વાઘથી પણ ડરે એવા નથી. વાઘને ભીણીઆ કોદરા ખવડાવી લાકડીથી જ પુરો કરે છે.

મોખડીના ઘોધથી ચારપાંચ માઇલ દૂર સુરપાણેશ્વર (શૂલપાનેશ્વર?) મહાદેવનું મંદિર છે. મંદિર જર્જરિત દશામાં છે. અહીં દર વર્ષે ચૈત્ર વદમાં મોટો મેળો ભરાય છે. હજારો યાત્રિકો ત્યારે અહીં આવતા હશે ને આ નિર્જન પ્રદેશને કોલાહલથી ભરી દેતા હશે.

ધર્મને નામે કરાતી આત્મહત્યાને આપણે પાપ નથી ગણતા. કાશીનું કરવત ક્યાં જાણીતું નથી? નર્મદાને મળતી દેવ નદીને આરે 'ભૈરવજાપ' નામની ઉંચી જગ્યા છે. (ગિરનાર પર્વત ઉપર પણ આ જ નામનો આવો જ બીજણ કરાળ પત્થર છે,) ત્યાંથી પડતું નાખી આ જીવનના પાપમાંથી મુક્ત થવાય છે. એવી આત્મહત્યા કરનારની સદ્ગતિ થતી મનાય છે. એ તો ખરું જ છે કે એ આત્મહત્યા છે તો સૌંદર્યને ખોળે.

નર્મદાને કિનારે ડગલેપગલે દેવમંદિર છે. કેટલાંક પવિત્ર, આકર્ષક અને પ્રાચીન સંસ્કૃતિનાં ગૌરવભર્યાં સ્મરણચિહ્નો છે; જ્યારે થોડાંક તો કોઇ ભિખારીઓએ માંબાપિતાજીનાં રમકડાં ગોઠવી નાણું ઉઘરાવાની દુકાન કાઢી હોય એવાં જ છે. ચાણોદમાંની શેષશાયીની મૂર્તિ અને રામપુરા પાસેની દશાવતારની મૂર્તિ સૌંદર્ય અને શિલ્પકળાની પ્રતિમા છે. ચાણોદની મૂર્તિ ચક્રપાણિના આરામાંથી નીકળેલી અને દશાવતારની મૂર્તિ ખેતર ખેડતાં કોઇ ખેડૂતના હળને અથડાએલી. કાળજુની નર્મદાનાં પથરાઓનાં પડોમાં શાં શાં જવાહીર સંતાયાં હશે!

સૌંદર્યમાં પ્રભુનો સાક્ષાત્કાર હોય તો નર્મદા તે કરાવે છે. તેના ઘોધનું સલિલસંગીત ગૌરજ સમયે સાંભળતાં જાણે કૃષ્ણની દિવ્ય બંસીનું ભાન થાય છે.

આર્યાવર્તની પુણ્યશ્લોક સરિતા! તને આ સૌંદર્ય અંજલિ દેતાં—'નમામિ દેવી નર્મદે!'

## વિદ્યાર્થી ફોટોગ્રાફરો તૈયાર રહો

આ વર્ષની ત્રણે ફોટોગ્રાફીની હરીફાઇ અમે અત્યારથી એકસામટી જ જાહેર કરી દઇએ છીએ, કે જેથી દરેક પ્રસંગ માટે તમે ખુબ વિચાર ને યોજનાપૂર્વક કામ કરી શકો; ને તૈયારી માટે સારો વખત મળવાથી મનમાન્યાં પરિણામ લાવી શકો.

**૧ લી હરીફાઈ:** આનું પરિણામ ફાગણ અંકમાં જાહેર થશે. તેમાં ફોટોગ્રાફીના વસ્તુ તરીકે 'વિદ્યાર્થીજીવનનું કોઇપણ દૃશ્ય' આપવાનું છે. વિદ્યાર્થીના ટેબલથી માંડીને તે શાળાના મેદાન સુધી અનેક ચિત્રો મળવાનો સંભવ છે. એ વિશાળ ક્ષેત્રમાંથી તમને એકાદ આકર્ષક ને વિચારપ્રેરક ચિત્ર જરૂર મળશે. ચિત્ર મોકલવાની છેલ્લી તારીખ ફેબ્રુઆરીની ૨૫મી છે. આ હરીફાઈ માટેના ફોટોગ્રાફો તે પહેલાં મળી જવા જોઇએ.

**૨ જી હરીફાઈ**નું પરિણામ શ્રાવણ અંકમાં પ્રસિદ્ધ થશે. વિષય: 'ગ્રામ્ય જીવનનું કોઈપણ લ્હાવદાર દૃશ્ય.' તમારી લાંબી વૅકેશનોમાં દેશનું સાચું સ્વરૂપ શોધવા અથવા શહેરની ધમાલથી કંટાળીને આરામ લેવા નહિ જાઓ? ત્યાં તમને નદી કે તળાવડીને કાંઠે, કુવાકાંઠે કે ચોરા પાસે, દેવની દેરી આગળ, ગામને પાદરે કે ગામે, પશુ પ્રાણી અને નરનારીનાં અનેક ચિત્રો, પાત્રો ને દૃશ્યો મળી રહેશે. તમારી આંખ કેવાં ચિત્રો જોઈ શકે છે તેની ખાતરી કરી આપો. આ હરીફાઈનાં ચિત્રો ૨૯મી જુલાઇ પહેલાં મળી જવાં જોઇએ.

**૩ જી હરીફાઇ**નું પરિણામ દીવાળી અંકમાં દેખા દેશે. વસ્તુ તરીકે 'પ્રાણીપ્રેમ'નું દૃશ્ય આપવાનું છે. પાળેલાં જનાવર સાથે માણસજાતે કેવો નાતો કેળવ્યો છે તેનાં મનોહર ચિત્રો તમે ઘણાં યે જોતા હશો, પણ તેને અમર કરવાને તમારો કૅમેરા કોઇક જ વાર ઘર્યો હશે. આ વખતે તમારી બધી અવલોકનશક્તિ વાપરી એવા વિરલ દૃશ્યનો ફોટોગ્રાફ પાડી મોકલો. આ હરીફાઈના ચિત્રો ૧૫મી સપ્ટેમ્બર પહેલાં તંત્રીને કુમાર કાર્યાલયમાં મળી જવાં જોઇએ. શરતો નીચે મુજબ: (૧) આઠ્ઠાવીસ વરસ સુધીનાં કોઈ પણ આમાં ભાગ લઇ શકશે. (૨) ફોટોગ્રાફો માઉન્ટ કરેલા ન હોવા જોઇએ અને દરેકની પાછળ, પાડનારે પોતાનું પુરૂં નામઠામ તથા ફોટાની વિગતો જણાવવી. (૩) ધંધાદારીઓ ભાગ નહિ લઇ શકે. (૪) ફોટોગ્રાફ પોસ્ટકાર્ડથી મોટો હોવો ન જોઇએ. (૫) ઇનામ મળેલા ફોટોગ્રાફો પાછા મોકલાશે નહિ. (૬) બાકીના ફોટોગ્રાફો પાછા મેળવવા ઇચ્છનારે સાથે પોસ્ટેજ મોકલવું.

## સમસિંધુના સંસ્કારસમૃદ્ધ દેશમાંથી સ્વાધીનતાનો શંખનાદ કરનાર

# રાષ્ટ્રપતિ જવાહરલાલ નેહરૂ

(અનુસંધાન પૃ. ૮થી)

પરંતુ એમનું પરિવર્તન સાચું તો થયું પંજાબનાં 'માર્શલ લૉ'ના અમલથી. ૧૯૧૪-૧૮ના યુરોપીય મહાયુદ્ધમાં અંગ્રેજોની કુમકે રહી હિંદે પોતાની સંપત્તિ અને શૂરવીરોને લડાઇના ખપ્પરમાં હોમ્યા તેનો બદલો અંગ્રેજોએ મોંટેગ્યુ-ચૅમ્સફર્ડ જેવા સુધારાથી આપ્યો. દેશે આ ટુકડાનો ઇનકાર કરવાની હામ બીડી એટલે રૉલેટ કાયદો અને માર્શલ લૉની હિંદને ભેટ મળી. જલિયાંવાળાના ભીષણ હત્યાકાંડથી સરકારે રાષ્ટ્ર-શરીર પર જે ઘા કર્યો તેણે પ્રત્યેક દેશપ્રેમી દિલમાં હોળી પ્રગટાવી. પંડિતનું પ્રકૃતિથી શાંત ખમીર ઉકળ્યું અને એમણે પંજાબ પ્રતિ પ્રયાણ માંડ્યા. ત્યાં એમણે મહાસભાએ માર્શલ લૉના અત્યાચારોની તપાસ કરવા નિમેલી સમિતિના કાર્યમાં મહાત્માજીને પડખે રહી ખડે પગે કામ કર્યું. ત્યાંના નિર્દોષ દેશબાંધવોની કમકમાટીભરી કેફિયતો સાંભળી એણે નિશ્ચય કરી લીધો કે આ શાસનપ્રણાલિને કાં તો સુધારવી અથવા વધેરવી. એ જ દરમ્યાન અયોધ્યા પ્રાંતમાં 'ટેનન્સી લૉ' સામેની હીલચાલ જાગી. સંયુક્ત પ્રાંતના જમીનદારોના જુલમ નીચે રીબાતી ખેડુત પ્રજાના રક્ષણ માટે પંડિત માલવીયજીએ ૧૯૧૫માં કિસાન સંઘ (ખેડુત સંઘ) સ્થાપ્યો હતો અને તેના આશ્રય નીચે ખેડુતોના ટંટો ચુકવવા તથા માર્ગદર્શન કરાવવા ગામડેગામડે પંચાયતો નીમી હતી. આ પંચાયતોનું ખેડુતોમાં એટલું માન હતુ કે તેનો નિર્ણય તેઓ વંદ્ય ગણતા. કોઇ તેની વિરૂદ્ધ વર્તી શકતું નહિ. ભલા તાલુકદારોને પણ તે મુજબ વર્તવાની ફરજ પડતી. આ પંચાયતોએ ખેડુતોના કલહ ઓછા કર્યા ને અદાલતોમાં અંધકાર ફેલાવ્યો. એ હીલચાલના મુખ્ય નેતાઓ હતા બાબા રામચંદ્ર અને પંડિત ગૌરીશંકર મિશ્ર. ૧૯૧૮માં પંડિત જવાહરલાલ તેમાં શામેલ થયા. અંગ પર એકમાત્ર પહેરણું પહેરી ટાઢ તડકાની પરવા કર્યા વિના આ રાજવંશી સરખા નબીરાએ ગામડે ગામડે ભટકી ખેડુતોના શ્રેય માટે શ્રમભેર કામ કર્યું. ખેડુતોનો પીરસેલો કાચોપાકો રોટલો તે ખાતા અને તેમનાં સુખદુઃખના ભાગીદારની પેઠે રંજ ખેડતા. યુક્ત પ્રાંતના કિસાનો જવાહર પર વારી જવા લાગ્યા.

રાયબરેલીની પંચાયતે ત્યાંના એક તાલુકદાર અને તેની પત્ની વચ્ચેના કલહનો ચુકાદો સ્ત્રીની તરફેણમાં આપ્યો. પણ તાલુકદારે તે ન સ્વીકારતાં પંચની વિરુદ્ધમા પોલિસને ફરિયાદ કરી. આખા પ્રાંતમાં જોશભેર અફવા ઉડી કે બાબા રામચંદ્રને સરકારે પકડ્યા છે. એ ફેલાતાં વેંત હજારો ક્રોધભર્યા ખેડુતો રાયબરેલી દોડી આવ્યા. પ્રસંગ કટોકટીનો હતો. નદીની એક બાજુ પચાસ હજાર કિસાનોનો સાગર ખળભળતો હતો. સામે કિનારે સરકારે આ 'મુશ્કેલી' સામે મોરચો માંડવા મિલિટરી ગોઠવી હતી. ટોળાંએ બાબા રામચંદ્રની અને સરપંચની માગણી કરી. સરકારે તેમને વેરાઇ જવાની—અને તેમ ન કરે તો ગોળીબાર કરવાની ધમકી આપી. મામલો ગંભીર બન્યો.

તારથી સમાચાર પામી પંડિત જવાહરલાલ તાબડતોબ ત્યાં પહોંચ્યા. પણ પોલિસે તેમને પણ સામે કિનારે જતાં અટકાવ્યા;—એ ઇરાદાથી કે તે જઇને ટોળાંમાં ખળભળાટ મચાવશે. લોકો અધીરા બન્યા. પોલિસે ગોળીબાર શરૂ કર્યો ને નિરાધાર, રક્ષણ વિનાના ખેડુતો ટપોટપ પડવા લાગ્યા. એ એકએક ગોળી જવાહરને પોતાના હૃદય સોંસરી જતી લાગી. આજે પણ એ બનાવ યાદ આવતાં તે કંપી ઉઠે છે. કેટલાય નિર્દોષ લોકો માર્યા ગયા અને ઘાયલ થયા. જવાહરલાલે આર્દ્ર હૃદયે એ સૌની સેવા કરી અને ભરણ-પોષણની જોગવાઇ કરી.

૧૯૨૦માં જવાહરલાલ પોતાનાં માતા બીમાર હતાં તેમને લઇને પોતાનાં પત્ની સાથે મસુરી હવાફેર માટે ગએલા. ત્યાં જે 'હૉટેલ સેવૉય'માં તે ઉતર્યા હતા એ જ હૉટેલમાં સુલેહ પરિષદ માટે આવેલા અફઘાન પ્રતિનિધિ પણ ઉતરેલા. સરકારને શંકા પેઠી કે જવાહર રખે એમને મળી કાંઇ કાવતરૂં રચે! સરકારે મનાઇ હુકમ કાઢ્યો કે તમારે અફઘાન પ્રતિનિધિઓ સાથે મળવુંહળવું નહિ; અને તેમ નહિ કરો એવી બાંહેધરી આપો. જવાહરે કહ્યું હું તેમને પિછાનતો નથી. ત્યાં આવી વિચિત્ર બાંહેધરી કેમ આપું? થયું. ૨૪ કલાકમાં એમને મસુરીથી હદપાર કરવામાં આવ્યા. ફરી એમણે સરકારને જણાવ્યું કે મારાં માતા બીમાર છે અને મારે મસુરી આવવું જોઇશે. તમે મારી સામેનો હદપારીનો હુકમ ખેંચો યા નહિ, પણ હું તો

આવવાનો. સરકારને પાછળથી સદ્બુદ્ધિ સુઝી ને હુકમ પાછો ખેંચી લીધો. આ બધા પ્રસંગો એમનો હૃદય-પલટો વધુ ને વધુ તીવ્ર કરતા જતા હતા.

એ જ વર્ષમાં પંજાબકેસરી લાલાજીના આધિપત્ય હેઠળ કલકત્તાની યાદગાર મહાસભા મળી અને એ મહાસભાએ ભારતના ઇતિહાસનું પાનું ઉજ્જવળ અસહકારનો કાર્યક્રમ ગોઠવ્યો. જવાહરલાલે વકીલાત છોડી અને એ કાર્યમાં ઝંપલાવ્યું. ત્યારથી આજસુધી પંડિત જવાહરલાલ કટ્ટર અસહકારી રહ્યા છે. એમણે એ કાર્યક્રમની પૂર્તિ માટે નથી જોઇ રાત કે નથી જોયો દિવસ. તે પછી એમણે મહાસભાની સેવામાં પોતાનાં ગાત્ર ગાળ્યાં છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

વકીલાત છોડીને એમણે યુક્ત પ્રાંતની મહાસભા સમિતિના પ્રમુખ તરીકે ત્રિવિધ બહિષ્કારનું, ખાદી-પ્રચારનું, દારૂનિષેધનું, ગ્રામપંચાયતનું ને ઠેરઠેર પ્રાંતિક સમિતિનાં થાણાંઓ નાખવાનું કાર્ય જોશભેર ઉપાડ્યું. સવારના પાંચથી તે રાતના અગિયાર સુધી તે પહેરણ-ની બાંયો ચડાવીને અવિશ્રામ જહેમત કરતા. બીજી બાજુ, આ જ અરસામાં પંડિત મોતીલાલજીએ અસહકારની પ્રવૃત્તિને વેગ આપવા માટે, લોકજાગૃતિને માટે 'ઇન્ડિપેન્ડન્ટ' નામનું રાષ્ટ્રીય દૈનિક પત્ર શરૂ કર્યું. જવાહરલાલનો હાથ એમાં ન હોય તે તો કેમ બને! દેશદાઝથી ધગી રહેલા એમના અંતરની જ્વાળાઓ એ પત્રને પાનેપાને આલેખાએલી આજે પણ જોઈ શકાય છે. સરકારને એ લખાણો ફિતુરી લાગે એમાં નવાઇ નહિ. તે આરોપસર એણે જવાહર પાસે માફી મંગાવવાનો પ્રયત્ન કર્યો પણ જવાહર માફી માગે? અંતે એમને તો કાંઈ ન કર્યું, પણ પત્રના તંત્રી રંગા આયરને એક વર્ષની સખ્ત મજુરીની કેદ ઠોકી.

અસહકારનો દર ચોમેર લાગ્યો હતો એવા આ અરસામાં પ્રિન્સ ઑફ વેલ્સ હિંદની મુલાકાતે આવ્યા. બહિષ્કાર વિના એમને માટે અસંતોષી હિંદીઓ પાસે બીજું સ્વાગત નહોતું. ઠેરઠેર હડતાલો પડી અને જ્યાંજ્યાં પાટવીકુમારનાં પગલાં થયાં ત્યાંત્યાં સ્મશાન-ભૂમિની શાંતિ દેખાઇ. સરકારે પણ આ હીલચાલને ફિતુરી અને ગેરકાયદેસર ઠરાવી બહિષ્કાર સૈન્યના સ્વયંસેવકો પર દરેક સ્થળે દમનનીતિ માંડી. જવાહરલાલે અલ્હાબાદમાં પોતાના યાળાજીવનના આ મહાધ્યાયીના બહિષ્કાર-સ્વાગતની તૈયારીઓ કરી. મહાસભાના સ્વયંસેવક બનીને એમણે ભાષણો અને પત્રિકાઓથી જોશભેર પ્રચારકાર્ય આરંભ્યું. ૧૯૨૧ની છઠ્ઠી ડિસેમ્બરે અલ્હાબાદ પર સરકારનો ખૂની પંજો પડ્યો ને નેહરૂ કુટુંબમાંથી મોતીલાલ, જવાહરલાલ, મોહનલાલ ને શ્યામલાલને તથા બીજા નેતાઓ શ્રી પુરુ-ષોત્તમદાસ ટંડન, ગૌરીશંકર મિશ્ર વગેરેને ગિરફતાર કર્યા.

સૌની સાથે જવાહરને છ માસની આસાન કેદ મળી. પિતાને ચિંતા થઇ કે લક્ષ્મીના ખોળામાં ઉછરેલો મારો લાડકવાયો જેલનાં દુઃખ કેમ ખમી શકશે! પણ પુત્રે તો શ્રીમંતાઈની સુંવાળપ કે દહાડાની ફગાવી દીધી હતી. સંપૂર્ણ આસાનીથી એણે જેલજીવન સ્વીકારી લીધું. પરંતુ અરધી સજા ય પુરી નહિ થઇ હોય ત્યાં તેમને છોડી મુકવામાં આવ્યા.

બહાર આવ્યા ત્યાં સાંભળ્યું કે ગાંધીજી પકડાયા છે. જવાહરલાલ સીધા અમદાવાદ આવ્યા અને મુકદ્દમો ચાલ્યા સુધી ગાંધીજીની મુલાકાતો લેવા અમદાવાદ-માં રહ્યા. ગાંધીજી જેલમાં ગયા અને એમણે અલ્હા-બાદ જઇ વિદેશી માલના બહિષ્કારનો કાર્યક્રમ આરંભ્યો. તેને સબળ અને અસરકારક બનાવવા એમણે તરત (૧૯૨૨મા) અલ્હાબાદમાં 'વ્યાપારી મંડળ'ની સ્થાપના કરી. મંડળમાં સૌ વેપારીઓને ભેળવ્યા અને પરદેશી કાપડ બંધ કરવાના શપથ લેવડાવ્યા. જે કોઇ પરદેશી માલ મંગાવે તેનો દંડ કરવાનું મંડળને દસ્તક સોંપાયું અને પરદેશી કાપડની ચોકી શરૂ કરી. વ્યાપારી મંડળનું કામ જોશભેર ચાલ્યું અને સરકાર જવાહરલાલ પર વિફરી. એ વ્યાપારીઓને ભય બતા-વવાના અને અનિચ્છાએ કામ કરાવવાના ગુનાહ માટે એમને ૧૮ માસની સજા થઇ. પણ આઠ જ માસ બાદ બીજા રાજદ્વારી કેદીઓ સાથે એમનો ફરી છુટ-કારો થયો, અને ફરી પાછી યુક્ત પ્રાંતની મહાસભા સમિતિ હાથમાં લીધી.

પણ એમના જીવને કદિ જંપ ન વળે. ક્યાંયથી પણ દુઃખની આહ સંભળાઈ કે પંડિતજી ખડે પગે પહોં-ચ્યા જ છે. ઇ. સ. ૧૯૨૩ના ઉત્તરાર્ધમાં દિલ્હીની મહાસભા પુરી થઇ કે તરત નભા રાજ્યમાં અકાલી શીખો પર જુલમ ગુજર્યો અને પંડિતજી પ્રો. કૃપાલાની તથા શ્રી સંતાનમની સાથે એમની વહારે ધાયા. પરંતુ

પંડિતજીની હાજરી કોઇ રીતે સરકાર સહન કરી લે એમ નહોતું, એટલે જઇતુ પહોંચતાં જ એમને રાજ્ય છોડી જવાનો હુકમ મળ્યો. જવાહરલાલે એ કાગળને ફુંક મારી ઉરાડી દીધો અને શહેરમાં પ્રવેશ કર્યો. પોલિસે તરત પકડી હાથકડી પહેરાવી જેલમાં પુર્યા અને હુકમનો અનાદર કરવા માટે છ માસની તથા કહેવાતા એક કાવતરામાં ભાગ લેવા માટે બીજા આઠ માસની એમને સજા મળી. પરંતુ કોણ જાણે કેમ, સરકારની સજાઓ ભોગવવા એ સરજાયા જ નથી. એમને તરતજ મુક્ત કરવામાં આવ્યા. પરંતુ આ વખતે જેલની ટુંક મુદતમાં પણ એમની તબિયત બગડી અને ટાઇફોઇડથી પીડાતા લાંબો વખત પથારીવશ રહ્યા.

ઇ. સ. ૧૯૨૩ની કોકોનાડાની મહાસભામાં તેઓ મુખ્યમંત્રી તરીકે ચુંટાયા અને ત્યારથી તે આજ સુધી તે હિંદી મહાસભાના મુખ્ય મંત્રીના સ્થાને રહ્યા છે. આ વરસે એ કર્મસચીવની પદવી છોડીને મહાસભાના સભાપતિ બને છે. એમણે છ વર્ષ કર્મસચીવ તરીકે કરેલા કાર્યનો સરવાળો કાઢી એની તૂટ પુરવા વિધિએ મહાસભાનું સુકાન એમને હાથ સોંપ્યું છે અને એમણે દેશને આઝાદીને માર્ગે પ્રયાણ કરાવવાના કોલ દીધા છે. એ છેલ્લાં છ વર્ષ દરમ્યાન તો પંડિત જવાહરલાલનો ઠીકઠીક પરિચય કરી લીધો છે.

હિંદના જુવાનોને Live Dangerously—ખડિયામાં ખાપણ લઇને—ભીષણ અગ્નિ જીવન જીવવાનો મંત્ર આપનાર જવાહરલાલના જીવનમાં એ સૂત્રનું પાલન એમનો હૃદયપલટો થયા પછી તો કોઈપણ પળે પ્રત્યક્ષ થાય છે. ઇ. સ. ૧૯૨૪માં, છ વર્ષના લાંબા ગાળા પછી હિંદુસ્તાનનો મહાન કુંભમેળો ભરાવાનો હતો અને ત્રિવેણીસંગમનાં પુણ્ય મેળવવા લાખો ભાવિક યાત્રાળુઓ એકઠા મળવાના હતા. ત્રિવેણીના સંગમ આગળ ઊંડાણ હોવાથી તે જગ્યામાં રેતી અને પત્થર નાખી તે ભયરહિત અને છીછરી બનાવવાની જરૂર હતી, જેથી યાત્રાળુઓ સરળતાથી નહાઇ શકે. પણ તેમ કરવા જતાં ખુબ પૈસા અને મહેનતની જરૂર પડે તેવું હતું. તેથી સરકારની કાર્યવાહક સમિતિએ ત્યાં આગળ કિનારા ઉપર આડા બંધ બાંધી જાત્રાળુઓને નહાવાની જ બંધી કરી! પં. મદનમોહન માલવીયજીએ આ બાબતમાં સરકાર સાથે ખુબ પત્રવ્યવહાર કરી જોયો. પણ પરિણામ શૂન્ય આવ્યું. અંતે જવાહરલાલ ધાર્મિક પ્રેરણાથી નહિ પણ દેશબાંધવોના હક્ક ઉપર મરાતી તરાપ જોઇને મહાસભાનું સ્વયંસેવક દળ લઇને ત્યાં ધસી આવ્યા. માલવીયજી તોડ લાવવા મથતા હતા તે દરમ્યાન તો આ નવજુવાનોએ સત્યાગ્રહ આરંભવાનો નિરધાર જાહેર કર્યો. કલાકોની મહેનત પછી જ્યારે માલવીયજીના પ્રયત્નનું કંઇ ફળ ન આવ્યું ત્યારે એક પળના પણ વિલંબ સિવાય જવાહરલાલે હાથમાં રાષ્ટ્રીય ધ્વજ લઈને આડા ઉભા કરેલા બંધની દરકાર કર્યા વગર નદીમાં ઝંપલાવ્યું. પાછળ સ્વયંસેવકો અને તેમની પાછળ યાત્રાળુઓનાં ટોળાં! સરકારની ઘોડેસવાર પોલિસ અને પાયદળ તો આભાં જ બની ગયાં! આવા સત્યાગ્રહ સામે સમાધાન ન કરે તો બીજું શું કરે? થોડા સમયમાં તો રેતી નાખીને જગ્યાને છીછરી બનાવી દેવામાં આવી. ધર્મપ્રેમી યાત્રાળુઓને ત્રિવેણી સ્નાન કરાવ્યાનું પુણ્ય બાંધી જવાહરલાલ અને તેના સ્વયંસેવકો પાછા વળ્યા!

૧૯૨૩માં જેલમાંથી છુટીને તેઓ શ્રી પુરષોત્તમદાસ ટંડનની જગ્યાએ અલ્લાહાબાદ મ્યૂનિસિપાલિટીના પ્રમુખ ચુંટાયા. અહીં તેમણે અનેક જુના કુધારા કાઢી નાખ્યા, ખાદી અને ચરખાને પ્રાધાન્ય આપ્યું અને ત્યાંની મહિલા વિદ્યાલયને સારી એવી મદદ આપી. ભાગ્યે ત્રણેક વર્ષ તેમણે આ સેવા બજાવી હશે ત્યાં તો પત્નીના મંદવાડને કારણે તેમને યૂરોપની સફરે ઉપડવું પડ્યું.

ઇ. સ. ૧૯૨૬-૨૭નો ઘણોખરો ભાગ એમણે યૂરોપમાં ગાળ્યો—વિશેષાંશે એમના તથા એમનાં પત્નીના આરોગ્યને માટે; છતાં એમણે તો રાતદિવસ ત્યાંયે રટણ કર્યું છે ભારત-સ્વાતંત્ર્યનું જ! સ્વિટ્ઝર્લાંડ અને ઇટાલિમાં તબિયત સુધાર્યા પછી ફ્રાંસ, હૉલંડ, જર્મની, બેલ્જિયમ અને ઇંગ્લંડમાં ભ્રમણ કરવાની સાથેસાથ ભાષણો અને લેખો દ્વારા હિંદના પ્રશ્નનો યૂરોપીય દેશોને પરિચય કરાવવામાં એમની લેખિની અને કંઠ વિરમ્યા નથી. આ સફરમાં તેમને દેશવટો ભોગવતા હિંદીઓ વીરેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય, રાજા મહેન્દ્રપ્રતાપ, સ્વ. મૌલવી બરકતુલ્લાહ, શ્યામજી કે. વર્મા, ચંપકરામન પિલૈ વગેરેની મુલાકાતો થઇ.

ઇ. સ. ૧૯૨૭માં એમણે, જગતને પોતાના પરિવર્તન વડે ચકિત કરી રહેલા રશિયાની મુલાકાત લીધી. ત્યાં સોવીયેટ સરકારની સ્થાપનાના પ્રથમ દસકાની ઉત્સવ ઉજવણીમાં ભાગ લેવા નેહરૂ પિતાપુત્રને આમંત્રણ હતાં. એ મુલાકાતનું પરિણામ તે એમણે હિંદને રૂસની રાજ્યક્રાંતિનો પરિચય કરાવવા લખેલો 'સોવીએટ રશિયા'નો નાનકડો ગ્રંથ.

યૂરોપની તેમની આ સફર દરમ્યાન બીજી પણ એક અગત્યની કાર્યવાહીમાં એમણે સાથ પુર્યો. ૧૯૨૮ના ફેબ્રુઆરીમાં 'સામ્રાજ્યવાદ વિરોધી આન્તરરાષ્ટ્રીય મહાસભા' ( International Congress against Imperialism )નું પહેલું અધિવેશન ભરાયું. તેમાં હિંદી મહાસભા તરફથી તે પ્રતિનિધિ ચુંટાયા હતા. આ મહાસભામાં જગતભરની પરતંત્ર અને કચડાતી પ્રજાઓની પ્રતિનિધિઓએ ખુબ ભાગ લીધો હતો. જવાહરલાલનો કાર્યવાહક સમિતિમાં પણ હિસ્સો હતો અને એક બેઠકના તો તે પ્રમુખ પણ નીમાએલા. એ મહાસભાની પાંચ નાનીનાની બેઠકો કરવાઇ હતી અને તેના પાંચ જુદાજુદા માનદ પ્રમુખો નીચે મુજબ ચુંટાયા હતાઃ (૧) જવાહરલાલ નેહરૂ–હિંદ, (૨) એઇન્સ્ટીન–જર્મની, (૩) રોમાં રોલા –ફ્રાંસ, (૪) શ્રીમતી સન્ યતસેં–ચીન, (૫) જ્યૉર્જ લૅન્સબરી—ઇંગ્લેંડ. આ ઉપરથી એમની આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠાનો ખ્યાલ આવશે. અહીં એમણે હિંદ અને પૂર્વના દેશોના દર્દનો ખરો ચિતાર રજુ કર્યો અને જ્યાં સુધી આઝાદી નહિ મળે ત્યાં સુધી એ દુઃખ નાશ પામવાનું નથી એ સ્પષ્ટ કરી દીધું.

હિંદ-સ્વાતંત્ર્ય માટેની એમની ધગશ, દેશના રાજકીય ધ્યેય સંબંધી એમના વિચારો, બહુ જ સ્પષ્ટ છે. યૂરોપથી પાછા ફરીને તરત મદ્રાસની મહાસભામાં એમણે સંપૂર્ણ સ્વાતંત્ર્યની ઘોષણા કરી અને કલકત્તામાં એમણે એ ધ્યેય સ્વીકારાવવા આકાશ પાતાળ એક કર્યાં. મદ્રાસમાં એમને વિજય ન મળ્યો. કલકત્તામાં પણ મૌલિક દૃષ્ટિએ વિજય તો ન મળ્યો; પરંતુ નૈતિક વિજય તો એમનો જ હતો. પણ છેવટે લાહોર વખતે મહાત્માજી જેવા અસાધ્ય આશાવાદીની બ્રિટિશ પ્રજાની ન્યાયવૃત્તિમાં ચોંટેલી શ્રદ્ધા પંડિતજીના સચોટ સ્વાતંત્ર્યવાદે ઉખાડી અને મહાત્માજીનું આજે સ્વાતંત્ર્યવાદીમાં થએલું પરિવર્તન એ જ જવાહરલાલનો મહાન વિજય! કલકત્તામાં એમના મંત્રીપદે દેશે જે ન સ્વીકાર્યું તે આજે એમના નેતૃત્વ હેઠળ લાહોરમાં સ્વીકાર્યું!

આમ દરેક રાજકીય ક્ષેત્રમાં પોતાનો ફાળો આપે જતા હતા તેની સાથોસાથ યુવકો તરફથી તેમની દૃષ્ટિ ખસી ન હતી. તેઓ સંયુક્ત પ્રાંતના યુવકોનાં આત્મા સમ છે. અને દેશની સમાજવાદી યુવક પરિષદ, અખિલ બંગાળ વિદ્યાર્થી પરિષદ, પૂનાની મુંબાઇ ઇલાકા યુવક પરિષદ તથા રાજકોટની કાઠિયાવાડ યુવક પરિષદના પ્રમુખ તરીકે એમણે યુવકોના કર્ણધાર તરીકે બહુ પ્રોત્સાહન અને પ્રાણ પુર્યાં છે. અલ્લાહાબાદના યુવકસંઘના તો તેઓ પ્રણેતા છે.

એક વખત સમૃદ્ધિની વિપુલતામાં આળોટતો આ લક્ષ્મીપુત્ર આજે સામાન્યમાં સામાન્ય હિંદી જનની માફક સાદાઇમાં રહે છે. ટુંકી બંડી અને ખાદીના પહેરણમાં સજ્જ થતા આ અમીરની અમીરી આજે તો એના દેશને દુઃખે દુઃખી એવા અંતરમાં રહી છે. કામદારો અને ખેડુઓને માટે મરી ફીટતો, જગતને દુઃખે દુઃખી આ મુઠીભર હાડકાંનો માણસ આજે રાષ્ટ્રપતિને યોગ્ય સ્થાને વિરાજ્યો છે. હિંદી રાષ્ટ્રપતિ તરીકે વિરાજેલા સૌ પ્રમુખોમાં ગોખલેજી સિવાય જવાહરલાલ નાનામાં નાના પ્રમુખ છે. પરંતુ યૌવન એ એમની ઉણપ નથી. એમની લાયકાત એમના ભગીરથ ત્યાગમાં, એમની અથાગ કાર્યશક્તિમાં રહી છે. અને રાષ્ટ્રનો નિશ્ચય કેટલો સાચો નીવડ્યો છે એ તો લાહોરમાં પુરવાર થઇ ચુક્યું છે. એમની રાષ્ટ્રપતિ તરીકેની પસંદગીની અસર ઇંગ્લંડ અને સામ્રાજ્યના પુરંધરો પર કેવી થઇ છે એ હકીકત દીવાની જ્યોત જેવી સ્પષ્ટ છે.

લાહોરમાં જવાહરને પ્રમુખ તરીકે મળેલું માન તો અનુપમ હતું. રાજામહારાજાઓ અને બાદશાહો ચક્રવર્તીઓ જેની વાંચ્છના કરે એવી અપ્રતિમ લોકપ્રીતિએ જવાહરને વધાવ્યો. લાહોરની એની પધરામણી વેળાનું સરઘસ, કોઇ વિજયી સેનાની વિજયયાત્રાનું ભાન કરાવતું: વૃદ્ધ પંડિતજીએ પોતાના પુત્રની કૃત્ય પુષ્પવૃષ્ટિથી વધાવી એ દૃશ્ય અદ્‌ભુત હતું. પોતાના વારસદારને પોતાની ગાદીનો એ વારસો સોંપતાં એમના દિલમાં કેવી લાગણીઓ થઇ હશે!

મહાસભાને પ્રમુખપદેથી એમણે રાષ્ટ્રને ચોક્કસ માર્ગદર્શન કરાવ્યું છે. એમનું ભાષણ બહુ જ હૃદયસ્પર્શી અને તન્મયતાથી ઉભરાતું હતું. ગાંધીજીના શબ્દોમાં કહીએ તો 'એ ટુંકા, મુદ્દાસર ને જોરદાર ભાષણમાં એમણે પોતાના ઉગ્ર વિચારો સૌમ્ય ભાષામાં ઉતાર્યા હતા. પોતાના વિચારો ઉગ્ર હોવા છતાં દેશે શું કરવું જોઇએ એ સંપૂર્ણ તટસ્થપણે બતાવવાની એમનામાં શક્તિ છે તે એ બતાવી આપે છે.' ભાષણને અંતે 'સરકાર સામે ખુલ્લું કાવતરું' જાહેર કરીને સૌ દેશબાંધવોને તેમા સાથ પુરાવવા માટે નોતરી 'ઇન્કિલાબ ઝિન્દાબાદ'–Long Live Revolution–અમર રહો ક્રાન્તિની એમણે ઘોષણા કરી. પણ એ કાવતરા અને ક્રાન્તિમાં હિંસાવાદીઓનાં નહિ પણ સંયમી અસહકારીઓનાં પૂર જોઇશે એ એમણે જણાવી દીધું.

મહાસભાને મોખરે આજે એક 'યુવક' વિરાજે છે તે વેળા પોતાના એ પ્રતિનિધિને માટે હિંદના યુવકોએ ગરવા બનવાનું રહે છે; પરંતુ સાથે જ એમના પર એટલી જવાબદારી ઉભી છે કે વર્ષને આખરે મહાસભાએ નક્કી કરેલ ધ્યેયને પહોંચવાના કાર્યક્રમ માટે એ પ્રમુખ જ્યારે પોતાના નેતૃત્વ હેઠળ આવવાની હાકલ દે ત્યારે સજ્જ થઇ સૌ એનો સાથ પુરે.

આપણે ઇચ્છીએ કે મહાત્માજીના વચનો જેમ જવાહરલાલ ખરા પાડતા આવ્યા છે તેમ પાડે કે 'તે સ્ફટિક સમ સ્વચ્છ છે. તેના સત્યમાં કોઇને સહેજ પણ શંકાનું સ્થાન નથી. તે સુભટ છે. હિંદ તેના હાથમાં સહીસલામત છે. . . . પ્રભુનો આશીર્વાદ તેમના પર ઉતરો અને એમના અમલ દરમ્યાન દેશ પોતાનું ધ્યેય પ્રાપ્ત કરો.' (સંકલિત)

### લેખકો તથા પ્રકાશક સંસ્થાઓને વિનતિ

સને ૧૯૨૯ના જાન્યુઆરીથી ડિસેમ્બર સુધીના આખા વરસનાં ગુજરાતી પુસ્તકોના વાર્ષિક સમાલોચના કરવાનું કામ ગુજરાત સાહિત્ય સભા તરફથી મને સોંપાયું છે. તો સર્વ લેખકો ને પ્રકાશનસંસ્થાઓ પોતાનાં પુસ્તકો મને મોકલી મારૂં કામ સરળ કરી આપશે તો સર્વનો આભારી થઇશ.

માંડલપુર : અમદાવાદ — રામનારાયણ વિ. પાઠક

---

પંજાબ યૂનિવર્સિટીના પદવીદાન સમારંભ વખતે ગ્રૅજ્યુએટોએ 'ક્રાન્તિ દીર્ઘાયુ હો' એવી ઘોષણા કરી. પંજાબના યુવાનોનું માનસ જાણવાને આ પ્રસંગ પુરતો છે.

## કૉલેજની હડતાળ

(અનુસંધાન પૃ. ૧૩થી)

તે વખતે તો સુરેન બાબુએ ઠાકુરને બોલાવી ઠપકો આપ્યો. ઠાકુર માથું ખજવાળતો બોલ્યો, 'બાબુજી રસોડામાં વંદા બહુ થઇ ગયા છે. માંજેલાં વાસણમાં જ્યાં ત્યાંના ઘુસી જાય છે તે કેમે કર્યા નથી નીકળતા. બાબુજી, વંદા બહુ ત્રાસ આપે છે. આજે જ કોણ જાણે કેમ ભુલથી આંધણ મુકાઈ ગયું તે પહેલાં વંદાને નસાડવાનું યાદ ન રહ્યું.

ભાત સિવાય બીજું કાંઇ ખવાનું બંગાળી માટે હોય નહિ એટલે ફરીથી ભાત ઓરાયો. મોડી રાત્રે વિદ્યાર્થીઓ જમવા પામ્યા.

પણ બીજે દિવસે ભાત કાચો રહી ગયો! ઠાકુરે દલીલ કરી કે 'બાબુજી વાંદાને નસાડતાં આજે બહુ મોડું થઈ ગયું એટલે ઉતાવળમાં ભાત કાચો રહી ગયો!'

આવી દલીલ સુરેન બાબુને તો શું પરંતુ ઠાકુરના બાપને પણ ગળે ઉતરે નહિ. હમેશાં કાંઇ ત્રણસો વિદ્યાર્થીનો ભાત બબ્બે વખત ઓરાય ! ભોજનવ્યવસ્થા સરકારને હાથ હતી એટલે એવા બેવડા ખર્ચનો હિસાબ ક્યાં માંડવો ? મોદીખાના–રજિસ્ટરમાં ત્રણસો પાંસઠ દિવસને બદલે ત્રણસો છાસઠ દિવસનું કૉલમ પણ છાપેલું નહિ કે એટલા ચોખા તે દિવસે કાઢ્યા એમ લખાય ! પરિણામે વિદ્યાર્થીઓ તે દિવસે અરધા ભુખ્યા ઉઠ્યા.

સુરેન બાબુનું, દરેક વૈચિત્ર્ય સહન કરી લેવાય પણ ખાલી પેટ તો ગમે તેવા ડાહ્યા માણસને પણ બે ઘડી ચીડવી શકે છે. વિદ્યાર્થીઓ એમ ને એમ પ્રિન્સિપાલને બંગલે પહોંચ્યા. પ્રિન્સિપાલે સવારે તપાસ કરી બધું ઠીક કરી આપવા દિલાસો આપ્યો.

પ્રોફેસર ફિંગ બંગાળી વિદ્યાર્થીઓમાં બહુ જ રસ લેતા. તેમની મડમને એક પગે ખોડ હતી. તે હૃદયની બહુ પ્રેમાળ હતી, એટલે આ દંપતી તરફથી વિદ્યાર્થીઓને મીઠો આવકાર હમેશાં મળતો. રસ્તામાં કોઇ પણ વિદ્યાર્થી મળે તો પાંચ મિનિટ આડીઅવળી વાત કર્યા વિના તેઓ રહેતાં જ નહિ. બેપાંચ ગરીબ વિદ્યાર્થીઓ એમને આશ્રયે નભી જતા. આથી બીજે દિવસે પ્રિન્સિપાલે પ્રોફેસર ફિંગને આ વાત કરી.

તેમણે થોડા દિવસ વિદ્યાર્થીઓ સાથે બેસીને જમવાનું કબુલ કર્યું અને ઠાકુરને ઠપકો આપી દંડ કર્યો. પ્રોફેસર કિંગ સાથે બેસીને જમે તો તો વિદ્યાર્થીઓ કાચા ને કાચા ચોખા આનંદથી કકડાવી જાય, વિદ્યાર્થીઓને તો બહુ જ ઉમંગ આવી ગયો. ઠાકુર પણ સમજ્યો હતો એટલે રસોઈમાં કાળજી રહેતી હતી. ઉત્સવ સમિતિમાં પ્રોફેસર કિંગને ભેળવ્યા એટલે સુરેન બાબુ બહુધા ચુપ જ રહેતા.

ઉત્સવના દિવસો આવી પહોંચ્યા. સૌ ખુબ હળ્યા મળ્યા અને રમ્યા. યુરોપીયન પ્રોફેસરો પોતાની મડમોને લઈને ખુબ નાચ્યા અને પ્રિન્સિપાલ પણ પોતે બરાબર રસ લે-છે એવું બતાવવા દરેક ક્રમને અંતે તાળીઓ પાડવાનું ચુક્યો નહિ.

પરંતુ પ્રો. કિંગ કાંઇ હમેશાં હૉસ્ટેલમાં જમી શકે એમ હતું નહિ. ઉત્સવો પુરા થયા એટલે પ્રો. કિંગ પોતાને બંગલે જઇ જમવા લાગ્યા. વૅકેશન પડવાને હજી એક માસની વાર હતી અને ભોજનશાળાની વ્યવસ્થા થોડા દિવસથી સુધરવા લાગી હતી. તોપણ ઠાકુર એનો એ ગંજેરી રહ્યો અને સુપરિન્ટેન્ડન્ટ એના એ સુરેન બાબુ ફોજદાર રહ્યા.

વળી પાછી રસોઇ બગડવા લાગી. પ્રિન્સિપાલે વસ્તુસ્થિતિ સમજવામાં બે વખત ભુલ કરી. તેને પહેલી વખત સુરેન બાબુને મુકયા પછી બધું જ સુધરી ગયું છે એમ લાગેલું. બીજી વખત ઉત્સવમાં જોએલા ઉત્સાહ ઉપરથી માની લીધું કે કિંગ સાહેબે બધું ઠીકઠાક કરી લીધું છે. પરંતુ એ બંને ફેરફારથી તો ઉલટો પ્રત્યાઘાત થયો હતો અને વિદ્યાર્થીઓને પોતાના અસંતોષનું પાકું ભાન થઇ ચુક્યું હતું.

વિદ્યાર્થીઓ એકવાર ભેગા થઇને પ્રિન્સિપાલ પાસે જઈ આવ્યા. એ સાહેબને તો આશ્ચર્ય થયું કે રસોઇ સંબંધે બબ્બે વખત વ્યવસ્થા સુધારવા ગોઠવણ કરી છે છતાં વારંવાર વિદ્યાર્થીઓ આમ ફરિયાદ લઇને આવે છે જ શા માટે? એમને આ વાત જ ગમી નહિ. એટલે ભવાં ચડાવી વિદ્યાર્થીઓની હીલચાલથી પોતાને કંટાળો આવ્યો છે એમ બતાવવા પ્રયત્ન કર્યો. પોતાની પાસે આમ વિદ્યાર્થીઓ સીધા ચાલ્યા આવે એ એમને ધોરણ બહારની વાત લાગી અને સુરેન બાબુની મારફત અરજી મોકલવાનું કહી પોતે મોટરમાં બેસી કલબ તરફ બીલિયર્ડ રમવા રવાના થઇ ગયા.

પ્રિન્સિપાલ પાસેથી નીકળી વિદ્યાર્થીઓ કિંગ સાહેબ પાસે આવ્યા. તેમણે સહાનુભુતિ દર્શાવી, પરંતુ પ્રિન્સિપાલના હુકમ વિના તેઓ વચ્ચે પડી શકે નહિ એ સ્પષ્ટ હતું.

ખરાબ રસોઈ ખાઇખાઇને વિદ્યાર્થીઓ નાસી ગયા હતા. લગભગ હમેશાં સુરેન બાબુ પાસે ફરિયાદ જતી હતી તેથી તેમનું માથું તો ફરી જ ગયું હતું. એવે વખતે ફરીથી પાછા વિદ્યાર્થીઓ તેમની પાસે ગયા. તેમણે વિદ્યાર્થીઓને ઘણાં કડવાં વચન સંભળાવ્યાં. વિદ્યાર્થી અવસ્થામાં જીભને આટલા સ્વાદ ન જોઇએ એ વિષે લાંબું એવું ભાષણ કર્યું. વિદ્યાર્થીઓએ વારંવાર જાણ્યાં છતાં આજ ફરી એકવાર સમજી લીધું કે હવે સુરેન બાબુ પાસેથી લાભની આશા રાખવા જેવું નથી. તે જ રાત્રે સૌએ નિશ્ચય કરી લીધો કે આવતી કાલે કોઇએ કૉલેજને રસોડે જમવું નહિ.

સવારમાં તો વાતાવરણ એકદમ બદલાઇ ચુક્યું. શીરાને બદલે કોઇકોઈ વખત પુરી ને શાક મળતાં તેમ આજે પણ પુરી જ થઇ હતી. સૌને શીરા કરતા એ વધારે ઠીક પડતી, પણ આજે તો કોઇએ રસોડા તરફ નજર સરખી યે ન કરી. ઠાકુર પુરીના ઢગલા પાસે રાહ જોતો બેસી રહ્યો અને સૌ કૉલેજ તરફ રવાના થઇ ગયા.

ઠાકુર સુરેન બાબુ પાસે જઈ આવ્યો. સુરેન બાબુએ બપોર સુધી શું થાય છે તે જોવા માટે રાહ જોઇ. પણ બપોરના ભોજનનો ઘંટ થતાં પણ કોઇ જમવા નીકળ્યા નહિ. સવારનાં પુરી ને શાક એમ ને એમ પડ્યાં હતાં. બપોરના ભાત એમ ને એમ પડી રહેવાનાં ચિહ્નો સ્પષ્ટ હતાં, એટલે સુરેન બાબુએ એકાદ બે વિદ્યાર્થીઓને બોલાવી વાતચિત કરી સમજાવવાના મિથ્યા પ્રયત્ન કરી જોયો. પરંતુ વિદ્યાર્થીઓને આજનું જ દુઃખ ન હતું. લાંબા વખત સુધી સહન કરેલા દુઃખનું આજે આ પરિણામ આવ્યું હતું, તેથી સુરેન બાબુના બે ઘડી ઉપરઉપરથી બોલાએલા મીઠા શબ્દોથી કોઇ ફેરફાર તેમ હતું જ નહિ.

દુઃખ કોઇથી સહન થઈ શકતું જ નથી. ચરઆનમાં દુઃખ ધીમેધીમે ધુંધવાટ ઉત્પન્ન કરે છે.

પછી એ ધુંધવાટ થોડાએક અસ્પષ્ટ અને અનિયમિત તીખાં વચનોમાં બદલાય છે અને અંતે જ્યારે ભુખનો ઉપાય નજરે પડતો નથી ત્યારે માણસ પોતાના સ્વભાવ ઉપરનો અંકુશ ગુમાવી બેસે છે.' સવારના નાસ્તા વિના બપોર સુધી તો ચાલ્યું, પરંતુ બપોરના ભોજન વિના રાત સુધી ચાલે એ અસંભવિત હતું.

રાત્રે સુરેન બાબુ હાજરી લેવા નીચે ઉતર્યા. સુરેન બાબુના નિવાસને કાચની બારીઓ હતી અને એક બારી બરાબર દાદરની પાસે જ હતી. એટલે રાત્રે જ્યારેજ્યારે સુરેન બાબુ દાદર પરથી ઉતરી નીચે આવવા નીકળતા ત્યારે તેમનો પડછાયો વિદ્યાર્થીઓને હૉસ્ટેલમાંથી સ્પષ્ટ દેખાતો. એ તાલકા માથાની કાળી છાયા છબી પેલી બાજુના દીવાના તેજ વડે ભૂતના ગોળાની જેમ કાચ ઉપર પડતી અને ધીરેધીરે નીચે ઉતરી જતી દેખાતી.

સુરેન બાબુની આવી આકૃતિ નીચે ઉતરતી દેખાઇ એટલે સેડસડાટ પાંચસાત છોકરાઓ વિજળીની બત્તીના તાર તરફ દોડ્યા. એક જણે મેઇન સ્વિચ બંધ કરી અને બીજાઓએ તાર કાપી નાખ્યા. ચારે તરફ અંધકાર છવાઇ રહ્યો.

પછી તો સીસોટીઓ, હૂકાહૂક અને ચિત્રવિચિત્ર અવાજો થવા લાગ્યા. સુરેન બાબુએ નીચે ઉતરી દરવાનને મીણબત્તી અગર ફાનસ લાવવા હુકમ કર્યો અને દરવાન ફાનસ લઇ આવ્યો.

દરેક બ્લૉકની હાજરી લેવાઇ. ચાર જણ ગેરહાજર જણાયા. ખરી રીતે તેઓ તોડેલા તારની પાસેથી દૂર ખસી જઇ શક્યા નહિ, કેમકે સુરેન બાબુ બરાબર તેમની સામેના ભાગમાં ઉભા હતા! એ ચારે વિદ્યાર્થીઓને કૉલેજમાંથી રસ્ટિકેટ–રદ કરવાનો હુકમ સવારમાં વહેલો બહાર પડી ચુક્યો.

હૉસ્ટેલમાં ગરબડ વધી પડી હતી. વિદ્યાર્થીઓ એકદમ આકળા બની જઇ હૉસ્ટેલ સુપરિન્ટેન્ડન્ટ ઉપર ખીજાઇ ગયા હતા. સુરેન બાબુએ પ્રિન્સિપાલને ખબર આપ્યા કે વિદ્યાર્થીઓ જમવા આવ્યા નથી. તેમણે પ્રો. કિંગને એક વાર મોકલી જોયા પણ હવે વાત બહુ આગળ વધી ગઇ હતી. બપોર પછીનું કૉલેજનું કામ શરૂ થવાનો સમય નજીક આવ્યો હતો. કૉલેજનો ઘંટ વાગી ગયો હતો, છતાં કોઇ વિદ્યાર્થી કૉલેજમાં જવા બહાર નીકળ્યો નહિ.'

**અ**મે ચાર વિદ્યાર્થીઓ કૉલેજમાં કચ્છી તરીકે ઓળખાતા. અમને કૉલેજની ભોજન વ્યવસ્થા સાથે કાંઇ જ સંબંધ ન હતો. કાયદેસર તો અમારે 'કૉલેજને રસોડે જમવું જ જોઇએ, પરંતુ અમને બંગાળી રસોઇ ફાવે તેમ ન હતું, કેમકે તેઓ માંસમચ્છી ખાય ને અમે શાકાહારી હતા. એટલે અમારે અમારી જમવાની જુદી વ્યવસ્થા કરવાની રજા મેળવવા માટે ઠેઠ બંગાળની સરકાર સુધી લખવું પડેલું અને ખાસ દાખલા તરીકે અમારી બાબતમાં આટલી પરવાનગી મળેલી.

હવે તો હૉસ્ટેલની—એટલે કે કૉલેજના બંગાળી વિભાગની—હડતાલ શરૂ થઇ ચુકી હતી. અમારે આ વખતે બંગાળીઓની સાથે જ હૉસ્ટેલમાં રહેવાનું હતું, એટલે બંગાળીઓએ અમને આ હડતાલમાં જોડાવા આગ્રહ કર્યો. અમારી સ્થિતિ કંઇક કફોડી હતી. અમારે પોતાને તો ખાસ કાંઇ ફરિયાદ ન હતી, અને છતાં આ હડતાલમાં ન જોડાઇએ તો બંગાળીઓની સાથે રહેવું ભારે થઇ પડે એવું હતું; તેથી અમે પહેલે દિવસે તો ચુપચુપ અમારી રૂમમાં જ બેસી રહ્યા.

બપોર પછી ગિરીશ મીઠાઇ પુરી વગેરે હૉસ્ટેલમાં વેચવા આવતો. ફીબ્રો ચણામમરા લાવતો. આજે એ બંનેના ટોપલા ઉપર હલ્લો થયો અને પાંચ મિનિટમાં તો બંનેના ટોપલા વેચાઇ ગયા.

કૉલેજમાં બંગાળીઓ ન આવ્યા તેથી બીજા યુરોપીઅન વિદ્યાર્થીઓના વર્ગ પણ ચાલ્યા નહિ. પ્રિન્સિપાલે નોટીસ કાઢી કે સાંજના જેમને કૉલેજને રસોડે જમવું હોય તેમણે ચાર વાગ્યા પહેલાં હૉસ્ટેલ સુપરિન્ટેન્ડન્ટને ખબર આપવા. ભોજન સબંધી જે કાંઇ ફરિયાદ હોય તે લેખિત રજુ કરવી અને એનો નિર્ણય તરત કરવામાં આવશે. પણ વિદ્યાર્થીઓએ સમજી લેવું જોઇએ કે ધોરણ અને વ્યવસ્થા બહારની કોઇ પણ હીલચાલને કૉલેજમાં સ્થાન રહેશે નહિ.

એ નોટીસ સૌએ વાંચી અને જાણી, પરંતુ એના અમલની કશી આશા રાખવી વ્યર્થ હતી. લગભગ આખું સત્ર કૉલેજના અમલદારોએ કાંઇ પણ ફેરફાર કરી બતાવવાની તસ્દી લીધી ન હતી. એટલું જ નહિ પણ ચાર જણને ગેરહાજર ગણી કૉલેજમાંથી રદ

કર્યાં હતા એ વાત તો સૌને અસહ્ય થઇ પડી હતી.

હૉસ્ટેલના કાયદાનો ભંગ ધીરેધીરે શરૂ થઇ ગયો હતો. સુરેન બાબુને કોઇ પુછતું નહિ. સૌ પોતપોતાની ખાવાની વ્યવસ્થા કાંઇંકોઇં બહારથી લાવીને કરવા લાગ્યા હતા. દિવસ અને રાત હૉસ્ટેલમાં ગરબડ મચી રહેતી હતી. કોઇ સ્વચ્છંદે ગાતા ફરતા હતા, કોઇ બુમો મારતા હતા, કોઇ નાનામોટા અવાજ કર્યા કરતા હતા. સુરેન બાબુએ પહેલો દિવસ તો જેમતેમ હૉસ્ટેલમાં કાઢયો, પરંતુ બીજે દિવસે તેઓ ત્યાંથી સહકુટુંબ વહેલા નીકળી ગયા!

બીજે દિવસે સ્વચ્છંદ વધી ગયો. રસોડું બંધ થયું હતું. કાયદા પ્રમાણે કૉલેજ વહેલી બંધ થઇ શકે નહિ અને છતાં કૉલેજનું કોઇ પણ કામ ચાલતું ન હતું! અમે સવારમાં હુગલી કિનારે નહાવા ગયા ત્યારે પ્રિન્સિપાલ 'કૉમન રૂમ મિટિંગ' ભરીને બેઠા હતા. અમને જોઇને તે કૉમન રૂમમાંથી બહાર આવ્યા. અમને બધી હકીકત પુછી જોઇ તથા અમે કૉલેજમાં કેમ ન આવ્યા તે સબંધી ખુલાસો માગ્યો. અમે અમારી સ્થિતિ તેમને સમજાવી.

એનો અર્થ કૉમન રૂમમાં એમણે એવો કર્યો કે અમને હૉસ્ટેલમાં અમારી ઇચ્છા વિરૂદ્ધ રોકી રાખવામાં આવ્યા છે અને અમારે બંગાળીઓથી ડરીને ભરાઇ રહેવું પડયું છે. યુરોપીયન પ્રોફેસરોએ અમારી દયા ખાધી અને અમને કાંઇ મદદની જરૂર હોય તો તે આપવી જોઇએ એવી તેમણે દરખાસ્ત પણ મુકી.

હૉસ્ટેલની ભુમાભુમનો અર્થ વિદ્યાર્થીઓ તોફાને ચડયા છે એવો થયો. વસ્તુતઃ હૉસ્ટેલમાં એવું તોફાન થયું ન હતું કે જેનાથી કશું પણ નુકસાન થયું હોય; પણ છતાં પ્રિન્સિપાલે સરકારમાં રીપોર્ટ લખી મોકલ્યો કે હડતાલમાંથી હુલ્લડ થવાનો ભય રહે છે!

હડતાલનો ત્રીજો દિવસ ખુબ તોફાન અને ધુમાનોને અનિ સામાન્ય એવી અશાંતિમાં ગયો. તોફાને નવું સ્વરૂપ તો અવશ્ય પકડયું હતું. ગિરીશની મીઠાઇ વગર પૈસે ખલાસ થઇ હતી; કિષ્ટોના ચણામમરાનો ટોપલો પણ ખાલી થઇને વિદ્યાર્થીઓની ઠોકરે ચડી હવામાં ઉડયો હતો.

રીતસરના ભોજન વિના કદિ તૃપ્તિ થતી નથી. અને તેમાં ય આવા અસંતોષને આવે પ્રસંગે કાંયું કોઇ ખાઇ લેવામાં વિદ્યાર્થીઓ સારાસારનો વિવેક ભુલી જાય તો નવાઇ નહોતી મીઠાઇ અને ચણામમરા ખાઇ જવામાં ગિરીશ અને કિષ્ટોને પૈસા નથી આપવા એવું તો ભાગ્યે જ કોઇના મનમાં આવ્યું હશે; તોપણ એ બંને જણ લુંટાયા એની જાતના ખબર સર્વત્ર ફેલાઇ ગયા હતા અને એ હકીકત કોઇકોઇ છાપાંમાં પણ છપાઇ.

સરકારમાંથી જવાબ આવી ગયો હતો. જવાબની રાહ બંને પક્ષે આતુરતાથી જોવાઇ રહી હતી. વિદ્યાર્થીઓની આવી હીલચાલ સામે સરકારે પોતાનો રોષ જાહેર કર્યો હતો. જોકે વિદ્યાર્થીઓએ તો એવી આશા પોષેલી કે આપણું દુઃખ સરકાર જરૂર મટાડશે અને લાંબા વખતથી ચાલતા આવતા ઝગડાનો નિકાલ આવી જશે. પણ જ્યાં રીપોર્ટ કરનાર પ્રિન્સિપાલ હોય ત્યાં વિદ્યાર્થીઓની દલીલ રજુ કરનાર કોણ?

પહેલી નોટીસ પ્રિન્સિપાલે બહાર પાડી તેમાં હડતાલ બંધ કરી સૌએ કૉલેજનું કામ નિયમિત ચાલુ કરવા માટે હાજરી આપવી અને પછી જે કાંઇ ફરિયાદ કરવાની હોય તે પોતાના તરફથી એક કમિટી નીમી તેમની મારફત રજુ કરવી એવું જણાવ્યું.

વિદ્યાર્થીઓને પહેલી સરત રૂચે તેમ ન હતું, કેમકે એક વાર હડતાલ તુટી એટલે પછી એટલા જ ઉત્સાહથી લડત આગળ ચલાવવામાં જોખમ હતું.

કોઇએ આ નોટીસની દરકાર કરી નહિ, અને વિદ્યાર્થીઓએ સરકાર તરફથી મદદ મળવાની આશા છોડી એટલે તેમનો ધુંધવાટ એટલો બધો વધી ગયો કે તેમને તોફાન કરવાનું જ સુઝયું.

હૉસ્ટેલના બારી બારણાં રાતદિવસ ભડાભડ ભટકાતાં હતાં. કેટલીએક બારીઓના કાચ તુટી પડવાના અવાજ વખતોવખત સંભળાતા હતા. હૉસ્ટેલમાંથી બહાર નીકળી હુગલી કિનારે વિદ્યાર્થીઓનું મોટું મંડળ એકઠું થઇને બુમબરાડા પાડતું હતું. હડતાલને અંગે કોઇકોઇ કાવ્યરસિક બંગાળી વિદ્યાર્થીઓએ કાવ્યો રચી કાઢયાં હતાં તે ગવાતાં હતાં.

કૉલેજ પાસેથી નીકળનારને આ સર્વ દશ્યો ભીષણ લાગે એવાં હતાં. અંદરઅંદર પણ કાબુ વિના સ્વચ્છંદ વ્યાપ્યો હતો, એટલે વચ્ચેવચ્ચે ક્વચિત વિદ્યાર્થીઓ

દેદ કરતા પણ દેખાતા હતા. જોકે એવા અંદરઅંદરના છુટાછવાયા નાનાનાના કલહો મચતા હતા છતાં બહારથી હડતાલ ચાલુ રાખવાનું લક્ષ્યબિંદુ કોઇ ચુકયા ન હતા.

બપોર સુધી પહેલી નોટીસનું કાંઇ પરિણામ ન આવ્યું એટલે પ્રિન્સિપાલે છેવટનો નિર્ણય બહાર પાડ્યો કે કૉલેજની હદ છોડીને હડતાળીઆઓએ સૌસૌને ઘેર ચાલ્યા જવું. ઘેર જવાની તો સૌની મરજી હતી છતાં માત્ર આવા હુકમનો અનાદર કરવા ખાતર કોઇ હૉસ્ટેલ છોડવાની હીલચાલ કરતું દેખાયું નહિ.

પ્રિન્સિપાલ આ અનાદરથી ખરેખરા મુંઝાઇ ગયા. એમણે ટેલિફોન કરી, જરૂર પડે તો હૉસ્ટેલ ખાલી કરાવવા માટે મિલિટરીની ટુકડી બોલાવવાની તૈયારી રાખી અને એક છેલ્લી નોટીસ (આલ્ટિમેટમ-આખરીનામું)—બહાર પાડી કે આવતી કાલે સવારે જે કોઇ વિદ્યાર્થી હૉસ્ટેલમાં રહેલો માલુમ પડશે તેને મિલિટરીની મદદ વડે બહાર કાઢવામાં આવશે.

આ નોટીસ છેક સાંજના બહાર પડી. હવે વિદ્યાર્થીઓએ સમજી લીધુ કે માત્ર ત્રણસો છોકરાઓ કાંઈ હથિયારબંધ મિલિટરી ટુકડીની સામે ટકી શકે જ નહિ. એટલે ટ્રંકો પૅક થવા લાગી અને બિસ્તરા બંધાવા લાગ્યા. કેટલાએક રાત્રે ને રાત્રે રવાના થઇ ગયા અને છેક મોડી રાત સુધી આ હૉસ્ટેલ છોડવાની ધમાલ ચાલી. સવારના જે આઠદસ જણ બાકી રહ્યા હતા તેમણે પણ કૂચ કરી અને નવ વાગ્યે તો જ્યારે પ્રિન્સિપાલ પોતાની મોટરમાંથી મિલિટરી ઑફિસર સાથે હૉસ્ટેલના ચોક વચ્ચે ઉતર્યા ત્યારે માત્ર અમે ચાર 'કચ્છી' તેમને ગુડ મૉર્નિંગ કરવા નીચે આવ્યા. કાયદેસર તો અમારે પણ હૉસ્ટેલ છોડવી જોઇતી હતી, પણ અમને જોતાં જ પ્રિન્સિપાલે હડતાળીઆઓની વ્યાખ્યામાંથી અમને બાદ કર્યા અને 'હવે કોઇ રહ્યું છે કે?' એમ અમને પુછ્યું.

અમે પણ તે રાત્રે ઘર તરફ આવવા નીકળી ગયા.

વૅકેશન ત્રણ માસ ચાલ્યું. કૉલેજ ઉઘડવા અગાઉ થોડા જ દિવસે ઘેરેઘેર પ્રિન્સિપાલ તરફથી નીચેની રજિસ્ટર્ડ નોટીસ વિદ્યાર્થીઓનાં માબાપને મળી ગઇ:

(૧) તમારા છોકરાને કૉલેજમાંથી રજા આપવામાં આવી છે. (૨) તેને ફરી દાખલ કરવો હોય તો હડતાલમાં ભાગ લેવા બદલ રૂા. ૧૦ દંડના ભરી દાખલ કરી શકાશે. (૩) તેણે ભરેલું ડીપોઝીટ (કૉશન મની) જપ્ત કરવામાં આવ્યું છે. (૪) તેણે ફરીથી હડતાલમાં ભાગ નહિ લેવા બદલ એક કરારપત્ર ઉપર સહી કરવી પડશે.

અમારી નોટીસમાં પાંચમી કલમ ઉમેરવામાં આવી હતી કે ઉપરની ચારે કલમ તમને લાગુ પડતી નથી અને તમને બીનશરતે દાખલ કરવામાં આવશે.

કૉલેજ ઉઘડી ગઈ હતી. લગભગ દરેક વિદ્યાર્થીએ દંડ ભરી દીધો હતો. અમારે સીધી રીતે હડતાલ સાથે કાંઈ જ સબંધ નહોતો, છતાં અમારી ઉપર દર્શાવેલો પક્ષપાત અમને ખુંચી રહ્યો હતો. પણ અમે કરીએ શું!

ત્રણ માસનો વૅકેશનનો સમય ગમેતેવો ઉત્સાહ મંદ પાડી શકે એ પરિસ્થિતિનો લાભ પ્રિન્સિપાલને મળી ગયો એમ કહીએ તો ચાલે.

કૉલેજ શરૂ થઇ ત્યારે ઠાકુરને તથા બધા જુના રસોયાઓને રદ કરવામાં આવ્યા હતા અને ભોજન અગાઉ કરતા સારૂં થવા લાગ્યું હતું.

કદાચ પ્રિન્સિપાલની આમાં ફતેહ ગણાતી હશે; પરંતુ સુરેન બાબુ તો ફરી હૉસ્ટેલ સુપરિન્ટેન્ડન્ટ ન થયા તે ન જ થયા.

મફતલાલ પંડ્યા

---

પાટણના વિદ્યાર્થીમંડળે તૃતીય સંમેલનના કાર્ય રૂપે (આ અંક સાથે જોડેલી) જે પ્રશ્નમાળા દેશ સામે મુકી છે તે હરેક વાંચનાર ધ્યાનપૂર્વક જોઇ જાવ; અને તેના દિલમાં આ કાર્યની અગત્ય લાગે તો તેના જવાબો પુરા પાડીને પાટણના મંડળને સહાય કરવાનો બંધુધર્મ જરૂર બજાવે એવો અમારો આગ્રહ છે. એ પ્રશ્નના જવાબો તમે આપી ન શકો તો આપી શકે એવા માણસ આગળ લઈ જાઓ; વડીલો, વાલીઓ, શિક્ષકો, મજુરો, વ્યાપારીઓ કે કારીગરો સામે એ પ્રશ્નમાળા ધરો અને તેમને અંતઃકરણથી જવાબ આપવા દ્યો કે હાલની સ્થિતિ જરાય સંતોષકારક છે ખરી? સ્વરાજ્યના પાયા તો ઉછરતી પ્રજામાં જ માંડવા પડશે એને સ્વરાજ્ય અને સ્વનિમંત્રણના પાઠો આપનારી કેળવણી ક્યાંથી શરૂ કરશો?

---

## ગાગલા

સ્થળ-સંકોચને લીધે આ મહીને આપી શકાય નથી



## ખોડો લુહાર

ખોડા લુહારની કોડ ગામની આથમણી દિશા- એ. રતના ભગતની ખડકી મુકી, મનજી સુતારના ઘર પાસે જઇ ખોડા લુહારની કોડ પુછવી. ખોડો લુહાર કોડે બેઠો હોય.

ખોડો વહેલો ઉઠનારો. ઉઠી કરી, ઝાડાજંગલથી પરવારી પહેલું કામ ચુલામાં કોલસા નાખવાનું. કોલસા નાખી દેવતા પાડી ખોડો કોડ વાળવા માંડે. ધરથી જ ખોડો કામગરો ને કારીગર. પંડમાં તલભાર આળસ નહિ. જીવો લુહાર જીવતાં ખોડો બધું કામકાજ શીખી ગએલો.

કોડ વાળી ખોડો દાતણપાણી કરી શીરાવી લે. વજી લુહારણે ક્યારનાં રોટલા ઘડી નાખ્યા હોય. વખતે વાડીનાં તાજાં રીંગણાંનું શાક પણ કર્યું હોય.

શીરાવી કરીને ખોડો કોડમાં બેસે. ત્યાં તો ચુલો ધખધખ ધાકતો હોય. તરત ખોડો લોઢાનો ધરો તપાવવા મુકે. શામજી એકાવાળાનો ધરો ગઇ કાલે વળી ગયો હતો. હાથેથી સીધો થાય એમ નો'તો. ખોડા વિના બીજાના ભાર નો'તા. શામજી રાતે કહી ગએલો કે 'ખોડા, કાલ ને કાલ આ ધરો સરખો કરી દેજે.'

ધરો તપતો થાય ત્યાં ખોડો, સાણસી, ને ઘણ, ને સમાણી, ને બીજાં લુહારી હથિયારો સરખાં કરીને મુકે. એરણ સાફ કરી નાખે. ધમણને લુછી નાખે.

ત્યાં તો ધરો લાલચોળ થઈ જાય. એટલામાં તો વીરો કોળી આવી પહોંચે. ખોડો મોટી સાણસીથી ધરો પકડીને બહાર કાઢે ને વીરો તેને એરણ પર પકડી રાખે. ખોડો ધડ ધડ ઘણ પછાડવા માંડે. ટણંગ, કણંગ, લોઢું ખખડે. કોડમાં તડાફડ થઇ રહે. લોઢા-માંથી લાલ અંગારા ઉડે તે પડખેની પાણીની કુંડીમાં પડે ને છમછમ થઇ ઓલવાઇ જાય.

ધરાને સરખો કર્યો. પહેલું કામ પુરૂં. પણ હજી તો બીજાં કેટલાં ય કામ દિ' આખામાં કરવાનાં હોય. રામ ડોસાની સાણસીને જડ દેવી છે. ગોપા સુતારે ત્રણ સાંકળો તૈયાર માગી છે. માધા દાદાએ બે સગડી કરાવવા નાખી છે. રોજ આંટાફેરા ખાય છે, પણ પાછા જાય છે.

ખોડો એક પછી બીજું કામ ઉપાડ્યે જાય છે. વચ્ચે વચ્ચે ચુલામાં કોલસા નાખે છે. વીરો ધમણ ધમી કોલસા સળગાવે છે. ખોડો લોઢાં તપાવી તપાવી-ને ટીપે છે. ડીલે પરસેવો વહ્યો જાય છે. પરસેવો રેલા થઇ એની મેળે હેઠે પડે છે. ખોડા પાસે રૂમાલ નથી; ખોડો પરસેવો લુવા નવરો પણ નથી. ખોડો લોઢા સાથે લડાઇ કરે છે.

ઓહોહો ! બપોર થઈ ગયા ! કોડ ઉપરથી ખોડો ખાવા ગયો. વીરો પણ બપોરાં કરવા ગયો. ઘડી અધઘડી ચુલાને, ધમણને, એરણને, હથોડાને વિસામો મળ્યો.

ખોડો લુહાર કારીગર પણ ખરો. ખોડો પગના તોડા પણ ઘડે, હાંસડી ઘડે, રૂપાની તોડીઓ પણ ખોડો ઘડે. સવારે લોઢાનું કામ ને બપોરે રૂપાનું કામ. અથવચ પરચુરણ.

જમીને ખોડો આવ્યો ને છાણાનો ગોળ આડ ખડક્યો. વચ્ચે લોઢાનો પાટો મુક્યો ને ફરતાં છાણાં ગોઠવ્યાં. એનું નામ આડ. મુક્યો દેવતા ને છાણાં સળગ્યાં. ઘડીકમાં તો હડ હડ હડ બળવા લાગ્યું. છાણાં બળી રહ્યાં. ત્યાં મટી પાટો લાલ. હીંગળોક જેવો થઈ ગયો. પાટો ગાડીના પૈડાને ચડાવવો હતો. એને તપાવ્યો એટલે પકતો થયો. પછી એ ધગ-ધગતો ને ધગધગતો પાટો પૈડા પર ચડાવ્યો ને ઉપર પાણી રેડ્યું. પાણી રેડ્યું ઇ ભેગી સુસ લીધી ને પાટો

સાંકડો થઈને પેડાને ચોંટી ગયો. ગાડીનાં પાટા ચડાવવાની આ જ રીત.

પાટા ચડાવી ખોડો કેડે આવી બેઠો. હળવેથી રૂપાની પાટ કાઢી ને તોડા કરવા માંડ્યા. સવારનો ખોડો ને અત્યારનો ખોડો જાણે નોખાનોખા. સવારે તો જાણે લોઢાનો કાળ. ધડીંગ કડીંગ કરતો આખી કોડ ગજવી મુકે. અત્યારે તો નાની એવી ગાદલી નાખી, નાનકી મજાની એરણ ઉપર ટચુકડી હથોડીથી ધીમે ધીમે ટપટપ કરતો અંકોડાને સરખા કરતો હોય. એ પુરૂં થાય એટલે કંદોરાનો વાળો જતરડામાં નાખી. વીરા પાસે તણાવતો હોય.

ખોડો કામગરો ને કારીગર; પણ મગજનો ભારે ઠંડો. કોઈ દિ' ખોડો કોઇના ઉપર તપે નહિ. લોઢાને તપાવીતપાવીને જાણે પોતે તો ટાઢો બોળ થઈ ગયો હતો. ને અથરો ઉતાવળો પણ જરાકે નહિ. બધું કામ ધીરેધીરે નીરાતથી કર્યે જાય.

ખોડો ઉંચો ને કદાવર. એનાં બાવડાં જોયા હોય તો ધોકા જેવા, ખોડાનું કાંધ બળદ જેવું, ને વાંસો પાટડા જેવો. પગની પીંડીઓ જોઇ હોય તો લોઢા જેવી.

ખોડો સાંજે વાળુ કર્યા પહેલાં ચોરે જાય. ઝાર મુકે, રામજીને પગે લાગે ને ઘેર આવે. રાતે વાળુપાણી કરી નવરો થઇ ખોડો ફળિયામાં તંબુરો લઇને બેસે ને બેપાંચ ભજન બોલે. ગમે તેટલું કામ કર્યું હોય ને ભલે થાકીને લોથ થઈ ગયો હોય, પણ રાતે તંબુરો તો ખરો. એકતારો તંબુરો. ખોડો કબીરનાં ભજન જાણે, મીરાંનાં ભજન પણ બોલે. ખોડો ને કલો, રતનો ને જીવો, માધો ને શામો વારાફરતી ભજન બોલ્યે જાય. માળા બધા ય દિવસના કામગરા ને રાતના ભજની. બારના ટકોરા થાય એટલે ખોડો તંબુરો કોરે મુકે. 'હે ભગવાન તુંથી બધું છે'; 'હે મારા નાથ લાજ રાખજે' કરતો ઉઠે ને ખાટલીમાં જઇ પડે. ખાટલીમાં પડ્યો કે વહેલી પડજે સવાર.

ખોડો હજી ય એ રહ્યો. હવે તો ઘરડો થયો છે; પણ ઘરડો છે તોય દનો ઇ છે. એક ફક્ત મોટા ઘણ નથી ઉપાડતો. હવે ધણીંગ ધણીંગ ઘણ નથી પડતો. તોય ખોડો ઈ ખોડો. જુનું કાટલું. દિ પડ્યે રૂપિયારોડાનું કામ તો કરેજ કરે. **જિજુભાઇ**



# શીતળાનું સાચું નૈવેદ્ય

શીતળાનો રોગ ચેપી અને ભયંકર છે. એનો ચેપ ઝટ-ઝટથી ફેલાય છે ને એનો ભોગ થઈ પડનાર અસહ્ય-વેદના ભોગવવા ઉપરાંત રોગને અંતે શરીરે વિરૂપ થઇ જાય છે; ઘણીવાર અંધાપો કે શરીરની કોઇ અપંગતા આવી જાય છે ને કેટલીક વાર મૃત્યુ પણ નીપજે છે. હમણાં, થોડા સમયથી, ગુજરાત-કાઠિયાવાડમાં જ નહિ પણ મુંબાઇ ઇલાકા ને હિંદના ઘણા ભાગોમાં શીતળાનો કોપ પ્રગટી કઢ્યો છે. એની શાંતિ માટે અનેક નૈવેદ્યો લોકોરીતિએ ધરાય છે, પણ સાચું નૈવેદ્ય તો સ્વચ્છતા ને સાવચેતી છે નીચલા ઉપાયો ને અગમચેતીઓ લેનારને ઘણે ભાગે હરકત નથી આવતી.

(૧) શીતળાનું સાચું નૈવેદ્ય સ્વચ્છતા છે અંગ અને આંગણું સ્વચ્છ રાખજો; ઘરમાં દરરોજ લીમડાનાં પાનને ધૂપ કરજો; કબજિયાત જણાય તો જુલાબ લઇ લેજો; બાળકોને અવારનવાર સાદો જુલાબ આપતા રહેજો.

(૨) શીતળામાંથી બચવાને માટે સૌથી પહેલો ઉપાય તે શીતળાની રસી ટંકાવવાનો. એક વખત ટંકાવેલી હોય તોપણ ફરીથી ટંકાવવી લાભકારક છે અને તેમાં પણ ૧૦ વર્ષની અંદરનાં છોકરાં માટે તો ફરીથી ટંકાવવી લાભપ્રદ ને જરૂરી છે

(૩) તાવ આવે તો માથા પર ઠંડા પાણીનાં પોતાં મુકવાં એકાદ હલકો જુલાબ આપવો ને ઉના પાણીમાં ૧૦ ઘઉંજેટલું પોટાશિયમ પરમૅંગનેટ નાખી તે પાણીથી બાળકને સ્નાન કરાવી સ્વચ્છ કપડામાં વીંટી સુવાડી દેવું. મોં ખુલ્લું રાખવું

(૪) ચોથે દિવસે દાણા દેખાયા બાદ તાવ ઉતરી જાય છે અને જો બીજો બહારનો ચેપ, તે પાકતાં ન લાગે તો ફરીથી તાવ બીલકુલ આવતો જ નથી.

(૫) શરીર ઉપર ચળ પુષ્કળ થાય છે અને તેથી બાળક બહુ હેરાન થાય છે. માટે પોટાશિયમ પરમૅંગનેટ નાખેલ ગરમ પાણીથી બાળકને સ્નાન કરાવી, પછી તલના સાફ અને સ્વચ્છ એક આઉંસ તેલમાં કારબોલિક ઍસિડ એક ડ્રામ નાખી, બરાબર મિશ્રણ કરી તે આખા શરીર પર હળવે હાથે લગાવવું. ત્યારબાદ સ્વચ્છ પથારી પર ચોખ્ખી ચાદર પાથરી. તે પર નીચે લખેલો પાઉડર નાખવો અને બાળકને તે પર સુવાડવું. તેના શરીર પર પણ તે પાઉડર છાંટવો. એથી ચળ મટે છે અને દાણા પાક ઉપર ચડતા નથી. પણ વહેલા સુકાઈ જાય છે ને બહારનો ચેપ પણ લાગતો નથી. પાઉડર નીચે પ્રમાણે બનાવવોઃ બોરીક ઍસિડ એક આંઉસ; ઝિંક ઑક્સાઇડ એક આઉંસ, એસીસેલિક ઍસિડ અર્ધો આઉંસ, બધાનું બરાબર મિશ્રણ કરવું. (સૌરાષ્ટ્રમિત્ર)

# માધુકરી

ઉદયોન્મુખ આગે ધપતી
અમ સેના ચાલી જાય,
ડગ માંડે રટતી રટતી
એક જ શ્રદ્ધા ઉર માંય:
'સ્વાતંત્ર્ય તણા સ્રાવ્ય, આશકના પડશે એવા ત્રાલ,
પૃથ્વીપટ પરથી જાલિમ દળનું કરશે કામ તમામ!'
ગાઓ વિપ્લવનાં ગાન! (સૌરાષ્ટ્ર)

## ખુદીરામ બોઝ

ઈ. સ. ૧૯૦૮ની ૩૦મી એપ્રિલ ભારતના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેવાની. તે દિવસથી જ ભારતીય વિપ્લવકારી દળે બૉમ્બના ભીષણ નિનાદ દ્વારા હિંદમાં વિપ્લવવાદની પ્રથમ ઘોષણા કરી હતી. એ ઘોષણાસ્થળ હતું મુઝફ્ફરપુર, અને તેના શ્રીગણેશ માંડનાર હતો સત્તર જ વર્ષનો બંગાળી નવયુવક ખુદીરામ બોઝ.

એ બનાવને તો આજે લગભગ બાવીસ વર્ષ વીતી ગયાં છે, છતાં હજી ઘણાં યે હૃદય એ સ્મૃતિ વિસરી શક્યાં નથી, કદિ વિસરી શકશે પણ નહિ.

મુઝફ્ફરપુરના જજ કિંગ્સફોર્ડ સાહેબના બંગલાની સામે આવેલા ઘટાઘટવાળા મેદાનમાં, ત્યાંની કૉલેજિયેટ સ્કુલના વિદ્યાર્થીઓ હમેશાં સાંજે રમતો રમવા એકઠા થતા. તેઓ ઉપલી ઘટનાના થોડા દિવસ પહેલાં બે બંગાળી નવયુવકોને તે મેદાનમાં વારંવાર આવીને બેસતા જોતા. પણ તે નાના છોકરાઓને શી ખબર કે તેઓ કોણ હશે અને દરરોજ ત્યાં આવીઆવીને શા માટે બેસતા હશે ? તેઓ તો પોતાની રમતમાં મશગૂલ રહેતા. પણ થોડા દિવસ બાદ હૃદયદ્રાવક બૉમ્બકાંડ બની ગયા પછી તેઓએ કદિ પણ તે યુવકોને જોએલા નહિ. બસ, તે ઉપરથી ખ્યાલ બાંધી શકાય કે તે બંને ખુદીરામ બોઝ અને પ્રફુલ્લચંદ્ર ચાકી હોવા જોઇએ.

મિ. કિંગ્સફોર્ડ જ્યારે કલકત્તામાં મુખ્ય મેજિસ્ટ્રેટ હતા ત્યારે તેમણે ત્યાંના કેટલાક સ્વદેશપ્રેમી બંગાળીઓને રાજદ્રોહાત્મક લેખો લખવા માટે કડવી સજાઓ ફરમાવેલી. એ કારણે વિદ્રોહી દળે કિંગ્સફોર્ડ સાહેબને આ સંસારમાં નહિ રહેવા દેવાનો નિશ્ચય કર્યો અને તે કાર્ય પાર પાડવા માટે ઉપરોક્ત બે યુવાનોને પસંદ કરી મુઝફ્ફરપુર મોકલ્યા.

મુઝફ્ફરપુર પહોંચી તેઓએ સ્ટેશન પાસેની ધર્મશાળામાં મુકામ કર્યો અને દસબાર દિવસ સુધી સારા યે શહેરમાં ઘુમીઘુમીને ઉપયોગી માહીતી મેળવી લીધી. કિંગ્સફોર્ડ ક્યાં રહે છે, ક્યારે ક્યાં જાયઆવે છે ત્યાંથી માંડીને તે તેનાં ગાડી, ઘોડા વગેરેની ઝીણામાં ઝીણી બાબતોનો તેમણે પત્તો મેળવ્યો, અને બૉમ્બ ફેંકવાનો અવસર શોધવા લાગ્યા.

મિ. કિંગ્સફોર્ડના મકાનથી થોડે દૂર ગોરાઓની એક કલબ છે. ત્યાં દરરોજ સાંજના સમયે કિંગ્સફોર્ડ તથા બીજા ગોરા અમલદારો એકઠા મળતા. એ સમય પેલા બંનેને જજ સાહેબનો ઘાટ ઘડવા માટે ઉચિત લાગ્યો.

૩૦મી એપ્રિલની કાળી અંધારી રાત હતી. સમય સાડાઆઠનો હતો. આખા યે શહેરમાં શાંતિ પ્રસરી રહી હતી. અચાનક મલયકાળ સમો ભયંકર અવાજ થયો અને તેના પડઘા શહેરઆખામાં ગાજી ઊઠ્યા. થોડી જ ક્ષણમાં વિજળીની ત્વરાએ વાત પ્રસરી ગઇ કે કોઇએ કેનેડી વકીલ સાહેબની ગાડી ઉપર બૉમ્બ ફેંક્યો છે જેથી તેમની સ્ત્રી તથા પુત્રીને સખત ઇજા થઇ છે ને ગાડીવાન તો ત્યાં જ મરણ પામ્યો છે.

એમ જણાય છે કે તેઓ બંને કલબથી થોડે દૂર ઝાડની અંધારી ઘટામાં લપાઇને પોતાનો લાગ શોધી રહ્યા હતા. બરાબર તે જ સમયે કેનેડી સાહેબની ગાડી ત્યાંથી નીકળી. કિંગ્સફોર્ડના સારા નસીબે અને કેનેડી સાહેબના કમનસીબે બંનેની ગાડીનો રંગ એક હતો. જજની ગાડી સમજી બૉમ્બ ફેંકવામાં આવ્યો. એક જ ધડાકે ગાડીના ચુરેચુરા થઇ ગયા. કિંગ્સફોર્ડ મુઓ સમજી બંને ખુશ થતા ત્યાંથી મુઠીઓ વાળીને પોબારા ગણી ગયા.

પણ ધાર્યું હતું કંઇક ને થયું બીજું. મારવો હતો કિંગ્સફોર્ડને અને હત્યા થઈ બે નિર્દોષ અબળાની.

શહેરને ચારે બાજુએથી ઘેરી લેવામાં આવ્યું; પણ ગુનેહગારો તો ક્યારના યે છટકી ગયા હતા. આ બાજુ રાતો-

રાત પચ્ચીસ માઇલ પગે ચાલીને ખુદીરામ વૈની ગામ પહોંચી ગયો; ગાડી ભાગતાંભાગતાં સમસ્તીપુર જઇ પહોંચ્યો. ખુદીરામ અને ચાકીના કૃત્યની ખબર ચારે તરફ પહોંચાડવામાં આવી હતી ને તેમને પકડવાનાં વૉરંટ પણ નીકળી ચુકયાં હતાં.

ખુદીરામ મોદીની દુકાનેથી કંઇ ખાવાનું ખરીદી રહ્યો હતો. દુકાન સ્ટેશનની પાસે જ હતી. સ્ટેશન માસ્તર પોતાનાં માણસોને કહી રહ્યા હતા કે 'જુઓ, મુઝફ્ફરપુરમાં બે બાળાઓની હત્યા કરીને હત્યારો નાસી છૂટ્યો છે. સંભવ છે કે તે આ ગાડીમાં પણ જતો હોય.'

આટલા શબ્દો કાને અથડાતાં જ ખુદીરામ ચમકયો. આવેશમાં ને આવેશમા તેનાથી અકસ્માત બોલી જવાયું, 'ત્યારે શું કિંગ્સફોર્ડ નથી મર્યો ?'

બસ, પાસે ઉભેલા માણસોએ જાણી લીધું કે આ છોકરો જ હત્યારો છે. તે ત્યાંથી એકદમ ભાગ્યો. લોકો તેની પાછળ દોડયા. પોલિસ તો તેને પકડવા ક્યારની છુટી મુકવામાં આવી હતી. ત્રણ માઇલ સુધી બે કોન્સ્ટેબલોને તેણે ખુબ હંફાવ્યા, પિસ્તોલથી ડરાવવાની કોશિશ કરી, પણ વ્યર્થ. આખરે તે પોલિસને હાથ આવ્યો. કહેવાય છે કે આ વખતે તેની પાસે એક મોટી પણ ખાલી અને એક નાની ભરેલી પિસ્તોલ તથા ત્રીસ કારતુસો હતી જેનીથી તેને મુઝફ્ફરપુર લાવવામા આવ્યો ત્યાં આ નાના પણ ભયંકર હત્યારાના દર્શન માટે સ્ટેશન પર બેશુમાર લોક જમી હતી

આ બાજુ પ્રફુલ્લ ચાકી ભાગતાં સમસ્તીપુર જઇ પહોંચ્યો. પરંતુ અદૃષ્ટ તેની પણ સાથે જ હતું. તેને ટ્રેનમાં જોઇને પોલિસ સબ ઈન્સ્પેકટર મિ. નંદલાલ બૅનરજીને શક પડયો અને તેને ગિરફતાર કરવા પોલિસને હુકમ આપ્યો. ચાકીએ પકડવા આવનાર પર ગોળી ચલાવી, પણ બાર ખાલી ગયો. હવે તેને બચવાનો એક આરો દેખાયો નહિ. બીજાને હાથે મરવા કરતા તેણે આત્મહત્યા ઉચિત ધારીને બીજી ગોળી પોતા પર ચલાવી અને પોતાની માનવલીલા સંકેલી લીધી.

યથા સમયે ખુદીરામ પર મુકદ્દમો ચાલ્યો. સરકાર તરફથી તો મોટા ધુરંધર બૅરિસ્ટરો ઉભા થયા; પણ એક હત્યારા તરફથી કોણ ઉભું થાય ? પણ છેવટે બાબુ કાલિદાસ બોઝ ખુદીરામ તરફથી તૈયાર થયા અને તેના બચાવ માટે પોતાથી બનતું સર્વ કર્યું. મુકદ્દમો આઠથી દસ દિવસ ચાલ્યો. પરંતુ છેવટે જે થવાનું હતું તે જ થયું. ખુદીરામને ફાંસીની સજા થઇ. અપીલ કોર્ટમાં પણ તે સજા બહાલ રહી. આખરે ૧૯૦૮ની અગિયારમી ઑગસ્ટને દિવસે, હાથમાં ગીતા તથા મોં ઉપર હમેશાના નિર્દોષ હાસ્ય સાથે, કાળા બુંચળિયા વાળથી દેવકુમાર સમ દીપતો ખુદીરામ ફાંસીને માચડે જઇ ઉભો રહ્યો; અને તે જ નિર્દોષ હાસ્ય સાથે ગીતાસ્તવન કરતાં કરતાં તે બાળ તપસ્વીએ ભોતાના અમોલા પ્રાણની આહૂતિ આપી.

મુકદ્દમો ચાલ્યો ત્યારથી તે અંત સુધી તેના પ્રફુલ્લ વદન પર કોઇને ગ્લાનિની રેખા સરખી પણ જણાઇ નહોતી. તેણે તો હથેળીમાં જીવ મુકી બાજી ખેલી હતી. મરણ પડી પાસ તેની અરધખુલ્લી આંખોમાં માનવ જીવન જ્યોતિ ઝબકી રહી હતી.

તેને ફાંસીની લેશપણ પરવા નહોતી તે નીચેના પ્રસંગ દાખલા પરથી સ્પષ્ટપણે સમજાય છે. જેલના કેદીની દેખરેખ રાખનાર ડૉકટરે તેને ફાંસીના આગલા દિવસે એક પાકી કેરી ખાવા માટે આપી. ખુદીરામે તે ચુસીને સાફ કરી હે તેની છાલને ફુલાવી તેનો જ્યાએ મુકી દીધી. ડૉકટરે કેરીને જેમની તેમ પડેલી જોઇ પુછ્યું 'ખુદીરામ, તેં હજી સુધી કેરી કેમ નથી ખાધી ?' તેણે કહ્યું 'કેરી તો હું ખાઇ ગયો છું.' 'પણ હું તો તેને ત્યાં જ પડેલી જોઉં છું.' ઉત્તરમાં ખુદીરામે કહ્યું, 'જરા ત્યાં જઇને બરાબર ખાતરી તો કરો.'

ડૉકટરે પાસે જઇને જોયું તો ફક્ત ફુલાવેલી છાલ જ પડી હતી. ખુદીરામ ડૉકટર સામું જોઇ ખડખડાટ હસી પડયો. ડૉક્ટર સાહેબ તો સડક જ થઇ ગયા, કે જે આવતી કાલે તો ફાંસીએ લટકવાનો છે તે આટલો બધો ખુશમિજાજ! પણ તેથી યે વધારે દંગ થયાં હતાં એ લોકો કે જેઓએ તેને તપસ્વીની જેમ હસતાંહસતાં ફાંસી પર લટકતો જોયો.

અને તેની ઉમર પણ કેટલી હતી ? ફક્ત સત્તર જ વર્ષની! હજી તેના દુધિયા દાંત પણ પુરા પડયા નહોતા. તેની છબી જોનારને એમ ન લાગે કે એ હત્યારો હશે. પણ તેણે જાતે જ વીરતાથી કબુલ કર્યું કે 'મેં પોતે બૉમ્બ ફેંકી હત્યા કરી છે.' અને સરકારે તેને સજા પણ તેવી જ કરી. પરંતુ હત્યા કરીને ફાંસીની સજા થવાથી પણ તે આટલો પ્રસન્ન, આટલો મગ્ન કેમ રહી શકયો ? આ પ્રશ્નનું રહસ્ય આજે સમજાવવું પડે એવું છે ? (હિંદી ઉપરથી)

## દાતણ કે દૂથબ્રશ ?

અત્યારના આ સુધરેલા જમાનામાં દૂથબ્રશનો ઉપયોગ ખુબ જ વધ્યો છે. તેમાં યે ખાસ કરીને મોટાં શહેરોમાં તેનો બહુ જ મોટા પ્રમાણમાં ઉપયોગ થાય છે કેટલાક તો તેને ફૅશન ગણીને ખાસ વાપરે છે. પણ તેનાથી દાંતને કેટલું નુકસાન થાય છે તેનો કોઈ વિચાર સરખો ય કરતું નથી. જર્મનીના એક દાંતના ડૉકટરે કહ્યું છે કે 'તમે ગમે તેવી ભારે કીમતનું દાંતનું બ્રશ વાપરશો તોપણ તેમાં જંતુઓ તો ભરાઈ રહેવાના જ. એ જંતુઓનો નાશ કરવા માટે તેને હમેશાં કારબોલિક ઍસિડમા પલાળી રાખવું જોઇએ. પણ આમ કરવાથી બ્રશની આવરદા થોડા જ દહાડામાં આવી રહે છે.

પણ વાત તો એ છે કે હિંદુસ્તાન જેવા ખેતીપ્રધાન દેશમાં આપણે બ્રશ વાપરવું જ શા માટે જોઇએ ? વનસ્પતિથી ઉભરાતા આ દેશમાં જોઇએ તેટલી જાતનાં ઝાડ થાય છે. બાવળ, આવળ, લીમડો, વડ કરેણ, ચીપુલી વગેરે અનેક ઝાડનાં દાતણ થઈ શકે છે. જે જુદાંજુદાં ઝાડનાં ઉપર નામ આપ્યાં તેમાં બાવળનું દાતણ આપણા દેશમાં ઉત્તમ મનાય

છે. જેને કડવાશનો વાંધો ન આવતો હોય તેવાં માણસો માટે લીમડાનું દાતણ પણ ઉત્તમ છે. આ દાતણની જો ટેવ પાડવામાં આવે તો પછી મોઢાને તેની કડવાશ નથી લાગતી તે મારા જાતિ અનુભવની વાત છે. પ્રયોગ કરી જોનારાને ખાતરી થશે. આપણા વૈદરાજો તો દાંતના દરદીઓને વડલાની વડવાઇનું દાતણ કરવાની ભલામણ કરે છે. બ્રશ કરતાં દાતણમાં બીજો એક ગુણ એ છે કે તેની અંદર ટૅનિક ઍસિડ હોવાથી તે સાથોસાથ દંતમંજનની પણ ગરજ સારે છે, અને કૂચો પણ મનમાન્યો થતો હોવાથી દાંત બહુ જ સાફ રહી શકે છે.

દાંતને હમેશાં ઊભા દાતણથી સાફ કરવા જોઇએ. દાતણનો ઝીણો બ્રશ જેવો કૂચો કરીને ઊભો ઘસવાથી દાંત બરોબર સાફ થાય છે. બ્રશ વાપરનારાઓ પણ આવી રીતે બ્રશ ઘસી શકતા નથી, અને તેથી તેઓને વહેલી ડૉક્ટરોની શોધ કરવી પડે છે. વળી બ્રશ વાપરનારાઓને ઊલ ઉતારવાને માટે બીજું જુદું સાધન રાખવું જ પડે છે; અને કેટલાક આળસુ લોકો તો ઊલ ઉતાર્યા વગર એમ ને એમ જ ચલાવી લે છે।

જેને દાંતને બુઢાપણા સુધી સાચવી રાખવા હોય તેણે દાંત ઉપરાંત ખાસ તો પેઢાંને દાતણથી ખૂબ ઘસવાં જોઇએ. બ્રશ વાપરનારાઓ જો પેઢાં ઉપર બ્રશ ઘસવા જાય તો લોહી જ નીકળે. આથી તેઓ પેઢાં સાફ કરી શકતા નથી. આવા લોકોના પેઢાં ધીમેધીમે નબળાં પડતાં જાય છે, અને બ્રશના કડક વાળને લીધે દાંતની વચ્ચે પણ પોલ પડતી જાય છે. આવી પોલોમાં પછી અનાજના રજકણ ભરાઈ રહે છે અને તે કોહી જઈ દાંતને ખૂબ નુકસાન કરે છે. જ્યારે દાતણ વાપરનારો માણસ દાતણના સુંવાળા કૂચાથી દાંત તથા પેઢાં બંનેને સારી પેઠે ઘસી શકે છે. વળી દાતણનો કૂચો સુંવાળો હોવાથી દાંત વચ્ચે પોલ પણ પડતી નથી.

કેટલાક વળી એવી દલીલ કરનારા મળી આવશે કે દાતણ ન મળે ત્યારે શું કરવું? આવાઓએ સમજવું જોઇએ કે બ્રશથી તો દાંત બગડે જ છે, માટે બીજો કાંઈ ઉપાય શોધવો જોઇએ. જે દિવસે દાતણ ન મળે તે દિવસે આપણા હાથની આંગળીથી દંતમંજન ઘસી લેવાથી બ્રશના કરતાં વધારે લાભ થાય છે પણ આજની ફૅશનમાં તણાતા માણસોને આ વાત ગળે નહિ ઊતરે. ટૂથ બ્રશમાં ઉત્પન્ન થતા અનેક રોગ જંતુઓથી પાયોરિયા જેવા રોગ ... [illegible] ... નિયામાં આવે છે. પશ્ચિમના દેશોમાં તો આવી જાતનાં દાખલાં જંતુઓવાળા ટૂથબ્રશ ત્યાંની સરકારને બાળી નખાવવાં પડે છે. આવું જોખમ વહોરવા કરતાં જ્યાં કુદરતે કૃપા કરી છે અને પુષ્કળ ઝાડ દાતણ માટે આપ્યાં છે એવા આ દેશમાં શા માટે બ્રશ વાપરી દુઃખના કૂવામાં ઝંપલાવવું?

ટૂથબ્રશ વાપરનારાઓ વળી પછી તેની સાથે દવાની જાતના અને વિલાયતી પાઉડરો—દંતમંજનો પણ વાપરે છે. આજે આપણા દેશમાં કેટલી યે જાતનાં દંતમંજનો આવે છે. તેમાં કયાં સારાં અને કયાં ખરાબ તેની તારવણી કરવી ઘણી જ મુશ્કેલ થઇ પડે. નાનપણથી બરાબર કાળજી રાખી નિયમિત રીતે ઉપર કહ્યું તેમ જો ઊભા દાંત તથા પેઢાં ઘસવામાં આવે તો આવા કોઇપણ દંતમંજનની જરા યે જરૂર પડતી નથી. પણ હિંદુસ્તાનમાં બેદરકાર માણસો ક્યાં શોધવા જવા પડે એમ છે? આવા માણસો પહેલેથી દાતણ સંભાળ ન રાખે એટલે દાંત ઉપર પીળી છારી બાઝી જાય છે; અને પછી એ દૂર કરવા માટે દાતણ સાથે દંતમંજનની જરૂર રહે છે.

દરેક દંતમંજનમાં મુખ્ય ભાગે તો ચાક જ હોય છે. તે ચાક દાંત ઉપરની પીળી છારી ધીમેધીમે ઉખેડી નાખે છે અને દાંતને કોઇ પણ જાતની ઇજા કર્યા વગર સાફ રાખે છે. દાડમની છાલને બાળીને તેને ઝીણા કપડાથી ચાળીને વાપરવાથી તે પણ આ ચાકનું કામ કરે છે; અને ઉપરાંત તેનામાં બીજા રોગ તથા દુર્ગંધ અટકાવવાની શક્તિ છે. પણ એવા કોલસા તે કોણ દાંતે ઘસવાનું હતું? દક્ષિણ તરફના લોકો થોડેઘણે અંશે આ ભુકી વાપરે છે; અને તેથી તેઓના દાંત ગુજરાત કાઠિયાવાડના લોકો કરતાં સારા હોય છે. બીજું કાંઈ નહિ તો સાદું મીઠું અને બાવળ કોલસાની ભુકી બંનેને ચાળીને વાપરવાથી પણ દાંત સફેદ રાખી શકાય છે અને મીઠું તો મોટામાં મોટું જંતુઘ્ન છે.

દંતમંજનોની ઘણી જાત હોય છે. તેમાં કઈ સારી અને કઈ નરસી તેની ખબર ન પડતી હોય તેમણે ઉપર બતાવ્યું તે પ્રમાણે, અથવા આ નીચે થોડી રીતો આપી છે તે રીતે ઘેર જ બનાવી લેવાં એ ચોકખાઈ, ખાતરી અને કરકસરની દૃષ્ટિએ ઉત્તમ છે.

(૧) કપુર એક ભાગ અને બારીક ચાક (પ્રેસિપિટેટેડ ચૉક—દવાવાળાને ત્યાં મળે છે તે) નવ ભાગ લઈ બંનેને બરાબર મેળવીને બારીક લુગડાથી ચાળીને વાપરવું. આ દંતમંજન સૌથી સસ્તું અને વળી સારું છે.

(૨) પલ્વ. સૅપન આલ્બા નામના સાબુનો ભુકો ભાગ ૧, બારીક ચાક ભાગ ૮, ઍસિડ કારબોલિક ભાગ ૧/૨ અને ઑઇલ યુકેલિપ્ટસ ભાગ ૧/૧૬ આ બધાને બરાબર મેળવીને વાપરવું.

(૩) ક્રીમ ઑફ ટાર્ટર આઉંસ ૧, મિલ્ક સ્યુગર આઉંસ ૧, કારમીન ગ્રેઇન ૫, અને પિપરમેન્ટનું તેલ ટીપાં ૧૫; આ દંતમંજન બનાવવામાં પહેલાં મિલ્ક સ્યુગર અને કારમીન બરાબર મેળવી લેવાં અને ત્યાર પછી જ તેમાં બીજી ચીજો નાખવી. પિપરમેન્ટના તેલનું ટીપું પાડતા જવું અને બરાબર હલાવતા જવું. આવી રીતે મેળવીને ચાળીને વાપરવું.

(૪) પલ્વ. સૅપન આલ્બા નામના સાબુનો ભુકો ડ્રામ ૨, ઓરીસિનો ભુકો આઉંસ ૧/૨, ટંકણખારનો ભુકો (બોરૅક્સ) ડ્રામ ૨, બારીક ચાક આઉંસ ૨, ઍસિડ કારબોલિક ડ્રામ ૧/૨, યુકેલિપ્ટસ તેલ ડ્રામ ૧/૨—આ બધા ચીજો બરાબર મેળવીને ચાળીને વાપરવું.

(૫) બારીક ચોક આઉંસ ૧૬, કારમીન ડ્રામ ૨, ગુલાબનું અત્તર ટીપાં ૫૦, પીમેન્ટોનું તેલ ટીપાં ૫૦, લવીંગનું તેલ ટીપાં ૫૦, તજનું તેલ ટીપાં ૨૦, સીંગનું તેલ ટીપાં ૨૦, કસ્તુરી ગ્રેઇન ૧૦. પહેલાં કસ્તુરી અને કારમીન થોડા ચાક સાથે ઘસવાં પછી ધીમેધીમે તેમાં સુગંધી તેલ નાખતાં જવાં. આ બધાંને બરાબર ભેળવીને ચાળીને વાપરવું. આ દંતમંજન તો શ્રીમંતો કે મહારાજાને પોસાય તેવું છે.

ઉપર પ્રમાણે બતાવેલી રીતોમાંથી પોતાને ગમે તે રીતે દંતમંજન બનાવી અઠવાડિયામાં માત્ર ત્રણ જ વખત વાપરવું. (અંગ્રેજીને આધારે) કાંતિલાલ પારેખ

## નેવનાં પાણી મોભે

રશિયાના એક વિજ્ઞાનવીરે વિજ્ઞાનની દિશામાં એટલી બધી સિદ્ધિ મેળવી છે કે તેને ચમત્કાર માનવા કોઇ પણ લલચાય એણે, ટૂંકમાં કહીએ તો નેવનાં પાણી મોભે ચઢાવ્યાં છે.

એ કુદરતને તમાચો લગાવે છે. એને ત્યાં તમે એવો વાઘ જોશો જે બકરીને જોઇને ઉભી પૂંછડીએ નાસવા જ માંડશે; એને ત્યાં તમે એવાં વરુ જોશો જે ઘેટાને જોઇને થરથર ધ્રુજશે; એની પાસે એક એવું કબુતર છે કે જે મહા ભયંકર પ્રાણી થઈ પડ્યું છે; અને એની પાસેનો એક ચિમ્પાન્ઝી વાંદરો તો તમે બોલશો તેવું લખાણ કરી આપશે.

એનું નામ લાડીમીર દુરોવ. એ વસે છે મૉસ્કોમાં. પણ એ નગરીમાં વસી આ વિજ્ઞાનવીર કુદરતને હંફાવે છે. એણે આખું જીવન જનાવરોનું માનસ સમજવા પાછળ અર્પણ કર્યું છે. એને માલૂમ પડ્યું છે કે પ્રાણીઓ માણસને અજબ રીતે વશ થાય છે, અને પુરાણ કથાઓમાં જે ચમત્કારો વાચવામાં આવે છે તે સર્વનું મૂળ આમાં જ છે એમ એનો દાવો છે. એની પાસે એક જંગલી બિલાડી છે તે ઉંદરોને ધવડાવે છે, અને એક શહેરી બિલાડી છે તે મોટા કાબરાને ઉછેરે છે. એની પાસેનું એક વરુ બકરીનાં બચ્ચાં સાથે રમ્યા કરે છે એક રીંછ પાણીનો પંપ ચલાવે છે. પણ એ પ્રાણીથી જ નથી અટક્યો. એણે તો પક્ષીઓ ઉપર પણ મુરકી ચલાવી છે. એ બંદુક ફોડે કે તુરત એનાં પક્ષીઓ બંદુકના કુંદા પર આવીને બેસે છે; એના કેળવેલા કુતરા પોતાના શેઠ સાથે 'વાતો' કરી શકે છે.

લાડીમીર દુરોવ અદ્ભુત માણસ છે. એની એ અદ્ભુતતાનો લાભ રશિયાએ ગઇ લડાઈમાં લીધેલો. માત્ર જમીન ને આકાશનાં પ્રાણીઓ પર જ એનો કાબુ નથી, પણ જળચરોને યે એ વશ કરી શકે છે. એણે કેળવેલાં સીલ નામનાં જળચર પ્રાણીઓનો ઉપયોગ ગયા મહાયુદ્ધમાં થયેલો. વહાણોને સપડાવવા માટે શત્રુઓ તરફથી સમુદ્રમાં જે જાળો ગોઠવાતી તેને આ સીલ કાતરી નાખતા. સીલોનાં મોઢામાં અસ્ત્રાનાં પાનાં જેવાં ધારાળાં યંત્ર ગોઠવતા; તે પછી એ સીલો એવી જાળ શોધી કાઢે ને તેને કાતરી નકામી બનાવે! આ વસ્તુના તો ફોટોગ્રાફ પણ છે. (ગાંડીવ)

## દુનિયાના દાદાજી

કૉન્સ્ટાન્ટિનોપલનો 'આગા ઝારો' દુનિયામાં સૌથી વૃદ્ધ પુરુષ મનાય છે. તેની ઉમર ૧૪૫ વર્ષ કરતાં વધારે છે.

ઝારોનો જન્મ કુર્દિસ્તાનમાં થયો હતો. ઇ. સ. ૧૮૦૮માં ત્રીજા સલીમના અમલ દરમ્યાન એ સાર્જંટનું કામ કરતો. બીજો મહમદ, ચોથો મજીદ, પાંચમો અઝીઝ, પાંચમો મુરાદ, બીજો અબ્દુલ હમીદ, પાંચમો રશીદ, (અને બીજા કેટલાક ખલીફાઓ કે જેમના થોડી મુદતના રાજ્યઅમલને તે વિશેષ મહત્વ નથી આપતો) એ બધાના શાસન કાળનું તેને સ્મરણ છે.

ઝારો ઉંચો છે. કાયાએ અડીખમ ને જોરમાં ઘોડો છે. તેના વાળ ટુંકડા છે. તેને દાંત નથી. અત્યાર અગાઉ તેને ત્રણ વાર દાંત આવીને પડી ગયા છે! એની શાદી ત્રણ વાર થઇ ગઇ, પણ તેની ફરિયાદ હજી જ છે કે તેની સ્ત્રીઓ અલ્પજીવી નીવડે છે! પહેલી પત્નીએ બત્રીસ વરસ, બીજીએ અઠ્ઠાવીસ વરસ અને ત્રીજીએ બેંતાળીસ વરસ સુધી તેનો સંસાર ચલાવ્યો છે તેનો મોટો દીકરો હજી હમણાં જ એકસો દસ વરસની ઉમરે મરણ પામ્યો. એ દરવાનનો ધંધો કરતો અને સારા કૉન્સ્ટાન્ટિનોપલમાં મશહૂર હતો.

ઝારો એકવાર જગતભ્રમણે નીકળેલો. પણ ઇટલીમાં (ત્યાંના રહેવાસીઓના રસોઇના અણઘડપણાને લીધે) તેની હોજરી બગડી ને તે પોતાને દેશ પાછો વળ્યો. આ વેળા તેને રહેવા સારુ સરકારે એક નાના સરખા મકાનની સગવડ કરી આપી, અને પોલિસ ઇન્સ્પેક્ટરની ઑફિસના વડા દરવાનની જગ્યા આપી. આ ધંધામાં તેને શ્રમ કરવો પડતો નથી અને અઠવાડિયે ચાર પૌંડ મળે છે. એટલાંથી તે પોતાના નાનકડા મકાનમાં સો વરસ થયાં આનંદપૂર્વક રહે છે.

ચુસ્ત મુસલમાન હોવાને કારણે ઝારોએ હજી સુધી છાંટોપાણી લીધાં નથી. તમાકુ પીવાની તેને આદત નથી. માંસ થોડુંક ખાય ખરો; પણ દહીં, રોજનું કેટલા ય શેર ઉડાવી જાય છે. તેની પ્રકૃતિ વિષે જેને રસ છે એવા ડૉક્ટરોનું માનવું છે કે શરીરે એ સંપૂર્ણ નીરોગી અને શક્તિસંપન્ન છે. (સંચિત) વનસુખ ભટ્ટ

## બંદૂકશાળા

અઢારસો ને અઠ્ઠાવન પછી શસ્ત્રબંધીનો કાયદો થયો અને ઘરેઘર શોધીને હિંદી સરકાર તરફથી આપણાં હથિયારો લઇ લેવાયાં ત્યારથી આપણા નિર્માલ્યતાનું પહેલું પગથિયું ચણાયું. હથિયાર જતાં પ્રજાનો લશ્કરી જુસ્સો યે દિનોદિન ઓછો થવા માંડ્યો. સૌ સમજે છે કે એક નાનું બાળક પણ હાથમાં સોટી આવતાં છાતી કાઢી ચાલે છે અને એક નાનાશી પતરાંની તલવાર હાથમાં આવતાં બાળકની આંખો જોમથી ચમકવા માંડે છે. શસ્ત્રમાં શૂરાતનનાં પૂર આણવાની ગેબી શક્તિ છુપાએલી છે. શસ્ત્ર ગયાં અને પેઢી દર પેઢી આપણે લડાયક શક્તિ ગુમાવતા ચાલ્યા. એટલે સુધી

કે. કેટલાક તો લોહીનું ટીપું જોઇને યે બેભાન થવા માંડ્યા. પણ હવે આપણી આર્થિક પરતંત્રતાને પરિણામે દેશમાં ચાલી રહેલાં ભૂખમરાએ અને વિરોધીઓના હલકટતાભર્યાં મહેણાંઓએ આપણી આંખ ઉઘાડી છે. કેટલાક નેતાઓએ સમજવા માંડ્યું છે કે આપણા દેશનું રક્ષણ કરવા જેટલી લાયકાત આપણે જાતે જ મેળવી લેવી પડશે અને સરકાર તરફથી કાંઈક વ્યવસ્થાપૂર્વક આપણને લશ્કરી કેળવણી આપવાની મોટી યોજના ઉપર ત્યાં સુધી જોઇ બેઠે આપણો બલીવાર નહિ થાય. આ નેતાઓમાં ઉત્સાહનાભર્યો ભાગ લેનારા એક નેતા ડૉ. મુંજે છે. એમના પ્રયાસથી મધ્યપ્રાંત અને વરાડમાં એક બંદુકમંડળ (રાઈફલ-એસોસીએશન) સ્થાપવામાં આવ્યું છે અને તેને અંગે નાગપુરમાં એક બંદુકશાળા(—રાઈફલ રેન્જ) પણ ખોલવામા આવી છે. અહીં મોટેરાં, યુવક યુવતિઓ અને બાળકો બંદુકનો ઉપયોગ કરતાં શીખશે. ઉપરોક્ત બંદુકમંડળમા સર્વે પક્ષના આગેવાન સજ્જનો જોડાયા છે અને હિંદુ મુસલમાન, બંને કોમોના કેટલાક આગેવાનો એના આશ્રયદાતા બન્યા છે.

મધ્યપ્રાંતમાં કસરતનો ખુબ શોખ છે. ત્યાં ગામડેગામડે વ્યાયામશાળાઓ છે. સાધારણરીતે દક્ષિણીઓમાં વ્યાયામ ઉપર વાવ છે. ખોટી નાજુકાઇ ને તેઓ મર્દાનગીની નિશાની નથી માનતા. એમના ઇલ્કાબધારીઓને પણ કચ્છ મારીને અખાડામાં ઉતરતાં ખોટી શરમ નથી આવતી. એટલે મધ્યપ્રાંતમાં યુવકોનાં શરીર તો કેળવાએલાં છે; અને ઉપર બંદુકબાજી શીખતાં લશ્કરી કેળવણીનો લગભગ અરધો ભાગ તો એમને હાથે ચઢી જશે.

પશ્ચિમના સ્વતંત્ર દેશોમાં યુવકોને લશ્કરી તાલીમ રાજ્ય તરફથી આપવાની પુરતી જોગવાઇ છે છતાં યે ત્યાં પણ બંદુકશાળાઓ સારા પ્રમાણમાં છે. કાંઇ નહિ તો શોખની ખાતર પણ અસંખ્ય માણસો આવી શાળાઓનો ઉપયોગ કરે છે. વળી ત્યાં તલવારબાજી શીખવાની પણ શાળાઓ છે. જર્મન યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ બંદુક અને તલવારબાજી શીખવામાં ઉત્સાહભર્યો ભાગ લે છે. તલવારથી દ્વંદ્વયુદ્ધ લડવામાં જર્મન યુનિવર્સિટીનો વિદ્યાર્થી માન સમજે છે.

નાગપુરમાં ડૉ. મુંજેએ બંદુકશાળા કાઢી છે તેવી મુંબઈ અને ગુજરાતમાં પણ કાઢી શકાય

### ફોનોગ્રાફની પ્લેટોની નકલ કેમ ઉતરતી હશે?

૧૯૨૩ના ફાગણના 'કુમાર'માં કોઇએ ઉપલો પ્રશ્ન પુછ્યો હતો. એક મિત્રે થોડા વખત ઉપર એક પુસ્તકમાં એ વિષય ઉપર વાંચેલું તે કુમાર માટે લખી મોકલ્યું છેઃ

એ તો દેખીતું જ છે કે દરેક પ્લેટ માટે જુદું ગાયન ગાવું પાલવે જ નહિ. ફોનોગ્રાફની પ્લેટ મીણ જેવા કાળા પદાર્થની હોય છે. તે તાજી અને સહેજ નરમ હોય ત્યારે તેના ઉપર પ્રથમ ગાયન ઉતારે છે. આ પ્રમાણે તૈયાર થએલી પ્લેટ ઉપર વિદ્યુતની મદદથી તાંબાનો જાડો લેપ ચડાવે છે. આમ કરવાથી મુળ પ્લેટની છાપ તેના ઉપર આવી જાય છે આ ત્રાંબાની પ્લેટ પછી બીબાની ગરજ સારે છે અને તેના પર ફરી પેલો મીણ જેવો કાળો પદાર્થ રેડીરેડીને દાબવાથી મુળ પ્લેટના જેવી સેંકડો નકલો કાઢી શકાય છે. આવી રીતે કાઢેલી દરેક નકલને ફોનોગ્રાફ ઉપર ચડાવી ખાત્રી કરી જુએ છે. બરોબર હોય તેવી રાખી બાકીની રદ કરવામાં આવે છે.

### રાષ્ટ્રનેતાઓનાં આદેશસૂત્રો

માતૃભૂમિની હીણી અને પરતંત્ર દશામાંથી માર્ગ કાઢવાને તથા તેને મુક્ત કરવાને તેના તેજસ્વી ને વિચારશીલ પુત્રોએ જેજે માર્ગદર્શી સૂત્રો સ્વીકાર્યાં ને પ્રબોધ્યા તેનો નીચેનો ઉપયોગી સંગ્રહ સાબરમતી ઉદ્યોગ મંદિરમાંથી ભાઈ છોટુભાઈ ખુશાલભાઇ પટેલે મોકલ્યો છે. દરેક જુવાનને વિચાર કરવા મેરે તથા આચરવા માટે હદ્દયમાં એવાં એ સૂત્રો છેઃ

૧ રામકૃષ્ણ પરમહંસ (બંગાળા)—નૈષ્ઠિક બ્રહ્મચર્યના આદર્શ સિવાયનું જીવન પશુ સમાન છે.

૨ સ્વામી વિવેકાનંદ (બંગાળા)—ઉઠ, જાગૃત થા અને તારા ધ્યેયને સિદ્ધ ન કરે ત્યાંસુધી પગ વાળીને બેસ નહિ.

૩ સ્વામી રામતીર્થ (સંયુક્ત પ્રાંત)—પોતાને ઓળખો તો પ્રભુ મળે.

૪ સ્વામી દયાનંદ સરસ્વતી (કાઠિયાવાડ)—ધર્મના ઉદ્ધારથી જ સમાજ ને દેશનો ઉદ્ધાર છે. સ્વરાજ પણ ત્યારે જ.

૫ સ્વામી શ્રદ્ધાનંદ (હરદ્વાર)—સંગઠન વિના સ્વરાજ નથી.

૬ દાદાભાઇ નવરોજજી (મુંબાઇ)—હિંદને સ્વરાજ જોઇએ.

૭ લોકમાન્ય બાળગંગાધર તિલક (મહારાષ્ટ્ર)—સ્વરાજ મારો જન્મસિદ્ધ હક છે.

૮ સ્વ. ગોખલે (મહારાષ્ટ્ર)—સ્વરાજ એટલે બ્રિટિશ સામ્રાજ્યથી સ્વતંત્ર થવું એ નહિ, પણ ધારાસભાઓ દ્વારા વિનયી ચળવળ કરી બ્રિટિશ સામ્રાજ્યમાં અન્ય સ્વાશ્રયી રાજ્યો સમાન બનવું.

૯ લાલા લજપતરાય (પંજાબ)—વીર માતાઓનાં વીર સંતાનો વિના સ્વરાજ ન હોય.

૧૦ દેશબંધુ ચિત્તરંજન દાસ (બંગાળા) હું માતૃભૂમિને માટે જીવું અને મરૂં.

૧૧ અરવિંદ ઘોષ (બંગાળા)—સ્વતંત્રતા વિના ધર્મ ન સચવાય; સ્વરાજ પણ ત્યારે જ

૧૨ પંડિત મદનમોહન માલવીયજી (અયોધ્યા)—સાચી કેળવણી વિના સ્વરાજ ન હોય.

૧૩ ડૉ. અનસારી, હકીમ અજમલખાં (દિલ્હી)—હિંદુમુસલમાનની એકતા વિના સ્વરાજ સ્વપ્નવત્ છે.

૧૪ પંડિત મોતીલાલ નહેરૂ (સંયુક્ત પ્રાંત) ખરી મેળજાગૃતિ થાય ત્યારે જ સ્વરાજ હસ્તામલકવત્ છે.

૧૫ પંડિત જવાહરલાલ નહેરૂ (સંયુક્ત પ્રાંત)—યુવકોના





૧૯૦૮માં મેદનીપુરના ન્યાયાધીશ મિ. ક્લિીના ચપરાશીને હડકાયું કુતરૂં કરડેલું. મિ. ક્લિીએ તરત જ એ જગ્યાનું ઝેર પોતે ચુસી લઇ ચપરાશીને બચાવી લીધો અને પછી પોતાના ઈલાજ માટે કસૌલીના દવાખાના તરફ ઉપડી ગયા.

ઓપ=કલ્જિયો; ઓપ=વાદળાંનું ઝગુ-બગું; ઓપ=ડુંગરનું ઉંચી રહેલું શિખર.

હળદરમાં આયોડિન છે; ટમેટાં અને તાંદળજાની ભાજીમાં આયર્ન (લોહ)નું તત્ત્વ છે; કેળાંમા ફૉસ્ફરસ ઘણો છે.

**જબરો જાદુઇ ચોરસ!**

નીચેના ચોરસનાં એકાશી ખાનાંમાં ૧ થી ૮૧ સુધીના ક્રમિક અંક એવી રીતે ગોઠવ્યા છે કે (૧) તેની આડી અને ઉભી લીટીના તથા બંને કર્ણના નવ અંકોનો સરવાળો ૩૬૯ થાય છે, એટલું જ નહિ પણ (૨) તેના નવ પેટા ચોરસોમાના દરેકના નવ અંકોનો સરવાળો પણ ૩૬૯ થાય છે. ઉપરાંત (૩) તેની આડી અને ઉભી દરેક લીટીના ત્રણ ત્રણ અંકોનો સરવાળો-૩૬૯ના ત્રીજા ભાગે એટલે-૧૨૩ થાય છે; તેમજ (૪) બને કર્ણોના ત્રણત્રણ અંકોનો સરવાળો ૧૨૩ થાય છે. વળી (૫) દરેક પેટા ચોરસની પ્રત્યેક આડી ઉભી લીટી તથા કર્ણના ત્રણત્રણ અંકોનો સરવાળો પણ ૧૨૩ થશે. (૬) છેલ્લી ખુબી એ કે મોટા ચોરસના ગમે તે એક ખુણેથી કર્ણનો છેડો પકડી, ત્રણ અંક પછી કાટખુણે વળી ચાલો તો એ રીતે પણ નવ અંકનો સરવાળો ૩૬૯ થશે! (સો.ગો.)

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૪૦ | ૭૫ | ૮ | ૮૦ | ૩૯ | ૪ | ૭૬ | ૩ | ૪૪ |
| ૨૭ | ૩૨ | ૬૪ | ૨૮ | ૨૩ | ૭૨ | ૩૬ | ૬૮ | ૧૯ |
| ૫૬ | ૧૬ | ૫૧ | ૧૫ | ૬૧ | ૪૭ | ૧૧ | ૫૨ | ૬૦ |
| ૨૦ | ૩૪ | ૬૯ | ૩૩ | ૨૫ | ૬૫ | ૨૯ | ૭૦ | ૨૪ |
| ૪૫ | ૭૭ | ૧ | ૭૩ | ૪૧ | ૯ | ૮૧ | ૫ | ૩૭ |
| ૫૮ | ૧૨ | ૫૩ | ૧૭ | ૫૭ | ૪૯ | ૧૩ | ૪૮ | ૬૨ |
| ૨૨ | ૩૦ | ૭૧ | ૩૫ | ૨૧ | ૬૭ | ૩૧ | ૬૬ | ૨૬ |
| ૬૩ | ૧૪ | ૪૬ | ૧૦ | ૫૯ | ૫૪ | ૧૮ | ૫૦ | ૫૫ |
| ૩૮ | ૭૯ | ૬ | ૭૮ | ૪૩ | ૨ | ૭૪ | ૭ | ૪૨ |

ઉપરના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે બે ખુરશીઓ સાથે બે ખુલ્લી છત્રીઓ બાંધો. પછી બંનેના હાથાને ૨૦-૩૦ વાર લાંબી દોરી બાંધી ખુરશીઓને દોરી તંગ થાય એટલે દૂર ખસેડો. બંને છત્રીઓની લાકડી બરોબર સીધી લીટીમાં જ આવી ગઇ છે એટલી ચોકસાઇ દોરી વડે કરી લીધા પછી હળવેથી દોરી છોડી લો. હવે બંને છત્રીને પાણીથી સારી પેઠે ભીંજવો એટલે રમુજી ટેલિફોન તૈયાર થયો. બને છેડે એકેક જણ રહી છત્રીમાં લગોલગ મોઢું રાખીને હળવે અવાજે બોલશે તો પરસ્પરની વાતચિત સાંભળી શકશે. પણ ખુબી એ છે કે બે છત્રીઓની વચ્ચેનો માણસ કઇ જ નહિ સાંભળી શકે! કરી લેવા જેવું છે.

મીણના ઝીણા કટકાને એક દિવસ થોડા ટર્પેન્ટાઇનમાં પલાળી રાખી બીજે દિવસે ધીમેધીમે તાપે ગરમ કરવું. એ રીતે ગળેલું મીણ લાકડા પર ઘસવાથી ઉત્તમ ફરનિચર પૉલિશનું કામ કરશે.

ડ્રીનેચર્ડ સ્પિરિટમાં ગાળેલી લાખ પણ ઉત્તમ વારનિશનું કામ આપે છે.

ઉપરનું ચિત્ર બહુ રમુજી દૃષ્ટિવિભ્રમ કરે છે. એમાં દેખાતા સફેદ ડોળ ચોરસ સરખા માપના નથી, પણ તે મધ્યબિંદુમાંથી જેમજેમ વર્તુળની કોર તરફ જતા જાય છે તેમતેમ પહોળા અને વળાંકવાળા બનતા જાય છે. પરંતુ જો તમે એ ચિત્રને તમારા નાકની દાંડી પાસે રાખીને જોશો તો એ બધી ધોળી જગ્યા એકસરખા માપની જણાશે. ચિત્ર મોટું હોય તો આ અસર વધુ સ્પષ્ટ જણાય.

કોરા કાગળ પર સુરોખારના પાણીથી લખેલા અક્ષરો સુકાયા પછી અદશ્ય થઇ જશે; પણ તેને જરા ગરમી આપતાં ખુલ્લા ગુલાબી રંગમાં ખીલી ઉઠશે.

ઇરાનમાં મરણ મસંગે રડવા આવતાં સગાંસંબંધીઓને, તેમનાં આંસુ ઝીલી લેવા માટે વાદળી આપવામાં આવે છે. પછી તે વાદળી નીચોવીને આંસુ સંઘરી રાખવામાં આવે છે. આ રીતે એકઠાં કરેલાં આંસુ દવા તરીકે વપરાય છે.



ન્યૂ યૉર્કના પ્રાણીસંગ્રહાલયનો આ કાચબો બસો વરસનો બુઢ્ઢો છે. કાચબા સૌથી દીર્ઘાયુષી હોય છે. ઉમરની સાથે તેઓ વજનમાં પણ વધતા જાય છે. આ બાદસાહેબનું વજન ખાસ્સું ૩૧૦ રતલ છે.

કુવાકાંઠે સંધ્યા

ચિત્રકાર: કૃષ્ણલાલ ભટ્ટ — 'કુમાર'ના માહ ઓગણીસસો છયાશીના અંકનું મુખચિત્ર



# કુમાર

માહ '૮૬




## મુક્તિગાન

આવો ગુલામો, આવો પીડિતો;
તેત્રીશ ક્રોડ મળો સંતાન;
સર્વ દિશાના કાન વિદારી,
ગજવો માતનું મુક્તિગાન.

સિંહના નાદે ત્રાડો મળી સૌ,
'સ્વામી-ગુલામ ન; સર્વ સમાન;'
જાપ જપો મુક્તિના હૈયામાં,
સ્હાય વીરોને છે ભગવાન.

વૃંદ

સાગર ગાજે ઘોર અવાજે,
ગાજે બાળક, વૃદ્ધ, જવાન;
આકાશ કંપે, ધરણી ધ્રુજે,
ગજવે ભારત મુક્તિગાન.

મુક્તિ વિનાનું જીવવું શાનું?
મુક્તિ વિના શાં બીજાં ગાન?
મુક્તિને કારણ સર્વ સહીશું,
સ્વાતંત્ર્યથી શું સૌખ્ય મહાન?

મુક્તિ હશે જો કાળના હાથે,
પામશું; છો અમ જાયે પ્રાણ:
પામવા એ અમ પ્રાણપ્રતિમા,
જીવિત, પ્રાણ બધું બલિદાન.

વૃંદ

સાગર ગાજે ઘોર અવાજે,
ગાજે બાળક, વૃદ્ધ, જવાન;
આકાશ કંપે, ધરણી ધ્રુજે,
ગજવે ભારત મુક્તિગાન.

ભુખ્યા અમે સૌ ભેગા મળીને,
માગીએ રોટી, પીવા જળપાન;
લુગડાં ઢાંકવા લાજ અમારી,
જીવવું જેમ જીવે ઇન્સાન.

પ્રાણ હણાયો, ધર્મ લુંટાયો,
રક્ત ચુસાયું, દુભાયું માન;
વિશ્વવિજેતા ધર્મવીરોનાં
સંતાન આજે જન્મગુલામ.

વૃંદ

સાગર ગાજે ઘોર અવાજે,
ગાજે બાળક, વૃદ્ધ, જવાન;
આકાશ કંપે, ધરણી ધ્રુજે,
ગજવે ભારત મુક્તિગાન.

માડી કહી તને કેમ સંબોધું?
જન્મભૂમિ! ઓ વીરોના ધામ!
તેત્રીશ કોટિની વાંઝણી માનાં,
જીવતાં પુત્ર થયાં અપમાન.

મુક્તિ થશે, સૌ બંધન જાશે,
પામશે પેટ ભરી સૌ ધાન;
ઓ માડી! ઓ માતા! ત્યારે વદીશું,
'તારાં અમે સઘળાં સંતાન.'

વૃંદ

સાગર ગાજે ઘોર અવાજે,
ગાજે બાળક, વૃદ્ધ, જવાન;
આકાશ કંપે, ધરણી ધ્રુજે,
ગજવે ભારત મુક્તિગાન.

કૃષ્ણલાલ શ્રીધરાણી



લાહોરની છેલ્લી મહાસભામાં આપણા દેશના આગેવાન અને અનુભવી પુરુષોએ જે અગત્યના ઠરાવો ઘડ્યા છે અને હિંદના સંપૂર્ણ સ્વાતંત્ર્યનું ધ્યેય બાંધ્યું છે તે ભવિષ્યના ઇતિહાસનું એક મોટું પગરણ છે. એ ઠરાવો ઘડનારાએ જીંદગી આખી હિંદના ઉત્કર્ષ માટે વલોવી નાખી છે આજ સુધી તેઓ બ્રિટિશ સામ્રાજ્યના અંગો સમા બીજા દેશો—કેનેડા, ઑસ્ટ્રેલિયા અને દક્ષિણ આફ્રિકાનાં સંસ્થાનો જેટલી સ્વતંત્રતા અને હકો મેળવવા શ્રદ્ધાપૂર્વક મથ્યા. પણ બ્રિટિશ રાજ્યસત્તા પાછળ રહેલી સ્વાર્થી લોભવૃત્તિએ એક તસુ પણ છુટ નહિ આપવાનો મક્કમ વિચાર તેના હિંદી પ્રધાન અને વાઇસરૉય મારફતે ચોખ્ખો જણાવી દીધો છે; એટલે હિંદની સ્થિતિ સ્પષ્ટ થઈ ગઈ છે. કાં તો સ્વતંત્રતા માટે મથવું, અથવા તો ધીરેધીરે પીસાતા જઇને બ્રિટિશ સત્તાનો કોળીઓ થઇ જવું. એમાંથી એક જ માર્ગ હિંદ માટે આજે રહ્યો છે.

ગરીબી, મોંઘવારી, બેકારી અને તેને લીધે રોગ, હુલ્લડો ને ગુન્હાઓથી દેશના અંગમાં આજે બાગાં પડી ગયાં છે. જનસમુદાય દુઃખી, કંગાલ અને જીવનક્ષયથી ઘેરાતો પડ્યો છે. કરોડો અજ્ઞાન અને અશક્ત દેશવાસીઓને પુરી ખબર પણ નથી કે બ્રિટિશ સામ્રાજ્ય તેમના પર શાં શાં વીતકો વરસાવી રહ્યું છે. દેશના સંસ્કાર, સ્વભાવ, શક્તિ ને સમૃદ્ધિનો નાશ કેવી રીતે ક્રમેક્રમે થતો આવ્યો છે તેનું તેમને ભાન પણ નથી. તેઓ બીચારા તો હજુ તેમના છોકરાછોકરી પરણાવવાના લ્હાણા માણે છે! હજુ તેઓ પોતાના પરસેવાની કમાઇથી ધર્મની ગાદીનાં પોલાણો નિભાવી રહ્યા છે; જ્યારે બીજી બાજુ પોતાનાં

યુવકો? ભારતમાં યુવકો છે ક્યાં? નહિતર તેત્રીસ કરોડ ઉપર ત્રણ લાખ માણસો રાજ્ય કરે? ભારતના યુવકો એ યુવકો નથી; યુવકોના માત્ર ઓઠાં છે.

(કૃપાલાની)



ખરાં વારસોને શિક્ષણ અને આજીવિકા વિના પણ ટળવળતાં સાંખી શકે છે! જે કોઈ જરા પણ સમજુ અને વિચારવંત છે તેને આ બધી વિગતો કમકમાટી ઉપજાવે એવી છે. દેશનેતાઓનાં કાળજાં પર આ બધી વાતોનો ડૂમો જ્યારે હદ બહાર થતો લાગ્યો ત્યારે જ તેમણે અંતિમ ઉપાય તરીકે દેશને માટે આજે 'પૂર્ણ સ્વાતંત્ર્ય'નો આખરી અને કાયમી પોકાર પાડ્યો છે. એ 'પૂર્ણ સ્વાતંત્ર્ય' જ હવે કરોડોની આબાદી, સલામતી, સુખાકારી ને સન્માન મેળવવાનો એકમાત્ર માર્ગ રહ્યો છે. બીજા બધા માર્ગ બંધ જોયા પછી જ તેમણે આ માર્ગ નક્કી કર્યો છે.

જગતભરની એકેએક પતિત પ્રજાને ઉપર આવવા માટે એ જ માર્ગ હમેશાં લેવો પડ્યો છે પણ તેમનાં સાધનો જુદાં હતાં. તેમણે દેશના દુશ્મનનો તો ઘાત કરીને પોતાનું સ્થાન કબજે કર્યું છે; તેમણે સામાનાં અને પોતાનાં લોહીનાં ખાતર પર સ્વતંત્રતાનો પાયો નાખ્યો છે. હિંદ એ ઘાતક સાધનો વાપરવા માગતું નથી. માત્ર ઘાતક વૃત્તિ ને સાધનો કેળવવાથી જ માણસનો જય થાય છે એ હકીકત આજ તો હવે દુનિયાની સુધરેલી સરાસ પ્રજા પણ જાહેર રીતે સ્વીકારી શકતી નથી. એમાં અંતે સૃષ્ટિમાત્રનો ઉચ્છેદ જ

રહેલો છે એવી, મોંઘા અનુભવો પછી પશ્ચિમની દુનિયાની ખાતરી થઈ ગઈ છે.

બીજી બધી લડાઈઓમાં જ્યારે બંને બાજુનું લોહી રેડાય છે ત્યારે હિંદની મહાસભાએ સ્વાતંત્ર્ય જીતવાને નક્કી કરેલા આ નવા માર્ગમાં માત્ર એક જ બાજુને બધી યાતનાઓ સહન કરવાની છે. દમન, જુલમ, અત્યાચાર કે ઘાત—જે કાંઇ આવે તે શાંતિથી સહન કરીને પણ નિરધારને વળગી રહેવાનું છે. આ વિચારથી ઘણા માણસો હાહાકાર કરી રહ્યા છે. દુઃખ અને આશ્ચર્યની વાત છે કે રોગ, ભૂખમરા ને દુકાળને લીધે જે અપાર માનવસંખ્યાનો ભોગ તેઓ આપી રહ્યા છે તે તેઓ નીચી મુંડીએ સહન કરી લે છે; પણ તેને ટાળવાને તેને બદલે સ્વમાન અને સ્વાતંત્ર્યની લડતમાં, થોડાં પણ આત્મબલિદાન આપતાં તેમને કંપારી છુટે છે,—જે બલિદાનો તો પ્રજાની અમર જ્યોતો બની રહેવાનાં છે!

દેશનેતાઓનાં ચિંતન અને યુવાન પ્રજાનાં સમર્પણ જે દેશમાં ન હોય તે દેશનાં જીવતાં માનવીઓ પણ પશુ સરખાં જ છે. અરે, પશુમાં પણ પોતાની જાતિ માટે આડા પડવાની સાન હોય છે. દરેક જીવતી પ્રજા પોતાની પાછળ આવતી પ્રજા માટે જ પ્રાણસંકટ કરે છે અને પોતાની સંસ્કૃતિ, પોતાનું ગૌરવ અને પ્રજાતત્ત્વ ઉત્તરોત્તર જીવંત રહે એટલા માટે આવતી પેઢીને બરોબર ઘડે છે. તેમને તે બચપણથી જ સ્વાર્પણની તાલીમ આપે છે.

આપણી શાળાઓ, આપણા આચાર્યો, અમલદારો અને વ્યાપારીઓ પોતાના સ્વાર્થ આડે આ વિચારો ઝીલતાં અચકાય છે. તેમના હાથમાં આવેલા મનુષ્યોને તેઓ ડારે છે, ધમકાવે છે,

લુટે છે કે અજ્ઞાનના અંધારમાં રાખી પોતાનું પદ સાચવ્યે જાય છે. પ્રજા ઉપર છવાઇને, તેને ગુંગળાવી રહેલી આ માયાજાળ કોણ ભેદે? માબાપો નિઃસહાય બની બેઠાં છે, પ્રૌઢો ઉંધી નિષ્ક્રિય કેળવણી અને સ્વાર્થી રાજતંત્રોનાં ગુલામી પુતળાં થઇ ગયા છે; આશા માત્ર ભારતના ઉગતા જુવાનો ઉપર અવલંબે છે. આજ નહિ તો કાલ પણ તેમને જ માથે સંસારનો ચક્રભાર ઉતરવાનો છે. દેશનેતાઓ બુઝે છે, પણ તેમનું પીઠબળ જુવાન વર્ગ ઉપર છે. એ જુવાનોમાં આજ ધીમેધીમે સમયની સાન પ્રગટતી આવે છે. તેને જ્વલંત રાખવી અને પળેપળ સેવા તથા સમર્પણની તાલીમમાં સજ્જ રહેવું એ જ આપણું આજે લક્ષ્ય હોઈ શકે.

---

## સંસ્કારભ્રષ્ટ સ્વાધીનતા

સાંસ્થાનિક સ્વરાજ્યની અગર સંપૂર્ણ સ્વાધીનતાની આપણી ભાવના ઉત્કટ બનતી જાય છે તે વખતે બીજી બાજુ આપણી સાંસ્કારિક પરાધીનતા વધતી જાય છે તે મિટાવવાના પ્રયત્નો પણ કરવા જોઇશે. ગ્રામ્ય પંચાયતોમાં કોમી એખલાસ કેળવાતો તેને બદલે અત્યારે નાનામાં નાના ગામડામાં ય કોમી ખટરાગનાં બી રોપાઇ રહ્યાં છે. દેશી કારીગરોની ઉપેક્ષા કરી આપણે દેશી ઉદ્યોગહુન્નરનો નાશ કર્યો, અને અત્યારે આપણી નાનામાં નાની જરૂરિયાત માટે પણ આપણે પરદેશી કારખાનાં પર આધાર રાખવો પડે છે. અત્યારનું આપણું ભણતર અને આગગાડીની દેશવ્યાપી ઇંદ્રજાળ આપણા સંસ્કારને કલુષિત કરે છે. પરિણામે આપણે સાંસ્કારિક સ્વરાજ્ય ગુમાવીએ છીએ. આપણા બાપદાદા કરતાં આપણે અત્યારે બમણું –ત્રમણું કાપડ વાપરીએ છીએ. ઉઘાડપગાને હવે આપણે અસભ્ય લેખીએ છીએ. એકાદ કપડું ઓછું પહેરનારને નવસ્ત્રો ને નાગો માનીએ છીએ! રામલીલા, ભવાયા, ડીંગબાજણિયા અને બીજા દેશી રંગરાગમાં આપણે યુગ અનુસાર પલટો કરી શકયા નહિ તેથી સીનેમા, સરકસ ને રંગભૂમિ આપણાં પ્રિય વિનોદસ્થાન થઇ પડ્યાં અને એ રીતે સહીઆરા શોખની વસ્તુઓને આપણે વ્યક્તિગત બનાવી દીધી. સમાજવાદના ચૂર ગર્જવતી ગુલક પરિપદો કરતાં રસ્તાનો મદારી કે જાદુગર વધુ સુરત સાચવનારો છે. રાવણહથ્થા અને એકતારાના રણકાર સાથે આપણે હવે એકતાન થઈ શકતા નથી ને વાયોલિન આપણને વધુ ગમે છે. ઘણાંને તો ઘઉં બાજરાની રોટલી કરતાં પરદેશી બિસ્કિટો વધુ ભાવે છે. દેશી ઢબે ઘર શણગારવામાં આપણે સુરુચીનો ભંગ સમજીએ છીએ. ગાદીતકિયાં ને સાંગામાચી કરતાં ફુરશીટેબલ આપણને વધુ ફાવે છે. આપણી વાડીઓનાં ફુલો કરતાં પરદેશથી આવેલાં કૃત્રિમ ફુલો આપણને વધુ મનોહર લાગે છે. અને આપણી ઘ્રાણેન્દ્રિયને પણ અત્તર કરતાં લવન્ડરની સુગંધ વધુ રુચે છે!

આવી સંસ્કારભ્રષ્ટ સ્વાધીનતા સામે પણ સંપૂર્ણ સ્વાધીનતાના સૈનિકોએ જંગ માંડવો ઘટે છે. (સૌરાષ્ટ્રમિત્ર)

## રૂંધાએલાં જીવન

આજે આપણાં જીવનમાંથી આલ્હાદ ને ઉલ્લાસ ઓસરી ગયા છે. અંતરના અવાજ સાંભળી શકીએ એટલા સરળચિત્ત આપણે રહ્યા નથી. આપણો હૃદય, મન ને બુદ્ધિ પર આપણે પ્રણાલિકાનો અંકુશ મુકી તેના વિકાસને રૂંધ્યો છે. પરિણામે આપણાં હૃદયોમાં ઊર્મિનો મહાસાગર ઉછળતો નથી, મન ગગનગામી કલ્પના કરી શકતું નથી, બુદ્ધિ સારાસારની પરીક્ષા કરી શકતી નથી. પ્રણાલિકાની પરવાનગી વિના આપણે એક ડગલું આગું કે પાછું ભરી શકતા નથી. તેથી જ આપણાં જીવનમાં વહેતા ઝરાની નિર્મળતા નથી, ઉડતાં પંખીનો કલ્લોલ નથી, વનરાજિની નિત્યનવી તાઝગી નથી. છે માત્ર બંધિયાર જીવનની નિશ્ચલતા, ભાવહીનતા ને જડતા.

અને તેથી જ આપણા સાહિત્યકોની કલમો તરડાઇ ગઇ છે, આપણા ચિતારાઓની પીંછીઓ પાંખી થઇ ગઇ છે, આપણા શિલ્પીઓનાં ટાંકણાં બુઠ્ઠાં થઈ ગયા છે; ને પરિણામે આપણા આનંદમય કોશને તુષ્ટિ ને પુષ્ટિ મળતી નથી, આપણા પ્રાણમય કોશમાં ઓજસ પ્રગટતું નથી વાતાવરણના ગુંગળાટથી વૃત્તિને પ્રેરણા મળતી નથી એટલે શબ્દોમાં સામર્થ્ય પ્રગટતું નથી, રેખા ને રંગમાં રૂપ ખીલતું નથી, સંગેમરમરમાં સજીવતા જાગતી નથી. સંધ્યાના રંગ હજી યે ક્ષણજીવી છતા સનાતન રહ્યા છે. મોરની કળામાં હજુ પણ કૃષ્ણચંદ્રની કાળજૂની લાવણ્યતા ભરી છે. મહાસાગરના નાદમાં અત્યારે પણ સૃજનજૂનું સંગીત સંભળાય છે. માત્ર પ્રણાલિકાના વિવેકહીન પાલન વડે આપણાં જીવન વધુ કૃત્રિમ બન્યાં છે, એટલે આપણે વિશ્વનિયમના ભેદ પામી શકતા નથી, અને તેથી જ સચરાચર વિશ્વની સનાતન તાઝગી અખંડ સાચવી શકયા નથી. (ભાઇશંકર દ્વિવેદી)

---

[ અનુસંધાન પાછળને પાનેથી ]

વિકરાળ સિંહો, જંગી હાથીઓ ને શાહમૃગનાં ટોળેટોળાંથી એનાં જંગલો ઉભરાય છે અને વ્હેલ માછલીઓની વિવિધ જાતોથી ભરેલો સાગરરાજ ચોમેરથી એનાં ચરણ પખાળે છે.

પણ સમૃદ્ધિથી છલી રહેલો આ દેશ આજે લગભગ આખો જ યૂરોપની વિવિધ રાજસત્તાઓને હાથ ફસાએલો પડ્યો છે, અને તેમાંથી તેઓ અકરાંતિયા થઇને રસકસ ચુસ્યે જાય છે. ૧,૨૦,૦૦,૦૦૦ ચોરસ માઇલની વસાહતી ભૂમિમાંનો માત્ર ૬,૦૦,૦૦૦ ચોરસ માઇલ મુલક (વીસમો ભાગ) જ ત્યાંના દેશીઓની હકુમતમાં છે; બાકીનો બધો યૂરોપીયન રાજ્યો ભોગવે છે. બ્રિટિશ આફ્રિકા ખુદ ગ્રેટબ્રિટન કરતાં ૩૭ ગણો વિસ્તારમાં છે; ફ્રેન્ચ આફ્રિકા ફ્રાન્સ કરતાં ૧૮ ગણો, ઈટાલિયન આફ્રિકા ઇટાલિ કરતાં ૭ ગણો, પોર્ચુગીઝ આફ્રિકા પોર્ટુગાલ કરતાં ૨૧ ગણો અને બેલ્જિયમ આફ્રિકા બેલ્જિયમના કદથી ૮૦ ગણો મોટો છે!




**ઉપરનો નકશો અને નીચેનું વર્ણન તમને આફ્રિકાનો સામાન્ય ખ્યાલ આપી દેશે.**

એક કરોડ ને વીસ હજાર ચોરસમાઇલના વિસ્તાર વાળો આ ખંડ અઢાર કરોડની માનવ વસ્તી ધરાવે છે. એની વધુમાં વધુ લંબાઇ તથા વધુમાં વધુ પહોળાઇ એકસરખી-૫૦૦૦ માઇલની છે. કિલિમાંજારો (૧૯૬૯૦ ફીટ) રૂવેન્ઝોરી (૧૬૦૦૦ ફુટ) અને કિનીઆ (૧૮૦૦૦ ફુટ) જેવાં એનાં ત્રણ ગિરિશિખરો દુનિયાના ગિરિરાજોની હોડમાં ઉભાં રહે એવાં છે સાડાચાર હજાર માઇલ લાંબી એની નાઇલ નદી જગતભરની સરિતારાણીઓની હરોળમાં વિરાજે છે. એની ઝાંબેઝી નદી તથા તેના વિક્ટોરિયા ધોધની, એનાં ટાંગાન્યીકા, વિક્ટોરિયા ન્યાન્ઝા ને ચાડ જેવાં સરોવરોની જગતભરમાં નામના છે આવડા મોટા આ ખંડનો ત્રીજો ભાગ જોકે સહરા જેવા વિશાળ અને વિકટ રણે રોક્યો છે, છતાં એનો વિપુલ વનસ્પતિવૈભવ ને અમૂલ ખનીજસમૃદ્ધિ દુનિયામાં અનન્ય છે. જગતભરની સોનાની નિપજનો ચોથો ભાગ ને હીરાની ઉત્પન્નનો તો ચાર-પંચમાંશ ભાગ એકલું આફ્રિકા પોતાના ઉદરમાંથી આપે છે. તેજનાઓથી લચી રહેલાં વનોનાં વનો ઉપરાંત રબર, સાગ, કૉફી અને સાકર વડે આફ્રિકાની ભૂ-લક્ષ્મી જગતને રેલી રહી છે ઇજિપ્તને સ્વાતંત્ર્ય આપતાં અંગ્રેજોને જે ખટકે છે તે આડીનો સુદાનનો પ્રદેશ જગતભરમાં ઉત્તમ રૂ પકવનારૂં હરીફ છે (અનુસંધાન પાછળ મિજલસને ૭૩)

# સંસારભરનાં શિશુઓની મહાન સરસ્વતી



## ડૉ. મેરીઆ મૉન્ટેસોરી

યુરોપીય કેળવણીનો ઇતિહાસ જુઓ કે સમર્થ કેળવણીકારોની નામાવલિ તરફ દૃષ્ટિ નાખો તો જણાશે કે એમાં કોઈપણ સ્થળે સ્ત્રીનું નામ નથી. પહેલવહેલી જ એક સ્ત્રી કેળવણીકાર ઉત્પન્ન કરવાનું માન ઇટલીને ઘટે છે.

ડૉ. મૉન્ટેસોરીમાં આપણને ગણિતશાસ્ત્રી માનવવંશશાસ્ત્રી, શરીરશાસ્ત્રી, માનસશાસ્ત્રી, તત્ત્વવેત્તા અને કેળવણીશાસ્ત્રી એ બધાનું એકી સાથે દર્શન થાય છે. બાળકનાં અને બાળમગજનાં એ ખાસ અભ્યાસી છે. પોતે અપરિણીત છતાં માતાઓની યે માતા છે, અને બાળકોની મહાન સરસ્વતી છે. બાળસ્વાતંત્ર્યનો નવો યુગ પ્રવર્તાવનાર તથા જડવાદ અને પરાધીનતાની બેડીમાંથી મનુષ્યજાતિને ઉદ્ધારવાનો આરંભક પ્રયત્ન કરનાર મુક્તિની દેવી એ ડૉ. મૉન્ટેસોરી છે.

ડૉ. મૉન્ટેસોરી મધ્યમ સ્થિતિના પરંતુ સંસ્કારી માતપિતાનાં એકનાં એક પુત્રી છે. એનો જન્મ ઇટલીની સ્વાતંત્ર્યની લડતના છેલ્લા દિવસોમાં ઈ. સ. ૧૮૭૦માં થયો હતો. એ જમાનામાં ઇટલીનો સમાજ અત્યંત સંકુચિત હતો. વળી તેના કુટુંબને ધંધાથી કે પરંપરાથી કેળવણી સાથે સંબંધ ન હતો. એ દિવસોમાં સ્ત્રીઓ ભાગ્યે જ ભણતી. આ કારણથી એ પ્રતિભાશાળી વિદ્યાર્થિનીને સામાજિક બંધનોની સામે થવું પડેલું, અને પોતાને જાતે જ પ્રથમ સમાજસુધારક તરીકે આગળ આવવું પડેલું. આગળ ઉપર જે સ્વાતંત્ર્ય આખી આલમનાં બાળકોને તેણે એક અમૂલ્ય ભેટ તરીકે બક્ષ્યું તે સ્વાતંત્ર્યની જ તેણે બાલપણથી

ઉત્પન્ન કરી હતી. લોકમતને તોડવા માટે જે આત્મબળ અને આત્મશ્રદ્ધાની મનુષ્યમાં આવશ્યકતા છે તે બળ અને શ્રદ્ધા ડૉ. મૉન્ટેસોરીમાં આ પ્રથમની લડતથી જ પ્રગટ્યાં અને તેને જ પરિણામે અનેક વિરોધી તત્ત્વો સામે ટકી રહી આખરે તે આખા જગત સમક્ષ એક અપૂર્વ આશીર્વાદ રૂપે ઉભાં રહ્યાં.

અગિયાર વર્ષની છેક નાની ઉમરે તેમનામાં કાંઇક અનોખું કાર્ય કરવાની ઊર્મી જાગી. એ વખતે ઇટલીમાં સ્ત્રીની પદવી હલકી ગણાતી. બહુબહુ તો સ્ત્રીઓ માત્ર મહેતીજીના ધંધા માટે લાયક ગણાતી અને તેમાં પડતી. સમાજ, સ્ત્રીજાતનો બીજા ધંધામાં પ્રવેશ સહન કરી શકતો ન હતો. મેરીઆ મૉન્ટેસોરીએ પ્રથમ તો મહેતીજીના ધંધામાં પડવાનો વિચાર કર્યો. પરંતુ તે વખતે ચાલી રહેલી શિક્ષણની રીતિમાં તેનું મન ખુંચ્યું નહિ. તરત જ તેણે ઍન્જિનીઅરિંગનો અભ્યાસ કરવાનું આદર્યું. આ શાળામાં તે એકલી જ વિદ્યાર્થિની હતી અને તેથી તેને વિદ્યાર્થીઓની વચ્ચે રહીને અભ્યાસ કરવામાં અનેક મુશ્કેલીઓ વેઠવી પડતી.

સવારે તેની માતા તેને શાળાએ પહોંચાડવા જતી, તો સાંજે તેના પિતા તેને શાળાએથી તેડી લાવવા જતા. વર્ગમાં તેને છોકરાઓથી અલગ બેસવું પડતું. ભોજન કે વિશ્રાંતિના સમયે પણ શાળાના એકાદ ઓરડામાં ભરાઇ રહેવું પડતું અને બારણા પાસે પોલિસ-ચોકીની વ્યવસ્થા કરવી પડતી! પરંતુ આ સઘળી મુશ્કેલીઓ આ કુમારીને મન હિસાબમાં ન હતી, કારણકે તેનું લક્ષ ગણિતશાસ્ત્રના અભ્યાસમાં હતું. શાળા તો તેને માત્ર એક સાધન જ હતું. આ શાળામાં રહી તે સમર્થ ગણિતશાસ્ત્રી બની.

વખતના વધવાની સાથે તેને પણ આગળ વધવાની વૃત્તિ થતી જ ગઇ. હવે તેનું મન ડૉક્ટરી ધંધા તરફ ગયું. ઇટલીમાં એ દિવસોમાં ડૉક્ટરી અભ્યાસ માટે સ્ત્રી વિદ્યાર્થી તરીકે બહાર પડનાર મેરીઆ મૉન્ટેસોરી પહેલવહેલી જ હતી. લોકમત તેની વિરૂદ્ધ હતો; એમ છતાં છોકરાઓની શાળામાં અનેક મુશ્કેલીઓ વચ્ચે તેણે પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો અને વૈદકના લાંબા તથા કઠિન અભ્યાસ પછી રોમની વિદ્યાપીઠની એમ. ડી. ની ઉપાધિ પ્રાપ્ત કરી.

આ પદવી મેળવ્યા પછી ૧૮૯૭માં રોમમાં મગજનાં દરદોની ઇસ્પિતાલમાં મદદનીશ ડૉક્ટર તરીકે તેની નિમણુક થઈ. સુધરેલા દેશોની હારમાં આવવાને ઇટલી હજી તરફડિયાં મારતો હતો. સુધરેલા દેશોં જેવી સંસ્થાઓ ત્યાં હજુ માત્ર સ્થપાયે જતી હતી. આ સ્થિતિમાં તાત્કાલિક વ્યવસ્થા કરવા ઉક્ત ઇસ્પિતાલમાં ખરેખરા ગાંડાઓની સાથે મૂઢ અને મંદ બુદ્ધિવાળાંઓને પણ રાખવામાં આવતાં હતાં. યુવાન અને ઉત્સાહી ડૉ. મૉન્ટેસોરીએ બાળકોના વ્યાધિઓનો ખાસ અભ્યાસ કરી એ વિષયમાં વિશેષ પ્રવીણતા મેળવી હતી, એટલે આ પાગલખાનામાં જતાંવેંત તેનું ધ્યાન મંદ બુદ્ધિવાળાં અને મૂઢ બાળકો—જેમને ક્રમભાગ્યે ગાંડાઓની સાથે મુકવામા આવતાં હતાં—તેમના તરફ ગયું. પચાસ વર્ષ પહેલાં સેગુઇને યોજેલી મંદ અને મૂઢ બુદ્ધિના બાળકોને સુધારવાની પદ્ધતિનો તેણે અભ્યાસ કરવા માડ્યો. સેગુઇનના વિચારોને અનુસરતાં તેને લાગ્યું કે બાળકોમાં જે મંદતા હોય છે તેનો ઉપાય ઔષધોપચાર નથી, પણ કેળવણી છે. પોતાના આ વિચારો તેણે ૧૮૯૮માં ટૂરીનમાં ભરાએલી કેળવણી પરિષદમાં પ્રગટ કર્યા. તેના ભાષણથી કેળવણીના ક્ષેત્રમાં નવો જ પ્રકાશ પડ્યો અને કેળવણીની દુનિયામાં નવી જ જાગૃતિ આવી. મૂઢ બાળકોને કેમ સમજવાં તથા તેમને નવીન પદ્ધતિથી કેમ કેળવવાં એ વિષય ઉપર રોમની વિદ્યાપીઠમાં ભાષણો આપવા માટે ડૉ. મૉન્ટેસોરીને ત્યાના વિદ્યાધિકારીએ આમંત્રણ કર્યું ને તે પછી તરત ડૉ. મૉન્ટેસોરી નિર્બળ મનનાં મનુષ્યોને સુધારવાની સંસ્થાની વિદ્યાધિકારી નીમાઇ.

આ વખતે ડૉ. મૉન્ટેસોરીએ પોતાનો ડૉક્ટર તરીકેનો ધંધો છોડ્યો ને કેળવણીના નવા કાર્યક્ષેત્રમાં ઝુકાવ્યું. અત્યાર સુધી બીજી પ્રવૃત્તિઓ સાથે તે ડૉક્ટર તરીકે પોતાનો ધંધો કર્યે જ જતી હતી અને ભયંકર વ્યાધિથી પીડાતાં મનુષ્યોને પોતાને ઘેર ખાનગી દરદી તરીકે રાખતી અથવા નિર્ભયપણે અરધી રાત્રે પણ પોતાનાં કામ પડતા મુકીને ઉમંગથી તેમને ઘેર જતી ને કામે લાગતી. પોતાના કામમાં તે એટલી તો કાળજી રાખતી કે એવી કાળજીથી કામ કરતાં તો તેનો ધંધો અટકી પડે. મરણાવસ્થાએ પહોંચેલા બાળકને જો કદાચ નવડાવવાની અને તેને સ્વચ્છ પથારીમાં રાખવાની જરૂર જણાતી તો તે બીજા

ડૉક્ટરો પેઠે માત્ર દવા લખી આપ્યાથી તેનું કાંઈ વળશે નહિ એમ સમજતી, અને તેથી બાળકને માટે જોઈતી તમામ ચીજો પોતાને ખર્ચે તે મંગાવી આપતી. જો કોઈ દરદીને કમાવાની જરૂર હોય અને દરદી ધંધા વિનાનો હોય તો પોતે પોતાને ખર્ચે દરદીને કામે લગાડતી. કોઈનું દુઃખ એની દૃષ્ટિએ પડ્યું કે તરત જ તે દૂર કરવા પોતે આગળ આવતી જ. આ રીતે તેણે પોતાની ડૉક્ટર તરીકેની જિંદગી ગાળી. ભવિષ્યમાં તેનો આ પરોપકારી સ્વભાવ તેની શાળાનાં બાળકોને ઘણો જ ઉપકારક થઈ પડ્યો.

જે તન્મયતાથી પોતે ડૉક્ટરનો ધંધો કરતી હતી તે જ તન્મયતા, એકાગ્રતા, ખંત અને અસાધારણ ઉદ્યોગથી તેણે આ નવા કાર્યમાં પોતાનું ચિત્ત લગાડ્યું. સવારના આઠથી રાતના સાત સુધી તે મંદ બુદ્ધિનાં બાળકોને શીખવવામાં રોકાતી. આખો દિવસ એ દયા ખાવા જેવાં બાળકોના ઉદ્ધાર માટે પોતાની બુદ્ધિ અને શક્તિનો ભારેમાં ભારે ઉપયોગ કર્યા પછી રાત્રે એ વિજ્ઞાનશાસ્ત્રીની ઢબે પોતાના આખા દિવસની સમાલોચના કરતી. પોતે કરેલાં અવલોકનોની અને કાર્યોની નોંધ લેતી, પોતાના અવલોકનના પરિણામોનું વર્ગીકરણ કરતી અને એ વિષયમાં જેણેજેણે પુસ્તકો લખેલાં હોય તે દરેકનાં સઘળાં પુસ્તકો બારીકીથી વાંચીને પોતાના અખતરામાં તે ક્યાં મદદગાર થઈ પડે એમ છે તે શોધી કાઢતી. તેના આ દિવસો સંપૂર્ણ શાંતિના હતા. એ દિવસોમાં તે અપ્રસિદ્ધ હતી અને દુનિયા તેને પિછાનતી ન હતી. તેથી જ તે અપૂર્વ તલ્લીનતાથી અને સુખથી પોતાના પ્રયોગો કરતી હતી. આ જ વખતે તેણે લંડન અને પારીસ જઈ મૂઢ બાળકોની શાળાઓ અને પ્રચલિત પદ્ધતિઓનો જાતે અભ્યાસ કરી પોતાના જ્ઞાનમાં વધારો કર્યો અને ઇટાર્ડ તથા સેગ્યુઇનનાં પુસ્તકોના આધારે તેણે મંદ મતિનાં બાળકોને શિક્ષણ આપવા માટે ભિન્નભિન્ન પ્રકારનાં સાધનો યોજી કાઢ્યાં. અહીં તેણે બે વર્ષ (૧૮૯૮ થી ૧૯૦૦) સુધી કામ કર્યું. આ કાર્યમાં તેને અપૂર્વ ફતેહ મળી.

એક વખત એવું બન્યું કે એક મંદ બુદ્ધિનું બાળક જાહેર શાળાની પરીક્ષામાં સાધારણ બુદ્ધિના બાળક કરતાં ઊંચે નંબરે અને વધારે રોકડે વધુ સહેલાઈથી ઉત્તીર્ણ થયું. મૂઢ બાળકો માટે ડૉ. મૉન્ટેસોરીએ



ડૉ. મૉન્ટેસોરી : આજની વયે

યોજેલી પદ્ધતિથી આ બાળક કેળવાએલું હતું. પછી તો આવું વારંવાર બનવા લાગ્યું. જેટલાં મૂઢ બાળકો પરીક્ષા માટે મોકલ્યા તેટલાં બધાં સાધારણ બુદ્ધિના બાળકો કરતાં વધારે સારી રીતે ઉત્તીર્ણ થયાં. એના પરિણામોથી લોકો આશ્ચર્યચકિત થયા. જેમણે આ પરિણામો નજરે જોયાં તેમણે તો આ કિસ્સાને અદ્ભુત કિસ્સો જ માન્યો. પરંતુ ડૉ. મૉન્ટેસોરી તો એ વિચારમાં પડી હતી કે સારી બુદ્ધિનાં બાળકો ઉતરતા કેમ નીવડ્યાં અને પરીક્ષામાં તેમનો દરજ્જો નીચે શા માટે ગયો. તેને સૂઝ્યું કે જો આ પદ્ધતિથી મૂઢ બાળકોને આટલો બધો લાભ થાય તો પછી એ પદ્ધતિથી શીખનારાં સમધારણ બાળકો જરૂર બહુ આગળ વધી જાય અને તેમની પ્રગતિ તો ચમત્કારિક જ બને. તેને સમજાયું કે જે પદ્ધતિ મંદ મતિના બાળકો માટે વાપરવામાં આવી હતી તેમાં એવું કશું નહોતું કે જે કેવળ મંદ મતિનાં બાળકોના જ ઉપયોગમાં આવે. એ પદ્ધતિ પણ કેળવણીના સિદ્ધાંતો ઉપર જ રચાએલી હતી, અને તે સિદ્ધાંતો પણ પ્રચલિત સિદ્ધાંતોથી વધારે બુદ્ધિગમ્ય હતા. આ વિચારે તેનામાં કોઈ અજબ પ્રકારની શ્રદ્ધા ઉપજી અને તેના અંતરમાં એક નવીન

જ દિશામાં—નવીન જ કાર્યમાં જવાની સ્વયંસ્ફૂર્તિ થઈ.

તરત જ તેણે સમધારણ બાળકોની શાળાઓ, તેની વ્યવસ્થા અને તેમાં ચાલતી શિક્ષણ પદ્ધતિઓનો અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો. સાથેસાથે રોમની વિદ્યાપીઠમાં તે તત્ત્વજ્ઞાનની વિદ્યાર્થિની તરીકે દાખલ થઈ અને ખાસ વિષય તરીકે પ્રાયોગિક માનસશાસ્ત્ર વિષય લીધું. તેમાં તેણે સ્નાતકની પદવી પ્રાપ્ત કરી. હવે તેણે જુનીપુરાણી શાળાઓ જોવાનું અને તેની સડી ગએલી પદ્ધતિનો સંપૂર્ણ ખ્યાલ લેવાનું કામ આદર્યું. સ્વભાવ, શિક્ષણ અને અનુભવે તે વૈજ્ઞાનિક હતી, એટલે તેણે શાળાઓની પરિસ્થિતિનું બારીક નિરીક્ષણ કર્યું. શિક્ષણશાસ્ત્રનાં અનેક પુસ્તકો જોઈ લીધાં. તેમાં સર્ગીનાં પુસ્તકો તેને ગમ્યાં ને તેની તેના પર સારી છાપ પડી. તે પુસ્તકો તેના વિચારો ઘડવામાં અને પોષવામાં સહાયભૂત બન્યાં. ચાલુ કેળવણીના દોષો અને અપૂર્ણતાઓ તેને હસ્તામલકવત્ દેખાયાં. તે વખતની શાળાઓનું આબેહૂબ વર્ણન તેણે પાછળથી 'મૉન્ટેસોરી પદ્ધતિનું આગળનું પુસ્તક ભાગ ૧ 'ના બાળશિક્ષણ સમાલોચના નામના પ્રકરણમાં આપેલું છે. કેળવણીના ક્ષેત્રમાં કામ કરનાર દરેક મનુષ્યે તે વાંચવા જેવું છે. આ પ્રવૃત્તિમાં તેણે સાત વર્ષ ગાળી નાખ્યાં. આ જ વખતે ઇટાર્ડ અને સેગુઇનના લેખોનો અભ્યાસ પણ આગળ વધાર્યો અને તેનાં લખાણોનો આત્મા બરાબર સમજાય તેટલા માટે તેણે ફ્રેંચ ભાષામાં લખાએલા એ લેખોનો ઇટાલિયન ભાષામાં પોતાને જ સારુ અક્ષરશઃ તરજુમો કર્યો. તેણે ખુબ વાંચ્યું અને ખુબ વિચાર્યું. પ્રચલિત શાળાઓના દોષોમાંથી બાળકોને કેમ મુક્ત કરવાં તેના વિચારો તેણે પૂર્ણ શાંતિથી કર્યા. હવે તે પોતાના વિચારો અમલમાં મુકવાની તક શોધતી હતી, એટલામાં તેને એક સુંદર યોગ પ્રાપ્ત થઈ ગયો.

એ વેળા ઇટલીના ગરીબ લોકો માટે રહેવાનો પ્રશ્ન ભારે મહત્ત્વનો થઈ પડ્યો હતો. એ લોકો ગંદકીમાં સડતા હતા અને એવાં ખરાબ તથા સ્થળસંકોચવાળાં ઘરોમાં રહેતાં હતાં કે જ્યાં કોઈ પણ જાતની મર્યાદા ન સચવાય, એટલું જ નહિ પણ નીતિનો પણ ભંગ થાય. ખાનગી જીવન જેવું એ લોકોને કશું જ રહ્યું ન હતું. આ દુઃખમાંથી એ બીચારા લોકોને ઉગારી લેવાનો વિચાર ઇટલીના એક વગદાર બુદ્ધિશાળી અને દેશાભિમાની નાગરિક સીનોર એડો ટાલમોન મનમાં આવ્યો. આ ગૃહસ્થ રોમન સ્થાપત્ય મંડળનો અધિકારી હતો. તેણે આ પ્રશ્નનો ઝીણવટથી અભ્યાસ કર્યો હતો અને કેવા જાતનાં ઘરોની રચના કરવાથી ગરીબ લોકો સુખેથી રહી શકે તેની યોજના ઘડી કાઢી હતી. તેની યોજના બીજી બધી રીતે સંપૂર્ણ અને સંતોષકારક હતી; માત્ર એક જ મુશ્કેલી નડતી હતી. એ મુશ્કેલી તે એ હતી કે જ્યારે આ ગરીબ માબાપો પોતાની આજીવિકા મેળવવા માટે આખો દહાડો બહારનું જીવન ગાળે ત્યારે નાનાં બાળકો નિશાળે ન જતાં તદ્દન છુટથી ઘરમાં એકલાં રહે અને ચોખ્ખાં વિશાળ મકાનોની દીવાલો તથા દાદરા ઉપર લીટા કરીને તેને બગાડી નાખે. નાનાં નવરાં પડેલાં બાળકો કેવી જાતની મસ્તીથી મકાનોને ખરાબ કરે તે સૌકોઈ સમજી શકે તેવું છે. ટાલમોના મનમાં થયું કે આવી રીતે મકાનો બગાડી નાખવામાં આવે તેને સુધારવા માટે ભાડુતો પાંસેથી પૈસા લેવા કરતાં તેટલા જ પૈસાને ખર્ચે બાળકોને આખો દહાડો રમતગમતમાં રોકે અને તેમને તોફાન કરતાં અટકાવે એવી કોઈ વ્યક્તિ નીચે તેમને મુકી દેવામાં આવે તો સારું. આથી તેણે દરેક સત્તામાં બાળકો માટે એક ઇલાયદા ઓરડાની ગોઠવણ કરાવી ને કોઈ લાયક દૃષ્ટાની શોધમાં તે પડ્યો.

ટાલમોના કાને ડૉ. મૉન્ટેસોરીની પ્રવૃત્તિની ખબરો તો આવી ચુકી હતી. પોતાના કાર્યમાં એ ઉપયોગી થશે એમ તેને લાગ્યું. તરત તે મૉન્ટેસોરીને મળ્યો અને પોતાની યોજના તેને સમજાવી. તથા વિનંતિ કરી કે તે એ બાળકોને પોતાની દેખરેખ નીચે લે અને તેમને ઉપયોગી પ્રવૃત્તિ આપે. ડૉ. મૉન્ટેસોરીને પણ આવું જ કંઇક જોઇતું હતું. પોતાના વિચારો પ્રમાણે પોતાને જે પ્રયોગો કરવાની ઇચ્છા હતી તેનાં સાધનો તેને અહીં મળે તેમ હતું. તરત જ તેણે ટાલમોની વિનંતિ સ્વીકારી અને રાજ્યની નોકરી છોડી દઈ એ ગરીબ લોકોનાં બાળકોને કેળવણી આપવાનું કાર્ય માથે લીધું. પરિણામે સને ૧૯૦૭ ના જાન્યુઆરી માસમાં પહેલવહેલું બાલગૃહ ઉઘડ્યું.

આ વખતે તે તરફ લોકોનું કાંઇ ખાસ ધ્યાન



**વિધાતાને ચાકડે**

[ચિત્રકાર: કનુ દેસાઈ]

વિધાતાના હાથમાં માટીનો પિંડ અવનવાં રૂપો લેતો આપણે જોઈ શકીએ છીએ, પણ એ રૂપોનો સરજનાર આત્મા તો હમેશાં અદૃશ્ય જ રહે છે. છતાં તેણે રચેલી વિવિધ પ્રકારની રૂપસૃષ્ટિ દ્વારા આપણને તેનું ભાન પ્રત્યક્ષ થઈ શકે છે.

માટી ચૂંથનારના રૂક્ષ હાથો અને રંક મજૂરજીવનની પાછળ કેવાં સૌંદર્યો છુપાયાં છે?

આ સંજ્ઞાચિત્રનું આટલું સ્થૂલ રૂપક સમજતાં પછી તેની પાછળ રહેલા જગતના મહાનવિધાતાનું સૂચન સ્પષ્ટ સમજાઈ જશે.

કુમાર : ભાદ્ર'૮૬



વિશ્રામઘાટ

મથુરા

[ફોટો : પચાણભાઈ પારા - જામનગર]

એઓયું ન હતું. શાંતિથી ડૉ. મૉન્ટેસૉરીએ પોતાના શિક્ષણ વિષયક વિચારો આ ગરીબ બાળકો ઉપર અજમાવ્યા અને એમાં તેને સંપૂર્ણ ફતેહ મળી. બીજે વર્ષે બીજું બાલગૃહ ઉઘડ્યું. આ વખતે લોકોમાં ડૉ. મૉન્ટેસૉરીની કીર્તિ ફેલાઇ ચુકી હતી. આ બીજું ગૃહ ઉઘાડવાની ક્રિયા સારી ધામધુમથી થઇ અને એ પ્રસંગે ડૉ. મૉન્ટેસૉરીએ સુંદર ને મનનીય વ્યાખ્યાન આપ્યું. આ વ્યાખ્યાન 'મૉન્ટેસૉરી પદ્ધતિ' નામના પુસ્તકમાં પ્રારંભિક વ્યાખ્યાન એ મથાળા-વાળા પ્રકરણમાં આપેલું છે.

હવે તો વિજળીને વેગે ડૉ. મૉન્ટેસૉરીની ખ્યાતિ દુનિયાભરમાં ફેલાઇ ગઇ. હજુ તો એનું બાલગૃહ અધુરૂં હતું; તેના કાર્યની વિગતો અપૂર્ણ હતી; સગવડ અને વ્યવસ્થા પુરેપુરાં થયાં ન હતાં; અને પ્રયોગો તો હજી ચાલુ જ હતા. એટલામાં તો દેશદેશથી કેળવણીના યાત્રાળુઓ મૉન્ટેસૉરી શાળાઓ જોવા આવવા લાગ્યાં.

આ જ અરસામાં તેમના મૉન્ટેસૉરી નામના પુસ્તકનું અંગ્રેજી ભાષામાં ભાષાંતર થયું અને અંગ્રેજી જાણનાર આલમનો રસ એની પ્રવૃત્તિમાં એકાએક વધી પડ્યો. આજે તો એ પુસ્તકનું અંગ્રેજી, ફ્રેંચ, જર્મન, સ્પૅનિશ, રશિયન, પોલિશ, રૂમાનિયન, ડેનિશ, અને જાપાનીઝ ભાષાઓમાં ભાષાંતર થઇ ચુકયાં છે. આ પુસ્તક કેળવણીના સાહિત્યમાં અદ્વિતીય છે. તેની ભાષા બહુ જ અસરકારક ને પ્રોત્સાહક છે અને વાંચનાં અનેકવાર આંખમાંથી આનંદાશ્રુ સરી પડે છે. એમાં જાતઅનુભવ અને જાતમહેનતનો આબેહૂબ ચિતાર છે. કેળવણીના ગ્રંથોમાં એ એક ઉંચી કોટીનો ગ્રંથ રહી જશે. એમાં નૈસર્ગિક પ્રતિભા છે. કેળવણીની આલમમાં એ એક અમૂલ્ય રત્ન છે. એ પુસ્તકમાં સ્થળેસ્થળે નવજીવનનો આદર્શ ઝળકી ઉઠે છે. આજના દેશદેશના યુગાચાર્યો ભિન્ન ભિન્ન દૃષ્ટિએ પ્રજાઓના ઉદ્ધાર માટે જે પ્રયત્નો કરી રહ્યા છે તેવા જ પ્રકારના કેળવણી વિષયક પ્રયત્નોનું આ પુસ્તક મૂળ છે. એ પુસ્તકમાં જેટલી ભાવનાની ઉન્નતતા છે તેટલી જ વિજ્ઞાનની ઉંડી દૃષ્ટિ છે. વાંચક એને ફરીફરીને વાંચતાં ધરાતો નથી.

આજે તો મૉન્ટેસૉરી પદ્ધતિ જગપ્રસિદ્ધ છે. યુરોપ, અમેરિકા અને બીજા ઘણાખરા સુધરેલા દેશોમાં એ પદ્ધતિ ઉપર ચોક્કસ બાલમંદિરો આગળ વધી રહ્યાં છે. હિંદુસ્તાનમાં પણ એ પદ્ધતિના ધોરણે થોડીએક સંસ્થાઓ પ્રયોગો કરી રહી છે.

છેલ્લાં બેચાર વર્ષોથી દર વર્ષે લંડનમાં ડૉ. મૉન્ટેસૉરી ચાર માસનો અભ્યાસક્રમ રાખી મૉન્ટેસૉરી પદ્ધતિનો તાત્ત્વિક તેમજ વ્યાવહારિક પરિચય આપે છે. ઉપરાંત સ્થળેસ્થળે ફરી એ પદ્ધતિ ઉપર વ્યાખ્યાનો આપે છે, નવી શાળાઓ ઉઘાડે છે ને એ રીતે પદ્ધતિનો પ્રચાર કરે છે. ૧૯૨૮થી આમસ્ટર્ડામમાંથી 'કૉલ ઑફ એજ્યુકેશન' નામનું ત્રૈમાસિક ડૉ. મૉન્ટેસૉરીના તંત્રીપણા નીચે ફ્રેન્ચ,



## તૃષા

[પૃથ્વી]

પ્રહણે તિમિર ભૂતનું કરતું સાદ ઉજાસને  
ઉરે સળગી ચેતને ઠરતી જ્યોત વિશે જાણું:  
અને સજીવ ભાવિનો ધણુ પડે સદા અંતરે  
તપી યુગ હુતાશને પ્રથમનો બલિ હું ગણું.

ચડું પ્રલય પાંખમાં અફર ધાવ ચુકું ભલે  
બીતિ રહિત અંતરે જીવનમાં કશું જીવવું:  
ફણા ઝડપું કાળની કદિય ના બીરૂના વડે  
ધરૂં પ્રબળ આણને અમર ઉજ્વું અંતને.

તૃષા જલદ નેમની નૂતન રાષ્ટ્રઉષાકની  
છુપી ક્ષણિક તેજમાં વિરમશે નહિ એ કદિ.

ઇન્દુલાલ ગાંધી



અંગ્રેજી ને ઇટાલિયન એ ત્રણ ભાષામાં પ્રગટ થાય છે.

ખુદ ઇટલીમાં મૉન્ટેસોરી પદ્ધતિ શીખવા માટે ત્રણ વર્ષનો અભ્યાસક્રમ રાખી એક અધ્યાપનમંદિર ખોલવામાં આવ્યું છે. લંડનમાં મૉન્ટેસોરી સોસાએટી સ્થપાઇને તેના તરફથી 'મૉન્ટેસોરીઅન' નામની પત્રિકા પણ દર માસે બહાર પડે છે.

જેમ ડૉ. મૉન્ટેસોરીના પૂજકો, શિષ્યો અને અનુયાયીઓ છે તેમ તેના વિરોધીઓ પણ છે. એમણે પુસ્તકો લખ્યાં છે અને ખુબ ચર્ચાઓ કરી છે. ડૉ. મૉન્ટેસોરીનો તેમને એક જ ઉત્તર છે કે મારી શાળાઓ જુઓ, જાતે અનુભવ કરો અને પછી મારા સિદ્ધાંતમાં કેટલું સત્ય છે તેની ચર્ચા કરો. પરંતુ ઘણી વાર જેમ વિરોધીઓ જ આશીર્વાદ રૂપ થઇ પડે છે તેમ ડૉ. મૉન્ટેસોરીના સંબંધમાં પણ બન્યું છે. આજે એક રીતે તેઓ જ તેની પદ્ધતિ વધારે પ્રમાણમાં ફેલાવી રહ્યા છે.

ડૉ. મૉન્ટેસોરી એક અસાધારણ પ્રતિભાશાળી બાનુ છે. ડૉકટર, તત્ત્વવેત્તા અને ગણિતશાસ્ત્રી હોવા ઉપરાંત તે એક અદ્ભુત કેળવણીકાર છે. એનામાં 'સ્વયંસ્ફૂરણા સૃજનશક્તિ અને શોધકબુદ્ધિની કુદરતી' બક્ષિશો છે એમ કહ્યા વિના ચાલતું નથી. એનું વ્યક્તિત્વ આપણા પર સજ્જડ છાપ પાડે તેવું છે. એના સહવાસમાં આવેલા એનાથી ચકિત થઇ જાય છે. તે સુરૂપ છે, આકર્ષક છે—તેમ તેની વાણી પણ મીઠી છે અને તેમા સ્વાભાવિક સરળતા છે. એની આ અસાધારણ શક્તિ એ આખી આલમની સ્ત્રીજાતને અભિમાનનો વિષય છે. દુનિયા પર આવી પ્રભાવશાળી સ્ત્રીઓ ગણીગાંઠી જ હશે.

પોતે સ્વતંત્ર પ્રવૃત્તિવાળું જીવન ગાળે છે. કોઈ પણ રાજ્યના કેળવણીખાતાની તે વિદ્યાધિકારી નથી કે અમલદાર નથી. જાહેર જીવનનો એને શોખ નથી. જ્યારે બહારની પ્રવૃત્તિ હોતી નથી ત્યારે તે મોટે ભાગે એકાંત સેવે છે અને પોતાનાં કાર્યોમાં મશગૂલ રહી સ્થિર ચિત્તે પ્રયોગો કરે છે. ઉદ્યોગની એ તો પ્રતિમા છે. પોતે અંગ્રેજી જાણતી નથી;—માત્ર ઇટાલિયન ને ફ્રેંચ ભાષા જાણે છે; છતાં દુભાષિયા મારફત તે અંગ્રેજી જાણનારાઓને મુલાકાતો આપે છે અને અંગ્રેજી પત્રવ્યવહાર તરફ પણ લક્ષ આપે છે. કેટલીક બ્હેનો ડૉ. મૉન્ટેસોરીને કેળવણીનો-શારદાનો સાક્ષાત્ અવતાર માને છે અને તેને ગુરુ તરીકે પૂજે છે.

ડૉ. મૉન્ટેસોરીનું જ્ઞાન અગાધ છે. તે એટલું બધું તો છે કે એ સઘળું આપણને કહેતાંકહેતાં જ તે જીંદગી પુરી કરે. બાળકો સંબંધે તે એટલું બધું જાણે છે કે કદાચ જગતને તે જણાવી પણ શકશે નહિ એવું તેની સાથે રહેનારાઓનું માનવું છે. તેની શક્તિનો વ્યય ન થઇ જાય એ માટે તેની શિષ્યાઓ તેને સાચવે છે, લોકોના ત્રાસથી તેને બચાવે છે અને તેના કાર્યના બોજા ઉપર લગામ રાખે છે. તેના ઉપર જે અયોગ્ય ટીકાઓ થાય છે તેમાંથી તેને બચાવી લઇને તેની શક્તિનો વિકાસ અવિચ્છિન્નપણે વધે અને દુનિયાને તેનો લાભ મળે તે માટે તેઓ તેનું કાળજીપૂર્વક જતન કરે છે.

બાળઉદ્ધારને ડૉ. મૉન્ટેસોરીના કામની હજી ઘણાં વર્ષો જરૂર છે. **ગિજુભાઈ**

ડૉ. મૉન્ટેસોરીની હાલની પ્રવૃત્તિઓ લગભગ આખા યૂરોપને ઘેરી વળી છે. તેમણે આજ સુધીમાં યૂરોપનાં જુદાંજુદાં સ્થળોમાં ચૌદ આંતરરાષ્ટ્રીય અભ્યાસક્રમ આપ્યા છે અને તેમા સેંકડો વિદ્યાર્થીઓ શિક્ષણની નવીન દૃષ્ટિ અને જીવનમાં પ્રાણ પ્રાપ્ત કરી શક્યાં છે. તેમના એ અભ્યાસક્રમોમાં એશિયાના ચીન-જાપાન જેવા દૂરના દેશોમાંથી તેમજ અમેરિકાના જુદાજુદા પ્રદેશોમાંથી વિદ્યાર્થીઓ આવે છે. આ અભ્યાસક્રમમાં શિક્ષકોને લેતાં પહેલાં તે તેમને પદ્ધતિઓ, પ્રાથમિક વિજ્ઞાન, આરોગ્યશાસ્ત્ર, માનસશાસ્ત્ર અને બીજા સંસ્કાર આપનારા વિષયોમાં તૈયાર થવાનું જણાવે છે, કેમકે તે આગ્રહપૂર્વક માને છે કે બાલશિક્ષણમાં એ બધા વિષયો અત્યંત આવશ્યક છે.

૧૯૨૯ના એપ્રિલ માસની ૮મી તારીખથી લંડનમાં આવા વર્ગો શરૂ થયા હતા. તેમાં હિંદુસ્તાનની કેટલીક બ્હેનો પણ અભ્યાસ કરતી હતી. તે વર્ગો પુરા થયા પછી મૉન્ટેસોરી પદ્ધતિ પ્રમાણે કામ કરતા શિક્ષકોની એક પરિષદ કોપનહેગનમાં મળેલી. એ પરિષદમા ડૉ. મૉન્ટેસોરીના નવા પ્રયોગો વિષે કહેવામાં આવ્યું હતું. તેમાં શિક્ષકોએ મોટી સંખ્યામા હાજરી આપી હતી. હવે આ વર્ષની શરૂઆતથી જુનના અંત સુધી આવા

વર્ગો રોમ શહેરમાં ઇટાલિયન સરકારની વ્યવસ્થા અને સગવડ સાથે શરૂ થયા છે. તેની સંપૂર્ણ ગોઠવણ ડૉ. મૉન્ટેસોરીની ઇચ્છા પ્રમાણે ઇટાલિયન સરકારે કરી છે. વર્ગો તો ઇટાલિયન ભાષામાં ચાલશે, પણ તેનો શબ્દેશબ્દ અંગ્રેજીમાં તરજુમો કરવામાં આવશે. એ ઉપરાંત વિદ્યાર્થીઓની જરૂરત પ્રમાણે બીજી ભાષાઓમાં પણ તરજુમા કરવા માટે વ્યવસ્થા કરવામાં આવી છે. ઇટાલિયન સરકારે પોતાના પરદેશખાતાના પ્રધાન મારફતે બીજાં દેશોના આ દિશામાં કાર્ય કરનારા અધિકારીઓને આ વર્ગોમાં ભાગ લેવા માટે ગોઠવણ કરી આપવા આગ્રહપૂર્વક માગણી કરી છે, તેમજ ઇટલીના કેળવણીખાતાના પ્રધાને, ઇટલીનાં શહેરોના કેળવણીકારોમાંથી દરેક શહેરમાંથી ઓછામાં ઓછા બે પ્રતિનિધિઓને આ વર્ગોમાં ભાગ લેવા બોલાવ્યા છે. કોઇ ખાસ શિક્ષણપદ્ધતિ તરફ પોતાની અનુકંપા ઇટલીની સરકારે બતાવી હોય તો તે પહેલવહેલી આ વખતે જ. ઇટાલિયન સરકારના આ પલટાનું એક કારણ છે. ઇટલીના જુદાંજુદાં નાનાં ગામડાંમાં ફેલાએલી સેંકડો પ્રાથમિક શાળાઓમાં જે પ્રયોગો ત્રણ વર્ષથી વિરોધી વાતાવરણ અને સ્થિતિમાં ચાલી રહ્યા હતા તેની ઉત્પન્ન થએલી અસરનું આ સીધું પરિણામ છે. પોતાની આ માન્યતાના પહેલા પગથિયા તરીકે ઇટાલિયન સરકારે ગયે વર્ષે રોમમાં એક ટ્રેઇનિંગ કૉલેજ યુવાન શિક્ષકો માટે શરૂ કરી અને તેમાં ત્રણ વર્ષનો અભ્યાસક્રમ રાખ્યો. આ શાળા સંપૂર્ણ રીતે ડૉ. મૉન્ટેસોરીના હાથ નીચે મુકવા દેવામાં આવી અને શિક્ષકોની પસંદગી તથા આ પદ્ધતિને માટે આવશ્યક જે કાંઇ કરવું જરૂરનું લાગે તે સર્વ કરવાની સંપૂર્ણ સત્તા તેમને અપવામા આવી. આ શાળાએ ડૉ. મૉન્ટેસોરીએ નિયત કરેલો અભ્યાસક્રમ લીધો છે. આ અભ્યાસક્રમ, ઉપરની શાળાઓમાં મોટો ફેરફાર કરી દે છે. આ શાળાનું પરિણામ એટલું સુંદર આવ્યું કે કેળવણીના પ્રધાન—જેઓ શરૂઆતમાં શંકાશીલ હતા અને આ પદ્ધતિ કેવળ નાનાં બાળકો માટે જ યોગ્ય છે એમ માનતા હતા—તેમણે સરકારને આ શાળા માટે રીપોર્ટ કર્યો. રીપોર્ટમાં તેમણે મોટે ભાગે ડૉ. મૉન્ટેસોરીની પદ્ધતિનાં કીર્તિગાન જ કર્યાં છે. ઘણાં વર્ષો પૂર્વે જે અદ્દ્ભુત ચમત્કાર થયો હતો તેવો જ આ બીજો બન્યો. વીસ વર્ષ પહેલાં એક ગરીબ અને સામાન્ય ગણાતી શાળામાં ડૉ. મૉન્ટેસોરીએ ખાસ વાતાવરણ અને કાર્યની સંપૂર્ણ સ્વતંત્રતા આપી બાળકોનાં અપ્રતિમ માનસનું જે દર્શન કરાવ્યું હતું અને તે રીતે જગતનું ધ્યાન ખેંચ્યું હતું તેવું જ આ બીજું કાર્ય થયું. આજે વીસ વર્ષ પછી તે જ શહેરમાં બહુ જ ગરીબાઇથી રાખવામાં આવેલાં સાધનો અને વસ્તુઓવાળી થોડી ઓરડીઓમાં વિદ્યાર્થીઓને અભ્યાસની સ્વતંત્રતા તથા નવીન દિશાના નિર્દેશથી અપૂર્વ પરિણામ લાવવામાં આવ્યું છે. આ પરિણામે ઇટાલિયન સરકારનો દ્રષ્ટિકોણ નિર્ણિત કરી દીધો છે અને તેથી આજે તે સરકારે દેશદેશની સરકારો અને કેળવણીકારોને રોમમા ભાગ લેવા આમંત્રણ મોકલ્યાં છે; આ અજબ શાળા જોવા આવવા વિનંતિઓ કરી છે. કેવળ નાનાં બાળકોમાં સંપૂર્ણ સ્વાતંત્ર્ય, સ્વયંસ્ફૂર્તિ અને સર્જન શું કરે છે તે સુંદર રીતે બતાવ્યા પછી આજે ઉપરની શાળાઓમાં ડૉ. મૉન્ટેસોરી પોતાનો ફાળો આપે છે.

હવે તે વૃદ્ધ થવા આવ્યાં છે. જોકે કામની જે સ્ફૂર્તિ તેમનામાં યુવાનીમાં હતી એ તો તેવી ને તેવી આજે પણ છે, છતાં તેમની વૃત્તિઓએ હવે ધાર્મિક વલણ લેવા માંડયું છે. તે વખતે આપણે એટલું જ ઇચ્છીએ કે તેઓ પોતાના કાર્યમાંથી નિવૃત્ત થાય તે પહેલાં શરૂઆતથી તે અંત સુધી શિક્ષણના પ્રદેશમાં પોતાનો સંપૂર્ણ ફાળો આપે અને હજુ સુધી અંધકારમાં રહેલા કેળવણીના પ્રદેશમાં ખુબ પ્રકાશ પાડે.

તેમનાં જીવનની અંતિમ ઇચ્છા તેમણે લંડનમાં મને જણાવી હતી કે હિંદુસ્તાન જેવા શુદ્ધ સાત્વિક દેશના ગગનચુંબિત હિમાલયનાં કોઇ પવિત્ર, એકાંત, શાંત રમણીય સ્થાનમાં સંપૂર્ણ એકાગ્રતામાં પોતાના જીવનના છેલ્લા દિવસો ગાળવા. પ્રભુ તેમની આ ઇચ્છા પાર પાડો.

ભોગીલાલ ત્રિ. ઠાકર

---

**મુસાફરી કરવાના હો ત્યારે યાદ રાખજો કે હિંદુ-**સ્તાનની તમામ રેલવેઓમાં (અમુક નાની રેલવેઓ સિવાય) મુસાફરી કરતા ત્રીજા વર્ગના ઉતારૂઓને બંગાળી ૧૫ શેરને બદલે હવે બંગાળી ૨૫ શેર (આપણો સવા મણ) બોજો સાથે લઇ જવાની છુટ મળી છે. એટલે આપણે જે રેલવેઓ સાથે રાત દિવસનો સંબંધ છે તે કાઠિયાવાડની રેલવેઓ તથા બી બી. સી. આઈ. રેલવેના ઉતારૂઓ આ લાભ ભોગવી શકશે.

# લખમી



માથું નીચું નાખી શીંગડાની ઢીક તાકીને
વેગથી તે રીંછ સામે ધસી

ગોવિંદે હજુ હમણાં જ રસોઇ ચડાવી હતી. તે ઝુંપડીનાં બારણાં આગળ વિચાર કરતો બેઠો. તેણે પોતાના આગણાંમાં જોયું, ઝુંપડીમાં જોયું અને ઉંચે આકાશમા જોયું. તેને લાગ્યું કે તેની નાની શી ઝુંપડીમાં હજુ કંઇક ઉણપ હતી. લમણા ઉપર હાથ ટેકવી તે વિચાર કરતો બેઠો, વર્ષોથી આ વેરાન પ્રદેશમાં તે એકલો જ રહેતો હતો. તેનું એકાંત ટાળવા કોઇક સાથીની તેને જરૂર હતી. એકદમ સૂર્યના તડકાથી કાળા પડી ગએલા તેના મોઢા ઉપર તેજભર્યું હાસ્ય રહ્યું. તેને લાગ્યું કે પોતાની મુંઝવણનો નિવેડો લાવી શકાશે. 'એક ગાય લીધી હોય તો?' તે મનમાં ફફડ્યો.

ગોવિંદ ઉતાવળિયો હતો. તેણે તરત જ ગાયને માટે જમીન સાફ કરવા માંડી. આસપાસથી ઝાંખરાં અને ઝાડનાં પાંદડાં ખસેડી જમીન બરાબર વાળી તે પર પાણી છાંટ્યું. ગાયને માટે નાનું પણ સુંદર એક આણિયું બનાવ્યું. પછી તે જગ્યાને ચોમેરથી વાંસથી બંધ કરી તે પર વેલો છાઈ દીધી. હવે ફક્ત ગાય લાવીને બાંધવા જેટલી જ વાર હતી.

શુક્રવારે તે પાસેના શહેરમાં ગયો અને ત્યાંથી એક રાતી, ચકોર-આંખોવાળી, પગસુધી પુંછડી પહોંચે એવી વાંકડિયા શીંગડાંવાળી એક ગાય ખરીદી.

સાંજે તે ઘેર આવવા નીકળ્યો. આ વખતે તેના ચહેરા ઉપર હમેશની લાલી દેખાતી નહોતી, કેમકે તેણે આખા દિવસમાં ખાધું નહોતું. હવે તેને આ મજલ કંટાળાભરેલી લાગતી હતી. રસોઇ જેમની તેમ રહેવા દઇ તે નીકળ્યો હતો. જેમ તે આગળ ડગલું ભરતો તેમ પગ પાછળ પડતો હતો. પરંતુ ગાયને તો બહુ જ આનંદ હતો. રસ્તામાં તેને જાતજાતનું ઘાસ તથા નેસનેસના પાણી પીવા મળ્યાં. તે આનંદથી પોતાનાં શીંગડાં આમથી તેમ હલાવતી, ઝુલતીઝુલતી ચાલતી હતી.

સંધ્યા નમતાં ગોવિંદ અને લખમી—ગાયનું નામ તેણે ખરીદી કે તરત લખમી પાડી દીધું હતું.—મુકામે પહોંચ્યાં. ઘેર આવીને તરત જ તેણે લખમીના કોટમાં મધુર રણકાર કરતી ઘંટડી બાંધી, આસપાસથી કુણું ઘાસ લાવી નીર્યું, અને પછી પોતાની પેટપૂજાની તૈયારી કરી.

સાંજે ગોવિંદ કુહાડી લઇ લાકડાં કાપવા જતો ત્યાં પણ લખમીને સાથે લઇ જતો. તે લાકડાં કાપતો અને લખમી અહીંતહીં કુંણું ઘાસ ચરતી ફરતી. પરંતુ ગોવિંદની કુહાડીનો અવાજ સંભળાય એટલામાં જ તે ચરતી; દૂર જતી નહિ. પાસેના તાડના ઝાડની ટોચે જ્યારે પડછાયા પહોંચતા ત્યારે ગોવિંદને થતું કે હવે દોડવાનો વખત થયો છે. તરત જ તે લાકડાં

તાપવા બંધ કરતો અને જે તાંબડીમાં પીવા સારુ પાણી ભરી રાખતો તે દુધ સારુ તૈયાર કરીને પછી ધીમેથી હાક મારતોઃ 'લખમી...લખમી...!' તેની આ હાક કોઇ દિવસ ખાલી ન જતી. એક કે બે ત્રણ હાકે તો લખમી જ્યાં હોય ત્યાંથી ઝુલતી ઝુલતી ગોવિંદને પડખે આવી ઉભી રહેતી.

આમ ઘણા દિવસો પસાર થઇ ગયા. લખમી દરરોજ જંગલમાં ફરવા જતી. દરરોજના અનુભવે તેને જણાયું કે તેના સિવાય બીજાં પણ ઘણી જાતનાં પ્રાણીઓ એ જંગલમાં વસતાં હતાં. લખમીની નજરે પણ કોઇક વાર તે પડતાં. કોઇ હળવે ચાલતું તો કોઈ ઝડપથી ચાલતું; જ્યારે કોઇકનો તો માત્ર પડછાયો જ પડી શૂન્યમાં મળી જતો. રાત્રે ઘણી વાર તે જોતી કે સામેના અંધારામાંથી ઘણીયે દીવા જેવી ઝગમગતી આંખો તેના તરફ તાકી રહેતી. પરંતુ તેને જરાયે બીક ન હતી. માત્ર તે પોતાની ડોક હલાવતી એટલે તે સર્વે પાછાં જ્યાંનાં ત્યાં થઇ જતાં.

એક દિવસ ઝરણા પરથી પાણી પી પાછા ફરતા તેણે વિશાળ આંખો વાળું, લગભગ પોતાના જેવડું જ એક ભુખરું પ્રાણી લપાતું છુપાતું પોતાની તરફ આવતું જોયું. આ જોતાં લખમી જરાક આશ્ચર્ય સાથે ભય પણ પામી. હવે પાછા ફરવું તો અશક્ય હતું, કારણકે આસપાસ ઝાડી એટલી બધી ગીચ હતી કે જલદીથી એ શેઢો ઓળંગી શકાય એમ હતું નહિ. તરત તેને લાગ્યું કે પાછા તો ન જ ફરવું કારણકે આ શેઢો—જ્યાં થઇને તે દરરોજ ગોવિંદ આગળ જતી હતી—તે પોતાનો જ માનતી હતી. અને પોતાનો માર્ગમાં કોઇ આડું આવે તે તેને પોષાતુ નહિ. તેણે રીંછ (તે પ્રાણી રીંછ જ હતું) કદિ જોયું નહોતું, છતાં તેને પ્રેરણાથી લાગ્યું કે તે કંઇક બીવા જેવું જનાવર તો હતું જ.

પરંતુ તરત જ લખમીએ પોતાની શુદ્ધબુદ્ધ ઠેકાણે આણી. દરેક પ્રાણીને, જ્યારે ભયમાંથી ઉગરવાનો કાંઇ આરો ન જણાય ત્યારે તે ગમે તેવા પ્રબળ શત્રુની સામે પણ મક્કમ થઇ ઝુઝે છે. તેમ લખમી પણ શેઢાનો અરધો માર્ગ રોકી ઉભી રહી. આ જોઇ રીંછ પણ અચરજ પામ્યું હોય તેમ થોડીક વાર તેની સામે તાકીને ઉભું રહ્યું ને ત્રાડ પાડી 'ગુરૂરૂરૂરૂરૂ—ઘરૂરૂ!'

લખમીએ પણ આંખ લાલ કરી ઘટતો જવાબ વાળ્યો. પણ રીંછની આંખમાંથી અંગાર ઝરતા હતા. લખમીએ શત્રુને ધારીધારીને જોયો અને પછી બીજી ગાયોની માફક બીકમાં જ તેનો ગુસ્સો ઉતરી ગયો.

જે પળ જતી હતી તે બહુ ભયંકર હતી. રીંછે તરત જ પોતાની આંખો જરા સંકોચી અને હાજાં ગગડાવી નાખે એવી તીક્ષ્ણ નજર તેણે લખમી તરફ નાખી. તેના મોટા હોઠ લખમીનું લોહી પીવા તલસી રહ્યા હતા. તેને લાગ્યું કે શિકાર હાથવેંતમાં જ હતો. ક્ષણમાત્રમાં લખમી હતી ન હતી થઇ જાત. પણ તરત જ તેણે પોતાનું મન દૃઢ કર્યું. જોરથી ફુંફવાટ મારી તેણે પોતાની પુંછડી હવામાં વીંઝી અને માથું નીચું નાખી શીંગડાની ટીક તાકીને વેગથી રીંછ સામે ધસી. ટન્-ટનન્ન્-ટન્ તેના ગળાની ઘંટડી રણકી રહી.

આ રણકાર સાંભળી રીંછ ભડક્યું તેણે આવો અવાજ કદિ સાંભળ્યો નહોતો. આ અપરિચિત અવાજથી તે અતિશય ભયભીત થયું. કેમકે તે અવાજ શેનો હતો તે કાંઇ તે સમજી શક્યું નહિ, એટલે તે પુંછડી દબાવી નાસવા જ માંડ્યું; કેમકે જીંદગીના ઘણાં જોખમો અને અનુભવને અંતે તે સમજ્યું હતું કે જે ચીજ ન સમજાય તેનો વિશ્વાસ કરવો નહિ.

લખમી પણ રીંછ વિષે તો કંઈ જ જાણતી નહોતી. પણ તેને રીંછ જેવા અનુભવો હજી સુધી થયા નહોતા. એટલે તે તો અભિમાનથી, પોતાની જીત થએલી સમજી રીંછ પાછળ ધસ્યે જતી હતી. નહિ કે રીંછને પકડી પાડવા દોડતી હતી, તેને તો રીંછને નાસતું જોવામાં મઝા આવતી હતી!

જોતજોતાંમાં રીંછ ક્યાંક અદૃશ્ય થઇ ગયું. લખમી તો પછી ઠેઠ રાત્રે ગોવિંદને ઝુંપડે આવી. ગોવિંદ આજે તેને દોહ્યા વિના ઘેર આવ્યો હતો. તેને થયું કે લખમી પોતાને શોધવા રહી હશે. તેણે લખમીની પીઠ થાબડી. પીઠ પરસેવાથી રેબઝેબ થઇ ગઇ હતી. મગરૂર થતો તે બોલ્યો, 'લખમી તું ખરેખર મારી લખમી જ છો.'

તે દિવસથી લખમી તો કોઈ પણ ચાલતી ચીજને જુએ કે તેની તરફ દોટ જ મુકતી. તેને જોઇને શિયાળવાંઓ સંતાઈ જતાં, વરૂઓ બાજુએ હટી જતાં. દિવસેદિવસે લખમી અભિમાની થતી ગઇ. દરરોજ તે રાની પશુઓની પાછળ દોટતી ક્યાંય નીકળી જતી.

કોઇ દિવસ સુખા રણમાં તો કોઇ દિવસ ગીચ ઝાડીમાં અને કોઇ દિવસ તો ટેકરીઓની ટોચે સુદ્ધાં પહોંચી જતી. પરંતુ મુગટ પહેર્યે જેમ કાંઇ રાજાની શક્તિ નથી આવી જતી તેમ લખમી પણ ઘંટડીને લીધે બળવાન બની શકે એમ હતું, નહિ. તેણે તેનાં શીંગડાં ઝાડ સાથે ઘસ્યા સિવાય કોઈ પણ પ્રાણી સામે હજી સુધી વાપર્યાં નહોતાં. જેટલી તે પોતાને ધારતી હતી એટલી બળવાન ને ભયંકર તે નહોતી. તે તો માત્ર ગરીબડી, વાંકડી શીંગડીવાળી ગોવિંદની લખમી હતી.. તેનાથી બધાં પ્રાણીઓ ડરતાં તેનું મુળ કારણ તો તેની ડોકે બાંધેલી નાની ઘંટડી જ હતી. ઘંટડીનો અવાજ અપરિચિત હોવાથી જ બધાં પ્રાણી તે સાંભળતા ગભરાટથી દોડધામ મચાવી મુકતા.

ઉનાળો આવ્યો અને ગયો. ચોમાસું આવ્યું. વનમાં સ્થળેસ્થળે લીલું કુમળું ઘાસ ફુટી નીકળ્યું. વનના વાતાવરણમાં બધે અજબ ચેતન પ્રગટી ઉઠ્યું. જંગલમાં કોઇ અગમ્ય પ્રદેશમાંથી હમેશા આનંદ અને મસ્તીના અવાજો આવવા લાગ્યા. લખમી દરરોજ તે સાંભળતી. દરરોજ એ જ આનંદ ને એ જ મસ્તીના અવાજોથી તેના મન ઉપર કંઇક જુદી જ અસર થઇ. તેને હવે ગોવિંદની સાંકળ સાલવા લાગી. ગોવિંદના વહાલભર્યાં 'લખમી... લખમી...'ના અવાજે ભુલાવા લાગ્યા અને તેને બદલે આ આનંદોદ્ગારોએ જગ્યા લીધી. તેને પણ હવે લીલું ઘાસ ચરતાંચરતાં બીજાઓની માફક વનમાં સ્વતંત્રપણે નાચવા કુદવાની અને એ અગમ્ય આનંદ માણવાની મઝા ચાખવી હતી.

ઘણી રહસ્યભરી રાત્રિઓ આવી અને પસાર થઇ ગઇ. લખમીને આ સાંકળ વધારે ને વધારે દુઃખદાયક લાગવા માંડી.

એક દિવસ ગોવિંદે સવારમાં તેને છોડી. છુટતાંવેંત તે આઘુંપાછું જોયા વિના ચાલવા જ માંડી. તેને કોઇ એવા પ્રદેશમાં પહોંચી જવુ હતું કે જ્યાં તેને ઘાસચારો મળ્યા કરે ને કોઇ હરકતકર્તા રહે નહિ. તેને હવે આ ગોવિંદનું ઝુંપડું તથા આવું નાનકડું વન સ્વપ્નાની માફક પાછળ મુકી દેવું હતું. પણ તે પાછળ કેવી રીતે મુકાય?

લખમીએ વિચાર્યું. પોતે જાણતી હતી કે આ વનની પેલી બાજુ એક જંગી. ખાઇ હતી. કરવાનું ફક્ત એટલું જ હતું કે ગમે તે પ્રકારે એ ખાઇ ઓળંગીને તેની પેલી પારના પ્રદેશમાં પહોંચી જવું. જો એ ખાઇ પોતાની તથા ગોવિંદની ઝુંપડી ને જંગલની વચમાં આવી જાય તો પછી ત્યાં તેને કોઇ પુછનાર જ ન મળે! પરંતુ એ ખાઇ ઓળંગવી બહુ કપરી હતી.

તે સીધી ખાઇ પાસે આવી ને ઝંપલાવ્યું. ઘુમરી ખાતા પાણીની વચ્ચેથી તેણે ઘણો રસ્તો તો કાપી નાખ્યો. પણ હવે જોખમ આવ્યું. આજસુધીની જીંદગીમા પાણીનાં જોખમોનો હજી તેને અનુભવ થયો નહોતો. ભાગ્યે જ તે અરધે સુધી પહોંચી હશે ત્યાં તો એકદમ તેની એક ખરી એક મગરના મોઢામાં



જીવ પર આવી તેણે એવો તો સખત ઝાટકો માર્યો કે મગરનું મોં ફાટી ગયું અને તેની ખરી છુટી થઇ ગઈ

સપડાઇ. મગરે તેને ચક્કર ચક્કર ફેરવી અને ઝડપભેર તેને પાણીમાં ઘસડવા લાગ્યો.

ભયથી વિહ્વળ થએલી લખમી ગુંગળાતી ગુંગળાતી ઘસડાયે જતી હતી. તેણે ધાર્યું કે બીજાં બધા પ્રાણીઓની જેમ આને પણ હું પહોંચી વળીશ. પણ ઉંડાં પાણીમાં તેનું કંઇ ચાલે તેમ નહોતું.

ઘસડાતી ને ગળકાં ખાતી તે માથાબુડ પાણીમાં આવી. હવે લખમીથી ન રહેવાયું. તે ઝનુનથી ગાંડી બનીને શત્રુનો સામનો કરવા તૈયાર થઇ. પલવારમા તેનો ભય તથા પાણીમાં ગળકાં ખાતા વખતના તેના ખરાડા બંધ થઇ ગયા. તેને ઠેકાણે કોઇ અદરય બળે તેનામાં સ્થાન લીધું.

બરોબર લડાઈ જામી. અને એ લડાઇનો એમ અંત આવે? અરધા ટંક સુધી તો તેણે બરાબર ટક્કર લીધી પણ હવે તેનું બળ ક્ષણેક્ષણે ઘટતું જતું હતું.

લખમીએ પોતાનું સઘળું બળ પ્રથમ જ વાપરી દીધું હતું. તેને લાગ્યું કે હવે મરણ માથે ઝઝુમી રહ્યું છે. તરત જ તેને વિચાર સ્ફૂર્યો, મરણ તો માથે છે જ તો એક વધુ પ્રયત્ન શા માટે ન કરવો?

કોઇ પણ પ્રાણી જ્યારે ભયંકર પ્રસંગોમાં મુકાય છે, જ્યારે તેને મૃત્યુ સમીપ આવેલું જણાય છે ત્યારે તેનામાં એવું અદશ્ય, અકથ્ય બળ આવી જાય છે કે તે એકલું હજારને પુરૂં પડે. જ્યારે તે જીવ ઉપર આવે ત્યારે કોઇની મગદૂર કે તેની સામે આવે!

આ ક્ષણે લખમીમાં પણ એવું અંતિમ ઝનુન પ્રગટ્યું. તેણે હવે આ પાર કે તે પાર થવાનો નિશ્ચય કર્યો.

જીવ પર આવી તેણે એક એવો તો સખત ઝાટકો દીધો કે તેના શત્રુના મોઢામાં મોટો ચીરો પડ્યો અને તેની ખરી છુટી થઇ ગઈ. તેનામાં નવો જીવ આવ્યો. અકળાતી, ગુંગળાતી તે બહાર નીકળી. આજથી તે પાણીના જોખમોથી પુરી વાકેફગાર થઇ.

પણ બહાર નીકળતાં જ તેની સઘળી આશાઓ નષ્ટ થઇ ગઇ. તેણે જે સુંદર વન વિષેની તથા હરિયાળી જમીનની આશાઓ બાંધી હતી તે સુકાઇ ગઇ. તેને સ્થળે પ્રાણીજાતિના વિનાશં સમું ભયંકર રણ નજરે પડ્યું. તેના હોશકોશ ઉડી ગયા.

તે નિરાશ થઇ. શૂન્યમન થઇને પડી. તેને પેલા મગર સાથેનો જંગ ફરી યાદ આવ્યો. ઘોડી વાર તે વિમાસણમાં પડી રહી. પછી ધીમેધીમે તે પાસેના ટેકરા પર ચડી. ઓહો! લીલી હરિયાળી કુંજ ને વચમાં એક તળાવ. તેના ખોળિયામાં જીવ આવ્યો. તેને મન આખી દુનિયા આ નવી કુંજમાં જ સમાઇ જતી લાગી.

અજબ ઝડપભર તે તરત ત્યાં પહોંચી. તે થાકીને લોથ થઇ ગઇ હતી. થાક ઉતારવા તે ફરી પાછી પોતાના આગલા સાહસને સંભારતી બેઠી.

જરા નિરાંતવળી એટલે તેણે ઉભા થઇને તળાવડીમાંથી પાણી પીધું. પછી જાણે આખી કુંજની પોતે ધણી હોય તેમ નિર્ભયતાથી નિઃસંકોચપણે તે કુંજમાં ઘુમવા લાગી. એકાએક એક સ્થળે તેની નજર પડી. પડી એવી જ ચોંટી ગઈ. તેણે શું જોયું? તેના જ જેવાં બે પ્રાણીઓ! એક તો સુંદર, નમ્ર આંખોવાળી વહાલી માતા હતી અને બીજું સુંદર નાજુક ડગલીઓ ભરતું તેનું વહાલસોયું નાનકડું વાછરડું હતું.

લખમી તરત જ તેની તરફ ગઇ. બંનેની નજરો મળી. કંઇક અગમ્ય સંકેત અંતરમાંથી થયો હોય એમ લાગ્યું અને તરત જ બંને બેનપણી થઇ રહી.

પછી તો દરરોજ બંને સાથે ફરતી, ચરતી અને પાણી પીતી. લખમી પણ વાછરડાને પોતાના વાછરડા જેવું જ ગણતી. તેને લાગ્યું કે આ ગાય પોતા કરતાં આ રણ વિષે વધુ જાણતી હતી.

એમ કરતાંકરતાં ત્રણચાર મહીના પસાર થઇ ગયા. લખમીને હવે ગોવિંદ સાંભર્યો. તેના વાત્સલ્યભર્યો શબ્દો તથા તેનું પીઠ થાબડતી વખતનું હેત યાદ આવ્યું. પોતાના મારેની તેની જહેમત તેને યાદ આવી. વળી ત્રણ જીવોનું પેટ તે કુંજે ત્રણ મહીના સુધી તો ભર્યું, પણ હવે વધુ ચાલે તેમ ન હતું. ઘાસ ખુટી જવા આવ્યું હતું.

આ વિષયમા તેને તેની બેનપણીની સલાહની ખાસ જરૂર લાગી. પાણીમાં ફરીથી પડવાની તો તેની હીમત હવે ચાલતી નહોતી. તેની બેનપણી જંગલનો રસ્તો જાણતી હતી. લખમી જેમ પાણીમાંથી આવી તેમ તે પણ લખમી જેવી જ આશાથી બીજે રસ્તે આવી હતી. બંને પોતાની ધારણામાં નિરાશ થઇ હતી. મસલતને અંતે ત્રણે જણે હવે પાછાં ફરવાનો નિશ્ચય કર્યો.

જંગલને સલામત રસ્તે થઇને ત્રણે જણાં હવે

ગોવિંદવાળા જંગલમાં પાછાં આવી પહોંચ્યા. લખમીની બેનપણી તથા તેના વાછરડાએ—જોકે હવે તો તે કંઈક મોટું થયું હતું—પોતાના ઘરનો રસ્તો લીધો. લખમી કંઇ કંઇ તર્કવિતર્ક કરતી ગોવિંદના ઘર તરફ ચાલતી થઇ. તેને લાગ્યું કે આમ નાસી જવામાં તેણે મૂર્ખાઈ કરી હતી.

હજી તેની તે જ ઘંટડી તેની ડોકમાં રહી હતી. હજી પણ તેને જોઇને શિયાળવાંઓ સંતાઇ જતાં, વરૂઓ એક બાજુ થઇ જતાં ને રીંછો નાસી જતાં. પણ લખમીને હવે અનુભવ થયો હતો કે જે ચીજને પોતે સમજતી ન હોય તેનો વિશ્વાસ ન કરવો. તેને ખાતરી થઇ ગઇ કે પોતે હજી એ રીંછ કે વરૂ, વાઘ કે સિંહ એ શું છે તે સમજતી ન હતી. તેને જોઇને પશુઓ તો બાજુએ થઇ જતાં, પણ લખમી હવે એવી ગાંડી નહોતી કે મઝાને ખાતર તેમની પાછળ દોડે. લખમીમાં હવે જબરો પલટો થયો હતો.

તે ઘેર પહોંચી. ગોવિંદ આંગણામાં રસોઇ ચડાવી હતો. વિચારમાં તે ગરક હતો. લખમી આવી તેની તેને જાણ નહોતી. લખમીને હવે બંધનમાંથી છુટવું નહોતું, પણ બંધનમાં પડવું હતું. તે પોતાની મેળે પોતાને સ્થળે ગઇ અને થાકથી બેસી ગઇ. બેસતાં જ ઘંટડીનો અવાજ થયો. ત્રણ કે ચાર મહીને ફરીને ગોવિંદે ઘંટડીનો અવાજ સાંભળ્યો. તે ઝબકી ઉઠયો. તેણે શું જોયું! તેની તે જ ચકોર, નમ્ર આંખોવાળી વાંકડી શીંગડીવાળી લખમી. પોતે જાગ્રત છે કે સ્વપ્નમાં તેનો પણ તેને ઘડીક ભ્રમ થયો. તરત જ તે લખમીને પડખે ગયો. તેની પીઠ ઉપર હાથ થાબડ્યો. લખમીએ પણ જવાબમાં વાંકડી શીંગડી હલાવી ઘંટડીનો અવાજ કર્યો. જે ઘંટડી રાની પશુઓને ત્રાસરૂપ લાગતી તે જ ઘંટડીએ આજે ગોવિંદને અજબ આનંદ આપ્યો. તેણે તરત જ લખમી સારુ ઘાસ લાવી નીર્યું અને તેને ખાણિયે બાંધી. લખમીને પણ ત્રણચાર મહીને ગોવિંદનો મેળાપ થયો. તે કંઇ પણ બોલ્યા વગર ખાણિયે બંધાઇ. હવે તેને બંધનમાંથી છુટવાની ઇચ્છા થતી ન હતી.

હજુ પણ ગોવિંદ તેને જંગલમાં લઇ જતો. દોહવા ટાણે 'લખમી... લખમી' કરી મધુરો અવાજ કરતો. લખમી તરત જ ઘંટડીનો રણકાર કરતી ગોવિંદને

[...ગ્યું ન આગળ પાન ૬૬મે]



લાઇપઝિગ (જર્મની)નું વિશ્વદર્શનગૃહ (પ્લૅનેટોરિયમ)

# યાંત્રિક વિશ્વદર્શન

## (પ્લૅનેટોરિયમ)

કહે છે કે બાલકૃષ્ણના મુખમાં જશોદાજીએ વિશ્વનું દર્શન કર્યું હતું. આજે યૂરોપાદિ દેશોના નાગરિકો પોતાના નગરમાં એક નાના ગૃહના ઘુમ્મટમાં નભોમંડળનાં 'વિશ્વદર્શન' કરે છે! એવા ગૃહને 'પ્લૅનેટોરિયમ' કે નક્ષત્રગૃહ કહે છે. તે સાધારણ રીતે ૬૦૦ માણસ બેસી શકે એટલું મોટું અને લગભગ ૨૫ વાર વ્યાસના ગોળાર્ધ આકારનું હોય છે. માંહે પેઠા કે મોટો શ્વેત ઘુમ્મટ દેખાય છે એજ ગગનનો ઘુમ્મટ બની જાય છે. જમીન ઉપર મધ્યમાં પ્રકાશક્ષેપક યંત્ર રાખેલું હોય છે, તેમાં નક્ષત્રમંડળ દર્શાવનારી સર્વ યોજના હોય છે.

અંદર પેસીએ ત્યારે પ્રથમ તો આપણને કોઈ મકાનમાં હોઇએ ને જેવી લાગણી થાય એવું થાય છે, પરંતુ જ્યાં દીવાનો પ્રકાશ ઝાંખો થતાંથતાં હોલવાઇ જાય છે, અને નભોમંડળનો ચિતાર ઘુમ્મટ ઉપર ફેંકવામાં આવે છે એટલે ભુરા આકાશના ગગનમંડળ તળે ખુલ્લા મેદાનમાં ઉભા હોઇએ એવો જ ભાસ થાય છે. નાનો ઘુમ્મટ તે અનંતનાં વિસ્તરતો અવકાશ બની જાય છે. પછી તો આ સૂર્ય ઉગ્યો, અને આ ચંદ્ર ઉગ્યો! ખરેખરા સૂર્યાસ્ત જેવો જ અસ્ત થાય છે, અને સંધ્યા એવી જ નૈસર્ગિક રીતે રાત્રિમાં સરી પડે છે. અહા! 'તારા ઉપર તારા તણાં ઝુમી રહેલાં ઝુમખાં' વાળી રાત્રિ કેવી જામે છે! એવી રાત તો રણ કે મોટાં મેદાન સિવાય ક્યાંયે જોવામાં આવતી નહિ હોય.



મકારાક્ષેપક યંત્ર
યંત્રશાસ્ત્ર અને દર્શનશાસ્ત્રના સંલગ્નથી જન્મેલા બાળક જેવું આ વિચિત્ર દેખાતું યંત્ર આધુનિક વિજ્ઞાનનો અદ્ભુત ચમત્કાર છે. વિવિધ શક્તિના ગણતરીબંધ દરેક કાચ જડેલા તેના ગોળાઓમાંથી પેન્સિલની ઝીણી લીટી જેવાં પ્રકાશરેખાઓ ફેંકીને મકાનની ગુંબજાકાર છત ઉપર તમે ચાહો ત્યારે આખા વિશ્વના તારાગણનું દર્શન કરી શકો. સાથેના લેખમાં આપેલી એની વિસ્તૃત સમજણ અતિશય રસભરી છે.



ધોળે દહાડે ઘેર બેઠાં વિશ્વદર્શન કરાવનારું યંત્ર. પાસે ઉભેલા માણસના માપ પરથી તેના મોટા કદનો ખ્યાલ આવશે.

આકાશ ચોખ્ખું હોય ત્યારે નરી આંખે ખુલ્લામાં ત્રણ હજારથી યે ઓછા તારા ગણી શકાય છે. પ્લૅનેટેરિયમમાં પણ નરી આંખે દેખાતા એ બધા યે તારા જોઇ શકાય છે યંત્રમાંથી ૫૪૦૦ તારા ફેંકવામાં આવે છે. એટલા કેમ ? આખા વરસ દરમ્યાન આપણે તો કેવળ ઉત્તર તરફનું જ અરધું આકાશ જોઇએ છીએ. પણ આ યંત્ર તો દક્ષિણાર્ધનું નભોમંડળ કેવું છે તે પણ બતાવી આપે છે.

ધોળે દહાડે દુનિયામાં બેઠાં વિશ્વદર્શન કરાવનારૂં આ યંત્ર વચ્ચે નળાકાર ને બે છેડે બે ગોળાર્ધવાળું હોય છે. એક ગોળાર્ધમાંથી ઉત્તરાર્ધનું નભોમંડળ અને બીજામાંથી દક્ષિણ નભોમંડળ ફેંકવામાં આવે છે. ગોળાર્ધોમાં ભારે પ્રકાશવાળા દીવા રાખેલા હોય છે, અને ગોળાર્ધને ફરતા ૧૬ કાચ ( લેન્સ ) ગોઠવેલા હોય છે. દરેક કાચની પછવાડે યોગ્ય સ્થાનના તારા દર્શાવનાર છિદ્રપટ રાખેલાં હોય છે. એ છિદ્રોમાંથી પ્રકાશનાં ઝીણાં કિરણ નીકળી ઘુમ્મટપટ ઉપર પડે છે, અને ત્યાં યોગ્ય સ્થાને યોગ્ય તારાનું તેજ પાડે છે. વળી એક ખાસ યોજના વડે આકાશગંગા પણ આબેહૂબ દેખાડાય છે. વિજળીની સાત નાની મોટરો વડે એ ગોળાર્ધ ફરે છે અને તેથી નક્ષત્રમંડળ ફરતું લાગે છે. નક્ષત્રો તેઓના ગગનપથમાં નિયક્રમમાં ભ્રમણ કરતાં જોઇ શકાય છે. તારા પૂર્વમાં ઉગે છે, માથા ઉપર આવે છે તે પછી પશ્ચિમના ક્ષિતિજ પાછળ આથમે છે. પણ આકાશમાંનો ૨૪ કલાકનો દિવસ આ યંત્ર વડે ૪ મિનિટમાં (અથવા જોઇએ તેટલી ઓછી કે વત્તી ઝડપથી) દર્શાવી શકાય છે. આકાશના પટ ઉપર આપણને નક્ષત્રોની ધીમી ગતિ સમજવી મુશ્કેલ પડે છે, તે આ રીતે દિવસનો ક્રમ ઉતાવળો કરવાથી સરળતાથી તુરત સમજી શકાય છે. આ પ્રમાણે આખા વિશ્વનું યાંત્રિક વિશ્વદર્શન એક સામટું પામી શકાતું ન હોવાથી બહુ સરળતાથી અને ત્વરાથી આપણને બધું સમજાય છે.

નક્ષત્રો ઉપરાંત ગ્રહોની ગતિ દર્શાવનારી યોજના પણ હોય છે ને તે વડે ગ્રહોની વાર્ષિક ગતિ જુદી દેખાડવામાં આવે છે. ગ્રહોની યોજના યંત્રના વચલા



પ્રકાશક્ષેપક યંત્રને ચલાવનારી વિજળીક ચાવીઓ. નક્ષત્રો, ગ્રહો, સૂર્યમાળા, આકાશગંગા, દૂરદૂરના તારાગણ વગેરે વિશ્વના કોઇપણ વિભાગનું ચાહો તે સમયનું (આજનું કે હજારો વર્ષ પહેલાંનું) ચાહો તે સ્થળેથી દર્શન કરાવી શકવાની બધી યાંત્રિક રચના આ આટલાં બટનો ઉપર અવલંબે છે.

નળાકાર ભાગમાં રાખેલી હોય છે તેમાં દરેક ગ્રહને જુદીજુદી ત્વરાથી ને ભિન્નભિન્ન કોણે ફરવા માટેની વ્યવસ્થા કરેલી હોય છે. હવે તો આખા વરસનો સમય થોડી જ મિનિટોમાં સંકોચાઇ જાય છે. અંદરનાં એટલે નાની કક્ષાવાળા બુધ અને શુક્રના ગ્રહો, દીવા પાછળ પતંગિયું ભમતું હોય એમ ત્વરાથી ભ્રમણ કરતાં જણાય છે; જ્યારે બહારના (દૂરના) ગ્રહો ઘણા જ ધીમાં ગજગતિથી ચાલતા લાગે છે. સૈકાઓના શાંત અને ધીમા અવલોકનથી ન સમજાય તે અહીં દસ મિનિટમાં સમજી જવાય છે. બધો વખત એક સમજાવનારે, દર્શકકિરણ ફેંકી તેની મદદથી તારા, ગ્રહ, તેઓની ગતિ વગેરે સમજાવતો રહે છે. જુદીજુદી કળ કે બટન દાબી તે જોઇએ તેવું દૃશ્ય રજુ કરી શકે છે.

વળી આ યંત્ર વડે પોતાના દેશના જ કોઈ અમુક સ્થળેથી દેખાતા આકાશની રચના જોઇ શકાય છે એટલુંજ માત્ર નથી; પરંતુ દુનિયાભરના કોઇ પણ સ્થળેથી—ઑસ્ટ્રેલિયામાંથી, દક્ષિણ કે ઉત્તર ધ્રુવ આગળથી અથવા વિષુવવૃત્ત આગળથી—આકાશ કેવું દેખાય છે તે પણ જોઇ શકાય છે. એક ચાંપ દબાવતાં મોટર વડે યંત્ર ફરીને તેની ધરી યોગ્ય દિશામાં ગોઠવાઇ જાય છે. ઉત્તર ધ્રુવના આકાશમાં ધ્રુવનો તારો માથા ઉપર હોય છે તે અને મધ્યરાત્રિનો પ્રકાશમાન સૂર્ય બધું જોવામાં આવે છે.

વળી પૃથ્વીની ધરી એક જ દિશામાં રહેતી નથી, પણ ભમરડાની ધરી પેઠે ત્રાંસી ફરે છે અને ૨૬૦૦૦ વરસમાં એક ભ્રમણ પુરું કરે છે. આ યુગમાં ધ્રુવનો તારો ધરીને માથે છે પણ કેટલાંક હજાર વરસ પછી કોઈ બીજો તારો ધરીની સામે આવશે. પૃથ્વીની આ ગતિને લીધે નક્ષત્રમંડળમાં કેવો તફાવત જણાય છે તે પણ માત્ર એક બટન દાબવાથી જોઇ શકાય છે. ઇસુખ્રિસ્તના જન્મ પ્રસંગે 'જ્ઞાની પુરુષોએ' નિરખેલાં નક્ષત્ર કેવા હતાં, ૧૪૦૦૦ વરસ પહેલાં તેઓની વ્યવસ્થા કેવી હતી, અથવા ૧૦૦૦૦ વરસ પછી કેવી થશે તે બધું પણ માત્ર ગણતરીબંધ ચાવીઓ ફેરવીને તે મુજબ યંત્રને ગોઠવવાથી જોઇ શકાય છે. ફક્ત ૪ મિનિટમાં ૨૬૦૦૦ વરસનું કાળચક્ર પુરું થાય છે. એ રીતે આપણી નજર આગળ દિશાઓ અને કાળ સંકેલાય છે અને આ યાંત્રિક વિશ્વમાં આપણે દિક્ અને કાળમાં ગમે ત્યાં ફરતા થઇએ છીએ!

ચંદ્ર હમેશાં પૃથ્વીને અભિમુખ રહે છે એવું પૃથ્વીનું થઇ જાય તો? તો તો તેમ એક પાસું હમેશાં સૂર્ય તરફ અને બીજું સર્વદા અંધકારમાં જ રહે, અને અનંત રાત્રિ અને અનંત દિવસ થાય. આ યંત્ર વડે એ દૃશ્ય પણ ઉભું થઇ શકે છે. પૃથ્વીનું ભ્રમણ ધીમું પાડી દેવામાં આવે છે, તેથી તે પોતાની ધરી ઉપર વરસમાં એક જ આંટો ફરે છે અને સૂર્યાસ્ત કે સૂર્યોદય થતો નથી. જો સૂર્યાભિમુખનું દૃશ્ય પાડવું હોય તો સૂર્ય અને તે માંહેની કક્ષાના ગ્રહો ક્ષિતિજની ઉપર સતત



આ દર્શકકિરણની સહાયથી વિશ્વદર્શન કરાવતી વખતે પ્રોફેસર જુદાજુદા ભાગો પર પ્રકાશ નાખી તમને તેની વિગતો સમજાવે.

[ અનુસંધાન આગળ પાન ૬૬મે ]



# પૂર્વ આફ્રિકાનો પ્રવાસ

ભાઇ રામનારાયણ નાગરદાસ પાઠકની કલમ કોઇપણ મામુલી વસ્તુનો પ્રાણ પકડી તેને તેજસ્વી બનાવી શકે છે, કોઇપણ સાદા બનાવનું રહસ્ય જોઇ સબળપણે તે દર્શાવી શકે છે, સામાન્ય દશ્યો અને હકીકતોમાં કોઇને ન જણાય એવું રંગ-દર્શન કરી તે સાદી છતાં જોરદાર, જીવતી વાણીમાં આલેખી શકે છે. કુમારના વાચકો એનાથી અપરિચિત નથી. 'શિવાજી મહારાજના દેશમાં' કરેલા પર્યટનની એમની લેખમાળા 'કુમાર'ના વાચકો હજી રસભેર સંભારે છે. શ્રી નાનાભાઇએ લખેલા આફ્રિકાના પ્રવાસના પત્રો અગાઉ 'કુમાર'માં પ્રગટ થઈ ગયા છે, છતાં એ જ દેશના પ્રવાસનું નીચલું વર્ણન ભાઇ રામનારાયણ જે રીતે કરાવે છે તેમાં પુનરાવર્તનનો લેશમાત્ર કંટાળો નહિ લાગે, પણ રંગભરી તાજપ, સહૃદય આલેખનની સજીવતા અને કટાક્ષ તથા હાસ્યના તાણાવાણાના મધુર મેળ સાથે વાચનની સુરસતા અંત સુધી ટકાવી રાખે છે.

—તંત્રી

૧ હિંદી મહાસાગરમાં

જન્માષ્ટમીને નમતે પહોરે કરોઆ જહાજે લંગર ઉપાડ્યું. સ્વજનોને વિદાય આપવા આવેલ સ્નેહીઓએ હૃદયના ફફડાટને વ્યક્ત કરતા પંચસો રૂમાલ દંડામાં ફરકાવ્યા. જહાજને ત્રીજે મજલેથી કપ્તાને નાનકડું ભુંગળું દબાવીને નિશાની કરી. જવાબમાં જહાજે ઘોઘરા અવાજે ગર્જના કરી, અને જીવને પોતાનાં માબાપ, ભાઇભાંડુ, દોસ્તમિત્ર અને પ્યારા વતનથી અઢી હજાર માઇલ દૂર ખેંચી જવા માંડ્યા.

મારા મન આગળ નવ વર્ષ પહેલાંનો કરુણ પ્રસંગ ખડો થયો. માતાની ગોદ છોડીને પહેલવહેલો અભ્યાસાર્થે હું પરગામ જતો હતો. પાદર વળાવા આવેલી માતાની આંખમાં આંસુ હતાં. પુત્રવિયોગની કલ્પનાથી ઝુરતી માતાને છોડી જતાં મેં જે દુઃખ અનુભવેલું તેવું જ દુઃખ આજ પ્યારી માતૃભૂમિને છોડી જતાં અનુભવ્યું. અન્નજળથી સ્થૂળ દેહ ઘડનાર જન્મભૂમિ, પૃથ્વીનાં પ્રથમ દર્શન કરાવનાર માતા જેટલું જ વાત્સલ્ય અને સ્નેહ રાખે છે એ મેં તે ક્ષણે અનુભવ્યું. માતાનો અસહ્ય વિયોગ કાશી જઇને મહા પંડિત થવાની મહત્ત્વાકાંક્ષાએ સહ્ય બનાવ્યો હતો; માતૃભૂમિનો વિયોગ અજ્ઞાન અને અસહાય ભાંડુઓને જ્ઞાની અને સ્વાશ્રયી બનાવવાની મહત્ત્વાકાંક્ષાએ સહ્ય બનાવ્યો.

માતૃવિરહે ખિન્ન થએલા મારા મનને માયાળુ મહાસાગરે પોતાના તરંગનૃત્યથી મનાવી લીધું.

અમે આગલા ડેક ઉપર સુતા હતા. સ્વચ્છ અને શીતળ પવન મનને ખુશખુશ કરી દેતો હતો, ત્યાં આરબ જેવા જ તોફાની અને મસ્ત અરબી સાગર તોફાને ચડ્યો. ચોમાસાના દિવસો અને પવનનું જોર. સાત હજાર ટન વજન ઉપાડી જવાની તાકાત ધરાવનાર કરોઆ ડોલવા માંડી. એક આખું મોજું અમે સુતા હતા ત્યાં ઉપર આવીને પડ્યું. પથારી પાણી પાણી. રામજીભાઈની તબિયત જરા નરમ હતી. એમને ઉપાડી નીચે કાળકામાં સુવાડી આવ્યો. હું બીજે જવાનો વિચાર કરું છું ત્યાં તો પથારી સુકાઇ ગઇ! થોડાં માણસો અંદર કાળકામાં ચાલ્યાં ગયાં હતાં. મને ત્યાં જતાં ચીતરી ચડતી હતી. એક તરફ મુસલમાની રસોડામાંથી ભુંજાતા માંસની દુર્ગંધ આવે. બીજી તરફ ઉપરાઉપર ઉલટીઓ થાય! એટલે ડેક ઉપર જ બે ધાબળા ઓઢીને પડ્યો રહ્યો. રાતમાં એક બે મોજાં ઉપર પડ્યાં ને સુકાયાં.

સવાર થયું ત્યાં માલમનો હુકમ છુટ્યો: 'પિછલી

ડૅક પે ચલે આઓ. જહાજ ફિરેગા.' જહાજ ફરીને સામે પૂરે ચાલવા માંડે એટલે આગલા ડૅકમાં બેસાય જ નહિ. મોજાં ઉછળીઉછળીને પડે. (દરિયો શાંત હોય તો વાંધો નહિ)

મેં પથારી ઉઠાવી. પાછલાં ડૅકમાં ચાલવાના રસ્તામાં બિછાવ્યું. ફાળકાની અંદરની ગરમી અને અસહ્ય ગંદકી કરતાં રસ્તામાં પડ્યા રહેવું સારું હતું. રામજીભાઈએ રાત માંડ કાઢેલી. એમને પણ મારી પાસે ઉઠાવી લાવ્યો. ગુરૂવારનો દરિયો ગજબનો હતો. એક પણ માણસ ઉભો થઇ શકતો નહોતો. પેશાબ-પાણી સુદ્ધાં બંધ. રામજીભાઈને તાવ અને ઉલટી બંને. મને ઉલટી ન થતી પણ ઉભો થાઉં કે ડોલ આવે. આખો દિવસ માથે ઓઢીને સુઈ રહ્યા. એમ ને એમ શુક્રવારની સવાર પડી. દરિયો કાંઇક શાંત હતો. પરાણે પરાણે રાંધીને ખાધું.

અમે ઇરાદાપૂર્વક વીશીમાં જમવાનું નહોતું રાખ્યું. સાથે રસોઇનો સામાન લઈ લીધો હતો. રામજીભાઇ પહેલેથી જ વીશીમા જમવાના મતના હતા. મેં હઠ પકડેલી હાથે રાંધવાની. મારી મુખ્ય દલીલ આ હતી. 'હાથે રાંધવામા ચિત્તશુદ્ધિ આવે, મરજી પડે તે પકાવી-એ ને વખત જાય. વળી વીશીમાં ગંદા રસોઇયાએ ગંદી રીતે રાંધેલ ગંદુ અનાજ, ગંદી જગ્યાએ બેસીને ખાવું એ કરતા નાહીધોઇ, હાથે સાફ કરેલ જગ્યાએ સ્વયંપાક બનાવવામા વધારે ધર્મ જળવાય છે, વધારે સંસ્કાર જળવાય છે; પછી ભલેને આપણી પડખે શીખ બિરાદર પકાવતા હોય.

દરિયાઇ તોફાનને લીધે હાથે રાંધવામાં બે દિવસ અમને મુશ્કેલી પડી પણ પછી તો અમારી સાથે વીશીના પૈસા ભરનાર બે ભાઇઓ પણ કોઇકોઇ વાર જમી લેતા.

રાંધવાની જગ્યા અદ્ભુત હતી. ત્રણસો માણસો વચ્ચે ત્રણ ચુલા, એક ચોકડી! ચોકડીમાં સૌ પોત-પોતાની સગડી લાવે, પાંચ સાત સગડીઓ ચેતે. હિંદુ, મુસલમીન, શીખ સૌ સાથ મેં. હું પાણી છાંટીને 'અપવિત્રં પવિત્રો વા' કરી લેતો. જમતાંજમતાં મનુ ભગવાનનો મંત્ર ભણી લેતો 'પથિ શુદ્ર વદા ચરેત.'

જગતની સર્વ અસમાનતાઓમાં રોજ પ્રત્યક્ષ અનુભવાતી અસમાનતા સ્ટીમર અને રેલવેના પહેલા બીજા અને ત્રીજા વર્ગોની છે. પહેલા બીજા વર્ગના નસીબદાર લોકોને વિલાસનાં સાધન પણ પુરાં પાડવામાં આવે છે જ્યારે ત્રીજા વર્ગના ઉતારૂને જરૂરી સાધન પણ નથી મળતાં. અરે, સુવાની જગ્યા પણ નથી મળતી. છસો માણસો વચ્ચે પીવાના પાણીના ફક્ત ચાર નળ. નહાવા ધોવાના માત્ર બે! પાયખાના આગળ તો સવારમાં કતાર લાગી જાય! આ કંપનીવાળા બહુ હોશિયાર લોકો છે. ભોળી શંક તેના પાંચપચીસ લોકોને મોજશોખ કરાવી ત્રીજા વર્ગના અબોલ લોકોને ઠેબે ઉડાવે છે. મને તો ડગલે ને પગલે નાગપુર જેલનું સ્મરણ થાય છે. જેલ તો ઘણી સારી આ કરતાં. જેલમાં સ્વચ્છ પાણી ખુલ્લી હવા. આપણી સાથે આવું અસભ્ય વર્તન ચલાવીને આ અંગ્રેજો આપણને ગુલામીની તાલીમ આપે છે. હિંદથી આવતા પ્રતિનિધિઓ પહેલા બીજા વર્ગમાં લહેર ઉડાવતા આવે એટલે આ વસ્તુનો ખ્યાલ તેમને ઓછો આવે છે. કેટલાક માને છે કે આ પ્રશ્નનો નિકાલ સ્વરાજ્ય આવ્યા પછી થશે. પણ સ્વરાજ્ય સાથે આને કાંઈ લેવાદેવા નથી. માત્ર અમુક વગર માણસોએ થોડા સમયનો ભોગ આપવો જોઇએ. છ મહીનામા એના કાન ઉઘડી જાય. કોઇ વળી આપણી ગંદી રીતભાતનો વાંક કાઢે છે. પણ બત્રીસ માણસ સમાય તેવડા ડબામાં ૬૪ પુરે પછી કહેશે વ્યવસ્થિત, શાંત અને સ્વચ્છ રહો તે કેમ બને! પહેલાં જર્મન સ્ટીમર ચાલતી તેમાં ત્રીજા વર્ગ જેવી કૅબિનો હતી. એટલી સગવડ તો આફ્રિકાના નેતાઓ આજ કરાવી શકે તેમ છે. જો ધારે તો. બાકી મને એક શંકા હમેશ રહ્યા કરે છે. આ પણ બીજા વર્ગમા ફરનારા નેતાઓને સ્વરાજ્ય મળ્યા પછી પણ આ અસમાનતા ટાળવાનું નહિ સુઝે તો પછી એ સ્વરાજ્યને પણ અંગ્રેજ સલ્તનતની સાથે જ દફનાવવું પડશે.

અમારા જહાજમાં લગભગ છસો ઉતારૂ હતાં. તેમાં મુખ્ય ત્રણ કોમ: પાટીદાર, પંજાબી અને બોરા. બાકી તો દરેક જાતના પ્રતિનિધિઓ હતા. ચીના, જાપાની, ગોઆ, દક્ષિણી, યુરોપીયન, આરબ વગેરે. મને બે જાત બહુ ગમતી: ઋષિ જેવી, વેણી બાંધનારા શીખ, અને ખુબસુરત દાઢીવાળા થોડા બોલા આરબ. બંને જાતિનો પોશાક પણ એટલો જ આકર્ષક.'

... મારી પથારી આસપાસ સાતઆઠ જુવાનો પડ્યા હતા. ચાર પાટીદાર, ત્રણ મુસલમાન અને એક પંજાબી. હું હાથે રાંધું,—ચોખ્ખાઇથી અને ધીરજથી—બપોરે વાંચું લખું એ જોઇ રહે, ક્વચિત મારી પાસેથી પુસ્તકો વાંચવા લઇ જાય. એક સ્ટીમરના કલાર્ક હતા. ખુબ લહેરી સ્વભાવ હતો. સવારમાં હસતા-હસતા કૅબિનમાંથી બહાર નીકળે. સોગિયાને પણ હસાવે એવો ખુશખુશાલ એમનો ચહેરો હતો. મારૂં નામ મારી પેટી ઉપરથી એમણે જાણી લીધું હતું. હું લખતો હોઉં ત્યાં આવીને કહેશે 'દેખો પાઠક શેઠ, મેરા કાંઇ છાપેગે નહિ લિખના. નોકરી જાયગી.' એણે મારૂં નામ પાડ્યું હતું 'સ્વદેશસેવા'.

બીજા એક પોરબંદરના મેમણ હતા. મુંબાઇથી અમારી સાથે થએલા. દ. આફ્રિકામાં જુના કાળથી વસે છે. મહાત્માજી સાથે જોહાનિસબર્ગમાં ચાર વર્ષ રહેલા. એ બધી વાતો અમને બહુ ગમે. એ કહેશે 'ગાંધી મારો દોસ્ત થાય. પહેલાં હું એનો કટ્ટો દુશ્મન હતો. મે ઓછામાં ઓછી એક કરોડ ગાળી એને દીધી હશે. એક વાર તો મારત પણ ખરો. પન એણે એવો કામ કરી બતાવ્યો કે આજ એને હું પૂજું છું. અમારા ધર્મમાં હિંદુને પુજવાની મનાઇ છે છતાં એને પૂજતું છું. એની શિખામણથી અમે ૨૧ ની સાલમાં દેશી કપડું પહેરતા. ગાંધીએ હિંદુસ્તાનને એક સો વરસ આગળ ઉઠાવી લીધું, એક દસકામાં. ખરો માઇનો-પૂત. એણે તો ખુબ વાતો કરી હતા.

શનિવારે સવારે ઉઠ્યો ત્યારથી જ મારૂં મન પ્રસન્ન હતું. શૌચ દાતણ કરી આગલા ડૅક ઉપર ફરવા નીકળ્યો. જ્યાંથી જહાજ પાણી કાપે છે ત્યાં તુતક ઉપર ઉભો. ચોમેર અફાટ સાગર ઉપર એક નજર ફેરવી. ઉંચે આભ સામે નજર કરી તો બ્રિટિશ ઇંડિયા સ્ટીમ નૅવિગેશન કંપનીનો લાલ વાવટો ભારત વર્ષના ત્રિરંગી રાષ્ટ્રધ્વજની અવહેલના કરતો ફરકતો હતો. સાગરના દર્શનથી પ્રસન્ન થએલું મારૂં મન ઘવાયું. એ ઘાવને તુરત રૂઝવવા જેટલું ઉજળું ભવિષ્ય ન દેખાયું એટલે ભૂતકાળનાં સ્મરણ તાજાં થયાં. દ્વિજેન્દ્રલાલ રૉયના 'અમારા દેશ'ની અમર કડી યાદ આવી:—

'એક દિ જેના સેનાપતિઓ, બોલાવતા લંકામાં જય,
એક દિ જેનાં તુંગ વહાણો ભમતાં ભારત સાગર મધ્ય.'

એ તુંગ વહાણો ફરી ક્યારે ભમતાં થશે એ વિચારે સાગરના અનંત જળરાશિ સામે અનિમેષ જોઇ રહ્યો. આખરે ઉંડો નિશ્વાસ નાખી નીચે ઉતર્યો.

પછી તો હમેશ સાંજે તુતક ઉપર ફરવા જતો. એક લોઢાનો મોટો થાંભલો હતો એના ઉપર પલાંઠી વાળી બેસતો. શરદી ન લાગે માટે ધાબળો ઓઢતો, માથે ગરમ ટોપી. સૂર્યાસ્તનું મનોરમ દર્શ, સંધ્યાના આહ્લાદક રંગો પરાણે પ્રાર્થના કરાવતા. જ્યા હું બેસતો ત્યાંથી સામે જ બીજા વર્ગની ગૅલરીઓ દેખાતી. ગૅલરીમાં આરામ ખુરશીઓ નાખી ઉતારૂઓ હવા ખાતા પડ્યા રહેતા. હું તુતક ઉપર એને આડી મારે. એવી મોજ માણતો.

એક વાર તુતક આગળ ઉભો હતો ત્યા મારૂં મન કલ્પનાને ઘોડે ચડ્યું. વાસ્કોડીગામા આજ મહાન સાગરમાં કેઇપ ટાઉનથી સીધો ચાલ્યો આવતો હશે. હિંદનો જળમાર્ગ શોધવા જતાં એનો હરખ માતો નહિ હોય, એના સાથીઓ એને પાછા ફરવા વિનવતા હશે; મોંબાસાથી હિંદનો માર્ગ દેખાડવા સાથે ચાલનાર ખારવો કાં તો ગામાને હીમત આપતો હશે. પોતાના અડગ ધૈર્ય અને અદમ્ય ઉત્સાહથી એણે હિંદુસ્તાનનો જળમાર્ગ શોધી કાઢ્યો. જગત ઉપર મહાન ઉપકાર ચડ્યો. સાહસિક શિરોમણી કોલંબસે પણ એ જ સાહસશૂરા સ્વભાવથી અમેરિકા ખંડ શોધી જગતની પ્રગતિ સાધી. આવાં સાહસ આપણા પુસ્તકોમાં આ જ નજરે નથી પડતાં. આજ તો સુતાં-સુતાં દસ દિવસમાં આફ્રિકા આવે એમાં કયું સાહસ છે? શું જોખમ છે? એવી જોખમકારક સાહસિક વૃત્તિ કેળવ્યા વિના હિંદનો આરો નથી. જગતમાં એને ઉભા રહેવાની જગ્યા નથી.

મંગળવારે બપોરે જહાજમાં એકાએક ખળભળાટ મચ્યો. એક છોકરીને શીળી નીકળ્યાં હતાં. કપ્તાને મોંબાસા તાર મુક્યો. મોંબાસાના દાક્તરે જવાબ વાળ્યો. 'સ્ટીમરને સીધી કવોરંટાઇનમાં લઇ જાઓ.' એક છોકરીને શીળી નીકળ્યાં એમાં છસો જણ દેશ-પાર! અને એ પણ ત્રીજા વર્ગના ઉતારૂઓ. બીજા-વર્ગના નસીબદાર લોકો તો ઉંચે વસનારા. એમને ચેપ ન લાગે. ત્રીજા વર્ગના ઉતારૂઓમાં કાળો કકળાટ મચ્યો. કવોરંટાઇન માટે અગાઉથી ત્રીસ રૂપિયા લઇ

લાધેલા. કેટલાક ગરીબ માણસો તો એ ત્રીસ રૂપિયા ગોંજાસા પાછા મળશે, એ આશાએ જન્મ્ઝવના હતા એમના તો રામ રમી ગયા.

જહાજે ગોંજાસા તરફથી મોઢું ફેરવ્યું. જંગબાર સાગેના ગ્રીન આઇલૅંડ તરફ ચાલી. માઇલના પાટીઆ ઉપર ૧૩૦૦ ગોંજાસા હતું ત્યાં ૯૦૦ જંગબાર એમ લખાયું!

## ૨ ફીસવાની ટાપુ

શુક્રવારે સવારે અમને ફીસવાનીમાં ઉતારી મુક્યા. જંગબારના આરોગ્યરક્ષકે (હેલ્થ ઑફિસર) બે અઠવાડિયાની ટીપ આપી.

શેષશાયી ભગવાનારાયણને વિહરવાનો બાગ, સમુદ્રમાંથી ધરતીકંપ થતા બહાર નીકળી આવ્યો હોય એવો બગીચા જેવો ફીસવાની ટાપુ છે. બે માઇલ ઘેરાવાના એ નાનકડા ટાપુ ઉપર કુદરતના ચાર હાથ છે.

કેનફીની વાડ, શરૂની હનાર, આંબલીની ઘટા, નાળિયેરીનાં ઝુંડ; ચંપાની સુગંધ અને ન કળાય એવી વગડાઉ વનસ્પતિની ગીચ ઝાડીએ ટાપુને સુંદર, સુવાસિત અને ભયાનક બનાવી દીધો છે.

એ ટાપુની હવા સૌને સુલભ નથી. ત્યાં ચોવીસ કલાક ગાળવા માટે યુરોપીયનને પાંચ અને હિંદીને બે રૂપિયા ચુકવવા પડે છે. અમારે કામ ધંધો ખોટી કરીને ફરજિયાત રહેવું પડ્યું. નહિતર આબુ-ગિરનારની જેમ એ સ્થળ મહીનો માસ હવાફેર માટે અનુપમ છે.

ફીસવાનીમાં પહેલાં કેદીઓને રાખતા એટલે જ એનું નામ ગ્રીન્સ આઇલૅંડ (કેદનો ટાપુ) પડ્યું છે. અત્યારે હિંદી ઉતારુના ક્વૉરંટાઇન માટે વપરાય છે. ટાપુમાં પાંચ છ મોટી ધર્મશાળાઓ છે. ધર્મશાળા દીઠ પાણીનું અકેક ટાંકુ છે. ટાંકામા વરસાદનું પાણી ઝીલીને ભરી રાખવામાં આવે છે. એક આરોગ્યશાસ્ત્રીનું કાર્યાલય છે. બે ચાર કારકુન-પટાવાળા રહે છે. એ બધા અમારી બરદાસ માટે.

સવારમાં જંગબારથી અમારે માટે સીધુંસામાન શાકપાંદડું આવે. આઠથી બાર વાગ્યા સુધી સીધાની બારી ખુલ્લી રહે. એવી ભીડ જામે કે વાત ન પુછો. પોરબંદરના સુદામાજીની સદાવ્રત ધર્મશાળાનો દેખાવ ખડો થાય. અગિયાર દિવસના જણ દીઠ રૂા. ૩૦) રોકડા અગાઉથી વસુલ કર્યા હતા છતાં જાણે દાન કરતા હોય એ રીતે સીધું આપે. પેટપુરતું આપે પણ આપનારની રીતભાત ખરાબ હતી.

ધર્મશાળા દીઠ દસબાર મંગાળા મંડાઈ જાય. મોટો સંઘ ઉતર્યો હોય અથવા કહો કે લશ્કરી છાવણી પડી હોય એવો દેખાવ થાય. અમે એક ધર્મશાળાની પડશાળમાં ઉતર્યા હતા.. ત્યાં મોટો ભાગ પાટીદારનો હતો એટલે એનું નામ પાડ્યું 'પાટીદાર આશ્રમ'. એમાં કોઇ દિવસ ચુલામાં છાણું નાખ્યું ન હોય એવા પણ હતા. તે ધીરેધીરે કેળવાઇ ગયા. આફ્રિકા જેવા દેશમાં અગવડમાં સગવડ માનીને રહેતાં શીખવાની શાળા ખોલી હોય એમ લાગતું હતું.

રામજીભાઇનું શરીર સાવ લેવાઈ ગયું હતું. આઠ દિ'માં રાતી રાણ જેવા થઇ ગયા.

અમે સવારમાં લગભગ પાંચ વાગે જાગી જતા. શૌચ દાતણ કરી ફરવા નીકળી પડતા. માથે શાલનો સાફો, ચડ્ડી ને બાંડિયાબંડી ઉપરના. હાથમાં જાતે કાપેલ લાંબો સોટો. ટાપુ ફરતું એક ચક્કર લગાવી થોડી કસરત કરતા. ત્યાર બાદ કાવા-કાફી પછી એક કલાક નાહવા ધોવાનો. રાંધી ખાઇને લેખન-વાંચન.

લેખન-વાંચન માટે મેં બે સ્થળ પસંદ કર્યા હતાં. સમુદ્ર તીરે આવેલ શરૂનો મંડપ ને ગીચ ઝાડીમાં આવેલ આંબલીની ઘટા. સાંજ સુધી બેસતા. સાંજે જમી કારવીને પાછા ફરવા જવાનુ. અજવાળિયાંના દિવસો હતા. ફરતાફરતા દુધ જેવી રેતીમાં બેસી જઇએ. શાંત ચિત્તે પ્રાર્થના કરીએ. સામે જલધિની ગોદમાં ચંદ્રકિરણો નૃત્ય કરે. રાતે આઠ વાગે જંગબારના સુલતાનની તોપ પડે એટલે પાછા ફરીએ.

પહેલી રાતે અમારા પડાવમાં એક ભાઇએ વાત માંડી. શૃંગારિક હતી. ઘણાંએ રસપૂર્વક સાંભળી. જુવાનને એ રસ અતિપ્રિય. વીર અને શૃંગાર. રામજીભાઇથી ન રહેવાયું. એમણે મને છનો કર્યો. બીજે જ દિવસે મેં વાતો માંડી. બસ; પછી તો મધરાત સુધી રોજ રંગ જામે. ક્યારેક બાર વાગે આવીએ. ત્યાં ઓશરી ચિકાર ભરાઇ ગઇ હોય, ડાયરો જામ્યો હોય. એમાં અમને જે ઓળખાણો થઇ તે આખા પ્રવાસમાં ઉપયોગી થશે.

ટાપુ ફરતી દરિયા કિનારે કેડી પાડી છે. કેડીની બંને બાજુ ઇરાદાપૂર્વક ઉગાડ્યાં હોય એવાં પચાસ

પચાસ હાથ ઉંચાં શરૂની કતાર લાગી ગઇ છે. એક તરફ સાગર ઘુઘવાટા દઇ રહ્યો છે. બીજી તરફ કાળી ઘોર ઝાડી ભીષણ રૂપ ધારીને બેઠી છે. એ કેડીએ ચાલતાં ત્રણ વસ્તુ અમારૂં ધ્યાન હમેશ ખેંચતી.

પહેલું યૂરોપીયન લોકોનું સ્મશાન. એ સ્મશાનમાં સુનારને સમુદ્ર પોતાનું મધુર સંગીત રાતદિન સુણાવે છે. કેતકી અને ચંપો પોતાની સુગંધ ધરે છે. નીરવ પ્રશાંત અને પ્રસન્ન સ્થળ મરવાનું મન થઇ આવે એવું છે.

બીજું દોઢ ગાઉ દૂર પડેલું જંગબાર. બારામાં બે ત્રણ સ્ટીમરો લંગર નાખી પડેલી. એક ધોળી મનવાર ગોરા સોલ્જરોને લઇ પહેરો દઇ રહી હતી. સામે સુલતાનનો રાજમહેલ ઉભો હતો. પાણીપને વસેલું જંગબાર દૂરથી ભવ્ય લાગતું હતું.

ત્રીજું શાંતિવિજય સ્મારક. ફરતા ફરતા કાર્યાલય પાછળ આવીએ ત્યાં એક પત્થરનો ક્રૉસ ઉભો છે. ઉપર અક્ષર કોતર્યા છેઃ 'પીસ વિક્ટરી મેમોરીઅલ ૧૯૧૯'

કહેવાય છે કે જર્મન યુદ્ધ વખતે જગ મશહૂર થએલી, પેલી કૅસીનબર્ગ અહીં આવેલી. એણે એક અંગ્રેજ મનવારને ડુબાવી દીધી'તી. એનું એ સ્મારક છે.

સાંજ સવાર ફરવા નીકળતા ત્યારે જંગબાર ટાપુની પહાડી વનરાજી પાછળથી ડોકું કાઢતો બાલરવિ અને દૂર દરિયાની કોર ઉપરથી ખરી પડતો લાલ રવિ ફરવાના આનંદમાં ઓર વધારો કરતો.

આફ્રિકાને કિનારે પગ મુકયો ત્યાં હબસી જોયા. સુંદર ચકચકિત કાળી ભમ્મર ચામડી; સુદૃઢ સુડોળ શરીર, તેજસ્વી ભલી આંખ, વાત કરતાં હસી પડે, કામ કરતાં ગાયા કરે, નિર્દોષ અને આનંદી. એમાં એક જુવાન ઉપર તો હું આફરીન હતો. એનું ગોળમટોળ મોઢું, ભરાવદાર છાતી, લઠ્ઠ બાંધો મને બહુ ગમતાં. એ સામો મળે એટલે હું બે શબ્દ શીખ્યો હતો એનો ઉપયોગ કરતો. 'જંબુ બાના' (સલામ સાહેબ) હું પહેલી સલામ ભરૂં એટલે ખુશખુશ થઇ જાય અને 'જંબુ બાના જંબુ, જંબુ બાના જંબુ' કરવા મંડી જાય. જ્યારે સામે મળે ત્યારે હસતો જ હોય. એના દાડમની કળી જેવા દાંત મને શરમાવી દેતા.

અઢારમીની સવારે અમે બિસ્ત્રા બાંધ્યા.

### ૩ જંગબાર ટાપુ

તા. ૧૮મીની સાંજે દાંસલાનીને કિનારે અમને લેવા ખાસ સ્ટીમલૉંચ આવી પહોંચી. જંગબારના બારામાં અમારૂં સ્વાગત કરવા નાનકડું મંડળ ઉભું હતું. જકાત માટે નામની તપાસ થઇ. ટીપોઝીટ જેવું કાંઈ છે જ નહિ. કોઇ રખડુ લેભાગુ આવી ચડે તો પુછપરછ થાય એટલું જ. અમે સહીસલામત ઉતારે પહોંચ્યા.

તીર્થ મહાબળેશ્વરના અપ્રતિમ સૃષ્ટિસૌંદર્યની ઝાંખી કરાવે એવો રમ્ય ટાપુ સાઠ માઇલમાં પથરાઇ પડ્યો છે. બે લાખની વસ્તી છે. દોઢ લાખ સ્વાહિલી, વીસ હજાર આરબ, પંદર હજાર હિંદી, બસો સિત્તેર અંગ્રેજ, બાકી પરચુરણ. (૧૯૨૩ની જાન્યુઆરી) તજ જંગબાર શહેરની વસ્તી ચાલીસેક હજાર હશે. બાંધણી અરબિયન છે. ઉંચાં ભવ્ય મકાન અને સાંકડી ગલીઓ. પાંચ ફૂટ પહોળી બજારમાં ગાડી–ઘોડા પણ ન ચાલે.

૧૮મી સદીની શરૂઆતમાં જંગબાર ઝાણુઝાડીનાં લીંપણથી શોભતાં ઝુંપડાઓનું ગામડું હતું. વિશાળ શાંબા (વન–બગીચા) અને અફાટ સાગરથી ઘેરાયલું જંગબાર ચોમાસામાં વરસાદથી લદબદ થઇ જતું. ઉનાળામાં અસહ્ય તાપ ઝીલતું. આજના બજારની પાકી સડકને ઠેકાણે કાંડા સુધી કાદવ હતો. રેસિડેન્ટના બંગલાથી સ્મશાન તરફ જતા માર્ગ ઉપર, આજ ચાલીસ હાથ ઉંચી શરૂની કમાન નીચે, ડામરની ચકચકતી સડક છે, ત્યાં ગોઠણ સુધી પાંદડાંનો ગંજ ખડકાતો. અત્યારે રાતના ફરવા નીકળીએ ત્યાં તરતા ઇંદ્રભુવન સરખી સ્ટીમરો ઝગઝગે છે, ત્યાં ગરૂડરાજની પાંખ જેવાં સઢવાળાં વહાણ ડોલતાં. અને આજ મારવાડના કુવાની જેમ તિજોરીનું તળિયું દેખાય છે તેને બદલે સુલતાન સૈયદ બર્ગશના ખજાનાનું દ્રવ્ય દોઆબનાં નીર માફક આખા ટાપુને રસાળ બનાવતું. આજનું નવીન જંગબાર વસતાં મૂળ વતનીઓને ગામથી દૂર કાઢ્યા છે. ઉંડા ખાડામાં એનાં ઝુંપડાં પડ્યાં છે જ્યાં મેલેરીઆનો વાસ છે. અંત્યજો જેવા હાલ કર્યા છે. આરબ, હિંદી અને યૂરોપીયન એ ત્રિપુટીઓએ મળી આ ભોળા નિર્દોષ અને પ્રામાણિક સ્વાહિલીઓનો નંદનવન જેવો ફળદ્રુપ પ્રદેશ ઝુંટવી લીધો છે. કુદરતે બક્ષેલ પહાડી, મનોહર શરીર વાપરી ખાધાં છે, વાપરે છે. સારા યે જગતમાં દલિત વર્ગ એક જ પ્રકારનો હોય છે. એ સર્વેની મુક્તિ માટે પ્રાણ

પાથરે તે સાચો સ્વાતંત્ર્ય પ્રેમી.

એક વખત એવો હતો જ્યાં કચ્છી વહાણ જંગબારને કિનારે લાંગરતાં. આફ્રિકાનો હાથીદાંત જંગબાર થઈ માંડવી બંદરે ઉતરતો. જંગબાર ઉપર ચોરાશી બંદરનો વાવટો ફરકતો. જંગબારનું બજારનું બજાર કચ્છી ભાટીઆ અને ખોજા ગૃહસ્થોને હાથ હતું. ઈંગ્લાંડ અમેરિકાને કોઈ જાણતું પણ નહિ. હિંદી વેપારીઓની પ્રામાણિકતા અને સાહસિકતા ઉપર સુલતાન આફરીન હતો. ૧૮૭૫ સુધી ગુલામગિરિનો વેપાર પુરે જોસમાં ચાલતો. જંગબાર એનું મથક હતું. અમેરિકા સ્વાહિલીઓને પકડીપકડીને પરદેશ ચડાવી દેતા. માબાપથી છોકરા વિખુટાં પડતા, પતિથી પત્ની વિખુટી પડતી. વમમા માર મારીને એમને વહાણમાં ચડાવતા. એ કસાઈખાને જતા ઘેટા જેવી કરૂણ ચીસો સાંભળનાર કોઇ નહોતું. કોઈ ગુલામ શેઠ સાથે જવા આનાકાની કરતો તો એનું માથું ધડથી જુદું થતું. બીજા ખાડમાં દટાઇ જતા. જ્યાં બજાર ભરાતું ત્યાં અત્યારે આર્યસમાજ મંદિર ચણાયું છે. એનો પાયો ખોદતા હાડકાના ટુકડા નીકળેલા! મનુષ્યની ક્રૂરતા કેટલી હદ સુધી પહોંચે છે એનું એ પ્રમાણ હતું.

પોતાની જાતને સ્વાતંત્ર્યદેવીના પરમ ઉપાસક મનાવનાર અંગ્રેજોથી એ સહન ન થયું. ડૉ. કર્ક દરિયાઈ કાફલો લઇ ચડી આવ્યો. ગુલામોને મુક્ત કરવાના બહાના નીચે ઘૂસી ગયા. એક પછી એક ખાનાંમાં માથું મારવા માંડ્યા. આંગળી આપો ત્યાં પોંચો કરડી ખાય એવી એ પરગજુ પ્રજાને આપણે ક્યાં નથી ઓળખતા? જે રાજ્યનીતિથી હોલ્કરને સિંધીઆ સામે, મરાઠાને ગુરખા સામે, ગુરખાને શીખ સામે લડાવી માર્યા; ભારતવર્ષ પચાવી પડ્યા તે જ ઉદાર રાજ્યનીતિ અહીં અખત્યાર કરી. અગિયાર હજાર પાઉંડથી મોંબાસા અને ઉપરનો ભાગ ભાડે રાખ્યો છે. કોણ જાણે કયા જાદૂનો પ્રભાવ પણ આજ મોંબાસા ઉપર યુનીઅન જૅક ફરકે છે. વેપાર બધો પોતાને હાથ કર્યો છે. પોતાની વેપાર કરવાની રીત ઉપર પ્રામાણિકતાનો ઓપ ચડાવી આપણા વેપારીઓને અપ્રામાણિક ઠરાવ્યા છે એ બ્રિટિશ રાજ્યની બલિહારી છે.

જંગબાર ટાપુ પંચરત્નની ખાણ છે. લવીંગ, મચુંગા, (મોસંબી) ટોપરૂં, આંબા અને કેળાં આ પાંચ મુખ્ય ચીજ સિવાય કાજુ, દ્રાક્ષ, તજ, પોપૈયા અંજીર, સોપારી શેરડી વગેરે થાય છે પણ થોડા પ્રમાણમાં.

જંગબાર અને પચાસ માઇલ દૂર પડેલો પેમ્બા ટાપુ બે મળીને સારી દુનિયાને લવીંગ ચવરાવે છે. જાવા સુમાત્રામાં થાય છે પણ બહુ જુજ. લવીંગનું પ્રથમ વાવેતર ૧૭૯૦માં થયું. સુલતાને લવીંગના વાવેતર માટે સ્વાહિલીઓને પરાણે પકડી મગાવ્યા. મીઠામાં બોળીને ચાબખાના માર બરડા ફાડી નાખ્યા ત્યારે લવીંગ ઉગ્યાં. સ્વાહિલીઓનું લોહી પીને ઉગેલાં લવીંગ પણ રંગે કાળાં થયાં! આ કરૂણ ઇતિહાસ લવીંગ ખાનાર દુનિયાએ યાદ રાખવો ઘટે છે.

જંગબારમાં લવીંગનાં ૨૦ હજાર ઝાડ છે. પેમ્બામાં ૪૦ હજાર. (૧૯૨૩ની ગણત્રી) કેટલાંક સો વરસ ઉપરનાં ઝાડ છે. પાક લગભગ ૮૦૦૦ ટન ઉતરે છે." લવીંગનું ઝાડ સાધારણ રીતે ત્રીસ ફીટ ઉંચું થાય છે. બહુ રૂપાળું હોય છે. મૂળમાંથી ડાળીઓ ફૂટે છે. લીલી કુંજર ડાળીઓનાં પાન જમીનને અડે છે. જમીનથી ટોચ સુધી કોઇ કુશળ માળીએ કાતરી હોય એવી ગુંબજના આકારે લવીંગડી ઉભી હોય છે. માઇલો સુધી હારબંધ ઉગેલા લવીંગના શાંબા આંખ ઠારે એવા હોય છે. પાન ૭ ઇંચ લાંબું હોય છે. પાનમાં લવીંગનો સ્વાદ હોય છે. લવીંગ ફળ નથી પણ ફુલ છે. આપણા દેશમાં સાચાં લવીંગ નથી આવતાં. જંગબારથી વિલાયત જાય ત્યાં અર્ક કાઢી લે પછી કુચા ફુલાવી આપણને મોકલે. બજારમાં લવીંગ સુકવ્યાં હોય ત્યાંથી અમે નીકળતા. છીંક ઉપર છીંક આવવા માંડે. બેજવાળો ટાપુ છે પણ લવીંગના પ્રતાપે શરદી નથી થતી. લવીંગ ઉપર પચીસ ટકા જકાત છે. મહેસુલ ખુબ આવે છે.

મોસંબી તો જંગબારની જ. ખુબ થાય છે. ચોક્કસ આંકડા જાણ્યા નથી પણ કહે છે કે એક કરોડ નંગ દર વરસે પરદેશ ચડે છે. ભારી મીઠાં. શાંબાઓમાં કોઇ ભાવ ન પુછે. શહેરમાં પૈસાનું એક. એક મચુંગ લઇ ખીચડીમાં નીચોવી ખાવાથી બહુ મઝા આપે. અમે તો રોજ ચુસતા.

નાળિયેરી આડે વગડે ઉભી છે. નાળિયેરનો મોટો પાક છે. લગભગ આઠ હજાર ટન પરદેશ ચડે છે. ટોપરાના તેલમાંથી સાબુ બનાવે છે. સ્વાહિલીઓનો

ખોરાક ટોપરૂં છે. લીલાં નાળિયેરનું પાણી પીવું હોય તો શાંબામાં જવું.

કેરી આપણા દેશ કરતાં મોટી થાય છે પણ મીઠાશ નહિ. શેરડી મીઠી આપણા જેવી. જાંબુડાં મોટાં અને મીઠાં. સેંજળિયાં જોઇ લ્યો.

સ્વાહિલી જંગબારના મૂળ વતની. શાંબામાં એમના ઝુમ્બા (ઝૂંપડાં) હોય છે. બેપાંચ નાળિયેરી, એકાદ કેળ, પોપૈયો, ક્યાંક સોપારીનો સોરો કે ખજૂર આંબો. નાળિયેરીનાં પાન અને વાંસથી બાંધેલ ઝુમ્બો જોવા જેવો હોય છે. તુલસીના કયારા વચ્ચે શોભતાં ઝુમ્બો કોઇ સાંઇબોલાની ઝુંપડી જેવાં લાગે. ચોખ્ખાઇ તો એના બાપની. અંગ્રેજ પણ આંગળાં કરડે.

એમનો પોશાક આરબને મળતો છે. પહેલાં દિગંબર રહેતા. આરબ આવ્યા પછી પહેરવા માંડ્યા. માથે ટોપી, કેડે રુવાલ, અંદર બાંડિયું, ઉપર પગ સુધી ઢળકતો ખાંજુ (જભ્ભો) પહેરે. હમણાં કેટલાક સુધરેલ થઇ ગયા છે. રુવાલને બદલે પાટલુન અને ખાંજુ ઉપર કોટ ચડાવે! આપણે ત્યાં કફિયા ઉપર કોટ પહેરે એવું વિચિત્ર લાગે. આખો દિવસ ધુડિયું કામ કરે, સાંજ પડયે ઘેર જાય, કપડાં બદલે. બગલાની પાંખ જેવો ખાંજુ ઘડી પાડીને રાખ્યો હોય તે ચડાવે. પગમાં સ્વહિલી ચંપલ અને માથે ખાંજુ જેવી જ ઉજળી ટોપી. બજારમાં ફરવા નીકળે. ખીલતી સંધ્યા વખતે કોઇ ફિરસ્તા ઉતરી આવ્યા હોય એવા દીપે.

સ્ત્રીઓ ખાંગો (રંગીન ઓઢણી) પહેરે, ઉપર કાળો બુરખો ચડાવે છે. માથું ગુંથવાની રીત ફેશનેબલ છે. આખા માથામાં મીંડલાની હારો ગુંથેલી. ત્રણ ત્રણ રૂપિયા ગુંથામણ લે છે! બહુ કલાત્મક રીતે ગુંથે છે.

ખોરાકમાં મોગો (શકરીઆ જેવું કંદ) ચોખા, ટોપરૂં, મચુંગા, રાબડી. ભાતમાં મચુંગા નીચોવી ખાય. દૂધીભાત જેવો સ્વાદ લાગે. મોગો એનો સામાન્ય ખોરાક. પુષ્ટિકારક ઘણો. મચ્છી પણ ઉડાવે. મચુંગા તો ચુસ્યા જ કરે.

સ્વાહિલી ભાષાને પોતાની લિપિ નથી. ઉર્દુમાં લખે છે. સાવ અભણ જંગલી કોમ છે. હમણાં સરકારે થોડી નિશાળો ખોલી છે. અમે એક નિશાળ જોવા ગયા હતા. ધુળી નિશાળ જોઇ લ્યો. પાટીઆ ઉપર ધુળ નાખી છોકરા સાંઠિકડાથી ઘુંટતા હતા. બેત્રણ જણા કુરાને શરીફની આયતો કંઠે કરતા હતા. માસ્તર સાહેબ (સાહિલી) ઝકણું લઇ ફરતા હતા. અમને જોઇ જાંબુ કર્યાં. અમારી ટોપી જોઇ કહે 'આ ગાંધીની ટોપી છે!' લોકો અંતરજાથી એક છે. કોઇ ઠક્કર બાપા પાકે તો બેડો પાર થઇ જાય.

કેટલાક સ્વાહિલી અંગ્રેજી ભણવા માંડ્યા છે. એક જુવાન મેંકફેંડનનો અભ્યાસી હતો. એ ભયંકર રોગોથી પીડાતો હતો. ગુહ્ય ભાગમાં ચાંદાં પડી ગએલાં. મેંકફેંડન વાંચી ૫૧ ઉપવાસ કર્યા. ફતડિયા જેવો થઇ ગયો! અમે મળ્યા ત્યારે એ ફળાહાર ઉપર જ હતો. સારો ચિત્રકાર છે.

જંગબારનાં પશુઓમાં સર્વશ્રેષ્ઠ ગર્દભરાજ છે. ઉંચો, હૃષ્ટપુષ્ટ, રેવાલ ચાલે દોડવા વાળો જંગબારી ગધેડો, પોતાની હજાર હજાર રૂપિયાની કીમત અંકાવે છે! આરબ અમીરો જરીનો સામાન માંડી એની ઉપર સ્વારી કરતા તે દિવસથી એ મહાશયનાં માન વધ્યાં. હવે મોટર થતાં કાઠિયાવાડી ઘોડીની કીમત ઘટી છે તેમ જંગબારી રાસભનાં માન પણ ઘટયાં છે. ગાડીએ જોડાતાં એમનું કાળજું કપાઈ જાય છે પણ લાચાર!

જંગબારી પોપટ જગમશહુર છે. એ ઉપરના ભાગમાં થાય છે. કદમાં, બોલીમાં, દેખાવમાં જંગબારી પોપટ અનુપમ છે.

ગાયો બેડોળ છે. સીધાં શીંગડાં અને મોટાં પેટ. પણ દુધ ઘણું કાઢે છે. સ્વાદિષ્ટ અને બલપ્રદ એટલે એનું મૂલ્ય વધ્યું છે.

**રામનારાયણ ના. પાઠક**

[આ રસમય પ્રવાસ હવે પછીના અંકમાં]





**કરાંચી કૉલેજની અગાશીમાં સ્વાતંત્ર્યદિનની ઉજવણી**

ગઇ ૨૧મી તારીખે વિદ્યાર્થીઓ તરફથી ડી. જે. સિંધ કૉલેજમાં એક ચર્ચા ગોઠવાએલી ચર્ચાનો વિષય હતો 'સાંસ્થાનિક સ્વરાજ્ય વિરૂદ્ધ સ્વાધીનતા' પ્રમુખપદે કૉલેજના બોર્ડના વાઇસ-પ્રમુખ શ્રી રૂપચંદ બીલારામ હતા એ ભાઈ બોર્ડના વાઇસ-પ્રમુખ કરતાં સરકાર માબાપના એક નિમકહલાલ સેવક તરીકે કરાચીમાં વધારે જાણીતા છે. શરૂઆતમા જ પોતે જણાવી દીધુ કે દરેક વકતાને સાતસાત મિનિટ બોલવા દેવામાં આવશે થોડી વાર પછી એક ભાઇ 'સાંસ્થાનિક સ્વરાજ્ય'ની તરફેણમા બોલવા ઉભા થયા. પ્રમુખે એના વાણી-પ્રવાહને સાતના બદલે પંદર મિનિટ સુધી વહેવા દીધો. વિદ્યાર્થીઓએ પ્રમુખનો એ પક્ષપાતી વર્તાવ સહી લીધો. બીજા એક ભાઇ 'સ્વાધીનતા'ની તરફેણમાં બોલવા ઉભા થયા એમણે એક પછી એક નક્કર દલીલો મુકવા માડી એટલે પ્રમુખની સરકાર માબાપ પ્રત્યેની વફાદારી એકદમ ઝબકી ઉઠી. ત્રણ જ મિનિટમા એ ભાઇને પ્રમુખે પોતાની સત્તા વાપરીને બેસાડી દીધા પ્રમુખને આશા હશે કે સરકારી કૉલેજના આ વિદ્યાર્થીઓ એમની વફાદારીની કીમત કરશે. પરંતુ સભાગૃહમાં બેઠેલા પાચસો વિદ્યાર્થીઓએ પ્રમુખને એના પક્ષપાતી વર્તાવ માટે થોડી જ સેકંડમાં ખુરશી ખાલી કરવાની ફરજ પાડી. પરિણામે પ્રમુખ ને એમના જ જેવા બીજા 'વફાદાર' સજ્જનોએ ચાલતી પકડી પછી વિદ્યાર્થીઓએ જાહેર રસ્તા પર ગંજાવર સભા ભરી. બીજે દિવસે પણ સભા ભરીને એકમતે નીચેના બે ઠરાવ કર્યા: (૧) કૉલેજના કોઇ પણ કાર્યમાં મી રૂપચંદ બીલારામનો પ્રમુખપદે આવવાનો અધિકાર ખેંચી લેવામાં આવે છે. (૨) 'પૂર્ણ સ્વરાજ દિન'ને રોજ કૉલેજની ઇમારત ઉપર રાષ્ટ્ર-ધ્વજ ફરકાવવો; ચાહે તો કૉલેજના અધિકારીઓ એ કાર્યમાં સંમતિ આપે કે ન આપે.

(સૌરાષ્ટ્ર)

**લખમી:** [અનુસંધાન પાન ૫૨મેથી] પડખે આવી ઉભી રહેતી. દરરોજ એનો એ જ કાર્યક્રમ. લખમીને હવે આ જંગલથી અને ગોવિંદની ઝુંપડીથી જ સંતોષ હતો.

ગોવિંદને તો લખમી જડી એટલે જાણે કંઇનું કંઇ જડયું. તે તો ગાંડોઘેલો થઇ ગયો. પહેલાં કરતા પણ વધારે ચાકરી કરવા લાગ્યો. તેને ખાતરી થઇ ગઇ કે લખમી મારી જ છે, તે કયાંય ભાગી જવાની નહિ. હવે તો તે લખમીને છુટી પણ રાખવા લાગ્યો, કેમકે તેને વિશ્વાસ હતો કે લખમી તેને છોડી જાય એ અસંભવિત હતું. હજુ પણ તે ઘણીવાર તેની પીઠ પસવારતાં પ્રેમ અને મગરૂરીથી કહેતો કે 'લખમી, તું તો ખરેખર મારી લખમી જ છો!' 'અશોક'

[ચિત્રકાર : રવિશંકર પંડિત]

---

**યાંત્રિક વિશ્વદર્શન :** [અનુસંધાન પાછળ પાન ૫૨મેથી] દેખાય છે; જો અનંત રાત્રિનો દેખાવ હોય તો નક્ષત્ર-મંડળ ધ્રુવની આસપાસ નહિ પરંતુ આયનવૃત્તના કેંદ્રની આસપાસ ભ્રમણ કરતું જણાય છે.

આ ચમત્કારિક કાર્ય કરનાર પ્રક્ષેપકયંત્ર ઘણું ગુંચવણભર્યું છે. તેની કીમત લગભગ ૨,૨૫,૦૦૦ રૂપિયા છે. તેમાં આશરે ૧૨૦ પ્રકાશક્ષેપકો ગોઠવેલા હોય છે. તે ખસેડી શકાય એવું, પૈડાંવાળું હોય છે તેથી એ જ ઓરડો બીજાં કામોને માટે પણ વાપરી શકાય. આ જાતના પ્લૅનેટેરિયમ પ્રથમ જર્મનીમાં બાંધવામાં આવ્યાં અને હાલ ત્યાં લગભગ એવાં ૧૫ ગૃહો છે. વળી વીએના, મૉસ્કો રોમ વગેરેમાં પણ છે, અને દાનેશ્વરોની સખાવતથી શિકાગો તથા ફિલાડેલ્ફિયામાં પણ જલદી જ બંધાવાનાં છે. આવું સાધન પામવાને હિંદનું ભાગ્યચક્ર કેટલાં વરસ પાછળ હશે? યાંત્રિક વિશ્વદર્શન એ ખરેખર ચમત્કારિક કળાયુક્ત દશ્ય છે. તે જ્ઞાન અને ગમ્મત બંને આપે છે. ગમે તેવા અભણ માણસને પણ એથી સમજ અને આનંદ પ્રાપ્ત થઇ શકે છે. ધનજીભાઈ ફકીર

---



શ્રી રંગજી મંદિર—વૃંદાવન (મથુરા)



ગોવર્ધનઘાટ—મથુરા

# ઉત્તર હિંદનું યાત્રાપર્યટન

રેલવેના થર્ડ ક્લાસના ઉતારૂઓને જોઈતી સગવડો આપવામાં આવતી નથી એવી વારંવારની ફરિયાદોને લીધે અને બીજી તરફ મોટર બસોની ઝડપી તથા સસ્તી મુસાફરી વધી જવાથી હમણાંહમણાં રેલવે કંપનીઓની આંખો ઉઘડી છે. લોકોને રેલવેનો પ્રવાસ કરવાનું મન થાય તે માટે તેમણે આકર્ષક સ્થળોનાં ચિત્રો અને પુસ્તકો પ્રસિદ્ધ કરી તેનો પ્રચાર કરવા માંડ્યો છે અને તે માટે રેલવે પબ્લિસિટી ડિપાર્ટમેન્ટ નામનું નવું ખાતું ખોલ્યું છે. વળી હમણાં વખતોવખત સસ્તા ભાડાથી લોકપ્રિય સ્થળોના પ્રવાસ માટે તેમણે સ્પેશ્યલ ટ્રેનો દોડાવવાની ગોઠવણ કરી છે. કાઠિયાવાડના આમવર્ગને સારી સગવડે યાત્રાપર્યટન કરાવવા માટે બી.બી. ઍન્ડ સી.આઇ. રેલવેએ ગયા વર્ષમાં એક ખાસ ટ્રેનની યોજના ઘડેલી અને તેને માટે ઉતારૂઓ મેળવવા કંપનીએ કાઠિયાવાડના ગામગામડાંમાં ખાસ માણસો રોકી પ્રચારકાર્ય કરેલું. પરિણામે ૧૨૦૦ પૅસેન્જરો તેમને મળ્યા.

૧૯૨૯ના સપ્ટેમ્બરની ૧૪મી તારીખે કાઠિયાવાડના માત્ર ખેડુતવર્ગનાં જ એ સવા હજાર માણસોને લઇ ચાર સ્પેશ્યલ ટ્રેનો વઢવાણથી ઉપડી. ટ્રેનમાં દરેકને બેસવાની જ નહિ, પણ સુવાની સારી સગવડ મળે એવી ગોઠવણ હતી. સામાન્ય રીતે બે બાંક ઉપર નવ મુસાફરોને બેસવાનો નિયમ છે તેને બદલે ત્રણ માણસો દીઠ બબ્બે બાંક આપવામાં આવ્યા હતા. આ ઉપરાંત પાણી તથા બત્તીની સગવડ સરસ હતી ને મફત દાક્તરી મદદની સગવડ પણ ખાસ રાખેલી. દરેક ટ્રેન અરધાઅરધા કલાકને અંતરે મુખ્ય સ્ટેશનેથી ઉપડતી અને મુકામને સ્થળે એકઠી થતી. ત્યાં સૌ હરીફરી યાત્રા કરી પરવારે એટલે પાછી ઉપર મુજબ ઉપડતી.



વઢવાણ બુકિંગ ઑફિસના હેડ શ્રી પુરુષોત્તમદાસ જોષી, જેમને ગામડાંઓમાં ફરી સ્પેશ્યલના પ્રવાસીઓ મેળવવાનું કામ રેલવે તરફથી ખાસ ડ્યુટી તરીકે સોંપવામાં આવ્યું હતું. પછી સ્પેશ્યલોના હેડ કંડક્ટર પણ તેઓ જ થયા હતા. તે તથા તેમની સાથેના બીજા પાંચ સહકારીઓ બધા સેવાભાવવાળા અને માયાળુ હોઇ પ્રવાસીઓની પુરતી ચાહના મેળવી શક્યા હતા.



(૧) કાશીનો બંગાળી ઘાટ (૨) કાશીનો ગંગાઘાટ (૩) શ્રી રંગજી મંદિર-પુષ્કર
(૪) પુષ્કર-સ્નાન (૫) સરસ્વતી—સિદ્ધપુર (૬) યમુનાને દૂધ ચડાવે છે.

પ્રથમ વઢવાણથી ઉપડેલી ટ્રેન બીજે દિવસે સિદ્ધપુર પહોંચી. ત્યાં એક દિવસ રોકાઈને બીજે દિવસે અજમેર મુકામ કર્યો. ત્યાં પુષ્કરની યાત્રા અને અજમેરનાં પ્રસિદ્ધ સ્થળો માટે એક દિવસ રોકાઈ બીજે દિવસે મથુરા પહોંચી. ત્યાં ગોવર્ધન, ગોકુળ, વૃંદાવન વગેરેની યાત્રા માટે સાત દિવસનો મુકામ કર્યો અને આઠમે દહાડે સૌ અયોધ્યા પહોંચ્યા. અયોધ્યામાં બે દિવસ ગાળી કાશી ગયા. ત્યાં તો દસ દિવસ સુધી રોકાઈને ખેડુતોએ ધરાઈધરાઈને હિંદુસ્તાનનું એ પ્રિય યાત્રાધામ જોયું. ત્યાંથી ઉપડી પ્રયાગ (અલ્લાહાબાદ) બે દિવસ રોકાઈ ત્રિવેણીસ્નાન કર્યું. અને ત્યાંથી કાનપુર તથા જયપુર એકએક દિવસ રોકાઈ સીધા વઢવાણ જવા ઉપડ્યા. આમ એક માસની યાત્રા કરી ૨૩મી ઑક્ટોબરે સૌ વઢવાણ પહોંચ્યા.

મુકામના એકેએક સ્થળે રેલવેના નોકરોએ ઉતારુઓને સરસ સગવડ આપી હતી. વઢવાણથી કાનપુર



(૧) યમુનામાં કાચબાને ખવડાવે છે (૨) સરયૂ તીરે અયોધ્યા: સમગ્ર દૃશ્ય (૩) મથુરાના યાત્રાળુઓની ટ્રેન (૪) દેવદર્શનથી પરવારી પેટપૂજા માટેની તૈયારી (૫) ઘેર જઈ ગંગાજી આપવા માટે ખરીદેલાં લોટાલોટી (૬) આસ્તિક યાત્રી માળાકંઠી ખરીદે છે. (૭) બી.બી. ઍન્ડ સી.આઇ રેલવે તથા બી. એન. ડબ્લ્યુ. રેલવેનો સ્ટાફ—જે બંનેના સહકારથી કાશીમાં ઉતારુઓને ખાસ સગવડ મળેલી (૮) ચારે સ્પેશ્યલ ટ્રેનોના રેલવે કંડક્ટરો તથા એ. ટી. એસ. મિ. આસટ્રા

સુધી બી. બી. સી. આઇ.ની લાઇન છે; ત્યાંથી પછી અલ્લાહાબાદ સુધી બી. એન. ડબ્લ્યુ.ની હદ છે. બી.

બી. સી. આઇ.એ પોતાના ડબ્બા સળંગ ઠેઠ આગળ લઈ જવાની ઉપલી રેલવે કંપની સાથે ગોઠવણ કરી

શ્રી રંગજી મંદિરનું મુખદ્વાર—મથુરા

વિશ્રામઘાટ તથા કૃષ્ણ મંદિર—મથુરા

રાખી હતી એટલે ડબ્બા બદલવાપણું હતું જ નહિ. ગાડીનો ડબ્બો એ જ મુસાફરોનું એક માસ સુધી ઘર બની ગયુ હતુ. મુકામવાળે સ્થાને પણ ધર્મશાળાને બદલે ટ્રેનોના ડબ્બા જ મુકામ તરીકે કાયમ રાખ્યા હતા, એટલે ધર્મશાળાની ફેરબદલી કે પડચા ચૌબા વગેરેની કનડગતની કોઇ મુસીબત રહી નહોતી. રાત્રે પોલિસનો પહેરો ગોઠવવામા આવતો હતો. એઠુતો દર્શન કરી, ફરી આવી પરવારીને રાત્રે સ્ટેશનના ચોગાનમા રાસ, ભજન, આરતી વગેરેની ધુન મચાવી આનંદ અનુભવતા હતા. બંને કંપનીના રેલવે અમલદારો દરેક મુકામે હાજર રહી ઉતારૂઓનાં પાણી, બત્તી, દવાદારૂ, પોલિસ વગેરેની સગવડ બાબત સંભાળપૂર્વક ચોકસાઈ કરતા હતા. આમ, આ જમાનામાં જેને રેલવેની મુસાફરી એટલે હાડમારીનો આરોવારો એવો ખ્યાલ હતો તેરી ભલી ભોળી ગ્રામ્ય જનતાને કાશી-મથુરા, ગોકુળ-વૃંદાવન અને પ્રયાગ-પુષ્કરની યાત્રા આસાની અને આનંદથી થતાં એ આમવર્ગ રેલવેનો ઉપકાર માનતો હતો.

આવું એક માસનું યાત્રાપર્યટન કરવાને સામાન્ય રીતે માત્ર ભાડાના જ રૂ. ૪૨-૦-૦ થાય તેને બદલે રૂ. ૨૮-૫-૦માં દરેક જણ, પોતાને સુવા બેસવાની ઉત્તમ સગવડ, તથા જોવાને પુરતા વખતનો લાભ, પોતાના સ્નેહી સગાંનો સાથ અને સરસામાનની પુરી સલામતી સાથે યાત્રા, સૌંદર્યદર્શન, અનુભવ અને જ્ઞાન મેળવી શકે એવી ગોઠવણ આપવા માટે રેલવે કંપનીને ધન્યવાદ આપે તે સ્વાભાવિક છે.

પંચાણભાઇ વાસ

લેખક અને ફોટો લેનાર
શ્રી પંચાણભાઈ વાસ—જામનગર

---

**જ્ઞાનલીલા :** (અનુસંધાન સામેના પાનાને છેડેથી)

બુદ્દીપ સમ ત્યાં ત્યે હું માંસલ પ્રશ્ન અઇ પીર. ઉમર પ્રધા' પનું થીજે બુજ્ન રૈડાઇ અતેણ

**(૫) શબ્દ ફેરવણી:** બાજુની આકૃતિમાં પાંચ ખાનાં આપેલાં છે. પહેલા ખાનામાં 'પ્રધાન' શબ્દ મુકયો તેમાંથી માત્ર એક અક્ષર બદલી નવો શબ્દ બનાવી બીજા ખાનામાં મુકવો. એ પ્રમાણે દર વખતે એકએક અક્ષર બદલતાં જતાં છેલ્લા ખાનામાં 'કમાણી' શબ્દ લાવી દો.

| | | |
|---|---|---|
| પ્ર | ધા | ન |
| | | |
| | | |
| | | |
| ક | મા | ણી |

બાજુની આકૃતિમાં ચોવીસ દીવાસળી ઓ ગોઠવીને નવ સમચોરસ બનાવ્યા છે. તેમાંથી આઠ દીવાસળી એવી રીતે ઉપાડી લો કે પાછા બે જ સમચોરસ બાકી વધે.

# જ્ઞાનલીલા

માગશર અંકની જ્ઞાનલીલાના સવાલો સાથે, બાંધેલી મુદ્દત જાહેર કરેલી નહિ એટલે વાંચનારાઓએ તેના ઉત્તર અનિયમિતપણે છેક પોષ અંક બહાર પડ્યો ત્યાં સુધી મોકલ્યા જ કર્યા છે. ઉત્તરો લેવાની મુદ્દત સામાન્ય રીતે અંક બહાર પડ્યા પછી પંદરવીસ દિવસની અંદર જ હોય છે. છતાં આ લખતાં સુધી પણ ઉત્તરો આવ્યા જ જાય છે. એવાને સ્થાન ન મળી શકે. અને આ વખતે ઉત્તરો આવ્યા છે પણ સારી પેઠે. કદિ નહિ એટલી સંખ્યા—૫૧ જણની—આ વખતે સાચા ઉત્તરો આપનારી છે. જ્ઞાનલીલા પ્રતિદિન આટલી લોકપ્રિય થતી જાય છે એ જાણીને હર્ષ થાય છે. સાચા ઉત્તરો આપનારના નામ આ નીચે પ્રગટ કરીએ છીએ ઇનામ એમને મોકલાશે.

(૧) રતિલાલ ઠાકર-અમદાવાદ (૨) બાપાલાલ શાહ-પાલણપુર (૩)શાંતિલાલ જોશી-જેતપુર (૩) ગુણવંતરાય રાવળ-મુંબાઇ (૫) દલીચંદ શાહ-લીંબડી (૬) રણછોડભાઇ-નડિયાદ (૭) જગજીવન પટેલ-સુરત (૮)રતિલાલ પંડિત-સાણંદ (૯) અમૃતલાલ-મુકુંદ (૧૦) ભગવાનજી સોની-વાંકાનેર (૧૧)દયાલજીદેસાઇ (૧૨)હરકિસનદાસ સોની-પોરબંદર(૧૩) જમીઅતરાય વોરા-કરાંચી (૧૪) ડોલરપ્રસાદ ભટ્ટ-પાટણ (૧૫) ડાહ્યાલાલ પંડ્યા-પાટણ (૧૬) ભગવાનદાસ વકીલ-મહેસાણા (૧૭) રમણિકલાલ પંડ્યા-મુંબાઈ (૧૮) નંદલાલ ત્રિવેદી-અમદાવાદ (૧૯) સૂર્યકાન્ત દેસાઈ-બોરીવલી (૨૦) ત્રિકમલાલ પરીખ-સિદ્ધપુર (૨૧) પ્રસન્નવદન મહેતા-ભાવનગર (૨૨) હરિલાલ પારેખ-ઘાટકોપર (૨૩) હેડમાસ્તર કૉરોનેશન સ્કૂલ-કુનાડના (૨૪) રામશંકર મહેતા-અમરેલી (૨૫) વિઠ્ઠલભાઈ પટેલ-ખડાણા (૨૬) વસંતલાલ ગાંધી-મુકુંદ (૨૭) ચાંપસિંહ શાહ-નાના બાડિયા (૨૮) ગંગાદાસ પટેલ-અથામા (૨૯) નાથુલાલ-સુરત (૩૦) તારાચંદ જોધાણી-બરવાળા (૩૧) વલ્લભદાસ બાસર-કોલ્હાપુર (૩૨) શંકરલાલ જોશી-મુંબાઇ (૩૩) ગ્રા. નં. ૧૨૭ (૩૪) હરિભાઇ-અમરેલી (૩૫) શંભુભાઈ પટેલ-નડિયાદ (૩૬) વાડીલાલ મહેતા-અમદાવાદ (૩૭) નટવરલાલ ઠાકર-કરાંચી (૩૮) કાંતિભાઈ પટેલ-આણંદ (૩૯) પ્રતાપસિંહ-મુંબાઇ (૪૦) બાલુભાઈ પટેલ-સાણંદ (૪૧) ઇશ્વરભાઇ પટેલ-આણંદ (૪૨) ગોવિંદભાઈ પટેલ-પાટણ (૪૩) જયંતકુમાર ઓઝા-જામનગર (૪૪) પ્રાણુલાલ શેઠ-વિલેપારલે (૪૫) દમયંતી શેઠ-વિલેપારલે (૪૬) છોટાલાલ પટેલ (૪૭) લક્ષ્મીનારાયણ પંડ્યા-લુણાવાડા (૪૮) ભુપતરાય-મહુવા (૪૯) માણેકલાલ-પાંચ તલાવડા (૫૦)મોહનલાલ-પાલણપુર(૫૧)પાંડુરંગ વણીકર-જેસાવાડા.

માગશર અંકની જ્ઞાનલીલાના ખરા જવાબો નીચે મુજબ છે: (૧) **ગણિત-ગમ્મત:** અ=૪૨=૮૫૭ (૨) **શબ્દ-ગોઠવણ:** બાજુએ બતાવી છે તે મુજબ: અને તેમાંથી નીકળતી કવિતાની અરધી લીટી તથા રચનારનું નામ: ચાહોમ કરીને પડો—નર્મદાશંકર. (૩) **શોધી કાઢો:** સાચુ વાસ્તવ એવું શું છે જે બારીના કાચને ફોડયા સિવાય બારીમાં જ થઇને ઘરમાં દાખલ થઈ શકે છે? ઉત્તર: પ્રકાશ. તડકો, સૂર્યનાં કિરણ, પડછાયો. (૪) **જાદુઇ ચોરસ:** જુદી જુદી રીતે ગોઠવી શકાય છે. તેમાંની એક રીત ઉપર આપી છે. (૫) **ઓળખી કાઢો:** બાજરી. (૬) **શબ્દ ફેરવણી:**

| | | |
|---|---|---|
| મ | ર | ડો |
| ણ | ક | રી |
| લા | હો | ર |
| ને | પ | ડ્યા |
| જ | મેં | ન |
| શં | કિ | ત |
| યા | ચ | ક |
| વિ | દા | ય |

| | | | |
|---|---|---|---|
| ૧૫ | ૧૦ | ૩ | ૬ |
| ૪ | ૫ | ૧૬ | ૯ |
| ૧૪ | ૧૧ | ૨ | ૭ |
| ૧ | ૮ | ૧૩ | ૧૨ |

| | | | |
|---|---|---|---|
| હ | નુ | મા | ન |
| અ | નુ | મા | ન |
| અ | નુ | પા | ન |
| અ | મી | પા | ન |
| અ | મી | પા | ત |

નીચેના નવા સવાલોના ઉત્તર કુમાર કાર્યાલયમાં માર્ચની પહેલી તારીખ સુધીમાં મળી જવા જોઇએ.

## નવા સવાલ

(૧) **ગણિત-ગમ્મત:** (૧) એપ્રિલ મહીનામાં એક દિવસ દાદાજીએ બાબુને પુછ્યું કે આજે કઇ તારીખ થઇ? બાબુ કહે, 'દાદાજી, જેટલી તારીખો આજ સુધીમાં વીતી ગઇ એ બધી તારીખોના સરવાળામાંથી આજ પછી આવવાની તારીખોનો સરવાળો બાદ કરો તો જે તફાવત આવે તે આજ નહિ, કાલ નહિ, પરમ દિવસ નહિ પરંતુ પેલા દિવસની તારીખ જેટલો થાય.' હવે કહો જોઇએ બાબુએ આ બુદ્ધિયુક્ત ઉત્તર આપ્યો તે દિવસે કઈ તારીખ હશે?

(૨) તમારું આંકડાનું જ્ઞાન કેવુંક છે તે તપાસવા બાજુએ એક સરવાળો આપ્યો છે. પહેલી જ દૃષ્ટિએ તમે જાણી જશો કે સરવાળો ખોટો છે. પરંતુ તમારે તો ૯૯ની સંખ્યાને જ સાચો જવાબ માનવાનો છે ને એ જવાબ સાચો ઠરાવવા માટે સરવાળામાં આવતા ૧થી ૯ સુધીના બધા આંકડાને બીજી કોઈ પણ રીતે ગોઠવવાના છે. માત્ર આંકડાઓનો અનુક્રમ જાળવવો

૧
૨૩
૪૫
૬૭
૮૯
૯૯

(૨) **શબ્દશોધન:** નીચેના અર્થ-વાળા આઠ શબ્દો ખરેખરા શોધી કાઢશો એટલે તેમાંના બધા અક્ષરોને બરાબર ગોઠવવાથી એક જાણીતી કહેવત નીકળી આવશે: (૧) ઠંડક (૨) મન (૩) નફરા (૪) વજનનું એક પરિમાણ (૫) પ્રતિષ્ઠા (૬) દવામાં વપરાતી એક વસ્તુ (૭) પુરતું (૮) નકાર

(૩) **એ શું?** (૧) એવું કયું કપડું છે જેની અંદર કસરત કરવાનું એક સાધન છુપાઇ રહે છે?

(૪) **ગોઠવી આપો:** એક જાણીતી કવિતાની બે લીટીઓ ગુંચવાઇ ગઇ છે. તમે તે સાચી ગોઠવી આપશો?

[ અનુસંધાન સામેના પાનાને છેડે ]



# શહેરી જીવન અને કઠોળ



હિંદુસ્તાનની વસ્તીનો મોટો ભાગ ગામડાંઓમાં છે ને શહેરો માત્ર ગણ્યાંગાંઠ્યાં જ છે તોપણ આજના જમાનામાં શહેરી જીવનના પ્રશ્નોની અવગણના કરી શકીએ નહિ. ગામડાંઓ ભાંગીને આજનાં શહેરો થયાં છે. ગામડાંનો કેટલોક મુખ્ય આગળપડતો વર્ગ સાહસ, વ્યાપાર વગેરેથી પ્રેરાઇ શહેરમા વસવા ગયો. જુના જમાનામાં ગામડાંના લોકો આવા વર્ગનું અનુકરણ કરતા અને આજે પણ શહેરી સગાવહાલાંનું જોઇને ખાવાપીવા તેમજ પહેરવા ઓઢવાની રીતભાતનું અનુકરણ ગામડાંવાળાઓ કરી રહ્યા છે. આ જનાવી આપે છે કે શહેરીઓનું અસલ જીવન તો ગામડાંઓનું જ છે. ખોરાકમાં પણ તેમ જ છે. મુખ્ય ખોરાકો હજી પણ ગામડાંની જેમ જ શહેરોમાં ખવાય છે. પણ આજે બંનેના જીવનમાં ઘણો ફેર પડતો જાય છે. એકને સખત મજુરી કરવાની હોય છે, જ્યારે બીજાને માત્ર ગાદીતકીએ અથવા ખુરશીટેબલે બેઠાડુ, કે પછી નહિ જેવો પરિશ્રમ આપનારૂં જીવન ગાળવાનું હોય છે. અલબત્ત મીલોમાં અને બીજે ઠેકાણે સખત મજુરી કરતા મજુરોનો પ્રશ્ન ગામડાઓના જેવો જ છે. પણ અહીં તો ફક્ત આપણે વ્યાપારી અને નોકરીઆત જીવનને 'શહેરી જીવન' કહીશું. આમ ગામડાંના અને આ શહેરી જીવન વચ્ચે ઘણો ફેરફાર થયો છે અને તેને અંગે બંનેના ખોરાકમાં પણ મહત્ત્વનો ફેરફાર હોવો આવશ્યક છે.

આ લેખમાં આપણે શહેરી જીવન સાથે કઠોળ કેટલું હિતાવહ છે એનો જ વિચાર કરીશું. કઠોળમાં બીજાં અનાજો કરતાં નત્રિલ (પ્રોટીન) વધારે હોય છે અને તેથી અન્નાહારીઓ તેને વધારે તાકાત આપનારૂં માની રહ્યા છે. માંસાહારીઓ પોતાના ખોરાકમાં માંસ વાપરતા હોવાથી તેમને તે દ્વારા ઘણા મોટા પ્રમાણમાં નત્રિલ મળે છે; એટલે તેના જેટલી જ નત્રિલ ધરાવતું કઠોળ વાપરવાનું અન્નાહારીઓએ હિતાવહ માન્યું છે. પરંતુ આપણને રોજના કેટલા નત્રિલની જરૂરિયાત છે એનો વિચાર કર્યા સિવાય જ, જેમ વધારે કઠોળ ખવાય તેમ વધારે પુષ્ટ થઇએ એમ આપણે માનીએ છીએ. ચણા, ચણાની દાળ અને તેના લોટના સેવગાંઠિયાથી માંડીને જમણની ચીજો સુધી આપણે કઠોળ ઘણા જ પ્રમાણમાં વાપરીએ છીએ. વળી સવારસાંજ બે વખત દાળ ખાવાની ટેવ પણ હવે ઘણાં કુટુંબોમાં આવતી જાય છે. આમ બંને વખત દાળના સારા જેવા કટોરા આપણે પીએ છીએ. ઢોકળાં, ખમણ ઢોકળાં, ભજિયાં અને બીજી ફરસાણની અનેક ચીજો દ્વારા શહેરીઓનો હાલનો મુખ્ય ખોરાક જ કઠોળ થઈ પડ્યો છે. હૉટેલો દ્વારા પણ આપણે સારા પ્રમાણમાં કઠોળ ખાઇએ છીએ. ઝીણી દૃષ્ટિએ વિચારતાં માલુમ પડશે કે આજે શહેરોમાં ઘઉં બાજરી જેવાં અનાજોને બદલે કઠોળ—ને તેમાંયે મુખ્યત્વે ચણાનો લોટ ઘણો વપરાવા માંડ્યો છે.

સગવડ ખાતર આપણે ખોરાકના નીચેના મુખ્ય ત્રણ ભાગ પાડીએ. તેમાંની નત્રિલ સેંકડે નીચે પ્રમાણે હોય છે.

| | |
|---|---|
| દુધ | ૩. ૩ ટકા |
| ઘઉં બાજરીના અનાજમાં | ૧૧ થી ૧૨ ટકા |
| કઠોળ(મગ,તુવેર,ચણા,મઠ,અડદ,ઈ.)માં | ૨૨થી૨૯ ટકા |

ઉપરના કોઠા પરથી જોઇ શકાશે કે દુધ ને ઘઉં કરતાં કઠોળમાં નત્રિલનું પ્રમાણ ઘણું મોટું છે. પણ કઠોળની નત્રિલ દુધ ને ઘઉંની નત્રિલ કરતાં હલકા પ્રકારની છે એ નીચેના આંકડાઓ જનાવી આપે છે.

ઉંદરો ઉપર કરેલા અખતરા પરથી સાબિત થયું છે કે ખોરાકમાં જુદાજુદા પદાર્થોની નત્રિલના નીચેના ટકા હોય તો તે શરીરવ્યવહાર માટે બસ થાય છે:

| | |
|---|---|
| દુધની નત્રિલ | ૩ ટકા |
| શાકભાજીની નત્રિલ | ૫ ,, |
| ધાન્ય (ઘઉં બાજરી વગેરેની) નત્રિલ | ૬ ,, |
| ચોખાની નત્રિલ | ૬ ,, |
| કઠોળની નત્રિલ | ૧૨ ,, |

ઉપરના આંકડાઓ ઉપરથી જોઇ શકાય છે કે દુધની નત્રિલ ખોરાકના માત્ર ૩ ટકા હોય તો પુરતી થઈ રહે છે; જ્યારે કઠોળની નત્રિલ તે જ જગ્યાએ

૧૨ ટકા જેટલી જોઇએ છે. એટલે કે દુધની નત્રિલ ઉંચા પ્રકારની હોઈ તે થોડી જોઇએ છે, જ્યારે કઠોળની નત્રિલ હલકી હોઇ પ્રમાણમાં તે વધારે જોઇએ છે.

પ્રાણીઓ ઉપર વળી બીજા અખતરાઓ કરી પુરવાર કરવામાં આવ્યું છે કે દુધની નત્રિલ ઉંચા પ્રકારની હોઇ તેનો બધો ઉપયોગ સ્નાયુઓ બાંધવામાં થાય છે, જ્યારે જેમ નત્રિલ હલકા પ્રકારની હોય છે તેમ શરીર તેનો બધો ઉપયોગ કરી શકતું નથી.

દુધની નત્રિલ કરતાં ઘઉંની નત્રિલ કંઇક હલકા પ્રકારની હોઇ શરીર તેનો થોડો ઉપયોગ કરી શકે છે. એ ઉપરના આંકડા બનાવી આપે છે. ઉપરની રીત પ્રમાણે કઠોળમાં નત્રિલ સૌથી વધારે હોઇ શરીર તેનો થોડો ઉપયોગ કરી શકે એ સ્વાભાવિક છે. જેમ કઠોળમાં નત્રિલનું પ્રમાણ વધારે છે તેમ તે હલકા પ્રકારની છે. જ્યારે દુધ ઘઉં વ. માં જેમ ઓછી છે તેમ તે વધારે ઉંચા પ્રકારની છે. શાક-ભાજીની નત્રિલ દુધથી જ ઉતરતી હોવાથી તે પણ ઉંચા પ્રકારની છે. આવી ઉંચી જાતની નત્રિલ પચવામાં ઘણી સહેલી છે, જ્યારે કઠોળની વધારેપડતી નત્રિલનું શરીરમાં ઘણું રૂપાંતર થઈ છેવટે તે મુત્રાશય વાટે બહાર નીકળે છે. આ ક્રિયામાં શરીરની ઘણી મોટી શક્તિ એળે વપરાય છે. આપણને સામાન્ય અનુભવ હોય છે કે જે દિવસે કઠોળ પેટપુર ખાધું હોય તે દિવસે શરીરમાં આળસ આવી આખું અંગ ગરમ થઇ આવે છે અને કામ કરવાની સ્ફૂર્તિ રહેતી નથી. આ બતાવી આપે છે કે આપણા શરીરની શક્તિ આ વધારેપડતી નત્રિલને બહાર કાઢવામાં રોકાએલી હોય છે; તેથી કામ કરવામાં જે શક્તિ ફાજલ રહી શકે છે તે રહેવા પામતી નથી. આથી જ આપણા-માંના ઘણા મોટા વર્ગને અને ખાસ કરીને વિદ્યાર્થી-ઓને સવારે જમ્યા પછી ઝોકાં ખાવાની ટેવ આવે છે.

હવે શરીરમાં નત્રિલનું મુખ્ય કામ શું હોય છે તે તપાસીએ. શરીરમાં ઘસારો પામેલા સ્નાયુઓને પોષવાનું અને સંવર્ધન માટે નવા સ્નાયુઓ બાંધવાનું કામ નત્રિલનું હોય છે. પહેલી બાબતમાં શહેરીઓએ જોવું જોઇએ કે તેમના શરીરને ગામડાના ખેડુતં જેટલો શ્રમ કરવાનો હોતો નથી, તેથી તેમના સ્નાયુ-ઓને એટલો બધો ઘસારો પહોંચતો નથી કે જેથી તેમને ખેડુતના જેટલી નત્રિલની જરૂર હોય. વળી ખેડુતના ખોરાકનો અભ્યાસ કરતા માલુમ પડશે કે તેમાં કઠોળ ઘણું હોતું નથી. કઠોળ મોંઘુ પડતું હોય તેથી કે પછી પોતાની પ્રેરણાબુદ્ધિને લઇને પણ ખેડુત શહેરી કરતાં ઘણા ઓછા પ્રમાણમાં કઠોળ ખાય છે. દિવસમાં બપોરે એક વખત દાળ ખાય તે પણ થોડી. જ્યારે તેનો મુખ્ય ખોરાક બાજરી, જુવાર, જવ કે ઘઉંનો હોય છે. આટલા શારીરિક પરિશ્રમ સાથે આટલી ઓછી નત્રિલ બસ થઇ રહે છે તો પછી શહેરમાં જ્યાં શારીરિક શ્રમ ઘણો ઓછો—બલકે નહિ જેવો હોય ત્યાં કઠોળની હદ ઉપરાંતની નત્રિલથી શરીરને કેટલું નુકસાન થતું હશે તેની કલ્પના કરી શકાય તેમ છે. નવા સ્નાયુઓ બાંધવામાં જે નત્રિલ જોઇએ તે ઘઉં દુધ શાકભાજી વગેરેમાંથી પુરતી રીતે મળી શકે તેમ છે.

આ ઉપરથી એમ માની લેવાનું નથી કે કઠોળ સર્વથા વર્જ્ય છે; પણ તેના ગુણદોષનું જ્ઞાન મેળવી તેનો જોઇતો ઉપયોગ કરવામાં આવે તો જ તે શહેરી જીવનને અનુકુળ થાય. દરેકે એ સિદ્ધાંત યાદ રાખવો જોઇએ કે સખત શારીરિક પરિશ્રમથી જ કઠોળની નત્રિલનો ઉપયોગ શરીર કરી શકે છે. શહેરી જીવનમા આજે પરિશ્રમ જેવું કંઇ છે નહિ, પણ ઉલટું બેઠાડું જીવન થઇ ગયું હોય છે; તેથી શહેરીઓએ ઘઉં બાજરી જેવા સર્વોત્તમ અનાજને બદલે કઠોળ ખાવાની ટેવ પાડી હોય તેમાં યોગ્ય ફેરફાર કરવો ઘટે છે. કઠોળ બે વખત ખાવા કરતાં દિવસમાં એક જ વખત અને માફક પ્રમાણમાં લેવું જોઇએ. સાંજે તો દાળને બદલે દુધ જ લેવું વધારે હિતાવહ છે. અલબત્ત દુધનો પ્રશ્ન આર્થિક દષ્ટિએ કેટલાંક કુટુંબોને પાલવે નહિ, પણ લાંબી દષ્ટિએ વિચાર કરે તો સાંજે સવારની ટાઢી દાળ ખાવા કરતાં દુધ મોંઘુ પડે નહિ. દાળ પાછળ વપરાતા કોલસા, મસાલા વગેરેનો વિચાર કરવામાં આવે અને તે સાથે ખોરાકમાં દુધ ન લેવાથી ઉદ્ભવતા રોગો અને તેના અંગે શારીરિક ઘસારો તથા ક્ષીણતા, દવાખાનાનાં બીલો અને માંદગીમાં એળે જતો સમય એ બધા ઉપર પુરતો વિચાર કરવામાં આવે તો દુધ બીજા બધા ખોરાકો કરતાં જરૂર સોંઘું પડે.

(અનુસંધાન ચાલુકીને છેડે)



# માધુકરી

નથી જાણ્યું અમારે પંથ શી આફત ખડી છે,
ખબર છે આટલી કે માતની હાકલ પડી છે;
જીવે મા માવડી એ કાજ મરવાની ઘડી છે,
ફિકર શી જ્યાં લગી તારી અમો પર આંખડી છે!

અહીં વહેશે સમર્પણની સદા અણખૂટ ધારા,
(સૌરાષ્ટ્ર) મળે નવ માવડીને જ્યાં સુધી મુક્તિ-કિનારા.—ટેરેન્સ મૅકસ્વીની

## જવાહરલાલનું થોડું આંતરજીવન

સ્વાતંત્ર્યસંગ્રામના સેનાધ્યક્ષ, યુવકોના પ્રાણ અને ખેડુત તથા મજુર વર્ગના સ્તંભ સમા રાષ્ટ્રપતિ જવાહરલાલની જીવનરેખા આપણે ગયા અંકમાં જોઈ ગયા. પણ તેથી યે અધિક રસભર ને પ્રેરક તો છે તેમનું આંતરજીવન. તેમના જેલનિવાસ દરમ્યાન તેમના ગાઢ પરિચયમાં આવેલો એક 'સિપાહી', એ ભવ્ય કેદીની કાર્યદક્ષતા, સુવ્યવસ્થા અને તેમનું નિયમિત જીવનચક્ર તેમજ આજ્ઞાપાલન જોઇને આશ્ચર્યમુગ્ધ બનેલો તેણે 'પ્રતાપ'માં તેમના આંતરજીવનની ઝાંખી કરાવતું નીચેનું સુંદર બયાન આપ્યું છે: 'જવાહર જેવો કર્મનિષ્ઠ યુવક આજ સુધી મારા જોવામાં કદિ આવેલો નથી. પ્રાત:કાળના પાંચથી તે રાતના દસ વાગતાં સુધી પોતાના જીવનકાર્યમાં રત રહેતા જવાહરલાલના હું ઘણા નિકટ પરિચયમા રહેલો છું. ઝીણીઝીણી બાબતોમાં પણ તેમની કાર્યદક્ષતા ઝળકી રહે છે. એકાદ દિવસ બે જન વિનાનો જાય, પણ રેંટિયો કાંત્યા વિનાનો હરગીઝ ન જાય. આળસ, સુસ્તી કે બીજો કોઇપણ પ્રમાદ એમના નિયમિત અધ્યયનમાં કદિ ડખલ ન કરી શકે. સુવ્યવસ્થા અને જીવનમાં અનુશાસનની ભાવના એ તો એમનાં ખાસ લક્ષણ છે. તેમની બેસવાઉઠવાની જગ્યા નહ્દન ચોક્ખી રહેતી ત્યાં આગળ એકપણ રખડતા કાગળની ચબરખી કે તરણું સરખું ન મળે. વાળ ઓળવાના સામાનથી માંડીને તે રોજના વ્યવસાયની તમામ ચીજો (વાસણ કુસણ, લુગડાંલત્તાં) જ્યારે જુઓ ત્યારે એક જ ઢબથી મુકરર કરેલી જગ્યાએ જ વ્યવસ્થિત પડ્યાં હોય. દરેક ચીજ સ્વચ્છ અને સફાઇબંધ ગોઠવેલી હોય. પોતાનું કામ તો જાતે જ કરવાનો તેમનો ખાસ આગ્રહ તેમાં બીજા કોઇની સહાયની અપેક્ષા સુદ્ધાં રાખે નહિ. કદાચ કોઇ તેમનું કામ કરવાની ઇચ્છા બતાવે તો ગંભીર મુખમુદ્રાથી પણ મધુર કંઠે તેનો તરત અસ્વીકાર કરી લે.

જવાહરે આ પહેલાં ઘણાં સમયથી પોતાની જાતને De-class કરવાના—એટલે કે શ્રીમંતાઇની નાતમાંથી નીકળી જઈ સર્વસામાન્યના સમાન ભેરુ બનવા પ્રયત્નો આદરેલા તે અહીં પણ ચાલુ જ હતા. પોતાનાં કપડાં જાતે જ ધોવા જાતે જ પોતાની પથારી તડકે નાખવી, પુસ્તકો ગોઠવવાં સામાન સાફસુફ કરવો તથા વાસણો પણ જાતે જ માંજવાં—વગેરે બધું પોતાના હાથે જ કરતા.

એમનામાં બહુ ઉંચા પ્રકારની—અસાધારણ સંસ્કારિતા છે; અને સામાન્યમાં સામાન્ય કોટિના માણસ સાથે ભળી જવાની શક્તિ પણ એમનામાં એટલી જ અસાધારણ છે જગતના સાહિત્યસ્વામીઓના તેઓ ઉચ્ચ અભ્યાસી છે શેલી, કીટ્સ અને બાયરન તેમના પ્રિય કવિઓ છે. ફિટ્ઝ જિરાલ્ડે અનુવાદેલી ઉમર ખય્યામની રૂબાઇઆત તેમને પુરેપુરી કંઠસ્થ છે અને શેલીના 'ઍલાસ્ટર'ની કડીઓની કડીઓ એમની જીભને ટેરવે રમે છે. નવલિકાઓ, નાટકો, કાવ્યો. વગેરે સાહિત્યની બધી દિશાઓ પ્રત્યે જવાહરનો અદ્દભુત પ્રેમ છે. ગેટેનું 'ફાઉસ્ટ' એમને ઘણું પ્રિય છે. ટૉલ્સટૉયથી માંડી તુર્ગેનેવ સુધીના રશિયન નવલનવેશો એમના પ્રિય લેખકો છે એમની સંસ્કારિતા પર પશ્ચિમની છાપ જરૂર છે પણ તેનો અર્થ એમ નહિ કે તેઓ પૂર્વની સંસ્કૃતિથી બીલકુલ વંચિત છે. એક વાર પંડિત મોતીલાલજીએ કહેલું કે, 'જવાહર ઇંગ્લંડમાં અભ્યાસ કરતો ત્યારે રોજ રાત્રે સુતી વખતે ગીતાસ્તવન કરીને પુસ્તક ઓશિકા નીચે રાખીને જ સુતો.' તેમનામા પૂર્વની ભક્તિભાવના અને પશ્ચિમની કર્મશીલતાનું સુંદર સંમિશ્રણ થયું છે'

એ જ 'સિપાહી' તેમની જેલમાંની સેનાની કવાયતનું વર્ણન કરે છે: 'જેલમાં અમે ધીરેધીરે એક નાની સરખી લશ્કરી ટુકડી ઉભી કરી એ ટુકડી દરરોજ કવાયત કરતી હું પણ એ ટુકડીમાં દાખલ થયો. કવાયતમાં મારી બાહોશી

જોઇને જવાહરે કૅપ્ટનની પોતાની માનનીય પદવી અને સોંપી દીધી અને પોતે સાધારણ સિપાઇમાં ભળી ગયા. ત્યાં એ સૌ પેઠે મારો હુકમ માથે ચડાવતા. મારો રુઆબ ઘણો પડતો. હું કડક થઇ કહેતો 'સ્ક્વાડ અટેન . . . શન!' અને સાચા સિપાઇની જેમ જવાહર તરત સાવધાન બની અક્કડ થઇ ઉભા રહેતા. 'સ્કવાડ ફૉરવર્ડ . . . માર્ચ'નો હુકમ છુટે ને ભારતના ભાવી રાષ્ટ્રપતિ જવાહરલાલ એક નાચીઝ કપ્તાનના હુકમને માથે ચડાવી જાય દોડયા! એક મામુલી સિપાહીને પોતાનું કપ્તાનપદ સોંપીને પોતે આમ સાધારણ સિપાઈ બની ગયા એ જ જવાહરલાલનું ગૌરવ હતું, એ જ એમની મહત્તા હતી.' ભલે 'સિપાહી' સાહેબ! આપને એ કપ્તાનપદ માટે મુબારકબાદી! પણ આજે આપનો એ સિપાઇ ફીલ્ડ માર્શલ બની ગયો છે; માટે ધ્યાન રાખજો. આવતી લડાઇમાં એ હવે અનેકગણી કવાયત વસુલ કરશે!' (હિંદી 'યુવક'માંથી)

## ગુજરાતનું પાટનગર અમદાવાદ

એ નામનો, ઐતિહાસિક માહીતીઓ અને સંશોધનોથી ખીચોખીચ ભરેલો, સવા આઠસો પાનાંનો તથા ૧૮૩ ચિત્રોથી સમૃદ્ધ એક મોટો ગ્રંથ શ્રી રત્નમણિરાવ ભીમરાવે અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાને તૈયાર કરી આપેલો. તે એ સભાએ થોડા માસ પર ઉજવાએલા પોતાના રજતમહોત્સવ પ્રસંગે બહાર પાડયો હતો ત્યારે એની પિછાન 'કુમાર'ના વાચકોને અમે આપી હતી. શ્રી રત્નમણિરાવના એકાગ્ર અભ્યાસના પરિણામ રૂપ એ ગ્રંથ પરથી શ્રી અંબાલાલ પુરાણીએ એક કોષ્ટક રૂપે અમદાવાદના ઇતિહાસની આછી ઝાંખી તારવી કાઢી મોકલી છે; તે આ નીચે આપીએ છીએ.

### ૧૦મી થી ૧૩મી સદી: પૂર્વકાળ

૧૦મી સદીમાં કુતુબખાંએ આશાવળનો નાશ કર્યો.

૧૧મી સદીમાં તે ગામની જ સમીપમાં કે તે જ જગ્યાએ કર્ણાવતી નગર વસ્યું

૧૨મી અને ૧૩મી સદીમાં આશાવળ અને કર્ણાવતી બંને નામો વપરાતાં જણાય છે. એ જ જગ્યાએ આજનું અમદાવાદ વસ્યું છે.

૧૩મી સદીના અંતમાં કરણવાઘેલો પડયો અને પાટણનો નાશ થયો.

### ૧૩મી થી ૧૫મી સદી: મુસલમાની બાદશાહો

ત્યારપછી ગુજરાતની રાજકીય સત્તા મુસલમાનોના હાથમાં આવી.

ઇ. ૧૪૧૧માં દિલ્હી તરફથી નીમાએલા સુબા મુઝફરના પૌત્ર અહમદશાહે અમદાવાદ વસાવ્યું.

૧૪૧૭માં ભદ્રનો કિલ્લો ચણાયો.

૧૪૭૧માં અમદાવાદમાં ચોરોનો ત્રાસ ઘણો થયો.

૧૪૮૫માં મહંમદ બેગડાએ શહેરને કોટ બંધાવ્યો. તે પછી મુઝફરશાહ ગાદીએ આવ્યો અને ૧૫૩૬ સુધી અમદાવાદ શહેર વિસ્તાર, વસ્તી અને સમૃદ્ધિમાં વધતું ગયું

૧૫૩૬ પછી નબળા બાદશાહો થયા: મહમ્મદ ૩ જો —અહમદ ૩ જો.

૧૫૫૬માં ચંગીઝખાં નામના સરદારે સત્તા પચાવી.

૧૫૬૮માં હબસીઓનું ચલણ થયું મુઝફરના વઝીર ઈતમાદખાંએ મીર અબુતુરાબલીને મોકલીને અકબરને બોલાવ્યો.

૧૫૭૨માં અકબરે ગુજરાત છત્યું,—અને તે એક પણ લડાઈ કર્યા વિના!

### ૧૫૭૨ થી ૧૭૦૭: મોગલ સત્તા—તેના સુબાઓ

૧૫૭૨માં અકબરે અમદાવાદમાં પ્રવેશ કર્યો અને ૧૧ દિવસ રહ્યો.

તેના રાજ્યકાળ દરમ્યાન ૧૫૭૨ થી ૧૬૦૫ સુધી અમદાવાદમાં કુલ નવ સુબાઓ આવ્યા; તેમાં મિરઝા અઝીઝ કોકા ત્રણ વખત આવ્યો.

જહાંગીરના વખતમાં કુલ ૮ સુબાઓ આવ્યા: તેમાં શાહજહાં સુબા તરીકે ૧૬૧૮માં આવ્યો

૧૬૧૭ના ડિસેમ્બરમાં જહાંગીર ખંભાત થઇને અમદાવાદ આવ્યો અને ૧૬૧૮ના ફેબ્રુઆરી સુધી રહ્યો. મેહ્રૂર જેટલે જઇને ફરી પાછો તે એપ્રિલમાં અમદાવાદ આવ્યો અને છેક સપ્ટેમ્બર સુધી રોકાઇને દિલ્હી ગયો.

૧૬૨૧માં શાહજહાંએ પોતાની સુબાગીરી દરમ્યાન દુકાળમાંથી લોકોને રાહત આપવા માટે શાહીબાગ બધાવ્યો.

શાહજહાંના ૧૬૨૭ થી ૧૬૫૮ સુધીના રાજ્યઅમલ દરમ્યાન તેણે અમદાવાદમાં કુલ ૧૩ સુબાઓ મોકલ્યા. તેમાં ૧૬૪૪ થી ૪૬ સુધી ઓરંગઝેબ ગુજરાતનો સુબો હતો. તેણે આવીને, શાંતિદાસ શેઠે ૧૬૩૮માં બંધાવેલું ચિંતામણિનું દહેરૂં તોડયું,—૧૬૪૪.

૧૬૪૮ થી ૧૬૫૨ સુધી દારા ગુજરાતનો સુબો થયો; તે પછી ૫૪ થી ૫૭ સુધી મુરાદ થયો.

ઔરંગઝેબે ૧૬૫૮માં ગાદીએ આવી ૧૭૦૭ સુધીના પોતાના અમલ દરમ્યાન કુલ બાર સુબાઓ મોકલ્યા. એના અમલ દરમ્યાન હિંદુઓ ઉપર ભારે અન્યાયી વેરાઓ નખાયા અને અપમાનકારક બંધનો થયાં.

### ૧૭૦૭ થી ૧૭૫૩—અવ્યવસ્થાનો કાળ

૧૭૧૨માં બહાદુરશાહ બાદશાહનું ખૂન થયું.

૧૭૧૪માં હોળીનું હુલ્લડ થયું.

૧૭૩૩માં અભેસિંહ નામના દિવાને પીલાજીરાવ ગાયકવાડનું ડાકોરમાં ખૂન કરાવ્યું.

૧૭૫૩માં મરાઠાઓએ અમદાવાદ લીધું.

૧૭૫૩ થી ૧૮૧૮: મરાઠા અમલ

૧૭૮૦માં જનરલ ગૉડાર્ડે ગાયકવાડ તરફથી અમદાવાદ લીધું.

૧૮૦૪ થી ૧૮૧૮ ગાયકવાડની સત્તા અમદાવાદમાં જામી.

૧૮૧૨-૧૩માં ભયંકર દુકાળ અને ભારે રોગચાળો ફાટી નીકળ્યો. વસ્તી ઘણી ઘટી ગઇ.

૧૮૨૮માં અમદાવાદ અંગ્રેજ સરકારના હાથમાં ૯૯ વર્ષને પટે આવ્યું અને બ્રિટિશ અમલ શરૂ થયો.

## કેટલાંક પરિમાણો

એક અમેરિકન વિજ્ઞાનશાસ્ત્રીએ નીચેનો કોઠો તૈયાર કર્યો છે. તેમાં આ વિશ્વના અણુથી પણ અણુના માપથી શરૂ કરીને ક્રમસર વધતાંવધતાં છેક મોટામાં મોટા સુધીનાં માપ આપ્યાં છે એ ઉપરથી વિશ્વના અણુથી માંડીને બ્રહ્માંડ સુધીનો કાંઇક એકસામટો ખ્યાલ આવી શકશે. કોઠો સરળતાથી સમજાય તેનો કરવા માટે પ્રથમના માપ કરતાં પછીનું માપ ૧૦૦ ગણું વધારે મોટું કરતા ગયા છે. ડાબી તરફ પરિમાણના આંકડા છે, ને જમણી તરફ તે માપની વસ્તુ કે પદાર્થનું નામ છે.

| | |
|---|---|
| ·૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૬ તસુ | વિદ્યુત્કણ-'ઇલેક્ટ્રોન' |
| ·૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૬ તસુ | . . . . . . |
| ·૦૦૦,૦૦૦,૦૦૦૬ તસુથી<br>·૦૦૦,૦૦૦,૦૬ તસુ સુધી | પરમાણુ—'ઍટમ' |
| ·૦૦૦,૦૦૬ તસુ | સાબુના પરપોટાનું પડ |
| ·૦૦૦૬ તસુ | 'ટિસ્યુ પેપર' (અરઠિયા કાગળ)ની જાડાઇ |
| ·૦૬ તસુ | . . . . . . |
| ૬·૩ તસુ | સાધારણ ઇંટની લંબાઇ |
| ૬૩૩·૬ તસુ = ·૦૧ માઇલ | સાધારણ ઘરની પહોળાઇ |
| ૧ માઇલ | . . . . . . |
| ૧૦૦ માઇલ | અમદાવાદથી સુરત જેટલું |
| ૧૦,૦૦૦ માઇલ | પૃથ્વીનો વ્યાસ |
| ૧,૦૦૦,૦૦૦ માઇલ | ૪૦વાર પૃથ્વીની પ્રદક્ષિણા |
| ૧૦૦,૦૦૦,૦૦૦ માઇલ | પૃથ્વી ને સૂર્ય વચ્ચેનું અંતર |
| ૧૦,૦૦૦,૦૦૦,૦૦૦ માઇલ | સૂર્યમંડળનો વ્યાસ |
| ૧,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ માઇલ | . . . . . . |
| ૧૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ માઇલ<br>અર્થાત્ ૧૭ પ્રકાશ-વર્ષ | પાસેમાં પાસેના તારાનું અંતર |
| ૧૭૦૦ પ્રકાશ-વર્ષ | સ્થાનિક તારાગણનો વ્યાસ |
| ૧૭ ,૦ ૦ પ્રકાશ-વર્ષ | પાસેના 'ગેલૅક્ટનસ'નું અંતર અથવા 'કૉસમૉસ'—એટલે કે વિશ્વનો વ્યાસ |
| ૧,૭૦૦,૦૦૦,૦૦૦ પ્રકાશ-વર્ષ | ૧૦૦ તસુના વ્યાસવાળુ દૂરદર્શક યંત્ર જ્યાં સુધી જોઇ શકે તેથી બમણું અંતર |
| ૧૭૦,૦૦૦, ૦૦,૦૦૦ પ્રકાશ-વર્ષ | આઇન્સ્ટાઇનના બ્રહ્માંડનો વ્યાસ |

—કાન્તિલાલ પંડયા

(કૌમુદી)

## કૅડબરી ચૉકલેટ ફૅક્ટરી

ઇંગ્લૅંડમાં બર્મિંગહામ પાસે જ એના એક પરા તરીકે બોર્નવિલ નામનું એક ગામ છે. અંગ્રેજી છાપાંઓમાં જાહેર ખબરોથી (અને ખાનારાઓમાં સ્વાદથી) અતિ પ્રખ્યાત કૅડબરી ચૉકલેટ ફૅક્ટરીએ આ આખું ગામ રોક્યું છે ને તેને આદર્શનીય બનાવ્યું છે. મજુરોને જમવા માટેનો વિશાળ હૉલ, તેઓને રમવાની જગ્યા, પ્રાર્થના માટે દેવળ, છોકરાંઓ માટે નિશાળ, ફૅક્ટરી એ બધું ય થઇને આ કારખાનાએ ૮૧૦ એકર જમીન રોકી છે. લગભગ ૧૦,૦૦૦ માણસો ત્યાં કામ કરે છે. અઠવાડિયામાં તેમને ૪૪ કલાક કામ કરવાનું હોય છે;—હમેશાં ૮ કલાક ને શનિવારે ૪. ૫૦૦૦ તો કુંવારી છોકરીઓ આ કારખાનામાં કામ કરે છે. (તેઓ પરણ્યા પછી અહીં કામ કરી શકે નહિ!) કારખાનાને અંગે એક છાપખાનું અને એક નાટકશાળા પણ છે. આ કારખાનાએ રેલવેના પાટા પોતાની જ જગ્યામાં આણ્યા છે ને ત્યાંથી જ બધો માલ દેશમાં બહારગામ તથા પરદેશ ચડે છે. જાહેર ખબર આપવાની રીત તો તેમની અજબ જ. મુસાફરો જોવા આવે તેમની સાથે છ છ જણ વચ્ચે એક ગાઇડ સમજાવવા મોકલે. તે બધું ય બતાવે, સમજાવે, જુદીજુદી જાતની ચૉકલેટ ખવડાવે, વળી નાસ્તો કરાવે, કોકો પીવડાવે ને પાછા વળીએ ત્યારે ચૉકલેટ, કોકોની ડબી ને તેમની જાહેર ખબરની પત્રિકા વાળો એક ડબ્બો સાથે ભેટ આપો ચિત્રોવાળાં અનેક કાર્ડ પણ આપે. જોવા આવનાર પર આની અસર શા માટે ન થાય? ભવિષ્યમાં તે એ ફૅક્ટરીની જ ચૉકલેટ મંગાવે એમાં નવાઇ? અહીં કામ કરનાર મજુર અને કારીગર બહુ જ સુખી ને આનંદી છે. પૈસાદાર માણસોએ પૈસો કેમ ખરચવો તથા મજુરોને સુખી રાખી પૈસા કેમ કમાવા તે અહીં ખાસ જોવા જેવું છે. આ આખું ગામ નવા પાયા પર રચાએલું છે. એ ગામ એ ફૅક્ટરીએ જ વસાવ્યું છે એમ કહીએ તો ચાલે.

—ચંપકલાલ મહેતા

## કોઇને મળવા જાઓ ત્યારે

પોતાના મિત્રોને, સગાંવહાલાંને અથવા કોઇ પ્રતિષ્ઠિત પુરુષને મળવા જવાના પ્રસંગો તો દરેકને જીવનમાં આવવાના જ. પણ ઘણી વાર એવા પ્રસંગે દરેક જણે કેટલીક જે સામાન્ય બાબતો ધ્યાનમાં રાખવા જેવી હોય છે તેનું પણ ઘણાને ભાન હોતું નથી અને જાણ્યેઅજાણ્યે અકારા થઇ પડાય છે. રૂઢ શિષ્ટાચાર તરીકે નહિ પણ આચારની શિષ્ટતા તરીકે કેટલીક બાબતો સમજીને ગ્રહણ કરવા જેવી છે.

મિત્રોને કે નજીકનાં સગાંવહાલાંને તો ગમે ત્યારે મળવા કે બોલાવવા જઇ શકાય, પરંતુ તેમને ત્યાં પણ ખાસ કરી જમવાના વખતે જવું ઠીક નથી. અને પ્રસંગવશાત્ એવે વખતે પણ જવું પડે તો તરત કામ પતાવી નીકળી આવવું. વળી, ઘરવાળા કોઈ મહેમાન કે મિત્રોનું સ્વાગત કરવામાં પડયાં

હોય, અથવા વાતોએ લાગ્યાં હોય; કે કામના ઘેરામાં હોવ, યા ઘરના કોઇ માંદાંની સારવારમાં હોય તો તે વખતે મળવા જનારે વધુ વખત ખોટી થવું ન જોઇએ. જોઈતી વાત કરીને અથવા ખબર પુછીને તરત ચાલી નીકળવું જોઇએ.

કોઇને ઘેરથી જમણ, મિજલસ કે લગ્નનું આમંત્રણ કે નોતરૂં આવ્યું હોય ત્યારે, તમે તેમાં હાજરી આપવાના હો કે ન હો, પણ, એકવાર મોં દેખાડી આવવું જોઇએ. અને એવા પ્રસંગો વીત્યા બાદ ઘણી વાર આપણે સામું નોતરૂં પણ આપવાનું હોય છે, ને તે એ પ્રસંગ વીત્યા પછીના આઠ કે પંદર દિવસમાં જ પતાવવું જોઇએ. માત્ર કોઇને ત્યાં ચા-પાણી લેવા ગયા હો ત્યારે આવો બદલો જરૂરનો નથી.

કોઈ હાલના સંસ્કારવાળા ગૃહસ્થ, અમલદાર કે સંસ્થાના મુખીને મળવા જાઓ તો પહેલાં તમારા નામની ચિઠ્ઠી કે છાપેલું કાર્ડ મોકલવું જોઇએ. સાથે કોણ છે તે પણ જણાવવું જોઇએ. વાંધો ન હોય તો શા કામે ગયા છો તે પણ ચિઠ્ઠીમાં ટુંકામાં લખવું ઘરધણી કે સ્થાનનો માલિક ન મળે તો તમારી ચિઠ્ઠી મુકીને જવું, જેથી તેને ખબર પડે કે કોણ આવ્યું હતું. ઘણી વખત તો તમે એવી ચિઠ્ઠી ન મુકી હોય તેથી મળવા આવનાર વિષે કલ્પનાઓ કરવામાં ઘરધણી ગુંચવાઇ જાય છે; અથવા તમે આ જાતની મુલાકાત અગાઉથી ગોઠવી હોય છતાં વિસ્મૃતિ થઇ ગઈ હોય તો તે આ રીતથી તાજી થઇ જાય છે અને મુલાકાતમાં સરળતા રહે છે

આ નવા જમાનામાં મળવા જવાનો વખત સાંજના ચારથી છનો ઠીક ગણાય છે. ઘણા ઉદ્યોગી માણસોએ તો મળવાનો એક અમુક દિવસ જ ફાજલ રાખ્યો હોય છે. તેવાને તે જ દિવસે મળવું ઠીક છે.

મુલાકાતનો પ્રસંગ જાણે ભયંકર અનુભવ થવાનો હોય એમ વિચારીને ધાંધા ન થઈ જવું. ઘરમાં જતાં જ ઘરનાં તમારાં બરોબરિયાં હોય તેને હસતે મોંએ નમસ્કાર કરવા અથવા હાથ મિલાવવા ઉપરી કે વડીલ હોય તો વિવેક-પૂર્વક તેનો સલામ કે નમસ્કાર કરી તે પોતે હાથ ધરે ત્યા સુધી અદબભેર ઉભા રહેવું, અથવા તેણે બતાવેલી ખુરશી કે જગ્યાએ બેસવું. બેઠા પછી બહુ સ્વસ્થતા અને આનંદથી વાત કરવી. 'તેમાં આપવડાઇ, ડોળ કે ગપ્પાં ન લાવતાં જેમાં બંને બાજુને સમજણ કે રસ પડે એવા' વિષયો પર જ બોલવું. કોઇની અંગત ટીકા કે શંકાવાળી વાતો ન ઉચ્ચારવી.

કોઇને ત્યાં મરણ થયું હોય તો ત્યાર બાદ અઠવાડિયાની અંદર તેને ત્યાં જઈ આવવું જોઇએ. ત્યાં પણ ઘરધણી ઉચ્ચારે નહિ ત્યાં સુધી ચતુર માણસે મરનારના વિયોગ કે શોકની વાત ઉચ્ચારતાં વિચારવું. એવા પ્રસંગે બહુ રોકાણ પણ ન કરવું .ઘરવાળાં પણ તે વખતે ઝાઝું બેસવા ઇચ્છતાં નથી, કારણકે ઘણીવાર એથી શોક ઉભરાઇ આવે છે.

મુલાકાતોમાં કોઇને ત્યાં વધુમાં વધુ અરધા કલાકથી વધુ રોકાવું યોગ્ય નથી. દસ મિનિટ ઓછામાં ઓછી અને ત્રીસ મિનિટ વધુમાં વધુ મુલાકાત પતે કે તરત ઉભા થવું ને રજા લઈ બહાર નીકળવું. નીકળો એટલે પછી જવાનું જ કરવું. જતાંજતાં વાતોથી ઢીલ ન કરવી. આથી ઘરધણીને પણ મુંઝવણ થાય છે. સમજુ ઘરવાળા અતિથિને જવા નીકળ્યા પછી રોકવાનો પ્રયત્ન કરશે નહિ. ('ટ્રેઝરચેસ્ટ' પરથી)

## ભણવાનો ધારે તો

૧૯૨૯માં ડૉ હુશીએ પ્રશ્ન કર્યો કે ચીનની નિરક્ષરતા કેવી રીતે મટે? ચીનમાં સાધારણ રીતે આપણા કરતાં નિર-ક્ષરતા ઓછી છે. ત્યાનાં બૌદ્ધ મંદિરો શિક્ષણનું કામ કરે છે. પણ જ્યાં મંદિરો ન હોય એવા ભાગમાં પણ નિરક્ષરતા હતી: અને તેને દૂર કરવાનો પ્રશ્ન ત્યાંના યુવકો સમીપ મુકાયો. યુવકોએ એ કામ ઉપાડી લીધું, અને તે પણ એક પાઇનું ખરચ કરાવ્યા વિના અને જરા પણ પગાર લીધા વિના! તેમણે આખા ચીનની આર્થિક મોજણી કરી આવી સંપૂર્ણ મોજણી આપણા હિંદની કદિ નથી થઇ. ચીનની મોજણીની મુખ્ય ઑફિસમાથી ચીનની આર્થિક સ્થિતિ સંબંધી ઝીણામાં ઝીણી માહિતી મળે છે. ચીનના યુવકોએ તપાસ કરી કે ચીનના દરેક ગામમાં કઇકઇ વસ્તુઓની ખોટ છે. પછી ચીનના યુવકોએ તે તે ગામમાં તે તે વસ્તુની ફેરી કરવા માંડી એ યુવક દિવસે ફેરી કરે અને રાત્રે નિશાળ ચલાવે. એ રીતે ચીન જેવડા મોટા દેશની નિરક્ષરતા થોડા જ સમયમાં ત્યાંના યુવાનોએ દૂર કરી. (પ્રસ્થાન)

(અનુસધાન પાછળ પાન ૭૩ થી)

સાદું કઠોળ ખાવા કરતાં ફણગા ફોડેલું કઠોળ ખાવાથી કેટલાંક પ્રજીવન (વિટામિન્સ) આપણા ખોરાકમાં આવે છે. ઓછામાં ઓછા પાણીમાં, જોઇતું કઠોળ પલાળી એકાદ રાત્રિ રાખી મુકવું. આથી સવારમાં તેમાં ફણગા ઉગી નીકળશે. જો પાણી વધારે પડતું હોય તો તે ફેંકી દેવું નહિ, પણ તે જ કઠોળ રાંધવાના ઉપયોગમાં લેવું; કારણકે પાણીથી કઠોળના ક્ષારો ઓગળી જઇ તળિયે બેસી જાય છે. પાણી ફેંકી દેવાથી તેની સાથે આવા ઉપયોગી ક્ષારો પણ આપણે ફેંકી દઇએ છીએ.

કઠોળ ઓછું કરવાથી શરીરમાં કામ કરવાની કેટલી શક્તિ બચે છે તે સૌએ જોવી હોય તો કેટલાક દિવસ સવારમાં ખાવામાં આવતી દાળ બંધ કરી તેને બદલે દુધ લઇ જોવું. પેટ તણાય ત્યાં સુધી ધરાઇને ખાનારાઓને પણ બપોરે કામ કરતાં જે ઝોકાં આવે છે તે આવશે નહિ. અને આખો દિવસ કામ કરવાની સ્ફૂર્તિ રહેશે. ચુનીભાઇ ધ. પટેલ

કુલાભિમાનને વશ થઇ અશ્વત્થામાએ જ્યારે કર્ણને સૂતપુત્ર કહી તિરસ્કાર્યો ત્યારે તેણે કહ્યું કે, 'दैवायत्तं कुले जन्म, ममायत्तं ही पौरुषम्' ખાસ ઉચ્ચ કુળમાં જન્મ થવો એ દૈવના હાથમાં છે, પણ પુરુષાર્થ (વડે ઉચ્ચ થવું) તો મારા પોતાના જ હાથમાં છે.

હિંદમાં પહેલવહેલું વર્તમાનપત્ર પ્લાસીના યુદ્ધ પછી ત્રીજે વર્ષે ૧૭૬૦ની ૨૯મી જાન્યુઆરી ને શનિવારે કલકત્તાથી જે. ઑગસ્ટસ હીકીએ 'બેંગાલ ગેઝેટ'ના નામથી પ્રગટ કરેલું હિંદમાં છાપકળાનો પણ તેની સાથે જ જન્મ થયો ગણાય.

બળતી મીણબત્તીની વાટની આસપાસ થોડોથોડો મોરથુથાનો બારીક ભુકો ભભરાવજો: મઝાની લીલી રોશની થશે

દીવાસળીના ખાલી ખોખાને જમીન પર આડું મુકી, માત્ર નાક જ અડાડી તેને સીધું કરી દેવાનો સૌ મિત્રો પ્રયત્ન કરી જોજો જેને ફાવશે તેને તો બહુ સહેલું લાગશે; નહિ તો કદિ થઇ શકશે નહિ. પણ એ પેટી સીધી કરવા માટે બધા જે જુદીજુદી જાતના પ્રયત્નો કરશે તે જોવામા તો મઝા પડવાની જ.

આલ્પ્સ પર્વતના મુસાફરોને ઘણી વાર ભોમીઆ મુંગા રહેવાનું કહે છે; કેમકે અવાજનાં આંદોલનના ધડકાથી કોઇવાર બરફનો ડુંગર ધસી પડવાની ધાસ્તી રહે છે.

૧૪૨૮૫૭
૩૨૬૪૫

ઉપલી સંખ્યાને નીચલી સંખ્યામાંના ગમે તે આંકડાથી ગુણવાનું કોઇ કહે તો ગુણક ઉપરનો આંકડો લઈ પછી ક્રમવાર સંખ્યા મુકી દેવી: ગુણાકાર હમેશાં સાચો જ આવશે. દાખલા તરીકે નીચલી સંખ્યામાંના ૬ વડે ગુણવાનું કોઇ કહે તો ૬ની બરોબર ઉપરનો આંકડો ૮ છે; તે અને તેની પછીના અંક ક્રમવાર મુકી દેવા એટલે ૮૫૭૧૪૨ આવશે હવે ગુણાકાર કરીને તાળો મેળવી જુઓ.



'ઓખામંડળના વાઘેરો'નાં પરાક્રમો વાંચીને નાનપણમાં થતું કે એ વીરો કેવા હશે! ઉપલો ફોટોગ્રાફ એ શૂરી કોમના એક લાક્ષણિક પુરુષનો છે.

✓પીલુ ખાવાથી હરસ મટે છે

નેલ્સનનું જગમશહૂર જહાજ વિક્ટરી મુંબાઇના કારીગરોએ બાંધ્યું હતું.

ખીચડી ન ચડતી હોય ત્યારે અંદર સોપારીનો ભુકો નાખશો, મગ ન ચડતા હોય ત્યારે અંદર ગોળ નાખે છે તેમ. અજમાવ્યું નથી: ખાતરી કરી જોજો



ઉપરના ચિત્રમાં પક્ષી અને પીંજરાની વચ્ચેની ટપકિવાળી લીટી પર રેલવેની ટિકિટ જેવડો નાનો કાર્ડનો કટકો મુકીને, તે કાર્ડની ઉપલી કોર સુધી તમારું નાક લઈ જઇ થોડી વાર ધારીને જોશો તો પક્ષી પીંજરામાં પેસી ગયેલું દેખાશે

કપુરના એક ઝાડમાંથી દર વર્ષે પંદર હજાર રૂપિયાનું કપુર નીપજે છે.

આંખમાંથી પાણી વહેતું હોય ને આંખ વળતી હોય તો લીમડાનાં પાનની ઉગટી ફાયદો કરી તેજ વધારે છે લીમડાનાં પાંન વાટીને ચોપડવાથી ગુમડાના કે શીળીના ડાઘ સુદ્ધાં નાબુદ થાય છે

નકટાં માણસને છીંક આવતી જ નથી

સહેજ ગરમ પાણીમાં બોળી રાખવાથી લીંબુનો રસ વધે છે.

'શોધવું' એટલે ન જાણેલું ખોળવું અને જાણેલું સુધારવું



સાઈડકાર વાળી આધુનિક મોટર સાઇકલ ને ચીનાની રેંકડી એક સરખાં વાહન હોવાં છતાં બંને વચ્ચે કેટલો ફેર છે. ચીનાની રેંકડી એક જ પૈડા પર ચાલતી હોવા છતાં એ પૈડા પરના જાળીનાં ઢાંકણની બંને બાજુએ બે માણસો બેસી શકે છે. અને એક માણસને ખેંચી જતી ત્રણ પૈડાવાળી મોટર સાઈકલ જેટલી ખર્ચાળ કે નુકસાનકારક નહિ.




અક્ષરજ્ઞાનનું પ્રચારચિત્ર

(ચિત્રકાર : રવિશંકર રાવળ)

'કુમાર'ના ફાગણ ઓગણીસસો છયાશીના અંકનું મુખચિત્ર

કુમાર

ફાગણ
૧૯૮૬




# જવાન દિલ!

[પૃથ્વી]

જવાન દિલ! ક્યાં તું ઓ? નવયુગીય આહ્વાનનાં
ગડે કડડ દુંદુભિ, રણતુરી સ્વરે કારમે
ભરે દશ દિશાઃ 'ચઢો સપુત સર્જો થઈ શત્રુપે,
મરો, પગ ડગો ન હાં! સમય આબરૂનો ખરે!'

ચઢ્યા સુભટ કાંઈ તો ય રણયજ્ઞ આ પૂર્ણ ના,
જવાન! જશ ખાટવો તવ નસીબ જાણે લખ્યો!
જ્વલંત દિલજ્યોતિ, શુદ્ધ રુધિરે, ભર્યાં ગૌરવે
બઢો કદમ કૂચમાં, વિજય પાસ ઢુકે ખરે!

ખરે, વિજય પાસ; આ અણઘડી પડ્યો શત્રુ જ્યાં
ચઢ્યા નવજવાનિયા અડગ, ધીર ને સંયમી,
દરેક કૃતનિશ્ચયી, દિલ સ્વતંત્રતાને ભરી,
અમોઘ ધરી શસ્ત્ર એ વિજયપંથ દળ ઊમટ્યું!

ધસ્યું દળ, સમુદ્રવારિ ગહને લહ્યાં કૌતુકો;
ખરે! વિજય પાસ, આ અણઘડી પડ્યો શત્રુ જો!

'સુન્દરમ'

આ કાવ્યના અનુષંગી ચિત્ર માટે જુઓ આ અંકમાં બેરંગી ચિત્રપ્લેટ તરીકે આપેલું
કનુ દેસાઈનું ચિત્ર 'યુદ્ધપથ'






હિંદુસ્તાનના એકેએક માણસના દિલમાં આજ એક પ્રચંડ જ્વાળા સળગી ઉઠી છે. દોઢસો વર્ષથી લદાએલી બેડીઓથી પાંગળી થઇ ગએલી પ્રજા માટે જીવવાના માર્ગો પણ રૂંધાઇ રહ્યા છે તે વખતે સ્વાતંત્ર્ય મેળવવા કયું પરાક્રમ કરી શકાય ? હિંદ માટે રાજકીય બાબત એટલે અત્યારે તો જીવવાનો હક; અને એ હક માટે પ્રયાસ કરવામાં યે પાછી પાની કરનાર કઈ બીજી આશાનો આધાર લઈ શકશે ?

કેળવણી, વિજ્ઞાન, હુન્નર તથા લડાયક તાલીમનાં સ્વપ્નાં સેવનારાઓ પણ જીવનના માર્ગ મોકળા નહિ થાય ત્યાં સુધી શું કરી શકશે ? બાળક, વૃદ્ધ કે સ્ત્રી જેનામાં આ વાત સમજવાની શક્તિ આવી હોય તેણે રાષ્ટ્રના આ મહાન મથનમાં પોતાની સર્વ શક્તિઓનું બળ પુરવું જ પડશે.

આ મહામંથનના પ્રણેતા મહાત્મા ગાંધીજીએ પ્રજાની નબળાઈઓ અને આકાંક્ષાઓનો સંપૂર્ણ તાગ લઇ લીધો છે, અને હવે તેને પાણી ચડાવી કામ કરતી કરવાને એક અદ્‌ભુત પ્રયોગ પ્રજા આગળ મુક્યો છે. તેમાં દરેક જણ જો સાચી દેશનિષ્ઠા વાળો હશે તો કોઇ ને કોઇ રીતે કામ આવી શકશે તેમના કાર્યક્રમમાં પ્રજાના ચારિત્ર્યના ઘડતરની અજબ ચાવી રહેલી છે. સંકલ્પ અને ક્રિયામાં પ્રજા કેમ આગળ વધતી રહે તે વિચાર એમને દરેક પગલે મુખ્ય છે, ને એક નિઃસહાય નિઃશસ્ત્ર પ્રજા પોતા પર ગુજરતા જુલ્મો નિવારવા માટે જગતની એક અતિ બળવાન, અક્કડ અને સુસજ્જ પ્રજા સામે શી રીતે ઝુઝી શકે તેનો એનો એક વિરલ ઈલાજ એમણે ઘડી કાઢ્યો છે.

વિદ્યાર્થી જગત આ કાર્યક્રમમાં સૌથી મોટો ફાળો આપી શકે એવી તેની રચના છે. માબાપો ઘરની માયામાંથી મુક્ત ન થાય, પ્રૌઢો વર્ષોના દાસત્વથી અને ધંધાની ધુંસરીથી ધાંચીના બેલ બની ગયા હોય, અને કેટલાક નવજુવાન ભણતા પણ નોકરીના ફાંસલામાં પડી ગએલા આગળ આવી ન શકે, તે વખતે સ્વતંત્ર દેશનાં સ્વપ્નાં સેવતો જુવાન વિદ્યાર્થી જ પ્રસંગ ઉજાળશે એવી સર્વત્ર આશા છે. અને ગુજરાત વિદ્યાપીઠના નવલોહીઆ યુવાન વિદ્યાર્થીઓ આજે એ રાષ્ટ્રવિંની પહેલી હાકલે જ આગલી હરોળમાં ઉપડયા છે એ વાત બીજા નવજુવાનોનાં દિલમાં એવો જ શૌર્યનો પ્રવાહ ઉછાળે તો ભારતનું ભાવી જરૂર તેમના હાથમાં છે.

આ પ્રસંગ ખાલી ગર્જનાઓ કરવાનો નથી. માત્ર રાવટા ફુડાડવાથી કે 'ડાઉન વિથ'ના પોકારો કરવાથી કામ થઇ જશે એમ જો વિદ્યાર્થીઓ અને યુવાનો માનતા હોય તો મોટી ભુલ કરે છે; ખાલી શક્તિ વેડફે છે. હવે તો શું 'કરી' શકાય એ જ વિચાર કરી, ગંભીર જવાબદારી સમજી, પોતાનાં વાણી અને વર્તન પર ઘોર સંયમ નાખી ઠંડા મગજથી કામે લાગવાનું છે. હરકોરાટ અને હવાઈ શબ્દાવલિઓ પડતી મુકી આસપાસમાં મજબુત સંગઠનનું કાર્ય કરવાનું છે. આપણી આસપાસ ઘણા યે ઠંડા વિચારો ઢોળનારા હોય છે; ઘણાયે ટીકા કરનારા અને ચાડિયા પણ હોય છે. તેમાંના કોઇની ઉપર લગારે કટાક્ષ કર્યા વિના તેમને અજ્ઞાન અબુધ ભાઇઓ તરીકે દરગુજર કરી, તેમને શરમિંદા કરી બનાવવા જેટલાં ચારિત્ર્ય ને સ્વભાવ બનાવવાં જોઇએ.

ખરેખરો જોખમનો પ્રસંગ કોઇ પણ અક્કલવાળો માણસ તરત કળી શકે છે અને તે વખતે સાવચેતીથી કામ લે છે પણ કેટલાક એવા આકળા હોય છે। કંઇ બન્યું હોય કે બનવાનું હોય તે વખતે બેહદ હોહા કરી મુકે છે. તેઓ ખરો પ્રસંગ સમજીને મન અને શરીરના તંગ કસી લે અને થવા નું હોય તે થાઓ એવો દૃઢ વિચાર કરી નિશ્ચય કરી નાખે તો જ તેઓ રાષ્ટ્રકાર્યમાં શોભવાના છે. કેટલાક તો નાના પ્રસંગને ય મોટું રૂપ આપી આકાશમાં ચડેલ પતંગની પેઠે ધુમાધુમ કરી મુકે છે અને જાણે મોટો વજ્રપાત થવાનો હોય તેમ ચિંતાતુર મોઢાં રાખી ફરે છે. ખુદ પોતનો પ્રસંગ સામે ઉભો હોય તોપણ ચિત્ત સ્વસ્થ રાખી ઠંડે મગજે અને સ્મિતમય મોંએ તેનો સામનો કરવો એમાં જ માણસાઈ છે, મર્દાઇ છે.

દેશની આ મહાન લડતમાં ભામણી સર્ટિફિકેટો, પરીક્ષાઓ અને ડીગ્રીઓની લાલચો હવે ટકવી ન જોઇએ. આપણે સ્પષ્ટ જોઇ લીધું છે કે એક પણ વિદ્વાન કે પ્રોફેસર હજુ એ સર્ટિફિકેટવાળાઓને કોઈ પણ જાતની ગેરન્ટી બાંહેધરી આપવા આગળ આવી શકતો નથી ત્રીસ વર્ષ સુધી એક સારસ હોદ્દેદાર તરીકે નામના મેળવીને ફારગ થએલા એક ગૃહસ્થ મને મળ્યા હતા. તેમણે સ્પષ્ટ સમજાવ્યું કે યુનિવર્સિટી કોઇ દિવસ આ દેશનો દહાડો ઉજાળવાની નથી. બીજા દેશોમાં પાંચ ધોરણ સુધી ભણેલો વિદ્યાર્થી પોતાની આજીવિકા મેળવી શકે એવો બની જાય છે, ત્યારે આપણે ત્યાં ગ્રેજ્યુએટ થયેલાને પણ સુતાર કડિયાથી ઓછું મેળવવાને વે ફાંફાં મારતા રખડવું પડે છે. નવા વકીલો અને ડાક્ટરોનાં જીવન તો તેમનાં અંતર જાણતાં હશે. હમણાં જ એક ખાતાને બે જગ્યા પુરવા માટે

૮૦૦ અરજીઓ મળી છે. ગોરખાનાએ ત્રીસ પાંત્રીસેક જગ્યા પુરવા માટે જાહેરાત કરી તો સત્તરસો અરજીઓ મળી!

આ હાલતમાં પોતાના પેટમાં ખાડા પાડી યુનિવર્સિટીનો ખારો પુરવા નીકળેલી પ્રજા કંઈ વિચારશે?



**સરદાર વલ્લભભાઇ**

'બારડોલીની છેલ્લી લડતથી સરકારને ખાત્રી થઇ ગઇ હતી કે કરમસદનો આ પટેલ ઉસ્તાદ ખેલાડી છે. બ્રિટિશની રગ તે પૂરેપૂરી પારખે છે અને સોગઠી પાકે નહિ ત્યાં સુધી બગલાની પેઠે તપસ્યા કરી શકે છે. એની સચોટ વાણી લોકોનાં હૈયાંમાં અપૂર્વ આગ પ્રગટાવી શકે છે અને એ દોરે એ જ માર્ગે અને એ કહે એટલી જ હદે લોકો કૂચકદમ કરે છે. લોકસંઘને જાગૃત કરવામાં કાંઈ ઉંચા પ્રકારની મુત્સદ્દીગારી નથી જોઇતી, પણ સંઘને ઉત્તેજીને પછી એને અંકુશમાં રાખી પોતાની મરજી મુજબ એનો ઉપયોગ કરવો એમાં જ આજન્મ સરદારની સાચી કળા છે. સરદારની આ શક્તિ સરકાર જાણે છે, તેથી જ તેણે પહેલા દાવમાં એમને ગિરફતાર કર્યા છે. સ્વાતંત્ર્ય-યજ્ઞમાં પહેલી આહૂતિ સરદારની લેવાય એ શુભ શકુન છે.' (સૌ.મિ.)

## ધર્મયુદ્ધનાં મંડાણ

'જગતમાં કદી નહિ બનેલું એવું આ યુદ્ધ છે, અને તમારાં સદ્ભાગ્યે તમારા આંગણે એ મંડાવાનું છે તમને ખબર હશે અને ન હોય તો હું આપું છું કે જગતમાં આ દેશનો કે પરદેશનો ઇતિહાસ વાંચો તો તેમાં ગુજરાતનું નામ-નિશાન નથી. તમારા છોકરાને પારકો ઇતિહાસ ભણવાનો હોય છે. બહુમાં બહુ તો તેમાં આટલું જ લખાયું છે કે ગુજરાતીઓ એટલે વેપાર ખેડી ખાનારા દલાલો. એમણે શમશેર કદી ઝાલી નથી, રણસંગ્રામ જોયા નથી, તોપના ભડાકા સાંભળ્યા નથી, તડકો છાંયડો જોયો નથી એવા ગુજરાતમાં આવું ધર્મયુદ્ધ મંડાય છે એ તમારૂં સદ્ભાગ્ય છે. એમાં શો હિસ્સો આપશો તેનો વિચાર તમારે પોતાને કરવાનો છે.

જે ગુજરાતમાં યુદ્ધ થયું નથી, જ્યાં પડકાર સંભળાયા નથી, જેની નસોમાં લોહી ઉછળતું નથી, જેના ચહેરા ઉપર તેજ નથી, આંખોમાં ફેફ નથી એ શું કરવા આવું યુદ્ધ લઇ બેઠા હશો એમ કોઇ પુછે પણ ખરો. તમે જવાબ આપશો; પણ એ તો જીભથી નહિ આપી શકાય. જવાબ આપવો હોય તો બારડોલીના ખેડુતો તમારા પોતામાંના જ હતા. આખા ગુજરાતમાં નરમમાં નરમ એ પોચા ખેડુતોએ એક વાર તો વગર હથિયારે આ સલ્તનતની નીચી મુંડી કરાવી છે. આ ગુજરાતીઓ બીજી વાર ભયંકર યુદ્ધ ઉપાડે છે તે હિંદની ઈજ્જતની ખાતર, ગુજરાતને પોતાનો ઇતિહાસ વાંચવાનો થાય એ માટે, અને વડીલોએ પોતાનો હિસ્સો એ લડતમાં આપેલો છે તેવું જાણી ભવિષ્યની પ્રજા ઉંચી ડોક ફરે એ માટે. તમને એ માટે મગરૂબી થવી જોઇએ.

જુવાનિયા શબ્દો પાડતા હતા, 'અભણો જોઇએ છે, ઇન્ડિપેન્ડન્સ જોઇએ છે.' તે કરી બતાવવાનો વખત હવે આવ્યો છે. હિંદુસ્તાનની મુક્તિ માટે આગેવાનો ઉપર બેડીઓ પડતી હશે તે વખતે સાઇકલો ઉપર બેશી, ગોપટીઓ લઇ કૉલેજની ઇમારતો તરફ તેઓ આંટા મારતા નહિ હોય. 'લૉંગ લિવ રેવોલ્યુશન'ની બુમો પાડતા હતા તે ડિગ્રીની આશા નહિ રાખતા હોય.

યાદ રાખજો કે આ લડાઇ છેવટની છે. જોજો, આપણને નીચું જોવા વખત ન આવે; જેઓ સેવા કરી રહ્યા છે તેમને એબ ન લાગે. હું તો હર્ષઘેલો થઇ ગયો છું કે હાં-મોકો મળે છે. જ્યારે તીડનાં ટોળાંની માફક ગોળીઓ છુટતી હોય ત્યારે ગુજરાતીઓ હસતા હોય તો સરકારને ખબર પડે કે આ બધું તો નકામું ગયું હવે સીધું સટ થવાનું છે અને સીધું કરવાની તાકાતનો હિસાબ ગુજરાતમાંથી કાઢવાનો છે. જેને મરણનો ભય લાગતો હોય તે જાત્રાએ જજો; જેની પાસે પૈસા હોય તે પરદેશ જજો; ઘરડાઓ હોય તે વીલ કરજો. જુવાનિયા હોય તે બધાને મરદાની બતાવવાનો વખત આવ્યો છે. નહિ તો ઘરવાળીને કહેજો કે આજ સુધી હું નામરદ હતો એવું નહોતું લાગ્યું ને હવે છુટાછેડા કરવા છે. ખુદાના બંદા હો તો પ્રાર્થના કરજો કે ઈજ્જત રાખે. ગુજરાતીઓ ઇતિહાસમાં સ્વતંત્રતાનું પહેલું પાનું લખે છે. ઇશ્વર તમને તાકાત આપે.

(સરદારના બારડોલીના ભાષણમાંથી)

ક્રાન્તિના નામમાત્રથી લોકો જ્યારે કંપતા એ જમાનામાં ક્રાન્તિના વિચારોને અપનાવનાર અને પ્રસારનાર

# નિત્યયુવાન નરસિંહભાઇ



આ લેખનું મુળ મથાળું લેખકે 'પલિત યુવાન' (પળિયાં આવેલા છતાં યુવાન) એવું રહેલું માથે પળિયાં આવ્યા છતાં પણ જે વિચારે, આચારે અને હૃદયે હજી, બલ્કે હમેશાં જુવાન જ છે એવા શ્રી નરસિંહભાઈ પટેલને જેણે જોયા હોય તેને પહેલી જ મુલાકાતે લાગે કે તે ખરેખર નિત્યયુવાન છે. ભાવનાની ઉષ્મા, વિચારની તેજસ્વિતા અને જીવનના ઉત્સાહમાં એ આ ઉમરે પે કોઇપણ નવયુવાનને હઠાવે એવા છે. બંગભંગ અને સુરત કૉંગ્રેસના પ્રસંગોથી જ્યારે દેશ ખળભળી ઉઠયો હતો અને ગુજરાત 'શાંતિ તથા સુવ્યવસ્થા'ના ધારણ નીચે નિરાંતે ઘોરતું હતું એ સમયમાં, વિપ્લવકારી સાહિત્ય ફેલાવવાના ગુનાહ માટે સરકારનો ખોફ અને જેલ વેઠી, અનેક હાડમારીઓ, રખડપાટ અને દેશવટા ભોગવીભોગવી જીવન જોગવેલા એ યુવાન હજુ આજ તો 'પાટીદાર' મારફતે પોતાની જ્ઞાતિની સેવા કરી રહ્યા છે; (હવે 'પાટીદાર' મોતીભાઈને સોંપી આ લડતમાં જોડાયા છે.) પણ જેણેજેણે એમનું લખેલું ગૅરીબાલ્ડીનું ચરિત્ર વાંચ્યું છે, વિચારની નવીનતા અને ઉષ્માથી ભરેલા છુટાછવાયા લેખો જોયા છે, અથવા આજ પણ 'પાટીદાર'માં આવતી એમની 'પ્રસંગકથા' વાંચી છે તે સૌને એમની તેજસ્વિતાનો સારો પરિચય છે. પણ એમનો ખરો પરિચય તો એમના અંગત પ્રસંગમાં આવનારને જ થાય. હાસ્યથી સદા યે પુલકિત રહેતા એમના ચહેરા પર પડેલી જીવનની કઠણાઈની અનેક રેખાઓ પાછળ, દુનિયા પરનો કટાક્ષભાવ અને અંદર ધુંધવાતી વિચારજ્વાળાઓ, જોનારને જણાઈ આવે. અને તમે એક વાર પરિચયમાં આવ્યા, કોઇ નવો વિષય ઉપાડયો, વાતને જરા વેગ આપ્યો, કે પછી તમારી મગદૂર નહિ કે એમની અવિરત વહેતી વિચારધારાના રસમાંથી બહાર નીકળવાનું મન કરી શકો. જીવનની હરકોઈ બાજુનું સજીવ રીતે નિરુપણ કરવાની, તેને નવા જ દૃષ્ટિબિંદુથી જોવાની અને પોતાના અનુભવ તથા બહુશ્રુતતાની કસોટી પર કસી કાઢવાની તેમનામાં સરસ શક્તિ છે. સંસ્કૃત, અંગ્રેજી, બંગાળી અને જર્મન ભાષાનો સારો પરિચય ધરાવવા ઉપરાંત 'ફાઇલૉલૉજી' (ભાષાશાસ્ત્ર) અને 'ઇન્ડૉલૉજી'ના તે અચ્છા અભ્યાસી છે. પણ અભ્યાસીની જડતા કે શુષ્કતા એમનામાં નથી. સદા વહેતા ઝરણ જેવું એમનું જ્ઞાન સજીવ, તાજું અને જીવનની સર્વ બાજુઓને સ્પર્શતું વહ્યા કરે છે.

આજથી ૫૬ વર્ષ ઉપર સંવત ૧૯૩૦ માં પેટલાદ તાલુકાના સોજીત્રા ગામમાં એક સામાન્ય પાટીદાર કુટુંબમાં આ અસામાન્ય પુરુષનો જન્મ થયો. જે વ્યક્તિને આપબળથી આગળ આવવાનું હોય છે ને જીંદગીની તડકીછાંયડી જોવાની હોય છે, તેને ભવિષ્યમાં એવા સંજોગોમાં અડગ અને અણનમ રહી શકે એવા પ્રકારની કેળવણી, બાલ્યકાળથી જ જાણે ન મળી રહેતી હોય એમ માલુમ પડે છે. એવું જ આ પુરુષને વિષેપણ હતું.

નાનપણમાં કુટુંબમાં માતાપિતા ને દાદા હતા. કુટુંબની ગરીબાઇ પુષ્કળ, પણ એ જમાનામાં રોકડા પૈસાની બહુ જરૂર પડતી નહિ. એટલે કુટુંબનિર્વાહ અનાજપાણી ઉપર નભી રહેતો. પિતા સરળ સ્વભાવના ને સાદા માણસ હતા. તેઓ સંસ્કૃત પુસ્તકોની

નકલો કરવામાં પ્રવીણ હતા. તે સમયે છાપખાનાં ચાલુ થઇ ચુકેલા છતાં આવા પ્રકારની હસ્તકળાને હજી સમાજમાં સારૂં સ્થાન હતું. માતા ધર્મિષ્ઠ હતાં, પણ તેમનામાં બાહ્ય ડોળ જેવું કંઇ પણ હતું નહિ. તેઓ હરહમેશના કાર્યમાં જ 'ધર્મ'ને લાગુ પાડતાં. તેમનો ધર્મ સ્વામીનારાયણ હતો એટલે સહેજ મરજાદીપણું ખરૂં; પણ તે બુદ્ધિયુક્ત જ. એક વખતે ગ્રહણ હતું. તે થઇ રહ્યા પછી સામાન્ય રીતે દરેક હિંદુ નહાય ને પછી જ કોઇ પણ ચીજને અડી શકે. નરસિંહભાઇએ નહાવાની ના પાડી. માતાએ ઘણું સમજાવ્યા, પણ એ તો એકના બે ન જ થયા. છેવટે કંટાળીને બાએ કહ્યું, 'જો તું નહિ નહાય તો આ ફળીઆનાં ઐરાંમાં મારી આબરૂ જશે.' નરસિંહભાઇ કહે, 'પણ બા, તું મારી વાત નહિ સાંભળે?' બા તો તૈયાર જ હતાં. ભાઇ કહે, 'તારી આબરૂ તો અહીં ઐરાંમાં જશે પણ હું જો નહાઉં તો મારી આબરૂ કૉલેજ આખીના છોકરાઓમાં કોડીની થઇ જવાની.' બા સમજી ગયાં અને વગર નહાયે ખાવાની છુટ મળી. આવી રીતે તેમણે ધર્મ અને વિચારને જીવનમાં સાથે વણી દીધેલાં હતાં.

જુના ગ્રામ્યજીવનનો અનુભવ કોઈ વૃદ્ધ પાસેથી સાંભળીએ તો ડેલી, ચોરો, ખેતર, ચબુતરો વગેરે સ્થાનોની જોડે સંકળાએલાં રસિક ને અનુભવભર્યાં અનેક સ્મરણો આપણને જાણવા મળે. નરસિંહભાઇના દાદાનું કામ આખો દહાડો ડેલીએ બેસી રહેવાનું. ડેલી એવી જગ્યાએ કે જ્યાંથી દરેક ગામથી આવતાજતા લોક ડોકિયું કરતા જાય. ડેલી આગળથી કોઇ પણ 'રામ-રામ' કર્યા વગર અગર અફીણની કાંકરી ખાધા સિવાય તો ન જ જાય. આ કુટુંબમાં ગરીબાઇ છતાં પરોણા-ચાકરીમાં કોઇનું મન ચોરાતું નહિ. નરસિંહભાઇ ઉપર આ ડેલીએ જો પોતાનો પ્રભાવ પાડ્યો હોત તો તેઓ અફીણી બન્યા હોત કે પછી તડાકા મારવાનો શોખ વધી પડ્યો હોત. પણ એમનામાં આનાથી અવળી જ અસર થએલી આપણને માલુમ પડે છે. એ ડેલીમાં એક કલો બારોટ કથા કહેતા. તેઓ કહે છે કે કલો બારોટ રજપુતાનાની વીરરસની જેવી વાર્તા કહેતા એવી અત્યારે ભાગ્યે જ કોઇક કહેનાર મળી આવે. બારોટ મોટા રંગીન ફેંટા બાંધે. એ ફેંટો એટલે અફીણ, કાગળ, કલમ વગેરેનું રહેઠાણ. બરાબર અફીણની ઘુંટ લે એટલે પછી વાત કહેવામાં જામે. વચ્ચેવચ્ચે જાણે ઝોકું ખાઇને ઝબકી ઉઠતા હોય એમ લાગે અને વળી ખોંખારો ખાઇ આગળ વાત ચલાવે. આ વાર્તાઓએ નરસિંહભાઇનું જીવન ઘડવામાં ઘણો ભાગ ભજવ્યો છે એમ કહી શકાય.

સાત વર્ષની ઉમરે ગાયકવાડી ગુજરાતી નિશાળે પગ દીધો ને તે જ વર્ષમાં પરણ્યા! તેમનાં પત્ની દીવાળી બ્હેન તેમના કરતાં એક વરસ મોટાં છે! તે વખતે આગ મોટ્ટી ઉમરે જ દરેક ભણનાર નિશાળે બેસતો. આથી તોફાન ને ધીંગામસ્તીમાં જ શારીરિક અને માનસિક વિકાસ સધાઇ જતો.

ઘરમાંથી પૈસા ચોરવા અને પતંગો ચગાવવી, હોળીના તહેવારોમાં બધાએ 'ચીનના શાહુકાર' બની કોઇનાં ગાડાં તો કોઇના ખાટલા કે પાટડા બાળવા, આવીઆવી તોફાની રમતોમાં મચ્યા રહેતા બધા લંગો-ટિયા ભાઇબંધો દિવસો વીતાવતા. હોળી વખતે બી-જાને નુકસાન કરતા તેમાં એક જ ધ્યેય હતું કે કોઇ પણ સંજોગોમાં હોળી બરાબર મનપસંદ રીતે પ્રગટા-વવી. તરતાં તો ઘણાખરાને આવડે. ગામનું તળાવ પાર કરવું એ નરસિંહભાઇને આઠ નવ વર્ષની ઉમરે પણ રમત વાત હતી. ગેડીદડા એ તે વખતની મરદાની રમત હતી. ગતના ઉજાગરા ને કોઇ વખત ગેડીના ઘા ખમવા, ઉદારતાથી ગુનાને ભુલી જવો, આ બધું જાણે કુદરતી હોય એમ તે વખતે જુવાનોના સ્વભાવમાં વણાઇ ગએલું હતું. તે વખતે ખાસ રમત 'ખીલદડા'ની હતી. એક માણસ ધોતિયાનો એક છેડો પકડી વચ્ચે બેસે. દાવવાળો બીજો છેડો ઝાલી પેલાને મધ્યબિંદુ રાખી ચક્કરચક્કર ફરે. વચ્ચેના માણસ—ખીલા (किल्ल)—પાસે રમનારા એકએક ફારક, ધોતિયું કે છેડી લાવ્યા હોય તે મુકી જાય. પછી પેલા ફરનારના પંજામાં સપડાયા વગર એ ધોતિયાં ઉઠાવી જવાનાં. જેનું રહી જાય કે પકડાઇ જાય તેને માથે દાવ, અને તેના ધોતિયાનો કોરડો કરી તેને મારવાનો એ શિક્ષા. આમાં જુદાજુદા પક્ષો રચાતા તે રમતો રમાવા પુરતા જ. પછીથી એ પક્ષાપક્ષી અદશ્ય થતી.

ગુજરાતી નિશાળમાં છઠ્ઠું ધોરણ પાસ કરી ચૌદ વરસની ઉમરે અંગ્રેજીમાં બેઠા ને બાવીસમે વર્ષે મૅટ્રિક

પાસ થયા. હાલના જમાનામાં જ્યા છોકરાઓ પંદર પંદર વરસે મૅટ્રિક પસાર કરે છે ત્યાં આ નવાઇ જેવું લાગે; પણ તે જમાનામાં 'વેંતિયા' છોકરાઓ નજરે ચડતા નહિ. મોટી ઉંમરે નિશાળે બેસવાથી શારીરિક અને માનસિક વિકાસને પુરેપુરો અવકાશ મળતો, એટલે ફરજિયાત શારીરિક કેળવણી રાખવાની જરૂરિયાત જણાતી નહિ, કારણકે એમાં બધા કંઇ ને કંઇ શારીરિક કસરત સાહજિક આપમેળે કરી જ લેતા, એટલે એ મરજિયાત હતું.

જ્યારે તેઓ સત્તર વર્ષના થયા ત્યારે તેમનાં પત્નીને વળાવવામાં આવ્યાં. પરણ્યા સાત વર્ષે પણ વળાવ્યાં દસ વર્ષ બાદ. આ રીતે 'સમ્મતિ વયના કાયદા'ની જરૂરિયાત પણ તે વખતે જણાતી નહિ હોય એ સ્વાભાવિક છે. સૌ એ 'કાયદા'ને જાણેઅજાણે પણ માન આપતાં હતાં જ. આ બાળલગ્નથી અને ઉમરના પ્રમાણથી તેમને કદી પણ દિલગીરી નથી થતી. વળી તેઓ અત્યારે વરકન્યાની ઉમરમાં તફાવત જ ન હોવો જોઇએ એ સિદ્ધાન્ત કેટલે અંશે ખરો છે તે વિષે શોધ ચલાવી રહ્યા છે. તેઓ પોતાનાં પત્ની સંબંધી સંતોષપૂર્વક કહે છે કે, 'એમની—પત્નીની—જ સહાયતા ને પરિશ્રમથી હું આટલું કરી શકું છું. એમની ખફા મરજીને લીધે વધારે સંકટો આવ્યાં હોત. મારા જેટલી ઉમરવાળાની સાથે બૈરું બહાર ફરવા નથી નીકળતું. પણ હું તેમની સાથે આ ઉમરે પણ બહાર ફરવા સાથે જ નીકળું છું.' વાત પણ ખરી છે. ઘરનો બધો કારભાર દીવાળીબાને માથે જ. અને જ્યારે જોઇએ ત્યારે એ જ હાસ્ય અને ઉત્સાહ આપણને નજરે પડે. કોઇને જે કંઇ કહેવું હોય તે વિના ડરે પણ સંભળાવી શકે એટલું સ્પષ્ટ વક્તવ્ય એમનામાં છે.

કોઇના જીવન પ્રસંગોથી જેટલું જાણવાનું મળે તેટલું ભાગ્યે જ બીજી કોઇ દિશામાંથી મળી રહે. નરસિંહભાઇના જીવનના કેટલાક પ્રસંગો આપણે જોઇશું, જેથી એમનું જીવન કેવી રીતે ઘડાયું તે આપોઆપ જ સમજાશે.

મુળથી જ ક્રાંતિવાદીના ગુણ જાણેઅજાણે પણ તેમનામાં પ્રવેશ કરી બેઠેલા. મસ્તી એ જ એમને મન નિજાનંદ હતો. કોઇ પણ કાર્ય પાર પાડવું ધાર્યું હોય તો હાથ ઉપર લીધા પછીથી સચોટતાથી અને તનતોડ મહેનત કરી સંપૂર્ણ કર્તવ્યપરાયણ બની તેને પાર પાડવું એ સિદ્ધાન્ત પહેલેથી જ તેમનામાં આપણને જણાય છે. એક વાર એમના કાકાના દીકરા અને એ ભણવા બેઠા હતા. અચાનક બંનેને તળાવમાં નહાવાનો વિચાર સ્ફૂર્યો. બંનેય સ્લેટ દફતર જ્યાંનાં ત્યાં રહેવા દઇ તળાવે ગયા. નહાવા પડ્યા એટલામાં દાદાએ દીઠા. દાદા કડક મિજાજના હતા. બંનેને બહાર આવવા કહ્યું. શી મગદુર કે હુકમનો અનાદર થાય? બંનેને દાદાએ ઘેર લાવી દોરડે ને દોરડે ખુબ માર્યા અને 'લેસન' કરવા બેસાડ્યા. નાનપણમાં મારની તેમને નવાઇ જ ન હતી. તેઓ કહે છે કે 'હું તો મારમાં જ ઉછર્યો છું.' લેસન કરવા બેઠા ને 'બે જ મિનિટ' થઇ હશે અને ફરી એ જ તળાવ અને એ જ મઝા! આ વખતે તેમનું વય ફક્ત આઠ જ વર્ષનું હતું. બીજો પ્રસંગ પણ તેમના આ વિચારને સચોટ રીતે રજુ કરે છે. ગામ વચ્ચે થઇને નિશાળે જવાનું. રસ્તામાં એક પત્થરની ઠેસ વાગી. પત્થર હચમચાવ્યો પણ નીકળ્યો નહિ. પણ એમ કંઇ મનમાં આવેલી વાત છુટે એમ ન હતું. ઘેર ગયા ને કોદાળી લાવી પત્થર ખોદી નાખ્યો અને કોદાળી ઘેર મુકી આવીને નિશાળે ગયા! આમ વિચારોને કાર્યમાં મુકવાની ટેવ એમને ગળથૂથીમાં પવાઇ હોય એમ લાગે છે.

નિશાળમાં નવા માસ્તર આવેલા. તે હેડ માસ્તરની ઑફિસમાં ટેબલ ઉપર ટોપી મુકી બહાર ગએલા. અચાનક નરસિંહભાઇ ત્યાં પહોંચ્યા. રમતમાં ને રમતમાં એક ખડિયો—જેનો ભુચ વાસેલા જેવો લાગતો હતો તે—ટોપી ઉપર ઉંધો વાળ્યો. કમનસીબે (શિક્ષકના કે વિદ્યાર્થીના!) ભુચ નહિ ને શાહીથી ટોપી ખરાબ થઇ ગઇ. બીકના માર્યા શાહીચૂસ લગાડવા જેટલી હીમત પણ ન રહી. ક્લાસમાં જઇને દરેકને દમ દીધો કે કોઇએ તેમનું નામ ન આપવું. પણ નામ કહ્યા વિના કાંઇ રહે? માસ્તર મનમાં તો ઘણું દાઝે બળ્યા, પણ જવા દીધા. તે દિવસથી તેમનો કયો વિષય કાચો છે એ પકડી કાઢવા માસ્તરે મન પરોવ્યું. થોડા જ દિવસમાં ભૂગોળ તેમનો કાચો વિષય છે એમ જણાયું. આ બહાના હેઠળ માસ્તરને એમને શિક્ષા કરવી હતી. આયર્લૅન્ડની ભૂગોળ ઘેરથી કરવાની

આપી માસ્તરે હુકમ કર્યો કે, 'જેને કાલે નહિ આવડે તેને પાટલી ઉપર ઉભો કરવામાં આવશે.'

બીજે દિવસ થયો. ભૂગોળમાંથી પ્રશ્ન પુછાવા લાગ્યા. ભાઇને પુછ્યા, પણ એકે ય શાનો આવડે?

માસ્તર કહે, 'કેમ, ભૂગોળ નથી વાંચી લાવ્યો?'

'વાંચી'તી ખરી, પણ આવડતી નથી.'

'ન આવડે તો પાટલી ઉપર ઉભો થા.'

'ના સાહેબ; એ નહિ બને.'

'ત્યારે ભૂગોળ કેમ ન કરી આણી?'

'પણ સાહેબ મોઢે ચડે ત્યારે ને?'

'ત્યારે પાટલી ઉપર ઉભો થા.'

પણ એ ગણકારે એમ ન હતું. આજ તેમણે માસ્તરની પુરી ફજેતી કરવા ધાર્યું હતું. માસ્તર થાકીને હેડ માસ્તર પાસે લઈ ગયા. હેડ માસ્તરની આગળ બધી ફરિયાદ રજુ કરી. હેડ માસ્તરે પુછ્યું, 'કેમ અલ્યા, લેસન કરી નથી લાવતો ને વળી હુકમ પણ નથી માનતો?'

'પણ સાહેબ શું લેસન ન આવડ્યું તે તો એ કહેતા નથી.' તેમણે જવાબ આપ્યો.

હેડ માસ્તરે માસ્તર પાસેથી શું નથી આવડયું એ જાણી લીધું. એટલે નરસિંહભાઇ કહે, 'સાહેબ, ભૂગોળ તો આજ બરાબર આવડે છે. નાહકના મને પજવવા આટલું બધું કરે છે. તમે પુછો ને ન આવડે તો જે શિક્ષા ફરમાવશો એ મારે કબુલ છે.'

ત્યાં જ પ્રશ્નો શરૂ થયા અને માસ્તરના આશ્ચર્ય વચ્ચે તેમણે કડેડાટ સાચા જવાબો આપ્યા. માસ્તર જુઠા પડ્યા ને ઝંખવાણા પણ ખરા. બંને ક્લાસમાં આવ્યા. માસ્તરને તો ખુબ રોષ ચડેલો, પણ હવે ઉપાય ન હતો. બધાને બીક પુષ્કળ લાગી એટલે બે દિવસ સુધી હડતાળ પાડી. એ વર્ગમાંથી કોઈ નિશાળે જ ન ગયું. જ્યારે માસ્તરે કોઇ પણ ગંભીર પગલું ન ભરવાની બાંહેધરી આપી ત્યારે બધા વર્ગમાં દાખલ થયા. આ વખતે તેઓ અંગ્રેજી બીજા ધોરણમાં હતા.

એક વાર હેડ માસ્તર નવા આવેલા. નિશાળમાં એક કલાકની બપોરની છુટી આપવાનો નિયમ હતો. પણ હેડ માસ્તર જ્યાંથી આવેલા ત્યાં અરધા કલાકનો નિયમ હતો. તેમને એક કલાક ન રૂચ્યો એટલે હવેથી અરધા કલાકની બપોરની છુટી રાખવામાં આવશે એ પ્રમાણે નોટીસ ફેરવી. પાંચ ધોરણમાંથી ત્રીજા ધોરણ સિવાય કોઇએ વાંધો ઉઠાવ્યો નહિ. આ ચળવળમાં મુખ્ય ભાગ બીજા કોનો હોય? હેડ માસ્તરે એમને બોલાવીને પુછ્યું, 'તારે શો વાંધો છે?'

"મારા વર્ગમાં ખેડાવાળ જ્ઞાતિના કેટલાક વિદ્યાર્થીઓ આવે છે અને તેમનું ઘર લગભગ અહીંથી પોણો માઇલ દૂર થાય. એટલે અરધા કલાકમાં ઘેર જઇ ખાઇને પાછા શી રીતે આવી શકે?'

'ખેડાવાળને વાંધો છે તેમાં તારે શું? બીજાની પંચાત તું શું કામ કરે છે?' હેડ માસ્તર પદાર્થપાઠ શીખવવા લાગ્યા!

'મારે પણ વાંધો છે. મને હુક્કો પીવાની ટેવ છે. એટલે હુક્કો પીઉં તો જ હાજતે જવાનું મન થાય. માટે મારે ય એટલી રજાએ તો ન ચાલે.'

હેડ માસ્તરને સલાહનાં ચિહ્ન ન જણાયાં. તરત જ હુકમ કાઢ્યો કે અરધા કલાકની જ રજા ભોગવી દરેકે નિશાળમાં હાજર થવું.

નરસિંહભાઇએ તરત જ વર્ગમાં સામી નોટીસ ફેરવી કે કોઈએ કલાકની રજા ભોગવ્યા સિવાય આવવું નહિ. અને કોઇ છાનોમાનો સરકી ન જાય તે માટે 'ચોકીદારો' ગોઠવી દીધા.

બપોરે હેડ માસ્તર ખીજાયા. હાથમાં સોટી ને રૌદ્ર સ્વરૂપ ધારણ કરીને આવ્યા. દરેકને એકએક સોટી ને નરસિંહભાઇને બે સોટી મારી અને પુછ્યું, 'હવે માનશો?' હઠ જવાબ મળ્યો કે 'ના સાહેબ, કલાક તો લાગશે જ.' બંને પક્ષો હઠે ચડ્યા. હેડ માસ્તર રોજ આવે. રોજ એકએક સોટી વધતી જાય. આમ દસમે દિવસે આવ્યા. દરેકને દસ સોટી ને નરસિંહભાઇને અગિયાર મારી. ને પછી પુછ્યું, 'કેમ, હજી માનશો કે નહિ?' શાંતિભેર જવાબ મળ્યો 'ના સાહેબ, કલાક તો જોઇશે જ!'

વિજય મેળવવા પુરી કસોટી થઇ ગઈ હતી. તે સોટી મારી જવાબ મેળવી ગયા ને તરત જ નોટીસ ફેરવી કે 'આજથી બપોરે એક કલાકની રજા આપવામાં આવે છે.'

બાળપણના દિવસોમાં પણ એ નિત્યનોંધ રાખતા! અત્યારે તો એ નોંધપોથી ખોવાઇ ગએલી છે, પણ તે દિવસના બનાવ ઉપર તેમણે લખેલું યાદ છે કે,

'રાજા ગમે તેવો બળવાન હોય પણ પ્રજા ધારે તો તેને ઠેકાણે લાવી શકે.' તેમને પોતાને પણ નથી સમજાતું કે આવો રાજકારણ વિષયી વિચાર પોતાને શી રીતે પ્રથમ સ્ફૂર્યો હશે?

ઉનાળામાં ખરે બપોરે પારકા આંબાની કેરીઓ ચોરીછુપીથી ખાવી એમાં છોકરાઓને એક જાતની મઝા પડે છે. સાહસ, બીજાને મહાત કરીને કાર્ય સાધવું, વિટંબણાઓમાંથી પસાર થવું વગેરે વિચારોમાંથી આવાં કાર્ય હાથ ધરવાનું મન ઘણી વખત થાય છે. નિશાળમાં વર્ગ ચાલતો હતો. ગામમાં એક લંગડા ગોર હતા. એ ઘોડી રાખે. ચલાય નહિ એટલે આખો દિવસ બહાર નીકળવા ઘોડેસવારી કરે. એક વખત ઘોડી ઉપર ચડી એ ગામ બહાર પરચુ જવા ચાલ્યા. નરસિંહભાઇએ નિશાળમાંથી જોયા. પોતાને ઘોડેસવારી કરવાનું મન થઇ આવ્યું. તરત જ લઘુશંકા કરવા જવા માસ્તરની રજા લીધા ને ગોરની પાછળ ને પાછળ ચાલ્યા. જેવા ગોર ઘોડી ઉપરથી ઉતરી બેસવાની તૈયારી કરે છે તેવી જ એમણે ઘોડી પલાણીને મારી મુકી. સારી પેઠે ચક્કર મારી આવી, હતી ત્યાં ને ત્યાં ઘોડી મુકી, ડાહ્યા થઇ વર્ગમાં આવી બેસા. થોડી વારમાં તો ગોર નિશાળ તરફ આવતા જણાયા. રામ રમી ગયા! માસ્તર બધું જાણશે અને હાડકાં સરતાં થશે એનો ભય લાગ્યો. પણ એક વિચાર સુઝ્યો. ખોટી રીતે ઉલટી થવાનું થાય છે એમ દેખાવ કરી

## વાંછા

[વસંતતિલકા]

મુક્તિ! પ્રભા–હૃદયની–પ્રભુ! પ્રાણ શ્વાસ!
ત્વચ્છા સનાતન! અને અવિભિન્ન આશ!
સંજીવની! પુનરજન્મની ઓ વિધાત્રી!
તું એકમાત્ર જગમાં મુજ આશઃ ધાત્રી!

ના; આશ એક ઉરની તુજથી મહાન;—
હા! એ તૃષા નહિ છીપે કરી મુક્તિપાન.
સ્વાતંત્ર્યના જગનમાં બલિદાન થાવું.
મુક્તિ પ્રિયા–પ્રિયતમા બલિદાન માનું.

કૃષ્ણલાલ શ્રિધરાણી

કૃચ બારસ ૧૨:૩:૩૦

બહાર ગયા. જ્યાં ગોરની અને એમની નજર મળી કે એક પત્થર લઇને તેમના તરફ તાકીને ઇશારતથી સમજાવ્યું કે, 'ભલા થઇને છાનામાના ગામ ભણી સિધાવો; નહિતો લમણું નીતરતું થઇ જશે!' ગોર પણ સાનમાં સમજે એવા હતા! મુંગામુંગા ગામ તરફ ઘોડી હાંકી મુકી.

આમ તોફાન, રખડવું, મજાક બધું ચાલતું હતું પણ ભણવામાં નંબર આગળ જ રાખતા. વિષય ન આવડે તે બુદ્ધિની ઉણપને લીધે નહિ, પણ વાંચવાના આળસને આભારી હતું. એક વખત પ્રવેશક પરીક્ષામાં ભૂમિતિનો પેપર ન આવડવાથી આખો જ નહિ, પણ પછી ચીવટ એવી લાગી કે થોડા જ દિવસમાં ભૂમિતિ બરાબર કરી વાર્ષિક પરીક્ષામાં સારા માર્ક મેળવ્યા. શાળાનું લેસન વાંચવામાં ખાસ રસ પડતો નહિ, પણ બહારનું વાંચન તો ખુબ કરતા. કર્નલ મેડોઝ ટેલરનાં 'સીતા' 'તારા' અને 'એક ઠગની કબુલાત–કથા' નામનાં પ્રખ્યાત પુસ્તકો તે વખતે તેમણે વાંચેલાં.

પાંચમા ધોરણમાં નાપાસ થયા પછી તે વડોદરે ગયા. જ્યારે સોજીત્રા હતા ત્યારે એ અને બીજા પાંચ વિદ્યાર્થીઓની એક ટોળી હતી. તેઓ રાત્રે વાંચવા એક જણને ઘેર મળે. ત્યાં સાથેસાથે કેરીનાં ચીરિયાં, જાંબુ, રાયણ વગેરેની મિજબાનીઓ પણ ઉડે. એવામાં એક મિત્રને ત્યાં જમણ આવ્યું. પણ આ છ જણનો વહેવાર નહિ, એટલે જમવા તો શી રીતે નોતરે!




'કુમાર': ફાગણ ૧૯૮૬ — **યુદ્ધપથ** — ચિત્રકાર: કનુ દેસાઈ

'ચઢ્યા નવજવાનિયા અડગ, ધીર ને સંયમી,
ફરેક કૃતનિશ્ચયી, દિલ સ્વતંત્રતાને ભરી,
અમોઘ ધરી શસ્ત્ર એ વિજયપંથ દળ ઊગટ્યું.'

ભારતના મુક્તિસંગ્રામની ગાંધીજીની ૧૨મી માર્ચ (૧૯૩૦)ની પહેલી ઐતિહાસિક કૂચના સ્મરણાંક તરીકે ભાઈ કનુ દેસાઈએ કૂચનું શોભનચિત્ર આલેખ્યું છે. લડતનાં તત્ત્વોને એમાં સંજ્ઞાઓ વડે સૂચિત કર્યાં છે. કૂચ એ મુખ્ય ભાવ છે, તેને વ્યક્ત કરવા બતાવેલા મોટા પગ એ ચિત્રનું મુખ્ય અંગ છે. (પાછળના ભાગમાં દૂર સમુદ્રી ગર્જતી ધપતી ટુકડીઓ પણ એની જ અનુગામી છે) નિઃશસ્ત્રતા અને શાંતિમય દુઃખસહનનો ભાવ પગને ખુલ્લા રાખીને બતાવ્યો છે; અને એવા અહિંસાત્મક યુદ્ધને અંતે હમેશાં વિજય જ હોય છે એ માર્ગમાં વેરેલાં ફૂલોથી સૂચિત કર્યું છે. ભારતના કલ્યાણ માટેના આ મુક્તિયજ્ઞની મહત્તા અને પાવિત્ર્ય ડાબી બાજુએ દર્શાવેલી યજ્ઞવેદિથી, અને તેને માટે ભલે અહિંસક પણ અમોઘ શક્તિ જોઈએ તે જમણી બાજુએ આલેખેલા ત્રિશૂલથી સૂચવ્યું છે. જમણી તરફના આગળના ભાગમાં પ્રજાના અંતર સમા ઘૂઘવતા સાગરનાં મોજાં છે; પાછળ, ઉગતા સ્વાતંત્ર્ય-સૂર્યની લાલિમા છે; અને એ બધાંને વાદળની સૌંદર્યરેખાથી ગુંથી લીધાં છે. વિવિધ સંજ્ઞાઓને પ્રમાણબદ્ધરીતે અને સુરેખપણે ગુંથીને આવાં અસરકારક સંજ્ઞાચિત્રો પ્રકટાવવાની કલા આપણે ત્યાં નહિ જેવી છે. રૂપકો વડે અર્થ સૂચવતા સંજ્ઞાકાવ્યોમાં હોય છે તેવી જ વેધક મધુરતા આવાં પ્રતીક ગુંથેલાં શોભનચિત્રોમાં હોય છે. લોકકેળવણીની દૃષ્ટિએ અને પ્રસંગોનાં સ્મરણાંક તરીકે એનું મહત્ત્વ ઘણું છે. કોઈ જાહેર સભાગૃહની કે નગરચોકની ભીંતો પર આલેખાએલાં આવાં ચિત્રો મનને સૌંદર્યદૃષ્ટિ આપતાંઆપતાં તેમના સ્મરણમાં ઈતિહાસના પ્રેરક પ્રસંગો સદા જાગ્રત રાખ્યા કરે છે.



## પુરાણતીર્થ તારંગા

( ફોટો : હરિનારાયણ આચાર્ય )

ચે ઠડાણમાં રમકડા જેવું લાગતુ જિનમંદિર, પાછે પૂર્વમાં નાના લીસોટા જેવી ચારપાંચ પહાડોની આડે ડોકિયાં કરતી સાબરમતી, બીજી બાજુ ધાન્યથી લચી પડેલી ગુજરાતની નવપલ્લવ વાડી, ઉત્તરમાં આછા ઝાડપાનથી ખરડાએલો ધાંધારનો પહાડી પ્રદેશ,—આ બધું આંખને કંઇક કર્કશ છતાં મોહક લાગે છે. અહીં નથી ગીચ જંગલો કે નથી ઉંચા પહાડ ઉડાઉડી ખીણો પણ જોવામા નથી આવતી છતાં કાળમીંઢ પત્થર અને ઝાંખરાંથી ભરપુર આ સ્થાન જડને પણ ભાન ભુલાવે એવી સુંદરતા ધારણ કરે છે.

પણ બેએક જણને પોતાને ઘેર આવી લાડુ લઇ જવા કહ્યું. નરસિંહભાઇ અને બીજો એક વિદ્યાર્થી બે જણ ચાલ્યા. ૭ ૭ લાડુ હાથમાં લઈ પાછા ફર્યા. રસ્તામાં નરસિંહભાઇ પેશાબ કરવા બેઠા. વાર લાગી એટલે સાથીએ બુમો પાડવા માંડી, પણ એ તો ઉંહકારામાં જ જવાબ આપે. દસેક મિનિટે ઉઠ્યા. સાથીએ હાથમાં લાડવા ન જોયા એટલે પુછ્યું, 'લાડુ ક્યાં ગયા?' ઉદાસ મોઢે જવાબ આપ્યો, 'એ તો ત્યાં પડી ગયા.' સાથીએ કહ્યું, 'ચાલ જોઇએ દેખાડ.' 'ત્યાં કંઇ ગંદામાં જોવા જવાય? તારે જવું હોય તો એ રસ્તો.' સીધો જવાબ મળ્યો! સાથી સમજી ગયો. ઉતારે આવી બાકીના સાથીઓને લાડવાની વાત કરી. બધાય રીસે ભરાયા અને એમને ઠીક 'પરસાદ' આપ્યો. પછી બધા બાકી રહેલા ૭ લાડવા ખાવા બેઠા. એટલે ખુણામાંથી અવાજ આવ્યો, 'ભાઇઓ, મારો ભાગ બાકી છે. કદાચ હું લાડુ ખાઇ ગયો હોઉં પણ તેવો તમારો માર પણ ખાધો છે ને? માટે ભાગ મુકી દેજો!'

વડોદરામાં પબ્લિક પાર્કમાં રામજીમંદિર છે. પહેલેથી જ ત્યાં વિદ્યાર્થીઓ રહે છે. ત્યાં ખાધાખર્ચ હમેશાં ઓછું આવે છે. અત્યારે પણ શ્રી મોતીભાઇ અમીનની દેખરેખ નીચે ત્યાં વિદ્યાર્થીઓને સગવડ મળે છે. એ વખતે માસિક ખાધાખર્ચ માંડ સાતઆઠ રૂપિયા આવતું. ત્યાં પાંત્રીસ વિદ્યાર્થીઓ રહેતા અને એ બધા 'The Thirty–five 'ને નામે ઓળખાતા. તેમાં શ્રી મોતીભાઇ અમીન, પુરોહિત, જીવાભાઈ રેવાભાઇ વગેરે મુખ્ય હતા. સૌમાં મોતીભાઇ હરેક અને વકીલની જગ્યા પુરે એવા હતા. કોઇ બનતાં સુધી એમની આમન્યા લોપતું નહિ. નરસિંહભાઇનો સ્વભાવ તો મુળનો જ કાયમ રહેલો.

વડોદરા રજવાડી શહેર એટલે ત્યાં નાટક કંપનીઓ ચાલુ રહે જ. નરસિંહભાઇને નાટકો જોવાનો બહુ શોખ, પણ પાસે પૈસા નહિ. અને શોખ પુરો કર્યા સિવાય પણ ન ચાલે. એટલે વખત મળ્યે કચેરીમાં જઇને નકલો કરતા અને એ પૈસામાંથી નાટક જોતા. આમ રખડપટ્ટીમાં સમય વીતાવતા અને અભ્યાસ તરફ બેદરકાર થતા. અચાનક એક વખત ઉનાળાની રજામાં ઘેર જતાં આપોઆપ આત્મમંથનથી જ આ વાત સમજાઇ. તે દિવસથી પલટો થયો. અભ્યાસ એ પ્રધાન ધ્યેય થયું; જોકે મીંગામસ્તી ગૌણરૂપે તો રહી જ.

એક વખત આઠેક જણા ત્યાં રહેલા. ત્રણેક મણ કેરીઓ લાવ્યા. પહેલાં ચુસાય એટલી ચુસી. પછી મંડ્યા રસ કાઢવા. સૌએ ખવાય એટલો રસ ખાધો. તોપણ વધ્યો એટલે ઉભા થઇને બાકી રહેલો રસ પી ગયા! કેમ જાણે ઉભા થયે હોજરી વધતી ન હોય? એક વખત કોણ વધારે પુરીઓ ખાય એ ઉપર રસાકસી થઇ. નરસિંહભાઇ પહેલે નંબરે આવ્યા. ફક્ત પાંસઠ પુરી ખાધેલી ને બીજા નંબરે ત્રેસઠ. આમ 'ખાના, પીના ઔર ખેલના' એ જાણે જીવનમંત્ર હોય એમ જીંદગીની સફર ખેડતા.

આ 'The Thirty–five 'માં ઘણાખરા પટેલ ભાયડા. છેલ તો ખરા જ; અને 'છેલ વ્યસન હુક્કો' એ સિવાય કંઇ ચાલે? ઘણાખરા હુક્કાના શોખીન. જે પહેલો ખાઇ રહે એ હુક્કો ભરી કરીને તૈયાર કરે. ત્યાં બીજો ઉઠે ને માગણી કરે; એટલે ભરનારો હુક્કો સાથે રાખી બાગમાં દોડે. બીજો એની પાછળ. આમ બાગ ફરી રહે ત્યાં તમાકુ એની મેળે જ બળી ગએલી હોય!

બગીચાનો માળી યૂરોપિયન હતો. આ લોકોએ પાડેલું છીંડું એ રોજ પુરાવી દે ને આ લોકો રોજ નવું પાડે. એક વખત તેમનામાંથી એક વિદ્યાર્થી દાતણ કાપવા વડ આગળ ગએલો. ત્યાં માળીની મડમે કુતરાને ઉશ્કેર્યો. આગળ વિદ્યાર્થી અને પાછળ કુતરો. છોકરો ઓરડીમાં પેસી બીજે બારણે થઇને નીકળી ગયો ને કુતરાને અંદર પુર્યો. મડમે ખુબ ચીચિયારીઓ પાડવા માંડી. આખરે ફરીથી એમ નહિ કરવાનું કબુલ કર્યું ત્યારે જ કુતરાને છુટો કર્યો.

એક વાર કોઇ પાટીદાર મહેમાન આવેલા. કૅમ્પમાં જતા સોલ્જરો સાથે તેમને બોલાચાલી થઇ એટલે એમણે મદદ માટે બુમ મારી. એક જણે નગારું વગાડ્યું કે બધા બહાર આવ્યા ને સોલ્જરોને ઠીક અધપાંસરા કર્યા. તે લોકોએ વિદ્યાર્થીઓને કોર્ટમાં લઇ જવાનો વિચાર કર્યો, પણ કૉલેજના પ્રિન્સિપાલ લિટ્લડેલ સાહેબને લીધે કંઈ બની ન શક્યું. અહીં આ આચાર્ય વિષે સહેજ વધુ પરિચય અસ્થાને નહિ ગણાય.

તેઓ મહા વિદ્વાન હતા. અંગ્રેજી સાહિત્યના,

તો એ પ્રખર અને ઉંડા અભ્યાસી. તેઓ કહેતા કે ‘ દુનિયા ઉપરથી શેક્સપીઅરનાં બધાં પુસ્તકો નાશ પામે તો હું ફરીથી ઉત્પન્ન કરી શકું.’ આમ બોલતા ત્યારે એમના મોં ઉપર અહંતાની રેખા સરખી યે જણાતી નહિ. પણ નરી સરળતા અને અત્યંત આત્મ-વિશ્વાસ મુખ ઉપર છવાઇ રહેતાં. ઘરગથ્થુ ગુજરાતી ભાષા પણ એ જાણતા. અક્ષરો પણ એમના સુંદર અને મરોડદાર હતા. અંગ્રેજી એક્સરસાઇઝ તપાસતા તો તેમાં ગુજરાતી ખરો શબ્દપ્રયોગ લખી વિદ્યાર્થીને સમજુતી આપતા. ઓગણીસમી સદીનાં છેલ્લાં વર્ષોમાં લો. મા. ટિળકને કેદ કર્યા તે જ અરસામાં કૅમ્પમાં મહારાણી વિક્ટોરિયાની જન્મતિથિ ઉજવવા બધા ભેગા મળેલા. લિટ્લડેલ સાહેબ પણ ત્યાં હાજર હતા. બધાએ જમણ શરૂ કરતા પહેલાં ‘ મહારાણીની તંદુ-રસ્તી બદો ’ એમ બોલી શરૂઆત કરી ત્યારે આચાર્યે ‘ મિ. ટિળકની તંદુરસ્તી બદો ’ એમ ઇચ્છી શરૂઆત કરી. આથી આપણને સમજાશે કે તેમને હિંદ અને હિંદીઓ માટે કેટલું માન હતું. નીડરતા અને સ્પષ્ટ વ્યક્તવ્યનું પણ તેમનામાં દર્શન થાય છે. તેઓ વિદ્યાર્થીઓને વારંવાર પોતાને ઘેર નોતરતા. હાઇ-સ્કુલના વિદ્યાર્થીઓ ને શિક્ષકો પણ તેમાં આવતા. તેમની જોડે એ રમતા, ઘરગથ્થુ રમતો શીખવતા, નાસ્તો કરતા અને બધા સાથે હળીમળીને ખુબ આનંદ તથા વાતોચીતો કરતા.

સમાનશીલં વ્યસનેષુ સખ્યમ્ એ ન્યાયે એમને સરદાર વલ્લભભાઇ સાથે પણ ભાઇબંધી થએલી. વલ્લભભાઇ ત્રે રેલ્વે ક્રૉસિંગને ટેકરે રહેતા અને નરસિંહભાઇ તે જગ્યાની પાસે કાપડી પોળમાં રહેતા. એક વાર વલ્લભભાઇ નળે નહાવા ગએલા. ત્યાં એક વાણીઓ ઑફિસર રહે તેને છાંટા ઉડ્યા, એટલે એમને ધમ-કાવ્યા. એમણે પણ સામા જવાબ વાળ્યા. પેલી તોફાની ટોળીને ખબર પડી. પછી તો સૌ રોજ વલ્લભ-ભાઇ સાથે ત્યાં જ નહાવા જાય. આમ વાણીઆને થકવ્યો. રોજ સાંજે કંઇ નહિ તો તેઓ મુક્તાબાજી-માંથી તો ન જતા.

‘ The Thirty-five ’માં એક પંચ હતું એ તો ખુબ જ તોફાની. તેમાં નરસિંહભાઇ ખરા. એક વિદ્યાર્થી ત્યાં ભાષણ કરવા આવેલો. ભાષણ તો કડકડાટ બોલે ને વળી અંગ્રેજી પણ. બધા મોં ફાડીને સાંભળી જ રહ્યા. એ ભાષણકર્તાની પાસે એક પુસ્તક હતું તે પેલા ‘ પંચ ’ માંથી એકના હાથમાં આવ્યું. વક્તા બોલી રહ્યા પછી પંચવાળા ભાઇએ ઉભા થઇ શરૂ કર્યું. ‘ ભાઇઓ, આજના વક્તાએ ભાષણ સુંદર આપ્યું છે. હવે જે વિષયને વિષે એ બોલતા હતા તે જ્યાંથી અધુરો રહ્યો છે ત્યાંથી હું તમને વાંચી સંભળાવીશ.’ આમ કહેતાંક ને પેલી ચોપડીમાંથી સપાટાબંધ વાંચવા લાગ્યા. વક્તાની ને શ્રાતાની શી સ્થિતિ થઇ હશે તે વાચક કલ્પી લેશે !

આમ ત્રિવિધસ પસાર કરી, પણ પછી આગળ અભ્યાસ કરવાનો વિચાર માંડી વાળ્યો. અત્યાર સુધી એમના ધાર્મિક વિચારોમાં ઘણું જ પરિવર્તન થએ હતું. પહેલાં તો તે મહાદેવને દાવો કર્યા વગર જમ પણ નહિ. પછી આર્યસમાજે જ્યારે ‘ વેદ ઇશ્વરકૃત નથી ’ એમ જાહેર કર્યું ત્યારથી ઇશ્વરમાંથી આસ્થા ઉડી ગઇ. ડાર્વિન અને હેકલ વાંચ્યા પછી તો તદ્દન નાસ્તિક જ થઇ ગયા. મુનિશ્રી જિનવિજય પહેલવહેલા જ્યારે એમને મળેલા ત્યારે તેમણે કહે કે ‘ હું તમને ઘણા વખતથી ઓળખું છું, કારણ કે તમારું ‘ કયા ઇશ્વરે આ સૃષ્ટિ રચી ’ એ પચાસ પાનાંનું ચોપાનિયું વાંચેલું યાદ છે.’ સ્વર્ગ ને નર્ક કલ્પના કે અસ્તિત્વમાં તો શાના જ માને ? ઘણી વખ ગમ્મતમાં કહે છે કે, ‘ જો સ્વર્ગ ને નર્ક વચ્ચે મ ચુંટણી કરવાની હોય તો હું નર્ક જ પસંદ કરું. કારણ સ્વર્ગની ભીડ કરતાં નર્કની મોકળાશ વધારે સારી

કૉલેજમાંથી છુટીને નોકરી સ્વીકારી. પ્રથમ તે મહેતાજી થયા. એમણે ઘણાં વર્ષો મહેતાજી તરી ગાળ્યાં. એમાં દ્વારકા, મહેસાણા, પાદરા અને વડે દરામાં અનુક્રમે રહેલા. વડોદરે આવેલા ત્યારે તે કૉલેજમાં લાયબ્રેરિયન તરીકે પણ કામ કરતા. ત પણ વાંચન અને મનન ખુબ ચાલુ જ રહેલાં. ખા વિષયો કયા પુસ્તકોમાંથી જડે એની તેમને ખ માહીતી હતી. ત્યાંના અધ્યાપકોને પણ આવી બાબત માં તેઓ માર્ગદર્શક થઇ પડતા. હવે દરકોઇ પળે સદુપયોગ કરવાનું તેઓ ચુકતા નહિ. ૧૯૦૧માં ઘેર આપબળે અભ્યાસ કરી એ બંગાળી શીખ્યા.

[ અનુસંધાન આગળ પાન ૬૫મે ]

રુક્ષ ધાંધારના પહાડી પ્રદેશમાં ગુજરાતનું સૌંદર્યવંતું યાત્રાધામ

# પુરાણતીર્થ તારંગા



'અહારે ભાર વનસ્પતિથી લચી રહેલો પહાડ, પહાડની વચ્ચે જળથી છલોછલ ભરેલું સરોવર અને સરોવરની પાછળ દેવધામ. . . . . . . . અદ્ભુત જાણે એકસામટું, એક જ ઘડીએ અને એક જ આર્યનાણુ એકીસાથે ઉગી નીકળ્યું ન હોય એમ ભ્રાંતિ થાય છે. ચંદન અને વડની વનરાઈમાંથી ડોકિયાં કરતું આ સ્થાન રજ પણ નિસર્ગભિન્ન નથી દેખાતું.'

લેખક અને ફોટો લેનાર : હરિનારાયણ આચાર્ય

વેણી વત્સરાજ અને તેની ગૃહિણી નાગપુરીને મનમાં થયું કે આપણને ધન તો ખુબ છે, પણ ધરામાં નામ રહે એવું કંઇક કરી જઇએ તો ઠીક. આવા વિચારમાં ને વિચારમાં દહાડા જવા લાગ્યા, પણ શું કરવું તે સુઝે નહિ. એવામાં એક રાતે બંનેને સ્વપ્નામાં આરાધ્ય દેવતાએ દર્શન દીધાં અને મંગળવાણી કરી કે મનો ભાવનો વિચાર તમે કર્યો છે. તમે ગુજરાતમાં જાઓ. શ્રી અને સરસ્વતીના વિલાસસ્થાન જેવા આ દેશમાં ઉત્તરે આરાસુરવાળી અંબાનો પહાડ છે. તેના દક્ષિણ પગથીએ સાબર-મતીના તટે દેવોનો શુભ નિવાસ છે. ત્યાં દેવપ્રાસાદની રચના કરો. આટલું કહી દેવતા અંતર્ધાન થઇ.

વહાણું વાતાં હર્ષઘેલાં દંપતીએ બધાંને વાત કરી પ્રવાસની તૈયારી કરવા માંડી, અને શુભ ચોઘડીએ સૌના આશીર્વાદ લઇ મનઃકામના પુરી કરવા ઘર મુકી નીકળ્યાં. ગામ છોડ્યું, સીમાડો છોડ્યો. સવારે ચાલે; સૂરજ માથે આવે એટલે કોઇ ગામ કે વાડીએ બપોરા કરે; સાંજે વળી ચાલવા માંડે ને રાતવાસો કોઇ ખેડુની ઝુંપડીએ કે રબારીના નેસમાં કરે. ચાલતાં જાય ને વચમાં આવતાં તીરથ પણ કરતાં જાય. ન જુએ રાત કે ન જુએ દહાડો. આમ ચાલતાં ઘણા દહાડા વીતી ગયા. વનેવન ખુંદી વળ્યાં. વહેતી નદી-ઓનાં નીર પીધાં અને જ્યાં સુકું રૂખડું યે ન મળે એવા રણના સણસણતા વાયરા પણ ખાધા. નહોતો કોઈ સાથ કે સથવારો. પણ ધરમથી ધ્યાન લાગેલું એટલે ડગલું યે પાછું શાનું ભરે? આથડતા કુટાતાં આવી પહોંચ્યાં ધાનધારામાં. ભારે વનમાં ભલભલાના પણ દાંત ગગડી જાય. સાબરમતી અને સરસ્વતીની રૂપાવેણ સેરો ઉનાળે આછુંઆછું ઝગે અને ચોમાસા-માં ઉભો કાંઠો જળાજળાકાર કરી મુકે. વાપની બરાડો



તારંગાના મંદિરનું સંમુખ દર્શન: રંગમંડપ અને તેનું શિખર



મંદિરનો પાછળનો ભાગ: ગર્ભાગારનું શિખર

તો બારબાર ગાઉ સંભળાય અને ઉભાં વન ચારીને હરણુ ને રોઝનાં જૂથ આખા બોખરાં બોસરાં ચરતાં-ચરતાં નીકળી જાય. એવી ગુજરાતની ભોમમાં આખરે પગ મુક્યો. હરિયાળો બેનરોમાં વીઓ ટોના એકુને પુછ્યું, ગાયભેંસોના ધણ ચારતા ગોવાળિયાને પુછ્યું ને એંધાણી લીધી કે જેના ડુંગરે ડુંગરે દેવ હોય, જેના પાંદડે પાંદડે ફુલની ફોરમ ટપકતી હોય એવા, નદીનાળાથી ઉભરાતા ધાધારમા તમારા જોગ થાનક મળશે. આશાભર્યા સાધુ દંપતી બોખરામા આવી પહોચ્યા અને જોયું તો અઢારે ભાર વનસ્પતીથી લચી રહેલો એક પહાડ. પહાડની વચ્ચે જળથી છલોછલ ભરેલું સરોવર અને સરોવરની પાળે દેવભોમ. હર્ષઘેલાં નારીભરથારે સરોવરમા સ્નાન કર્યું, આરાધ્ય દેવનાની ઉપાસના કરી ને યોગ્ય કાળે આ સ્થાનના પ્રાચીન તીર્થનો ઉદ્ધાર કર્યો.

કોટિ જૈનોના ભવબંધને કાપનાર આ સ્થાન તે પ્રાચીન તારણગઢ. મધ્યકાળમા તેમ હાલ એને તારંગા નામે સૌ ઓળખે છે. કાળબળે જીર્ણ થએલા મંદિરનો ઉદ્ધાર કરી, કુમારપાળે એમા જિન પ્રતિમા બેસાડી. ઇડરના રાજ પુંજરાજના આશ્રિત અને વચ્છરાજ સંઘવીના પુત્ર ગોવિંદ સંઘવીએ પંદરમા સૈકામાં એનો ફરીથી ઉદ્ધાર કર્યો અને હાલની પ્રતિમા એણે સ્થાપી એવું પણ કહેવાય છે. ગુજરાતી ઢબથી બાંધેલું મંદિરનું શિખર સોળમા સૈકાની મરામતની સાક્ષી પુરે છે.

સિદ્ધપુર અહીંથી ૨૬ ગાઉ, અંબાજી બાર ગાઉ અને સાબરમતી પાંચ ગાઉ થાય.

મહેસાણાથી આશરે પાંત્રીસ માઇલ છેટે તારંગ હિલ નામનું સ્ટેશન છે. ત્યાંથી આશરે બે ગાઉ જેટલે છેટે તારંગાનો પહાડ ટીંબાના ગરાસિયા ઠાકોરના તાબામાં આવેલો છે.

અરવલ્લી પર્વતની એક હાર મારવાડ અને ગુજરાતના સીમાડા પર સળંગ પથરાતી આવી છે. એની એક બાજુએ આબુ, થોડેક છેટે અંબાભવાનીનો ડુંગર અને ત્યાંથી કટકે કટકે ઠેઠ ગુજરાતના કિનારા સુધી છુટાછવાયા ટેકરારૂપે પથરાતો ધાંધારનો પહાડી પ્રદેશ. જો મહેસાણાથી નીકળી, વીસનગર અને વડનગર થઇ, વચમાં ખેરાળુને ડાબી બાજુ મુકીને આગળ વધીએ તો ગુજરાતના પૂર્વોત્તર ખુણે, જ્યાંથી ટેકરાની શરૂઆત થાય છે ત્યાં, આ પહાડની તળેટીમાં જઇને ઉભા રહીએ. લીલાંછમ ઝાડની ઘટા નીચે ચાલતાં, ખાડાટેકરા ઉતરતાં ચડતાં તારંગાના પહાડ ઉપર પહોંચી જવાય, જ્યાં પહાડની ગોદમાં છુપાઇ રહેલું તારંગાતીર્થ આવેલું છે.

આ સ્થાનની પ્રસિદ્ધિ બૌદ્ધોના વખતથી હશે એમ આસપાસની સ્થળરચના અને પુરાણી મૂર્તિઓના અવશેષો પરથી જણાય છે. કદાચ આ સ્થળે એકાદ વિશાળ નગર કે દુર્ગ પણ હોય. બૌદ્ધોની




શાસનદેવી તારાદેવી નામે પ્રસિદ્ધ છે. તેનું અહીંઆં સ્થાન હતું તેથી લોકમાં આ પહાડ તારંગા નામથી જાણીતો થયો, એવી એક કલ્પના છે. ઇસવી સનની તેરમી ચૌદમી સદીમાં પણ આને તારંગા કહેતા હતા. અહીંનાં બૌદ્ધ ધર્મનાં સ્થાનો સમય બદલાતાં કાળબળે નાશ પામ્યાં અને જૈન ધર્મના મધ્યાહ્નકાળમાં બૌદ્ધ સ્થાનકને બદલે જૈન મંદિરની પ્રતિષ્ઠા થઈ, આવો પણ એક પક્ષ છે. ગમે તેમ હોય, પણ આ સ્થળની આજની પ્રસિદ્ધિનો યશ તો જૈનોને જ છે.

નાનામોટા પહાડોનો ઉપયોગ કરી, કુદરતી ન હોય ત્યાં ચણતરની દીવાલ કરી, વિશાળ જગ્યાને ઘેરી લઈ એક વિશાળ ગઢ બનાવી લીધો છે. પશ્ચિમ દરવાજેથી પેસીને ગઢમાં થોડેક દૂર નીચે ઉતરીએ તો વનથી વીંટળાએલો મનોહર જિનપ્રાસાદ નજરે પડે છે. ભારે પ્રયત્ને દૂરદૂરથી સામગ્રી ભેગી કરીને બાંધેલા આ દેવમહાલયની રચના સાદી છતાં સુંદર અને કલામય છે. 'સપ્રમાણુતા' એનો સંકેતશબ્દ હશે, એવું ઉપરટપકે જોનાર પણ સમજી શકે છે. આસપાસ ધર્મશાળા, પેઢી, અપાસરા વગેરે નાનાંનાના મકાનોથી ઘેરાએલા ૨૬૦ ફુટના વિશાળ ચોકની વચ્ચોવચ અત્યંત સરળ છતાં પ્રૌઢ અને ઓજસ્વી કલેવરવાળું ૧૨૫' ઉંચું, ૧૫૦' લાંબું અને ૧૦૦' પહોળું વિશાળકાય મંદિર પૂર્વાભિમુખ આવેલું છે. દસ અષ્ટકોણુ થાંભલા પર ટેકવેલા ૩૮'×૨૩'ના ગર્ભાગારની સંમુખ આઠ થાંભલા પર મંદિરનો મુખ્ય ઘુમટ બાંધેલો છે. રંગમંડપની આગળ પૂર્વે ૧૮॥'×૧૮॥'ની અને ઉત્તર તથા દક્ષિણ બાજુએ બે બે થાંભલા પર ટેકવેલી ઓશરીઓ કહાડેલી છે, અને ત્યાં થઈ ત્રણે દિશાથી મંદિરમાં પેસવાનાં મોટાં દ્વાર છે. ગર્ભાગારને કોતરેલી સુંદર જાળીઓવાળાં પીતળનાં ચારે કમાડ છે. અંદર અંધારામાં જૈનોના બીજા તીર્થંકર અજિતનાથની ૧૦૧ આંગળ ઊંચી, બૃહત્પ્રમાણ, અત્યંત સુરેખ, સ્વચ્છ આરસની શ્વેત પ્રતિમા છે. રંગમંડપમાંથી આવતા પ્રકાશના વક્રીભવનને લીધે આ પ્રતિમા અંધારામાં અદ્ભુત સુંદરતા ધારણ કરે છે. ઉડીને આંખે વળગે એવા ચિત્રવર્ણોવાળી ભીંતોમાં અને અષ્ટકોણ મહાકાય સ્તંભો પર ટેકવેલા ઘુમટમાં ઉંચે, વિવિધ અંગભંગીમાં જડી દીધેલી પાષાણુની પુતળીઓમાં દેવમૂર્તિની સ્વચ્છતા અને વિશાળતા સુંદર રીતે ભાગી જાય છે. નથી અહીં ઝીણું અને ગુંચવણભર્યું કોતરકામ કે નથી અહીં કોઈ કળાકારની ભવ્ય સૌંદર્યકલ્પના. બધું ય સાદું અને સરળ હોવા છતાં આસપાસની વનશ્રીમાં તે એવું તો ઓતપ્રોત થઈ ગયું છે કે 'આ પ્રાકૃતિક' અને 'આ માનવીકૃત' એવો ભેદ પાડવાનું ક્ષણભર સુઝતું નથી. બધું ય જાણે એકસામટું, એક જ ઘડીએ અને એક જ અર્થવાળું એકીસાથે ઉગી નીકળ્યું ન હોય, એમ ભ્રાંતિ થાય છે. ચંદન અને વડની વનરાઇમાંથી ડોકિયાં કરતું આ સ્થાન જરા પણ નિસર્ગભિન્ન નથી દેખાતું. આબુ કે આરાસુરની સુંદર ઝીણવટ અહીં નથી. છતાં નરી સુંદરતા તરવરે છે. ઇંટ ચુનાને પત્થરથી બાંધેલું છતાં, કાળના ઘસારાથી એને ઉની



મંદિરની સામેના ચોકમાંની સુંદર મંડપિકા



પહાડની કેડ પર તારણ માતાનું મંદિર

આંચ પણ આવી નથી. *

મંદિરની સામે ચોકમાં જમણે હાથ સ્વચ્છ વર્ણ-વાળી સુંદર નાની મંડપિકા છે, જેની સરળતા જોનારના હૃદયમાં ચિરંજીવ છાપ પાડે છે. ચોકના દક્ષિણ દર-વાજેથી બહાર નીકળીએ તો પગ આગળ જ સ્વચ્છ મીઠા જળથી ઉભરાતી નાની પુષ્કરિણી છે અને તેને પડખે પૂર્વ દરવાજાની સામે દેવપૂજાનાં ફૂલથી ભરેલી આંબા ને ચંદનનાં ઝાડવાળી વાડી છે. મંદિરની પાછળ દિગંબર સંપ્રદાયના આધુનિક મંદિરો છે.

મુખ્ય મંદિરની ત્રણ દિશાએ ત્રણ નાની ટેકરીઓ છે. તેનું ચઢાણ કઠણ અને થકવનારૂં છે. દક્ષિણ ટેકરી પરનુ સ્થાન કોટિશિલા—ક્રોડશિલા—નામથી ઓળખાય છે. ત્યાંથી આઘે પૂર્વમા મોક્ષશિલા અને ઉત્તરમાં સિદ્ધશિલા આવેલી છે. દરેક ટેકરી પર વિશિષ્ટ સંજ્ઞાવાળી નાની દહેરી છે. આ દહેરી પરથી જો ઇં. નીચે ઉંડાણમાં રમકડા જેવું લાગતું જિનમંદિર, પણે પૂર્વમાં નાના લીસોટા જેવી ચારગાઉ પહાડોની આડે ડોકિયાં કરતી સાબરમતી, બીજી બાજુ ધાન્યથી લચી પડેલી ગુજરાતની નવપલ્લવ વાડી, ઉત્તરમાં આછાં ઝાડવાનથી ખરડાએલો ધાંધારનો પહાડી પ્રદેશ,—આ બધું આંખને કંઇક કર્કશ છતાં મોહક લાગે છે. અહીં નથી ગીચ જંગલો કે નથી ઉંચા પહાડ. ઉંડી ઉંડી ખીણો પણ જોવામાં નથી આવતી. છતા, કાળમીંઢ પત્થર અને ઝાંખરાંથી ભરપુર આ સ્થાન જડને પણ ભાન ભુલાવે એવી સુંદરતા ધારણ કરે છે.

તારંગાથી પાછા ફરતાં અધવચ જમણે હાથ મારગ ફંટાય છે. ત્યાંથી વળીએ તો થોડેક સુધી ઉંચે આકાશ પણ ન દેખાય એવી ગીચ ઝાડીમાંથી કેડીએ કેડીએ ચાલતાં, અરધાક ગાઉ ઉપર, બે ઉંચા પહાડની વચ્ચે ખીણમાં આંબા ને જાંબુની સુંદર વનરાઇ આવે છે. તેની વચ્ચે થઇને મીઠું ઝરણું બારે માસ વહ્યાં કરે છે. સામે ચિત્તા અને દીપડાની બોડો છે. પાસે પહાડની કેડ પર બે શ્વેત દહેરીઓ છે. જુના જમા-નાની આ દહેરીઓમાં બૌદ્ધ અલંકાર વાળી મુકુટ-ધારિણી સ્ત્રીઓની મૂર્તિઓ અને અંદરના ઉંડાણમાં ઉતરી જતી અંધારી ગુફાઓ છે. એ એની પ્રાચીન-તાની શાખ પુરે છે. દંતકથા એવી છે કે તારણ અને ધારણ નામની બે બહેનો હતી. એમાં ધારણ માતા સાત દીકરીની મા હતી. સંતતિહીન તારણે બહેનની કાણી દીકરી માગી. પણ કાણી પુત્રી પર એટલું જ વહાલ છે, એમ જાણતી ધારણ માતાએ એને માથે ચડાવી, જે હજુ પણ એમની એમ દેખાય

* અસલ સળગ પત્થરથી બાંધેલા રુદ્રમહાલયના હાલના અવશેષો જોનારથી ત્યાંની એક વિચિત્રતા ભુલાતી નથી. પશ્ચિમે આવેલા અવશિષ્ટ માળમાં ઉંચે વિશાળ શિલા નીચે એક લાકડાનો પાટડો નજરે પડે છે. રુદ્રમાળ ભાંગનાર મુસલમાનોએ કદાચ એને નાપાક બનાવવા આ લાકડું ઘાલ્યું હશે, એવું માનનારા પણ છે. પરંતુ, આ લાકડાની અર્થવત્તા તો તારંગાનું જિનમંદિર જોયા પછી જ ધ્યાનમાં આવે છે. તારંગાના મંદિરનો ઉપલો ભાગ ઇંટ રેતી અને ચુનાનો બનાવેલો હોવાથી તેને અંદરથી આધાર આપવા સારૂ લાકડાનાં ભારે ચોકઠાં ગોઠવી કૌશલ્યપૂર્વક માચડો બાંધ્યો છે. મંદિર પુરૂં થયા પછી આ માંચડો એમ ને એમ રાખવામાં આવેલો છે. એમાં વપરાએલું 'કેગર' નામનું લાકડું ખુબ મજબુત અને ચીકણું છે. સળગાવતાં એ લાગતું નથી;–ઉલટું ગરમી લાગતાં એમાંથી પાણી ઝરવા માંડે છે એવું પણ કહેવાય છે. સિદ્ધપુરમાં રુદ્રમાળના અવશેષમાં દેખાતું લાકડું પણ આવા જ કારણથી હશે, એમ સહેજે કલ્પી શકાય છે.

છે. આસો સુદિ ૧૪ના દિવસે શ્રદ્ધાળુઓ બેત્રણ હજારની સંખ્યામાં ભેગા થઈ માતાની જાતર કરે છે. અહીંથી થોડેક દૂર જોગીડાની અને બીજી જૂની ગુફાઓ જોવાલાયક છે.

તારંગાજીની યાત્રા પૂર્ણ કરી, તારણ માતાને નમસ્કાર કરી, ભાવિક યાત્રાળુ દુઃખિત અંતઃકરણે કચવાતો કચવાતો પર્વત ઉતરે છે, અને થોડાક પરિચયથી પણ આ પુરાણતીર્થ એની નૈસર્ગિક સુંદરતાથી અને આસ્થાળુને એની પાવકતાથી કેટલો આનંદ આપે છે એનો વિચાર કરતો પોતાને પંથે વળે છે.

જૈનોમાં જાણીતું, જૈનેતરથી અજાણ્યું તારંગા ગુજરાતનાં સુંદર સ્થળોમાં ઉમેરી શકાય. એની લૂખી પ્રાકૃતિક મનોહરતા યાત્રાને નામે ભડકનાર છતાં સુંદરતાના સાચા ઉપાસકની યે નજર ઠારે છે.



**નિત્યયુવાન નરસિંહભાઈ**: અનુસંધાન પૃ. ૯૦થી ચાલુ

૧૯૦૫માં તેઓ કડી પ્રાંતમાં લોકલબોર્ડ વિલેજ સ્કૂલ સુપરિન્ટેન્ડન્ટ તરીકે નીમાયા. ત્યાં એમણે પેલું બત્રીસીએ ચઢેલું ગુજરાતી સાહિત્યનું પહેલું (?) જપ્ત પુસ્તક 'ગૅરિબાલ્ડી' લખ્યું. તે ૧૯૦૭માં છપાયું, અને જ્યારે ૧૯૧૨ માં તેની બીજી આવૃત્તિ બહાર પડી ત્યારે સરકારની ખફા મરજીથી જપ્ત કરવામાં આવ્યું. 'ગારફીલ્ડ' પણ તે જ વખતે જપ્ત થયું. એ વખતે તેઓ ક્રાંતિવાદી તરીકે પ્રખ્યાત હતા અને એવા વિચારો ધરાવતા પણ ખરા. અત્યારે તો એમાં ઘણો પલટો થઇ ગયો છે અને ગાંધીજીના વિચારો તરફ વધારે ઝોક છે.

૧૯૦૭માં સુરત કૉંગ્રેસમાં ભાગલા પડયા અને ખુરશીઓ તથા પગરખાં ઉછળ્યાં. આ વખતે એમને એક સંતોષ લાગેલો કે જૂના કાર્યકર્તાઓની જગ્યાએ નવા કાર્યકર્તાઓને સ્થાન મળશે. ત્યાં સુરેન્દ્રનાથ બૅનરજી ઉપર જે ચંપલ ફેંકાએલું તે હજુ તેમના ઘરમાં સંઘરેલું છે. તે વખતે સુરેન્દ્રનાથ બોલેલા કે 'આટલા વર્ષોની અમારી સેવાનું આ ફળ અમને મળ્યું.' આ ઉપર નરસિંહભાઇ કહે છે કે 'એ ફળ સિવાય બીજા શાના અધિકારી તેઓ હતા? જે કોઇ દેશસેવક સ્વદેશસેવામાં ફળની આશા રાખે છે તેને એના (ચંપલ) કરતાં બીજું કયું ફળ મળે!'

હવે એમના ક્રાંતિના વિચારો પરિપક્વ થવા આવ્યા હતા. ૧૯૨૦માં કુ. ફતેહસિંહરાવના લગ્ન પ્રસંગે સ્વ. મણિશંકર રતનજી ભટ્ટ (કાન્ત) વડોદરે આવેલા ત્યારે કરુણાશંકરભાઇએ તેમનું ઓળખાણ નરસિંહભાઇને કરાવ્યું. એ વખતે સ્વ. કાન્તે કરેલી પ્રેરણાથી તેમણે ટૉલ્સ્ટૉય વાંચેલો. એક વખતે સ્વ. કાન્ત તેમને ત્યાં મહેમાન તરીકે આવેલા. નહાવાનો વખત થયો એટલે તેઓ કહે 'તમે ચરોતરના લોક ઘી વધારે ખાઓ; પણ મને બે ચમચા ઘી ઓછું આપજો, પરંતુ નહાવાને સારૂં બે ડોલ પાણી તો અવશ્ય જોઇશે.' ઘણી વખત તેઓ અમદાવાદમાં નદી ઉપર 'સાગર' કવિને ત્યાં મળતા. જ્યારે તેમણે ૧૯૧૧માં 'મૅઝિની' લખ્યું ત્યારે સ્વ. કાન્ત તે બધું વાંચી ગએલા અને છપાવા યોગ્ય થયું છે એમ પોતાનો વિચાર પણ દર્શાવેલો; પણ તે વખતની ધમાલમાં કમનસીબે તેની હસ્તલિખિત પ્રતને જ અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો.

અત્યાર સુધીના જીવનમાં, નાનીસુની બાબતમાં મતભેદ, આછીપાતળી તડફડાંચવડી, મિત્રોમાં કોઇ વખત કડવાશ કે નોકરીના કડવામીઠા પ્રસંગો, એ સિવાય ખાસ બીજા કશાની સાથે તેમને બાથ ભીડવાનું ન હતું. પણ હવે તેમના પર ગુજરેલા કરોકટીના મામલાનો સમય આવી પહોંચ્યો. સરકારનો પુરો પ્રકોપ તેમના ઉપર ઉતરી પડ્યો અને બળવાનું સાહિત્ય ફેલાવવાના ગુનાહ માટે ૧૯૧૧–૧૨માં તેમના ઉપર અદાલતમા કામ ચાલ્યું. તે વખતની તેમના મનની સ્થિતિ, મિત્રોની મદદ અને બીરુતા, વહાલાંના વિયોગ, સ્વદેશને થોડાં વર્ષોની સલામ, માંદગીની સામે ભયંકર યુદ્ધ, અજાણ્યા પ્રદેશમાં મુસાફરી વગેરે હવે પછીના જીવનમાં આપણે જોઇશું.

[આવતા અંકમાં ચાલુ]

નટવરલાલ દવે

# રસાયણી પૂતળાં

**ચિત્રવિચિત્ર સ્વભાવનાં માણસોના ગુણસ્વભાવ તેમનામાં રહેલા વિવિધ રાસાયનિક તત્ત્વોને લીધે હોય છે એમ બતાવનારો વિનોદમય રસભર્યો લેખ**




ગંધક

જૂના વખતમાં એવી માન્યતા હતી કે માણસ પંચમહાભૂતનો બનેલો છે. એ માન્યતા ઘડાયા પછી તો આજે દુનિયા કયાંય આગળ વધી છે. એટલે માણસ પાંચ જ બાબતનો બનેલો હોય એ વિચારથી આપણને ઘણી નિરાશા થાય. ખરું જોતાં તો આજના રસાયનશાસ્ત્રે માણસના શરીરમાં સોળ તત્ત્વો તો શોધી પણ કાઢ્યાં છે! (સોળસો બને તોપણ નવાઇ નહિ.)

આપણે જાણીએ છીએ કે પદાર્થમાંનાં અનેક તત્ત્વો પૈકી તેમાં જે તત્ત્વ સૌથી વધારે પ્રમાણમાં હોય તેના ગુણદોષ ઉપર તે પદાર્થના ગુણદોષો નક્કી થાય છે. આ સત્ય માણસોને લાગુ પાડતા દેખાશે કે માણસ જન્મથી સારો કે નઠારો નક્કી ન થઇ શકે તોપણ તેના શરીરમાં, તેના ઘડતરમાં, જે તત્ત્વ સૌથી વધારે જણાય તેના ગુણદોષ પરથી તે માણસના ગુણસ્વભાવ જાણી શકાય. કોઇ પણ માણસના વ્યક્તિત્વનું, તેનાં વલણોનું, તેની શક્તિ અને અશક્તિઓનું પૃથક્કરણ કરવું હોય તો તેના શરીરના રાસાયનિક તત્ત્વોનો અભ્યાસ કરવાથી ગણિતના દાખલા જેટલો સાચો જવાબ આપણને મળી શકે.

એક દાખલો લઇએ. ધારો કે કોઇ માણસમાં ચૂનાનું તત્ત્વ (એટલે કે કૅલ્સ્યમ) વધારે પ્રમાણમાં છે. તો આપણે તેને કૅલ્સ્યમ માણસ કહીને ઓળખીએ. એવામાં મનની નિશ્ચયાત્મકતા વધારે હોય છે કારણકે કૅલ્સ્યમ વધારે પૉઝિટિવ છે. તેથી ઉલટું જેનામાં કાર્બન વધારે પ્રમાણમાં હોય તેનામાં સંકલ્પશક્તિ ઓછી અને સ્વભાવ અકુકદહૂકિયો દેખાય છે કેમકે કાર્બન એ નેગેટિવ તત્ત્વ છે. આ નિયમ તો એટલો બધો સ્થાપિત થઇ ચુકેલો છે કે એવા માણસની કાર્યશક્તિ વધારવા માટે તેના ખોરાકમાં કૅલ્સ્યમનું તત્ત્વ વધારવાથી ધાર્યો ફેરફાર થઈ શકે,

જે બાળકને પુષ્કળ કાર્બન વાળા ખોરાકો ઉપર જ ઉછેરવામાં આવતું હોય—એટલે કે મીઠાઇ વધારે ખવડાવવામાં આવતી હોય—તે બાળકની ઇચ્છાશક્તિ જરા પણ વિકાસ પામતી નથી અને તેની જિંદગી દરિયામાં તણાતા લાકડા જેવી ઉદ્દેશ વિનાની બને છે. ફૉસ્ફરસનું તત્ત્વ માણસમાં કાર્યશક્તિ અને બુદ્ધિપ્રભાવ ધરે છે, અને ગંધકનું તત્ત્વ આધ્યાત્મિકતા તથા કલાની સમજણ આપે છે. જે સ્ત્રીમાં ગંધકનું તત્ત્વ મુખ્ય હોય તેની ચામડી સુંવાળી ને નવનીતશી સુકુમાર હોય, તેનું શરીર મરોડદાર અને ઘાટીલું હોય, તેમજ ગંધકમાં વાળ વધારવાનો ગુણ હોવાથી તેને વાળ પણ પુષ્કળ હોય, એટલે સ્વભાવે એ સ્ત્રી કલાપ્રેમી હોય. પણ ગંધક એ શીઘ્રજ્વાળાગ્રાહી પદાર્થ છે. એટલે એવી સ્ત્રીની ખુબસુરતીથી લોભાઇ તેને ઉતાવળે પરણવાની ઇચ્છા કરવામાં લાભ નથી, કેમકે એ સ્ત્રીની રીસ પણ ગંધકની જેમ જલદી સળગી ઉઠે તેવી હોય!




કોઇ વ્યક્તિમાં જેમ 'સિલિકન' વધારે તેમ તેનું આશાવાદીપણું પણ વધારે. સિલિકન જાતની વ્યક્તિઓ ઘેરઘેર માટીના ચુલા જોતી નથી, પણ સોનાના જુએ છે! એ માણસ એટલો આશાવાદી હોય છે કે તેના બોલવામાં આપણને અતિશયોક્તિ જ લાગે. કૌતકમાળામાં એક મિર્ઝા-

ભાઇની વાત છે કે તેણે એક નાળું જોયું. તેમાં પાણી તો હતું નહિ, છતાં તેણે માની લીધું કે તેમાં વાંસ બે વાંસ પાણી હશે,જ, અને એ પ્રમાણે તેણે બધે ખબર આપી. એ માણસ જુઠ્ઠો ન હતો, પણ નિર્દોષ આશાવાદી હતો; એટલે કે તેનામાં સિલિકન તત્ત્વ વધારે હતું.

જ્યારે માણસના શરીરમાં પોટૅશ્યમનો સારો જથ્થો હોય છે ત્યારે તેનું શરીર માંસલ અને કસાએલું હોય છે. તેના તંતુઓ એવા સ્થિતિસ્થાપક હોય છે કે ઘા વાગ્યો હોય તો પણ બીજાઓ કરતાં તેને રૂઝ વહેલી આવે છે. કોઇ પણ માણસનું સ્થિતિ-


પોટાસીયમ

સ્થાપક શરીરબંધારણ જુઓ, તેજસ્વી મગજ જુઓ, સુવિકસિત શરીર જુઓ અને માંસલ સ્નાયુઓ જુઓ તો તેને પોટૅશ્યમ માણસ તરીકે તમારે ઓળખી લેવો. તેને બધી બહિર્દ્વાર રમતો ને કસરતોનો શોખ હોય છે, તેનું મોં હમેશાં સ્મિતભર્યું હોય છે અને તે ઘણો મળતાવડો હોય છે. તેને મિત્રો પણ જલદી થાય છે ને લોકોના સમાગમમાં તે જલદી લડી પડતો નથી.

વળી એ જાતનો માણસ સહનશીલ અને વિશાળ મનનો હોય છે. તે બીજા માણસનું દ્રષ્ટિબિંદુ સમજી શકે છે. સામાન્યરીતે તે સ્વભાવે સરળ, સર્વદેશીય જ્ઞાનવાળો ને મિલનસાર હોય છે. તે ધંધામાં, વેપારમાં, હુન્નરમાં બહુ ફતેહ પામે છે, કારણકે તે સહેલાઇથી બીજાને અનુકૂળ થઇ શકે છે. ફક્ત એક ને એક સ્થાને લાંબો વખત રહી જ ન શકાય એટલો ચંચળ તેનો સ્વભાવ હોવાને લીધે તે સારો વૈજ્ઞાનિક બની શકે નહિ. જ્યારે તમે તેની સાથે હાથ મિલાવો ત્યારે તે એવા ઉત્સાહથી સામો હાથ દબાવે કે તમને જોઇને એ ખુશી છે એમ લાગ્યા

વગર રહે નહિ. સ્મિત તો તેને સહજ આવે છે અને તમારે જે કહેવાનું હોય તે એ શાંતિથી સાંભળે છે. પોર્ટેશ્યમ જાતનાં માણસમાં સ્નાયુબદ્ધ શરીર એ બહાર પડી આવતું લક્ષણ ગણાય છે.

કૅલ્સ્યમ જાતના માણસો કદમાં ઉંચા હોય છે તેમજ તેમના હાથ, પગ, આવડાં વગેરે સર્વ લાંબાં હોય છે. તે સ્થિર, ધીમી, છતાં દૃઢ ગતિથી ચાલે છે. આરંભથી અંત સુધી એ ધીમા રહે છે. તેમને ઉત્તેજિત થતાં વાર લાગે છે, પણ એકવાર ઉત્તેજિત થયા પછી તે અટકતા નથી. વૈજ્ઞાનિક લોકોની માફક એ એકદમ નિર્ણય બાંધતા નથી. પણ નિર્ણય બાંધ્યા પછી તે


कॅल्स्यम

તમને મીઠાઇ બહુ ભાવે છે?

•

તમારો સ્વભાવ રીસાળ છે?

•

તમારા કોઇ મિત્રને 'બડીબડી બાતાં' હાંકવાની ટેવ છે?

•

સ્થિતિસ્થાપક માંસલ સ્નાયુઓવાળા કોઇ તેજસ્વી મીઠા માણસથી તમે આકર્ષાયા છો?

•

કે ચપળ, પોલાદની કમાન જેવા નાનકડા છતાં નક્કર ને ચીકણા ઉત્સાહી અને ચટપટિયા માણસો તમને ગમે?

•

કે તમારો આદર્શ કોઇ નિશ્ચલ ને દૃઢ પ્રભાવશાળી સત્તાધીશ પુરુષવરનો છે?

**તો**

એવાઓના ગુણસ્વભાવવાળી વ્યક્તિઓમાં ક્યાંક્યાં રસાયણી તત્ત્વો રહેલાં હોય છે તેની રસમય ચર્ચા કરતો આ લેખ તમને જરૂર ગમશે.

છોડતા પણ નથી. તે નજરે દેખાય તેટલું જ માને છે અને કલ્પના કે વિચારો કરીને સત્ય હકીકતનું સ્વરૂપ ફેરવતા નથી. તેમના બંધારણમાં પ્રધાનપણે દેખાતાં હાડકાં જ ઉપર તરી આવે છે. કાનની ઉપરથી તે તાળવા સુધી તેમનું માથું મોટું હોય છે, તે અતિ પ્રબળ ઇચ્છાશક્તિ સૂચવે છે. તેમની આંખો ઉંડી હોય છે ને પોતાના વિચારોને ભાષામાં મૂકતાં તેમને વાર લાગે છે. તે મજબૂત, ખંતીલા ને નિશ્ચયબળવાળા હોય છે.

શ્રીયુત અમૃતલાલ ઠક્કર—આપણા ઠક્કરબાપા—'સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાએટી'માં જોડાયા ત્યાર પહેલાં જાહેર બાંધકામ ખાતામાં હતા. તેઓ કૅલ્શ્યમ વર્ગના નમૂના છે. કૅલ્શ્યમ વર્ગનો માણસ સખત કામ તો કરે છે, એટલું જ નહિ પણ બીજાઓ સખત કામ કરે એવી ઇચ્છા રાખે છે. દુનિયામાં જેટલાં જેટલાં ખૂબ મહેનતનાં કામો છે તે સર્વ કૅલ્શ્યમ પ્રકૃતિના માણસોને હાથે જ પાર પડ્યાં છે. આવા માણસો મોટા વૈજ્ઞાનિક અને શોધક હોય છે. તમે ઠક્કરબાપા જેવા કોઇ માણસ સાથે હાથ મિલાવો તો તેમના હાથનાં હાડકાંની અને ચામડીની કઠોરતા તરત જણાઇ આવશે અને કોઇ ખડકની સાથે તમે હાથ મેળવતા હો એમ તમને જણાશે. તે પ્રભાવશાળી, : ક અને દૃઢ મનના હોય છે. એકવાર તે નિશ્ચય કરે પછી કોઇની મગદૂર તેને ફેરવી શકવાની નથી. જો તમે વેપારી હો અને કૅલ્શ્યમ જાતનો કોઇ માણસ તમારી દુકાને આવી ચડે તો ચેતીને ચાલજો, કેમકે તમે તેને ગમે તે વસ્તુ ચોંટાડી દઈ શકશો નહિ. વિગતોની ઝીણવટ માટે અને વિજ્ઞાનના અખતરા માટે તે ઘણો યોગ્ય માણસ છે. જોકે તેની ભાષા કડવી હોય છે અને જે મનમાં હોય એ જ પાધરું બોલી દે છે. એ કાણાને કાણો કહી દે તેથી જ સમાજમાં બહુ પ્રિય થતો નથી. સત્યં વદમા તે માને છે પણ પ્રિયં વદમાં માનવું અથવા તે પ્રમાણે આચરણ કરવું એ તેને માટે અશક્ય છે. આમ તેનાં વચનો ખુશ કરે તેવાં હોતાં નથી એટલે ચતુર પુરુષમાં તેની ગણના ન થઈ શકે. એક ઘાએ બે કટકા કરી નાખતાં એ અચકાતો નથી. તેના ચહેરામાં એક પણ મૃદુ રેખા હોતી નથી તેમજ તેની ભાષામાં એક પણ મૃદુ શબ્દ હોતો નથી. તેના અક્ષર ખુણાવાળા હોય છે તેમજ તેની હીલચાલ




કઢંગી હોય છે. જો કોઇ પણ ફળની સાથે કૅલ્શ્યમ માણસને સરખાવવો હોય તો તેને 'કોકા'ની ઉપમા સૌથી વધારે અનુરૂપ છે.

કૅલ્શ્યમ જાતથી તદ્દન વિરુદ્ધ પ્રકૃતિનાં માણસોને સોડિયમ વર્ગમાં મૂકી શકાય. તે તેજ અને ચપળ હોય છે અને શાંત રહેવું તેમને ગમતું નથી, એટલે તે કાંઇ ને કાંઇ કર્યા જ કરે છે. 'ગૂજરાતના નાથ'માં 'કાક'નું જે વર્ણન છે તે સોડિયમ વર્ગના પુરુષને ખૂબ મળતું આવે છે. એ કેટલીક વાર શાંત તથા તળિત વાણીને સ્વસ્થ પડેલો દેખાય, પણ કામને પ્રસંગે તો એ તરત જ હોશિયાર થઇ જવાનો. હિલચાલમાં તે મક્કમ શોભીતો અને ચપળ હોય છે. તેને જાણે કે ચાર આંખો હોય છે, એટલે કે તે ભયની આગાહી પ્રથમથી કરી શકે છે અને તે માટે સાવધ રહે છે. તેના સ્નાયુબંધ પોલાદની કમાન જેવાં હોય છે. બીજા કોઈ વર્ગના સ્નાયુબંધ કે હાથ સોડિયમ વર્ગ જેટલા મજબૂત હોતા નથી. તે બંધારણમાં ભલે નાનો હોય તોપણ તે નક્કર હોય છે. તેની દાઢી નીચે કદી વાળ વળેલા હોતા નથી, તેનો ચહેરો ચપટો અને બે કાન વચ્ચેનો ભાગ ખૂબ વિસ્તારવાળો હોય છે. તે ગુસ્સે થાય છે ત્યારે લાલ થતો નથી પણ ફિક્કો પડી જાય છે. સારું છે કે અત્યારની યુરોપની મુક્કાબાજીની રમતોના જુગારમાં રા'ખેંગાર હાજર નથી. જો એ હોત તો તેણે કાકના જેવા જ માણસો એટલે કે સૅાડિયમ વર્ગના માણસો ઉપર જ શરત મારીને પૈસા મુકયા હોત અને તે જીત્યો પણ હોત! કેમકે કાક અને બર્બરક (બાબરા ભુત) વચ્ચેના યુદ્ધમાં બાબરો એવડો રાક્ષસ જેવો હતો છતાં જીત કાકની જ થઇ હતી. બીજી જાતનાં માણસો થાકે ત્યારે પણ સોડિયમ જાતના માણસો થાકતા નથી. જો તમે નબળા બાંધાના હો અને કોઇ કદે નાના છતાં સોડિયમ જાતના માણસ સાથે હાથ મેળવવાનો તમને

પ્રસંગ આવે તો અમારી સલાહ છે કે તમારે અખાડા કરી જવા, કેમકે તમારા હાથને એ છૂંદી નાખશે! અને આટલા નાના હાથમાં આટલું બધું બળ કેમ હશે તેનું તમને આશ્ચર્ય થશે. જો તમારે ઑપરેશન કરાવવું હોય અને સોડિયમ જાતનો ડાક્ટર મળે તો બીજે પૂછવા ના જતા. કેમકે એવા ડાક્ટરોના હાથના તેમજ બીજાં તંતુઓના અસાધારણ વિકાસને લીધે તેઓ મોટે ભાગે સફળ થાય છે! પોટૅશયમ જાતના કરતાં સોડિયમ જાતના પુરુષોના તંતુનું બંધારણ વધારે ઘટ્ટ હોય છે; જોકે કૅલ્શયમ જાતના માણસો જેટલું કઠણ તે હોતું નથી. જ્યારે સોડિયમ જાતનો માણસ માંદો પડે ત્યારે એમ સમજવું કે તેના શરીરમાંથી સોડિયમ ઓછું થઇ ગયું છે તેમજ તેના ખાવામાં ખારાશવાળા પદાર્થો પૂરતા પ્રમાણમાં આવ્યા નથી.



ઑક્સીજન

સોડિયમ વર્ગની સાથે મૈત્રી માટે ઑક્સિજન વર્ગના માણસો સૌથી વધારે લાયક ગણાય. ધંધામાં ભાગીદારી કરવી હોય કે લગ્ન કરવાં હોય તેમાં આ બેનો યોગ જેટલો શુભ ફળદાયક હોય છે તેટલો બીજો હોતો નથી. બીજો લાભ એ છે કે સોડિયમ વર્ગને પૂરતા પ્રમાણમાં ઑક્સિજન મળતો હોતો નથી; જ્યારે ઑક્સિજન વર્ગમાં તેનું પ્રમાણ બીજા માટે ફાજલ પડી શકે એટલું મોટું હોય છે અને તેને લીધે તેનો વિનિમય થઇ શકે છે. ઘણા ઑક્સિજનને લીધે તેવા માણસોની છાતી ભરેલી હોય છે અને ફેફસાં જોરદાર હોય છે. છાતીથી તે કરોડરજ્જુ સુધી તેવા માણસો જાડા હોય છે. તેમના શરીરનો ઉપલો ભાગ ઘણો મોટો અને વજનદાર હોય છે; પણ પગ પાતળા.

વળી આટલો બધો ઑક્સિજન લેવાને લીધે તેમનાં નસકોરાં ફૂલેલાં હોય છે અને તેમની ચામડી કોઇ બાળકના જેવી કોમળ, સુંવાળી અને ગુલાબી હોય છે. જોકે તેમના મુખ ઉપર નિર્દોષતા દેખાય છે, છતાં ઑક્સિજન પ્રકારના માણસને કોઈ રીતે નિર્દોષ કહેવાય નહિ.

તેને વાતોનો ખૂબ શોખ હોય છે અને બધો વખત તે વાતો કર્યા જ કરે છે. વિજ્ઞાનની સૃષ્ટિમાં ઑક્સિજન જલદી મળી જાય એવું તત્ત્વ ગણાય છે. તેમ જ સમાજના જુદાજુદા વિરોધી વર્ગો સાથે ઑક્સિજન માણસ એકસરખો જ મિલનસાર હોય છે, અને તે મૈત્રી બહુ જલદીથી બાંધી શકે છે. તે ખૂબ હસતો હોય છે. તેનો અવાજ મોટો, આનંદી ને રણકારવાળો હોય છે. તેની મુદ્રા હસમુખી હોય છે. સદ્દવ્યાર માટે તે ઉત્તમ છે. તેને ખાવાપીવાનો બહુ જ શોખ હોય છે અને તેની પાચનશક્તિ એટલી બધી સારી હોય છે કે તે ખાધેલું બધું પચાવી દે છે અને એ રીતે પોતાનું લોહી વધારે છે. આ જ કારણને લીધે તેના શરીરમાં રક્તકણો પણ વધારે હોય છે; ને એટલે સુધી કે ઘણી વાર તેને બ્લડ-પ્રેશરનો રોગ લાગુ પડે છે. શેઠ અંબાલાલ સારાભાઇને આપણે ઑક્સિજન વર્ગમાં મુકી શકીએ. તેવા માણસો યોજનાશક્તિમાં બહુ સારા હોય છે. તે હમેશાં નવીનવી યોજનાઓ કર્યા જ કરે છે. કંઇક જુનું તોડવુંફોડવું અને કંઇક નવું બાંધવું એ તેમના સ્વભાવમાં હોય છે. અને તેમનાં બધાં કામો મોટા પાયા ઉપર જ હોય છે. તે માણસોને અને શક્તિઓને પોતાના લાભ માટે ઉપયોગી બનાવી શકે છે. ઑક્સિજન માણસ તરફ લોકો આકર્ષાય છે અને તેને સાંભળે છે. તે બીજામાં ઉત્સાહ જાગૃત કરી શકે છે અને તેથી જ મોટાં સાહસ કરવામાં તે ફાવે છે. તે સ્પષ્ટવક્તા, આશાવાદી અને આનંદી હોય છે; માત્ર કેટલીક વાર ગુસ્સાથી ધૂંધવાઇ ઉઠે છે.

ઑક્સિજન જાતના લોકોનો ચહેરો ગોળ હોય છે. તે એકદમ લાલચોળ થઇ જાય છે. હાથ મિલાવતી વખતે તે આપણને દિલસોજ અને સહૃદય લાગે છે. તે ખૂબ ખાધેલપીધેલ દેખાય છે. પોતાના આશાભર્યા, આનંદી પ્રવૃત્તિમય સ્વભાવમાં તે વધારેપડતા નિખાલસ અને કોઇવાર અવિશ્વના નરક્ વળે છે. કવચિત્ સારી તકોને તેઓ ઘણી સારી માની લે છે. ઑક્સિજન માણસ આગના ગોળા જેવો હોય છે અને જીવન, બુદ્ધિ, સંપત્તિ કે પ્રવૃત્તિમાં તે નિયામક બની શકે છે.

હાઇસ્કૂલમાં ભણતા ત્યારે ત્યાંના એક કલાર્કને અમે હાથીનું બચ્ચું એવું સાર્થક ઉપનામ આપ્યું હતું.



હાઈડ્રોજન

એ હાઇડ્રોજન વર્ગમાં સદ્‌ગૃહસ્થ હતા; અને ખરેખર આખી દુનિયામાં જ્યાં શરીરના વજનનો જ સવાલ હોય ત્યાં હાઇડ્રોજન જાતના માણસો મોખરે દેખાય છે. સીનેમાની અંદર હૅરૉલ્ડ લૉઇડની સાથે કે ચાર્લી ચેપ્લિનની સાથે જે જાડા અને બહુ જ મુશ્કેલીથી હરફર કરી શકે એવા તથા પોતાના વજનથી જ બીજી વસ્તુને ભાંગી નાખી શકે એવા નરો આપણે જોઇએ છીએ તે સર્વ હાઇડ્રોજન વર્ગમાં આવે. અહીં મૅકફૅડનના અનુયાયીઓને એક સૂચના કરવા જેવી છે કે દરેક જાડા માણસને તેઓ વધારે પાણી પીવાની સલાહ આપે છે તે યોગ્ય નથી; કારણકે હાઇડ્રોજનને લીધે તેમનું શરીર ફૂલેલું હોય છે તે પાણી પીવાથી કમતી થતું નથી. ઉલટું, હાઇડ્રોજનના માણસો પોતે જ પાણીથી ભરેલી કોથળી જેવા હોય છે.

હાઇડ્રોજન જાતના લોકો ધીમા અને કઢંગા હોય છે. ખાસ કરીને તેમના મધ્ય ભાગો આગળથી ફૂલેલા હોય છે. તેમના હાથપગ અને શરીર બહુ જ પહોળાં હોય છે. કેટલીકવાર તેમની મુદ્રા શાંત અને દિલગીરીભરેલી દેખાય છે અને ચહેરો નરમ તથા ધારો હોય છે. તેમનામાં સહનશક્તિ ઓછી હોય છે, કેમકે પાણીમાં કાંઈ જોર નથી. કેટલીકવાર તેમનાં શરીર એટલાં બધાં વધે છે કે હાલવુંચાલવું, તેમને માટે મુશ્કેલ બને છે. તેમના સ્નાયુઓ ખૂબ નબળાં પડીને ઢીલાં થઈ જાય છે એટલે તેમનું પેટ ગણપતિની ઉપમાને યોગ્ય બને છે.

હીરો એ ઘણી મૂલ્યવાન વસ્તુ છે; પરંતુ જે માણસને આપણે હીરાના ઉપનામથી વધાવીએ છીએ અથવા કશી પણ પ્રવૃત્તિ કે હેતુ વગર જે નામધારી ધોધે જઇને પાછા આવે છે તે સર્વ એમ બતાવે છે કે હીરાના જેવા કાર્બનપ્રધાન ગુણો માણસમાં આપણે જોવા ઇચ્છતા નથી. કાર્બન ગુણવાળા માણસોની ઇચ્છાશક્તિ બહુ નબળી હોય છે અને ઘણી વૃત્તિઓનો અભાવ એ જ તેઓનો સ્વભાવ છે. એ લોકોને મીઠાઇ અને ઘઉંબાજરી જેવા સ્ટાર્ચ વાળા ખોરાક બહુ ભાવે છે. જુવાનીમાં એવા માણસોની ચામડી સુંદર હોય છે, પણ તેઓ જેમ ઘરડા થાય તેમ તે પોપડાં જેવી બની જાય છે. તેમનો ચહેરો પૂનમના ચંદ્ર જેવો; માત્ર તેમાં માધુર્ય હોતું નથી. તેમનાં હાડકાં નાનાં હોય છે. સ્વભાવે તેઓ બીકણ ને ગભરૂ હોય છે; ચિત્તે અસ્થિર અને વ્યગ્ર હોય છે. તેમની ખાવાની રીતને લીધે તેઓના પેટમાં વાયુ ખૂબ થાય છે. તેમનો ચહેરો નાનો હોય છે અને તેમની મુદ્રા ખોપરીના જેવી ભાવશૂન્ય હોય છે. પહેલી નજરે તેમના દેખાવમાં સ્વાસ્થ્ય લાગે છે; જોકે કાર્બનમાં સંયમ કે કાબુના ગુણો હોતા નથી. તેઓનું મગજ ભૂસું ભરેલું હોય છે એટલે કોઇ પણ અસર તેમના ઉપર સ્થાયી રહેતી નથી. તેઓ વાંચી કે અભ્યાસ કરી શકતા નથી. તેઓને ફક્ત બેસી રહેવું અને ખાવું જ ગમે છે. તેઓ હમેશાં કોઇકના ઉપર આધાર રાખવાની ટેવવાળા હોય છે અને જેમજેમ ઘરડા થાય છે તેમતેમ ખૂબ જાડા, ઉંઘણશી અને સુસ્ત બને છે. નવા યુગનો જુવાળ આવ્યા પહેલાંના ઘણા ઍન્ગ્લોઇન્ડિયન જેવા ઍન્સુએટોને તેમનાં આ લક્ષણો વડે કાર્બન વર્ગમાં મુકી શકાય; પણ અત્યારે તેવા વર્ગનું લાક્ષણિક દૃષ્ટાંત આપવા જતાં અપમાન લાગી જવાનો સંભવ છે. જોકે ગુજરાતમાં એ વર્ગના માણસોની ખોટ નથી એટલે સહેલાઇથી ઠેકાણે ઠેકાણે તેને શોધી શકાશે.

બધાં તત્ત્વોમાં નાઇટ્રોજન એ ધીમું, નિશ્ચેષ્ટ અને બદલાય નહિ તેવું તથા બીજાં તત્ત્વો સાથે ન ભળે એવું હોય છે. નાઇટ્રોજન જાતનો માણસ પણ તેવો જ હોય છે. તેનો વાન ભીનો, વાળ ખૂબ કાળા અને આંખો ઘેરી હોય છે. તે ટટ્ટાર ને અમીરની અદાથી ચાલે છે, કેમકે તેને પોતાને વિષે સૌથી ઉત્તમ મત હોય છે. તે બહુ વાતો કરતો નથી એટલું જ નહિ, પણ વાતચીતના પ્રસંગો આવતાં તેની મુદ્રા નિષેધક બની જાય છે. તે પ્રગતિમાં માનતો નથી, પણ પ્રણાલિમાં માને છે. નાઇટ્રોજન જાતનો માણસ હમેશાં એક જ પાડોશમાં અને એક જ ઘરમાં રહેવા ઇચ્છે છે. તેને ફેરફારો ગમતા નથી. તે મિત્રો કરવામાં મંદ હોય છે, છતાં મિત્ર થયા પછી તેમને ઘણો

વફાદાર રહે છે. તે પદવી, કુળ, અધિકાર અને રાજ-સત્તાને વિષે અત્યંત દરકારવાળો હોય છે. કેટલેક અંશે તે શૌર્યપૂજક હોય છે. પણ તેને બીજા બધા લોકો માટે ઘણો હલકો મત હોય છે ને વખત આવે તે તેમને હુકમ કરવા પણ મંડી જાય છે. પોતાના સ્વભાવ ઉપર તેનો ઘણો કાબુ હોય છે અને ગુસ્સે હોય તોપણ તે શાંત અને તબિયતવાળો રહી શકે છે. સાક્ષર શ્રી નરસિંહરાવ ભોળાનાથને 'નાઇટ્રોજન' વર્ગમાં મૂકી શકાય. ચાલુ જમાનામાં તો સ્ત્રીઓનાં હરણ થતાં નથી; પણ જૂના જમાનામાં પણ જે સ્ત્રીઓનાં હરણો થયાં તે કોઈજ 'નાઇટ્રોજન' વર્ગની નહોતી એમ આપણે કહી શકીએ; કારણકે એ વર્ગની સ્ત્રી નાસી જવાનું કોઇ દિવસ કબૂલ કરે જ નહિ. નાઇટ્રોજન જાતની વ્યક્તિઓ રૂઆબદાર અને દબદબાભરેલી હોય છે. તેમની આંખો મુત્સદ્દી જેવી હોય છે; અને ખરેખર નાઇટ્રોજન વર્ગના કદાવર અમીરી દેખાવના પુરુષો સુંદર મુત્સદ્દીઓ થઈ શકે તે પોતાની લાગણીઓ વ્યક્ત કરતા નથી તેમજ પોતાની લાગણીઓના ફેરફારોની જાણ બીજાને થવા દેતા નથી.

નાઇટ્રોજન વર્ગનો પુરુષ શરીરે માંસલ અને મજબૂત બાંધાનો હોય છે. તે કદમાં સપ્રમાણ હોય છે. તેના પગો સુંદર હોય છે અને હાથ ટૂંકા તથા રાજાની અદાથી રાખેલા હોય છે. તેનું માથું મોટું હોય છે અને પોતે સ્વસ્થ દેખાય છે. તેને જે વસ્તુ અપ્રિય હોય તેનો એ તિરસ્કાર કરે છે અથવા તેને દૂર રાખે છે, જોકે તે પણ કોઈ મુત્સદ્દીની રીતે જ.

ફૉસ્ફરસ વર્ગના લોકો કેવળ બુદ્ધિપ્રધાન હોય છે. એક વાર એક અતિશય વિદ્વાન અને પ્રખ્યાત પ્રોફેસર (જે શરીરમાં બહુ જ નાના હતા) એક જગ્યાએ ઉભા હતા. ત્યાં તેની પછવાડેથી એક ઉંચા અને કદાવર પુરુષે આવી તેને કહ્યું કે 'એ રાક્ષસ, મને જવાની જગ્યા આપ.' પ્રોફેસરે એ બોલનાર માણસના કદ સામે જોયું અને જવાબ આપ્યો કે 'હે વેંતિયા! આ ખસ્યો.' આથી કદાવર માણસ ગુસ્સે થયો અને પ્રોફેસરને કહેવા લાગ્યો કે 'સાહેબ, મેં આ રાક્ષસ વિશેષણ કાંઇ આપના શરીરને જોઇને નહિ પણ આપની બુદ્ધિને માટે વાપર્યું હતું.' પ્રોફેસરે ઠાવકાઇથી ઉત્તર આપ્યો કે 'કાંઈ ફિકર નહિ; મેં પણ મારું વિશેષણ આપની બુદ્ધિને જ ધ્યાનમાં લઇને વાપરેલું છે.' એ પ્રોફેસરને આપણે ફૉસ્ફરસ વર્ગમાં મૂકી શકીએ. તેના બંધારણમાં મગજનો ભાગ મોટો અને શરીરનો ભાગ જરા જેટલો જ હોય છે. તેનું માથું એટલું બધું મોટું હોય છે કે તેનું પાતળું દુર્બળ શરીર આટલા મોટા માથાનું વજન શી રીતે ઉપાડી શકતું હશે તેની જ આપણને નવાઇ લાગે. તેનાં હાડકાં નાનાં


फारवल

અને નાજુક હોય છે. ચામડીનો રંગ સહેજ શ્યામ હોય. છે અને કપાળ ઉન્નત વિસ્તારવાળું તથા ફૉસ્ફરસ તત્ત્વના ગુણને લીધે ચળકતું હોય છે. તેના હાથ બીનાશવાળા અને નાજુક હોય છે, એટલે તેની સાથે હાથ મિલાવતાં માછલી હાથમાં લીધી હોય તેવો આભાસ થાય છે! તેના હસ્તધૂનનમાં સંજીવન નથી, માત્ર શરીરની નિર્બળતા પ્રકટ થાય છે. ચહેરાની મુદ્રા બુદ્ધિમાન અને સંસ્કારી દેખાય છે અને માથું લગભગ પછવાડેથી તથા ઉપરથી બહુ ગોળ હોય છે. તેની મુખાકૃતિ ઉંધા શંકુ જેવી હોય છે. દાઢી નાની ને અણીદાર અને ઠીક લાંબી તથા કોમળ હોય છે.

એવા માણસોના વ્યક્તિત્વ ઉપર તેમના મગજનો અને મજ્જાતંતુઓનો કાબુ હોય છે. ઑક્સિજન વર્ગનો પુરુષ દુનિયાદારીના ભાનવાળો હોય છે અને કુદરતને છે તેવી જુએ છે; જ્યારે ફૉસ્ફરસ વર્ગનો માણસ ભાવનાવાદી હોય છે. તે પોતાની કલ્પનાની દુનિયામાં જ જીવે છે. તેવા માણસો કોઈ પરાક્રમી વીરની વાત વાંચીને પોતાની જાતને તેવા વીર પુરુષ કલ્પી લે છે અને તેમનાં મન નવલકથાના પાત્રો જીવતી વ્યક્તિઓ જેવાં બની જાય છે. આવા માણસો અદ્ભુત વિચારો કરી શકે છે, જોકે તે અમલમાં મૂકવાનું શરીરબળ તેમનામાં હોતું નથી. તેઓ આપણને કહેશે કે વિચારો એ જ ખરેખરી મહત્ત્વની વસ્તુ છે. તેમનામાં કાર્યશક્તિ કે વીર્ય હોતાં નથી. તેમને નવીન, ઉત્તેજક, કલ્પનાપ્રધાન અને ભાવનાશીલ બાબતોમાં ખૂબ રસ આવે છે. શ્રી વિજયરાયનું આ વર્ગ સાથેનું

સામ્ય દેખીતું છે.




પણ ફૉસ્ફરસ જાતના લોકો દેખાવમાં સ્વચ્છ અને સુઘડ હોય છે અને પહેરવેશમાં કલા પ્રત્યે તેઓ વધારે ધ્યાન આપે છે. એટલું જ નહિ પરંતુ બીજાઓ કરતાં દેખાવમાં સરસાઇ ભોગવવા તેઓ ઇચ્છે છે; તેઓની ઇચ્છા કાંઇક સ્વપરાક્રમથી વિખ્યાત થવાની હોય છે. તેઓ પોતાની કલ્પનામાં રાચે છે. પોતે સ્વપ્ના જુએ છે પણ તે કદિ જ ફલિભૂત થતા નથી. તેઓ શરીરની વાસનાઓની સામે થઇ શકે છે અને ખોરાકમાં મૃદુતા તરફ પસંદગી ધરાવે છે. તેઓ ફળો અને સુકા મેવાને પસંદ કરે છે તેમજ બધાને મોઢે તેની હિમાયત કરે છે, અને જગતભરના બધા માણસોનો એવો જ ખોરાક હોવો જોઇએ એવો ઉપદેશ આપતા ફરે છે. તેઓ પૈસા પેદા કરી શકતા નથી, પણ તેમને કાયમ તેની તંગી રહે જ — અને પૈસા કમાયા પહેલા તો તેઓ ખરચી નાખે છે. તેમની ચામડી કોમળ અને સુંદર હોય છે અને ગાલમા મોટે ભાગે ખાડા પડેલા હોય છે. તે ઓછું પોષણ અને ઓછું પાચન જતાવે છે. ચાલ એમની ત્વરિત હોય છે પણ તેમા તાકાત હોતી નથી. કાનનો ઉપલો ભાગ મોટો અને બુટ નાની હોય છે, વાળ પાતળા, સુંવાળા, સુંદર હોય છે, પણ ઘણા વહેલા ધોળા થઇ જાય છે. આવા માણસો માંદા પડે પછી સાજા થતાં વખત લે છે. જો આ જાતનો કોઇ દરદી આવે તો ડાકટરોએ ઘણી સાવધાની રાખવી જોઇએ, કેમકે છરીનો આઘાતમાત્ર તેમનો પ્રાણ લેવાને પૂરતો છે. એવા લોકો પોતાના મંદ જ્ઞાનતંતુઓને સતેજ રાખવા માટે માદક પદાર્થોનું સેવન કરે છે, જ્યારે ખરી જરૂર તો તેમણે કસરત કરીને શારીરિક બળ મેળવવાની હોય છે.*

સુનિકુમાર સ. ભટ્ટ

*'વેલ્ફેર મૅગેઝીન' નામે અમેરિકન માસિકમાંના 'કુમિકલ પર્સનાલિટીઝ' નામના લેખ પરથી સૂચિત.



# મારા ગોઠિયા

બાળપણના કેટલાક નફિકરા અને નફટ તોફાની ગોઠિયાઓનાં વિનોદી રેખાચિત્રો ને પરાક્રમવર્ણનો



આદિતરામ પોતાની બહેનને ત્યાં ઉછરી મોટો થયો હતો. નાનપણથી જ એનાં માબાપ મરી ગએલાં. એનો ભાણેજ લગભગ એની જ ઉમરનો હતો. પણ એ ભાણેજને બડાવી ઘરમાંથી જે કંઇ સારૂં ખાવાનું હોય તેનો એ ભાગ તો સામટો જ ખાઇ જતો. બનેવી વઢતા આવે ત્યારે સામો થતો. બનેવી કહે કે, 'આદિતા! એને તું આમ મારે છે શું? એ બીચારો તારો ભાણેજ છે. તું મામો થઇને એને મારે છે! એ સમજે શું?' આદિતો કહે, 'હું ને એ બે ય સરખા છીએ. એ સમજે નહિ ત્યારે હું યે શું સમજું?' પણ આમ બહુ દહાડા ન ચાલ્યું. આદિતો અમારી સાથેના ઘરમાં ભાડે રહેવા આવ્યો.

એ પહેલો અમદાવાદ આવ્યો ત્યારે ઠાકોરજીની મૂર્તિ જોડે લઇને આવેલો. એની એ રોજ પૂજા કરે અને નૈવેદ્ય ધરાવે. પૂજા કરવાનો ઉદ્દેશ જ નૈવેદ્ય ખાવા મળે એ હતો! નૈવેદ્યમાં રોજ દળની લાડુડી ધરે ને એ એકલો જ આરોગી જાય. અમને કોઇને ભાગે જ ચખાડી હશે.

દર રવિવારે એ ઠાકોરજીને દળની લાડુડીને બદલે બે ચમચી દીવેલ ધરાવતો, અને બહાર કહેતો કે મારા લાલજી નાના છે અને સાત દહાડા લાગલાગટ દળ ખાધું છે તેથી એમના પેટમાં ભાર ન થાય એટલે હું એમને નિયમિત જુલાબ આપું જ છું. પણ એ દીવેલના નૈવેદ્યનો મહાપ્રસાદ પોતે આરોગતો નહિ; એ તો બારોબાર દીવાના કોડિયામાં જ પધરાવતો!

અમારી નિશાળમાં એ દાખલ તો થયો, પણ ગેરહાજર બહુ રહેતો. આખો દહાડો ભાઇશંકરે લાયબ્રેરીમાં બેસી રહેતો; ને કઇ નાટક કંપની ક્યાં છે એટલી ખબર છાપાંમાંથી રાખતો, (એ સિવાય

બીજું કંઈ જ વાંચવામાં એને રસ પડતો નહિ) અને અમને મળે સારે 'વાંકાનેર કંપની વડોદરે છે, ને મોરબી કંપની મુંબાઇ છે; ડાહ્યાભાઇ ધોળશાના નવા ખેલ પવિત્ર લીલાવતીમાં 'આ શું આંસુ કે ચોમાસું આવ્યું આંખમાં' એ ગાયન મુંબાઇમાં દસ વાર વન્સમોર થયું એવીએવી તાજી ખબરો અમને આપતો; પરંતુ ક્લાસમાં શું લેસન ચાલે છે એ જાણવાની પણ એને દરકાર નહોતી!

ભાડાનાં ઘર બદલવામાં આદિતરામ જેવો કોઇ હોશિયાર નહિ. અઠવાડિયું થાય ન થાય ને ઘર બદલે! એની જોડે રહેનારા અમારા સહાધ્યાયીઓને ગરીબાઇના દુઃખમાં ટકાવી રાખનાર એકમાત્ર આધાર હોય તો એ બધાનો રમુજી સ્વભાવ હતો. મહીને ફક્ત ૩ રૂપિયામાં એ લોક પૂરૂં કરતા એ વાત આજકાલના જુવાનો જેઓ મહિને ત્રીસ-ચાળીસના ખર્ચથી પણ ધરાતા નથી એમના માન્યામાં યે નહિ આવે.

આદિતરામ ને એમની સાથે રહેનારા અમારા સમકાલીનો જમના માશીની મેડીએ ભાડે રહેતા. જમના માશીનું છાપરૂં ભાંગેલું; તેમાં વળીઓ તો છાપરામાંથી વાંકી વળી મેડી તરફ દોડતી હોય એમ લાગે. વળી ભાડું પણ છ જણની વચ્ચે મહિને ફક્ત ૧૨ આના! એટલે માથા દીઠ બબ્બે આના આવતા. જમના માશીને આવાં ભાડુતો ન મળે ને આદિતરામની ટોળીને જમના માશી જેવાં માશી ન મળે. આ ઘર અમારી મિત્રમંડળીને ખૂબ ફાવ્યું. અઠવાડિયે અઠવાડિયે ઘર બદલનારી એ ટોળીને અહીં રહે એક મહિનો થઈ ગયો પણ બદલવાનો તો વિચાર સરખો પણ આવ્યો નહિ.

એવામાં એક બનાવ બન્યો. આદિતરામની મંડળી દરરોજ જમના માશીના છાપરામાંથી વળીઓના બેત્રણ દંડા કાઢે ને લાકડાંને ઠેકાણે બાળે. એક દિવસ સામા ઘરનાં મંછા માશી એ દેખી ગયાં ને એણે જમના માશીને ચાડી ખાધી. જમના માશી તો વિફર્યાં. નીચેથી છોકરાઓને નોટીસ આપી દીધી કે, 'રોયાઓ' મારૂં ઘર ખાલી કરો. મારી વળીઓ બાળવા મેં મારૂં ઘર નથી આપ્યું.'

આદિતરામે પણ માથું ફેરવી કહ્યું, 'લે આ લીંડગા; તારા ઘરમાં પૂળો મેલીને પોક મૂકય.' અને તરત આખી મંડળી પેટીઓ અને શેતરંજી માથે લઇને ચાલી નીકળી.

આ જોઇ જમના માશી નરમ પડ્યાં. ગમે તેવાં તો યે માશી! 'મા મરજો પણ માશી ન મરશો.' તેને લાગ્યું હશે કે આવા ઘરમાં કોઈ કાગડો યે આવનાર નથી અને આટલું યે ભાડું હું ખોઇ બેસીશ. એટલે એમણે બુલાટ મારી: 'પાછા વળો ભાઈ, જાવ પાછા રહો. તમારાં ઘર ને તમારાં બાર.' છોકરા રોકાઇ ગયા. પાછા વધારે ખાતરી કરવા જમના માશી ઉપર ગયાં. તે વખતે ચૂલામાં હોલવાઇ ગયેલી વળીઓના છેડા તો પડેલા જ હતા. જમનામાશીએ એ જોયા પણ ખરા; તોય જોયા ન જોયા કર્યા અને કહે, 'ભાઈ આદિતા! આમ આવ્ય, બેટા! જો ગમે તો પેલી મંછાએ ચડાવી. મોઇ એ રાંડ. તમે તો સારા છો. કંઇ વળીઓ બાળો એવા નથી. નિરાંતે રહો.'

પણ હવે તો આદિતાનું ચક્કર ફર્યું! એ કહે, 'જા માશી, તું તો જુઠ્ઠી છે. અમે તો તારી વળીઓ બાળી છે. જો આ રહી. હવે અમે તારા જુઠ્ઠીના ઘરમાં રહેવા માગતા નથી. આજ તો તું વળીઓની બાબતમાં ફરી ગઈ ને કાલ તો બીજી કોઇ વાતમાં જુઠ્ઠું બોલે. અમે તો આ ચાલ્યા.'

બસ! ફરી તરત બધી મંડળી નીકળી ચાલી. ટ્રંકો માથે ને બિસ્તરા બગલે. મંડળી પોળેપોળે ફરે ને બૂમો પાડે, 'આ પોળમાં કોઇને ઘર ભાડે આપવાનું છે કે?'

ઘણી પોળો ફર્યા પછી જેઠાભાઇની પોળમાં એક ખડકીનું ઘર મળ્યું. એ ઘરનાં માલિક પણ એક ડોશીમા જ હતાં. માનો, ન માનો પણ અમારી એ ટોળીને ડોશીઓ સાથે લેણાદેણી તો ઘણી જ.

એકબે દહાડા થયા, પણ નવાં કાશી માશીને ભાડું મળ્યું નહિ ને આદિતરામના વાયદા પર રાહ જોઇ. પણ પછી ચોથે દહાડે કાશી ડોશી વિફર્યાંઃ 'કાલે ભાડું મહિનાનું આપી દો; નહિ તો આ ચાર દહાડાનું ચુકતે કરીને સિધાવો. બાપો નવરી હશે તે ઘોડાઓને મારે સાં છોડી મૂક્યા.'

આદિતાનો મિજાજ ગયો ને આ કાશી ડોશીને પણ સીધી કરવાનો સંકલ્પ કરી એણે 'કાલે તમારૂં ભાડું લેતાં પરવારજો' એમ કહીને તે વખતે તો ડોશીને વિદાય કર્યાં.

અગિયારશ હતી. અજવાળી રાત હતી. ડોશી સમજી

કે અગિયારશનાં જાગરણ થશે ને છોકરાઓ પર ચોકી રહેશે. ચાર કલાકનું ભાડું આપ્યા વગર રાતોરાત જતા ન રહે તે માટે એ બીજી પાડોશણોને બોલાવી લાવી ને ખડકીએ તાળું મારી બધાં ભજનો ગાવા મંડ્યાં:

'કોણ કહે છે ગાય નો'તી મારા વ્હાલા
હું કહું છું ગાય હતી રે.'

શીજી સ્વામી શામળિયા કેમ બોલતા છો નહિ?
બોલતા છો નહિ તો ચાલ્યું
પણ આ તો સામું જોતા છો નહિ
શીજી સ્વામી૦

'આખા લીમડામાં એક ડાળ મીઠી રે રણછોડ રંગીલા'

ઇત્યાદિ ઘણા ભજનો ગાયાં. આદિતરામની ટોળીએ સામો નાટકોના ગાયનોની ચોપડીઓનો ગુટકો કાઢ્યો અને ડોશીઓની સ્પર્ધામાં એમણે પણ ગીતો લલકાર્યાં:

'ભેખ રે ઉતારો રાજા ભરથરી.'

આમ ડોશીઓ ગાતી થાકી નહિ તેમ આ ટોળી પણ નવાનવાં ગાયનોની ઝુક બોલાવતી રહી. 'ઇંદર સભા'થી માંડી 'વીણાવેલી' સુધીના બધાં ગાયનોની ચોપડીઓ એમની પાસે હતી, ને તે ઉપરાંત કેટલાં યે ગાયનો મોઢે હતાં તે તો જુદાં! રાગ ડોશીઓના ભેંસાસુર જેવા હતા તો અમારી ટોળીના સામા ગર્ધવસેન જેવા હતા. પાડોશીઓની ઉંઘનુ શું થયું હશે તે તો ખબર નથી, પણ ડોશીઓ તો આખરે થાકીને સુઇ ગઇ.

સૂવાનું બીજું કારણ પણ હતુ. વારંવાર અમારામાંનો એકાદો ઉઠે ને ડોશીમાએ ખડકીએ તાળું મારેલું તે ઉઘડાવે: 'મારે જરા દૂધ લેવા જવું છે;' 'મારે જરા તેલ લેવા જવુ છે;' 'શાક રહી ગયું;' 'લોટ લઇ આવું' એમ કહીકહીને કેટલી યે વાર ગયા ને જતા આવતાં તાળા ઉઘડાવ્યાં. એથી એ ડોશીઓનાં ટાંટિયા રહી ગયા હતા.

આખરે સાડા અગિયાર થયા. અમે જીત્યા. ડોશીઓ થાકીને સુઇ ગઇ. આદિતરામની અક્કલ હવે ખીલી. અજ્ઞાનીઓની રાત તે જ જ્ઞાનીઓનો દિવસ છે. બધાને ભૂખ કકડીને લાગી હતી. પણ વણીઓ બાળીને રસોઇ પકાવનારી ટોળાને લાકડાં લાવવાની તો આદત જ નહોતી. અને લાકડાં વગર રસોઈ થાય પણ કેમ? ને રાત્રે સાડા અગિયારે લાકડાં લેવા પણ ક્યાં જવું?

અમારી ટોળીમાં બીજો નંબર મોહન- રાજાનો હતો. એણે હાટિયાંનાં બારણાં, કઠેરાના દંડા એમ ચીજો એકઠી કરી ને બાકીના બીજા લોટની બાટીઓ કરવા બેઠા. બાટીઓના ગોળા વાળીને પેલાં બળતાં બળતાં બારણાં વગેરેમાં નાખે. થોડો ગોળ, થોડું ઘી, વગેરે કાઢ્યું. બાટીઓ ભાંગીને અંદર ગોળ, ઘી નાખ્યાં ને બધા ખાવા બેઠા. અહીં પણ ઇશ્વરકૃપાએ લાકડાં તો મફત જ મળી ગયાં. હરિ સરખો દાતાર છે! પણ કાલે ડોશી ઘર જુએ ત્યારે શી વલે! 'ઊઠો અલ્યા હમણાં જ ઉઠો, અત્યારે જ ઘર બદલી નાખીએ!' રાજા કહેવા લાગ્યો. બધાને પેલાં જમના માશીનો વિયોગ સાલતો હતો. પણ આ કાશી માશી કેમ જાણે કે 'ઘોડા' કેવા હતા?

આદિતો કહે, 'બારણાં બંધ કરો ને સાંકળો મારો' ઘરમાં જૂની ગોદડીઓના ડૂચા માળી પર પડ્યા હતા તે કાઢ્યા ને ખાળે ડૂચા મારી નળની ચકલીઓ છોડી મૂકી. પછી સૌ પાછલી બારીએથી એક ડહેલામાં ઉતર્યાં ડહેલું બળેલું હતું એટલે એનો એક મોભ બરાબર પાછલી બારીએથી પુલ જેવો થઇને પડ્યો હતો. એ પુલ પરથી, માથે ટૂંકો ને બગલે બિસ્તરા લઇને બધા ચુપકીથી ઉતર્યા ને જમના માશીના ઘર તરફ ચાલવા મંડ્યા

રસ્તે પોલિસોએ એકબે ઠેકાણે રોક્યા એમને શૂદ્ર ની ઓળખાણ આપી. રાત અજવાળી હતી. રસ્તામાં માણભટ્ટની કથાઓમાંથી લોક હમણાં જ છુટ્યા હતાં એમાં ભળી ગયા ને જમના માશીની સાંકળ ઠોકી.

ઉડાઉ છોકરો ઘેર આવ્યાથી બાઇબલની પેઠે કથામાં ડોસાને જેટલો આનંદ થયો હતો એટલો આનંદ જમના માશીને થયો; અને અમને અમારા જૂના રાજમહેલમા રહેતાં જે સુખશાંતિ મળ્યાં તેનું વર્ણન તો અહીં થાય તેમ નથી.

પણ હવે અમને જેઠાભાઈની પોળવાળાં કાશી માશીની ખબર કાઢવાનું મન થયું. જિજ્ઞાસા થઇ કે પછી એ ઘરનું શું થયું હશે? ખાળો ઉભરાઇ ગઇ હશે' માશી જીવતાં હશે કે તણાઇ ગયાં હશે?

પાછા ટોળે વળીને એ જ ખડકીમાં પેઠા. અને 'અલ્યા ભાઇ અહીં કોઇને ઘર ભાડે આપવાનું છે?' એમ બૂમો પાડવા માંડી. ત્યાં તો કાશી ડોશી બહાર નીકળી: 'અલી અમથી, અલી ચંચળ, અલી નાથી.

આગ આવો.' પેલા રોયાઓ આવ્યા છે.'

અમારો સરદાર હવે ઓટલે ચડી ગયો. બે જમણી બાજુએ ઊભા, બે ડાબી બાજુએ. ભાઇશ્રી આદિતરામને શારીરિક ઇજા ન થાય એમ એની શરીરરક્ષાનો પ્રબંધ કરી અમે ઊભા. મુખ્ય યુદ્ધ એ જ કરતા. પ્રહાર વાણીના હતા.

ડોશી બોલી, 'ઠીક આવ્યા છો; રણછોડરાયે જ તમને અહીં મોકલ્યા. લાવો મારું ભાડું, ને મારું ઘર પડતે તેની નુકસાની લાવો. ઘરમાં વાં'ણું વાતાં તો ઢીંચણ સમાં પાણી થઇ ગયાં. બારણાં ઊતરાવ્યાં ત્યારે ખબર પડી કે ચોરો નાઠા છે.'

કાશીડોશી ગાળો ભાંડતી જાય. જીવંત એમનો સાથ પુરાવે. આ તરફ આદિતો એકલો બધાને પૂરો પડે. એટલામાં અમારી કલાસના ત્રિકમ ટાયગરનો નોકર ડોશી તરફથી ઉપરાણું લઇને અમને ગાળો ભાંડવા લાગ્યો. આદિતાને હવે બરાબરીઓ મળ્યો લાગ્યો. અત્યાર સુધી તો ગમે તેવી તો યે સ્ત્રીઓ. એમની જોડે લડવાની મજા જ નો'તી આવતી. પેલા નોકરને છેલ્લા બોલો આદિતરામે નીચે પ્રમાણે સંભળાવ્યા: 'સાંભળ્ય અલ્યા બેવકૂફ, સાંભળ્ય. ઘરનાં અભિમાન ન રાખીએ. આ પૃથ્વી વિશાળ છે. એમાં ત્રણ ભાગનું પાણી છે ને તેમાંય જમીન તો એક જ ભાગની છે. પણ છતાં યે આ તારી જેઠાભાઇની ખડકી કરતાં તો ઘણી મોટી છે. પૃથ્વીના એશિયા, આફ્રિકા, યુરોપ, અમેરિકા અને ઑસ્ટ્રેલિયા એવા ખંડો છે, એ ખંડોમાં એકલા એશિયાનો શો હિસાબ? વળી એ એશિયા ખંડ પણ કેવો? બલુચિસ્તાન, અફઘાનિસ્તાન, એશિયાઇ તુર્કસ્તાન, તાર્તરી, ઇરાન, અરબસ્તાન, ચીન, જાપાન, ટિબેટ અને હિંદુસ્તાન, એ એના ભાગો છે. બોલ! એમાં હિંદુસ્તાનનો શો હિસાબ? વળી સાંભળ્ય! હિંદુસ્તાન તેમ છતાં ઘણો મોટો છે. આ તારું ઘર ને ખડકી એ તો રાઇના દાણા જેવાં. એનો કંઇ હિસાબ નહિ! સમજ્ય, અલ્યા કંઈ સમજ્ય! ચડ્યું ચડ્યું શું બોલે છે? જો હિંદુસ્તાનમાં પાછા ઇલાકા છે. મુંબાઇ ઇલાકો, મદ્રાસ ઇલાકો, મૈસુર અને કુર્ગનાં સંસ્થાનો, વરાડ સહિત હૈદરાબાદ, પંજાબ, મધ્યહિંદ અને એજન્સી, રજપુતાના, બંગાળ, બિહાર અને ઓરીસા તથા છોટા-નાગપુર. એમાં તારા મુંબાઇ ઇલાકાનો શો હિસાબ? અને છતાં મુંબાઇ ઇલાકો કેવો! અમદાવાદ જીલ્લો, ભરૂચ જીલ્લો, ખેડા જીલ્લો, સુરત જીલ્લો ને પંચમહાલ. એમાં વળી તાલુકા; એમાંના એક દસ્ક્રોઈ તાલુકાનું મુખ્ય શહેર એ અમદાવાદ. એમાં બે લાખની વસ્તી. શાહપુર, દરિયાપુર, જમાલપુર, કાળુપુર એ પરાં અને ખાડિયા. સાંભળ્ય, એ ખાડિયામાં અનેક પોળો ને એ પોળોમાં એક જેઠાભાઇની પોળડી અને એમાં એક આ તારી ખડકી. એમાં ય આટલાં બધાં ઘરો એમાંનું એક ઘર તે જાણ્ય તારું. છતાં શું? આવી અગાધ વિસ્તારવાળી પૃથ્વીમાં તું કોણ ને કેવડો એ તો જો! તેમાં વળી તારા આખા શરીરમાં અનેક અવયવો. તેમાં આ તારું મોં અને નાક એ રાઇના લાખમા ભાગનાં યે નથી!'

પણ નાક ને રાઇના લાખમા ભાગની વાત આવતાં તો નોકર આદિતરામ પર ધસી આવ્યો. ડોશીઓએ તો ગાળોના વરસાદ વરસાવી નાખ્યા. આખરે અમે વચમાં પડ્યા. પેલો અમારો મિત્ર ત્રિકમ ટાયગર (વાઘ) વચમાં પડ્યો, જમીન થયો અને અમે બધા છેલ્લી સલામ કરીને જેઠાભાઇની પોળની વિદાય લીધી.

હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ

## વિરાટ મશાલચી

પેલા સૂર્ય બિમ્બ પશ્ચિમમાં સાગરના તીર પર નહાવા માટે ઊતર્યો. જુઓ એનાં કાષાય રંગનાં કપડાં આકાશમાં ફેલાએલાં છે.

દિવસનું જ્યોતિર્ગાન શાંત થવા લાગ્યું છે અને સંધ્યાની છાયા ઘેરી બની જાય છે. પશ્ચિમ દિશામાં વિરાટનાં દેવાલયમાં દેવકુમારો આરતીનું ગાન ગાવા લાગ્યા છે.

ઉપર તો જુઓ. આ નાનીનાની જ્યોતિઓની માલા ક્યાંથી જગી? એક, બે, ત્રણ . . . અને હવે તો અસંખ્ય દીપિકાઓથી આકાશમંડળ વ્યાપ્ત થઇ ગયું. કોઇ મંદ, કોઇ તેજ ને કોઇ ચંચલ પ્રકાશવાળી એ દીપિકાઓ કોને માટે? ક્યાં ચાલી?

એ કોણ એવો રાગી છે, જે દરરોજ આવી રીતે જ્યોતિનું ગાન આરંભે છે? એ એવો કોણ મશાલચી છે, જે નિત્ય આવી રીતે અસંખ્ય પ્રદીપો જાગૃત કરી જાય છે? એવો કોણ એ સ્નેહી છે જે પ્રતિદિન નવા પ્રદીપોમાં સ્નેહ (તેલ)નું દાન કરી જાય છે?

એના ક્યાં શું મારું આ મૃત્પાત્ર વગર મશાલે અંધકારમાં વિલીન થઇ જશે? હે વિરાટ મશાલચી, શું મારી આ લઘુ જીવનદીપિકા મહારાથી રત્ન રહી જશે?

શંકરદેવ વિદ્યાલંકાર




## પ્રવાસની અદ્ભુત સાહસભરી વાર્તા

વાંચતાં પહેલાં એની આટલી ભૂમિકા સમજી લેવી જરૂરની છે. નીલ નામના એક શિક્ષકે એક અનોખી સ્વતંત્ર શાળા કાઢી છે. તેમાં પાંચ બાળકો ભણે છેઃ ડોનલ્ડ, ડેરિક, જેફ્રે, હેલ્ગા અને ગિલ્બર્ટ. એક વાર નીલ એ વિદ્યાર્થીઓને વાર્તા કહેવા બેસે છે. તેની ગૂંથણી એવી નક્કર કરે છે કે પોતાનાં એ પાંચ શિષ્યોને જ તે વાર્તાનાં પાત્રો બનાવે છે અને પોતે વાર્તાનો નાયક બને છે તે ઉપરાંત વાર્તામાં સાતમું પાત્ર પીકફર્ટ નામનો એક અમેરિકન કરોડપતિ વેપારી છે.

વાર્તાની હકીકત એવી છે કે નીલે પોતે, હવામાં ઊડી શકે તેમજ જમીન પર પણ ચાલે તેવી એક અદ્ભુત કરામતી મોટર શોધી છે. વિજ્ઞાનનાં અનેક ચમત્કારભર્યાં સાધનોથી તે સંપૂર્ણ છે. અંદર ગેસોલિનગન્સ, હવામાંથી પાણી બનાવવાનું યંત્ર, વાયરલેસ સંદેશાનું યંત્ર વગેરે વિધવિધ અને અજબ સામગ્રી ભરેલી છે. આ મોટરમાં સાતે જણાં બેસીને આફ્રિકાના પ્રવાસે નીકળે છે. મુસાફરી દરમ્યાન વણઝારા, લૂટારા, સિંહો, માણસખાઉ જંગલીઓ વગેરે સાથે તેઓને અનેક સાહસો ખેડવાં પડે છે. અંતે વાર્તાનાં પાત્રો સાહસ ને બહાદુરીભરી લાંબી મુસાફરી ખેડી ઘેર આવે છે. અહીં આ વાર્તાનો પહેલો ભાગ પૂરો થાય છે. દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિરે તે પુસ્તકાકારે પ્રગટ કર્યો છે. તે પછીની વાર્તા આ નીચે શરૂ થાય છે.

વાર્તાનાં પાત્રોનાં અને સાંભળનાર વિદ્યાર્થીઓના નામો એક જ હોવાથી સાંભળનારા વારવાર ભૂલાવામાં પડે છે. સાંભળતા સાંભળતા તેમને એમ થઈ આવે છે કે 'અરે, આ તો આપણી જ વાત; આ તો હું જ બોલ્યો.' તેમની આવી તલ્લીનતા થવાથી તેઓ વાર્તાની વચ્ચે જ કંઈક બોલી ઊઠે છે ને વાર્તા સંબંધે વચ્ચે વાતોચીતો ચાલે છે. આ વાતચીત પણ વાર્તાના એક અંગ તરીકે જ 'વચ્ચે વાતચીત' એમ કરીને મૂકેલી છે. વાર્તા કહેનાર પણ નીલ અને વાર્તાનો નાયક પણ નીલ હોવાથી આ વાતચીતમાં બહુ ગમ્મત પડે છે. તેમાં યે નાનકડી ગિલ્બર્ટને અને નીલને તો બારમો ચંદ્રમા. એ બન્ને વચ્ચે તો બહુ રમૂજી ટપાટપી ચાલે છે. પણ તમે વાંચતી વખતે એટલું જરા ધ્યાનમાં રાખી લેજો, કે એ 'વચ્ચે વાતચીત' કરનારાઓ અને મૂળ વાર્તાનાં પાત્રો બંને જુદાંજુદાં છે; નહિતર જરૂર ગોટાળો થશે. આટલું ધ્યાનમાં રાખીને હવે વાર્તા વાંચો. શરૂઆતના થોડા ભાગમાં જરા રસ ન લાગે તોપણ આગળ વાંચ્યે જજો. પછી તો અમારી ખાતરી છે કે તમે એ આખી વાર્તા દર અંકે શોધીશોધીને રસપૂર્વક વાંચશો.

### રખડુ ટોળીનાં રખડુઓ

| | |
|---|---|
| નીલ—એક અદ્ભુત મોટરકારનો શોધક | ડોનલ્ડ—તેનો સાત વર્ષનો નાનકડો ભાઈ |
| પીકફર્ટ—એક અમેરિકન કરોડાધિપતિ | જેફ્રે—ઉંમર વર્ષ ૯ : ઑક્સફર્ડશાયરનો |
| ડેરિક—ઉંમર વર્ષ ૯ : રહીશ યૉર્કશાયરનો | હેલ્ગા—આઠ વર્ષની સ્કૉટલંડની છોકરી |
| ગિલ્બર્ટ—ચાર વર્ષની બેલ્જિયમની છોકરી | |

[આ રખડુ ટોળી આફ્રિકામાં રખડી આવ્યા પછી પોતપોતાને ઘેર જઈ આરામ લેતી હતી. પણ ટૂંક વખતમાં તો સૌ ઘરમાં રહીને કંટાળી જવા આવ્યું હતું.]

એક દિવસ નીલ બાગમાં ખેડાખેડ઼ા નાંખતો હતો. એવામાં વાયરલેસની ઘંટડી વાગી.

'અહો!' તેણે કહ્યું.

ડેરિકે કહ્યું, 'નીલ, તમે જો છો કે ? ડોનલ્ડ અને હું હવે તો કંટાળી ગયા છીએ. ફરીવાર પ્રવાસે નીકળવું જોઈએ.'

'—પણ બીજાઓનું શું?' નીલ બોલ્યો.

ડેરિકે કહ્યું, 'આજ સવારે જેફ્રેનો તાર મને મળ્યો

છે. એ કહે છે કે તેને વરુને શિકારે જવાની મરજી છે. રસ્તામાંથી તમે હેલ્ગાને લઈ લેજો અને આપણે ઑસ્ટેન્ડ ઉપર જઈને ગિલ્બર્ટને બોલાવી લઈશું.'

નીલે કહ્યું, 'ઘણું મજાનું. ચાલો હું હમણાં જ પીર્કીફટને પૂછું છું કે તેની સાથે આવવાની મરજી છે કે નહિ.'

ત્રણ દિવસ પછી તો એ મોટર ઑસ્ટેન્ડ ઉપર ચક્કર દેતી હતી. ગિલ્બર્ટ કિનારે ઊભી હતી. મોટર જોતાં-વેંત તેણે બૂમ પાડી, 'એઇ! આ તો આપણે ફરી વાર ઊપડીએ છીએ. ભારે મજા થઇ. ઑસ્ટેન્ડથી હું તો ક્યારની કંટાળી ગઈ હતી.'

[વચ્ચે વાતચીત
ગિલ્બર્ટે કહ્યું, 'હું એમ કદી કહું જ નહિ. ઑસ્ટેન્ડ તો સુંદર જગ્યા છે. કારમાં બેસીને જવા કરતાં તો ઘણી જ સારી એમ ધારો છો કે હું તમારી સાથે આવી? ના...રે!'

હેલ્ગાએ અધીરાઇથી પૂછ્યું, 'આ વખતે આપણે ક્યાં ઊપડવાના છીએ?' જેક્રે ભભકયો, 'ચાલો આપણે દક્ષિણ અમેરિકા જઇએ, કેમ ડેરિક! તારું શું ધારવું છે?'

ડેરિકે કહ્યું, 'અહો! હજી એ પૂરેપૂરો શોધાયો નથી એટલે જંગલી દશામાં હશે ને ગમ્મત આવશે.'

જેક્રે ચીનચી ઊઠ્યો, 'હા હા નીલ; બસ દક્ષિણ અમેરિકા! દક્ષિણ અમેરિકા!'

મેં કહ્યું, 'પણ હું કેવી રીતે લઈ જઈ શકું? હું તો માત્ર વાતો જેમ બની છે તેમ કહેનારો છું.'

ગિલ્બર્ટે કહ્યું, 'રેઢિયાળ! તું જ ના તો કહે છે. તું એમ ધારે છે કે તું હોશિયાર છે? વાર્તાઓની ચોપડીમાં ખપે એવી વાર્તા તો આવડતી નથી. જો ડેરિક, જો તો ખરો, એ કેવીકેવી ભૂલો કરે છે તે! ગઈ વાર્તામાં પછી સૅારોજનું શું થયું એ તો એ કહેતો જ નથી! એ જ બતાવે છે કે એને વાર્તા રચતાં કે કહેતાં આવડતી જ નથી.'

ડેરિકે કહ્યું, 'એનો તો મને ખ્યાલે ન રહ્યો. આપણે પેલાં વીસ ભાગુરો પાસેથી છૂટા પડ્યા પછી સૅાસેજની વાત ક્યાંય આવી જ નહિ. એનું શું થયું?'

ગિલ્બર્ટે કહ્યું, 'જો–જો–જો–જો એના મોં સામે તો જો! કેવો ભોંઠો પડી ગયો! શો જવાબ આપવો એ એને સૂઝતું જ નથી. સૅાસેજ વિષે કહેવાનું કાંઇ સૂઝે તો ને?'

મેં ઠંડે પેટે કહ્યું, 'અચ્છો વાર્તાકાર હરહંમેશ કંઇ ને કંઇ સાંભળનારની કલ્પના ઉપર છોડી દે છે.'

ગિલ્બર્ટ હસી પડી ને કહ્યું, 'મને ખબર જ હતી. શું ગોઠવવું એની સાળ સૂઝે તો કે? કેવો સપાટામાં આવ્યો નીલભાઇ!']

**વાર્તા**

આખો ઉનાળો ગિલ્બર્ટે કારને જરાય સંભાળેલી નહિ તેથી તેના સાહસિક મિત્રોને ખૂબ ખીજ ચડી. કારની સંભાળ ન લીધી એટલું જ નહિ પરંતુ ઊલટી એને બગાડી હતી. જ્યારે તેઓએ જોયું કે કારમાં તો ગિલ્બર્ટે કુકડીનું ઘર બાંધ્યું છે અને ગલુડિયાં ઉછેર્યાં છે ત્યારે તેઓને કેવું થયું હશે તેનો ખ્યાલ તમે જ કરી લ્યો. સ્વાભાવિકરીતે જ દરેક જણે ગિલ્બર્ટને કડવાં વેણ કહ્યાં અને ગિલ્બર્ટ રડી પડી. ગિલ્બર્ટે આંખો લૂછી નાખી છબડો બહાર કાઢ્યો અને આખરે કહ્યું, 'આ તો સ્વતંત્ર શાળા છે, મને ગોઠે તેમ કરું!' આમ કહીને તે છણકાથી ઘરમાં ચાલી ગઈ. પછી બીજાઓ કારને દરિયે લઇ ગયા ને ઘસી-ઘસીને સાફ કરી. સૌ કામ કરી રહ્યા એટલે ગિલ્બર્ટ મોં બનાવવા હસતીહસતી ઘરમાંથી બહાર આવી.

ખૂબ હસીને ગિલ્બર્ટે કહ્યું, 'હું તમને સૌને માફ કરું છું.' સૌ આ સાંભળીને સડકદમ જ થઇ ગયા!

'જાઓ, હવેથી એવું કરતા નહિ.' ગિલ્બર્ટે કહ્યું. 'હું જ્યારે રાણી હતી ત્યારે તમે એવું કહ્યું હોત તો તો . . .' આટલું કહી તેણે બોલવું બંધ કર્યું. પણ કહેવાની મતલબ મૌન ધારણ કરી જાહેર કરી.

[વચ્ચે વાતચીત
ગિલ્બર્ટ બોલી ઊઠી: 'મેં ન કહ્યું કે તને વાર્તા કહેતાં આવડતી નથી એટલે જ તું મારે વિષે આવુંઆવું કહે છે. સૅાસેજની બાબતમાં તું ભોંઠો પડ્યો, એટલે હવે તું મારી પાછળ પડ્યો છે, ખરું ને?']

**વાર્તા**

થોડી ક્ષણમાં બધાં એકબીજાનાં દોસ્તો થઇ ગયાં. બધાં એકાદ કારીખાનામાં ભેરાંભેરાં જૂની વાતો સંભારવા લાગ્યાં.

ડોનલ્ડે કહ્યું, 'સિંહનો શિકાર સાંભરે છે કે?'

હેલ્ગાએ કહ્યું, 'અને ટૅરેગ્સ?'

ત્યાં ગિલ્બર્ટે કહ્યું, 'અને સૅાસેજ? જ્યારે પેલા ઘરડા નોકરે કહ્યું કે સૅાસેજ તો તેનો દીકરો છે અને તે ખોવાઇ ગયો છે ત્યારે કેવી ગમ્મત આવી હતી! ગજબની વાત હતી, નહિ ને?'

[વચ્ચે વાતચીત
ગિલ્બર્ટે બૂમ પાડી ઊઠી, 'અરે જુઓ તો કેવું કહે છે? જોને, સૅાસેજ બુઢ્ઢાનો દીકરો હતો, હતો! મને

માટે નેઆસ ઝૂણા તરફ ઊપડીશું.'

ગિલ્બર્ટ સિવાય કોઇએ વાંધો લીધો નહિ. અને એ તો વાંધો લે જ; કેમકે દરખાસ્ત નીલની હતી. એનાથી એ હમેશાં અવળો!

ડેરિકે કહ્યું, 'આપણને ખોરાકની જરૂર છે. સાથે ભરી લીધેલો ખોરાક ખૂટી જવા આવ્યો છે ને જો હવે નીચે ઊતરીને કંઇક શિકાર કરી નહિ લઇએ તો ભૂખે મરવું પડશે.'

જેકે કહ્યું, 'આપણે એકાદ ડુક્કર મારીએ. આ શું–નીચે સેંકડો ડુક્કરો રખડે છે.' અને એનું કહેવું સાચું હતું. નદી કાંઠે ડુક્કરનાં ટોળેટોળાં જોવામાં આવતાં હતાં.

તેઓ મેનોઝ તો પહોંચ્યાં. ક્યાંક ચોખ્ખી જગ્યા મળી આવે તો નીચે ઉતારો કરવાનો નિર્ણય કર્યો. કલાકેકમાં જંગલ વચ્ચે પચ્ચાસ વાર ઘેરાવાનું એક મેદાન નજરે પડયું. ચક્કર લઇને તેઓ નીચે ઊડતાં આવ્યાં અને ત્યાં જ રાતવાસો કરવાનો ઠરાવ કર્યો.

હેલ્ગાએ કહ્યું, 'હા...શ ઊડીઊડીને થાકી ગયાં આજ તો; કંટાળો આવ્યો છે.'

[**વચ્ચે વાતચીત**

મેં જરા થાકથી કહ્યું, 'હવે આગળ કાલે કહીશું'

હેલ્ગાએ કહ્યું, 'જોજો ધ્યાન રાખજો. આપણે કાર છોડીને બહાર નીકળવાનું નથી'

ડેરિક કહે, 'પણ નીલ જો કોઇ પણ કારણે આપણને કારમાંથી હેઠા ન ઊતારે તો કહે તેટલું હારૂં એ બુઢ્ઢો નીલ કંઇ ને કંઇ ગોટાળો કરવાનો જ.'

જેક જરા દુઃખી જણાયો. તેણે કહ્યું, 'એમાં જ બધું બગડે છેને. હું જાણું છું કે જેવા આપણે કારમાંથી નીચે ઊતર્યાં તેવા જ નીલ ડુક્કરોને આપણી આજુબાજુ આણશે કેવું બેનકફીમરેલું! દરેક વખતે એવું જ બને ને આપણને મશિનગન વાપરવાની તક જ ન આવવા દે. એવી મૂર્ખાઇ, નીલ હવે ન કરતો. અમને મહેરબાની કરી કારમાં જ રહેવા દેજે.

ત્યાં તો ડેરિક આનંદથી બૂમ પાડી ઊઠયો, 'પણ જેક, આખરે આપણે સહીસલામત ઉગરી જવાનાં હું માનું છું કે જંગલીઓ આપણી કાર ફાડી જાય તો પણ આખરે તો આપણે જીવીએ જ. કેમ નહિ નીલ?'

મેં કહ્યું, 'બચ્ચા, તેં મારી ઉઘીની લીધેલી છે, રફૂદૂબ્બર અને આમોફીન પહેલાં પાછાં પહોંચાડી દે. પછી ભલે એ હોડો કાર ચોરી જાય; મને વાંધો નહિ. પણ નખત્તી તારા કંટાળેલો છું પણ હવે મારી પાસેથી ઉછીનું લેવાનું કામ વધશે તો મારે નીલને તારા પાટલુનનું એક બુતાન લઇને તારાં માબાપ પાસે મોકલવો પડશે. મગર તને ગળી ગયો ને ફક્ત તારૂં એક બુતાન જ રહી ગયું એ જાણી તારાં માબાપ દુઃખી થશે'

ગિલ્બર્ટે કહ્યું, 'જો વળી, આ તો શિક્ષા કહેવાય. ભાઇ અમને તો હમેશાં કહે છે કે આ સ્વતંત્ર શાળા છે અને અમે મરજી પડે તેમ કરી શકીએ. છતાં ભાઇસાહેબ પોતાની મરજી પ્રમાણે આપણી પાસે કરાવે છે.'

મેં કહ્યું, 'કંઇ નહિ તો છેવટે કાર તો મેં શોધી છે ને?'

ગિલ્બર્ટે કહ્યું, 'ગમે તેમ પણ આજ રાત્રે હું તમારી સાથે સરકસમાં આવવાનો નથી.'

પણ છેવટે મને સરકસમાં ઘસડી જવામાં આવ્યો. સરકસ સારૂં હતું જોકે ડેરિક અને ડોનલ્ડ તો માત્ર ભાંડની મશ્કરીઓમાં જ રસ લઇ શકતા હતા. તેઓને થોડુંક જર્મન આવડતું હતું. છતાં બધાંને ગાય ચારતા ભરવાડના છોકરાનો દેખાવ ગમ્યો. બીજે દિવસે કોઇ નિશાળે આવ્યું નહિ. તેઓ ડેરડન ગયાં અને છ અવાજની પિસ્તોલો કેપ સાથે ખરીદી. આખા અઠવાડિયા સુધી કોઇએ વાર્તાનું નામ ન લીધું. તેઓએ આખો-વખત પિસ્તોલોના ભડાકા કરવામાં ગાળ્યો. અંતે જ્યારે બધાં કારતુસો ફૂટી ગયાં અને બંદુકના ઘોડા ભાંગી ગયા ત્યારે જેકે કહ્યું, 'હવે નીલ વાર્તા આગળ ચલાવે તો કેમ?'

બીજાઓએ સૂચના ઉપર બહુ ધ્યાન આપ્યું નહિ. પણ બે દિવસ પછી વાર્તા માટે સર્વાનુમતે માગણી થઈ.

જેકે કહ્યું, 'ડુક્કરો મારવા માટે આપણે નીચે ઉતર્યાં ત્યાંથી વાર્તા અધુરી છે.'

મેં કહ્યું, 'બરાબર, ત્યાંથી.']

## વાર્તા

સવાર ખુશનુમા હતી. તેઓ કારમાંથી બહાર કૂદ્યાં અને અકડાઇ ગએલાં અંગને છૂટાં કરવા આમ-તેમ દોડવા લાગ્યાં. ક્ષણભર દરેક જણ ભૂખ અને ભય ભૂલી ગયું.

પીટ્રૂકે કહ્યું, 'જો જો...હા! હું વાંદરાની જેમ કરૂં છું. તેણે ડાળી પકડવા કુદકો માર્યો અને ડાળ પકડી. પણ તેના ભારે વજનથી એ તૂટી પડી અને તે ભાર લઇને નીચે પડયો. સૌ ખડ-ખડ-ખડ હસી પડયાં.

એકાએક નીલ ભડકયો. તેનું મોં ફાટી રહ્યું અને તેણે નિશાની કરીને કહ્યું, 'એ –પણે...'

બાળકોનું હસવું હસવાને ઠેકાણે રહ્યું. તેમની અને કારની વચ્ચે સંખ્યાબંધ ડુક્કરો જોવામાં આવ્યાં.

હેલ્ગાએ બૂમ પાડી, 'ઝટ કરો; ઝટ ઝાડ પર—'

અચાનક ચીસો પાડતાં અને ઘૂરકાટા નાખતાં ભૂંડો આગળ ધસ્યાં. તેમની તીક્ષ્ણ દાંતરડીઓ અને લાલલાલ જીભો જોતાં જ થથરાવે તેવાં હતાં.

દરેક જણ ઝાડની ડાળી ઉપર સહીસલામત પહોંચી ગયું. જેફ્રે ડાળી ઉપરથી લીંચતો હતો તેટલામાં તેને એક સુવરે દાંતરડી લગાવી.

તરત નીલે બૂમ પાડી, 'કોની પાસે રિવૉલ્વર છે?' પણ કોઈની પાસે એક પણ હથિયાર ન હતું.

જેફ્રેએ ડૂસકાં ભરતાં કહ્યું, 'ભૂખ તો કકડીને લાગી છે; અને નીલ! હું તો ધારતો હતો કે તું કારની સંભાળ રાખવા ઊભો છે.'

નીલે કહ્યું, 'તું ધારે એ શા કામનું. હવે તો આપણું સૌનું આવી જ બન્યું. ઝટ ભગવાનનું નામ લેવા મંડીએ ને પછી નીચે ડુક્કરનાં મોંમાં કૂદી પડીએ.

પીર્કફટે પૂછ્યું, 'કાર સુધી પહોંચવાનો કાંઈ ઇલાજ?'

ગિલ્બર્ટે કહ્યું, 'એક ઉપાય છે: નીલ નીચે કૂદી પડે ને જંગલ તરફ દોડે; અને સુવરો જ્યારે તેની પાછળ પડે એટલે આપણે દોડીને કાર પાસે જઈએ.'

આ દરખાસ્તને સૌએ ધુતકારી કાઢી.

આ દરમ્યાન ડૉનલ્ડ કાર તરફ જવાનો રસ્તો શોધી રહ્યો હતો. વાંદરાની જેમ તે એક ડાળીએથી બીજી ડાળીએ કૂદતોકૂદતો જે બાજુએ કાર હતી તે બાજુએ તેની નજીક સુધી પહોંચી ગયો.

ડેરિકે બૂમ પાડી, 'શાબાશ! હવે કૂદી પડ અને સુવરો ઉપર મશિનગન ચલાવ.'

ડૉનલ્ડે જવાબ આપ્યો, 'એમ તે કાંઈ બાપાજીનો લાડવો છે! કાર તો હજી દસ ફીટ દૂર છે.'

ડેરિકે કહ્યું, 'ચલ હટ, જવા દે મને.' પણ ત્યાં તો તે મરતાં મરતાં બચી ગયો, કેમકે ડાળ તૂટી. અને જો તે સુવર ઉપર ન ફસડાયો હોત તો તો તેનું આવી જ બનત.

તેણે બીજી બાજુથી બૂમ પાડી, 'મને યુક્તિ જડી છે નીલ! તારી પાસે છરી છે?'

સદ્‌ભાગ્યે નીલ પાસે છરો હતો. તેણે ઝાડે લટકતી એક મોટી વેલ કાપી. તેનો ગાળીઓ કર્યો અને મોટરના વાયરલેસના થાંભલા ઉપર ભરાવવાને ફાંસલો નાખ્યો. પચાસેક વાર મથ્યા પછી આખરે તે ફાવ્યો. વેલ ઝાડ સાથે તો મજબૂત વળગેલી હતી, પણ વચમાં તે બહુ ઝોળો ખાતી હતી. ડેરિક બીનો કે તે ટીંગાતોટીંગાતો વચ્ચે આવશે ત્યારે તો ઝોલાને લીધે તેના પગ ખૂબ નીચે જશે અને સુવરો તેને વાઢી જ નાખશે. વેલને તાણીને ચોળી રાખવાને તેણે નીલ અને પીર્કફટને બોલાવ્યા. તેઓ ડાળીએ ડાળીએ કૂદતા કૂદતા ત્યાં પહોંચ્યા.

પછી ભયંકર પ્રયત્ન શરૂ થયો. નીલ અને પીર્કફટે વેલને ખેંચી રાખી. ડેરિક તેના ઉપર હાથ પર હાથ મારતો ટીંગાતો ચાલ્યો. તે જગ્યાએ સેંકડો સુવરો દોડી આવ્યાં ને લાલ જીભો બહાર કાઢીને ડેરિકની સામે તાકી રહ્યા. ડેરિકે નીચે જોયું તો તેના હાંજા ગગડી ગયા. બરાબર અધવચ પહોંચ્યો ત્યાં વેલ તૂટી! કારમી ચીસ પાડી તે નીચે પડ્યો અને ઘૂરકાટા નાખતાં સુવરો ફરતાં ફરી વળ્યાં. યા અલ્લા! કરતોકને પીર્કફટ સુવરો વચ્ચે કૂદી પડ્યો. તે એક સુવરની પીઠ ઉપર બેઠો. તીણી ચીસ પાડી સુવર ભસ દઈને નીચે પડ્યું. પીર્કફટ પાટુએ પાટુએ સુવરોને ફટકારવા લાગ્યો. ડેરિક તો નીચે પડ્યો હતો અને અનેક સુવરનાં મોઢાં તેની ચોમેર હતાં. પીર્કફટે ગર્જના કરી, 'મદદ! ખુદા ખાતર મદદ!' લાગલો જ નીલ કૂદી પડ્યો. હવે કાર તરફ જવાનો રસ્તો ખુલ્લો થઈ ગયો હતો. નીલ કારમાં કૂદી પડ્યો અને ચાર ભરેલી પિસ્તોલો ઉપાડી એકદમ તેણે એક પીર્કફટ ઉપર ફેંકી પછી પોતે બહાર કૂદી આવ્યો.

હવે કામ સહેલું હતું. નીલ અને પીર્કફટે બંદુકની નળીઓ સુવરોનાં મોઢાંમાં ખોસીખોસીને તેમનાં માથાં ઉડાવી દીધાં. પણ બેભાન ડેરિકની નજીકમાં ભડાકા કરવા જોખમભરેલું હતું. ધસી આવતાં સુવરોને તેઓ પોતાના પગથી હટાવતા હતા! પણ એક સુવરે ડેરિકનો પગ મોઢામાં પકડ્યો હતો અને તે ખસતું ન હતું. પીર્કફટ દોડીને કારમાંથી કુહાડી લાવ્યો અને સુવરનું માથું તોડી નાખ્યું. હજુ જોખમમાંથી સો પાર નહોતાં ઊતર્યાં. નીચે પડેલા ડેરિકની આસપાસનાં સુવરોને તો મારી હટાવ્યા હતાં પણ એટલામાં બીજાં સેંકડો સુવરો હુમલો કરતાં આગળ ધસી આવતાં હતાં.

પીર્કફટે કહ્યું, 'હવે ભાગો; ડેરિકને ઉપાડો.' અને તેઓ માંડમાંડ ડેરિકને કારમાં પહોંચાડી શક્યા.

કેટલાય વખત સુધી કુહાડીથી પીર્ક્ફ્રટે ડુક્કરોના માથાં ભાંગ્યાં ત્યારે માંડમાંડ તેઓ મોટરનું બારણું બંધ કરી શકયા.

આ દરમ્યાન નીલ મોટરના અપર ડેકની મશિનગન વાપરી રહ્યો હતો. તે કામ સહેલું હતું. ધારા વાદે તેમ તે સુવરોનો ઢગલો કરી નાખતો હતો. પણ સુવરો એટલાં બહાદુર હતાં કે તેઓ જરા પણ પાછા હઠતાં ન હતા. એકેએક સુવર ત્યા જ ઢળી પડયું. સુવરોનાં મડદાં વચ્ચે થઈને છોકરાંઓ કાર પાસે આવ્યાં.

[**વચ્ચે વાતચીત**

જેફ્રેએ કહ્યું, 'બિલકુલ દગા વિનાનું.' આમ કહેવાનું કારણ એ હતું કે આ લડાઈમાં તેનો કશો હિસ્સો ન હતો.

ગિલ્બર્ટે રસ લેતાં કહ્યું, 'શું સાચેસાચ સુવરો માણસને ખાઈ જાય? આફ્રિકાનાં સુવરો એવા ભયંકર હશે?'

મેં કહ્યું, 'તદ્દન સાચું, કારણકે મેં ગઈ રાત્રે જ બાલસર્વસંગ્રહ (ચિલ્ડ્રન્સ એન્સાઇક્લોપીડિયા)માં સુવરો વિષે વાંચ્યું હતું.'

ડોનલ્ડે કહ્યું, 'જ્યારે ડેરિક દોરડા ઉપર હતો ત્યારે મેં બાજુ દોરડું તો ખેંચી રાખ્યું હતું.'

'અરે ડોનલ્ડ, તારાં મજબૂત બાવડાંને લીધે તો લાજ રહી ' મેં કહ્યું.

હેલ્ગાએ કહ્યું, 'ત્યારે મેં શું કર્યું? બધો વખત શું હું ઝાડ ઉપર જ બેસી રહી?'

'હાં હેલ્ગા, તેં તો ભારે બહાદુરી બતાવી. હથિયાર ન હતાં છતાં તું નીચે કૂદી પડી અને ડેરિકને કાર સુધી લઈ જવામાં તેં ટેકો આપ્યો.'

હેલ્ગા હરી તેણે પૂછ્યું, 'ગિલ્બર્ટે કંઈ જ મદદ ન કરી ખરે?'

'ગિલ્બર્ટ? કહેતાં દિલગીરી થાય છે કે તેણે કાંઇ જ મદદ તો ન કરી, એટલું જ નહિ પણ આગે બધાએ મજાનો મલીદા જેવા એક ડુક્કરને નાસ્તા માટે તૈયાર કર્યું ત્યાં સુધી તે ઝાડ ઉપર બેસી રહી'

ડેરિકે કહ્યું, 'એ કાંઇ ભૂખડી નથી તે ડુક્કર ખાય.'

ગિલ્બર્ટ ડેરિક તરફ ગુસ્સે થઈને બોલી, 'ખબર નથી પડતી કે શા માટે વાર્તામાં બધો સારોસારો ભાગ તારો; હંમેશાં "ડેરિકે આમ કર્યું ને ડેરિકે તેમ કર્યું!" હંમેશાં ડેરિક બહાદુર પણ ખરી વાત શી છે તે કોણ જાણે? ગઈ કાલે હ્રેન્સ સાથે કજિયો થયો ત્યારે તો તું ગાંડ ભાગી છૂટેલો. બાવલો! નીલ કહે છે તેમ તું સાચે જ જો કરી શકે તો તું કહે તે હારું છોકરા કરતાં તો છોકરીઓ ઘણી વધારે બહાદુરીભર્યાં કામો કરી શકે.'

આતુરતાથી જેફ્રેએ કહ્યું, 'ગિલ્બર્ટને ફરી વાર મારી નાખો. રોજ વાર્તા વિષે એની એ પડગ. એને તો વાર્તામાં ન લાવ્યા હોત તો સારું થાત!'

ગિલ્બર્ટ એની સામે ખીજાઇ: 'શા માટે તું એનો પક્ષ લે છે? વાર્તામાં તને તો કાંઇ કરવા દીધું જ નથી. તેં કાંઈ મારાથી વિશેષ કર્યું નથી. બધો વખત તું પણ ઝાડ ઉપર જ બેસી રહ્યો.'

જેફ્રે વિચારમાં પડયો. તેણે કહ્યું, 'ખરી વાત છે; મને પણ લાગે છે કે નીલે ડેરિક પાસે બહુ જ કામ કરાવ્યું.'

ડેરિકે વાર્તા વિષે આગળ આશા બતાવતાં કહ્યું, 'કદાચ દાતરડીના ઘાને લીધે હું મરી જાઉં. નીલ, આગળ ચલાવ.']

**વાર્તા**

સારા નસીબે ડેરિકને લગભગ કશી જ ઇજા નહોતી થઈ. પગમાં પડેલો ઘા દેખાવનો ખરાબ હતો, પણ તપાસતાં માલૂમ પડયું કે તે જરા ય ઊંડો નહોતો.

પીર્ક્ફ્રટે કહ્યું, 'ધનુરવા (ટિટૅનસ)નો થોડો જ ભય છે. જોકે માંસાહારી જનાવર કરડયું હોય તો ધનુરનું જોખમ રહે છે.' હાર્વર્ડમાં રહી પીર્ક્ફ્રટે થોડો વૈદ્યનો અભ્યાસ પણ કર્યો હતો.

સુવરના શેકેલા માંસનો નાસ્તો લઈ તેઓ આગળ ચાલ્યાં.

બપોર પછી ટેલેસ્કોપ (દૂરબીન)માંથી ગિલ્બર્ટને દૂર કાંઇક ગામડા જેવું દેખાયું. તેઓ ત્યાં પહોંચ્યાં. કેવી જાતના લોકો ત્યાં વસે છે એ જોવા-જાણવા માટે ત્યા રોકાવાનો સૌએ નિશ્ચય કર્યો. તેઓએ ગામની બહાર પડાવ નાખ્યો. જંગલી લોકોનો ખૂબ જમાવ થયો, પણ હલ્લો કરવાનો તેમનો ઇરાદો જણાયો નહિ. તેઓ જંગલી જાતિના જ હતા. ચામડી રાતી હતી ને માથે પીછાં ખોસેલા.

નીલે કહ્યું, 'અજબ! આ લોકો પાસે તો પથ્થરની કુહાડીઓ છે!' જેમણે સુધારાનું નામ પણ સાંભળ્યું નહોતુ તેવા લોકો અહીં જડી આવ્યા હતા.

આશ્ચર્યથી આંખો ચમકાવતાં ડેરિકે કહ્યું, 'નવી જ જાતિ; આપણે તો ભારે નસીબદાર. આપણી આગળ લિવિંગ્સ્ટન ને સ્ટૅનલી કાઇ હિસાબમાં નહિ. કેમ જેફ્રે?'

જેફ્રેએ કહ્યું, 'અરે આની આગળ બધું પાણી ભરે. દુનિયામાં આપણે ખૂબ પ્રસિદ્ધ થઇશું.'

હેલ્ગાએ કહ્યું, 'જુઓ જુઓ તો! આપણી સામે તેઓ કાંઇક ઇસારત કરતા લાગે છે.' અને ખરેખર તેઓ ઇસારત કરતા હતા. એક ઊંચો માણસ કાચની નજીક

આવ્યો અને તેણે હાથ ઊંચો કર્યો. નીલે બારણું ઉઘાડયું અને તેના તરફ મોં મલકાવ્યું. પેલો માણસ કાંઇક ન સમજાય તેવી ભાષામાં બોલ્યો. પણ તેના ઇશારાથી તેનું કહેવું સૌ સમજી શકતા હતા. હાથમાંની પથ્થરની કુહાડી તેણે જમીન ઉપર ફેંકી દીધી.

હેલ્ગાએ હળવેથી કહ્યું, 'એનો અર્થ એમ કે એ આપણો મિત્ર થવા માગે છે.'

પછી તેણે એક બીજા માણસને નજીક બોલાવ્યો અને તે બન્નેએ સામસામાં નાક ઘસ્યાં.

ગિલ્બર્ટે હસીને કહ્યું, 'ગધેડાઓ! તેઓ આપણી સાથે પણ એમ નાક ઘસવા માગે છે.'

પીર્કેફટે કહ્યું, 'મને લાગે છે કે આપણે નીચે ઊતરીને તેમને ખાત્રી કરાવી આપવી જોઇએ કે આપણે તેમના મિત્રો છીએ.'

પીર્કેફટની દરખાસ્ત વિચારાઇ અને અંતે એમ ઠર્યું કે સહીસલામતીની ખાતર પીર્કેફટે એક કારમા અને નીલે બીજી કારમા રહેવું.

પછી છોકરાઓ નીચે ઊતર્યા અને પેલા માણસે ગંભીરતાથી પોતાનુ નાક સૌ છોકરાઓના નાક સાથે ઘસ્યું.

ગિલ્બર્ટે કહ્યુ, 'આફ્રિકામા આપણે જે લોકો જોયા હતા તેના કરતા આ લોકો સારા છે.'

છોકરાંઓ એ લોકો સાથે ભળ્યા અને તેમની જોડે વાત કરવાનો પ્રયત્ન કર્યો. પાંચ મિનિટમાં તો ડોનલ્ડે કેવી રીતે નાક ઉપર આંગળી મૂકવી તે જંગલીઓના છોકરાઓને શીખવ્યુ સીધું કેમ થુંકાય તે હેલ્ગાએ કેટલીક છોકરીઓને શીખવ્યું.

ગિલ્બર્ટ ઇંગ્લિશ, ફ્રેન્ચ, જર્મન અને ઇટાલિયનમાં બોલ્યે જતી હતી, પણ આ રાતા ઇંડિયન એક પણ શબ્દ સમજ્યા નહિ. ડેરિક તે લોકોનાં પથ્થરના હથિયારો જોવામા પડયો હતો. એક જુવાન જંગલી હાવભાવથી બતાવવાનો પ્રયત્ન કરતો હતો કે આવી કુહાડીથી ડુક્કરને કેવી રીતે મારી શકાય.

એકાએક ટોળાંમાં વિચિત્ર ઘોંઘાટ અને ખળભળાટ થયો. છોકરાંઓ ભયથી ચમકયા અને કારમાં સહીસલામત પહોંચવા ધસતા હતાં, પણ તરત જ તેઓ ટાઢા પડયાં. કારણકે આ ધમાલ તો સૌનો રાજા આવતો હતો તેથી થઇ હતી. રાજા ઊંચો અને પાતળો હતો. ગરુડનાં પીછાં તેને માથે શોભતાં હતાં.

ગિલ્બર્ટે હેલ્ગાને કહ્યું, 'વાહ! રૂપાળો લાગે છે.'

લોકોએ માનપૂર્વક રસ્તો આપ્યો અને રાજા આગળ વધ્યો. બાળકોએ તેને નમન કર્યું અને રાજાએ જરા ઊભા રહી સામેથી નમન કર્યું. જેવી રાજાની નજર કાર ઉપર પડી તેવો જ આશ્ચર્યચકિત નજરે તે તેના તરફ જોઇ રહ્યો. એને એમ લાગ્યું હશે કે આમાં સૌનો મુખી પીર્કેફટ હશે, કારણકે તેણે પીર્કેફટને નિશાની કરી પોતાની પાસે બોલાવ્યો. પીર્કેફટ બહાર આવ્યો. રાજા તેના તરફ બે ડગલાં ગયો ને પછી જ ગંભીરતાથી પોતાના નાકને પીર્કેફટના નાક સાથે ઘસ્યું.

આ દેખાવ ઘણો જ રમૂજભરેલો હતો. રાજા નિશાનીથી પૂછવા લાગ્યો કે, 'તમે કોણ છો અને કયાંથી આવો છો?'

આ પ્રસંગે ડેરિકે પોતાની બુદ્ધિનો સુંદર ઉપયોગ કરી બતાવ્યો. તેણે રેતીથી જમીન પર નકશો કર્યો. એક ઘાસનું તરણું મૂકી આમાઝોન નદી બનાવી. પછી તેણે એક પથરો લીધો અને કાર તરફ ધર્યો. કહેવાની મતલબ એમ હતી કે આ પથરો એટલે કાર સમજવી. રાજાએ, પોતે એ વાત સમજ્યો છે એમ બતાવવા માથું ધુણાવ્યું. પછી ડેરિકે નદીના મુખ આગળથી પથરો ઉપાડયો અને નદીના મૂળ તરફ તેઓ ઊડતા-ઊડતા કેવી રીતે આવ્યા તે સમજાવ્યું. સમજતા હોય તેમ પેલા જંગલીઓએ માથા ધુણાવ્યાં. પછી આંખના એક પલકારામાં ડેરિકે રાજા તરફ આંગળી ચીંધી પીર્કેફટ તરફ ફેરવી અને એમ સમજાવ્યું કે આ જેમ તમારો રાજા છે એમ આ પીર્કેફટ અમારો રાજા છે. રાજાએ, આ વાત પોતે સમજ્યો છે એમ ખાત્રી કરી બતાવવા પીર્કેફટ સાથે ફરી વાર નાક ઘસ્યું. એટલામાં ગિલ્બર્ટના ભેજામાં કંઇક વિચાર આવ્યો. તેણે કારમાં બેઠેલા નીલ તરફ આંગળી ચીંધીને તેના તરફ સૌનું ધ્યાન ખેંચ્યું. પછી તેણે પીર્કેફટ સામે જોઇ હાથ ઊંચો રાખી બતાવ્યો. અને નીલ સામે જોઇ હાથ જમીનથી એક ફુટ ઊંચે બતાવ્યો. નીલ હલકા દરજ્જાનો છે એમ બતાવવાનો ગિલ્બર્ટનો આશય હતો. રાજા સમજતો દેખાયો કે નીલ મોટરનો શોફર છે.

અલબત્ત આમ નિશાનીથી વાતો કરવાનું રસભર્યું હતું, પણ આખરે તેમાંથી ગેરસમજણ પેદા થઇ.

પોતે ભૂખ્યો છે એમ બતાવવા ડોનલ્ડે આંગળી

મોઢામાં મૂકી. રાજાએ તરત જ ગામમાંથી દાંતના દાક્તરને બોલાવ્યો. દાક્તર તો પથ્થરનું ટાંકણું અને હથોડી લઇ હાજર થયો. ડોનલ્ડે માથું ધુણાવ્યું અને પથરો ઉપાડી તે ખાતો હોય તેમ દેખાડ્યું. રાજા નમ્રતાથી ડોનલ્ડને નમ્યો અને તેનાં માણસોને પથરાનો એક મોટો એવો ઢગલો કરવાનો હુકમ આપ્યો. પછી જંગલી લોકો ડોનલ્ડ અને પથરાના ઢગલા ફરતા કુંડાળું વળીને બેઠા. તેઓ એમ સમજ્યા હતા કે ડોનલ્ડ જાદુબળથી એ બધા પથરા ખાઈ જશે!

હેલ્ગા બેઠીબેઠી મજાનું ગીત ગાતી હતી. જંગલીઓ સમજ્યા કે એ માંદી પડી છે, એટલે તેમણે વૈદ્યને તેડવા મોકલ્યો. ગિલ્બર્ટના બુટમાં કાંકરી ખૂંચતી હતી. એણે બુટ કાઢ્યો, એટલામાં તો જંગલીઓ સસલાં પેઠે નાસભાગ કરતા નાઠા. એ બધાંને એમ જ લાગ્યું કે ગિલ્બર્ટે સમૂળગો પોતાનો પગ જ છૂટો કરી નાખ્યો!

જેફ્રે કહે, 'જો મારી એકાદ આંખ કાચથી બેસાડેલી હોત, કે હાથ બૂસના લાકડાનો હોત તો ભારે ગમ્મત પડત!'

આ જંગલી લોકો ભારે બીકણ હતા. કંઇક નવું જોવામાં આવે તો તેમને કંઇ ને કંઇ થઇ જાય! ડોનલ્ડે પથરાને ઠેકું માર્યું ત્યાં તો બધા હબકીને સડક થઈ ગયા. કોઇ દિ' માણસને ન ભાળ્યું હોય એવા રોઝ જેવા આ લોક હતા. બીતાબીતા પણ નવાઇથી અને કુતૂહલથી આગળ આવે. ઝટઝટ પાસે આવતા યે વાર નહિ ને ભાગી જતાં યે વાર નહિ.

રાજાએ તાળી પાડી ને સ્ત્રીઓ ખાવાનું લાવી. જંગલી ઇંડિયનોએ ઊભાઊભા ખાધું. તેઓની પાસે થાળીવાટકા તો શાના હોય? હાથમાં જ ખાવાનું લઇ તેઓ ખાતા હતા. તેમની પાસે છરીકાંટા પણ ન હતા. એમના દાંત કુતરાના જેવા મજબૂત અને ધોળા હતા. દાંતથી હાડકાંપર ચોંટેલું માંસ તેઓ ઉખેડીઉખેડીને ખાતા હતા.

આપણા મુસાફરોને પણ સાથે ખાણું લેવા આમંત્રણ મળ્યું. પરંતુ ખોરાકમાં મોટેભાગે કાચું માંસ હતું તેથી તેઓએ આભાર સાથે માફી માગી.

જેફ્રેએ ગિલ્બર્ટને કહ્યું, 'આ લોકોને અગ્નિની ખબર જ નહિ હોય શું?'

બરાબર આ જ વખતે નીલ કારમાંથી બહાર આવીને પોતાની પાઇપ તમાકુથી ભરતો હતો.

ગિલ્બર્ટ કહે, 'જ્યારે નીલ પાઇપ સળગાવે ત્યારે આ જંગલીઓના ચહેરા સામે જોજે.'

નીલે પાઇપ સળગાવી ને જોઈ લ્યો મજા! જેવો પેલાઓએ ભડકો ભાળ્યો કે તરત જ સૌએ ભયંકર ચીસ નાખી. ખાવું ખાવાને ઠેકાણે રહ્યું ને બધા જાય ભાગ્યા. રાજાએ કંઇક હિંમત બતાવવાનો યત્ન કર્યો, પણ જ્યારે નીલની હોકલીમાંથી ધુમાડાના ગોટેગોટા નીકળવા લાગ્યા ત્યારે તો તે પણ ભાગ્યો અને મહેલ ભેગો થઇ ગયો!

પીર્કિંસ્ટ કહે, 'આ લોકોને આપણે બીવડાવીશું એ નહિ ચાલે. ચાલો ગ્રામોફોન વગાડીએ એટલે તેઓ પાછા આવશે.'

હેલ્ગા ગ્રામોફોન લાવી અને રેકર્ડ ચડાવી. પ્રથમ તો કોઇ દેખાયું નહિ, પણ થોડી વારે એક જણે, પછી બીજા જણે, પછી ત્રીજાએ, એમ ઘણાએ ઘરની બહાર ડોકાં કાઢ્યાં.

જરા વખત જતાં તેઓ દૂરદૂર આવતા દેખાયા. પીર્કિંસ્ટે તેમને નિશાની કરી પાસે બોલાવ્યા અને તેઓ ધીમે ધીમે નજીક આવ્યા. એકાએક નીલને એક વિચાર સૂઝ્યો. તેણે ગિલ્બર્ટનો હાથ પકડ્યો ને નાચવા લાગ્યો. જંગલીઓને આ જોઇ બહુ મજા આવી ને થોડાંક બાળકો તો સાથે નાચવામાં જોડાયાં.

[વચ્ચે વાતચીત

ગિલ્બર્ટે કહ્યું, 'તારી સાથે હું નાચું જ નહિ તો. ઉરિક, જોયું છે ને તેં? ભાઇ કેવા નાચે છે! નાચતાંનાચતાં ભાઈ કાંઇ ડોળ કરે છે! કંઇ પગલાં મૂકે છે! પણ એ રીત તો જરીપુરાણી થઇ ગઇ છે જરીપુરાણી. બ્રસેલ્સ અને પારીસમાં તો તારી જેમ એક પણ જણ નહિ નાચે.'

મેં દમામથી કહેવાનું શરૂ કર્યું, 'વીએનામાં—'

પણ હેલ્ગા વચ્ચે બોલી ઊઠી. 'વીએનામાં લોકો કેમ નાચે છે એ જાણવાની અમારી મરજી નથી. અમારે તો વાર્તા સાંભળવી છે. ચાલો આગળ.'

મેં ચીડાઇને કહ્યું, 'ગિલ્બર્ટે ગરબડ આદરી છે.'

ગિલ્બર્ટ બોલી, 'અલબત્ત, કેમકે તું મારે વિશે જૂઠાણું હાંકે છે. હું તારી સાથે શાળામાં પણ નાચી નથી ને વાર્તામાં પણ નાચી નથી. વાર્તામાં ફેરફાર નહિ કરે તો હું વાર્તાને આગળ ચલાવવા જ નહિ દઉં.'

[અનુસંધાન આગળ પાન ૧૧૭મે]

# માથું કેમ દુઃખે છે?

દુનિયાના કોઈ પણ યંત્ર કરતાં આપણું શરીર એ બહુ જ ચોક્કસ અને નિયમિત યંત્ર છે. પોતાના સાચા કામમાં કાંઈપણ બગાડ થાય તો ઘડિયાળના કાંટાની જેમ, પણ તેનાથી યે વધુ નિયમિત અને નિશ્ચિતપણે એ બતાવી આપે છે. માથું દુખવા આવવું એ શરીરયંત્રમાં બગાડ થયાની સૌથી પહેલી નિશાની છે. શારીરિક યંત્રમાં જરા પણ વિક્ષેપ, અનિયમિતતા અગર તો એવું બીજું કંઈક ઉદ્ભવે કે તરત, એ દરદ એટલું બધુ ચોક્કસ અને સર્વસાધારણ છે કે શરીર કથળવા પહેલાં, એ અચૂક આપણને આવી જાય છે. શારીરિક તંદુરસ્તીનો એ 'સિગ્નલ'—લાલ બત્તી છે. કુદરતની આ સૂચનાથી ચેતી જઇને જો ચાપતા ઇલાજો લેવામાં આવે તો આપણે ઘણા રોગોમાંથી બચી જઇએ. પણ આપણે તો તેને ભયરૂપ માની હરકોઇ પ્રકારે તેને એકદમ દાબી દેવાના પ્રયત્નો કરીએ છીએ અને પરિણામે ઊલટા ઘણા અસાધ્ય રોગોના ભોગ થઈ પડીએ છીએ.

રોગ સર્વત્ર એક છે. માથાનું દુઃખી આવવું એ તો માત્ર તેનું બહારનું શરૂઆતનું પહેલું ચિહ્ન છે. શરીરની રચના એવી છે કે કુદરતીરીતે જ તે પોતાની મેળે હમેશા તંદુરસ્ત રહેવા પ્રયત્ન કરતું હોય છે. એ એનો સ્વાભાવિક ગુણ છે. જૂના અને ઘસાઇ ગએલા પરમાણુઓની જગ્યા નવાં પરમાણુઓ લીધા કરે છે; નકામો અને ન જોઇતો કચરો ઘણી રીતે બહાર ફેંકી દેવામાં આવે છે. અને આ ક્રિયા સતત ચાલ્યા કરે છે. તમે બેઠા હો કે કામ કરતા હો, ઊંઘતા હો કે જાગતા હો, ખાતા હો કે પીતા હો, હરેક ક્ષણે શરીરની આ અગત્યની ક્રિયા રુધિરાભિસરણ વાટે શક્તિ અનુસાર નિરંતર ચાલુ જ હોય છે. જે પળે આ મળ સાફ કરવાનું કામ શારીરિક શક્તિની હદ ઉપરાંતનું થવા જાય છે તે વખતે લોહીમાં ઝેરી મળ એકઠો થવા માંડે છે અને શરીર પર તે પોતાની અસર પહોંચાડે છે. લોહી વાટે આ ઝેરી અસર થયા તો કરે છે, પણ શરીરના આખા યે યંત્રમાં મગજના જ્ઞાનતંતુઓ એટલાં બધાં કોમળ અને જીવતાં જાગતાં હોય છે કે તેની અસર પહેલી તરત જ તેમને થાય છે અને તે આપણને જાણ કરે છે કે થોભો, શરીરયંત્રમાં વિક્ષેપ પડ્યો છે. આ વખતે જો આપણે થોભી જઇ તેના મૂળ કારણને દૂર ન કરીએ અને તેને ઊલટા દાબી દેવાના પ્રયત્નો કરીએ તો તેમાંથી ગંભીર પરિણામો ઉપજે એ સ્વાભાવિક છે.

આ દૃષ્ટિએ માથાના દુખાવાને આવકારલાયક ગણી લેવો જોઇએ. તે જ ઘડીએ અને તે જ પળે આપણે આપણી હાજતો તપાસીશું તો માલૂમ પડી આવશે કે તે બરાબર ઠેકાણે નથી. તેમાં અનિયમિતતા જેવું કંઈક થવા પામ્યું છે. એ અનિયમિતતા તમે દૂર કરો કે તરત આશ્ચર્યની સાથે તમે જોઇ શકશો કે માથું તરત ઊતરી જઈ તમે પહેલાંના જેવા તંદુરસ્ત બની ગયા છો.

શરીરના જ્ઞાનતંતુઓ એટલા બધા મજબૂત અને નીરોગી હોય છે કે તેમને છેવટનું નુકસાન તેમના ઘણા દુરૂપયોગ પછી જ થાય છે. આથી જ ગમે તેવી માંદગીમાં પણ આપણે આપણું ભાન—મગજ ઉપરનો કાબુ એકદમ ગુમાવી બેસતા નથી. ઘણી ગંભીર માંદગી પછી જ આપણે ભાન ભૂલી જઇ બકવાદ કરવા માંડીએ છીએ. વળી એ તંતુઓની સાજા થવાની શક્તિ પણ એટલી ત્વરિત અને સચોટ હોય છે કે મૂળ કારણને દૂર કરવાની સાથે જ તેઓ પાછા તેમની અસલ તંદુરસ્તીમાં આવી જાય છે. માથું વારંવાર દુઃખી આવવા છતાં પણ મગજના જ્ઞાનતંતુઓને છેવટનું નુકસાન ભાગ્યે જ થાય છે. પરિસ્થિતિ હદ ઉપરાંતની બનવા પામે તો જ એ જ્ઞાનતંતુઓ બગડવા માંડે છે. અને એક વખત જ્ઞાનતંતુઓ બગડ્યા, પછી તેમને સુધારવા મહામુશ્કેલ થઇ પડે છે. આ જ કારણને લઇને ગાંડપણ અગર તો લાંબે ગાળે રહી જનારા રોગો અસાધ્ય જેવા લાગે છે. આવા રોગો છેવટ સુધી દરદીને ઘણો હેરાન કરે છે.

સામાન્ય રીતે જે દિવસે આપણો દસ્ત સાફ અને પૂરેપૂરો આવતો નથી તે દિવસે આપણને માથું દુઃખી આવવાનો સંભવ રહે છે. આવી કબજિયાતને લઇને હોજરી અને આંતરડાંમાં ગંદાઇ રહેલો મળ પોતાનું ઝેર રુધિરાભિસરણ વાટે આખા શરીરમાં પ્રસારે છે. મગજના જ્ઞાનતંતુઓ આનો પહેલો ભોગ થઇ પડે છે. માથું દુઃખવાનાં ઘણા કારણોમાંનું આ સૌથી મુખ્ય અને પ્રધાન કારણ છે. બરાબર ઊંઘ ન આવવાથી અથવા આંખો તણાય એટલા હદ ઉપરાંતના વાંચન વગેરે બીજાં ઘણાં કારણો પણ

સીધા કે આડકતરી રીતે જ્ઞાનતંતુઓ ઉપર અસર કરે છે.

આજે વર્તમાનપત્રોમાં માથાના દુખાવાની અનેક દવાઓની જાહેર ખબરો આવે છે. માથે ઘસવાના એ 'બામ' કે ખાવાની ટીકડીઓથી મૂળ કારણ દૂર થતું નથી. તેઓમાં માત્ર દુખાવો દાબી દેવાની શક્તિ હોય છે. આમ દુખાવો દબાવાથી આપણે મૂળ મળ વિષે બેફિકર થઇ જઇએ છીએ. પણ પછી એ એકઠો થએલો સડો કોઇક વખત એટલી સખત રીતે ફાટી નીકળે છે કે રોગ તે પછી અસાધ્ય થઇ પડે છે. 'બામ'ના ઘસવાથી શિરાઓમાં લોહી ન ફરતું હોય તો ઘર્ષણથી લોહી ફરવા માંડે છે અને તેની ચચરાટ ભરેલી અસરમાં આપણે માથાનો દુખાવો ભૂલી જઇએ છીએ. બાકી તેનાથી તેનું મૂળ કારણ દૂર થયું હોય એમ લાગતું—જણાતું નથી. ખાવાની દવાઓનું પણ તેમ જ છે. આવી દવાઓ ખાસ કરીને ઝેરી હોય છે અને ઘડીને માટે તેમની આ ઝેરી અસર જ્ઞાનતંતુઓ ઉપર એટલી સખત થાય છે કે તેટલા વખત માટે તેઓ જડ—અચેતન બની જાય છે. આવી અસરમાં આપણે જાણે માથું ઊતરી ગયું હોય એમ માનીએ છીએ; પણ ખરી રીતે તે મટ્યું હોતું નથી. બીજી વખતે તે એટલું બધું સખત રીતે દુખી આવે છે કે તેને મટાડવાની નિરર્થક આશામાં દવાનું મોટું પ્રમાણ લઇએ છીએ. વારંવાર આવી રીતે આપણે આપણા જ્ઞાનતંતુઓને જડ, ચેતનરહિત બનાવવા રહીએ છીએ. જ્યારે છેવટની સ્થિતિ અસહ્ય થઇ પડે છે ત્યારે આખું યે જ્ઞાનતંતુનું યંત્ર ઊથલી પડે છે અને આપણે એવા કોઇ ભયંકર રોગમાં ઝલાઇ પડીએ છીએ કે તે સુધરવો અસાધ્ય થઇ પડે છે.

જ્યારે જ્યારે માથું દુખી આવે ત્યારે ત્યારે તેના મૂળ કારણને શોધી તે દૂર કરવા પ્રયત્ન કરો. શૌચ-ક્રિયા સાફ ન થઇ હોય તો એકાદ બે દિવસ લંઘન ખેંચી કાઢો. વધારેપડતું ખાતા હો તો તેમાં ઘટાડો કરો. પ્રજીવનકોથી ભરેલો પૂરતો પોષણદાયક ખોરાક ન લેવાતો હોય-તો તેવો લેવા પ્રયત્ન કરો. સ્વચ્છતા ન સચવાતી હોય તો તે ઉપર પૂરતું ધ્યાન આપો. વેડફાઈ જતી જીવનશક્તિનો દરેક બાજુએથી બચાવ કરો, તેની જમાવટ કરો. દવાઓનો નિરર્થક આશ્રય લેવા કરતાં આ અને એવા બીજા પ્રેરણાભરેલા કુદરતી ઇલાજો શોધો અને તમે અજાયબી સાથે જોઇ શકશો કે તમને તમારું માથું હેરાન કરશે નહિ, અને તમો સતત રીતે કામ કરી શકશો. **ચુનીભાઈ ધ. પટેલ**

---

# બે હરીફાઈઓનાં પરિણામ

કુમારમાં અવારનવાર ફોટોગ્રાફી ને ચિત્રોની હરીફાઇઓ આપવાની અમારી મતલબ એ છે કે તે દિશામાં કામ કરનારો વર્ગ અમારી જાણમાં આવે, અને તેઓ પણ જાણી શકે કે તેમના વર્ગમાં કેવા પ્રકારનું કામ બની રહ્યું છે. એને લીધે કેટલાકને શીખવાનું મળે છે, કેટલાકને પ્રોત્સાહન મળે છે. કોઇ પણ હરીફાઇમાં ઉતરનારની મતલબ માત્ર ઇનામ પૂરતી ન જ હોવી જોઇએ. ઉત્તરોત્તર કામની પાયરી ચડતી જ રહેઅને દર હરીફાઇએ જૂના કામ કરનારા વધુ સારા નમૂના ઉત્પન્ન કરે એ અમારી નેમ છે.

## ફોટોગ્રાફીની હરીફાઈ

પણ ફોટોગ્રાફીની છેલ્લી હરીફાઇનાં પરિણામોથી અમને જરા યે સંતોષ થયો નથી. ફોટોગ્રાફનો વિષય ઠીક વખત અગાઉથી જાહેર કરેલો છતાં તે વિષે પૂરતો વિચાર કોઇએ કર્યો લાગતો નથી. માત્ર બેત્રણ જણનું કામ સહેજ દિશા-સૂચક હતું; પરંતુ તેમાં પણ નવીન દષ્ટિનો તો અભાવ જ હતો. હાલ તો અમે તેમાંથી ઇનામ માટે નમૂના લીધા છે, પણ તે યે સર્વોત્તમ તો ન જ ગણાય. વિદ્યાર્થીજીવનનું હાર્દ શોધવા કૅમેરાની ચાપ દાબનારે વધુ પ્રયાસ કર્યો નથી. ખાસ સૂચવાયું હતું કે વિદ્યાર્થીના ટબલથી માંડીને શાળાના મેદાન અને ઘરના અભ્યાસખંડ સુધીમાં વિદ્યાર્થીજીવનના ઘણા ય પ્રસંગો ચિત્ર યોગ્ય બની શકે. વિદ્યાર્થીજીવનના ત્રાસ, આનંદ કે ઉત્સવમાંથી કોઇ વિવિધતા જડે નહિ ત્યારે કૅમેરાવાળાનું મગજ ઉઘડ્યું જ નથી એમ મનાય. પરીક્ષાઓ, શાળાના વિગ્રહો, વ્યાયામો, રમતના દિવસો, નાસ્તાની જગ્યાઓ, બધે અવનવા અભિનયો અને વિચિત્ર ટોળાંઓ કૅમેરાવાળાનું ધ્યાન ખેંચે તો આ યુગની શાળાનું મહત્ત્વનું દફતર બને. હજી પણ અમે આશા રાખીએ છીએ કે આટલી સૂચના પછી વિદ્યાર્થીઓ તે દિશામાં વધુ નજર દોડાવે. અને કોઇ લાયક નમૂના અમને મળશે તો બીનહરીફાઈએ પણ અમે તેની કક્ષા પ્રમાણે સત્કાર કરીશું પહેલું ઇનામ જયંતિલાલ છ. પખારિયા (સુરત)ને; બીજું કિરીટસિંહ ગોહિલ (ભાવનગર)ને અને ત્રીજું કાંતિલાલ નાનાભાઈ મશરૂવાલા (આકોલા)ને મળે છે હવે પછી આવતી શ્રાવણની હરીફાઇ ન ભૂલતા. પોષ અંકમાં તેની વિગતો અપાઇ જ ચૂકી છે.

## ચિત્રસરસાઇની હરીફાઇ

સરકારે શાળાઓમાં આજકાલ કરતાં ત્રીસ ચાળીસ વર્ષથી ચિત્રને પાઠ્ય વિષયનું સ્થાન આપ્યું છે, છતાં વિદ્યાર્થીઓમાં રંગ અને આકૃતિની સમજ કેટલી પ્રકટી છે તે આવી ચિત્ર-

સરસાઈની હરીફાઈમાં સ્પષ્ટ જણાઈ આવે છે અમારા ઉપર ચિત્રકાર બનવાના હોંસીલા વિદ્યાર્થીઓના સંખ્યાબંધ પત્રો આવે છે તેઓ એકલા અટુલા કામ કરતા હોવાથી ઘણી વાર પોતાની જાત માટે બહુ ઊંચો મત બાંધી બેઠા હોય છે; પણ આવી સરસાઈમાં ઉતરે છે ત્યારે તેમનું કામ સામાન્ય ધોરણથી પણ નીચી કક્ષામાં આવે છે. આ હરીફાઈના પરિણામમાં નકી આવેલા દરેક ઉમેદવારને અમે નીચે જે ક્રમાંક આપ્યા છે તે પરથી પોતાના કામની કક્ષા સૌ સમજી લેશે. ઈનામો પણ એ ક્રમ મુજબ જ અપાયાં છે. પહેલાને રૂા ત્રણ, પછીના બેને બબ્બે રૂપિયાનાં, પછીના બેને એકેક રૂપિયાના અને છેલ્લા ચારને નાના ઉત્તેજના ઈનામો મળે છે. આમ કુલ નવ જ જણ ઇનામને યોગ્ય ઠરે છે. (૧) પુરુષોત્તમ ગોવિંદજી –નાઈરોબી (૨) નારાયણ ડી. જરાડી–વડોદરા (૩) પ્રફુલ્લકુમાર કરસનદાસ અગરાવત–કરાંચી (૪) છગનલાલ રામચંદ્ર ભટ્ટ–અમદાવાદ (૫) કાન્તુ બી. કાપડિયા–મહુદેલી (૬) નરભેરામ દામોદર છનીઆરા–બોડિયા (૭) સનતકુમાર પીણુ –મુંબાઈ (૮) જયંતિલાલ ઠાકોરદાસ પારેખ–મુંબાઈ (૯) કિરાનલાલ તાપીદાસ–સુરત.

વિદ્યાર્થીઓને કવિતામય પ્રસંગો ચીતરવાની બહુ હોંસ હોય છે, પણ વસ્તુને ચિત્રરૂપે સાક્ષાત જોવાની શક્તિ એમણે કદી કેળવી હોતી નથી; તેથી તેમના યત્નો નિષ્ફળ જાય છે, અથવા વિફળ બને છે કે પછી નકલિયા થઈ જાય છે. ભાવ અને રસ મૂર્તિમંત કરવા કવિને પણ ભાષાના શબ્દોનું સ્વરૂપ સમજી લેવું પડે છે; ચિત્રકારને પણ પદાર્થો, રંગો ને આકૃતિઓનું સ્પષ્ટ નિરૂપણ હસ્તગત કરવું જ પડે કક્કો અને બારાક્ષરી શીખ્યા વગર ભાષાનું મંડાણ ન થાય, તેમ ચિત્રલિપિ માટે રેખા અને આકૃતિ સિદ્ધ કરવાં જ જોઈએ

આ ચિત્રસરસાઈની હરીફાઈમાં અમે સાદામાં સાદી વસ્તુરચના નકલ માટે આપી હતી, છતાં માત્ર બે કે ત્રણ જણના કામમાં જ આકારો અને છાયામકારનો મર્મ પ્રત્યક્ષ થાય છે. બાકી બધાએ સમજ્યા વિના કાળું ધોળું જ કરી મોકલ્યું હતું પદાર્થો એકબીજાના સંબંધમાં મુકાતાં એક બીજાના આકારના આશ્રયે કેવા છાયાપ્રકાશ કે રંગ બદલે છે, તેમનું મંડળ કેવો ઉઠાવ પકડે છે, જે ખરું સમજી શકે તેનામાં જ કળાની તૈયારી થઈ રહી હોય છે.

જેઓને ઇનામ મળ્યાં નથી તેઓ જરા પણ એમ ન માને કે તેમની તક વહી ગઈ છે. ઘણી વાર દૃષ્ટિ મોડીમોડી પણ પાકે છે અને ગલત કામ કરનારને ગએલા વખતનું સાટું એકાએક મળેલી સમજથી મળી જાય છે. પ્રયાસ, સંશોધન અને મનન કોઈપણ સિદ્ધિની પહેલી ચાવીઓ છે

અમે હજુ પણ જુદીજુદી શક્તિઓ તપાસનારી હરીફાઈઓ આપવા કરીશું કોઈવાર કલ્પનાની પરીક્ષા થશે, કોઈવાર યોજનાશક્તિનો તાગ લઈશું, કોઈવાર તાદરાનાની કસોટી લેઈશું તો કોઈવાર સુંદર આલેખન અને રેખાંકનના નમૂના માગીશું ચિત્રકળા માનવશિક્ષણનું એક અચૂક અને અમોલું સાધન છે; તેનો પ્રચાર અને વિસ્તાર મનાશીય દૃષ્ટિએ અમને બહુ મહત્ત્વનાં જણાય છે. એટલે જેઓ પીંછી, કલમ કે પેન્સિલ વિચારો મૂર્ત કરી રહ્યા છે, તેઓ આ મંગળ કળાના ક્ષેત્રમાંથી દૂર ન જ થાય એ અમારી વાંછના છે



માહની જ્ઞાનલીલાના કુલ ૩૦ જવાબો આવ્યા છે. તેમાંથી બધા સાચા ઉત્તર નીચેના ચાર ભાઈઓના છે. ઇનામો તેમને મોકલાશે (૧) બાબુભાઈ પટેલ–સાણંદ (૨) મકરંદકુમાર દેસાઈ–ભાવનગર (૩) રતિલાલ પંડિત–સાણંદ (૪) વાડીલાલ મહેતા–અમદાવાદ. એ જ્ઞાનલીલાના ખરા જવાબો નીચે મુજબ છે **(૧) ગણિત–ગમ્મતઃ** (૧) ૨૧મી તારીખ (૨) ત્રણ ચાર રીતે થઈ શકે છે એક રીત બાજુ મુજબ→ ૧
**(૨) શબ્દ–શોધનઃ** (૧) આજ (૨) માનસ (૩) પવન ૨
(૪) પગ (૫) માન (૬) હિમેજ (૭) બસ (૮) નહિ. ૩
તેમાંથી નીકળતી કહેવતઃ આપ સમાન બળ નહિ, ૪
મેઘ સમાન જળ નહિ. **(૩) એ શું?** મલખમઃ ૫
કસરતનું સાધન–મલખમ. **(૪) ગોઠવી આપોઃ** ૬૭
અસત્યો માંહીથી પ્રભુ પરમ સત્યે તું લઈ જા; ૮
ઊંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઈ જા; ૯
**(૫) શબ્દ–ફેરવણીઃ (૧) દીવાસળીની આકૃતિઃ** ૧૧
નીચે બતાવ્યા મુજબઃ નીચે બતાવ્યા મુજબઃ






નીચેના નવા સવાલોના ઉત્તર એપ્રિલની ૧૫મી તારીખ સુધીમાં મળી જવા જોઈએ.

### નવા સવાલ

**(૧) ગોઠવી આપોઃ** કવિતાની બે લીટીઓના અક્ષર આડાઅવળા ગુંચવાઈ ગયા છે. સાચી ગોઠવી આપશો? (૧) કકા ગમજે હથ છે દિગાઘ નનુંરે નોનો રરશરિ (૨) મકાને ગોલો નાનું ધનું થણે ગવ ખબો રરરરા

**(૨) ગણિત–ગમ્મતઃ** (૧) ચાર આંકડાની નું એ ઇ.સ.ની સાલ છું મારા પહેલા ને ચોથા આંકડાનો સરવાળો બીજા આંકડાની બરોબર છે. ત્રીજો આંકડો પહેલા, બીજા ને ચોથા આંકડાના સરવાળાથી અરધો છે. વળી ત્રીજો આંકડો પહેલા ને ચોથા આંકડાના સરવાળાની બરોબર પણ

તો હીરો નદીમાં ગૂમ થયો લાગ્યો. એક ક્ષણમાં તેનો પગ લથડ્યો તે નદીના પૂર વહેણમાં તણાવા માંડ્યો.

ડૂબી જવાની બીકે હીરાથી ચીસ પડાઈ ગઈ. સુંદરે આ જોયું કે તરત જ પહેરણ કાઢી ધોતીઆનો કચ્છ ભીડી તેણે પૂલ પરથી પડતું મૂક્યું. પળવારમાં તે હીરા પાસે પહોંચ્યો.

તાણ ઘણું હતું; પણ સુંદર ફક્કડ તરીઓ હતો. હીરાને ઉપાડીને તરવાની બધી કળા તેણે વાપરી. થોડીવારમાં તો તેને લઈ એ કાંઠે ગયો.

હીરાને સાથે લઈ નીતરતે લૂગડે અને ચિંતાતુર ચહેરે સુંદર ગોર્ધનચંદની દુકાને ચડતો હતો.

---

## વસંતના અવતાર

કોકિલાના કંઠ ગવાતા,
મધુરસના આંબાના મોર;
કેસૂડાના કેસર ખીલ્યાં,
લીંબડીઓનો ફોરે ફોર:
કુંપળ હસની અપરંપાર!
વન વન વસંતના અવતાર!

ગુંજે ગાન અલખના કંઠે,
મ્હોરંતા જીવનના મોર;
નવરંગો ખીલે અંતરના,
પ્રેમધર્મની ફૂટે ફોર:
ઉરના ભાવો અપરંપાર!
જનજન વસંતના અવતાર!

**કૃષ્ણલાલ સિધપરાણી**

---

ગાંધીની આંખ ફરી. બીનાં લૂગડાં જોતાંવેંત એનો મિજાજ ગયો. ફાટેલે ઘાંટે એ બરાડી ઊઠ્યો: 'બદમાશ નીકળ ના કહેવા ઉપર ગયો કેમ? હાટેથી હેઠો ઉતર.

સુંદર મૂંગો ઊભો રહ્યો. હીરાએ જવાબ દીધો, 'બાપુજી એમાં એનો વાંક નથી. તમારું કહ્યું તો મેં ન માન્યું; તેની સજા મને કરો. હું ના કહેવા છતાં ન્હાવા ગયો અને તણાતો હતો. સુંદરે તો મને ડૂબતો બચાવ્યો છે.'

સુંદરને હોશિયાર તરીઆનો ચાંદ મળી ગયો.

## લાગટ પોણા એકાવન કલાકનો વગર અટક્યે સાઈકલ પ્રવાસ



ઝોરોએસ્ટ્રિયન ફિઝિકલ કલ્ચર અને હેલ્થ લીગ (દાદર-મુંબાઈ)ના આશ્રય હેઠળ હમણાં જ એટલે ગઈ ૧૪મી ફેબ્રુઆરી ને શુક્રવારે મિ સી એસ. પટેલ નામના ૨૬ વર્ષના પારસી યુવકે એક અદ્‌ભુત પ્રયોગ કર્યો છે. સંજાણ પાસેના સરોડા ગામના તે વતની છે. તેમણે સાઇકલ ઉપર ક્યાંય પણ, એક સેકંડ પણ થોભ્યા વિના સળંગ સાઇકલની મુસાફરી, લાગટ ૫૦ કલાક ને ૪૫ મિનિટ સુધી ખેડી.

આ પોણા એકાવન કલાકની સફર તેમણે એક સેકંડ પણ સાઇકલ થોભાવ્યા વિના, ઊંઘ ભૂખ કે કુદરતી હાજતો માટે પણ અટક્યા વિના, ચાલુ સાઇકલ ચલાવીને કરી એ તેની નવીનતા છે. ખાવાપીવાનું તેઓ ચાલતી સાઈકલે જ લેતા. ચાહ, કોફી, સોડા, વગેરે પીણાં પણ ધીમી ચાલતી સાઇકલે લેવાની તેમણે ટેવ પાડેલી છે. પેશાબપાણી પણ ચાલતી સાઈકલે જ! અને ઊંઘવાની સામે તો એથી વધુ સમય પણ માણસ ટક્કર ઝીલી શકવાના અખતરા થયા છે.

શરૂઆતના ૪૮ કલાક તો જોતજોતામાં વીતી ગયા, પણ કમનસીબે ૧૬મી ને રવિવારે સવારના દસના સુમારે એક ખરાબ રસ્તા પરથી સાંકડો વળાંક લેતાં સાઇકલ ફૂટપાથ સાથે અથડાઈ પડી અને તેઓ નીચે ગબડી પડયા. આ આફત ન નડી હોત તો તેમની મુસાફરી કેટલી લંબાત તે કહી શકાય નહિ. આ આખી મુસાફરી દરમ્યાન તેમની તપાસ રાખવા માટે ખાસ રોકેલા માણસો અને સ્વયંસેવકો વારાફરતી તેમની તપાસ રાખતા હતા.

આ પહેલાં પણ તેઓએ આવા વગર અટક્યે પ્રવાસ કરવાના અખતરા બે વાર કરેલા: એક વખત કલકત્તામાં ૨૪ કલાક સુધી અને ગયા જૂન માસમાં ૩૬ા કલાક સુધી. પણ આ ૫૦ કલાક ને ૪૫ મિનિટનું તેમનું ચીવટપરાક્રમ સૌથી ભારે છે યુવાનોને આ પ્રેરણાત્મક થઈ પડશે

બરૂચના ભાઈ એચ. પી. કિનારીવાળા અને ભાઈ. છ. ઠક્કર, સાઇકલ પર જ પ્રવાસ કરી લાહોર ગયેલા; તેમની કદરદાનીમાં ત્યાંના ગુજરાતી બંધુ સમાજે તેમને ચાંદીના ચંદ્રક આપ્યા હતા

જુલિયસ સીઝરની સામે પ્રજામાં કાવતરાં રચાતાં હતાં તે વખતે મિત્રોએ રક્ષક ને હથિયાર વિના બહાર ન જવા તેને ચેતવ્યો. સીઝરે જવાબ દીધો: 'જે મૃત્યુથી ડરે છે તેને દરેક પળે મૃત્યુની વેદના ભોગવવી પડે છે; મને ડર નથી. એક જ વાર મૃત્યુની વેદના ભોગવવાની છે તે જ્યારે આવશે ત્યારે ભોગવી લઈશ.'

અનેકાર્થી શબ્દ: ધરો=ગાડીનાં બે પૈડાં વચ્ચેનો દાંડો ('ધરી'ની નર જાતિ); =નદીમાં પાણીથી ભરેલો ઊંડો ખાડો; =ભરેલાની પાછળ ભાદરવા સુદ પાંચમે થતી ક્રિયા;=એક જાતનું ઘાસ-ધ્રો.

### ગણિતની બલિહારી

અનેક જોઈ છે, એમા આ એક વધારે: ૧૪૨,૮૫૭ આ રકમ જુદઈ લાગે છે. એને બે વડે ગુણી જુઓ. જવાબ ૨૮૫૭૧૪—એટલે કે આંકડા પણ એ અને ક્રમ પણ એનો એ; ફેર એટલો કે શરૂઆત બગડાથી થઈ. હવે ત્રણે ગુણી જુઓ: જવાબ ૪૨૮૫૭૧ — ચોગડાથી શરૂઆત થઈને એ જ ક્રમમાં એના એ આંકડા! ચારે ગુણતાં ૫૭૧૪૨૮ જવાબ આવે તેમાં પણ એ જ સ્થિતિ. પાંચે ગુણો તો ૭૧૪૨૮૫ અને ૭ એ ગુણો તો ૮૫૭૧૪૨ જવાબ આવે તેમાં પણ એ જ આંકડા અને એ જ ક્રમની રમત!—પણ બસ; આ રમતનો અહીં અંત આવે છે. સાતે ગુણશો એટલે અંત તો આવશે જ, પણ જવાબ પણ નવતર આવશે ગુણી જુઓ; શું?—૯૯૯૯૯૯!

'ચરકી નાશ સર્વ ભૂશશ' એ વાક્યમાંના દરેક શબ્દનો પહેલો યા છેલ્લો અક્ષર ફેરવી યોગ્ય મૂકી શકશો તો એક જાણીતી કહેવત બની જશે.

આંબાનાં સુકાં ફુલ (મોર)નું ચૂર્ણ ગમે તેવો જૂનો મરડો મટાડે છે.

બળદ બહુ થાકી જાય ત્યારે તેને પરસેવો વળતો નથી; મોઢે ફીણ વળે છે



કચ્છના કાળીતરાઈ ગામના આ રવા પટેલની મૂછો દરેક બાજુ એકેક ફૂટ કરતાં યે વધુ લાંબી છે. આજ નેવું વર્ષની વયે પણ તે એક જ કુદકે ઘોડું પલાણી શકે છે.

ભૂલેચૂકે તમે કે છોકરાં છરી-કાતરને ગરમ પાણી કે દેવતામાં ન નાખો તે સંભાળજો; એથી એનું પાણી ઊતરી જાય છે, ને વહેલી નકામી થઈ જાય છે. તડકામાં પણ એને બહુ ન રાખના.

પૃથ્વીના ઉત્તરદક્ષિણ ધ્રુવના બે છેડાઓમાંથી સામસામો અદૃશ્ય વિદ્યુત-પ્રવાહ સદા વહ્યા જ કરે છે ને તેની અસર પૃથ્વી પરની દરેક ચીજ પર થાય છે. તમારી છરી કાતર કે બીજાં હથિયાર, ઉત્તરદક્ષિણ દિશાગમાં સામસામા છેડા રહે તેમ મૂકશો તો ધાર સારી રહેશે

બાળલગ્ન નિષેધનો કાયદો પસાર કરાવનાર શ્રી હરવિલાસ શારદાનું ખરું નામ હરવિલાસ 'સારડા' છે.

કપડા પર પડેલા ટિંક્ચર આયોડિનના ડાઘ ફોટોગ્રાફીમાં વપરાતી દવા 'હાઇપો' ના પાણીથી સાફ થઈ જશે

શીળસ નીકળે ત્યારે સુરકો અથવા પાણીમાં હલકો કરેલો સલ્ફ્યુરિક ઍસિડ લગાડવો; તથા ઘી અને મરી ચટાડવાં.

ચોખાના ઓસામણથી કાગળ પર લખેલા અક્ષરો સુકાયા પછી તે પર આયોડિન લગાડવાથી વાંચી શકાશે.



આ ભાઈસાહેબ હસે છે ને? હવે ઊલટાવો એટલે રડનીસૂરત જણાશે!

ઝાંખાં પડી ગયેલાં પિત્તળનાં વાસણો પર હરડાંનો લોટ ચોપડીને ઘસવાથી ખૂબ ચળકાટ નીકળશે

આખા કરતાં ભરડેલા ચણા ઢોરને ખવડાવવાથી તે દૂધ વધારે આપે છે.

મેથિલેટેડ સ્પિરિટમાં મેળવેલી રાખ વડે માંજેલાં રૂપાનાં વાસણ ઝટ ઝાંખાં નહિ પડે. રૂપાની ચીજો માંજવા માટે તો બટાટાં બાફેલું પાણી પણ સારું.



સાંકડા મોઢાની શીશીને પાણીથી સાફ કરતી વખતે પાણી બહુ જ ધીમેથી અને આંચકા ખાતુંખાતું બહાર નીકળે છે તેથી વખત બહુ લાગે છે. કારણ એ છે કે શીશીના મોંમાં પાણી અટકવાથી બહારની હવા અંદર ઝટ દાખલ થઈ શકતી નથી. ચિત્રમાં બતાવ્યા મુજબ વાંકી વાળેલી કાચની નળીનો એક છેડો શીશીમાં નાખ્યો હોય તો તે વાટે સહેલાઈથી હવા અંદર જશે ને પાણી ઝપાટાબંધ બહાર નીકળી આવશે. કાચની નળીને દીવાની જ્યોતપર ધરીને નરમ થયે વાળી શકાય છે.



અમ્મા

[ચિત્રકાર : કનુ દેસાઈ]

'કુમાર' ચૈત્ર ૧૯૮૬ના અંકનું મુખચિત્ર

# નવ કહેજો

[ દિવ્ય છંદ ]




રણવગડા જેણે વીંધ્યા,
વહાલી જેને વનવાટ;
જે મરતાં લગ ઝંખેલા
ઘનઘોર વિજન રઝળાટ;
જે ગગન ચુંબના ગિરિશૃંગે સુણુતા હાકલ અવિરામ,
એ મરદ કાજ કો' નવ કહેજો 'પ્રભુ દે એને વિશ્રામ!'

દમ દમ કર્મે મચી રહેતાં
ઊછળે ઉરમાં ધબકાર,
ભલી એ એની વિશ્રાંતિ,
એ સુખ, જીવન-આધાર.
એ પડે, લડથડે, છતાં ઊઠી ફરી ચડે યુદ્ધ અવિરામ,
એ મરદ કાજ કો' નવ કહેજો 'પ્રભુ દે એને વિશ્રામ!'

ધગધગ ધખતી સહરામાં
એ મહાલે શીતળ સેજ,
ઘન ઘન અંધાર-નિશામાં
ભાળે ભાસ્કરનાં તેજ;
વંટોળ વિષે પણ પામંતો ફૂલદોલ તણા આરામ,
એ મરદ કાજ કો' નવ કહેજો 'પ્રભુ દે એને વિશ્રામ!'

જેમ શતશત પહાડ-શિખરથી
જળધોધ ઘૂઘવતો જાય,
જેમ ખુશખુશાલ કો જોદ્ધો
નિજ અશ્વ નચવતો જાય;
ત્યમ સત્ય તણો શોધક નિજ પંથે ધસે સદા અવિરામ,
એ મરદ કાજ કો' નવ કહેજો 'પ્રભુ દે એને વિશ્રામ!'

વનવનનાં વદન હસવતી
કો સરિતા ચાલી જાય,
દુર્ગંધ જગતની વહતી
સાગરમાં શાંત સમાય;
સાચા જગસેવકનું જીવન ત્યમ પામે મૌન વિરામ:
એ મરદ કાજ કો' નવ કહેજો 'પ્રભુ દે એને વિશ્રામ!'

ઝવેરચંદ મેઘાણી

[ ૧૯૨૫માં શ્રી જગદીશચંદ્ર બોઝે આપેલા ભાષણને છેડે એમણે ટાંકેલી અંગ્રેજી પંક્તિઓ પરથી સૂચિત ]





**નથી જાણ્યું અમારે પંથ શી આફત ખડી છે,**
**ખબર છે આટલી કે માતની હાકલ પડી છે,**
**જીવે મા માવડી એ કાજ મરવાની ઘડી છે.**

---

આજ યુદ્ધસગર્પણનો જુવાળ યુવાનગાત્રમાં છવાઇ રહેલો દેખાય છે. યુવાનો ને વિદ્યાર્થીઓ આજસુધી ઇતિહાસ, નવલકથા, કે વાર્તાઓમાંથી જે વીરોનાં પરાક્રમ સાહસ ને શૌર્યના પ્રસંગો કલ્પી લેતા હતા તેનો સાક્ષાત્કાર આજે પોતાના જીવનમાં કરી લેવાની તક સહેજે સામે આવી ખડી છે. મહાન ત્યાગ અને આત્મભોગની વાતમાં જ કહરકાણી કરનારને આજે પોતાનો પૂરો ફાળો આપવે જ છૂટકો છે કઇ પળે અને ક્યારે એ કરવું પડે તે તો પ્રસંગ નક્કી કરશે, પણ દરેક જણમા તેને વધાવી લેવાની તનમનાટી અને તૈયારી હશે તો આ નજ વધી રહેલા રાષ્ટ્રદળના ભોગ, નિષ્ફળતા કે સફળતાની તુલા વિના પણ ઇતિહાસમા અમર પંક્તિ પામશે જ. જગતમા પ્રાપ્તિના ફળ કરતાં યે ઉપાસનાના બળની અસર વધુ ચિરંજીવ નીવડી છે.

દેશના ડાહ્યામાં ડાહ્યા પુરુષોને પણ આજની પરિસ્થિતિમા સરકારની નીતિથી સંતોષ લેવાનું અશક્ય જણાયું છે, અને થોડા વખત પછી એ નીતિથી જ દેશ ફના થવાનો એમ સ્પષ્ટ જણાવી ચૂક્યા છે એ રીતે કાળના ક્રમે રોગીની જેમ પરવશ પડી મરવા કરતાં વીરની જેમ ધર્મયુદ્ધના રણમેદાનમા આફત અને મૃત્યુનો સામનો કરનાર ખરો હિસાબ કરે છે એમ કોણ નહિ કબૂલે?

રાષ્ટ્ર પોતાનો પ્રાણ ઝળકાવી શકે છે એ વખતે જ જગતના મહાન નિયમો પ્રગટ થાય છે; ત્યારે જ તેનાં સર્વ દુઃખો અને બંધનો નિવારવાના માર્ગો ઊઘડે છે આટઆટલાં વર્ષોથી દેશને જેની કલ્પના સુધ્ધાં આવવી મુશ્કેલ લાગતી હતી તેવા રાજકીય અને માનસિક પરિવર્તનોનો અજબ પલટો કોઇ અકલ્પ્ય વેગથી આજ દરેક ક્ષેત્રે બાબત પરથી આવી ગએલો એકેએક માણસને જણાશે. થોડું ભણેલાં વધુ વાંચતા લાગ્યા છે; નહિ ભણેલા વાંચવાની શક્તિની કદર કરી રહ્યા છે. દેશની ભૂગોળ અને ઇતિહાસ આજ વિદ્યાર્થીના અને લોકોના અભ્યાસમાં નવું ને સાચું સ્થાન તથા કદર પામ્યાં છે

આજની લડત એ ખાલી તમાશો નથી, આજનું વાંચવાનું એ સામાન્ય પ્રકરણ નથી; પણ હવે પછી પ્રજા શી શરતોએ જીવવા તૈયાર છે તેની સક્રિય ઉદ્‌ઘોષણા છે. જેઓ આગળ આવ્યા છે તેમણે તો જીંદગીનો ખરો સરવાળો બાંધી લીધો છે અને પોતાનાં જ્ઞાન અભ્યાસ અને પુરુષાર્થને સાર્થક બનાવ્યાં છે. જેઓ કંઇક પાછળ છે તેઓ પોતાની નાનીનાની મમતાઓ ને ડરનો ત્યાગ કરી ઉપર આવવા મથી રહ્યા છે.

યુરોપના સ્વતંત્ર મુલકો ખાલી આર્થિક લોભે પરસ્પર બાખડ્યા તેમાં, કાચા કુમળા સત્તરથી પચીસ વર્ષના કઇક જુવાનો અને કુમારોનાં નિર્દોષ લોહીનાં ખાતર થયાં, અને હજુ પણ તે યુદ્ધની ભીષણતા વર્ષો સુધી ભૂલાશે નહિ. છતાં યુરોપના રાજદ્વારીઓ તે યુદ્ધને સ્વતંત્રતા ને સત્યના યુદ્ધના ઠગી નામ નીચે ઢાંકી રહ્યા છે. એ યુદ્ધથી ગરીબોનાં દુઃખ ગયાં નથી, એ યુદ્ધથી વિલાસિતા ને દ્રવ્યની સ્પર્ધા ગયાં નથી કે નથી મળી મજૂર ને ખેડુને રાહત.

યુરોપના એ યુદ્ધના મુકાબલે આજે ભારતે જે સાત્વિક સંગ્રામ આદર્યો છે, તેની કિંમત ઇતિહાસનેત્તાઓ ખરેખરી વિચારી શકશે. દરેક યુદ્ધ પછી એકેએક પ્રજા જમીનદોસ્ત બની અનંત પામરતામાં રોળાતી આવી છે. તે બધીના શાપ આજ જગતના વૈભવીઓ ને ઐશ્વર્યમદાંધો ઉપર ઝૂમી રહ્યા છે ભલે તેમના પક્ષમાં લશ્કરો ને ઝાલિમ શાસકો હોય પણ જગતનો અંતર્નાદ આજે તેમની સામે ઘોર પડકાર કરી રહ્યો છે.

સત્યાગ્રહનો આ સંન્યાસી માત્ર ભારત માટે જ નહિ પણ જગત સમસ્ત માટે જે યાતના ઉઠાવી રહ્યો છે એ ઝાલિમોને મન ભલે એક તમાશો હોય, પણ ઇશ્વરી સંકેતમાં તેમની જડ ઉખેડનારો એક મહા પ્રયોગ છે, અને તેની સાધનામાં માનવીમાત્રનાં ચારિત્ર્ય, શક્તિ ને પ્રાણ ઉન્નત થવાનાં એ નક્કી છે. એમાં જ સ્વસ્વાતંત્ર્ય ને સ્વાધીનતાનો સાચો માર્ગ ઊઘડતો દેખાય છે.

---

### વિદ્યાર્થી જગતનો કિરીટ
### રોહિત મહેતા

થોડાં વર્ષો પહેલાં શાંત અને ગભરૂ ચહેરાના સુંદર વિદ્યાર્થીને જોઇને કોઇ ન કહી શકે કે તેનામાં ઝુંબેશ ચલાવનાર એક બહાદુર સરદારનું જિગર છે, થીઓસોફીના યુવક સંઘના મંત્રી તરીકે ભાઇ રોહિતે સભા ચાલાવવાની કેટલીક તાલીમ મેળવેલી. પણ જાહેરમાં કોઇને તેની ખરી પિછાન થઇ નહોતી. ગુજરાત કૉલેજના પ્રિન્સિપાલની અન્યાયી વર્તણૂક સામે વિદ્યાર્થીઓએ પડકાર કર્યો ત્યારે પોતાની ઉમરથી મોટા અને વિદ્યામાં પણ આગળ વિદ્યાર્થીઓના સમુદાયમાંથી, પોતાના શાણપણ, સ્થિર વિચારો અને સચોટ વક્તૃત્વશક્તિ તથા નિયમિત કાર્યપદ્ધતિથી એ રત્ન ઝળકી ઊઠ્યું અને સૌનું ધ્યાન



ઍન્યું. તે દિવસથી વિદ્યાર્થીઆલમનો એ માનીતો નેતા બન્યો. એ આખીયે હિલચાલ દરમ્યાન તેણે મંત્રી તરીકે અવિશ્રાન્તપણે તથા સ્થિર બુદ્ધિથી જહેમત ખેડીને મદદનીશ સલાહમંડળીને એક પ્રૌઢ અને વિચારશીલ આત્માનો ખ્યાલ આપ્યો હતો. તે સમય પછી દરેક પ્રસંગે તેણે પોતાથી બનતી સેવા વિદ્યાર્થીજગતને આપવામાં પાછી પાની કરી નથી. વિદ્યાર્થીઓએ તેને છેલ્લા છાત્ર સંમેલનના પ્રમુખ તરીકે નીમી તેની સેવાની યોગ્ય કદરદાની કરી હતી.

યુવક સંઘ તરફથી રાષ્ટ્રીય ચળવળમાં તેણે હમેશાં નીડરપણે ભાગ લીધા કર્યો છે. રાષ્ટ્રયુદ્ધના મંડાણ સાથે તેણે યુવક સંઘ તરફથી ભરતીનું કામ આરંભ્યું અને પહેલા જ મોરચામાં મોખરે રહીને હિંમત, ઉત્સાહ તથા વીરતાથી તેનું પરિણામ સ્વીકારી લીધું છે. ગાંધીજીની યોજના મુજબ બિનજકાતી મીઠું વેચવા તે પોતાની ટુકડી સાથે નીકળતાં સરકારે તેને પાંચ માસની કેદની નવાજેશ કરી છે. તેણે પરીક્ષા, કૉલેજ અને 'કરીઅર'ની આશાઓને આજે તો લાત મારી દીધી છે અને કુટુંબ તથા ઘરના હલાવા પર બેપરવા બની દેશના પ્રૌઢ અને અનુભવી નેતાઓને માર્ગે પ્રયાણ કર્યું છે. જીવનની આવી ઉજ્જ્વળ શરૂઆત માટે ગુજરાત તેને અભિનંદન આપે એટલાં ઓછાં છે.

'કુમાર'ના લેખક ડૉ. હરિપ્રસાદને પણ સરકારની જેલનું માન મળી ગયું છે

## ઇન્કિલાબ ઝિન્દાબાદ

ઇન્કિલાબ ઝિન્દાબાદ! ઇન્કિલાબ ઝિન્દાબાદ! (અમર રહો ક્રાન્તિ!) એ પ્રચંડ ઘોષણાથી પરિષદો, સભાસ્થાનો ને સરઘસો ગાજી ઊઠતાં હતાં. જુવાન ભારત જાગૃત થયું હતું અને યુવક-યુવતીઓનાં અંતર ઊછળીઊછળીને એ ક્રાન્તિનાં સ્વાગત કરતાં ધીર નિનાદ ગજવતાં હતાં. ક્રાન્તિને કાજે મરી મટવાની તમન્નાથી એમનાં દિલ તર હતાં. કોણ એવો અભાગી હતો કે એ ઘોષણાઓમાં શંકા લાવે? કોની મગદૂર હતી કે યુગની એ પ્રચંડ જાગૃતિ અને નિરધારની ઉત્સાહ-ઊર્મિઓથી અસ્પૃશ્ય રહી શકે? ભારત સ્વતંત્ર બનવાનો જ; કેમકે એ નિરધાર તો જુવાનોનો.

. . . . . . . . .

ક્યાં છે આજે, એ 'ઇન્કિલાબ ઝિન્દાબાદ' અને 'આઝાદી'ની રણઘોષણા કરનારાં જુવાન નરનારીઓ? ક્યાં છો તમે? એ દિલેર ગર્જનાઓ તમારી શું પોકળ હતી? તમારી નામર્દાઇ છુપાવવાનો એ ઢંઢો સાધ્યો હતો શું? રણજંગ આજ તમારી સામે ખડો થયો છે; દેશનો ઝંડો તમને સાદ કરી રહ્યો છે; આઝાદી ખુદ તમારી રાહ જોતી ખડી છે. હજી ગઇ કાલે જ એને પડઘે રહી ઘોષણા ગજવનારા એ જુવાનો, આજ આવે વખતે શું તમારા પગ ખચકે છે? માની મુક્તિ કરતાં પરીક્ષાના ઓરડા ને ઘરના છાંયા તમને શું વધુ પ્યારા છે?

તમારા દેશ અને દેશબાંધવોને રૂંધી નાખનાર એ વિશાળ સામ્રાજ્યની સામે જે ઘડીએ તમારા ચુનંદા ને દિલેર બિરાદરો આનો કીર્તિવંતો જંગ માંડી રહ્યા છે તે ટાણે તમે શું દૂર રહી ટગરટગર તમાશો જોયા કરવાના છો? માતૃભૂમિ જ્યારે ગુલામીની જંજીરોમાં પીડાય છે અને કરોડો દેશબાંધવોને ખાવાના વાખા છે એ વખતે તમારી એ પોકળ ડિગ્રીઓ અને તુચ્છ ટુકડા-બુકડા તમને જીવાડી દેવાના છે? હિંદુસ્તાન મુઆ પછી જીવીને શું કરવું છે! અને હિંદુસ્તાન જીવશે તો પછી મરવાનું કોણ છે?—જવાહરલાલ નેહરુ

## શહીદોનો ઉરસ

શહાદત અજબ કીમિયો છે. એના સ્પર્શે નમાલા નરપુંગવ બન્યા છે, નરપુંગવો દેવપદ પામી પૂજાયા છે. જે ધરતી પર શહીદોનાં ખૂન રેડાય છે તે ધરતીમાં ડગ ભરતાં ભલભલા સંગદિલ ઝાલિમના ગાત્ર પણ કંપવા લાગે છે. પરાધીન પ્રજા એવા શહીદોની યાદ તાજી રાખવા વરસોવરસ ઉરસ ઊજવે છે, અને આજ નહિ તો એક કાળે, અમે નહિ તો અમારી ઓલાદ પણ, ઝાલિમો સાથે હિસાબની ચોખવટ કરશે એવી આશા અખંડ જગવે છે. છઠ્ઠી એપ્રિલે હિંદનો પ્રાંતેપ્રાંત શહીદોનો આવો ઉરસ ઊજવે છે. પણ આ સાલનો ઉરસ તો અજબ રીતે ઊજવાયો. છઠ્ઠી એપ્રિલે હિંદના સ્વાતંત્ર્ય વિગ્રહનો આરંભ થયો ને હિંદભરમાં [illegible] સંગ્રામ [illegible] ગયો. પંડિત મદનમોહન માલવીય સમા ધીર રાજપુરુષે પણ હિંદમાં રાજ્યપલટાની અગત્ય સ્વીકારી અને તેણે તથા એના તેજસ્વી બેરૂઓએ બ્રિટિશ સરકારની સાથે અસહકાર કર્યો. પંડિત મોતીલાલ નેહરુએ આર્યોને પ્રિય એવું અનિકેતન વ્રત સ્વીકાર્યું અને પોતાના આલીશાન મહેલ 'આનંદભુવન'ની આઝાદ હિંદને ભેટ કરી આ પ્રમાણે ગવાયેલ જહાલ બને આજન્મ વિલાસી ફકીરી લે અને આબાલવૃદ્ધ નરનારમાં સરફરોશીની તમન્ના જાગે, એ શહીદોએ રચેલા વાતાવરણનો પરચો છે એમ કોઇ સ્વીકારશે. માનવસ્વભાવના સનાતન તત્ત્વોને ય અજબ પલટો આપી શકે એવી શહાદતની મગદૂર છે, તો પછી આવા અસંખ્ય શહીદોની કુરબાનીથી વિગ્રહના આગમ પરોઢ સમી સિદ્ધિ-ગ મહાજનનું શું ગજું? (ગો. પ્ર)

બાળકો નિશાળનું ભણતર ભણે એમ આપણે તો ઘણું યે ઇચ્છીએ, પણ વિધાતા એવું નક્કી કરીને બધાને મોકલતો નથી. આપણે ત્યાં માત્ર ગોરાકુ અને કાળી એમ બે જ પ્રકારની માટી છે, પણ એને ત્યાં તો એટલા પ્રકારની વિવિધ માટી છે કે કોઈ બે બાળક એક જાતનાં જન્મે જ નહિ ને! સૌની રુચિ જુદીજુદી! છત્રપતિ શિવાજી મહારાજને આપણી નિશાળમા ઘાલ્યા હોત તો વખતે રત્નાગિરિમાં કારકુન હોત કે નાસિકમા મહેતાજી હોત. પણ એમને સારે નસીબે દાદાજી કોંડદેવ જેવા ગુરુ મળ્યા અને તેથી દિલ્હીની બાદશાહીનું મો ઊઘડાવીને એના દાંત ગણે એવા પાક્યા.'

તેમના ક્રાન્તિ વિષેના વિચારો આ બધા અનુભવ અને વાચન પછી પરિપક્વ થતા આવતા હતા. હવે તે વિચારોએ લેખન દ્વારા જ્વાળા પ્રગટાવી. ૧૯૦૮મા તેમણે 'શિક્ષક' નામનું માસિક કાઢવા માંડ્યું. તેમા શિક્ષણના વિષયો ચર્ચતા-ચર્ચતાં શાળામાં ભણવાનું શિક્ષણ પસારવાનું કામ પણ કરતા. અંગ્રેજી રાજ્યની નિશાળોના અધિકારીઓને, તે માસિક ન લેવાનો સર્ક્યુલર કાઢવાનું તો ઇષ્ટ ન લાગ્યું એટલે નિશાળેનિશાળે જતે ફરીને તેઓ શિક્ષકોને તે માસિક ન લેવાનું કહેતા' પણ છતાં 'શિક્ષક' તો પોતાનું શિક્ષણ પ્રસારતું જ રહ્યું.

કામ રાગે પડતું ગયું એમ નમતા વખતી ગઇ. હવે નોકરી છોડી પ્રેસ કાઢવાનો તેમનો સંકલ્પ થયો. પણ બારીરાવના આગ્રહથી નોકરી ન છોડી. પ્રથમ પોતાના ભાઈને નામે અને પછી પ્રેસના કારીગરોને નામે પ્રેસ ચલાવવા માંડ્યું અને ત્યાં ક્રાન્તિકારી સાહિત્ય છપાવા લાગ્યું. આ કાર્ય તેમણે તીવ્ર સહૃદયતાથી અને બધાં પરિણામના સંપૂર્ણ જ્ઞાન સાથે, અવિચળ રહેવાની દૃઢ સંકલ્પથી જ શરૂ કરેલું. શ્રી અરવિંદ ઘોષનું ભાષણ એમને ત્યાં છાપવા માટે ગાયકવાડ સરકારે કાયદાની બારીકીનો લાભ લઇ એમના પર કેસ માંડ્યો પણ પાછળથી ખેંચી લીધો.

તે પછી પેલી એમની સુવિખ્યાત 'વનસ્પતિની દવાઓ' નામની ચોપડી પ્રસિદ્ધ કરી. આજે તો હવે સૌ જાણે છે કે બારીન્દ્ર ઘોષના પુસ્તકના એ અનુવાદમાં વનસ્પતિની નહિ પણ બૉમ્બ બનાવવાની 'દવાઓ' આપેલી હતી! તે સમયે રાજકારણની પરિસ્થિતિ અત્યારના જેવી ન હતી. તે વખતમાં તો આવાં કાર્ય કરનારને માથે હરહમેશ સરકારી પ્રચંડ ખોફની તલવાર કાચે ધાગે બાંધેલી લટકતી રહેતી. આ પુસ્તક જ્યારેત્યારે પણ પકડાવાનું એ તો નક્કી હતું. એટલે એમણે બીજી પણ યુક્તિ કરી. અંદરનું પુસ્તક એનું એ જ, પણ તેનાં આઠ જાતનાં જુદાંજુદાં નામ ધરાવતાં પૂઠાં તૈયાર કર્યાં! તેમાં પ્રકાશક, મુદ્રક, લેખક વગેરેનાં નામઠામ પણ પદ્ધતિસર જુદાંજુદાં જ કરી નાખવામાં આવેલાં. દાખલા તરીકે (૧) 'વનસ્પતિની દવાઓ' લેખક-યોગાનન્દ (૨) 'આશાતના' (જૈન શબ્દ—જેનો અર્થ પાપ થાય છે) લેખક—મુનિ . . . . (૩) કંઇક ઇસ્લામી નામ મૂકેલું (અત્યારે) યાદ નથી. લેખક-કમાખબાશ વગેરે. અને એ દરેક પુસ્તકમાં પ્રેસનું નામ પણ જૈન, મુસલમાન વગેરે નામો પ્રમાણે ફરતું રહેતું! આ પુસ્તકો પ્રચાર માટે જ છાપવામાં આવેલાં. અંદર બૉમ્બ વગેરે બનાવવાના રાસાયણિક પ્રયોગો આપવામાં આવતા. 'યોગાનન્દ' નામ સરકારની જાણમાં આ-



## જુવાની

શિયાળો આવ્યો ને ગયો :
શિયાળે ટાઢ ન પડે તો કોણ કહેશે કે
  એ શિયાળો ?
ઉનાળો આવ્યો છે ને જવાનો :
ઉનાળામાં ગરમી ન પડે તો કોણ કહેશે કે
  એ ઉનાળો ?
ચોમાસું આવશે ને જશે:
ચોમાસે વરસાદ ન પડે તો કોણ કહેશે કે
  એ ચોમાસું ?
જુવાની આવી ને જશે:
જુવાનીમાં સાહસ ને વીરતાનાં કામ નહિ કરીએ
  તો કોણ કહેશે કે એ જુવાની ?

ગિજુભાઇ

વનાં એક વખત 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય'વાળા સ્વામી અખંડાનંદજીની જપ્તી લેવામાં આવી હતી!

વળી આ પુસ્તકો એક સ્થળેથી બીજે સ્થળે પહોંચાડવાની પણ યુક્તિપ્રયુક્તિપૂર્વક સંપૂર્ણ કાળજી રાખેલી કે જેથી કોઈને રજમાત્ર સંશય ન આવે. કોઈ પુસ્તક મૂળ ગામેથી તો પોસ્ટ કરે જ નહિ; તેમજ બીજા કોઈ એકના એક જ ગામેથી પણ નહિ. દરેક પુસ્તક રવાના કરવાનું સ્થળ જુદું જ રહેતું, અને તે સ્થળો પણ સદા ફરતાં રહેતાં. ગામેગામના સાથીઓ તે કામ બજાવતા. આ રીતિએ 'વનસ્પતિની દવાઓ'નો ખૂબ પ્રચાર કરેલો. તે સમયના તેમના એક સાથી તે 'પુંગળી શેઠ.' તેમનો પરિચય સરદાર વલ્લભભાઈએ એક સભામાં આપેલો કે, 'આ લાગે છે તો એક જડ જેવો માણસ, પણ તે ખેતીવાડીનો ગ્રૅજ્યુએટ છે ને તમને (શ્રોતાવર્ગ જેમાં મુખ્ય ભાગે છાત્રો હતા) ખ્યાલે ય નહિ હોય ત્યારે તે 'વનસ્પતિની દવાઓ' શી રીતે બનાવાય તેમાં મગજ પરોવતો હતો!'

પણ આ 'વૈદરાજ' નરસિંહભાઈ માત્ર 'વનસ્પતિની દવાઓ' જ નહોતા લખતા; સાથેસાથે બીજું વિપ્લવવાદી સાહિત્ય પણ રચાતું જતું હતું.

૧૯૦૫માં તેઓ ગ્રંથ-પાલ હતા ત્યારે એમનું સુ-વિખ્યાત 'ગૅરીબાલ્ડી'નું પુસ્તક લખાયું. ૧૯૦૯માં મહેસાણે 'ગાર્ફિલ્ડ' લખ્યું અને 'મૅઝિની' લખવાનું કાર્ય તેઓ જ્યારે નોકરી પ્રસંગે ફરવા નીકળતા ત્યારે જે વખત બચત મળતો તેમાં કરી નાખતા. 'ગૅરી-બાલ્ડી' અને 'ગાર્ફિલ્ડ' (હાલ તે ઉપરથી નવું છપાયું છે) બંને જપ્ત તો થયાં છેક ૧૯૧૨માં. રાજદ્રોહનો કેસ તો તેમના ઉપર તે પહેલાં ચાલી ગયેલો, અને આ પુસ્તકો જપ્ત થયાની ખબર તો તેમને પોંડિચેરીમાં પડેલી. તે બંને પુસ્તકો તેમાંના વિષયને કારણે નહિ પરંતુ નરસિંહભાઈ સજા પામેલા માણસ અને તેમણે એ લખેલાં માટે જપ્ત થયેલાં! શું સરકારી તર્કશાસ્ત્ર! 'ગૅરીબાલ્ડી'ની નોંધ લેતાં 'ગુજરાતી' પત્રે લખેલું કે 'મૅઝિની' પણ ઉપરોક્ત લેખકને હાથે લખાવા દેવું જોઈએ. પણ એમણે તો 'મૅઝિની'ને પડતું કરેલું; પરંતુ પકડાપકડીની ધમાલ એવી હતી કે તે વખતે એમાં એવી કેટકેટલી હસ્તલિખિત ને બીજી સંઘરી કરેલી વસ્તુઓ અગ્નિને સમર્પિત થઈ ગયેલી.'

ઘણી વખત એમ બને છે કે વર્તમાન બનાવની કોઈ ચાલુ તિથિ અને તેના જેવા જ બનાવની કોઈ ભૂતપૂર્વ તિથિ બંને અકસ્માતે એક જ આવી જાય છે. આને વિષે પણ એમ જ બનેલું. ૧૯૧૧ના ઑગસ્ટની ૧૬મી તારીખે તેઓ પકડાયેલા. તે દિવસે હિંદુ તિથિ જન્માષ્ટમીની હતી. ગોકુળઅષ્ટમીની સાથે ઘણેઅંશે કારાગૃહ સંકળાયેલું છે. વિચિત્ર ઘટના છે કે તે પકડાયા, કેસ ચાલ્યો, જેલમાં ગયા કે છૂટયા, એવા અનેક પ્રસંગોમાં ઘણુંખરું બુધવાર જ હતા.'



## એક અભિલાષ

[ વસન્તતિલકા ]

'ઓહ્, અયોગ્ય કદી કાંઈ કર્યું નથી મેં,
કર્તવ્ય એક પણ તેમ તજ્યું નથી મેં.'
છે ધન્ય, જે હૃદય એમ કહી શકે છે,
કર્તવ્યનિષ્ઠ રહી શાન્ત મરી શકે છે.

આલસ્યમાં સમય વ્યર્થ સરી જશો મા,
એકે પ્રયત્ન અવિશુદ્ધ પથે ગયો મા,
સત્-કામ-કાર્યે ન ઢીલ રતી જશો મા,
કર્તવ્યમાંહ મન આ કદી યે ડગો મા.

કર્તવ્યમાં કઠિનતા કદી માનશો મા,
સંકટ, થાક, અનાદર નિરખશો મા,
દેખું હતાશ નવ-ચિત્ત [illegible] ગયો મા,
આશા પ્રભુચરણની [illegible] જશો મ.

વિજયશંકર કાનજી પટ્ટણી

આમ છતાં ચોકસાઈ અને કાળજી રાખવા છતાં પણ 'વનસ્પતિની દવાઓ' છે-વટે છતી થઈ અને નરસિંહ-ભાઈની ધરપકડ થઈ. અંગ્રેજી કોર્ટે તેમને તા. ૨૨-૬-'૧૨ ના રોજ બે માસની સખત મજૂરીની સજા કરી. તેમને ડુંગરીની જેલમાં લઈ જવામાં આવ્યા. પહેલી જ રાત હતી અને સામી બાજુ એક પઠાણ સૈનિક હતો. તેના ઉપર તેની ટુકડીના બીજા હજૂરીએ પૂનામાં અમાનુષિક વર્તન ચલાવ-વાનો પ્રયત્ન કરેલો. જેથી ૬૬ ઘા તેણે એને ખુદાના દરબારમાં મોકલ્યો હતો. નરસિંહભાઈ તેઓ બંને એક

જ ઓરડીમાં બંને એકલા, રાત્રિનો સમય અને સોબતી મગજની દાંડી ગુમાવી બેઠેલો, તેથી નરસિંહભાઇને તેની ધાસ્તી લાગી. છેવટે તેને શાંત કરવા, કે તે બીજા વિચારમાં એવો ઓતપ્રોત થાય કે જેથી હાનિકર્તા ન નીવડે એટલા માટે, તેનાં સગાંસંબંધીઓ વિષે પૂછ-પરછ શરૂ કરી. વાત પરથી જાણ્યું કે તેને મા છે, એટલે પ્રશ્ન કર્યો કે 'ભાઇ, તારી મા અત્યારે જાણે કે તારી આ સ્થિતિ છે તો તેને શું થાય!' બસ, એટલું જ સાંભળતા પઠાણ એકદમ રોઇ પડ્યો. નરસિંહભાઇએ તેનું માથું ખોળામાં લઇ માથે હાથ ફેરવી સાંત્વન આપ્યું. ધીરેધીરે પેલો શાંત થયો. આમ નિર્ભય બન્યા, માતાનો પ્રેમ ભલભલા ખૂનીના હૃદય પીગળાવે છે! એ તર્ક દોડાવીને.

તે પછી એ જ 'વનસ્પતિની દવાઓ' માટે વડોદરા રાજ્ય તરફથી કેસ ચાલ્યો. તેમાંથી તો સૌ આરોપી મુક્ત થયા, પણ ત્યાર પછી ત્રણેક માસે દિલ્હી દરબારમાં સર સયાજીરાવે બાદશાહ જ્યૉર્જને સલામ કરવામાં ભૂલ કરેલી તેને બીજે જ દિવસે વડોદરામાં આવીને તેમણે તેમને સજા ફરમાવી: પાંચ વર્ષની હદનિકાલ અને ૩૦૦ રૂપિયા દંડ; ને દંડ ન આપે તો એક વર્ષની વધુ સજા.

સજા પૂરી થઇ. વડોદરા રાજ્યની હદમાં તો હવે રહેવાય નહિ; અંગ્રેજ સરકાર પણ ફરી આ નામચીન માણસ માટે આગળ શાં પગલાં લે એ પણ નક્કી ન હતું એટલે તેમણે સરળ ને સલાહભર્યો માર્ગ લેવાનું નક્કી કર્યું. મુંબાઈની જેલમાંથી છૂટીને તરત સંતાતા છુપાતા તે ફ્રેન્ચ લોકોના સંસ્થાન પૉંડિચેરીમાં ઊતર્યા. તેમનો રાતદિવસનો સાથી દમ હતો. એ રોગે તેમને ખૂબ તાવી કાઢેલા. રસ્તામાં ધર્મશાળામાં મુકામ રહેતા.



## વસંતઋતુમાં

ખુશનુમા હવાનો અનુભવ કરવો.
ગરમીનું પ્રમાણ કેમ વધતું જાય છે તે જોવું.
સવારે ગુલાબી ઠંડી કેવી મીઠી લાગે છે તેનો પ્રયોગ કરી જોવો.
ઊગતી સવારે આમતેમ ઊડતી ફુલચકલીઓ, દેવચકલીઓ, લેલાં, કાગડા, હોલા, કબુતર વગેરે પક્ષીઓને જોવાં
આંબાનો મોર સુંઘવો અને ખાવો.
સૂર્યોદયની શોભા જોવી
સ્વચ્છ આકાશમાં દેખાતા તારા અને ચંદ્રને નિહાળવા.
ફૂલોની સુવાસ લેવી.
ભમરા અને પતંગિયાને ઊડતાં ભાળવાં.
વસંતઋતુ આવી ગઇ છે આ બધું વસંતમાં જોજો.

સાથે એક ટટવ ગએલો. સ્વયંપાકી થયા સિવાય તો છૂટકો જ ન હતો. દમને લીધે એક ટંક જ જમતા. રાત્રે દમ ચઢતો ત્યારે બે ત્રણ કલાક લાગલાગટ ઢડાંભેર ઊભે પગે બેસી રહેવું પડતું; કારણકે ઝાડો અને કફ બંને એકી સાથે શરૂ થતાં! જ્યારે તે બંધ પડે ત્યારે વાસણ, ટબ વગેરે માંજીને સૂઈ જતા. આમ કેટલી યે રાત્રિઓ પસાર કરી.

એક વખત ગજવામાં બીજા દિવસના ટંકની ખર્ચી માટે ફક્ત બેઆની જ રહેલી. જોગજોગે અચાનક સંધ્યાકાળે તે પણ ગજવામાંથી પડી ગઇ ને બહુ શોધતાં છતાં જડી નહિ. આ વખતે તેમને અત્યંત લાગી આવ્યું; જીવન ઉપરથી મોહ જતો રહ્યો; જીવન અકારૂં લાગ્યું. પણ અંતર્ગત ક્રાન્તિકારક વિચારોને પરિણામે જન્મથી હતા, ધીરજ ને સાહસની પ્રકૃતિએ ફરી ઊછાળો માર્યો. આ તો વિષાદ હતો. અંદરથી આવાં કષ્ટ સહન કરવાને કૃતનિશ્ચય થવાની પ્રતિજ્ઞા યાદ દેવડાવી. વિચાર આવ્યો કે આના કરતાં તો કૈંક પ્રચંડ વાવાઝોડાં ને ઝંઝાવાત પસાર થયા છે અને આવી નાનકડી બાબત મન ઉપર આટલી બધી અસર કરે? તરત જ એ મુખ ઉપરથી દિલગીરીની છાયા ખસી ગઈ અને દૃઢ નિશ્ચયી યુવાનને છાજે એવી હાસ્યલહરી રમી રહી. આમ કષ્ટમાં આઠ માસ વીત્યા પણ હમેશાં 'નિજાનન્દ' સ્વરૂપે જ રહેતા.

મુંબાઇના રંગના વહેપારી તુલસીદાસ તેજપાળની રંગની પેઢી પૉંડિચેરીમાં હતી. તેના એજંટ તરીકે એક સુરતી લાલા ત્યાં આવેલા. તેમને 'દેશ' સાંભર્યો. પણ પેઢી ઉપર કોઇ કામકરનાર જોઇએ. તેણે નરસિંહભાઇને શોધી કાઢ્યા. ગુજરાતી ભાષામાં તેમજ કામકાજ કરવામાં પાવરધા જાણીને તેમને પોતાની



કુમાર : નવે'૮૬

સ્વાતંત્ર્ય-સંગ્રામને પંથે

ફોટો : બળવંત

ભારતના મુક્તિસંગ્રામ માટેની મહાત્મા ગાંધીજીની ૧૨મી માર્ચની યાદગાર કૂચ



## જૂના ગુજરાતી ઘરની જાળી

[પાટણ]

ત્રણ ફૂટ ઊંચા ને પોણા ત્રણ ફૂટ પહોળા આ લાકડાના ચોકઠા પર ગુજરાતની સંસ્કૃતિની સંપૂર્ણ છાપ છે જ્યાંજ્યાં નિત્ય-વ્યવહાર ત્યાંત્યાં સૌંદર્યયોજના હોવી જ જોઈએ એવી સમજ આપણા દેશના વતનીઓમાં સહજ ઊગેલી જણાય છે. યુરોપના કળાશાસ્ત્રીઓ ભાષણો તથા લેખો દ્વારા utility and beautyનો સાથ—વપરાશની ચીજોમાં સુંદરતાનો સાથ રાખવાની ચાલુ મથામણ કરી રહ્યા છે, ત્યારે આપણા દેશના સંસ્કારમાં તો ઘર, વાસણ કે વસ્ત્ર કશું યે એ સિદ્ધાંતથી લેશમાત્ર વિખૂટું નથી બન્યું છતાં શોકની હકીકત છે કે આવીઆવી સૌંદર્યજડિત વસ્તુઓ તેના જ વારસદારોને હાથે આજ ટેઢવાડે વેચાય છે, ને ત્યાંથી મુંબઈના ચબરાક જરીપુરાણા માલના વેપારીઓ ઉઠાવી જઈને તે યુરોપનાં મ્યૂઝિયમોને ભારે મૂલ્યે વેચી મારે છે અને ભારતને વધુ કંગાલ બનાવે છે મિસ્ત્રીઓ, સલાટો અને કારીગરો પણ આ અપહરણમાં પૂરા ભાગીદાર બની તેમના પૂર્વજોની કૃતિઓ પર કટાક્ષથી જુએ છે, અને તેની ખૂબી સમજવાની કે તેની સારી નકલ કરવાની વાત તો રહી, પણ તેને બદલે યુરોપના ઊતરેલા આકારો ઘરની બાંધણીમાં, બારીઓમાં અને ગોખમાં ઠોકી બેસાડે છે. આ બારી ખરેખર પાટણના ઢેઢવાડામાંથી મળી આવી છે. રસદૃષ્ટિવાળી આંખને તેનો મોહક ઉઠાવ, તેની બારીક કારીગરી પર લેવાએલી જહેમત ને તેના ભાગેભાગમાંથી બોલતું સૌંદર્ય સમજવાં પડે તેમ નથી.

જગ્યાએ મૂકવાની ઇચ્છા દર્શાવી. નરસિંહભાઇને પોતાને તો કંઇ વાંધો ન હતો, પણ શેઠને કે કોઇને ઠગવા તો નહિ જ એ ઇરાદે રહેવા અગાઉ પોતાની ભૂતપૂર્વ કારકિર્દિનો ઇતિહાસ અથથી ઇતિ સુધી કહ્યો અને શેઠને લખી પણ જણાવ્યો. તે જાણ્યા છતાં શેઠે તેમની નિમણૂકનો હુકમ આપ્યો. ત્યાં સવા બે માસ નોકરી કરી ત્યાં તો સરકારી પંજાનો ઓળો ઊતર્યો. મુંબાઇની પોલીસની શેઠ ઉપરની ભલામણને લીધે તેમને છૂટા થવું પડ્યું!

હવે તેમણે આફ્રિકા તરફ નજર દોડાવી. તે માટે ઍટલાસ અને બીજાં પુસ્તકો મેળવી આફ્રિકાની ભૌગોલિક પરિસ્થિતિથી સંપૂર્ણ વાકેફગાર થયા. છેવટે ત્યાંથી તા. ૪-૩-૧૩ને રોજ ફ્રૅંચ સ્ટીમર દુપ્લેમાં આફ્રિકા જવા નીકળ્યા અને એડનને સામે કાંઠે આવેલું જબુતી (સોમાલીલૅન્ડનું) જે આબીસીનિયામાં જવાનું ફ્રૅંચ કૉલોનીનું બંદર છે ત્યાં ઊતર્યા. ત્યાંથી બીજી પાછી ફરતી સ્ટીમરમાં એમણે મોમ્બાસા જવાનો ઇરાદો રાખેલો. પણ દરમ્યાન દમનું જોર પુષ્કળ વધી ગયું. મૃત્યુ હાથવેંતમા દેખાવા લાગ્યું. જબુતીમાં એક વણિકને ત્યાં તેમણે ઉતારો કરેલો. દમનું જોર શાંત થયું; પણ ચાર અઠવાડિયાં રોકાવું પડ્યું. અંતે એપ્રિલ આખરે ત્યાંથી ઊપડી સીધા મોમ્બાસા આવ્યા. પહોંચીને તરત કુટુંબને ત્યાં તેડાવી લીધું.

મુઆન્ઝા પૂર્વ આફ્રિકામાં વિક્ટોરિયા ન્યાંઝા સરોવરના દક્ષિણ કાંઠે આવેલું છે. મોમ્બાસાથી તે આશરે ૮૦૦ માઇલ થાય. ૧૯૧૪માં મહાન જગતયુદ્ધ શરૂ થયું તે વખતે તે જર્મન સરકારને તાબે હતું. સરોવરનો ઉત્તરનો અરધો ભાગ અંગ્રેજોને અને દક્ષિણનો અરધો ભાગ જર્મનોને તાબે હતો. તેમજ સરોવરથી સમુદ્ર સુધી અંગ્રેજ હદ ને જર્મન હદ મળેલી હતી. સમુદ્રકાંઠે અંગ્રેજોનું મુખ્ય શહેર મોમ્બાસા અને જર્મનોનું મુખ્ય શહેર દારેસલામ. મોમ્બાસામાં હજી તે ઠરીઠામ થયા ન થયા ત્યાં તો ફરી બ્રિટિશ રાજ્યનો પંજો તેમની પાછળ પહોંચ્યો અને તેમને મોમ્બાસાથી ખસીને મુઆન્ઝા જવું પડ્યું. મુઆન્ઝા પહોંચ્યા ને યુરોપિય વિગ્રહ શરૂ થયો. પહેલાં તો સૌએ લડાઈ શરૂ થઇ છે એવી ગપ જ આવી જાણી. પણ પાછળથી તે વાત સાચી નીવડી.

આ દરમ્યાન તેમના વિચારોમાં પરિવર્તન થવા માંડ્યુ. ટૉલ્સ્ટૉયનાં પુસ્તકો હાથ ચડ્યાં અને તેના વાચને તેમના હિંસક વિચારોને નરમ પાડ્યા. ત્યાંથી તેમને ગાંધીજી પ્રત્યે પણ પ્રેમ અને આદરભાવ ઉત્પન્ન થયાં અને એ વખતે જ એમનું માનવું એવું થએલું કે એ એકલો જ પુરુષ છે જે હિંદને આઝાદી અપાવી શકે.

..

આફ્રિકાના વસવાટ દરમ્યાનના તેમના જીવનનાં પાસાં બહુ વિવિધરંગી અને રસભર્યાં છે. મહાયુદ્ધ શરૂ થયું એટલે બહારના જગત સાથેનો સંબંધ તો તૂટી ગયો. વેપાર પણ મંદ પડ્યો અને વેપારીઓએ નોકરોને રજા આપવા માંડી. તેમને પણ રજા મળી. ઘેર બેઠા. કુટુંબમાં પત્ની, બે પુત્રીઓ અને પોતે એમ ચાર જણ હતાં ને પાંચમો વિગ્રહને લીધે જ નિરાધાર થઇ પડેલો એક મહેમાન આવીને રહેલો! પાંચ જણનાં પેટ ભરવાની ચિંતા અને કમાણી કશી નહિ. પાસે હતું તે કરકસરથી ચલાવવા માંડ્યું.

ઘરમાં પડેલી તૂવરની દાળ ખૂટી ગઈ. તૂવર ત્યાં પાકતી ન હતી અને હિંદુસ્તાનથી તો આયાત બંધ થઈ હતી. બજારમાં પણ તૂવર ન મળે. ત્યાંની પેદાશ મગ એટલે એ ઘણા જ સસ્તા થઇ ગએલા; પણ તેમની દીકરીઓને મગની દાળ બીલકુલ ન ભાવે. નરસિંહભાઇનો સંતાનપ્રેમ અજબ છે. અંતે રસ્તો કાઢ્યો. ત્યાંના બાન્ટુ લોક જંગલમાં પોતાની ઝુંપડીઓ પાસે શાક જોગા તૂવરના છોડ વાવતા અને બજારમાં લીલી શીંગો વેચી આવતા. નરસિંહભાઇ સવારે વહેલા નીકળે અને એ ઝુંપડીઓ આગળ ફરી વળી તેમને શીંગો સુકવવાનું કહે ને બદલામાં પૈસા આપતા આવે. સૂકાએલી શીંગો સાથે લાવે. અગિયારેક વાગ્યે અચ્છેરેક તૂવરની દાળ થાય એટલી શીંગો લઇને તે ભૂખ્યાતરસ્યા ઘેર આવતા. બીજે દિવસે એ તૂવરની દાળ થાય અને સૌ હળીમળીને આનંદથી ખાય. શી લહેજ્જત! મહેનત અને સંતોષમાં સુખ તે આનું નામ. આવો નિત્યક્રમ બેએક માસ ચાલ્યો. ને દરમ્યાન તો દીકરીઓ મગની દાળ ખાતી થઇ ગઇ!

કામધંધો મળે નહિ. થોડાંઘણાં પુસ્તકો હતાં તે

(અનુસંધાન આગળ પાન ૧૪૪મે)

## ભારત-સ્વાતંત્ર્યના ઉ:ષકાલ સૂચક હૃદયપલટાની વાર્તા

# સરઘસ

લેખક: વિખ્યાત હિંદી વાર્તાનવેશ શ્રી

પૂર્ણ સ્વરાજ દિન ઊજવનારૂં સરઘસ નીકળ્યું હતું. સંખ્યાબંધ જુવાનો, કેટલાક વૃદ્ધ અને કેંક બાળકો હાથમાં નાનામોટા રાષ્ટ્રધ્વજો લઇ સ્વાતંત્ર્યગીત ગાતા અને વંદેમાતરમના પોકારો કરતા મુખ્ય બજારમાંથી નીકળ્યા. બંને તરફ પ્રેક્ષકોની ગીચ ઠઠ દીવાલની માફક જામી પડી હતી. એમને મન કેમ જાણે આ ટોળા જોડે કાંઇ લાગતુંવળગતું ન હોય, અને એમનું કામ આ જાણે કોઇ તમાશો હોય તેમ કુતૂહલથી ઊભાઊભા જોવાનું જ માત્ર હોય!

શંભુએ દુકાનના પાટિયા પર જરા આગળ આવી પોતાના પડોશી દયાળને કહ્યું, 'બ...હા હાથે કરીને મોતના મોમા હાથ નાખે છે. આગળ ઘોડેસવારોની ટુકડી મારીમારીને હાંકી મૂકવાની છે.'

દયાળે કહ્યું, 'મહાત્માજીનું પણ ખસી ગયું લાગે છે. એમ સરઘસ કાઢવાથી સ્વરાજ મળતાં હોત તો તો ક્યારનું મળી ગયું હોત. અને સરઘસમાં છે કોણ તે જોયુ? લોકા-લફંગા ને લડધા બધા. શહેરનો કોઇ મોટો માણસ જોયો?'

સપાટ અને સ્લિપરોનો ફેરિયો મકુ ગળામાં પોતાના માલની માળાઓ ભરાવીને પડખે ઊભો હતો. તે આ બંને વેપારીઓની વાતચીત સાંભળીને હસ્યો.

'કેમ હસ્યો મકુ?' શંભુએ પૂછયું

'તમે કહ્યું ને કે સરઘસમા કોઇ મોટો માણસ નથી તેથી. મોટા માણસો આ સરઘસમા શાના આવે? એમને આ રાજમા શી કમીના છે? મહેલ-બંગલામા રહે છે, મોટરોમા ફરે છે, સાહેબલોકો જોડે પાર્ટીઓ ને મિજબાનીઓ ઉડાવે છે; એમને શી તકલિફ છે? મુઆ તો અમારા જેવા પડયા છે જેને ટંકના રોટલા-ના પણ ઠેકાણા નથી અત્યારે તો કોઇ ટેનિસ રમતા હશે, કોઈ ચાહ પીતા હશે, કોઇ ગ્રામોફોન વગાડી મોજ માણતા હશે, કોઇ બાગમાં ફરવા નીકળ્યા હશેઃ અહીં પોલીસના ફોંયડા ખાવા આવે? તમે પણ ઠીકલાગો છો!'

શંભુ આ સાંભળીને બોલ્યો, 'તને એટલી પણ ગમ નથી પડતી મકુ, કે જે કામમાં ચાર આબરૂદાર માણસ આગેવાન થાય તેની સરકાર ઉપર પણ છાપ પડે? આ લોંડા-લફંગાનાં ટોળાંની શી અસર થવાની હતી?'

મકુએ તેના તરફ એક એવી નજર ફેંકી જે કહી રહી હતી કે ગમ પડવાનો ઇજારો તમે એકલાએ નથી રાખ્યો. પછી ધીમે રહીને બોલ્યો, 'એ મોટા માણસોને પણ આપણે જ મોટા બનાવીએ છીએ કે બીજું કોઇ? અને બગાડીએ છીએ પણ આપણે જ ના?' જેનો કોઇ ભાવ સરખો નહોતું પૂછતું તે આજે મોટા માણસ બની મોટરો દોડાવે છે અને આપણને નીચા સમજી ધુત્કારે છે. આપણા લોકોની એ જ ખૂબી છે કે જરાક ચડતી થઇ કે આંખ ફરી. અમારો મોટો માણસ તો એ છે જે આજ લંગોટીભેર અને ઉઘાડે પગે નીકળી પડયો છે; જે અમારી આ દશા મિટાવવા પોતાનો જીવ હથેળીમાં લઇને ફરે છે. બીજા કોઇ મોટા માણસની અમને પરવા નથી પડી. ખરૂં પૂછો તો એ મોટા માણસોએ જ અમારૂં નખ્ખોદ વાળ્યું છે. સરકારે એમને કોઈ સરસ જગ્યા કે ઇલ્કાબ આપી દીધો, બસ એમનું પેટ ભરાઇ ગયું.'

દયાળ બોલ્યો, 'નવો ફોજદાર ભારે જલ્લાદ છે. બજારચોકમાં પહોચતાં તો હંટર લઇને ફરી વળશે. પછી જોજો સૌ કેવા દુમ દબાવીને ભાગે છે તે.'

સ્વાધીનતાની તમન્નામાં તર થએલું સરઘસ બજાર-ચોકમા પહોચ્યું. સામે જ સવારો અને સિપાઇઓની એક ટુકડી રસ્તો રોકીને ઊભી હતી.

તરત ફોજદાર વીરભદ્ર ઘોડો ધપાવી સરઘસની સામે આવી ઊભો ને બોલ્યો, 'તમને આગળ વધ-વાનો હુકમ નથી.'

સરઘસના વૃદ્ધનેતા ઇબ્રાહીમઅલી આગળ આવીને બોલ્યા, 'હું આપને બાંહેધરી આપું છું કે કોઈ પણ જાતનો દગો-ફિસાદ નહિ થાય. અમે દુકાનો લૂટવા કે મોટરો તોડવા નથી નીકળ્યા. અમારો હેતુ એથી ઉચ્ચ છે.'

'પણ' વીરભદ્રે કહ્યું, 'મને હુકમ છે કે સરઘસ અહીંથી આગળ જવા ન પામે.'

ઇબ્રાહીમે વિનયથી પૂછયું, 'આપ આપના અમ-લદારોને જરા ફરી પૂછી ન લો?'

'મને એની કોઇ જરૂરત નથી જણાતી.'

'તો પછી અમે અહીં જ બેઠા છીએ. આપ

સૌ ચાલ્યા જશો ત્યારે અમે આગળ જઈશું.'

'અહીં ઊભા રહેવાનો પણ હુકમ નથી. તમારે પાછા જ જવું પડશે.'

'પાછા તો અમે હરગીઝ નહિ ફરીએ.' ઇબ્રાહીમઅલીએ મક્કમ ગંભીરતાથી કહ્યું, 'આપને કે કોઇને પણ અમને આમ રોકવાનો કોઇ અધિકાર નથી. આપ જો આપના સવારો, સંગીનો અને બંદુકોના બળ પર અમને રોકવા માગતા હો તો રોકો; પણ અમને પાછા તો નહિ જ ફેરવી શકો. કોણ જાણે કયારે એવો શુભ અવસર આવશે, જ્યારે અમારા ભાઇઓ, દેશને ગુલામીની જંજીરોમાં જકડી રાખનારા આવા હુકમોનો સાફ ઈન્કાર કરતા થશે.'

વીરભદ્ર ગ્રૅજ્યુએટ હતો. એના પિતા ડેપ્યુટી પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ હતા. એને રૂએરૂએ રૂઆબ ભર્યો હતો. કડક નિયમપાલન કરનાર તરીકે તેની નામના હતી. અમલદારો આગળ એનું ભારે માન હતું. વાને ખાસ્સો ગોરો, આસમાની આંખો ને ભુરા વાળવાળો તેજસ્વી જુવાન હતો. પોતે કોટ પૅન્ટ પહેરી માથે હૅટ ચડાવતો ત્યારે ઘડીભર પોતે પણ ભૂલી જતો કે હું પણ અહીંનો જ વતની છું. ક્વચિત્ એ ગુમાનમાં કદાચ પોતાને રાજકર્તા જાતિનું અંગ સમજવા લાગી જતો. ઇબ્રાહીમનાં મર્મવચન સાંભળી થોડી વાર તો એ શરમિંદો થઇ ગયો. પણ મામલો બારીક હતો. સરઘસને જવા દે તો અમલદારો પોતાનો ખુલાસો માગે; અહીં ઊભા રહેવા દે તો કોણ જાણે કયાં સુધી આ મક્કમ લોકો ઊભા જ રહે. આ મૂંઝવણમાં પડ્યો હતો ત્યાં એણે ડી. એસ. પી. (ડિસ્ટ્રિક્ટ સુપરિન્ટેન્ડેન્ટ ઑફ પોલીસ)ને મોટરમાં આવતો જોયો. હવે વિચાર કરવાનો વખત નહોતો. પોતાની નિમકહલાલી બતા-




ઓરડામાં ખાટલા ઉપર એ વૃદ્ધ ઓરત બેઠી હતી. એના પતિએ આજ સ્વાધીનતાની વેદિ પર પોતાના જીવનનું બલિદાન દીધું હતું. તેની સામે આંસુભરી આંખે એક યુવાન ડૂમાગીભો કંઇક વાત કરતો હતો.

વવાનો ઠીક મોકો હતો. કમરેથી બૅટન (દંડો) ખેંચી એણે સરઘસ પર ધસારો કરવા ઘોડાને એડ મારી. એનું જોઇને બીજા સવારોએ પણ સરઘસ પર ધસારો કરવો શરૂ કર્યો.

ઇબ્રાહીમ બરોબર ફોજદારના ઘોડાની સામે જ ઊભો હતો. તેના માથાપર દંડાનો એક ફટકો એવો જોરથી પડ્યો કે તેની આંખો તરી ગઇ. ચક્કર આવતા તે ઊભો ન રહી શક્યો. માથું પકડીને બેસી પડ્યો. એ જ વખતે ફોજદારના ઘોડાએ બંને પગ ઉછાળ્યા અને જમીન પર બેઠેલો ઇબ્રાહીમ એની બંને ટાપ નીચે આવી ગયો.

સરઘસ આખું હજી શાંત જ ઊભું હતું. ઇબ્રાહીમને પડતો જોઇ કેટલાક લોકો તેને ઉપાડી લેવા તલપ્યા, પણ કોઇ આગળ વધી ન શક્યા. સવારોના દંડા નિર્દયપણે પડતા હતા. લોકો એ દંડાના ઘા પોતાના હાથ પર ઝીલી લઇને અવિચલપણે ઊભા હતા. તેમને ખ્યાલ આવ્યો કે શહેરના લાખો માણસોની નજર અમારી તરફ તાકી રહી છે. અહીંથી ધ્વજ લઇને પાછા ફરીશું તો પછી કયું મો લઇને આઝાદીનું નામ લઇશું? પણ પ્રાણરક્ષાને કાજે ભાગવાનું તો કોઇને પણ ધ્યાનમા નહોતુ આવતું. આ કંઇ પેટના પૂજારીઓ કે ભાડુતી ટટ્ટુઓ નહોતા. એ તો સ્વાધીનતાના સાચા સ્વયંસેવકોનું, આઝાદીના દીવાનાઓનું સંગઠિત દળ હતું. પોતાની જુમ્મેદારી તેઓ બરાબર સમજતા હતા. કેટલાયના માથામાથી લોહીની ધાર વહેતી હતી, કેટના હાથ જખમી થયા હતા. એક હલ્લો માત્ર કરે તો તેઓ એ સવારોની હારને ગાંઠી શકે તેમ હતું: પણ પગમાં બેડી પડી હતી,—સિદ્ધાન્તની, ધર્મની, આદર્શની.

દસબાર મિનિટ સુધી આમ દંડાની રમઝટ ચાલુ જ રહી, અને સરઘસ તે શાંતિથી ખમતું ઊભું રહ્યું.

·

થોડીવારમાં તો આ મારધાડના ખબર શહેર આખામા પ્રસરી ગયા. 'ઇબ્રાહીમઅલી કચરાઇને જમીનદોસ્ત થઇ ગયા છે; કેક આદમી જખમી થયા છે; કેકના હાથ તૂટી ગયા છે; પણ કોઇ નથી પાછું ફરતું, નથી પોલીસ તેમને આગળ વધવા દેતી.'

મકુ ઉત્તેજિત થઇ ઊઠ્યો: 'આપણાથી તો ભાઇ હવે અહીં ઊભા નહિ રહેવાય: હું તો આ ચાલ્યો.'

'અમે પણ આવીએ છીએ; ચાલ; જોયું જશે.' દયાળ બોલ્યો.

શંભુ એક મિનિટ ચૂપચાપ ઊભો રહ્યો. એકાએક તેણે પણ દુકાન વધાવી લીધી અને બોલ્યો, 'એક દિવસ આમે ય મરવું તો છે જ. થવાનું હશે તે થશે. એ લોકો પણ સૌ આપણ બધાને માટે જ જાન કાઢી રહ્યા છે ને?' જોતજોતાંમા તો ભડાભડ દુકાનો બંધ થવા લાગી. દસ મિનિટ પહેલાં જેઓ ઊભાઊભા તમાશો જોતા હતા તે ચોમેરથી દોડી આવ્યા અને હજારો માણસોનું એક વિરાટ ટોળું બજારચોક તરફ ધસ્યું. એ તો હતું ઉન્મત્ત, હિંસામદથી ભરેલું ટોળું. જેને નહોતી સિદ્ધાન્તની પરવા કે નહોતી કોઇ આદર્શની પડી. એ મરવાને જ નહિ પરંતુ મારવાને પણ તૈયાર હતા. કેટલાકના હાથમાં લાઠીઓ હતી; કેટલાકની ઓઇમાં પત્થર ભર્યા હતા. નહોતું કોઇ કોઇને પૂછતું કે ગાછતું. બસ, સૌ પોતપોતાના મનમાં આવ્યું તેમ ઊપડી ચાલ્યું હતું. આ દળને દૂરથી આવતું જોતાં જ સવારોમાં ઢીલચાલ મચી પડી. વીરભદ્રના મો પર હવાઇઓ ઊડવા લાગી. ડી. એસ. પી.એ પોતાની મોટર આગળ ધપાવી. શાંતિ અને અહિંસાના વ્રતધારીઓ પર દંડા વરસાવવા એ એક વાત હતી; આવા એક ઉન્મત્ત ટોળાની સામે મુકાબલો કરવો એ જુદી જ વાત હતી. સવારો અને સિપાઇઓ પાછા હટી ગયા.

ઇબ્રાહીમની પીઠ પર ઘોડાની ટાપ વાગી હતી. અચેત થઇ તે જમીન પર પડ્યો હતો. આ ટોળાનો ખળભળાટ સાંભળતાં આપોઆપ તેની આંખો ઊઘડી ગઇ. એક યુવકને ઇશારતથી પાસે બોલાવી પૂછ્યું, 'કેમ કૈલાસ, શહેરમાંથી લોકોનું ટોળું આવે છે શું?'

કૈલાસે એ ધપના આવતા માનવ મહાસાગર સામે નજર કરી કહ્યું, 'જી હા; હજારો માણસો છે.'

'તો હવે અહીં રોકાવું ઠીક નથી. ઝંડો પાછો ફેરવી લો. આપણે પાછા જ ફરવું જોઇએ; નહિતર અહીં તોફાન મચી જશે. આપણે આપણા ભાઇઓ સાથે ઝગડો નથી કરવો; જલદી પાછા ફરો.' આટલું કહીને તેણે ઊભા થવાનો પ્રયત્ન કર્યો, પણ ઊઠી ન શકાયું.

બસ, હુકમની જ વાર હતી. સંગઠિત સેનાની પેઠે સરઘસ ઝટ પાછું ફરી ગયું. ઝંડાઓના વાંસ, સાફા અને રૂમાલોમાથી ઝટપટ એક સ્ટ્રેચર —માંચડેળો —

તૈયાર થઇ ગઇ અને ઇબ્રાહીમઅલીને તેના પર સુવડાવી સરઘસ પાછું ફર્યું. પણ શું તેમણે હાર ખાધી હતી? કોઇને જો એમાં હાર લાગતી હોય તો તેઓ ભલે એમ માને. ખરું જોતાં તો એમણે એક યુગાન્તરકારી વિજય કર્યો હતો. તેઓ જાણતા હતા કે અમારો સંઘર્ષ અમારા જ ભાઈઓની સાથે છે, જેમનાં હિત, પરિસ્થિતિને કારણે અમારાં હિતથી જુદાં છે. એમને તેમની સાથે વેર નહોતું કરવું. તેઓ એમ પણ નહોતા ચાહતા કે શહેરમાં લૂટફાટ ચાલે અને તેમના ધર્મનો અંત લૂટેલી દુકાનો અને ફૂટેલાં શિરમાં આવે. એમના વિજયનું સૌથી ઉજ્જ્વલ ચિહ્ન તો એ હતું કે એમણે લોકોની સહાનુભૂતિ મેળવી લીધી હતી. જે લોકો ઘડી પહેલાં તેમને હસતા હતા તેઓ જ એમનાં ધૈર્ય અને સાહસ જોઇ એમની સહાય માટે નીકળી પડ્યા હતા. મનોવૃત્તિનો આ પલટો એ જ ખરો વિજય હતો. જે દહાડે આ પલટો સર્વવ્યાપી થઇ જશે તે દહાડે પૂર્ણ સ્વરાજનો સૂર્ય આપોઆપ ઉદિત થશે.

ત્રણ દિવસ વીતી ગયા હતા. વીરભદ્ર પોતાના દીવાનખાનામાં ચાહ પીતા બેઠા હતા. તેમની પત્ની મધુરી બાળકને ગોદમાં લઇ સામે ઊભી હતી.

વીરભદ્રે કહ્યું, 'હું એ વખતે શું કરી શકું એમ હતો? પાછળ જ ડી.એસ.પી. ઊભો હતો. જો પેલા લોકોને રસ્તો આપત તો મારે માથે મુસીબત આવી પડત.'

મધુરી માથું ધુણાવી બોલી, 'તમે એટલું તો જરૂર કરી શકત કે એ લોકો પર દંડા ચલાવવા ન દેત. તમારું કામ રૈયત પર દંડાબાજી કરવાનું છે શું? બહુબહુ તો તમે તેમને રોકી શકો. કાલ તો તમને અપરાધીઓને ફટકા મારવાનું કામ સોંપાય, તો તો, મને લાગે છે તમને ખૂબ આનંદ થઇ જાય કેમ?'

ખસિયાણો પડી વીરભદ્ર બોલ્યો, 'તું ખરી વાત તો સમજતી નથી.'

મધુરી બોલી, 'હું તો બરોબર સમજું છું. પાછળ ડી.એસ.પી. ઊભો હતો. તમે વિચાર્યું હશે કે કારગુજારી બતાવવાનો આવો મોકો ફરી નહિ મળે, કદાચે. તમે એમ માનો છો કે એ દળમાં કોઇ ભદ્ર પુરુષ નહોતા? કેટલા ય એમાં એવા હતા જે તમારા જેવાને તો નોકર રાખે. વિદ્યામાં તો તમારાથી અધિક ચડતા કેટલા ય હશે. અને તમે એમના પર દંડા ચલાવી રહ્યા હતા ને ઘોડા દોડાવી રહ્યા હતા. વાહ રે જવાંમર્દી!'

## આજે

આજે રાષ્ટ્રપતિ જવાહર ઉચ્ચારે છે કે 'આ દેશમાં પૂર્ણ સ્વરાજના આ જંગના મોકા વખતે બે જ છાવણીઓ હોઇ શકે: એક સ્વાધીનતાના સૈનિકોની અને બીજી આ દેશને લૂંટીલૂંટીને માથેતુગડા બનનારા પરદેશીઓની.' આજે પંડિત માલવીયજી જેવા બુઝર્ગ, તોળીતોળીને બોલનારા, મવાલ તરીકેની જૂની પ્રતિષ્ઠા ધરાવનારા વિનીત નેતા વડી ધારાસભાના ચોકમાં ઘોષણા કરે છે કે 'અત્યારના રાજ્યતંત્ર સામે ધિક્કાર ઉત્પન્ન કરવો અને ધિક્કારનો ઉપદેશ આપવો એ પ્રત્યેક હિંદીનો ધર્મ છે.' આજે મહાત્માજી સમો જગતનો સર્વશ્રેષ્ઠ જન ગુજરાતને ગામડે ગામડે ફરી રહ્યો છે કે 'મારા શ્વાસેશ્વાસે આ સરકારના નાશનું રટણ થઇ રહ્યું છે, મારા શબ્દેશબ્દે હું રાજ્યદ્રોહ ઉપદેશી રહ્યો છું.' આજે એક પણ એવો સાફદિલ હિંદી નથી કે જે આ પરાધીનતાની બેડીઓ તોડીને છુટકારાના દમ ખેંચવા અધીરો ન બન્યો હોય. આજે દિશાએ દિશાએથી 'આ રાજ્યતંત્રનો નાશ હો!' એ જ મહાસૂર ઊઠી રહ્યો છે આજે પ્રત્યેક હિંદી હૃદયના એકેએક ધબકારાની સાથે 'આ રાજ્યતંત્રનો નાશ હો' એ જ મહાનાદ ગાજી રહ્યો છે. આજે એવો કયો અભાગી હિંદી હશે કે જે આ મહાસૂરમાં પોતાનો સૂર ન મિલાવે, આ મહાનાદમાં પોતાનો નાદ ન મિલાવે, આ રાષ્ટ્રવ્યાપી અમર સંગીતનો ગાયક ન બની જાય? . . .

આજે તો બસ 'ચલો રણમેદાન'નો એક જ ઘોષ દેશના ખૂણેખૂણામાંથી ઊઠે છે; આજે તો બસ 'જંગમેં કૂદ પડો'નું એક જ ગાન પ્રત્યેક દેશજનની જીહ્વા ઉપર છે. સંશયનો, પ્રશ્નનો, શંકાનો કાળ પૂરો થયો છે; કાર્યનો, આચરણનો, કુરબાનીનો કાળ બેઠો છે. આજે આપભોગનો યુગ મંડાયો છે. . . . . . .

અહો! આવો અમૂલ્ય અવસર કોના જીવનમાં આવે છે? દેશની ગુલામીની સાંકળો તોડવામાં છીણી તરીકે યોજાવાનું મહાભાગ્ય કોને પ્રાપ્ત થાય છે? આજે પ્રત્યેક હિંદીને માટે એ ભાગ્ય પ્રાપ્ત થયું છે. પ્રત્યેક હિંદીના જીવનમાં એ અમૂલ્ય ઘડી આવી પહોંચી છે. કોણ એવો અભાગી હશે કે એ ભાગ્યને નહિ વધાવી લે? કોણ એવો હીણભાગી હશે કે એ ઘડીના મોંઘાં નહિ કરે?

(રાષ્ટ્ર)

નફટાઇથી હસતાં વીરભદ્રે કહ્યું, 'ડી. એસ. પી. એ મારૂં નામ નોટ કરી લીધું છે; સાચ્ચે!'

ફોજદાર સાહેબે માન્યું કે આ વાત કહેવાથી મધુરીને પોતે ખુશ કરી દેશે. સજ્જનતા અને ભલમનસાઇ એ તો ઉપરઉપરની વાતો છે. તે દિલથી નહિ, જીભથી જ કહેવાય છે. દિલના ઊંડાણમાં તો સ્વાર્થ લપકી બેઠેલો હોય છે. પણ મધુરીના મુખ પર આ લાલચની વાત સાંભળીને હર્ષની રેખા સરખી પણ ન ફરકી. ઉપરની વાત કદાચ એના દિલના ઊંડાણ સુધી પહોંચી ગઇ હતી. તે બોલી, 'જરૂર; નોટ કરી લીધી હશે કે તમને ઊંચો દરજ્જો આપવો. પણ બેગુનાહોના ખૂનથી રંગેલા હાથે એ દરજ્જો મેળવવાથી શું વળ્યું? એ તમારી કારગુજારીનું ઇનામ નહિ પણ તમારા દેશદ્રોહની કિંમત થશે. કારગુજારીનું ઈનામ તો ત્યારે કહેવાય જ્યારે તમે કોઇ સાચા ખૂનીને શોધી કાઢો, કોઇ ડૂબતાને બચાવો, જીવને જોખમે કોઇના જાનમાલનું રક્ષણ કરો.'

એવામા એકાએક બહાર એક સિપાઇએ આવીને કહ્યું, 'હજુર, આ કાગળ આપને માટે છે.' બહાર જઈ વીરભદ્ર કાગળ લઇ આવ્યો. ફોડીને અંદરની સરકારી ચિઠ્ઠી વાંચી ટેબલ પર મૂકી દીધી.

'કેમ? હોદ્દો વધ્યાનો પરવાનો આવી ગયો?'

ચીડાઇને વીરભદ્ર બોલ્યો, 'તું તો બનાવ્યા જ કરે છે. આજ વળી પાછું કોઇ સરઘસ નીકળનારૂં છે તેની સાથે મારે જવું એવો હુકમ આવ્યો છે.'

મધુરી બોલી, 'વાહ એ તો સારૂં ને? થઇ જાઓ તૈયાર. આજ પણ એવો જ શિકાર મળશે. બરોબર હાથ બતાવજો. ડી.એસ.પી. પણ જરૂર આવવાનો. હવે તો તમે ઇન્સ્પેક્ટર બનવાના; ખરેખર!'

ચીડાઇને બે હાથે માથું પકડી વીરભદ્રે કહ્યું, 'કોઈકોઇ વાર તો તું એવી મો-માથા વિનાની વાત કરે છે, મધુરી! સમજ કે હું જઇને મૂંગોમૂંગો ઊભો રહું તો શો નતીજો મળે? હું નાલાયક ગણાઉં અને મારી જગ્યા બીજા કોઇને મળે. જો કદાચ શંકા પડી જાય કે સ્વરાજવાદીઓ તરફ મારી સહાનુભૂતિ છે તો ક્યાંયનો યે ન રહું. ગડગડિયું ન મળે, પણ દરજ્જો તો ઊતરી જ જાય. માણસ જે સંજોગોમાં હોય તેના રંગ જોઈને કામ કરે છે. હું ભલે બહુ બુદ્ધિમાન ન રહ્યો, પણ એટલું તો સમજું છું કે આ લોકો દેશ અને જાતિના ઉદ્ધારને માટે કોશિશ કરી રહ્યા છે. એ પણ જાણું છું કે સરકાર એ ચળવળને છૂંદી નાખવા માગે છે. એવો બેવકૂફ નથી કે ગુલામીનો ગર્વ કરૂં. પણ સંજોગોથી લાચાર છું.'

એટલામાં વાજાંનો અવાજ કાન પર આવ્યો. બહાર આવી વીરભદ્રે તપાસ કરી તો માલૂમ પડ્યું કે સ્વરાજવાળાઓનું સરઘસ નીકળે છે. ઝપાટાબંધ ડ્રેસ પહેરી, ગજવામાં પિસ્તોલ નાખી બહાર આવ્યો. ક્ષણવારમાં ઘોડો તૈયાર થઇ ગયો. કૉન્સ્ટેબલ તો પહેલેથી જ તૈયાર હતા. સૌ ડબલ માર્ચ કરતા સરઘસની દિશામાં દોડ્યા.

જોતજોતાંમાં તો તેઓ સરઘસની સામે જઇ પહોંચ્યા. એમને જોતાં જ અગણિત કંઠોમાથી 'વંદેમાતરમ્'નો ઘોર નિનાદ ગાજી ઊઠ્યો: જાણે મેઘમંડલમાંથી ગગનભેદી ગર્જના થઇ. પછી એકદમ સન્નાટો છવાઇ ગયો. બંને સરઘસમાં ફેર હતો. આગલું સરઘસ સ્વરાજના ઉત્સવનું હતું; આજનું સરઘસ શહીદના શોકનું હતું. ત્રણ દિવસના ભીષણ તાવ અને વેદના પછી ઈબ્રાહીમના જીવનનો આજ અંત આવી ગયો હતો. જેણે કદી કોઇ પદની લાલસા કરી નહોતી, જેણે કદી કોઇ અધિકાર સામે સર ઝુકાવ્યું નહોતું એણે મરતી વખત વસીહત કરી હતી કે 'મારા શબને ગંગામાં સ્નાન કરાવી દફન કરજો અને મારી કબર પર સ્વરાજ-ધ્વજ રોપજો.' એના અવસાનના ખબર પદ્દાવેત શહેરભર પર શોકનો ઘેરો પડદો છવાઇ રહ્યો જે કોઇ સાંભળતું તે જાણે ગોળી વાગી હોય તેમ ચોંકી ઊઠતું અને એના શબના દર્શન માટે ઉપડતું. બજાર આખું ભડાભડ બંધ થઇ ગયું. એક્કા કે ટાંગા પણ માગ્યા મળે નહિ. શહેરને જાણે કોઇ લૂટી ગયું ન હોય! જોતજોતાંમાં તો શહેર આખું ઊલટી પડ્યું. જનાજો ઉપડ્યો ત્યારે લાખ-સવાલાખ આદમી સરઘસમાં હશે. કોઇ આંખ એવી ન હતી જે આસુથી લાલ ન હોય.

કૉન્સ્ટેબલો અને સવારોને સરઘસની સાથે દસદસ ફૂટને અંતરે ગોઠવીને વીરભદ્ર પોતે પાછળના ભાગમાં ગયો. પાછલી હારમા સોએક ફૂટ અંતર સુધી તો સરઘસમાં સ્ત્રીઓ જ હતી. ફોજદાર સાહેબે તે તરફ

નજર કરી તો પહેલી જ હારમાં મધુરી નજરે પડી! આ શું? ભૂલ તો નહોતી? ધ્યાનથી જોયું: ખરેખર મધુરી જ હતી. મધુરીએ એક જ વખત તેના તરફ નજર ફેંકી ને પછી આંખો ખેંચી લીધી. પણ એ એક નજરમાં તો કોઇ એવી ઉપેક્ષા, કોઇ એવી લજ્જા, એવી કોઇ વ્યથા અને ઘૃણા ભરી હતી કે વીરભદ્રના બદન આખામાં માથાથી તે પગ સુધી એક તીવ્ર ધ્રુજારી વ્યાપી ગઇ. પોતાની દૃષ્ટિએ તે આટલો હલકો, આટલો નિર્બલ, આટલો જલીલ કદી નહોતો લાગ્યો.

એકાએક એક યુવતીએ તેના તરફ ફરીને કહ્યું, 'ફોજદાર સાહેબ, અમારા ઉપર પણ રખે દંડા ચલાવતા! આપને જોઇને ભય લાગે છે.'

બીજી બોલી, 'ત્રણ દહાડા પર બજારચોકમાં આ વીર પુરુષ પર ઘા કર્યો હતો તે આપનો જ કોઇ ભાઇ હતો?'

મધુરી બોલી, 'એમના કોઇ ભાઇ નહિ, એ ખુદ હતા.'

ત્યાં તો અનેકના મોંમાથી બોલ નીકળી પડ્યા, 'એમ? એ જ આ મહેરબાન કે? સલામ સાહેબ; ત્યારે તો આપની જ કૃપાના ફળ્યા અમે આજ આપના દંડાના દર્શન માટે અહીં આવ્યાં છીએ.'

ભાલા જેવી તેજ આંખો કરી વીરભદ્રે મધુરી તરફ નજર નાખી, પણ મોંથી કંઇ બોલી ન શક્યો. ત્યાં ત્રીજી બોલી, 'અમે એક સંમેલન કરીને આપને વિજયમાળ પહેરાવીશું ને આપનાં યશોગાન કરીશું.'

એવામાં એક વૃદ્ધ સ્ત્રી ભ્રકુટી ચડાવી બોલી, 'મારી કૂખે આવો છોકરો પાક્યો હોત તો હું એની ગરદન જ મરડી નાખત.'

એ સાંભળી કટાક્ષમાં એક સ્ત્રી બોલી, 'તમે પણ શું માજી, આવું કદર વિનાનું બોલતાં હશો? કુતરા પણ ખાધેલું નિમક તો હલાલ કરે છે; ત્યારે આ તો આદમી છે!'

બુઢ્ઢી ઉગ્ર બની બોલી: 'પેટના ગુલામ; હાય પેટ!'

વીરભદ્રથી હવે વધારે સાંભળ્યું ન ગયું. ઘોડો હંકારીને તે પાછો આગળ ચાલ્યો ગયો. મર્દ લજ્જિત કરે છે ત્યારે આપણો ગુસ્સો આવે છે; સ્ત્રી લજ્જિત કરે છે ત્યારે ગ્લાનિ થાય છે. વીરભદ્રમાં એટલી તો હિંમત હવે રહી નહોતી કે તે ફરીથી સ્ત્રીઓની સામે જાય. એટલે પોતાના અમલદારો પર ગુસ્સો આવ્યો. મને જ કેમ વારંવાર આવા કામ પર નીમવામા આવે છે? બીજા ઘણાયે છે, એમને કેમ નથી નીમતા? હું જ શું બધાથી ભાવશૂન્ય છું? હૃદયહીન છું?

અને મધુરી આ વખતે દિલમાં મને કેવો કાયર, નીચ સમજતી હશે? કદાચ અત્યારે કોઇ મને મારી નાખે તો પણ એ હરફ સરખો ન ઉચ્ચારે. હમણાં જો કોઇ જઇને સાહેબને કહી દે કે વીરભદ્રની સ્ત્રી પણ સરઘસમાં નીકળી હતી, તો ક્યાંયનો ન રહું. પોતે જાણે-સમજે છે છતા સરઘસમાં આવી! મને પૂછ્યું પણ નહિ! કોઇ ફિકરચિંતા નથી તેથી જ તો આવા બધા નવરાવેડા સૂઝે છે. આ બધા બેફિકર આદમી જ એકઠા થયા છે અહીં. સ્કૂલ-કૉલેજના છોકરાઓ, મજૂરો, ફેરિયાઓ;-એમને શી ચિંતા? મોત તો અમારા જેવાનું છે જેને બાલબચ્ચાં છે ને કુલ-મર્યાદાનું કે હોદ્દા-આબરૂની મર્યાદાનું ભાન છે. બીજું તો ઠીક, પણ મારી સામે આંખો કેવી ધુરકાવતી'તી! જાણે ખાઇ જશે'

શહેરની મુખ્ય સડકો પર ફરતુંફરતું સરઘસ ચાલ્યું જતું હતું. બંને બાજુ, છત-છજ્જાંમાં, માળિયાં પર, છાપરાં પર, ઝાડો પર, થાંભલા પર, લોકોની ઘેરી ઠઠ જામી હતી: જાણે બે બાજુ આદમીઓની દીવાલ જ હતી! એ સૌના ચહેરા પર આજ એક નવી સ્ફૂર્તિ, નવો ઉત્સાહ, નવો ગર્વ ઝલકતો વીરભદ્રને જણાયો. સ્ફૂર્તિ હતી વૃદ્ધોનાં મોં પર, ઉત્સાહ જુવાનોના ચહેરા પર, ગર્વ રમણીઓનાં મુખ પર. સ્વરાજ-પથની યાત્રાનો જાણે એ ઉલ્લાસ હતો. હવે તેમની પાસેનું

## પ્રલય

[ દ્રુતવિલંબિત ]

ઘનગનાટ કરી નભ તારલા
સરર નૃત્ય કરી તિમિરે સરે,
ધુધવતાં ફૂદડી ફરી વાદળા
મલયકાળ દિસે જગનો ખરે.

તણુખ-જ્વાળ નભે વીજળી ગૂંથે,
તિમિર ભસ્મ દશે દિશ જો ભરે,
ઉદધિ છોળ ત્યહીં ઘૂમવા મથે,
પ્રકૃતિ તાંડવ શી કરતી ફરે.

શિખર-કોટ ભયાનક ફૂટતા,
જગતનાં સહુ બંધન જો તૂટે.
અનિલ વહ્નિ સમા ગૂંગળાવતા:
હૃદયબંધન આપણ ના છૂટે.

પ્રલયઘૂંટ ઈશા લઇએ ગળી,
જઇ વિરાટ સ્વરૂપ વિશે ભળી.

**ચન્દ્રવદન મહેતા**

લક્ષ અજ્ઞાન ન હતું; પથભ્રષ્ટોની પેઠે અહીંતહીં ભટકવાનું ન હતું; દલિતોની પેઠે સર ઝુકાવી રોવાનું ન હતું. સ્વાધીનતાનું સોનેરી શિખર દૂર-સુદૂર આકાશમાં ચમકી રહ્યું હતું. વચ્ચે શી મુસીબતો, જંગલો, ખાઇઓ આવવાનાં છે-એની, જાણે, લોકોને કોઇ પરવા પડી ન હતીઃ સૌ બસ, એ સોનેરી લક્ષ્ય પર પહોંચવાને તલપાપડ હતું.

અગિયાર વાગતાંવાગતાંમાં તો સરઘસ નદી કિનારે જઇ પહોંચ્યું. જનાન્દે કિનારીને લોકો શબને ગંગાસ્નાન કરાવવા લઇ આવ્યા. તેના શીતલ, શાંત, ફીકા મસ્તક પર લાઠીનો ઘા સાફ જણાતો હતો. લોહી જામીને ત્યાં કાળું પડી ગયું હતું. હજારો આદમી એ શહીદના અંતિમ દર્શનને કાજે ઘેરો વળીને જમા થઇ ગયા. પાછળ વીરભદ્ર ઘોડેસવાર થઇ ઊભો હતો. લાઠીનો ઘા તેને પણ નજરે પડ્યો. તેના આત્માએ અંદરથી જોસભેર તેનો ધિક્કાર કર્યો. તે શબ તરફ જોઇ ન શક્યો. મોં ફેરવી લીધું. જેનાં દર્શન માટે, જેના ચરણની રજ લેવા કાજે આટલા અસંખ્ય લોકો વિકલ થઇ રહ્યા હતા તેનું મેં આવું ભવિષ્ય કર્યું? તેનો આત્મા તોબા પોકારી ઊઠ્યો. કે એ નિર્દય પ્રહારસી પાછળ પોતાના કર્તવ્યનો ભાવ લેશમાત્ર ન હતો; કેવળ સ્વાર્થ હતો; પોતાની કર્તવ્યનિષ્ઠા બતાવવાનો હવસ હતો; અધિકારીને ખુશ કરવાની લિપ્સા હતી. હજારો ક્રોધભરી આંખો તેની સામે તાકી રહી હતી; પણ તેનામાં સામી નજર માંડવાની હામ નહોતી રહી.

એક કૉન્સ્ટેબલે આવીને પ્રશંસા કરવા માંડી, 'હજુરનો હાથ બહુ ભારે પડ્યો લાગે છે. હજી ખોપરી ઊઘાડી જ છે. સૌની આંખો ઊઘડી ગઇ હવે.'

વીરભદ્રે તેની અપેક્ષા કરી કહ્યું, 'એમાં હું મારી જવાંમર્દી નહિ, હિણપત સમજું છું.'

ફરી ખુશામદ કરતાં કૉન્સ્ટેબલે કહ્યું, 'ભારે બદમાશ આદમી હતો, હજુર.'

કડક અવાજે વીરભદ્રે કહ્યું, 'ચૂપ રહો. ખબર છે બદમાશ કોણ કહેવાય તેની? જે ધાડ પાડે, ચોરી કરે, ખૂન કરે એ બદમાશ; દેશને માટે હથેલીમાં જાન લઇને ફરનાર બદમાશ નહિ. કમનસીબી છે આપણી કે જેને મદદ કરવી જોઇએ તેનો વિરોધ કરીએ છીએ. આ ગર્વ કરવાની કે ખુશ થવાની વાત નથી; શરમાવાની ને રોવાની વાત છે.'

સ્નાન સમાપ્ત થઇ ગયું. સરઘસ ત્યાંથી પાછું રવાના થયું.

શબને દફન કરી સૌ પાછા ફર્યા ત્યારે એ નાસી ગયા હતા. મધુરી સ્ત્રીઓની સાથેસાથે થોડે દૂર તો ગઇ, પણ કૌન્સ પાર્ક આગળ આવતા અટકી ગઇ. ઘેર જતાં દિલું ન ચાલ્યું. પેલું જીર્ણ, રક્તભર્યું, આહત શબ જાણે એના અંતરમાં બેઠુંબેઠું એને ધિક્કારી રહ્યું હતું. પતિથી એનું મન એટલું વિરક્ત થઇ ગયું હતું કે હવે તેને ધિક્કારવાની પણ એને ઇચ્છા નહોતી થતી. એવા સ્વાર્થી મનુષ્યોના મન પર ભય સિવાય બીજી કોઇ ચીજની અસર થઇ શકતી હશે એ તેના માન્યામાં હવે રહ્યું ન હતું.

બગીચામાં બહુ વાર સુધી તે ઘાસ પર વિચારમાં મશગૂલ બેસી રહી, પણ પોતે શું કરવું તેનો નિર્ણય ન કરી શકી. મહીઅર જઇ શકે તેમ હતું, પણ ત્યાંથી બે મહીના-બે મહીના પછી તો આ જ ઘરમાં પાછું આવવાનું હતું; નહિ નહિ; હું કોઇની પણ આશ્રિત નહિ રહું. હું શું મારા પેટ જેટલું પણ નહિ કમાઈ શકું? એમ કરતા જતાં જે તરેહતરેહની મુસીબતો પોતાને નડશે તેની એને વિવિધ કલ્પનાઓ આવી ગઇ; પણ આજ કોણ જાણે એના આત્મામાં અદ્ભુત બલસંચાર થયો હતો. એ ખ્યાલ અને કલ્પનાઓ ધ્યાનમાં લાવવાં એમાં એને કમજોરી લાગી.

એકાએક એને વૃદ્ધ ઇબ્રાહીમઅલીની વિધવાનો ખ્યાલ આવ્યો. એણે સાંભળ્યું હતું કે તેને કોઇ બાળબચ્ચાં નથી. બીચારી એકલી બેઠીબેઠી રોતી હશે. કોઇ આશ્વાસન દેનારે પણ પાસે નહિ હોય. તે તેના મકાન તરફ ચાલી. પોતાની સાથેની સ્ત્રીઓને તેનું ઠેકાણું પૂછી લીધું હતું. વિચારતી જતી હતી કે હું એને જઇને કઇ રીતે મળું? શું કહું? કેવો દિલાસો દઉં? કયા શબ્દોમાં સાંત્વન આપું અને સમજાવું? વિચારમાં ને વિચારમાં તે ઇબ્રાહીમઅલીના મકાન આગળ આવી પહોંચી.

મકાન એક ગલીમાં આવેલું હતું. ચોખ્ખું ચણક

[અનુસંધાન આગળ પાન ૧૪૧મે]



**ઓળખો છો આ કોની છાયાછબી ?**

છેલ્લા અંકમાં શ્રી જવાહરલાલ નેહરુની છાયાછબી આપી હતી તેની પેઠે જ આ પાનું પણ છૂટું કરીને, એ અંકમાં આપેલી સૂચના પ્રમાણે, કોઈ ધારદાર ચપ્પુ, નરેણી અથવા સેફ્ટી રેઝરના પાના વડે કાળજી અને સાવચેતીથી ચિત્રમાંના કાળા ગાળા કાપી કાઢો. પછી વિજળીની હાથબત્તી કે મીણબત્તી જેવા નાના દીવાના પ્રકાશ સામે ધરશો એટલે અંધારા ઓરડામાં ભીંત પર મોટી છબી પડશે.



**પ્રવાસની અદ્‌ભુત સાહસભરી આ વાર્તા**

નીલ નામનો શિક્ષક પોતાની અનોખી સ્વતંત્ર શાળાનાં પાંચ નાનકડાં બાળકોને કહે છે. તેની ગૂંથણી એવી નવતર કરે છે કે એ પાંચ શિષ્યોને જ તે વાર્તાનાં પાત્રો બનાવે છે ને પોતે વાર્તાનો નાયક બને છે. તે ઉપરાંત વાર્તામાં સાતમું પાત્ર પીર્કફટ નામનો એક અમેરિકન કરોડપતિ વેપારી છે. હકીકત એવી છે કે નીલ પોતે, હવામાં ઊડી શકે તેમજ જમીન પર પણ ચાલે તેવી એક અદ્‌ભુત કાચની મોટર શોધી છે. વિજ્ઞાનનાં અનેક ચમત્કારોભર્યાં સાધનોથી તે સંપૂર્ણ છે. અંદર મશિનગન્સ, હવામાંથી પાણી બનાવવાનું યંત્ર, વાયરલેસ સંદેશાનું યંત્ર વગેરે વિધવિધ અને અજબ સામગ્રી ભરેલી છે. આ મોટરમાં સાતે જણાં બેસીને દક્ષિણ અમેરિકાનાં આફ્રિકનાં ભયાનક જંગલોના પ્રવાસે નીકળે છે, અને ઍમેઝોન નદીના મુખ પરથી ઊડતાઊડતા દુનિયાના હજી સુધી કદી ન શોધાયેલા એવા પ્રદેશો તરફ જાય છે. રસ્તામાં પૅરોમન નામના જંગલીઓનો તેમને ભેટો થાય છે અને તેઓ સરળ સ્વભાવના હોવાથી તેમની સાથે આ મુસાફરો પરિચય કરે છે.

નીલે નાચવા માટે ગિલ્બર્ટનો હાથ પકડ્યો, પણ ગિલ્બર્ટે ના પાડી જણાવ્યું કે પોતે બહુ થાકી ગઇ છે. આથી નીલે ગિલ્બર્ટને છોડી હેલ્ગાને લીધી. તરત જ પેલાં જંગલીઓનાં નાનાં છોકરાં તેમાં ભળ્યાં. પણ તેઓ બહુ કઢંગાં દેખાતાં હતાં. ચોખ્ખું દેખાઇ આવતું હતું કે તેમણે આજસુધી કદી સંગીત સાંભળ્યું નહિ હોય. આપણા આ મુસાફરોને માલૂમ પડ્યું કે આ પૅરોમન લોકો (એ જંગલીઓની જાત એ હતી)માં માત્ર એક જ પ્રકારનું સંગીત છે અને તે ગાયના ચામડાથી મઢેલ ઢોલકાનું.

ડેરિકે કહ્યું, 'ઇંગ્લૅંડમાં પત્થર યુગમાં એક સમે જેવા લોકો હતા તેવા આ લોકો લાગે છે. તેમનાં વર્ણનને આ લોકો મળતા આવે છે. તેઓને અગ્નિનું જ્ઞાન નથી. તેઓ ધાતુઓને ઉકાળવાનું જાણતા નથી. તેઓએ હજી સુધી પૈડાની શોધ પણ કરી લાગતી નથી. કેવો વિચિત્ર દેશ! અહીં ગાડાં નહિ, નિશાળો નહિ, દેવળો નહિ, કાગળ નહિ,—કશું જ નહિ. માત્ર પત્થરની કુહાડીઓ અને માટીનાં ઝુંપડાં. નવાઇ લાગે છે કે આ લોકો આખો દહાડો કરતા હશે શું?'

પછી પૅરોમન લોકોના રાજાએ ઇશારતથી આ મંડળીને થોડો વખત પોતાના મહેમાન થઇને રોકાવાનું આમંત્રણ આપ્યું. તેણે ત્રણ વખત ચંદ્ર સામે આંગળી કરી તે પરથી લાગ્યું કે તેનું આમંત્રણ ત્રણ માસનું છે. આ આમંત્રણ તો સ્વીકાર્યું, પણ કોઇએ માટીનાં એમના ઝુંપડાંમાં રહેવું પસંદ ન કર્યું. સૌ કારમાં જ રહ્યાં.

પંદરેક દિવસમાં ડેરિક અને ગિલ્બર્ટ પૅરોમન લોકો સાથે વાતો કરતા થઇ ગયાં! એ લોકોની ભાષામાં માંડ ત્રણસો જેટલા શબ્દો હશે. ખરી નવાઈ જેવું તો એ હતું કે 'મારી નાખવું,' મારવું એવો શબ્દ એમની ભાષામાં હતો, પણ 'ખૂન કરવું' એવો શબ્દ ન હતો. 'ચોરી'ને માટે એમનામાં શબ્દ જ ન મળે! ચોરવાનો ખ્યાલ જ એમને આવતો નહિ!

શરૂઆતનાં થોડાં અઠવાડિયાંમાં જે બન્યું તે વર્ણવવું અશક્ય છે. આ નવી પ્રજાની શોધ વિશે સંપૂર્ણ લખવા બેસીએ તો પુસ્તકોનાં પુસ્તકો ભરાય. એમાંના કોઇકોઇ પ્રસંગો જ વર્ણવી શકાશે.

અગ્નિ તો આ લોકોને અદ્‌ભુત વસ્તુ લાગેલી. નીલ અગર પીર્કફટ સીગાર કે પાઇપ સળગાવે તે

જોતા તો તેઓ કલાકના કલાક સુધી ખડેપગે ઊભા રહેતા. આ વખતે તો ડેરિક અને ડોનલ્ડ પણ ખૂબ-ખૂબ બીડીઓ પીવા લાગ્યા. અલબત્ત તેઓ કહેતા કે આ અમે બીડીઓ પીએ છીએ તે તો આ પૅરોમન લોકોને શીખવવા માટે છે. પણ એમની આ વાત સાવ સાચી ન હતી.

નીલે એમને કહ્યું, 'આપણે આમ ને આમ દીવાસળીઓ જ સળગાવ્યા કરીશું તેમાં તેમનું કાંઈ નહિ વળે. તેઓ બહુબહુ તો દીવાસળીઓ સળગાવતાં શીખશે. એમાં શું રળશે? આપણા ગયા પછી તેઓ દીવાસળી ક્યાંથી કાઢવાના? પછી તેઓ દેવતા માટે શું કરશે?'

શોધક ભેજાના ડેરિકે પ્રયોગો કરવા માંડ્યા. તેણે બે લાકડીઓ સામસામી ઘસી જોઈ પણ કાંઈ વળ્યું નહિ. પછી તેણે પોલાદ અને પથ્થરને એક બીજા સાથે અફાળીને તણખા પાડવા પ્રયત્ન કર્યો. તેણે કહ્યું, 'આ રીતે કંઈક થશે એવું લાગે છે.'

'પણ એ લોકો પાસે પોલાદ નથી એનુ કેમ!' ગિલ્બર્ટે કહ્યું.

ડેરિકે ખાતરીપૂર્વક કહ્યું, 'આપણા જતાં પહેલાં તો તેમને પોલાદ મળી રહેશે.'

અહીં આવ્યાને લગભગ ત્રણ અઠવાડિયાં થયાં હશે. એક રાત્રે થોડા જંગલીઓના છોકરાઓની સાથે હેલ્ગા અને ડોનલ્ડ ફરવા નીકળ્યા. એ ટોઈકી નામના શહેરથી તેઓ લગભગ બે માઇલ દૂર નીકળી ગયા અને એક પર્વતની હાર નજીક આવ્યા. આ હારને ગિલ્બર્ટઆલ્પના નામથી ઓળખવામા આવે છે. એનું પી ડોનલ્ડ શિખર ૬૫૪૭ ફીટ ઊંચું છે. આ પર્વતમાળામાથી ડેરીકો અને કેરોટીન્યૉક નામની નદીઓ નીકળે છે. ભૂગોળની ચોપડીમાં લખ્યુ છે કે ઍમૅઝોનની આ બે મોટી શાખાઓ ડેરીકો નામના એક ઇટાલિયન અને કેરોટીન્યૉક નામના રશિયન એ બે પ્રસિદ્ધ શોધકોએ શોધી કાઢેલી છે! ભૂગોળમા જેવા ગપ્પા હાંકે છે તેમાંનો આ એક ગપ્પો.

પેલાં છોકરાઓ તો ડુંગર ઉપર ચડ્યાં. રમતરમતમાં હેલ્ગાએ જમીન પરથી એક ઢેફું ઉપાડ્યું અને ડોનલ્ડ ઉપર ફેંક્યું. ડોનલ્ડને તે બરાબર કપાળમાં વાગ્યું અને તે મૂર્છા ખાઈ નીચે પડ્યો.

હેલ્ગાએ કહ્યું, 'અરે! મેં ફેંક્યું ત્યારે મને ખ્યાલ નહિ કે એ એટલું બધું ભારે હશે.'

ડોનલ્ડે કહ્યું, 'અને એ એટલું ભારે હોવું પણ ન જોઇએ. હેરોગેર અને હેલેરોમાં માટી આટલી બધી ભારે હોતી નથી. આપણે એકેક ઢેફું સાથે લઇ લો; જઇને નીલને તેનું કારણ પૂછીશું.'

નીલ પણ ઢેફું જોઇને બીજાઓની જેમ મૂંઝવણમાં પડ્યો. ત્યાં ગિલ્બર્ટ બોલી ઊઠી, 'કેમ! આ તો માટી સાથે સોનું મળેલું લાગે છે. જુઓ, કેટલું પીળું છે!'

જેક્રૂ બોલ્યો, 'સોનું હોય તો તો બખ્ખાં!'

ડેરિક કહે, 'હમણાં ખબર!' એટલું કહીને તેણે દોડતો મોટરમાં જઇને ત્રણ મિનિટમાં ઑક્સિહાઇડ્રોજનનો ભડકો કર્યો અને તેના ઉપર ઢેફાને મૂક્યું. ઢેફું કડકડવા લાગ્યું અને તેમાં ફાટ પડીને માહેથી પીળોપીળો રેલો ચાલવા માંડ્યો. લાગલા જ સૌ બૂમ પાડી ઊઠ્યાં, 'સોનું! સોનું! સોનું!'

છોકરાંઓ આનંદથી નાચવા લાગ્યાં. ડેરિકે કહ્યું, 'હવે તો આપણે સોનામાંથી ગમે તે બનાવી શકીશું.'

આ શોધથી રાજા અચંબો પામ્યો. તેણે પોતાના દરેક માણસને ટોપલી ભરી ઢેફાં લાવવાનો હુકમ કર્યો. સાંજ પડી ત્યાં તો ચોકમાં ઢેફાંનો મોટો ગંજ થઈ ગયો. એક બાજુ કોટ કાઢી નાખીને છોકરાઓ કામે મંડી પડ્યા હતા. રેતીમાં તેમણે બીબાં બનાવ્યાં હતાં અને એમાં પીળા ધગધગતા સોનાની ધારા પડતી હતી. પછી જેક્રૂએ કુહાડીના માથાનો ઢાળો કર્યો અને તેમાં સોનું રેડ્યું. રાજા તો આ પહેલવહેલું જ ધાતુનું હથિયાર જોઇને આશ્ચર્યથી થંભી ગયો!

પણ એટલામાં તો ઑક્સિજન ખૂટ્યો. હોંશમાં ને હોંશમાં આનો તો કોઇને વિચાર જ આવ્યો નહોતો. નીલ બોલ્યો, 'ચાલો કમાયા; આપણી નાની ભઠ્ઠીનું કામ પૂરું થયું.'

જેક્રૂએ કહ્યું, 'પણ આકરી અગ્નિજ્વાળા ઉત્પન્ન કરવાને માટે કંઇક બીજો રસ્તો હોવો તો જોઇએ જ!'

કંટાળીને નીલે કહ્યું, 'રસ્તા તો અનેક છે. ઑક્સાઇડનું ગૅસનું કારખાનું અહીં લાવો અને બનસેન્સને તમે વાપરી શકો. ફાસ્કનને ટેલિફોન કરીને પૂછો કે ક્યાંથી ધમવાની ધમણ મળશે?'

હેલ્ગાએ કહ્યું, (નીલે કહ્યું તે તેણે સાંભળ્યું નહોતું) 'હા હા,' મને સૂઝ્યું; આપણે ટાયરનો પંપ

થાપરી શકાએ.' આ રીત સૌથી સરસ હતી. કેમકે પંપ એન્જિનથી ચાલતો હતો અને હવાનો પ્રવાહ સારી પેઠે સતત મળ્યા કરે તેમ હતું.

ડોનલ્ડે કહ્યું, 'પણ આપણે બાળશું શું?'

જેફ્રે બડબડવા લાગ્યો, 'હમેશાં આપણે આમ જ કરીએ છીએ. પહેલાંનું પછી અને પછીનું પહેલાં. પહેલો આપણે કોલસો શોધવો હતો, પણ એને બદલે આ બેવકૂફ ગધ્ધાં ડોનલ્ડ અને હેલ્ગા સોનું શોધી આવ્યાં! હમેશનાં એવાં જ મૂર્ખાં રહ્યાં.'

ગિલ્બર્ટે કહ્યું, 'અસ્સલ મૂર્ખાંઓ જ ખરેખર. કંઇક નવું શોધવું હોય ત્યારે સાથે છોકરાંઓને ઉપાડવા એ બહુ ખરાબ.'

હેલ્ગા બરાડી, 'એ તો ઠીક; પણ તું હવે કેમ જઇને કોલસો શોધી લાવતો નથી?'

નીલે કહ્યું, 'શાબાશ, ભલું કીધું.'

ડેરિક ઊભો થઇ ગયો ને જાહેર કર્યું કે 'કોલસાની શોધ માટે હું ને ગિલ્બર્ટ એકાદ કારમાં ઊપડીએ છીએ.'

તેઓ ઊપડયાં. ત્યાંસુધી બીજાંઓએ લાકડાંથી કામ ચાલુ રાખ્યું. લાકડું તો જલદી બળવા લાગ્યું. એટલે જેફ્રેએ તે ભીનું કરીને વાપરવાનું સૂઝાડયું. આથી ઘણી ફતેહ મળી.

બે દિવસ પછી કાર પાછી આવી અને સમાચાર લાવી કે પર્વતની એક બાજુ ભૂરા કોલસાની ખાણ લાગે છે. ડેરિક અને ગિલ્બર્ટ સાથે નમૂનો લેતાં આવ્યાં હતાં. ગાળવાના કામ માટે કોલસો તો ઘણો સુંદર માલૂમ પડયો. પણ ત્યાં બીજી મુશ્કેલી ઊભી થઇ. એ કોલસાને ત્યાંથી લાવવો શી રીતે?

પાર્કરે કહ્યું, 'આપણે હવે પૈડાં અને ગાડીઓ બનાવવી જોઇએ.' પણ આ કાર્ય રમતવાત નહોતી. મોટરકાર સાથે હથિયાર બહુ થોડાં હતાં.

પાર્કરે કહ્યું, 'બે કે ત્રણ રંધાથી આપણે ગાડીઓ બનાવવા જઇએ તો એક જ ગાડું બનાવતાં આપણી જિંદગી જાય.' તેણે એક જ ક્ષણ વિચાર કર્યો. તે કાર પાસે ગયો અને નવાંનવાં લુગડાં પહેરવા લાગ્યો. નીલે પૂછયું, 'ક્યાં ચાલ્યા? નાટકમાં કે નાચવા!'

તેણે જવાબ આપ્યો, 'હું રાંધો બનું છું.'

આમ કહીને તે રફીકરમાં ફર્યો. ચાર દિવસ પછી તે બે ગોળ કરવતીઓ, એક પટો, એક ગીયર, એક ફ્લાઇવ્હીલ અને એક બેન્ડ સૉ લઇને પાછો આવ્યો. હોમરમાંથી પાવર લેવાનું શરૂ કર્યું. તેનાં બે પાછલાં પૈડાં કાઢી નાખ્યાં. અને તેની જગ્યાએ બે ફ્લાઇવ્હીલ લગાડયાં. પછી કરવતીઓને ફિટ કરી ને થોડા જ વખતમાં લાકડાં વહેરવાનું એક કારખાનું ઊભું કર્યું.

મેહૉગનીનાં મોટાંમોટાં લાકડાં વહેરી કાઢીને બેન્ડ સૉથી પૈડાંના ભાગો કાપી કાઢયા. ડેરિક અને જેફ્રે વહેરવાના કામ ઉપર દેખરેખ રાખતા હતા; ડોનલ્ડ અને ગિલ્બર્ટ બેન્ડ સૉ ઉપર દેખરેખ રાખતા હતા; જંગલીઓ કે જેઓ જુદાજુદા કટકા જોડતા હતા તેના ઉપર પીર્કફટ અને હેલ્ગા ધ્યાન રાખતા હતા; અને સાંધા જોડવાનું મુશ્કેલ કામ નીલ કરતો હતો.

[વચ્ચે વાતચીત

ડેરિક જંગલીની જેમ ખડખડાટ હસી ઊઠયો: તેણે કહ્યું. 'તમે શાળાની વર્કશૉપમાં જેવું કામ કરો છો તેનાથી કંઇક સારૂં કામ ત્યાં કર્યું હશે '

ગિલ્બર્ટે ચાસ વાળ ખેંચ્યા. 'એઇ જુઠ્ઠા! હમેશાં અધરૂં અધરૂં કામ જ લે છે ને! તને મૂળે સુથારી કામ આવડે છે જ ક્યાં? વાર્તા કહેવી હોય તો કાંઇક સાચું બનતું હોય એવું કહે. ચાલુ જુઠાણું નાચલાવ!'

મેં કહ્યું, 'શાળામાં કદાચ મારૂં સુથારી કામ સૌથી સરસ છે.'

જેફ્રે બોલ્યો, 'તને ખબર નથી ડેરિક, તેણે પેલું ગ્રામોફોન જેવું સુથારી આપ્યું હતું તે?' ડેરિકે હસીને કહ્યું, 'એ તો હું ભૂલી જ ગયો. કંઇ નહિ; વાર્તામાં ભલેને અવળાં કામ કરતો.'

જેફ્રેએ કહ્યું, 'આપણે લોઢું પણ શોધી કાઢવું જોઇએ. સોનામાંથી.' છરીઓ અને બીજાં હથિયારો આપણે બનાવી શકીશું નહિ.'

વાર્તા

થોડા જ વખતમાં છ ગાડાં તૈયાર થયાં અને માણસો તે કોલસાની જગ્યાએ ધસડી ગયા. આગળ જતાં જંગલી ઘોડા પકડવાને ગિલ્બર્ટે મોટો ફાંસો ઉપાડ્યો હતો એની, તેમજ તેણે એ ઘોડાને કેવી રીતે પલોટયા (માત્ર વછેરા જ તે પલોટી શકી) એની વાત લાંબી છે. અને એ કહેતાં ઘણો વખત જાય એમ છે.

દરમ્યાન ઢાળવાનું કામ સરસ રીતે ચાલી રહ્યું હતું મોટરકારની દરેકે દરેક વસ્તુ સોનાની બનાવી લેવામાં આવી હતી. ગામની દરેકે દરેક સ્ત્રી સોનાના

દેવડામાં પાણી ગરમ કરવા લાગી. રાજાએ પોતાને માટે સોનાની હૅટ બનાવડાવી. એનું ઓઠું પેલા પીર્ફ્કટના ટોપાથી પાડવામાં આવ્યું હતું. વજન ઘણું હતું, છતાં પૅરોગન રાજા એ નવો ટોપો હમેશ પહેરતો.

પણ લોકોને સૌથી વધારે ખેંચાણકારક તો પૈડું લાગ્યું. તેમણે પોતાનાં ઝૂંપડાં પાડી નાખ્યાં અને સોના તથા લાકડાના આકારથી નવેસર બાંધ્યાં. ખાટલા, પથારીઓ, ટેબલ, ખુરશી અને કુહાડીઓ સુદ્ધાં તેમણે ગોળ બનાવી. રાજાના સુથારે સોનાની સુંદર કુહાડી બનાવી, પણ અલબત્ત કાપવા માટે તે નકામી હતી.

જેફ્રેએ અભિપ્રાય આપ્યો, 'બધે આમ એકલું સોનું જ વાપરવું એ તો મૂર્ખાઈભરેલું લાગે છે. આપણે જો લોઢું શોધી કાઢી ન શકીએ તો આ લોકોને સુધારવાનો પ્રયત્ન આપણે છોડી દેવો જોઇએ.'

સૌનો અભિપ્રાય પણ એ જ થયો અને લોઢાની શોધમાં નીકળવાનો ઠરાવ થયો. રકાીકર અને ઓમર બંને મોટરો ઊપડી. રાજાને આ લોકોના જવાની ખબર પડી એટલે પહેલા તો તે ગળગળો થઇ ગયો. પણ જ્યારે તેણે જાણ્યું કે એકબે દિવસમા સૌ પાછા ફરશે ત્યારે તેને શાંતિ થઇ.

[વચ્ચે વાતચીત

આ વખતે પોસ્ટમેન આવ્યો અને હું ટપાલ ઉપર જરા નજર નાખવા અટક્યો.

ગિલ્બર્ટે કહ્યું, 'ડેરિક, રસ આવે છે: કેમ નહિ? પણ જંગલીઓ બહુ વાહ્લા, ખરૂ?'

જેફ્રેએ કહ્યું, 'હા, એક રીતે રસ આવે છે; પણ બહુ ગમ્મત તો નથી પડતી '

હેફ્ગાએ અભિપ્રાય આપ્યો, 'આના કરતાં મને તો કૅનીબાલ (માણસખાઉ; જંગલીઓ પાસે જવુ ગમે '

ડૉનલ્ડે કહ્યું, 'મને પણ કેમ ડેરિક તારૂં શું કહેવું છે? '

ડેરિકે કહ્યું, 'બને; સોનું અને આવી ચીજોની શોધખોળ કરવાનું યે મને તો ગમે છે. પણ વચ્ચેવચ્ચે લડાઈ, મારામારી ને એવુ કાંઈક તો જોઇએ જ ને? ચલાવ, નીલ આગળ; હમણાં કાગળોને કોરે મૂક જરા]

**વાર્તા**

વારૂ. તેઓ પશ્ચિમ દિશામાં ઉપડ્યા. ઑટોઇફીથી વીસેક માઇલ દૂર તેઓ આવ્યા હશે. એટલામાં પીર્ફ્કટની નજરે નીચે કાંઇક ધ્યાન ખેંચે તેવું દેખાયું. તેણે દૂરબીન લઇને જોયું. જોતાંવેંત તેણે બૂમ પાડીઃ 'અરે, આ તો નીચે લશ્કર છે!'

નીલે આંખે ચશ્માં ચડાવી કહ્યું, 'હં... છે તો એમ જ. પૅરોગન લોકોના ઑટોઇફી તરફ જાય છે.'

ડેરિકે કહ્યું, 'હં... એમ! એ તો સારૂં નહિ. આપણે પાછા વળીને આપણા મિત્રોને જાણ કરીએ.'

તેઓ તરત જ પાછા ફર્યા અને પાંચ મિનિટમાં તો રાજાને મળ્યા. તેમના જોવામાં જે આવ્યું હતું તે બધું રાજાને કહ્યું.

રાજાએ કહ્યું, 'હાયહાય! એનો અમાઝી છે. દુનિયામાં દુષ્ટમાં દુષ્ટ માણસખાઉ જંગલીઓ. હમેશાં હું એમનાથી ડરતો આવ્યો છું. મારા બાપ અને તે પહેલાં તેના બાપને તેણે ફાડી ખાધા હતા. મારી પાસે વીસ હજાર લડવૈયા છે, પણ એની પાસે તો એક લાખ છે. તેઓ અમારાં માણસોને મારી નાખશે અને અમારી સ્ત્રીઓને ઉપાડી જશે. હવે શું કરીએ?'

જેફ્રેએ કહ્યું, 'તારા લશ્કરને એકદમ બહાર બોલાવ. અને આ કૅનીબાલ્સ કેવી જાતનાં હથિયારો વાપરે છે?'

રાજાએ કહ્યું, 'પત્થરનાં.'

જેફ્રેએ કહ્યું, 'અને તારાં માણસો પાસે તો સોનાની કુહાડીઓ અને ભાલાં છે. તેઓ એનાથી સરસ લડશે.'

નીલે પૂછ્યું, 'દુશ્મનો તમારી પૅરોગેનીઝ ભાષા સમજે છે?' રાજાએ કહ્યું, 'હા. એ લોકોની ભાષા લગભગ અમારા જેવી જ છે.'

નીલે કહ્યું, 'આપણે જઇને તેમની સાથે વાત કરીએ. એના સરદારને શું કહે છે?'

રાજાએ કહ્યું, 'અમાઝ.'

નીલે કહ્યું, 'તું અમારી સાથે ચાલ. તેની સાથે વાત અમે કરશું.'

તેઓ દુશ્મનોને મળવાને માટે ઊડ્યા. ઊડતી મોટરને આવતી જોઇને દુશ્મનો ગભરાટમાં પડી ગયા. તરત તેમણે કૂચ અટકાવી અને આગળની ટુકડી પાછી હટી. મોટરકારો નીચે ઊતરી આવી. નીલે બારી ઉઘાડી અને પૅરોગેનીઝ ભાષામાં બૂમ પાડી કહ્યું, 'અમારે મુખી સાથે વાત કરવી છે.'

એક ઊંચો માણસ આગળ આવ્યો. તેણે કહ્યું, 'હું અમાઝ છું.'

જેફ્રેએ કહ્યું, 'મને તેની સાથે વાત કરવા દો.'

• જેક્રેએ નીગ્રોને કોરે ખસેડ્યો અને પૂછ્યું, 'તમો કોરોમાન ઉપર હુમલો કરવા આવો છો?'

અમાઝે જવાબ આપ્યો, 'એના બાપદાદાઓએ અમારા બાપદાદા ઉપર હુમલો કરેલો.'

પૅાટોમનનો રાજા ગુસ્સો કરી રાડય પાડી બોલ્યો, 'સાલા જુઠ્ઠા! અમે બીચારા શાંતિથી પડ્યા રહીએ છીએ. પણ તમે ચોરટાઓ, ખૂનીઓ, લૂટારાઓ, માણસખાઉ અમને સુખે રહેવા દેતા નથી. વારેવારે અમને નાહકનાહક પોકરાવો છો; અને પાછા મને બદનામ કરો છો?'

કડવાશથી અમાઝ ખડખડ હસ્યો. પછી તે ઘૂરક્યો, 'યાદ રાખજે! આ બધાં વચનોને માટે મારા સિપાઇઓ બરોબર વેર લેશે. સૂરજ સૂવા જશે તે પહેલાં તારું શહેર સ્મશાન થશે, લોહીની નદીઓ ચાલશે, તારા જુવાનીઆઓનાં માથાં કુહાડીથી હેઠાં પડશે, તારી સ્ત્રીઓને અમે લૂંટી લઇશું. અને તારાં છોકરાંઓને અમે ચાવી જઇશું!'

આમ કહીને તેણે પૅાટોમન રાજા ઉપર જોરથી ઘા કર્યો. મોટરના કાચમાં તડ પડી, પણ તે તૂટી પડ્યો નહિ.

ગિલ્બર્ટે કહ્યું, 'એને ગોળીથી વીંધી નાખો.'

જેક્રેએ કહ્યું, 'હજી વાર છે.' તેણે અમાઝ તરફ ફરીને કડકાઇથી કહ્યું, 'અમે તને હુકમ કરીએ છીએ કે પાછો ફર અને ઘેર જા. અમારી પાસે એવાં હથિયારો છે કે તને અને તારા આખા લશ્કરને એક ક્ષણમાં જમીનદોસ્ત કરીશું. પાછો ફર. અને જો હમણાં જ પાછો ફરીશ તો તારું એકેએક માણસ સલામત છે; પણ જો મારફાડ કરવા આગળ વધ્યો તો સામે જ મોત છે. બસ, હું કહી ચૂક્યો.'

બંને કારો હવામાં અદ્ધર ઊપડી અને દુશ્મનને માથે વીસ ફીટ ઊંચે ચક્કર દેવા લાગી. એમ જણાયું કે મુખીએ પોતાના આગેવાનો સાથે મસલત કરી અને એકાએક તેણે કુહાડી ઊંચી કરી. નીચેથી તેણે બૂમ પાડી, 'આગળ ધસો.'

રેરિકે નિસાસો મૂક્યો. બૅામ્બ હાથમાં લેતાં તે ગણગણ્યો, 'બીચારાને માટે દયા આવે છે પણ એ એ જ માગે છે.' આમ કહી તેણે બૅામ્બ પડતો મૂક્યો.

વીસ ક્ષણ પછી આ બૅામ્બ ફૂટનારો હતો. કારમાં બેઠેલાઓની આ કેવી વિચિત્ર અને તાણવાળી પરિસ્થિતિ હતી! મુખીના પગ આગળ પડેલી નાની ચીજને તેઓએ જોઇ. આ ચીજ પોતાના માથા ઉપર પડતાં રહી ગઇ તેથી તુચ્છકારબુદ્ધિથી મુખી હસતો હતો તે પણ તેમણે જોયું. અત્યંત દયાની લાગણી તેમનાં હૃદયમાં ઊભરાઇ. હમણાં જ એકાએક બૅામ્બ ફૂટશે ને ગરીબ, અજ્ઞાની જંગલીઓ મરી જશે. એથી તેમને દુઃખ થતું હતું. પૅાટોમન રાજા સિવાયના બીજા બધા વીસ સેકંડ પસાર થઇ ગઇ ત્યાં સુધી આંખો મીંચી બેસી રહ્યા.

ગિજુભાઇ

સરપસ . . . . (અનુસંધાન પાછળ પાન ૧૩૯થી)

હતું: પણ બારણા પર શોકની ઘેરી છાયા ઝૂમી રહી હતી. ધડકતે હૃદયે તેણે અંદર પગ મૂક્યો. સામે ઓરડામાં એક ખાટલા પર એ વૃદ્ધ ઓરત બેઠી હતી, જેના પતિએ આજ સ્વાધીનતાની વેદિ પર પોતાના જીવનનું બલિદાન દીધું હતું. તેની સામે સાદાં કપડાં પહેરીને એક યુવક ઊભો હતો. આંસુભરી આંખે તે વૃદ્ધા સાથે એ કંઇક વાત કરતો હતો. મધુરી એ યુવકને જોતાં જ ચોંકી પડી—વીરભદ્ર!

ક્રોધભર્યા આશ્ચર્યથી તેણે પૂછ્યું, 'તમે અહીં કેમ આવ્યા?'

'તું આવી એમ જ;—અપરાધની ક્ષમા માગવા.'

મધુરીના ગોરા મોં પર ઉલ્લાસ, ગર્વ અને પ્રેમની કોઇ અકથનીય વિભૂતિ ઝળકી ઊઠી: જાણે એના જન્મજન્માંતરના ક્લેશ શમી ગયા; જાણે ચિંતા ને માયાનાં બંધનોથી તે મુક્ત થઇ ગઇ.

[શ્રી પ્રેમચંદજીના તંત્રીપદ નીચે હમણાં જ શરૂ થએલા નવા હિંદી માસિક 'હંસ'માંથી અનુવાદિત]

## ઝાડમાંથી છાપેલું પાનું, ૧૪૫ મિનિટમાં

ઑસ્ટ્રિયામાં હમણાં એક અખતરો કરી જોવામાં આવ્યો હતો કે ઓછામાં ઓછા કેટલા વખતમાં એક જીવતા ઝાડમાંથી કાગળ બની છપાઇને છાપું તૈયાર થઈ શકે. બરાબર ૭ને૩૫ મિનિટે સવારે ત્રણ ઝાડ પાડવામાં આવ્યાં અને ૯ને૩૪ મિનિટે તો એની છાલ ઉખેડાઈ, કપાઇ કટાઇ પીસાઇને તૈયાર કાગળ બની ફૅક્ટરીમાંથી છાપખાને ગયો; ત્યાંથી ન્યુસપેપરની પહેલી નકલ ૧૦ ને છપાઇ, વળાઇને બરાબર ૧૦ વાગ્યે બહાર પડ્યો! ૧૪૫ મિનિટમાં, તો જીવતા ઝાડમાંથી છાપેલું ચોપાનિયું તૈયાર!



# પૂર્વ આફ્રિકાનો પ્રવાસ

જંગબારમાં સ્વાહિલીથી બીજે નંબરે આરબ જાત વસે છે. આરબ અમીર શાંબાના માલિક. દાદમાદ આપણા દાકરડા જેવો. ખાનદાની પણ એવી. મહેમાનગતીમા પણ એવા. હવે ઘસાઇ ગયા છે, છતાં આંગણે આવેલ પાછો ન ફરે.

અવારનવાર અમે શાંબાઓમા નીકળી પડતા. આખા જંગબારને પાણી પૂરૂં પાડનાર ચમચમ–અખુટ ઝરો; દરિયાથી પચાસ જ ડગલાં દૂર છતા મીઠું સાકર જેવું પાણી પાનાર માંગાફાની—પાણીની ગુફા; પુરાણા સુલતાની વૈભવની યાદ આપના સૈયદ બર્ગેશના મહેલનાં ભવ્ય ખંડીએર; અને જ્યાં બદામનાં સુંદર ઝાડ કાઠિયાવાડી ઢબે રામરામ કરતાં સામસામા ખભે હાથ રાખી ઊભાં છે તે કોકોટોની;—આ બધાં જોવાલાયક સ્થળ અમે જોઇ આવ્યા હતા. જંગબારથી ચમચમ સાત માઇલ, માંગાફાની નેર, રાજમહેલ ચાર અને કોકોટોની ત્રેવીસ.

અમારો ઉતારો જંગબારના જાણીતા કચ્છી વેપારી સ્વ. શેઠ ચાપશી હરિદાસને ત્યા હતો. પેઢીનો કારભાર શેઠના મોટા પુત્ર શ્રી નવનીતલાલ ચલાવે છે. એમને સૌ 'મોટાભાઇ'ના નામથી પિછાને છે. મોટાભાઇ જુવાન છે, વિનયી છે, સુશિક્ષિત ને અત્યંજપ્રેમી છે. અમે જંગબારમાં રહ્યા તેટલા દિવસ પગ વાળીને બેઠા નહિ. આગેવાન ગૃહસ્થોને મળવામાં, સભાઓ ગોઠવવામાં, અમારી સરભરામાં પોતાનો કામ ધંધો છોડીને રોકાઇ ગયા હતા.

બીજા હીરજીભાઇ. શુદ્ધ ખાદીધારી જંગબારને ટીંબે એ એક જ છે.'૨૧ની સાલમાં જંગબારમાં અંત્યજશાળા ખોલનાર. વેપારી છે છતાં જંગબાર એમને 'અંત્યજ માસ્તર' તરીકે ઓળખે છે એ ગિરદની કિંમત હીરજીભાઈને છે. એમાં પોતે ગૌરવ માને છે. અમારા કામને તેમણે પોતાનું ગણ્યું હતુ.

જંગબારથી વીસ માઇલ દૂર મોટાભાઇના શાંબામાં અમે એક રાત ગાળી હતી. સાતઆઠ જુવાનો ઉપડ્યા હતા. વિદ્યાર્થી અવસ્થામાં કરેલ આબુ, ગિરનાર, ગોપનાથની મુસાફરી યાદ આવી જાય એવી લહેર ઉડાવી હતી. દરિયાઇ રેતીમાં કુસ્તી કરી દરિયામાં ધરાઇને તર્યા. હાથે પકાવીને કેળના પાનમાં જમ્યા. આપણે વિદ્યાર્થી અવસ્થા પૂરી થતાં નોકરીએ ચડીએ કે સ્વરાજ્યપ્રાપ્તિના કાર્યમાં લાગીએ એટલે અકાળ વૃદ્ધ થઇ જઇએ છીએ. રમવું કૂદવું ભૂલાઈ જાય છે. સ્વરાજ્યની સાથે ઘડપણ ન આવે તો સારૂં. આપણા દેશની મરણવય ઘટવાનો આ સાચો ઇલાજ છે. સ્વરાજ્ય મેળવવા માટે ગાંભીર્યની જરૂર છે. સોગની નહિ. જેલ જવું પડે તો હસતાંહસતાં, ફટકા પડે તોપણ એટલી જ લહેર, ગોળી આવે તોપણ એ જ ખુમારી. સાચા જુવાનનાં આ લક્ષણ છે. આપણામાં એ સ્વાભાવિક નથી એટલે કેળવવાં પડશે.

જંગબારમાં અમારૂં ફાળાનું કામ ઠીક ચાલ્યું હતું. ધર્મચુસ્ત ભાટિયા ગૃહસ્થો પણ અંત્યજપ્રેમી થતા જાય છે એ જાણી કોને હર્ષ ન થાય?

તા. ૨૬મીની રાત્રે મોંબાસા જવા માટે ખંડાલા જહાજમાં અમે ચડ્યા. રાતના બાર વાગ્યે અમને જહાજ ઉપર ચડાવી પાછા ફરતા સ્નેહીમંડળના મછવાઓ તરફ અમે જોઇ રહ્યા. મધરાતે વીજળીના દીવાથી ઝગહળતું જંગબાર અમે ધરાઇધરાઇ નિરખી લીધું.

## પૂર્વ આફ્રિકાનું પ્રવેશદ્વાર

બપોરના ત્રણ વાગે ખંડાલા જહાજે કિલિંડિનીના અગાધ જળમાં લંગર નાંખ્યું. ટાપુનું નામ છે મોંબાસા, પણ બંદરનું નામ રાખ્યું કિલિંડિની. કિલિંડિની એટલે અનાગ નીર. નાનકડી ખાડી છે. પણ પાણીનો તાગ નથી. મોટાં અમેરિકન આરકમ ડેકને અડીને ઊભાં રહે છે.

જગતભરમાં ઘૂમનારા પ્રવાસીઓ કહે છે કે પ્રાતઃકાળે જહાજના તુતક પરથી મોંબાસાનો દેખાવ કાશ્મીર અને સ્વિટ્ઝરલેંડની યાદ આપે છે. જગતનાં થોડાંક જ બંદર આ કુદરતી દૃશ્યની હરીફાઇ કરી શકે તેમ

છે. મોંબાસાનું મૂળ નામ છે 'મ્ફીસીવાયાવીટા' એટલે યુદ્ધનો ટાપુ. પૂર્વ આફ્રિકા પર સત્તા જમાવવા મોંબાસામાં રોજ લડાઇઓ થતી. આરબ, પોર્ટુગીઝ, જરમન અને અંગ્રેજ આ ચારે પ્રજાએ રાજ્યલોભે પોતાનાં લોહીથી આ ટાપુને રંગી નાખ્યો છે.

જગતમાં હિંદીઓને માટે કોઇ સંસ્થાન ખુલ્લું હોય તો તે પૂર્વ આફ્રિકા. એ પૂર્વ આફ્રિકાનું નાકું મોંબાસા. એટલે મોંબાસા ઊતરતાં હિંદીઓને ઠીકઠીક વેઠવું પડે છે. જહાજમાંથી ઊતર્યા પહેલાં ત્રણ અધિકારીઓ જડતી લઇ જાય છે. પહેલો આવે આરોગ્યનિરિક્ષક; પછી આવે પરવાનગી અધિકારી (ઇમીગ્રેશન ઑફિસર); પછી આવે પોલીસનો વડો. કસ્ટમમાં એકેએક પેટી વીંખી નાખે. અમારું સમિતિના અહેવાલનું પોટલું તોડાવ્યું હતું. અંદર ક્યાંક સામ્યવાદી સાહિત્ય હોય તો? અંગ્રેજોનું ચાલે તો એ રશિયા તરફથી આવતા પવનને પણ અટકાવે!

મોંબાસાથી કેનિયા યુગાન્ડા રેલવે શરૂ થાય છે. દર પખવાડિયે સેંકડો હિંદીઓ કિલિંદિની કિનારે ઊતરે છે અને પૂર્વ આફ્રિકામાં સમાઇ જાય છે. ભણેલા ને અભણ જેને દેશમાં ધંધો ન જડે તે ઉછીના પૈસા લઇને ય આફ્રિકા આવે છે. પરંતુ હવે ઇંગ્લંડમા ભૂખમરો વધ્યો છે એટલે વેપાર ને નોકરીમાં માનવ જાતને શરમાવે તેવી હરીફાઇ અંગ્રેજોએ માંડી છે. નિતનવાં તોફાન જગાડે છે. રંગભેદનો પ્રશ્ન દક્ષિણ આફ્રિકાની જેમ અહીં પણ ગંભીર થતો જાય છે. મોંબાસા શહેરમાં યુરોપિયન, આરબ, હિંદીઓ ને સ્વાહિલી ઝૂંપડાંઓમાં વસ્યા છે, છતાં હમણાંહમણાં જ્યાં દરિયાકિનારે યુરોપિયન બંગલા બંધાયા છે ત્યાં હિંદીઓને વસવાની બંધી કરી છે! એક દિવસ એવો આવશે કે ધ્રુવની ઓરમાન માતાની પેઠે અંગ્રેજો આપણને સંભળાવી દેશે કે તમારે આ વિભાગમાં વસવું હોય તો ગઇજન્મે પેટ અવતાર લ્યો! એ વેણ ઉચ્ચારવા જેટલી હામ આવ્યા પહેલાં આપણે એમને સીધા કરી દઇએ તો જુદી વાત છે.

સાંકડી ગલી અને સાંકડી બજાર; ગીચ વસ્તી અને ઊંચી મેડીઓ મોંબાસા જૂની ઢબે વસ્યું છે. પોર્ટુગીઝે બંધાવેલ કિલ્લો જર્જરિત અવસ્થામાં ઊભો છે. અમે જે શેરીમાં રહેતા એનું નામ વાસ્કો ડી ગામા સ્ટ્રીટ હતું. આમ મોંબાસાની પ્રાચીનતા ડગલે ને પગલે દેખાય છે. માત્ર કિલિંદિની રોડ પર યુરોપિયન ફેશનથી બંધાએલી ભભકદાર દુકાનો અને રસ્તા નવીન થયા છે. નવા આવનારને એ ઘડીભર આંજી નાખે છે. આઠ દિવસ અંધારી, ગલીચ ગલીઓમાં ફર્યા પછી એ મોહ ઊતરી જાય છે.

અખાડામાં કુસ્તી કરી બળ મેળવવું સહેલ છે, પણ એને યોગ્ય રીતે વાપરવામાં વિવેક રાખવો કઠણ છે; તેમ ધન મેળવવું સહેલ છે, એનો સદુપયોગ કરવો કઠણ છે. જેણે ધન મેળવી જાણ્યું છે અને ખરચી જાણ્યું છે એવા શ્રી નાનજી કાલિદાસ મહેતાને ત્યાં અમારો ઉતારો હતો. મહાત્માજીનો પત્ર એમણે ભાવપૂર્વક વાંચ્યો. છાયા આશ્રમના મકાન માટે પાંચ હજાર રૂપિયા અર્પણ કર્યા. જૂની લોકકથાઓમાં આવે છે કે 'મોતીચંદ વાણિયો હાજિયાગમરા વેચતો જતો સુમાત્રા જઇને લાખોપતિ થઈ આવ્યો.' એ જૂની કથાની યાદ આપે એવા સાહસિક અને આપકમાઉ નાનજીભાઇ છે. ગોરાણાનો લુહાણો યુગાન્ડાનો શાહ કેમ બન્યો તેની કથા લાંબી છે. માણસને ચાલતાં મુશ્કેલી પડે એવી વગડાઉ કેડી ઉપર, ખંભે બંદુક લટકાવી, મોટર સાઇકલ ઉપર સિંહની ત્રાડો સાંભળતા, ક્યાંથી દારેસલામ તેઓ કેવી રીતે પહોંચેલા, અને મુંબાઇથી વહાણમાં બેસી માડાગાસ્કર જતાં ભયંકર તોફાન વચ્ચે, હાથે હલેસાં મારી ખાનાં પાંચ માસ છવ્વીસ દિવસે જમીનપર પગ કેવી રીતે મૂક્યો એ પ્રસંગો ચીતરવાનું આ સ્થળ નથી. પરંતુ આવાં અને આથી અધિક જોખમકારક સાહસો ખેડીને જે અંગ્રેજો અરધી પૃથ્વીના ધણી થઇ શક્યા છે તે વાત આપણે જુવાનોએ લક્ષમા રાખવી ઘટે છે.

મોંબાસાના નિવાસ દરમ્યાન અમને એક જુવાનની ઓળખાણ થઇ: તે કુંજવિહારી શાહ. ગી. પારેખના મૅનેજર છે. અમારા કામમાં રાતદિવસ એમણે મદદ કરી. ચાર વરસ પહેલાં શુદ્ધ ખાદીધારી હતા; ખાદીકાર્યાલય ચલાવતા. હજી ખાદી પ્રત્યે એટલો જ પ્રેમ છે. રાષ્ટ્રીય કામોમાં આગળપડતો ભાગ લે છે. ઇંડિયન એસોસીએશનના મંત્રી છે. ગુલાબી જુવાન છે.

૪થી ડિસેમ્બરે અમે મોંબાસા છોડ્યું.

(૫૬) રામનારાયણ નાગરદાસ પાઠક

**નિત્યયુવાન નરસિંહભાઈ** (અનુસંધાન પાન ૧૨૯થી)

પણ પૂરાં થઈ ગયાં, એટલે ગપ્પાં મારવાં, બિઝિક રમવી, ફરવુંહરવું, એમાં જ સૌ કોઈ વખત વીતાવવા લાગ્યા. પણ નરસિંહભાઈને નવરાશનો સદુપયોગ કરવાની તીવ્ર ઇચ્છાએ માર્ગ સુઝાડયો. તેમણે જર્મન ભાષાનો અભ્યાસ શરૂ કર્યો. બે માસમાં તો વ્યાકરણના મૂળતત્ત્વ પૂરાં કર્યાં. તે વખતે ત્યાં કૉલૉનીમાં જર્મન નિશાળો હતી ત્યા બાન્ટુ બાળકોને મફત ભણાવવામા આવતાં અને રોજના પાચ સૅંટ ખાવાના અપાતા. દરેક છ માસે મફત કપડાં પણ આપતા. આમ મફત શિક્ષણ અપાતું. તેમાં જર્મન, સ્વાહિલિ ભાષાઓ અને અંકગણિત શીખવવામાં આવતાં. વ્યાકરણ પૂરૂં કર્યાં પછી નરસિંહભાઇ મુઆન્ઝાની આવી શાળામાં દાખલ થવા માટે ત્યાંના મુખ્ય શિક્ષકને મળ્યા. તે આશ્ચર્યચકિત થયો. બાન્ટુ સિવાય બીજા કોઇને શાળામાં દાખલ ન કરી શકાય, તેથી એમ ને એમ બેસવાની પરવાનગી આપી. અહીં એમણે ઉચ્ચાર શીખી લીધા ને પછી એ જર્મન હેડ માસ્તર યૂલિયસ આઉગુસ્તિની (Jnlius Augustini) પાસે ખાનગી અભ્યાસ શરૂ કર્યો. આમ નવરાશના વખતમાં વિદ્યાર્થી બની એમણે જર્મન ભાષાનો સારો અભ્યાસ કરી લીધો.

હવે કેટલાક મિત્રોના દબાણથી અંગ્રેજી શીખવવાની નિશાળ ઉઘાડવાની મહામહેનતે પરવાનગી મેળવી. તેમાથી તથા બીજા એક વેપારી મિત્ર તરફથી પૈસા મળ્યા. સાતસેં રૂપિયા રોકડા થયા. અંગ્રેજોની તોપોના મારાની અને પરિણામે ઉલ્કાપાતની બીકથી એ રૂપિયા એક મ્હાદાની (કિટલી)માં ભરીને દાટયા. પાછળથી એક લાભજનક વેપારમાં સારો કસ જણાયાથી એક વેપારી મિત્રે એ રકમ રોકી અને તેના બે માસમાં વધીને બે હજાર થયા! પણ આ વખતે રૂપિયાને બદલે જર્મન નોટો હાથમાં આવી પડી. તે સાચવી રાખી. અહીં હિંદમાં આવ્યા પછીથી તેમણે અંગ્રેજ સરકારને એ નોટો વટાવી રૂપિયા કરી આપવા સોંપેલી; પણ જર્મન નાણાંના ભાવ ઘટવાને લીધે તેના એમને રૂ. ૪૮૭-૮-૦ મળ્યા! 'રળીઆ ગઢવી ઘેરના ઘેર.' પાણીના પાણીમાં ગયા એટલું જ નહિ પણ દૂધના યે પાણીમાં ગયા એમ તેમને લાગે છે! બેશક પેલી મ્હાદાની તો હજી યે તેમના ઘરમાં છે!

આફ્રિકાના એ વસવાટ દરમ્યાનની સાંની દરરોજની વાપરની ચીજોના-ભાવ જોઇએ તો ખ્યાલ આવશે કે લડાઇ એકલા રણક્ષેત્ર ઉપર જાનમાલની જ ખુવારી નથી કરતી, પણ એના પાપી છાંટા દૂરદૂર ઊડે છે. ઘ્યાસતેલને બદલે બધા ત્યાં ઘીનાં કોડિયાં બાળવા લાગેલા, કારણકે ઘ્યાસતેલના ૩૫ શેરના ડબ્બાના ધીરે ધીરે ૧૦, ૨૦, ૩૦ ને ૫૦ રૂપિયા થયા ને પછી અદૃશ્ય! જ્યારે ઘી ત્રણ રૂપિયે મણ! ઘી ત્યાની પેદાશ તે બહાર ચડી શકતું નહિ. રોટલી ચોપડવામાં ઘી, શાક વઘારવામાં ઘી, માથે ઘાલવામાં ઘી ને બાળવામાં ઘી!

લસણના એક ગાંઠવા (પોથી)ના બે આના અને હળદર એક કિલો (એટલે સવા બશેર)ના આઠ રૂપિયા! કોલન વૉટર એક શીશીના ૨૦ રૂપિયા અને મીંઢીઆવળ એક કિલોના ૪૦ રૂપિયા! પડીકાં બાંધવાના પસ્તીના કાગળો જે બેત્રણ આને કિલો મળતા તેના ૩ રૂપિયા થયા ને વાસણ રેણવાની કલાઇના ભાવ એક કિલોએ ૮૦ થી ૧૦૦ રૂપિયા થયો. ખાંડ ૬ રૂપિયે કિલો, એક નોટપેપરનો અરધો રૂપિયો ને પેન્સિલના બબ્બે રૂપિયા! રેચ લેવાના અધોળ દિવેલના બે રૂપિયા! સીગરેટના પેપરની અછતને લીધે વેપારીઓની કૉપીઇંગ બુકો (ઝરઝરિયા કાગળની નકલ છાપવાની ચોપડીઓ)ના ભાવ વધી ગએલા ને દોઢ રૂપિયાની કૉપીબુકનો ૪૦ રૂપિયા ભાવ થએલો! શીવવાના દોરાના એક ચાપડાની કિંમત ચાર આના, ને એક ખમીસની કિંમત ૨૦ રૂપિયા થએલી! અને વળી ધીરેધીરે એ સૌ વિરલ થતું ગયું અને ભાવ ચઢાવતું ચઢાવતું અદૃશ્ય થતું ગયું! આમ અણસાંભળેલો અને અકલ્પ્ય એવો ભાવોમાં વધારો થયો. ગરીબનો શો આશરો!

ત્યાં ઘઉંનો પાક જ નહિ. હિંદુસ્તાનથી આટો આવે ત્યારે સૌ ખાય. તે પણ લડાઈમાં મોંઘો થયો અને પછી વેચાતો જ બંધ થયો. ત્યાં આંબા પુષ્કળ. કેરીઓ પણ પુષ્કળ રસભરેલી ઊતરે. પણ લોટ વગર રસરોટલી શેની કરવી? મિત્રોને આશ્ચર્ય પમાડવા તેમણે ૨૦-૨૫ જણને નોતર્યાં: રસરોટલીનું જમણ! સૌ જાણી ગયા કે મશ્કરી થવાની છે. પાટલા મંડાયા, થાળીઓ પીરસાઇ, કટોરામાં રસ આવ્યો. સૌના આશ્ચર્ય ને કુતૂહલની અવધિ થવા લાગી. એટલામાં ૮૫૮૫

તૈયાર, ગરમાગરમ ફુલકાં દરેકની થાળીમાં પડવા લાગ્યાં. બધા તો ખુશખુશ થઈ ગયા ને મીઠો ઠપકો દેવા લાગ્યા કે આટલો બધો આટો તમે ઘરમાં સંઘરી રાખો છો ને અમારાં છોકરાં તો ચપટી લોટનાં દર્શન પણ પામતાં નથી.' બધાએ ખૂબ દિવસની ભેગી કરેલી ભૂખ ભાંગી, એટલું જ નહિ પણ થોડા લોટની માગણી કરી. પછી તેમણે બધાને કહ્યું કે 'તમે ખૂબ બન્યા! આટો ઘઉંનો નહિ પણ મોહોગોનો હતો!' (તે શકરિયાની જાતનો, તેનાથી કદમાં બહુ મોટો પણ મોળો એવો કંદ થાય છે. ત્યાંના વતની તેના કકડા કરી, સૂકવી, ખાંડી, આટો કરીને ઘેંશ કરી ખાય છે. આ ઉપરથી તેમણે લોટ બને કે કેમ એ નજર દોડાવી, રોટલી બનાવવાની શોધ કરેલી! થોડા જ સમયમાં આખા ગામમાં આનો લોટ પ્રખ્યાત થયો. આમ તેમનું મન હરહમેશ ઉપયોગી બાબતની શોધખોળમાં મગ્ન રહેતું.

વધારે ઘેરો ચાલુ રહ્યો હોત તો પહેરવાનું કાપડ ખૂટી પડત; વખતે ચામડાં પહેરવાનો વખત આવત! જર્મન ઑફિસરોએ તો વખત વિચારીને ચામડાનાં કપડાં પહેરવાં શરૂ પણ કર્યાં હતાં; અને હિંદી સ્ત્રીઓએ કાંતવું એમ પણ જાહેર થએલું.

જર્મન સરકારની પ્રેરણાથી ૧૯૦૧માં એક કમિશન આ કૉલોનીમાં આવેલું. 'ત્યાં હિંદીઓ ઇષ્ટ છે કે અનિષ્ટ એ તપાસવાનું તેનું કામ હતું.' હિંદીઓ સિવાય કૉલોની ખાલી થશે જ નહિ એવો અભિપ્રાય તે કમિશને આપેલો ને ત્યારથી હિંદીઓ તરફ જર્મનોનું વલણ ઘણું જ સારું હતું. સંસ્કારી હિંદીને તો તેઓ યુરોપિયનોની બરોબર લેખતા. દક્ષિણ આફ્રિકાના અંગ્રેજ કૉલોનીની પેઠે આ કૉલોનીમાં હિંદીઓ માટે એલેવાસ (છૂતકી સૂગ–Segregation) ન હતો. જે પોળમાં નરસિંહભાઈ રહેતા ત્યાં એક ડબા વેચનાર વહોરો, પછી એક જર્મન હૉટેલ વાળો, એક પંજાબી, એક ફ્રેંચ, એક ગ્રીક, એક હિંદી અને એક સોમાલી દારબંધ રહેતા. બધાંયે સ્વાહિલી ભાષા દ્વારા વાતચીત કરતા.

એક વખતે નરસિંહભાઈ કેટલાક બીજા પાડોશીઓ સાથે ઊભાઊભા ઓટલે દાતણ કરતા હતા. તેવામાં પ્રાંત કમિશનર હૅર શ્રેન્સેન રસ્તેથી નીકળ્યો. તેણે ગજવામાં હાથ નાખી જોયું ને પછી નરસિંહભાઈની નજદીક જઈને નમ્રતાથી તેમની પાસે એક રૂપિયો ઉછીનો માગ્યો. તેમણે ઘરમાંથી લાવીને આપ્યો. બપોરે તે કમિશનર રૂપિયો પાછો આપવા આવ્યો પણ નરસિંહભાઈ ઘેર ન મળ્યા. ફરીથી તે ને તે જ દિવસે બીજીવાર આવીને તે હાથોહાથ રૂપિયો આપી ગયો. શો વિનય ને શી નમ્રતા!

રવિવારે રજા હોવાથી લશ્કરીઓ દારૂ પીને તોફાન ન કરે એટલા માટે કાયદો કર્યો હતો કે તે દિવસે શાકબજારમાં કોઈને લાકડી લઈ જવા દેતા નહિ. અકસ્માત એક રવિવારે નરસિંહભાઈ લાકડી લઈને ગયા. દરવાજે ઊભેલા એક આસ્કારી (સિપાઈ)એ લાકડી લઈ લીધી. તેમણે તરત જ કિલ્લામાં જઈ મુખ્ય ન્યાયાધીશને વાત કરી. તેણે સિપાઈને બોલાવી ધમકાવ્યો અને કહ્યું: 'વેવે હપાના જુઆ ગેગે સવાસના મઝુંગુ!' (જાણતો નથી કે આ યુરોપિયન જેવો છે?) તરત જ ત્યાં ને ત્યાં લાકડી મંગાવી આપી.

જર્મન સરકાર તે વખતે રોકડ નાણું કાઢી શકે એમ નહિ હોવાથી તેણે રૂપિયાની નોટ કાઢી. સરકારી તિજોરીમાંથી નોટ મળતી, પણ પ્રજાને તો ત્યાં રૂપિયા જ ભરવા પડતા! એક વખત તેમને ત્રણ રૂપિયાનો પુરુષવેરો ભરવાનો આવ્યો. સરકાર નોટ તો લે નહિ અને ઘરમાં રૂપિયા મળે નહિ! વેરો ઉઘરાવનાર જર્મન અધિકારીને આ વાતથી વાકેફ કર્યો. તેણે માલ લીલામ કરી કર વસુલ કરવાની વાત કરી. તેમણે તે તેમ કરવા મુખત્યાર છે એમ કહ્યું. તે પ્રસંગે તો અધિકારી ચાલતો થયો ને કાલે આવીશ એમ કહેતો ગયો. સાંજે તેઓ બંને જંગલમાં મળ્યા. ત્યાં વાતચીતથી તેમની પાસે રૂપાનાણું નથી એમ તેની ખાત્રી થઈ. નિયમનો ભંગ થાય નહિ એટલે તેણે પોતાના ખાનગી રોકડા રૂપિયા આપીને નરસિંહભાઈ પાસેથી ત્રણ રૂપિયાની નોટો લઈ લીધી અને બીજે દિવસે તે જ ત્રણ રૂપિયા કર તરીકે વસુલ કરી લઈ ગયો! શી દિલાવરી!

ત્યાં રાજદ્રોહને માટે કોઈને છ માસથી વધારે સજા જ નહોતી કરવામાં આવતી. પોસ્ટ તો જઈ શકતી જ નહોતી, છતાં એક વાર ૧૯૧૪ના ઑગસ્ટનું મૉડર્ન રિવ્યુ તેમને ૧૯૧૫ના જુલાઈની ૨૪મી તારીખે મળેલું.

તલ છેક સસ્તા થઈ ગયેલા, પણ ઘાણીઓ નહિ એટલે તેલ ન મળે. હિંદી વેપારીઓએ ઘાણીઓ દાખલ કરી. એમાંથી નીકળતા ખોળનો કંઈ ખાસ ઉપયોગ નહિ હોવાથી મજૂરો રાત્રે તેની તાપણી કરતા.

ઘેરાના છેલ્લા દિવસો હતા. જર્મનોને શંકા પેસવા માંડેલી કે હિંદી પ્રજા અકળાઇને અંગ્રેજોની રાહ જુએ છે. તેઓ હવે પ્રજા ઉપર વહેમાએલા રહેતા. એક રાત્રે બાર વાગ્યે પોસ્ટ માસ્તરે દૂર કંઇક પ્રકાશ જોયો. શત્રુને નિશાની થાય છે એવે વહેમે પોલિસ ઑફિસરને તેણે ફોન કરી ખબર આપી. ઑફિસરનો હુકમ ઉઠાવી સિપાઇઓ જેની ઘાણી આગળથી પ્રકાશ આવતો હતો તેને પકડી ગયા. લશ્કરી તપાસને અંતે એ ઘાણીવાળા ગંગાદાસની શી સ્થિતિ થાય તેનો વિચાર કરતાં સૌ કંપ્યા. નરસિંહભાઇએ વિચાર્યું કે ગંગાદાસની ઘાણીની તાપણી પોસ્ટ માસ્તર જોઈ શકે જ નહિ. તેમણે ન્યાયાધીશ આગળ આ વાતની રજુઆત કરી. ન્યાયાધીશે એ સ્થળ પ્રત્યક્ષ જોવાનું ઠરાવ્યું. તપાસ કરી આવતાં ન્યાયાધીશ સામા મળ્યા અને કહ્યું કે 'ગંગાદાસની તાપણી પોસ્ટ માસ્તર જોઇ શકે નહિ એવી મારી ખાત્રી થઈ છે.' નરસિંહભાઈએ ગંગાદાસને છોડી મૂકવાની માગણી કરી. ન્યાયાધીશે કહ્યું, "અત્યારે તો સાંજ પડી ગઇ છે; કાલે રવિવાર છે માટે સોમવારે સવારે છોડીશ.' તેમણે કહ્યું કે 'પણ કયસરનો હુકમ છે કે નિરપરાધીને એક મિનિટ પણ જેલમાં રાખી શકાય નહિ.' ન્યાયાધીશ આ સાંભળી તેમને લઇને હસતોહસતો ત્યાંથી બારોબાર કોર્ટમાં ગયો. કરવાનો વિધિ કર્યો હશે કે નહિ, તે કોણ જાણે પણ સાંજે ગંગાદાસ છૂટીને ઘેર આવ્યા. આ એક જ કિસ્સા પરથી એ ઑફિસરની ભલમનસાઇ ને ચોકસાઇની પ્રતીતિ થાય છે.

૧૯૧૬ના જુલાઇ માસની ૧૪મી તારીખ હતી. મધ્યરાત્રે તોપના ત્રણ ભયંકર અવાજ થયા. એ ભયસૂચક ચિહ્ન હતું. ધીરેધીરે ખબર પ્રસર્યા કે અંગ્રેજો ધસી આવે છે. જર્મનોએ શહેર ખાલી કરવાની તૈયારીઓ કરવા માંડી. તેમણે લશ્કરી સાધનો તોડવા માંડ્યાં. વાયરલેસનો ૨૫૦ ફૂટ ઊંચો થાંભલો મોટા અવાજ સાથે જમીનદોસ્ત થયો. એક પછી એક અધિકારીઓએ શહેર ખાલી કરવા માંડ્યું. હેર ગુન્ટસર્ન પોળમાં થઈને પસાર થયો ત્યારે સ્ત્રીઓ તો એ ભલા અમલદારના જવાના દુઃખથી રડી પડી. ન્યાયાધીશે બપોરના બાર વાગતાં સુધી ચુકાદા આપ્યા કર્યા અને છેવટે બજાર વચ્ચે થઇ શાંતિથી લાકડી ઝુલાવતો ચાલી નીકળ્યો. જર્મનો જતા અને બ્રિટિશો આવી પહોંચે એ બે સમય વચ્ચેના બીનરાજકતાના ગાળામાં કોઈ હિંદી ઉપર હાથ ઉપાડે તો ગોળીબાર કરવાના અધિકાર સાથે ૫૦ નેટિવ સિપાઇઓને રાખી જર્મન સરકાર શહેર ખાલી કરી ગઇ. અંગ્રેજો આવવાની સાથે એ સિપાઇઓ પણ ચાલતા થયા. કિલ્લા ઉપર સફેદ વાવટો ચડ્યો. હવે જર્મનના અધિકારમાંથી નીકળી સઘળા અંગ્રેજના અધિકાર નીચે આવ્યા. સૂર્ય ઊગી આથમતામાં તો પ્રજાને માથે બે રાજ્યોના વાવટા ઊડી ચૂક્યા!

અંગ્રેજના આ લશ્કરી રાજ્યમાં રહેવું સલામત ન લાગ્યાથી નરસિંહભાઇએ ઑક્ટોબર માસમાં મુઆન્ઝા છોડ્યું અને સરોવરને ઉત્તર કાંઠે જિંજા જઈ રહ્યા. ત્યાંના રિપન ફૉલ્સ જગતવિખ્યાત છે. ત્યાં ત્રણ વર્ષ રહ્યા પછી સને ૧૯૧૯માં તેઓ સહકુટુંબ હિંદ આવવા નીકળ્યા. પણ રસ્તામાં તેમને દીનબંધુ ઍન્ડ્રુઝની સાથે આફ્રિકામાં ફરવાનો સુયોગ પ્રાપ્ત થયો. એટલે કુટુંબને એક જગ્યાએ થોભાવી તેમની સાથે પંદર દિવસ ગાળ્યા. દીનબંધુને તેમનાથી છૂટા પડવાનું બીલકુલ મન ન હતું, કારણકે એમની સહાયથી તેઓ ત્યાંના સાચા પ્રશ્નો સહેલાઇથી ઊકેલ લાવી શકે, એમ એમને લાગેલું. પણ કુટુંબ અનિશ્ચિત સ્થળે હોવાથી નરસિંહભાઇથી વધારે રોકાવાય એમ હતું નહિ, એટલે તેઓ રજા લઇને—અને ફરીથી 'શાંતિનિકેતન'માં બનતા સુધી મળવું એમ ઠરાવીને—છૂટા પડ્યા. તેમનું વર્ણન કરતાં દીનબંધુ લખે છે કે, 'સ્ટીમરના ડેકના એક શાંતિપ્રદ ખૂણામાં તે પોતાના પગ ઉપર લ્યૂથરે ભાષાંતર કરેલું જર્મન બાઈબલ અને પાસે અંગ્રેજી બાઇબલ લઇને બેઠેલા દૃષ્ટિગોચર થાય છે. હમેશ તેમાંનો ગિરિપ્રવચનના તેના વહાલા પ્રકરણ વાળો ભાગ ઉઘાડો દેખાતો. અહિંસાના ઉચ્ચ ધાર્મિક સંસ્કારથી એ પોતાના હિંદુ ધર્મમાં તે આનંદ માનતા.'

હિંદુસ્તાનમાં આવી કુટુંબને સોંપ્યા બાદ તેઓ ૧૯૨૦ના જૂનની ૨૯મી તારીખે શાંતિનિકેતન જવા

ઉપડ્યા. થોડા સમય પછી કુટુંબને પણ ત્યાં બોલાવી લીધું. ત્યાં શિક્ષક તરીકે તેઓ ત્રણેક વર્ષ રહ્યા એ દરમ્યાન કવિવર રવિબાબુ, ક્ષિતિમોહન સેન, વિધુશેખર ભટ્ટાચાર્ય, પ્રો. સિલ્વેં લેવી, દીનબંધુ વગેરેના સીધા સંબંધમાં આવી સૌનો સારો પ્રેમ સંપાદન કરેલો. પોતાને અને પોતાના કુટુંબને ત્યાંના સંસ્કારનો લાભ સારો મળ્યો એમ તેઓ માને છે.

શાંતિનિકેતનથી પાછા ફર્યા બાદ દમની બીમારીને લીધે તે આણંદ રહ્યા અને છેવટે ત્યાં જ સ્થાયી રહેવાનો નિશ્ચય કર્યો આજે પણ ત્યાં જ રહે છે. દરદમાંથી રાહત મેળવી તેમણે અહીં ફરીથી સામાજિક સેવામાં કંઈક અંશે ઉપયોગી નીવડે એવું પ્રવૃત્તિમય જીવન શરૂ કરવાનો નિશ્ચય કર્યો. તેમની ચકોર આંખે ક્યારનાં યે પોતાની જ્ઞાતિનાં રૂઢ (અને તેથી શુદ્ધ મનાએલાં) પાપકર્મો નિહાળ્યાં હતાં. વિધવા સધવાનાં દુઃખની ચીચિયારીઓ અને ઢીંગલા ઢીંગલીનાં લગ્ન (તે ય પાટીદારોનાં)થી થતી હાનિ તેમનાથી સહી ન ગઈ. વધારે તો વડીલોની એકહથ્થુ સત્તા અને યુવકોના તાજા સ્વાતંત્ર્યથી સુગંધિત અંકુરોને દાબી દેવાની પ્રણાલિ સામે તેમનો આત્મા બંડ ઉચ્ચારી રહ્યો. પરિણામે તેમણે 'પાટીદાર' માસિક શરૂ કર્યું. એ નાનકડા માસિકે શી શી ક્રાન્તિ પાટીદાર જગતમાં કરી નાખી છે તે તો ભાવિનો ઇતિહાસ નક્કી કરશે. આજે તે ખરા યુવકોનું માનીતું છે. 'આફુસની કેરીઓ' વેચનારને કે કહેવાતા મોટા કુટુંબના 'હીરા'ને કે પછી યુવકો કહેવડાવવાનો ખોટો દાવો કરનાર પચીસ, ત્રીસ વર્ષના આધેડોને તે માફક ન આવે એ સ્વાભાવિક છે. તેની 'પ્રસંગકથા' તો દરેક સમાજને લાગુ પડતી છે.

હરહમેશ પોતાના કાર્યમાં નિયમિત અને પાર પડે એવું લાગે તે જ કાર્ય ઉપાડવાના એ નિશ્ચયવાળા છે. પછી कार्यं साधयामि वा देहं पातयामि એ મુદ્રાલેખ થઇ જાય છે. જ્યાં સંતોષ ત્યાં સુખ, આનંદ, સંપ, સ્વતંત્રતા વગેરે હોય એ ન્યાયે તેમના કુટુંબમાં છે. કલહકંકાસની વાત નથી. નાનામાં નાના બાળકને પણ એકબીજાને ખુલ્લા દિલથી વાત કરવાની તેમજ સ્વતંત્ર સીધી લીટીમાં વર્તવાની છૂટ છે. તેમનાં પત્ની —દીવાળી બા-સિવાય તેમને ક્ષણ પણ ચાલે તેમ નથી. તેમના દરેક કાર્યની પહેલાંની તૈયારી એ જ કરે. આથી નરસિંહભાઇ તે બાબતમાં અપંગ બન્યા છે. તેમની બધી જરૂરિયાતોની સીધી માહિતી દીવાળીબા એકલાંને જ. એક વખત વાતેવાતમાં હસતાંહસતાં નરસિંહભાઇએ એમને પૂછ્યું કે 'તમે મારા પહેલાં મરી જાઓ તો મારે વગર મોતે મોત જ આવીને ઊભું રહે.' એટલે તરત જ પ્રત્યુત્તર મળ્યો કે 'ના; તમે જ પહેલા જાઓ તો સારૂં, જેથી હું તમને સુખીઆ જોઉં.' કેટલી નિખાલસ અને દૃઢ મનની વાત! અત્યારની સ્ત્રીઓને તો આવા અર્થનો શબ્દ ઉચ્ચારતાનાં જ જાણે ધણી મરી ગયો હોય એવા હેરત અને હેબત પમાડનારા ભાવોની મુખ ઉપર જમાવટ થઈ જાય!

દરેક કાર્ય ઝીણવટ અને કરકસરથી કરવાના તે ખાસ આગ્રહી છે. આણંદમાં ફરીથી એક વખત દમે સખત ઊથલો ખાધો. તેને તેમણે એક વખત ૭ અને બીજી વાર ૧૦ દિવસના ઉપવાસ કરી હઠાવ્યો. હવે તે રોગ પજવતો નથી. તેઓ માણસનું વજન વધ્યું કે ઘટ્યું એ ઉપર તેની તંદુરસ્તીનો આંક માંડતા નથી, પણ તેની વજન ઊંચકવાની શક્તિ કેટલી વધી કે ઘટી તે ઉપર આંક માંડે છે!

ભાષાશાસ્ત્રનો સારો એવો તેમનો અભ્યાસ છે અને તે એમની હરહમેશની વાતચીતમાં દૃષ્ટિગોચર થયા વિના રહેતો નથી. વાતચીતમાં તેઓ એવો રસ જમાવે છે કે તમને છોડવાનું મન ન થાય. કેટલીક વખત તો તેમના હાજરજવાબીપણાથી બીજાને મુગ્ધ કરી શકે છે. થોડા સમય પર શ્રી વિઠ્ઠલભાઇ પટેલની સાથે વાતચીત થતાં વિઠ્ઠલભાઇએ પૂછ્યું, 'નરસિંહભાઈ, પેલી 'વનસ્પતિની દવાઓ' કેટલે સુધી આવી છે?'

'ઠેઠ ઍસેમ્બલી સુધી તો પહોંચી ગઈ છે; અને વધારે નિકટ જોઇતી હશે તો તે પણ આવશે.' એનો સીધો ને સ્પષ્ટ જવાબ વિઠ્ઠલભાઇને મળી ગયો! અને પટેલમાં કોણ કોનાથી ગાંજ્યો જાય એવો છે?

Live Dangerously–અગ્નિજીવન જીવો–એ એમનો પ્રિય મંત્ર છે. કહેવાતા ધર્મ, કર્મ વગેરેમાં એ માનતા નથી. પ્રાર્થના કર્મમય હોવી જોઇએ એમ તેઓ માને છે. રાજકારણમાં, સામાજિક પ્રશ્નોમાં તેમજ કેટલીક ધાર્મિક બાબતમાં તેઓ મહાત્માજીને અનુસરે છે. વિનયભરી રીતે પણ તડ ને ફડ કહેવાની

તેમની વર્તણુકથી તો ઘણા વાકેફગાર છે.

આવા પ્રકારનું જીવન ગુજારનારને દુશ્મને હોય ને ટીકા યે હોય. એમનું જીવન વાંચ્યા પછી પ્રતીત થશે કે દૃઢ મનના સમાજસેવકને, ટીકા સહચારિણી બને ને દુશ્મન મિત્રની ગરજ સારે એવો લાભ મળે તો જાણવું કે પોતાના કાર્યની વિજયલક્ષ્મી સમીપ છે.

ઈચ્છીએ કે આ સુભગ જમાનામાં જ્યાં યુવકોને રણહાકલ સંભળાય છે ત્યાં આવા ઉમરમાં વૃદ્ધ પણ હૃદયે જુવાન નરનું જીવન ઉત્સાહપ્રેરક નીવડે. તેઓ હજુ પણ પોતાને જુવાન જ કહેવડાવે છે અને હાસ્યમાં ટકોર કરે છે કે 'આ ધોળાંના હજુ કાળાં કરવા છે.' હજી યે તેમને માંયકાંગલા મનુષ્ય તરફ ને બીકણ વિચારો તરફ અણગમો છે. તેમને મન યુવક તો મસ્તીખોર ને કૂદતો હોવો જોઇએ. જોકે તેનાં ખેલન નિર્દોષ હોય. છોકરાંઓને ડાહ્યાંડમરાં બનાવવાના વિચારના તે બીલકુલ નથી. તેમને છૂટથી તોફાન કરવા દેવું જોઇએ એમ તેઓ માને છે. તેઓ કહે છે કે 'બધા જ તોફાની જગતનું કલ્યાણ કરી નાખશે એમ નહિ, પણ નમાલાએ કોઇનું શું દળદર ફૂંક્યું એ કહેશો? સમાજમાં તોફાનીઓ કેટલા છે એ પરથી સમાજની શક્તિનું માપ નીકળે. વસ્તીપત્રક તો ગામમાં થાય, કોઇ મસાણમાં વસ્તીપત્રક કરવા જતું હશે? આખા ગામના કરતાં ત્યાં વધારે સૂતાં છે, પણ કોઇનું નામ જ નહિ.' **નટવરલાલ દવે**

---

બાળવિભાગ

# વશરામ ભૂવો



વશરામ ભૂવો જાંબુડી મેલડીનો ભૂવો. ગામને સીમાડે જાંબુડી નીચે મેલડીનું રહેઠાણ. જાંબુડી એનું થાનક, એટલે જાંબુડી મેલડી એનું નામ.

વશરામ ભૂવો રોજ જાંબુડીએ જાય, મેલડી પાસે ડાકલું વગાડે ને મેલડીના માન ગાય. મેલડી તો પથ્થરની. એને કાન ક્યાંના? એને સાન શેની? પણ ભૂવાને મન એ માતા; ભૂવાને મન એ દેવી.

ભૂવો કહેવાય મેલડીનો ભગત. પણ બધી વાતે પૂરો. પરમાટી ખાય ને રાતું પાણી યે એને ખપે! ભૂવો કહેશે, 'એ બધી તો માની પરમાટી. છાંટો ન લઇએ તો મા પરસન કેમ થાય?'

ગામના લોકો અજ્ઞાન ને ભોળાં. બીચારાં દેવને નામે બીએ. એમાં ય મેલડીનું તો નામ પડે ત્યાં લોકો થરથર કંપે. 'અરરર.. માડી .... મેલડીનું વાંકું ન બોલાય. એની પરમાટી ન ઠેલાય; એના ભૂવાને કાંઇ ન કહેવાય: મેલડી ઊંધે કાંધ નાખી દે.'

ભોળાં બીચારાં ગામલોક જંતર મંતર તંતર જે કહો તેમાં માને. પાડીને જીવડા પડ્યા, તો કે બોલાવો ભૂવાને; ભેંશ પુંછડે પડી તો કે સા' કરો ભૂવાને; બળદનું શીંગડું પાક્યું તો કે વશરામ ભૂવો કાંઇક કરશે. ભૂવો આવે ને દોરો કરી આપે; ધુમાડો આપે ને બાધા લેવડાવે. દુખે પેટમાં ને માથું કૂટ્યે કાંઇ મટે! ઢોર માંદુ પડ્યું એમાં દોરો કે ધાગો શું કરે? એમાં ધુમાડે શું વળે? પણ લોકોને તો ભૂવો ઇ દેવ ને ભૂવો ઇ દેવતા. ઢોર મરી જાય; ભેંશ મરી જાય. ભૂવો કહેશે, 'માને વાત ન ગમી. માની મરજી હોય એમ થાય ના!'

એ લોકોને બીચારાને કોણ સમજાવે કે ભૂત પલીત એવું કાંઈ નથી! નાહક તમે શું કામ ડરો છો? નાહક તમે શું કામ ભૂલો છો. ભૂવો તો ઊલટું ઊંધું જ મારે. એમાં જ એને તો લાભ. એમાં જ એની કમાણી.

કોઇને ગોળો ચડ્યો તો ભૂવો કહેશે ઇ તો કોઇનું કરેલ છે કરેલ! કોઇને વાસ આવે તો ભૂવો કહેશે

ઇ તો વળગાડ છે વળગાડ! કોઇને ક્ષય થાય ને સૂકાતું જાય તો ભૂવો કહેશે ઇ તો કોઇએ મૂઠ નાખી છે મૂઠ! કોઇનું મગજ નબળું પડે અને એલફેલ બોલે તો ભૂવો કહેશે જરૂર કોઇએ દાણા છાંટયા છે! કોઇનો પગ દુખવા આવે તો ભૂવો કહેશે અરે એ તો ક્યાંક પીર મેલડીની જગ્યામાં પગ પડી ગયો હશે! એ ને એવા-એક હજાર ને એક વહેમો ભૂવો લોકોમાં નાખે ને લોકોનું લૂંટે. ભૂવો કહેશે ડાકલાં બેસાડો તો રોગ જાય. બીચારો માંદો તાવે પીડાતો હોય એના પર ડાકલાં બેસાડે! આખી રાત ડુમડુમ ડુમાક ને 'એ . . . ઉગમણા ગોખવાળી, એ . . . ખપ્પરવાળી, એ . . . . ભવાની . . . . હાઉ, હાઉ, હાઉ.' ભૂવો ખોટો ધુણે, ખોટા હોકારા કરે ને માતા આવ્યાનો ઢોંગ મચાવે. બીચારાં સીધાં સરળ લોક. માતા આવ્યાં માની લે ને પછી ભૂવો કહેશે 'એ માતાને આટલો મલીદો કરો; આટલા બાકળા શમશાને મૂકો; ચાર બોનરની ધૂળ આણી, કુલડીમાં હીંગ સાથે રાખી કુવામાં નાખો; ગધેડાનું શીંગડું બાળીને પી જાઓ.' આવાઆવા કૈંક ધંતરમંતર કરે ને લોકોને ભડકાવે ને ડરકાવે. બીચારો માંદો હોય એ મરી જ જાય ને? દવા વિના સાજો ક્યાંથી થાય? ભૂવો કહેશે, 'કોણ જાણે બરાબર નવેદ નહિ થયા હોય. કાંઇક ભૂલ થઈ હશે.' ઘરમાંથી ડોસો કહેશે, 'હું નો'તો કે' તો કે ઓલ્યાને ઘરમાં આવવા દેશો મા? એનો ઓછાયો પડશે? છોકરાં કંઇ સમજે નહિ ને વાત વંઠાડે. એ તો માતાના નવેદ. એમ તે કાંઇ સે'લા પડ્યા હશે?'



## પરદેશી તું પાછો જા

કોણે મારી વાડી વીંખી? કોણે મીઠાં ખાધાં બોર?
વૃક્ષોને ઝીંખેડી નાંખ્યા, કેવી રીતે પેઠો ચોર?
જ્યાંથી આવ્યો ત્યાં તું જા:
પરદેશી તું પાછો જા:

બાંધેલા વાડાને તોડી: ફળ આરોગ્યાં અપરંપાર:
અમૃતમાં ઝેરી બી વાવ્યાં, વર્તાવ્યો શો હાહાકાર!
તું તારૂં પરવારી જા:
પરદેશી તું પાછો જા:

ધોળે દહાડે લૂંટી ભૂમિ: લૂંટી લીધા ધનભંડાર:
મહેલો ને માળાઓ લૂંટ્યા: ક્યાંનો કહેવાયો સરકાર?
શેહઇ તારી લેતો જા:
પરદેશી તું પાછો જા:

કોણે બોલાવ્યો? શા કાજે? કોણે નીમ્યો છે રખવાળ?
છેટો છેટો મુલક તારો, જાને તારૂં ઘર સંભાળ:
તું તુજ રૈયતનો રાજા:
પરદેશી તું પાછો જા:

ભારત તો તેત્રીશ કોટિનો, બોલે જેનાં સાવજબાળ:
હુંકારે ગર્જે, લ્યો જાગે, આજે તારો કાળ કરાળ:
મુઠ્ઠી વાળી નાસી જા:
પરદેશી તું પાછો જા:
પાછો જા, તું પાછો જા: પરદેશી તું પાછો જા.

મોહિનીચન્દ્ર

મેં ભૂવો જોયો છે; ભૂવાને ધુણતાં ભાળ્યો છે; ભૂવાનો ઢોંગ પારખ્યો છે. એક વાર ભૂવો ધુણતો હતો. બોટેબોટો. પણ કોઇને લાગે કે શું ધુણે છે...શું ધુણે છે! શરીર તો એવું કંપે કે કોઇથી સ્થિર ન થાય. અમે પાછળ જતા હતા. ભૂવો ધુણતો હતો ને સાંકળો ખાતો હતો. સાંકળ મારનારા એવા હોશિયાર કે દેખાય એમ કે સાંકળ લાગે છે, પણ ચામડીને કેડ ફરતી વીંટાઇ જાય. ભૂવો ધુણતો ધુણતો સ્મશાને આવ્યો. એના ઢોંગી ભાઇબંધો અને અમે એત્રાણ સિવાય પાછળ કોઇ ન રહ્યું. અમે જરાક આઘે હતા. ભૂવાએ માથેથી ફાળિયું કાઢી નાખ્યું. ધીમેથી ભાઇબંધોને કહે, 'કાં, બરાબર આવડે છે ને?'

એક વાર અમારા ગામમાં એક છોકરું માંદું હતું.

હું એની સારવારમાં હતો. દવાદારૂ ચાલતાં જ હતાં. 'ઇ દવાદારૂમાં કાંઇ નહિ વળે. વશરામ ભૂવાને બોલાવો. ઈ બહુ જાણે છે.' આવ્યો વશરામ ભૂવો. ખાટલાની પાસે બેસીને ટગરટગર જોઇને કહે, 'ઓહો હો ... આને તો જનની ઝપટ લાગી છે. ભારે ઝપટ છે. પણ ફિકર નહિ. લાવો, લોબાન લાવો ઝટ. એકવાર ઈ જનને પણ ખબર પડે કે વશરામ ભૂવો મળ્યો 'તો.' બાપડું છોકરું તો લોંધે જતું હતું. છેલ્લા શ્વાસ લેતું હતું. ઘરનાં બીચારાં ભોળાં માણસોના મનને એમ કે ભૂવો તો ભૂવો; કેમે કરી છોકરું સાજું થતું હોય તો. લોબાન આવ્યો. દોરો મંતર્યો ને બાળકને બાંધ્યો. બાળકની આંખો ફરકાતી હતી. ભૂવો કહે, 'હવે ફલરાઇને જોવું હોય તો જોઇ લે. કાકા કહીને નીકળવું પડશે. જો બાપાનું ઘર છે તે આવ્યો'તો'' ભૂવો દોરો બાંધીને ગયો. અહીં બાળકે પ્રાણ મૂક્યો. દોરોબોરો પડ્યો રહ્યો. બાળકને ઝેરી તાવ લાગુ પડ્યો હતો. વૈદ કહેતા જ ગયા હતા કે ઘડી બે ઘડીમાં છે.

વશરામ ભૂવો રોજ આવા ને આવા કર્યા કરે ને રોટલો રળે. નિરાંતે ખાયપીએ ને વળી માનાનો ભગત કહેવાય. પડ્યા છે ને વશરામ ભૂવા જેવા ? ને પડ્યા જ હોય ના, જ્યાં ભલાં ભોળાં લોકો હોય ત્યાં ?

ગિજુભાઈ



# આ લોકનું કલ્પવૃક્ષ નારિયેળી

પુરાણકથાઓમાંની ઇચ્છિત વસ્તુ દેનારા 'કલ્પતરુ'ની વાતો તો સૌએ વાંચી કે જાણી હશે. એવાં વૃક્ષો ઇંદ્રના નંદનવનમાં હોય કે ન હોય, પણ આપણી પૃથ્વી પર તો કલ્પવૃક્ષની ઉપમા આપી શકાય તેવું ઝાડ થાય છે. એ નારિયેળી.

વૈજ્ઞાનિક શોધખોળનાં છેલ્લી ઢબનાં સાધનોને લીધે પૃથ્વી આખી એક દેશ જેવી બની ગઈ છે એવા આ યુગમાં જુદાજુદા દેશો વચ્ચે ગામ-પરગામ જેવો વ્યાપાર રોજગાર શરૂ થયો છે અને અનેક પ્રકારની જીવન-વૈભવની તથા મોજશોખની ચીજો લોકો ભોગવે છે. પણ પહેલાં મનુષ્યોનું જીવન બહુ જ મર્યાદિત હતું. તેમની જીવનોપયોગી અને મોજશોખની વસ્તુઓ પણ તદ્દન મર્યાદિત પ્રમાણમાં હતી. આપણા ગરીબ દેશનો ૯૦ ટકા ભાગ હજી પણ ઉપર કહ્યું તેવું મર્યાદિત નૈસર્ગિક અને સાદું જીવન ગાળનારો છે. એ પ્રકારના વર્ગને આપણું આ કલ્પવૃક્ષ-નારિયેળી એકલી જ બધી જીવનસામગ્રી પૂરી પાડે એવી સમૃદ્ધ છે. આજ પણ લંકામાં જ્યાં નારિયેળીનાં વનનાં વન છે, ત્યાંના સામાન્ય ખેડુવર્ગનું આખું જીવન નારિયેળી જ નભાવે છે. તેઓ પોતાનાં ઝુંપડાં તેમજ ઢોરો માટે વાડા બાંધવામાં નારિયેળીનાં થડનો જ ઉપયોગ કરે છે. ટાઢ તડકા અને વરસાદથી રક્ષણ પામવા, ઘર પર એ જ ઝાડનાં પાનનાં છાપરાં છાય છે, અને તેની જ મજબૂત છાલની ખીંટીઓ બનાવી તે પર એ જ છાલના ટુકડાઓની લટકતી છાજલી રચે છે. એ છાજલી પર ગોઠવવાનાં વાસણકુસણ વગેરે પણ નારિયેળનાં કાચલાં ને છાલમાંથી જ બનાવેલાં હોય છે. આ તો ફક્ત તેમનાં ઘર અને ઘરવખરીની વાત થઈ. તેમનાં નાનાંશાં ખેતરોમાં મરચાં, તમાકુ અને ધાન્યના પાકના રક્ષણ માટે પણ ખેતર ફરતી એ નારિયેળીનાં જ મોટામોટાં પાનની વાડ બાંધે છે. તેમનાં બાળકોનાં ઘોડિયાં પણ એ નારિયેળનાં છોડાંમાંથી તૈયાર કરેલાં કાથીના દોરડાં વડે ટાંગેલી, કાથીની જ ગૂંથેલી ઝોળીનાં, એમનો ખોરાક મોટેભાગે ભાત અને ખમણેલું ટોપરું જ હોય છે; અને એ પકાવવા માટે બળતણ ? નારિયેળનાં કાચલાં અને ઠોતરાં. જમવા માટેનાં વાસણમાં નારિયેળનાં પાંદડાની પત્રાવળી અને કાચલાંના વાડકા. પીરસવા માટે, એક કાચલીમાં વેધ પાડી પાંદડાની પાતળી દાંડી બેસાડી કે કડછી તૈયાર.

એ લોકો માછલાં પકડવા મોટે ભાગે રાત્રે જાય છે; દિવસની ખેતીથી પરવારીને. તે વખતે અંધારામાં પ્રકાશ માટે નારિયેળીનાં પાનની અથવા ફૂલોનાં ડીંટાંની મશાલો બનાવે છે. અને માછલાં પકડવા માટે પણ સૂતરની જાળ તો તેઓ ક્યાંથી કાઢે ? નારિયેળના છોડાંમાંથી જ સીંદરીઓ ગૂંથીને જાળ બનાવેલી હોય છે. અને નદીમાં ફરવા હોડી જોઇએ;

લે માટે પણ નારિયેળીનાં મોટાં પહોળાં તોતીંગ થડને વચ્ચેથી કોરીને પોલાણ કરી તરાપા જેવું બનાવી લે છે.

એમને ઓછાં જ ચ્હા કૉફી કે સોડા લેમનનાં પીણાં હોય? એ કૃત્રિમ ઢીચારા તો શહેરના લોકોને સારૂ. એમને તો જ્યારે ઇચ્છા થાય ત્યારે ખાસ્સાં લીલાં નારિયેળનું મીઠું કુદરતી પાણી અને ઉપરથી એનાં પોચાં સ્વાદિષ્ટ ટોપરાંનો નાસ્તો!

સુધરેલા લોકો જેમ દ્રાક્ષ કે તાડીનો દારૂ પીએ છે તેમ આ લોકો નારિયેળીના ઝાડમાંથી કાઢેલા રસને અંબાવીને દારૂ પીએ છે. તાડના રસની જેમ તાડી તેમ આ 'માડી' કહેવાય છે. એ પણ એક પ્રકારનો દારૂ જ છે. આ લોકો તો દાળ–શાક વગેરેમાં ખટાશ નાખવા માટે પણ એ માડીનો બનાવેલો સરકો જ વાપરે છે. કોઇ સાજુંમાંદું થતાં તેઓ કોપરેલ તેલથી શરીરને ખૂબ મસળે છે. આજે મસાજ-કૅૉર (માલેશથી રોગ મટાડવા)ના અમેરિકન ઉપચારો જાણીતા ન હોત તો આપણે એને જંગલી માનત. એ નારિયેળીના ઝાડના રસમાંથી તેઓ સાકર પણ બનાવે છે. ઝાડમાથી નીકળે છે ત્યારે તો રસ મીઠો હોય છે. તેને ઉકાળીને ગોળ જેવો પદાર્થ બનાવે છે; તેની કરે છે સાકર. અને કોપરાને અધકચરૂં છૂંદી નીચોવીને કાઢે છે દૂધ. પછી બુંદદાણાની કૉફી બનાવી તેઓ લહેજતથી પીએ છે. રાત્રે દીવામાં પણં નારિયેળીનાં જ સાધનો. કાચલાનું કોડિયું કરી તેમાં કોપરેલ તેલ પૂરે કે દીવો તૈયાર. ખોરાકમાં નારિયેળ દવાદારૂમાં નારિયેળ તેમ વહેમશુકનમાં પણ નારિયેળ! બાળક જન્મ્યું કે તેના ઘોડિયા ઉપર, ભૂતપ્રેતના વહેમ ટાળવા નારિયેળીનો મોર ટાંગે છે. મરણ પછી ઠાઠડી ઉપર પણ એ જ મોર.

પણ નારિયેળીનો ઉપયોગ માત્ર આવું પ્રાથમિક જીવન ગાળનારો જ વર્ગ કરે છે એવું કાંઈ નથી. આપણા શહેરી જીવનમાં યે તેનો ઘણો ઉપયોગ છે. વૈજ્ઞાનિક યુગમાં પણ તેનો અનેકવિધ ઉપયોગ શોધી કાઢી તેમાંથી વિવિધ વસ્તુઓ નિપજાવાય છે.

નારિયેળીનાં પાંદડાંનાં ડીટાંના અંદરના ભાગમાં કુણી રૂંવાટી જેવો એક ભાગ હોય છે, જેમાં જખમમાંથી વહેતું લોહી બંધ કરવાનો વૈદ્યકીય ગુણ હોય છે. પ્રાચીન કાળમાં તાડપત્રની જેમ નારિયેળીનાં પાંદડાં પણ કાગળ તરીકે વપરાતાં એ જાણીતું છે. આ ઉપરાંત ચટાઇ ગૂંથવામાં, છાપરાં છાવામાં તથા ટોપલા, સાવરણી વગેરે ઘરગથ્થુ ચીજો બનાવવામાં નારિયેળીના પાંદડાં બેશુમાર વપરાય છે. નારિયેળનાં કાચલાં પરના છોડાંમાંથી બનતી કાથીનો તો જગતભરમાં મોટો વેપાર ચાલે છે. એમાંથી બનતા દોરડાં અત્યંત મજબૂત હોય છે. ઠંડા પ્રદેશમાં તો તેની મજબૂતાઇ વધે છે. ઉપરાંત ટટ્ટી, ઝોળી, શીંદરીઓ, બ્રશ વગેરે બનાવવામાં તથા ખુરશી, કોચ, પલંગ વગેરેની ગાદી ભરવામાં પણ એ કાથીનો જ ઉપયોગ છે. અને આ બધું બનાવ્યા ઉપરાંત એ કાથામાંથી ખરેલું અને બાકી વધેલું છેવટનું ભૂસું ખાતર તરીકે વપરાય છે. નારિયેળમાંથી કોપરૂં, તેમાંથી વળી કોપરેલ તેલ, તેનો ખોળ; એ બધાના સાધારણ ઉપયોગ તો સૌ જાણે છે; પણ કોપરેલમાંથી માથામાં નાખવાનાં ઉત્તમોત્તમ તેલ બનવા ઉપરાંત સાબુ અને મીણબત્તી પણ બને છે! કોપરેલ તેલમાં વાળને લાંબા, સુંવાળા ને મજબૂત બનાવવાનો ગુણ છે અને માથાનાં ગરમીનાં દરદો તે મટાડે છે. હિંદમાં ઘરેઘર વપરાતા 'સનલાઇટ સોપ'ના કારખાનામાં કોપરેલ જ વપરાય છે. 'માર્ગેરિન' અથવા કૃત્રિમ માખણ 'વેજિટૅલિન,' 'ન્યુ કોલિન,' 'કોકોટિન' વગેરે વિલાયતી પદાર્થો તેમજ બિસ્કિટ બનાવવામાં પણ કોપરેલ તેલ છૂટથી વાપરવામાં આવે છે. ઘણા વિદ્વાન વૈદ્ય ડૉક્ટરો તો માને છે કે ઔષધોમાં તેનો કૉડલિવર ઓઇલ જેવો ઉપયોગ થશે.; એટલે કે તેમાં કૉડલિવર જેટલા ગુણો હોવા જોઇએ. દવાદારૂમાં તો નારિયેળનો પુષ્કળ ઉપયોગ થાય નારિયેળના ઝાડના રસ 'માડી'માંથી બનતા ગોળ મ ચૂનાનું મિશ્રણ કરીને એક પ્રકારની મજબૂત સા ર બનાવવામાં આવે છે. નારિયેળીના થડનું લાકડું દસકા પ્રકારનું હોઇ ઇમારતી કામમાં બહુ જ થોડા પ્રમાણમાં વપરાય છે; પણ ખુરશી, ટેબલ વગેરે શોભાના ફરનિચરમાં તે ।। લાકડાનો ઘણો ઉપયોગ થાય છે.

આમ એ ઝાડના એકેએક અવયવમાંથી બનતી વસ્તુઓનો ઉપયોગ જગતભરમાં થાય છે. એનાં પાંદડાં, ડીટાં, ફળ, કાચલાં, છોડાં–છોતરાં, છાલ, થડ, ગર્ભ, રસ, તેલ અને કૂચા તથા ભૂસા સુદ્ધાં જગતને ઉપયોગી છે. કલ્પતરૂ આપણી ભૂમિ ઉપર જ છે. તમે માગો તે આપે એમ છે. (મરાઠી માસિક 'સૃષ્ટિજ્ઞાન'માંથી)



# મધુકરી

**મોતનાં કંકુઘોળણ** [ચારણી ગીતનો ઢાળ]

કંકુ ઘોળજો જી કે કેસર રોળજો!
પીઠી ચોળજો જી કે માથાં એ ળજો!
ઘોળજો કંકુ આજ યોદ્ધા! રંગભીને અવસરે,
રોપાય મંડપ મોતના ગુર્જરી કેરે ઘરઘરે;
મીંઢોળબંધા લજ્જી માથા, સજી આયુધ, નીસરે!
હરખાઓ પ્રિયજન! ગાઓ ગુણીજન! દાવ દુશ્મન થરથરે.

જોદ્ધા જાગિયા જી કે કાયર ભાગિયા;
ડંકા વાગિયા જી કે હાકા લાગિયા.
લાગિયા હોહોકાર રણ-લલકાર ઘરઘર બારણે,
કંકુ લગાવત મિયા, બહેની લળે વીરને વારણે;
સહુ સાથ લડશે, પછી રડશે કોણ કોને કારણે!
રિપુઓને આંગણ, સગ પોઢણ પામવા દિલ રણઝણે

માડયા કારમા જી કે જુદ્ધ જગે નવા;
ના ના મારવા જી કે શીશ સમર્પવા.
કારમાં રણ ખાંડા વિનાનાં ખેલવા હાકલ પડી,
હુલ્લસિત હૈયે ઘાવ તાતા ઝીલવા સેના ચડી
છો હણે ઘાતી, રખે યાતી રોષ-રાતી આંખડી,
ગુર્જરી! તારા જુદ્ધ નવલાં ન્યાળવા આલમ ખડી

ગુર્જર ઘેલડી જી! કે ઓ અલબેલડી!
સમરાંગણ ચડી જી કે તું નવલી લડી!
નવલા લડયા તારા બિચારા બાળ ગભરુ ઘેલડા,
હર વરસ હોરી-ખેલ રસબસ રમતા તુજ છેલડા!
આવિયો ફાગણ આજ ભીષણ, ખેલજો રે ફુલ-દડા!
મોતની ગારી રક્ત પિચકારી ભરી રિપુદળ ખડાં.

રાજ વસંતનાં જી કે વાઢ વધામણાં!
ગાઓ ગાવણાં જી કે જુદ્ધ જગાવણાં!
ગાઓ બજાઓ, જુદ્ધ જગવો, વાઢ ઘોર વધામણાં!
ગુર્જરી! તારે મધુવને ગહેકે મયૂરો મરણના.
મઘમઘે જોબન, પ્રાણ થનગન, લાગી લગન, સહાય ના
પ્રગટે હુતાશન ભીતિ-નાશન, ખમા વીરો! ખમા ખગા!

ઝવેરચંદ મેઘાણી

## કન્હાઇલાલ દત્ત

માની મુક્તિ અર્થે હિંદના કૈંક આઝાદ યુવાનોએ રંગમંચ માંડીને કૈંક વિદ્રોહીઓને હણ્યા છે ને જાતે હણાયા છે. કેટલા ય બત્રીસાઓએ પોતાના અણમૂલા પ્રાણ પતંગિયાની જેમ તુચ્છ ગણીને સ્વાતંત્ર્યના જ્વલંત દીપક ઉપર હોમી દીધા છે. તેમાં યે બંગાળ અને પંજાબે તો હદ કરી છે. પોતાના ઊગતા, આશાવંતા દૂધમલિયા પુત્રોને, જુગજુગની પ્યાસી રણચંડીના ખપ્પરમાં હોમ્યા છે. ધન્ય છે એ વીર નરપુંગવોને જેમણે જનની જગતંણા માટે માનો વહાલસોયો ખોળો, પિતૃપ્રેમ, ધનદોલત, કૈંક અનેરાં અકલ્પ્ય સ્વપ્નાં સર્વસ્વને ભોગે ફકીરી લઇ, અસહ્ય યાતનાઓ વેઠી જાનની કુરબાની કરી છે. કન્હાઇલાલ દત્ત એ આવો એક બંગાળી ફકીર હતો

સંવત ૧૯૪૩ના કૃષ્ણાષ્ટમીની એ પુનિત રાત્રીએ તેણે શ્રી કૃષ્ણ કનૈયાની આ પાવક ભૂમિનાં પ્રથમ દર્શન કર્યા અને એ પુણ્યશ્લોકના જન્મતિથિને જન્મ ધારનાર એ બાળકનું નામ પણ કન્હાઇ (કનૈયો) પાડવામાં આવ્યું ખરેખર તે વિપ્લવ-યુગનો કનૈયો જ હતો. એણે પોતાના અમર મૃત્યુથી દુનિયાને મરતાં શીખવ્યું અને પોતાનું નામ સાર્થક કર્યું—દીપાવ્યું.

નાનપણથી કન્હાઇના રંગઢંગ કંઈ ન્યારા જ હતા. દરેક કાર્યમાં તે જુદો તરી આવતો બુદ્ધિ સતેજ હોઈ નિશાળમાં મોખરે રહેતો વિશેષ લક્ષણ તો એ હતું કે ધનિકપુત્ર હોવા છતાં પૈસાની ખોટી નફટાઇ કે મગરૂરી તેનામાં મુદ્દલ નહોતાં. નિશાળમાં તે સૌનો માનીતો હતો. ગરીબ, નિરાધાર વિદ્યાર્થીઓ તરફ તેનું દયાર્દ્ર હૃદય હમેશાં ધન અને બીજી સહાયના પ્રવાહ રૂપે વહ્યા જ કરતું કોઈ વિદ્યાર્થીને ચોપડીનો, કોઇને લુગડાંનો, કોઇને ન્યાતદારનો. કોઇને માસિક પોષણનો પ્રબંધ એના તરફથી ચાલુ થયા કરતો. ધીમેધીમે આ દયાએ વિશાળ સ્વરૂપ પકડયું. લાખો પરાધીન અને કંગાલદેશ-

બાંધવોનાં હૃદયદ્રાવક દુઃખો તે ન સહી શક્યો. તેમનાં દુઃખ-નિવારણ માટે તેણે ક્રાન્તિનો ભીષણ માર્ગ ગ્રહણ કર્યો ને અંતે ૨૧ વર્ષની યૌવન ફોરતી વયે દેશસેવા કરતાં આત્માર્પણ કર્યું.

મુંબાઈ અને બંગાળની યુનિવર્સિટીઓમાં શિક્ષણ લઈ તે ગ્રૅજ્યુએટ થયો. સ્નાતક થતાં વાર જ માબાપને સમજાવી નોકરીનું બહાનું કાઢી ભાઇ ઉપડયા ક્રાંતિકેન્દ્ર કલકત્તા. એને શું નોકરી કરવી હતી? અથવા પૈસાની ભૂખ હતી? શું છોરાંઓને ભૂખે રીબાતા મેલી તેને પોતાનું પેટ વહાલું કરવું હતું? ના ના. એનું હૃદય તો કોઇ અકથ્ય લાગણીઓથી જળી રહ્યું હતું. તેની ધૂન કૈં અનેરી જ હતી.

બંગાળના ભાગલા પાડી લૉર્ડ કર્ઝને સ્વદેશીની ચળવળને જન્મ આપ્યો અને બંગાળીઓનું સ્વદેશાભિમાન જાગૃત કર્યું. એને પરિણામે જન્મેલી ક્રાન્તિની હીલચાલના કેટલા યે દેશ-સેવકોએ જેલ સેવી, કેટલાયને દેશપારી મળી, કેટલાયને લટકાવી દેવામા આવ્યા અને એ રીતે એ ચળવળને દાબી દેવામાં આવી પણ દેખીતી રીતે નષ્ટ થએલી એ હીલચાલે રુદ્ર સ્વરૂપ ધારણ કર્યું આઘાત પર આઘાત સહીને ઉગ્ર બનેલા બંગાળભરમાં એક પ્રકારનો ઘોર આર્તનાદ ગાજી રહ્યો. આળસુ ને એદી ગણાતા બંગાળીઓમાં જાગૃતિ આવી ઠેરઠેરથી મસ્ત બનેલા બંગાળી યુવકો ઘરબારને હેમે ઉડાવતા જીવ સટોસટની બાજી ખેલવા રણે ચડયા. 'ક્રાંતિ' તેમનો જીવન-મંત્ર બન્યો. ફણગા તો ક્યારના ફૂટી નીકળ્યા હતા. હવે સાનુકૂળ પરિસ્થિતિ મળતાં તેણે વિશાળ વૃક્ષનું રૂપ ધારણ કર્યું.

માતાની મમતા, પિતાનો પ્રેમ, ધનવૈભવનો લોભ કે મૃત્યુનો ભય એમાંનું કશું જ દત્ત કુટુંબના આ નબીરાને તેના કર્તવ્યથી ન ડગાવી શક્યું. તે આવા એક ક્રાંતિકારી દળમાં ભરતી થઇ ગયો અને અંત સુધી પોતાના કર્તવ્યનું પાલન કર્યું. તેણે વિપ્લવ-કાર્યને દેશવ્યાપી બનાવવા જે રીતે આત્મ-સમર્પણ કર્યું તેવું તો કોઇ વીરલાને લલાટે જ લખાયું હોય છે.

૧૯૦૭માં તેને મંડળ તરફથી ફ્રેન્ચ સંસ્થાન ચંદ્રનગર મોકલવામાં આવ્યો. ત્યાં એક કેન્દ્ર ખોલી તે કલકત્તે પાછો ફર્યો. તેની અજબ વ્યવસ્થાશક્તિથી મંડળના સભ્યો વધી ગયા, અને તેને ચટગામના એક કારખાનામાં મજૂરવર્ગમાં પ્રચારકાર્ય અર્થે મોકલવામાં આવ્યો. પણ અમીરનું એ ફરજંદ મજૂરોની અંદર લાંબો વખત ટકી ન શક્યું ઝાડા પડી જતાં ચળવળને હાનિ પહોંચવાની ધાકે તે કલકત્તે પાછો ફર્યો અને એક ઑગણ ફેક્ટરીમાં અડ્ડો જમાવ્યો.

૧૯૦૮ના એપ્રિલમાં પહેલો ધડાકો થયો. ખુદીરામ બોઝ નામના ૧૭ વરસના કુમારને હાથે મુઝફરપુરમાં કિંગ્સફોર્ડને બૉમ્બ મારવા જતાં બે અબળાઓની હત્યા થઇ અને સરકારે ધરપકડ શરૂ કરી. કલકત્તાની તમામ ક્રાંતિસંસ્થાઓની જડતી લેવાઇ; ઘણા બહાદુરો પકડાયા. કન્હાઇ પણ ગિરફતાર થયો. બધા સંઘને વિખ્યાત આલીપુરની જેલમાં મહેમાની મળી અને મુકદ્દમા ચાલવા માંડ્યા.

આ લોકો કંઇ ચોરડાકુ નહોતા; ઘણાખરા તો ખાન-દાન કુટુંબના વિદ્યાર્થીઓ હતા. બધા દેશપ્રેમથી મસ્ત બનેલા હતા. તેઓ જેલમાં પણ બાદશાહી રીતે વર્તતા. ત્યાં જેલના કાયદા વિરુદ્ધ કોઈ રાજકીય તો કોઇ ધાર્મિક વિષયો પર ચર્ચા અને વ્યાખ્યાનો કરતા. અધિકારીઓ ગભરાતા—મૂંઝાતા. પણ કન્હાઇ તો આ બધાથી દૂર કોઇ ખૂણામાં એકલો શૂનમૂન થઇ પડી રહેતો. આ જોઇ તેના મિત્રો નવાઇ પામતા.

અચાનક એક દિવસ બધાને કાને વાત આવી કે નરેન્દ્ર ગોંસાઇ નામનો પોતાના જ મંડળનો એક માણસ મોતની બીકે ફરી બેઠો છે અને સરકારમાં સાક્ષી આપવા કબુલ થયો છે. પોતાનો જ ભાઇ ખરે વખતે આમ ફરી જઇ દેશ-દ્રોહી થાય એ કેમ સાંખી શકાય? બધાનાં માથાં ફરી ગયાં. એ નિમકહરામને પૂરો કરવાની પેરવી ચાલી. કન્હાઈની સલાહ માગી, પણ એણે તો અક્ષર ચરખો પણ ઉચ્ચાર્યો નહિ. આખરે પાપીને પૂરો કરવાનું કામ સત્યેન્દ્રકુમાર વસુને સોંપાયું. એ તેણે સહર્ષ વધાવી લીધું આ બાજુ મૂંગા રહેલા કન્હાઇએ પણ દ્રોહીઓને ઘડો ગળે તેવી શિક્ષા એ વિશ્વાસ-ઘાતીને કરવાનો નિશ્ચય કર્યો.

બીડું ઝડપ્યા પછી અચાનક સત્યેન્દ્ર માંદો પડયો અને તેને ઇસ્પિતાલમાં લઇ જવામાં આવ્યો. ત્યાં એક દિવસ અચાનક તેને નરેન્દ્રનો ભેટો થયો. પોતે પણ જેલના દુઃખે ત્રાસી ગયો છે અને આ વયે મરવું કોને ગમે એવો ઢોંગ કરી તેણે નરેન્દ્ર સાથે સાક્ષી પૂરવા અને મદદ કરવા મન બતાવ્યું. નરેન્દ્ર ભોળવાયો ને ખુશખુશ થઇ ગયો. તેને તો આ દિગ્વિજય થયા જેવું લાગ્યું બંનેએ મળી સાક્ષીના કામની તૈયારી કરવા માંડી.

આ બાજુ કન્હાઇએ પણ પેટમાં શૂળ નીકળવાને બહાને જેલમાં એકાએક અરધી રાત્રે બુમાબુમ કરી મૂકી. તેને પણ રાતોરાત એ જ ઇસ્પિતાલમાં પહોંચાડવામાં આવ્યો. ઇસ્પિતા-લમાં જવા માટેના આ બધા તેના ફતવા હતા. ત્યાં બંને મિત્રો મળ્યા. સત્યેન્દ્રે પોતાની બાજી તેને સમજાવી.

એક દિવસ નરેન્દ્ર સાક્ષી બાબત ખાનગી મસલત કરવા બે યુરેપિયન અંગરક્ષકો સાથે સત્યેન્દ્રને મળવા આવ્યો. આ વેળા સત્યેન્દ્ર સખત તાવથી બેહોશ હાલતમાં પડ્યો હતો. પણ પોતાની ફરજ તે ભૂલ્યો નહોતો. આ મોકો તેને પોતાની ફરજ અદા કરવા માટે ઠીક લાગ્યો. પહેરણમાં પિસ્તોલ છુપાવી રાખી તેણે ધ્રુજતે હાથે નરેન્દ્ર પર બાર કર્યો; પણ નિષ્ફળ ગયો. ગોળી છૂટી નહિ. અંતે હાથ બહાર કાઢી બીજો ઘા કરવા જાય છે ત્યાં નરેન્દ્રના રક્ષકો એને પકડવા ધસ્યા. જીવ પર આવેલા સત્યેન્દ્રે એકને હાથમાં ગોળી મારી ઘાયલ કર્યો. મોતના ડરથી બંને એક ખૂણામાં લપાઈ ગયા.

આ ધમાલનો લાગ જોઇ નરેન્દ્ર જીવ બચાવવા સીડીનાં

બબ્બે પગથિયાં કૂદતો ભાગવા લાગ્યો. પણ કન્હાઇ તૈયાર જ હતો. તેણે આ જોયું. હાથમાં આવેલો શિકાર છટકતો જોઇ તે પથારીમાંથી કૂદ્યો ને ભાગતા નરેન્દ્ર પર ગોળી ચલાવી. સનન્‌ન્‌ કરતી એક ગોળી નરેન્દ્રના પગમાં વાગી, પણ તે પડ્યો નહિ. લંગડાતો લંગડાતો ઇસ્પિતાલ છોડી શ્વાસભેર નાઠો. કન્હાઇએ તેનો પીછો પકડ્યો. સિંહ સમ એનું ઉગ્ર સ્વરૂપ અને કાળ રૂપ પિસ્તોલ જોઇ દરવાનના હોશકોશ ઊડી ગયા. તેણે જીવ બચાવવા દરવાજો ઉઘાડી નાખ્યો અને આંગળીના ઈશારે ભાગતા નરેન્દ્રની દિશા બતાવી. નરેન્દ્ર દૃષ્ટિએ પડતાં જ કન્હાઇની પિસ્તોલમાંથી એક પછી એક ગોળીઓનો તાશીરો શરૂ થયો. આ વખતનું તેનું રુદ્ર સ્વરૂપ જોઇ કોઇપણ તેનો સામનો કરવાનું સાહસ ન કરી શક્યું. જેલના કર્મચારીઓ આમતેમ આડાઅવળા થઇ ગયા. બિચારા જેલર સાહેબ પણ લાકડાના એક ટેબલ નીચે લપાઇ ગયા. એટલામાં સત્યેન્દ્ર આવી પહોંચ્યો અને બંનેની ગોળીથી દ્રોહી નરેન્દ્ર પોતાના દ્રોહનો ભોગ બન્યો. પિસ્તોલ ખાલી થતાં બંનેને ગિરફતાર કરવામાં આવ્યા. કામ ચાલ્યું. એક દેશદ્રોહીને ઠાર કરવા બદલ બનેને ફાંસીની સજા થઇ.

૧૯૦૮ની ૧૦મી નવેમ્બરે એ દેશપ્રેમી યુવકો ફાંસીએ લટક્યા ત્યારે તેમના વજનમા સોળ સોળ રતલનો વધારો થયો હતો! એ વાત તેમના અંતઃકરણની આઝાદીની શાખ પૂરે છે. એ તો ક્યારના મૃત્યુને જીતીને બેઠા હતા. એની એ પ્રફુલ્લતા, એની એ શાંતિ એની એ તેજસ્વિતા અને મસ્તી એ અશ્વિનીકુમારોના મોં પર મૃત્યુ પછી પણ છવાએલી હતી પંખેરૂ ઊડી ગયાં પણ આત્મા અમર થઇ ગયા.

કન્હાઇના એ વીર મૃત્યુની પ્રશંસા તો ખુદ જેલના અંગ્રેજ અમલદારોએ પણ મુક્ત કંઠે કરી છે. એમના ફાંસીના દિનનું શ્રી મોતીલાલ રાયે કરેલું કરુણાજનક વર્ણન જતું કરાય તેમ નથી: "આશુબાબુ (કન્હાઇના મોટા ભાઈ), હું અને બીજા ત્રણ સગા, એમ અમે પાંચ જણ એક ગોરા અધિકારીની પાછળપાછળ ધીમે પગલે ચાલ્યા શોક અને દુઃખથી અમારાં અંગ ધ્રુજતાં હતાં. જેલના લોખંડી દરવાજા ઓળંગી અમે અંદર પ્રવેશ કર્યો. પેલાએ આંગળી ચીંધી એક ઓરડો બતાવ્યો, જેમાં કાળા કામળાથી ઢાંકેલું કન્હાઇનું મૃત શરીર પડ્યું હતું. ધીમેથી તે ઉપાડી અમે બહાર જેલના આંગણામાં લાવ્યા, પણ તેના મુખ પરથી કામળો ખસેડવાનું સાહસ અમારામાં નહોતું આશુબાબુની આંખોમાંથી દડદડ આંસુની ધારાઓ ચાલી રહી હતી. ધીમેધીમે અમારાં હૈયાં પણ પીગળી વહેવા લાગ્યાં આ વખતે પેલા ગોરાએ કહ્યું, 'એમાં રડો છો શું? જે દેશમાં આવા વીર યુવકો જન્મ ધારણ કરે છે એ દેશ તો ધન્ય છે. જન્મ લીધા પછી મરવાનું તો સૌને છે જ. પણ આ પ્રકારનું મૃત્યુ મનુષ્ય ક્યારે પામે?' અમે આશ્ચર્ય પામી તેની સામે જોયું તો એ અંગ્રેજ બચ્ચાની આંખમાંથી પણ આંસુ વહી રહ્યાં હતાં. તેણે ગદ્‌ગદ્‌ કંઠે જણાવ્યું કે 'હું તો જેલનો રક્ષક છું. એની સાથે મારે ખૂબ વાતચીત થઇ હતી. ફાંસીનો હુકમ થતાં પણ એ લેશમાત્ર દુઃખ પામ્યો નથી. ઊલટી પ્રસન્નતા વધી હતી. ગઇ કાલ સાંજની એના મુખ પરની હાસ્યરેખા મારાથી કદી નહિ ભૂલાય. મેં કહ્યું કન્હાઇ, આજે તો હસે છે પણ કાલે મૃત્યુની છાયાથી તારા હોઠ કાળા પડી જશે.' એના મૃત્યુ વખતે પણ હું હાજર હતો. તેની આંખો ઢાંકી દેવામાં આવી હતી. દોરડું ખેંચવાની વાર હતી. તે વખતે તેણે મારા તરફ નિશાની કરી હસતાંહસતાં કહ્યું કે કેમ મિસ્ટર, હું કેવો લાગું છું? આવી વીરતા આપણા જેવા મનુષ્ય લોકમાં તો વિરલ છે.'

છેવટે મૃતદેહને લઇ જવાની આજ્ઞા મળી. ડરતાંડરતાં અમે કામળો દૂર કર્યો. ઓહ! એ દિવ્ય સ્વરૂપનું વર્ણન આપવું અશક્ય છે. લાંબાલાંબા વાળ તેના ભવ્ય કપાળ પર છવાઇ રહ્યા હતા. અધખુલી આંખોમાંથી અમી વરસી રહ્યું હતું સખત બીડાએલા હોઠમાં સંકલ્પની રેખાઓ સ્પષ્ટપણે અંકિત થઇ હતી. એના વિશાળ હાથની મુઠીઓ વળેલી હતી. એ પવિત્ર મૃતદેહના મુખ પર એક પણ વિકૃત ભાવ જણાતો નહોતો

એ દિવસે જેલની બહાર તેનું સ્વાગત કરવાને માનવ સમુદ્ર ઊલટ્યો હતો. મૃતદેહને બહાર લાવતાં વંદેમાતરમ્‌ના અવાજ સાથે ફૂલોનો વરસાદ વરસવા લાગ્યો. તેના દેહને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. થોડા વખત પછી ત્યાં એક રાખના ઢગલા સિવાય કંઇ રહ્યું નહિ. એ ચિતાની ચપટી રાખ લેવા માટે લોકોમાં ભારે ધક્કામુક્કી થઇ રહી હું પણ અસ્થિનો એક ટુકડો ચાંદીની ડબીમાં લઇને ઘેર પાછો વળ્યો."

ઉપેન્દ્ર બાબુએ લખ્યું છે: 'આજે તો ચોમેરથી અહિંસા પરમ ધર્મનું સૂત્ર સંભળાય છે. સાથેસાથે કન્હાઇની મુખમુદ્રા સ્મરણમાં તાજી થાય છે. શું એ આંખો હત્યારી આંખો હતી? શું એ અશાંતિ અને અધાર્મિકતાની આંખો હતી? અંતરાત્મા સાક્ષી નથી પૂરતો...'

કન્હાઈ મર્યો છે છતાં અમર છે. (હિંદી ઉપરથી સંકલિત)

## ખાઇને તરત શા માટે ન નહવાય?

ખાઇ લીધા પછી આપણા દાંતનું કામ પૂરું થાય છે ખરું, પણ હોજરીનું કામ શરૂ થાય છે. હોજરીમાં ખોરાકને પચાવવાની ક્રિયા ચાલતી હોય છે ત્યારે ત્યાં હોજરીના કામમાં મદદ કરવા લોહીની જરૂર પડે છે અને તેટલો વખત શરીરના બીજા ભાગોને લોહીની સહેજ ખેંચ પડે છે. આથી આ ભાગોને આરામની જરૂર પડે છે હવે જો આપણે ઠંડા કે ગરમ પાણીથી નહાઇએ તો આખા શરીર ઉપર લોહીની જરૂર પડે છે અને તે પૂરું પાડવા માટે હૃદય ઉપર કામનું દબાણ વધે છે; આથી પાચનક્રિયામાં ખલેલ પડે છે અને પરિણામે અપચો, ભૂખની કે એના બીજા રોગો થવા સંભવ છે.



## વૃક્ષ, વેલી અને વનસ્પતિ

આપણા જીવનમાં વનસ્પતિ એટલી બધી ગૂંથાએલી છે કે તેને જુદી પાડવા જતાં આપણું જીવન અશક્ય બને. આપણાં સગાંવહાલાં કે મિત્રો વિના જીવન ટકાવી શકાય, પરંતુ વનસ્પતિ વિના તો ન જ નભી શકાય. આપણે હર-રોજ તેના ઉપર ગુજરાન ગલાવીએ છીએ અને શુભ પ્રસંગે ફૂલપાંખડીથી શરીરને મઢીએ છીએ. આપણે માંદા પડીએ તો વનસ્પતિ આપણને સાજા કરે છે. ક્વિનાઇન, કપૂર અને કેસર એ સૌ વૃક્ષ અને વેલમાંથી જ નિપજે છે. આપણે ધાર્મિક દષ્ટિએ પણ વનસ્પતિને પૂજીએ છીએ. ગોરોમાં બાળાઓ રાંગરના છોડ પૂજે છે, સ્ત્રીઓ વડની પૂજા કરે છે



અને સર્વ હિંદુઓ દરરોજ તુલસીને નમે છે. છતાં યે આપણને એમના જીવન-મરણની જરા યે માહિતી નથી, કે તેમા રસ પણ નથી. આપણી શ્રદ્ધા તો અંધશ્રદ્ધા છે.

જગતમાં ભાગ્યે એવું કોઇ પણ સ્થળ હશે કે જ્યાં લીલોતરી નહિ હોય. ખાળમાં, તળાવમાં, નદીમાં, દરિયામાં, ડુંગરમાં અને જ્યાં માણુસ પણ ન જઈ શકે એવાં કપરાં સ્થાનોમાં પણ લીલા છોડ ઊગે છે. જગતની આ સર્વ વન-સ્પતિના બે વિભાગ કરી શકાય. પુષ્પવાળી અને પુષ્પ વિનાની. પાણીમાં બાઝતી લીલ, દરિયામાં થતા ઘણાખરા છોડ, ડુંગ-રમાં ઊગતા હંસરાજ, એ બધા પુષ્પ વિનાની વનસ્પતિમાં ગણાય. એ છોડને કદી ફૂલ આવતાં જ નથી આ વનસ્પ તિનું મુખ્ય જીવન પાણી છે. એમનું જીવન એટલું છૂપું હોય છે કે તે જાણુવા-જોવા સૂક્ષ્મદર્શક યંત્ર જોઇએ. કેટલાક છોડ તો એટલા ઝીણા હોય છે કે નરી આંખે પણ ન દેખાય ! એ વનસ્પતિઓના ભાતભાતના તરેહવાર રંગ અને જીવનનો ક્રમ વગેરે બહુ રસમય અને અદ્ભુત હોય છે

બીજા વર્ગની ફૂલવાળી વનસ્પતિ તો ઘણીખરી આપણે સર્વ ઓળખીએ છીએ એ ફૂલવાળા સર્વ છોડના પણ બે વિભાગ પાડી શકાય. (૧) જે છોડના બીના બે સરખા ભાગ કુદરતી રીતે ન પડે તેવા અને (૨) જેના બીજની બે ફાડ સહેલાઈથી થઇ શકે એ જાતનો છોડ. પહેલી જાતનાં ઝાડ વર્ષોનાં વર્ષ (સો-બસો વર્ષ) સુધી પણ જીવી શકે; જ્યારે બીજી જાતનાં ઘાસ જેવાં હોય છે અને બહુ તો એકાદ કે બેપાંચ વર્ષમાં મરી પરવારે.

જેમ આપણને હાથ, પગ અને માથું છે તેવી જ રીત વૃક્ષ અને વેલીનાં પણ અંગ અને અવયવ છે. તે અંગોમાં મૂળ, થડ, પાંદડાં, ફૂલ, ફળ અને બીજ મુખ્ય છે. મૂળમાંથી તે પાણી અને ખોરાક લે છે અને એક જ સ્થળે જમીનને વળગી રહે છે. આદુ, ડુંગળી, મૂળા, ગાજર એ મૂળીઆંમાં જ ગણાય. થડ એ વનસ્પતિનું બીજું મુખ્ય અંગ છે. એને પાંદડાં, ફૂલ અને ફળનો ભાર સહેવો પડે છે એટલે તે સામાન્ય રીતે મજબૂત હોય છે. તે આકાશ તરફ જ વધે છે. પરંતુ બટાટા, સૂરણ જેવાં પણ થડમાં ગણાય. એ પ્રકારના થડ જમીનમાં ભરાઇ રહે છે. કેટલાંક વૃક્ષનાં થડ તો બસો ત્રણસો ફૂટ ઊંચાં વધે છે. વૃક્ષના આખા અંગમાંથી થડ આપણને સૌથી વધુ ઉપયોગી છે. પાંદડાં ઉપર પણ વૃક્ષના જીવનનો થોડો આધાર હોય છે. તે વડે એ શ્વાસ લે છે. શ્વાસ લેવા માટે પાંદડાં પર હજારો છિદ્રો હોય છે. તે સૂર્યના પ્રકાશમાંથી ઝેરી હવા ($CO_2$) લઇને લીલા રંગના કણોની મદદથી (ક્લૉરોફિલ) સાકર બનાવી આખા યે વૃક્ષને ખાવાને પહોંચાડે છે અને વધે તેનો કોઠાર ભરે છે. ડુંગળી, લસણ, ભાજી વગેરે પાંદડાં ગણાય છે. ખરૂં જોતાં તો વૃક્ષના આખાયે શરીરમાં શ્વાસ લેવાની શક્તિ છે; પરંતુ ઝેરી હવા તો લીલાં પાન જ લઈ શકે છે; અને તે પણ સૂર્યનો પ્રકાશ હોય તો જ.

છોડ ઉમરલાયક થતા તેને પુષ્પ આવે છે. પુષ્પ એ તેનું યૌવન છે. પુષ્પના રંગ અને સુવાસથી આપણે ઘણા મોહી પડીએ છીએ. જાતજાતના રંગ અને ભાતભાતની સુવાસ આપણને આકર્ષે છે. વનસ્પતિના જીવનનું તાત્પર્ય જ ત્યાં સંતાયું છે. વૃક્ષના પુષ્પમાં જાતિવિકાસ (Sex Evolu-tion) માણસોના જેવો જ છે. મોટે ભાગે તો એક જ ફૂલ નરનારીની જોડ જેવું છે. પરતુ કેટલાક છોડનાં પુષ્પ કાં તો એકલ નર કે નારી હોય છે કાકડી, દૂધી કે મકાઇનાં ફૂલ કાં તો નર યા તો માદા હોય છે. કાકડી કે દૂધીની વેલના તો માનવ મંડળ જેવાં જ સ્ત્રી કે પુરુષ સ્વરૂપ જુદાં હોય છે.

કુદરતમાં નર અને નારીમાં કોઇ ઊંચુંનીચું નથી ત્યાં બંનેનાં



મૂલ્ય સરખાં જ હોય છે. ત્યાં પુરુ-ષના મનસ્વી દાબ નીચે નારી રહેતી નથી. સરખી સ્વતંત્રતા અને જીવ-નની છૂટ બન્નેને છે.

વેલ, વૃક્ષ અને છોડ સર્વને લગ્ન કરવાની જરૂર પડે છે. પણ તેઓ બાળલગ્ન તો કદી ય નથી કરતાં તેમના લગ્નમાં હસ્તમેળાપ

જળ, વાયુ અને પતંગિયાં કે મધમાખ જેવાં જીવડાં કરાવે છે. પુષ્પની સુમધુર સુવાસ, સુંદર સાડી જેવા પાંખડીના રંગ અને વધારામાં મધ પીવાને લોભે એ જીવો ભોળવાય છે; અને આંખે ન ચડે એવડા રજકણ જેવડા વરરાજા છુપાઈને એ પતંગિયાં કે મધમાખને પગે વળગી કે પાંખે બેસી બીજા છોડ ઉપર જાય છે અને ત્યાં પુષ્પરાણીને પરણે છે. પુષ્પરાણી પણ એ જીવડાંને લોભાવવાને કે આકર્ષવાને ભાતભાતની વાધા જેવી પાંદડીઓમાં સજ્જ હોય છે ને કૈં કૈં અદ્ભુત કરામત કરે છે.

વનસ્પતિમાં સગાં ભાઈબેન ન છૂટકે—જવલ્લે જ પરણે છે. તેમજ એક જ જાતના છોડ બીજી જાત સાથે લગ્નવ્યવહાર નથી જ કરતા. કેટલીક વખત રજકણ જેવડા નર, વાયુની લહેરીએ કે પાણીને પ્રવાહે અથડાતા કૂટાતા વહુ શોધવા નીકળે છે. મકાઈ જેવા છોડમાં તો ૧,૫૦,૦૦૦ નર એક કન્યાના સ્વયંવરમાં ઝંપલાવે છે. પણ નારી દેહ તો એકને જ પરણે છે અને બીજાની સામે યે ન જોતાં રઝળવા દે છે

આમ લગ્ન પછી પુષ્પમાંથી ફળ થાય છે. એ વેળા પેલી સુવાસ અને રંગભરી પાંદડીઓ ખરી પડે છે. કેળાં, ટમેટાં, બોર એ બધાં જ ફળ છે. ફળના પેટમાં નાનાં બાળક જેવાં બી હોય છે. એ બીજ તે વૃક્ષનાં સંતાન અને વંશ-વારસ. માબાપનાં ગુણદુર્ગુણ લઈને તે અવતરે છે અને સંસારનું ચક્ર ફરી ચલાવે છે. એ છોકરાં પોતાના પગભર થાય ત્યાં સુધી ચાલે એટલું ભાથું—ખોરાક માબાપ આપતાં જાય છે

બી વગર પણ વૃક્ષ ઊગી શકે છે એકાદ ડાળ કાપી જમીનમા રોપવાથી તેમાંથી આખાં ઝાડ થાય છે. આપણે આપણો હાથ કાપી જમીનમા રોપીએ તો નહિ ઊગે, પણ વનસ્પતિની ડાળી ઊગે છે એ કુદરતની અલૌકિકતા છે.

વૃક્ષ અને વેલીના શરીરમાં સ્નાયુઓ પણ છે. આપણે એમને કાપી તપાસીએ તો તેમા પાણી અને ખોરાક લઈ જવાની નળી જેવા રેષા, ખોરાક ભરી રાખવાની વખારો, ખોરાક તૈયાર કરવાના સંચા વગેરે અદ્ભુત કારીગરી દેખાશે. કેટલાકનાં શરીરોમાં દૂધ ભરેલું હોય છે, તો ભીંડા જેવામાં લાળ ભરેલી હોય છે. વૃક્ષ અને વેલીઓ શરીરનો બચાવ કરવા ચામડી ઉપર વાળ પણ ઊગવા દે છે ઢોર અને માણસથી બચાવ કરવા ઘણી વખત ભાલા જેવા કાંટા યે ઊગાડે છે. ગુલાબ અને બાવળ બંનેના કાંટા ઘણાને વાગ્યા હશે.

આપણી પેઠે વનસ્પતિને પણ રોગ અને માંદગી આવે છે. તેમના શરીર ઉપર જૂ, ચાંચડ, બગાઈ અને માકણ જેવા જીવ પણ થાય છે. તેમને ફોલ્લા જેવા રોગ થઈ તેઓ કદરૂપાં પણ બને છે. જાતજાતના રોગથી તેઓ મરે છે.

કેટલાક છોડ ક્ષાર અને બીજો સાદો નિર્જીવ ખોરાક છોડી માંસાહારી બને છે. તેમને ઝીણાં જીવડાં ભાવે છે ને તે ખુશીથી ખાય છે. કેટલાંક તો દિવસોના દિવસો સુધી ઉપ-વાસ પણ કરી શકે છે. કેટલાંક વળી પરોપજીવી હોય છે. અમરવેલ જેવા છોડ બીજા ઝાડના શરીર ઉપર બાઝી તેને ચૂસી લે છે. એવા છોડ ફિક્કા, પીળાશપડતા રંગના જ રહે છે. આપણી રોટલી ઉપર ઊગ વળે છે કે કડવી ઝેર જેવી દૂધીનું રસોઈઓ શાક કરે છે ત્યારે આપણે ચીડાઈએ છે. પણ જગતમાં એ ઊગ જેવી ચોમાસે ઊગતી બિલાડીના ટોપ જેવી વનસ્પતિ તથા ધંતુરા, અફીણ જેવા ઝેરી કડવા છોડ પણ થાય છે. છતાં દુર્ગુણી માણસોની પેઠે વનસ્પતિ તો જવલ્લે જ હશે. એ ઊગ જેવી વનસ્પતિ ઘણે ભાગે ગરેલા પદાર્થ ઉપર જીવે છે. તેમનું જીવન બીજા કરતાં ઊંધા પ્રકારનું છે. સૂર્યનો પ્રકાશ તેમને ગમતો નથી અંધારે (અને કેટલીક વાર તો હવા વિના) પણ તે જીવે છે.

કેટલાંક વૃક્ષો ઉનાળે પાંદડાં ખેરવી લાંબી ઊંઘ લે છે, તો કેટલાંક અંગ બીડાએલાં જ રાખે છે. કેટલાંક વૃક્ષ દહાડે જાગે છે અને રાત્રે પાંદડાં મીંચી સૂઈ જાય છે. લજામણી જેવા કેટલાક છોડ તો એવા શરમાળ હોય છે કે તેમને અડકતાં જ અંગ સંકોડી રીસાય છે. કેકેક છોડ તો રડતા હોય તેમ આંસુધારા જેવી જળધારા ટપકાવે છે.

વૃક્ષ કે વેલ જવલ્લે જ ઉડાઉ—ખર્ચાળ હોય છે. જીવનમાં જમા ઉધારનાં પાસાં તેઓ સદા સમતોલ રાખે છે. થોર જેવાં ઝાડ તો ભૂખ્યાંતરસ્યાં વરસો સુધી જીવે છે કેટલાક છોડ ચૂનો ખાવો પસંદ કરે છે, તો કેટલાક મીઠું ખાઈ શકે છે; પણ ઝેર ખાય તો તો બધાં જ મરે છે. ફળફેરફારોમાંથી તેમને બેશુદ્ધ પણ બનાવી શકાય છે.

માનવ સંસ્કૃતિ અને વનસ્પતિનો સહચાર અમૂલ્ય અને અનુપમ છે. આટલાં મિષ્ટ અને રસદાયક ફળો એ જગત પરનાં અમૃત નથી તો બીજું શું છે? કપાસનો છોડ મરી પરવારશે ત્યારે માનવજીવન ફરી જંગલી બનશે. રબરનો છોડ જશે ત્યારે કોણ જાણે શી યે દશા થશે! આજથી વર્ષ પહેલાં વૃક્ષનાં શરીર દફનાઈને કોલસા રૂપે રહ્યાં ન હોત, જગતમાં એ કોલસા કે પેટ્રોલ ન હોત તો કઈ આગગાડી કે મોટર ચાલત? વનસ્પતિ વિના વન અને રણનો તફાવત કેમ જોવાત? સહરાનાં રણ અને કાશ્મીરની વાડીઓ કેમ જણાત! વનસ્પતિ એ માનવ સંસ્કૃતિનો આત્મા છે—માનવના અસ્તિત્વનો મર્મ છે.

(ગુણસુંદરી) —સુરેશ દીક્ષિત

## દરિયાની ઊંડાઈ કેવી રીતે મપાય છે

લૉર્ડ કેલ્વીને તે માટે અવાજ કરે એવા એક અજાયબ યંત્રની શોધ કરી છે. તેમાં વાળાના દોરડા સાથે એક મોટું વજન ટાંગવામાં આવે છે ને પછી તે દરિયામાં ઊતારાય છે. જેમજેમ એ દોરડું નીચે જાય છે તેમતેમ યંત્રમાં એક ઢોલ વાગતો જાય એવી હિકમત હોય છે. જ્યારે વજન ઠેઠ તળિયે પહોંચે છે ત્યારે ઢોલ એની મેળે વાગતો બંધ પડે છે. પછી દોરડું કેટલું નીચે ઊતર્યું તેનું માપ લેવાય છે.



દુનિયાના મોટામાં મોટા બોગદાઓ

## દુનિયાના બોગદાઓ

અગાઉ 'કુમાર' ના ૬૦મા અંકમા દુનિયાના મોટામાં મોટા બોગદા (ટનલ) સિમ્પ્લન વિષે વિસ્તારી અને રસભરી માહિતી આપી હતી. આ નીચે, દુનિયામાં જે મોટામોટા બોગદાઓ છે તેમની લંબાઇના પ્રમાણમાં સરખામણી બતાવતું ચિત્ર આપ્યું છે. તેમાં સૌથી મોટો ૧૨·૪૦ માઇલ લાંબો સિમ્પ્લનનો બોગદો સ્વિટ્ઝર્લાંડ અને ઇટાલી વચ્ચે આવેલો છે. તેનાથી ઉતરતો સેંટ ગોથાર્ડનો ૯·૨૬ માઇલ છે. પણ એ બધામાં સૌથી જૂનામાં જૂનો તો મોંટે સેનીસનો છે. એ ભલે લંબાઇમાં ચોથે નંબરે આવે, પણ તે છેક ઇ સ. ૧૮૫૭માં શરૂ થએલો અને તે વખતે તો આટલાં સરળ યંત્રોની પણ શોધ નહોતી થઇ. પાંચમે નંબરે આવતો કાસ્કેડ-નો સૌથી તાજો છે. એ અમેરિકામાં વૉશિંગ્ટન પાસે હજી ગયે વર્ષે જ ખુલ્લો મૂકાયો. બાકીના, મોફાટ (રોકીઝપર્વતમાં કોલોરાડોનો કૉનોટ (કૅનેડા પાસિફિકમાં) અને હૂસૅક (પશ્ચિમ માસાચુસેટ્સમાં) એ અમેરિકાના નાનાનાના બોગદાઓ છે. આ ઉપરાંત હમણાં જ ઇટાલિયન એન્જિનિયરોએ એપિનાઇન પર્વતના પેટમાંથી બે નવા બોગદા તૈયાર કરવાના ખબર મળ્યા છે એક ફ્લોરેન્સ અને બોલોના વચ્ચે ૧૧ માઇલ લાંબો છે; બીજો પણ એટલા જ માઇલ લાંબો છે અને ઇટાલિના બાર્મીઓ શહેરથી નીકળી છેક ઑસ્ટ્રિયન સરહદ આગળ નીકળે છે. આ નવા ટૂંકા રસ્તાને લીધે મ્યૂનિચ, મિલાન અને જીનોઆ – એ ત્રણ દેશોનાં ત્રણ નગરોને બહુ સીધો સંબંધ બંધાઇ જશે.

## ઊંઘ વગર જીવતો માણસ

સાધારણ માણસ એક કે બે રાત ન ઊંઘવાથી કેવો બેચેન થાય છે તે જાણ્યા પછી નીચેના ખબર અજાયબી પેદા કરશે. બુડાપેસ્તનો પૉલ કર્ન નામનો એક અમલદાર છેલ્લાં પંદર વર્ષથી તદ્દન ઊંઘ વગરની જીંદગી ગાળે છે! ૧૯૧૫માં મહાયુદ્ધમાં બંદુકની ગોળીથી ઘવાવાથી એ કેટલાક દિવસ બેભાન અવસ્થામાં પડી રહ્યો હતો અને એ અવસ્થામાંથી જાગૃત થતા પછી એણે ફરીથી એક પળની પણ ઊંઘ લીધી નથી. ત્યાંના પ્રવીણ ડૉક્ટરોના એક્સ રેના અખતરા અને દવાઓના ડોઝની એના ઉપર કંઈ પણ અસર થઇ નથી જોકે સામાન્ય રીતે એ સહેજ થાકેલો અને કંટાળેલો દેખાય છે, તોપણ એના કહેવા પ્રમાણે એને હવે ઊંઘની બીલકુલ જરૂર લાગતી નથી. સામાન્ય રીતે તે રાતનો વખત હૉટેલોમાં સંગીત સાંભળતાં કે પોતાને ઘેર વિવિધ પ્રકારનાં વાંચનમાં પસાર કરે છે. (મનબંધુ)

## દુનિયાની ગરદીનું શું થાય?

જર્મનીના એક આગેવાન પત્રમાં દુનિયાની વસ્તી ૧,૯૫૦,૦૦૦,૦૦૦ માણસોની હોવાનું સત્તાવાર જણાવ્યું છે. હાલ તે નીચે પ્રમાણે વહેંચાએલી છે:

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| યુરોપ: ૯૦ લાખ | કિ | મી | ચોરસ વિસ્તારમાં | ૬૨૫૦ | લાખ | વસ્તી |
| અમેરિકા: ૫૨૦ | ,, | ,, | ,, | ૨૪૭૦ | ,, | ,, |
| એશિયા: ૪૩૦ | ,, | ,, | ,, | ૧,૦૩૦૦ | ,, | ,, |
| આફ્રિકા: ૩૦૦ | ,, | ,, | ,, | ૧૪૦૦ | ,, | ,, |
| ઑસ્ટ્રેલિયા: ૮૦ | ,, | ,, | ,, | ૮૦ | ,, | ,, |

આ આંકડાઓ પરથી સ્પષ્ટ જણાય છે કે એશિયા સૌથી વધુ ગરદીવાળો ખંડ છે. તે પછી યુરોપ આવે છે. અમેરિકા, આફ્રિકા અને ઑસ્ટ્રેલિયા હજુ વધુ લોકોનો સમાવેશ કરી શકે એમ છે. દરેક ખંડની ધારણશક્તિ (માણસો સમાવવાની શક્તિ)ની ચોક્કસ ગણતરી કરવામાં આવે તો યુરોપની શક્તિ ૧,૫૦૦૦ લાખ સમાવવાની ગણાય; એવી જ રીતે અમેરિકાની ૧૪૭,૩૩૦૦૦લાખની, એશિયાની ૧,૦૩૦,૧૭૦૦૦ લાખની તથા આફ્રિકાની ૧૪૦,૨૩૦૦૦ લાખની અને ઑસ્ટ્રેલિયાની ૮,૭૦૦૦ લાખની સમાવેશ કરવાની શક્તિ ગણાય એ હિસાબે યુરોપમાં હવે ૮૭૫૦ લાખ માણસો વધી શકે, અમેરિકા ૩,૧૫૩૦ લાખ વધારે માણસો લઈ શકે અને એશિયામાં માત્ર ૬૭૦૦ લાખ જ વધુ સમાય. આફ્રિકા તેથી વધારે દાખલ કરી શકે તેમ છે—એટલે કે ત્યાં ૨૧૬૦૦ લાખ માણસો હજી વસી શકે અને ઑસ્ટ્રેલિયામાં ૬૯૨૦ લાખ જઈ શકે.

આ આંકડાઓ વિચારતાં લાગે છે કે પૃથ્વીના ગરદીવાળા ખંડોમાં થોડા વખત પછી ભીંસણ વધવાની અને તેને લીધે દરેક પ્રજાએ પોતાનાં થોડાં માણસોને મોકળાશમાં વિદાય કરવાં જ પડશે. જેમને મોકળાશ નહિ મળે તે યુદ્ધ કરીને મેળવવા યત્ન કરશે, અથવા ભૂખમરો અને જગ્યાની તંગી વેઠશે. એ ગરદીના પ્રશ્નને લીધે જ રાજદ્વારી સંબંધો ઘડાશે કે બદલાશે. આજે યુરોપનાં રાજ્યોમાં તો ફક્ત એકલા ઇંગ્લંડ પાસે જ છૂટી જગ્યાઓ વધારે પ્રમાણમાં છે; એટલે યુરોપની બીજી પ્રજાઓને મોકળાશ મેળવવા યત્ન કરવો પડશે.

પ્રજાઓ પરસ્પર ઓખલાસ વધારીને તથા સારા નાતા બાંધીને દુનિયા ઉપર વહેંચાતી જશે ત્યારે જ આ ગરદીનો પ્રશ્ન શમવાનો છે. પ્રજાઓ એકબીજાગાં પોતાની સંસ્કૃતિની મેળવણી કરતી જશે તેમ દુનિયા આખીની સંસ્કૃતિ એક જાતનું એકસરખું રૂપ ધારણ કરશે. ખાનપાન, પહેરવેશ શિષ્ટાચાર લગભગ સર્વસામાન્ય બનશે. (લિટરરી ડાઇજેસ્ટ)

## ઝાડ પરથી પવનની ગતિ માપવાની રીત

એક ફ્રેન્ચ નિરીક્ષક ઝાડનાં પાદડાં તથા ડાળીઓના હલનચલન પરથી પવનની ગતિ માપવાનું નીચેનું કોષ્ટક આપે છે: પાંદડાં શાંત હોય તથા પવનની લહરીઓ ન જણાતી હોય ત્યારે પવનની ગતિ કલાકે બે માઇલ સુધીની હોય છે. પાંદડાં સહેજસાજ હાલતા હોય અને માગ્યે જ કળાય તેવી ધીમી શાંત લહરી આવે ત્યારે પવનની ગતિ કલાકે પાંચ માઇલ જાણવી. પવનના સામાન્ય લહેરખા આવતા હોય અને ડાળીઓ ધીમેથી હાલતી હોય ત્યારે ગતિ કલાકે સામાન્ય રીતે દસ માઇલ હોય છે. ડાળીઓ જ્યારે પવનથી નમતી જણાય ત્યારે તેની ગતિ કલાકે પંદર માઇલ જાણવી. પણ જ્યારે ડાળીઓ ખૂબ ઝૂલવા લાગે ત્યારે આ ગતિ વીસ માઇલની અટકળવી. અને પવનના ઝપાટાથી ઝાડ પરનાં પાંદડા ખરી પડતા દેખો ત્યારે આ ગતિ પચીસ માઇલની જાણજો. પવનનું તોફાન થાય અને નમળી ડાળો ભાંગી જાય ત્યારે પવનની ગતિ પાંત્રીસ માઇલની ગણાય છે; અને એ તોફાન વધે ને મજબૂત ડાળીઓ પણ ભાગી પડે ત્યારે એ ગતિ કલાકે પંચાવન માઇલની જાણવી. ભીષણ વાવાઝોડું થાય અને ઘરનાં છાપરાંન. નળિયાં ઊડવા લાગે ત્યારે વેગ કલાકે લગભગ એંશી માઇલનો હોય છે. —રેવાશંકર ઓ. સોમપુરા

## દ્રાક્ષ

દ્રાક્ષનું મૂળ જૂનું સ્થળ મેસોપોટેમીઆ કહેવાય છે; પરંતુ પણા લાંબાકાળ પૂર્વે આર્ય લોકો દ્રાક્ષમાંથી મદિરા બનાવતા તે વાત કોઇથી અજાણી નથી; અને તેથી જ ઐતિહાસિક નોંધ ઉપરથી એમ કલ્પી શકાય કે દ્રાક્ષનું મૂળ હિંદ હોવું જોઇએ.

મુંબાઇ ઇલાકામાં દ્રાક્ષનું વાવેતર લગભગ ૧૦૦૦ એકરનું છે. આમાંથી લગભગ ૭૫ ટકા ફક્ત નાસિકમાં અને આસપાસની જમીનોમાં માલૂમ પડે છે. બાકી રહેલા ૨૫ ટકા પાકનો મોટો ભાગ જુન્નર અને અહમદનગર તાલુકામાં થાય છે.

ખાસ કરીને દ્રાક્ષની બે જાત નજરે પડે છે: લીલી અને કાળી (૧) લીલીમાં બોકરી, પાંડરી સાહેબી (ધોળી) અને ફકડી એવી ત્રણ જાત હોય છે અને (૨) કાળીમાં બ્લૅક પ્રિન્સ, કાળી સાહેબી અને નીલમ એવી ત્રણ જાત થાય છે. લીલી દ્રાક્ષમાં ફકડી સૌથી સ્વાદિષ્ટ અને ઉત્તમ ગણાય છે. કાળી દ્રાક્ષમાં કાળી સાહેબી સૌથી શ્રેષ્ઠ ને ઉત્તમ મનાય છે.

શહેરોમાં જ્યાં મારકીટો હોય છે ત્યાં તો લીલી દ્રાક્ષ વેચી નાખવામાં આવે છે પરંતુ જો દ્રાક્ષનું વાવેતર મોટા પ્રમાણમાં હોય અને લીલા પાકની આવક-ઓછી-આવે-તેમ હોય તો લીલી દ્રાક્ષ ન વેચતાં તેને સુકવી નાખે છે દ્રાક્ષ સુકવવાની રીત નીચે મુજબ છે. દ્રાક્ષનો પાક ઉતારી લીધા પછી ફળ ઉપર ચિકાશવાળો પદાર્થ હોય છે તે કાઢી નાખવો જોઇએ છે, કારણકે સુકવતી વખતે અંદરનું બધું પાણી ઊડી જવું જોઇએ; અને જો આ ચિકાશવાળો પદાર્થ કાયમ રહે તો અંદરનું પાણી એકદમ સુકાઈ શકતું નથી ને ફળમાં દારૂના જેવી દુર્ગંધ બેસી જાય છે. આટલા માટે ફાલ લીધા પછી દ્રાક્ષને નાની ટોપલીમાં ભરીને ઊકળતા પાણીમાં બોળી ધોઇ નાખે છે. આથી ચિકાશવાળો ભાગ ધોવાઇ જાય છે. પછી દ્રાક્ષને સુકાતાં બહુ થોડો વખત લાગે છે.

દ્રાક્ષનાં ફળ એકસરખા જ સુકાવાં જોઇએ. તેથી ફળને સુકવ્યા પછી તરત જ નાની લાકડાની પેટીમાં પૅક કરવામા આવે છે. તેથી જ દરેક ફળ લગભગ સરખી રીતે સુકાએલું જણાય છે. આ પ્રમાણે સૂકી દ્રાક્ષ તૈયાર થાય છે.

(હસ્તલિખિત કૃષિવિજ્ઞાન) —શાંતિલાલ ઠાકોર

## આંખનાં દરદો વિષે થોડુંક

આંખનાં દરદો તો ઘણી જાતનાં થાય છે, પણ ત્રણ દરદો આપણામાં સર્વ સાધારણ છે. તેમાંનું પહેલું તે ખીલ (ટ્રાકોમા) આ દરદ નાની વયમાં પણ ઘણાંને હોય છે, અને સારી દાક્તરી મદદ વડે કાળજીપૂર્વક ઉપચાર કરવાથી ટાળી શકાય છે; છતાં તે ઘણી વાર ફરી ઉપડી આવે છે અને કેટલીકવાર અસાધ્ય બને છે. આ દરદ ઉત્પન્ન કરનાર જંતુને જાપ.ની ડૉ. નોગૂચીએ પકડી પાડયાં છે. એ ડૉ. નેગૂચી તો જોકે તે પછી યલો ફિવરની શોધ કરતાં તેના જંતુનો ભોગ થઇ પડયા હતા, પણ તેમણે ખીલના જંતુની આ કરી રાખેલી શોધથી તે દરદ મટાડવાનો ઇલાજ હવે જલદી જડશે.

આંખના બીજા બે રોગ તો એવા છે કે જેની બાબતમાં સત્વર કાળજી ન રખાય તો અંધાપો જ આવે છે. તે મોતીઓ (કૅટૅરૅક્ટ) અને ઝામરો (ગ્લૉકોમા). મોતીઆ માણસને પાકટ વયે ઊતરવા માંડે છે. તેને લીધે આંખમાં પહેલાં આછુંઆછું વાદળું બંધાય છે ને તે ધીમેધીમે નજર બંધ કરવા માંડે છે અને છેવટે કંઇ જ દેખાતું નથી. આ મોતીઆ દૂર કરવાને ઑપરેશન કરાવવું જોઇએ. ઘણે ભાગે તેને પાકવા દેવા પડે છે; પણ તે પૂરા પાકે તે પહેલાં પણ ઑપરેશનથી દૂર થઇ શકે છે. આંખના સર્જનો બહુ જ સરળપણે કાપકૂપથી તે કઢાવી લે છે

ઝામરો પણ સામાન્ય રીતે જીંદગીના પાછલા ભાગમાં થાય છે. આંખની કીકી ઉપર દબાણ વધતાં તે થવા પામે છે. આંખ પર તેનો ઢાળ સાચવવા અમુક હદનું દબાણ જરૂરી છે, પણ તેથી વધારેપડતું દબાણ થાય તો આંખના રેસાઓ કચરાય છે અને જોવાનું બંધ થાય છે. આ દરદની નિશાની તરીકે પહેલાં પ્રકાશની આસપાસ રંગીન કુંડાળાં દેખાય છે, તે પછી થોડો વખત ઝાંખપ લાગે છે અને પછી દૃષ્ટિ સંકેલાતી

જાય છે. આમરો શરૂઆતમાં હોય તો કુશળ શસ્ત્ર ક્રિયાથી કાઢી શકાય છે, પણ જો મોડું થાય તો મુશ્કેલ બને છે. ઘણી વાર આવા દરદીઓ વેળાસર આંખના દાક્તરને આંખ બતાવતા નથી અને દરદ વધ્યે જાય છે; પછી છેવટે અસાધ્ય થઇ ગયે પરતાય છે. આગરા અને મોતીઆનાં દરદને ઘણા એકસરખાં માની લે છે, કેમકે તેની અસર આંખની દૃષ્ટિને એકસરખી અટકાવનારી હોય છે. પણ આ બાબતમાં હમેશાં શરૂઆતથી જ હોશિયાર દાક્તરની સલાહ લેવી જરૂરની છે.

## હવામાંથી રેશમ અને કાગળ બનશે !

કોશેટાના જીવડાએ બનાવેલા રેશમને બદલે બનાવટી રેશમ તો હવે બહુ જ પ્રચલિત થઇ ગયું છે. કાગળની પેઠે તે પણ ઝાડના માવામાંથી બનાવી શકાય છે, અને યુરોપમાં તો ઢગલા મોઢે બનતું હોઇ બહુ સસ્તું અને લોકપ્રિય થઇ પડ્યું છે. પણ હમણાં જાણીતા વિજ્ઞાનશાસ્ત્રી ડૉ. હર્બર્ટ લેવિન્સ્ટીને લંડનમાં જે આગમવાણી ઉચ્ચારી છે તે ખરી પડે તો તો ઘેરેઘેર એ રેશમ જ વપરાવા લાગે. એમણે કહ્યું કે શોધખોળો વડે એટલું તો સાબિત થયું છે કે ઝાડના જે માવા (વૂડપલ્પ)માંથી કાગળ અને રેશમ બને છે તે માવાનાં અને સાકરનાં રાસાયનિક તત્ત્વો એક જ છે. અને વિજ્ઞાનીઓએ હવામાંના કાર્બન-ડાયોકસાઇડ તથા વરાળના તત્ત્વો વડે સાકર તો ક્યારની બનાવવા માંડી છે. એટલે એનો અર્થ એ કે હવામાંથી જેમ એ સાકર બની તેમ પેલો રેશમ અને કાગળ બનાવવાનો માવો પણ કેમ ન નિપજે? અને એ નિપજે એટલે પછી હવામાંથી રેશમના તાકા અને કાગળનાં રીમ જ ઉતારવાનાં રહ્યાં કે બીજું કાંઇ? પરમેશ્વરે આ જ્ઞાનની સહાય અણીને વખતે મોકલી જણાય છે, કેમકે કાગળનો માવો બનાવનારાં વૃક્ષોવાળાં કેનેડા અને નૉર્વેનાં જંગલો હવે બહુ ઝડપથી ખતમ થવા માંડ્યાં છે. દુનિયા કાંઇ ઓછો કાગળ ખાય છે?

## કુમાર હિંદી વિમાનીઓ

થોડા દિવસો પહેલાં કરાંચીના વૈમાનિક મથકેથી બે નવજવાન હિંદીઓએ એક નાનકડા વિમાનમાં ઇંગ્લંડ જવાનું સાહસ ખેડ્યું. કશી પણ ધમાલ કે દેખાવ વિના તેમણે મૂંગામૂંગા નિશ્ચય કરી લીધો અને ઉપડયા. ૧૭ વર્ષના એક ભાઇ એંજિનિયરને યાંત્રિક તરીકે લઇ, પંજાબી નવજવાન ભાઇ ચાવલાએ અડગ હિંમત અને અપાર સાહસિકતાથી ઇંગ્લંડ પહોંચવાની પોતાની હોંશ સફળ કરી. આજના દેશકાળમાં તો એ બન્ને કુમારવીરોને વધુ ધન્યવાદ ઘટે છે, કેમકે પરદેશી તંત્ર નીચે ભારતની જવાનીને કરમાવી નાખવામાં આવી છે; તેને શૌર્ય અને સાહસ બતાવવાની તક અપાતી નથી. છતાં જ્યાંજ્યાં અને જ્યારેજ્યારે એ તક મળે છે ત્યાંત્યાં અને ત્યારેત્યારે ભારતવાસીઓ પ્રત્યેક ક્ષેત્રમાં જગતની કોઈ પણ પ્રજા જેટલાં પરાક્રમો બતાવી શકે છે એ વાત આ ક્ષેત્રમાં ચાવલા અને એંજિનિયરે એક વધુ વાર સિદ્ધ કરી છે. તેમની સાથેના ભાઇ એંજિનિયર પારસી છે; ગુજરાતીઓ માત્ર વ્યાપારધંધા સિવાય બીજા ક્ષેત્રમાં સાહસ બતાવી શકતા નથી, એ મહેણું હવે તો ગુજરાતીઓએ ટાળ્યું છે. (નવયુગ)

## દેશનો પ્રાણ—ખેડુત

અત્યારે જાણ્યે અજાણ્યે પણ મહાસભાના ફરમાન કોઈ સાચા દિલથી પાળતું હોય તો તે ખેડુત છે. એના અંગેઅંગમાં તાકાત ભરી છે, છતાં એ હાડનો રાંક છે એટલે હુકમની હૂંડી સમો હવાલદાર તેને હડધૂત કરે છે. દેશના વાણિયાબ્રાહ્મણો ખેડુતની વિઘોટી વડે નભતી શાળાઓમાં વિનામૂલ્યે શિક્ષણ લે છે; અને પછી એ જ મનજન તલાટી, મહાલકારી કે કોઇ અમલદાર થઇ એ જ ખેડુતોને રંજાડે છે, એને પાયમાલ કરવાની નવીનવી યોજનાઓ 'અન્નદાતા' મહારાજા કે સરકાર માબાપને સુઝાડે છે. અને ખેડુતોનાં સંતાન બિચારાં એ શાળામાં જવાને બદલે ચોમાસાની મેઘલી રાત, શિયાળાના સપ્ત પરોડ અગર ઉનાળાના ધોમ તડકામાં અડવાણે પગે ને ઉઘાડે માથે ધરતી મૈયાને રીઝવી રહ્યા હોય છે. ખેડુતો પેઢીઓ અવિરામ ઉદ્યોગ કરે છે અને ઉજળિયાત મજા એની મજૂરી પર, એના તપ પર, એની શક્તિ પર તાગડધિન્ના કરે છે. અને છતા આ ભૂમિપુત્ર નિરક્ષર છે એટલે અક્કલહીણો ગણાય છે, રાંક સ્વભાવનો છે એટલે વધુ રીબાય છે એને સરકાર દરબારમાં પ્રતિષ્ઠા નથી, અને સમાજમાં તે અજડ અગર બુડથલ તરીકે ઓળખાય છે.

ખેડુતોનું આરોગ્ય સચવાય એવા કોઇ પ્રયત્નો કરતું નથી, છતાં તે તંદુરસ્તીનો આદર્શ હોય છે. એને અક્ષરજ્ઞાન આપવાની કોઇને દરકાર નથી, છતાં તે સંસ્કારિતાનો સાચો ઉપાસક હોય છે. સોરઠી ખેડુતનું દુહા સાહિત્ય તો જુગજૂનું અને દુનિયાભરમાં અજોડ છે. સોરઠી ખેડુતની ગૃહરચના, એનો પહેરવેશ, એના અલંકાર, એ તમામમાં ઉચ્ચતમ કળાની અપૂર્વ કારીગરી નજરે પડે છે એના બળદની ઝૂલ જુઓ, એની ઓઢણીની કારીગરી જુઓ, એના ટોડલીઆને પછીત ન્યાતીના શણગાર જુઓ. ખેડુતની સૌએ ઉપેક્ષા કરી છે છતાં એ પોતાના સ્વભાવ ને સંસ્કાર અખંડ જાળવી શક્યો છે.

શક્તિની સાધના ચોરો પાડ્યે નહિ થાય. મૂગે મોંએ મળે તે કામ કરી છૂટવાનો દરેક જુવાન નિરધાર કરે તો એક દાયકામાં દેશના દીદાર ફરી જાય. ખેડુતોનો પ્રશ્ન એ દેશનો પ્રાણપ્રશ્ન છે. એ સંતોષી હશે તો ધરતીમાં ધાન્ય ભરપૂર રહેશે. એ તંદુરસ્ત હશે તો સ્વાધીન હિંદનું રાષ્ટ્રીય સૈન્ય વધશે એ શિક્ષિત હશે તો એકે અમલદાર કે એકે ભૂપાળ આ ભૂમિપુત્રો પર સિતમ ગુજારી શકશે નહિ. એટલે દેશને સર્વાંગ સમૃદ્ધ બનાવવા માટે શક્તિની સાધનામાં શ્રદ્ધા હોય તે તમામે ખેડુતોના ભેરુ બનવું ઘટે છે. (સૌરાષ્ટ્રમિત્ર)

જપાનના સ્વાતંત્ર્યયુદ્ધ વખતે છેલ્લો કિલ્લો છતાતાં બહુ મુશ્કેલી નડી. સેનાધીશે ૧૦,૦૦૦ નવા સૈનિકોની ભરતી માટે વિજ્ઞપ્તિ બહાર પાડી એક જ દિવસમાં ૫૦,૦૦૦ અરજીઓ મળી. એ બધાને કૈં લડવા જવાનું નહોતું; માત્ર કિલ્લા પાસેની ખાઇઓમા પડી ખાઇઓ પૂરવાની હતી આ યુવકો માટીની માફક એ ખાઇઓમાં ધરબાયા અને તે પર થઇ જાપાની લશ્કરે ખાઇ ઓળંગી કિલ્લો છત્યો. 'તે' જપાન આજે સ્વતંત્ર છે.

રાત્રે ભેંસના દૂધમાં આખા ચણા પલાળી રાખીને સવારે ખાવા એ સરસમા સરસ યાકુતી (પૌષ્ટિક દવા) છે

નીચલું વાક્ય ભૂલ કર્યા વિના તેમજ અચકયા વિના ઝડપથી બોલી શકો તો સમજજો કે તમારી જીભ સ્પષ્ટ અને ધાર્યા ઉચ્ચાર કરવા માટે બરોબર કેળવાએલી છે: "પાચ પાપડ કાચા કાકા, પાંચ પાપડ પાકા કાકા, પાકા પાકા જમો કાકા, કાચા મૂકો પાછા."

દક્ષિણ અને મધ્ય અમેરિકામા થતું બાલસાનું લાકડું દુનિયા આખીમા હલકામા હલકું ગણાય છે એના એક ઘન ફુટનું વજન ૭॥ રતલ થાય; બૂચ કરતા પણ અરધુ! પણ એમાં મજબૂતી ન હોવાથી ઝાઝા ઉપયોગમાં નથી આવતું; હમણાંહમણા એરોપ્લેનની બનાવટમાં એનો ઉપયોગ શોધી કઢાયો છે.

ઉનાળાના દિવસો આવ્યા: સાથે અળાઇઓ પણ આવવાની. થોડા ઉપાય: કેરીનો રસ શરીરે ચોપડી નહાવાથી મટશે; કેરીની ગોટલી વાટી શરીરે ચોળી નહાવું કે પાણીમાં સારું રસદાર લીંબુ નીચોવી નહાવું, દૂધની મલાઇમા સુખડ અને ઝિંક ઑક્સાઇડ મેળવીને ચોળવાથી અળાઇઓ, તથા તેથી થતાં ગરમીનાં ગુમડાં (ધામીઆં), પણ મટશે.

કેટલાંક ઢોર, બકરાં વગેરે પોતાનાં આંચળ પોતે જ મોંમાં લઇ ધાવી જાય છે એને 'આપ-ધાવ' કહે છે.

**ખજૂરનું શરબત**

ઠળિયા અને કચરો કાઢી સાફ કરેલા પાશેર ખજૂરને એક શેર પાણીમાં રાત્રે પલાળી મૂકો. બીજે દિવસે પાણીમા તેનો રસ બધો પચી જઇને કૂચા સહેજે છૂટા થઇ આવે એવો બની જશે. તેને સારી પેઠે ચોળી વસ્ત્રગાળ કરી લઇ કૂચા કાઢી નાખો એટલે શરબત તૈયાર થયું એ માત્ર સ્વાદિષ્ટ અને શીતળ જ નહિ પણ સત્ત્વશાળી ને સોઘું પણ છે.

ગાયના છાણના સૂકા અડાયાને બાળી તેની રાખ થએલા પોડાને આખું ને આખું મીઠાના પાણીમાં બોળી દેવુ. સુકાયા પછી શીશીમાં ભરી દંતમંજન તરીકે વાપરજો. ઉત્તમ ગુણકારી છે.

કોળાને કાપ્યા વિના તેનાં બી જાણવા હોય તો, કોળાની જેટલી રેખા હોય તેને દસે ગુણો ને તેમાં સાત ઉમેરીને ત્રણે ભાગો. જે આવે તેટલાં બી તેમા હશે. ધારો કે કોળાને ૧૮ રેખા છે; તો ૧૮×૧૦=૧૮૦+૭=૧૮૭ ÷૩=૬૨. એટલે કે તેમાં ૬૨ બી છે. શેષ ૧ વધે તો જાણવું કે એક બી નાનું છે, કે નહિ જેવું છે. (લિ ભટ્ટ)

ગરમાગરમ વસ્તુ કાચના વાસણમાં નાખતી વેળા રૂપાના સળિયા કે ચમચા વડે તેને હલાવતા જવાથી કાચ તૂટશે નહિ, કેમકે રૂપામાં ગરમીને શાંત કરવાનો ગુણ છે. રૂપાના ચમચાથી વાસણ એકદમ ગરમ થતું અટકે છે ને તૂટતું નથી.

ફૂલદાનના પાણીમાં થોડો ચારકોલનો ભૂકો કે કપુર, અથવા છેવટે થોડોક વાદળી રંગ નાખતા રહેશો તો એથી ફૂલો વધારે વખત પ્રફુલ્લ રહેશે.



કચ્છી ઘોડીનો આ સાજ કચ્છના જ એક રજપુતભાઇએ ગૂંથીગંઠીને પેર બનાવ્યો છે (૧) મોવડ (૨) કલગી (૩) કોટિયું (૪) વાઘ ને (૫) સરક

માસ્તર—રમણ, જેમાં દૂધ હોય એવી પાંચ વસ્તુનાં નામ બોલ જોઇએ

રમણ—દૂધપાક, બાસુદી, આઇસક્રીમ, સ્પેશ્યલ ચાહ અને ગાય.

કાગળના વેપારીઓ ઉધઇના ઉપદ્રવથી બચવાને પોતાની વખારોમાં ડાંગરનાં ફોતરાં નાખે છે. ઉધઇ ડાંગરનાં ફોતરામાં અસર કરી શકતી નથી

શાર્ક માછલી કલાકના ૧૭ થી ૨૦ માઇલની ઝડપે દરિયામાં તરી શકે છે.

ડુંગળીના કચુંબરની વાસ દૂર કરવા તેમાં પાકાં ટમાટાં નાખી જોજો સાથે સ્વાદિષ્ટ ને પૌષ્ટિક પણ બનશે.

પાવલીભાર નાગકેસર માખણ ને સાકર સાથે રોજ ખાવાથી હરસ મટે છે.



એક જાડા કાર્ડમાંથી ચાર ઇંચ વ્યાસનું ગોળ ચક્કર કાપીને ચિત્રમાં બતાવ્યા મુજબ તેના મધ્યબિંદુમાંથી પસાર થતી આઠ લીટીઓ દોરો અને એ દરેક લીટી પર જુદાજુદા રંગની નાની લીટીઓ ચીતરો. હવે ચકરના મધ્યબિંદુમાં ઝીણી ખીલી ભરાવી એને ચકરડીની માફક ફેરવો, એટલે એ ચકરડીના મથાળા પર જુદીજુદી ગોળ લીટીઓ મધ્યબિંદુ તરફ જવા દોડતી હોય એવો દેખાવ થશે.

# કુમાર

આવતી કાલનાં નાગરિકો ઘડતું આજનાં ઘરોનું માનીતું માસિક

વૈશાખ
૧૯૮૬




## દાંડીને

[પૃથ્વી]

નથી તવ તીરે મહા ઘૂઘવતા સમુદ્રો પડ્યા,
નથી તવ તીરે કદી ય જગ-જહાજ તો લાંગર્યાં;
અપાર નવ એ ઊંડાણ જગના મહા સિંધુ શાં,
કહું કયમ સ્તુતિ કહે હું તવ ? તું સમુદ્રેયના !

નથી અમર આંસુડે ઝબકતી દીવાદાંડી યે,
તૂટેલ પથરા પડ્યા રઝળતા રડે પાદરે;
ભર્યાં કદમ ભૂમિમાં નવજવાન શા ડોસલે !
સુવર્ણ ધૂળની શી ! ધન્ય પગલે–ચડી પારસે !

તપ્યાં તપ અગમ્ય કોઇ વીરલે ફળે–પાંગરેઃ
સમુદ્ર થકી યે અપાર નરનાવડાં લાંગરે.
કણે, વિચિત્રણે વસે અમરતા–લસે ધન્યતા;
સુવર્ણ ઇતિહાસનાં પ્રથમ ગાન તારા તીરે.

[મન્દાક્રાંતા]

આળોટે જ્યાં રૂદન કરતા દાંડી પાષાણખંડ
ત્યાં રોપાશે અમર સ્મૃતિ શો રાષ્ટ્રનો માનદંડ !

કૃષ્ણલાલ શ્રીધરાણી



દાંડીનો દરિયાકાંઠો  સ્કેચ: કનુ દેસાઇ



માનવ-સ્વાતંત્ર્ય અને સુધારાની હિમાયત કરનારી અંગ્રેજ પ્રજાના પ્રતિનિધિઓએ આ દેશની સરકાર બનીને જે સ્વરૂપ છુપાવ્યું હતું તેનું આબેહૂબ ચિત્ર, આજે જ્યારે હિંદુસ્તાનના સૈકાઓના ઇતિહાસનું મોં ઊઘડયું છે તે વખતે, ખરેખરા રૂપમાં આલેખાઇ ગયું છે.

સુજનતાનો જવાબ તે દમદાટીથી વાળે છે, સત્યને તે રૂંધે છે, ઈશ્વરના શાસનને તે અવગણે છે, અને તમે તેના બળની હરીફાઈ કરી ન શકો ત્યાં સુધી સીધી વાતનો તે ઇનકાર કરે છે. નિરપરાધી અને નિર્દોષ સ્વભાવના અનેક જણ તેની તુલાએ ભયંકર તકસીરવાર ઠર્યા છે અને તેના પંજાના પ્રહારથી કોણ બચી શકે તે કોઈ જાણતું નથી. કાયદાનાં એક પછી એક શસ્ત્રો તેણે એવાં નિપજાવ્યાં છે કે કોઇપણ માનવીએ અવાજ કે જવાબ વગર તેના ભોગ માટે ઉઘડેલાં પ્રચંડ જડબાંમાં ગુમ જ થવાનું રહે છે ને એ બધું કાયદેસર ગણાઇને!

એ કાયદાના જ જોરે ભારતહૃદયસમા યુગમૂર્તિ મહાત્મા ગાંધીજી ગઇ તા. ૪થી મેની રાત્રે એક વાગ્યે સરકારના ગ્રાસ થયા છે. આઝાદીનો જંગ ઉઠાવનાર અગ્રણી આમ દૂર થતાં પ્રજા શાંત થઇ જાય(એટલેકે સરકારની દૃષ્ટિએ શાંતિ જળવાય) એ હેતુ પાર પડશે ખરો? પ્રજાહૃદયમાં કેંદહાડાનો હુતાશ પ્રજ્વલી ઊઠયો છે તે એમ હોલવાઇ જશે શું? કાળ આજ સૌની પરીક્ષા લે છે. ઇશ્વર પણ ભારતના સંકલ્પો નાણી જુએ છે. વાઇસરૉયથી માંડી છેવટના કેટલાક પોલીસ અમલદાર સુધીના અધિકારીઓએ સત્યાગ્રહનાં જોર ખાળવા માટે પોતાની મનુષ્યદૃષ્ટિ ગુમાવીને રાક્ષસી ઈલાજો લેતાં પાછું વાળી જોયું નથી. પણ તે સાથે દુર્ભાગ્યની વાત તો એ છે કે દેશના દારિદ્ર્યને લીધે પાંચપદર રૂપિયા જાતમહેનતથી રળી શકવાની શક્તિ વિનાના આપણા જાતબંધુઓ જ અતિશય દીન અને ન ભૂલાય તેવી નિષ્ઠુરતા ને પશુતા બતાવી રહ્યા છે. તેઓ વિચારી શકે તો આ દારિદ્ર્ય જ આખા દેશની અધોગતિનું મૂળ છે. એવું દારિદ્ર્ય શાથી આવ્યું? કોઈ એનો પૂરો વિચાર કરી શકે તો ઇંગ્લંડ અને યુરોપમાં ઘસડાઇ ગએલી સંપત્તિ અને હિંદની અસહાય સ્થિતિ નજરે આવ્યા વિના નહિ રહે. આ યુદ્ધ અંગ્રેજ પ્રજાની સામે નથી, પણ જે રીતે તેણે ભારતને આટલી હદ સુધી પડવા દીધું છે ને જાણીબૂજીને તેને બચાવવાના ઇલાજો અટકાવ્યા છે તે રીતો ને ધારાઓ સામે પ્રજાનું આક્રમણ છે.

વાઇસરૉય સાહેબને કદાચ હિંદની પ્રજાની દયા આવતી હશે, છતાં હિંદનાં બંધનો ઢીલાં કરવાની સત્તા તેમના હાથમાં લેશમાત્ર નથી. એક પછી એક સખ્ત કાયદાઓ ઊભા કરી તેઓ અંકોડા તંગ કરી શકે છે, તેઓ ચહાય તેટલો જુલમ કરી શકે છે, પણ હિંદુસ્તાનની પ્રજાને ટુકડો વધારે આપવાની સત્તા તેમને મળી હોતી નથી. એ તો ઇંગ્લંડમાં બેઠેલા હિંદના વજીર અને પાર્લામેંટના હાથની વાત છે. એ પાર્લામેંટમાં ઇંગ્લંડના પૈસાદાર માણસોના જોરે આવેલા સભાસદો તેમજ ઇંગ્લંડની વેપારી સંસ્થાઓના પ્રતિનિધિઓ જરાક હિંદુસ્તાનના ફાયદામાં મત પડતો જુએ તો કકળી ઊઠે છે. અને તેઓ એટલા સત્તાધીશ હોય છે કે જો ધારે તો હિંદી વજીર કે વાઇસરૉયને હોદ્દા પરથી ખસેડી શકે. એ રીતે હિંદની સાંકળોના છેડા ખરી રીતે તો હિંદ પર વેપાર ચલાવતા થાપણવાળા ને મોટી નોકરીના ફાયદા ઉઠાવતા નોકરવર્ગના હાથમાં છે.

મોટાં કમિશનો નીમાય છે તેનો ખર્ચ હિંદુસ્તાનની પ્રજા ઉપર પડે છે પણ તે કમિશનનાં ફળ તો અંગ્રેજ વેપારીઓને અથવા કંપનીઓને મળી જાય છે. અને છતાં યે સંતોષ ન થાય તો એ કમિશનના વાયદા અને કમિશનોના નિર્ણય બધું છેલ્લી ઘડીએ પાર્લામેંટ ઉથલાવી દઇ શકે છે, જ્યારે હિંદી પ્રજાને તે માટે કોઇ બાંહેધરી સરખી પણ આપી શકતું નથી. તપ તપીને કામ પાર ઉતારવા મથતા દેશનેતાઓને પાર્લામેંટને બારણે પણ ચડવાની તક મળતી નથી. નવા કાયદા કે નવાં ફરમાનો આવે તે પણ વાઇસરૉય સાહેબ મારફતે! તે પછી પ્રજાને કંઇ પણ કહેવું હોય તો વાઇસરૉય સાહેબ ભણશે કે પાર્લામેંટના હુકમ વિના હું કંઇ ફેરફાર ન કરી શકું. પછી હિંદુસ્તાનનો એક પણ પ્રતિનિધિ વાઇસરૉય સાહેબને સમજાવી શકે નહિ.

મહાત્મા ગાંધીજી, પંડિત માલવીય-

---

**હું પકડાઈ જાઉં એટલે**

સાથીઓ કે લોકોએ ગભરાવાનું મુદ્દલ કારણ નથી. આ લડતને ચલાવનારો હું નથી. પણ ઈશ્વર છે જે બધાનાં હૃદયમાં વાસ કરે છે. આપણામાં જો શ્રદ્ધા હશે તો એ દોરશે જ. માર્ગ તો અંકાઇ ગયો છે. . . . . કુરબાની વિના મળેલું સ્વરાજ કદી ટકે નહિ. એટલે લોકોને ભલે પેટ ભરીને કુરબાની કરવી પડે. સાચી કુરબાનીમાં કેવળ એક તરફથી જ કષ્ટ સહન કરવાનું હોય છે. એટલે કે કોઇને માર્યા વિના પોતે મરીને જીવવાનો મંત્ર સાધવાનો હોય છે.

એ મંત્ર હિંદુસ્તાન સાધો.

મોહનદાસ
કરમચંદ ગાંધી

જી, ના. વિઠ્ઠલભાઇ પટેલ, પંડિત મોતીલાલ અને રાષ્ટ્રપતિ જવાહરલાલ જેવાને છોડીને હિંદ કોને પોતાના પ્રતિનિધિ તરીકે ધરી શકે? તેમની ઇતબારી, આત્મત્યાગ અને કુમ સેવાથી કોણ વધી જાય એમ છે? તેમના વિચારો અને આદેશોમાં હિંદ આજ પોતાની સમગ્ર શ્રદ્ધા મૂકી ચૂક્યું છે. તેમના જેવાના ભોગ અને સમર્પણથી આજે દેશના એકેએક જણમાં એક જ ઝંખના થઇ રહી છે અને તે ગાત્ર ખાખી જવાની. રાષ્ટ્રહૃદયનો આ હુતાશ સરકાર અને ઇંગ્લંડવાસીઓનાં કઠણ હિયાને પીગળાવે અને માનવ હૃદયનો સાચો સાદ તેઓ સમજે ત્યાં સુધી એ દિનની રાહ જોતા આપણે તો સત્ય ને સ્વાર્પણથી સ્વાતંત્ર્યનો પંથ કાપીએ.

---

## હાઇસ્કુલ કૉલેજના વિદ્યાર્થીઓને

તમારા ગાંઠેલા જેઓ પરીક્ષામાં, અશ્રદ્ધામાં, ઉદાસીનતામાં કે બીજી કોઇ સંસારી જંજાળોમાં જકડાઇ રહ્યા હતા, તેઓને તો આજે તમારા પેલા ઝુકાવી ચૂકેલા બડભાગી બાંધવોની ઇર્ષ્યા આવતી હશે. ધોલેરા, ધરાસણા, વીરમગામ અને બીજા અનેક સમરાંગણોમાં અહિંસામય તાકાતનો પરચો બતાવી પશુબળને હંફાવનાર એ તમારા ભાઇઓ તો અલૌકિક યશકલગીઓ પામી ગયા. તેમનાં શીલ, તપ અને સેવાપરાયણતાની ખુશબો ગામડેગામડે આજ ફોરી રહી છે. તમારી પોતાની શી તૈયારી છે?

ગોળીઓ ઝીલવાનું, ગિરફતારી વહોરવાનું કે અત્યાચાર વેઠવાનું તમારાથી બને યા ન બને, અભ્યાસ તમારી છાતીએથી છૂટે યા ન છૂટે, અન્ય મૂંઝવણોમાંથી તમે મુક્ત બની શકો કે નહિ, પણ તમે આટલું તો કરો. તમારી રજાનો આ એક મહિનો તો દેશને ચરણે ધરી દેવાની પ્રતિજ્ઞા આજે જ લઇ લો. તમારા ગામની નજીકનાં જ ગામડાંમાં જઇ પહોંચો. અજ્ઞાન ગ્રામજનોની પાસે આજની લડતનું રહસ્ય ખુલ્લું કરો.




હિંદમાં બ્રિટિશ રાજકારભાર — ચિત્રકાર : રવિશંકર રાવળ

સ્વરાજની અને અત્યારના રાજની સરખામણી દોરો. સ્વદેશી, સામાજિક બહિષ્કાર, બ્રિટિશ માલનો પરિત્યાગ, ગાંધીજીએ બતાવેલા અગિયાર મુદ્દાઓ વગેરેની સમજૂતી આપો. શેરીઓ સાફ કરો, કુવાના ગાળ કાઢો; દલિતમૂર્તિ ભગવાની આરોગ્યની યોજનાની એક પ્રત સજ્જામાં લઇ, એકાદ નાનું પાટિયું ને નાની લાકડી લઇ, ગામડાંનાં આખિર વયનાં સ્ત્રીપુરુષોને એમની દુરસદને સમયે રોજેરોજ અક્ષરજ્ઞાન આપવા લાગી પડો. એક જ મહિનામાં તમે સેંકડો ગ્રામજનોની આંખોનાં પડળ ઉઘાડી શકશો. કોઇ ને કોઇ પ્રકારે પૂર્ણ સ્વરાજના કાસદિયા બની આવો. આજે મા.મહાં તમારા ભોગ ઝીલવા તલખે છે. એક જ મહિનો—ફક્ત એક જ મહિનો માતૃભૂમિને અર્પણ કરો. (સૌરાષ્ટ્ર)

---

**લેખકોને** ફરી એક વાર વિનતિ છે કે લેખો સંબંધીના કવરો અથવા ન સ્વીકારાએલા લેખો પાછા મેળવવા માટે સાથે પોસ્ટેજ બીડવું જોઇએ. તે વિના તે મોકલવા અમે બંધાએલા નથી

## સ્વાસ્થ્ય : શક્તિ : સૌન્દર્ય



રાજકોટના ભાઈ ચંદ્રકાન્ત માનાણી: ઉંમર ૨૦ વર્ષ; ઊંચાઈ ૫' ૨"; વજન આશરે ૧૧૦ રતલ; છતાં શરીરની કેવી સરસ ખીલવણી! એક પણ અંગ ભારે કે બેડોળ બન્યું નથી; છતાં જાણે શક્તિના ફુવારા છૂટતા ન હોય! પુરુષત્વનો તનમનાટ અનુભવવા તો આવા સુદૃઢ કેળવાયેલાં શરીરો જોઇએ; નહિ કે નિચોવેલા ગાભા જેવાં મુડદાલ હાડપિંજરો. સર્વાંગ વિકસિત શરીર, સ્ફૂર્તિભર્યું સ્વાસ્થ્ય અને ઓજસ્વી સૌંદર્ય એ જીવનનાં આવશ્યક અને અવિભાજ્ય અંગો છે. સર્જનહારે શરીર બક્ષ્યું તેની સાથે જ એને સાચવવાની ને વિકસાવવાની ફરજ સોંપેલી છે. એ ફરજને અવગણી બેદરકારી તથા પ્રમાદથી વેડફી નાખવાનો આપણને શો હક છે? ઇશ્વરનો, પોતાની જાતનો અને દેશનો એ દ્રોહ નથી શું?

# પ્ર યો ગ સિ દ્ધ

આજથી ત્રણસેંક વર્ષ ઉપર ઇટાલીના ફ્લૉરેન્સ શહેરની પાસેના ગામડામાં એક વૃદ્ધ માણસ રહેતો હતો. પોતાને જાણે દુનિયાએ દેશપાર કર્યો હોય તેમ તે પોતાના ઘરમાં જ કેદ ભોગવતો. આજે તે તાવથી શેકાતો પડ્યો હતો. એક વાર તેનામાં એટલું બધું મનોબળ હતું કે જગતના ડાહ્યા ગણાતા માણસોની સલાહને તે હસી કાઢતો. ભલભલા સત્તાધીશોની તેણે દુશ્મનાવટ વહોરી લીધી હતી. પણ અત્યારે તે કંગાલિયત ને દુઃખમાં સબડતો હતો. એક વાર પોતાનાં તીવ્ર ચક્ષુથી સમગ્ર આકાશનું તેણે ઉત્તમ નિરીક્ષણ કર્યું હતું. અન્ય કોઇપણ માણસ કરતાં અનેક અદ્‌ભુતતા તેણે જોઇ હતી. એ જ આંખો અત્યારે અંધ થઇ હતી. ધ્રૂજતા હાથે આ વેળાએ તેણે નીચેના શબ્દો લખ્યા, 'અરેરે! તમારો આ વહાલો સેવક અને મિત્ર ગૅલિલીઓ એક મહિનાથી તદ્દન આંધળો બન્યો છે. મેં આ વિશ્વ, આ સ્વર્ગ, આ પૃથ્વીને પ્રાચીન કાળના વિદ્વાનોની માન્યતા કરતાં લાખગણાં મોટાં કરી આપ્યાં; તે જ પૃથ્વીમાં આજે હું એક સાડા ત્રણ હાથના ખાડામાં દાટવા મારું આ કલેવર મૂકી જાઉં છું.'

આ કરુણ દશ્યનો પાત્ર મનુષ્ય આજે લગભગ ત્રણ સદી પછી વિજ્ઞાનનો એક અમર આત્મા ગણાય છે. આધુનિક જગતની ઘણીખરી અદ્‌ભુતતા તેના ચપળ બુદ્ધિવાન મગજમાંથી ઉદ્‌ભવી હતી. આજે તો લગભગ દરેક વિદ્યાર્થી તેનું નામ અને તેણે કરેલાં કામ જાણતો હશે. આ ગૅલિલીઓ વૈજ્ઞાનિક શોધક હતો, જેણે લોલક, થર્મોમીટર ને દૂરદર્શક યંત્રની પ્રથમ શોધ કરી. વળી એ ખગોળવેત્તા પણ હતો. અમાપ આકાશમાં દેખાતા અસંખ્ય તારાઓની અદ્‌ભુત મહાન વાર્તા તેણે જ પ્રથમ દુનિયાને કહી. તે તત્ત્વવેત્તા પણ હતો. સદીઓથી જ્ઞાનની પ્રગતિનાં દ્વાર બંધ થયાં હતાં તે તેણે ઉઘાડી



# વિજ્ઞાનનો પિતા

ગણ્યાં. અગણિત ગ્રહો અને અનેક સૂર્યોની સૃષ્ટિમાં આ આપણી પૃથ્વી એક નાનો ફરતો માત્ર ભમરડો છે એવો ખ્યાલ તેણે જ પ્રથમ આપ્યો. પણ આવાં બધાં અને બીજાં તત્ત્વજ્ઞાનનાં સત્ય શોધીને તે સાબિત કરવાના વિષયમાં અનાદિકાળથી બહુ પ્રતિબંધ મૂકાયા હતા. તેને જ્ઞાનપ્રાપ્તિને ખાતર આ બુદ્ધિમાન પુરુષે ઠોકર મારી ફેંકી દીધા. પરિણામે પોતાના આખા જીવન દરમ્યાન તે નિંદા અને તિરસ્કારનો ભોગ થયો એટલું જ નહિ પણ તેને ઘણુંઘણું દુઃખ સહન કરવું પડયું. આટલું છતાં ભવિષ્યની પ્રજાને સારુ શક્તિ તથા ગતિના નિયમની નવી સમજણ તેણે આપી, જે વગર આ જમાનાની યાંત્રિક અદ્ભુતતા અસંભવિત હતી.

ફ્લૉરેન્સના એક નિર્ધનાવસ્થામાં આવી પડેલા અમીરને ત્યાં ઈ. સ. ૧૫૬૪માં એક પુત્ર પ્રસવ્યો. તે બાળક હતો ત્યારથી હથોડી લેતો, ખીલા ઠીપતો અને અવનવાં યાંત્રિક રમકડાં બનાવતો. વળી તેને ચિત્રો દોરવાનો પણ શોખ હતો. સારંગી પર આંગળીઓ ફેરવવામાં યે તેને ઓર મજા આવતી. મહાન કળાકાર થવાનાં તે સ્વપ્ન સેવતો. તે સત્તર વર્ષનો થતાં તેના પિતાએ ઘરમાં જે કંઈ થોડુંઘણું હતું તે વેચી મારી તેને વૈદ બનાવવા માટે પીસાની વિદ્યાપીઠમાં મોકલ્યો. અહીં તે પોતાની અપૂર્વતા માટે પ્રખ્યાત થયો. તેનામાં જિજ્ઞાસાવૃત્તિ તો કોઈ અજબ હતી. જે વાતની સાબિતી ન મળે એવી કોઈ વાત તે સાચી માની લેવાની ના પાડતો. જેમ વિદ્વાન ઍરિસ્ટોટલના વિદ્યાર્થીઓ નૈસર્ગિક કાયદાના પાયા વિનાના ગુરુજીના શબ્દો સ્વીકારવા ના પાડતા તેમ તે પણ પોતાના શિક્ષકોને પ્રશ્નપરંપરાથી ગૂંચવી દેતો. સૌ કોઈ તેને ડારતા, 'મૂર્ખા! શું તું ઍરિસ્ટોટલ કરતાં યે ડાહ્યો થઈ ગયો?' પણ ગૅલિલીઓ તેની દરકાર ન કરતાં આગળ ધપ્યે જ ગયો.

એક વેળા એક શિક્ષક કોઈ દરબારી હજુરિયાને ભૂમિતિ સમજાવતા હતા તે એણે સાંભળ્યું. તરત જ એ વિષય સંપૂર્ણ શીખી લેવાની અભિલાષા તેના અંતરમાં જાગી. પિતાની આજ્ઞા તથા વૈદું બાજુએ મૂકી યુક્લિડની ભૂમિતિના છ ભાગ લક્ષ વાંચવા માંડ્યા તથા આર્કિમીડિસનાં પુસ્તકોનો પણ અભ્યાસ આદરી દીધો. તે પછી બીજાં પણ અનેક પુસ્તકો તે પચાવી ગયો.




# ગૅલિલીઓ

આ અભ્યાસમાંથી જ તે શોધક થયો. એક સાંજે પીસાના દેવળમાં ઊંચે લટકતી એક હાંડી ઝૂલતી તેણે જોઈ. તે હલનચલનમાં જે અંતર કાપતી હતી તે અંતર ક્રમશઃ ધીમું થતું જતું હતું તે તેણે ધ્યાનપૂર્વક જોયું. આ પરથી એક ઉપયોગી વાત એકાએક તેને સ્ફૂરી આવી. હાંડી ગમે તેટલો મોટો કે નાનો ઝોલો ખાતી હતી, પણ એક પૂરા આંદોલનમાં જતો વખત હમેશાં એકનો એક જ આવતો હતો. આમાં વખત માપવાનો નવો સિદ્ધાન્ત તેને મળી ગયો.

આ વાત હાથ આવી એટલે તેણે તે પર ઊંડો વિચાર કરવા માંડ્યો અને આ નિરીક્ષણ ફરીથી કાળજીપૂર્વક કરવા માટે તેણે પોતાની કોટડીમાં જઈ એક ઝૂલતા લોલકવાળું સાદા દાંતાનું ચક્કર બનાવ્યું. લોલક બરોબર ચાલતું થયું અને ચક્કર બરોબર કામ આપવા લાગ્યું. આમ નિયમિત સમયનો ચોક્કસ ભાગ જાણવાનું સાધન ઉત્પન્ન થયું. દરદીઓની નાડીના ધબકારા ગણવામાં વૈદોને મદદરૂપ થાય તેવો ઉપયોગ આ શોધનો કરવા તેણે મહેનત કરી. આમ ઝૂલતી હાંડી પરથી આધુનિક લોલકવાળા ઘડિયાળનો જન્મ થયો.

દરમ્યાન ગણિત તથા ભૌતિકશાસ્ત્રમાં ગૅલિલીઓના કામને સ્થાન મળ્યે જતું હતું. તેની પ્રતિભા જોઈ મિત્રો તેને ગર્વથી 'બીજા આર્કિમીડિસ'ના નામથી બોલાવતા. પદાર્થના મધ્યબિંદુ ખોળવાના પ્રયોગ



(૧) ગલિલીઓએ શોધેલું પાણીનું કાલમાપક યંત્ર-ઘડિયાળ
(૨) ગૅલિલીઓનું શોધેલું થર્મોમીટર (ઉષ્ણતામાપક યંત્ર)

તો ધર્મગ્રંથમાં આપેલી વાત જ સાચી હતી; બાકી સર્વ જુઠ્ઠ છે એમ તે માનતા. 'चक्षुर्वै सत्यम्' એ તત્ત્વની તેમને કંઇ કિંમત નહોતી. માત્ર ધર્મગ્રંથથી વિરુદ્ધ કહેનાર તેમનો શત્રુ બનતો ને તે આંખમાં ખૂંચતો. સત્ય અન્વેષણ બુદ્ધિ તેમનામાં નહોતી. ગૅલિલીઓની નવીન વાતનો શાંત ચિત્તથી તેમણે વિચાર કર્યો હોત તો સર્વ સત્ય તેમના જાણવામાં આવત. પણ છતી આંખે અંધ બનનાર માણસનું કહેવું જ શું? આથી તેમણે ગૅલિલીઓને ખૂબ હેરાન કર્યો.

ઈ. સ. ૧૬૩૨માં ગૅલિલીઓએ પોતાની ખગોળશાસ્ત્રની આ નવીન શોધનું એક પુસ્તક સંવાદના રૂપમાં લખ્યું. આમાં ટૉલેમી અને કૉપરનિકસનાં એકબીજાથી વિરુદ્ધ મત ધરાવનારાં પાત્ર કલ્પ્યાં અને ટૉલેમીના સિદ્ધાન્તને પુષ્ટિ આપનાર સિમ્પ્લીસિયો નામે એક પાત્ર ઉમેર્યું. ટૉલેમી અને કૉપરનિક્સ દરેકના મુખથી પોતાના મતની પુષ્ટિની સર્વ ઉત્તમ દલીલો મૂકી, જેથી પોતે એમ બચાવ કરી શકે કે મેં તો કૉપરનિકસ વિરુદ્ધ ટૉલેમીનો સિદ્ધાન્ત જાહેરમાં મૂક્યો છે. પણ આ પરથી ચતુર વાચક છેતરાય તેવું નથી. સિમ્પ્લીસિયો તે પોપ જાતે જ છે એમ પણ પોતે કહ્યું. પુસ્તક અત્યંત પ્રસિદ્ધિ પામ્યું, વિદ્વાન મંડળીઓમાં પ્રેમથી વંચાયું, પણ ધર્મગુરુઓની તીવ્ર ને કડવી દૃષ્ટિ તેના પર પડી. અંધશ્રદ્ધાળુ સમાજની શત્રુતા તો તેણે વહોરી જ લીધી હતી, પણ હવે આ શત્રુતા પરાકાષ્ઠાએ પહોંચી. હવે વૃદ્ધ થએલા ગૅલિલીઓને ધર્મગુરુઓએ ફરમાવ્યું કે કૉપરનિકસના સિદ્ધાન્તનો ઉપદેશ આપવો બંધ કર. નહિ તો નાસ્તિક તરીકે જલ્લાદની છરીનો ભોગ બનવું પડશે.' પ્રથમ તો આ હુકમ પોતે માથે ચડાવ્યો હતો, પણ જ્યારે સાત વર્ષ બાદ 'પૃથ્વીની બે મુખ્ય પદ્ધતિઓ પર વ્યાખ્યાન' એ નામનો તેનો ઉપલો નિબંધ બહાર પડ્યો ત્યારે રોમની વડી ધાર્મિક કચેરી સમક્ષ હાજર થવા આ ૭૦ વર્ષના વૃદ્ધ ગૅલિલીઓ પર હુકમ છૂટ્યા. વૃદ્ધાવસ્થા અને અશક્તિનાં બહાના આપ્યાં પણ તે સર્વ નિષ્ફળ ગયું અને તેને રોમ જવું પડ્યું. જળહળતા રેશમી ઝભ્ભા પહેરેલા ધર્મગુરુ ન્યાયાસને બેઠા હતા તેની સમક્ષ વૃદ્ધ ગૅલિલીઓને પશ્ચાત્તાપ કરનારની ગુણપાટની કફની પહેરી ઊભા રહેવું પડ્યું. પોતે શાસ્ત્રવચનથી વિરુદ્ધ શિક્ષણ કદી આપ્યું જ નથી એમ તેણે કહ્યું અને ઘુંટણ પર પડી સોગંદ ખાવા પડ્યા કે 'પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે, સૂર્યને ગતિ છે એવો ઉપદેશ હું મોઢેથી કે લખીને કદી નહિ કરૂં.' પણ તે મનમાં ગણગણ્યો કે 'ઇ પુર સી મુવ' (એ છતાં પૃથ્વી તો ફરે જ છે!) જોકે લોકવાર્તા તો એવી છે કે છેવટ લગી તેણે ઉપલી વાતની કબૂલાત કરી જ નથી અને પોતાના મતમાં દૃઢ રહીને છેવટ સુધી એમ જ કહ્યા કર્યું છે કે 'પૃથ્વી ફરે છે ને ફરે છે, તથા સૂર્યને ગતિ છે જ.' અને આ શબ્દો તેણે પગે પડી નમીનમીને ગળગળે સાદે ઉચ્ચાર્યા હતા. અંતે તેને કેદની શિક્ષા થઇ, પણ તેનો અમલ કદી થયો જ નહિ. જિંદગીનો આ પછીનો થોડો સમય તેણે યાંત્રિક પ્રયોગોમાં ગાળ્યો હતો.

ગૅલિલીઓનું બાકીનું આયુષ્ય બહુ દુઃખમાં વીત્યું. શાસ્ત્રીય વ્યાસંગની તેને મનાઇ થઇ હતી તેથી ઘરમાં પણ તુરંગવાસ જેવું તેને લાગતું. આ દુઃખમાં ઝૂરીઝૂરીને તે અંધ થયો અને ઇ. સ. ૧૬૪૨માં ૭૮ વર્ષની વયે, દુઃખદ અવસ્થામાં, લેખની શરૂઆતમાં કહ્યું તેમ છેલ્લા શબ્દો લખ્યા પછી તેનું મૃત્યુ થયું. ધર્માંધ પાદરીઓની ક્રૂરતા એટલે સુધી પહોંચી હતી કે તેના મૃત્યુ બાદ તેના શબને પણ જાહેર કબ્રસ્તાનમાં દફનાવવાની મના થઇ હતી! તેનાં બધાં પુસ્તકોને પણ બાળી નાખવામાં આવ્યાં. પણ આમ પુસ્તક બાળ્યે કંઇ જ્ઞાનનો નાશ ન જ થયો; ઊલટી તેને વધુ પ્રસિદ્ધિ મળી.

આમ, પ્રયોગસિદ્ધ જ્ઞાનનો પાયો ગૅલિલીઓને હાથે સુદૃઢ નખાયો. આજ પણ પીસાનો ઝૂલતો મિનારો એ મહાન વૈજ્ઞાનિકના સર્વોત્કૃષ્ટ સ્મારક તરીકે ઊભો છે.

રેવાશંકર એ. સોમપુરા



## જહાંગીરી-ફકીરી

ફકીર બનેલા અમીર પિતા-પુત્ર

પ્રિય એવું અનિકેતન વ્રત સ્વીકારી પંડિત મોતીલાલ નેહરુએ પોતાનો રાજશાહી નિવાસ 'આનંદ ભવન' દેશને અર્પણ કરી હિંદી મહાસભાના મુખ્ય સ્થાનક તરીકે વપરાશે પુત્ર જવાહરલાલે તો પોતાનું જીવન ક્યારનું દેશને અર્પણ કર્યું છે.



ખડ પાચમ જેવા ઝાડના ઝુંડમાંથી ઘોડાના ડાબડાના અવાજ અને કુતરાનું ભસવું સંભળાતા હતાં. વચ્ચે-વચ્ચે શિકારને લલકારતા, કુતરાને હાકતા શિકારીઓની હાકલ પણ આવતી હતી. હમેશની પેઠે શિકારનું વલણ જંગલમાં ગોળાકારે કરવામાં હતું. અનુભવી ફોટોગ્રાફર ગભરેલા કાંગારૂની ગત જાણતો હતો કે આ બધી ધમાલનો અંત થોડે દૂર આવેલા પડલરના તળાવને કિનારે જ આવશે. એટલે વચ્ચેવચ્ચે આવતા અવાજથી સામયો કેમ ચાલે છે એ ધ્યાનમાં લેતો તે ઝટ લઇને પાણીના બંધ ભણી વળ્યો.

પહેલા તો અચાનક હુમલાથી ગભરાઇ ગએલા કાંગારૂ પરપાટ દોડયે જતાં હતાં. પણ બીકની ફડક શમતા જ ઝડપ ઓછી કરી અને એક હારમાં દોડવાનું ચાલુ રાખ્યું. આખા સાથમા દસ જીવ હતા. સૌથી મોખરે અધકચરા અનુભવવાળો એક જવાન, વચ્ચે કાચી બુદ્ધિનાં બચ્ચાં, તેમની પાછળ માદાઓ, ને છેલ્લે ભારે પગલે—પણ દરેક પગલે મર્દાનગીના જોરથી નીતરતો ટોળાનો માલિક. આમ, જોતરેલાં હોય તેમ સૌ અસ્ખલિત વેગે દોડતાં હતા. કુતરા અને શિકારીઓના સાદ જેવા પાસે આવતા સાંભળ્યા કે સૌની ઝડપ વધી. પવનવેગે ચાલતાં બચ્ચાં અને ખાલી પેટવાળી માદાઓ અહીંતહીં વિખરાઇ ગયાં. બચ્ચાંને ગોદમાં લઇ, ભરેલી કોથળીઓવાળી માદાઓ પણ ફાવ્યું તેમ નાઠી. પણ ન નાઠો એકલો નર. ટોળાના નાયક તરીકે એનું સ્થાન સૌથી પાછળ—મૃત્યુના મોંમાં હતું. બધાંય એની આગળ, સૌની વાંસે એ. બાકી તો એના અમાપ બળને લીધે ઘડી વારમાં ને મોખરે થઇ નાસી જઇ શકત. પણ ના. એમ જીવ સાચવે તે ડીચકારા બીજા; આ ડોસો નહિ: ટોળું તો એનું જ ને? એ એકલો માલિક; ટોળાનો મ્હોરી નાયક. બચ્ચાં એનાં, માદાઓ એની, દીકરાદીકરીઓ—સૌ પર એની સત્તા ચાલતી. ખરા ભયમાં પણ એની જ બુદ્ધિ, ચપળતા અને અગમચેતીને લીધે સૌ અણીશુદ્ધ બચી ગયાં હતાં. એટલે એ પદ કંઇ એ છોડે!

બધાં કાંગારૂ છૂટાંછવાયાં જેમ ફાવ્યું તેમ જીવ બચાવતી અદ્રશ્ય થઇ ગયાં અને ત્રણે કુતરા એકલા ડોસાની પછવાડે થયા, એટલે એ સમજ્યો કે હવે જખ મારે છે. પોતાની ફરજ પૂરી થઇ અને હેમખેમ ટોળું નાસી ગયું, એટલે હવે એને પોતાનો જીવ બચાવવામાં કોઇ અંતરાય ન હતો. અને એક વખત એણે આમ નિશ્ચય કર્યો કે પછી ભાર કોના કે એનો વાળ પણ વાંકો કરી શકે ?

પણ મામલો જરા કટોકટીનો હતો. એની એક બાજુ લગોલગ—એટલો પાસે કે હાંફવું પણ સંભળાય એમ—પૂરપાટ ખિન્ડલ દોડતો હતો. ખિન્ડલની પાછળ સહેજ છેટે, છતાં ધૂળમાં પડતાં એનાં પગલાંનો થડકાર નગારાની પેઠે ચોખ્ખો સંભળાય તેમ સ્નૅપ ધસ્યો આવતો હતો. અને ખૂબ આઘે. દોડીદોડીને ઢીલોઢફ થએલો ઉત્સાહહીન કોલી, ઘડીમાં ભમતો, વચ્ચે શ્વાસ લેતો ભાંગ્યા પગે અડબડિયાં ખાતો આવતો હતો. જરાક વિચાર કરી ડોસાએ સહેજ આગળ ઝોક ખાધો, ને ધૂળમાં પંજા ભરાવ્યા. આમળેલા તાર જેવા એના સ્નાયુઓમાં ગાંઠો પડી ગઈ અને એકે ઝપાટે પૂરા વીસ હાથ હવામાં ઉછળ્યો.

આંખ મીંચીને ઉઘાડો ત્યાં તો એણે દસ ખેતરવા ભોંય કાપી નાખી! ગરીબ બીચારા કુતરા! ક્યાંય પાછળ અથડાતા હતા. દોડીદોડીને આંતરડાં વલોવાઇ ગયા હતાં અને હાંફવાથી જીભ તો વેંતવેંત લટકતી હતી.

ડોસાએ તો રંગ રાખ્યો. હતું એટલું કૌવત ટીપેટીપું વાપરી નાખ્યું. પણ આવો પાણીપૂર વેગ

**યુદ્ધે ચડેલું કાંગારૂ શી મર્દાનગીથી જળ ને જમીન પર શિકારીઓનો સામનો કરે છે!**

અને હરણફાળ કુદકા કંઇ ઠેઠ સુધી થોડાં સચવાય? એટલે શ્વાસ ખાવા રજ ધીરો પડ્યો ન પડ્યો ત્યાં તો કાળમુખા કુતરા વળી આવી પહોંચ્યા.

આમ ને આમ બીજી પંદર વીસ ખેતરવા ભોંય માપી નાખી. એટલામાં તો બ્રિન્ડલ અડોઅડ આવી લાગ્યો. દોડીદોડીને હાલહવાલ થઈ ગયા હતા, છતાં એણે ડોસાને બચકું ભરવા ફાંફાં માર્યાં. ડોસો સમજ્યો કે આમ દોડવાથી પાર આવશે નહિ. અને જંગલી પ્રાણીની એ ખાસિયત છે કે ચારે બાજુથી અંતરાયું કે તરત પોતાની હાર સમજી જાય છે. છતાં બાજી હાથથી ગઇ ન હતી. પોતાની રાક્ષસી શક્તિમાં એને હજુ વિશ્વાસ હતો. કેટલી યે મારામારી અને લડાઇઓને અંતે ડોસાએ ટોળું જમાવ્યું હતું. એની ચીવટ અને બુદ્ધિબળથી જ બધાં ભેગાં રહી શક્યાં હતાં. એટલે એ સમજ્યો ખરો કે પોતાનો કાળ આવી પહોંચ્યો છે. છતાં એને મરતાંમરતાં યે ખમીર બતાવવું હતું. વગર લડ્યે કુતરાને મોતે તે કેમ મરાય? આસપાસ એવી કેટલી ય જગ્યાઓ પડી હતી કે જ્યાં દુશ્મનના ભોગે, જિંદગીની આ છેલ્લી સાહમારી એ ખેલી શકે. એકાદ ઝાડ કે પથરાની ઓથે એણે પીઠ જમાવી કે પછી ભલેને આખી દુનિયાનાં કુતરાં આવે. ઝાડ તો ઘણાં ય પડ્યાં છે. ને વિશાળ પત્થરની છાટોની પણ ક્યાં ખોટ હતી?

પણ એટલામાં આ બંને કરતાં યે સરસ જગ્યા એના ધ્યાનમાં આવી ગઈ. આજે જ સવારે પડલરના બંધ આગળ સૌ પાણી પીવા ગયાં હતાં. અને અણીની પળે એના જેવું સરસ સ્થાન બીજું ક્યાં મળે? એટલે ઝટ લઇને એણે એ દિશામાં પગલાં વાળ્યાં.

એક બાજુ બચકાં ભરવા મથતો બ્રિન્ડલ, બીજી તરફ એને આડમાર્ગે વાળવાનું કરતો સ્નૅપ. પાછળ મૃત્યુના દૂત જેવા ઘોડાના ડાબલા ભયંકર અવાજે ધસ્યા આવતા હતા. શિકારમાં ભાગ પડાવવા મથતો કોલી પણ સાદ પૂરાવતો પાછળ પડ્યો હતો. જાણે આખું આભ ડોસાને માથે તૂટી પડ્યું એમ લાગતું હતું. ક્ષણભર તો ડોસાના પગ ઢીલા થઇ ગયા. પણ ગતિ-ભંગ થયો ન થયો ત્યાં તો એણે ભાન સંભાળી લીધું અને કુતરાને ફાંફાં મારતા રાખી નવા જ આડમાર્ગે ફંટાઇ સીધો પડલરના બંધ ભણી વળ્યો. મોમાં શ્વાસ માતો ન હતો. શીણના ગોટેગોટા ઊડીને ચોપાસ હાથ ભોંય પલાળી મેલતા. આંખો લાલચોળ હતી અને એમાંથી અંગાર ઝરતો હતો. જેમ કુદકો ભરે તેમ પાંસળાં ઊંચાં થાય. છતાં એકધારું દોડ્યે જતો હતો. દાંત પીસેલા હતા. કઠોર નિશ્ચય કર્યો હતો કે પેંતરો જમાવ્યા વિના લડવું નહિ. ભાન વગર લડે એ બીજા.

ક્વચિત્ક્વચિત્ એકાદ કુતરો તરાપ મારવા જતો, પણ ભાગ્યે જ એની અસર થતી. ડોસો સહેજ ઠોકરાતો પણ પાછો મૂળની ઝડપે જ દોડ્યે રાખતો. દોડતા કાંગારૂને મારવું હોય તો શિકારી કુતરાનો મોટામાં મોટો દાવ તેની કાખમાં બચકું ભરવાનો. બીજે ક્યાં ય ગજ વાગે નહિ. પણ અહીં તો મોં મળે નહિ એવું હાંફતા ને થાકીને લોથપોથ થયા હોય એવા કુતરાના શા ભાર કે વારવાર ભોંય એક તલપે કુદનાર ડોસાને અડકી પણ શકે. એક પળમાં તો કેટલું ય છેટું પડી જાય. એટલે ન તો બ્રિન્ડલે હામ બીડી કે ન સ્નૅપને મન થયું. બંને કુતરા માત્ર ચપરાશીની પેઠે ડોસાની પાછળ દોડતા હતા. જોતજોતામાં ડોસો જંગલ વટાવી ઝાડીની ઓથ છોડી સીધો પાણીના બંધ ભણી ફર્યો હતો.

હાંફને લીધે પહુંપહું થયો હતો. પગ જેમતેમ પડતા હતા ને શરીરમાં હવે રજ પણ કૌવત ન હતું. છતાં પાણીની પાળે તો આવી પહોંચ્યો ને એક જ ફલંગમાં પાળ કૂદી ગયો. પણ પળભર તળાવ કિનારે થંભી જુએ તે પાણીમાં પડવા જાય છે કે અણધાર્યો એક માણસ તેની અને પાણીની આડે આવી ઊભો. ક્ષણવારમાં તેની બધી બાજી ધૂળ મળી ગઈ. હવે તો તળાવની પાળ પર જ એણે મામલો સંભાળવાનું રહ્યું.

આ આડખીલી તે આપણો ફ્રેટોઆફર. શિકાર કઇ દિશામાં ફરશે એની એણે બરોબર અટકળ બાંધેલી, એટલે ખરે વખતે આમ બાજી બગાડી નાખી; અને તે પણ એક છબીની ખાતર! એવા નજીવા શોખની ખાતર એક પ્રાણીનો જાન જાય છે એનું એને ભાન હશે? આખરે તો માણસ જાતને!

પાળ ઉપર ટટ્ટાર થઈ ડોસાએ મોરચો માંડ્યો. પાછલા પગના નખ અને પૂંછડીની અણી જ જમીન ઉપર અડે તેમ પેંતરો બાંધી તે ઊભો. આંખના પલ-

ડોસાએ મારચો માંડ્યો.

કારામાં તેણે હાથ ઝુંફાળા કર્યા અને વજ્ર જેવા કઠોર તેના સ્નાયુ વધુ કઠિન બન્યા. આંખોમાંથી તણખા વરસાવતાં જાણે પ્રલયકાળે જગત જીતનો હોય તેમ શત્રુઓની રાહ જોતો તે ઊભો.

પળવારમાં ખિન્ડલે ડોસાનું ગળું પકડવા નિષ્ફળ તરાપ મારી. દાવ ચૂકી તે પાછો જમીન પર પડે ત્યાર પહેલાં તો ડોસાએ એને બાથ ભીડી અને છૂટો થવા તરફડિયાં મારતા ખિન્ડલને એણે, સાં બચ્ચાને છાતીએ વળગાડે તેમ, છાતી સરસો ભીડી ચગદ્યો. ખિન્ડલનું આવી બન્યું હતું. ભાલાની અણી જેવાં આંગળાંથી એનું પેટ ચીરી નાખવા ડોસાએ પાછલો પગ ઉપાડ્યો, પણ ખિન્ડલનું નસીબ જોરદાર, એટલે એ જ વખતે સ્નૅપે હુમલો કર્યો અને ખિન્ડલ બચી ગયો, ખિન્ડલને પડતો મૂકી કાંગારૂ સ્નૅપની ખબર લેવા ફર્યો અને ખિન્ડલે પણ એટલેથી જ સંતોષ માની, લડાઈ કરવા કરતાં લપાઈ જોવાનું યોગ્ય ધાર્યું!

અને સ્નૅપનાં ભાગ્ય પણ જબરાં! થરથરતાં અંગે સાપની જેમ ગૂંછળાં વળતા, સ્નાયુએ ડોસાએ મૂઠી વાળીને એક એવી તો થપ્પડ ખેંચી કાઢી કે સ્નૅપના સાંધેસાંધા ઢીલા થઈ ગયા, બહાદુરી ક્યાંય સરી ગઈ અને એક સપાટે ભોંય ભેગો થઈ ગયો.

બે બાજુ બે કુતરા, વચ્ચે કાંગારૂ, અને હમણાં જ બની ગએલા નાટકનું પૂરેપૂરું ભાન નહિ, એટલે કોલી છાની કાઢી આગળ ધર્યો. પણ સમય વરતી ડોસાની સામે જવાને બદલે સીધું તળાવમાં ઝંપલાવ્યું

જોતજોતાંમાં તો એ કેડસમાં પાણીમાં જઈને ઉભો. હવે આવે, આવવું હોય એને.

અને થાક ઉતારવા પાણીમાં ઉછળવા માંડ્યો.

આ દરમ્યાન ડોસાને શું કરવું એ સૂઝતું નહોતું. કઈ દિશામાંથી હુમલો થશે એની એને ગમ નહોતી. જોકે ખિન્ડલ ને સ્નૅપ બંને ઘવાઈ ગયા હતા. મેદાનમાં નાસતા કાંગારૂની પાછળ પડવું એ તો જાણે ઠીક; પરંતુ અહીં આવી જગ્યાએ લડે એ બીજા. ખિન્ડલ અને સ્નૅપ તો નાસંતોની પૂંઠે દોડનારાં હતા. સામે ઊભા રહેનાર કાંગારૂની સામે થવાનું કામ એમનું નહિ. વળી વીચારા બંને એટલા તો થાકી ગયા હતા કે શ્વાસ ખાવાને પણ થોભવું પડે તેમ હતું.

બે કુતરાઓની વચ્ચે ઘેરાએલો ડોસો આ મૂંઝવણમાં હતો, એવામાં પાણીમાં પડેલા કોલીનો ખળભળાટ સાંભળી તે ભડક્યો. બીકનો માર્યો પાછું ફરી જુએ છે ત્યાં તો પાણી ભરેલું તળાવ! તરત યાદ આવ્યું કે આવી નોધારી જગાએ શામાટે પોતે મોરચો માંડ્યો!

માત્ર એક જ ફલંગ, અને હવામાં ગુલાંટ ખાધી કે સીધો પાણીમાં. જોતજોતામાં તો એ કેડસમાં પાણીમાં જઈ ઊભો રહ્યો. હવે આવે આવવું હોય એને.

ડોસો ફૂદ્યો કે કુતરામાં જોર આવ્યું, અને આગળ કોલી, પાછળ ખિન્ડલ છેવટે સ્નૅપ, એમ બધા ય પાણીમાં. એકવાર ડોસાના હાથનો રસ ચાખેલો એટલે છીછરા પાણીમાં કિનારે ઊભાંઊભાં જ જોવાની ભારે મજા આવશે એમ ધારી સ્નૅપ તો ત્યાં જ થોભ્યો.



કાંગારૂની ડોક ફાંસવાનાં ઘણાંય વલખાં માર્યાં.

કોલી અને બ્રિન્ડલ આગળ વધ્યા અને ડોસા પાસે આવ્યા ન આવ્યા, ત્યાં તો ધબાક. . . . . . . . .

શું થયું, કેમ થયું, ક્યારે થયું એનું ભાન થાય તે પહેલાં તો પાણીમાં તરફડાટ મચી રહ્યો. જરાક ગભરાટ મટચો અને ઉજળતું પાણી શમ્યું ત્યાં નજર કરતાં એક કુતરૂં ગુમ! બ્રિન્ડલ અહીંતહીં લપલપાટ કરતો હતો,-પણ કોલી ક્યાં? કાંગારૂના હાથ પાણીમાં હતા. પાણીમાં પરપોટા વળતા હતા અને કુંડાળાં વળીવળીને પાણી ઊભરાતું હતું.

અનુભવ વિનાના કોલીનો આ પહેલો પદાર્થપાઠ!

બ્રિન્ડલે સાથીને બચાવવા જહેમત તો ભારે ઉપાડી, પણ પગ ઢીલા હતા. અને હૈયામાં યે હામ હોય ત્યારે ને? ડોસો તો એની યે ખબર લઇ નાખત. પણ કોલી આડે આવ્યો. પેટ ભરીને પાણી પીધું હતું, અને સ્વાદ ચાખ્યો તે પણ કાંગારૂના હાથનો. એટલે જેવું પાણી બહાર ડોકું કાઢ્યું કે સીધો કિનારા ભણી! કોલીની આ અહિંસાવૃત્તિ જોઈ બ્રિન્ડલે પણ સમય વિચારી લીધો. સ્નૅપે કિનારેથી દાંતિયાં કર્યાં. બ્રિન્ડલે ડોસાની ત્રણ પ્રદક્ષિણા કરી, બે વાર ભસ્યો અને પાણીમાંથી રસ્તો માપી લીધો. કિનારે ત્રણે કુતરા ભેગા થયા. ડીલ ધ્રુજાવી શરીર પરનું પાણી ખંખેરી નાખ્યું. એકબીજાનાં શરીર ચાટ્યાં, મોં સુંધ્યાં. સ્નૅપે એક કાન નીચો કર્યો ને બીજાની ટીશી હલાવી બ્રિન્ડલે જરા પૂંછડી પટપટાવી. કોલીએ રડવા જેવો અવાજ કાઢી લારી કરી, અને ત્રણે જણે કુતરાની ભાષામાં 'આવને બહાર, મોટો બહાદુર હો તો! જો પછી તારા હાલ' એવાંએવાં ગૌરવભર્યાં શબ્દબાણથી ડોસાને વીંધવા માંડયો.

આ અરસામાં એરની અને ડેવ પણ આવી પહોંચ્યા હતા. થોડે બેઠાંબેઠાં એમણે કુતરાંનો ભવાડો



વિજયી ડોસાએ વિચાર્યું કે હવે બહુ થયું; આજના દિવસ પૂરતી ઠીક રહી એથી છે..

થતો જોયો હતો એટલે એમણે જાતે ઘોડેથી ઊતરીને કાંગારૂને હાથ ચખાડવાનો મનસૂબો કર્યો. એક સીધો સોટો ઝાડ પરથી ભાંગીને એના છેડે દોરડાનો ગાળિયો કર્યો અને પાળ ઉપર ઊભાઊભાં પાણીમાં વાટ જોતા કાંગારૂનું ડોકું ફાંસવાનાં વલખાં માર્યાં. પણ વળે શું? જેવો ફાંસો આવે કે હાથની ઝપટ મારી ડોસો આઘો હડસેલે. દોરડું કે કે તો ચડપ લેતો કે માથું આઘુંપાછું કરી નાખે ને ફાંસો હવામાં લટકતો રહી જાય અને શિકારીને કરમે ફરીથી એનું એ.

થાકીને અંતે એરની કહે કે 'પાણીમાં ઊતરી ઘોડા પર બેઠેબેઠે જ એના ગળામાં ફાંસો નાખીએ તો ઠીક પડશે.' ડેવ કહે, 'કબૂલ; ઘણો જ સરસ ઉપાય. પણ જો દોસ્ત, વિચાર તેં સુઝાડ્યો એટલે એને પકડવાનું માન પણ તને જ મળવું જોઇએ. માટે ચાલ ઊતર પાણીમાં.' પણ એરની કંઈ ઓછો ઉદાર હતો? ડેવ તો એનો જીગરજાન દોસ્ત. એના વિના પગલું યે ન ભરે. એટલે આવો લ્હાવો તો ડેવને જ આપવો! બંને બહાદુર; પૂરા Sportsman. સુજનતા તો એમના બાપની જ. એટલે ડેવ કહે,'તું જા' અને

એરની કહે, 'એ, માન તારે ખાટવું. એકલે હાથે ડોસાને પકડનારનો મોભો વધે!' અને બંનેની નિઃસ્વાર્થતા એટલી બધી કે એકબીજાનો મોભો વધારવા મરી મટે!

આમ આ મોભાદાર માણસોની આ બાજુ રકઝક ચાલે છે ત્યાં ડોસાએ વિચાર્યું કે હવે બહુ થયું. આજના દિવસ પૂરતી આટલી કસરત બસ છે. એટલે એણે આ આબરૂદાર જવાનોની ઉદારતા પર એક નજર નાખી ધીમેધીમે પૂંઠ ફેરવી અને તળાવને સામે કિનારે જઈ ઊભો. એક ધ્રુજારી ખાઈ શરીર પરથી પાણી ખંખેરી નાખ્યું, વાળ ચાટી લીધા અને ફરી એક નજર નાખી આસ્તે કદમ ઝાડી વટાવી ગયો. કુતરા ચમકીને ઊભા થઈ રહ્યા.

ઞ ઞ

ભર ઉનાળે, ખરે બપોરે શિકારની પૂંઠ પકડી ઘોડા મારી નાખનારા આમ શિકારને હાથમાં આવેલો જીવતો જવા દે એ જરા નવાઈ જેવું તો ખરું જ; અને તેય કાંગારૂ જેવા પ્રાણીને! દુનિયાની નજરે રમૂજી દેખાવવાળું આનંદી સ્વભાવનું કાંગારૂ ભલે સુંદર અને નિર્દોષ લાગે, પણ ઑસ્ટ્રેલિયામાં તો એમનો ભારે ઉપાડો અને રંજાડ છે. ટોળેટોળાં મળી એ ઘાસચારા અને અનાજનાં લચી જતાં ખેતરોને એક જ રાતમાં સાફ મેદાન કરી મૂકે છે. એના રંજાડથી તો દુકાળ પડે. છતાં એ પ્રાણીમાં એવી તો મર્દાનગી ભરી છે કે શિકારમાં દિ'આખો દોડાવ્યા છતાં, શિકારીના હૃદયમાં આ વિચિત્ર પ્રાણી માન દયા ને કંઇક પ્રેમ ઉપજાવી જિંદગી સલામત લઇ જાય છે. એના પર બંદુક ઉઠાવવા શિકારીનો હાથ ઉપડી જ શકતો નથી!

ઞ ઞ

'સાબાશ. ભલે બીચારું ગયું. છો જીવતું. એનો એટલો યે હક ન હોય! પણ . . . .' ડેવ બોલ્યો, '. . . પણ એના ગળે ફાંસો નાખી બહાર ન લાવ્યા, એટલું જ મારા મનમાં ખૂંચે છે!'

'બરોબર. હું પણ દિલગીર છું.' ફોટોગ્રાફરે ટાપશી પૂરી અને હળવેથી બોલ્યો, 'તમે જો એને ખેંચી કાઢ્યું હોત તો હું ઘણા જ સરસ ફોટો લઇ શકત. પણ એને કિનારે લાવીને એને છૂટું મૂકવા તમે જ્યારે એના ગળામાંથી ફાંસો કાઢવા જાત, તે વખતે તો મારે વીજળીવેગા સીનેમાના કૅમેરાની જરૂર પડત!'

**હરિનારાયણ આચાર્ય**

('ઇલસ્ટ્રેટેડ લંડન ન્યૂસ'માં આવેલા એક સાચી બનેલી વાતના અહેવાલ અને ફોટોગ્રાફ ઉપરથી)

# ઉનાળે ઠંડક કેમ જાળવશો?



આજકાલ ગરમીની મોસમ ચાલે છે. બરફને કારખાને પડતા પહેલાં બરફનો ઉપાડ થાય છે. જ્યાં-ત્યાં આઇસક્રીમના સંચા ચાલે છે. શરબત, કુલફીમલાઇ, લેમન, લીલાગર, દૂધિયું અને છેવટે છાશ માટે ખૂમાખૂમ પડે છે. ખસની ટટ્ટીઓ, વીજળીના પંખા, જલસિંચન, માથે અને શરીરે ભીના ટુવાલ વગેરેનો છૂટથી ઉપયોગ થતો જોવામાં આવે છે. કુંભારને ઘેર કુંજા, ચંબુ અને માટલીઓનો દુકાળ પડવા લાગ્યો છે. કાપડિયાને ઘેર મલમલના તાકા માટે પડાપડી થઇ રહી છે. નિશાળો, ઑફિસો અને કોર્ટોમાં ઉનાળાની રજાઓ પડી છે. સારી સ્થિતિવાળા લોકો આબુ, માથેરાન, મહાબળેશ્વર અને ઉનાકામંડ ઊપડી ગયા છે. નદી તળાવમાંથી પાણી જલદી ઊડવા માંડ્યું છે. ખરે જ, ગ્રીષ્મ ઋતુનો પ્રભાવ સર્વત્ર દૃશ્યમાન થઇ રહ્યો છે.

આ ઋતુમાં ઠંડાં પીણાં બહુ જ અગત્યનો ભાગ ભજવે છે. પણ એ ઠંડાં પીણાં ખરેખર ઠંડક આપે છે શું? આમાંના ઘણાં પીણાંમાં ખાંડ મુખ્ય ભાગ ભજવે છે, અને ઘણાને ખબર નહિ હોય કે ખાંડનું કાર્ય તો શરીરને ગરમી પૂરી પાડવાનું છે! નવાઇ જેવી વાત જાણ્યા પછી ઠંડા થવા માટે શરબત, આઇસક્રીમ અને કુલફીમલાઇ કોણ લેશે? જે તાત્કાલિક અને કામચલાઉ ઠંડી અસર આ પીણાં ઉત્પન્ન કરે છે તે તો એમાં રહેલા બરફને લીધે હોય છે. પણ તેનો યે પાછળથી પ્રત્યાઘાત થતાં, પહેલાંના કરતાં વધુ ગરમી લાગે છે એ તો સૌને અનુભવ હશે. ખરી રીતે તો ટેટી, તરબૂચ, ફાલસાં, લીંબુ, નારંગી, દ્રાક્ષ, કાચી કેરીનું કચુંબર, પાકાં ટમેટાં, મીઠું જીરૂં નાખેલી પાતળી છાશ, ભાંગનું દૂધિયું વગેરે પીણાં ઠંડી જાળવવા ઉપયોગી થઇ પડે. ખોરાકમાં બટાટા, શકરિયાં, ચોખા, ઘઉં, કઠોળ, ઇંડાં, માંસ ઇત્યાદિ ઓછાં લેવાં જોઇએ, કારણકે આ બધા પદાર્થો ગરમી ઉત્પન્ન કરનારા છે. મિઠાઇ, મિષ્ટાન્ન, ભારે ભોજન, ઠાંસીને ખાવું એ બધું આ ઋતુમાં ત્યાજ્ય હોવું જોઇએ. ઠંડક જાળવવા ઇચ્છનારે ચાના અને બીજા ખોરાકમાં

મિતાહારી બનવું જોઈએ અને ખોરાકની જગ્યા પાણીને આપવી જોઈએ. શાકભાજી અને આ ઋતુનાં ફળ વધારે લઈ, ઓછા ખોરાકથી ચલાવવામાં કશી હરકત નહિ આવે, તબિયત સારી રહેશે અને ગરમી જણાશે નહિ. જેને ખરા બપોરે ખરી ઠંડક કરવી હોય તેણે તો ગરમ પાણીથી નહાઈને ગરમ પીણું પીવું જોઈએ. આ ઉપાય હસી કાઢવા જેવો લાગે છે નહિ? પણ એ ખરો છે. એથી ખૂબ પસીનો છૂટી એકદમ ઠંડક લાગશે.

કેટલાક એમ માને છે કે ઠંડા પાણીવડે નહાવાથી શરીર ઠંડું રહે છે, પણ વૈજ્ઞાનિક દૃષ્ટિએ આ ખરું નથી. ઠંડા પાણીથી ચામડીનાં છિદ્રો સંકોચાય છે અને અંદરની ગરમી બહાર નીકળી શકતી નથી. ઠંડા પાણીથી નહાવાને અંગે જે આરામ લાગે છે તે તાત્કાલિક અસર જ હોઈ, થોડા જ વખતમાં તે શમી જઈ વધુ ગરમી અનુભવાય છે. ઠંડા પાણીનું સ્નાન જોકે બીજી દૃષ્ટિએ ઉપયોગી છે, પણ અહીં એ વાતને લેવાદેવા નથી. આ બાબતમાં એકાદ સૂચના ઉપયોગી છે. જેને બપોરે ઊંઘવાની ટેવ હોય તેણે સાધારણ ઠંડું પાણી રબરની કોથળીમાં ભરી ઓશિકે મૂકી સૂઈ જવું, અને હાથના કાંડાથી નીચેનો ભાગ પાંચ મિનિટ ઠંડા પાણીમાં બોળી રાખવો. માથા ઉપર ભીનો ટુવાલ રાખવાથી પણ સારી ઠંડક રહે છે.

ઉનાળામાં પહેરવેશ સફેદ રંગનો હોવો જોઈએ, કારણકે એ રંગ ઓછામાં ઓછી ગરમી ગ્રહણ કરે છે. કપડાંનો વણાટ આછો અને સૂતર ખૂબ આમળેલું ન હોય તો હવા સારી રીતે આવજા કરી શકશે અને પરિણામે ગરમી ઓછી લાગશે. આ ઉપરથી જોઈ શકાશે કે પાતળી ખાદીનું ઢીલું ખુલતું પહેરણ ઉનાળામાં ઉત્તમ થઈ પડશે. અક્કડ પાટલૂન, કોટ, કૉલર, મોજાં તો શરીરને ગૂંગળાવી મારે છે. પહેરણ, પાતળું ધોતિયું, સફેદ ખાદીની ટોપી અને ચંપલ એ ગરમીમાં આદર્શ પોશાક ગણાય. આંખોને ગરમીથી બચાવવા ભૂરાં ગૉગલ્સ બહુ મદદગાર જણાયાં છે.

હવે રહેવાની જગ્યાને ગરમીથી કેમ બચાવવી તે જોઈએ. હાલ છાપરા ઉપર પતરાં નાખવાનો રિવાજ વધુ પ્રચલિત થતો જાય છે. આવાં ઘરોમાં ઉનાળામાં ઘણી ગરમી અને શિયાળામાં વધુ ઠંડક થાય છે. પતરાં ઉપર જૂનાં નળિયાં નાખવાથી યા તો પતરાં નીચે છત જડી લેવાથી આવાં ઘરોમાં રાહત મળે છે. ચૂનાગચ્છીવાળાં ઘરોમાં તાપ બહુ ઓછો લાગે છે. આ કારણથી ઉત્તરના વધુ ગરમ ભાગમાં ઘણે-ભાગે ધાબાંવાળાં જ ઘર જોવામાં આવે છે.

ઘરનાં બારીબારણાં દિવસે ખપ પૂરતાં જ ઉઘાડવાથી રાતની ઠંડક તેમાં જળવાઈ રહે છે. બધાં દ્વાર ખોલી નાખવાથી બહારનો ગરમ પવન પેસી જઈ અંદરનું વાતાવરણ ગરમ બનાવે છે. બારીઓને ખસની ટટ્ટી યા કપડાંના પડદા લગાવી પાણીથી ભીંજવેલા રાખવા. આ ભીના પડદામાંથી આવેલી હવા ઠંડી થએલી હોવાથી ઓરડામાં ઠંડક લાગે છે. વીજળીનો પંખો હોય તો આપણી અને પંખાની વચ્ચે ભીનો પડદો રાખવાથી મજાનો ઠંડો પવન આવે છે. બારીબારણે વેલ ચડાવવાથી પણ ઠંડક જળવાઈ રહે છે. આંગણામાં લીમડાનું ઝાડ ઠંડક જાળવવામાં ખૂબ મદદ કરે છે.

આટલે સુધી બાહ્ય ઉપચારો ચર્ચ્યા; હવે અંતરની વાત લઈએ. કડકડતા શિયાળામાં પણ કેટલાક 'લાલચોળ' બને છે અને ધગધગતી ગરમીમાં પણ ઘણા 'ઠંડાગાર' બની જાય છે. 'ઠંડાગાર' થવામાં કેટલીક માનસિક હાની થવા સંભવ હોવાથી એ ઉપાય કરવા જેવો નથી. પરંતુ 'લાલચોળ' થવાના પ્રસંગ જેમ બને તેમ ઓછા યા ન જ લાવવા. લડવાનું, કજિયો કરવાનું અને ઉશ્કેરાવાનું ચોમાસા શિયાળા ઉપર મુલતવી રાખવું. વળી જેમ બને તેમ તાપનો વિચાર દૂર જ રાખવો. 'તાપતાપ કરીએ નહિ અને તાપના માર્યા મરીએ નહિ' એ આપણી પ્રાકૃત કહેવત મુજબ તાપને ગણકારવો જ નહિ એ પણ ગરમીથી બચવાનો એક ઉપાય છે. મનને કાર્યમાં પરોવી રાખી ગરમી ભૂલી જવા પ્રયત્ન કરવો. નવરાશ હોય તો ઠંડા, શાંતિપ્રદ અને પાણીના દેખાવો મન આગળ આણવા એવાં ચિત્રો નજર આગળ રાખવાં જેથી ગરમી ભૂલાઈ જઈ શાંતિ પ્રાપ્ત થશે.

સાકાભાઈ મ. પટેલ

---

ટેલિફોનમાંથી અવાજ—માસ્તરસાહેબ, મારો કનુ નિશાળે નહિ આવે, કારણકે એને જરા શરદી થઈ છે.

માસ્તર—હા, ઠીક. પણ આપનું નામ?

અવાજ—સાહેબ, એ તો મારા બાપા બોલે છે!



# પૂર્વ આફ્રિકાનો પ્રવાસ

**૫ મોંબાસાથી નૈરોબી**

મોંબાસા ટાપુને આફ્રિકા ખંડ સાથે જોડનાર, મકુપા બ્રિજ વટાવી ગાડી પહાડ ઉપર ચડવા માંડી. આગળ ડબલ ઍન્જિન (પહાડી ચડવા માટે ખાસ ડબલ કોઠીના ઍન્જિન આવે છે,) છેડે એકવડિયું. યુગાન્ડા મેલને છાજે તેવી ઝડપે અમે ચડયે જતા હતા. નારિયેળીનાં વન વટાવ્યાં, પણ ખીણમાં પડેલાં જંગલનો દેખાવ ફરીફરીને અમારી સામે ખડો થતો હતો. ટ્રેન સર્પાકારે આગળ વધતી હતી. નીચે મોંબાસાના શાંત સાગરમાં તરતા હતા. કિલિંડિની બંદર નજર રોકી રહ્યું હતું. આંબાઘાટના પહાડી દૃશ્યની હરીફાઇ કરે એવા આ દેખાવનું વર્ણન કાઠિયાવાડની સૂકી ભાષામાં ન થઈ શકે. એને માટે તો સ્વાહિલી ભાષાના શાયરો પાકવા જોઇશે.

પહેલું સ્ટેશન આવ્યું ચંગામે ૧૯૨ ફીટ—જિજ્ઞાસુ મુસાફરોની જાણ ખાતર આ તરફ પાટિયા પર, સ્ટેશનના નામ નીચે ઊંચાઇ લખી હોય છે. બીજું આવ્યું મઝરસ—૫૩૪. એમ ચડતા મોંગુ (૧૭૦૩) આવ્યું ને રાત પડી. અમે ત્રીજા વર્ગના પાટિયા પર લંબાવ્યું. સાધારણ રીતે આ તરફ હિંદીઓ બીજા વર્ગમાં જ સફર કરે છે. અમને પણ આગ્રહ કરેલો પરંતુ અમે બીજા વર્ગમાં બેસીએ તો 'ભિક્ષુકનું બિરુદ લજવાય.' એમ કહી સૌને શાંત કર્યા હતા.

સવાર પડી. અજવાળું થયું, સ્ટેશન આવ્યું ને સીધી નજર પાટિયા પર ગઇ. ઈમાલી—૩૭૮૧. ટાઢની ચમકારી લાગવા માંડી હતી. મેં ઘણાં વરસે કોટ ચડાવ્યો. ચાર હજાર ફીટ ઊંચા પ્રદેશમાં અમે દોડયા જતા હતા; બંને આજુબાજુ નાનીમોટી ટેકરીઓ પથરાઇ રહી હતી. જંગલી પશુઓમાં ઝીબ્રા, હરણ, જંગલી ભેંશ વગેરે જોયાં. સાડા દસ વાગ્યે નૈરોબી (૫૪૫૨) આવ્યું. ગિજુભાઇના મિત્ર શ્રી હરિશંકર ત્રિવેદી અને રામજીભાઇનું મિત્રમંડળ ફૂલહાર લઇ અમારું સ્વાગત કરવા ઊભા હતા. અમે નિર્વિઘ્ને તેમને ઘેર પહોંચ્યા.

જોનારને ખ્યાલ ન આવે કે આ મુંબાઇના ખત્રા જેવા નૈરોબીને વસ્યાં માત્ર પચીસ જ વર્ષ થયાં હશે. વિલાયતી બાંધણી, પહોળા રસ્તા ને ફૅશનેબલ દુકાનો. મોટરોની તો કતાર લાગી ગઇ હોય છે. નૈરોબીથી છેક વીસ વીસ માઇલ દૂર સુધી રહેનારા યુરોપીયનો પડ્યા છે: મોટરમાં ઑફિસે આવી સાંજે ઘેર ચાલ્યા જાય. અત્યારે નૈરોબી કેનિયાનું પાટનગર ગણાય છે. સરકારી ઑફિસો, રેલવે વગેરે બધું નૈરોબીમાં. કેનિયામાં અંગ્રેજોનું જોર છે. આ ગુલાબી ઠંડીવાળો ઉચ્ચ પ્રદેશ એમને ભાવી ગયો છે. હમણાં પહેલાં જેવી ઠંડી નથી, તોપણ શિરામણ કરતાં હાથમાંથી બટકું પડી જાય. ભલેને ચાર કપડાં ચડાવ્યાં હોય.

શ્રી હરિશંકરભાઇ જંગલના ખબરદાર છે. રોજ પાંચસાત કલાક જંગલમાં નીકળી પડે. મેં એમની સાથે જવાનો કરાર કર્યો હતો, કારણકે અમારું કામ એમના વિના ચાલે તેમ ન હતું.

પહેલે દિવસે ઉપડ્યા કીકુયુ.

જંગબાર—મોંબાસામાં આંબા ને નારિયેળીનાં વન જોતાં દેશ જેવું લાગે, જ્યારે નૈરોબી આસપાસનાં ફૂલઝાડ તદ્દન નવીન. કોથીના માથાં સુધી લંબાએલા શાંખા, ઉપર છાંયો કરતા ઉગાડેલાં રૂપાળાં ઝાડ. રસ્તાની કાંઠે ઊભેલાં શરૂ જેવાં ઊંચાં વૃક્ષ;—અમારે માટે આ બધું નવીન જ હતું. કાદવવાળો રસ્તો પહાડ ઉપર ચડતોઊતરતો વંચાયો જતો હતો. નૈરોબીથી કીકુયુ સોળ માઇલ થાય. કોરા દિવસે અરધો કલાક માંડ લાગે. કીકુયુ સ્ટેશન છે. પાંચ સાત દુકાનો અને દસવીસ ઝુંપડાં છે. પાસેનાં જંગલમાંથી લાકડાં કપાઇ દેશવિદેશ જાય છે. કીકુયુનું તળાવ વખણાય છે. તળાવમાં વાંસભર પાણી ભર્યું છે. ઉપર ઘાસ ઊગી ગયું છે. વચ્ચે કેડી પડી ગઇ છે. તે પર માણસો ચાલે છે. અજાણ્યો માણસ એ એક ફૂટ પહોળી કેડી ઉપર ચાલવાની હિંમત ન કરે. જરાક ચૂકો કે પાણીમાં!

બીજે દિવસે ગયા ક્યાંબુ.

નંદનવન જેવા દક્ષિણ આફ્રિકાનાં રહેવાસીઓ પણ આ પ્રદેશ જોઇને મુગ્ધ થાય છે. અમેરિકન પ્રવાસીઓ લાખો રૂપિયા ખરચીને નૈરોબીની આસપાસનો આ ઉચ્ચ પ્રદેશ નિહાળવા આવે છે.

ઊંચી ટેકરી પર યુરોપીયનનો બંગલો હોય. ફરતો નાનકડો બગીચો, પાંચસાત કીકુયુના ઝુમ્બા ને માઇલોમાં કૉફીનું વાવેતર કર્યું હોય. આવા રસાળ મુલકમાં હિંદીઓને જમીન મળતી નથી! ક્યાંબુની ચોકીમાં દસેક મિનિટનું કામ પતાવી એકદમ જંગલમાં ઊતર્યાં. અહીં જંગલમાં સુખડ થાય છે. એ કપાવીને ત્રિવેદી પરદેશ મોકલે છે. એ જંગલમાં મોટા અજગર અને વાંદરા પણ ખરા. કારકૂન અને પાંચદસ કીકુયુ ત્યાં રહે છે. દૂધ પીને અમે પાછા ફર્યા.

વળતાં રસ્તામાં એક મોટર પુલ પરથી પાણીમાં ઊતરી પડી હતી. અમારો ડ્રાઇવર શીશલ હતો. માથાનો ફાટેલ. એ કહે આમાં તે એવું ભારે શું થઇ ગયું છે? મોટા ડુંગર પરથી મોટરો ઊંધી પડી જાય છે ને! વાતવાતમાં પચાસ સાઠ માઇલની સ્પીડ મૂકી દેતો. જીવ હાથમાં રહી જાય; ટોપી માથે ન રહે!

ત્રીજે દિવસે ચાલ્યા મગુગા કૅંપ.

મેટ્રૂલનાં વન ઊભાં છે. મેટ્રૂલની છાલનો ભૂકો જર્મની ચડાવે છે. એ છાલમાંથી રંગ બને છે. મગુગા નૈરોબીથી પચીસેક માઇલ થાય. ટેકરી ઉપર ત્રિવેદી-કૅંપ છે. છાલનો ભૂકો કરવાનું કારખાનું છે. મોટર રસ્તો એકદમ જંગલમાં થઇને જાય છે. કૅંપ આઠેક હજાર ફીટ ઊંચે હશે. ઊંચાંઊંચાં મેટ્રૂલ જંગીન સરસાં દેખાય; કીકુયુના પહાડ નાનીનાની ટેકરીઓ લાગે. હું મોટર પર ચઢીને ફરતી નજર ફેરવતો હતો, ત્યાં પાછળથી એકાએક ટ્રેન નીકળી. ડુંગરના પેટાળ પરથી એકદમ નીચે ઊતરી, કોઇ જબરદસ્ત અજગર દરમાં સરક્યો જાય તેમ ખીણમાં અલોપ થઇ ગઇ!

આ તરફના લોકો કીકુયુ કહેવાય છે. શહેરથી દૂર રહેવાવાળા. કૂબા કરી તેમાં નાગા પડ્યા રહે છે. ગામમાં જાય ત્યારે ચામડાં વીંટે. કાન તૂટી પડે એવાં ઘરેણાં પહેરે. શરીર અલમસ્ત, પણ ગોરાની બંદુકથી રાડ નાખે! તદ્દન અજ્ઞાન. ધર્મ નહિ, ધંધો નહિ, વ્યભિચારમાં સમજે નહિ, ચોરીમાં સમજે નહિ. જેલમાં પૂરે તો લાગ મળ્યે ભાગી જાય.

પણ શહેરનો પાસ લાગવાથી હવે ફેર પડતો જાય છે. આ તરફ સ્ટેશનમાં સુંદર બાગ હોય છે. મગુગાનો બગીચો કલામય છે. માળી અહીંનો વતની છે. વગર પાણીએ રંગબેરંગી ફૂલ ખીલ્યાં છે.

ચોથા દિવસે ઉપડ્યા નૈરી.

નૈરોબીથી રેલવેરસ્તે એક સો વીસ માઇલ થાય. રામજીભાઇ સાથે હતા. નૈરીની ટ્રેન એટલે બે ત્રીજા વર્ગના ડબ્બા ને એક બીજા વર્ગનો. સાવ ઠોઠિયું. સવારમાં નવ વાગ્યે બેઠા તે સાંજે ૭ વાગ્યે નૈરી ઊતર્યા. પણ રસ્તાનું પહાડી સૌંદર્ય જોવામાં ન પડી ખબર કે ન જણાયો થાક. નૈરી સ્ટેશન ગામથી આઠ માઇલ દૂર છે. અમને ખબર નહિ. તાર નહિ કરેલો એટલે વાહન આવ્યું નહોતું. અમને એક ભાઇએ કહ્યું, 'આ સ્ટેશને તો ભલભલા જાણીતાને પણ પડ્યા રહેવું પડે છે. હમણાં વરસાદ છે એટલે વાહન નથી મળતાં. પરમ દિવસે નૈરીનો વેપારી સ્ત્રી સાથે દોઢ દિવસ પડ્યો રહ્યો'તો.' પણ અમારાં નસીબ જોરદાર હતાં. એક લૉરી મળી ગઇ. નૈરીમાં ગિજુભાઇના એક મિત્ર મહમદઅલી કરીને છે તેમને ત્યાં ઊતર્યા. મળતાવડા અને હસમુખા હતા. ખૂબ ખાતરી કરી. ગામ નાનું એટલે ફાળો નહિ જેવો થયો. નૈરીમાં દસપંદર દુકાનો, પોસ્ટ ઑફિસ, બૅંક, પોલીસચોકી વગેરે છે.

નૈરીથી એંશી માઇલ દૂર કેનિયા પહાડ પડ્યો છે. લગભગ અઢાર હજાર ફીટ ઊંચો છે. ચાર હજારથી માંડીને બાર હજાર ફીટ સુધીમાં શાંબા-વાવેતર કર્યાં છે. હવામાન પ્રમાણે કૉફી, મકાઇ, કેતકી વગેરે પાકે છે.

કેનિયાના એ પહાડની તળેટીમાં કીકુયુનો સુલતાન રહેતો. લગભગ એક લાખ ગાયો રાખતો. મોટો માલધારી. બીજો નંદરાજા જોઇ લ્યો. એને સૂકા પ્રદેશમાં કાઢી ત્યાં હવે યુરોપીયન ગોવાળ વસ્યા છે. વિલાયતથી સાંઢ મંગાવી ગાયોની ઓલાદ સુધારે છે. દૂધ-માખણનાં કારખાનાં ખોલ્યાં છે, લીલોછમ ફળદ્રુપ પ્રદેશ. ગાયો અને ગોવાળ બંને રાતામાતા થઈ ગયાં છે. શું કામ ન થાય! 'પારકે બાજરે પોંક, માવજીભાઈ કાંધાળા!'

કીકુયુનો એક નાનો સુલતાન અમને મળ્યો હતો. માથે ટોપો, કિંમતી રગ ઓઢેલી, પગ ઉઘાડા: પાછળ પાંચસાત હજુરિયા હતા. અમારી સાથે થોડી વાત

કરી. સ્વભાવે ગરીબ, દયાંએળો.

નૈરોબીથી દર ત્રીજે દિવસે ટ્રેન મળે છે. અમારે ઉતાવળ હતી. એક શીખની મોટર નૈરોબી જતી હતી તેમાં ચડી બેઠા. મોટરરસ્તે નૈરોબી સો માઇલ થાય. રસ્તો પહાડી ને વિકટ એટલો જ રળિયામણો. ડુંગરના પેટાળમાં મોટર સપાટાબંધ દોડયે જતી હતી. ખીણમાં 'સાંબા' નદી ધોધમાર ચાલી જતી હતી. વરસાદ થોડી વારથી બંધ હતો. રસ્તો કીચડવાળો હતો. મોટર વાંક વળે અથવા ખાંગી થાય એટલે રામજીભાઇને પૂછું, 'તરતાં આવડે છે કે?' રામજીભાઇ કહેશે, 'હાથ-પગ સાજા રહેશે ત્યારે ને!'

એમાં મોટર એટકી. પેટ્રોલ ખૂટયું. ડુંગરની વિકરાળ ગાળીમાં અમે અટકીને ઊભા. ઝીણોઝીણો વરસાદ પડતો હતો. એક ભેખડની ઓથે અમે ઊભા રહ્યા. મોટરડ્રાઈવર હતો કાલાસિંગા. (પંજાબીના નામને છેડે 'સિંગ' આવે છે એટલે અહીંના લોકો સૌ પંજાબીને 'કાલાસિંગા' અથવા 'સિંગાસિંગા' કહે છે) ઘણી મહેનત કરી. શરીર ગારોગારો થઈ ગયું, પણ પેટ્રોલ ટાંકીમાંથી ચડે જ નહિ.

સામે કેળનું વન હતું. એમાંથી એક કાળો કિ-બ્યાણુ આદમી નીકળ્યો. હાથમાં ખડ વાઢવાનો ચમકતો છરો હતો. એનાથી ડરવાનું કારણ નહોતું. મેં પૂછયું, 'જાંબુ બાના' ઢીજી તયારી?' ('સલામ ભાઇ કેળાં પાકયાં છે?') 'હામાના બાના કૂવા' (નથી પાકયાં મોટાભાઇ!) અમે નાસ્તાપાણીની આશા છોડીને બેઠા. એક કલાક, બે કલાક, પણ ત્યાં કોણ આવે? પેટ્રોલ લેવા બૉયને ફોર્ટ હોલ મોકલ્યો હતો. એ તો પથરસ્તે પાછો વળે સોપે નસીબદાર-બાપડો કાલાસિંગા ઘડીએઘડીએ ટેકરીએ ચડે ને ઊતરે. અમારી સાથે એક ચીનો હતો એ તો હસ્યા જ કરે.

છેક સાંજે એક અંગ્રેજની મોટર નીકળી. એણે થોડુંક પેટ્રોલ આપ્યું. અમે ફોર્ટ હોલ ભેગા થઇ ગયા. ત્યાંથી પૂરતું પેટ્રોલ ભરી નીકળ્યા. સાઠ માઇલ દૂર નૈરોબી, પણ રસ્તો કાંઇક સારો. રાતે પહોંચ્યા ત્યારે શ્રી ત્રિવેદી રાહ જોતા હતા. ઠંડી બરાબરની ચોંટી ગઇ હતી. બબ્બે રગ ઓઢીને સૂઇ ગયા તે વહેલી પડે સવાર. તબ નૈરોબીનો ફાળો પાછળ રાખી હું મોશી જવા ઊપડયો.

## ૬

## મોશી—અરૂશા—ટાંગા

### કિલિમાંજારો

મોંબાસા તરફ બસો માઇલ પાછા જઇ વૉઇ જંકશનથી ગાડી બદલાવી. રાતના ત્રણ વાગેલા. ડબામાં જઇને સૂઇ ગયો. રામજીભાઈ કામસર નૈરોબી રોકાયા હતા. ચાર દિવસ પછી આવવાના હતા. હું થોડી-ઘણી ભાષા શીખી ગયો હતો એટલે વાંધો નહોતો. ઊઠયો ત્યારે ટાંગાનિકામાં દાખલ થઈ ગયો હતો. 'જર્મન ઇસ્ટ આફ્રિકા'ને અત્યારે ટાંગાનિકા કહે છે. જર્મન યુદ્ધનાં ચિહ્નો મુસાફરો દેખાડવા માંડયા. પ્રદેશ આખો પહાડ ને જંગલનો હતો. સપાટ મેદાન મળે નહિ.

સૂરજ જરાક ઊંચે ચડયો ત્યાં સામે કિલિમાંજારોનું ચમકતું શિખર દેખાયું. હું એકીટશે જોઇ જ રહ્યો. વાદળાંથી ઢંકાએલ પહાડ મેં જોયા છે, રૂના પોલ જેવાં વાદળાંને ખીણમાં બેઠેલાં જોયાં છે, પણ સદાય બરફથી છવાઇ રહેતું શિખર આજે જ જોયું. જગતભરના ગિરિવરોમાં કિલિમાંજારોનું ત્રીજું સ્થાન છે. પ્રથમ આસને આપણો નગાધિરાજ હિમાલય (૨૯૦૦૦ ફીટ), બીજે અમેરિકન પર્વતરાજ (૨૩૦૦૦), ત્રીજે કિલિમાંજારો (૧૯૭૧૦). આફ્રિકા ખંડનું એ નાક છે.

મોશી પહોંચ્યો ત્યારે તો કિલિમાંજારો માથે આવી રહ્યો. ચાળીસ માઇલ દૂર છે, પણ જાણે તળેટીમાં બેઠા હોઇએ એમ લાગે. અજવાળી રાતે કિલિમાંજારોનું હિમાચ્છાદિત શિખર રૂપેરી થાય છે. આથમતા સૂર્યના તેજે ત્રાંબાવરણું દેખાય છે, અને ઊગતો બાલરવિ એને સોને મઢી દે છે. હજારો ફીટ સુધી બરફ ઢંકાઇ ગયો છે. બપોરે બાર વાગે મોશીનાં ઝરણ બરફ જેવાં ઠંડાં થઇ જાય છે. કિલિમાંજારોમાં અર્જુન (ભીમનો ભાઇ) આવ્યો હતો એવી લોકવાયકા છે. ગુલબંકાવલિ આ પહાડમાં થઈ ગઇ એવો ગપ્પો કોઇએ માર્યો છે. ઓજા ગૃહસ્થો કહે છે બરફનો આકાર ૐ જેવો છે. ઘણા યુરોપીયનો વિમાન લઇ આવે છે, પણ પાસે જઇ શકાતું નથી. બરફથી એન્જિન જ ઠરી જાય છે.

કિલિમાંજારોની સામે ફીબો કરીને બીજું શિખર છે. ત્યાં પણ કોઇકોઇ વાર બરફ જામે છે. મોશીનો અર્થ થાય છે ધુમ્મસ. મોશીનાં હવાપાણી વખણાય છે. આસપાસ જર્મન યુદ્ધનાં રોમાંચકારી સંસ્મરણો

પડ્યાં છે. ટાંગા દારેસલામ જેવી લડત અહીં નથી થઈ, પણ લશ્કર આવી પડેલું! અત્યારે અહીં વસતા યુરોપીયનોમાં ગ્રીક અને જર્મન મોટો ભાગ છે.

એક દિવસ ફરતાફરતા ગ્રીકના ઝુમ્ખામાં જઈ ચડ્યા. ત્રણચાર દોસ્તો બેઠા હતા. અમને જોઈ 'જાંબો જાંબો' કરવા માંડ્યા. પડખે એક છાપરીમાં બાંકડા ગોઠવ્યા હતા, ટેબલ ફરતા સૌ બેઠા. અંગ્રેજ તો દૂરદૂર ભાગે. આ લોકોમાં રંગભેદ નથી. વચ્ચે આવીને પડ્યા. કાવો બનાવ્યો. પછી કહે, 'વ્હીસ્કી મગાવું?'

'આ ભાઈઓ ગાંધીજીનાં માણસ છે એ દારૂ ન પીએ.' એટલે આશ્ચર્ય ચકિત થઈને કહે—

'હી વાટુ યા બાના ગાંધી?' (આ ગાંધી સાહેબના માણસ છે?) પછી તો ખૂબ વાતો નીકળી. એક જણે કવિવર રવીન્દ્રનાથને જોયા હશે તે ઉલળ્યો. પોતે હાથે ઝુમ્ખો બનાવ્યો હતો. બે ભાઈઓ રહે છે. મજાનો ઝુમ્ખો બાંધ્યો છે. ચોખ્ખો ચણક રાખે છે. બે પલંગ, એક કબાટ, ચીજવસ્તુ ગોઠવેલી. આપણા ખેડુતો આમ રહેતાં ક્યારે શીખશે? એને આપણે ક્યારે શીખવશું? એ વિચારતાં અમે રજા લીધી. અંધારું થઈ ગયું હતું એટલે મોટર લઈ મૂકવા આવ્યા. અને આ બધું અમે કોઈ શ્રીમંતની ઓળખાણે ગયા હશું તેથી નહિ. અમારી સાથે રામજીભાઈના બાળ-મિત્ર હતા. હજામત કરાવે એટલી જ ઓળખાણ. પણ ગ્રીકની પ્રાચીન સભ્યતા જાય?

## મુક્ત થતા રાષ્ટ્રની સ્વતંત્રતા

[ગુલબંકી]

એક આહ, એક ચાહ, એક બસ કૃપાનિગાહ
સ્વતંત્રતા! સ્વતંત્રતા! સ્વતંત્રતાની પૂર્ણ લ્હાણ!
ઊગતી ઉષા તણી સ્વતંત્રતા.

એ વિરામ, એ જ ધામ, સ્વર્ગ એ મહાભિરામ,
સ્વતંત્રતા! સ્વતંત્રતા! સ્વતંત્રતાની પૂર્ણ લ્હાણ!
ખીલતાં ફૂલો તણી સ્વતંત્રતા.

એક આજ કામકાજ, મુક્તિ તણું એક સાજ,
સ્વતંત્રતા! સ્વતંત્રતા! સ્વતંત્રતાની પૂર્ણ લ્હાણ!
સિદ્ધ થતા યોગીની સ્વતંત્રતા.

એક જાપ: બલ અમાપ રાષ્ટ્રઉરે વ્યાપ વ્યાપ,
સ્વતંત્રતા! સ્વતંત્રતા! સ્વતંત્રતાની પૂર્ણ લ્હાણ!
ઊડતા વિહંગની સ્વતંત્રતા.

શ્વાસ શ્વાસ, પ્રાણ પ્રાણ, ઝરે જાપ: મુક્તિ આપ!
સ્વતંત્રતા! સ્વતંત્રતા! સ્વતંત્રતાની પૂર્ણ લ્હાણ!
ઘૂઘતા સમુદ્રની સ્વતંત્રતા.

એક ઝાળ, બાળ બાળ, રાષ્ટ્ર તણાં બંધજાળ,
સ્વતંત્રતા! સ્વતંત્રતા! સ્વતંત્રતાની પૂર્ણ લ્હાણ.
મુક્તકંઠ ગીતની સ્વતંત્રતા!

દીપ્તિના ઝગો ઉજાસ
શક્તિના ઊગો પ્રકાશ
મુક્ત થતા રાષ્ટ્રની સ્વતંત્રતા.

સુન્દરમ્

મોશીથી અરૂષા ચોપન માઈલ મોટરરસ્તો છે. અમે ગયા એને બીજે જ દિવસથી રેલવે શરૂ થઈ. રસ્તો ઘણો ખરાબ. સીધી ટેકરીઓ ચડવાની. પહેલાં રસ્તામાં સિંહ મળતા. હવે અવરજવરને લીધે દૂર નીકળી ગયા છે. અરૂષા મેરૂ પર્વતની તળેટીમાં વસ્યું છે. મેરૂ કાંઈ નાનોસૂનો નથી. ૧૪૯૬૦ ફીટ છે. અરૂષાનાં હવાપાણી નૈરોબીથી ચડે તેવાં છે. કેનિયા, યુગાન્ડા અને ટાંગાનિકાને એક કરવાનો સરકાર વિચાર કરે છે. તે ત્રણે પ્રાંતનો વડો સૂબો અરૂષામાં રહેવાનો એમ કહે છે. અરૂષા પૂર્વ આફ્રિકાની મધ્યમાં છે. અરૂષા જતાં નદીઓ ઊંડી ને ભયંકર આવે છે. કેટલીક માત્ર બે હાથ પહોળી છતાં અખૂટ પાણી. ડુંગરાઉ ઝરણુ કહીએ તો ચાલે. પુલ પાટિયાના. એક ઝૂલતો પુલ છે. અમે ગયા તે પહેલાં થોડા દિવસે એક મોટર ઢાળ ચડતાં પાછી હઠી ને સિત્તેર ફીટ ઊંચેથી નદીમાં પડી ગઈ હતી!

અરૂષાની આસપાસ મસાઈની વસ્તી છે. મસાઈ લડાયક કોમ છે. સિંહ સાથે રહેવાવાળા. એનો ભાલો, કમરપટ્ટે લટકાવેલ ધારદાર છરો ને ઢાલ કદી વેગળાં ન થાય. મસાઈ માથું ગૂંથી અંદર લાલ માટી તથા ચરબી લગાવે છે. એમનામાં એક મર્દાનગીભર્યો રિવાજ છે. સિંહનો શિકાર કરનારને જ મસાઈ કુમારી પરણે. મસાઈથી સિંહ બાર ગાઉ ભાગે. મુખ્ય ખોરાક માંસ. મોગો—અનાજ હવે ખાતાં શીખ્યા છે.

બીજે જ દિવસે અમે

અરૂષાથી મોશી આવ્યા. નાતાલના દિવસો હતા એટલે મોશીથી ટાંગા જતાં અમને ટિકિટમાં કન્સેશનનો લાભ મળ્યો. સાંજના સાડાસાતે મોશીથી ઉપડેલ ટાંગા મેઇલ સવારે સાડાદસે ટાંગાનિકાનાં જંગલો વીંધતો ટાંગા પહોંચ્યો.

અગાઉથી ડાહ્યાભાઇ પોસ્ટમાસ્તર પર તાર કરેલ. સ્ટેશને કોઈ નહોતું આવ્યું. અમે મજૂર કરી પોસ્ટ ઑફિસે ગયા. તપાસ કરતાં માલૂમ પડ્યું કે માસ્તર સાહેબની બદલી હિંદી થઈ છે. એક મુદલીઆર કરીને મદ્રાસી કલાર્ક હતા તેમણે પોતાની ઓરડીમાં સામાન મૂકવા કહ્યું. એક નોકરને સાથે મોકલ્યો. મુદલીઆર જ્યાં રહેતા હતા તે જ ઘરમાં બીજા ત્રણ ભાઈઓ રહેતા હતા. મુદલીઆરની ઓરડીમાં પલંગ ને આરામખુરશી માંડ સમાયા હતાં. જગ્યાને અભાવે તેમની ટ્રંક પલંગ નીચે પડેલી. અમે સામાન બહાર રાખી બેઠા. ઘરમાં કોઇ હતું નહિ; નોકર હતો. થોડી વારે એક ભાઇ આવ્યા. તેમણે જાણ્યું કે અમે તેમના જોડીદારના મહેમાન છીએ. અરધી કલાકે તેમના જોડીદાર આવ્યા ત્યારે તેમણે માન્યું કે અમે પહેલા ભાઇના મહેમાન છીએ! પણ આ ભાઇઓ સજ્જન હતા. બાર વાગ્યે કામ પરથી આવી સવારે રાંધી રાખેલું જમી લેતા. અમારે માટે નવી રસોઇ બનાવવા માંડ્યા. સાડાબારે મુદલીઆર આવ્યા. તેઓ નીચે બીજા ભાઇને ત્યાં જમતા હતા' એમણે અમારે માટે રસોઇનું કહેવડાવેલું. અમને ખબર નહિ. ઉપરના ભાઇઓની માફી માગી અમે મુદલીઆર સાથે જમ્યા. બપોરે અમે કોઇ જાહેર કાર્યકર્તાઓની શોધમાં નીકળ્યા. એક આર્યસમાજી બંધુ મળ્યાઃ છોટાભાઇ પટેલ. બહુ જ ભલા માણસ. શાંત અને સંયમી. અમને મદદ કરવા તેમણે કેડ બાંધી. તે જ વખતે ગામમાં બીજા ત્રણ ફાળા ચાલતા હતા. છતાં તેમણે હિંમત ધરી. સાંજથી જમવાનું પોતાને ઘેર રખાવ્યું. અમે ઉતર્યાં હતા ત્યાં જ એક મકાન ખાલી પડેલું, તેને અમે દીવાનખાનું અને શયનગૃહ બનાવ્યું. આમ ઠીકઠીક રેઢી થયા પછી અમે ઠેકાણે પડ્યા. ફાળો પણ ઠીક થયો.

ટાંગા-ટાંગાનો અર્થ થાય છે મુસાફરી. ટાંગા બંદર છે. લડાઇ પહેલાં જર્મનોએ ટાંગાને વિકસાવવા ખૂબ પ્રયત્ન કરેલો. ટાંગાની બાંધણી મજાની છે. વચ્ચે ગુલમોર અને બીજાં ઝાડ, બંને બાજુ પહોળા રસ્તા. આ રીતે રસ્તા વચ્ચે ઝાડ વાવી બંને બાજુ છાંયો કરવાની રીત અહીં જ જોઇ. થોડું ચાલો ત્યાં ચાર રસ્તા ભેગા થાય. એવી રીતે બ્લૉક પાડી છૂટું-છૂટું બાંધ્યું છે. નાનું છતાં સુંદર શહેર છે.

મહાયુદ્ધમાં અંગ્રેજોએ ટાંગામાં સખત માર ખાધેલો. ૧૯૧૪ની અધવચમાં મુંબાઇને કિનારેથી સાત મનવાર ઉપડી. અંદર શીખ, ગુરખા, મદ્રાસી મળી પાંચ હજાર લડવૈયા હતા. મનવારો સીધી ટાંગા બંદરે લાંગરી. જર્મનો જાણી ગએલા. રૈયતને ઉપરના ભાગમાં મોકલી ગામ ખાલી કરેલું. થોડાં માણસો નાળિયેરીનાં ઝુંડમાં લપાઇને બેઠાં. મશિનગન અદ્ધર છુપાવી રાખી. અંગ્રેજ સૈન્ય (જેમાં હિંદી સિવાય જુજ અંગ્રેજ હતા) કિનારે ઊતરીને નાચવા માંડ્યું. ગામનો કબજો લેવા દોડ્યું. ત્યાં તો મશિનગન ચાલી. ગોળીએ વીંધાતું સૈન્ય ગભરાઇ ગયું. ક્યાંથી ગોળી આવે છે તે જોવા પણ કોઇ રોકાયું નહિ. જેને જેમ ફાવ્યું તેમ ભાગ્યા. ભાગતાં બે'ક હજાર લાશ પડી ગઇ. બાકીના મનવારોમાં ચડી જીવ લઇને ભાગ્યા. ધાકના માર્યા દોઢ વરસ સુધી ડોકાયા નહિ.

એ હિંદી લડવૈયાઓના સ્મારક તરીકે એક બાગમાં નામ કોતરીને મૂક્યાં છે. ટુકડીના અધિકારીઓનાં નામ લખ્યાં છે. આજ પણ જર્મનો કહે છે, 'તમારે લીધે જ આ અંગ્રેજ જીત્યા, નહિતર ભુક્કા વેરી નાખત!'

ટાંગાથી મોશી સુધી અઢી હજાર ફીટ ગાડીને ચડવું પડે છે. નૈરોબી જેવાં મોટાં એંજિન ત્યાં નથી. બેત્રણ સ્ટેશન છોડ્યાં ત્યાં એક ચઢણ ચડતાં ઍંજિન થાક્યું. ઘણું જોર કરે પણ આગળ ચાલે જ નહિ. ઘર્ ઘર્ ઘર્ ઘર્ ઘર્ કરતી ગાડી પાછી હઠે. ઍંજિન ઊભું રહે, શ્વાસ ઘૂંટે, બળ કરીને ચાલવા જાય, પણ આગળ જવાને બદલે પાછું હઠે! લગભગ દોઢ માઇલ પાછું હઠ્યું. પછી જોસભેર છોડી મૂક્યું. માંડ પહોંચ્યા.

મોશી એક દિવસ રોકાયા. રામજીભાઇના સ્નેહી પોપટભાઇ મોશીમાં આગળપડતા શહેરી ગણાય છે. ગ્રીકો અને જર્મનો પણ એમના ઓળખીતા છે. એક જર્મનનું કૉફીનું કારખાનું જોવા આવ્યા. સો સો ફીટ ઊંચાં ઝાડનું અરણ્ય જોયું, કિસિમાંજારો ફૂલ વીણ્યાં. એવાં એ ફૂલ છે કે પાણીમાં નાખો તો કરમાઇ જાય, સૂકાં

એટલે ખીલે! બારેમાસ ખીલેલાં. માત્ર સુગંધ નહિ.

ગાડી નહિ મળવાથી અમે ભારખાનામાં વોઇ જંકશન પહોંચ્યા. પવન, ધૂળ અને ધધડાટથી માથું ચડ્યું. રાતે નૈરોબીની ટ્રેન મોંબાસાથી આવી. બીજે દિવસે નૈરોબી પહોંચ્યા.

## ૭ ન્યાંઝાને તીરેતીરે

એક દિવસ નૈરોબીમાં આરામ લઈ બીજે જ દિવસે કીજન જવા નીકળ્યો. સાથે ભાવનગરવાળા રામુભાઈ ઠક્કર' હતા. મગુગા સુધીનો મનોરમ પ્રદેશ જોયેલો હતો. મગુગાથી ગાડી લગભગ હજારેક ફીટ ચડે છે; પછી ઊતરી પડે છે. તે વખતે ખીણનો દેખાવ જોવાલાયક હોય છે. નૈવાશાનું તળાવ ટેકરીઓની કૂખમાં સૂતેલું ગાડીમાંથી જ દેખાય છે.

જેમજેમ આગળ વધતા ગયા તેમતેમ ડબ્બામાં ગરદી થવા માંડી. ત્રીજા વર્ગમાં બેસવાથી થોડુંઘણું સહન કરવું ન પડતું હોય તો એનું મહાત્મ્ય કયાં રહ્યું? શરીરે ચરબી ચોપડેલા, ગધાનાં ચામડાં પહેરેલા, અર્ધનગ્ન લોકોથી ડબ્બો ચિકાર થઈ ગયો. પહેલે દિવસે અંત્યજવાસમાં જતાં મારા મનની જે સ્થિતિ થઈ હતી તેવી સ્થિતિ એ વખતે થઇ. પણ અંત્યજવાસની દુર્ગંધ ટાળવાનો ઉપાય મારી પાસે હતો. અહીંની સ્થિતિ સુધારવા માટે સમય, શક્તિ કે આવડત મારી પાસે ન હતાં. બારી બહાર મોઢું રાખી બેસી રહ્યો. આવી સ્થિતિમાં રાત કેમ જશે એ વિચાર થઇ પડ્યો હતો. પરંતુ રાતે નકુરૂ જંકશન આવ્યું ને ડબ્બો ખાલી થઇ ગયો. મેં ઇશ્વરનો પાડ માન્યો.

નકુરૂથી એક ફાંટો કીસુમુ જાય છે. પહેલાં કીજન જવા માટે કીસુમુથી વિકટોરિયા ન્યાંઝા (સરોવર)માં થઈ સ્ટીમર રસ્તે જવું પડતું. હવે એલ્ડોરેડ થઇ કીજાં સુધી રેલવે થઇ ગઇ છે. મારો ડબ્બો સીધો કીજાં જવાનો હતો. આરામથી સૂતો. નકુરૂ જંકશન ૬૩૯૭ ફીટ ઊંચું છે. નકુરૂથી ફરી પાછી ટ્રેન ચડવા માંડે છે. જગત આખામાં ઊંચામાં ઊંચું સ્ટેશન ટીમ્બોરોઆ (૯૦૦૦ ફીટ) રાતમાં આવવાનું હતું. હું એ વખતે જાગવાનો નિશ્ચય કરીને સૂતો. જાગ્યો ત્યારે ટીમ્બોરોઆ પછીનું સ્ટેશન આવેલું! આઠસો ફીટ નીચે ઊતરી ગયા હતા. બારી ખોલી, 'પણ તાકાત શી કે બહાર ડોકું કઢાય? ટાઢો હીમ જેવો પવન સૂસવાટા દેતો હતો. બારી બંધ કરી સૂતો. પરંતુ કપડામાં ટાઢ એવી પેસી ગએલી કે અરધો કલાક ઊંઘ ન આવી!

સવારમાં ઊઠ્યો ત્યારે યુગાન્ડાની હદ શરૂ થઇ ગઇ હતી. નિશાની રૂપે કપાસનાં ખેતર આવવા માંડ્યાં. કેળનાં વન અને કપાસનાં ખેતર એ યુગાન્ડાની ખાસિયત ગણાય છે. સાંજે પાંચ વાગ્યે કીજન ઊતર્યાં.

છીંજા કપાસના વેપારનું મથક છે (હતું.) કાઠિયાવાડના લુહાણા અને ગુજરાતના પટેલ ભાઈઓ જામી પડયા છે. રામુભાઇ સાથે હતા એટલે ઉતારા-પાણીની સગવડ માટે અગાઉથી ગોઠવણ નહોતી કરી. અમારે બીજે જ દિવસે લુગાઝી જવું હતું. રામુભાઇ કાયમ માટે લુગાઝી રહેવાના હતા. રાત્રે તે મને નાઇલ નદીનું મૂળ બતાવવા લઇ ગયા. રાત અજવાળી હતી. વિક્ટોરિયા સરોવરને બરાબર કિનારે જ છીંજા વસ્યું છે. નાઈલનું મૂળ છીંજાના પાદરમાં જ છે. એનું નામ છે રિપન ફૉલ્સ. એકસામટા ત્રણ ધોધ સરોવરને ખાલી કરવા મથતા હોય તેમ જોસભેર પડે છે. જોનારને ઘડીભર થઈ જાય કે સરોવર હમણાં ખાલી થઇ જશે. પણ સેંકડો વરસોથી એ ધોધ પડયા જ કરે છે અને નાઇલ સુદાન તથા ઈજિપ્તને રસાળ બનાવતી, કેરોના શેહેરીઓને ભૂ પાઇ સાગરને મળે છે.

વિક્ટોરિયા ન્યાંઝાને સરોવર કહેવું કે સાગર તેનો વિચાર થઇ પડે છે. ૨૬,૮૨૮ ચોરસમાઈલનો એ દરિયો પોતાની નીલાશને કારણે જ સરોવર કહેવાય છે. આપણે એને મીઠો મે'રામણ કહી શકીએ. છીંજા આગળ તો એનું એક સરણું ફક્ત આવ્યું છે. એનું ખરૂં સ્વરૂપ તો બુકોબા આગળ પ્રગટે છે.

છીંજા આવ્યા સાં ખબર મળ્યા કે કપાસની મોસમ પંદર દિવસ દૂર ગઇ છે. અમારૂં કામ મોસમ વિના ન શોભે, સફળ પણ ન થાય. એટલે લુગાઝી, કંપાલા, મસાકા, બુકોબા થઇ ન્યાંઝાને કિનારેકિનારે મ્વાંઝા સુધી ચક્કર લગાવવાનું ઠરાવ્યું.

બીજે દિવસે લુગાઝી ગયા.

કોઈ પોપટિયા રંગનો મહાસાગર તોફાને ચડ્યો હોય તેમ, નાનીમોટી ટેકરીઓ ઉપર, દસ હજાર એકરમાં શેરડીનો વાડ લહેર લઇ રહ્યો છે. એક કરોડ રૂપિયા નાખી શ્રી નાનજીભાઇએ અહીં સાકરનું કારખાનું ઊભું કર્યું છે. પરદેશમાં આવી, આપબળે કમાઇ, આટલા રૂપિયા આટલા દૂર દેશમાં નાખવાનું સાહસ કરનાર શ્રી નાનજીભાઈ પ્રથમ છે. યુરોપીયનો સંસ્થાનો જમાવી પડે છે તેમાં રાજ્યની મદદ ઉપરાંત એક એ પણ કારણ હોય છે કે એ લોકો આ દેશમાં પહેલા [illegible] એનો લાભ ઉઠાવે છે. આપણે તો [illegible] પૈસા ગાંઠે થાય એટલે દેશમાં પાછા જઇ ઉડાડી આવીએ. વળી પાછા એના એ દિ'! જે ભાઈઓ અહીંની કમાણી અહીં વાપરે છે તે જામી ગયા છે.

લુગાઝીથી ત્રીસ માઇલ કંપાલા થાય. કંપાલા યુગાન્ડાનું પાટનગર. નવીન બાંધણી છે. ઝપાટાબંધ વસતું જાય છે, વધતું જાય છે. પચીસ વરસમાં નૈરોબી સામે આંખો કાઢતું થઇ જાય તો નવાઇ નહિ. કંપાલાનો—કહો કે યુગાન્ડાનો વેપાર આપણા હાથમાં છે. યુરોપીયનો ટકી શકતા નથી. એમને યુગાન્ડા સદતો પણ નથી. સખત તાપને કારણે અહીં બ્લૅક વૉટર ફિવર નામનો જીવલેણ વ્યાધિ થાય છે. આખો પ્રદેશ પાણીથી ઘેરાએલો હોઇ મચ્છરનો ત્રાસ અસહ્ય છે. ચાલતાં મૅલેરિયા થાય. કંપાલાના ચોખ્ખા, ટેકરીઓ ઉપર ચડતાઊતરતા રસ્તા ભભકદાર છે. આસપાસની ટેકરીઓ ઉપર પડેલા મોતીના દાણા જેવા બંગલા ધ્યાન ખેંચે છે. કંપાલામાં ફાળો તો મોસમમાં જ કરવાનો હતો એટલે એક રાત રોકાઇ બીજે દિવસે મસાકા ઉપડ્યો.

મસાકા કંપાલાથી ૮૬ માઇલ થાય. મોટરો રોજ આવેજાય છે. આખો પ્રદેશ પહાડી અને જંગલોથી ભરેલો. મોટરો ટેકરીઓ ચડે ને ઊતરે. કેળાનાં વન તો હોય જ. ધાડાં જંગલ પણ આવે જ. ક્યાંક મોટર પહાડની ટોચે ચડે સાં એકાએક દૂરદૂર સરોવરનું પાણી ઝબકે. સૈયા મોટાં માથાં જમાવી થીજી ગયા છે. વચ્ચે થઇ મોટર ચાલી જાય. અજાણ્યાને ખબર ન પડે કે બંને તરફ પાણી ભર્યાં હશે. રસ્તામાં નારંગી ખૂબ ખાધાં. પૈસાના ચાર મળે! મેં ત્રણ જાતનાં જંગલ જોયાં છે. વૉઇથી નૈરોબી સુધી સૂકો વેરાન પ્રદેશ હોઇ તેને રણ કહીએ તો ચાલે. (રેતીનું રણ નહિ). બીજું પહાડ શાખા અને કાંટાથી ભરેલું. ત્રીજું ધાડું અને હિંસ્ર પશુનું ઘર. મોટરના અવરજવરને લીધે હિંસક પ્રાણીઓ દિવસે નજરે નથી પડતાં.

સાંજે મસાકા પહોંચ્યો. શ્રી વૃંદાવન પ્રેમજીની કંપનીમાં ઉતારો રાખ્યો. વૃંદાવનભાઇ જુવાન છતાં મસાકાના વેપારીઓમાં મોખરે લેખાય છે. તેમણે ત્રણ દિવસમાં મારૂં કામ આટોપી દીધું. ધાર્યા કરતાં ત્રણગણો ફાળો થયો.

મસાકાનું સૌંદર્ય યુગાન્ડામાં વિખ્યાત છે. નૈરીનું

દૃશ્ય અદ્ભુત હતું; મોશીનો પ્રદેશ ભયંકર-મનોહર હતો; મસાકાનું સૌંદર્ય આહ્લાદક હતું. ઊંચી ટેકરી પર વસ્યું છે. સાંજને ટાણે ફરતી કેળનાં વનથી ઢંકાએલી ટેકરીઓ જોતાં ધરાઇએ જ નહિ. ખીણમાં ઊગેલાં ઊંચાં ઝાડ ઉપર ધુમ્મસ છવાઇ જાય ત્યારે જાણે રૂના પોલ પાથર્યા. લીલીછમ ટેકરીઓનું ઘાસ સરખી રીતે કાતરીને મખમલની જાજમ જેવું એકધારું બનાવ્યું છે. વિષુવવૃત્તની તદ્દન નજીક હોવા છતાં એ પ્રદેશ લીલોછમ રહે છે. પહેલાં અહીં બારેમાસ વરસાદ પડતો; હવે જંગલ કપાઇ જવાથી વરસાદ ઓછો થયો છે. અહીંનાં હવાપાણી સારાં ગણાય છે.

મસાકાથી બાણુ માઇલ ઉપર બરારા કરીને ગામ છે ત્યાં બે દિવસ જઇ આવ્યો. રસ્તો બહુ ખરાબ. મોટર તારવવા જતાં ત્રણ વાર પાણીમાં ખૂંચી ગઇ. રસ્તાની બંને તરફ પાણી અને કાદવ. બરારા રાત્રે દસ વાગ્યે પહોંચેલો. રસ્તામાં મોટરને ધક્કા મારતાં કપડાં ગારોગારો થઈ ગયાં'તાં. પવનના સપાટામાં ટોપી હવામાં ઊડી ગએલી. એવે વેશે બરારા ગએલો. છતાં બરારાના ભાઈઓએ જે પ્રેમ વરસાવ્યો તે મને હજી યાદ છે. આંગળીને વેઢે ગણાય તેટલી દુકાનો. સમય ખરાબ, છતાં સાડાપાંચસો શિલિંગ કરી દીધા! બરારાના જંગલમાં સિંહ અને હાથી રહે છે. મારે જો ઉતાવળે પાછા ન ફરવું પડ્યું હોત તો જોઇ આવત. બરારાથી છપ્પન માઇલ દૂર ટીનની ખાણ છે. ઓફની છે. જોવા જવું મુશ્કેલ છે. સરદાર મખ્ખનસિંહ કરીને એક જબરો શિકારી ત્યાં રહે છે. અંગ્રેજ શિકારીઓ સરદારજીને સાથે લઈ શિકારે જાય છે. સરદારજીને હાથી મારવાનો પરવાનો છે. મને સિંહ બતાવવાનું સરદારે માથે લીધું હતું, પરંતુ રામજીભાઇ મસાકામાં મારી રાહ જોતા હતા તેથી તુરત પાછો ફર્યો.

મસાકાથી બુકોબા એકસો ને દસ માઇલ થાય. સ્ટીમરને એક અઠવાડિયાની વાર હતી. વેપારમંદીને લીધે વાહન મળતું ન હતું. એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ ગયા પણ વાહન ન મળ્યું. એક વાર સાંજે કંપાલાથી આવતી મોટરો તપાસતો હું બેઠો હતો ત્યાં એક લૉરી નીકળી. પાસે જઇ મેં પૂછ્યું 'બુકોબાની છે?'

ડ્રાઇવર જવાબ નહિ દેતાં મારી સામે તાકી રહ્યા. થોડી વારે પૂછ્યું, 'ઓળખાણ પડે છે?' મેં માથું ધુણાવ્યું. એટલે કહે, 'રાષ્ટ્રીય શાળામાં નારણભાઇ ડ્રાઇવર હતા?'

'ઓ..હો!' તરત મેં હાથ લંબાવ્યો. નારણભાઈ વઢવાણની રાષ્ટ્રીય શાળામાં મોટર ડ્રાઇવર હતા. ધનુરવા વખતની મારી માંદગીમાં એમણે રાતદિવસ એક કરેલાં. નારણભાઇ સારું કમાયા છે. અચ્છા કારીગર છે. મને જોઇને ગાંડા થઈ ગયા. સાંજે ફરવા જતાં મેં બુકોબા જવાની વાત કરી. તરત પોતે તૈયાર થયા. સો દોઢસો શિલિંગનું નુકસાન જશે તેનો વિચાર ન કરતાં કહે, 'આપણે ઇશ્વરનો પ્રતાપ છે. આટલે દૂર સેવાનો લાભ ક્યાંથી મળે?' મસાકાથી ૭૨ માઇલ ઉપર ચાકા નામની નદી આવે છે. ત્યાં સોનાની ખાણ છે. બુકોબાનાં વાહન અવારનવાર ત્યાં આવે છે. નારણભાઇએ ઠેઠ સુધી મૂકી જવા કહ્યું, પણ અમે ના પાડી. મીઠા ઝાડનાં મૂળ ન ખવાય! નારણભાઇ પાછા ફર્યા.

ચાકામાં પી. સી. નાયડુ કરીને એક વૃદ્ધ વેપારી છે. પચીસ વરસથી ત્યાં દુકાન છે. એક ખોજા ગૃહસ્થ અને આ નાયડુભાઇ બે જ દુકાનદાર. નાયડુ કોઇને દૂધનો પ્યાલો પાયા વિના જવા નથી દેતા. અમે ફોનમાં મસાકાથી કહેવડાવ્યું એટલે રસોઇ તૈયાર રાખી હતી. બહુ હેતથી જમાડ્યા. જંગલમાં મંગળ કર્યું છે. લડાઈમાં એમની દુકાન લુંટાઇ ગઇ હતી. ચાકા એ યુગાન્ડા ને ટાંગાનિકાની સરહદ છે. જર્મનનો જૂનો કિલ્લો છે. ચાકા નદી બારેમાસ ઉતાવળી વહે છે. હાથી તાણી દે તેવું જોરદાર વહેન છે. મોટર ઉતારવા માટે લોઢાનાં દોરડાં સાથે ગરેડીવાળી પાટિયાંની હોડી બનાવી છે. બે માણસો દોરડા ઉપર હોડીનો કઠોડો ઝાલી ચાલે, ગરેડીને લીધે હોડી વગર મહેનતે સામે પાર પહોંચે. જર્મનોની બુદ્ધિનું આ ફળ છે. ભારે કરામત કરી છે. એ હોડીએ થોડા દિવસ પહેલાં એક જબરો ભોગ લીધો હતો. અગિયાર માણસ ભરેલી લૉરી હોડીમાં ચડાવી, બરાબર અધવચ આવતાં હોડી દોરડામાંથી છટકી ઊંધી વળી ગઈ. મોટર કે માણસનો પત્તો ન લાગ્યો!

બપોર નમવા માંડ્યા ત્યારે આરબની એક મોટર મળી. પણ તેઓ સીધા બુકોબા નહિ જતાં જંગલમાં પોતાની દુકાનોએથી માલ લેતાલેતા આડે રસ્તે જવાના હતા. બીજે દિવસે સવારે પહોંચાડશે એમ કહ્યું. અમે



કરાડીની કુટિરઃ જ્યાં ગાંધીજી ગિરફતાર થયા. [ફોટોઃ ચાંદોરીકર

# એ કેમ બન્યું?

[ગાંધીજીની ગિરફતારીની આ કથા આલેખનાર ભાઈ કૃષ્ણલાલ શ્રીધરાણી કરાડી છાવણીમાં ગુજરાત વિદ્યાપીઠના સૈનિક તરીકે ગાંધીજીની સેનામાં જ હતા, એટલે એ પ્રસંગના તે પ્રત્યક્ષ સાક્ષી હતા પછી તો અબ્બાસ સાહેબની સરદારી નીચે ગએલી ધરાસણા પરની ધાડની પહેલી જ ટુકડીમાં એ પોતે પણ ગિરફતાર થયા એટલે આજે એ સરકારના મહેમાન છે]

કરાડી-મટવાડ: ૫-૫ ૩૦: રાતનો દોઢ

હવે નિદ્રા શાની? જે નિદ્રામાંથી અમે જાગ્યા છીએ તે નિદ્રાએ હવે હંમેશને માટે વિદાય લઇ લીધી. હવે તો દિવસ કે રાત! આઝાદીની પ્રથમ રાત સુધી હવે તો જાગવાનું!

અમારા—આખા રાષ્ટ્રના પ્રાણને હમણાં જ વળાવીને લખવા બેઠો છું. અત્યારે દોઢ વાગ્યો છે; મધરાત છે; પણ જાણે ધોળો દિવસ ઊગી નીકળ્યો હોય તેવો ભાસ થાય છે:

પોણા વાગ્યે બે મોટી મોટરબસ આવીને બારણે ઊભી રહી. ક્ષણ વારમાં તો એક પછી એક ૨૫-૩૦ સિપાહીઓ કૂદી પડયા. સુરતના પેલા ગોરા ન્યાયમૂર્તિ કલેક્ટર એહામ સૌથી આગળ દોડયા પાછળ સુપરિન્ટેન્ડેન્ટ મિ. રૉબિન્સન ઉપરી અને આંટિયા, અને તેમની પાછળ ૨૫ પોલીસો બંદૂકના કુંદા ઝાલી દોડયા. જાણે ધાડ પાડવા આવ્યા ન હોય! દરવાજા આગળ સૂતેલો રાઘવન્ જાગી ઊઠયો અને 'Who are you?' (કોણ છો તમે?) કરતોક ને પેલા ગોરા ન્યાયમૂર્તિ સામે આવીને ખડો થઇ ગયો.

'Shut up!' (ચૂપ કર!) ગોરાએ જવાબ આપ્યો. 'Who are you?' રાઘવન્ ફરી તાડુક્યો. 'Shut up!' પેલાએ રૂઆબી છાંટી. રાઘવને ત્રીજી વાર એ જ પૂછ્યું અને પેલો જવાબ પણ દેવા ન થોભતાં બાપુજીની કુટિર તરફ દોડી ગયો.

પહેલાં તો સિપાહીઓએ અમને સૌને ઘેરી લીધા હતા. મેં ધાર્યું કે અમને પણ પકડશે. એટલે બિસ્તરો સંકેલવો શરૂ કર્યો. પણ ત્યાં તો જોયું કે એ લોકો બાપુજીની કુટિર તરફ ધસી રહ્યા છે; એટલે મેં પણ દોટ મૂકી. સિપાહીઓના જોડાના અવાજથી અને રાઘવનની બૂમથી સૌ જાગી ગયા હતા. ક્ષણ બેક્ષણમાં તો સૌ બાપુજી પાસે દોડી ગયા અને આસપાસ વીંટળાઇ વળ્યા.

અવાજથી જાગી ગએલાં કમળાબહેન ખુલ્લા આકાશની અનંત આંખોની ચોકી નીચે સૂતેલા બાપુ પાસે દોડી ગયાં અને બેઠી પડયાં બાપુ પણ જાગતા જ હતા.

'બાપુ, તમને લઈ જવા આવ્યા લાગે છે.'

'હા, કેમ જશું ને?' બાપુએ માથું ધુણાવ્યું. કમળાબહેને 'હા' એવો જવાબ આપ્યો.

'તારે આવવું છે મારી સાથે?' 'હા' બોલ્યાં ત્યાં તો કમળાબહેનની આંખમાં પાણી આવ્યાં.

'અરે, ગાંડી, ગાંડી!' બાપુએ વાંસામાં બે ધબ્બા ગાર્યા.

એટલામાં તો ન્યાયમૂર્તિ અને આંટિયા આવી પહોંચ્યા. કોઇ જંગલીની માફક ઓચિંતો બાપુ ઉપર ટોર્ચ (વીજળીની બત્તી)નો પ્રકાશ ફેંક્યો. બાપુએ મોં ફેરવ્યું.

'I arrest you.' ગોરો બોલ્યો. બાપુ હસ્યા

'Do you want me?' બાપુજી બોલ્યા.

'Yes, sir.' (હા, જી) ગોરાએ જવાબ આપ્યો અને પૂછ્યું, 'તમારૂં નામ મોહનદાસ કરમચંદ ગાંધી?'

'હા.' બાપુએ જવાબ આપ્યો. ત્યાં તો સિપાહીઓ આવીને ફરી વળ્યા. હુકમ મળ્યો કે બે હું બહારની બાજુ રાખો.

'જો તમારે કશો વાંધો ન હોય તો હું દાતણ કરી લઉં?' બાપુએ પૂછ્યું.

'ખુશીથી.' જવાબ મળ્યો. બાપુએ દાતણ મંગાવ્યું. જાણે કાંઈ જ ન બન્યું હોય—જાણે હમેશની માફક ચાર વાગ્યાની પ્રાતઃઉપાસના માટે તૈયાર થતા હોય તેમ સ્વસ્થતાથી દાતણ કરવા લાગ્યા.

'કાન્તિ!' બાપુ બોલ્યા, 'મારાં કપડાં તૈયાર કર.' બાપુ તો દાતણ કરતા જાય અને કહેતા જાય. 'વાલજી, Young India માટે અધૂરૂં લખેલું પડ્યું છે; સંભાળી લેજે અને મોકલી દેજે.' દાતણ કરતા જાય અને સ્વાસ્થ્યથી સૂચનાઓ આપ્યે જાય. સામે અમલદારો સ્તબ્ધ ઊભેલા.

'મિ. મેજીસ્ટ્રેટ, મને જણાવશો કે મને કયા સેક્શન નીચે પકડવામાં આવે છે?' બાપુજીએ ન્યાયમૂર્તિને પૂછ્યું.

ન્યાયમૂર્તિએ ધ્રૂજતાં ધ્રૂજતાં આખું વૉરંટ વાંચ્યું સાર આ હતો: '૧૮૨૭ના રેગ્યુલેશનની ૨૫મી કલમ પ્રમાણે.'

ત્યાં તો આનંદ પત્રોની ફાઈલ લઇને આવી પહોંચ્યો. બાપુ એકેક પત્ર લેતા જાય ને સમજ પાડતા જાય. ત્યાં તો એક આવ્યો. 'આ છાપી નાખજો.' બાપુ બોલ્યા. એ કયો પત્ર હશે? જે પત્રમાં લૉર્ડ અરવિનને બાપુએ કેટલીક એવી વાતો કહી છે કે જે તેઓ આખા જીવનમાં પણ ન જાણી શકત.

'વખત છે ને?' બાપુએ પૂછ્યું. 'ના જી.' આંટિયાએ જવાબ આપ્યો, 'આપને એક વાગ્યા પહેલાં પકડી લેવાના છે.'

'ત્યારે પાંચ મિનિટ વધારે. એક ભજન ગાઇ લઇએ.




બારમી માર્ચની મહાત્માજીની સ્વાતંત્ર્ય-કૂચને સ્મરણાંકિત કરતાં વિખ્યાત બંગાળી કલાકાર શ્રી નંદલાલ બોઝે લાકડામાં કોરેલું ગાંધીજીનું ચિત્ર.

પંડિતજી છે કે ?' મહાવીર દોડ્યો અને એકતારો લઇ આવ્યો.

બાપુ ઊઠ્યા. તો એકધ્યાન થયા. પંડિતજીએ શરૂ કર્યું: 'વૈષ્ણવજન તો તેને કહીએ . .'. વચમાં આદર્શ વૈષ્ણવજન નીચે વદને અંતર્મુખ ઊભા હતા અને આસપાસ સત્યાગ્રહીઓ ગાતાગાતા !—તેનું દર્શન કરતા કુલ એકોતેર તારલા હતા.

એટલામાં ગામલોક પણ આવી પહોંચ્યું. પાછલી વાડમાંથી પ્રવેશ કરે ત્યાં તો પોલીસો ગોઠવાઇ ગયા અને તેમને અંદર આવતાં અટકાવ્યા. ગામની સ્ત્રીઓ ગાવા લાગીઃ 'હાલણ કરતા જાવ રે ગાંધીજી . . . .'

ભજન ખલાસ થયું અને એક પછી એક સૌ એ પતિત-પાવનનાં ચરણોમાં પડવા લાગ્યાં. બાપુ હસતા જાય અને થાબડતા જાયઃ 'ચાલો, હવે હતાવળ કરો. મને જવા દો.' બાપુએ છેલ્લા નમસ્કાર કર્યા. ધીમેધીમે સૌ ખસ્યા. આદિયાએ હાથ આપ્યો. જાણે ઊલટ આવી હોય એમ બાપુજી ઝપાટાભેર ચાલવા લાગ્યા. સૌ મોટરોની આસપાસ ગોઠવાઈ ગયા. એક ક્ષણમાં તો બાપુજી એક ખટારામાં ચઢી બેઠા અને એક પછી એક અમલદારો અને સિપાહીઓ ખડકાયા. કેટલાક બહાર પણ ટીંગાયા અને ખરર . . ., મોટરો ઊપડી ગઈ. ગામની સ્ત્રીઓ ગાવા લાગીઃ

'બાપુને શરણે આવજો રે, અવસર છે છેલ્લો . . . .'

બાપુ ચરણે આવજો રે, અવસર છે છેલ્લો.'

એવું શરણ તો સ્વિમ રહેવાનું, પણ ચરણ તો હમણાં છેલ્લાં જ સ્પર્શવાનાં.

રાષ્ટ્રપાળને વળાવી સૌ પાછાં ફર્યાં. બાપુની ખાલી કુટિર ઉપર આંબામાં કોયલ ટહુકતી હતી. એમની ખાલી પડેલી પથારી (The Blessed Bed) જોઇજોઇને સૌ પ્રાર્થનામાં વળ્યાં. પંડિતજીએ ગાયું, 'હમારે . . . નિર્બલ કે બલ રામ . . . .'

ગામલોક રડે છે કે અમારા ગામને કલંક ચોટ્યું. પણ રડવાનું તો આખા રાષ્ટ્રને છે.

ભજન ચાલતું હતું તે વખતે આંટિયાનો હૃદયપલટો થયો હોત! લોહીમાંથી નિપજતા પૈસાને લાત મારી બોલી ઊઠ્યા હોત, 'મને ય ગાંધીજીની સાથે પકડી લો. આ ભૂંડારાજની નોકરી મારાથી ન થાય!' પણ દેશનાં એ ભાગ્ય ક્યાંથી?

નવસારી સ્ટેશનથી બે માઇલ દૂર એક સરસ સલૂન ગોઠવી રાખવામાં આવ્યું હતું કોઇને જાણ ન થાય માટે તેમાં બત્તી પણ નહોતી કરવામાં આવી. બાપુને લાવીને તેમાં બેસાડી દેવામાં આવ્યા.

તાર કરવા માટે છાવણીમાંથી ઘોડો દોડાવવામાં આવ્યો. પણ તેને રસ્તામાં રોકવામાં આવ્યો. દરેક રસ્તે ૨૫-૨૫ પોલીસો મોકલી દેવામાં આવ્યા હતા. સ્ટેશન, જલાલપુર અને નવસારીની તાર ઑફિસોનો તો ૧૨ વાગ્યાથી કબજો લઇ લેવામાં આવ્યો હતો.

" સરકારના આ સર્વશ્રેષ્ઠ પરાક્રમનો દેશ શો ઉત્તર આપશે?

કૃષ્ણલાલ શ્રીધરાણી

---

# વળી એક ફોટોગ્રાફી હરીફાઈ

- [તાત્કાલિક અગત્યની]

**જુદાંજુદાં રૂપિયા પચીસનાં ઈનામો વહેંચાશે**

ચાલુ સત્યાગ્રહ-સંગ્રામના ઠેરઠેર બનતા અનેક પ્રસંગોમાંથી કોઇપણ ચિત્રમય પ્રસંગનો સર્વોત્તમ ફોટોગ્રાફ પાડી મોકલનારને આ ઈનામો મેળવવાની તક છે. નિયમો હમેશ મુજબ (૧) ગ્રાહક કે બીન-ગ્રાહક ગમે તે વિદ્યાર્થી ફોટોગ્રાફર (ઍમેચ્યોર) ભાગ લઇ શકશે; (૨) જ્યારે ધંધાદારી (પ્રોફેશનલ) ફોટોગ્રાફરો માટે જુદું ઇનામ રાખવામાં આવ્યું છે: (૩) ફોટોગ્રાફો માઉન્ટ કરેલા ન હોવા જોઇએ અને દરેક પાછળ પાડનારનું પૂરું નામ, ઠેકાણું તથા ફોટોની વિગતો લખેલી હોવી જોઇએ; (૪) ફોટોગ્રાફ પોસ્ટકાર્ડથી મોટો ન હોવો જોઇએ; (૫) ઇનામ મળેલા ફોટોગ્રાફો પાછા મોકલાશે નહિ; (૬) બાકીના ફોટોગ્રાફો પાછા મેળવવા ઇચ્છનારે સાથે પોસ્ટેજ મોકલવું. (૭) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. **૨૫મી જૂન પહેલાં તમારા ફોટો મોકલાવો.** એ છેલ્લી તારીખ છે. સરનામું: કુમાર કાર્યાલય અમદાવાદ

કરથી ઉપયોગ થાય છે. આઈસક્રીમ અને બરફ બનાવવામાં પણ એ વપરાય છે. માખણ, ચામડાં, માંસ, માછલી અને અથાણાંમાં એ ટકાવનાર તરીકે એ વપરાય છે. હુન્નરઉદ્યોગોમાં પણ મીઠું સૌથી સોંઘો ક્ષાર હોવાથી ઘણી જગ્યાએ વપરાય છે. સાબુના ઉદ્યોગમાં ગ્લિસરીન જુદું પાડવા જથ્થાબંધ મીઠું વપરાય છે. ધોવાના સોડા, કૉસ્ટિક સોડા, મીઠાનો તેજાબ, સોડિયમ ધાતુ અને ક્લોરીન વાયુની બનાવટમાં મીઠું મૂળ પદાર્થ છે. રંગો બનાવવાના કારખાનામાં પણ મીઠાના વાપર વિના ન ચાલે.

હવે મીઠાના ઉપર આધાર રાખતા ઉદ્યોગો જોઈએ. મીઠામાંથી બનતો ધોવાનો સોડા, કાચ તથા સાબુ બનાવવામાં અને રંગવા તથા નિખારવાનાં કારખાનાંમાં પુષ્કળ વપરાય છે. કૉસ્ટિક સોડાની સાબુ બનાવવામાં મુખ્ય વપરાશ છે. આ ઉપરાંત એ સોડા બનાવટી રેશમ બનાવવામાં, નેપ્થોલ, ઍલિઝરીન ને રીસૉર્સિન જેવા રંગને લગતા પદાર્થો બનાવવામાં, મર્સિરાઈઝ્ડ કાપડ બનાવવામાં, તેલ પેટ્રોલ ને ચરબી સાફ કરવામાં અને કાગળ તથા કાપડની ગોંદમાં પણ ઘણાં કામ માટે એ વપરાય છે. સાબુના ઉદ્યોગમાં મીઠું જે ગ્લિસરીન જુદું પાડે છે એ તો ઘણું ઉપયોગી છે. દારૂગોળામાં ગ્લિસરીન ખાસ જરૂરી છે. દવામાં, છાપખાનાંમાં, ને શૃંગારની કેટલીક વસ્તુઓમાં પણ ગ્લિસરીન ઉપયોગી છે.

મીઠાના પાણીમાં વીજળીનો પ્રવાહ દાખલ કરવાથી કૉસ્ટિક સોડા, હાઈડ્રોજન અને ક્લોરિન વાયુ બને છે. તેમાંથી કૉસ્ટિક સોડાની અગત્ય આપણે ઉપર જોઈ ગયા. મીઠાની મદદથી બનતો હાઈડ્રોજન વાયુ પણ બહુ ઉપયોગી છે. બલુન ભરવા માટે અને વીજળીના ગોળામાં નિષ્ક્રિય વાયુ ભરવામાં તે ખપનો છે. પ્રવાહી તેલોમાંથી તે પસાર કરવાથી મીણ જેવી બને તેવી અને બનાવટી ઘી તરીકે વાપરી શકાય તેવી ઘટ્ટ ચરબી તૈયાર થાય છે. લોઢાનાં યંત્રોના તુટેલા ભાગ સાંધવા (વેલ્ડ કરવા) માટે હાઈડ્રોજન વાયુની જ જ્યોત વપરાય છે.

ક્લોરિન વાયુથી આપણે શહેરોમાં રહેનારા અજાણ નથી. પીવાનાં પાણીમાં જંતુનાશક તરીકે મ્યુનિસિપાલિટી એનો ઘણી વાર ઉપયોગ કરે છે. ચૂનાની સાથે ક્લોરિન મળવાથી બ્લીચિંગ પાઉડર બને છે, જેનો મીલોમાં કપડાં નિખારવામાં મોટો વપરાશ છે. ક્લોરિન ગંધક સાથે મળતાં સલ્ફર ક્લોરાઈડ બને છે, જે રબરને વલ્કેનિત કરવામાં વપરાય છે. મોટરનાં ટાયરો માટે આ વલ્કેનિત રબર જ વાપરી શકાય છે. છેલ્લી લડાઈમાં ક્લોરિનની મદદથી બનેલા વાયુઓ બહુ વપરાયા હતા. ક્લોરોપિક્રિન, ફોસ્જીન, મસ્ટાર્ડ ગૅસ અને એવા બીજા પ્રાણઘાતક વાયુઓએ અંગ્રેજ લશ્કરને ભારે પોકરાવી હતી. બનાવટી ગળી બનાવવામાં વપરાતો ક્લોરો-ઍસેટિક ઍસિડ પણ ક્લોરિન અને ઍસેટિક ઍસિડમાંથી જ તૈયાર થાય છે. કૉસ્ટિક પોટાશ અને ક્લોરિનના સંયોગથી પોટાશ ક્લોરેટ બને છે, જે દીવાસળી, દારૂખાનું અને બંદૂકના દારૂ બનાવવામાં વપરાય છે.

આમ આપણે જોયું કે મીઠું અને મીઠામાંથી નિપજતા રસાયનિક દ્રવ્યો ઉપર ઘણા ઉદ્યોગોનો આધાર છે. આવી વસ્તુ કે જે ખોરાક અને ઉદ્યોગો માટે ઘણી અગત્યની છે અને જેને બનાવતાં જૂજ ખર્ચ આવે છે તે દરેક દેશમાં સોંઘી મળવી જોઈએ. પરંતુ આપણે ત્યાં તો પરદેશી સરકાર છે, જેને નથી આપણા ખોરાકની દરકાર કે નથી આપણા હુન્નરઉદ્યોગની પરવા એટલે એ જેમ બને તેમ આપણને અપંગ જ બનાવવા માગે છે. આના સિવાય એણે નાખેલા મીઠાના અન્યાયી વેરાનો બીજો હેતુ જ શો હોય? આટલું જાણ્યા પછી આ અન્યાયી કર સામે થવાની દરેક હિંદીની ફરજ વધુ સમજાતી જાય એવું છે! પોતાથી બને તેટલી રીતે એકેએક હિંદી એ દૈત્ય વેરાની સામે થવાનો પ્રયત્ન કરે.

સાકાભાઈ મ. પટેલ

[અનુસંધાન આગળ પાન ૧૬૨થી]

=હિંદનો એક પ્રાંત: બીજો શબ્દ =બેશરમ.

(૫) બાજુની આકૃતિમાં બે લીટા કાપ એવા મૂકો કે એથી પડતા ટુકડાઓ વડે એક સમચોરસ ગોઠવાઈ રહે



(શિક્ષક—જા, સમ.ન.જે, ચિત્ર ઠીક દીધું છે.
મજૂર—કાંઈ નહિ સાહેબ, માર. કોણ જૂઠું છે એને બદલે તો કંઈ વાંધો નથી (એને ચિત્રની ફિકર જ નહિ!)

ક્રેબા ળ ધિ ભાંગલેછ – **યો ટુ**

[ ચીની વાર્તા ]

ઘણા કાળે પૂર્વે પીળી નદીને કાંઠે યો ટુ કરીને એક છોકરો રહેતો હતો. તેના બાપને દાડમીઓનું મજાનું વન હતું, અને એ ધનની આવક ઉપર કુટુંબનું ગુજરાન ચાલતું.

યો ટુનો જન્મ થયો નહોતો તે પહેલાં એનાં માબાપ પુત્ર ન હોવાને કારણે ફીકરચિંતા કરીને અરધાં થઈ જતાં હતાં. ગુલાબી ગાલવાળી દીકરીઓ તો પૂરી પાંચ હતી, પણ દીકરા વગર સૌ સૂનું હતું. એટલે તેઓ મંદિરના દેવને ઘીના દીવા ને પૂજાપા ચડાવતાં. તેઓ માનતા કે બાર છોકરીઓ બરાબર એક છોકરો. છોકરી તો ઉછરી મોટી થઈ સાસરે જાય; પણ છોકરો તો માબાપની સેવાચાકરી કરે અને કમાઈ પણ લાવે.

છેવટે, માનાની પુત્રકામના એટલી બધી પ્રબળ થઈ કે એ તો કોઈ દેવની જૂનીપુરાણી મૂર્તિને સમરાવવા તૈયાર થઈ,–જો એમ કરતાં દેવ દીકરો દેતા હોય તો. દેવે વરદાન દીધું હશે કે કેમ એ તો કોણ જાણે, પણ દસ માસે એને પુત્ર સાંપડ્યો ખરો.

ચીનના રિવાજ મુજબ એનું નામ એની પહેલી વરસગાંઠને દહાડે પાડવામાં આવ્યું. તે દિવસે બાળકને દાદીમાએ શીવડાવેલ સારાંસારાં કપડાં પહેરાવ્યાં. પછી તેને વાંસની ચાળણીમાં બેસાડ્યો. તેની આસપાસ કેટલીક જુદીજુદી ચીજો મૂકવામાં આવી: તે ચોપડી, અરીસો, ત્રાજવાં, રોકડપેટી, કલમ, ખડિયો, છરી, ઘરેણાં અને ફળફૂલ.

બાળકની ફરતાં આનંદે ફુલાતાં એનાં માબાપ ઊભાં અને બાળક કઈ વસ્તુ ઉપાડે છે તેની આતુરતાથી મીટ માંડી રહ્યાં. એ લોકોમાં એવી માન્યતા છે કે બાળક જો ચોપડી કે કલમ ઉપાડે તો તે ભવિષ્યમાં મોટો પંડિત બને; જો ત્રાજવાં તોલાં કે ઘરેણાં ઉપાડે તો મોટો ધનિક બને; જો છરી ઉપાડે તો લડવૈયો ને ફળ ઉપાડે તો ખેડુત.

પહેલાં તો બાળક આંખો ચગાવી બધી વસ્તુઓ તરફ જોઈ રહ્યો; પછી ચાંચ વળીને કાકડી જેવો કુણો હાથ લંબાવી આખો દગલો વીખવા માંડ્યો. આથી તો બહેનો પડોશીઓ વગેરે ખુશખુશ થઈ ગયાં.

તેનો બાપ બોલ્યો, 'ટા યો ટુ!' એટલે 'એને તો બધું જ જોઈએ છે.' તે ઉપરથી એનું નામ યો ટુ એટલે સર્વેચ્છુ પાડવામાં આવ્યું.

છોકરો મોટો થતો ગયો તેમતેમ તેના આ નામ પ્રમાણે ગુણ હવે ઝળકવા લાગ્યા. એકે પણ વસ્તુને અડ્યા વગર છોડે જ નહિ! એની બહેનો જે જે ચીજો લે તે તે એને પણ લેવી જ. વાડીનાં મોટાં પાકાં સરસ દાડમ તો ભાઈસાહેબ યો ટુ જ જમી જતો.

પણ એ સ્વાર્થી છોકરો નીવડ્યો. ઘણીવાર તો એ બહેનનાં ભાણાં ખાલી કરી બધું ખાઈ જતો, એઠું મૂકતો અને આમતેમ કોળિયા ફગાવી દેતો. બહેનો એને બે વેણ કહેતી તો એ સામો જવાબ દેતો કે 'બેસ, બેસ; તમે તો સૌ છોકરીઓ છો ને!'

ગામની નિશાળમાં પણ યો ટુ મીંડું વાળેલ નીકળ્યો. પહેલા નંબરની એ હમેશાં હઠ લઈ બેસતો. રમતના વખતમાં બીજા પતંગો ચગાવે તે ભાઈને પણ જોઈએ, અને જો કોઈ તેને હાથમાં દોર પકડવા ન દેતું તો ભાઈનો મિજાજ જતો.

આખા ઘરમાં એ એક એની દાદીમાનું કહ્યું કરતો; પણ દાદીમા તો જે કહે તે હેતમાં કહે, એટલે યો ટુ એનાં વેણ કાન નીચેથી કાઢી નાખે.

ધીમેધીમે યો ટુ જુવાન અને ડાહ્યોડમરો થતો ગયો અને એક દહાડો પોતાના પિતાને કહેવા લાગ્યો, 'બાપા, આમ તમે મને ઘરઘુસ કરી રાખો તો પછી હું પૈસા કઈ રીતે કમાઈશ? મને જરા બહાર હરવાફરવા મોકલો તો ખબર પડે મારું હીર કેટલું છે તે.' એનો બાપ આ સાંભળી જરાક મીઠું હસ્યો.

'ભલે ભાઈ, એક કામ સોંપું. તો કાલે આ દાડમનું ગાડું ભરીને જજે અને નદીને રસ્તે વેચી આવજે.'

યો ટુ તો ખુશખુશ થઈ ગયો. બીજે દિવસે સવારે વહેલો ઊઠી ગાડામાં દાડમ ભરી એ તો ચાલતો થયો.

અષાડ અરધોક ગયો હતો અને આકાશ વાદળથી ઘેરાતું હતું. મજૂરો વાદળિયો પોશાક પહેરીને કામ કરતા. રસ્તાપરથી હારબંધ ચાલ્યા જતા હતા. ફેરીઆઓ પોતાનો માલ પીઠ પર લાદીને ગામની બજાર તરફ વળતા હતા. કેટલાક જણ ધૂળિયા રસ્તા ઉપર ભારભરેલ ગધેડાંને ડચકચ કરી હાંકતા જતા હતા અને ગધેડાં ઠોકર ખાતાં જતાં હતાં.

યો ટુ રસ્તે જનારાઓની નજરે પડે તેમ પોતાનો

માલ ગોઠવીને આગળ પંથ ખેડતો હતો. આજે વેચાણ સારું થવાની વકી હતી અને તેથી ઘરાકો કનેથી દાબીને મૂલ લેવાની તેણે ધારણા રાખી હતી. એ રીતે પહેલે જ દહાડે ખૂબ નફો બતાવશે એટલે પોતાના બાપ ખુશખુશ થઇ જશે એવા મનસૂબા ઘડતો તે ગાડું હાંકયે જતો હતો.

માલ મોંઘી કિંમતે વેચાવા લાગ્યો અને પૈસા એની વાંસળીમાં ખણખણ થતા ભેગા થવા માંડ્યા. પણ ગાડું ભરચક ભરેલું હતું; એટલે બપોર થયા છતાં થોડો માલ વેચવાનો રહ્યો. હવે તે રસ્તાની કોરે ઝાડની છાયામાં થાક ખાવા બેઠો. કેટલાક મજૂરો પણ તેની પાસે આવીને બેઠા અને દાડમ વેચાતાં લઇ ખાવા લાગ્યા.

ચો ટુ પણ ભાથું છોડીને ભાખરી ખાવા બેઠો. ત્યાં તેણે એક કેડેથી વાંકા નમેલા ડોસાને ધીમાં ડગ દેતો પોતાના તરફ આવતો દીઠો. બુઢ્ઢાની દાઢીના વાળ સફેદ પુણી જેવા હતા ચો ટુ બોલ્યો:

'શું છે, બાપા? દાડમ ખરીદવાં છે? આવાં ફક્કડ ક્યાંય નહિ મળે હો?'

'અરે ભાઇ, મારી પાસે પૈસા નથી.'

ઠંડે કલેજે ચો ટુ કહે: 'એ તો એમ જ તો!'

'પણ તું બુઢ્ઢા માણસને એકાદ ફળ મફત ન દે, ભાઇ? તારે તો ઘણાં છે ને મરે તો એક જ જોઇએ છે.' ચો ટુએ જવાબ ન વાળ્યો. પોતે એક ફળ ઉપાડીને ચપ, ચપ ખાવા મંડ્યો.

'ત્યારે તું ના પાડે છે એમ ને? હું ઘણો લાંબો પંથ કાપીને આવ્યો છું; સિત્તેર વરસનો બુઢ્ઢો છું; અને હજુ ચાનો પ્યાલો કે બટકું રોટલો મળ્યો નથી.'

'તે હું પણ આટલી લાંબી વાટ ખેડીને કાંઇ દાનપુણ્ય કરવા નથી આવ્યો. એમ તો અમારા વન પાસે થઇને હજારો ગરીબગુરબાં નીકળે છે, તે શું આખું વન લુંટાવી દેવું? પૈસા હોય તો વેચાતું લે; નહિ તો મૂક પંચાત.'

આ બોલાચાલી સાંભળી કેટલાક જણ ત્યાં ભેળા થઇ ગયા અને જુવાન ચો ટુને સમજાવવા લાગ્યા.

બુઢ્ઢો કહે, 'પણ મને તરસ એવી તો લાગી છે કે મારો જીવ નીકળી જશે. એક જ ફળ આપીશ તો...'

એક જણ કહે, 'હા હા, બીચારાને એક ફળ આપતાં શી ખોટ જવાની છે તને? આટલાં મોંઘાં વેચે છે ને? મોટું જોઇને ન દે તો નાનું દે; પણ આવા ડોસાને તરસે મરવા દેવાશે કાંઇ?'

બીજો જણ બોલ્યો, 'અને એ પુણ્યનું તને કેટલું ફળ મળશે એનો તો વિચાર કર જરા?'

'તે તમારે એ પુણ્યનું ફળ મેળવવું હોય તો પૈસા આપી વેચાતું લઇ એ ભિખારીને દાન કરો ને?'

ભિખારીનું નામ સાંભળી બુઢ્ઢાની આંખ લાલચોળ થઈ ગઇ. એ જોઇને પેલો બીજો જણ શરમાયો. તેણે પૈસા ગણી દીધા અને ફળ લઇ બુઢ્ઢાને આપ્યું. ઉપકારની નજરે બુઢ્ઢાએ તે લીધું અને ખાધું. પછી તેણે પાસે ઊભેલા સૌને બોલાવ્યા અને કહ્યું, 'ચાલો હું તમને એક ખેલ કરી બતાવું. લોકો ટોળે વળ્યાં.

ફળનું એક બી લઇને તે બોલ્યો, 'જુઓ આ બીમાં કેટલી શક્તિ છે તેની આજ તમને ખબર પડશે.'

લોકો સૌ જોવા લાગ્યા. બુઢ્ઢાએ ભોંય ખોતરીને અંદર બી રોપ્યું; ઉપર ધૂળ વાળી; એક બટુકને ડોલ એક પાણી રેડવા કહ્યું. જાદુગરનું કહ્યું કરવા બટુકજીઓ હરહમેશ તૈયાર હોય છે.

થોડીવાર પછી લોકો ગુસપુસ વાતો કરવા લાગ્યા, 'અલ્યા, જો તો ખરો; આ તો જાદુઇ વિદ્યા! ઝાડ ઊગે છે અંદરથી.' બુઢ્ઢો પાણી પાવા લાગ્યો અને ફૂટેલો રોપ વધવા લાગ્યો. થડ તો મોટું ઊંચું ને ઊંચું થવા માંડ્યું. અંદરની ડાળીઓ ફૂટી, પાંદડાં કોળ્યાં અને ઘટાદાર ઝાડ થઇ ગયું.

એક જણ બોલ્યો, 'આ તો જબરો જાદુગર.'

બીજો કહે, 'ભાઇસાબ, કોક ખેતરપાળ હશે.'

ત્રીજો કહે 'બુદ્ધ ભગવાનનો સાક્ષાત્ અવતાર.'

બુઢ્ઢો તો આ ટીકાઓ સાંભળ્યા વગર ઝાડ તરફ જ જોઇ રહ્યો હતો. છેવટે તે બોલ્યો, 'જુઓ હવે; મારી મહેનત બર આવી છે. લોકો લાંબી ડોકે ઝાડ પર જોવા લાગ્યા. કળીઓ બેઠી હતી, ફૂલ ખીલતાં હતાં; અને ફળભારે ડાળીઓ લચકવા માંડી હતી.

ઊભેલા તો જાણે સ્વપ્નમાં પડ્યા હોય તેમ સ્તબ્ધ થઇ ગયા હતા. કોઈ પરીઓના દેશમાં ઊતરી ગયા હોય તેમ એમને થતું હતું. પછી તેઓએ બુઢ્ઢાને બોલતો સાંભળ્યોઃ 'ભાઇઓ, ચાલો માંડો દાડમ ખાવા જેને જેમ ફાવે તેમ; તમે આટલા માયાળુ

થયા તો એ દયાનું ફળ તમને પણ મળવું જોઇએ.' એમ કહીને એક મોટું પાકું ફળ તોડી તેણે પેલા બીજા જણને હાથમાં દીધું. પછી તો સૌ ફળ માટે પડાપડી કરવા લાગ્યાં. જેટલાં માણસ આવ્યાં તે સૌએ ધરાઇને ફળ ખાધાં. બધાં આવી ગયાં પછી ઝાડ ઉપર એકે ફળ રહ્યું નહિ.

હવે બુઢ્ઢો ઝાડ પાસે આવ્યો અને થડની છાલ પર આંગળીઓ ફેરવવા લાગ્યો. કડ કડ કડ કરતું ઝાડ ઝંખવાણું પડવા માંડ્યું; પાંદડાં પીળાં પડી ચીમળાવા માંડ્યાં. પળ પહેલાં જે ઘટાળું ઝાડ લોકોને છાંયડો કરી રહ્યું હતું તેને બદલે આકરો સૂરજનો તાપ તપવા લાગ્યો. ઝાડ આખું અદૃશ્ય થવા માંડ્યું અને છેવટે નાનકડો લાકડી જેવડો ડાળનો કકડો રહ્યો. એ કકડો ઊખેડીને પેલો બુઢ્ઢો મૂંગોમૂંગો ચાલવા માંડ્યો. છક થએલું ટોળું તો મોં વકાસીને મૂઢ જેવું ઊભું. થોડેક ચાલીને બુઢ્ઢો અદૃશ્ય થયો.

હવે યોટુ આશ્ચર્ય-સ્વપ્નમાંથી ચમકીને જાગ્યો હોય તેમ ગાડા તરફ વળ્યો ને પોતાને કામે ચડ્યો. પણ જ્યાં એ જુએ છે ત્યાં ગાડું ખાલીખમ! એક પણ ફળ ન મળે! બીચારો આભો બની ગયો. તેના મોંમાથી દુઃખની એક હાય નીકળી ગઇ.

પછી તેને આ બધી વાતનો ભરમ સમજાયો. તેના સ્વારથીઆ સ્વભાવનો કુદરતે તેને ઘટતો બદલો વાળી દીધો હતો.

(અમેજી ડ્પરણી)




ફાગણની જ્ઞાનલીલાના કુલ ૧૩ જવાબો મળ્યા છે, તેમાંથી નીચેના પાંચ ભાઇના ઉત્તર સાચા છે: (૧) સુબોધચંદ્ર અંબરિયા-કચ્છ માંડવી (૨) વાડીલાલ મહેતા-અમદાવાદ (૩) ભોગીલાલ ખરવર-સુરત (૪) જયતિલાલ વખારિયા-સુરત (૫) બાલુભાઇ પટેલ-આણંદ. આ પાંચે ભાઇઓને ઇનામ મોકલાશે. ખરા જવાબો નીચે મુજબ છે: **(૧) ગોઠવી આપોઃ** (૧) હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને (૨) મરવું તો શૂરાને ગરવું કાયર ખોળે ઘરના ગોખ **(૨) ગણિત-ગમ્મત** (૧) ૧૭૭૧, ૧૬૬૫, ૧૫૫૪ વગેરે (૨) ૧૫ ૧૫
**(૩) એ શું?** (૧) બાવન; નવાબ; (૨) દીવાસળી; ૧૫
તેમાંથી નીકળતું પર્વ દીવાળી. **(૪) શોધી કાઢોઃ** ૧૫
ચેતતા નર સદા સુખી. ૧૫
૧૬૬૬૫

**(૫) શબ્દ-ફેરવણીઃ** કિરણ, કારણ, કામણ, કાગળ, કમળ.



(૬) દીવાસળીની ગોઠવણી ઉપરની આકૃતિ મુજબ:

નીચેના નવા સવાલોના જવાબ પાંચમી જૂન પહેલાં કુમાર કાર્યાલયમાં પહોંચાડવા જોઇએ.

**નવા સવાલ**

**(૧) ગણિત-ગમ્મતઃ** (૧) ફર્નિચરના એક વેપારીએ ૭૩૫ રૂપિયાનો માલ મંગાવ્યો. રૂપિયાની સંખ્યાથી પાંચમા ભાગની સંખ્યામાં તેને વસ્તુઓ મળી તેમાં દરેક ખુરશીની કિંમત ૨ ૬૫/૬૦ રૂપિયા, ટેબલની ૪ ૯/૬૦ રૂપિયા અને કબાટની ૧૨ ૩/૪ રૂપિયા પડી. તેણે આ બધી વસ્તુઓ એવા વેંતથી ખરીદી કે ત્રણે ચીજોના વધારેમાં વધારે સેટ એમાંથી નીકળી શકે. ત્યારે કહો જોઇએ, એણે ખુરશી, ટેબલ તથા કબાટ કેટકેટલાં લીધાં હશે? (૨) **અંક-ગોઠવણ** ૧૯૧ અંકમાં એવી રીતે રમો અંક ઉમેરો કે જવાબ ૨૦ થી પણ ઓછો આવે.

**(૨) એ શું?** ત્રણ અક્ષરનું એક નામ છે. રોજ આવે છે. તેના છેલ્લા અક્ષર વડે બનતી સંખ્યામાંથી પહેલા બે અક્ષરો વડે બનતી સંખ્યા બાદ કરો તો પાછા પોણો વધે છે.

**(૩) ગોઠવી આપોઃ** (૧) નીચે કવિતાની બે જાણીતી લીટીઓ ગૂંચવાઇ ગઇ છે. તેને સાચી ગોઠવી આપો. (અ) રાકેજ હોય મારી રસ નાટક ભીર ધાણુ વાવો (બ) રરરારા નનુંનુંનુ તાવ કાતો ધીજા ધીજુ ઉયહિ. (૨) બાજુએ બતાવેલી સરકારી જેલમાં આપણા પાંચ નેતાઓ પુરાઇ ગયા છે. તમે તેમને છુટા કરી શકશો?

| | | | | |
|---|---|---|---|---|
| ત | લ | વા | ર | હ |
| અ | દ | લ | મૂ | ચ |
| ભ | જ | વ | ભા | હલ |
| ગે | લ | ઠા | ઠ | લ |
| રી | રી | કો | લા | ઇ |
| અર | લા | કુ | ઈ | લા |
| | | શિ | | |

**(૪) શબ્દ-ગોઠવણઃ** બાજુની આકૃતિમાં સૂચના પ્રમાણે શબ્દો ભરી કાઢવાના છે. જ્યારે બધા શબ્દો સાચા ગોઠવાઇ જશે ત્યારે ચોકડીથી બતાવેલી પહેલી હારમાં દુનિયાનું એક પ્રખ્યાત સ્થળ તથા બીજી લીટીમાં એ સ્થાન સાથે સૌથી નિકટ સબંધ ધરાવનાર વ્યક્તિનું નામ આવી જશે.

```
    . . ×
    . × .
. . × . . . ×
. × .   . × .
× . . . × . .
    . × .
    × . .
```

ઉપરનો ચોરસઃ પહેલો શબ્દ=કુદરતની એક સુંદર કૃતિ; બીજો શબ્દ=એક ગાય; ત્રીજો શબ્દ=વિના મુલ્ય. ડાબી બાજુનો ચોરસઃ પહેલો શબ્દ=નીચ; બીજો શબ્દ=ખોરાક; ત્રીજો શબ્દ=એક તેલનો. જમણી બાજુનો ચોરસઃ પહેલો શબ્દ=ખેલ; બીજો શબ્દ=ખેતનું એક પરિમાણ; ત્રીજો શબ્દ=કર. નીચેનો ચોરસઃ પહેલો શબ્દ=ઓશિયાળ; બીજો શબ્દ

[અનુસંધાન પાછળ પાન ૧૮૬મે]



# મધુકરી

હે પારકો ભૂમિ ચાંપે હો દીકરા! પારકો ભૂમિ ચાંપે!
હે આવડો શાને કાંપે હો દીકરા! આવડો શાને કાંપે?
હે આવાં શા જીવવાં વ્હાલાં હો દીકરા! આવાં શા જીવવાં વ્હાલાં!
હે મેણાંનાં વાગે ભાલાં હો દીકરા! મેણાંનાં વાગે ભાલાં!
રે ન્હોય આ સુખનાં ટાણાં હો દીકરા! ન્હોય આ સુખનાં ટાણાં!
કે પાક્યા શું કુખે પાણા હો દીકરા! પાક્યા શું કુખે પાણા! (પ્રસ્થાન)

## રાજા કુંવરસિંહ

વિકરાળ દાઢી, મારકણી આંખો, પીસેલ જડબાં. એંશી વર્ષના કુંવરસિંહનું લોખંડી શરીર જમને ડરાવે એવું હતું. તેનો જન્મ ૧૭૮૨માં જગદીશપુરની નાનીશી જાગીરમાં થયો હતો. શહેનશાહ શાહજહાંના વખતમાં તેના બાપદાદાને 'રાજા'ના ઈલકાબ સાથે મળેલી આ જાગીર ૧૮૫૭ની સાલમાં જપ્ત થઇ. કુંવરસિંહે તલવાર તાણી ને કેડ બાંધી. પોતાની ભૂમિને પર હાથે જતી અટકાવવા એણે એકાશીમે વર્ષે છાતી સુધી બેટ બાંધીને અંદર બબ્બે જામૈયા ધરબ્યા. દાનાપુરના સૈન્યની સરદારી લઇને આરાની છાવણી પર હલ્લો કર્યો. ખજાનો લુંટ્યો ને જેલ તોડી. આરાના કિલ્લામાં થોડું શીખ અને અંગ્રેજી સૈન્ય હતું. ગઢને ઘેરીને કુંવરસિંહે તોપો માંડી. ત્રણ દિવસ ઘેરો ચાલ્યો. ચોથે દિવસે આરા છાવણીની મદદે દાનાપુરથી કપ્તાન ડનબર ત્રણસો ગોરા ને સો શીખ લઇ નીકળ્યો. કુંવરસિંહને ખબર પડી. રસ્તામાં આંબાવાડિયાની ઘટામાં કુંવરસિંહે ચારસો માણસો સંતાડી દીધાં. જેવી ડનબરની સેના બાગમાં પડાવ નાખી પડી તેવી જ ઉપરથી ગોળીઓ છૂટી. ચારસોમાંથી સાડા ત્રણસો સૈનિકો ત્યાં ને ત્યાં રાત રહી ગયા. કપ્તાન ડનબર પણ ખલાસ થઇ ગયો.



પણ જબરી સેના અને તોપો સાથે આરાની મદદે મેજર આયર આવી પહોંચ્યો. મૂઠીભર સૈન્યથી કુંવરસિંહે આઠ દિવસ તેની સામે ટક્કર ઝીલી, પણ છેવટ હઠવું પડ્યું. કુંવરસિંહ જગદીશપુર પાછો ફર્યો હવે મેજર આયરે જગદીશપુરને ઘેર્યું. કુંવરસિંહ રાજકુટુંબ સહિત ત્યાંથી નીકળીને અતરોલિયા પહોંચ્યો. કુંવરસિંહ આવ્યાના ખબર પડતાં જ સરદાર મિલમૈન અતરોલિયા આવ્યો. બંને સેના વચ્ચે જંગ મચ્યો. બુઢ્ઢો કુંવરસિંહ તો લડાઇમાં જ ઉછર્યો હતો. એણે મિલમૈનને ચારે કોરથી ઘેર્યો. ચાર કલાકમાં તો મિટ્ટી દાણાદાર કરી નાખી મિલમૈનનું લશ્કર જીવ લઇને નાઠું ને મિલમૈન મરતાંમરતાં આઝમગઢ પહોંચ્યો. કુંવરસિંહ જેવા કાળા રાજાથી બાગવા માટે મિલમૈનની મશ્કરી કરતો હવે કર્નલ ડેમ્સ સામે આવ્યો. આઝમગઢ પાસે યુદ્ધ જામ્યું. કુંવરસિંહે ઉપરાઉપરી એવા તો હલ્લા કર્યા કે ડેમ્સ ચકિત થઈ ગયો અને છેવટે એ પણ રણ મૂકીને ભાગ્યો. આઝમગઢ પહોંચતાં તો એને ભો ભારે થઇ પડી.

આઝમગઢના ઘેરા માટે થોડું સૈન્ય રાખી રાજા કુંવરસિંહ બનારસ ચાલ્યો. કુંવરસિંહના ઉપરાઉપરી વિજયની જાણ થતાં લૉર્ડ કૅનિંગની છાતી ધડકવા માંડી. તુરત સેનાપતિ માર્કને મોટા લશ્કર સાથે કુંવરસિંહ ઉપર મોકલ્યો. માર્ક મૂછે તાલ દેતો આવ્યો. કુંવરસિંહ જેવા મગતરાને મસળતાં કેટલી વાર? એકદમ હુમલો કરવાનો હુકમ છોડ્યો. બંને સેના ભેટી પડી. ઘમસાણ યુદ્ધ મચ્યું. એંશી વરસનો

છુટ્ટો કુંવરસિંહ પોતાના ધોળા ઘોડા પર વીજળી વેગે ઘૂમવા માંડ્યો. જોતજોતાંમાં તો માર્કની સેના પાછી પડી. માર્ક આઝમગઢ તરફ ભાગ્યો, કુંવરસિંહ પાછળ પડ્યો. માર્ક આઝમગઢના કિલ્લામાં પેઠો એવો જ કુંવરસિંહે ગઢને ઘેરી લીધો.

ગોરો સેનાપતિ લગર્ડ માર્કની મદદે આવવા નીકળ્યો. લગર્ડ આવવાની ખબર મળતાં કુંવરસિંહે ઘેરો ઉઠાવ્યો અને પોતાની બાપુકી જાગીર જગદીશપુરમાં જઈ ત્યાં પહોંચવા વિચાર કર્યો. રસ્તામાં આડી ગંગા નદી હતી. સેના સહિત ગંગા પાર કરવા કુંવરસિંહ ઝપાટાબંધ નીકળ્યો. રસ્તામાં લગર્ડની સેના મળી. તાશેરો મચ્યો. લગર્ડ હારીને પાછો હઠ્યો. ત્યાં ડગલસ સામે આવ્યો. એની પણ એજ દશા. કુંવરસિંહના થોડા હાથી ડગલસને હાથ પડ્યા, પણ કુંવરસિંહ આબાદ છટકી ગયો.

કુંવરસિંહે અફવા ઉડાવી કે પોતે સેના સહિત બાલિયાઘાટ પાસે હાથીઓ ઉપર સેના ઉતારશે. અંગ્રેજ સેના બાલિયાઘાટ ઉપર મોરચા માંડીને પડી. યુક્તિ આબાદ પાર પડી અને અહીં કુંવરસિંહે બાલિયાઘાટથી સાત માઈલ દૂર શિવપુરઘાટ ઉપર રાતોરાત સેના હોડીઓમાં ઉતારવા માંડી. અંગ્રેજ અમલદારોને ખબર પડતા દોડતા શિવપુરઘાટ આવ્યા. ગંગાના શાંત જળમાં છેલ્લી હોડી મધવહેણમાં ચાલી જતી હતી. એ છેલ્લી હોડીમાં સેનાનો પ્રાણ કુંવરસિંહ હતો. આ પારથી ગોરા સેનાપતિએ ગોળીઓ છોડી. સનનનન્ એક ગોળી આવીને કુંવરસિંહના જમણા હાથમાં પેઠી. ઝેરીલી ગોળીનું વિષ સારા શરીરમાં વ્યાપી જાય તે પહેલાં કુંવરસિંહે ડાબે હાથે તલવાર ખેંચી, જમણો હાથ કોણીમાંથી કાપીને ગંગામાં ફેંકી દીધો! સામે પાર જઈને હાથે પાટો બાંધી દીધો. અંગ્રેજ સેના અંધારામાં આંખો ફાડીને આ સાહસ જોઈ રહી!

જગદીશપુરને પાદર જઈ જનરલ લીગ્રૅન્ડની સેના સામે ઘવાએલા કુંવરસિંહે બાથ ભીડી. લીગ્રૅન્ડની સજ્જ, તાજી ને પ્રમાણમાં બમણી સેના ઉપર તે વરુ જેમ તૂટી પડ્યો. એ ઘડી પૂરી ન થઈ ત્યાં તો અંગ્રેજ સેના ભાગવા માંડી. ભોઈ લોકો ડોળીઓ મૂકીમૂકીને નાસી છૂટ્યા; તરસ્યા સવારો પાણી-પાણી કરીને મર્યા; જનરલ લીગ્રૅન્ડ રણમાં સૂતો. ૧૯૯ ગોરામાંથી માત્ર એંશી જીવતા રહ્યા. બધી તોપો કુંવરસિંહને હાથ પડી.

કુંવરસિંહનો આ અદ્ભુત વિજય ભારતીય ઇતિહાસમાં સોનાના અક્ષરે લખાયો છે. ફરી એક વાર કુંવરસિંહે પોતાના પિતાની જાગીરમાં સ્વાધીનતાનો ઝંડો ફરકતો કર્યો. પણ એના હાથનો ઘા રુઝાયો નહોતો. વૃદ્ધાવસ્થા, વ્યાધિ અને થાકને લીધે ૧૮૫૮ની ૨૬મી એપ્રિલે રાજા કુંવરસિંહ પોઢી ગયો. પણ પોતાની માતૃભૂમિને સ્વતંત્ર કર્યાનો સંતોષ એના ભવ્ય મુખ ઉપર ઝળહળી રહ્યો હતો.

રામનારાયણ નાગરદાસ પાઠક

## સત્તા કે સત્ત્વ ?

હરકોઈ તરેહના અધિકાર કે હોદ્દાની પ્રાપ્તિ એ કંઈ ખાસ મહત્ત્વનો વિષય નથી. અધિકાર કે અધિકારીઓનો ક્યાં તોટો છે? લાગથી કે લાયકાતથી, બળથી, કળથી કે વગસગથી, હિંમત કે હિકમતથી કોઈ ને કોઈ પ્રકારે અધિકાર તો મળી રહે; પણ સવાલ તો એ રહે છે કે અધિકાર ઉપર આવતાં પહેલાંની માણસની તત્પરતા, નિષ્ઠા, તેની ધગશ, તેનો તનમનાટ ને તાલાવેલી કેટલાં ટકી રહે છે બાકી તો કંઈક માણસો અધિકારપદે આવે છે ને જાય છે. અનેક અમલદારો ઊગ્યા અને આથમ્યા; પણ તેમની ઑફિસનાં—તેમનાં ખાતાનાં અજવાળાં કે અંધારાંના ઓળા જેમના તેમ પડ્યા રહ્યા છે. કોઈ દિલથી તો કોઈ દગડાઈથી, કોઈ પ્રમાદથી, તો કોઈ પ્રમોદ ને પ્રેમથી પોતાની અમલબજાવણી કરીને આવ્યા તેવા જાય છે. અમલદારી એ સેવા કરવાની ઉત્તમ તક છે. સત્તા એ સેવાની નિસરણી પણ છે એટલું જ જો માત્ર તેમના દિલ ઉપર કોતરાઈ રહે તો તેઓ તેમના ગમે તેવા નિર્જીવ, શુષ્ક ને યંત્ર જેવા જડ અને અવડચવડિયા ખાતામાં પણ પ્રેમ અને ચેતન આણી શકે.

પરંતુ તેમાંના કોઈક જ—ગણ્યાગાંઠ્યા અમલદારો જ માત્ર છત્ર જેવું, તેમની પાછળ સંભારવા જેવું કામ કરતા જાય છે. એવા કેટલાકની ઑફિસ, કારકુનોનું કબૂતરખાનું મટી જાય છે. અને તેમની ઑફિસ કાગળનાં કફન, કબાટનાં કબ્રસ્તાન અને દરગાહની શાંતિનાં દૃશ્ય રજૂ કરવાને બદલે પ્રેમ અને પ્રગતિનું કાર્યાલય બની રહે છે.

બાકી બીજાને તો અમલ આવ્યા પહેલાંની ધગશ અને આતશ અમલ મળતાં ઘણીવાર કજળાઈ જાય છે. એની ઉપર નિરાશા અને પ્રમાદની રાખ બાઝી જાય છે. એ અમલદાર બનતાં સંયોગ એના ઉપર અમલ ચલાવવા લાગે છે, અને ત્યાર પછી તે ધીકીને કાંઈ વિરોધ કરતો નથી—કરી શકતો નથી. તે ઘરડાઈ જાય છે, દબાઈ જાય છે. તેના બધા અભિલાષ ઓસરી જાય છે ને તેના જુસ્સાનાં જળ પંસી જાય છે. માત્ર કોઈ વિરલ જ એવા અપવાદ નીકળે છે કે જે સંયોગો સામે ટક્કર ઝીલીને ઉત્સાહ ટકાવી રાખીને કંઈક કરી જાય છે. પણ તે બધાનો આધાર એક જ વસ્તુ પર છે; અને તે દાનત ને ધગશ. મૂળે ધગશ જોઈએ. ધગશમાંથી જ સૌ કંઈ નીપજે છે. પણ એવી ધગશ ક્યાં?

અલ્લાહાબાદની નૈનીની જબરદસ્ત સેંટ્રલ જેલના સુપરિન્ટેન્ડન્ટનો આ દાખલો છે. એનું નામ કર્નલ હડસન. એનો અધિકાર તો માત્ર જેલની વ્યવસ્થા જાળવવાનો હતો. પણ પોતાના કાર્ય ઉપરાંત કંઈક વધુ કરવાનો, પોતાના પુરોગામી કરતાં કંઈક અનોખું ને સરસ કરવાની તેને કુલટ હતી. તેનામાં હજી ધગશ અનામત રહી હતી. જેલની અમલદારીથી, કેદીઓના અને ગુનેહગારોના જીવનથી એનું જીવન બીજા જેવ

સુપરિન્ટેન્ડેન્ટની જેમ નિષ્ઠુર, ક્રૂર ને અર્થશૂન્ય નહોતું બની ગયું. માણસાઇ તેનામાંથી હજી નિચોવાઇ ગઇ નહોતી. એના જીવનમાં પ્રેમ ને મમતાનાં પૂર હજી ચઢયે જતાં હતાં.

તેના હાથમાં અમલ આવતાં, તેના અંતરમાં એ કંગાલ કેદીઓનાં જીવન અને કેદખાનાના વાતાવરણમાં સુધારણા કરવાના કોડ જાગ્યા. એનામાં દીનવત્સલતા અને માનવપ્રેમ સભર ભર્યાં હતાં એમ જણાઇ આવે છે. એણે જેલના બગીચા, જેલની ખેતી, જેલનાં ઢોર અને જેલનું રસોડું એ બધું સુધાર્યું. એણે ઘણી દિશામાં સુધારા કરી નાખ્યા. એ સુધારા તેણે ફરજ રૂપે, પગાર પેટે કે વેઠ રૂપે તેણે નહોતા કર્યા. એ તો તેણે કેવળ પ્રીતિકાર્ય રૂપે કર્યા હતા. એના એ પ્રીતિકાર્યનું પરિણામ મિ. હીગન બોટમના 'ગૉસ્પેલ ઍન્ડ ધ પ્લાઉ'માંના શબ્દોમાં જ તપાસીએ.

'એની જેલનાં ખેતરોમાં એ મણમણ અને દોઢદોઢ મણ (૪૦-૬૦ રતલ) કોળીના ગોટા વર્ષોનાં વર્ષો સુધી લાગટ નિપજાવતો તથા પાંદડાં ને ડીંટિયાં કાઢી નાખતાં બાકી રહેલા ધોળા બાસ્તા જેવા પંદરપંદર શેર ને અધમણ અધમણના કોબી ફુલાવરના દડા તેના ખેતરમાં એ પકવતો ! તેની જાર અને બાજરીના સાંઠા ૧૭થી ૧૮ ફૂટ ઊંચા ઊગતા અને દર એકરે ૨૫થી ૩૦ ટન (૧૪૦૦થી ૧૭૦૦ રતલ) લીલો ચારો તે પોતાના ખેતર પર નિપજાવતો. અને તેનું સાઇલેજ પણ એ વર્ગનું એટલે કે સર્વોત્કૃષ્ટ ને સફળ થતું !

કેદીઓ ચોમાસાના દિવસોમાં કાચોપાકો ખોરાક ખાઇને મરડા અને તાવથી મરતા અગર હેરાન થતા એ જોઇને એનું દિલ દ્રવ્યું. એણે નવા જ પ્રકારનો લોખંડનો ચૂલો (Stove સ્ટવ) બનાવ્યો. એ સગડી ઉપર રેલવેના ખાણના કોલસા બાળીને આપણી રોટલીઓ અને ફૂલકા બનાવી શકાતાં. એ સગડીથી કેદીઓની માંદગી અને હેરાનગતિ ટળી એટલું જ નહિ પણ એ ઉપરાંત જેલને ૫૦ રસોયાનું કામ ઓછું થયું અને વરસે દહાડે વીસ હજાર રૂપિયાનો તો કેવળ બળતણનો જ ફાયદો થયો !

આ બધું તેણે કેમ કર્યું ? શાને કર્યું ? એ ખેડુત નહોતો છતાં યે એ સમૃદ્ધ પાક નિપજાવી શકયો. એ ઇજનેર નહોતો છતાં યે એ સગડી શોધી શકયો. આ બધું શાથી ? તેનામાં કાર્યગૌરવ અને પ્રેમ હતાં તેથી. તેણે જેલનું જીવન મધુર, સુખી ને સંસ્કારી કરવા પ્રયાસ કર્યો. જ્યારે કાર્યગૌરવ વગરના કેટલાય અમલદારો ને અધ્યાપકો તેમનાં ખાતાં અને પાઠશાળાઓને ઊલટાં જેલથી પણ આકરાં ને અકારાં કરી નાખે છે ને?

ખેતી ખાતાના અમલદારો, ખેતીની પાઠશાળાના શિક્ષકો, અધ્યાપકો અને વિદ્યાર્થીઓ—અર્થાત્ આપણને સૌને કર્નલ હડસનનો આ દાખલો કર્તવ્યપરાયણતાનો અને પ્રેમનો કેવો ઊંચો બોધપાઠ પૂરો પાડે છે ?

આવા હડસનો આપણે જોઇએ છે ને ? એ માટે ધગશ ટકાવવાથી તથા સાચી દિશામાં તેને વાળવાથી એવા હડસનો પાકી શકશે. ખૂબી અમલ મેળવવામાં હોય તે કરતાં તેને જીરવવામાં સવિશેષ છે. ધગશ વગરના અમલથી શોભતા અમલદારો કરતાં ધગશથી અમલને શોભાવનાર અધિકારીઓ જ કંઇક લીલું કરશે. આપણે એવા અધિકારીઓ જોઇએ છે. અધિકારી બનો તો એવા બનો.

(હસ્તલિખિત 'કૃષિવિજ્ઞાન'માંથી) —ડાહ્યાલાલ હ. જાની

## ગામડાંઓનું ભૂષણ થોર

ગ્રામભૂષણ થોરની કુળકથા અનેક દૃષ્ટિએ મનનીય છે. આ દુનિયામાં આશરે ૩૦ કરોડ એકર જમીન ખડકાળ અને નાપીક છે. બીજા કોઇ પણ કામમાં નિરુપયોગી એવી આ અતિ વિસ્તીર્ણ જમીનમાં માત્ર થોર જ ઊગી શકે છે,—ઊગી જ નહિ ખૂબ જોરથી ફૂલે છે અને ફળે છે પણ ખરો. ગોરા લોકોને ગમો યા ન ગમો પણ ઉત્તર અને દક્ષિણ અમેરિકામાં તો થોરે પોતાનો અડ્ડો અદ્યાપિ કાયમ જમાવ્યો છે. આખા આફ્રિકા ખંડમાં પણ આ થોરનું જ સામ્રાજ્ય છે. મહાયુદ્ધ થયું, જર્મનો આવ્યા અને ગયા, તહનામાં થયાં અને થાય છે; તથાપિ કોઈ પણ મબળ કે પરોપકારી યુરોપીયન રાષ્ટ્રનું મુખ્યાધિકારિત્વ (મૅન્ડેટ) આ વજ્રધારી થોરે માનેલું નથી. પણ પશ્ચિમના લોકો તો બારે બુદ્ધિમાન છે. આ અણનમ વનસ્પતિને મહાત ન કરી શકાઇ એટલે એમણે તેનો ઔદ્યોગિક દૃષ્ટિએ સદુપયોગ કરી લેવાના માર્ગો શોધવા માંડયા. છેલ્લાં કેટલાં યે વર્ષોથી દક્ષિણ આફ્રિકામાં સાહસિક મૂડીવાળાઓ અને પ્રયોગકુશળ રસાયનશાસ્ત્રજ્ઞોના પ્રયત્નો તે વિષે ચાલુ છે, અને થોડા જ વખતમાં તેમને સ્પૃહણીય યશ મળશે.

કેટલાક વનસ્પતિજ્ઞોએ થોરનું જન્મસ્થાન અમેરિકાને માન્યું છે, તથાપિ ઑસ્ટ્રેલિયા અને એશિયા—અને તેમાં યે મુખ્ય હિંદુસ્તાન જ આ થોરની જન્મભૂમિ દેખાય છે. આપણા વૈદિક નવનવોત્સાહશાલી ઇન્દ્રે થોરને જ ગુરુ કરીને પોતાનું અજસ્ત્ર શસ્ત્ર વજ્ર તૈયાર કર્યું. ને શો એ વજ્રનો ફટકો! જેવો થોરનો તેવો જ વજ્રનો બીનચૂક ઘાવ! પુરાણો કહે છે કે વજ્ર વડે પર્વતો ભગ્ન થયા. અને અર્થ સમજીએ તો ખરી વાત છે. પર્વતોનો કિંવા ખડકાળ જમીનનો ભેદ કરવો હોય તો તેની પર નિઃશંક થોરનું જ વાવેતર કરવું. ગમે તે જમીનમાં, ઉત્તરધ્રુવ પર, હિમાલય પર્વત પર સુદ્ધાં, પાંચ હજાર ફીટની ઊંચાઇએ, થોર જ ખૂબ વધેલો નજરે પડે છે. હિંદુસ્તાનનાં ૭ લાખ ગામડાંઓમાં એક પણ એટલું દરિદ્રી ગામડું નહિ મળે કે જેની કમરે થોરનો અમૂલ્ય કમરપટો ન હોય. હિંદના કંગાલમાં કંગાલ ગામડામાં વ્યવસ્થિત ઘર નહિ હોય, કારીગર નહિ હોય, ખેતીવાડીની જમીન નહિ હોય, ખેડુત પણ નહિ હોય, ધંધા એ નહિ હોય, ખાવાને અન્ન અને પીવાને પાણી સુદ્ધાં નહિ હોય, પણ થોર—ધનચક્કર થોરિયો તો અવશ્ય હશે. આજ હજારો વર્ષથી હિંદી



કાંટાળો હાથલો થોર : ફૂલ સાથે

ગામડાંઓનું—ગામડાંના વિસ્તીર્ણ જીવિતનું અને ગામડાંની ખેતીવાડીનું વિના ખર્ચે પણ બીનચૂક સંરક્ષણ એ થોરની અભેદ્ય તારબંધીએ કર્યું છે. આર્ય ચાણક્યના કહેવા પ્રમાણે પૂર્વ કાળમાં કિલ્લાઓ અભેદ બનાવવામાં અને દુશ્મનોને હઠાવવામાં આ થોરે પુષ્કળ કામગીરી બજાવી છે. આજે પણ થોર આપણા હિંદી લોકોનો એકનો એક વૈભવ થઇ પડ્યો છે અને ખરેખર જ જો હિંદી બુદ્ધિમત્તાનો, હિંદી ઉત્સાહનો અને કાર્યક્ષમતાનો શક્ય તેટલો કુશળતાથી સતત ઉપયોગ કરવામાં આવે તો આ જ કંટકમય અને કદી પણ ક્ષીણ ન થનાર થોરની સંપત્તિ હિંદુસ્તાનનાં ગરીબ ગામડાંઓનું 'समृद्धं सौभाग्यम्' જલદીથી જ હાંસિલ કરશે.

થોરનો નાનામાં નાનો છોડ ૨ ઈંચ ઊંચો ને ૧ ઈંચ ઘેરાવાનો થાય છે. જ્યારે કેટલાક પ્રચંડ ઊંચા અને ૨॥ ફૂટ ઘેરાવાના વધે છે. આ રાક્ષસી થોરનાં ફળ બહુ જ મધુર અને સાત્વિક હોય છે. થોર સુંદર દેખાય છે એમ કહેવું એ હાસ્યાસ્પદ લાગશે, પરંતુ કાસના કોસ નિર્દેશ અને ઉજ્જડ પડેલી ખડકાળ નાપીક જમીનમાં વિસ્તીર્ણ અને જોરથી વધેલી, કેસરી ફૂલોથી રંગાએલી અને કંટકમય પણ મધુર ફલોત્કટે ઊભરાઇ રહેલી ગાંઠી ને લીલીછમ થોર-રાજીઓ નેત્રોને નિઃસંશય જે આનંદ આપે છે તે જોયો હોય તે જ જાણે. મેક્સિકોનું રાષ્ટ્રીય નિશાન થોરના ચિત્રથી વિભૂષિત થએલું છે. જાણે એ પ્રજાને થોરના વાજ. કાંટાનું, સૌંદર્યનું અને ઠઠારૂપ ઉપયોગિતાનું પૂરું ભાન થએલું છે.

શરીર અને મનને ટોચનારૂં કાંટાનું કલંક થોરને હોય છે જ એમ પણ નહિ. થોરની કેટલીક જાતો કુદરતી જ નિષ્કંટક હોય છે. એ જ નિષ્કંટક જાતોની કલમો કાંટાવાળી જાતને લગાડીને કંટકપૂર્ણ જાતોને પણ સુંદર, નરમ મખમલ જેવી, સુંવાળી, ઠંડી, લીલીછમ, રસપૂર્ણ ફણા ને ફળોવાળી ઉત્પન્ન કરી છે. આનું તમામ શ્રેય અમેરિકન વનસ્પતિશાસ્ત્રજ્ઞ લ્યૂથર બુરબૅંકને છે.

સૃષ્ટિમાતાએ બનાવ્યો, સૃષ્ટિના અત્યંત નામાંકિત વિજ્ઞાનિ કિમિયાગર લ્યૂથર બુરબૅંકે અત્યંત પરિશ્રમ તેમજ અખંડ પ્રયત્નપ્રયોગો વડે સુધાર્યો; પણ હિંદુસ્તાનના પ્રચંડ ખેતીવાડી ખાતાએ અને તેમાંથી બહાર પડનારા હજારો વિદ્યાર્થી પૈકી એક પણ જાણે આપણા કાંટાવાળા થોરને નિષ્કંટક બનાવીને ગામડાંઓને, ગામડાંમાંની સામાન્ય જનતાને પોતાનાં દ્રવ્ય શિક્ષણની વ્યવહાર્યતા અને ઉપયુક્તતાની દઢ ખાત્રી કરી આપવાનું દેખાતું નથી. કરંજનો ને દેશનો પ્રશ્ન એ ગામડાંઓનો અત્યંત આવશ્યક પ્રશ્ન છે. આંબાના ઝાડ પર કિંવા વિલાયતી આંબલી પર કે બીજા એકાદ ઉપાયથી વધનારા, નિર્દોષ, યોગ્ય ઝાડ પર કરંજની કલમ કરવામાં આવે તો ત્રણ ચાર પેઢીમાં કરંજનો બધો દુર્ગંધિ દોષ જતો રહેશે, તેલ નિર્ગંધ અને મધુર બનશે, અને તેનાં કડવા બીયાં 'આંબા' જેવાં મધુર બની ગામડાંનાં બાલતરુણ લોકોને ઘરઆંગણે ખાવા લાયક એક મીઠો ને સાત્વિક ખોરાક બનશે. આ કરંજની ગોટલી ખાઇને ગામડાંના ઘણાં છોકરાંઓ પહાણના જેવા કિંવા યુરોપીયન સોલ્જરોના જેવા મજબૂતદેહી અને દુર્દમ થશે. આ કરંજ—થોરના પ્રશ્નને કેટલાક ખેતીવાડીના પદવીધરોએ ખાસ પ્રશ્ન બનાવવો જોઈએ. રસાયનશાસ્ત્રના સહસ્ત્ર વધિ વિદ્યાર્થીઓમાં બુદ્ધિમત્તાથી તેમજ કર્તવ્યક્ષમતાથી સંપન્ન એવા પાંચ દસ વિદ્યાર્થી શું આજ છેલ્લાં પચીસ વર્ષમાં ન નીકળે, કે જેમણે હિંદી રાષ્ટ્રની એક મોટી આવશ્યકતા તરીકે સ્વયંપ્રેરણાથી 'કૃષિસંશોધન'નો વિષય પોતાના જીવનનો વ્યવસાય બનાવી લીધો હોય અને એજ કરંજ ને થોરની સંપત્તિ નિર્દોષ બનાવીને તેને ગામડાંઓમાં વિપુલતાથી ઉછેરી ગરીબ ખેડૂતોનું તેમજ સામાન્ય જનતાનું જીવન નિરંતરનું સુખાવહ બનાવ્યું હોય?

ગમે તે જમીનમાં—બીજા કોઇ પણ પ્રમાને માટે નાલાયક એવી જમીનમાં પણ પાણી વિના, વાવેતર વિના, થોર અનિશય જોરથી વધે છે તેમાં યે વગર કાંટાના તો ઉત્તમ જ. પણ કાંટાઓથી ભરેલો થોર પણ ઔદ્યોગિક દૃષ્ટિએ બહુ કિંમતી છે. પ્રયત્નપ્રયોગ વડે તેમજ કૌશલ્યથી થોરને 'ગામડાંઓનું ભૂષણ' અને સંપત્તિ તેમજ ઉદ્યોગનું સાધન અવશ્ય બનાવી શકાય. ખુબી તો એવી છે કે પૃથ્વીની આજ સુધીની લોકસંખ્યાને એકલો થોર જ ધારે તો અન્ન પૂરૂં પાડી શકે. આ વિધાનમાં અતિશયોક્તિ બિલકુલ જ નથી. થોરના ફળમાં વિશેષ માધુરી છે, એટલું જ નહિ પણ રસમાં પુષ્કળ સ-રસ અન્નસત્વો ભરેલાં છે. આ માત્ર રાસાયણિક પૃથક્કરણ નથી, પ્રત્યક્ષ વ્યવહારથી પણ એ જ બીના સિદ્ધ થએલી છે. મેક્સિકોમાંના તો કાંટાવાળા થોરનાં પાકેલાં ફળોનો રસ સ્વચ્છ રીતે ગાળી લે છે. દ્રાક્ષના રસની રુચિ અને રસગુણો સાથે બરાબરી કરનારા આ નાગફણી રસની હજારો બાટલીઓ

અમેરિકાનાં બજાર હોટેલોમાં દર વર્ષે ખપે છે. આ અમૃતરસનો રંગ, સ્વાદ, માધુરી, શીતતા અને ગુણકારી તૃષાહારકતા ખરેખર અપ્રતિમ છે. ત્યાં એ જ ઉષ્ણ ઋતુમાંનો મોટો વેપાર થઇ પડયો છે. હિંદુસ્તાનમાં પણ નિરનિરાળાં સુંદર નામોથી શણગારાઇને આ અમેરિકન નાગફણી રસની બાટલીઓ જલદીથી જ આવશે. અને આપણે તે હોંશેથી લેવાના. પણ પોતાને કશું સુઝવાનું નહિ. મેક્સિકન ગામડાંઓએ શરૂ કરેલું કાર્ય માત્ર હિંદી ગામડાંઓએ વ્યવસ્થિતરીતે શરૂ કરવું જોઇએ. આશ્ચર્ય લાગશે, પણ ખરી વાત છે કે, બરાબર સંભાળપૂર્વક ઉછેરેલો ત્રણ વર્ષના થોરનો એક રોપ, છસો પાંઉ વજનની આસસાગમાંની કિંમતનાં ને અમૃતસત્ત્વો તથા મધુર રસથી ભરેલાં ફળો ઉત્પન્ન કરી શકે છે.

એક ટન થોરમાંથી આશરે ૧૫૦ પૌંડ સારી શુદ્ધ મધાર્ક નીકળે છે. જે પ્રમાણે ગંધકામ્લમાંથી તે પ્રમાણે જ મધાર્કમાંથી ફાયદાવાળા થઇ પડે એવા સેંકડો ધંધા ઠેકઠેકાણે ગામડાંઓમાં ઉત્પન્ન કરી શકાય એમ છે. થોરના રસમાંથી વેદનાહીન ને યશસ્વી શસ્ત્રક્રિયા કરી બતાવનારો અસલ 'ક્લૉરોફૉર્મ' પણ એકદમ તૈયાર કરી શકાય છે. એ જ રસમાંથી ઠેકઠેકાણે 'મૅલિક ઍસિડ' 'ઍસેટિક ઍસિડ' 'ફાર્મિક ઍસિડ' ઇત્યાદિ બહુમૂલાં આસ્લો અને વ્યાધિનિવારણ 'ટિંક્ચરો' પણ તૈયાર કરી શકાય છે.

થોરનાં ફળ ઉપર કીરમજી રંગ અને તેમાંથી પછી નાનાવિધ રંગોની પાકી અને સુંદર છટા ઉત્પન્ન કરનારા સૂક્ષ્મ કૃમિ હોય છે. એ એટલા સૂક્ષ્મ હોય છે કે તેમાંથી ૧ પૌંડ રંગ તૈયાર થવાને એવા ૭૦-હજાર કૃમિ જોઈએ. આ રંગની સંપત્તિની શોધ સન ૧૭૦૩માં લ્યુ એન હોક નામના રસાયણશાસ્ત્રીએ પ્રથમ કરી એમ કહેવાય છે. પરંતુ હિંદુસ્તાનમાં તો એ બહુ પ્રાચીન શોધ છે. આપણા કેટલા યે જૂના રંગરેજો થોરના રંગમાંથી રેશમ અને ઊનને સુંદર રીતે રંગતા. જોકે તેઓ તો આજ મરી ખૂટયા છે, પણ સુદૈવે થોર હજી છૂટના છે. માત્ર ખરૂં કામ કરનારા લોક જોઇએ.

થોરની ફણાનું રાસાયણિક સ્વરૂપ નીચે પ્રમાણે હોય છે: આશરે ૧૭ ભાગ પાણી, ૬૦ ભાગ વનસ્પતિજન્ય રસાયનદ્રવ્યો અને ૨૩ ભાગ રાખ. થોર નિષ્કંટક હોય તો ઉત્તમ જ; ન હોય તો બરાબર કાળજીપૂર્વક કાંટા કાઢી નાખી તે ફણામાંથી અથાણું, મુરબ્બા ઇત્યાદિ પદાર્થ સારી રીતે તૈયાર કરી શકાશે. આ અથાણાં અને મુરબ્બામાં ઉત્તમ ઔષધિગુણ હોઇ તે શરીરને સારી રીતે માફક આવે છે. પણ અથાણાં અને મુરબ્બા કરતાં યે વધુ મદદની તો તેની રાખ છે. આ સેંકડે ૨૩ ટકા રાખમાંથી પ્રત્યક્ષ ખરો બધો જ 'પોટૅશ કાર્બોનેટ' નામનો અમૂલ્ય ક્ષાર મળે છે. આ પોટૅશ કાર્બોનેટ તો બહુ જ ખપનો છે. કાચનાં કારખાનાંઓમાં તથા સાબુની બનાવટમાં પોટૅશ કાર્બોનેટ મુખ્ય અંગ હોય છે. ઉત્તમ



દક્ષિણ અમેરિકામાં થતા વિવિધ પ્રકારના થોર

સાબુ પોટૅશ કાર્બોનેટ સિવાય બનતો નથી. મોટા પ્રમાણમાં રેશમને સ્વચ્છ રીતે ધોવામાં પોટૅશ કાર્બોનેટ અપ્રતિમ કામ કરે છે, ચીની માટીનાં સુંદર વાસણોને ભઠ્ઠીમાં સુલભ રીતે તપાવવામાં પોટૅશ કાર્બોનેટ પ્રમુખ સહકારી છે. એનગ્રેવિંગ અને લીથો કામમાં, પોટૅશ કાર્બોનેટ બહુ ઉપયોગી થાય છે. સોનારૂપાના ગિલ્ટ કરવાની વિદ્યુત્કૃતિમાં પોટૅશ કાર્બોનેટ અગત્યનું કામ કરે છે. ચામડાં કમાવવાનાં કામમાં ને રંગવાના વ્યવસાયમાં પોટૅશ કાર્બોનેટ અવશ્ય જોઇએ છે. ઉપરાંત તમામ પ્રકારનાં મધુર ખાવાપીવાનાં પદાર્થો ને ઔષધો તૈયાર કરવામાં પણ પોટૅશ કાર્બોનેટની મદદની કામગીરી છે જ. ક્યાં ગામડાંઓને દુર્દશાનીય ને દુઃસહ કાંટાળો થોર અને ક્યાં એની જ રાખમાંથી સહજ વિપુલતાથી નીકળનારો અને ઉપર જણાવેલા નાનાવિધ બહુમૂલા ધંધામાં સુંદર રીતે ઉપયોગી થઈ, સહસ્રાવધિ કારખાનાંઓ અને મજૂરોનાં વ્યવસ્થિત યોગક્ષેમ ચલાવનારો પોટૅશ કાર્બોનેટ! અને સહેલું કેટલું? દાખલા થોરની ફણા તોડીને કાપીને સુકવવી, અને તેને બાળીને તેની રાખમાંથી પાણીની સહાયતાવડે પોટાશ કાર્બોનેટ કાઢી લેવો! કેટલી સારી કૃતિ! સૃષ્ટિમાતા પોતાના ગરીબ હિંદી ગામડાંઓ પર આથી વધુ કેટલીક પ્રસન્ન થાય!

થોરના દેહનો લગભગ સેંકડે ૩૨ ટકા ભાગ તંતુજાળથી (સેલ્યૂલોઝથી) બનેલો હોય છે. આ તંતુજાળ પણ એટલી જ ઉપયોગી છે. નાના પ્રકારના કાગળ, પુઠ્ઠાઓ, રમકડાં, વાર્નિશો, છત્રીઓનું કાપડ, દોરડાં, ઍંજિનોના પટ્ટા, બનાવટી ચામડું, ફેલ્ટ તથા સીનેમા ફિલ્મ, જાતજાતની કાપડ

દ્રવ્યો, કૃત્રિમ રેશમ; આ બધા રાષ્ટ્ર-સંપત્તિ-સામર્થ્યે ઉત્પન્ન કરનારા ધંધાઓનું જીવિત બધી રીતે આ તંતુજાળમાં ગૂંથાએલું છે.

થોરની ફણાના સંપત્તિગર્ભનું રાસાયણિક સ્વરૂપ ઉપર જણાવ્યું છે. હવે તેનાં ફળોનું રાસાયણિક સ્વરૂપ જોઇએ. દરેક ફળમાં આશરે ૪૨ ભાગ કાર્બો-હાઇડ્રેટ્સ (કૃષ્ણાશ્મિકા) હોય છે (જેમાં ૧૦ થી ૧૬ ભાગ શુદ્ધ સાકર હોય છે;) ૩૨ ભાગ તંતુજાળ દ્રવ્યો, ૬ ભાગ અન્નાદિ સત્વો, ૪ ભાગ તૈલાદિ દ્રવ્યો, ૬ ભાગ પાણી, અને ૧૦ ભાગ રાખ હોય છે, જેમા પોટૅશ કાર્બોનેટ મુખ્ય અને પોટૅશ આયોડાઇન અને મૅગનીઝના સૂક્ષ્મ ખાર હોય છે.

આ રાસાયણિક સ્વરૂપ સ્પષ્ટ કહે છે કે અન્ન સત્વની, સ્નિગ્ધ દ્રવ્યની અને ગુણકર ઔષધોની દૃષ્ટિએ થોરનાં ફળોની બહુ જ મોટી કિંમત છે. મેક્સિકોમાંના ને સિસિલી બેટમાંના સુધરેલા લોક પણ થોરનાં ફળો સારાં સાત્વિક અને સામર્થ્યપ્રદ હોવાથી અત્યંત પ્રેમથી ખાય છે. મહાયુદ્ધના કાળમાં અહમદનગરમાં જર્મન કેદીઓને રાખવામાં આવ્યા હતા. આ કેદીઓમાંના ઘણાખરા ત્યાંનાં સંપન્ન કારખાનાંવાળાઓ, વેપારીઓ અને નામાંકિત રસાયનશાસ્ત્રજ્ઞો તેમજ કારીગર લોકો હતા. આ કેદીઓ હમેશાં મળે તેટલાં થોરનાં પાકેલાં ફળો રોજ સવારે નાસ્તા પછી કાંટા કાઢી નાખીને ખાતા હતા. એનું સુપરિણામ તે કેદીઓની લાલચોળ શરીર પ્રકૃતિ ને નિઃસીમ ઉત્સાહ ઉપરથી સ્પષ્ટ દેખાઈ આવતું હતું. આપણે સાફ, સ્વચ્છ ધોએલા ચોખાનો નિઃસત્ત્વ ભાત દિવસમાં બે વખત ખાનાર દરિદ્રી અને સર્વ પ્રકારે નિરુત્સાહી લોક, આ થોરનાં ફળો ખાનારા સંપન્ન અને ખરેખર જ સમર્થ જર્મન કેદીઓને જોઇ ખડખડ હસતા હતા!

થોરના ફળમાં બી હોય છે. આ બીમાંથી ગધના જેવું ઘટ્ટ અને ઉત્તમ મીઠું તેલ સેંકડે ૩૫ થી ૪૦ ટકા નીકળે છે. આ તેલનો ઉપયોગ ખાવામાં, દીવે બાળવામાં, સાબુ બનાવવામાં અને મહારોગ ઉપર દર્દભેદી ઔષધ તરીકે પણ સારો થાય છે. થોરનાં મૂળિયાંના રસની સર્પના ભયંકર વિષ ઉપર ગુણકારી અસર થાય છે એમ જણાઇ આવ્યું છે. આ બાબતમા પણ ઘણી કિંમતી લોકસેવા કરી શકાય એમ છે.

આ પ્રમાણે થોરના પાંચે અંગોને-મૂળનો ફૂલનો, ફળનો ફણાઓનો તથા કાંટાઓનો—અને બધાને બાળ્યા પછી બાકી રહેલી રાખનો સુદ્ધાં—બહુમોલ ઉપયોગ થાય છે; પણ તે ઉપયોગ થવો માત્ર શાસ્ત્રશુદ્ધ અખંડ પ્રયત્ન પ્રયોગપર અવલંબી રહે છે. રાષ્ટ્રનાં સુખ, સંપત્તિ ને સામર્થ્ય વધારનારા કેટલા ય મોટામોટા ધંધા આ દરિદ્રી ગણાતા કાંટાવાળા થોરમાથી કાઢી શકાશે. એકલી રાખનો અને તેમાંથી સુલભ રીતે નીકળનારા પોટૅશ કાર્બોનેટનો યોગ્ય ઉપયોગ અને વેપાર કર્યો હોય તોપણ ગામડાંઓના કેટલા બધા કુટુંબોનો અચ્છી રીતે ગુજરાન ચાલે અને કેટલા યે નવીન શિલ્પી ધંધાના સંવર્ધન સાધનનું કાર્ય કરવા જેવું થાય.

તો કહો હવે, ગામડાંઓનું ભૂષણ કોણ? હું કે તમે? પટેલ કે તલાટી? એ પૈકી કિંવા એવા પૈકી કોઇ પણ નહિ. ગામડાંઓનું ખરૂં ભૂષણ થોર જ. ઉચ્ચ ધ્યેયથી યોગ્ય કાર્ય અખંડ રીતે કરવામાં આવે તો તમામ ગામડાંઓનો ઉદર-નિર્વાહ એકલો આ થોર જ ચલાવે.

(ચિત્રમય જગત) —મોહિનીરાજ શંકર મુળે

## કોઇને ત્યાં પરોણા થાઓ ત્યારે

કોઇને ઘેરથી તમને આમંત્રણ મળે ત્યારે પ્રથમ તો તમે ક્યારે અને કેટલા જણ જશો તેની ઘરધણીને અગાઉથી ખબર આપવી, જેથી તેને તૈયારી કરતાં મૂંઝવણ થાય નહિ ખબર આપ્યા વિના જ અચાનક કોઇને ઘેર ધામા નાખવા કે રાતનો પડાવ નાખવો એ ઠીક ન ગણાય. તમારે એ ઘર જોડે બહુ નિકટનો નાતો ન હોય તો એવી રીતે આવેલા મહેમાન કોઇને ગમે નહિ.

તમે જણાવેલી તારીખે ને વખતે તમારે બરોબર પહોંચવું જોઇએ ને કામ પતી જતાં ચાલી નીકળવું જોઇએ. પછી તમને કોઇ આગ્રહ કરે તોપણ રોકાવું ઠીક નથી. જે મહેમાન વહેલોવહેલો કામ પતાવી ચાલી નીકળે છે તેની ઘરમાં કદર થાય છે. અકસ્માતે, તમે જણાવેલે વખતે ન જઇ શકો તો તે મુજબની ખબર આપતાં ચૂકવું નહિ. કોઇને-ઘેર મહેમાન થઇ જાઓ ત્યારે ઘરધણીને તથા ઘરધણિયાણીને પહેલાં મળીને ખબરઅંતર પૂછવાનો વિવેક ભૂલશો નહિ ઘરડાં ડોશીમા કે દાદા હોય તેમને ઘટતું માન અને આદર દર્શાવજો. જે ઘરના પરોણા થયા હો તે ઘરના બધા ધારા બરોબર પાળજો. ઘરની સગવડ પ્રમાણે વહેલા નાહીધોઇ લેજો અને ઘરમાં નોકર ન હોય તો તમારાં કપડાં ધોવાનો ભાર ઘરનાં માણસો પર હરગીઝ નાખશો નહિ. ઘરનો જમવાનો વખત નક્કી થયો હોય તે પ્રમાણે ગમેતેમ કરીને હાજર થવાનો પ્રયાસ કરજો. તે વખતે ગમે ત્યાં ફરતા ફરવું કે ગપ્પાં મારવા બેસી રહેવું એ ઘરનાને બહુ જ આકરૂં લાગે. તમારી પરોણાગત માટે ઘરનાં માણસો જે કંઇ કરી શકે તેની કદર કરી બતાવજો અને તેઓ જે કંઇ ગોઠવણ કરે તે ગનીમત માનજો. ઘરનાં મુખ્ય માણસો બધો વખત તમારી તહેનાતમાં જ રહે એવી ઇચ્છા ન રાખતા. એથી બંને પક્ષને કંટાળો આવશે. જમવાના વખત સુધી તમને કંઈ કામ ન હોય તો કંઇ વાંચવામાં કે પત્રો લખવામાં વખત કાઢી નાખજો, પણ ઘરનાં માણસોને ન રોકતા. તેમને ઘરમાં ઘણું યે કામ હોય છે.

ઘરમાં તમારો સામાન તથા કપડાં બરોબર સંભાળીને ગોઠવીને મૂકજો અને તમે જે ખંડમાં ઉતર્યા હો ત્યાં બધું સ્વચ્છ ને વ્યવસ્થિત રાખજો. નોકરો બધું કામ કરી આપતા હોય ત્યાં પણ તમારી વસ્તુઓ રઝળતી રહેવા દેશો નહિ. તમે ઘર છોડી જાઓ ત્યારે પણ તમારી વસ્તુઓ પાછળ રહી

નું જાય કે ઘરધણીને મોકલવાની તકલિફ ન પડે તેનું ખાસ ધ્યાન રાખજો. ઘરનાં સૌ પ્રસન્ન રહે એવી રીતે તમારો પહેરવેશ સ્વચ્છ ને શોભીતો રાખજો જેથી તેમના સ્નેહી મંડળમાં તમારી ઓળખાણ આપતાં તમારા માટે તેઓ મગરૂર બને.

ઘરનાં નાનાંમોટાં સૌને વિવેક અને માયા બતાવજો, તેમજ બીજા મહેમાનો—તવંગર કે સાદા હોય અથવા ઠંડા કે ચબરાક હોય તે બધા—જોડે એકસરખો વર્તાવ રાખજો. ઘરમાં થતી મિજબાની કે આનંદમાં તમારાથી બનતો સહકાર આપજો અને દરેક વાતચીતમાં રસ લેતા થજો. સોગિયા ન બની જતા. મગજ બહુ ખુશ અને ઉત્સાહી રાખજો જેથી તમને કે ઘરનાંને કંટાળવાનું કારણ મળે નહિ. વાતવાતમાં બહુ ચીકણા પણ થતા નહિ, તેમજ ઘરનાં માણસોને ઘર વિષેની બાબતોમાં બહુ ચાપચીપ કરી પૂછતા નહિ. ઘરની અંદરના ખાનગી પ્રસંગો પર ધ્યાન આપતા નહિ તેમજ કોઈની ભેર તાણીને બોલતા નહિ. ઘણીવાર ઘરનાં અજ્ઞાન બૈરાં મહેમાન આગળ એવી ચર્ચા કરી તેનો મત લેવાને આતુર હોય છે, પણ તમે ખુબીથી નીકળી જજો. કોઇને ઘેર અતિથિ થઇને આવ્યા પછી કોઈ બીજાને તે ઘરનો મામલો કહેશો નહિ તેમજ તેનું ભૂરૂં બોલશો નહિ. પાછળથી ભૂરૂં બોલવું ને ટીકા કરવી એ ઘણું હીચકારૂં ને નગુણું ગણાય.

તમે કોઈ ઘરમાં મહેમાન હો અને તેજ ગામમાંથી તમારા કોઈ બીજા મિત્ર કે સ્નેહીનું તમને નિમંત્રણ મળે તો ઘરધણીને કે ઘરધણિયાણીને પૂછ્યા વિના તે કબૂલ કરતા નહિ. તેની બરોબર રજા લઇને જ બીજી ગોઠવણ કબૂલ કરજો. તેના ઘરને માત્ર ઉતારા કે વીશી જેવું ગણી બીજા મિત્રોને મળવામાં કે તેમને ઘેર જવામાં ઘરધણીને વિસારે ન પાડતા. તમે જે ઘેર ઉતર્યા હો ત્યાં કોઇ માંદું હોય કે તેમને કોઇ આકસ્મિક મુશ્કેલી આવી પડે તો તમારા રોકાવાથી તેમને મદદ કરી શકો તો જ એવે વખતે રોકાજો; નહિ તો ખુબીથી રજા લઇ ત્યાંથી પાછા આવજો. આવે વખતે પરોણા-ગતના ભારમાંથી તમે તેમને રાહત આપશો તો તેઓ પણ તમારી રીતભાતની કદર કરશે.

કોઇને ઘેર તમારા અંગત કામ માટે ત્યાંના નોકરો પર પરબાર્યો હુકમ ન ચલાવતા. તમારે તેને ક્યાંયે મોકલવો હોય કે કંઇ મંગાવવું હોય તો ઘરના મુખ્ય માણસને જણાવજો. પોતાના સાધન પ્રમાણે તે તમારી અગવડ દૂર કરવા યત્ન કરશે. કોઇને ઘેરથી નીકળો ત્યારે નોકરોને કંઇ આપવાનું હોય તો તેમના હાથમાં જ આપવું અથવા ઘણા હોય તો રકમ ઘરના જવાબદાર માણસને તે વહેંચી આપવાની સૂચના સાથે આપવી.

નીકળતી વખતે ઘરધણી અને ઘરધણિયાણીને મળ્યા સિવાય નીકળશો નહિ. તેમની તકલિફ માટે બે સારા શબ્દો બોલજો અને તમારે ઘેર પહોંચ્યા પછી પણ એકાદ મીઠો પત્ર લખ્યા વિના રહેશો નહિ. (કુમારસેવક)

## બૉયકૉટ

રાજકીય લડતના મોરચા મંડાયા ત્યારથી 'બૉયકૉટ' શબ્દ પણ પ્રચલિત થઇ પડયો છે અને વાતવાતમાં લોકો તેનો છૂટથી ઉપયોગ કરે છે. જેમકે વિદેશી વસ્ત્રો દારૂ વગેરેનો બૉયકૉટ, જુલ્મી અમલદારોનો બૉયકૉટ, બ્રિટિશ સલ્તનતનો બૉયકૉટ.

પણ એ બૉયકૉટ શબ્દ કેવી રીતે અને ક્યાંથી જન્મ પામ્યો તે ભાગ્યે જ થોડા જાણતા હશે. 'બૉયકૉટ' એ મૂળ આયર્લેન્ડના જાગીરદારના નોકરનું નામ ! ૧૮૮૦માં આયર્લેંડ-માં અશાંતિનું રાજ્ય હતું ત્યારે કેપ્ટન બૉયકૉટ નામનો એક મોટા જાગીરદારનો કર ઉઘરાવનાર એજન્ટ ખેડુતો પાસે ઉઘરાણીએ નીકળ્યો. પણ અસહકારી ખેડુતોએ તેને એક પાઈ પણ નહિ પરખાવવાનો એકસંપે દૃઢ સંકલ્પ કરેલો. છેવટે જ્યારે કેપ્ટન બૉયકૉટે પોલીસની મદદવડે બળજોરીથી તેમનાં ઘરબાર ખાલી કરાવ્યાં ત્યારે એ વિફરેલા લોકોએ બૉયકૉટને શિક્ષા કરવાની એક નવી જ યુક્તિ શોધી કાઢી. તેમણે તેનો સદંતર સામાજિક બહિષ્કાર કરવાનો ઠરાવ કર્યો અને કહ્યું કે 'યાદ રાખજે, તારી એવી સ્થિતિ કરીશું કે આયર્લેંડમાં રહેવું તને ભારે પડશે.' અને ખરેખર, આ ખોટી દમદાટી નહોતી. વખત એવો આવ્યો કે બૉયકૉટને પૈસાના ઢગલા કરતાં પણ ખાવા મૂઠી ધાન ન મળે કે તેનું કામ કરવાને કોઈ દાડીઆ ન મળે. બીચારાની એવી કફોડી સ્થિતિ થઇ ગઇ કે તેના નામના કાગળો પણ તેને મહા-મુસીબતે પહોંચતા. કેપ્ટન સાહેબ રસ્તે નીકળતા તો તેમને જોતાં જ લોકો તેમને અપમાનિત કરી શરમિંદા બનાવી મૂકતા. તેના માટે કેટલાય માઈલ દૂરથી ખાસ સ્ટીમરમાં ખોરાક આવે ત્યારે તે રોટલા ભેગો થતો. આખરે કેપ્ટન બૉયકૉટને લોકોના બૉયકૉટથી ત્રાસીને આયર્લેંડ છોડી ઇંગ્લંડ જતા રહેવું પડયું.

ત્યારથી બહિષ્કારને માટે ઇંગ્લંડમાં 'બૉયકૉટ' શબ્દ પ્રચલિત થયો અને અહીં પણ વપરાવા લાગ્યો



પંડિત મોતીલાલ નેહરૂએ દેશને અર્પણ કરેલો પોતાનો 'આનંદ ભવન'

# ⊙ જીવવું છે તો જનની કાજે, મરવું તો બસ મુક્તિ માટે ⊙

થીઓસોફીના તારકમંડળની સભામાં કૃષ્ણમૂર્તિ દાખલ થાય ત્યારે માનમાં સૌ સભ્યો ઊભા થતા પણ જગતબંધુત્વના પ્રબોધનારને આ ન રૂચ્યું. તેમને કહ્યું, 'આપણે સૌ સરખા છીએ ત્યાં રૂઢિ ને વિચારની આ પરવશતા શા માટે? કોઈ ઊભા ન થશો.' બ.જી સભા વખતે સૌ બેસી રહ્યા, સિવાય ફક્ત ડૉ. કઝિન્સ. કારણ પૂછતાં ઉત્તર મળ્યો: 'આપના જ કહેવા મુજબ હું વિચાર-પરવશતા નથી સ્વીકારતો. મને માનની સ્વાભાવિક લાગણી છે ને માન આપું છું. આપે કહ્યું તેમ જ વર્તવાનું બંધન શા માટે?'

અનેકાર્થી શબ્દ: પાડો=પાડ ધાતુનું આજ્ઞાર્થ બીજો પુરુષ બહુ વચન;=આંકનો પાડો-અભિમાનનો પાડો;=ભેંસનો નર-મહિષ;=ફળિયું, ખડકીના મળતા અર્થમાં-દેવશાનો પાડો. (શાં. ઠ શા)

એક જુવાન ફ્રેન્ચમેને એવી બાઇસિકલ શોધી છે જેમાંથી નાનુંસરખું વિમાન પણ થઇ શકે છે, અને તેમાં ૧૫૦ ફૂટની ઊંચાઇ સુધી ઊડી શકાય છે

રંગવાળા કપડાને ધોયા પછી તેને નિચોવવાના પાણીમાં થોડોક સરકો નાખશો તો કપડાનો રંગ ખીલી આવશે.

આરીસો કદી તડકે ન રહેવા દેતા; એથી તેની કલાઇ ઊડી જઇને ધીમે ધીમે તેનું તેજ ઓછું થતું જાય છે.

દળેલી રાઇ વડે હાથ ધોવાથી ડુંગળીની વાસ સહેલાઇથી નીકળી જશે

ફ્રાન્સના એક વિજ્ઞાનવેત્તાએ ૧૦ વર્ષના પ્રયોગો પછી પાણીમાંથી હાઇડ્રોજન છૂટો પાડી શકાય એવી શોધ કરી છે એ શોધનો ઉપયોગ થવા માંડશે તો પેટ્રોલની જગ્યા પાણી લેશે અને મોટરનું એન્જિન હાઇડ્રોજનથી ચાલશે

શાહીથી ભરેલા ખડિયામાં Creo-sote ક્રીઓસોટનાં પાંચેક ટીપાં નાખવાથી શાહીપર લીલી ફૂગ વળતી અટકશે



નેપાળી કન્યા રાજકુમારી કેસમાં કલકત્તાના શ્રીમંત વ્યભિચારી મારવાડી હીરાલાલ અગ્રવાલના ખૂન માટે સાત વર્ષની ટીપ પામનાર વીર નેપાળી યુવક ખડગબહાદુરસિંહ આજ મહાત્માજીના અહિંસક સૈન્યનો સૈનિક બન્યો છે.

હવા: પૃથ્વી પર હવાનું દબાણ દર ચોરસઇંચે ૧૪।। રતલનું છે. ૩૨ ડિગ્રી ગરમીમાં એક ઘન મીટર હવાનું વજન ૨-૮૧ રતલ થાય માણસ દરરોજ ૧૭૫૦૦ પાઇન્ટ હવા શ્વાસમાં લે છે.



દૃષ્ટિભ્રમનો વધુ નમૂનો: ઉપરના ચિત્રમાં ત્રાંસી લીટીઓ વચ્ચે દોરેલા ચોરસનો નીચલો જમણો ખૂણો કરડાએલો જણાય છે; પણ ખરી રીતે તેમ નથી

ચલણી નાણું હિંદમાં રૂપિયો, ઇંગ્લંડમાં પૌંડ, ફ્રાન્સમાં ફ્રાન્ક, જર્મનીમાં માર્ક, રશિયામાં રૂબલ, ઇટાલીમાં લીરા, સ્વીડનમાં ક્રોનર, અમેરિકામાં ડોલર, જપાનમાં યેન (તમને આથી વધુ ખબર હોય તો ઉમેરો કરવાનું આમંત્રણ છે)

ચિત્રો છાપવાના ફોટો ઝિંકો બ્લૉક બનાવવાની શોધને આ ૪થી માર્ચને દહાડે ૫૦ વરસ પૂરાં થયાં.

કવિ—મારી પ્રેમી કવિતાનું ગાયન તને કેમ ન ગમ્યું? કેવું સરસ છે!

મિત્ર—સરસ તો; પણ બીજાઈ અધૂરું ગળે આવી ભરાયું છે.

કપડા પર પડેલા તેલના ડાઘ સાબુનો લોટ ઘસીને પછી ધોવાથી નીકળી જશે.

કપડા પર પડેલો બહુ શાહીનો ડાઘ પાકાં ટમેટાંના રસથી કાઢી શકે





વનનાં ફૂલ
ચિત્રકાર: કૃષ્ણલાલ ભટ્ટ

સૌરભથી સંસિક્ત ભલે નહિ હૃદય તમારાં,
છો આવે નહિ પાસ મધુવ્રત મધુ હરનારા;
પણ આવળનાં ફૂલ! તમે મુજ અંતર ગમતાં
આ નિર્જન વનમાંય સદા યે રહેતાં રમતાં.

સ્વાર્થપંથે પળનાર ભલે તમને જગ ભૂલે,
પણ વિસરે ન વસંત, ખીલવી તમને ખીલે;
કુદરત કેરાં બાળ! તમે એને બહુ વ્હાલાં,
દુઃખ દઈ આરોગ્ય સદા હરખે રાખેલાં.

સાદું જીવન ભવ્ય સાદું આનંદ ભરેલું,
માયાતીત મનોજ્ઞ મિષ્ટ તમને જ મળેલું.

(બોટાદકર)

# કુમાર

જેઠ '૮૬





## લઢે

[ શિખરિણી ]

લઢે યોદ્ધા શાને ? વિજયવરમાળા ન દિસતી,
ન વા સ્વર્ગપ્રાપ્તિ, સુરસદનબાલા ન ઝરૂખે
પ્રતીક્ષા જોતી, કે અમર વરને પ્રાપ્ત કરવા,
ન વા જીત્યે મોટી પદવી ધન કે માન મળવાં.

લઢે યોદ્ધા શાથી ? નહિ જ શમશેરો ચમકતી,
ન ઘેરી ભેરીઓ રણઝણુ કરી જોશ જગવે,
ન હાથી, ઘોડાઓ, રથ, પયદલો ઘોર ઘુમતાં,
ન કે શસ્ત્રોકેરો તુમુલ રવ આકાશ ભરતો.

લઢે યોદ્ધા ઘેલા, નહિ ફલ તણી લેશ પરવા,
ન કામેચ્છા પ્રેરે, નહિ મન ઉઠ્યાં પાર્થિવ સુખો,
ન કેફી પ્રોત્સાહો, ભયજનિત ના ભીરુ કવચો,
ન કે શસ્ત્રો શોધ્યાં વિકૃત મનડે કાયર તણાં.

લઢે પ્રેર્યા પ્રેમે મનુજકુલકેરા હૃદયથી,
બળ્યા સૌ પાપીની જનરુધિરલિપ્સા છિપવવા;
કલેજાંભૂખ્યા દાનવતણી ક્ષુધાને શમવવા,
સ્વયં એ હોમાતા જગહૃદયની શાંતિ જપતાં.

ખમીને ખેલાવે,
મરીને જીવાડે,
દટાઇ પાયામાં જગપ્રણયનું આલય રચે,
લડંતા તોયે એ અભય જગને અર્પણ કરે;
જગનયન આશ્ચર્યે ઉભરે,
અને ઊંડેથી એ અમર પર આશીષ ઉતરે.

'સુન્દરમ'




હિંદમાં સ્વાતંત્ર્યનું મહાભારત મંડાયાને એક માસ જેટલી મુદત થઇ એટલા વખતમાં તો કેટલા યે નવજવાન બત્રીસાં તેમાં હોમાયા છે. હિંદના બાળકને હવે બીજો ઇતિહાસ શીખીને શું જાણવાનું રહ્યું? સ્પાર્ટાનાં બાળકોની સહનશક્તિને વિસરાવે એવી ધીરતા, ને શાંતિથી કરપીણ પોલીસની લાઠીઓ ખાતાં છતાં આગે ધસવા એ બહાદૂરોની તાકાત કોણ ઓછી આંકશે? માત્ર લાઠીઓ જ નહિ, પણ માનવજાતિને કલંક રૂપ અતિ નિર્દય ને ઝાલિમ અત્યાચારો તેઓ પર ગુજર્યા છે. એમનાં એ બલિદાનથી ગોરી શહેનશાહતના નામદાર અધિકારીઓને કાળીયોજના કરીને પોતાની આબરૂ ટકાવવાનો પ્રશ્ન આવી પડ્યો છે. દેશવિદેશમાં જતા સમાચારો, હકીકતો અને ચિત્રો ઉપર અંકુશ મૂકી રાત્રા પોતાના ધાર્યા બોલ બજાવીરીથી બીજાના ગળામાં નાખી રહી છે. અમેરિકા ને યુરોપને સમાચાર જોઇતા હોય તો એની મારફતે જ મળી શકે. જગતમાંથી અન્યાય અને પરતંત્રતાની સાંકળો તોડવા નીકળેલી પ્રજાઓના પોકળ હવે ખુલ્લા પડી ગયા છે હિંદુસ્તાન અત્યારે કોઇના પણ આશા રાખશે તો ઠગાશે. અત્યારે જ એવો વખત છે કે પ્રજાએ પોતાનું ધ્યેય મક્કમરીતે પકડી રાખી આગળ વધવું જોઇએ. દેશમાં એક પણ સાચો હિંદી એવો નહિ હોય કે જે સરકારની હાલની નીતિને ટેકો આપી શકે; વિનીતમાં વિનીત મતનો પણ કોઇ એવો માણસ નહિ હોય જેને આ નીતિની પાછળ દેખાતી કુટિલતા જોઇ તેનાં ખાલી વચનોમાં હવે આશા કે શ્રદ્ધા થાય.

આ રાજસત્તા હિંદની સંસ્કૃતિને, તેની અભિલાષાઓને, તેના આદર્શોને કચડી-મૂંસી, તેનાં સંતાનોને ગોળાના દાબ




સ્વદેશ

દેશ એ વ્યક્તિ નથી અંતિદેહી સત્ત્વ છે;
ઇન્દ્રિયોથી પર મનોગ્રાહ્ય આત્મા છે;
પિતામાતાથી ઘણું જ વધારે સામર્થ્યવાળો પાલક ને રક્ષક છે; માતા કે ધર્મગુરુ કરતાં યે વિશેષ પૂજ્ય છે; સંતાનોની અનંત શ્રેણિ રૂપ ને અમર છે; ભૂતકાળના આદિથી પણ જૂનો 'પુરાણ પુરુષ' છે.

(પ્રો. બળવન્તરાય ક. ઠાકોર)

---

નાગે ઊભારીઓ તરીકે, અને ટુકડા રોટી માટે પોતાની ગ્રામારી કરતાં કે ખુશામત કરતાં ટોળાં રૂપે જ ઉછાડવા માગે છે. આપણા માનનીય દેશનેતાઓ ને રાષ્ટ્રવીરો, સાહસિકોને, દાનવીરોને, વિદ્વાનોને કેદિઓથી બજાવીઓ, ગુનેહગારો ને ભયંકર માણસોનો ઇલ્કાબ મળી ચૂક્યો છે અને તે મુજબ તેમની સાથે વ્યવહાર ચલાવાયો છે. તેત્રીસ કરોડની વસ્તી જેમને માન આપે ને જેમનામાં શ્રદ્ધા ધરે તેમને માટે જરા પણ વિચાર કે વિવેક વાપરવાની જે સરકારે દરકાર સુદ્ધાં રાખી નથી તેની પાસેથી હવે શા સહકારની ઇચ્છા ફેરવાની રહી?"

હિંદીઓને નહિ લશ્કરમાં કે રાજકારભારમાં લેશપણ સત્તા કે અધિકાર રહ્યા નથી; હિંદી વેપારમાં અને નાણાંના વહીવટમાં હિંદને જ નુકસાની આવે એવાં ચોકઠાં ગોઠવાયાં છે; અને સરકારી નોકરી (પછી તે ગમેતેવા મોટા હોદ્દા કે મામુલી પગારની હોય તોપણ) એટલે તેલેવધ અને આછબૂત ગુલામી. હિંદને રડવાનો પણ હક્ક રહ્યો નથી.

વર્તમાનપત્રમાં છૂટથી પોતાની સ્થિતિ દર્શાવનારાને માટે કાયદાનો મજબૂત ફૂચો. હિંદુસ્તાનના તેજસ્વી આત્માઓ માટે માત્ર આગ ગૂંગળાટભર્યું મૃત્યુ નિર્માણ જ સરકારની ગોઠવણ પૂરી થતી નથી. અંગ્રેજો દેશપરદેશમાં ખાંડ ખાય છે કે હિંદના ભલા માટે તેઓ હિંદપર હાકેમી ટકાવી રહ્યા છે. હેકરો વર્ષોથી તેમનો આ દાવો ચાલુ છે ક્લાઈવ સાહેબથી માંડીને આજના કેલ્સો સનાધીશ સુધી બધાએ હિંદુસ્તાનને ફેલાવ્યો, વેપાર, રીતભાત અને રાજવહીવટના કુલમ દગાંતો પૂરાં પાડ્યાં છે. હિંદીઓ તો કાયર, ખાઉધરા, મૂર્ખાં, કુસંપ અને વ્યસનોના ભોગ બનેલા, બાળલગ્ન કરનારા, વિધવાઓને હેરાન કરનારા, ધર્મ માટે લડી પડનારા, પામર 'જંગલીઓ' હતા. તેમને એ પશ્ચિમના સરકારી લોકોએ આવી સુધાર્યાં ને છૂટ્યાં જંકાર આપ્યા. ને પોતાના આ કલ્યાણકાર્યની જગતના ચોકમાં તેઓ જાહેરખબર કરે છે. તે સિદ્ધ કરવા તેઓ પુસ્તકો લખે છે, શાળામાં શિક્ષણ આપે છે, અદાલતો ઊભી કરે છે, કમિટિઓ નીમે છે. એમાંયે પણ રાખેલો અભિપ્રાય ન આપે તેવા માણસો કે સંસ્થાઓને તેઓ બિનઅધિકારી કે રાજદ્રોહી ગણે છે. દેશની એકની એક મહાન સંસ્થા મહાસભા, કે જેના અભિપ્રાયમાં એકેએક શાણા હિંદીનો અભિપ્રાય આવી જાય છે, તેના કરતાં પણ તેમના એક મામૂલી સિપાઇનો કે પગારદાર અમલદારનો શબ્દ વધુ પ્રામાણિક અને વજનવાળો ગણાય છે. તેને ન કોઇ પૂછી શકે, ન તેની કોઇ સાર્વજનિક તપાસ કરી શકે. એવો એક માણસ અનેક સજ્જનોની આબરૂ પર હાથ નાખી તેમને માર મારે, રીબાવે, ગોળી મારે છતાં તે પર દાદ નહિ—તપાસ નહિ.

અમેરિકાની પ્રજાએ 'રાજકારભારમાં સત્તા ન મળે તો રાજકાજના ખર્ચમાં પણ ભાગ આપવો ન જોઇએ' એ સિદ્ધાંત કાઢ્યો ત્યારે તેની સામે આની આ અંગ્રેજ પ્રજા હતી. ઇંગ્લંડના રાજાઓને દબાવીદબાવીને પ્રજાના હકો અને પ્રતિષ્ઠા સ્થિર કરનારી પાર્લામેન્ટની જનની પણ એ જ પ્રજા છે. એ જ પ્રજા હિંદુસ્તાનમાં વળી જુદા જ દાંત બતાવે છે. એનો ઈલાજ હિંદી પ્રજાની મક્કમતા વિના કદી થવાનો નથી. કોઇ પણ પ્રજા બીજી પ્રજાને સદાકાળ લશ્કરી પહેરા નીચે રાખી શકતી નથી. જો તેણે રાજ્ય કરવું હોય તો પ્રજાની એકદિલી અને સહકારની જરૂર પડશે જ. હિંદીઓ પોતાનું સ્વમાન સમજે, સરકારને રાજ્ય કરવું હોય તો પ્રજાની સંમતિ વગર એકપણ કામ કરી જ ન શકે એ સિદ્ધાંત પળાવવા આ પ્રસંગે તો હવે ગમે તે ભોગ આપવા જ જોઇએ.

પેઢી દર પેઢી આ બનાવોની વાત કહેવાશે. તે વખતે કોણેકોણે દેશને સાથ નથી આપ્યો તેની કલંકકથા ન રહી જવા પામે એ વિચાર દરેક જણ કરી લે અને સત્યાગ્રહનાં યુદ્ધક્ષેત્રમાં, વિદેશી બહિષ્કારદારૂનિષેધ કે ગ્રામસુધારણામાં, જ્યાંજ્યાં પોતાનો ફાળો આવે ત્યાં, પૂરો ભરી દેવા દરેક ભારતીપુત્ર આજે બીજું બધું બાજુએ હડસેલી આગળ આવે.



## બેએક સૂચનાઓ

ગયા અંકની જ્ઞાનલીલાના ઉત્તરો મોકલવાની મુદત પંદરમી જૂનની જણાવેલી, પરંતુ એ અંક અતિશય મોડો બહાર પડ્યો એટલે તે મુદત લંબાવીને ૩૦મી જૂનની ઠરાવી છે. માટે જેને હજી ઉત્તરો મોકલવા હોય તે મોકલે.

આ અંકમાં કેટલીક નકલોમાં પાન ૨૨૮-૨૨૯ અવળાં છપાએલાં અને છાપાં ગોઠવાએલાં આવ્યાં હશે. એટલી ત્રુટી નિભાવી લેવાની તે તે ગ્રાહક બંધુઓને વિનંતિ છે.



અન્યાય સાંખે તે જુવાન નહિ.
હરેક બાબતમાં બીએ તે જુવાન નહિ.
વારંવાર બાંધછોડ કર્યા કરે તે જુવાન નહિ.
અપનવીન આદર્શો ન રચે તે જુવાન નહિ.
ખરે વખતે પ્રાણાર્પણ ન કરી શકે તે જુવાન નહિ.
જે તે બાબતમાં ગણતરી જ કર્યા કરે તે જુવાન નહિ.
(છાત્રાલય)

## કસોટીની ઘડી

જવાંમર્દોની કસોટીની ઘડી આવી પહોંચી છે. નમકનો કાયદો તોડીને, બ્રિટિશ સરકારની સત્તાનો ઈન્કાર કરવાની બાંગ પુકારીને, 'ઇન્કિલાબ ઝિન્દાબાદ'ના જયધ્વનિઓ સાથે જેલ સીધાવી સંતોષ પામવાની વેળા ચાલી ગઈ છે. આજે તો જોઇએ છે માતાને નામે છાતી ઉપર ગોળીઓ ઝીલનારા, પીઠ ઉપર લાઠીના નહોર પ્રહારો ઝીલનારા, દેહનું શુદ્ધ બલિદાન આપવાની ઝંખના ઝંખનારા મરણિયા સત્યાગ્રહીઓ. આજે જોઇએ છે બ્રિટિશ સરકારની તોપ-તલવારથી મરણતોલ જખમી બની, મરણશય્યાએ સુતાસુતા ભારતની સ્વાધીનતાના રથને પોતાની છાતી ઉપર થઇને મુક્તિદ્વારે પહોંચવાનું પરમ વિશુદ્ધ આમંત્રણ કરનારા મરણિયા મહારથીઓ. જીવસટોસટનો છેલ્લો ખેલ ખેલી રહેલા બ્રિટિશ સામ્રાજ્યના સુકાનીઓનો એ પડકાર છે. આ પ્યારા ભારતવર્ષની ગુલામીની લોહજંજીરો છેદવા આખરી યુદ્ધનો વાવટો ફરકાવનાર મહાસભાની એ હાકલ છે. એ હાકલના જવાબમાં હિંદીઓના લૂંટેલૂંટ જિંદગીનો છેલ્લો લહાવ માણી લેવાને નીકળી પડવાં જોઇએ. એવો કોણ અભાગી હિંદી હશે કે જેના હૃદયને આ હાકલ ન સ્પર્શે ? જે હિંદની આઝાદી ઘર લાવવા ન થનગની રહે ? જે જીવનનું બલિદાન આપીને ભારતને જીવન આપવાને અધીરો ન થઇ રહે ?

ગુજરાતમાં જુવાનો કેટલા છે? ગુજરાતનાં રણક્ષેત્રો તરફ જુવાનોનો પ્રવાહ ગર્વ લઈ શકાય એવો જોશભેર વહી રહ્યો છે એ સાચી વાત છે. પરંતુ ગુજરાત-કઠિયાવાડમાં એટલા જ જુવાનો છે ? આજે વાઇસરૉય નવાનવા ફતવાઓ કાઢી રહ્યા છે; આજે તમારો દેશબાંધવ પરદેશી કાપડ ન ખરીદે કે મદ્યપાન ન કરે એટલા માટે તમે 'પિકેટીંગ' કરો એ પણ ગુનો ઠરે છે; આજે સીમલાથી સમાચાર આવી રહ્યા છે કે આખા મુંબઇ ઈલાકામાં માર્શલ લૉ જાહેર કરવાની વિચારણા ચાલે છે; ત્યારે ગુજરાતની જુવાની માત્ર થોડા હજાર ગુજરાતી પુત્રોના જ મુખ ઉપર પ્રકાશશે? એ જુવાનીનો પ્રકાશ લાખો ગુજરાતી પુત્રોના મુખ ઉપર પથરાવાનો વખત હજી નથી આવ્યો ?

ગુજરાતના જુવાનો! 'જુવાનને હાક પાડવામાં જુવાન નામનું અપમાન છે; કોઇ જુવાન આજે ઘરખૂણે બેઠો હોય જ નહિ' એ લેનિનનાં અમર વચનો સાચાં પાડો. મુક્તિ-સંગ્રામનાં મેદાનોને સાચાં વિદ્યાલયો માનો. (સૌરાષ્ટ્ર)

૭૧,

## ૧][સ્વામી આનંદ

૧૯૧૪ના ઉનાળામાં મારે મારા દાદા (પિતાના મસિયાઇ ભાઇ)ને ત્યાં શિયાણી ગામે તેમના પુત્રના ઉપવીત પ્રસંગે જવાનું થયું હતું. શિયાણી જવું હોય તો લીંબડીથી સાત ગાઉ ધૂળ ખૂંદતાં જવું પડે. આ ગામડું એકાંતિક હોવા છતાં ચાલુ જમાનાના પવનથી અલિપ્ત નહોતું. ત્યાંની બ્રાહ્મણ વસ્તીમાંથી ઘણા જુવાનોએ લીંબડી, વઢવાણ ને અમદાવાદ જઇને અંગ્રેજી કેળવણી લીધી હતી; અને તેમાંના ઘણા તો સરકારી નોકરીમાં બહુ ઊંચે હોદ્દે ચડ્યા હતા! તેમાં મારા દાદાના દીકરા મૂળશંકરના મોટા મામા જયાશંકર-ની હમણા ગામમાં બહુ વાતો થતી હતી, કારણકે તે તાજેતર મુંબાઇની ઓરીએન્ટલ ટ્રાન્સ્લેટરની ઑફિસ-માંથી સીમલા વાઇસરૉયના સેક્રેટરીએટમાં નીમાયા હતા. તે જયાશંકરભાઇ આ પ્રસંગે સીમલેથી આવ્યા હતા અને ભોળાં દિલના ગામડિયાઓમાં ભાણેજ પણ આવા મામાથી ભાગ્યશાળી ગણાતો હતો. તેમના નાના ભાઈ પ્રભાશંકર ડૉક્ટર પણ અહીંતહીં અંગ્રેજી વિદ્યાનો પ્રકાશ નાખતા નજરે પડતા હતા.

જયાશંકરભાઇને હું અગાઉ એક વાર મુંબાઇ પીપળવાડીની ચાલમાં મળેલો અને તે પિછાન ફરી આ વખતે ચાલુ થઇ. તેઓ મારા પિતાશ્રીના બહુ ખબરો પૂછતા. સરકારી નોકરો, તેમના જેટલા બીજા સરકારી નોકરોની વાતો ગામડાંમાં પૂછેકરે ત્યારે તેમાં જુદી જ છટા હોય છે. ગામડાંના લોકોને આ લોકોનું મંડળ કંઇક દૈવી અને પ્રતાપી લાગે. ગામડાંનાં સુખ-દુઃખ સાંભળવાનો તેમને થોડો જ અવકાશ હોય છે. તેઓ તો પોતાને મળેલા મોટા માણસો, તેમની જોડેના પ્રસંગો વગેરેની વાતો કરી ગામડાને આંજી દેતા હોય છે.

આ જાતની હવામાં બીજી તરફ કેટલાક નવ-જુવાનો તેના એક ત્રીજા નાના ભાઇની વાતો કરતા હતા. તેઓ કહેતા કે એ તો કોઈ અજબ માણસ છે. આ બે ભાઇઓથી તેની પ્રકૃતિ જુદી જ છે. હિમાલય ગયેલ છે.સાધુ બની ગયેલ છે. પણ એ વખતે એના માણસ વિષે મેં બહુ વિગતો જાણવાની દરકાર નહોતી કરી.

ત્યાર પછી એક વાર વીરમગામમાં મારા એક મિત્રે મને તેના કેટલાક પત્રો વંચાવ્યા. આવડા લાંબા પત્રો મેં કદી જોયા નહોતા. મને પોતાને લખવા તરફ બેહદ કંટાળો હતો, અને આ કોઇ અજાણ્યા જુવાનને વયોવૃદ્ધ જેવી ફીલસૂફી ડોળતો જોઇ મને આશ્ચર્ય થયું હતું. એ વખતે પણ તેને મારી મનોસૃષ્ટિમાં સ્થાન મળ્યું નહિ.



સ્વામી આનંદ ફોટો: સુબેદાર.

એકાદ વરસ પછી હું ભાવનગરમાં વૅકેશન ગુજા-રવા ગયો હતો તે વખતે મારા મિત્ર પરમાનંદ કાપડિયાએ મને તેનો એક લાંબો ૪૮ પાનાંનો પત્ર વંચાવ્યો. એ પત્ર વાંચી મને પહેલી જ વાર તે લખ-નારના પ્રબળ આત્માનું ભાન થયું. તેણે સમાજને રુઢિપરંપરામાં ગોથાં ખાતો-સબડતો જોઇ લીધો હતો; જુવાનોના ટૂંકા કૃપણ આદર્શો પર તિરસ્કાર વરસાવ્યો હતો; વૃદ્ધો અને વિદ્વાનોનું ડરપોકપણું તથા સ્વા-ર્થાંધતા ઉઘાડાં પાડ્યાં હતાં; અને કોઇ જુવાન વિચારતાં પણ ડરે તેવા પ્રદેશમાં તેણે ઝંપલાવ્યું હતું. તે કોઇ કુટુંબનો કે પ્રાંતનો રહ્યો નહોતો. તેને તો સમસ્ત ભારતની સીમાને આવરી રહેલા કોઈ માનુષ્યાણી લગની લાગી હતી. 'મા' એ એક જ તેના હૃદયનો આર્તનાદ હતો. 'મા' આદેશ આપે તે જ કરવું એવું તેણે વ્રત લીધું હતું. શ્રીમાન મિત્રોનાં મિષ્ટાન્ન અને હિમાલયમાં મળી આવતો પહાડી રોટલો, બંને તેને મન સરખાં થઇ ગયાં હતાં. કમાણી કરવી, ઘર બાંધવું, સમાજના વ્યવહાર કરવા એ બધા તેને મન અધઃ-પતનના માર્ગ લાગતા હતા. કોઇ પ્રખર તેજોમય ધ્યેય—હિમાલયનાં શુભ્ર શિખરો સમ ઉજ્જવળ આદર્શો તેના ચિત્તમાં વ્યાપી રહ્યા હતા.

આ માણસ થોડા દિવસમાં ભાવનગર આવશે એમ ભાઇ પરમાનંદે જણાવ્યું એટલે તો મને તેને

# સંસ્કારચિત્રો

માતાને મુક્તિપંથે શ્રી, શક્તિ અને સંસ્કારિતાથી સંપન્ન, ગુજરાતના જે અનેક પનોતા પુત્રો મળ્યા છે તેમની ઓળખનાં ટૂંકાં આલેખનો સ્મરણ પર પડેલી સંસ્કારછાયા પરથી એક પછી એક અહીં આપવાનો ઇરાદો છે. તેમાંના આ પહેલાં બે.



મળવાની તીવ્ર ઇચ્છા થઈ આવી. હિમાલયમાં બે વર્ષ તપ કરી આવેલો અમારી જ ઉંમરનો આ તાજો યોગી જોવાની કોઈ અનેરી જિજ્ઞાસા જાગી. ઘરનો ત્યાગ કર્યે તો તેને લગભગ છસાત વર્ષ થયાં હતાં; પણ તેનો વચલો ઇતિહાસ મને કે પરમાનંદને પૂરો માલૂમ ન હતો.

એક દિવસે મને પરમાનંદની ચિઠ્ઠી મળી કે સ્વામી આવ્યા છે; બપોરે મળવા આવો. બપોરે હું ગયો ત્યારે પરમાનંદના પુસ્તકોના કબાટ આગળ ચોપડીઓ ફીંદતો એક યુવાન સાધુ મેં જોયો. કોઈને પણ ન લાગે કે તે ગુજરાતના બ્રાહ્મણ-વાણિયા વર્ગ પૈકીનો હશે. તેણે ફકીર જેવી લૂંગી વીંટી હતી. સાદું બદીઅન પહેર્યું હતું. માથા અને દાઢી પર કેશ વધારેલા હતા. પાતળી મૂછો નીચેથી વારંવાર હાસ્ય ભભૂકતું. આંખો રમતી જ રહેતી. મારી ઓળખાણ થયા બાદ તેને કળાની બાબતમાં મેં મારી સાથે ખૂબ વાતો કરી. તેણે બંગાળી પણ ખૂબ ખૂંદ્યું હતું. નંદલાલ બોઝ અને અસીત હલધર જોડે ગાઢિયા વ્યવહાર બાંધ્યો હતો. શાંતિનિકેતનમાં પણ તેનો ખૂબ વ્યવહાર



એક યુવાન સાધુ મેં જોયો.

જામેલો લાગ્યો. મુકુલ દે તો તેનો ખાસ દોસ્ત (રખડુ હોવાથી) થઇ ગયો હતો. તેની વાતમાં 'હિંદુસ્તાન હવે જાગ્યું છે, સૂવાનું નથી; તમે માત્ર ભાવનગર જોઇને કશો ખ્યાલ બાંધશો નહિ. હું તમારી સાથે વાત કરું છું તે વખતે મારી નજર મદ્રાસ, બંગાળ, લાહોર, કાશી ભણી પડે છે. બધે ઠેકાણે આદર્શશીલ પુરુષોને કામે લાગી ગએલા જોઉં છું. કોઇ જાગૃત થએલો આત્મા હવે જંપી શકશે નહિ. તેણે ઘણામાં ઘણી ફરજ ઉઠાવી લેવી પડશે. માતા આદેશ આપતી જાય છે.'

મને તેની વાતોમાં બહુ રસ પડ્યો. તેના આગમનથી અમે નવું જ વાતાવરણ અનુભવી રહ્યા હતા. રાષ્ટ્રીય વિચારો કદી આવા પ્રબળ ધસારા સાથે અમારા મંડળમાં પ્રવેશ્યા નહોતા.

તેની વાતોનો અંત જ નહોતો. સાંજે તેણે જણાવ્યું કે ભાવનગરમાં તેને મળવા જવું જોઇએ તેવા એક મુરબ્બી રહે છે. તેનું નામ પૂછ્યું ત્યારે તે નામ મારા પિતાશ્રીનું જ હતું. તરત જ મને શિયાણીના પ્રસંગો યાદ આવી ગયા અને આ સ્વામીજીની અને મારી સંબંધપરંપરા લક્ષમાં આવી ગઇ. પણ એ તો મારું જ મમત્વ હતું. તેને વળી નિકટનું કોણ અને દૂરનું કોણ? છતાં તેણે અમારા માટે જે લાગણી બતાવી તેમાં તેનો જ વિનય હતો. એણે કહ્યું કે 'હું સાધુ તરીકે તમારી વચ્ચે નથી રહેવા માગતો. તમે બધા મને તમારા જેવો જ ગણજો. હું પણ અનુભવાર્થી છું.

આમ ભાવનગરમાં સ્વામી સાથે સંબંધ બંધાયા પછી ઘણો વખત તે અમારાથી દૂર રહ્યા. તે પછી ફરી હું મારા અભ્યાસને અંગે મુંબાઇ ગયો. હું પીપળવાડીમાં રહેતો ત્યાં મેં સ્વામીને એક દિવસ જોયા. મને જોઇને તેમણે બહુ સ્નેહ બતાવ્યો. ભાવનગરના પ્રસંગો પછી તેમણે મને કદી વિસાર્યો નહોતો, અને મળ્યા વગર પણ તેણે મારા પર એક જાતનું લક્ષ્ય રાખ્યું હતું એમ મને પાછળથી જણાએલી વાતો અને પ્રસંગોથી સમજાયું. સ્વામી અને તેમના એકબે મિત્રોએ પીપળવાડીમાં મારી ઓરડીને ઉપલે જ માળે એક ઓરડી રાખી હતી; જોકે સ્વામી તેનો લાભ થોડો જ લેતા. એ ઓરડી પહેલાં રા. તુળજાશંકર ગૌરીશંકર યાજ્ઞિકની હતી (જેઓ હાલ ગુજરાતી ચિત્રમય જગતના તંત્રી છે.) ભાઇ જુગતરામ દવે પણ મને સ્વામી સાથે

પહેલા ત્યાં જ મળ્યા. કાચી વયના એક અલડ કાઠિયા-વાડી છોકરામાંથી, આજના ભદ્ર, વિચારશીલ અને ચુસ્ત રાષ્ટ્રભક્ત ઘડવાને તે વખતે સ્વામી પોતાના બધા સંસ્કાર જુગતરામભાઇમાં રોપી રહ્યા હતા. તેનું સંપૂર્ણ સર્જન થતાં તે ગુજરાતની સેવામાં સમર્પાયું છે તે આજે સૌને વિદિત છે. એનો બધો યશ સ્વામીને જ ઘટે છે.

સ્વામી પોતાના મજલા ઉપર જતાં કે ઊતરતાં મારી ઓરડીમાં ડોકિયું કરતા જ, અને ઘણી વાર મારા ટેબલ પર અટેલી પ્રેરક વાર્તાલાપ ચલાવતા. અત્યાર સુધી રાષ્ટ્રીય ભાવનાઓ પર મેં ધ્યાન જ આપ્યું નહોતું એમ કહું તો ચાલે. સ્વામીને મોંએ વિવેકાનંદ, નિવેદિતા કે કુમારસ્વામીના આદર્શો એટલી બધી વખત હું સાંભળતો કે મને તે સમજવાની રુચિ પ્રકટી. સ્વામીએ તે જાતનું સાહિત્ય પૂરું પાડવા માંડ્યું અને મેં તે વાંચવા માંડ્યું. બંગાળી સાહિત્ય અને કવિતાઓ પણ સ્વામી વારંવાર સંભળાવતા. તે વેળા સ્વામી પ્રો. ટી. કે. ગજ્જરના સેક્રેટરી હતા, એટલે કોઇકોઇ વાર તે મહાન વ્યક્તિની મહાન વિચિત્રતાઓ પણ કહીને હસાવતા. સ્વામીને નિર્દોષ તોફાનભરી હસવાની વાતો બહુ જ ગમે છે એમ કહું તો ખોટું નહિ.

પીપળવાડીમાંથી મારો અને સ્વામીનો ઉચ્ચતર સંબંધ થયો એમ હું માનું છું, કેમકે તે વખતે તેમણે મારા મન પર પાડેલી છાપથી હું મારા જીવનની ઘણી રેખાઓ નક્કી કરી શક્યો. National Artist (રાષ્ટ્રીય કલાકાર) થવાની ઉમેદ તેણે જ મારામાં રોપી. એ આદર્શ પૂર્ણ થવાના દિવસની રાહ જોતો હું પરિશ્રમ કરી રહ્યો છું અને જે થતું આવે છે તેથી અસંતુષ્ટ નથી. થોડા વખત પછી સ્વામીએ પ્રો. ગજ્જરને છોડ્યા અને કોઇ શેઠિયાને ત્યાં શિક્ષક થયા. પછી કોઇ મરાઠી પત્રના રીપોર્ટર બન્યા. એ વાતોની વિગતો હું આપી શકીશ નહિ, કારણકે અમને બધાને એમ લાગતું કે સ્વામી તેમના આદર્શોથી દૂર જાય છે. હવે તો તે અમારા જેવી જિંદગી ગાંડે અને ગૃહસ્થ થઇ જાય એમ પણ કેટલાક મિત્રોએ સલાહ આપેલી! આજે તો એ ભ્રમ તૂટી ગયો છે. એમ પણ લાગે છે કે તેમનું જ દૃષ્ટિબિંદુ સાચું હતું. ઘણા શક્તિવાળા માણસો ગૃહસ્થાશ્રમમાં બંધાઇ જવાથી તેમની શક્તિનાં પૂર નહેરડાવી શકતા નથી અને પછી તેમનામાં આવતાં ઇશ્વરી ઝરણુ બંધ થઇ જાય છે.

સ્વામીને હું આપ્તજન તરીકે ચાહતો. મને તે પ્રીતિથી 'રવુભાઇ' કહેતા. એ સમયે તેમને રાષ્ટ્રીય વ્યક્તિ તરીકે ઓળખવા કારણુ હતા. હું તેમની પ્રવૃત્તિઓથી પૂરો વાકેફગાર નહોતો. તેમના મોટા મિત્રમંડળમાંથી બહુ થોડાને ઓળખતો.

ત્યાર પછી વળી પાછા ઘણા લાંબા વખત સુધી અમે એકબીજાથી છૂટા પડી ગયા. એક વાર હું બેચાર દિવસ માટે વડોદરા ગએલો, ત્યાં તેમને મારા ખબર મળતાં જ તે કાકાસાહેબને લઇને મારા મુકામે (શ્રી ગજાનન પાઠકને ઘેર) મળવા આવ્યા. તે વેળા કાકાસાહેબ સયાજીગંજમાં લોક-સુધારણાનું કામ કરી રહ્યા હતા. સ્વામી પણ ત્યાં જ રહેતા. એ અરસામાં કાકાસાહેબને ભાષણો કરવાની રાજ્ય તરફથી મનાઇ થઇ હતી. કાકાસાહેબ સાથે પહેલું ઓળખાણુ મને એ વેળા થયું. કાકાસાહેબે મારા પ્રતિ જે પ્રેમ દાખવ્યો તે પરથી મને લાગ્યું કે સ્વામીએ એમને મારે વિષે બહુબહુ વાતો કરી હશે. તેમણે તો મારે માટે ઘણી આશાઓ કરી હશે, પણ આજે એ બે મહારથીઓ રાષ્ટ્રકાર્યની જે ધુરા ખેંચી રહ્યા છે તેનો એક નાગડો પણ હું તાણી શકતો નથી. તેમના અતુલ કાર્યભાર સાથે તેઓ હોમાઈ રહ્યા છે. વિરાટ આત્માના ચેતનસંત જેવા એ પુરુષો આગળ મારું જીવન મને અલ્પ લાગે છે.

વળી પાછો સમયનો થોડો ગાળો પડી ગયો અને તે પછી અમે મળ્યા ત્યારે સ્વામી સત્યાગ્રહા-શ્રમમાં આવીને વસ્યા હતા. કાકાસાહેબ પણ ત્યાં આવી ગયા હતા, પણ માત્ર અધ્યાપનનું મૂંગું અને સંગીન કામ કરતા હતા. કાકાસાહેબને ગુજરાતમાં અવતારવાનો યશ હું તો સ્વામીને જ આપું; નહિ તો કાકાસાહેબ જેવાને તો સેવાનાં ક્ષેત્રનો પાર નહોતો.

નવજીવન પ્રેસનો કારભાર સ્વામીએ હાથમાં લીધો ત્યારથી જ એ પ્રેસનાં મંગળ મંડાયાં હતાં. પત્રકારિત્વનો તેજોમય આદર્શ સ્વામીએ બંગાળ-મહારાષ્ટ્રમાંથી અને દેશપરદેશના સુપ્રસિદ્ધ ગ્રંથોમાંથી ખૂબ પીધો હતો. તે ગુજરાતમાં એમણે નવજીવનદ્વારા પહેલવહેલો ઝળકાવ્યો.

આપણે માનીએ છીએ કે એક મહાન અવતારની સાથે તેનાં કામો ઉપાડવાને બીજી વિભૂતિઓ પણ પાસે જન્મ લે છે. તે જ પ્રમાણે યુગમૂર્તિ ગાંધીજીનો

દિગ્વિજય સાધવાને સ્વામી જેવા અનેક આત્માઓ કોણ જાણે ક્યાંથી કેન્દ્રમાં આવી પહોંચ્યા. છાપખાનાના આદર્શો, જનસમૂહના માનસનો પાકો પરિચય, અપાર વ્યવસ્થાશક્તિ ને અવિશ્રાંત બેઠકે કામ કરવાની તૈયારીથી 'નવજીવન' અને 'યંગ ઇંડિયા'ને સ્વામીએ પત્રકારિત્વમાં સર્વોચ્ચ કોટિએ પહોંચાડ્યાં. નિયમિતપણે અને યોગ્ય સ્વરૂપમાં બહાર પડતાં ત્યારે એ વેળા કોને તેની પાછળ રહેલી પ્રચંડ શક્તિનો ખ્યાલ આવી શક્યો હશે? સ્વામી માણસને ટકોરો મારીને પારખી લેતા અને પોતાના કામનો છે કે નહિ તે એક ક્ષણમાં નક્કી કરી શકતા. પોતાના હાથ નીચે તાલીમ પામેલા માણસમાં જરા સરખી પણ 'કચાશ' રહેવી ન જોઈએ એ સ્વામીનો સદાગ્રહ છે, અને તેને પરિણામે નવજીવન અને યંગ ઇંડિયામાં ઉત્તરોત્તર સબળ અધિકારીઓ મળતા જ રહ્યા છે. છસાત હજારના નાના છાપખાનામાંથી નવજીવન મુદ્રણાલયને અમદાવાદનું એક આગેવાન છાપખાનું બનાવી સ્વામીએ નવજીવન પ્રેસ છોડ્યું ત્યારે તેની મિલકત લગભગ બે લાખ રૂપિયાની અંકાઇ હતી. છતાં સૌ જાણે છે કે સ્વામીએ પોતાના પગારની પાઇ સરખી યે તેમાંથી લીધી નહોતી.

સ્વામી તો સેવાને જ વરેલા. અમદાવાદ છોડી મુંબાઇ જઇ તેમણે ગોસેવાસંઘ ને અસ્પૃશ્યતાનિવારણનું કામ હાથ લીધું. રાજકીય બાબતોથી દૂર રહેતા છતાં બારડોલીની લડતના સમાધાન વખતે એ વલ્લભભાઇને જમણે પડખે જ હતા. અંત્યજોને માટે મંદિરપ્રવેશની ઝુંબેશ ચાલી ત્યારે પણ સ્વામીએ મુંબાઇ અને પૂના વચ્ચે દોડાદોડી કરી મૂકી હતી ને પંડિતો, વિદ્વાનો તથા શેઠિયાઓ પાસેથી પ્રવેશમતની સહીઓ લેવા માંડી હતી. સ્વામીનું નામ આજે રાષ્ટ્રીય દળમાં એક ચમત્કાર દેખાય છે. તેમની શક્તિ અને કાર્યદક્ષતા માટે સૌને અટલ શ્રદ્ધા અને માન છે.

મુંબાઇ ઉપનગર સત્યાગ્રહ શરૂ થયો એટલે સ્વામી તેમાં એક મહારથી બની ઘૂમવા લાગ્યા અને ઘણા વખત સુધી કોઇએ નહિ જાણેલી એવી પ્રભાભરી વાણીમાં સળગતાં ભાષણો વડે પ્રજાને ઉત્તેજી મૂકી. સરકાર એને કેમ છૂટા રાખી શકે? મીઠાના કાયદાભંગ માટે તથા લોકોને ઉશ્કેરવાના આ ગુનાહ માટે પકડી તા. ૨૨-૪-૩૦ના રોજ સરકારે એમને એક વરસનો જેલવાસ આપ્યો. પણ તેથી શું? એ તો આવીને પાછા પોતાનો જીવનભરનો ધંધો લેવાના જ છે. કૈંક નૌજવાનોને પાછળ મૂકી દે એટલી સમૃદ્ધિ એ સાચવી રહ્યા છે. એ આજન્મ બ્રહ્મચારીનો પ્રતાપ સરકાર કેટલોક જીરવશે?

## ૨] શ્રી રામનારાયણ પાઠક

ગુજરાતની યુવાન સૃષ્ટિમાંથી ભૂતકાળના વૃદ્ધોને શાણપણનો નમૂનો જોઇતો હોય તો શ્રી રામનારાયણ પાઠકનું જ નામ દઇએ. બધી બાબતનો સરખો તોલ કરીને નિર્ણય બોલે. બધાનું સમાધાન થાય અને કોઇને કડુતાનો સ્પર્શ ન થાય એવી રીતનો વાણીપ્રયોગ એકલા બહુભાઈને જ આવડ્યો છે. એમને રામનારાયણ પાઠક કરતાં જેઓ બહુભાઇ તરીકે ઓળખે છે તે એ વાણીપ્રયોગનાં ઊંડાં મૂળ તેમના હૃદયની મીઠાશ સુધી પહોંચેલાં જોઇ શકે છે. નિખાલસ, સરળ અને મધુર સ્વભાવના બહુભાઇ ગુજરાતના અગ્રેસર સાક્ષર અને વિદ્વાન તો છે જ, પરંતુ એક સમર્થ વિચારક તરીકે પણ એમનું સ્થાન અનોખું જ છે. એકવાર તેમણે જ કોઇ પ્રસંગે કહેલું કે 'ગુજરાતને આજે સૌથી વધારે જરૂર હોય તો વિચારકોની છે. જે દેશને ઝાઝા વિચારકો મળી રહે છે તે દેશનો વિકાસ સૌથી વધુ થાય છે.' તેમને વાંચેલા વિચારોની પુનરાવૃત્તિ ગમતી નથી. પોતાના જ વિચારોની વેલોની વેલો ઉગાડવામાં તેમને બહુ આનંદ પડતો હોય એમ લાગે છે. સંસારી તરીકે એમણે બધી જંજાળો આટોપી લીધા પછી મોટે ભાગે તેઓ વિચારક તરીકે જીવન ગાળે છે. અભ્યાસ અને સંશોધન પણ પોતાના વિચારોના સમર્થન માટે જ કરતા હોય એમ લાગે.

પ્રૌઢ અને ચિંતનશીલ જીવન માટે એટલું બધું મહત્વ હોવા છતાં જ્યારે દેશના ધર્મયુદ્ધ કાજે મહાત્માજીએ ધીર વીરોને સાદ દીધો ત્યારે બહુભાઇએ પોતાનું નામ આપતાં જરા ય વિલંબ કર્યો નહિ. એ રીતે પોતાના પ્રિયમાં પ્રિય વિષયનો પણ ભોગ આપી તેઓ ધોળકા તાલુકામાં લડતનું કામ કરવા જોડાઇ ગયા. ગુજરાતમાં અત્યાર સુધી સાક્ષરો કે વિદ્વાનો માત્ર પુસ્તકો લખી જાણનાર નિષ્ક્રીય જીવો ગણાતા હતા તે વાત તેમણે ખોટી પાડી અને ધોળકા ધંધુકાની વસ્તીને ખાતરી થઇ ગઇ કે બહુભાઇ જેવા સાક્ષરોમાં



શ્રી રામનારાયણ પાઠક

પણ વ્યવસ્થા, ચીવટ અને કામની યોજના કોઈ પણ વ્યવહારકુશળ માણસ જેવી જ છે. તેમના કામની સંગીનતા સરકારને ખૂંચી એટલે જ તેમને પોતાની જેલના અતિથિ તરીકે ખેંચી લીધા.

રામનારાયણભાઈના પિતાશ્રી શ્રી વિશ્વનાથ પાઠક રાજકોટની મેઈલ ટ્રેઈનિંગ કૉલેજમાં અધ્યાપક હતા. તેમની વિદ્વત્તા ને સંસ્કૃત અભ્યાસ માટે આખા કાઠિયાવાડમાં તેમનું નામ હતું. વેદાંતના તે પ્રખર અભ્યાસી ગણાતા. જ્ઞાતિએ પ્રશ્નોરા ને ભોળાદ ગામના રહીશ એટલે જીવન ખૂબ સાદું અને ઊંચા આચારોવાળું હતું. બચુભાઈનાં વાચા અને વર્તનમાં જે અનોખા સંસ્કાર અને તેજ લાગે છે, તે એવા વિદ્વાન અને ચારિત્ર્યસંપન્ન પિતાની છાયા મળવાને પ્રતાપે જ. તેમનાં માતુશ્રી આદિત્યબાઈ ભારે જાજરમાન સન્નારી હતાં. તેઓ કુટુંબ આખા પાસે કુળના આચારો પળાવવાની પૂરી કાળજી રાખતાં. સાથેસાથે પોતાના કુટુંબ અને બાળકોના હકકો માટે ભલા યમરાજાની સામે પણ મોરચા માંડે એવી જબરી હિંમતવાળાં પણ ખરાં. શ્રી રામનારાયણ પાઠકનું 'પ્રસ્થાન' માસિક જ્યાં છપાય છે તે છાપખાનાનું 'આદિત્ય મુદ્રણાલય' નામ એ માતાની નામસ્મૃતિ જાળવવા રખાયેલું છે. તેના માલિક શ્રી ગજાનન પાઠક, રામનારાયણભાઈના નાના ભાઈ થાય.

માતાનો કડક અને ઉગ્ર સ્વભાવ બચુભાઈમાં નથી આવ્યો, પણ તેમની સત્યપ્રિયતા અને તેજસ્વિતા તો એમનામાં સ્પષ્ટ દેખાય છે. તે સાથે પિતાની નિર્મળ બુદ્ધિમત્તા અને અભ્યાસપ્રિયતા તથા બ્રાહ્મણશીલ બચુભાઈ જેટલાં તેમના કોઈ ભાઈમાં નથી દેખાતાં. તેઓ ચાર ભાઈ છે અને તે દરેકમાં એ કુટુંબજનિત બુદ્ધિમત્તા જુદાજુદા પ્રકારે પ્રકટેલી છે. દરેકમાં પોતાની જીવનપદ્ધતિ ઘડવાનો સબળ સંકલ્પ અને આગ્રહ દેખાય છે. એ દરેક જાણ્યું ધાર્યું પાર પાડે એવો અને તેની આડે આવતી કોઈપણ વ્યક્તિથી કે ખોટી લાજ-શરમથી જરાય દબાય નહિ એવી હિંમતવાળો છે. પણ મોટા ભાઈ બચુભાઈ આવી હિંમતવાળા છતાં સુજનતાનો અવતાર છે. પોતાને નુકસાન કરી જનાર પોતાના દ્વેષીઓ કે વિરોધીઓ, બધા તરફ તે ક્ષમાવાળી જ વર્તે છે. ગાંધીજીનું હૃદય ફૂલ કરતાં ય કોમળ છે છતાં પ્રસંગે વજ્ર જેવું કઠણ બની શકે છે એમ કહેવાય છે; પણ બચુભાઈ તો કદી કઠણ બની શકતા જ નથી.

બચુભાઈ ભણતા તે દિવસથી તેમની તીવ્ર જિજ્ઞાસા અને અભ્યાસપરાયણતા સૌએ જાણ્યાં હતાં. ભાવનગરની હાઈસ્કૂલમાંથી ઊંચે નંબરે મૅટ્રિક પાસ કરી શામળદાસ કૉલેજમાં તેઓ દાખલ થયા. ત્યાં પ્રીવિયસની પરીક્ષામાં પહેલે નંબરે આવ્યા એટલે ત્યાંની 'પરસિવલ સ્કૉલરશિપ' તેમને મળી. પછી મુંબાઈમાં તેમને ગોકુળદાસ તેજપાલ બોર્ડિંગમાં બોર્ડરશિપ મળી એટલે મુંબાઈ ગયા અને વિલ્સન કૉલેજમાં દાખલ થયા. ત્યાં ૧૯૦૯માં લૉજિક અને મૉરલ ફિલૉસોફીના વિષય સાથે બી.એ.માં પહેલા વર્ગમાં પાસ થયા અને એ જ કૉલેજમાં ફેલો નીમાયા.

સ્વતંત્ર જીવનની ઝંખના એમનામાં શરૂઆતથી જ હતી, એટલે ક્યાંય નોકરી ન લેતાં એલએલ. બી. થઈ અમદાવાદમાં વકીલાત શરૂ કરી. અમદાવાદની સ્પર્ધામાં ઘણો લાંબો કાળ રાહ નહિ જોઈ શકવાથી પછી તેઓ સાદરા (મહિકાંઠા એજન્સી)માં ગયા. ત્યાં તેમણે સારી નામના મેળવી. વકીલાતના ધંધામાં પડવા છતાં પોતાની સત્યપ્રિયતા અને પ્રામાણિકતા તેમણે છોડયાં નહોતાં. અસીલો સાથે જરા પણ દંભ-વ્યવહાર તેમને પસંદ નહોતો.



ચોરવાડનો વડલો
ફોટો : જસવન્ત ભટ્ટ

ચોરવાડમાં દરિયાકિનારા તરફ 'વડોવન' નામની જગ્યામાં આ વિશાળ વડલો પોતાની શીળી છાયા વિસ્તારી રહ્યો છે. નર્મદાકિનારાનો કબીર વડ તેના વિસ્તાર માટે અદ્વિતીય લેખાયો છે; કલકત્તાના વનસ્પતિ-ઉદ્યાનમાંનો વડ તેની અનેક વિસ્તારી વડવાઈઓના થડના થાંભલાથી આકર્ષક ગણાય છે; પણ એ બધાને પડછે ચોરવાડના વડોવનનો આ વડલો નાનો હોવા છતાં તેની સુંદરતા અને ઘટાટોપ છાયા માટે અનેરું માન લઈ જાય. તમે કોઈ વિશાળ ઘરમાં જઈને જે આશ્રય ને શાંતિ પામો તેથી યે વધુ નિરાંત અને આનંદ આ વડલા નીચે તમને મળે. આડી વાટે ફેલાતી તેની વડવાઈઓ ઉપર નાનાં છોકરાં પણ ઘરના દાદરા ચડે એમ ઝડપથી ચડી જાય. સારા શિક્ષકને ત્યાં નિશાળ જમાવવાનું મન થાય; કવિને તેની ડાળોમાં માળો બાંધીને રહેવાની ઇચ્છા થાય; દંપતીઓને તેની ડાળે વાર્તાલાપ માંડવાના કોડ ઊપજે; બાળકોનું તો તે સુંદર ક્રીડાસ્થાન બને; એમ ભીષ્મપિતામહ જેવો આ વડલો સૌને વાત્સલ્યના ભાવમાં ગરક કરી નાખે એવો છે. એ વડલો અને આસપાસની જમીન એક જ કુટુંબની માલિકીનાં છે, અને વડલાની વડવાઈઓની જેમ એ કુટુંબ પણ ફૂલીફાલીને એક નાના ગામ જેટલી વસ્તીવાળું બની ગયું છે! આ વડલો એ કુટુંબનું પૂજ્ય સ્થાન છે અને તેના મુખ્ય થડ આગળ તેની કુળદેવીનું સ્થાપન છે; એટલે વડલાની નીચે ઘરના ચોક જેવી સ્વચ્છતા રખાય છે, અને વડલાની એક ડાળ પણ ખંડિત થાય નહિ એવી એ કુટુંબની ભાવના છે. હજી પણ વડલો ખેતરોમાં વધતો જ જાય છે. તેની છાયાને આશીર્વાદ આપતી કૂમળી પાનવેલોને માટે તો એ પ્રકાર ઉપકારક બન્યો છે. વર્ષમાં એક વાર અહીં ગામના લોકોનો મેળો ભરાય છે.

ધંધામાં તેમને સફળતા મળતી જતી હતી અને નણીતા થતા જતા હતા, તેવામાં ઇન્ફલ્યુએન્ઝાના રોગમાં તેમનાં પત્ની પ્રસૂતિમાં મૃત્યુ પામ્યાં અને તેમનું દાંપત્ય ખંડિત થયું. પતિ તરીકે બટુભાઇએ જે વફાદારી અને વિશુદ્ધ પત્નીપ્રેમ દાખવ્યાં છે તે આ કાળમાં વિરલ છે. બહુ નાની ઉમરે વિધુર થયા છતાં તેમણે આગ્રહપૂર્વક ફરીવાર લગ્ન ન કરતાં વાનપ્રસ્થ જેવું એકાંતિક અને અભ્યાસી જીવન જ પસંદ કર્યું. તેમનાં પત્ની એક રમણીરત્ન હતાં. બટુભાઇના જીવનમાં એમણે બહુ સુંદર સાથ દીધો હતો ને એ વખતમાં એવા સંસ્કારવાળાં ને સ્વાભિમાન સ્ત્રીપાત્રો ભાગ્યે જ દૃષ્ટિએ પડતાં. એ જો હયાત હોત તો બટુભાઇ અત્યારે જે પદ ભોગવે છે તેનાથી પણ ઊંચું પદ ભોગવતા હોત.

જીવનસાથી ગુમાવતાં બટુભાઇનું દિલ વકીલાતના ધંધા પરથી ઊઠી ગયું અને ઘણા વખતથી જેની ઉમેદ હતી તેવો શિક્ષણનો વ્યવસાય હાથમાં લીધો. ઇ.સ. ૧૯૧૯–૨૦માં શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક સાથે તેઓ જે. એલ. ન્યૂ ઇગ્લિશ સ્કુલમાં જોડાયા.

ગાંધીજીના મંત્રી શ્રી મહાદેવભાઇ અને બટુભાઇને મૂળથી જ સારી મિત્રાચારી હતી. મહાદેવભાઇ મુંબાઈમાં સરકારી ઓરીએન્ટલ ટ્રાન્સ્લેટરના ખાતામાં હતા તે વખતે બટુભાઇ વિલ્સન કૉલેજમાં ફેલો હતા. બંને ગોકુળદાસ બોર્ડિંગમાં સાથે હતા અને પાછળથી 'મગનબાગ'માં કુટુંબ સાથે પણ નજીક જ રહેતા હતા. અસહકારના ઉગમકાળે વિદ્યાપીઠ નીકળી અને બીજી શાળાઓને સરકારનો સાથ છોડી તેમાં જોડાવાનો વખત આવ્યો ત્યારે જે. એલ. ન્યૂ ઇંગ્લિશ સ્કુલે તેમ ન કર્યું; એટલે બટુભાઇએ એ શાળા છોડી વિદ્યાપીઠ સ્વીકારી.

ગુજરાત વિદ્યાપીઠના અધ્યાપક તરીકે તો શ્રી રામનારાયણ પાઠકની બહુ ઉજ્જ્વળ કારકીર્દિ છે. બીજા પ્રાંતના અનેક સુસંપન્ન અધ્યાપકોની વચ્ચે ગુજરાતના આ નરરત્ને પોતાના પ્રાંતની બરોબર પ્રતિષ્ઠા અને શોભા જાળવ્યાં છે. ગુજરાત અને ગુજરાતી ભાષાની સેવા કરવાની અભિલાષા તેમને વિદ્યાપીઠના સંસર્ગમાંથી જન્મી હોય એમ લાગે છે. ઇન્દુલાલ યાજ્ઞિકના 'યુગધર્મ' માસિકમાં 'દ્વિરેફ'ના નામથી ટૂંકી વાર્તાઓ તથા બીજા લેખો, અને ગુજરાત પુરાતત્ત્વ મંદિર મારફત કેટલાક અભ્યાસજનિત સુંદર કાર્યથી શરૂઆત કરીને એમણે પોતાની સાહિત્યપ્રવૃત્તિ ઉત્તરોત્તર એકધારી વિકસાવ્યે જ રાખી છે.

'યુગધર્મ' બંધ થતાં તેની જગ્યાએ તેનાં સર્વ અંગોને સમાવતું વ્યાપક સાહિત્યધર્મવાળું 'પ્રસ્થાન' માસિક તેમણે ચાલુ કર્યું અને તે દ્વારા ઘણા વખતથી અસ્ખલિત ને એકસરખું સાહિત્યકાર્ય તેમણે કર્યા કર્યું છે. સાહિત્યની આ સેવામાં તેમણે કદી સ્વાર્થનો સમાસ કર્યો નથી. સાહિત્ય માત્ર વિદ્વાનો ને ગ્રૅજ્યુએટો માટે જ હોય એવા મતના તેઓ સખત વિરોધી છે અને પ્રજાના દરેક વર્ગના પ્રત્યેક જાતનાં માણસોમાં જે ચોક્કસ જાતનું સાહિત્ય રહેલું છે તે કોઇ રીતે ભેગું કરી, પ્રજા સમક્ષ લાવી, નવી સાહિત્યસૃષ્ટિ ઊભી કરવાના તેમના કોડ જાણીતા છે. ગમે તે માણસ કોઈ પણ વિષય માટે એક શબ્દ, વાક્ય કે નાનો ફકરો પણ ચોક્કસ દૃષ્ટિ અથવા વિચારથી પ્રકટ કરે તો તેને સાહિત્યમાં ગણવા તે હંમેશાં તૈયાર હોય એમ લાગે છે. પ્રસ્થાનમાં તેમણે રાજકારણ, લોકસંગ્રહ, સમાજ, ધર્મ, કળા, ઇતિહાસ વગેરે વિવિધ બાબતોની સમીક્ષાઓ કર્યા કરી છે.

યુવાનો અને વિદ્યાર્થીઓને રામનારાયણભાઇ હમેશાં માર્ગદર્શક થતા આવ્યા છે. વૃદ્ધો અને પ્રૌઢો આ યુગના યુવાનોને છોડીને જાય તો તેઓ વચ્ચે બટુભાઈ જેવા વિચારકો હોય ત્યાં સુધી ગાડું વાળનારાની ખોટ પડવાની નહિ. પોતાનાં અનેક સંમેલનોમાં બટુભાઈને પ્રમુખ તરીકે આમંત્રી યુવાન વર્ગે તેમના પ્રતિનાં પોતાનાં વિશ્વાસ અને આદર સિદ્ધ કર્યાં છે અને તે દરેક પ્રસંગે સભ્ય, મધુર, સ્વસ્થ અને સરળ બટુભાઈની કર્ણપ્રિય વાણીએ જુવાનજૂથને તેમની તરફ આકર્ષ્યાં છે.

આજે તેમને કારાવાસ મળ્યો છે, પરંતુ કઇ સરકાર મનુષ્યના મનને કારાવાસ આપી શકવાની છે? તેમના મનમાં જે અદ્ભુત ચિંતન અને જીવનશોધન ચાલી રહ્યું હશે તેમાંથી જરૂર મુક્તિના જ મંત્રો જન્મવાના. ફક્ત તેતાળીસ કે સુડતાળીસ વર્ષના બટુભાઇ આજે સંન્યાસ અને દેશભક્તિની જે આરાધના કરી રહ્યા છે તેની પ્રેરણા અનેકને મળો.

રવિશંકર રાવળ



'ડાહદીના!' પરાણે અવાજ સ્થિર કરી ધ્રૂજતો ધ્રૂજતો એ બોલ્યો: 'ડાહદીના! દોસ્ત, મને ઓળખે છે ને?'

# જંગલનો ભેરૂ

આફ્રિકા! રખરખતી લૂ, ધીકતો તડકો અને સિંહની જન્મભૂમિ જેવા આ દેશમાં પરમેશ્વરને પણ કોઇ પૂછતું નથી. ભારે જહેમતથી માણસ અડ્ડો જમાવતો જાય અને 'હાશ, હવે ઠરીને ઠામ બેઠા,' એમ વિચાર કરે ત્યાં તો એક જ ચોમાસું આવે કે પાછું હતું એમનું એમ. કુદરત એવો ઝપાટો મારે કે સ્થળેસ્થળ ઘાસ અને ઝાડનાં જંગલો ઊભરાઇ જાય અને ખાલી મકાનોનાં ખોખાં જ ઊભાં રહે. માણસ કહે આ મારૂં અને કુદરત શીખવે કે અહીં કોઈનો ય ભાગ નથી. આમ બેની લડાઇ ચાલતી હોય ત્યાં સિંહ અને એનાં સગાંવહાલાં લાભ લેતાં જાય. કહેવાય છે કે જો અંગ્રેજોએ બંદૂકો ન આણી હોત તો અરધી સદીમાં આફ્રિકા માણસ વિનાનો ઉજ્જડ વેરાન પ્રદેશ બની જાત. સિંહ એટલા ઊભરાયા હતા કે દર વરસે દરેક પરગણામાં ૧૦૦ થી ૫૦૦ સુધી દેશીઓ ચટણી થઇ જતા.

છતાં આફ્રિકાની મોહિની અજબ છે. કોઇ સ્થળે નજર નાખીએ ત્યાં સુધી માઇલોના વિસ્તારમાં પથરાનાં મેદાનો છે, તો બીજી જગાએ જટાજૂથ જામેલાં ઊંચાં ઝાડનાં જંગલો આભ સાથે બાથ ભરતાં લાગે છે. નદી નાળાં તો એનાં ફેવાડાં જેમ ઊભરે છે. અને એનાં પેલાં ભયંકર રણોની રેતી;—ઓહ!

**અમેરિકન શોધક-મુસાફર માર્ટિન જૉન્સનની ડાયરીમાંના સાચા સાહસ-પ્રસંગો પરથી લખાએલી**

**ભીષણ આફ્રિકન જંગલના કરાળ હાથીના શિકારનાં સાહસોની વાર્તા—જેમાં જગતના ભયંકરમાં ભયંકર ને એટલા જ બુદ્ધિશાળી એ પ્રાણીનો પરચો મળે છે.**

એ રેતીનું તો નામ સંભારતાં કંપારી આવે. ભયંકર તાપમાં જ્યારે એ રણ સળગી ઊઠે છે ત્યારે એની ઝાળ દેહ સૂર્યને સળગાવી દેતી લાગે. અને પવનના ઝપાટે ઝપાટે એવા તો ધૂળકોટ થાય કે આભની નીચે બીજું આભ ઊભું કરી દે.

આવા ચિત્રવિચિત્ર અનુભવ કરાવનારા એ વિશાળ પૃથ્વીખંડની રમણીય ભયંકરતા એટલી નિર્દય, એટલી અપરંગી, એટલી તો વિચક્ષણ છે કે થરથરાટ છૂટતા છતાં માણસ એની મોહિનીમાંથી છૂટી શકતો નથી. કોઈ શિકારને બહાને તો કોઈ ધનપતિ થવા આફ્રિકાનો ખોળો શોધે છે. જગતના પ્રકૃતિસૌંદર્યના શોખી મુસાફર એની સુંદરતા અનુભવવા એના ખૂણેખૂણા ફરી વળે છે. પણ આફ્રિકાની ભોમ હમેશાં અજિત છે. એ કોઈની થઈ નથી, થવાની નથી. એના જંગલો હજી જેમનાં તેમ પ્રાણીથી ભરપુર છે. એના સિંહ, એના હાથી એવા ને એવા નીડર વિહરે છે. એનાં રણમાં બળબળતા બપોરે ઊંચે હજુ ય કારમાં ગીધ ભમ્યાં કરે છે.

અને આફ્રિકાનાં રણમાં ખરે બપોરે ગીધ ચક્કર લેતું હોય તો સમજી લેવું કે કોઈની ઘડીઓ ગણાય છે. કોઈ સજીવ પશુ પક્ષી કે માણસના રામ રમી રહ્યા છે.

એવા રણમાં એક દિવસે બપોરે, સૂરજ બરોબર માથે આવી અંગારા વેરતો હતો તેવે વખતે, બે આદમી જમીન પર પેટ ઘસતા આસ્તેઆસ્તે આગળ વધી રહ્યા હતા. ટીંચણ અને કોણીઓનો ટેકો લેતાંલેતામાં તો ધોળી ધગધગતી રેતીનાં ઊડીઊડીને વાદળા બંધાતા હતાં; અને એની ઓથે, બાજુનાં ઝાંખરાંનાં જાળાંનો આશરો લેતા એ બે જણ થોડે દૂર આવેલા ચઢાણ ભણી જવા મથતા હતા. ઉપર નરક-યાતનાની ભઠ્ઠી જેવો ધીકતો સૂરજ એમની પીઠને શેકી રહ્યો હતો. એવામાં ઊંચે એક ગીધ ચક્કર લેતું જણાયું. થઈ રહ્યું. મોતની નિશાની! અને તેમાં ય આ તો કેસરતનું કાળમુખું રણ!

હતા બે જોડીદાર; પણ બંને વચ્ચે ઉત્તરદક્ષિણ જેટલો ફેર. એક ઠીંગુજી; બીજો પૂરો પાંચ હાથ અને કાયામાં જબરો. પરસેવે તરબોળ એની પીઠ પર પહેરણ ચોંટી જવાથી ભારે ગાંઠાવાળાં એનાં કસાએલાં અંગ સ્પષ્ટ દેખાઈ આવતાં. વીસ વીસ વરસ એણે આફ્રિકાનાં જંગલમાં ગાળેલાં. એથી ય બમણી વખત મોતના મોંમાં પગલાં પાડી આવેલો. એટલે વખાથી અને વીરતાથી એની એકેએક મુખરેખા સીધી પાણી-દાર ને પાળીના જેવી ચમકતી હતી. એ માર્વિન ટૉમ્પસન જગજાણીતો અમેરિકન શોધક અરધી જિંદગી આફ્રિકાના રણવગડા ખૂંદી વળ્યો હતો.

'શશ્‌શ્‌શ . . . ઓ રૂંવા.' અચાનક એણે ધીમેથી ફફડી સાથીનો હાથ દાબ્યો અને છેટે આવેલાં જાળાં ભણી ઇશારો કર્યો.

વૅન્ડરપૂલ—એનો સાથી—સ્થિર થઈ ગયો. ધ્રૂજતા હાથ વડે આંખો પર ઓળો માંડી એણે ગણવા માંડ્યું. થથરતે સ્વરે એ બોલ્યો: 'ઓછામાં ઓછા વીસ!'

અને જાણે ગણતરી કરાવતાં ન હોય તેમ, પૂરાં વીસ પ્રચંડકાય કાળાં પ્રાણી ટેકરી પરનાં જાળાંની ઓથેથી નીકળ્યાં અને આ બે જણ સામે વળ્યાં. આફ્રિકાના જંગલી હાથી! પ્રાણીમાત્રમાં બુદ્ધિશાળીમાં બુદ્ધિશાળી;—અને—અને એટલા જ ભયંકર!

'આ લીધો!' ફફડી વૅન્ડરપૂલ જેવો બંદુક સીને ટેકવે છે, ત્યાં તો માર્વિનનો ભારે હાથ એના ખભા પર પડ્યો, અને પોલાદના સકંજા જેમ ચોંટી ગયો: 'ના—ખબરદાર!'

ટોળાના મોખરે ચાલતો હાથીનો નાયક થંભી ગયો. તેના કાન ફફડી ઊઠ્યા. અજગર જેવી સૂંઢ ટટાર થઈ. વાતા પવનની દિશામાં ફરી એ સુસવાટા કરતો ગંધ લેવા માંડ્યો. એની હકુમતમાં કોઈનો અણ-છાજતો પ્રવેશ થયો હોય તેમ, એના શરીરમાં ક્રોધની ધીમી ધ્રુજારી ફરી વળી અને એના સાથીઓ ગંભીર પગલે એની ફરતા ગોઠવાઈ ગયા. આખી જમાત ભય અને ક્રોધથી અસ્વસ્થ બની ઊઠી.

'અફસોસ, પણ આટલા સારૂ તો હું અહીં આવ્યો છું.' વૅન્ડરપૂલ બબડ્યો. હાથી પર જ નજર ચોંટેલી રાખી ટૉમ્પસને ડોકું ધુણાવ્યું. એને ચીડ ચડી હતી કે આ ગમાર વૅન્ડરપૂલ શું સમજતો હશે? આ તો આફ્રિકાના હાથી. એનો શિકાર કરવો એટલે મરવાં

ખતરાં મારવાનાં નથી.

પણ વૅન્ડરપૂલનું બોલવું એની દૃષ્ટિએ સાચું હતું. એ જાડિયો વામનસ્વરૂપ લક્ષાધિપતિ ટેઠ ન્યૂ યૉર્કથી આખો દરિયો ડોળી અહીં આવ્યો હતો તે આટલા જ સારૂ;—આફ્રિકાના હાથીનો શિકાર કરવા. શિકારની સગવડ કરવા માટે માર્વિન ટૉમ્પસનને, ફક્ત તાર કરવામાં જ એણે ખાસ્સા છસો રૂપિયા ખરચ્યા હતા. અને અહીંથી પાછલે મુકામે પાંચ ગાઉ પર પડેલા ડેરામાંના સરસામાન, શિકારના સરંજામ, નોકરચાકર, વાહન, ઊંટ વગેરેની નાનકડી સેના ઊભી કરવામાં ટૉમ્પસને એની ઇચ્છાને વશ થઇ કેટલાય હજારનો ધુમાડો કર્યો હતો. છ હજાર માઇલનો મહાસાગર ખૂંદી એ અહીં બ્રિટિશ ઇસ્ટ આફ્રિકામાં આવ્યો ને નરસિંહ મહેતાની વેલ જેવી રેલગાડીમાં અથડાતોકુટાતો નૈરોબી ઊતર્યો. અને ત્યાંથી પછી આગળ પણ છેલ્લા પંદર દિવસથી ટૉમ્પસને એને પજવવામાં બાકી રાખી ન હતી. આગથી ધીકતાં આથીના મેદાનો ખૂંદી, ગંધાતા કિલુઇમાં અથડાતાં મુથા આવી, ત્યાંનાં બાંડાં કદરૂપાં બાગ-બાગનાં ઝાડ અને કાંટાળી ઝાડીઓમાં ઉઝરડાતા રસ્તો કહાડતા તેઓ અહીં પહોંચ્યા હતા. આ બધી હાડમારીઓ તેણે ભોગવી તે આ સોનેરી ઘડી પામવા, કે જે વખતે પોતે આફ્રિકાના જંગલી હાથીનો શિકાર કરી શકે.

અને હવે એવી ઘડી આવી પહોંચી ત્યારે માર્વિન હુકમ કરે કે શિકાર નહિ કરી શકાય! જુલમ ને!

✽ ✽

'પણ, સમજાય તો ખરો કે ગોળી કેમ ન મારું?' ગુસ્સા ને નિરાશાથી વૅન્ડરપૂલ ચૂંગળાઈ જતો હતો.

પણ સાંભળે જ કોણ? ટૉમ્પસને તો હાથી સામે જ મીટ માંડી હતી. અનેક શિકારોની વિજેતા ભયંકર સંહાર કરનારી એની બંદુક તૈયાર હતી; નિશાન પણ સામે હતું; . . . ત્યારે?

થોડી વારે એણે વૅન્ડરપૂલના કાનમાં ફફડીને કહ્યું, 'મૂર્ખા, જો આ ટોળું પાછળ પડયું તો આપણા બંનેનું વી બન્યું સમજવું.' વૅન્ડરપૂલની નજર બંદુક પરથી હાથી પર ફરી વળી અને ત્યાંથી આ મહાન શિકારીની પાટ જેવી પીઠ અને ભોગળ જેવા ભારે ખભા પર ઠરી.

વૅન્ડરપૂલ હાથીથી બીતો ન હતો, કેમકે ટૉમ્પસનની પેઠે એને ભાન ન હતું કે હાથી પાછળ પડ્યા તો ઊગરવાનો એકકે ય આરો નહોતો. નહોતું ક્યાંય ઝાડ કે ઉપર ચડી જાય. ઝાડી વાડે ન હતી કે એની ઓથે ભરાઇ બેસે. વૅન્ડરપૂલ માનતો કે હાથમાં બંદુક હોય એટલે બસ; શિકારના શા ભાર છે કે છટકી જાય! પણ એની જાડી બુદ્ધિમાં એટલું નહોતું ઊતરતું કે બંદુકથી એકાદ હાથી મરાય, કંઈ વીસે ય થોડા જ એકસામટા ભોયભેગા થઇ જાય? અને હાથી એટલે કબુતર ન હોય. એને મારવા માટે તો બરોબર એના નાના મગજ પર નિશાન તાકવું પડે. વૅન્ડરપૂલ બીતો નહોતો, કારણકે હાથીના શિકારમાં એ કશું ય સમજતો ન હતો.

આસ્તે આસ્તે પગલાં માંડતો હાથીનો 'નાયક' આગળ ધપ્યો. ધીરેધીરે શિકારી અને શિકાર વચ્ચેનું અંતર ઓછું થવા લાગ્યું. સો ફૂટ, પચાસ...પચીસ.... ક્રોધથી ધૂંધવાતો હાથી પછેડી માફક કાન પાથરતો હતો કે રખે રજ પણ અવાજ વણસાંભળ્યો રહી જાય. સૂંઢ લાંબીટૂંકી કરતો ને આમતેમ વીંઝતો ભોંય પર પડેલાં પગલાંની ગંધ લેવા તે મથતો હતો. તાનમાં હોય તેમ ઝૂલતું એનું પહાડ જેવું પ્રચંડ કલેવર ક્રોધથી કંપતું હતું.

બીક અને ગભરામણથી ટૉમ્પસન ઠંડોગાર થઇ ગયો હતો; અને હવે તો, નજીક આવતા હાથીના વિકરાળ સ્વરૂપથી વૅન્ડરપૂલના પણ હોશકોશ ઊડી ગયા હતા. શું થશે એની ઝાંખ જોતો, વણબોલ્યો બંદુક પંપાળતો તે જમીન સરસો ચંપાઇ ગયો હતો: પેલું ગીધ હજી માથા પર ચક્કર લીધા જ કરતું હતું. એની નજીકનું આંખોમાં આતુરતા ચમકતી હતી.

ટૉમ્પસનની આંખો હાથી પર હતી, પણ એનું મગજ તો ભૂતકાળ ભૂલવા મથતું હતું. ગઇ સાલ આ જ ટોળાના પગે ચગદાએલા એના મિત્ર લિન્ડસેના વિચારો એને આવતા હતા. લિન્ડસેએ કેવા યે ગ્રહમાં બંદુક મારી કે નિશાન ચૂકી ગયો; અને બ્હાર આવી પહોંચે ત્યાર પહેલાં તો ખલાસ: હાથીના પગ નીચે છુંદાઇ ગયો હતો. અને પેલો થોર્પ. બીચારો આશાભર્યો હાથીના શિકારે આવેલો. માર્યો ય ખરો; પણ એક જ. બીજા તો જીવતા જમ જેવા ઊભા હતા. એટલે એક પડતાંવેંત બીજાએ એને ચડપ લઇને





'આ લીધો!' કહી વૅન્ડરપૂલ જેવો બંદૂક સીને ટેકવે છે ત્યાં તો માર્વિનનો ભારે હાથ તેના ખભા પર પડ્યો: 'ના—ખબરદાર!'

સૂંઢમાં ઉપાડ્યો; ઝાડ સાથે ઝીંક્યો; અને લોથને ભોંય પર નાખી ઘૂંટણથી રગડી ચાંપી પ્રાણ લીધો. આ બીચારા તો જેવાતેવા. પણ કાર્લ એકલે. એને તો વૅન્ડરપૂલ જેવા પણ માનની નજરથી જોતા હતા. એક વખત એના પર પાછળથી હાથીએ હુમલો કર્યો, પણ દહાડો ઘેર, એટલે વાત કહેવા જીવતો રહ્યો. દાંતમાં ભરાવી ચગદી નાખવા હાથીએ ઘણાં ય વલખાં માર્યાં, પણ દાંત અને સૂંઢની વચ્ચેના ગાળામાં ભરાઇ જવાથી બચી ગયો....

એક પછી એક આ બધાં ભયંકર સ્મરણો તેના મગજ પરથી પસાર થઇ ગયાં. સામે પચીસ ફૂટ છેટે જમ જેવો કરાળ હાથી તૈયાર બની સ્થિર ઊભો હતો. બીજા એની પાછળ ચીડાએલા પગ પછાડતા ધૂંધવાતા હતા. ધીમેધીમે ટૉમ્પ્સને બંદુક તૈયાર કરી. અંતઘડી તો છે જ; એટલે મરતાંમરતાં ય ગોળી મારવી પડે તો મારી લેવી. જે થવાનું હોય તે થાય. વૅન્ડરપૂલ પણ એનું અનુકરણ કરવા લાગ્યો. બીચારાને એને જોખમનું પૂરું ભાન પણ નહોતું. એનું ફેંફેંરવું તો થોડાં દબાવવા ફરકી રહ્યું હતું.

પણ રામ રાખે તેને કોણ ચાખે? એમનાં સદ્‌ભાગ્યે અચાનક હાથીનાં ટોળામાં ધમસાણ મચ્યું. કાં તો કોઈ બચ્ચાએ કોઇ હાથીની પાની કચરી હોય, અગર તો મદઘેરાતી આંખોવાળી માદાઓ ધક્કે ચડી હોય; પણ ચાચિયારી પાડી ટોળાના હાથીઓ ખળભળી ઊઠ્યા. એ સાંભળતાં જ વીજળી પડે તેમ નાયક પાછો ફર્યો. એક જ ડગલે ટોળા પાસે જઇ પહોંચ્યો ને પહેલો હાથમાં આવ્યો તેને એક એવી તો સજ્જડ ઢીંક મારી કે તરત જ બીક અને શરમથી ટોળું ગભરાઈ ગયું. બધા કીકિયારીઓ પાડતા, બાંગડતા, ધૂળ ઉડાડતા આગતેમ જમીન ખૂંદતા માંડ્યા.

લાગલો જ ટૉમ્પ્સન ઊભો થયો. કુનેહ ધસડે તેમ વૅન્ડરપૂલનું બાવડું ઝાલી પગભર કર્યો અને 'ચાલ નાસ હવે; નહિ તો આવી બન્યું.' કરી દોટ મૂકી.

જમીન સરસા દબાતા ચંપાતા બંને નાઠા. આગળ ટૉમ્પ્સન ને પાછળ વૅન્ડરપૂલ. જોતજોતાંમાં તો જાળાં પાછળ થઇ ગયા. વૅન્ડરપૂલનો શ્વાસ માતો ન હતો, તો ય લથડતી જીભે બબડતો હતો કે 'હત્ તારી. બધો ખેલ બગાડી નાખ્યો. કેટલી બેવકૂફી! આખો આફ્રિકા ખૂંદી વળ્યા ત્યારે હાથી હાથમાં આવ્યો. પણ બંદુક ફોડવાની હિંમત ચાલે ત્યારે ને?' ટૉમ્પ્સન હસ્યો. એના મોં પર હર્ષ અને સંતોષની લાગણીઓ જણાતી હતી. 'મને જો ખબર હોત કે હાથીઓ આટલા નજીકમાં છે, તો એમની મુલાકાતે આવી રીતે જવાનો વિચાર પણ કર્યો ન હોત. ગરમીથી હાથીઓ અકળાયા ન હોત તો અત્યારે જીવતા હોત ખરા કે?'

'પણ હવે?'

'હવે શું વળી? પાછા તંબુએ જવાનું.' માર્વિને ઘડિયાળ જોતાં કહ્યું: 'અને તે પણ બનતી ઝડપથી. ગેલા ભૂતોથી છૂટા પડ્યે ચાર પહોર થયા.'

'ચાર વરસ થયાં મારા મનથી તો.' વૅન્ડરપૂલે

કપાળ પરનો પરસેવો લૂછ્યો.

'આજે સવારથી જ એ ભમતા હતા, એટલે એમના પર મને ઝાઝો વિશ્વાસ નથી. પછી આવતી કાલે થોડાં માણસો મોકલી હાથીઓને વિખેરી નાખીશ; એટલે છૂટાછવાયા હાથીમાંથી તમને ફાવે તેનો શિકાર કરી લેજો.'

'એ તો હવે હાથી આવે ત્યારે ને?' ચીડાઈને વૅન્ડરપૂલ બોલ્યો: '૭ હજાર માઈલ ખેડીને પંદર હજાર ડૉલર ખરચ્યા, તે આમ હાથીનાં દર્શન કરવા, નહિ? અરે, જો હાથી જ જોવો હોત તો ન્યૂ યૉર્કમાં જ ૭ દોઢિયાં ટ્રામનાં ખરચીને મ્યૂઝિયમમાં ન જોઈ આવત, પેટ ભરીને?' એટલામાં અચાનક એની નજર ઊંચે ગઈ. 'સત્યાનાશ જાય પેલા પક્ષીનું: ક્યારનું આપણા માથા ઉપર જ ભમ્યા કરે છે.'

'એ તો બીચારું ગીધ છે.' ટૉમ્પસને સમજાવ્યું. ત્યાં તો 'લાવ ત્યારે એને પાડું હેઠું' કહી વૅન્ડરપૂલે બંદુક તાકી.

'ના, ભાઈ ના. એવી નકામી ચીજની પાછળ હું તો કારતુસ ન બગાડું. એની હાજરી એટલે કોઈક પ્રાણીનું મરણ. અરધુંપરધું ખાઈને આટલામાં કોઈક પ્રાણીને સિંહ છોડી ગયો હશે. આપણે શું.'

આમ વાતો કરતા બંને હાંકતા ચાલતા હતા. કાળમીંઢ પત્થર પેઠે ઠરી ગએલા, જૂના વખતમાં ફાટેલા જ્વાળામુખીના લાવા રસથી બંધાએલી જમીન લાલ લોહી જેવી દેખાતી હતી. વચ્ચે તાપથી તરડાઈને પડેલા ચીરાડોમાંથી સૂર્યના તાપને લીધે જ્વાળાઓ નીકળતી હતી. અંગારા જેવી ધીકતી ધરતી પર બંને પરાણે મારગ કાપતા હતા. અરધેક રસ્તે પહોંચ્યા હશે ત્યાં વૅન્ડરપૂલનો પગ ખસ્યો અને ઘૂંટીમાંથી અમળાઈ ગયો. ચીસ પાડી એણે જમીનનો આશરો લીધો. 'આ પણ ઠીક!' ઘૂંટી મસળતાં મસળતાં એણે નિસાસો નાખ્યો. એની ચીસ સાંભળતાં જ ટૉમ્પસન પાછો ફર્યો અને જુએ છે તો વૅન્ડરપૂલ ઊભો પણ થઈ શકતો નથી.'

છાવણીનું તો હજી નામનિશાને જણાતું ન હતું. મેદાનની કોરે જઈને એણે જોયું, પણ કોઈ દેખાતું નહિ, ત્યાં બૂમ તો કોણ સાંભળે? એટલે હવે તો ગમે તેમ કરી વૅન્ડરપૂલને છાવણીભેગો કર્યા વિના છૂટકો ન હતો. થાક ખૂબ લાગેલો. ત્રીજા પહોરનો આકરો સૂરજ માથે તપતો હતો. નજીકમાં સુકું રૂખડું યે મળે નહિ. તરસથી ગળું સુકાઈ ગયું હતું. શીશી સાથે હતી, પણ પાણી પીએ એટલે તરસ બમણી વધે.

છતાં યે એણે કમર કસી. ઘાયલ વૅન્ડરપૂલને અરધો ઉપાડતાં અરધો ઘસડતાં એણે રસ્તો કાપવા માંડ્યો. નિર્દય સૂરજના વરસતા અંગારમાં આ વધારાની મહેનતથી એનાં ગાત્ર શિથિલ થઈ ગયાં હતાં. અંગોમાં રજ પણ જોર રહ્યું ન હતું. તો યે એ નીડર હતો. વજ્ર જેવાં અંગો અને ધમણ જેવાં એનાં ફેફસાંમાં બે આદમી જેટલું જોમ હતું. એટલે આમ શિથિલ થતાં પણ એણે હિંમત જતી ન કરી. આવી સ્થિતિમાં પણ એક કલાક કાપી નાખ્યો.

આખરે છાવણી દેખાઈ. સંતોષનો ઊંડો શ્વાસ લઈ વૅન્ડરપૂલને ત્યાં જ પડતો મૂકી એ છાવણી ભણી દોડ્યો.

પણ જેવો તંબુમાં પેસવા જાય છે કે બારણામાં જ થંભી ગયો. ચકલું સરખું યે ન મળે! ઘડીભર તો એની હિંમત ભાંગી ગઈ. નિરાશા અને ત્રાસની લાગણીથી એનાં અંગ ઢીલાં થઈ ગયાં. આવે અણીને વખતે નોકરચાકર આમ નાસી જાય ત્યારે ભલ ભલાની છાતી પણ આવા ભયંકર રણમાં તૂટી જાય. પણ માર્વિનનો આવો અનુભવ આ પહેલો નહોતો, એટલે એણે તરત જ હોશ સંભાળી લીધા. પાછો ફરી એ વૅન્ડરપૂલ પડ્યો હતો ત્યાં આવ્યો.

'પેલા તો ગયા!'

સાંભળતાં જ વૅન્ડરપૂલ ઢગલો થઈ પડ્યો. એના હોશકોશ ઊડી ગયા: 'હેં!'

'હા. કાળો કાગડો યે ન મળે.'

'કદાચ પાણી લેવા ગયા હશે.' પરાણે મન મનાવતાં વૅન્ડરપૂલે કલ્પના કરી.

'તે ઊંટ ખચ્ચર લઈને?' કઠોર હાસ્ય કરતાં ટૉમ્પસને ખરી સ્થિતિ સમજાવી.

વળી પાછી ઘસડ-ગાડી શરૂ થઈ અને થોડી વારે બંને છાવણીમાં આવ્યા. થોડાંક છુટાંછવાયાં ઝાડને ઓથે તંબુ તાણ્યા હતા. પાસે જ એક સુકાએલું નદી-ળિયું હતું, જેની રેતીમાં ખોદવાથી પાણી નીકળવાની આશાએ આ સ્થાને મુકામ કરવામાં આવ્યો હતો.

તંબુ પાસે આવતાં વૅન્ડરપૂલ બોલ્યો, 'તું તો કહેતો'તો ને માર્વિન, કે આ તારાં માણસો તો કોઈ દિવસ નાસે એવાં નથી!'

'હા, હું પણ એ જ વિચાર કરૂં છું.'

'કર્યો તારૂં ક . . .' એટલું બોલતાંબોલતાં તો વૅન્ડરપૂલ તંબુના બારણામાં જ પોદળો થઈ પડ્યો.

તંબુની પાછળ કાંટાળા ઝાડના થડને ટેકે ટૂંટિયાં વાળી એક આદમી બેઠો હતો. દેખીતી રીતે એનામાં જીવ જેવું દેખાતું ન હતું; પણ થોડી વારે એના મોંમાંથી ધીમું ડચકું નીકળતું સંભળાયું. ત્રાસ અને દરદથી એનાં અંગો અંભળાઈ ગયાં હતાં; મૃત્યુના ભયથી એના મોંપર ભયંકર શેરડા પડ્યા હતા.

પગમાં ઝાળ લાગતી હતી છતાં દયાથી પ્રેરાઈ વૅન્ડરપૂલ એને હાથ આપવા સારૂ ઊઠવા જતો હતો, ત્યાં એક જ આંચકે ટૉમ્પસને એને પાછો ખેંચ્યો. 'ખબરદાર, બેવકૂફ! કોઈ દહાડો ધાંઢુ નામના રોગનું નામ સાંભળ્યું છે? આખી દુનિયામાં આના જેવો ભયંકર રોગ નથી —દાક્તરો એમ કહે છે. જોઈ એની છાતી! પેલાં ભૂરાં ચાઠાં રોગની પહેલી નિશાની. ધીમે ધીમે એ ધોળાં થઈ જશે. રગતપીત જેવો એ રોગ. ઘડી વારમાં તો આખું એનું શરીર કહોવાઈ જશે; એટલે પછી ખલાસ.'

'ઓ . . .' વૅન્ડરપૂલના મોંમાંથી હાય નીકળી ગઈ. ઢીલો થઈ એ હેઠે બેસી પડ્યો. 'ત્યારે હવે આપણું શું થશે?'

પરંતુ ટૉમ્પસનની તો કઠોર છાતી હતી. એણે એક ટેકરા પર ચડી ચારે બાજુ નજર કરી; પણ કોઈ મળે નહિ. અંતે એક લાંબો નિસાસો નાખી એણે તૈયારી કરવા માંડી. ઝપાટામાં જરૂરી વસ્તુઓ ભેગી કરીઃ કારતુસ, ખોરાકના ડબ્બા, છરી, કુહાડી, દોરડું, સોયદોરા, ધાબળી, પાવડો; દારૂની એક બાટલી પણ ભેગી લીધી. પાણી માટે બધાં ય પીપ ખંખોળી ખંખોળીને ઊંધાં વાળ્યાં, પણ એક ટીપું યે ન નીકળ્યું એટલે મનમાં જ ગાળો દેતાં એણે સામાનનું પોટલું બાંધ્યું. વૅન્ડરપૂલને ઊભો કર્યો, એને ટેકવવા બંદુકના આધારે એક ઘોડી જેવું બનાવ્યું અને ત્રાસ, ભૂખ તથા થાકથી પીડાતા બંને ચાલી નીકળ્યા.

તંબુની પાછળથી એક ઝીણો શ્વાસ નીકળી ગયો. ઊંચે ફરતું ગીધ એકદમ નીચે ઊતરી આવ્યું. પાંખોનો ફફડાટ મચી રહ્યો અને આફ્રિકાની ભયંકર સંહારક વૃત્તિ સ્વચ્છંદપણે વર્તવા લાગી.

બે બંદુકો, છરો, કુહાડી, ભાતાનું પોટલું અને પાણીની શિરોહી, એટલા સરંજામ સાથે બે—ખરી રીતે તો દોઢ—મુસાફરની બીચારી આ દયાપાત્ર મંડળી ધ્રાસીને વેગે મારગ કાપતી હતી. નજર પહોંચે ત્યાં સુધી કેવળ આભમાં અથાતું રેતીનું રણ નરવરતું હતું.

સૂરજ આથમતાં પહેલાં તેઓ નીકળ્યા હતા. સાથે પાણી જરાક જેટલું હતું. એટલે માર્વિનનો વિચાર દહાડે આરામ લઈ રાત્રે મુસાફરી કરવાનો હતો.'

અથડાતાંકુટાતાં ત્રણ માઇલ કાપ્યા ત્યાં સૂરજ આથમ્યો. અંધારૂં થઈ જાય તે પહેલાં તો ડાળાં-પાંદડાં અને જાળાંનો ઓથો કરી માર્વિને રાતવાસાની તૈયારી કરી લીધી. વચ્ચેવચ્ચે લોહી ઠારી નાખતો સિંહનો ભયંકર ઘુરકાટ આવતો હતો. ત્રણ બાજુ વાડ ને ચોથી બાજુએ સળગાવેલું તાપણું. તાપણા-ના રંગબેરંગી પડતા ઓળામાં દૂર ચમકતી બે અંગારા જેવી વિકરાળ આંખો રાતમાં જોઈ રહી હતી.

આમ મુસાફરી કરતાં બે દિવસ નીકળી ગયા. જૂન મહિનાના દિવસ એટલે વરસાદના દહાડા ક્યારના યે આવી ગયા હતા. રેતીમાં ગમે તેટલું ખોદે તો ય પાણી મળે તેમ ન હતું. ઊલટે તળાવ આવ્યું, પણ સૂકાએલું!

વૅન્ડરપૂલ અમેરિકામાં ખૂબ ભમ્યો હતો. ડગલે ડગલે ચળકતાં મીઠાં શીતળ ઝરણાંવાળા પ્રદેશોમાં ફર્યો હતો. પણ અહીં આફ્રિકામાં! નૈરોબીથી આવતાં વચ્ચે જ્યારે માર્વિને એને ગંધાતું કાદવવાળું એક તળાવડું દેખાડ્યું ત્યારે એને ભાન આવેલું કે જે અલભ્ય પાણીના સ્થાન માટે તેઓ આટલું રખડતા હતા તે આ સ્થળ. ત્યાં તો તેમની પાસે પાણી ઉકાળીને ગાળવાનાં સાધનો યે હતાં. પણ અત્યારે તો એમના નસીબે નિરાશા જ હતી. સૂરજના તાપમાં એટલું એ ગંધાતું તળાવે ગયું હતું. સુકાઈને તરડાઈ ગયેલા કાદવના ખોટ પર નકડાના તેજ તરવરતાં હતાં.

વૅન્ડરપૂલની હતી તેટલી હામ પણ હવે છૂટી પડી. રજ પણ શરમ રાખ્યા વગર કે ખમચાયા વિના એણે મોં મોકળું મૂકી દીધું. નાના બાળકની પેઠે એને હાથપગ પછાડતો જોઈ, માર્વિન પણ શિથિલ

થઈ ગયો. ઢીલા ચામડાના ઢોલ જેવા બોખરા અવાજે એ બોલ્યો, 'ચાલ ચાલ દોસ્ત, મરદ થા જરા! હજુ તો આપણે જીવીએ છીએ ને? ત્યાં સુધી બાજી આપણા હાથમાં જ છે.'

'બાજી ગઈ હોત તો શું ખોટું હતું? આ સદન..'

'ના રે ના. હજુ કાસ્નાનું તળાવ ક્યાં આવ્યું છે? માત્ર બે જ દિવસ ચાલીશું એટલે સાગર જેટલું મીઠું જળ તૈયાર.'

આટલું બોલતાં તો એ ઊભો થઈ ગયો. એના સરવા કાને કંઈક ઝીણો અવાજ આવ્યો. ચડપ લઈને એણે બંદુક ખભે ચડાવી અને રાડ પાડી, 'અલ્યા, આ તો પેલું હાથીનું ટોળું,—ફરી વારનું!'

'ઝાડવાંની વચ્ચેના સુકા તળાવડામાંથી કાદવ ખૂંદતા હાથીઓનો ભારે શ્વાસોચ્છ્વાસ સંભળાવા લાગ્યો. થોડી જ વારમાં જાળાંમાંથી એક હાથી બહાર આવ્યો; ત્યાં તો બીજો... ત્રીજો.....

'હાથી?' ગાંડપણમાં હસતાં-ખોખરાતાં વૅન્ડરપૂલ બોલ્યો: 'જેની પાછળ પડ્યા છીએ તે? હાશ, હવે મારો વારો આવ્યો.'

'માણસનો અવાજ સંભળાતાં જ હાથી જ્યાંથી આવ્યા હતા ત્યાં પાછા ચડપ પેસી ગયા. ટૉમ્પસન એમના બહાર નીકળવાની રાહ જોતો રહ્યો, પણ કોઈ આવ્યું નહિ. અરધોક કલાક રાહ જોયા પછી માર્વિનમાં હિંમત આવી. કદાચ ત્યાં પાણી હોય એમ ધારી સાવધાન થઈ એ હાથીઓ હતા ત્યાં ગયો, અને ધીમે પગલે ભાંગેલી ડાળીઓ અને રેતમાં ચંપાએલાં પગલાંના આધારે ટોળાના રસ્તે આગળ વધ્યો. પણ થોડેક જતાં તો જમીન પથ્થરવાળી આવી અને પગેરું બંધ થઈ ગયું. અફસોસ! કરમે નિરાશા જ હતી.

નસીબને ગાળો ભાંડતો, જેવો ગયો હતો તેવો એ પાછો ફર્યો. પણ ઝાંખરાંનાં જાળાંમાંથી બહાર નીકળે છે તેવો જ એ થંભી ગયો.

વૅન્ડરપૂલ બેઠો હતો ત્યાં, એની સામે, ભાગ્યે જ વીસ ફૂટ છેટે, એક પ્રચંડકાય હાથી ઊભો હતો. દસ દસ ફૂટ લાંબા દૂધ જેવા સફેદ એના દંતૂશળ ચમકતા-ના. સૂંઢ લાંબી કરી સૂસવાટા બોલાવતો એ પવન તો હતો. કાન પછેડીની પેઠે પહોળા ને ટટ્ટાર ના હતા. અધીરાઈમાં વારંવાર પગ ઉપાડમેલ કરી એ નૃત્ય કરતો હતો. નાનો ડુંગર ડોલે એમ એનું વિશાળ શરીર ધીમુંધીમું ઝૂલતું હતું.

'દોડજે... દોડજે...' તરસથી રીબાતો વૅન્ડરપૂલ બરાડી ઊઠ્યો. ગાંડપણમાં સામે ઊભેલા જમદૂતનું એને ભાન ન હતું. ઘડીમાં હસતો, ગાળો ભાંડતો ને શાપ વરસાવતો એ બૂમરાણ મચાવવા લાગ્યો.

ચીસ સાંભળી ટૉમ્પસન ફફડી ઊઠ્યો. પહેલાં તો ભાઇબંધની મદદે દોડવાનું એને મન થયું. પણ લાંબા અનુભવે એ શીખ્યો હતો કે એમ કરવાથી તો હાથી ઊલટો વહેલો હુમલો કરશે ને એટલો પેલા અપંગ ધનપતિનો જીવ વહેલો જવાનો. એટલે એણે પોનાથી બન્યું એટલા જોરથી બૂમ પાડી કે 'માર ગોળી! જુએ છે શું? બરોબર આંખમાં વાગે તેમ ફટકારજે.'

'કાળિયા પહાડ!... જંગલી! ભોંયભેગો જ થઈ ગયો સમજજે, જો એકેય ડગલું આગળ ભર્યું તો.' ગાંડાની માફક વૅન્ડરપૂલ બબડતો હતો અને હસતો હતો.

ત્યાં તો એક વસ્તુ જોતાં જાણે પોતે જ ગાંડો થતો હોય એમ ટૉમ્પસનને લાગ્યું. વીજળીના ઝબકારાની પેઠે એના મગજમાંથી એક સ્મરણ પસાર થઈ ગયું. તદ્દન જ અધીરાઈથી લથડતે પગે એ આગળ ધસ્યો. વૅન્ડરપૂલ બંદૂક ખભે કરે તે પહેલાં તો હતું એટલું જોર કહાડી એણે દોટ મૂકી અને જોરથી ચીસ નાખી: 'હાં.. હાં... થોભ! જોજે છોડતો. આ હાથીને તો હું ઓળખું છું!'

તટસ્થ જોનારને તો માર્વિનના આ શબ્દો એનું મગજ ખસી ગયાની નિશાની જ લાગે. આફ્રિકાના ભયંકર જંગલી હાથીની સાથે ઓળખાણનો દાવો કરનાર આ શિકારી કેવળ વિવશ ચિત્તે જ બોલતો હશે એમ સ્વાભાવિકપણે લાગે. પણ વૅન્ડરપૂલ કોઈ તટસ્થ જોનાર ન હતો. એ તો આ આખા યે નાટકમાં મહત્ત્વનો ભાગ ભજવનાર પાત્ર હતો. વળી મગજ ઉપરથી એનો કાબુ ગયો હતો. એટલે જેવી ટૉમ્પસને ઝડપ મારી એની બંદુક ફગાવી દીધી એવું જ એણે ફફળાણ કરી મૂક્યું. આમ બીજી વખત હાથમાં આવેલા શિકારને ખૂંચવી લેવાથી નાના બચ્ચાની પેઠે એ જમીન પર લોટી પડ્યો, પોતાના મોં તથા વાળમાં ધૂળ ભરવા માંડી અને બરાડા મારતો ધૂળમાં મોં સંતાડતો રડવા માંડ્યો: 'હાય રે હાય! હર ભળે તું તો આગળનો

આગળ. આટલી મારી મહેનતનું ફળ શું?' એણે ડૂસકાં ભરવા માંડ્યાં.

પણ ટૉમ્પ્સનને આની પરવા ન હતી. એ તો સ્થિર ઊભો હતો. એની આંખો હાથી પર ચોંટી હતી.

'હાઉડીની!' પરાણે અવાજ સ્થિર કરતો, ધ્રૂજતો ધ્રૂજતો એ બોલ્યો, 'હાઉડીની! દોસ્ત, મને ઓળખે છે ને? જો, તારા માટે મેં શું કર્યું હતું તે યાદ છે ને?'

આ માણસનો અવાજ સાંભળતાં જ હાથીની ઝીણી આંખો ચમકી ઊઠી. માર્વિન ફરીથી એનું એ બોલ્યો. બે વખત–ત્રણ વખત. ફરીથી હાથીની આંખોમાં વિચિત્ર તેજ ચમકવા લાગ્યું. એના કાન માથા સાથે ચોંટી ગયા.

ટૉમ્પ્સન હાથીની પ્રદક્ષિણા કરી જે દિશામાંથી પવન વાતો હતો તે તરફ આવીને ઊભો રહ્યો. એને ગંધ આવતાં જ હાઉડીનીએ બરાડ પાડી. ના પાડતો હોય તેમ માથું હલાવતો તે સૂંઢ વીંઝવા માંડ્યો ને ધીમેધીમે પાછા પગલે ઝાડીમાં અદૃશ્ય થઇ ગયો.

એ ગયો કે તરત જ માર્વિને વૅન્ડરપૂલનો હાથ પકડી તેને ઊભો કર્યો, 'ચાલ દોસ્ત.'

'કેમ ભલા? ક્યાં?'

'આપણને પાણી હવે મળશે. આપણે બચી ગયા.'

'આપણી વાત તો ઠીક; પણ આ હાથી તો ભાગી જવા પામ્યો,—તારે લીધે.'

એનું સાન્ત્વન કરતો ટૉમ્પ્સન બોલ્યો, 'તું સમજતો નથી ભાઇ; એને હું ઓળખું છું. એના ડાબા દંતૂશળની અણી આડકતરી ભાંગી ગઇ છે તે તેં જોયું?'

'હા.' બેવકૂફની પેઠે વૅન્ડરપૂલે ડોકું હલાવ્યું.

'આ હાથી તો ઘણાં વરસો પહેલાં ટચૂની સરોવર પર આવેલી મારી છાવણી પાસે આવતોજતો. ત્રણ વરસ સુધી લાગલાગટ અમારી છાવણીએ એ આવ્યા કરેલો.' અમારી વાવેલી શાકભાજી એ ખાઇ જતો. આખરે કંટાળીને મેં એના પોતાના માટે એક ખાસ ક્યારો બનાવ્યો. એટલે પછી તો એ સમજી ગયો. આવે ત્યારે પોતાના ભાગમાંજ એ ખાઇ જાય અને અમારાંને અડકે ય નહિ. મારી આખી જિંદગીમાં મેં આફ્રિકાનો આ એકલો જ હાથી એવો જોયો છે કે જેણે પાળેલાં પ્રાણી જેવાં લક્ષણ દેખાડ્યાં હોય.'

હજી આ વાતચીત ચાલતી હતી ત્યાં અચાનક બંને જણની આગળ જાદુગરની પેઠે ચુપચુપ આવીને પાછો હાથી ઊભો રહ્યો. ઝાડીમાંથી એ એવી તો ચપળતાથી આવેલો કે બંને જણને એના પગરવનો સનકારો પણ પહોંચ્યો નહિ.

'જોયું ને? આટલા સારૂ જ અમે એને હાઉડીની કહેતા. આપણા નામચીન અમેરિકન જાદુગર હાઉડીની જેટલો જ ચપળ. જો તો ખરો!'

ત્યાં તો એક ક્ષણમાં તો લટકાનોલટકાતો હાથી પાછો ફર્યો અને ઝાડીમાં ધીમથી જતો લાગ્યો. પગ નીચે ન એક ડાંખળી પણ ચંપાય, કે ન એની એનડી



**તકલીની તાકાત**

તકલી દેખાવે તો બહુ નજીવી લાગે છે, પરંતુ એમાં પ્રચંડ સ્વરાજ્યશક્તિ પડેલી છે શ્રી વિઠ્ઠલભાઈ પટેલ જેવા પણ તકલીની તાકાત કબૂલી તેની પછાડે છુપાએલું રાજકીય તત્ત્વજ્ઞાન જોઈ શક્યા છે. તકલી આ સલ્તનતનો આંધળો સ્વાર્થ ખુલ્લો પાડશે. તેના ચક્રાવે સામ્રાજ્ય ડગમગશે. તકલી સર્વવ્યાપી થાય તો લૅંકેશાયર અને મૅન્ચેસ્ટરના વ્યાપારીઓની હિંદના પૈસા પરની તાગડધિન્ના બંધ થાય. વિદેશી માલનો બહિષ્કાર ખાદી દ્વારા જ શક્ય છે એટલું જો કબૂલ કરીએ તો એ ખાદીની ઉત્પત્તિ માટે તકલી જ સાધન છે. તકલી હિંદુસ્તાનનાં લાખો ગામડાંમાં, કરોડોના સમૂહમાં જેટલી સહેલાઇથી અને ઓછા ખર્ચે પ્રવેશ કરી શકે તેટલું રેંટિયા માટે સહજ નથી. તકલી એક વાર ગામડાંમાં બરોબર દાખલ થઇ ગઈ કે પછી હજારો વાર ખાદી હિંદુસ્તાનમાં ઉત્પન્ન થવાની. તકલીમાં ઉત્પાદક શક્તિ ભલે રેંટિયા કરતાં ઓછી રહી, પણ પ્રચારશક્તિ અનેકગણી વધુ છે. એટલે 'પ્રજા હાથ રળિયામણા'ની દૃષ્ટિએ ખાદીના અર્થશાસ્ત્રમાં તકલીનું સ્થાન પ્રથમ દરજ્જાનું છે. (મુંબાઈ ઉપનગર સત્યાગ્રહ પત્રિકા)

વિશાળ પીઠ પર એક પાંદડું સરખું યે ફરકયું. એની હીલચાલ એટલી તો શાંત હતી કે જાણે કોઈ અંધકારનો કાળો ઓળો ઝાડીમાં ઓગળી જતો ન હોય! જેમાંથી પેસતાં નીકળતાં માણસ પણ ઉઝરડાય એવી એ ગીચ ઝાડીમાં આવડો મોટો હાથી નીરવપણે આવતો જતો હતો! ટૉમ્પ્સનનું હૃદય ગર્વથી છલકાઇ ગયું: 'હાઉદીની જ આ કરી શકે; બીજો કોઇ નહિ.' *

ફરીથી હાથી આવ્યો. ટૉમ્પ્સને એની જોડે વાતો કરવા માંડી. સૂંઢ લંબાવી એણે ગંધ લીધો. ધીમેધીમે પૂંઠ ફેરવી ને લીલી ટીશીઓ ખાતોખાતો ફરી ઝાડીમાં પીગળી ગયો.

'અલ્યા . . . તું તો કહેતો'તો ને, કે એ આપણને બચાવશે? ને આ તારો જંગલનો જાદુગર તો ક્યાંય ચાલ્યો ગયો!' આમ હાથીને ફરી પાછો જતો જોઇ વૅન્ડરપૂલની ધીરજ ઓગળી જવા લાગી.

'ના ના, ચાલ આપણે જોઇએ તો ખરા કે આ મારી સ્ફુરણા સાચી છે કે માત્ર ભ્રમણા. ચાલ દોસ્ત, હું હાથ પકડું.'

અને બંને જણે પ્રયાણ આદર્યું. અજબ દોસ્તી દાખવનાર હાઉદીનીને પગલે પગલે ચાલતા, થોડીથોડી વારે એને પહોંચી વળતા, વળી છૂટા પડતા તેઓ પંથ કાપવા લાગ્યા. હાથી યે એમની વાટ જોતો હોય તેમ થોડેથોડે અંતરે ઊભો રહેતો. આવે વખતે વૅન્ડરપૂલને ચૂપ રાખી ટૉમ્પ્સન હાથી જોડે વાતો કરતો.

પણ હાઉદીનીએ તો નીચાણમાં પાણી મળે તેવી જગ્યાએ ન જતાં, મેદાનની ઊંચી જગ્યા પર ચડવા માંડ્યું. એ જોતાં જ ટૉમ્પ્સનના પેટમાં ફાળ પડી. ત્યાં પાણી તો હોય જ નહિ; અને અહીં તો હવે તરસથી બંનેના જીવ જતા હતા. ટૉમ્પ્સનની આંખે અંધારાં આવતાં હતાં. તાવ, તરસ અને માંદપણથી રીબાતા લંગડા વૅન્ડરપૂલના આખા યે શરીરનો ભાર એના ખભા પર હતો. હાઉદીની હવે એને નિરાશાજનક લાગ્યો. પણ હજી એની હિંમત થોડીઘણી રહી હતી. એટલે સો વાર ચલાય તો એટલું પણ ચાલવાનો એણે નિશ્ચય કર્યો. વૅન્ડરપૂલને નીચે બેસાડી એ ઊંચાણની કોર પાછળ નીચે શું દેખાય છે એ જોવા તે આગળ વધ્યો. હાઉદીની જ્યાં અલોપ થયો હતો ત્યાં આગળ ઝાડીમાંથી એણે જેવી નીચે નજર કરી તેવો જ એ આનંદની ચીસ પાડી ટટ્ટાર થઇ ગયો અને દોડતોકને વૅન્ડરપૂલનું માથું ઊંચું કરી, પાસે હતું તેટલું પાણી એના મોંમાં રેડી દીધું.

નીચે થોડે દૂર મેદાનમાં એમનાં માણસો તંબુ તાણી પડ્યા હતા.

⁂ ⁂

એ રાત્રે ટૉમ્પ્સને પેટ ભરીને નોકરોનો હિસાબ લીધો. એના શબ્દો અને અલંકારો સાંભળવા જેવા હતા. પણ વૅન્ડરપૂલને એ સાંભળવાનો અવકાશ ન હતો. એને એક ખાસ મહત્ત્વનું કામ કરવાનું તો હજુ બાકી હતું. પણ ટૉમ્પ્સનને એવું કાંઇ સાંભળવા કરતાં, બીજી જાતનો ખુલાસો કરવાનો હતો. એટલે જ્યારે એકાદ કલાક બાદ છાવણીમાં ખૂબ શોધતાં પણ વૅન્ડરપૂલ જડયો નહિ ત્યારે ગભરાટે એક ટોળી લઇને એની શોધમાં ઉપડયો.

'ગોરા સાહેબ તો પાણીની ડોલ ભરીને ખચ્ચર પર સવાર થઇને ગયા છે.' 'સાવ ગપ ' કહી મજૂરની આ વાત ટૉમ્પ્સને માની નહિ. પરંતુ અરધાક કલાકના પગેરાને અંતે જ્યારે એણે જાતે વૅન્ડરપૂલને જોયો ત્યારે મજૂરની વાત સાચી લાગી.

એ સ્થૂલકાય અર્થપતિ ઝાડની ઊંચી ડાળીએ બેઠા હતા. જમીન પર પાણીની ખાલી ડોલ પડી હતી, અને એમની ચોકી કરતો હાઉદીની ઝાડ નીચે ઝૂલતો હતો! કલબલાટ કરી માણસોએ હાથીને હાંકી કાઢ્યો.

નીચે ઊતરી શરમાતાંશરમાતાં વૅન્ડરપૂલે ખુલાસો કર્યો: 'મારા મનમાં કે બીચારા ભલા હાથીને પાણી પાઇ આવું. પણ એને તો એની રજ પણ પડી ન હતી!'

⁂ ⁂

અહીં આ વાત પૂરી થાય છે. માત્ર કંઇ અગત્યનું ઉમેરવાનું હોય તો તે એટલું જ કે ત્રણ અઠવાડિયા પછી એકેય હાથીને માર્યા વિના વૅન્ડરપૂલે અમેરિકા ભણી પગલાં વાળ્યાં.

'હાઉદીનીને મળ્યા પછી '—કલબમાં વાત કરતાં એણે ખુલાસો કરેલો કે—'હાથીને મારવાને મારો જીવ ચાલ્યો નહિ.'

(અંગ્રેજી ઉપરથી) હરિનારાયણ આચાર્ય

* હાઉદીની એ આધુનિક જમાનાનો સૌથી નામચીન અદ્ભુત અમેરિકન જાદુગર થઇ ગયો. હાથચાલાકી, અંગચાપલ્ય, બુદ્ધિમત્તા અને અવનવા ખેલોની એની પ્રતિભા જગતભરમાં અદ્ભુત ને અજોડ મનાતી. થોડા વખત પહેલાં એ મરી ગયો.

# મગતરાંમાંથી માનવ

સરજવાના કોડ અને કાર્યશક્તિ ધરાવનાર શ્રી સ્વામીરાવે આ ઉનાળાની રજા દરમ્યાન યોજેલો

# ચોરવાડમાં વ્યાયામમાસ



અભ્યાસ અને ભણતરની ખોટી લાલચમાં દેશની અસંખ્ય હાઈસ્કૂલો અને કૉલેજોમાં આજે ઊગતા વિદ્યાર્થીઓનાં લોહીમાસ જે ખાખ થઈ રહ્યાં છે તેમાંથી તેમને બચાવવા એક પણ રાજ્યે, અધિકારીએ કે સંસ્થાએ ઊગતી પ્રજાનું કલ્યાણ સમજી પ્રયત્ન કર્યો છે ખરો? બદહજમી, કબજિયાત, ટૂંકી નજર અને કામની અશક્તિ એ તો આજે દરેક જુવાનની સામાન્ય ફરિયાદ થઈ ગઈ છે; છતાં તેનાં ચોંકાવનારાં પરિણામો સંગ્રહણી, દમ, ક્ષય કે ગાંડપણ આવે ત્યાં સુધી સમાજના હિતચિંતકો એ દર્દીને રજા, આરામ, દવા કે હવા આપવાનો વિચાર કરી શકતા નથી, અને દિનપ્રતિદિન દેશનું સર્વોત્તમ અને સાચું ધન જે ભાવિ પ્રજા તે કાળના મોંમાં હોમાતી જાય છે. રાજાઓ, દીવાનો, વિદ્યાધિકારીઓ અને હેડમાસ્તરો આ ભયંકર આહુતિઓ જોતા છતાં આજની ઘડી સુધી કર્તવ્યશૂન્ય હતા. સરકારી યુનિવર્સિટીએ શ્રી કનૈયાલાલ મુનશીની ફરજિયાત વ્યાયામની દરખાસ્ત મંજૂર કરતાં કેટલું મોડું કર્યું? અને ને પછી યે તેનું કર્તવ્ય આજે કોણ ઉપાડી લે છે?

આજથી પાંચ વર્ષ પહેલાં માત્ર એક દંડો ને ઝોળી લઈ શ્રી સ્વામીરાવે કાઠિયાવાડમાં આવીને ભાવનગરમાં ડેરો જમાવ્યો અને બજરંગબલીની હાક નાખવા માંડી. થોડી જ મુદતમાં કેક જુવાનડાઓના દેહમાં એમણે બળના વિક્રમ ઊભા કર્યા. અખાડો જામ્યો અને લોકોને ખાતરી કરી આપી કે તાલીમ તથા નિયમિત વ્યાયામથી મગતરાંમાંથી માનવ બની શકે છે. દંડ અને ખાવડાં પર થાપી દેતા, મલખમને બથ નાખતા ને લાઠીઓ ઘૂમાવતા એ વિદ્યાર્થીઓને જોતાં, આજ સુધીના સાંઠીકડા જુવાનોને જોઈ ટેવાએલી આંખો માને પણ નહિ કે એ આ યુગના માનવીઓ હશે. સ્વામીએ તેમને ટાઢતડકો, અંધારાં જંગલ અને ભૂખતરસની કસોટીઓમાં ઉતારી ઘડીઘડીને વજ્રકાય બનાવી દીધા. તેમનાં મન શાંત, પવિત્ર અને સંકલ્પબદ્ધ બનાવ્યાં. કર્તવ્યપરાયણ અને આજ્ઞાધીન છતાં સબળ સૈનિકોનું એક જૂથ ઊભું કર્યું. સ્વામીરાવ (એમના શિષ્યોના પ્રિય 'સ્વામીજી')ની આ સૃષ્ટિના ઉપવિધાતા બદાઉદ્દીનભાઈ છે. વજ્રકાય, સંયમી અને નિયમન રાખવામાં એક્કા એ ઉસ્તાદે સ્વામીના આ કાર્યને ભાવનગરમાં એકસરખું સચેત અને ઉત્સાહવંતું રાખ્યું છે.

પણ સ્વામીરાવને તો દેશ આખાને વ્યાયામનાં પાણી ચડાવી વીરભૂમિ રચવાનાં સ્વપ્નાં છે. એટલે તેમણે કાઠિયાવાડના લોકનેતાઓને સંગમાં લઈને 'કાઠિયાવાડ વ્યાયામ મંડળ' સ્થાપ્યું છે. આ મંડળને લીધે જ ભાવનગર અને ચોરવાડની રેખા સંધાઈ શકી. ઉનાળાની રજાઓમાં જ્યારે દેશનો વિદ્યાર્થીવર્ગ અને ઘણોખરો નોકરિયાત વર્ગ નવરો હોય ત્યારે તેમને વ્યાયામનો પટ આપવા માટે ચોરવાડમાં વ્યાયામવર્ગ ખોલાવવાનો ખ્યાલ સ્વામીરાવને વરાડ પ્રાંતના ઉમરાવતીમાં ચાલતા ઉનાળાની રજાના વ્યાયામવર્ગો પરથી આવ્યો. મધ્યપ્રાંતની અસહ્ય ગરમીમાં દૂર ત્યાં ઉમરાવતી સુધી પણ ૨૦૦ જેટલા બહારગામના વિદ્યાર્થીઓ તાલીમ લેવા ભેગા મળે છે. પણ ગુજરાત કાઠિયાવાડને ત્યાં પહોંચતાં ખર્ચ ને તકલિફ બહુ પડે છે. આથી સ્વામીરાવને એ જ લક્ષ્ય પર ખુદ કાઠિયાવાડમાં જ કોઈ યોગ્ય સ્થળે વર્ગ ઊભો કરવાનો વિચાર આવ્યો અને તે કાઠિયાવાડ વ્યાયામ મંડળ આગળ મૂક્યો. એ મંડળમાં ચોરવાડના સેવાપરાયણ શેઠ હરખચંદભાઈ છે. તેમણે આગળ પડીને એ વાત ઝીલી લીધી, એટલું જ નહિ પણ ચોરવાડને તેનું મથક બનાવી વર્ગની વ્યવસ્થાની બધી તકલિફ પણ જાતે જ ઉપાડી લીધી.

ચોરવાડ કાઠિયાવાડનું કાશ્મીર કહેવાય છે. વેરાવળની પાસે દરિયાકિનારે લીલી નાઘેર ભૂમિના પાટનગર સમું આ ગામ ભર ઉનાળામાં પણ ગરમીથી મુક્ત રહે છે અને સમુદ્રની લહેરો આંબા નાળિયેરીનાં વન વીંઝતી આવી તેના પર ધારી ઠંડક વિસ્તારે છે. ચારેકોર લીલીછમ ખેતી, ધડકતા રેંટ, કલ્લોલતી



બપોરનું ભોજન



કુવાકાંઠે સૌ પોતાનાં વાસણ સાફ કરે છે.

બે પછી ફરી પાછા વર્ગો શરૂ થતા તે સાંજે સાત વાગ્યા સુધી. તેમાં સખત તાલીમ, ડ્રિલ અને વ્યાયામ ચાલતાં. સાંજે સાત વાગ્યે જરા આરામ પછી વાળુ મળતું, અને પછી રાત્રે સાડા આઠે હમેશાં દાયરો જામતો. તેમાં સ્વામીરાવ તરફથી કેટલીક સૂચનાઓ મળે, બહાઉદ્દીનભાઈ તરફથી બીજા દિવસના કાર્યક્રમ જાહેર થાય અને શ્રી રાયસુરાનાં ગીતો ભજનો કે વાર્તાઓ હોય. સાડા નવે સૌ વિખરાય અને દસ વાગ્યે છેલ્લું બ્યૂગલ થયા પછી તદ્દન સામુદાયિક શાંતિ પળાય.

આ બધો કાર્યક્રમ એટલો ચુસ્તપણે પાળવામાં આવતો કે શરૂઆતમાં તો મનમોજી પ્રકૃતિ ને અમિત ટેવોવાળા ઘણાને બહુ આકરું લાગતું. પણ ધીરેધીરે ટેવાઈ ગયા પછી મન અને શરીર તેને અનુકૂળ બની ગયાં, અને પછી તો છાવણીના સામુદાયિક જીવનનો અભિનવ આનંદ સૌ માણતા. વખતની બાબતમાં સ્વામીરાવ કે બહાઉદ્દીનભાઇ કોઇને લેશ પણ નમતું આપતા નહિ. સ્થાનિક સજ્જનો પણ તેમના નિયમનને પીગળાવી શકતા નહિ. છતાં એ બંને પ્રત્યે વિદ્યાર્થીઓ અને આવેલા શિક્ષકોની અપાર મમતા પ્રગટી જણાતી હતી. ખાવાપીવાના પદાર્થોમાં બહુ જ સાદાઇ છતાં પૌષ્ટિક તત્ત્વો અને સ્વચ્છતાનું ધોરણ ઉંચું હતું.

વર્ગમાં આવેલા દરેક જણના શરીરનાં વજન અને માપ પહેલે દિવસે નોંધી લેવામાં આવ્યાં હતાં અને મહીનાને અંતે વર્ગ પૂરો થવાને દિવસે ફરી વજન તથા માપ લેતાં સરેરાશ ત્રણ થી ચાર શેર વજન વધ્યું જણાયું હતું. છાતીનો વિકાસ સરેરાશ એક ઇંચનો દરેક જણ દીઠ થયો હતો. વધુમાં વધુ નવ શેર સુધી વજન વધ્યાને દાખલો હતો. એક મહીના પહેલાં જેઓ અનિયમિત જીવનવાળા માંદલા લાગતા હતા તેઓ ત્રીસ દિવસની તાલીમ અને શુદ્ધ ખાનપાનની અસરથી યૌવનનો ઉત્સાહ ફોરતા પ્રફુલ્લ માનવો બની ગયા દેખાતા હતા. કેટલાક સ્થૂળ શરીરવાળાની ચરબી ઘટાડવાની જરૂર હતી તે પણ બની શક્યું અને તેઓ યૌવનની સ્ફૂર્તિ માણતા હતા. રોજની આટલી સખત મહેનત પછી રાતની ઊંઘનું તો પૂછવું જ શું?

આ જાતના વર્ગો દરેક લાંબી રજા દરમિયાન દેશમાં ઠેરઠેર જમાવવા જોઇએ. જુદાજુદા ગામના વિદ્યાર્થીઓ એક જ છાવણીમાં રહી એકકદમ બને, બદનથી બદન અને દિલથી દિલ મિલાવી એકદિલ ને એકસંગી બને અને પોતામાં રહેલાં સામર્થ્ય ને ખમીરને ઓળખતા થાય એ આ પુનર્વિધાનના યુગમાં ઓછું મહત્ત્વનું નથી.

લાઠી ફેરવવાની ચપળતા, લાંબો વખત સુધી શ્રમ વેઠવાની સહનશીલતા અને કુચકદમની વ્યવસ્થા—એટલું તો ઓછામાં ઓછું આ યુગના દરેક જુવાને મેળવી જ લેવું જોઇએ. એ વિનાનું જુવાનનું શરીર એ ભારતભૂમિને ભાર રૂપ હાડમાંસનો ખડકલો જ છે. રાષ્ટ્રસ્વાતંત્ર્યની જે મહાન લડત દેશે ઉપાડી છે તેના નિઃશસ્ત્ર સૈન્યમાં પણ એ પ્રાથમિક આવડતના ગુણો તો ખાસ જરૂરના છે. તે ઉપરાંત રાષ્ટ્રવ્યવસ્થામાં અને સંઘબળ કેળવવામાં પણ આવા વ્યાયામવર્ગની કિંમત નાનીસુની નથી,—બલ્કે તે સર્વોપરી ગણાવી જોઇએ અને ભવિષ્યમાં સ્વામીરાવ કે કોઇપણ આ સંસ્થા આગળ વધારે ત્યારે દેશમાં ચારે તરફથી તેને સહકાર ને સત્કાર મળવાં જોઇએ. ર. મ. રાવળ



# રસોડાનો વૈદ્ય

આ મથાળું વાંચીને થોડી નવાઇ લાગશે; પણ એમા આશ્ચર્ય પામવા જેવું કશું નથી. કારણકે આયુર્વેદનું સર્વ સામાન્ય જ્ઞાન તો આપણે ત્યાં ચૂલા—પાણિયારાથી માંડીને ગામનાં પાદર, ખેતરના શેઢા–સીમાડા, વન–ઉપવન, જંગલો, ગામડાં અને શહેરો સુધી લોકોમાં પથી ગએલું હતુ. આજે કાળબળે કટાઇ ગએલા એ જ્ઞાનને આપણે સ્મરણની ફૂંકથી સજીવ અને વહેતું નહિ કરીએ તો આપણી બીજી કળાઓ અને જ્ઞાનની પેઠે આ અતિ ઉપયોગી ઘરગથ્થુ જ્ઞાન પણ નાશ પામી જશે.

ઘણી વાર આપણા ઘરમાં બાળબચ્ચાં કે કોઇ મોટાં માણસોને કાંઈ અકસ્માત થાય છે કે કાંઇ સામાન્ય દરદ થઇ આવે છે ત્યારે તરતજ આપણે ઘોડાગાડી, મોટર કે માણસોથી દોડાદોડી કરી મૂકીએ છીએ અને ડાકટરો, વૈદ્યો કે હકીમોને બોલાવીએ છીએ. જ્યારે બીજી બાજુએ કેટલાંક ગરીબ કે મધ્યમ કુટુંબો સામાન્ય જ્ઞાનને અભાવે તેમજ ગાડી-ઘોડા જેવા સાધનો કે મદદ કરનાર માણસોને અભાવે, દરદથી પીડાય છે કે વખતે મરણ પણ પામે છે. ઘણી વાર રાત્રિ કે સખ્ત ઠંડી અથવા વરસાદ જેવાં કારણોને લીધે કે ધંધાદારીઓની બેદરકારીને લીધે, સાધનો હોવા છતાં સાધનસંપન્ન મનુષ્યોને પણ મદદ વગર દુખી થવું પડે છે. આવે વખતે આપણે આપણાં રસોડા તરફ જોવું જોઇએ અને વિચારવું જોઇએ કે આપણા ઘરમા કાંઇ દવાદારૂ છે કે નહિ ? અને તેનાથી કાંઈ લાભ થાય તેમ છે કે નહિ ?

ઘણી વાર ઘરમા નાનકડાં બાળકોને કે મોટાં માણસોને શરીરના કોઈ અવયવ ઉપર સામાન્ય સોજો આવે કે તરત જ આપણે ટિંકચર આયોડિનની શોધ કરવા મંડીએ છીએ અને વખતે–કવખતે પણ ડૉકટર કે કેમિસ્ટનું ઘર ઊઘડાવવા દોડીએ છીએ. આવે વખતે રસોડાની દવા મીઠું વાપરી જોવું જોઇએ. થોડું મીઠું ઠંડા પાણી સાથે વાટીને નાના વાસણમાં દેવતા ઉપર જરા ગરમ કરવું અને તેને એક કપડાની વચ્ચે પોટીસની પેઠે પાથરીને દરદવાળા ભાગ ઉપર બાંધી દેવું. કોઇ વાર આ દવા અજમાવી ને પરિણામ જોજો. તમારા પૈસા અને શ્રમ બચી જશે.

રમતાંરમતાં કામ કરતાં કે શાકભાજી સમારતાં, સોપારી કાતરતાં કે બીજી રીતે આપણે કે બાળકો હાથે શરીરનો અવયવ ઘવાય છે. આવે વખતે વગર જરૂરથી ટિંકચર બેન્ઝૉઇનની શોધમાં પૈસા અને સાધનોનો વ્યય કરે છે. તેને બદલે મીઠું જ થોડા પાણીમાં ઓગાળીને, તેમા એક કપડાનો કકડો બોળીને તે બાંધી દેવો. લોહી બંધ કરવા માટે પ્રથમ ઠંડા પાણીની ધાર કરવી. ઠંડું પાણી લોહીને બંધ કરે છે. થોડી વાર ધીરજ રાખી ધાર કર્યે જવી. લોહી બંધ થવાનો આધાર તેને મળતા જોર ઉપર છે. વખતે થોડી વાર લાગે પણ ગભરાવું નહિ, અને જરા ધીમું પડે પછી જ ઉપર જણાવેલ મીઠાનો પાટો બાંધવો. એટલું યાદ રાખવું કે મીઠાનો પાટો બાંધ્યા પછી તેને જલદી છોડવો નહિ, તેમજ સુકાવા પણ દેવો નહિ. એને બાંધેલો રાખી થોડીથોડી વારે ઉપર મીઠાનું પાણી રેડ્યા કરવું. મીઠાનો પાટો બાંધ્યા પછી ઘા ઉપર તેલ કે એવો કોઇ પણ પદાર્થ લગાડવો નહિ, કારણકે એથી મીઠાનો ગુણ જતો રહે છે. મીઠું જંતુઓને મારી નાખે છે અને આવતાં અટકાવે છે. કાર્બોલિક ઍસિડ કે એવી કોઇ બહારની વસ્તુ હોય તો જ કામ થાસે એવું કાંઇ નથી. મીઠાની પેઠે જ ગ્યાસતેલનું પોતુ મૂકીને પાટો બાંધી દેવાથી પણ ઘા રૂઝાય છે અને પાકતો નથી. ગ્યાસતેલ મૂક્યું હોય તો પછી પાણી કે એવી બીજી ચીજ મૂકવાની જરૂર નથી. આવી જ રીતે સ્ટવ સળગાવવામાં વપરાતા મેથિલેટેડ સ્પિરિટનું પોતું મૂકીને પણ પાટો બાંધવાથી લોહી બંધ થઇ જશે. એકએ વાર સ્પિરિટથી જ ભીનો કરવો. એથી પણ ઘા રૂઝાશે ને પાકશે નહિ. પાટો રખતો-વખત કે તુરતાતુરત ખોલવો નહિ એ સારૂં છે. આમાંનું કાંઇ ન મળે તો થોડું તેલ ગરમ કરી તેની અંદર

એટલું જ મધ ભેળવી સારી રીતે એકત્ર કરીને તેનું પોતું ઘા ઉપર મૂકીને પાટો બાંધી દેવો, અને બીજે કે ત્રીજે દિવસે છોડવો. એથી પણ ઘા રુઝાઈ જાય છે.

ખોખામાંથી કોલસા કે છાણાં લેવા જતાં અથવા પેટી નીચેથી કચરો કાઢતાં ઘણી વાર વીંછી ડંખ મારે છે, ત્યારે પણ મીઠું ઉપયોગી છે. મીઠા ઉપર એક વાર થોડું પાણી નાખી તેને ધોઇ નાખવું. પછી તે ચોકખું મીઠું પાણીમાં ઓગાળવું. બને તેટલું વધારે ઓગાળવું (સૅચ્યુરેટેડ સોલ્યુશન કરવું). જ્યારે મીઠું ઓગળતું બંધ થાય ત્યારે એ પાણીનાં એકબે ટીપાં બંને બાજુની આંખમાં નાખવાં અને ડંખ વાળી જગ્યા ઉપર મીઠાનું પાણી ઘસીને તે પાણીમાં પોતું બોળીને પાટો બાંધી દેવો.

ક્વચિત્ ઘરનાં કોઇ માણસને કૉલેરા જેવી અસર જણાય ત્યારે પણ ઝાડા ઉલટી થવા માંડે ત્યારથી જ મીઠું, પી શકાય એટલું ગરમ પાણી કરીને, તેની અંદર ખારૂં લાગે તેટલું નાખીને, દરદીને પાવા માંડવું. દર ઉલટી અને ઝાડા વખતે ચાનો એક પ્યાલો ભરીને પાણી પાવું. એટલાથી ઉલટી ન થાય તો વધારે પાવું અને ગળામાં પીછું ફેરવીને કે આંગળી ઘાલીને પણ દરદીને ઉલટી કરાવવી. થોડા કલાકમાં ઝાડા ઉલટી બંધ થઇ દરદી સ્વસ્થ થશે. પેટ, આંતરડાં અને હોજરી-માંથી કચરો અને ઝેર કાઢી નાખવામાં મીઠું મદદ કરે છે અને લોહીને સેલાઇન સોલ્યુશન પૂરૂં પાડી શરીરની ગરમી જાળવી રાખે છે તથા શરીરનું લોહી ફરતું રાખે છે. આ બધું જ સાદા જેવા દેખાતા ઉપ-ચારથી એક વાર ઝાડેશ્વરમાં મેં ઘણા દરદીઓને મદદ કરી હતી એમ મને યાદ છે.

કોઇકોઇ વાર ઘરનાં માણસોને સૂકી ઉધરસ થઇ આવે છે અને રાત્રે ઊંઘવા પણ દેતી નથી. તે વખતે સાધારણ ખારૂં લાગે તેટલું મીઠું નાખેલું પાણી વાટકી-માં ગરમ કરી તેની અંદર એક ચમચી ઘી નાખીને ચા જેવું ઊનુંઊનું પાવું. દરદી પીને સૂઇ જશે; પછી ખાંસી નહિ આવે.

બચ્ચાંને ગાલપચોળાં અથવા લાપોટિયાં (અંગ્રેજી-માં જેને મમ્સ નામનો રોગ કહે છે તે) થાય ત્યારે પણ આગળ જણાવ્યા પ્રમાણે મીઠાની ખીરનો પાટો બાંધવો, અથવા દૂધમાં ખૂબ મીઠું નાખી જાડું રાબ જેવું ઘટ્ટ બનાવવું અને તે ચોપડવું. બીનાસૂકું ચોપડ્યા કરવાથી આરામ થશે. ગળું દુખવા આવે અથવા ગળશુંડો થાય કે કાકડો વધ્યો હોય ત્યારે પણ ગળાની બહાર આ મીઠાની ખીર બાંધવી અથવા ચોપડવી.

ઘણીવાર ગળામાં બંને બાજુની ગાંઠો ફૂલી (ટૉન્સિ-લાઇટિસ થઇ) આવવાની ઘણાની હમેશની પ્રકૃતિ હોય છે. કોઇને ઘણીવાર વચ્ચેનો કાકડો ફૂલે છે. ત્યારે ગ્લિસરિન ટૅનિકની શોધમાં પડવાની જરૂર નથી, તેમજ કાકડો કપાવવા માટે સર્જનને શોધવા જવાની પણ જરૂર નથી. માત્ર થોડું મીઠું બારીક લસોટી આંગળી ઉપર લઇ ગળાની બંને ગાંઠો (ટાન્સિલ્સ) ઉપર થોડુંથોડું દાબવું અને લાળ ગળતી મૂકવી. કાકડો વધ્યો હોય તો થોડું કાકડા ઉપર લગાવી કાકડો ઉપર દબાવવો અને લાળ ગળતી મૂકવી; અથવા મીઠાનું પાણી કરી સમાઈ શકે તેટલું મોઢામાં ભરી પંદર મિનિટ સુધી નીચું જોઇને બેસી રહેવું. અકળામણ થાય ત્યારે કાઢી નાખવું. આથી પણ દરદ મટી જશે; અથવા ઓછું તો જરૂર થશે.

દાંત દુખવાની ટેવ હોય કે સડવા માંડ્યા હોય તો હમેશાં, જેટલી વખત ખાવામાં આવે કે ચા જેવું પીણું પીવામાં આવે તેટલી વાર, મીઠું ચાવીને કોગળા કરવા. આથી દરદ નહિ થાય અને દાંત સારા રહેશે. પછી આગળ ઉપચાર લેવા.

કોઇક વાર આધાશીશી ચડે (અરધું માથું દુખવા આવે) ત્યારે માથું લટકતું રાખીને નાકમાં મીઠાના પાણીનાં ટીપાં નાખવાથી દરદ મટી જાય છે. ઘણાં ચામડી પરનાં દર-દોમાં ડૉક્ટરો દરિ-યાના પાણીથી ન-હાવાની ભલામણ કરે છે. તેવાં બધાં દર-દોમાં નહાવાના પા-ણીમાં મીઠું નાખીને સ્નાન કરવાથી ફા-યદો થાય છે.



ઘણાં માણસોને કબજિયાતનું હમેશનું દરદ હોય છે. તેઓ

રાત્રે થોડું મીઠું નાખીને ટમ્બલર ભરીને ઊનું પાણી પીએ અને સવારમાં પણ પીએ તો કબજિયાતની ફરિયાદ ધીમેધીમે દૂર થઇ જાય છે.

ઘણાના પેટમાં મળ સૂકો પડી ગાંઠા થઇ જાય છે. તેવાં માણસો જમતાંજમતાં અરધો ખોરાક ખાધા પછી, બેઆનીભાર મીઠું, અઢીથી ત્રણ રુપિયાભાર ભાત અને અરધાથી એક રુપિયાભાર ઘી સાથે મેળવીને ખાઇ જાય; પછી બાકીનો અરધો ખોરાક પૂરો કરે. થોડા દિવસ તો આવો મીઠાવાળો ભાત ભાવતો નથી. તે વખતે થોડું ખાટું લીંબુ અંદર નીચોવે તો ભાવે. આ ઉપાયથી ઘણાની કબજિયાતની ફરિયાદ દૂર થઇ છે.

ગાંઠ, બદ અને બીજા સોજા ઉપર તેમજ શ્વાસ, ન્યુમોનિયા અને પેટના શૂળ ઉપર તથા પેટ ચડવા ઉપર મીઠાની પોટલીનો શેક કરવાનો રિવાજ તો જાણીતો છે. મીઠા પછી આપણા રસોડાની બીજી જાણીતી દવા તે હળદર છે. તેની વાત હવે પછી.

અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણી

## આ અંકના પૂઠા પરનું ચિત્ર

જે ભાઇનું છે તે વ્યાયામવિશારદ ભાઇ બાબારાવ, વડોદરાના લક્ષ્મીનાથ વ્યાયામશાળાના કુલપતિ શ્રી માણિકરાવજીના ભાણેજ થાય મામાની છાયામાં રહી તેમણે વ્યાયામના સર્વ પ્રકારોમા સંપૂર્ણ કુશળતા મેળવી છે. વ્યાયામમા આગળ વધનારા બુદ્ધિમા પાછળ હોય છે એ લોકવાર્તા તેમણે ખોટી પાડી છે. ઇન્ટર સાયન્સ પૂરી કરી ચૂકેલા ૧૮ કે ૧૯ વર્ષની વયના એ યુવાનને તમે જુઓ તો દેશનો નમૂનેદાર વિદ્યાર્થી કેવો હોય તેનો ખ્યાલ મળે. સુંદર ચકચકિત દંતપંક્તિઓમાંથી ઝરતું નિર્દોષ મધુર હાસ્ય, અંગેઅંગમાં ચપળતા અને બળનો આવિર્ભાવ, શિસ્ત અને સંયમથી વ્યવસ્થિત બનેલી દેહયષ્ટિ કોઇને પણ તેના પ્રતિ ભાવ ઉપજાવે.

મલખમના વ્યાયામમાં તો તે અદ્ભુત કુશળતા ધરાવે છે; અને એ સિદ્ધિના બળે લકડીદાવમાં અથવા તલવાર કે ખંજરના દાવમાં એ જે ચપળતા દાખવી શકે છે તે વિરલ લાગે છે.

શિસ્તપાલન અને સહિષ્ણુતામાં તેની પરીક્ષા એક વખત થઇ હતી વ્યાયામશાળાના એક ઉત્સવ-દિને મેળાવડામાં તે ગુરુજીની સાથે તલવારના દાવમાં ઉતર્યો. માણિકરાવજીએ દાવ કરી બેઉ તલવાર વચ્ચે બાબારાવનો હાથ દબાવ્યો અને તલવાર છોડવી. અજાણતાં તે વખતે બાબાની હથેળીમાં તલવારના દબાણથી કાપ પડ્યો; પણ બહાદુર જુવાન તે વિશે ચુંકારો યે ન કરતાં બાજુ જઈ ઉપર ખિસાનો રૂમાલ બાંધી બીજા પ્રયોગોમાં હાજર થયો. બધો કાર્યક્રમ પ થયા પછી જ એ લોહીનીતરતો રૂમાલ સૌના નજરે પ

ભાઈ બાબારાવે ચોરવાડના વ્યાયામવર્ગોની સે પોતાના આખા વૅકેશન આપી હતી અને પોતાની હાજ તેણે અનેક વિદ્યાર્થીઓને પ્રેરણા આપી હતી તેના જેથી સૌ તેને યાદ કરશે ચોરવાડના પ્રસંગોની યા તરીકે શેઠ જીવનલાલભાઇએ તેને એક ઘડિયાળ ભેટ આપ્યું



ચોરવાડનો દરવાજો

ચોર—આ કેસ પાર ઉતરતાં કેટલો વખત લાગશે

વકીલ—મને તો બેએક અઠવાડિયાં લાગશે; પણ ઘર ફાડવાને લગતો હોઇને તમને ચારેક વર્ષ લાગશે

卐

કુમુદ, તને એક નાનું અને એક મોટું એમ બે આપ્યાં હોય અને તેમાંથી એક તારા ભાઇને આ કહે તો કયું જામફળ ભાઇને આપે?

કુમુદ—પણ પહેલાં મને જવાબ આપો કે મારા ભાઇને આપવાનું કે મોટા ભાઇને?

卐

બચુ—કાકા આજે તો અમે ખૂબ ખાધું, પણ જ નહિ

કાકા—વળી એવું તે શું

બચુ—ઠીક ખાધી, બગાસું ખધું, કુથરસ ખાધી, ખાધો, રાવ ખાધી, ઠપકો ખાધો, પણ ધરાયા જ નહિ

કાકા—એમ? ત્યારે તો આ બબલી કહે છે કે ખૂબ માર્યાં પણ કોઇને વાગ્યું જ નહિ.

બચુ—એ શું વળી?

કાકા—શું કેમ વળી? મચ્છરાં માર્યાં, ગપ્પાં માર્યાં, માર્યા, વલખાં માર્યાં.... પણ કોઇને વાગ્યું જ નહિ



અજાણ્યા પ્રદેશના પ્રવાસની
અદ્ભુત સાહસભરી કહાણી

જી. નીલ નામનો શિક્ષક પોતાની સ્વતંત્ર શાળાનાં પાંચ નાનકડાં બાળકોને આ વાર્તા કહે છે. ગૂંથણી એવી કરે છે કે એ પાંચ શિષ્યોને જ વાર્તાનાં પાત્રો બનાવી પોતે નાયક બને છે. ઉપરાંત સાતમું પાત્ર પીઝેક્ટ નામનો એક કરોડપતિ અમેરિકન છે. નીલે શોધેલી વૈજ્ઞાનિક સાધનોથી ભરેલી એક અદ્ભુત કાચની મોટરમાં ઊડીને સૌ બ્રાઝિલનાં ભયાનક જંગલોના પ્રવાસે નીકળે છે. ત્યાંના હજી કદી ન શોધાએલા એવા અગમ્ય પ્રદેશમાં જવા માટે એમેઝોન નદીના મૂળ તરફ ઊડતાંઊડતાં રસ્તે તેમને પૅટોમન નામના જંગલીઓ મળે છે. તે સરળ સ્વભાવના હોવાથી તેમને સુધારવાના પ્રયત્નો કરવા માટે ત્યાં રોકાઈ તેમની ભાષા વગેરે જાણે છે.

એવામાં ત્યાં સોના ને કોલસાની ખાણો મળી આવતાં તેઓ જંગલીઓને ધાતુની ચીજો ઢાળતાં શીખવે છે. પણ ઉપયોગી ચીજો ઢાળવા માટે તેઓ લોઢાની ખાણની શોધમાં નીકળે છે. એટલામાં દૂરથી કોઈ લશ્કર આવતું દેખાવાથી તેની માહિતી મેળવવા તેઓ પૅટોમન રાજાને બોલાવી લાવે છે. પોતાના કટ્ટા દુશ્મન રાજા અમાઝનું લશ્કર જોતાં પૅટોમનનાં હાંજા ગગડી જાય છે. મુસાફરો મિત્રરાજાને મદદ કરવા તૈયાર થાય છે ને અમાઝને પાછા ફરવાનું કહેવડાવે છે, પણ અમાઝ ઉદ્ધત જવાબ સાથે આગળ ધપે છે. તેમને અટકાવવા તેઓ કારમાંથી બૉમ્બ ફેંકે છે, અને ઘડી પછી થનારી તેમની કફોડી સ્થિતિ માટે શોચ અને દયા ખાતા તેઓ આંખ મીંચી

પડી રહે છે.

---

ભડાકો કાન ફોડી નાખે એવો થયો. જેકે નીચે જોયું તો તેણે મુખીને જમીનદોસ્ત થએલો ભાળ્યો. તેના ચાર અમલદારોનાં મુડદાં પણ પાસે પડ્યાં હતાં. બાર જણ ઘાયલ થયા હતા. આ અવાજ અને દરપથી લશ્કર પાછું હઠ્યું હતું. પણ થોડી વારમાં એ જગ્યાએ એક જુવાન માણસ દોડતો-દોડતો આવ્યો. તે અમાઝ પાસે ધસી ગયો અને તેને ઊંચકવાનો પ્રયત્ન કર્યો. પણ જ્યારે તેને માલુમ પડ્યું કે તે ખરેખર મરી ગયો છે ત્યારે તેણે તેને હળવેથી નીચે મૂકી દીધો. પછી તે તેની પાસે ઘૂંટણીએ પડ્યો અને બંને હાથે મોટી કુહાડી ઊંચે પકડી રાખી, મોટા અવાજે પ્રાર્થના કરતો હોય એમ કંઈક બોલતો જણાયો.

પૅટોમન રાજાએ કહ્યું, 'આ એનો કુમાર છે. અમાઝનો સૌથી મોટો દીકરો, અને હવેનો નવો રાજા.'

ફ્રેડ્રિકે પૂછ્યું, 'શું એ પોતાના પિતાના આત્મા માટે પ્રાર્થના કરે છે?'

બીતાંબીતાં પૅટોમને કહ્યું, 'તે પ્રાર્થના નથી કરતો. તે મારા ઉપર વેર લેવાના સોગંદ ખાય છે. તે બોલે છે કે મારા ગામનો એક પણ જીવ જીવતો નહિ રહેવા દઉં.'

નવો રાજા ઊભો થયો, લશ્કરને આગળ વધવા હુકમ છોડ્યો અને પોતે લશ્કરને મોખરે આગળ ચાલ્યો.

ડોનાલ્ડે ડેરિકને બીજો બૉમ્બ હાથમાં આપતાં કહ્યું, 'આમ દરેક નવા રાજાને આપણે ક્યાં સુધી બૉમ્બથી ઉડાવતા જઈશું? એમાં તો એક પછી એક રાજા થતા જશે, પણ આપણી પાસે એટલા બૉમ્બ જ ક્યાં છે? ચાલો આપણે લશ્કરની સામે જ જઈને મોરચો માંડીએ.' આ દરખાસ્ત સૌને ઠીક લાગી.

આગળ વધતા લશ્કરની સામે ત્રણ માઈલ દૂર જઈ મોટરોએ પડાવ નાખ્યો. અમાઝ રાજાના છોકરા નોસાએ જેવી સામે પડેલી કારોને જોઈ કે તરત હલ્લો કરવાને તેણે લશ્કરની હાર મોકલી. આખું મેદાન માણસોથી કાળુંકાળું થઈ ગયું.

આ દરમ્યાન કારવાળાઓએ પોતાના બચાવની ગોઠવણ કરી લીધી. ડેરિક અને ગિલબર્ટે છાપરા

પરની મશિનગનો સંભાળી, ડૅાનલ્ડ અને હેલ્ગા પાછ-ળની મશિનગનો સાચવીને બેઠાં અને જેફે તથા નીલ આગળની મશિનગનો પર ગોઠવાયાં. પીકફ્રેડે રિવૅાલ્વરથી આગેવાનોને ઉડાડવાનું માથે લીધું.

હોકાર કરતું નોલાનું લશ્કર આગળ ધપ્યું. બા-ળકોને જોકે કારનું રક્ષણ હતું, છતાં ક્ષણભર તો આ ધસ્યા આવતાં ઝનૂની લશ્કરને જોઇ તેમના મોં ફિક્કાં પડી ગયાં. પણ પછી તો ટર્રર્રર્રર્રર્ર. . . . મશિનગન ચાલી.

પણ એ ભયંકર ખૂનરેજીનું વર્ણન કરવાની જરૂર રહેતી જ નથી. એ કાંઇ યુદ્ધ નહોતું. આ તો કેવળ કસાઈપણું ચાલતું હતું. માત્ર જે થોડા જંગલીઓ બચ્યા તેઓ કાર ઉપર ધસ્યા, પણ ત્યાં તો વીજળીના તારથી ભસ્મ થઇ હેઠે પડ્યા. કેટલાક નાસી છૂટ્યા.

હજી યે એ ભયંકર દિવસને સંભારતા તેમને ત્રાસ છૂટતો. કદાચ વાતેવાત નીકળતા એ યાદ આવી જાય તો હજી તેમને કમકમાં આવે છે. અને તે વિશે કહે છે કે 'ખરેખર, એ ખુનામરકી જ હતી. પણ બીજું થાય પણ શું? અમારે તો આખરે મિત્રોનેબચાવવા હતા.'

ભાગતા દુશ્મનોની પાછળ પોતાના માણસોને મોકલવાની રાજા પૅારોમનને મરજી થઇ, પણ આ મુસાફર બાળકોએ આજીજી કરી તેને તેમ કરતાં રોક્યો અને કહ્યું, 'તેમને જવું હોય તો ભલે જાય. હવે પછી બીજું કંઇ તોફાન ન કરે એટલે બસ.' પછી તેમણે ઘાયલ થએલાઓને સાથે લઈ લેવા રાજાને કહ્યું. કે જેથી તેમની સારવાર થાય. આ સાંભળી પૅારોમનને ખૂબ નવાઇ લાગી. ઘાયલ દુશ્મનને જતો કરવો એટલું જ નહિ પણ ઊલટી તેની સારવાર કરવી એ વાત તેનાથી સમજાઇ જ નહિ. તેણે કહ્યું, 'અમારા જેવી બધી જાતોમાં દુશ્મનોને મારી નાખ-વાનો જ રિવાજ છે. જો અમે એમને જતા કરીએ તો સાજા થઇ ઊલટા તેઓ અમને જ મારે.'

છતાં તેણે હુકમ આપ્યો ને ઘાયલ લોકોને છાવણી-માં લાવવામાં આવ્યા. હેલ્ગાની સૂચના નીચે સૌની સારવાર થવા લાગી. ઘાયલ થએલાઓમાં ખુદ નોલો પણ હતો. સાથળમાં બંદૂકની ગોળી વાગવાથી તે જખમી થયો હતો. રાજા પૅારોમને એને માટે એક ખાસ ઝુંપડું આપ્યું અને એક રાજાના મોભાથી એને માનપૂર્વક રાખવામાં આવ્યો. છતાં નોલાએ આભારની લેશમાત્ર લાગણી દર્શાવી નહિ. ઊલટો ખિજાઇને તે બબડ્યો, 'ધોળા લોકોના હથિયારથી હું ઘવાયો.'

ગિલ્બર્ટ એની સાથે વાત કરવા ગઇ. તે બોલી, 'હં, હવેથી તું અહીં આવતાં વિચાર કરીશ. અમારી પાસે તારાં હથિયારો કરતાં વધારે સારાં હથિયારો છે.'

[વચ્ચે વાતચીત
જેફે: 'નીલ, આપણે આ લડાઈમાં કેટલાને મારી નાખ્યા?'

'વીસ હબ્સીને મારી નાખ્યા અને ચાલીસ હબ્-સીને ઘાયલ કર્યા.'

ડૅાનલ્ડ: 'જેઓ નાસી છૂટ્યા તેમની પાછળ આપણે પડવું જોઈતું હતું, અને નોલાને પણ ઠાર કરવો જોઇતો હતો. નહિતર સાજો થઇને ઘેર જશે એટલે પાછો વધારે લશ્કર એકઠું કરી લડવા આવશે.'

જેફે: 'હું પણ એમ જ ધારું છું નીલ હમેશનો મૂર્ખો જ રહ્યો. હમેશ આવી રીતે દુશ્મનોને જવા દે છે; પછી જ્યારે આપણે તૈયાર નથી હોતા ત્યારે તેઓ આવીને આપણા પર હલ્લો કરે છે જો એ પાછો ન આવે ને કારની ચોરી ન કરે તો ૧૦,૦૦૦ પાઉંડ હું હારું.'

ઉરિકે આનંદથી બૂમ પાડી, 'એ નીલ, તું કે એની પાસે કારની ચોરી ન કરાવતો!'

મેં કડકાઈથી કહ્યું: 'આ વાર્તા તમે કહો છો કે હું?']

**વાર્તા**

નોલાએ ગિલ્બર્ટને જવાબ આપ્યો. 'તું બહુ ખૂબ-સૂરત છો, અને હું તને ચાહું છું. તું મને પરણ તો હું વચન આપું કે ફરીથી પૅારોમન લોકો ઉપર કદી પણ હુમલો આણું નહિ.'

શાંતિથી ગિલ્બર્ટે કહ્યું, 'હું બીજાને ચાહું છું.'

[વચ્ચે વાતચીત
ગિલ્બર્ટ: 'કોને? કહે જોઇએ; કહેતો? હું ધારતો હોઉંગ કે તને! ના રે; તારા જેવા બુઢ્ઢા ખખને હું ચાહું કેમ? તું તો મારા બાપ કરતાં યે ઘણો મોટો લાગે છે તારા ઉપર હું આશિક છું એમ માને છે? તને પરણું એના કરતાં તો હું નોલાને જ પરણું નહિ હેલ્ગા? ધોળા વાળ, ને સાત પડી ગએલા તારા દાંત છી, તને તે કોણ પરણે!'

જેફે: 'ભાઇ અમને વાર્તામાં ચાહવા બાહવાનું નથી જોઇતું. એ બધી મૂર્ખાઈ છે.'

મેં કહ્યું, 'તો તો પછી આ સુંદર મધુરી ગિલ્બર્ટને આપણે ઘેર જ રાખવી જોઇએ.'

ડૅાનલ્ડ: 'અથવા કાળા રાજા સાથે ભલે એ પરણે; પછી આપણે એની કારા મટી.'

મેં પૂછ્યું, 'આ સૌની ખાતર હું કાળા રાજાને

પ્રશ્નવીશ, ગિલ્બર્ટ ?'

ગિલ્બર્ટે દાંતિયાં કર્યાં ને કહ્યું, 'હા, ને તું એ કાળા રાજાની બેનને પરણે તો ?'

મેં ના પાડી ને વાર્તા આગળ ચલાવી ]

**વાર્તા**

ગિલ્બર્ટે નોલાને તેની સાથે પરણવાની ના પાડી કે નોલા તો ગુસ્સાથી રાતોપીળો થઈ ગયો. તેનું મોં ચડી ગયું. તે પછી કદી કોઈની સાથે તે બોલતો જ નહિ. આખરે તે સાજો થયો ને ઘેર જવાનો દિવસ આવ્યો. તેણે ગિલ્બર્ટને મળવાની મરજી બતાવી. તેણે ગિલ્બર્ટને કહ્યું, 'એક દિવસ હું લશ્કર લઈને તારે માટે આવીશ.'

ગિલ્બર્ટ જો ભવ્ય અદ્ભુત છોકરી ન હોત તો તેણે આ નોલાની ધમકીની વાત સૌને કહી હોત. પણ ખરીરીતે તો એ સાંભળતાં તેના ગાલ પર શરમના શેરડા પડ્યા ને તે હસી. મનમાં ને મનમાં એ મલકી. એના મનમાં કંઈક એવું પણ થયું કે લશ્કર લઈને પોતાને લેવા તે પાછો આવે તો સારું.'

અને તે રાગન ગણગણી, 'હાં, એ જરા કાળો તો છે; પણ ગમેતેમ તો યે એ જરા સંસ્કારી પણ છે.'

[વચ્ચે વાતચીત

મેં કહ્યું, 'હવે અહીં અટકીએ. આ પ્રકરણ અહીં પૂરું જરા કરૂણાન્ત તો ખરું.'

ડેરિક: 'હાસ્તો, કેટલાં યે લોકો મરણ પામ્યાં.'

જેફ્રીએ કહ્યું: 'હું એનો વિચાર નહોતો કરતો. હું તો ગિલ્બર્ટના લગ્નના વિચારમાં પડ્યો હતો કે પછી શું થયું? એ પેલા જંગલી સાથે ભાગી ગઈ કે શું ?'

હેલ્ગાએ બચાવ કરતાં કહ્યું, 'હું નથી માનતી કે એણે એમ કર્યું હોય.'

ગિલ્બર્ટે જાણે સમજતી હોય એમ હસીને બોલી, 'નીલે વાર્તામાં આવું શું કામ આપ્યું એનું કારણ શું? સવારે મારી પાસે ચાકલેટ હતી તે નીલ કહે, મને કટકો આપ અને મેં ન આપ્યો. જો હું વાર્તા કહેતી હોત તો જરૂર મેં બિચારા નીલને માણસખાઉ કદરૂપાઓ સાથે પરણાવ્યો હોત.'

મેં કહ્યું: 'મારી એવી દરખાસ્ત છે કે આ વાર્તા હવે ગિલ્બર્ટ જ આગળ ચલાવીને પૂરી કરે.'

જેફ્રીએ બૂમ પાડી: 'ગિલ્બર્ટ,' ને એ નિરાશાથી હસ્યો.

ગિલ્બર્ટે કહ્યું: 'એમ ધારે છે કે હું વાર્તા પૂરી ન કરી શકું ! તો સાંભળ, એ પછી તેઓ ત્યાં રહીને થાકી ગયાં અને ઘેર ઉપડ્યાં. પણ નીલે બીયર ઠીક ઠીક ઢીંચ્યો હતો એટલે તેનું માથું ભમવા લાગ્યું. તે કાર બરાબર ચલાવી શક્યો નહિ. કાર ઝાડ સાથે અથડાઈ અને ડેરિક, જેફ્રી, ડોનલ્ડ, પીકેટ અને નીલ પોતે, બધાં ય મરી ગયાં. માત્ર હું અને હેલ્ગા સહીસલામત ઘેર આવ્યાં.'

તિરસ્કાર સાથે ડેરિકે કહ્યું, 'હા ! પણ નીલે બીયર કાઢ્યો ક્યાંથી ?'

ગિલ્બર્ટે ખુલાસો કર્યો: 'કારમાં જ હતો, તું એમ ધારે છે કે નીલ બીયર વિના મુસાફરીએ નીકળે?'

ડોનલ્ડે કહ્યું, 'પણ વાર્તામાં નીલે કદી પણ બીયર પીવાની વાત કીધી નથી.'

મેં કહ્યું: 'જુઓ, તમે યાદ લાવશો તો સાંભરશે કે પહેલવહેલા મુસાફરીએ નીકળતી વખતે ચીજો સાથે લેવાની જે યાદી કરી હતી તેમાં ગિલ્બર્ટની યાદીમાં નીલને માટે બીયર હતો.'

ગિલ્બર્ટે ડોકું ધુણાવીને કહ્યું, 'હા, એ જ બીયર કારમાંથી નીલે પીધો તે. મારા મનમાં એમ હતું કે જો સાથે બીયર લઈશે તો નીલ તે પીને ભાન ભૂલશે અને કાર પાછી નીચે ગગડી જશે.'

સંમતિ દર્શાવતો હોઉં તેમ મેં તેના સામે જોયું ને કહ્યું, 'ખરેખર વાર્તા કહેનારના ઉત્તમ ગુણો ગિલ્બર્ટમાં છે. એ સ્વભાવથી જ ક્રૂર છે. લાગણી જેવું તો એનામાં કશું જ નથી. પ્રકૃતિથી એ વિનોદી છે, કાં તો ઉત્તમ નવલકથાકાર થાય અથવા તો બહાદુર તોફાની થાય. મને તો લાગે છે બંને વસ્તુ એનામાં છે, કારણ કે દરેક નવલકથાકાર જન્મથી બહાદુર જ હોય છે. તિરસ્કાર સાથે ગિલ્બર્ટ ત્યાંથી ઊઠી. ચાલો અહીંથી ઊભાં થઈએ; આઈસ્ક્રીમ આવી છે બધી માનસ-પ્રક્ષરણની પડખે.'

ત્યાં ઊભા થઈને બધાં ચાલ્યાં ગયાં.]

**વાર્તા**

સાહસિકોને તરત જ માલૂમ પડ્યું કે પૅરોગોન્સને પહેલી જરૂર તો બચાવનાં સાધનોની છે. તેમને એક-એક સુધારાનાં સાધનો આપવાનો કંઈ અર્થ નથી. જંગલીઓની એકાદ પાડોશની જાતિ ગમે તે ક્ષણે તેમના પર ચડી આવે અને તેમની આખી પ્રજાનો નાશ કરી શકે. રમતિયાળ જેફ્રીએ કહ્યું, 'આપણે એમને યુદ્ધ કરતાં શીખવવું જોઈશે.'

પૉર્કર સુધારીને બોલ્યો, 'યુદ્ધ નહિ. આજના જમાનાની લડત એ યુદ્ધ નથી, એ તો માત્ર એક બીજાની ખુનામરકી છે. ફરક માત્ર સાધનોમાં. આમાં કૃત્રિમ મેઘગર્જના અને ભૂકંપથી વિનાશ કરવાનો છે. અમારો દસ મશીનગન અને બે ધાંય હજાર

બંદૂકો આપણે તેમને ભેટ આપીએ. એટલે એક પેઢી સુધી તેઓ તદ્દન સહીસલામત.'

આ વાત થયા પછી નીલ અને પીર્કફર્ડ થોડા દિવસે હોમદમાં બેસી રાગો ગયા. રાગોમાંથી પીર્કફર્ડે મશિનગન્સ અને રાઇફલો ખરીદ્યાં. બધો સરંજામ તેઓ કારમાં નાખી લાવી શકયા નહિ, તેથી ડેરિક અને જેક્રૂએ બીજો આંટો ખાધો અને હજારો કારતુસો લઇ આવ્યા. રાગોના એક વર્તમાનપત્રના ખબરપત્રીએ કારમાં દારૂગોળો ભરાતો જોયો. બીજે દિવસે અમેરિકાના પેપરોમાં ખબર ઊડ્યા કે મધ્ય અને દક્ષિણ અમેરિકાનાં પ્રજાસત્તાક રાજ્યોએ પોતપોતાનું લશ્કર ભેગું કરવા માંડ્યું છે. એમને બીતિ લાગી હતી કે તુરતમાં એકાદ બળવો થશે.

પછી આ સાધનો વડે પૅટોમનનું લશ્કર કેવી રીતે ગોળીબાર કરતાં શીખ્યું હશે અને છાતી કાઢી નિશાન તાકતું હશે તેની આપણે કલ્પના કરી શકીએ.

એક દિવસ નીલ અને ડોનલ્ડ પ્રૅક્ટિસ થતી હતી તે જોતા બેઠા હતા એટલામાં ત્યાં રાજા આવ્યો.

નીલે કહ્યું, 'હમણાં જ હું તમારો વિચાર કરતો હતો. વખતે રાજ્યમાં અંદરઅંદર કંઈ તોફાન થાય તો લશ્કર તમને જ જોખમરૂપ થઇ પડે. ધારો કે તમારો ભત્રીજો કુમાર એકો તમારા રાજ્યથી અસંતોષ પામ્યો અને તેને મોટી પદવીની લાલસા જાગી.'

રાજા હબકી ગયો. તેણે કહ્યું, 'હેં? ના. એકો વફાદાર છે. હમેશ તે મને વફાદાર રહ્યો છે.' વળી ગભરાતા તેણે નીલનો હાથ પકડ્યો અને પૂછ્યું, 'તમે કંઈ એવું સાંભળ્યું છે?'

નીલ હસ્યો ને કહ્યું, 'એમાં કાંઇ ગંભીર નથી. એ તો જરા કલ્પના હતી. એનો કશો વિચાર પણ ના કરતા. એના કરતાં કાંઇક વધારે અગત્યનું વિચારવાનું છે. ડોનલ્ડે એક સુંદર સૂચના રજૂ કરી છે. એનું કહેવું એવું છે કે તમારા થોડાએક જુવાન માણસોને એકાદ સુધરેલા શહેરમાં લઇ જઇએ, અને ત્યાં તેમને આજની નવી નવીની બાબતો—સંચાકામ, બાગાઓ વગેરે શીખવીએ.'

રાજાએ હર્ષથી કહ્યું, 'બહુ સરસ વિચાર છે ડોનલ્ડ.'

રાજા પૅટોમન ઉત્સાહ વાળો માણસ હતો. બીજે દહાડે સવારે જ્યારે નીલ વગેરે આવ્યા ત્યારે કારની સામે છ જુવાનો ખડેપગે હાજર હતા.

ડેરિકે પૂછ્યું, 'કેમ? કેમ આવ્યા છો?'

'રાજાસાહેબે અમને આવવાનું ને જવાનું કહ્યું

જરા મિજાજથી ગિલ્બર્ટે કહ્યું, 'ત્યારે જાઓ

ડોનલ્ડે કહ્યું, 'ચૂપ ગિલ્બર્ટ. હું ધારું છું કે રાગો લઇ જવાના એ જ આ જુવાન માણસો છે. એ ત્યાં લઈ જઇ ભણવા મૂકવા છે.'

ડોનલ્ડે ફરી પૂછ્યું, 'ત્યારે બેલો, તમારાં નામ શું

એમનાં નામ એટસી, મોસો, છકુનો, હુનેક અને મુડસેક હતાં.

ગિલ્બર્ટ અંગ્રેજીમાં બોલી, આ છેલ્લો મુડસેક જરાય ગમતો નથી. એનો ચહેરો કેવો ખરાબ

હેલ્ગાએ કહ્યું, 'દુષ્ટ ચહેરો.' ત્યાં જેક્રૂએ 'એમ તો ચાંદને પણ ભરોસો રાખવા જેવો ના

નીલે કહ્યું, 'બેઈ, બસ કરો. જુઓ, પસંદ વાનું કામ આપણું નથી. રાજાએ આ છને પ કર્યા છે. આપણું કામ એ નથી કે રાજા પાસે જ ને કહીએ કે અમને એમના ચહેરા ગમતા ન આપણા ચહેરા એમને ગમતા હશે એની શી ખાત્રી

પીર્કફર્ડે કહ્યું, 'સાંભળો, સાંભળો! એવું દુનિયામાં છે કે ઘણા કુરૂપ ચહેરાની પાછળ ર હૃદય છુપાએલું હોય છે.' અને આમ કહીને તેણે તરફ આંગળી ચીંધી. જેક્રૂનો ચહેરો લાલચોળ થઈ ગ

ગિલ્બર્ટે હળવેથી કહ્યું, 'જુઓ તો, જેક્રૂ બિચ છે.' અને સાચે જ આ સાંભળીને જેક્રૂનું મોં ઊ ગયું. તે ભોંઠો પડી ગયો.

[વચ્ચે વાતચીત

ગિલ્બર્ટે બૂમ પાડી કહ્યું, 'જુઓ તો, જેક્રૂ કેવો લાલ થઈ ગયો છે.' બીચારો જેક્રૂ મૂંઝાઇ ગયો.

ગિલ્બર્ટ બોલી, 'તમે કહો એટલી વાર એને ચોળ કરી દઉં. મને ખીજવતાં બરાબર આવડે છે. હું તો કદી લાલચોળ થાઉં જ નહિ. કેવું સરસ!'

નીલ: 'શું સરસ પણ? ઊલટાં કમનસીબ. ક્ કદી લાલચોળ પણ ન થઈ શકે? અરેરે!'

ડોનલ્ડે ભવાં ચડાવી કહ્યું, 'એઇ... હવે આ કહેશો? કે બસ વચ્ચે આવી લપ શરૂ જ બેસશો?

વાર્તા

આખરે એમ ઠર્યું કે એ છએ જણને સાથે લેવ વેગો ઊપડ્યું. જિંદગીમાં પહેલવહેલું જ આ વ

ડોનલ્ડને એકલા જવાનું હતું, એટલે તે મનમાં ને મનમાં ખૂબ મલકાતો હતો. પણ હવે મુશ્કેલીની વાત એ આવી કે પેલા ૭ ભાઈબંધોને પહેરવાને કપડાં જ ન હતાં.

હેલ્ગાએ કહ્યું, 'સુધરેલા શહેરમાં આવાં ૭ નગ્ન માણસોને ન લઈ જવાય.'

ડોનલ્ડે કહ્યું, 'છે, એનો ઉપાય મારી પાસે છે.'

સાચે જ ડોનલ્ડની યોજના સારી હતી. તેણે રાત્રે પહોંચીને મોટરને ગામ બહાર નીચે ઉતારી, અને તેનાં ઉડવાનાં પ્રોપેલર કાઢી નાખીને ઊડતી મોટરને સાદી કાર બનાવી દીધી. પછી પડદા પાડી નાખી મોટરને તેણે બજાર વચ્ચે લીધી અને દરજીની દુકાને જઈ ૭ જણને માટે ૭ જોડ તૈયાર કપડાં ખરીદ્યાં. ૭ પહેરણ, ૭ પાટલૂન, ૭ કૉલર, ૭ ટાઈ વગેરે વગેરે. આ જંગલી લોકોને બટન અને કૉલર બીડતાં શીખવતાં તેને ભારે માથાકૂટ કરવી પડી. આખરે જેમતેમ કરીને તેમનાં શરીર ઉપર લૂગડાં તો ચડાવ્યાં. કંઈ નહિ તો ગામમાં હરીફરી શકે તેવા તેઓ થયા.

હવે વળી બીજી મોટી મુશ્કેલી એ ઊભી થઈ, કે ઊતરવું કોને ઘેર?

ડોનલ્ડ બ્રિટિશ કૉન્સલ પાસે ગયો ને તેને બધી વાત કરી. કૉન્સલે એક શાંત લત્તામાં તેને મકાન બતાવ્યું. અહીં આ મંડળીએ ઉતારો કર્યો: આ નવી પરિસ્થિતિમાં આ બીચારા જંગલીઓની કેવી વલે થઈ હશે તેની તમે ફક્ત કલ્પના જ કરી લેજો. બીચારાઓએ બાપગોતર પલંગ જોએલા નહિ; છરી અને કાંટા કદી ભાળેલા નહિ; બારી અને નીસરણી પણ પહેલવહેલાં અહીં જ જોયાં. બીચારાઓ ડગલે ને પગલે ગભરાતા હતા. પ્રત્યેક પળ ગભરામણની જતી હતી.

ગોઠવણ એવી હતી કે ડોનલ્ડે આ લોકોને રાત્રેમાં મૂકીને તરત પાછા વળવું અને પછી પીટ્ક્રેર્ટે જઈ તેમના ભણતરની વ્યવસ્થા કરવી. પણ કોણ જાણે શું બન્યું કે ડોનલ્ડને પાછાં ફરતાં બહુ જ વાર થઈ. એની ગિલમંડળી ચિંતા કરવા લાગી. જેકે બીકથી કહ્યું, 'હું ધારું છું કે એ લોકોએ એને મારી નાખ્યો ને કારને ઉપાડી ગયા.' ડેરિક આ સાંભળી તરત ફિક્કો પડી ગયો.

એક અઠવાડિયું ચાલ્યું ગયું, બે અઠવાડિયાં પસાર થઈ ગયાં, પણ ડોનલ્ડનો કંઈ પત્તો લાગ્યો નહિ. ડેરિકે કહ્યું, 'આ ઢીલ તો હવે નથી ખમાતી. આપણે તો ઉપડવાના એની શોધમાં.' [ચાલુ]

ગમે તેવડી લાંબી રકમના

# દોઢાંના ગુણાકાર તથા ભાગાકાર

## ઝડપથી અને સહેલાઈથી કરવાની રીત

કોઈ રકમને જ્યારે દોઢે ગુણવી હોય ત્યારે આપણે ત્રણ વડે ગુણીને બે વડે ભાગીએ છીએ; અને ભાગવી હોય ત્યારે બે વડે ગુણીને ત્રણ વડે ભાગીએ છીએ પણ એ કરતાં વધારે સરળ રીત નીચે આપી છે.

એક દાખલો લો: ૫૬૯૮૪×$\frac{3}{2}$. આપણે દોઢાં શીખ્યા છીએ તેનો ઉપયોગ કરીને સીધેસીધો દાખલો આમ થાય: આઠ દોઢે બારનો બગડો, વિદ્યા એક. પણ આઠની પહેલાં નવડો છે, માટે તેને દોઢે ગુણતાં સાડા તેર થશે. આ દશકની જગ્યાએ $\frac{1}{2}$ તે એકમની જગ્યાએ પાંચ બરોબર થાય. એટલે શરૂઆતમાં જ આમ ગણવું: આઠ દોઢે બાર અને આગલી એકી રકમનાં પાંચ મળી સત્તરનો સાતડો વિદ્યા આવી એક. આમ જ્યારેજ્યારે આગળનો આંકડો એકી હોય ત્યારે તે પછીના આંકડાને ગુણકથી ગુણતી વખતે જ પાંચ ઉમેરી દેવા. પછી નવ દોઢે સાડા તેરના તેર ને વિદ્યાનો એક મળી ચૌદનો ચોગડો ને વિદ્યા એક. પછી ૭ દોઢે નવ ને વિદ્યાનો એક તથા આગળની એકી રકમ (પાંચડા)ના પાંચ મળી પંદરનો પાંચડો ને વિદ્યા એક. પછી પાંચ દોઢે સાડા સાતના સાત ને વિદ્યાનો એક થઈને આઠ. માટે જવાબ ૮૫૪૭૭. મેળવી જુઓ; ખરો છે ને?

આમ ઉદાહરણમાં તો બહુ લંબાણ લાગે છે. પણ મોટા ગુણાકાર કરતી વખતે, મહાવરો પડી ગયા પછી, હમેશાની રીત કરતાં આ રીત વધુ સરળ પડશે.

હવે ભાગાકાર. દાખલો: ૮૫૪૭૬÷$\frac{3}{2}$. ગુણાકારમાં જેમ અમુક જગ્યાએ એકી સંખ્યા હોવાને કારણે $\frac{1}{2}$ આવે તો તેને માટે તેની પછીના આંકડામાં પાંચ ઉમેરીએ છીએ, તેમ આહીં બે ભાગ્યમાં અમુક જગ્યાએ એકી સંખ્યા હોય અને ચાર ઉપરનો આંકડો હોય તો તેમાંથી પાંચ બાદ કરી તેને માટે આગલા આંકડામાં $\frac{1}{2}$ ઉમેરીને પછી જ ભાગાકાર કરવો. એવી રીતે ૯ના ૮$\frac{1}{2}$ થાય અને ૫ની જગ્યાએ ૦ રહે હવે ૮$\frac{1}{2}$ને દોઢ વડે ભાગો. ભાગ ચાલ્યો પાંચે. પાંચ દોઢે સાડા સાત ને શેષ ૧. તેના ઉપર ૦ ઉતારવાથી થયા ૧૦. ૬ દોઢે નવ. શેષ આવી ૧. હવે ચાર પછીનો આંકડો તે પાછો એકી આવે છે; માટે તેમાંથી પાંચ બાદ કરી સાતની જગ્યાએ ૨ રાખીને ૪૪$\frac{1}{2}$ નીચે ઉતારવા એટલે થયા સાડા ચૌદ. ભાગ ચાલ્યો નવે: નવ દોઢે સાડા તેર શેષ વધી ૧. તેના ઉપર સાતમાંથી પાંચ જતાં રહેલા બે ઉતારતાં થયા બાર. આઠ દોઢે બાર. માટે ૫૬૯૮ જવાબ.

વધારે બુદ્ધિવાળા વિદ્યાર્થીઓ આમાંથી સવા ને અઢીના ગુણાકાર કે ભાગાકાર કરતાં શીખી લેશે.

રામજી લવજી આશિયા

# દાદાની તલવાર



કોઈને ખબર નહિ કે અમે મેડીએ ક્યારે ચડ્યા. જ્યારે નીસરણીએ પગ મૂકીએ કે ઘરમાંથી કોઈને કોઈ કહેતું જ કહેતું: 'અલ્યા ઉપર ચડવાનું નથી. ત્યાં કોઈ ચડશો મા.' અમને થતું કે ત્યાં એવું તે શું હશે ? ચડવાની ના શા માટે પાડતાં હશે ? મનમાં થાય કે એકવાર ઘરમાંથી બધાં બહાર જાય તો પછી મેડીએ ચડીએ.

એકવાર એવું જ બની ગયું. બાપુ ગામ ગએલા; મોટાભાઈ કચેરીમાં ગએલા; બા નાની બેનને છ માશીને ત્યાં ગએલી. એકલા હું અને જગુ એ ઘેર રહી ગયા. બા કહેતી જ ગએલી કે આ ઓશરીમાં જ રમજો; અહીં જ રમજો.

કોણ જાણે કેમ, પણ બાએ બહાર પગ મૂક્યો ને અમને મેડી સાંભરી. ઘરમાં નજર પડી ને મેડી ઉપર ચડવાનો વિચાર થઈ આવ્યો. જગુએ ફળિયાની ખડકીની સાંકળ વાસી દીધી ને અમે ઘરમાં ગયા.

નીસરણી ઉપર પગ મૂક્યો ને અટકીને ઊભો રહ્યો: 'ત્યાં ચડવાનું નથી; ત્યાં ચડશો મા.' એ વાક્યો કાનમાં સંભળાયાં. બાપાએ ને બાએ એ વાક્યો કેટલી બધી વાર સંભળાવેલાં!

'શા માટે ના પાડી હશે ? કાંઈક બીક જેવું હશે? કાંઈક સંતાડ્યું હશે? કાંઈક વાગી જાય એવું હશે? શું હશે? શું કામ ના પાડી હશે?'

પગ ધ્રૂજ્યો ને હું પાછો વળ્યો. વળી વિચાર આવ્યો, 'ના ના, આજે તો ભારે લાગ મળ્યો છે. અને ઘરમાં કોઈ નથી. બસ મેડી ઉપર જવું તો ખરૂં જ. બસ જવું જ.'

પાછો નીસરણી પાસે ગયો. જોર કરીને, હિંમત કરીને પેલા પગથિયા ઉપર પગ મૂક્યો, ને બીક બધી ઊડી ગઈ. પછી તો ઝટઝટ પગથિયાં ચડતો ગયો તે પહોંચ્યો મેડીએ. મારી પાછળ જગુ પણ ચડ્યો.

'મેડી ઉપર ચડવાની શું કામ ના પાડી હશે? અહીં તો કાંઈ નથી. થોડાએક માટીના ગોળા ને માટલીઓ છે. જૂના લાકડાના કટકા છે. ફૂટી ગએલી અથાણાની બરણીઓ છે. ઘણી બધી ધૂળ છે. કેટલાં બધાં બાવાં અને કરોળિયાનાં જાળાં છે.'

જગુ ને હું ચારેકોર ઝીણી નજરે જોવા લાગ્યા. 'શું કામ ના પાડતાં હશે?' એનો જવાબ શોધતા હતા.

શોધતાશોધતા એક ભાંગી ગએલા ડામચિયા પાસે આવ્યા. જગુ તે જોતો હતો ત્યાં જ તે પડ્યો. ને ... ને ... અરે! આ એની પછવાડે શું છે? અરે! અરે! આપણા ઘરમાં તલવારો ક્યાંથી? ને આ ભાલો ક્યાંથી ? અને અરે ! આ તો લાંબી એવી બંદૂક છે !

અમે તો આભા જ બની ગયા. હેબતાઈ ગએલા. આપણે બ્રાહ્મણ અને આપણે ત્યાં હથિયારો! હથિયારો તો સિપાઈને ત્યાં હોય; કોળી-વાઘરીને ત્યાં હોય !

જગુએ હળવેથી તલવાર લીધી. ગાડું એક ધૂળ એના ઉપરથી હેઠે પડી. મેં બીજી લીધી. મ્યાન સડી ગયાં હતાં. મૂઠ કાટ ખાઈ ગઈ હતી. કોણ જાણે કેટલા ય વખતથી પડી હશે.

તલવાર હાથમાં તો લીધી, પણ ખેંચવી કેની રીતે? કોઈ દિ' તલવાર હાથમાં લીધી હોય તો ને? સિપાઈની કેડે લટકતી ભાળી હતી.

પણ કોણ જાણે કેમ, પણ તલવાર ખેંચવાનું મન થઈ આવ્યું. કોણ જાણે કેમ, ઝટ દઈને તલવાર ખેંચાઈ ગઈ. ને તલવાર ખેંચાણી કે મેડીમાં અજવાળું થઈ ગયું! બે તલવારો સબાક્ સબાક્ -સબકારા કરતી હતી. જાણે હમણાં જ સરાણે ચડાવી હોય. અમે બે નાના છોકરાઓ, અને અમારા હાથમાં તાતી તલવારો ! તલવારો ! પલકારામાં માણસનું માથું વાઢી લે એવી તલવારો ! કોણ જાણે કેમ અમારા હાથ ધ્રૂજ્યા નહિ, કાળજું થડક્યું નહિ ને અમારા હાથમાં તલવારો જાણે રમવા લાગી.

અમે તો તલવારો સમણવા



બાળ વિભાગ

લાગ્યા. વાહ! આમ, આમ, સિપાઈઓ ફેરવે એમ! અમે તો લહેરમાં આવી ગયા. અમને ખબરે ન પડી કે બાએ અંદર હાથ નાખીને ફળીની સાંકળ ક્યારે ઉઘાડી ને ક્યારે ઘરમાં આવી. બા ઘરમાં આવી ગઈ ને અમે તો ઉપર રહી ગયા. હવે? ચડવાની નિસરણી પાડી હતી ને ચડ્યા હતા. હવે? જગુ કહે તું પહેલો ઉતર ને મેં કહ્યું તું પહેલો ઉતર. ત્યાં તો બાએ બૂમ પાડી, 'અલ્યા જગુ, રમુ, ક્યાં ગયા છો? કેમ દેખાતા નથી? શું કરો છો?'

અમે મૂંગા થઈને બેસી ગયા. તલવારો મ્યાન કરી દીધી. પણ હવે?

બાને વહેમ ગયો ને નીસરણી ઉપર ચડવા લાગી.

તલવારો ખીતીએ મૂકી દઈએ તે પહેલાં તો બા ઉપર આવી પહોંચી ને અમે તો શિયાંવિયાં થઈ ગયા. અમે ગભરાતા બોલ્યા: 'બા . . . ઈ તો . . . .'

બા કહે, 'હવે હેઠા ઊતરો હેઠા. ટાંગી દ્યો એ કાતા એની ખીલીએ. એ ઘોબનારા એ ગયા ને એ દિવસોએ ગયા.' અમે નીચે આવ્યા.

રાત્રે વાળુ કરીને બેઠા ને બાપુએ વાતો માંડી, 'જુઓ છોકરાઓ, કોઈને કહેશો નહિ કે આપણે ત્યાં તલવારો છે. તલવાર ન રાખવાનો રાજનો કાયદો છે. જાણી જાય તો તલવારો લઈ જાય ને ઊલટો દંડ કરે.'

મેં પૂછ્યું, 'આપણે ત્યાં તલવારો ક્યાંથી?'

બાપુએ જૂની વાતો સંભારીને કહ્યું, 'એ તો આપણા વડદાદાના વખતની છે. વડદાદા એટલે મારા બાપા ને એના બાપા ને એના બાપા. વડદાદાનું નામ શામજી નવાડી. આપણા રાજાના એ કારભારી હતા. એકવાર આપણે આંગણે ઘોડાં હણહણતાં ને ઉંબરીએ આરબો બેસતા. મહારાજ ગેમાનસંગ આ ત્રણસો ગામનો ધણી, દાદાને પૂછીને પાણી પીતા. શામા દાદા કહે એટલું થાય. પણ શામા દાદાનું કારભારું એટલે માથાનું સાટું. ચારે કોરનું. મહારાજ ગેમાનસંગ સાથે વેર ગાજે. આણી કોરથી કાઠીઓ, આણી કોરથી ખસીયા, આણી કોરથી રાવળિયા તો આણી કોરથી ચુંવાળિયા દિ' રાત બળવા કર્યા જ કરે. ઈ તો શામજી નવાડીની હાક વાગે તે ઠેકાણે રહે. શામજી નવાડી એક દિવસ પણ ઘરે ન હોય. ઘોડીના પલાણ ઘોડીની પીઠ ઉપરથી વાર પછીને ઊતરે. મોઢા આગળ પોતે ને પાછળ પચાસ અસવાર. જ્યાં ધુમાડો થાય ત્યાં શામજી નવાડી પહોંચ્યા જ હોય. અમારાં ડોશી કહેતાં હતાં કે શામો નવાડી ભારે રૂપાળો હતો. એવો જ ઊંચો ને એવો જ શરીરનો ભરેલો પડછંદ આદમી. હાથમાં ભાલો રાખતો, વાંસે ઢાલ, ને કેડે ઓલી તેં લીધી હતી એ અસલ રાંગેટીની તલવાર લટકાવતો. એ તલવારે કૈંનાં ધડમાં નોખાં કરેલાં.'



## ગાડી

મનુ, કનુ, સૌ ચાલો ચાલો,
સાડા નવ તો વાગી ગયા;
ગાડી કેમ હજુ ના આવી,
બેસારૂ સૌ તાકી રહ્યા.

કનુભાઈ, તું સૌથી મોટો,
તારે તો એન્જિન થાવું;
મનુ, તનુ, સવિતા ને સરલા,
ડબ્બા થઈને જોડાવું.

મોઢેથી સૌ છુક છુક કરજો,
ધબધબનાં પગલાં ભરજો;
ઘરેરાટ ધડધડ કરતા સૌ,
મુંબઈ ને સુરત ફરજો.

મનુભાઈ કે' 'ગાર્ડ બનું હું,
ગાડીને ઊભી રાખું';
કનુભાઈ કે' 'સ્ટેશનમાસ્તર,
થઈને હું ટિકિટ આપું.'

ગાડી તો તૈયાર બનીને,
ઘરેરાટ જો ચાલી જાય;
ચલો ગોઠિયા, ચલો દોસ્ત સૌ,
ટિકિટ તમારી ગાફ કરાય.

**વ્રજલાલ શાહ**



શામજી ત્રવાડી

અમે તો સૌ હલ્યાચલ્યા વિના વાત સાંભળ્યે જતાં હતાં. ખોખારો મારી બાપુએ આગળ કહ્યું, 'શામા ત્રવાડીના કારભારાં આજે પણ ગવાય છે. એના થકી આ આવડું મોટું રાજ છે, સમજ્યા?' અમે જોઇ રહ્યા વળી બાપુ આગળ બોલ્યા, 'શામા દાદા પછી થયા હીરા દાદા. ને હીરા દાદા એટલે શું સમજો છો? સામે જોતા દુશ્મનની છાતી ફાટે એવા આદમી. એ મોટા પંજાબી જેવા આદમી. ઉજળો વાન, અને મૂછો તો જાણે સિંહની કેશવાળી. જસવંતસિંહ બાપુની ફોજનો ધણી, ફોજનો સરદાર. હીરા દાદા જ્યારે ચોરણી ઉપર કેડિયું ચડાવે માથે કસબી શિરપેચ મૂકે ને કેડે બાંધેલી ભેટમાં જમૈયો ખોસી હાથમાં ભાલો લઈ ઘોડે ચડે ત્યારે કોઇ ન કહે કે આ બ્રાહ્મણ હશે! હીરા દાદાની હેઠે મકરાણી, આરબો, કાઠી, ખુમાણ, ખસિયા ને એવા એવા કઇક હતા. કોઇને ગાંઠે નહિ એવા. પણ ડોશી કહેતાં કે હીરા દાદા આંખ ફાટે ત્યાં આખી ફોજ સુંઢ ચા!' એક હુકમે બધા નરમ ઘેંશ. આ એ તેં સાંભળ્યું હતી એ તલવાર હીરા દાદાની પોતાની. હીરા દાદા તલવારના એવા જાણકાર કે સામે ગમે તેટલા ગમે તેવા હોય ને, તો પણ એક હીરા દાદો ને એક એની તલવાર બસ થઇ રહે. એ તો એક આરબ ખૂટ્યો, ને સામાવાળાને જાણ કરી દીધું કે હીરા દાદા ક્યાં સુએ છે. રાત્રે ને રાત્રે ઊંઘતા હીરા દાદાને દાબેલા. તોપણ હીરા દાદા ભડ હતા. અરધી રાત્રે ધીંગાણું થયું ને હીરા દાદા લડવા ઊઠ્યા. એના માનીતા મકરાણીએ આ એની તલવાર જ સંતાડી લીધેલી. પણ દાદા એમ ભાગે એવા નહોતા. એકલો ભાલો લઇ ઉપડ્યા, ને પચાસ જણને ભોંય ભેગા કર્યા ત્યારે છેવટે પોતે ઘવાયા ને પડ્યા.'

આખું ઘર થંભી ગયું હતું. અમે તો ખીલો ખોડાઇ જાય એમ ખોડાઇ ગયા હતા. આંખનું મટકું પણ મારવું ભૂલી ગએલા. બાપુએ કહ્યું, 'હીરા દાદા પછી રામ દાદા—એટલે મારા બાપા થયા. અમે એને મોટા ભાઈ કહેતા. મોટાભાઇ પણ હીરા દાદાના પુતર. અસલ જાણે જોઇ લ્યો બીજા હીરા દાદા. રાજા રતનસંગે એને દેવગાણા મહાલના વહીવટદાર નીમ્યા હતા. અને વહીવટદાર તરીકે એની કાંઇ સુવાસ હતી! એ મોટાભાઇ દિલાવર દિલના. લોકોને કશી રંજાડ નહિ. પણ ઈ વખતમાં કોગળિયું આવ્યું ને એમાં મોટાભાઇ ખપી ગયા. હું તે વખતે પાંચેક વર્ષનો. ઝાંખુઝાંખું સાંભરે છે. મોટાભાઇ કેવા હતા? મોટાભાઇ મને દેવો-ઢગલી કરીને રમાડતા ને હું ખડખડ હસતો.'

ઘરમાં માજી બેઠાં હતાં તે અત્યાર સુધી મૂંગાં હતાં. તે બોલ્યાં, 'બાપુ, મૂકોને ઇ વાત. ઇ દિવસો તો ગયા. શીદને જૂની સંભારો છો.'

માનું મન કચવાતું ભાળી બાપુએ વાત બદલી. બાપુ કહે, 'હવે સમજ્યાને એ તલવારો કોની છે?'

મેં કહ્યું, 'પણ બાપુ, એ સંતાડીને શું કામ રાખી છે? હેઠે ઉતારોને, અમે પણ થોડીથોડી સમજીએ! અમને વાપરતાં શીખવો તો શીખીએ.'

બાપુએ કંઇક ગંભીર થઈ કહ્યું. 'હમણાં હથિયાર-બંધીનો કાયદો થઇ ગયો છે. બધાંનાં હથિયાર લઇ લીધાં છે. દાદાનાં હથિયારો એટલે તો ઘરનાં દેવ-દેવલાં. દેવસેવા અજાણી કરાય તો ઇ કરાય. પણ જો ખબર પડે તો આપણે જેલમાં પૂરાવું પડે.'

રાતના બાર વાગ્યા આવ્યા હતા. માજી નિસાસો મૂકતાં હતાં. નાનો કીકો ક્યારનો ઊંઘી ગયો હતો. બાનો દહીં હવે બગાસ કરતો હતો. વાતના રસમાં એ તો રોકાઇ ગયાં તે રોકાઇ ગયાં.

નાનપણમાં બાપાને ખોળે આ વાત સાંભળેલી એ સંભળાવ્યાને ય ચાળીસ વર્ષ વીતી ગયાં. આજે એ જૂનીજૂની વાત જૂના દિવસોમાંથી નીકળી આવી તે તમને કહી છે.

ગિજુભાઈ



# માધુકરી

ભીખ્યા, ભટક્યા, વિષ્ટિ, વિનવણી, કીધાં સુજનનાં કર્મ,
આર્યે સુજનતા દૈન્ય ગણી તો! યુદ્ધ એ જ યુગધર્મ;
સજીવન થાય પડ્યા યે પ્હાણ: પાર્થને કહો ચડાવે બાણ
નૃલોક જોશે, કાળ નિરખશે રણરમતો મુજ વંશ,
સત્ય શીલ ને ધર્મ યજ્ઞમાં હજો વિશ્વ-વિધ્વંસ;
ઊગે જો નભ નવયુગનો ભાણ; પાર્થને કહો ચડાવે બાણ:
વિધિનાં એ જ મહાનિર્માણ; પાર્થને કહો ચડાવે બાણ.—**કવિ નાનાલાલ**

## વિપ્લવનો અગસ્ત્ય

અરધી સદી પહેલાં સૌકોઇ બ્રિટિશ શાંતિનાં જયગાન ગાતું. ભણેલાઓને સરકારી નોકરીની પ્રતિષ્ઠા મળતી, સુધરેલાઓને નવા જમાનાની કેટલીક સગવડો મળતી અને હિંદી વિદ્વાનો બ્રિટિશ અમલદારોનો વિદ્યાપ્રેમ તથા પાંડિત્ય જોઇ મોહાતા. આથી બ્રિટિશ પગપેસારાનાં ભાવિ પરિણામ સમજવાની કોઇએ પરવા કરી નહિ. લગભગ બધાએ બ્રિટિશ અમલને પ્રભુપ્રેરિત બક્ષિશ માની વધાવી લીધો. આ સ્થિતિ ૧૮૯૭ સુધી ટકી. એ અરસામાં લોકમાન્ય તિલક મહારાજ વગેરે આર્ષદૃષ્ટિ વિભૂષિત મહાપુરુષોએ જોરશોરથી બ્રિટિશ સલ્તનતનાં કારસ્થાન પ્રજાને સમજાવવાનું શરૂ કર્યું. શ્યામજી કૃષ્ણવર્મા તો એ યુગની પણ પહેલાંના વિપ્લવવાદી હતા. ગઇ તા. પહેલી મેએ જીનીવામાં એમનું અવસાન થયું.

ઇ. સ. ૧૮૫૭માં, જ્યારે હિંદીઓ આઝાદીનો છેલ્લો પ્રયત્ન કરી જીવન-મરણના ખેલ ખેલી રહ્યા હતા તે વખતે, ભવિષ્યમાં થનારા એવા જ જબ્બર વિપ્લવના અગસ્ત્ય સરખા એ ગુજરાતી-કચ્છી-વીરનો જન્મ કચ્છ-માંડવીમાં એક ભણશાળી કુટુંબમાં થયો. ભૂજમાં અંગ્રેજી ત્રણ ધોરણ સુધી અભ્યાસ કરી ૧૮૭૩માં તે મુંબાઇ આવ્યા. સંસ્કૃત ભાષા પરના કાબુને લીધે તેમને પંડિતની પદવી મળી. ૧૮૭૪માં એમણે બે મહાન સંસ્કૃત ગ્રંથોનું સુંદર વિવેચન લખ્યું પ્રોફેસર સર મોનીઅર વિલિયમ તેમના એ સંસ્કૃત જ્ઞાનથી મુગ્ધ બની તેમને ૧૮૭૯માં ઑક્સફર્ડ તેડી ગયા ને ત્યાંની યુનિવર્સિટીમાં વાઇસ પ્રિન્સિપાલ બનાવ્યા. ત્યાં ગ્રીક લૅટીન વગેરે ભાષાઓમાં પ્રવીણતા મેળવી તેમણે ન્યાય ને અર્થશાસ્ત્ર પર પણ સરસ કાબુ જમાવ્યો. ૧૮૮૧માં બર્લિનમાં પૌરસ્ત્ય વિદ્વાનોની પરિષદમાં હિંદુસ્તાનના પ્રતિનિધિ તરીકે તેઓ ચૂંટાયા. એ સમયમાં યુરોપભરમાં શ્રીયુત શ્યામજી કૃષ્ણવર્મા વેદાન્ત ને અધ્યાત્મ તત્ત્વજ્ઞાનમાં નિપુણ ને પ્રખર વિદ્વાન ગણાતા.

પણ આ બધા વિદ્યાભ્યાસંગ અને પાંડિત્ય કરતાં યે વધારે પ્રબળ અને જ્વલંત તો એમના સ્વાતંત્ર્યના મનોરથ અને વિચારો હતા. ૨૪ વર્ષની ઊગતી ઉમરે પોતાની વિદ્વત્તાને બળે યુરોપની કીર્તિમાળ વરી બર્લિનથી પાછા ફરી એ પહેલાં રતલામના ને પછી જૂનાગઢ રાજ્યના દિવાનપદે આવ્યા. પણ બુદ્ધિથી પ્રોજ્જ્વલ અને દેશની આઝાદીની તમન્નાથી ભભૂકતો ૨૫ વર્ષનો તેજસ્વી જુવાન ત્યાં કેમ ટકી શકે? કોઇ ભેદી કારણોને લીધે એમને જૂનાગઢમાંથી દેશવટો લેવો પડ્યો. ત્યારથી તેમણે ઇંગ્લંડ, પારીસ અને સ્વિટ્ઝર્લાંડમાં રહેણાક કર્યું, સોશ્યલિસ્ટ વિચારોનું વાવેતર કર્યું અને દેશ-દેશાવરના એનાર્કિસ્ટો સાથે મળી, હિંદની મુક્તિ માટે છેલ્લો શ્વાસ ચાલ્યો ત્યાં સુધી અવિરત પ્રયત્નો કર્યા.

પ્રથમ તો એમણે ઇંગ્લંડમાં રહીને રાજકીય ચળવળ કરનારા સ્વાતંત્ર્યવાદી વિદ્યાર્થીઓ તૈયાર કરવા માંડ્યા. એ ઉપરાંત લંડનમાં મુસવેલ હિલ ઉપર તે હિંદી મુસાફરો માટે એક હૉસ્ટેલ ચલાવતા. આ હૉસ્ટેલ જ સ્વાતંત્ર્ય-દીક્ષાનો ગઢ હતો. પણ ઇંગ્લંડમાં જ રહીને આ પ્રવૃત્તિ વધુ સમય ચલાવી શકાય તેવું ન લાગવાથી તેમણે ઇંગ્લંડ છોડી ફ્રાન્સમાં રહેવા માંડ્યું. અહીં કામા નામની પારસી બાઇએ તેમને ઠીક મદદ કરી. પરંતુ ફ્રાન્સ પણ જ્યારે ઇંગ્લંડની જેમ સામ્રાજ્યવાદી બન્યું અને ત્યાં પણ તેમની પ્રવૃત્તિની સલામતી ન જણાઈ ત્યારે પંડિતજીએ એ દેશનો ત્યાગ કરી યુરોપના એકમાત્ર સમભાવી ને સ્વતંત્ર રાષ્ટ્ર—વિપ્લવવાદીઓના ધામ સ્વિટ્ઝર્લાંડમાં રહેવા માંડ્યું ત્યાં રહીને તેમણે 'ઇન્ડિયન સોશ્યલિસ્ટ' પત્ર દ્વારા પોતાના વિચારો ફેલાવવા શરૂ કર્યા; પણ એ પત્રને ઇંગ્લંડ અને હિંદુસ્તાનમાં દાખલ કરવાની મનાઈ થઇ ત્યાર પછી તો મહાયુદ્ધ જાગ્યું. એટલે

પોતાના મતપ્રચારનું કાંઇ સાધન ન રહેતાં છેવટે તેમણે એ ધમાલ છોડી દીધી અને જીનીવામાં શાન્તિથી રહેવા માંડ્યું.

નાસિકના કલેક્ટર મિ. જૅક્સનના ખૂનના સંબંધમાં ઇંગ્લંડમાંથી મિ. સાવરકરને પકડી સ્ટીમરમાં હિંદ આણવામાં આવતા હતા તે દરમ્યાન તે પૂર્વ આફ્રિકાના પોર્ટુગીઝ બંદરેથી સ્ટીમરમાં છટકી ગયા હતા, ત્યારે આંતરરાષ્ટ્રીય ચળવળથી તેને હિંદી સરકારને ન સોંપવામાં આવે તે બાબતમાં શ્રીયુત શ્યામજી કૃષ્ણવર્માએ યુરોપમાં ભારે ધડાયલ કરી હતી.

આજે તો બામ્બના હુતાશનની પેરે ક્રાન્તિની આગ હિંદના ખૂણેખૂણામાં ફરી વળી છે, પણ આજથી ૫૦ વરસ પહેલાં હિંદમાં વિપ્લવનો પહેલો વિચાર કરનાર અને મંત્ર ફૂંકનાર ક્રાન્તિના એ અગસ્ત્યે જ્યારે પોતાના વિચારો ફેલાવવાની શરૂઆત કરી ત્યારે માત્ર આંગળીને વેઢે ગણાય એટલા જ અનુયાયીઓ થયા હતા. ભારતીય ક્રાન્તિની ઉત્પત્તિનો ઘણો યશ ભવિષ્યનો ઇતિહાસકાર શ્યામજી કૃષ્ણવર્માને આપશે એ નિર્વિવાદ છે. હિંદભરનો એ પહેલો વિપ્લવવાદી કાઠિયાવાડી હતો ને અત્યારની આ અપૂર્વ લડતનો સરમુખત્યાર પણ સોરઠી છે એ જાણી કાઠિયાવાડી હૈયું કેટલું ફૂલાશે? ('સૌરાષ્ટ્રમિત્ર' અને 'ગુજરાતી' પરથી સંકલિત)

## શહીદ વિઠ્ઠલભાઈ

'તરણા ઓથે ડુંગર રે ડુંગર કોઈ દેખે નહિ.' તેમ વિઠ્ઠલભાઇને કોણ ઓળખતું હતું? ધૂળમાં ઢંકાએલું રતન પવનના સપાટે ધૂળ ઊડી જતાં ઝગઝગી ઊઠે તેમ વિઠ્ઠલભાઇનું બન્યું...

છપ્પનીઆના ભયંકર દુકાળના વર્ષે બારડોલીના અમેઠી ગામમાં વિઠ્ઠલભાઇએ પૃથ્વીનાં પહેલવહેલાં તેજ જોયાં. વિઠ્ઠલભાઇ સૌથી નાના પુત્ર હતા એટલે સહેજે લાડમાં રમવાનું મળ્યું. બાળક મટી વિઠ્ઠલભાઇ વિદ્યાર્થી બન્યા અને વર્નાક્યુલર ફાઈનલની પરીક્ષા પસાર કરી માસ્તર બન્યા. જીવનની છેલ્લી ઘડી સુધી પોતાના મિત્રવર્ગમાં માસ્તરના નામથી જ તે સંબોધાતા. અભ્યાસ અને શિક્ષકના ધંધા દરમ્યાન તેઓ પોતાના વડવાઓના ધંધાને ભૂલ્યા નથી. વારતહેવારે આરામ કે મોજ કરવાને બદલે તેઓ ખેતીમાં કામે જતા. ભાતકાપણી અને બીજા એવા પ્રસંગે વિઠ્ઠલભાઇ હડીતોડ મહેનત કરતા. શિક્ષક ઉપરાંત તેઓ સાચા ખેડૂત પણ હતા.

હજી તો વીસ વર્ષની વય હતી. મૂછનો દોરો માંડમાંડ ફૂટ્યો હતો. ત્યાં અસહકારનાં આંદોલનો સારા દેશમાં પથરાવા લાગ્યાં. વર્ષોજૂનાં ગુલામીનાં બંધન નિવારવાને મહાત્મા ગાંધીજીએ દેશ આગળ અસહયોગનું હથિયાર રજુ કર્યું. બારડોલી તો મૂળ જ હતું ને? બારડોલી તાલુકામાં વસીને વિઠ્ઠલભાઇ માસ્તરપણું કેમ કર્યા કરે? 'સરકારી નોકરી છોડો'ની હાકલ પડતાં જ વિઠ્ઠલભાઈએ નોકરી ફગાવી દીધી ને બારડોલીએ આરંભેલા મહાયુદ્ધમાં શામિલ થયા. ઉનાળાના ધગધગતા તાપમાં, શિયાળાની કડકડતી ઠંડીમાં કે ચોમાસાનાં ઘૂંટણભર કાદવમાં રાતના દિવસ કરીને વિઠ્ઠલભાઇ ગામેગામ આથડતા. અને આટલો પરિશ્રમ છતાં એ કાર્ય બજાવતાં તેમની છાતી વેંતવેંત ઉછળતી. બારડોલીમાં પ્રજાકીય સરકારનાં થાણાં ઠામઠામ સ્થપાઈ ચૂક્યાં. પણ એવામાં બારડોલીથી દૂરદૂર કોઇ પ્રદેશમાં ભયંકર તોફાન સળગી ઊઠ્યું ને બારડોલીની લડત એકાએક અટકી. સૌકોઈ પળભર થંભી ગયું. રચનાત્મક કાર્યની રૂપરેખા બારડોલી પાસે રજુ થઇ. તેમાં પે વિઠ્ઠલભાઇ પાછા પડે એમ ન હતું. રેંટિયા, પિંજણ વગેરેનો અનુભવ લઇ વિઠ્ઠલભાઇએ એકલે હાથે એ રચનાત્મક કામ ઉપાડી લીધું અને પોતાના ગામમાં રાષ્ટ્રીય શાળા પણ શરૂ કરી. જબરા વિરોધ છતાં ધીરજ ને શાંતિપૂર્વક કેટલાંક વર્ષો સુધી શાળાને નભાવી. વખત પલટાયો ને શાળા બંધ થઇ. વિઠ્ઠલભાઇ ખેતીના કામમાં દાખલ થયા.

ઇ. સ. ૧૯૨૭-૨૮માં તાલુકાનું મહેસુલ સરકારે વધારી દીધું. તાલુકાના નવજુવાનો ખળભળી ઊઠ્યા. વિઠ્ઠલભાઈ તો તેમાં હોય જ. વલ્લભભાઇને મહાપ્રયાસે બોલાવી લઇ ને તેમની સરદારી નીચે લડત મંડાઇ. ગામેગામ છાવણીઓ પાડી. અમેઠી ગામમાં જુવાનોને મોખરે વિઠ્ઠલભાઈ ઘૂમતા હતા. લોકોને પ્રેરણા હિંમત ને ચેતવણીઓ આપતા જપ્તી અમલદારોના ત્રાસથી લોકોને બચાવવા નોબત ગગડાવતા. અંતે બારડોલીની એ લડત જીતાઇ.

લાહોરની મહાસભા પછી દેશમાં હોલવાએલો અગ્નિ ફરીથી પ્રદિપ્ત થયો. સારા દેશની પહેલી નજર બારડોલી ઉપર જ ઠરી. સૈનિકોની નોંધણી શરૂ થઇ. વિઠ્ઠલભાઇનું નામ પહેલી જ ટુકડીમાં ઊભું હતું. મહાત્માજીએ દાંડીથી ફરમાન કાઢ્યું. 'તા. ૬ઠ્ઠી એપ્રિલે બારડોલીના સૈનિકોએ મીઠાનો કાનુનભંગ કરવાનો છે.' પણ એ જ ૬ઠ્ઠીના અરસામાં અમેઠીમાં સેટલમેન્ટ ઑફિસર આવવાનો હતો. તેને જોઇતી મદદ આપવાની વાતો કેટલાક લોકો ચર્ચતા હતા! વિઠ્ઠલભાઇના કાને એ વાત પડી ને કાળજું વીંધાયું. તા. ૬ઠ્ઠીનો પ્રભાત દિવસ—હિંદના ઇતિહાસનો સોનેરી દહાડો; તે દહાડે અમેઠીમાં—પોતાના ગામમાં સરકારી નોકર માલમલીદા ઉડાવે? વાતવાતમાં વિઠ્ઠલભાઇથી કહેવાઇ ગયું, 'ભાઇ! આ લોકો કંઇ એમ નહિ માને. આ ગામને તો એકાદ ભોગ જોઇએ છે તો જ કંઇક અસર થશે. અને કોણ જાણે, એ શબ્દો સાચા પાડવા જ, તે પછી બરાબર અઢારમે દહાડે વિઠ્ઠલભાઈ પોતે જ ગામને શિક્ષારૂપ પોતાનો ભોગ—આહુતિ આપીને ચાલતા થયા!

મીઠાનો કાનૂનભંગ થઇ ગયે, પણ સરકાર પોતાનો જુલ્મ ટાળતી નહિ હોવાથી ૧૭મી એપ્રિલે વિજલપુરમાં મળેલી સૈનિકોની સભાના ઠરાવ પ્રમાણે બધાને રચનાત્મક કામ માટે જીલ્લાના જુદાજુદા ભાગમાં ટુકડીઓ પાડીને વહેંચી દેવામાં આવ્યા. વિઠ્ઠલભાઈ જલાલપોર તાલુકાના સાતેમ ગામની છાવણીમાં પોતાની ટુકડી સાથે તા. ૧૮મીની સાંજે

પહોંચ્યા. બીજે દિવસે પ્રભાતે ત્યાંથી ત્રણ માઇલ દૂર આવેલા નાગધરા–પુણી ગામે ખજુરાં કાપવા આખી ટુકડી ઊપડી ગઇ. અરધા પોણા કલાકમાં ચાલીસેક ખજુરાં જમીનદોસ્ત થઇ ગયાં. કામથી પરવારીને ઘેર પાછા વળવાની વાતો થતી હતી. વિઠ્ઠલભાઇ પોતાના એક ગોઠિયાની મદદે ગયા. બાજુમાં બીજા બે ભાઇઓ ખજુરી કાપતા હતા. કામ ધમધોકાર ચાલતું હતું. ત્યાં પાછળ કાપનાર ભાઇઓની ખજૂરી કપાઈ ચૂકી અને પડવા લાગી. સૌની નજર જમીન પર તૂટી પડતી ખજુરી પર ઠરી. તેની બરોબર નીચે જ વિઠ્ઠલભાઈ કુહાડાના ઘણાકા કરતા હતા. સૌથી એકાએક બૂમ પડાઇ ગઈ ' એ… ભાગો…' ને વિઠ્ઠલભાઇ ભાગવા ગયા. પણ ક્યાં ભાગે? તે પહેલાં તો ખજુરીનું થડ કડડભુસ કરતું એ સુકલકડી દેહને દાબીને જમીન પર પડ્યું તરત જ ખજુરીને ઉપાડી લેવામાં આવી ને વિઠ્ઠલભાઇ પોતાની મેળે બહાર નીકળી આવ્યા. તેમના જમણા પગના નળાનાં બંને હાડકાં ભાંગીને ભૂકો થઇ ગયાં હતાં! હાડકાની કચ્ચરો પડેલા ઊંડા ઘામાં જ્યાં ત્યાં ભરાઇ ગઇ હતી. ઘડી પહેલાનું ઉત્સાહપૂર્ણ વાતાવરણ શોકસાગરમાં ડૂબી ગયું. પગમાંથી ધડડાટ વહેતું લોહી અને ઊંડા જખમ જોઇને સૌને ધ્રુજારી છૂટી. પણ વિઠ્ઠલભાઇએ જરા યે ધીરજ ન ગુમાવી. તેમના આત્મબળ આગળ તે દુઃખ કંઇ વિસાતમાં ન હતું પાસેના ગામમાંથી ખાટલો લાવી વિઠ્ઠલભાઇને સાતેમની છાવણીએ લઈ આવ્યા. જખમી સિપાઇને જોવા આખું સાતેમ ગામ ઊલટ્યું. મોટર ઉપડતાં પહેલાં સૂતાસૂતાં વિઠ્ઠલભાઈએ મહાત્મા ગાંધીજીના જયનાદ પોકાર્યા. ત્યાંથી નવસારીની ઑસ્પિટલમાં લાવી ઘા સાફ કરી સાવધાનીથી પાટો બાંધવામાં આવ્યો. સૌને શાંતિ વળી. વિઠ્ઠલભાઇ પણ આનંદમાં હતા.

એ જ દિવસે મહાત્માજી બારડોલીમાં ગયા હતા. ત્યાંથી પાછા વળતાં આ સમાચાર તેમને મળ્યા. તરત જ ઑસ્પિટલના દરવાજે મોટર ઊભી રહી. બાપુજી હસતાહસતા ખાટલા પાસે ઊભા: 'કેમ? શું કરી આવ્યા?…હાં… આવું તો બનવું જ રહ્યું. એ પણ બલિદાન જ છે ને? બહુ દરદ તો નથી ના?' એનું એ મુક્ત હાસ્ય આજુબાજુ ઊભેલા માનવીઓને કાને અથડાયું. પાંચદસ મિનિટ જગતની તે મહાન વિભૂતિ એક નાચીઝ સિપાઇની પથારી પાસે ઊભીઊભી અમૃતભરી આંખે જોઈ રહી દરદીના આખા શરીરે હાથ પંપાળ્યો, નાડ જોઇ બાપુ કરાડીના પંથે રવાના થયા.

તે આખી રાત વિઠ્ઠલભાઈએ સુખચેનમાં ગાળી. પણ બીજા દિવસે સવારે ચિત્તભ્રમ શરૂ થયો. ડૉક્ટરોએ પોતાની બધી શક્તિ અજમાવી, પણ જરા યે અસર ન પહોંચી પળેપળે વેદના વધતી જ ગઈ. ધનુરનું જોર વધી ગયું.

તાલુકામાં બધે ખબર પ્રસરતાં જ નાયકો, સૈનિકો, સમાચારો અને ગામલોકોનાં ટોળેટોળાં ઊભરાવા માંડ્યાં. ઑસ્પિટલ જાણે એક ધામ બની ગયું. સોમવારે રાત્રે મૌન છોડીને બાપુ ફરી આવી ગયા. તે વખતે વિઠ્ઠલભાઇનો શ્વાસ બહુ જોરથી ચાલતો હતો. અંતે ચાર રાતના અસાવધપણા પછી બુધવારે સવારે દસ વાગ્યે વિઠ્ઠલભાઇ આ લોક છોડી ગયા.

અવસાનના સમાચાર ચોમેર વીજળીવેગે ફેલાતાં જ નવસારીનો માનવસાગર, સ્વરાજસંગ્રામના એ શહીદને જોવા દવાખાના તરફ ઊલટ્યો. દુકાનો ધડોધડ બંધ થઇ. હિંદુ, મુસલમાન; પારસી સૌ કામધંધો બંધ કરી સ્મશાનયાત્રામાં જોડાયા. માળીઓએ પોતાની દુકાનના ફૂલના ઢગલા વિઠ્ઠલભાઇની શબવાહિની ઉપર ઠાલવી દીધા. ઠાગઠાગ પરબો મડાઇ ગઇ. બરફવાળાએ બરફનાં ચોસલાં છૂટે હાથે વહેંચી દીધાં. ઘરઘરથી, છાપરેથી ને અગાસીએથી વિઠ્ઠલભાઇનાં શબ ઉપર પુષ્પની વૃષ્ટિ થઇ હજારો વંદન ઝીલતું વિઠ્ઠલભાઇનું શબ પૂર્ણા નદીને કાંઠે પહોંચ્યું ત્યાં ચંદનના કાષ્ઠમાં અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. પાસે ઊભેલા વડના ઝાડ ઉપર વિઠ્ઠલભાઇના સ્મરણમાં એક ઝંડો ચડાવવામાં આવ્યો. કોઇની આંખમાંથી આંસુનું બુંદ સર્યું નથી. એમની વૃદ્ધ વીર માતા, ભગિની, પત્ની અને ભાઇઓની ધીરજ માટે સહેજે માથું નમે. જાણે વિજયનો મહા ઉત્સવ ઊજવાઇ ગયો!

કોણ કહે છે વિઠ્ઠલભાઈ ગયા? એ તો અમર થઇને આપણી વચ્ચે રહ્યા. સ્વાતંત્ર્યસંગ્રામનો એ પહેલો ને નિર્દોષ બલિ હતો. બાપુએ લખ્યું છે તેમ 'બીજાને દોષે પોતે નિર્દોષ હોઇ મરવું એનું જ નામ બલિદાન છે.'—ડૉ. સોલા

## ભ્રાતૃભાવની પ્રેરણા

વિરોધીને પ્રેમથી કેમ જીતાય તે બતાવતો એક સુંદર દાખલો મહાદેવભાઇ જેલ ગયા તે જ દિવસે એમણે પાડી બતાવેલો. તે, એમના પોતાના જ શબ્દોમાં આશ્રમવાસી મીરાં બહેને યંગ ઇંડિયામાં ઉતાર્યો છે તે આ રહ્યો:

"મુકદ્દમો પૂરો થયો કે તરત જ મને કેદીના ખટારામાં બેસાડવામાં આવ્યો એ ગાડીની પાછળ એક અંગ્રેજ સાર્જન્ટ બેઠો હતો. ચોમેર માનવ મેદનીનાં ટોળાં ઊભરાતાં હતાં. એવામાં ઓચિંતો, કોણ જાણે ક્યાંથી, પથ્થર ફેંકાયો. સાર્જન્ટની દાઢીએ તે અથડાયો અને તેને સખ્ત આઘાત પડ્યો. પથ્થર ઉચકી લેતાં તે બોલી ઊઠ્યો, 'ઓહ! તમારા દુષ્ટ લોકોનાં કારસ્થાન જોયાં? અહિંસાવૃત્તિને જો તેઓ વળગી રહે તો અમારે કશું કહેવાનુ રહે જ નહિ પણ ખ્યાલ કરો આવા વર્તનનો. જેઓ અહિંસક રહી શકે તેમ ન હોય તેવાઓ તો આ લડતમાંથી આઘા ખસી જાય એ જ બહેતર છે; નહિતર તેઓ હાની કરશે.' મેં તરત જ દિલગીરી દર્શાવતાં કહ્યું, 'તમે ગાડી જરાક થોભાવો તો એ ટોળાંને બે શબ્દો સંબોધીને હમણાં જ હું શરમિંદું પાડી શકું તેમ છું.' 'ના, મારાથી થોભાવાય નહિ.' એમ કહીને સાર્જન્ટ પાછો ઉદાસ થઈ રડવા લાગ્યો. મેં ખુલાસો કર્યો, 'પણ ગાડીમાં પૂરાઇ

આપતા નથી. તેઓ માત્ર પ્રિસ્ક્રિપ્શન લખી આપે. પછી બજારમાં દવાઓ બનાવી આપનારી જુદી દુકાનો હોય ત્યાંથી તે મુજબ દવા બનાવડાવીને લઇ જવાની. અમેરિકાના આવા દવા બનાવનારાઓના મંડળના ખબરખાતા તરફથી હમણાં એક પત્રિકા બહાર પડી છે તેમાંની સૂચનાઓ આપણે પણ જાણવા જેવી છે. પત્રિકા કહે છે કે દવા પીતી વખતે, શીશી ઉપર માપના આંક અથવા કાપા મૂકેલા ન હોય તો અડસટ્ટે કદી દવા ન પીવી. ત્રણચાર આનાનો મેઝર ગ્લાસ બજારમાં મળે છે તે ઘરમાં વસાવવો એ ઉપયોગી રાચ છે. બીજી સૂચનાઓ પણ જાણવા જેવી છે. (૧) કદી અંધારે દવા ન પીતા; (૨) દવા પીતાં પહેલાં શીશી પરની સૂચનાઓ કાળજીથી વાંચી જજો; (૩) ડટ પીએ તો ઝટ સાજા થઇએ, અગર એક વખત ભૂલી જવાયુ માટે બીજી વાર એ વખતના સાગટો ડોઝ પી લઇએ, એવા ઇરાદાથી કદી માપ કરતાં વધુ દવા પીતા નહિ; (૪) પ્યાલામાં દવા કાઢતી વખતે લેબલને ઉપરની બાજુએ રાખવું કે જેથી દવાના રેલા ચાલી તે બગડે નહિ; (૫) બીજાને માટે બનાવેલી દવા તમને પણ ખપ લાગશે એમ સમજવાની ભૂલ કરીને કદી કોઇની દવા પીતા નહિ; કદાચ તે તમારી પ્રકૃતિને પ્રતિકૂળ અને નુકસાનકર્તા પણ હોય; (૬) ગોળીઓ, ટિકડીઓ કે કૅપ્સ્યુલ, દાક્તરે ખાસ સૂચના ન આપી હોય તો, હમેશાં થોડાક પાણીની મદદથી ગળે ઉતારવી એ જ સલાહભર્યું છે; (૭) દવાની શીશીઓ હમેશાં બાળકોનો હાથ ન પહોંચે એવે ઠેકાણે રાખવી; (૮) પીવાની કે ચોપડવાની, કોઇ પણ દવાની શીશીના બૂચ કે ઢાંકણાં બરોબર સાવચેતીથી બંધ રાખવાં અને તેમને કદી અતિશય ઠંડી, ગરમ, કે ભેજવાળી જગ્યાએ ન મૂકવાં; (૯) ગોળી અથવા ભૂકીની નામ વાળી ડબ્બીઓનાં ઢાંકણાં પરસ્પર બદલાઈ ન જાય તેની કાળજી રાખજો; (૧૦) આંખ ધોવાનો આઇ-કપ વાપરી લીધા પછી તેમાંની દવા પાછી શીશીમાં ન રેડતા; એથી શીશીમાંની દવા પર ઊલટી અસર થઇ બગડી જવાનો સંભવ છે. (લિટરરી ડાઈજેસ્ટ)

## ઊંટના પેટમાં પાણીનો સંઘરો કેમ રહે છે?

મુસાફરીમાં ઊંટ દિવસોના દિવસો સુધી તરસ્યું રહી શકે છે એ વાત તો જાણીતી છે. તરસ્યા મુસાફરો કાંઈ રસ્તો ન સૂઝે ત્યારે છેવટે ઊંટને મારી નાખીને તેના પેટમાંનું પાણી પી તરસ છીપાવે છે એવી કથાઓ પણ ઘણાએ સાંભળી હશે. મિ. પાઇકૅફ્ટ નામના એક અંગ્રેજ પ્રાણીશાસ્ત્રી આ બાબતમાં ઘણી શોધો કર્યા પછી જણાવે છે કે ઊંટના પેટમાં પાણીનો જથ્થો લાંબી મુદત સુધી રહી શકે છે એ વાત ખરી છે; પણ તે તેની હોજરીમાં નહિ, પરંતુ હોજરીને વીંટાઇને જુદાં જ નાનાંનાનાં ખાનાંઓ આવી રહેલાં હોય છે તેમાં એ જથ્થો રહે છે. અરબસ્તાનનાં ઊંટ સખત મુસાફરી અગર કામકાજ કરતાં છતાં પણ ભર ઉનાળામાં પાંચ દિવસ



મથાળે: ઊંટની હોજરી પરનાં પાણી સંઘરી રાખનારાં ટાંકાં.
નીચે: ઊંટની હોજરી–તે પર આવી રહેલાં ટાંકાં સહિત.

સુધી ને શિયાળામાં તો ૨૫ દિવસ લગી પાણી વિના ચલાવી શકે છે. સહરાના રણના પશ્ચિમના ભાગમાં તો આકરી મુસાફરીમાં ઊંટો, પાણીનો બીજો ઝરો ન મળે ત્યાં સુધી—એટલે બારબાર દહાડા લગી પાણી વિના રહે છે. આવે વખતે ઊંટની હોજરી પર વળગેલાં એ નાનાંનાનાં ટાંકાંઓમાં ભરી રાખેલો પાણીનો જથ્થો ઊંટ વાપરે છે. મિ. પાઇકૅફ્ટ તેની રચના સમજાવતાં લખે છે કે 'મરેલા ઊંટની હોજરી તપાસતાં તેમાં આ પાણીનાં ટાંકાં હમેશાં ખુલ્લાં જ જોવામાં આવે છે, પરંતુ જીવતું ઊંટ પાણી પીએ છે ત્યારે, આ ટાંકાં પાણીથી ભરાતાં વેંત, તેની આસપાસની ચકરીવાળી કુદરતી રચનાને લીધે આપોઆપ તેનાં મોં બંધ થઇ જાય છે; પછી હોજરીમાંનો પાણીનો જથ્થો ખૂટતાં તે મોં ઉઘડતાં જાય છે અને જોઇતું પાણી હોજરીને મળ્યા કરે છે.' (લિટરરી ડાઇજેસ્ટ)

## ગાય અને સંગીત

કનૈયાની બંસી અને રાયકાઓ (ભરવાડ)નો પાવો એ જગતની આર્ય સંસ્કૃતિનાં સંભારણાં રૂપ છે. સંગીત એ સૌમ્ય, શામક અને આલ્હાદક કળા હોઇ જ્ઞાનતંતુઓ ઉપર મીઠી અને શીળી અસર પેદા કરે છે. વનસ્પતિને પણ મજ્જાતંત્ર (નર્વસ સિસ્ટમ) હોય છે એમ સમર્થ વૈજ્ઞાનિક સર જગદીશ બોઝે સાબિત કર્યા પછી પશુઓને મજ્જાતંત્ર હોય છે એ સ્વીકારવું અઘરું નથી. ગાય જેવાં કોમળ, ચપળ ને ચકોર પ્રાણી—તેમાં યે દુગ્ધપ્રધાન પ્રકૃતિની ગાયો—નાં જ્ઞાનતંતુઓ સતાર અને વાયોલિનના તારની પેઠે ઝણઝણાટ પેદા કરે તેવાં તીવ્ર અને વેગવાન હોય છે. દૂધ આપવી વખતનો પારસો (પોરસ=સ્નિગ્ધથી) મૂકવાની ક્રિયા મુખ્યત્વે કરીને

માટે લોઢા કે ટિનનાં ઓગેલાં ફૂટેલાં થાળી વાડકામાં પરાણે ગળે ઊતરે તેવી પાણી જેવી ભાજી (ગોતાબાફણું) અને કહી યે નહિ જોગેલ એવા જાડા, કાચા કાંકરીવાળા રોટલાને બદલે ખુરશીટેબલ પર નિરાંતે બેસીને ભાવતું ભોજન ચોખ્ખાચણક વાસણમાં જમવાનું તેમને મળે છે. સગાંસંબંધીઓને મળવા દેવાની સદર પરવાનગી હોય છે. પત્રવ્યવહાર કોઇપણ જાતની અટકાયત વગર થઈ શકે છે. તેઓને દરરોજ કારાગાર છોડીને પાસેના કોઈ કારખાના કે દુકાનમાં કામ કરવાની પણ છૂટ મળે છે. આને કારાગૃહ કેમ કહી શકાય?

આ તો પ્રશિયાની વાત થઇ. હવે મેક્સિકોનાં બંદીખાનાં જોઇએ. ત્યાં ગુનેહગારોને ન્યાય અને સજા ફરમાવવા પાંચ માણસનું પંચ જેને અંગ્રેજીમાં સુપ્રીમ કાઉન્સિલ ઑફ સોશલ પ્રોટેક્શન ઍન્ડ પ્રિવેન્શન (સમાજરક્ષક વરિષ્ઠ મંડળ) કહે છે તે સ્થાપવામાં આવે છે. આ મંડળ માનસશાસ્ત્રની પદ્ધતિને ચુસ્તપણે વળગી રહી તે પ્રમાણે ગુનેહગારોને શિક્ષા ફરમાવે છે; એટલે તેમને લાંબી કે ટૂંકી મુદતની નિશ્ચિત સમયની શિક્ષા નહિ, પણ અનિશ્ચિત બંધારણ વગરની સજા કરવામા આવે છે. જેમ રોગી કેટલા વખતમાં હૉસ્પિતાલમાંથી સાજો બનીને આવશે તે કહી શકાય નહિ, તેમ જ ગુનેહગાર પણ કેટલા વખતમાં સમાજમાં રહેવાલાયક મનુષ્ય બનશે તે કેમ કહી શકાય? નહેલો માણસાઈમાં આવે તે વહેલો, નહિ તો જ્યારે સમાજમાં રહેવા લાયક ઠરે ત્યારે છૂટે. (ટ્રૂઝર ચેરડ)

### પેલી નાચીજ રાખ

'રાખ જેવું છે' કહીને વખોડવા માટે જે વસ્તુને આપણે આમ દલામાં હલકી ગણી વગોવીએ છીએ એ નાચીજ રાખ જીવનમાં કેટલી ઉપયોગી છે એનો વિચાર કર્યો છે? વાસણ માંજવાથી માંડીને દવા સુધી તેના ઉપયોગ છે. અને અનાજ સંઘરી રાખવામાં એના જેવું અમૂલ ને સહજ સાધન કયું છે. વાસણને જરા પણ ઘસારો આપ્યા વિના તે ચિકાશ અને મેલ સાફ કરે છે અને ઓપ લાવે છે. ફલટી કે મેલાંની દુર્ગંધ અટકાવવા માટે ફિનાઇલ જેવો ગુણ તેનામાં છે. માકડ, મંકોડા, કીડી જેવાં જંતુઓના ઉપદ્રવ વખતે વેરવાથી તે સપાટાબંધ તેમને નસાડે છે; અગર તમારી પથારીની આસપાસ તેની પાળ બાંધવાથી સુરક્ષિત બનાવે છે સૂકા મળના અડાયાની રાખના ચોખ્ખા ચોડાને મીઠાના પાણીમાં ભીંજવી સુકાવા દઇને દંતમંજન તરીકે વાપરવાનો નુસખો તો બહુ ઓછા જાણતા હશે. વળી શીતળા ટંકાવ્યા પછી દાણા ઉપર બોરિક ઍસિડને બદલે આપણા જૂનવાણી લોકો તો હજી યે અડાયાની સ્વચ્છ રાખ વાપરીને રુઝ આણે છે. અસલથી એ ઘરગથ્થુ, મફતનો અને સાર્વત્રિક નુસખો ચાલ્યો આવ્યો છે. બીજું તો બધું ઠીક, પણ આપણા ફેઇસ પાઉડરને બદલે પણ રાખ વાપરવાની સૂચના કોઈ કરે તો હસવું જ આવે ને? કહે છે કે ૪૦-૫૦ વરસ પર એ જ વપરાતી. ગુલાબજળમાં કાલવીને આજે પણ વાપરી જોજો. (ન. પી)



### વૃક્ષમહિમા

જેમ પ્રાણ વિનાનો દેહ તેમ વૃક્ષો વિનાનો દેશ પ્રાણ ઊડી જતાં ખોળિયું ખાલી પડે છે—શરીર જડ બને છે, તેમ વૃક્ષો-ઝાડપાન વિનાનો ગમે તેવો વિશાળ પ્રદેશ લૂખો, ઉજ્જડ ચેતનવિહોણો રણ સમો ભાસે છે. વૃક્ષો વિનાના પ્રદેશમાં વરસાદ પડતો નથી એ તો જાણીતી વાત છે. વૃક્ષઘટાઓના આકર્ષણ અને રૂંધન જ આકાશના વાદળાંઓને નીચે વરસાવે છે. જંગલો વાળા પ્રદેશમાં વરસાદ હમેશાં વધારે પડે છે. વૃક્ષોને લીધે જ જમીનને વૃષ્ટિ ને રસ મળે છે. આમ વૃક્ષો એ દેશની શોભા છે, સંપત્તિ છે, ગૌરવ છે; ખરું કહીએ તો કુદરતે બક્ષેલી અમોઘ જીવનસંપત્તિ છે. એનાં મૂલ કદી આંકી શકાય જ નહિ

પણ દુર્ભાગ્ય છે કે બળતણ, કાગળ, ઇમારતો અને વસવાટ અર્થે ક્રૂર માનવીઓ એ સંજીવનીરૂપી વૃક્ષોને જમીન-દોસ્ત કરતાં નથી ખંચાતા કે નથી ભવિષ્ય તરફ દષ્ટિપાત કરતા. માત્ર સ્વાર્થબુદ્ધિને વશ થઇ આપણે તેનો વધારે પડતો દુરુપયોગ કરીએ છીએ. જો આ પ્રમાણે તેનો સદંતર નાશ ચાલુ રહે તો તો કાળક્રમે દુનિયા આખી એક અફાટ રણ બની જાય; વૃષ્ટિ ઘટી જાય, જમીન સૂકી અને કસવિહોણી થઈ જાય. પછી ન મળે રસભરિત અન્ન ફળફૂલનાં ભંડાર, કલ્લોલતાં પક્ષીઓના કિલકિલાટ કે કુદરતી જીવનના લ્હાવા.

વૃક્ષોનું આટલું રહસ્ય જાણ્યા પછી દરેકે તેનો નાશ થતો અટકાવવા પૂરતો યત્ન કરવો જોઇએ. દુનિયાના સામાન્ય દેશોમાં તો વૃક્ષોને કાપવાં એ ગુનોહ ગણાય છે વૃક્ષ વિનાના કેટલાક દેશોમાં વૃક્ષ વાવનારની કદર થાય છે. આપણે ત્યાં પણ પ્રાચીનકાળમાં વૃક્ષારોપણનો મહિમા હતો અને પર્વો ઠરાવેલાં હતાં. આજે પણ દેશની સમૃદ્ધિ અને ગૌરવને અર્થે વૃક્ષવિહોણા પ્રદેશોમાં નવાં વૃક્ષો રોપાવાં જોઇએ. એકલાં ખેતરોમાં ને ગામ બહાર જ નહિ પણ મંદિરમાં, રસ્તા પર, ઘરનાં આંગણામાં અને જ્યાં જોગવાઇ હોય તેવાં સર્વ ઠેકાણે વૃક્ષારોપણ થવું જોઇએ.

---

પૂનાના કેળવણી ખાતાએ નિશાળે જવામાં કાયર છોકરાંને લલચાવવાને ઇનામો આપવા માંડ્યાં છે; એમાં મુખ્ય ઇનામ તરીકે નિયમિત હાજરી આપનારને સાબુની ગોટીઓ આપે છે

## માથાં સાટે મોંઘી વસ્તુ સાંપડવી નહિ સ્હેલ જોને

મુંબાઇની એક સભામાં લોકમાન્યની વિદ્વત્તા ને બુદ્ધિ પ્રતિભાથી મુગ્ધ થએલા સભાના પારસી પ્રમુખે પાછળથી કહેવું, 'મિ. તિલક, આટલી અગાધ તમને બુદ્ધિની બક્ષિશ છે તેનો રાજકારણના કીચડમાં તમે શા માટે દુરૂપયોગ કરો છો? ઇતિહાસસંશોધનનું કામ કરશો તો જગતભરમાં કીર્તિ થઇ જશે.' લોકમાન્યે જરા બદલાએલે અવાજે ઓજસ્વી ઉત્તર વાળ્યો, 'હિંદ કાંઇ વંધ્યા નથી. સ્વરાજ થશે એટલે મારા જેવા હજારો પંડિતો પાકશે. આજે તો દેશની વહારે ધાવાની જરૂર છે. દરેક જણે આજે પોતાની બુદ્ધિ, શક્તિ ને સર્વસ્વ સ્વરાજ પાછળ આપી દેવું જોઇએ.'

અનેકાર્થી શબ્દ: ધડો=સાર, બોધ; =મગજનું સમતોલપણું, ભાન;=બરોબરિયું માપ.

અસલ ખરી કસ્તુરી, નર કસ્તુરીમૃગની જનનેન્દ્રિય અને દૂંટીની વચ્ચેના ભાગમાં એક કોથળી હોય છે તેમાંથી મળે છે; માંડ અરધાથી એક તોલો. જ્યારે આજનું વિજ્ઞાન કોલસામાંથી શેરબંધ કસ્તુરી બનાવે છે. બજારમાં વેચાતી સસ્તી કસ્તુરી તે એ બનાવટી જ. ખરી તો મોંઘી ને મળવી મુશ્કેલ.

ચકલી વધુમાં વધુ ૪૦ વર્ષ. પોપટ ૧૦૦ લગભગ, ગરૂડ સૈકાથી યે વધારે, હંસ ૧૫૦ ને જંગલી કાગડા ૨૪૦ વર્ષ સુધી જીવ્યાના દાખલા મળી આવ્યા છે.

રજકણ: ખુલ્લા પ્રદેશમા વાતાવરણ પ્રમાણે, દર ઘન સેન્ટિમીટરે ૧૯ થી ૭૦૦૦ સુધી રજકણો હોય છે. બીડીની એક ફૂંકમાં ચાર અબજ રજકણ હોય છે.

હાથ પર પડેલા શાહીના ડાઘ ટમેટાંનો રસ ઘસી ધોવાથી જતા રહેશે

અમેરિકામાં હમણાં જ થએલી વસ્તીગણતરી થઇ તેમાં એકઠી થએલી હકીકતોના આંકડાની તારવણી કરવા માટે મશીનો શોધાયાં છે. એ ન શોધાયાં હોત તો કામ ભારે મુશ્કેલ થઇ પડત.

આ સુંદર દેખાતું ચિત્ર એક આખી સળંગ લીટી છે. ઝીણી ટાંક કે પેન્સિલની બારીક અણી વડે એક છેડેથી શરૂ કરી લીટીએ ચાલ્યા જાઓ: ખાતરી થશે.

પૃથ્વીના એક નવા ભાઈ-સૂર્યમાળાના નવમા ગ્રહની હમણાં જ શોધ થઇ છે.

એક રતલ રેશમ માટે ૨૩૦૦ કીડાઓએ રેશમના તાર કાઢવા જોઇએ.

કપડાં-ચોપડીઓના કબાટ, ગાદલાં ગોદડાંના પટારા કે હારમોનિયમ જેવાં વાજાંમાં કંસારીઓનો ઉપદ્રવ થતો અટકાવવા કપુર મૂકજો એની વાસથી હશે તે નાસી જશે, ને નવી નહિ આવે.

છુંદેલી ડુંગળીનો કૂચો નાકે દબાવવાથી હિસ્ટિરીઆ કે વાઇની મૂર્છા વળે છે.

મચ્છર વાજાની શોધ વિષે એક મશ્કરો ભાઇબંધ કલ્પના કરે છે કે સૂતેલી બિલાડી કોઈના પગ નીચે આવી જવાથી તે ચીસ પાડી ઊઠી હશે. તે પરથી મચ્છર વાજાની શોધ થઇ હોવી જોઇએ!

પાલીતાણા નજીક અણીડા ગામના ચુંવાળિયા કોળી આ રણછોડ દાદા, પાલીતાણે પ્રતાપસીંગ ગાદીએ બેઠા તે વખતે ૧૨ વરસના હતા, એ હિસાબે સવાસો જેટલી ઉમરના ગણાય. ઘેર પરૂણાઈ છે. બત્રીસે દાંત ફરી આવ્યા છે હજી ઘોડે ચડી મુસાફરી કરી શકે એવા તંદુરસ્ત છે. જુવાનીમાં એકલે હાથે હીપા ખુમાણને ગામને પાદરથી હાંકી કાઢી ગામની આબરૂ રાખી હતી. ઇતિહાસની વાતો બધી એમને હજી ગઈકાલ જેવી લાગે છે.

પાણી ભરેલા ઊંડા કુવામાં પડેલી ચીજ શોધવા માટે ડુબકી મારનારાઓ મોંમાં તેલનો કોગળો ભરી તળિયે જઈ નાખે છે. તેથી દરેક વસ્તુ ત્યાં સ્પષ્ટ જણાય છે.

પહેલાનાં ૬૦૦૦ વર્ષમા બત્તીના અવતારો

તેલના કાપડા મશાલ
તેલ બત્તીવાળાં કોડીયાં
મીણના રસ ના દીવો
મીણબત્તી
ઘાસતેલ ભરેલાં ફાનસો

સુધરેલાં ફાનસ
ગેસના બત્તી
વીજળીના દીવા

છેલ્લાં ૬૦ વર્ષમાં ઉદ્ધાર



# બલિમંત્ર

{ દ્રુતવિલંબિત }

પવન, ધીર ગભીર મટી હવે
પ્રસરજે તુજ પાંખ વિશાળવીઃ
પ્રલયના ફફડાટ ભરીભરી
ગજવજે દિશ ચેતનના રવે.

ગગન, સ્વાર્પણના નવમંત્રથી
જગવજે મુજ અંતર-ભાનને:
ભરી દઉં તુજ શૂન્ય વિતાનને
અમર યૌવનની વીર હાકથી.

પ્રગતિના સહુ તત્ત્વ, કહો તમે
સજીવ દર્શન ક્યાં મુજ સ્વપ્નનાં?
પ્રકટવા પથ ભાવિ પ્રકાશના
જપીશ અંતર નિર્મળ ચેતને.

ઇન્દુલાલ ગાંધી






પોતાને શું ગમે છે એ સવાલ છોડી દઈ દેશને શું જોઈએ છે એ જોવાની શુદ્ધ દૃષ્ટિ કેળવ્યા પછી જ માણસને દેશસેવાનો સાચો રસ્તો જડે છે.

(કાલેલકર)

---

દેશની લડત આજે કોઇ ન સમજતું હોય એવું ભાગ્યે જ જડશે એકેએક હિંદવાસીની હૃદયની ઇચ્છા એ લડતનો જય થાય એ જ હશે. પણ એ ઇચ્છા જેટલો જ ભોગ આપવામાં કે કંઇ પણ સક્રિય ફાળો આપવામાં કેટલો મોટો ભાગ હજુ પાછળ છે ? મહાસભા જેવી દેશની સર્વોપરી સંસ્થાનો આદેશ અને સંકલ્પ જાહેર થયા પછી કોઇ પણ માણસને કાર્યક્રમ અને યોજના વિશે જરા યે પૂછવાપણું રહેતું નથી છતાં સમજુ વર્ગના અનેક જુવાનો અને વિદ્યાર્થીઓ રાષ્ટ્રનો અવાજ ઝીલવામાં પાછળ અને મંદ છે તે જોઇએ છીએ ત્યારે ખેદ થયા વિના રહેતો નથી.

દેશના કેટલાંક માણસો લડી, ખુવાર થઇ અને ઘણા તો સર્વનાશને તળિયે જઇ પ્રજા માટે સ્વરાજ કે સમાન હક મેળવશે ત્યારે તેમની મહેનત પર સવાર થઇ જવાને ડિગ્રીઓવાળા, કે વેપારીઓ અથવા નોકરીઆતો તૈયાર થઈ જશે. એ વૃત્તિમાં કેટલી સ્વાર્થપરાયણતા અને અધમતા રહેલી છે તેનો ખ્યાલ પણ જેમને નથી આવ્યો એવા આપણા દેશબંધુઓને પરમાત્મા સુમતિ આપો કે આ અણીને અવસરે દેશની લાજ રાખવા, દેશના જન્મોજન્મના દારિદ્ર્યનું નિવારણ કરવા અને દેશની સંસ્કૃતિ તથા સન્માન સાચવવા તેમની ક્ષણિક લાલચો ને મોહ દૂર કરી ચારિત્ર્ય ને પ્રતિષ્ઠાને પંથે આવી જાય

ડિગ્રીઓ વિના કોઇ ભૂખે મરશે નહિ. જો દેશ આબાદ થશે તો આપણા અનેક ધંધાઓ અને ઉદ્યોગો સજીવન કરી શકીશું આપણાં ધનધાન્ય પરદેશ ઘસડાઇ જતાં અટકાવી શકીએ તો આજની બેકારી અને જીવનકલહ ધુમ્મસની પેઠે ઊડી જાય. આપણા દેશવાસીઓના મોટા ભાગને ખાવાના પણ વાખા છે; આપણાં દર્દોના ઇલાજ કરવાને આપણી પાસે નાણાં રહ્યાં નથી; આપણી કેળવણી સુધારવાને તંગી નડે છે; ઘરમાં સુખસગવડનાં રાચરચીલાં વસાવવાની જોગવાઈ નથી; સગાંદુઃખીઓને મદદ કરી શકીએ એવો સંગ્રહ નથી; છતાં બધી જાતના કરો આપણને વળગ્યા જ રહ્યા છે. દેશમાં આવતી દરેક ચીજ પર કર વસુલ લેવાય છે; દેશમાં બનતી દરેક ચીજ ને ધંધા પર કર ભરતાંભરતાં માણસ થાકી જાય છે ને આવક વધતી નથી. કારણકે સરવાળાનો નફો પરદેશના હાથમાં જ રહે છે.

આ અનેક દુઃખોનો ઈલાજ 'સ્વાધીન સત્તા' વિના બીજો કોઇ જણાયો નથી. કેળવણીવાળા, વેપારીઓ ધંધાદારીઓ, કારખાનાંવાળા, ખેતી સુધારણાવાળા,–બધા, વર્ષોના અખતરા ને ઉપદેશો લીધા પછી થાકીને એ એક જ વાત કહે છે કે જેને કંઇ પણ કરવાની સત્તા ને નાણાંવ્યયનો કાબુ ન હોય તે પ્રજા ગમે તેટલા વિચારો કરે તો ધૂળની ધૂળ છે. એ સત્તા અને એ સંગ્રહ પ્રજાની ઇચ્છા વિના એક ક્ષણવાર પણ ટકી શકે નહિ એવો સિદ્ધાંત દેશનેતાઓએ તો સ્વીકાર્યો છે, પણ પ્રજામાં ઘણા ય એવા છે કે જેમને એ વાતમાં શ્રદ્ધા નથી.

તમારે કેવાં કપડાં પહેરવાં એ તમારી સત્તાનો વિષય હોય તો તમારી ઇચ્છા સિવાય કોઇ તમને બીજાં કપડાં પહેરાવી શકે નહિ. તમારે શું ભણવું છે અને શું નથી ભણવું એ તમારી સત્તાની વાત હોય તો બહારની કોઇ શક્તિ તમારી પર અમલ કરી શકે જ નહિ. દેશના હિતની વાત સમજી દેશને ફાયદો થાય એ વાત જ મંજૂર હોઈ શકે એમ તમે સ્વીકારતા હો તો તમારે માટે એક જ વર્તન હોઇ શકે કે તમારા શરીર પરનાં વસ્ત્રો માટે પરદેશમાં પાઇ સરખી જવી ન જોઇએ. તમારી કેળવણીનો ઉદ્દેશ તમને આ દેશમાં સ્વાધીન અને સશક્ત માણસ બનાવે એ જ હોવો જોઇએ જે કેળવણી માણસને નિર્ભય કરી શકે નહિ, સ્વાશ્રયી બનાવી શકે નહિ એને કેળવણી કહી શી રીતે આદર કરી શકીએ ?

શા ગ્રૅજ્યુએટોની કેળવણી લઈ બેઠેલા માણસો શી મોટી આવક કરી જાય છે કે ઠરીઠામ થઇ બેઠા છે ? મૂઠીભર સંખ્યાને ખાલી પડેલી નોકરીઓ કે માસ્તરગીરીઓ મળી જાય છે; પછી તો બાકીના બધા જનસમુદાયમાં ટક્કા મારતા જ રહે છે. ફેરીવાળાઓ, મજૂરો, કારીગરો અને દુકાનદારો જે હિંમત ને બહાદુરીથી પોતાનું ગુજરાન ચલાવે છે તેની આગળ આ ભણેલાઓ લાચાર, નાહિંમત ને કઢંગાં પ્રાણીઓ જ લાગે છે.

આઠ વર્ષથી વીસ વર્ષ સુધીના કુમારો ને કિશોરો સ્વાધીન કમાણી કરી શકે એવા ઘણા યે ધંધા, મજૂરી કે સાધનો હોય છે છતાં નોકરીની ખોટી લાલચે આપણી ઊગતી પ્રજા કેળવણીનાં ઊંચાં ધોરણો પાછળ ફી-ચોપડીઓનાં ખર્ચો કરે છે. યુનિવર્સિટીના આશરા નીચે પરદેશના પુસ્તક વેચનારા, સામાન વેચનારા અને વિદ્વાનો સમૃદ્ધ થયે જાય છે ને બદલામાં એ વિદ્યાર્થીઓને ખર્ચાળ ટેવો ને પરાધીન ભેજાં સિવાય ભાગ્યે જ બીજું કાંઇ મળે છે.

એ દિવસ ક્યારે આવશે કે ગામેગામના વિદ્યાર્થીઓ મળી જાતમહેનત કરી પોતાની શાળાઓ, પોતાનાં ઉદ્યોગ-

સૂદે અને પોતાની દુકાનો જમાવી નર્યાદ તથા ભગુતર સાથોસાથ એંચી શકશે? દેશની ગરીબી વધતી આવી છે તેમતેમ પોતાનાં બાળકોને ભણાવવાની માબાપોની શક્તિ પણ કમી થતી આવી છે. હવે કેળવણીના ગમે તેટલા ઊંચા આદર્શો ને સિદ્ધાંતો પરદેશમાંથી આવશે તોપણ તેમાંના એકેનો અમલ કરવાના સાધન કે શક્તિ આપણે ત્યાં રહેવાનાં નથી. વિદ્યાર્થીઓ હવે માબાપના વારસા પર કે આશરા પર જીવવાનો જમાનો ગયો છે. પોતાની જિંદગીની લડત પોતે જ લડી લેવી પડશે પરદેશને હાથે લૂંટાતી સંપત્તિ, ઉદ્યોગો ને આબરૂ બચાવવાં હોય તો તેણે જ કામ લાગી જવું પડશે

વિદ્યાર્થીના જીવનમાં માત્ર અક્ષરજ્ઞાન જ નહિ પણ બધી જાતની મહેનત, કુશળતા અને કારીગરીનાં જ્ઞાન, મગજ તથા અનુભવ સાથે ખેડાશે નહિ ત્યાં સુધી સામા આવતા આ કઠણ કાળમાં ઊભા રહેવાની શક્તિ તે પામશે નહિ. ગરીબી, અજ્ઞાનભર્યા રિવાજો, જ્ઞાતિકલહો ને આજીવિકાની હરીફાઈનાં વાદળો ભેદીને જ તે આબાદી ને સત્તાનો સૂર્ય જોઈ શકશે. કામ, કામ – અખંડ કામ કર્યા વિના તેના આદર્શો કદી જ પાર પડવાના નથી.



કોણ સાચો સિપાહી ? ચિત્રકાર : રવિશંકર રાવળ

## નવો આંક

હિંસાનો જવાબ સામી હિંસા કરીને જ દેવાય, એ કાળજૂના લોકમાન્ય સિદ્ધાંતને ખોટો પાડીને, ગુજરાતે તેં માનવીના ઇતિહાસમાં નવો જ આંક માંડી આપ્યો છે. તારા જવાંમર્દ વીર પુત્રોએ જે દિવસથી ખૂનતરસ્યા હાથોની મારપીટને પુષ્પ પેરે સત્કારવા માંડી, તે દિવસથી ઇતિહાસકારે નવો સંવત્સર ગણવો પડશે. આજે જેની કલ્પના યે અશક્ય જેવી, તે અદ્‌ભુત અસર તારી તપશ્ચર્યા અને તારાં સર્વસમર્પણ આવતી કાલની માનવજાત પર કરશે.

નવો આંક, પણ આજે અતિનવો. પશુબળનો પ્રયોગ શરીર પર થયે જતો હોય છતાં મુખે હાસ્ય વિલસતું રહે ને હૃદયે પ્રેમ અડોલ ઠરે,—આત્મબળનું આ દર્શન અમારે માટે એટલું નવું છે હજી, એટલું આશ્ચર્યજનક છે, કે બાળબળનાં અમારાં ચાલુ તોલમાપે માપતાં તો એ શક્તિ માનવીની નહિ, દેવની લાગે છે અથવા, દેવની યે નહિ: દેવ તો ઘા સામો ઘા નિઃસંકોચ કરતા. આ અજબ શક્તિ તો એવા અભિનવ માનવીની છે, જે પુરાણપ્રસિદ્ધ દેવોને પણ અધૂરા કહેવડાવે. સાક્ષાત્ ઈશ્વરની જ વિભૂતિનો સુવિકસિત અંશ તેને કહીએ

એ વિભૂતિને જગતમાં વ્યાપક થતાં, અહિંસાના અલૌકિક શસ્ત્ર વડે હિંસામાત્ર નાબૂદ થઈ સર્વત્ર નિરતિશય પ્રેમનું સામ્રાજ્ય પ્રસરતાં, હજી પહો—પહો: સમય જશે કદાચ પરંતુ જ્યારે પણ એવો સાચો સુવર્ણયુગ આવશે, ત્યારે દુનિયામાં એમ કહેવાશે કે આ સ્વર્ગીય ફૂલોનું બીજ એક અમરકીર્તિ ગુજરાતીએ વાવ્યું હતું, આ કલ્પવૃક્ષનાં મૂળમાં નવજીવનમાળા ગણાતા ગુજરાતીઓનાં અનાં લોહીનું સિંચન થયું હતું (કૌમુદી)



ભાઇ બાળકૃષ્ણ ગોવિંદરાવ મુળે
કડી પ્રાન્ત વ્યાયામ મંડળનો વ્યાયામવીર (ચૅમ્પિયન)
ઉમર વર્ષ ૨૩, ઉંચાઇ ૫ ફૂ ૮ ઇ, વજન ૧૪૪ રતલ.

ભા. લાગલાગટ છેલ્લાં ત્રણ વર્ષથી દોડવામાં, કુસ્તીમાં અને વ્યાયામની સઘળી સર્વોત્કૃષ્ટતામાં 'કડી પ્રાન્ત વ્યાયામ મંડળ'ના સંમેલનોમાં પ્રત્યેક મહત્ત્વનું ઈનામ જીતી જનાર ભાઈ મુળે, પાટણના વતની અને ડૉ. પંડ્યા અભ્યાસ-ગૃહની વ્યાયામશાળાના જૂના વિદ્યાર્થી છે. આજે ઇજનેર ઑફિસની કારકુની કરતા છતાં વ્યાયામનો શોખ અને ઉત્સાહ એમનાં એટલાં જ અખંડ છે, અને ખાનગી સમય-માં પાટણની બે વ્યાયામશાળાઓ ચલાવવા ઉપરાંત પાટણ વિદ્યાર્થી મંડળના એ ચાલુ સાલના મંત્રી છે. સીધું સોટી જેવું શરીર એમની દોડવાની શક્તિ અને કુસ્તીની ચપળતાની સાક્ષી પૂરે છે મિતાહાર અને વ્યાયામની નિયમિત ઉપાસના ભાઇ મુળેની સફળતાની ચાવી છે.



# હિંદુસ્તાનનો ધણી કોણ?

નાણાંના સિક્કા અને ટપાલની ટિકિટો પર જ્યૉર્જનું મ્હોડું જોનારા જાણતા હશે કે એ બાદશાહ હિંદનો ધણી છે; ગામડાંના લોકો કલેક્ટર કે કમિશ્નરને પોતાનો રાજા માનતા હશે; થોડું ભણેલા અને સામાન્ય જનસમાજ વાઇસરૉયને હિંદનો કર્તાહર્તા સમજતા હશે; અને જરા વધુ ભણેલાઓ હિંદી વઝીરને, બ્રિટિશ પ્રધાનને કે પાર્લામેન્ટને હિંદના ધણીરણી સમજતા હશે. ખરી વાત એ છે કે આમાંનો કોઇ હિંદુસ્તાનનો ધણી નથી; અને છતાં એ સૌ હિંદ ઉપર હકૂમત ચલાવે છે.

અંગ્રેજ સરકારનું જે તંત્ર હિંદમાંથી નાબૂદ કરીને સ્વતંત્ર થવાને આજે હિંદવાસીઓ કટિબદ્ધ થયા છે તે તંત્ર કેવું છે તેની સાદી સરખી સમજ પહેલાં મેળવી લેવી જોઇએ. એવી ખૂબીથી એ તંત્ર ગોઠવાયું છે કે એમાં કોઈપણ એક માણસના હાથમાં હિંદની સત્તા નથી. હિંદીવાનોને અમલી કામમાં અમુક હક આપ્યાનું કહેવાય છે છતાં તેમને હવામાં બાચકા જ ભરવાના છે; અને સામ્રાજ્યસત્તાવાંછુ બ્રિટિશ મુત્સદ્દીઓ તથા ધનલોલુપ બ્રિટિશ મૂડીદારો અને વેપારીઓની ઇચ્છા મુજબ પરતંત્ર હિંદની બેડી સદા કાયમ રહે તથા તેની સમૃદ્ધિ ને સંપત્તિ ચુસાઇને આપોઆપ બ્રિટન તરફ અખંડ વહ્યા કરે એવી યુક્તિભરી એની રચના છે.

આપણે પહેલેથી જોઇએ. ઇંગ્લંડનો રાજા જ્યૉર્જ હિંદનો બાદશાહ ગણાય છે. હિંદનાં રાજકીય ફરમાનો પર તેની સહી પણ હોય છે. ટપાલની ટિકિટો અને સિક્કાઓ પર તેની મહોર હોય છે. રાજકીય કામ-કાજ અને વહીવટમાં તેના નામથી શ્રીગણેશ મંડાય છે અને તેને જ સર્વસત્તાધીશ ગણવામાં આવે છે. છતા તેના હાથમાં હિંદની વહીવટી સત્તા ઓછામાં ઓછી છે. ખુદ તેના દેશમાં પણ તેની સત્તા નામ માત્રની છે; વહીવટ બધો પાર્લામેન્ટને હાથ. ફક્ત માન અને શિષ્ટાચારને ખાતર રાજાના નામથી બધું થાય એટલું જ. હિંદના વહીવટમાં પણ તેની એવી જ શિષ્ટાચારી સત્તા છે.

**બાદશાહ**

હિંદુસ્તાનનો કારોબારી વહીવટ ઇંગ્લંડમાં ત્રણ




'કુમાર'ના બીજા વર્ષમાં, ૧૬મા અંકથી શરૂ થએલી શ્રી કાકાસાહેબ કાલેલકરનાં બાલ્યાવસ્થાનાં સ્મરણોની લેખમાળા 'કાકા થયા પહેલાં' જ્યારે ૨૫મા અંકથી આવતી અટકી ત્યારે અને ત્યાર પછી, 'કુમાર'માં એ ફરી ક્યારે શરૂ થાય તેની આકાંક્ષા અનેક વાચકોએ કરી છે; અનેકોએ ફરીફરીને આતુરતાથી એની માગણી કરી છે.

જેમજેમ પ્રકરણો લખાતાં જતાં તેમતેમ 'કુમાર'માં એ કકડેકકડે આપવામાં આવતાં; તેને બદલે એ એકસામટાં લખીને પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવાં એવી મિત્રોની ઇચ્છાને અનુસરીને, કાકાસાહેબે ત્રણ વરસ પર લગભગ સો ઉપરાંત પ્રકરણોની એ 'સ્મરણયાત્રા' લખાવી પૂરી કરી એમાં તેઓ કૉલેજમાં દાખલ થયા ત્યાં સુધીના અનેકવિધ સ્મરણોનો સમાવેશ થતો હતો.

પણ એ પુસ્તક આખું પ્રસિદ્ધ થાય એવી ઇશ્વરની ઇચ્છા જ નહિ હોય. એમાંનાં પૂર્વાર્ધનાં કેટલાંક પ્રકરણો એક પરમ સ્નેહીની પાસેથી ક્યાંક અટવાઇ ગયાં. અનેક કારણોને લીધે કાકાસાહેબનો એ પુસ્તકની પ્રસિદ્ધિ વિષેનો રસ પણ ઊતરી ગયો, એટલે બાકીનાં પ્રકરણો પણ જેમનાં તેમ પડી રહ્યાં.

ખોવાયેલાં પ્રકરણોમાં વર્ણવેલી ઘટનાઓ તો કાકાસાહેબના હૃદયમાં આજે પણ તાજી હશે. જે વસ્તુઓ ૩૦–૪૦ વર્ષ સુધી સ્મૃતિપટ પર ટકી શકી છે તે ત્રણ વરસમાં ભૂંસાઇ જાય એમ કેમ બને? પણ હવે એ સ્મરણો લખી કાઢવાનો સમય અને ઉત્સાહ કાકાસાહેબને ક્યારે હોય એ કહેવું મુશ્કેલ છે. એટલે આજે તો હવે એ બાકી રહેલાંમાંનાં હાથ લાગી શક્યાં તેટલાં પ્રકરણો મેળવી તેની લેખમાળા ફરી શરૂ કરીએ છીએ.

જેટલા વિવિધ રસ જીવનયાત્રામાં હોય છે એટલા જ સ્મરણયાત્રામાં હોય છે એવી અનેક રસથી ભરેલી આ યાત્રાનાં પ્રકરણો જેઓ વાંચશે તેઓ પેલાં ખોવાએલાં પ્રકરણો માટે ખેદ જરૂર કરશે, અને એ ફરીથી લખાય એવી ઉત્કટ ઈચ્છા પણ કરશે એમની એ વાંછા ફળે અને કાકાસાહેબની આખી સ્મરણયાત્રા ગુજરાતને પુસ્તકાકારે મળે ત્યાં સુધી તો આ નીચે શરૂ થતી લેખમાળાથી જ સંતોષ માનવાનો રહ્યો.

—તંત્રી

## ૧] [ડાહ્યો થવાની ના

છેક નાનપણથી કેશુનો મારા તરફ ખાસ પક્ષપાત, તેથી મારા ઉપર એ કંઇક વાલીપણું પણ ચલાવતો. એને સંતોષ થાય એટલી મારે કસરત કરવી, એ કહે તે કામ કરવું, એને પસંદ હોય તે ચાલવું, એને જેની સાથે દુશ્મની હોય તેની મારે નિંદા કરવી, તેની છાની વાત ગમે ત્યાંથી મેળવી કેશુને કહેવી. વળી કેશુ મને મારે તો યે એની તકરાર ન કરવી એટલું જ નહિ, પણ માર ખાતી વખતે જો કોઇ મારી દયા ખાઈ છોડવવા આવે તો મારે એને કહી દેવું કે ભલે કેશુ મને મારે, તમારે વચમાં પડવાની જરૂર નથી! આવાઆવા અનેક પાઠ મારે ભજવવા પડતા. અને એ બધા હું એક જાતની રાજીખુશીથી ભજવતો. સેનાપતિનો હુકમ ઉઠાવતાં સૈનિકને જે કર્તવ્યપાલનનું સમાધાન મળે છે તે મેં કેળવેલું હતું. કેશુમાં શુદ્ધાચારનો ઊભરો આવે ત્યારે મારે મરજાદી વૈષ્ણવ જેવા થઈ જવું; એને શૃંગારી પદો ગાવાની લહેર ચડે ત્યારે મારે પણ રસિક બનવું; અને એમાંથી જ્યારે એને પશ્ચાત્તાપ થાય ત્યારે એ જ ઘડીએ મારે પણ પશ્ચાત્તાપ ધારણ કરવો; એવું અપૂર્વ અને આદર્શ અનુયાયીપણું મેં કેળવ્યું હતું. આમાં જેટલો સારો ભાગ છે તે હજી યે મારી પાસે છે; અને કેટલીક માઠી અસર પણ હજી મારામાં રહી હશે. આવી સાધનામાંથી એક અસર તો આજે હું સ્પષ્ટ જોઇ શકું છું કે કોઈ માણસ મારી સાથે વાતો કરે તો તરત જ એના પ્રત્યે સમભાવ ધારણ કરી એનું કહેવું હું બરાબર સમજી લઉં છું ને એની મનોવૃત્તિ સમજી લઉં છું, એટલું જ નહિ પણ અરધી ધારણ પણ કરી શકું છું. આથી જ દરેક પક્ષની બાજુ અને એની ખૂબી સામાન્ય લોકો કરતાં મારા ધ્યાનમાં ઝટ આવે છે. અને તેથી, જ્યાં સુધી પ્રયત્નપૂર્વક કેળવું નહિ ત્યાં સુધી કોઇને વિષે મારા મનમાં ચીડ જાગતી નથી.



કાકાસાહેબ સ્કેચ : કનુ દેસાઇ

હું મરાઠી ભણતો, કેસુ અંગ્રેજી ભણતો. એક દિવસે એને મન થઇ આવ્યું કે ચાલો આપણે હનુને અંગ્રેજી ભણાવી હોશિયાર બનાવીએ. કોણ જાણે શાથી તે વખતે મને અંગ્રેજી ન ભણવાનું મન થઇ આવ્યું! મેં એને બીનાંબીનાં કહ્યું કે અંગ્રેજી નિશાળે જઇશ ત્યારે અંગ્રેજી શીખીશ; આજે શી ઉતાવળ છે! એણે મને અંગ્રેજીનું મહત્ત્વ સમજાવવાનો પ્રયત્ન કર્યો. લાંબું

છે. એણે ભાષાંતર પાઠમાળા મારી આગળ મૂકી અને કેટલાક શબ્દો ગોખી કાઢવા મને કહ્યું. આજે પાઠ આપે અને કાલે એ તૈયાર માગે એ તો નિશાળની પ્રથા. કેસુને ઉતાવળે આંબા પકવવા હતા. એણે કહ્યું કે આ શબ્દો હમણાં મારા દેખતાં જ ગોખી કાઢ. મને એ શાનું રુચે? કાચબો જેમ પોતાના પગ અને માથું પોતાની અંદર ખેંચી લે છે તેમ મેં મારું ચિત્ત અંદર ખેંચી લીધું અને મનમાં કહ્યું, લે હવે મારી પાસેથી જે લેવું હોય તે લે. હું પણ જોઉં કે તારું કેટલું ચાલે છે! અંગ્રેજી ૨૬ અક્ષરો તો મને આવડતા હતા. મરાઠી અંકલીપી સાથે એ હું શીખ્યો હતો. એટલે ભેરો ગોખવા:

એસ આય ડી, સિદ્, મ્હણજે બસણેં
એસ આય ડી, સિદ્, મ્હણજે બસણેં
એસ આય ડી, સિદ્, મ્હણજે બસણેં

થોડો વખત ગયા પછી કેસુએ પૂછ્યું, 'સિદ્ એટલે શું?' પણ મને જવાબ શાનો આવડે? કેસુ ચિડાયો. એણે કહ્યું કે આ એક જ શબ્દ પચીસ વાર ગોખી કાઢ. જમણા હાથની આંગળી આગળ કરી હું ગણવા લાગ્યો અને ગોખવા લાગ્યો:

એસ આય ડી, સિદ્, મ્હણજે બસણેં
એસ આય ડી, સિદ્, મ્હણજે બસણેં

પચીસ વખત પૂરા થયા. કેસુએ ફરી પૂછ્યું, 'સિદ્ એટલે શું?' હું તો પહેલાં જેટલો જ નિર્દોષ. જવાબ શાનો આપું? મારી જાંગમાં એક ચૂંટી ખણી કેસુએ કહ્યું 'હવે સો વાર ગોખી કાઢ.' સો વાર ગણવા માટે તો બંને હાથની આંગળીઓ વાપરવી જોઇએ. એટલે મુનિની પેઠે બંને હાથ આગળ કરી હું ગણવા લાગ્યો અને ગોખવા લાગ્યો:

એસ આય ડી, સિદ્, મ્હણજે બસણેં

એટલે કેસુને કાંઇક આશા આવી અને એણે પૂછ્યું, 'સિટ્‌નો સ્પેલિંગ શું?' આવો અવળો કૂદકો કંઇ ધ્યાન વગર મરાય? હું શૂન્ય નજરે એના તરફ જોતો જ રહ્યો. આ વખતે કેસુએ ખૂબ ધીરજ રાખી મારવાને બદલે એણે મને વખત આપ્યો અને કહ્યું કે 'જો, સિટ્ ઉચ્ચાર કયા કયા અક્ષર મેળવવાથી થઇ શકે છે ! સિટ્‌માં કયા કયા ઉચ્ચારો સમાએલા છે?'

મારે ભેજું તો વાપરવું હતું જ નહિ. હોઠ હલાવીશ, મોઢામાંથી અવાજ કાઢીશ, અને બહુબહુ તો આંગળીઓ ચલાવીશ, એટલી જ મારી તૈયારી હતી. વિચાર કરવો એ ક્યાં મેં કરારમાં ગણાવ્યું હતું? હું તો શૂન્ય નજરે જોવા જ લાગ્યો. મારી નજરમાં ન હતી બીક, ન હતી અકળામણ કે ન હતી શરમ. દિલગીરીનું યે નામ ન મળે. એ તો વેદાંતીઓના પરબ્રહ્મ જેવી, નિરાકાર, નિર્ગુણ, નિશ્ચલ, નિર્વિકારી. શૂન્ય દૃષ્ટિ! પથ્થરના બાવલામાં આવી દૃષ્ટિ સહન થાય, પણ જીવતા માણસમાં કંઇ આવી દૃષ્ટિ સહી જાય? કેસુ ક્ષણેક ભોંઠો પડ્યો અને બીજી જ ક્ષણે ઊછળ્યો. એણે મારું માથું ઝાલી નીચે નમાવ્યું અને બીજા હાથે પીઠ ઉપર કેટલા યે મુક્કા લગાવ્યા! ક્રોધની વરાળ ક્રિયા દ્વારા કંઈક નીકળી ગયા પછી એ મોઢામાંથી નીકળવા લાગીઃ 'રડ્યા, મહારંડ્યા, તું કેંદિ ભણવાનો હતો? સાવ નંદીબૈલ છે.' આવું કેટલું યે ચાલ્યું. મારે ક્યાં એની ગણતરી રાખવી હતી? આખરે કેસુએ કહ્યું કે હવે ત્રણસો વાર ગોખી કાઢ! મારું મશિન ફરી ચાલ્યું:

એસ આય ટી, સિટ્, મ્હણજે બસણેં

" " " " " "

આ વખતે મેં મારા યંત્રમાં એક સુધારો કર્યો કે આંગળીઓ ક્યાં ગણવા બેસું?-કેસુની ધીરજ કરતાં આપણી ધીરજ લાંબી છે. એ ફરી શબ્દ પૂછે ત્યા સુધી છોને યંત્ર ચાલ્યા જ કરે:

એસ આય ટી, સિટ્, મ્હણજે બસણેં

" " " " " "

હવે તો મારે ચોપડી તરફ જોવાપણું પણ રહ્યું ન હતું. ગમે તે દિશાએ જોઉં, મનમાં ગમે તે તરંગ ચલાવું, સમુદ્રનાં મોજાં સંભળાતાં તે ધ્યાનપૂર્વક સાંભળું, પાસેથી બિલાડી પસાર થાય તો એના તરફ મારી પેન્સિલ ફેંકું. મોઢું ચાલે એટલે બસ; બાકી તો આપણે સાવ સ્વતંત્ર. એટલે આ તો ખૂબ ફાવતું આવ્યું. આંખની પાપણ ચાલે, નાકમાં શ્વાસ ચાલે, શરીરમાં લોહી ફરે તેમ મોઢું ચાલ્યા કરે.

એસ આય ટી, સિટ્, મ્હણજે બસણેં

" " " " " "

કોણ જાણે આમ કેટલોય વખત વહી ગયો. આખરે કેસુએ ફરી પૂછ્યું કે બોલ. મેં તરત જ બોલી સંભળાવ્યું: 'એસ આય ટી, સિટ્, મ્હણજે બસણેં.' મને ઊંઘમાં બોલાવત તો યે હું એ બરાબર બોલી બતાવત એટલું એ પાકું થઇ ગયું હતું. મૂઠી વાળતાં જેમ એ ને એ જ કરચલીઓ હથેળીમાં પડે છે તેમ જીભ અને હોઠને ટેવ પડી ગઇ હતી. પણ દુર્દૈવ કેસુનું, કે એણે મને ફરી અવળો સવાલ પૂછ્યો: 'બસણેં માટે શબ્દ કયો?' મગજનાં બધાં જ બારીબારણાં બંધ રાખેલાં હતાં, ત્યાં આવા અટપટા સવાલનો જવાબ ક્યાંથી ઉદ્‌ભવે? કેસુ સાવ નિરાશ થયો. મેં ઠંડે પેટે એને પૂછ્યું, 'ફરી ગોખી કાઢું?' હવે તો ધોધમાર માર વરસશે અને આખા શરીરની ચામડી બોર જેવી લીલી થશે એમ મેં માન્યું હતું. આંખ કાંઇક મીંચીને, છાતી કેડમાં દબાવીને અને માથું ખભાની અંદર ખોસી ઘાલીને મેં મારના સ્વાગતની તૈયારીઓ પણ પૂરતી કરી. હા, વિલંબ કર્યે શો લાભ? જે થવાનું છે તે ઝટ પતી જાય એ શું ખોટું?

પણ દુનિયામાં ઘણી વાર અણધાર્યું જ બને છે.

ગાર, નિરાશા અને ક્રોધ એટલાં બધાં વધી ગયાં કે કેશુ બાંધળો થવાને બદલે એકદમ શાંત થઈ ગયો. એ બોલ્યો, (અને એ અવાજમાં જરા યે જોર ન હતું) 'ઠીક તું જા.' હું પણ જાણે કશું થયું જ નથી એમ શાંતિથી ઊઠ્યો, પૂંઠ ફેરવી અને ચાલતો થયો.

તે દિવસથી કેશુએ મારી આગળ અંગ્રેજીનું નામ ન લીધું. આગળ જતાં ઘણાં વર્ષ પછી જ્યારે એણે એક હવારો રાત્રે બધા ઊંઘી ગયા પછી મારા ટેબલ પર મારો એક સુંદર અંગ્રેજી નિબંધ જોયો ત્યારે એણે પોતાની પ્રતિજ્ઞા તોડી. બીજે દિવસે સ્ટેશન પર જઈ, વ્હીલર કંપનીની સ્ટૉલમાથી રસ્કીનનું 'માર્ગિયન' ખરીદી એણે મને ભેટ તરીકે આપ્યું! હજી એ ચોપડી મારી પાસે છે, અને જ્યારેજ્યારે તેના ઉપર નજર પડે છે ત્યારેત્યારે મને નાનપણના એ દિવસો યાદ આવે છે. 'માર્ગિયન'માથી કેટલા યે સારાસારા ફકરાઓ ગોખે કરી મેં કેશુને સંભળાવ્યા હતા.

## ૨][અંગ્રેજી વાચન

એક દિવસ મને થયું કે ચાંદરણી રાતમા માણસને વાચનાં આવડવું જોઈએ. આટલું મજાનું અજવાળું પડે છે એમા કેમ ન વંચાય! એટલે એક ખુરશી લઈને હું આગણામા બેઠો અને મારી લૉંગમૅનની બીજી રીડર વાચવી શરૂ કરી. અંગ્રેજી બીજા ધોરણમાં દાખલ થયે મને બહુ દિવસ થયા ન હતા. મારા બેત્રણ પાઠો જ થયા હતા. આઈએ પૂછ્યું, 'દીવા વગર રાત્રે શું વાંચે છે?' મેં જવાબ આપ્યો 'મારી અંગ્રેજી ચોપડી.'

બંગલાના માળી નજુની સ્ત્રી આઈ પાસે કંઈક માગવા આવેલી. એને ખૂબ આશ્ચર્ય થયું કે આટલો નાનો છોકરો ને અંગ્રેજી વાંચે છે! એ દોડતી જઈને આસપાસનાં કેટલાય લોકોને એ અદ્ભુત દૃશ્ય જોવા લઈ આવી.

અમે સાવનૂરમાં હતા ત્યારની આ વાત છે. સાવનૂર એ દુબળી તરફનું એક નાનકડું દેશી રાજ્ય છે. રાજા મુસલમાન છે. યાવલગી સ્ટેશનથી સાવનૂર જવાય છે. ત્યાંની ભાષા કાનડી. પિતાશ્રી કાનડી સરસ જાણે. આઈ પણ સમજી શકે. પણ મારે માટે તો એ વખતે એ જાનવરોની ભાષાથી જરાય જુદી ન હતી. ઘરમાં નોકરો મુસલમાન રાખેલા, એટલે મારું કામ ઠીક ચાલતું. માત્ર આઈને વાસણો, કપડાં બધું મુસલમાનના હાથનું એટલે ધોઈ લેવું પડતું. હું આઈને એમાં ખૂબ મદદ કરતો. અહીંની મુસલમાની એટલે મરાઠી ને કાનડી શબ્દોનું વિકૃત મિશ્રણ. ઉર્દૂ શબ્દો એમાં માત્ર વીસ ટકા હશે. ને ઉચ્ચાર સાંભળીને તો હસવું જ છૂટે. આખરે અમને એક લિંગાયત નોકર મળ્યો, જે હિંદી બોલી શકતો હતો. એ સવારસાંજ ખૂબ ગાતો. હજી એનાં કેટલાંક પદો મને યાદ છે.

હજુ આપણા અંગ્રેજી વાંચે છે એ જોવા ઘણા લોકો ભેગા થયા. પણ ચાંદરણામાં અક્ષરો બરાબર વંચાય તો ને? પહેલો પાઠ તો મોઢે હતો, એટલે એ તો હું કડકડાટ બોલી ગયો. શ્રોતાઓના આશ્ચર્યનો પાર ન રહ્યો. બીજા પાઠમાં અમારું ગાડું જરા ધીમું પડ્યું. આંખને તાણ પડવાથી ( ગભરાટથી નહિ ) આંખમાં પાણી આવવા લાગ્યાં. આઈએ કહ્યું, 'આમ અંધારામાં કંઈ વંચાતું હશે! ચાલ અંદર.' સભા વિસર્જન થઈ અને મને થયું હાશ, છૂટયા. સાવનૂરમાં ફરીવાર ચોપડી હાથમા લીધી જ નહિ.

## ૩][દીનપરસ્ત કુત્તી

નજુ માળીની એક કાળી કૂતરી હતી. શિકાર કરવામાં એક્કો. બકરાં જુએ કે એમની પાછળ દોડી જ છે. કોક વખતે એકાદ બકરું કે સસલું મારીને લઈ આવે. સાવનૂરમાં શહેર બહાર ગેસ્ટ હાઉસમાં અમે રહેતા હોવાથી મને ત્યાં બિલાડી મળી નહિ, એટલે કાળીને જ મેં પોતાની કરી. રોજ એને ધરાઈને ખવડાવું અને રમાડું. આ કાળી મુસલમાન ધર્મ પાળતી હશે. શુક્રવારે બિલકુલ ખાય નહિ. પહેલે દિવસે મને થયું કે કાળી માંદી હશે માટે ખાતી નહિ હોય. પણ આસપાસના લોકોએ કહ્યું કે 'ના, એ રોજો રાખે છે.' નાનપણમાં આપણું મન બહુ ચિકિત્સક નથી હોતું. ગમે તે વાત શ્રદ્ધાથી આપણે સ્વીકારીએ છીએ, એટલું જ નહિ પણ આપણે અદ્ભુત રસના એટલા તો રસિયા હોઈએ છીએ કે દરેક વિચિત્ર લાગતી વસ્તુ સાચી જ છે એમ માનવા તરફ આપણું ખાસ માનસિક વલણ હોય છે. છતાં કાળીની આ વાત મને અસંભવિત જેવી લાગી અને ખાસ એના તરફ ધ્યાન રાખ્યું.

બીજે ગુરુવારે દૂધમાં લોટ બાંધી સરસ ભાખરી તૈયાર કરાવી. ઉપર ઘી ચોપડ્યું. (હું તો કાળીને પૂરી ખવડાવવાનો હતો, પણ આઈએ કહ્યું કે કૂતરાંને તળેલું

ન અપાય. એથી કૂતરાં હડકાયાં થાય છે કે માંદાં પડે છે.) ગુરુવારે આ ભાખરી મેં કાળીને આપી. ભાખરી સરસ મ્હેકે, એટલે ખાવાને મન લલચાય. કકડો મોઢામાં લે અને ફરી છોડી દે. આમ એણે અનેક વાર કર્યું, પણ અપવાસ તોડ્યો નહિ. સાંજે ચાર વાગ્યે એને ખૂબ ભૂખ લાગેલી જોઇ ફરી મેં એ જ પ્રયોગ કર્યો. એક આખી ભાખરી એના આગળ મૂકી. કાળીને આ વખતે નવો વિચાર સૂઝ્યો. એણે ભાખરી મોઢામાં લીધી અને સહેજ દૂર જઇ, આગલા પગ વડે જમીન ખોદી એમાં એ ભાખરી દાટી દીધી અને એના પર જ પોતાનું આસન જમાવી દીધું. બીજે દિવસે સવારે વહેલો ઊઠી હું કાળીને જોવા ગયો. એ પણ એ જ વખતે ઊઠી. એણે જમીન ખોદી અને જોતજોતામાં ભાખરીથી પારણું કર્યું. બીજા બે ગુરુવારે પણ મને એ જ અનુભવ થયો!

ત્યાર પછી ઘણાં વરસે મારા પિતાશ્રી ફરીવાર સાવનૂર ગયા હતા. હું ગયો ન હતો; પણ એમની પાસેથી ખબર મળ્યા કે કાળીનો ધંધો હજી એનો એ જ ચાલે છે. એ જ અરસામાં કાળી શિકાર કરવા જતાં કંઇક અકસ્માતથી મરી ગઈ.

## ૪][હિંમતની દીક્ષા

સાવનૂરની જ વાત છે. અમારા ઘરની આસપાસ આંબલીનાં ઝાડ હતાં. આંબલી બરાબર પાકી ગઇ હતી. મને આંબલીનું શરબત (આંબલમાણું) બહુ ભાવે, એટલે આઇએ મને કહ્યું, 'પેલું આંબલીનું ઝાડ છે એના પર સરસ આંબલી પાકી છે; ચાલ તને બતાવું. થોડીક પાડી આપે તો આ તડકાને વખતે આપણે મઝાનું આંબલમાણું કરીએ.' હું ઝાડ પર ચઢ્યો. પણ સારી, પાકી અને પુષ્ટ આંબલી તો ડાળને છેડે જ હોય. મેં હાથ લંબાવ્યા, ખૂબ હિંમત કરી, પણ જોઇએ તેટલો આગળ પહોંચ્યું નહિ. આઇને મારા ઉપર ચીડ ચડી: 'સાવ બીકણ છોકરો! જુઓ તો કેવો ધ્રૂજે છે! આ તે શું સરગવાનું ઝાડ છે કે બટકી જાય? નીડર થઇને વધ આગળ, નહિ તો ખાલી હાથે પાછો આવ. અરે રામ, આટલુંય આ છોકરાથી થતું નથી.' મારી આંખે અંધારાં આવ્યાં. બીકનાં નહિ, પણ શરમનાં. છોકરાંઓ અટકચાળાં કરી જાન જોખમમાં નાખે ત્યારે માબાપ (તેમાં યે ખાસ કરીને મા) બ્હી બ્હીને છોકરાને રોકવા માગે, શરીર સાચવવાનું કહે ને બેદરકારી માટે વઢે એ સનાતન નિયમ. જુવાનોને એ જ છાજે. એના બદલામાં મારું બીકણપણું આઇને અસહ્ય થયું ને આઇએ મારી નિર્ભર્ત્સના કરી. મને થઈ આવ્યું કે આના કરતાં તો હું અહીં જ મરી જાઉં તો શું ખોટું?

હું કઈ રીતે આગળ વધ્યો અને છેક છેડા પરની તથા ટોચ પરની આંબલીઓ તોડીને લઇ આવ્યો એ કશું યે મારા ધ્યાનમાં ન રહ્યું. તે દિવસથી મેં મારી બીક છોડી જ દીધી એમ કહું તો ચાલે.

આજે જ્યારે છોકરાઓ મને પૂછે છે કે આટલો સ્વાર્થત્યાગ કેમ કરાય? અમારી 'કરીઅર' ખુવાર થઇ જાય એનું શું? ત્યારેત્યારે હું એમને કહું છું કે તમારા જેવી જુવાનીને તો લગામ શોભે, ચાબુક નહિ. અને જેટલી વાર આ વાક્ય ઉચ્ચારું છું તેટલી વાર સાવનૂરનું પેલું આંબલીનું ઝાડ અને એની તળે ઊભેલી મારી માની મૂર્તિ દૃષ્ટિ આગળ ખડી થાય છે.

## ૫][શિક્ષકની ઈર્ષ્યા

નાનપણથી જ મને 'કૉપી' કરવા બાબતની ભારે ચીડ હતી. બીજા છોકરાની પાટી કે ચોપડીમાં જોઇને જવાબ લખ્યાનો એકેય દાખલો મારા જીવનમાં નથી. પરીક્ષા વખતે પડોશના છોકરાને પૂછવું અથવા છાની ચોપડી રાખી એમાથી જવાબ જોઈ લેવો, પહેરણની બાંય ઉપર પેન્સિલથી ઉપયુક્ત માહિતી લખી રાખી પરીક્ષામાં તેનો ઉપયોગ કરવો, શાહીચૂસ પર એક ખૂણે ઇતિહાસના સન લખી રાખવા, પડોશના છોકરા સાથે કાગળની અદલબદલ કરવી વગેરે શાસ્ત્ર હું બરાબર જાણતો, છતાં એકે ય દિવસ મેં એનો ઉપયોગ કર્યો નથી. જે જે નિશાળે ગયો છું (અને મેં કંઇ ઓછી નિશાળો નથી જોઇ; કોઇપણ નિશાળમાં એકસામટું એક વર્ષ તો મેં પૂરું કર્યું જ નથી) તે તે નિશાળમાં શિક્ષકો અને વિદ્યાર્થીઓમાં મારી પ્રામાણિકતા તો હમેશ સંશયાતીત રહેતી. શિક્ષકની ગેરહાજરીમાં વર્ગમાં કંઇ બનાવ બને અને શિક્ષક સુધી તકરાર જાય તો બંને પક્ષના વિદ્યાર્થીઓ મારી સાક્ષી ટાંકે. ઘણી વાર તો હું સાક્ષી આપવાની જ ના પાડું.

(અનુસંધાન આગળ પાન ૨૬૧મે)



# પિતૃદેશને ચરણે

ઇ. સ. ૧૯૧૪નું વર્ષ હતું. વિશ્વવિગ્રહની આગ આખી દુનિયા ઉપર ફેલાતી જતી હતી. મહાન જર્મન ઍડમિરલ ફૉન સ્પી પૅસિફિકનાં પાણી કાપતો ચીનથી દક્ષિણ અમેરિકા તરફ ધસ્યે જતો હતો. તેની પાસે 'સ્કાર્નહોર્સ્ટ,' 'નીસનાઉ,' 'ન્યુર્નબર્ગ,' 'ડ્રેસ્ડન' અને 'લાઇપ્ઝિક' નામની ક્રૂઝરો (યુદ્ધનૌકાઓ) હતી. પિતૃદેશને વિજય અપાવવા હજારો બહાદુર જર્મન ખલાસીઓ મૃત્યુને તુચ્છકારતા અને દુશ્મનોને શોધતા જન્મભૂમિથી અસંખ્ય ગાઉ દૂર પૅસિફિકનાં પાણી ડોળતા હતા.

નવેમ્બર માસનો પહેલો દિવસ હતો. ચિલીના કિનારા ઉપર શ્વેત બરફથી ઢંકાએલા ઍન્ડિઝ પર્વતની ગગનચુંબી શિખરમાળા નજર પહોંચે ત્યાં સુધી પથરાતી હતી. પશ્ચિમમાં સૂર્યાસ્ત થતો હતો અને સંધ્યાની ગુલાબી સુરખીમાં વિશ્વ નહાતું હતું. એ સમયે જર્મન નૌકાસૈન્યનો નાશ કરવા આવી પહોંચેલો બ્રિટિશ ઍડમિરલ સર ક્રિસ્ટોફર ક્રૅડૉક પોતાની ચાર ક્રૂઝરો સાથે ઉત્તરમાંથી ધસમસ્યો આવતો હતો. ક્રૅડૉક છેક ઇંગ્લંડથી આટલાન્ટિક ઓળંગી, દક્ષિણ અમેરિકાના દક્ષિણ છેડા કેપહોર્નની પ્રદક્ષિણા ફરી ઉત્તર તરફ પૅસિફિકમાં આગળ વધ્યો હતો. અને જર્મન ક્રૂઝરોની સાથોસાથ દક્ષિણ તરફ ધસી આવતો હતો. ઍડમિરલોની ક્રૂઝરો આગળ હતી અને બાકીની તેમને અનુસરતી હતી.

સંધ્યાની સુરખી વિલીન થતી હતી. બહાદુર જર્મન ખલાસીઓનાં હૃદય ઉત્સાહ અને શૌર્યથી ધડકતાં હતા. તેઓનો દરિયાઇ અનુભવ માત્ર ૪૦ વર્ષનો હતો ને અંગ્રેજોનો લગભગ ૧૦૦૦ વર્ષનો! પણ સ્વદેશાભિમાનના જુસ્સાથી પ્રેરાએલા જર્મનોને ડર નહોતો. સંધ્યાના એ ઓસરતા પ્રકાશમાં સ્કાર્નહોર્સ્ટે 'ગુડ હોપ' ઉપર પહેલો ગોળો ફેંક્યો અને કૉરોનલનું વિખ્યાત દરિયાઇ યુદ્ધ શરૂ થયું.

તોપોના ભયંકર અવાજ થતા હતા, આગના ભડકા ઊઠતા હતા અને ધુમાડાના ગોટેગોટ દરિયા ઉપર પથરાતા હતા. અરધા કલાકના ઘોર સંગ્રામ પછી ગુડ હોપ સળગી ઊઠી. સ્કાર્નહોર્સ્ટના ગોળાઓ તેને જર્જરી કરી નાખી હતી. એક ભયંકર ધડાકા સાથે તે પૅસિફિકને તળિયે જઇ બેઠી.

દોઢ કલાકના તુમુલ યુદ્ધ પછી જર્મનો વિજયવંત બની મૃત્યુનાં મુખમાંથી બહાર આવ્યા. 'ગ્લાસગો' નાસી ગઇ અને બીજી ક્રૂઝરો ડૂબી ગઇ. તોપો શાંત પડી,. અગ્નિ બુઝાઇ ગયો અને થોડી વાર પહેલાં જ્યાં કાનના પડદા ફાડી નાખે તેવા ધડાકા નભોમંડલને ધ્રુજાવતા હતા ત્યાં હવે પૅસિફિક મહાસાગરનાં કાળાં અને ઊંડાં પાણી રાત્રિની શાંતિમાં ઘેરૂંઘેરૂં ગરજતા સંભળાવા લાગ્યાં.

અઠવાડિયા ઉપર થોડો સમય વીતી ગયો હતો. ઍડમિરલ ફૉન સ્પી ચિલીથી થોડે દૂર પશ્ચિમમાં આ-

**પિતૃદેશના પ્રેમ વડે પરાજયને પણ ઉજ્જ્વળ કરતા**

વેલા જુઆન ફર્નાન્ડિસ નામના ટાપુઓ પાસે પોતાની ક્રૂઝરો સાથે પડ્યો હતો. અચાનક વાયરલેસ ઉપર નીચલો સંદેશો પકડાયો:

'કૅપ્ટન—કૅનોપસ, પૉર્ટ સ્ટૅનલી જાઓ; ત્યાં સલામતી છે. નવી તોપો ત્યાં આવી ગઈ છે.'

વાયરલેસ ઑપરેટરે ફૉન સ્પીને ખબર આપી. ઍડમિરલ ચેતી ગયો કે જર્મનો કૅનોપસ ઉપર હુમલો ન કરે તે માટે જ નવી તોપોના નામવાળો આ ખોટો સંદેશો પસાર કરવામાં આવ્યો છે અને જર્મન વાયરલેસ તેને વચ્ચેથી લઇ લે એવી રીતે જાણી જોઇને તે મોકલવામાં આવેલો છે. તેણે તરત કૅનોપસનો નાશ કરવાનો નિશ્ચય કર્યો.

પણ રચાતી કપટબાજીની તેને ખબર ન હતી.

ડિસેમ્બરની આઠમી તારીખની સવાર હતી. આકાશ સ્વચ્છ હતું. સૂર્યનાં કિરણો ઠંડા વાતાવરણને ઉષ્મા આપતાં હતાં. ફૉકલૅંડ ટાપુઓ પાસેનો દક્ષિણ આટલાંટિક શાન્ત હતો અને ઠંડો પવન મંદમંદ વાતો હતો. એ સમયે ઍડમિરલ ફૉન સ્પી પોતાના કાફલા સાથે ફૉકલૅંડ ટાપુ પાસે આવી પહોંચ્યો. તેની એક ક્રૂઝર આગળ ગઇ અને તેના કૅપ્ટને પૉર્ટ સ્ટૅનલીના બારામાં બે ક્રૂઝરો જોઇ. ઍડમિરલ આગળ વધ્યો. તેણે ધાર્યું કે બીજી તો નાસી ગએલી ગ્લાસગો હશે; પણ ઍડમિરલ છેતરાયો.

જેવું તેની ક્રૂઝર નીસનાઉએ પૉર્ટ સ્ટૅનલીના બારામાં ડોકિયું કર્યું તેવો જ તે ભડક્યો. શું જોયું? ત્યાં તો કેટલી યે ક્રૂઝરો હતી! તરત ઍડમિરલે સુકાન ફેરવવાનો સિગ્નલ આપ્યો. જર્મન ક્રૂઝરોએ પૂર્વનો રસ્તો લીધો અને બ્રિટિશ કાફલાએ તેની પૂંઠ પકડી.

પૉર્ટ સ્ટૅનલીના બારામાં નવ જહાજ હતાં, તેમાંથી કૅનોપસ ધીમી ગતિ હોવાને લીધે ત્યાં જ રહ્યું. સામાનથી ભરેલી બે જર્મન સ્ટીમરો દક્ષિણ તરફ નાસતી હતી, તેની પૂંઠ બે ક્રૂઝરોએ પકડી અને બાકીની બધી પૂર્વ તરફ જર્મન ક્રૂઝરોની પાછળ પડી. ઍડમિરલ ફૉન સ્પી જેવા ભયંકર દુશ્મનનો નાશ કરવા બ્રિટિશ ઍડમિરલ સર ફ્રેડરિક ડવટન સ્ટર્ડી છેક ઇંગ્લાંડથી આવ્યો હતો. તેની ક્રૂઝરો મોટી અને મજબૂત હતી. તેમની સંખ્યા વધારે હતી અને તેમની તોપો મોટી હોવાથી ગોળા ગોળા ફેંકતી. ઍડમિરલ ફૉન સ્પીએ નાસવામાં ડહાપણ જ વાપર્યું હતું.

સૂર્ય ઊંચે ચડતો જતો હતો. આટલાંટિકનાં ઊંડાં અને આસમાની પાણી નજર પહોંચે ત્યાં સુધી પથરાતાં હતાં, અને વાયવ્ય કોણમાંથી મંદમંદ પવન વાતો હતો. જર્મન ક્રૂઝરો પૂર્વ તરફ પૂર વેગે ધપતી હતી અને બ્રિટિશ ક્રૂઝરો તેમને પહોંચીવળવા ભગીરથ પ્રયત્ન કરતી હતી. કાળા ધુમાડાના ગોટેગોટ સૂર્યના પ્રકાશને ઢાંકી દેતા હતા અને આટલાંટિકનાં આસમાની પાણી ઉપર તેમના કાળા પડછાયા પડતા હતા. પાણીમાં ક્રૂઝરોના પંખા અસાધારણ ઝડપથી ફરતા હતા અને તેને લીધે ઘૂમરીઓ ખાતું પાણી ચકડોળે ચડ્યું હતું. ક્રૂઝરોની અતિશય ઝડપથી તેમની બાજુમાં જબરાં મોજાં અથડાતાં હતાં અને તેમના મોરા સામે આવતા પાણીને ઝડપથી બે ભાગમાં કાપી નાખતાં. આ અસાધારણ અને ભય ઉપજાવતા દેખાવથી આલ્બેટ્રૉસો, કલ્હારો (Gulls), દરિયાઇ ગીધો (Mollyhawks), બતકો, તેહરીઓ (Terns) પેલિકનો, પેટ્રોલો, પેંગ્વિનો ને બીજાં દરિયાઇ પક્ષીઓ ચીસો નાખતાં ભયથી આમતેમ બેબાકળાં બની ઊડતાં હતાં. વખત વીતતો ગયો તેમ અંતર કપાતું ગયું.

મધ્યાહ્ન થયો અને બ્રિટિશ કાફલાની પહેલી ક્રૂઝરે લાઇપ્ઝિકને પકડી પાડી. લગભગ પોણો વાગતાં ઍડમિરલ સ્ટર્ડીએ સિગ્નલ આપ્યો: 'મારો શરૂ કરો અને દુશ્મનોને લડવામાં રોકો.' ઓછી ઝડપ ધરાવતી પાછલી ક્રૂઝરો નાસી શકશે નહિ એમ જાણી ઍડમિરલ ફૉન સ્પીએ પણ મારો શરૂ કરવાનો સિગ્નલ આપ્યો. ન્યુર્નબર્ગ, ડ્રેસ્ડન ને લાઇપ્ઝિક સામે લડવા ત્રણ બ્રિટિશ ક્રૂઝરો રોકાઇ; ને બાકીની બાજુને લઇ સ્ટર્ડીએ સ્કાર્નહૉર્સ્ટ અને નીસનાઉ સામે લડવા હુકમ આપ્યો.

દુનિયાએ જવલ્લે જ જોએલા ભયંકર દરિયાઇ યુદ્ધોમાંનું આ એક હતું. બ્રિટિશ ને જર્મન ખલાસીઓ જીવ ઉપર આવીને લડતા હતા. કાળના ક્રૂર હાથ જેવી એ લાંબી તોપો ફૂટવાના ભયંકર ધડાકાથી ક્રૂઝરો ધ્રૂજવા લાગી. યંત્રોની જાણે આજે કસોટી થતી હતી અને ઇજનેરો ઝડપ વધારવા બનતા પ્રયાસ કરતા હતા. ભૂંગળાં અને તોપોમાંથી નીકળતા ધુ-

ગાડાના ગોટેગોટમાં ક્રૂઝરો વારંવાર અદૃશ્ય થઇ જતી અને તોપોના મુખમાંથી નીકળતા આગના ભડકા એ ધુમાડાનાં વાદળોમાંથી વારંવાર ચમકતા હતા. છટકી જતા ગોળા દરિયામાં પડતાં ત્યાં પાણીના મિનારા ઊભા થઇ જતા.

આખરે બ્રિટિશ ક્રૂઝરો જીત ઉપર આવવા લાગી. એ જીત બ્રિટિશ ખલાસીઓના ૧૦૦૦ વર્ષના અનુભવ કે તેમની બહાદુરીને નહિ, પણ તેમની મોટી તોપોને આભારી હતી. જર્મનીનો ત્રિરંગી રાષ્ટ્રધ્વજ ઉડાડતી ઍડમિરલ ફૉન સ્પીની ક્રૂઝર, સ્કાર્નહૉર્સ્ટ સળગતી હતી. તેણે જરા જમણી બાજુ મુખ ફેરવ્યું અને એક ગોળાએ તેનું એક ભૂંગળું ઉડાવી દીધું. તેની ડાબી બાજુની તોપો નકામી થઈ પડી. આગ વધવા લાગી, યંત્રો તૂટવા લાગ્યા, ઍંજિનો સળગવા લાગી અને બ્રિટિશ ક્રૂઝરોમાંથી છૂટેલા રાક્ષસી ગોળા તેની બાજુમા ગાબડા પાડતા વિનાશ કરવા લાગ્યા. એ ગાબડામાંથી અંદર સળગતી આગ દેખાતી હતી. તેમા પાણી ભરાતા સ્કાર્નહૉર્સ્ટ ડાબી બાજુએ નમી. ઍડમિરલ ફૉન સ્પી પોતાના બે બહાદુર પુત્રો અને ખલાસીઓ સાથે, દેશના ગૌરવરૂપ ત્રિરંગી રાષ્ટ્રધ્વજ હવામા ફરકાવતો ઊભો હતો. મોતથી બેપરવા ખલાસીઓ રાષ્ટ્રગીત ગાતા હતા. સ્કાર્નહૉર્સ્ટ બાજુ ઉપર સાવ નમી જઇ આટલાટિકના અગાધ જળ નીચે અદૃશ્ય થતી જતી હતી.

હવે નીસનાઉનો વારો હતો. મોરાથી સુકાન સુધી તેમાં આગના ભડકા બળતા હતા. 'ઇનફ્લેક્સિબલ'ની તોપોએ તેને જર્જરી બનાવી હતી. આકાશમા ધીમે-ધીમે આંધી આવતી હતી. સાંજના પાચ વાગ્યા હતા. નીસનાઉ ડૂબવાની તૈયારી કરતી હતી. તેનું એક ભૂંગળું તૂટીને બીજાને અઢેલીને પડ્યું હતુ. આગથી તારાજ થયેલાં યંત્રોમાથી વરાળના ગોટેગોટ નીકળતા હતા. આગના ભડકા જાણે આકાશને બાળી નાખવા ઊંચે જતા હતા અને ધુમાડાના ગોટેગોટ તેને વિંટાઇ વળ્યા હતા. હવે તો તેની એક જ તોપ સારી હતી. ભયંકર મોત સામે ડાચું ફાડીને ઊભું હતું, પણ બહાદુર અને સ્વદેશાભિમાની જર્મન ખલાસીઓ એ એક તોપ પણ ફોડ્યા કરતા હતા. તેમને જિંદગી કરતાં જન્મભૂમિ ક્યાંય વધારે વહાલી હતી.

આખરે દારૂગોળો ખલાસ થયો. ૬૦૦ માણસોની ખુવારી થઇ અને નીસનાઉ બાજુ ઉપર નમી જઇ ડૂબવા લાગી. કૅપ્ટને હુકમ કર્યો કે 'જેને આધારે તરી શકાય તેવી વસ્તુઓ લઇને તુતક ઉપર ગોઠવાઇ જાઓ' સાંજે લગભગ ૬ વાગ્યે નીસનાઉ આટલાંટિકની સપાટી ઉપરથી અદૃશ્ય થઇ. ૨૦૦ જેટલા બહાદુર ખલાસીઓ હીમ જેવા ઠંડા પાણીમાં પડ્યા.* ઘણા તો ઠંડીને લીધે પડતાં જ ડૂબી ગયા.

વાતાવરણમાં આંધી વધતી જતી હતી. આકાશમાં વાદળ ઘેરાતાં હતાં. ઠંડો પવન સુસવાટા મારતો હતો અને આટલાંટિકના ભીષણ મોજાં ઊછળતાં હતાં. ડ્રેસ્ડનની ઝડપ સારી હોવાથી તે છટકી ગઇ હતી. દરમ્યાન નુર્નબર્ગ અને લાઇપ્ઝિક બહાદુરીથી લડતી હતી. સાંજે સાડા છ વાગતાં નુર્નબર્ગ સળગી ઊઠી. પણ આગ, મહાસાગર કે સળગતા ગોળાઓનો જરા પણ ભય રાખ્યા વિના એ દેશપ્રેમી આજ્ઞાધીન ને અડગ જર્મન ખલાસીઓ પોતાની ફરજ બજાવતા હતા. નુર્નબર્ગ ધીમેધીમે ડૂબતી હતી. બ્રિટિશ જહાજોમાંથી છૂટતા ગોળાઓ તેના ઉપલા ભાગોને છિન્નભિન્ન કરી ઉડાવી દેતા હતા અને જમદૂતની જીભ જેવા આગના ભડકા એ દેશભક્ત સુભટો તરફ લંબાતા હતા.

ડૂબતી નુર્નબર્ગની આગ આટલાંટિકનાં ઊછળતાં મોજાં ઠારતાં હતાં. જહાજ ડૂબતું હતું પણ તેના ગોલંદાજો હજી પણ પોતાની ફરજ બજાવતા હતા. બાકીના ખલાસીઓ તુતક ઉપર હારબંધ ગોઠવાઈ જર્મન વાવટો ઉડાવતા રાષ્ટ્રગીત ગાતા હતા.

ગોલંદાજોના પગ સુધી પાણી આવી ગયું, પણ તેઓ તોપ ફોડતાં અટક્યા નહિ મોતને તુચ્છકારતા તેઓ બહાદુરીથી મથતા હતા. હજારો ગાઉ દૂર યુરોપની રણભૂમિ ઉપર તેમના દેશબંધુઓ દુનિયાનાં બળવાન રાષ્ટ્રો સામે લડતાં મરતા હતાં, ત્યારે જન્મભૂમિથી દૂર, આટલાંટિકનાં અગાધ પાણી પર પોતાના પિતૃદેશ પ્રત્યેની ફરજ બજાવવામાં તેઓ પોતાના દેશબંધુઓથી ઓછા કેમ ઊતરે? નુર્નબર્ગ ડૂબતી હતી તોપણ હજી તેમાંથી ગોળા છૂટતા હતા. અંતે તેની તોપો પર

* દક્ષિણ ગોળાર્ધને ફરી વળતો ઍન્ટાર્ટિક કરંટ અથવા વેસ્ટ વિન્ડ ડ્રિફ્ટના નામથી ઓળખાતો ઠંડો પ્રવાહ અહીંથી પસાર થાય છે.

પાણી ફરી વળ્યું ને થોડી મિનિટો પછી ગળાકાં ખાતા જર્મન ખલાસીઓ, થોડાં મૃત શરીરો અને કેટલીક બળી ગએલી વસ્તુઓ સિવાય ત્યાં કંઇ રહ્યું નહિ.

રાત્રિનો કાળો અંધકાર વિશ્વને ગળી જતો હતો; પણ લાઇપ્ઝિક હજી લડતી હતી. તેના આગલા અને પાછલા ભાગ ઉપર આગના ભડકા ઊડતા હતા. રાત્રિના કાળા અંધકારમાં સળગતી લાઇપ્ઝિકની લાંબી તોપોમાંથી ધગધગતા ગોળા છૂટતા હતા અને એ અંધકારમાં પણ ધુમાડાના ગોટેગોટ દેખાઇ આવતા હતા. *નીચે કાળા પાણીમાં એ જ્વાળાનું પ્રતિબિંબ પડી* આસપાસ થોડે સુધી ધુમ્મસમાં આગનો પ્રકાશ પડતો હતો. બીજી તરફ થોડે દૂર બે બ્રિટિશ ક્રૂઝરો તેના ઉપર ભયંકર મારો ચલાવી રહી હતી. સળગતા રાતા ગોળા લાઇપ્ઝિક અને એ બ્રિટિશ ક્રૂઝરો વચ્ચે ભરતી માફક દોડતા હતા. આખરે રાત્રે નવ વાગ્યે આગ અને ગોળાથી તારાજ બનેલી લાઇપ્ઝિકે આટલાંટિકના અગાધ જળ નીચે સમાધિ લીધી.

તોપોના ધડાકા અનંતતામાં શમી ગયા. આગ બુઝાઇ ગઇ. આટલાંટિક ઊછળતો હતો. શરીરને અકડાવી નાખતો ઠંડો પવન સુસવાટા મારતો હતો અને તેથી પણ ઠંડા આટલાંટિક મહાસાગરનાં અગાધ પાણીમાં પિતૃદેશને ખાતર ભયંકર મોતને ભેટેલા બહાદુર જર્મન ખલાસીઓનાં મડદાં તરતાં હતાં. દરિયાઇ પ્રાણીઓ તેમની ઉજાણી કરતાં હતાં. જહાજોના તૂટેલા ભાગો પાણી ઉપર તરતા હતા અને તેને વળગી રહેલા ઠંડીમાં અકડાઇ ગએલા જર્મન ખલાસીઓને મહાસાગરનાં મોજાં આમથી તેમ ઉછાળતાં હતાં. તેમને મારી નાખવા દરિયાઇ ગંધો તથા આલ્બેટ્રોસ પક્ષીઓ ઝાપટો મારતાં હતાં અને તેમની ચીસો રાત્રિના અંધકારમાં ભયાનક લાગતી હતી. તેમને બચાવવાનો પ્રયત્ન કરતા બ્રિટિશ ખલાસીઓ હોડીઓમાં બેસી અહીંતહીં ભટકતા હતા. રાષ્ટ્રગીત ગાતા વિજેતા બ્રિટિશ ખલાસીઓના સૂર સુસવાટા મારતા પવનમાં ગળી જતા હતા.

રાત વીતી ગઇ. પૂર્વમાં સૂર્યે આટલાંટિકની સપાટી પર ડોકિયું કરી જોવા માંડ્યું; પણ સ્વદેશપ્રેમ ને સ્વદેશાભિમાનથી પ્રેરાએલા સેંકડો આત્માઓ એ સપાટી પરથી ક્યારના અદૃશ્ય થયા હતા. ઍડમિરલ ફૉન સ્પી તેના બે બહાદુર પુત્રો ને બીજા સેંકડો આત્મભોગી સાથીઓ સાથે હવનરો ફૂટ ઊંડે આટલાંટિકને તળિયે અનંત નિદ્રા ને નિઃસીમ શાંતિમાં સૂતો હતો. સામે બ્રિટિશ ખલાસીઓ બચાવેલા જર્મનોમાંથી મરી ગએલાનાં મૃત શરીરોને તેમની વીરતાને ઘટતા લશ્કરી માન સાથે આટલાંટિકના જળમાં દફનાવતા હતા.

આજે ત્યાં, પંદર વર્ષ ઉપર બનેલા એ બનાવનો એક પણ અવશેષ દેખાતો નથી. સમુદ્રનો ઠંડો પ્રવાહ ત્યાં ધીમી ગતિએ પૂર્વ તરફ વહે છે, રાક્ષસી વ્હેલ *માછલીઓ ત્યાં કુદકા મારતી રમે છે. દરિયાઇ પક્ષી*ઓનાં ટોળેટોળાં ત્યાં ચીસો પાડતાં ઊડે છે. ધુમ્મસ અને આંધી વાતાવરણમાં વારંવાર આવે છે અને ઠંડો પવન ત્યાં સુસવાટા મારે છે. તૂટેલી ક્રૂઝરો હજી આટલાંટિકને તળિયે પડી છે અને સેંકડો આત્મભોગી વીર પુરુષોનું કબ્રસ્તાન હોય તેવી આટલાંટિકના ઊછળતા મોજાંની હારો લ્હેરાયાં કરે છે. પિતૃદેશ પ્રત્યેની પોતાની ફરજ બજાવતાં વીરને છાજતા મોતે મરેલા ઍડમિરલ ફૉન સ્પી અને તેના બે યુવાન પુત્રો તથા બહાદુર ખલાસીઓના દેહને પોતાના અગાધ જળ નીચે ઢાંકતો આટલાંટિક મહાસાગર તેમના સ્વદેશપ્રેમ ને શૌર્યનાં યશોગાન ગાતો ઘેરુંઘેરું ગર્જે છે.

[મિ. જૉન બુકનના પુસ્તક અને ઍડમિરલ સર ફ્રેડરિક ડવટનસ્ટર્ડીએ બ્રિટિશ ઍડમિરાલ્ટીને લખેલા પત્રને આધારે]

**વિજય વાસુ**

## વર્ષા

જો આભમાં ચમકાર,
નાસે એક ક્ષણ અંધાર;
ગાજે વિશ્વનો વાયુ બની ઉન્મત્ત નાચે તાનમાં,
નર્તન ભયંકર આદરે હર જેમ પ્રલયોન્માદમાં.
સંહારમાં સર્જન કરે,
સુધા તણું સિંચન સવે.
વેરાનમાં ભરપાઇ કરવા જે સહેલી વેદના,
આજે જગતનો નાથ સજતો સાજ દેવા ચેતના.
જો મેઘ-ધનુ આભે ઊગે,
રંગે વિભૂષિત શું ઝગે!
નવ જોમ, નવ ચેતન, ફુવારા તેજના ફૂટે, અને
આખું જગત ફૂલે-ગુલાલે તેજથી રમતું દિસે.

'રસનિધિ'



નાલંદ અને અજંતાનાં સમકાલીન લાગતાં પ્રાચીન બૌદ્ધ વિહારો ધરાવતું

## કાઠિયાવાડનું સૌંદર્યસ્થાન



# તળાજા

કાઠિયાવાડમાં ભાવનગર શહેરથી બત્રીસ માઇલ દૂર તળાજા નામે એક સુંદર ગામ છે. તેની વસ્તી આશરે ચારેક હજાર માણસની છે. ત્યાં જવા માટે ભાવનગરથી એક પાકી સડક બાંધેલી છે અને બધી ઋતુમાં વાહનની સગવડ મળે છે.

ગામ ટેકરીના ઢોળાવ પર વસેલું છે, એટલે ઘણા માઇલ છેટેથી દેખાય છે. તેનો સુંદર દેખાવ આકર્ષક થઈ પડે છે. અરધો માઇલ રહે છે ત્યારે રસ્તામા શેત્રુંજી નદી આવે છે. તેનો વિશાળ પટ ઓળંગી થોડે જતા તળાજી નામની બીજી નદી ઓળંગવી પડે છે અને તળાજામાં દાખલ થવાય છે.

જે ટેકરીના ઢોળાવ પર એ ગામ વસ્યું છે તેને લોકો તળાજાનો ડુંગર એ નામે ઓળખે છે. તળાજાથી પાચ માઇલ દૂર 'ઠીમાણા' ગામમાથી સં. ૧૨૬૪ (ઇ. ૧૨૦૭)નો લેખ મળી આવ્યો છે તેમાં તળાજાને 'તલાઝા મહાસ્થાન' તરીકે ઓળખાવેલું છે.' શત્રુંજય માહાત્મ્ય' નામના ગ્રન્થમાં એને 'તાલધ્વજ નગરી' તરીકે ઓળખાવ્યું છે ને ડુંગરને 'તાલધ્વજગિરિ' કહ્યો છે.

આ ડુંગરની આડખેપડખે બીજો કોઇ ડુંગર નથી. આસપાસની સપાટ ભૂમિ વચ્ચે તે જુદો પડી જાય છે. તેના બે વિભાગ પડે છે. એક ભાગ શંકુ આકૃતિનો ઊંચો છે; બીજો તેનાથી નીચો અને શિખર આગળ થોડો સપાટ છે. બંને પર ધવલ જિનમંદિરો શોભી રહ્યાં છે અને તેમની ફરતો સફેદ ગઢ છે. દૂરથી જ પ્રવાસીની દૃષ્ટિ ઊંચા વિભાગના શિખર પર ઠરે છે અને પછી બંને બાજુના ઢોળાવ પર દૃષ્ટિ નમતાં એક તરફ તળેટીમાં વસેલું ગામ દેખાય છે, જ્યારે બીજી તરફ અન્ય ધવલ મંદિરનાં શિખરો નજરે પડે છે. આમ ડુંગરની શોભા ઝૂલતી તોરણમાળની અનુપમતા ધારણ કરે છે. તળાજા જતાં રસ્તામાં આવું રમણીય દૃશ્ય મળે છે, જ્યારે શિખરપરથી કોઇ બીજા જ પ્રકારનું મનોહર દૃશ્ય મળે છે.

પૂર્વ દિશા સંમુખ દૃષ્ટિપાત થતાં પ્રથમ ગામની બજાર અને લોકોની પ્રવૃત્તિ દૃષ્ટિગોચર થાય છે. ગામને છેડે ભાંગી ગએલા કિલ્લાની રાંગ દેખાયા પછી તેની નજીકની પાળિયાની હાર નજરે પડે છે. ત્યાંથી દૂર શેત્રુંજી અને તળાજી નદીનું સંગમસ્થાન અને ત્યાંનાં શિવાલયો દેખાય છે. દૂર સરતાનપુર નામનું તળાજાનું બંદર છે. તેની નજીકમાં જ સમુદ્રને ભેટતી શેત્રુંજી નદીનો વિશાળ પટ પ્રતીત થાય છે. સમુદ્રનાં મોજાંનો ચળકાટ આંખને ભરી દે છે અને નદી, પર્વત, સંગમસ્થળ તથા સમુદ્રની ભેગી થતી શોભાનું ફરીફરી સ્મરણ કરાવે છે. એક ખૂણે દૂર ગોપનાથ મહાદેવનો દીપ-કલ્પ ઝાંખોઝાંખો દેખાય છે.

પૂર્વ દિશામાંથી પશ્ચિમ તરફ જતાં ક્ષિતિજ પર શત્રુંજયગિરિ દેખાય છે. દિશા ચોકખી હોય તે વખતે શત્રુંજય ઉપરની ઉજ્જવલ શિખરમાળ આનંદ આપે છે. (અને તેની જ રીતે ત્યાંથી તળાજાની 'ટેકરી' પણ દેખાય છે.) આ દિશામાં તેમજ ઉત્તર દિશામાં દૂર સુધી નાનાં મોટાં ગામડાંઓ અને ડુંગરો દેખાય છે. તેમની વચ્ચે લીલાં સૂકાં ખેતરમાં થઇને વહેતી શેત્રુંજીની ગતિ દૃષ્ટિને સમુદ્રપર્યંત દોરી લઈ જાય છે.

પણ ઉપર વર્ણવી તે સર્વ શોભાથી અધિક શોભા તો ડુંગરની અંદર છે અને તે તેની મનોહર ગુફાઓમાં

છે. કેટલીક ગુફાઓ દૂરથી જ દેખાય છે. અને ડુંગર ઉપર ચડતાં તો ગુફાઓની હારની હાર નજરે પડે છે. ગુફાઓની સંખ્યા આશરે ત્રીસની છે. કેટલીક ગુફાઓ ટાંકા વગરની છે, ઘણીને એકેક ટાંકું છે અને કેટલીકને બે ટાંકાં છે. કેટલીક ગુફાઓમાં પ્રધાન ખંડ છે, જેની ફરતી ગર્ભગૃહ જેવી ઓરડીઓ છે. કેટલીક ગુફાઓ મોટી અને વિશાળ છે અને તેનો ચૈત્યગુફા તરીકેનો કે સભાસ્થાન તરીકેનો ઉપયોગ થતો હશે તેમ અનુમાન થાય છે. આવી એક ગુફા ગઢની અંદર છે અને તેમાં હજી પણ એક ઊંચી વેદિકા છે. ગઢમાં એક બીજી નાની ગુફા છે, જેને લોકો 'ધનકોઠી' તરીકે ઓળખાવે છે અને કહે છે કે એ કોઠી તોડે તેને તેમાંનું ધન મળે! આ નામ ને વાત ભ્રમ ઉપજાવનારા છે; ધનની લાલચથી કોઈ તેને તોડવા લલચાય તેવું છે. મૂળ નામ 'ગન્ધકૂટી' (બૌદ્ધ ચૈત્ય?-અંગ્રેજીમાં 'Dahgoba') હશે તેમ માની શકાય છે.

આ તમામ ગુફાઓ જીર્ણ થઈ ગઈ છે; તેની ભીંતો વધુ ને વધુ ખરતી જાય છે. દરેકના સ્તંભ એવા તો અલોપ થઇ ગયા છે, કે તે માટે આછા દળનો પત્થર હોવાનું કે કુદરતના કોપનું જ કારણ કલ્પી શકાય. ભૂતકાળમાં ધર્મવિરોધના કારણે સારાસારનો વિવેક નષ્ટ થતાં આ સ્તંભોનો નાશ થયો હશે એમ કલ્પી શકાય છે. સ્તંભોનો આવો એકસરખો અભાવ અન્ય સ્થળની ગુફાઓમાં નથી થયો.

ઇશાન કોણમાંથી ગુફાઓની હાર શરૂ થાય છે અને દક્ષિણ દિશામાં તે પૂરી થાય છે. વચ્ચે કોઇ-કોઇ ઠેકાણે જવા આવવા સારૂ કોરી કાઢેલી પગથીઓ નજરે પડે છે. કેટલેક ઠેકાણે વરસાદનું પાણી ટાંકામાં પહોંચાડવા સારૂ કોરી કાઢેલી નીકો પણ દેખાય છે. ગુફાઓનો પત્થર બધે એકસરખો નથી. પશ્ચિમમાં ચંબેલીની ગુફા તરીકે ઓળખાતી ગુફા આગળનો પત્થર વધારે સારો, એકસરખો ને સુંવાળો માલૂમ પડે છે. ઇશાન અને ઉત્તરની ગુફાઓનો પત્થર ખરતો અને તૂટતો છે. વાયવ્ય દિશામાં સૌથી મોટી, વિશાળ અને ભવ્ય 'એભલમંડપ' નામે ઓળખાતી ગુફામાં છતનો પત્થર એકસરખો અને સારો છે, જ્યારે પડખાની ભીંતોનો પત્થર નબળો અને ખરબચડો છે!

૧૮૭૬માં સ્વ. બર્જેસે 'કાઠિયાવાડ અને કચ્છનાં પુરાતન અવશેષો' પર ગ્રંથ બહાર પડ્યો છે તેમાં તળાજાની ગુફાઓની સવિસ્તર નોંધ (પા. ૧૪૭-૧૪૯) લીધી છે, તળાજાનો ટૂંકો ઇતિહાસ આપ્યો છે અને જૈનમંદિરો વિષે માહિતી આપી છે.

'પૂર્વકાળમાં જ્વાળામુખી જેવું થતાં આ ડુંગર ઉપરસી આવ્યો હોવો જોઇએ. દરિયાની સપાટીથી તે આશરે ૩૨૦ ફીટ ઊંચો છે, અને તેમાં કેટલેક સ્થળે ચકમકના પોચા પત્થરો મળી આવે છે.' આ મુજબ સ્વ. જેમ્સ બર્જેસે આ ડુંગરની નોંધ કરી છે. તળાજામાં તેઓ ૧૮૬૯ની સાલમાં આવી ગયા છે અને ૧૮૭૦મા 'સોમનાથ, જૂનાગઢ વગેરે સ્થળના ફોટોગ્રાફો' પ્રસિદ્ધ કર્યા છે, જેમાં તળાજાની એભલમંડપ ગુફાનો ફોટોગ્રાફ પણ આપ્યો છે. આ એભલમંડપની ભીંતોમાં નાનામોટા એવા ખાડા પડી ગયા છે કે ભીંતમાંથી તે તે સ્થળેથી કાંઈ કાઢી નાખ્યું હોય, કાંઇ ઊખેડી નાખ્યું હોય તેવા અનુમાનને પૂરતો અવકાશ રહે છે. વળી તેમાં ફરતી એકથી દોઢ ફૂટની પરથાળ છે અને તે પરથી આ અનુમાનને પુષ્ટિ મળે છે.

અત્યારે આ ગુફામા કાંઈ નથી! (બર્જેસે આપેલા ફોટોગ્રાફમાં વેદિકા લાગે છે.) કોઈ ઠેકાણે કોતરકામ કે કારીગરી સચવાએલી દેખાતી નથી. માત્ર મુખદ્વાર પર સામાન્ય કારીગરી જળવાઇ રહી છે અને તેનો ફોટો બર્જેસે પોતાના બંને ગ્રંથોમાં આપ્યો છે. ઉપરના ભાગમાં ઘોડાની નાળના આકારે વળેલી પાંચ કમાનો છે તેમાંની ત્રણ વિશીર્ણ થઇ ગઇ છે. તે કમાનો નીચે જાળી જેવી લાગતી કોરણી છે, જે અન્ય સ્થળની બૌદ્ધ ગુફાઓને મળતી છે. બહારના ચોકમાં એક પત્થરનો લાંબો કટકો પડ્યો છે. તે સ્તંભનો ટુકડો હશે તેમ નથી જણાતું, કારણકે ઉપરના ભાગમાં તૂટેલા ભાગની નિશાની છે તેના પ્રમાણમાં તે બહુ પાતળો લાગે છે. એના પર પણ કાંઇ કારીગરી નથી. ચોકમાં કોઇ ઊભો સ્તંભ હશે અને તેના અવશેષ રૂપે આ ટુકડો હોય તેવો સંભવ છે.

આ વિશાળ ગુફા સૌકોઇના ચિત્તને પ્રસન્ન કરે છે અને લીધેલા શ્રમનો બદલો આશ્ચર્ય અને આનંદમાં વાળી આપે છે તથા પૂર્વ સમયનું યથોચિત સ્મરણ આપે છે. લોકો તેને એભલમંડપના નામથી જ ઓળખે છે. તે બહુ ઊંડી અને વિશાળ છે. લંબાઇ

૭૫ા ફીટ અને પહોળાઇ ૬૭ા ફીટ છે. ઊંચાઇ ૧૬ાા ફીટથી ૧૭ ફીટ સુધીની છે, કારણકે ઉપરની છત એક ખૂણેથી બીજે ખૂણે ઢળતી છે. અંદરના ભાગમાં એકે સ્તંભ નથી, એટલે વચ્ચે ઊભા રહીએ ત્યારે માથે કેવું જબરૂં દળ અદ્ધર રહ્યું છે તેનું સંપૂર્ણ ભાન થાય છે. મુખદ્વાર પર ચાર સ્તંભ હશે તેમ સમજાય તેટલી નિશાની રહી છે.

બહારનો ચોક વિશાળ છે અને માપમાં ગુફાથી અરધો થાય છે. તેને લીધે ગુફાની ભવ્યતામાં અનહદ વૃદ્ધિ થાય છે. આ ગુફાનો ઉપયોગ ચૈત્યગુફા તરીકે અથવા સભાસ્થળ તરીકે અવશ્ય થતો હોવો જોઇએ. તેની અંદર બે હજાર ઉપરાંત માણસો છૂટથી અને સુખેથી બેસી શકે તેટલી તે વિશાળ છે.

આ ગુફા વિષે એક દંતકથા કહેવાય છે. પૂર્વે 'એભલવાળા' નામના રાજાના વખતમાં કંડોળ જ્ઞાતિના બ્રાહ્મણ ગોરોનો લોભ બહુ વધ્યો હતો. લોભને વશ થઇ દરેક લગ્ન પાછળ દક્ષિણામાં તેઓ સોનું માગવા લાગ્યા! આ કારણને લીધે ઘણાં ગરીબ માબાપો પોતાની કન્યાનાં લગ્ન કરતાં અટકી પડ્યાં અને થોડા વરસમા કન્યાઓ મોટી થઇ ગઇ. તેવી કન્યાઓની સંખ્યા પણ બહુ વધી પડી, એટલે થાકીને એભલવાળા આગળ લોકોએ રાવ ખાધી ને બ્રાહ્મણોનો ત્રાસ જણાવ્યો. એભલવાળો વચ્ચે પડ્યો. ગોરોને મનાવવા માંડ્યા પણ માન્યા નહિ અને હઠ ન છોડી, એટલે એભલવાળાનું લોહી તપી આવ્યું. તમામ માબાપોને ધીરજ આપી, તેમની કન્યાઓનું પોતે પિતા તરીકે *એક જ દિવસે આ (એભલ) મંડપમાં દાન દીધું તથા* નાગી તલવારે સૌનું રક્ષણ કર્યું. આ અવસરનો લાભ ૧૬૦૦ કન્યાઓને મળ્યો. બ્રાહ્મણ ગોરો વિલખા પડ્યા ને તેમનું જોર તે દિનથી તૂટ્યું.

આ દંતકથા દ્વારા ગુફાની વિશાળતા અને ભવ્યતા પ્રકટ થાય છે, પણ તેટલા માટે જ અન્ય સર્વ પ્રકારે તેને ઐતિહાસિક સત્ય માની ન લેવાય. તળાજાથી સાઠેક માઇલ ઉપર રાજુલાના ડુંગરમાં 'સાણા'ની ગુફાઓ છે. ત્યાંની ગુફા ૬૮ાા ફીટ લાંબી ૬૧ ફીટ પહોળી ને ૧૬ાા ફીટ ઊંચી છે. તેનું નામ પણ એભલમંડપ છે, પણ તે લગ્નમંડપ થયાની હકીકત જણાઇ નથી.

એભલવાળાની ઉપરની દંતકથા સિવાય ગુફાઓ વિષેનું અન્ય કોઈ સ્મરણ લોકોમાં રહ્યું હોય તેમ માલૂમ પડ્યું નથી. ગુફાઓ પર કોરણી અલ્પ છે કે અલ્પ રહી છે, એટલે વિશેષ જ્ઞાન મેળવવામાં તે સાધનની મદદ પણ નથી રહી.

પરિભ્રમણથી ન જડ્યું તે પુસ્તકમાંથી મળી રહેશે તે જિજ્ઞાસાએ, સ્વ. કવિ નર્મદ વાળો ઇ. સ. ૧૮૮૬માં પ્રકટ થએલો 'કાઠિયાવાડ સર્વસંગ્રહ' પણ તપાસ્યો. તેમાં આપેલા તળાજાના પૂર્વ ઇતિહાસમાંથી અગત્યનો ભાગ નીચે મુજબ છે: 'શત્રુંજી નદીના ઉત્તર કાંઠાનો ભાગ ગોહિલવાડ તથા દક્ષિણ કાંઠાનો ભાગ વાળાક (વાલાક્ષેત્ર) કહેવાય છે. વાલાકમાં વળા ચમારડીના વાળાઓનું રાજ્ય હતું. જ્યારે ગોહિલોએ તેમની પાસેથી વળા ચમારડી ઝૂંટવી લીધું ત્યારે વાળા તળાજામાં આવી વસ્યા. તળાજાના વાળા ઠાકોરો વિષે ઘણી દંતકથા ચાલે છે ..... વાળાઓને બારીઆ કોળીઓએ તળાજામાંથી હાંકી મૂક્યા. બારીઆ કોળી નિર્ભય ચાંચિયા હતા; તે એટલે સુધી કે બ્રિટિશ લોકોનાં વહાણ પણ લાગ ફાવ્યે લૂટી લેતા. આખરે ઈ. સ. ૧૭૭૧માં ભાવનગરના ઠાકોર અખેરાજજી તેમની સામે ચડ્યા. ... કોળીઓને તળાજામાંથી ખસવું પડ્યું. પણ અખેરાજજી તળાજા પોતાને સ્વાધીન લેવા નારાજ જણાયાથી ખંભાતના નવાબને તે આપવામાં આવ્યું ... ઇ.સ. ૧૭૭૩માં ભાવનગરના વખતસિંહજીએ નવાબ પાસેથી તળાજા વેચાતું લીધું, ત્યારથી એ ભાવનગરના તાબામાં રહ્યું છે. પ્રસિદ્ધ વિષ્ણુભક્ત નાગર નરસિંહ મહેતાનો જન્મ આ ગામમાં થયો હતો. *(ડુંગર ઉપર ચડતાં ઇશાન દિશામાં એક નાની* ગુફા છે. લોકો તેને '*નરસિંહ મહેતાની નિશાળ*' તરીકે ઓળખાવે છે.) ... સરતાનપુર (જૂનું નામ સુલતાનપુર) એ તળાજાનું બંદર છે.

આ ઇતિહાસ દ્વારા પણ ગુફાઓ સંબંધી વધુ જાણવા લાયક કાંઇ ન મળ્યું, એટલે પછી વધુ તપાસ માટે એક જ આધાર રહ્યો. ઇ. સ. ૬૪૦ લગભગ વલભીના પ્રદેશમાં ચીન દેશનો પ્રસિદ્ધ યાત્રાળુ હ્યુએનત્સંગ આવેલો, તેને યાદ કરી તેનું વર્ણન વાંચ્યું. તેમાંના પૂર્વાપર સંબંધથી તળાજાની ગુફાઓ એ ઇ. સ. ૬૪૦ પૂર્વેનો તળાજાનો મહાન વિહાર છે એટલું નિર્ણીત થયું.

ઈ. સ. ૬૭૧–૬૯૫માં 'ઇત્સીંગ' નામના બીજા

એક ચીનાઇ મુસાફરે હિંદની યાત્રા કરી હતી. હિંદમાંના આચાર, વિદ્યાભ્યાસ અને વિહારજીવનની તે જે નોંધ કરી ગયો છે, તેમાંની એક નોંધમાં વલ્લભીના પ્રદેશમાં એક મોટા વિદ્યાપીઠ વિષે ઉલ્લેખ છે કે 'નાલંદ વિહારના વિદ્યાપીઠમાં અથવા પશ્ચિમ હિંદના વલભીના વિદ્યાપીઠમાં વિદ્યાર્થીઓ બેથી ત્રણ વર્ષ રહે છે.

આ ઉપરથી તળાજા વિહારનો અને નાલંદ વિહારનો સમય એક સાથે ઇ. સ.ના પહેલા સૈકાથી માંડી ત્રીજા અથવા ચોથા સૈકા સુધીનો હશે એ નક્કી થાય છે. આન્ધ્ર તથા મહારાષ્ટ્રમાના અન્ય વિહારોનો પણ આ જ સમય ઠરે છે, એટલે જો મહારાષ્ટ્રનો વિહાર અજંટાનો જ સમજાય તો તેનો સમય પણ તેટલો જ પ્રાચીન ઠરે છે.

આ ગુફાઓ કેટલી પુરાતન હશે તે સાબિત કરવા યોગ્ય ચોક્કસ સાધનો આપણી પાસે નથી. પરંતુ ગોઠવણની સાદાઇ ધ્યાનમાં લેતા, એભલમંડપના મુખદ્વાર પર જે કારીગરી છે તે સિવાય અન્ય ગુફાઓમા કોતરકામનો અભાવ જોતાં ગુફાઓનો સમય ઘણો પ્રાચીન માની શકાય.

તળાજાનું સ્થળ, વિહાર વગેરેની આ હકીકત વાંચી પ્રતીતિ થશે કે અશોકના શાસનો જેવું અન્ય પુરાતન અવશેષ કાઠિયાવાડના તળાજા ગામમાં છે. પ્રાચીન મહાન વિહારનું ત્યાં અસ્તિત્વ જાણી હર્ષ થશે.

તળાજાના વિહારની એક બીજી વિશિષ્ટતા છે. નાલંદ, અજંટા વગેરે અન્ય સર્વ વિહારો પાસેથી વસ્તી દૂર ગઈ છે, પરંતુ આ વિહારની સમીપ ગામ ઘણા કાળથી વસી રહ્યું છે. વિહાર અત્યારે નિર્જન છે ને તે વસતીવાળો નહિ થાય, ભિક્ષુસંઘો અને વિદ્યાર્થીગણો પુનઃ નહિ આવે. તે જીર્ણ થયો છે–વધુ જીર્ણ થતો જાય છે, માટે તેની રક્ષા તેમજ સદુપયોગ અર્થે પ્રજાવર્ગે ને અધિકારીવર્ગે તત્પર થવાની પૂરી જરૂર છે.

આ વિહારની મહત્તા સાહિત્યમાંથી જવાની નથી, ભૂંસાવાની નથી. તેને યોગ્ય વસ્તી ગઇ છે, પણ તેની શાંતિ અને ભવ્યતા ચિરંજીવ છે અને રહેશે.

હીરાલાલ અમૃતલાલ શાહ

['પુરાતત્ત્વ' પુ. ૧ અં. ૧માંના લેખ પરથી આભાર સાથે]



## હિંદુસ્તાનનો ધણી કોણ?

અનુસંધાન પૃ ૨૪૪થી

(૨) સેક્રેટરી ઑફ સ્ટેટ=પાર્લામેન્ટે નીમેલો હિંદી પ્રધાન; (૩) ઇન્ડિયા કાઉન્સિલ=હિંદી સભા. એમાં બાદશાહની સત્તા હિંદ માટે સૂબાઓ અને અમલદારો નીમવાની. વાઇસરૉયો, ગવર્નરો તથા તેમની કાઉન્સિલોના સભાસદો, ઍડવોકેટ જનરલ, એકાઉન્ટન્ટ જનરલ અને વડા ન્યાયાધીશો વગેરેની નિમણૂક બાદશાહ કરે; પણ એ બધું હિંદી વજીર અને હિંદી સભાની સલાહસંમતિ લઇને—એટલેકે એમની ભલામણ મુજબ જ. આ ઉપરાંત પ્રાંતોની સરહદો ફેરવવી હોય, નવા પ્રાંતો મુકરર કરવા હોય, નવી પ્રાંતીય કાઉન્સિલો ઠરાવવી હોય તેની સત્તા પણ બાદશાહને.

### હિંદી પ્રધાન

એક રીતે જોઇએ તો હિંદી પ્રધાન એ હિંદના વહીવટમાં મુખ્ય સત્તાધીશ અને જવાબદાર વ્યક્તિ ગણાય. જોકે તેને પાર્લામેન્ટે નીમેલો એટલે તે બધી હકીકતો માટે પાર્લામેન્ટને (એટલેકે બ્રિટિશ પ્રજાના પ્રતિનિધિ મુત્સદ્દીઓને) રજેરજ જવાબદાર તો ખરો જ. એટલે પાર્લામેન્ટ જોકે બ્રિટિશ પ્રજાની પ્રતિનિધિ કહેવાય છે, છતાં ખરી રીતે તો બ્રિટિશ પ્રજાના નામે બ્રિટનના સામ્રાજ્યવાદી મુત્સદ્દીઓ, ધનભૂખ્યા મૂડીદારો અને આજે વેપારી જેવા થતા જતા ઉમરાવો જ હિંદી પ્રધાન મારફત હિંદ ઉપર હકૂમત ચલાવે છે.

પાર્લામેન્ટ ચૂંટાય અને તેમાંથી બ્રિટિશ પ્રધાનમંડળ નક્કી થાય એટલે એ પ્રધાનમંડળમાંના એક સભ્યને હિંદની લગામ સોંપવામાં આવે છે. તે હિંદી પ્રધાન કહેવાય છે. તેને વરસે પાંચ હજાર પાઉંડ (સાડા સડસઠ હજાર રૂપિયા)નો પગાર મળે છે. તે ઉપરાંત તેના હાથ નીચે દોઢદોઢ હજાર પાઉંડના બે કાયમી મદદનીશ પ્રધાનો (અન્ડર સેક્રેટરી) હોય છે. આ અને બાકીનું પરચુરણ મળી કુલ વરસે દહાડે એક લાખ ત્રીસ હજાર પાઉંડનું ખર્ચ આ ઘરની સરકાર (હોમ ગવર્નમેન્ટ) માટે થાય છે, તે પાર્લામેન્ટ ઉઠાવે છે.

હિંદુસ્તાનની કુલઝપટ છેવટની રાજકીય સત્તા આ હિંદી પ્રધાનની આંગળીને ટેરવે રમે છે એમ કહીએ તો ચાલે. હિંદુસ્તાનની આખી સરકાર તેની હકૂમત નીચે છે. ગવર્નરો અને વાઇસરૉયો તેને જ જવાબદાર અને આધીન હોય છે. હિંદુસ્તાનના વહી-

વટને લગતા હુકમો ભલે ગવર્નર-જનરલ પોતાના નામથી કરે, પણ તેની નકલો હિંદી પ્રધાનની સંમતિ માટે તેને મોકલવી જ જોઇએ એવી રચના છે. હિંદની કોઈપણ પ્રાંતીય સરકારની કાઉન્સિલ તે ધારે તો બંધ કરી શકે એવી તેને સત્તા છે. આ બધા વિસ્તારી કામકાજને પહોંચી વળવા ઈંગ્લંડમાં તેના હાથ નીચે 'ઇન્ડિયા કાઉન્સિલ' (હિંદી સભા)નામની સભા હોય છે.

### ઇન્ડિયા કાઉન્સિલ

આ ઇન્ડિયા કાઉન્સિલમા ઓછામા ઓછા આઠ ને વધુમા વધુ બાર સભ્યો, (દરેક વાર્ષિક ૧૨૦૦ પાઉંડના પગારે) નિમાય છે. તેમની મુદત પાંચપાંચ વર્ષની હોય છે. તેમની નિમણુંકો, બદલીઓ વગેરે હિંદી પ્રધાનને હાથ હોય છે. તે જ તેમનો વડો હોય છે અને તેના હાથ નીચે રહીને આ સભ્યો હિંદનો વહીવટ ચલાવે છે. કામના વ્યવસ્થિત અને ઝડપી નિકાલ માટે હિંદના વહીવટનાં સાત ખાતા પાડી નાખ્યા છે અને તે જુદાજુદા સભ્યોને સોંપવામાં આવ્યા છે: (૧) નાણાંખાતું (૨) છૂપુ અને રાજકીય (૩) લશ્કરી (૪) વસુલાતી ને હિસાબી (૫) જાહેર બાંધકામ (૬) સરસામાન (૭) ન્યાય અને પ્રજાકીય ખાતુ. આ ખાતા ચલાવનારી સાત કમિટિઓ હિંદી પ્રધાનને જવાબદાર હોય છે. જોકે કેટલીક બાબતમાં હિંદી પ્રધાનને આ કમિટિઓની બહુમતીને માન આપવું પડે છે, પરંતુ ઘણીખરી બાબતમાં હિંદી પ્રધાન તેમને બીનજવાબદાર છે અને જે કાંઇ થાય તે બધું તેની સંમતિથી જ થાય છે. એટલે ખરૂં જોતા હિંદી પ્રધાન જ આ બધા કાઉન્સિલરો ઉપર કુલ સત્તાધીશ છે. આ આખી ઇન્ડિયા કાઉન્સિલનો ખર્ચ હિંદુસ્તાનને કપાળે ચોંટે છે.

### હિંદી સરકાર

આ આટલે સુધી વાત થઈ તે તો ઇંગ્લંડમાં હિંદનો વહીવટ ચલાવનાર કોણ છે તથા તેની રચના કેવી છે તે વિષયની. અંગ્રેજો તેને 'હોમ ગવર્નમેન્ટ' એટલેકે ઘરની સરકાર કહે છે. અને હિંદુસ્તાનમાં રહીને જે અમલ ચલાવે છે તે હિંદી સરકાર કહેવાય છે. હવે આપણે એ હિંદી સરકારની રચના સમજીએ.

### વાઈસરૉય

હિંદી સરકારનું બધું વહીવટી સુકાન વાઇસરૉય (જે ગવર્નર-જનરલ પણ કહેવાય છે તે) ને હસ્તક છે. પાર્લામેન્ટ તરફથી નિમાએલો તે હિંદનો સરસુબો છે. હિંદુસ્તાનમાં ચાલતા વહીવટનો તે ધણીરણી છે. જોકે તે બધા માટે હિંદી પ્રધાનની મારફતે પાર્લામેન્ટને તે જવાબદાર છે, પણ હિંદમાં તો તેની સત્તા રાજા જેટલી છે; આ દેશના વહીવટની બધી સત્તાનો તે સ્વામી છે.

### કારોબારી મંડળ

વાઇસરૉય હિંદની હકૂમત આઠ સભ્યોના બનેલા એક કારોબારી મંડળ વડે ચલાવે છે. (૧) કમાન્ડર-ઇન-ચીફ (હિંદી લશ્કરનો સેનાધિપતિ); (૨) હોમ-મેમ્બર—જે અંદરની રાજકીય બાબતો, કાયદો, ન્યાય, જેલ, પોલીસ, ઇન્ડિયન સિવિલ સર્વિસ વગેરે સંભાળે છે; (૩) કાયદાનો સભ્ય-જે ધારાસભાઓ પર દેખરેખ રાખે અને રાજ્યવ્યવસ્થામાં ઉદ્ભવતા કાયદાના પ્રશ્નોનો વિચાર તથા નિવેડો લાવે; (૪) નાણાં ખાતાનો સભ્ય—જે હિંદના આવકખર્ચની બાબતો સંભાળે તથા સરવૈયાં અને નવાં બજેટો ઘડે; (૫) વેપારનો સભ્ય—જે રેલવેઓ, વેપારરોજગારને લગતી હકીકતો અને ધાર્મિક બાબતોની હકૂમતની સંભાળ રાખે; (૬) કેળવણીનો સભ્ય—જેને હાથ કેળવણી ઉપરાંત દેશની જનસુખાકારી ને જમીન સંબંધેની લગામ સોંપાઇ છે; (૭) વસુલાતી અને ખેતીવાડી ખાતાંનો સભ્ય અને(૮) ઉદ્યોગ ખાતાનો ને મજૂરોને લગતા વિષયોનો સભ્ય.

આ આઠે સભ્યો પોતપોતાનાં ખાતાં ઉપર હકૂમત ચલાવે છે એમ કહેવાય, પણ તે બધું જ વાઇસરૉયના દોરીસંચાર નીચે. વાઇસરૉયને હિંદનો વહીવટ ચલાવવામાં તે આઠે જણ મદદ કરે. વાઇસરૉય સિવાય તેઓ બીજા કોઇને જવાબદાર નહિ, વાઇસરૉય સિવાય તેમનો કોઇ અધિકારી નહિ. દેશની ધારાસભાઓથી પણ તેઓ સ્વતંત્ર.

### પ્રાંતીય સરકારો

આ થઈ હિંદ સમસ્ત ઉપર અમલ ચલાવતી હિંદની વડી સરકારની વાત. પણ હિંદ તો એક ખંડ જેવડો મોટો દેશ છે. એના પર આ નવ જણ પહોંચી ન વળે. એટલે હિંદુસ્તાનના નાનામોટા પંદર પ્રાંતો પાડી નાખીને તે દરેક પર એકેક સુબો નીમેલો હોય છે ને તેના હાથ નીચે આવું જ એકેક હકૂમતીમંડળ આપેલું હોય છે. એ સુબો-ને તેનું મંડળ તે પ્રાંતીય

સરકાર કહેવાય છે.

બંગાળા, મુંબાઇ અને મદ્રાસ એ ત્રણ હિંદુસ્તાનના મોટા પ્રાંતો છે. તેના દરેક પર સૂબા તરીકે વાર્ષિક રૂ. ૧,૨૮,૦૦૦ના પગારનો ગવર્નર નિમાય છે; પંજાબ, મધ્ય પ્રાંતો, બિહાર-ઑરીસા, આસામ અને બ્રહ્મદેશ એ નાના પ્રાંતો છે, તેના પર વાર્ષિક રૂ. ૧,૦૦,૦૦૦ના પગારનો લેફ્ટેનન્ટ ગવર્નર હોય છે; અને બાકીના વાયવ્ય સરહદનો પ્રદેશ, બ્રિટિશ બલુચિસ્તાન, દિલ્હી, અજમેર-મારવાડ, કુર્ગ તથા આંદામાન ને નિકોબાર બેટો વધારે નાના હોવાથી તે દરેક પર વાર્ષિક રૂ. ૭૨,૦૦૦ના પગારના કમિશ્નરો નિમાય છે. આ પ્રાંતીય સરકારો ખરીરીતે તે તે પ્રાંતના સૂબા-હાકેમોની દોરવણી પ્રમાણે જ ચાલે છે, અને એ સૂબા-હાકેમોનો દોરીસંચાર વાઇસરૉયને હાથ હોય છે.

દુનિયા આખીના કોઇપણ દેશના વાઇસરૉયો અને ગવર્નરોના પગારો કરતાં આપણા આ ગરીબ દેશના ગવર્નરોના પગાર વધારે છે. અમેરિકા જેવા સમૃદ્ધિસંપન્ન દેશના પ્રમુખનો પગાર પણ આપણા વાઇસરૉય કરતાં ક્યાં યે ઊતરતો છે. અને આ વાઇસરૉય-ગવર્નરોના પગારની એક ખરી ખૂબી તો એ છે કે તેઓને એ પાંચે વર્ષનો પગાર અહીંનો હોદ્દો પૂરો કરી તેઓ ઇંગ્લંડ જાય ત્યારે એકસામટો કોરેકોરો મળે! ત્યાં સુધીમાં અહીં હિંદુસ્તાનમાં પાંચે વર્ષ રહેવાનો, ખાવાપીવાનો, હરવાંફરવાનો, ગાર્ડનપાર્ટીઓ અને મેળાવડાનો વગેરે ખર્ચો તો જુદાં. આ બધું હિંદુસ્તાનના ગરીબ ખેડુત અને નિર્ધન કર ભરનારને માથે!

### આઇ. સી. એસ.

હિંદની કેડ ઉપર નભતા આ માત્ર આટલા જ ધોળા હાથી નથી. એવા હાથીઓનું તો એક મોટું ટોળું છે. તેનું નામ 'ઇન્ડિયન સિવિલ સર્વિસ.' આઈ. સી. એસ. નું નામ તો ભણેલાઓએ સાંભળ્યું હશે,—તે જ એ આઇ. સી. એસ. હિંદી પ્રજાને ભીંસટ દઇને નીચોવતું અંગ્રેજ સરકારનું જે પોલાદી ચોકઠું હિંદ પર રચાયું છે એ ચોકઠાનો એકએક સ્ક્રૂ એટલે એક-એક આઈ. સી. એસ., એમ સમજી લો. ઇંગ્લંડની ઇન્ડિયા કાઉન્સિલ, હિંદી સરકારની કારોબારી કાઉન્સિલ, પ્રાંતીય સરકારોનાં હકૂમતી મંડળો, સેક્રેટરિયેટો, કલેક્ટરી, કમિશ્નરી, એ દરેકે દરેક સ્થળે એ આઇ. સી. એસ. જ ગોઠવાએલા છે. અને તે ભારેમાં ભારે પગારે. હિંદની ખીલતી વાડી આ ધોળા હાથીનું ટોળું દિવસરાત ચરે છે. આ આઇ. સી. એસ. હિંદના રાજકારણની મુખ્ય લગામો જેવા છે અને તેમના આખરી છેડા વાઇસરૉય તથા હિંદી પ્રધાનનાં આંગળામાં ભરાએલા છે. તેઓ બહુ જ ખૂબીથી એ છેડાઓનો સંચાર કરતા રહીને સત્તા અને શોષણની ક્રિયા ચલાવ્યે જાય છે.

### દ્વિમુખી સત્તા

આ સત્તા અને શોષણ સામે હિંદીઓએ મહાસભાની સ્થાપનાના વર્ષથી ત્રીસ ચાળીસ વર્ષ સુધી અખંડ ઝુંબેશ ઉઠાવ્યા કરી ત્યારે, છેક ૧૯૧૯માં, હિંદીઓને રાજતંત્રમાં કાંઇક જવાબદારી આપવાનો ઢોંગ કરીને થોડી નામની સત્તા આપી છે. તે એ કે ૧૯૧૯થી મોટા પ્રાંતોમાં (૧) કેળવણી, (૨) આબકારી, અને (૩) સ્થાનિક વહીવટ (મ્યુનિસિપાલિટી, લોકલબોર્ડ વગેરે) એ ત્રણ ખાતાઓ હિંદી મંત્રીઓના હાથમાં સોંપાય છે. પ્રાંતની ધારાસભામાં પ્રાંતે જે સભ્યોને ચૂંટી મોકલ્યા હોય તેમાંથી વધુમતી પામેલા સભ્યોને ગવર્નર આ હકૂમત સોંપે છે. પણ એ હકૂમત નામની જ છે. એ મંત્રી બધો વહીવટ ચલાવે તે ગવર્નરની સલાહ અને મતને અનુસરીને જ. એટલેકે ગવર્નરની ઇચ્છા મુજબ જ વહીવટ ચાલે. ઘણુંખરું સરકારે નીમેલા આ મંત્રીઓ હાજી હા કરનારા જ હોય છે. આમ પ્રજાને સોંપેલાં ખાતાંનો વહીવટ પ્રજાયત્ત શાસનથી ચાલતો કહેવાય છે, તથા સરકારને હસ્તકનાં ખાતાંઓ સ્વાયત્ત શાસનથી ચાલતાં કહેવાય છે. પ્રાંતોના આવા બેવડા અમલને દ્વિમુખી સત્તા કહે છે.

### ધારાસભાઓ

હિંદુસ્તાનમાં મુખ્ય બે ધારાસભાઓ છે. (૧) કાઉન્સિલ ઑફ સ્ટેટ અને (૨) લેજિસ્લેટિવ ઍસેમ્બ્લી—જે વડી ધારાસભા કહેવાય છે. પહેલી સભા પ્રજાએ નીમેલા ૩૩ અને સરકારે નીમેલા ૩૦ સભ્યોની બનેલી હોય છે; બીજી, વડી ધારાસભામાં ૧૪૦ સભ્યો હોય છે, જેમાંના ૧૦૩ પ્રજા તરફથી ચુંટાઇને આવે છે. આ સભાઓ પાંચપાંચ વર્ષે ફરીથી રચાય છે, અને ત્યારે શરૂઆતમાં વાઇસરૉય તેનું મંગળ-ભાષણ કરી સરકારની રાજનીતિની કંઇક દિશા સૂચવે છે.

આ ધારાસભાઓ દેશને માટે ધારાઓ ઘડે છે એમ કહેવાય છે, પણ કાયદાની આંટીઘૂંટીઓ સમજનારા જાણે છે કે આ સભાઓને બહુ જ થોડા કાયદાઓ ઘડવાની અર્થહીન સત્તા છે. અર્થહીન એટલા માટે કે એના અધિકારમાં વાઇસરૉયને ગમે ત્યારે ગમે તે બાબતમાં માથું મારવાનો સંપૂર્ણ હક છે. ધારાસભાનું કરેલું તે ઘડીના છઠ્ઠા ભાગમાં ધૂળ મેળવી શકે છે. પૈસા સંબંધીની બાબતો વિષે બોલવાનો કે કરવેરાની બાબતમાં ભલામણ કરવાનો અધિકાર તો આ સભાઓ ભાગ્યે જ વાપરી શકે છે. આટલી જ સાંકળોથી જકડાએલી દરેક પ્રાંતની પ્રાંતીય ધારાસભાઓ પણ આવી જ અર્થહીન છે સરકાર મનાવે છે કે લોકોના પ્રતિનિધિઓ ચુટાઇને ધારાસભાઓમાં આવે છે; તેઓ દેશના કાયદા ઘડે છે; તેમાના યોગ્ય શક્તિવાળા અધિકારી માણસો કારોબારી મંડળોમા પ્રધાનો તરીકે નિમાય છે;—આમ પ્રજાને રાજવહીવટમાં કેટલા બધા હકકો છે! પણ ખરી રીતે જોતા એ બધાં નામનાં પૂતળા છે અને ગવર્નરની ઈચ્છા મુજબ જ બધો વહીવટ ચાલે એવી અંદરની આંટીઘૂંટીઓ હોય છે.

દુનિયા આખીમાં હિંદુસ્તાનના જેવી આવી એકહથ્થુ ને આપખુદ સત્તા ક્યાં યે નથી. કાયદાઓ ઘડનાર ને કાયદા અમલમાં મૂકનાર બંને સત્તાઓ જુદી હોવી જોઇએ તે એકલા હિંદુસ્તાનમા જ નથી. આપણે ત્યાં જ કારોબારી અને ન્યાયખાતાં ગવર્નર એક જ લગામે દોરી શકે છે. દુનિયાના સ્વતંત્ર દેશોમાં ન્યાયખાતું આખા રાજ્યથી તદ્દન જુદું અને સ્વતંત્ર હોય છે. કારોબારી ખાતાનો કોઇપણ વડો તેના પર હકૂમત ચલાવી શકે નહિ. આપણે ત્યાં તો કાયદા ઘડાય તેના પર પણ ગવર્નરો અને વાઇસરૉયોની હકૂમત; અને અમલમાં મુકાય તેના પર પણ તેમની હકૂમત.

આમ 'કાયદાઓથી સ્થપાએલી' આ સરકારના અમલનું કાયદાનું પોલાદી ચોકઠું હિંદુસ્તાનને એવી સજ્જડ રીતે ચોંટેલુ છે કે 'રાજકીય હકો' અપાયાની ગમે તેટલી પોકળ વાતો છતાં એનો એક પણ સ્ક્રૂ ઢીલો થતો નથી; અને હિંદુસ્તાનની સમૃદ્ધિ ચુસાઈ ચુસાઇને તેનો પ્રવાહ અખંડપણે ઇંગ્લંડ તરફ વહ્યા કરે તથા હિંદુસ્તાનના લોકો મેઢાં જેવાં ગુલામીમાંથી ઉંચા ન આવે તેની બરોબર તકેદારી રખાય છે. હિંદીઓ જરા જેટલો અસંતોષ બતાવે કે માથું ઉંચકે કે એટલે તરત એ ચોકઠાના આઇ સી. એસ. રૂપી સ્ક્રૂ ટાઇટ થવા માંડે છે અને હિંદને વધારે આકરી ભીંસણ આપે છે.

પરંતુ હિંદી પ્રજા પણ હવે જંપતી નથી. એ દમનના ભીંસણની પરવા વિના એણે પોતાના નિરધારને માર્ગે નિશ્ચયાત્મક કૂચ શરૂ કરી છે. એટલે ગયે વર્ષે ઇગ્લંડની સરકારે હિંદના રાજ્યબંધારણની તપાસ કરીને ભવિષ્યમાં હિંદી પ્રજાને રાજકારભારમાં કેટલા હક અને કેવા ક્રમમાં આપવા તેનો નિર્ણય કરવા સાત સભાસદોનું એક કમિશન નીમ્યું હતું. તેના પ્રમુખ સર જૉન સાયમનના નામ પરથી એ સાઇમન કમિશન કહેવાય છે. પરંતુ એ કમિશન પણ એક પ્રકારનો ઢોંગ જ છે એમ સૌ જાણતા હતા, અને એ પોગળ આખરે હમણાં ફૂટ્યું છે. હિંદુસ્તાનને પૈસે હિંદુસ્તાનમાં ફરીને તથા આટલો સમય ખૂબ ખર્ચ * કરીને તેમણે આખરે કોથળામાંથી બિલાડું બહાર કાઢ્યું છે. હમણાં જ એ કમિશનનો રિપોર્ટ બહાર પડ્યો છે, તેમાં તો ઊલટું હમણાં જે કાંઇ નામની સત્તાઓ પ્રજાને અપાએલી કહેવાય છે તેના પર પણ લીંપણ વાળેલું છે. દેશના વિનીતમાં વિનીત વિચારના માણસોએ પણ તેનો પ્રચંડ વિરોધ કર્યો છે§

---

* એ સાઇમન કમિશનનું ખર્ચ (તેની પેટા કમિટીનું ખર્ચ બાદ જતાં) ૧ લાખ અને ૪૬ હજાર પાઉન્ડ—એટલે લગભગ ૧૯ લાખ ૭૨ હજાર રૂપિયા—થયું છે।

§ શ્રી આનંદશંકર ધ્રુવ જેવા વિચારશીલ વિદ્વાને પોતાના 'વસંત' માસિકના છેલ્લા અંકમાં તંત્રીસ્થાનેથી તેનો જે ટૂંક સાર આપ્યો છે તે બહુ જ સ્પષ્ટ ખ્યાલ આપે એવો છે. જુઓ:

"કમિશને પોતાની ભલામણમાં દિલ્હી અને સીમલામાં સિવિલ સર્વિસનું રાજ્ય હતું તેવું ને તેવું કાયમ રાખ્યું, બલ્કે એના ઉપર કાંઇક ઉદાર અને સ્વતંત્ર એવા સેક્રેટરી ઑફ સ્ટેટનો કોઇવાર અંકુશ પડવાનો સંભવ હતો એ પણ દૂર કર્યો, કારણકે સેક્રેટરી ઑફ સ્ટેટની સત્તાને સ્થાને ગવર્નર જનરલની સત્તા મૂકી અને ગવર્નર જનરલ ઉપર સિવિલ સર્વિસ કેટલી સત્તા ભોગવે છે એ તો આજ કોઇને બતાવવું પડે એમ નથી. બીજું, દેશી રાજ્યના અને હિંદુમુસલમાનના મહાપ્રશ્નનો કાંઈ પણ ઊકેલ લાવવા પ્રયત્ન નથી કર્યો; લશ્કર ઉપર પ્રજાને કાંઇ જ અધિકાર નથી આપ્યો; પ્રજાની આર્થિક સ્વતંત્રતાની માગણીના જવાબમાં પહેલાં

એટલે, દેશના અમુક વર્ગોમાં, આજ સુધી બ્રિટિશ સરકાર ધીમેધીમે પણ હિંદુસ્તાનને સ્વરાજ આપવાની છે એવી જે શ્રદ્ધા હતી તેનો પણ આ સાયમન રિપોર્ટે લોપ કર્યો છે, અને દેશભરની સ્વરાજકામના હવે એટલીતો એકસરખી તીવ્ર થઇ છે કે હિંદુસ્તાને બ્રિટનના આ પોલાદી ચોકઠામાંથી કોઇપણ પ્રયત્ને અને ભોગે મુક્ત થવું.

---

કરતાં પણ વધારે આર્થિક પરતંત્રતા આપી, તે એવી રીતે કે અત્યાર સુધી નામની પણ સમજણ હતી કે ગવર્મેન્ટ ઑફ ઇન્ડિયા અને ધારાસભા જે આર્થિક યોજનામાં મળે તેમાં સેક્રેટરી ઑફ સ્ટેટ ફેરફાર ન કરી શકે, પરંતુ સાઇમન કમિશન આ વિષયમાં કુલ સત્તા હિંદ ખાતાના સેક્રેટરી ઑફ સ્ટેટ અને બ્રિટિશ પ્રધાનમંડળને આપે છે! અને હિંદના તેમજ પ્રાંતનાં બજેટમાં અમુક રકમો રાખવા કાઢવાની સત્તા ધારાસભાની નહિ એ વિષમ સ્થિતિ કાયમ રાખે છે!

કમિશને પ્રજા માટે જે કાંઇ કર્યું કહેવાય તે માત્ર પ્રાંતોને આપવા કહેલું સંપૂર્ણ સ્વરાજ્યઃ અર્થાત્, અત્યાર સુધી ચાલતો સ્વાયત્ત અને પ્રજાયત્ત એવો ખાતાંનો વિભાગ બંધ થશે એટલું જ નહિ, પણ શાંતિ અને વ્યવસ્થાનાં ખાતાં –એટલેકે પોલીસ અને ન્યાય–પણ પ્રજાના અધિકારમાં જ રહેશે. રૈતીના રંગમાં દેખાતી આટલી લીલોતરી પણ કેટલી અને કેવી વાડોથી ફેંધી લીધી છે એ જોઇએ. 'શાંતિ અને વ્યવસ્થા ખાતા'નો મંત્રી સરકારી અમલદાર હોઇ શકે! અને 'સી.આઇ.ડી.'ખાતું દિલ્હી સરકારના તાબામાં! ઇન્ડિયન સિવિલ સર્વિસ અને ઇન્ડિયન પોલીસ સર્વિસ હિંદને તાબે નહિ, પણ સેક્રેટરી ઑફ સ્ટેટને તાબે! ખાતાંના મંત્રીઓ સર્વે પ્રજાના પસંદ કરેલા જ ન હોય, પણ એમાં 'ઑફિશ્યલ' યાને સરકારના અમલદાર વર્ગમાંથી પણ નિમાય! અને રાજ્યતંત્ર અવળે માર્ગે જતું હોય તો તેને અટકાવવાની ગવર્નરને સર્વ સત્તા. એ અવળે માર્ગે જાય છે કે કેમ એનો નિર્ણય કરનાર ગવર્નર પોતે એટલેકે એની સિવિલ સર્વિસ!

આનો દુરુપયોગ કેવી રીતે થાય એનું એક ઉદાહરણ આ રિપોર્ટમાંથી જ સૂઝી આવે છે. ગવર્નર પોતાની આપખુદી સત્તા વાપરીને કોઈ પણ કાયદો કે કાનૂન રદ કરી શકે–જો એમાં જણાય કે કોઈ પણ પ્રજાવર્ગને એથી નુકસાન થવા સંભવ છે: અર્થાત્, કોઇ કાયદાથી અંગ્રેજોના વહેપારને ધક્કો પહોંચવા સંભવ હોય તો એથી હિંદુસ્તાનને લાભ છે કે હાનિ એ વિચારવાને બદલે એથી અમુક વર્ગને નુકસાન છે કે કેમ એ વિચારવાનું ધોરણ આવે.

આ કમિશનના રિપોર્ટ કરતાં વધારે સાંકડા મનનો લેખ આવે મહાન પ્રસંગે ભાગ્યે જ સંભવી શકે. અને તે છતાં મિસ મેયોની 'હિંદમાતા' જેવા આ નિંદાના સંગ્રહને યુરોપની જુદીજુદી ભાષામાં ઉતારવાની સૂચના થઇ છે!" . . .

# સ્મરણયાત્રા (અનુસંધાન પાછળ પાન ૨૪૯થી)

પણ જેટલું કહું તેટલું સાચેસાચું જ. એક વખતે કારવારમાં મારા એક દિલોજાન દોસ્ત વિષે કંઇક કહેવાનો પ્રસંગ આવ્યો. હરિ માસ્તરે મને એક મુદ્દાનો સવાલ પૂછ્યો. મારી શાખ વટાવીને જૂઠું બોલવાનું અને સહેજે મિત્રને બચાવવાનું મન થઈ આવ્યું. મનમાં જવાબનું વાક્ય પણ ગોઠવાયું. હિંમત કરી અને શરૂઆત કરવા ગયો ત્યાં હિંમત ભાંગી પડી. અરધોએક ક્ષણ મન સાથે લડ્યો અને સાચેસાચું કહી દીધું. ભલા માસ્તરની દુષ્ટ આંખોએ મારું મનોમંથન બરાબર જોઇ લીધું. તેઓ હસી પડ્યા. મારો માનસિક ગુનો ઉઘાડો પડ્યો. હું શરમાયો, પણ આખરે મારી લાગણી સમજી શિક્ષકે મારા મિત્રને નહિજેવી સજા કરી. તે દિવસથી શિક્ષક આગળ મારી શાખ ઘટવાને બદલે વધી, એ તો હું પાછળથી જોઇ શક્યો.

કૉપી કરવામાં હીચકારાપણું છે એ તો સ્વાભાવિકપણે મારી રગેરગમાં હતું. પણ કૉપી આપવી *એમાં તો બહાદુરી છે, દાનશૂરતા છે એમ લાગતું.* અને એથી યે વધારે તો, ચોકીદારની આંખે આમતેમ ફરનાર શિક્ષકો સામે વેર વાળવાની એક સરસ તક છે એમ પણ હું માનતો. પણ એ તો બહુ નાનપણની વાત. જરાક મોટો થયો એટલે એ પણ મેં છોડી દીધું હતું. કોઇ છોકરો કૉપી માગે તો બહુ જ સૌમ્ય રીતે હું ના પાડતો. ફરીફરીને અને કરગરીને કૉપી માગે ત્યારે શિક્ષકને કહી દેવાની એને બીક બતાવતો, પણ કોઇ કાળે મેં કોઇને આવી રીતે ઉઘાડો પાડ્યાનું સ્મરણ નથી. માત્ર એક દિવસે આબાદ કૉપી આપ્યાનો દાખલો હજી બરાબર યાદ છે.

ગોખલે માસ્તર નવાસવા બી.એ. પાસ થઇને અમારી નિશાળમાં આવ્યા હતા. એમનું ગોળ માથું, લીંબુ જેવી કાંતિ, ધૂર્ત આંખો, ઠીંગણું શરીર,—બધું જ આકર્ષક હતું. એમના અંગ્રેજીના હાવકા ઉચ્ચારો અને છોકરાઓ પ્રત્યેનો વિવેક એ એમની ખાસિયત હતી. 'ઇડિયા'ને બદલે તેઓ 'ઇડિય' ઉચ્ચાર કરતા. તેઓ હસતાહસતા છોકરાઓને કહેતા કે 'તમારી બધી યુક્તિઓ હું જાણું છું. મને તમે છેતરી ન શકો. હું પણ તમારામાંનો જ એક છું એમ માનજો.' ગોખલે માસ્તર પ્રત્યે અમારો બધાનો સદ્ભાવ ખરો, પણ અમારાથી એ ન છેતરાઈ જાય એનો અર્થ શો?

એ તો વિદ્યાર્થીઓનું હડહડતું અપમાન. શું અમે આટલા ભોળા થઈ ગયા! શિક્ષકોમાં જો આવો આત્મવિશ્વાસ વધવા દઈશું તો જોતજોતામાં એ આપણને પામી જશે અને પછી તો એમનું રાજ્ય સદાસલામત ચાલશે. ના, આ માસ્તરને તો પહોંચી વળ્યે જ છૂટકો.

અમારી સત્રાંત કે વાર્ષિક પરીક્ષા હશે. શાહપુરની નિશાળમાં અમે અંગ્રેજી બીજી ભણતા. ગોખલે ભૂગોળની પરીક્ષા લેવાના હતા. મને તો પચાસમાંથી પચાસ મળવાના છે એ ખાતરી, પણ આજે ગોખલે માસ્તરને જરૂર છેતરવા એવો મેં મન સાથે સંકલ્પ કર્યો. લેખી પરીક્ષાનો શિક્ષકો નેમજ વિદ્યાર્થીઓને કંટાળો હોય છે, અને જબાની પરીક્ષામાં બધાને સરખા જ અઘરા સવાલો નથી પૂછાતા. આ અગવડને પહોંચી વળવા ગોખલે માસ્તરે એક ઉપાય શોધી કાઢ્યો. પરીક્ષ્ય વિદ્યાર્થીઓને બહાર કાઢવા અને એક ઓરડીમાં બેસવાનું કહ્યું. પરીક્ષા માટે જુદી ઓરડી રાખી એમાં એકેક વિદ્યાર્થીને બોલાવે આ ઓરડી સાથેની વચલી ઓરડી ખાલી રાખેલી, એમાં બીજા નંબરનો વિદ્યાર્થી આવીને બેસે. પહેલાની પરીક્ષા પૂરી થાય એટલે એ બાજુ બોલી નંબર બેને બોલાવે. નં. બે અંદર આવતા પહેલા બહારની ઓરડીમાં બેઠેલા નં ત્રણને બૂમ પાડી વચલી ઓરડીમાં આવી બેસવાનું કહે અને પછી પોતે કતલખાનામાં દાખલ થાય. જેની પરીક્ષા થઈ ગઈ તે તો પરીક્ષાની ઓરડીમાં જ આખર સુધી પૂરાઈ રહે. માસ્તરના હાથમાં પચીસ સવાલો લખેલો એક કાગળ હતો. એ જ સવાલ દરેક વિદ્યાર્થીને પૂછે અને દોકડા મૂકતા જાય.

આવા મજબૂત કિલ્લામાંથી ચોરી કરીને પરીક્ષાના સવાલો બહાર ફોડવા એ સહેલી વાત ન હતી. વર્ગના વિદ્યાર્થીઓ કહેવા લાગ્યા કે આપણે હાર્યા છીએ. મેં કહ્યું, 'આમ તો લાજ ન જ ગુમાવાય. હું જઈને સવાલો તમને ચોક્કસ લખી મોકલીશ.' પરીક્ષાની ઓરડી મેડા પર હતી. મેં એક વિદ્યાર્થીને કહ્યું તું બારી નીચે જઈને બેસજે, હું સવાલોનો કાગળ ઉપરથી ફેંકીશ તે ઝટ લઈને ત્યાંથી નાસી જજે. ઊભો રહ્યો આપણે બંને માર્યા ગયા જાણજે.

મારો વારો આવ્યો. મેં ઝટઝટ જવાબો આપ્યા અને પચાસમાંથી ૪૮ દોકડા મેળવ્યાનું સમાધાન લઈને એક ખૂણામાં ડેસ્ક આગળ જઈને બેઠો. પછી ગજવામાંથી ત્રણ કાગળ કાઢ્યા. એક કાગળ પર કેટલીક મરાઠી કવિતાઓ લખી, બીજા પર ભૂગોળના સવાલો અને ત્રીજા પર કેટલાક રમૂજી ટુચકા. કવિતાનો કાગળ તો ઢાળિયા (ડેસ્ક) પર જ રાખ્યો. ભૂગોળના સવાલવાળો કાગળ વાળી એની અંદર એક કાંકરો મૂકી એ તૈયાર રાખ્યો. પછી ટુચકાવાળો કાગળ ફાડીને એના નાનાનાના દસબાર ટુકડા કર્યા અને પછી, કાંકરાવાળો કાગળ તેમજ પેલા નાના કકડા હાથમાં લઈ સીધો ચાલતો બારી આગળ ગયો અને બારી બહાર ફેંકી દીધા. શિક્ષકનું ધ્યાન મારી તરફ ન જાય એવું તો હતું જ નહિ. મેં તો શાહુકારની પેઠે સીધા ચાલતા બારી સુધી જઈ કાગળો ફેંક્યા હતા. કાંકરાવાળો કાગળ તો ઝટ નીચે પડી ગયો. પડી ગયો શાનો? મારા મિત્રે અદ્ધરથી જ ઝીલી લીધો અને ત્યાંથી નાઠો. શિક્ષકને મારી હિંમત જોઈને જ મારા પર શક આવવાનું નહિ રહ્યું હોય. એક જ ક્ષણ અનિશ્ચિતતામાં ગાળી તેઓ ઝટ ઊઠ્યા. દોડતાદોડતા બારી પાસે આવ્યા ને જુએ છે તો બારીમાંથી કાગળના કકડા નીચે ઊડતા પડે છે. મને પૂછ્યું, 'તેં નીચે શું ફેંક્યું છે?' મેં કહ્યું. 'નકામા કાગળના કકડા.' બારી આગળ ધ્યાન રાખી એમણે ઢાળિયા પરનો મારો કાગળ જોયો. એના પર તો મરાઠી કવિતા જ હતી, એટલે શંકાનિવૃત્તિ થઈ. છતાં ઔરંગઝેબ કંઈ વિશ્વાસથી ચાલે? માસ્તરે પોતે બારીમાં જ ઊભા રહી વર્ગના મૉનીટરને નીચે મોકલ્યો અને પડેલા બધા કાગળોના કકડા ભેગા કરી લાવવાનું કહ્યું. મૉનીટરને દોડતા જઈ દોડતા આવવાનું કહેતાં તેઓ ભૂલ્યા નહોતા; કેમકે રસ્તામાં એ જ સવાલો કહી દે તો?

મૉનીટર ગયો. બધા કકડા વીણી લાવ્યો. શિક્ષકે કંઈક પ્રયાસથી એ બધા કકડાના આકાર તપાસી તપાસીને મેજ પર ગોઠવ્યા ને વાંચી જોયું તો એના પર રમૂજી ટુચકા સિવાય કશું હતું નહિ. એમણે મને એટલું કહ્યું, 'ફરી કાગળ ફેંકીશ નહિ. જો કેટલો વખત નકામો ગયો.' મેં પણ ડાહ્યા થઈને કહ્યું, 'હા જી.'

પછી જેમજેમ વિદ્યાર્થીઓ આવવા લાગ્યા તેમ તેમ તેમના સવાલોના જવાબ સાચા પડવા લાગ્યા. શિક્ષકને શક ગયો. દરેક આવનાર વિદ્યાર્થીને પૂછવા

લાગ્યા કે સવાલો બહાર ફૂટયા છે? પણ કબૂલ કોણ કરે? આખરે 'પડતે' નામનો એક છોકરો આવ્યો. અમારા વર્ગનો એ ઠોઠ નિશાળીઓ. એ તો એકેય વિષયમાં પાસ ન થાય, એટલે એને કોઇએ સવાલો કહ્યા ન હતા. પોતાનો આવો બહિષ્કાર એને બહુ સાલ્યો. એને જ્યારે શિક્ષકે પૂછયું, 'કેમ નારાયણ, સવાલો બહાર ફૂટયા છે?' એણે કહ્યું, 'હા જી.' હું તો બેઠેલે ઠેકાણે ઓગળી જ ગયો! પગમાં પહેરેલા બૂટ પણ ભારે થઈ ગયા. છાતી પણ ધડકવા લાગી. અત્યાર સુધીની શાખ ધૂળમાં મળશે. ગોખલે માસ્તર ઘણીવાર મારા ભાઇને મળે એટલે આબરૂનું નિશાળમાં જ નહિ, પરંતુ ઘરમાં પણ દેવાળું નીકળવાનું! મને ક્યાંથી એ કુબુદ્ધિ સૂઝી? ગયું, બધું ગયું. હવે ગમે તેટલો સાચો થઇશ તો યે ડાઘો કાયમને માટે રહેવાનો. ક્યાં આ શિક્ષકની ઇર્ષ્યા કરવા ગયો!

ઇશ્વરને ઘેર કેવો કાયદો છે એ જણાતું નથી. કોઇક વખતે ઘણા અપરાધ કર્યાં જતાં માણસને સજા થતી જ નથી. એ અપરાધમાં વધ્યે જ જાય છે અને છેલ્લી ઘડીએ અપરાધનું સાટું વળાય છે. કેટલીક વાર પહેલી ઘડીએ જ એવી તો સખત સજા થાય છે કે ફરી એ અપરાધ કરવાનું નામ જ ભૂલી જાય છે. આને હું ઈશ્વરની કઠોર કૃપા કહું છું. કોઇક વાર માણસનો પશ્ચાત્તાપ એ જ એને પૂરતી સજા છે એમ સમજી ઈશ્વર એને બચાવી લે છે. આ છેલ્લો પ્રસંગ મહા કઠિન. બચી જવામાં જો એ ઈશ્વરની દયા ઓળખી શકે તો ફરી ગુનો ન કરે. પણ જો બચી જવામાં પોતાના ભાગ્યની જ મહત્તા ગણે અથવા નીતિના નિયમની શિથિલતાનું અનુમાન કરે તો તો એ વધારે ને વધારે અંધારા ખાડામાં ડૂબી જવાનો. ઈશ્વર ગમે તે નીતિ અખત્યાર કરે તોયે ઇશ્વર ન્યાયી છે તેથી જ દયાળુ છે અને એને સુનીતિ પ્રિય છે એટલું જો આપણે ધ્યાનમાં રાખીએ અને એ વિચારને જ દઢતાથી વળગી રહીએ તો જ આપણે બચી જવાના.

પડતેને શિક્ષકે પૂછયું કે 'જવાબો ક્યાંથી બહાર પડયા?' એણે કહ્યું, 'મૉનીટર પટવેકરે ફલાણા ભાઇને કહ્યું, ફલાણાએ ઢીકણાભાઇને કહ્યું, એમ સવાલો બધે ફેલાઇ ગયા છે. મને કોઇએ કહ્યું નહિ; મારો બધાએ બહિષ્કાર કર્યો છે.'

કમબખ્ત મૉનીટરે બારણું ખોલતાં એકએ સવાલો હળવેથી કહી દીધા હતા ને મારા કાગળો લાવવા નીચે

(અનુસંધાન જોડેના કોલમના છેડેથી)

# ઉકેલ

વૈશાખની જ્ઞાનલીલા તદ્દન સાચી કોઇની નથી; તેથી સૌથી ઓછી ભૂલ કરનાર ભાઈ જયંતિલાલ વખારીઆ–સુરત ઇનામને લાયક ઠરે છે. ખરા જવાબો નીચે મુજબ:

**(૧) ગણિત-ગમ્મતઃ**

(૧) ૮૪ ખુરશી—૨૦૫$\frac{૪}{૫}$રૂ.

૩૨ ટેબલ—૧૬૧$\frac{૭}{૧૦}$રૂ.

૩૦ કબાટ—૩૬૭$\frac{૧}{૨}$રૂ.

૭૩૫ રૂ.

(૨) અંક-ગોઠવણુઃ ૧૯$\frac{૧}{૬}$

**(૨) એ શું?** સવાર

**(૩) ગોઠવી આપોઃ**

(૧) (અ) મારા કેસરભીના કંથ હો સીધાવોજી રણવાટ

(બ) રણ તો ધીરાનું ધીરાનું

(૨) અમૃતલાલ શેઠ, ફુલચંદભાઇ, મણિલાલ કોઠારી, વલ્લભભાઇ અને જવાહરલાલ.

**(૪) શબ્દ-ગોઠવણુ:** નીચે મુજબ:

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | | સ | રિ | તા | | |
| | | ભો | જ | ન | | |
| અ | ધ | મ | ફ | ત | મા | શા |
| આ | હા | ર | | પ્ર | હ | ર |
| લ | વીં | ગ | ર | જ | કા | ત |
| | | બિ | હા | ર | | |
| | | ન | ફ | ટ | | |

**(૫) ચિત્ર પ્રશ્ન:** નીચેની આકૃતિ ૧મા બતાવ્યા મુજબ બે લીટા કાપ મૂકવાથી ચાર કટકા પડશે. પછી

આકૃતિ ૧

ડાબી બાજુની આકૃતિમાં બતાવ્યા મુજબ ગોઠવવાથી સમચોરસ બનશે.

---

ગએલો ત્યારે પણ એકએ કહી દીધેલા. એની દુર્બુદ્ધિની ઢાલ પાછળ હું બચી ગયો. બચી ગયો એટલેકે શિક્ષક આગળ ઉઘાડો ન પડયો. વર્ગમાં કોઇની સાથે મારે દુસ્મનાઇ ન હતી, એટલે મારૂં નામ બહાર ન આવ્યું.

વર્ગના છોકરાઓ તો એ પ્રસંગ ભૂલી પણ ગયા હશે, પણ એ છેલ્લી ચારપાંચ ક્ષણમાં મેં જે માનસિક વેદના વેઠી છે અને મારી જાતને જે શિખામણ આપી છે તે તો મારા જીવનના કિંમતી પ્રસંગ તરીકે યાદગાર રહેશે. એ હું કદી નહિ ભૂલી શકું?

જેને મેં સવાલનો કાગળ આપ્યો હતો એ વણકરનો છોકરો હતો. એણે મને સૂતરના પડીકાની બે બાજુ વપરાતાં જાડાં પૂંઠામાંથી એક સરસ પૂંઠું ભેટ દાખલ આપી દીધું. કેટલાં ય વરસ સુધી એ પૂંઠું મારી પાસે હતું અને દરેક વખતે તે દિવસની વાતનું મને સ્મરણ કરાવતું. **દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

નીચે આપેલા નવા સવાલોના ઉત્તર કુમાર કાર્યાલયમાં ઑગસ્ટની પંદરમી તારીખ પહેલાં પહોંચી જવા જોઈએ.

## નવા સવાલ

**(૧) ગણિત-ગમ્મતઃ** '૯યો, આ તપેલી ભરાઇ ગઈ. લાવો પૈસા.' ઘીવાળો દુકાનદાર દાદાજી સામું જોઇ બોલ્યો. દાદાજીએ પૈસા આપ્યા અને પછી જરા કટાણું મોં કરી બોલ્યા, 'ભાઇ, હવે તો મોંઘવારી ગજબની થઇ ગઇ છે. આ તપેલી આજના કરતાં પાંચ રૂપિયા ઓછા ખરચવાથી ભરાઇ જતી એ જમાનો મને યાદ છે. મેં તમને જેટલા પૈસા આપ્યા તેથી ત્રીજા ભાગના ઓછા પૈસા વડે, તમે મને જેટલું ઘી આપ્યું તેના ત્રીજા ભાગનું વધારે ઘી તે વખતે મળી શકતું. એ સોંઘવારી ફરી ક્યારે આવશે?' એમ કહી દાદાજીએ તપેલી ઉપાડી ને ચાલતા થયા. દાદાજીએ કહેલી આ હકીકત ઉપરથી તમે કહી શકશો, કે સોંઘવારીના વખતમાં તેમને તપેલી ભરીને ઘીના કેટલા પૈસા આપવા પડતા હશે ને હાલ તેમણે વેપારીને કેટલા પૈસા આપ્યા હશે?

**(૨) એ શું!** (૧) આપણી એવી કઇ નદી છે જેની અંદર જમીન ઉપર વસનારૂ એક પ્રાણી છુપાઈ રહે છે? (૨) આપણો એવો કયો પર્વત છે જેની અંદર એક જાતિ તથા તે જાતિના દેવ સમ થઇ ગએલા રાજાનો એક પુત્ર છુપાઇ રહે છે? (૩) સત્યાગ્રહથી પ્રખ્યાત થએલું એવું કયું હિંદનું શહેર છે કે જેમાં એક ભયંકર પ્રાણી સંતાઇ રહે છે?

**(૩) શબ્દ-ગોઠવણીઃ** બાજુની આકૃતિમાં સૂચના પ્રમાણે શબ્દો ભરી કાઢવાના છે જ્યારે બધા શબ્દો સાચા ગોઠવાઇ જશે ત્યારે ચોકડીથી બતાવેલી પહેલી હારમાં સત્યા-

. . *　　　ગ્રહના મોરચાનું એક નાયક તથા
. * .　　　બીજી હારમાં દેશને માટે પ્રાણ
. . * . . *　　　આપનાર એક શહીદનું નામ
. * . . * .　　　આવી જશે. ઉપરનો ચોરસઃ પહેલો
* . . . * . .　　　શબ્દ=યુક્તિ; બીજો શબ્દ=ગુ-
. * .　　　જરાતનું એક શહેર; ત્રીજો શબ્દ
* . .　　　=મુખ્ય સ્થળ. ડાબી બાજુનો

ચોરસઃ પહેલો શબ્દ=નીચ; બીજો શબ્દ=ગરીબ; ત્રીજો શબ્દ =શરીરનો એક ભાગ. જમણી બાજુનો ચોરસઃ પહેલો શબ્દ દેવું; બીજો શબ્દ=રાહ જોવી તે; ત્રીજો શબ્દ=કિસ્મત. નીચેનો ચોરસઃ પહેલો શબ્દ=કાવ્ય; બીજો શબ્દ=એક પ્રકારનો ખેલાડી; ત્રીજો શબ્દ=એક સંખ્યા.

**(૪) શબ્દ-ફેરવણીઃ** બાજુની આકૃતિમાં પહેલા ખાનામાં 'કરાડી' શબ્દ આપેલો છે. તેમાંનો માત્ર એક જ અક્ષર બદલી, બીજા અક્ષરોને એમની જગ્યાએ જ રહેવા દઇ જે શબ્દ બને તે બીજા ખાનામાં મૂકો. આમ માત્ર એકેક ફેરફાર કરતાં છેલ્લા ખાનામાં 'રહેમાન' લાવી દો.

| | | |
|---|---|---|
| ક | રા | ડી |
| | | |
| | | |
| | | |
| રહે | મા | ન |

**(૫) શબ્દ-સાંકળીઃ** નીચેના અર્થવાળા સાત શબ્દો એવા શોધી કાઢો કે જેમાં પછીનો દરેક શબ્દ તેની પહેલાના શબ્દના છેલ્લા બે અક્ષરથી શરૂ થતો હોય (દાખલા તરીકેઃ કાતર, તરત, રતવા વગેરે) (૧) ખોરાકમાં વપરાતી એક વસ્તુ (૨) એક કારીગર (૩) જૂના વખતનો એક રાજા (૪) લડાઇનું ક્ષેત્ર (૫) રાક્ષસ (૬) નવીન (૭) ચંચળ.



**(૬)** બાજુએ બતાવેલી આકૃતિના ઓછામાં ઓછા કેટલા ટુકડા ગોઠવીને તમે એક સમચોરસ બનાવી શકશો?

## નાનકડો બાળવિભાગ



## દોઢડાહ્યો વાંદરો

લંડનના બંદરના કાયદાઓમાં એવો એક કાયદો છે કે જેની રૂએ ત્યાં લાંગરેલા કોઈ પણ વહાણમાં બંદુક કે તોપ ફોડવામાં આવે તો તેના માલિકને ભારે દંડ આપવો પડે.

એક વખત એક લડાયક વહાણ લાંબી મુસાફરીએથી લંડન આવી પહોંચ્યું. સફર દરમ્યાન તે કેટલેક બંદરે થોભ્યું હતું અને તે દરેક બંદરે લંગર નાખતી વખતે સલામીની તોપ ફોડવામાં આવી હતી.

વહાણમાં એક વાંદરો હતો. વહાણ લંડન આવ્યું, પણ લાગરતી વખતે તોપનો અવાજ સંભળાયો નહિ તેથી એ વાંદરો અત્યંત આશ્ચર્ય પામ્યો. તેને લાગ્યું કે બંદર આવે અને તોપનો ધડાકો સાંભળવાની મજા ન મળે તો તો ભારે ખોટ જાય તેથી તેણે નક્કી કર્યું કે કોઇ તોપ ન ફોડે તો લાવને હું જ ફોડું!

એમ વિચારીને તે રસોડામાં ગયો અને ચિપિયા વતી એક સળગતો કોલસો ઉપાડી લાવી તોપના કાન ઉપર મૂક્યો. બીજી જ પળે તોપનો ધડાકો સાંભળી આખું બંદર સડક થઇ ગયું!

વહાણના કપ્તાન ઉપર બંદરના કાયદાનો ભંગ કરવા સબબ કામ ચલાવવામાં આવ્યું; અને જ્યારે ખરી હકીકત રજુ કરીને તે સાબિત કરી શક્યો કે એ તોપ તો વાંદરે ફોડી હતી ત્યારે જ તેનો છુટકારો થયો.

શા. લ. આલગિયા




# પૂર્વ આફ્રિકાનો પ્રવાસ

### ૮ બુકોબા–માંઝા

બુકોબા ત્રણ વરસથી ફરી વસ્યું છે. સરકારે ફરજિયાત વસાવડાવ્યું છે. જૂનું ગામ સરોવરની નજીક હતું. આ સહેજ દૂર થયું છે. નવા ગામની બાંધણી સાદી સુંદર અને સ્વચ્છ છે. લોકોને તાત્કાલિક પૈસા કાઢવા વસમા લાગ્યા, પણ અનેક રોગમાંથી તેઓ બચી ગયા. રસ્તા ઍંશી ફીટ પહોળા રાખ્યા છે. આપણે ત્યાં બધાં જ ગામડાં વીંખી ફરીવાર બંધાવવાની જરૂર છે. ખેડુતોનું લોહી ચૂસનારી મહાન આફત દૂર થાય અને આપણું રાજ થાય એટલી વાર છે.

બુકોબા આગળ સરોવર રુદ્ર રૂપ ધારણ કરે છે. સાગર જેવાં મોજાં, સાગર જેવી રેતી. સાગરની ઉદારતા સાથે મિઠાશ ભળવાથી સરોવર માનવસમાજને પ્રિય થઇ પડ્યું છે.

બુકોબામાં મુખ્ય વેપાર કૉફીનો છે. આ વરસે બ્રાઝીલમાં ખૂબ કૉફી થવાથી ભાવ બેસી ગયા છે. વેપારીઓ હાથ જોડીને બેઠા હતા. અમે વળતાં ફાળો કરવાનું ઠરાવી માંઝા ચાલ્યા.

ગોળા પાણીનાં પ્રતાપે સ્ટીમરમાં મચ્છરનો ઉપદ્રવ ખૂબ છે! વરસાદને લઇને ડેક ઉપર તાડપત્રીનો 'ઘૂંઘટ દેરો' કરીને સૂવું પડે છે. તબિયત લથડવાની બીકે આજ આટલી મુસાફરી પછી અમે બીજા વર્ગની ટિકિટ કપાવી!

માંઝાના વેપારની સ્થિતિ બુકોબા જેવી જ હતી એટલે માંઝા જતાં અમારો પગ ભારે થયો હતો. પણ સ્ટીમર પર ચડ્યા ત્યાં અરજન્ટ તાર મળ્યો: 'ઘણા રાજી થયા છીએ, ખુશીથી પધારો.' અમારી

રાત સુખરૂપ વીતી. એક રાતમાં સ્ટીમર લાગી નહિ. ગોરા પાણીને લીધે ફેર નહિ ચડતા હોય એમ લાગ્યું. સવારમાં દસ વાગે અમે ઊતરવા માટે તૈયાર થઇ ગયા.

નાનીમોટી ટેકરીઓની છાયામાંથી પસાર થતી સ્ટીમર એકાએક થોભી પડી. ડેક પર ચડીને જોયું તો સામે આંબા–ગુલમોરની કુંજમાં ડોકિયાં કરતું માંઝા દેખાયું. સ્ટીમરે લંગર નાખ્યું ત્યારે અમારી નજર મહેમાનોને લેવા આવેલા મછવા તરફ હતી. બે શુદ્ધ ખાદીધારી સજ્જનોએ અમને સ્નેહ મૃદુ હાસ્ય કર્યું. એ અજાણ્યા ગૃહસ્થોની હસતી આંખોમાં રહેલી પરિચિત લાગણી અમે પારખી લીધી. પાસપોર્ટની વિધિ પતાવી નીચે ઊતર્યાં.

જૂના દોસ્તો મળે તેમ કાસમભાઇ અને જુમ્માભાઈ મળ્યા. કાનમ કું. એટલે આ બે ભાઇઓ. ખોજા ગૃહસ્થ છે. પગમાં ચાખડીથી માંડીને માથે ટોપી સુધી વિશુદ્ધ ખાદી વાપરે છે. ખાદી પહેરે છે તો મજાનું... પછી આટલે દિવસે આવા ખાદી પાર્ટી જોઇને મળતાં ખૂબ હર્ષ થયો. નવજીવનના નિયમિત વાચક છે. દિલથી આવતા દરેક પ્રતિનિધિનો ઉતારો જાણે અહીં સુધી એમને ત્યાં જ હોય. હમણાં સરોજિનીના મહારાજ આવેલા. સાથે રેવાલો. વરસાદના દોરાન થઈ માંઝા માટ પહોંચ્યા. જુમ્માભાઇએ એમને આશરો આપ્યો. સ્થાનિક સાથીની મુલાકાત કરાવી સારી રકમ લીધી.

જુમ્માભાઈ પડદા પાછળ રહી કામ કરે છે. અમારું કામ જરા ધમાલિયો માણસ મળે તો ઝડપથી ચાલે. મોસમ નહોતી, વેપાર મંદ હતા; આવા ફાળામાં સાથે ચાલનાર પટેલ બૅરિસ્ટરે ઘસીને ના પાડી દીધી હતી; છતાં જુમ્માભાઇએ કુશળતાથી અમારું કામ પાર ચડાવી દીધું, ને તે પણ પ્રત્યક્ષ રહીને નહિ!

કાસમભાઇ પોરબંદર પરિષદ વખતે હાજર હતા. એમણે મને અનેકવાર જોયેલો. એટલે એમની સાથે મન મળે એ તો સ્વાભાવિક હતું, પરંતુ જુમ્માભાઇએ પણ પોતાની હમેશની રીત મુજબ ચાર દિવસમાં મને પોતાનો કરી લીધો. પોતાનો અંગત પત્રવ્યવહાર મારા ખોળામાં મૂક્યો. સંતાનોને કેળવવાની કાળજી અને ગમે તે ભોગે ધર્મપત્નીને પોતાની જોડીદાર બનાવવાની તેમની ધગશ એમાં સ્પષ્ટ જણાતાં હતાં. છતાં પોતે કાંઇ કરી શકતા નથી એનો અસંતોષ સદાય રહ્યા કરે છે. બનતા સાદાઇથી રહેવા પ્રયત્ન કરે છે. માણસનું માપ એના મિત્રો ઉપરથી નીકળી શકે છે. જુમ્માભાઇને કોઇ સ્થાનિક મિત્ર નથી, પત્રવ્યવહાર દ્વારા ગુજરાતની સારીસારી વ્યક્તિઓ સાથે એમણે સંબંધ બાંધ્યો છે. સામાન્ય રીતે શેઠ શાહુકારો તરફ મને બહુ પ્રેમ નથી થતો, એટલે આવા માણસો ભાઇ મળી જાય ત્યારે ઘણો આનંદ થાય છે.

છેલ્લે દિવસે સાંજે અમે માંઝા જોવા નીકળ્યા. સડકને બંને પડખે જામેલી આંબા ગુલમોરની ઘટા; દરિયાના ખડકને ખોળામાં લઇને બેઠેલું વિક્ટોરિયા સરોવર; ત્રણ તરફ ફરતી પહાડી. એ પહાડો કેનિયા યુગાન્ડા જેવા માટીના નથી. અહીં તો જબરજસ્ત શિલાઓ પડી છે. એક ભયંકર શિલા માત્ર અડી રહી છે. એવી રીતે તોળાઇ રહી છે કે જાણે હમણાં પવનને સપાટે ઢળી પડશે; પણ વરસો થયાં એ ઊભી છે. લડાઈના વખતમાં એના ઉપર નીસરણી માંડી ચાકીઓ બેસાડતા. માંઝાનું બંદર રળિયામણું છે. સ્ટેશન હમણાં જ બંધાયું છે. માંઝાથી ટાંગાનિકા રેલવે શરૂ થાય છે. ઠેઠ દારેસલામ સુધી જાય છે.

બંદર, સ્મશાન, માર્કેટ એમ ફેરવતાફેરવતા જુમ્માભાઇ પોતાને શામ્બે લઇ ગયા. શામ્બો છે તો સાવ નાનકડો, પણ શાકપાંદડું ને ફળફૂલ ઘણી જાતનાં થાય છે. નમૂનાનું પ્રદર્શન કર્યું હોય એમ લાગે. માંઝાની કેરી મોટી અને રસદાર. મિઠાશ પણ એવી જ. ઠેઠ મોંબાસા–દારેસલામ સુધી પહોંચે છે.

સોમવારે સાંજે માંઝા છોડ્યું.

પાછા બુકોબા થઇને કંપાલા જવાનું હતું. એ જ સરોવર અને એવી જ નાની મચ્છરિયા સ્ટીમરમાં જવાનું હતું. બીજા વર્ગમાં જગ્યા ન મળી. એક રાત ગાળવાની હતી. તાડપત્રીના 'ઘૂંપટ દેરા'માં અમે મૂંઝાઇ મરીએ તેમ હતું. ખુલ્લામાં સૂતા. બે બાજુની મોટ હારો. નીચે છાપાનો લટુ પાથર્યો; ઉપર રાતીપરજનો ગોદડા જેવો કામળો. ટાઢ આંટા મારવા માંડી.

રાતમાં સ્ટીમર ડોલવા લાગી. બે અઢી વાગ્યા હશે. વીજળીના ચમકારા ને વાદળાંના ગડેડાટ શરૂ થયા. મોજાં ભયંકર હતાં ને ચોમેર ઘોર અંધારું. એમાં વરસાદ તૂટી પડ્યો. અમે હાર્યાં, નીચે ઊતર્યાં. ગોઆ કલાર્કની સિફારસથી બીજા વર્ગના ડેક પર સૂઇ રહ્યા.

સવારે સાડા બારે મુકોમા આવ્યું. પહેલો મછવો ટપાલ લઇ ગયો ત્યાં સુધી બધું શાંત હતું. બીજો મછવો આવ્યો અને ખળભળાટ શરૂ થયો. મછવાને સ્ટીમર પાસે આવવા જ ન દે. દોરડું નાખે ત્યાં મછવાને ઉડાડીને દૂર ફેંકી દે. સ્ત્રીઓને તો તેડીતેડીને બેસાડવી પડી. છોકરાં રાડેરાડ નાખે. અમે માંડ ઊતર્યા. ટાંગાનિકા જનરલ એજન્સી વાળા ભાઇઓ સામા આવ્યા હતા. બંદર ઉપર જ મુકોમાની વિષમ સ્થિતિનું વર્ણન કરી બતાવ્યું. જમી કારવીને અમે સ્ટીમર ઉપર ચઢી ગયા. શ્રી શાહ ને રાવજીભાઇ ઓછાઓછા થઇ ગયા. એમનો અત્યંત પ્રેમ અમે જોઇ શકયા હતા, પણ તેઓ નિરૂપાય હતા. ૫૧ શિલિંગ આપી પોતાની લાગણી વ્યક્ત કરવાનો પ્રયત્ન કર્યો. ફરી બે માસ પછી વખત હોય તો આવવા આગ્રહ કર્યો.

સ્ટીમરમાં અમારી સાથે સરગૂજાના રાજા હતા. કારામભાઇને ત્યાં સાથે જમેલા એટલે ઓળખાણ તો હતી જ. રાજાઓ બહાર નીકળે છે ત્યારે નમ્ર થઇ જતા લાગે છે. કહો કે માણસની હારમાં આવી જાય છે. અમે ઊભા હોઇએ ત્યાં આવી વાતે વળગે. ખૂબ વાતો કરી. અમને કહે, 'તમે રાજાઓ પાસેથી પૈસા કેમ નથી લેતા? મહાત્માજીકી બાત તો સબ રાજા માનતે હૈ.' એ મહાપુરુષનાં ખૂબ ગુણગાન ગાયાં. એમનો એક ભાણેજ તો પરાણે વહાલો થવા આવે. નાના રાજ્યનો કુંવર હતો. મેં વાતવાતમાં કહ્યું, 'આપ સમઝેંગે તો ઠીક હૈ નહિ તો સમઝના પડેગા.' 'હા જી, મે તો બરાબર હૈ. હમ લોગ નહિ સુધરેંગે તો પ્રજા કાનપકડ કર સીધા કરેગી.' રાજાઓ આટલી સરળતાથી દેશમાં રૈયત સાથે વર્તતા હોય તો કેવું સારું?



## ગ્રંથમહિમા

પ્રાચીન કાળમાં મહાપુરુષોની પ્રેરણા ઝીલવા માટે, તેમનાં શ્રીમુખનાં પ્રવચનો સાંભળવા તેમની પાસે ગમે તેટલે દૂર જવું પડતું પણ છાપકળાની શોધથી હવે વચનામૃતો પોતે પ્રેરણા આપવા આપણી સમક્ષ હાજર થાય છે છતાં આપણે બેપરવા રહીએ છીએ, કારણકે આપણે ગ્રંથમહિમા સમજતા નથી. વખત ગાળવા માટે વાચનારા આજકાલ ખૂબ વધ્યા છે તેથી વર્ષો પછી યે તેઓ 'ગજરામારુ' કે 'બારીસ્ટરની બૈરી'થી આગળ વધી શકતા નથી. આપણા કવિઓને પણ કોયલ કબુતર અને કાનખજુરા સિવાય બીજા વિષયો પર કવિતા કરવી સૂઝતી નથી, કારણકે ગ્રંથોના નિત્ય સહવાસથી તેઓ પોતાની બુદ્ધિને જે નવી દૃષ્ટિ ને નવી પ્રેરણા આપવી જોઇએ તે આપી શકતા નથી. હાઇસ્કૂલ કૉલેજના શિક્ષણ કરતાં યે ઉત્તમ ગ્રંથોનો નિત્ય સહવાસ વધુ ફળદાયી છે. વાંચનાર માત્ર પોતાના વાંચનમાં પ્રગતિ કરતો રહે, વાર્તા, નવલકથા, જીવનચરિત્ર, પ્રવાસવર્ણન, વિજ્ઞાનની વાતો, કાવ્ય . . એમ ઉત્તરોત્તર પોતાના વાંચનનું ક્ષેત્ર વિસ્તારતો જાય તો દિનપ્રતિદિન તેની બુદ્ધિ ખીલતી જાય, દૃષ્ટિ વિશાળ થાય, વિવેકબુદ્ધિ તીક્ષ્ણ થાય ને વાણીમાં રસચોટતા આવે. આવો ગ્રંથમહિમા સમજનાર તે સૌ ગ્રંથમંદિરો સ્થાપશે અને ગ્રંથોનો નિત્ય સહવાસ રાખશે તો સદા પ્રસન્નચિત્ત, સહિષ્ણુ ને પરગજુ રહી શકશે. (સૌરાષ્ટ્રમિત્ર)

એને વીસ લાખની આમદાની છે. અમે માગણી કરી તો કહે 'સફરમેં લાચાર હૈ. મહાત્માજી કો વહાંસે ભેજેંગે.' કાંઇ એમ પૈસા છૂટે?

બીજે દિવસે સવારમાં મુકાકાટા આવ્યું. મુકાકાટા અરણ્ય જેવું છે. ત્યાંથી મસાકા ચોવીસ માઇલ થાય. બેત્રણ કલાર્કનાં ઘર છે. બાકી તો સરોવરમાં મૌન ધારીને બેઠેલા પહાડ.

એક દિવસ મસાકા રોકાઇ કંપાલા ઉપડયા. મોટરમાં બેસતાં જ તાવ ચડયો. આટલા દિવસે પહેલી મુલાકાત લીધી. આખે રસ્તે રહ્યો. સાંજે કંપાલા પહોંચ્યા ત્યારે ઊતરી ગયો.

**૯ યુગાન્ડાનાં ગામડાંમાં**

**સુ**ત્તાવીશ માઇલની મુસાફરી કરી, રજાસૂર્યે લૂગડે શ્રી ધોળકિયાને ઘેર પહોંચ્યા. અમે જંગબાર હતા ત્યારે હીરાલાલ જોષી ઉપર એમણે પત્ર લખેલો: 'એ ભાઇઓ કંપાલામાં સારે ત્યાં જ ઊતરશે ને?' બાકી આંખની ઓળખાણ નહોતી, ભલામણનો પત્ર નહોતો, અગાઉથી જણાવ્યું નહોતું. સીધા જઇને બિસ્તરા મૂકયા. શ્રી ધોળકિયા ફરવા ગયા હતા. અમારો આધાર માત્ર સામે લટકતી ગાંધીજીની છબી હતી. બરાબર દોઢ કલાકની તપશ્ચર્યા પછી શ્રી ધોળકિયા આવ્યા. ગંભીર મુદ્રા રાખી પૂછવા લાગ્યા, 'કયાંથી આવો છો?' 'મસાકાથી.' 'કેવા છો?' 'બ્રાહ્મણ.' મારે મન નિરાંત હતી. ધોળકિયા વિચારમાં પડયા. મારા સીધા જવાબ-

થી મંગાવ્યા. આખરે છેલ્લું શસ્ત્ર છોડ્યું, 'આપનું નામ?'

'ભાઈનું નામ રામજીભાઈ, મારું રામનારાયણ.'

બીજી જ ક્ષણે પીળકિયાના પડખાદાર હાસ્યથી ઓરડો ગાજી રહ્યો: 'ભલા માણસ! અગાઉથી જણાવવું તો હતું! હું કેટલાયે દિવસથી રાહ જોતો હતો. મને એમ કે એ મોટા માણસો મારે ઘેર નહિ ઊતરે!'

બસ, પછી અમારી લગામ અમે પીળકિયાને સોંપી દીધી.

યુગાન્ડામાં કંપાલા એક જ શહેર ગણાય. જીંજા વેપારના મથકને કારણે અને મોટી પેઢીઓને લીધે પ્રખ્યાત થયું છે, પણ એના દીદાર શહેર જેવા નથી. અમે તો કંપાલામાં રહી શનિ-રવિની રજામાં ગામડાઓમાં ફરવાનું ઠરાવ્યું.

પહેલો વારો આવ્યો બૉમ્બોનો. કંપાલાથી ચાલીસ માઈલ થાય. પાંચ વરસ પહેલાં બૉમ્બોમાં પંદર-વીસ દુકાનો હતી. ત્યાં આજે એંશી વેપારીઓ બેસી ગયા છે. પાક તો એના એ જ. આવક વહેંચાઈ જવાને કારણે વેપાર ભાંગી પડ્યો. એમાં વરસ નબળાં આવવા માંડ્યાં, દેશ જેવી સ્થિતિ થતી જાય છે કે પખવાડિયે આવતા પાયલા માણસો જાય ક્યાં? નોકરી ન જડે તો 'કે કર દુકાન' માલ તો ગમે તેને તેવું દિવસની રૂટી પર મળી શકે. આ સ્થિતિમાંથી ઉગરવાનો સમજુ કોઈક વિચાર કરે છે. આવનાર વિચાર કરે તો કેવું સારું?

બૉમ્બોથી આગળ ફરે. રસ્તામાં હારબંધ બાંધેલા ઝુમ્બા (ઝૂંપા) આવ્યા. એ સરકારી છાવણી હતી. શરૂઆતમાં પાનવીઓને રાખેલા. ધીરેધીરે અહીંના વતની કેળવાતા ગયા તેમ પંતવીઓ ઓછા કરી નાખ્યા. ખાસ કરીને બૉમ્બો છાવણીમાં નૂબીને રાખવામાં આવે છે. નૂબી જાતની ને લડાયક કોમ છે. શરીરનો બાંધો મજબૂત પડછંદ છે. નૂબી સ્ત્રીઓ તેજ ગણાય છે. બહાદુરીથી પડખે ચડનાર જાત ખોઈ બેસે. આફ્રિકાના લોકોને ઈશ્વરે દેહ આપ્યો પણ વાળ ફળદ્રુપ ન આપ્યા. સ્ત્રી પુરુષ કોઈને વાળ ન ઊગે. અરધા ગૂંચળિયા હોય એ કાંઈ વાળ ન ગણાય. પરંતુ નૂબી સ્ત્રીઓને એની બહાદુરીના સિરપાવ તરીકે ઓડિયાં રાખી શકાય એટલા વાળ આપ્યા છે. નૂબીનાં ઓડિયાં જોઈ બીજા લોકોને થતું હશે કે ઈશ્વર પણ પક્ષપાતી છે! છાવણીની ચોખ્ખાઈ જોઈ દંગ થઈ જઈએ. હથેળી જેવાં આંગણાં રાખે છે. એની નકલ જંગલમાં રહેનાર પણ કરે છે. સડકને કાંઠે ઝુમ્બો હોય તો સડકથી ઝુમ્બા સુધી મજાનો ચોક કંડારેલો હોય છે. ચારે તરફ કેળ ને વચમાં ઝુમ્બો. એકાદ કટકામાં કપાસ, એકાદમાં મોગો. ફરતેથી જોવા ગયા. જોવામાં બે દુકાન અને એક જીનેરી. નાની નાની તકરારો પતાવવા માટે સ્થાનિક ન્યાયમંદિર (ચોરો) હતું. અમુક માઈલ સુધી જોવા ગામ ગણાય. એમાં છૂટાછૂટા ઝુમ્બા કરી સૌ વસેલા. અમારે મન ગામ એટલે આ બે દુકાન અને મુખીનો ઉતારો. મુખી-પોલીસ પટેલ આફ્રિકાવાસી હોય છે. જૂની રીતે ન્યાય ચૂકવે છે. બાસઠ માઈલની મુસાફરી કરી, મગજના પ્રમાણમાં શિલિંગનો ભાર ભરી રાત્રે પાછા ફર્યાં.

બીજે શનિવાર આવ્યો. આ વખતે લાંબી સફર કરવાની હતી. કંપાલાથી ચાર મોટી સફરઃ મસાકા થઈ મ્બરારા ૧૭૮ માઈલ; મુબેન્ડે થઈ ફૉર્ટ પોર્ટલ ૨૦૮; હોઇમા થઈ મસિંદી પોર્ટ ૧૯૧; જીંજા થઈ મબાલે ૧૭૯. યુગાન્ડાના રસ્તા જગતભરમાં વખણાય છે. નથી ડામર પાથરેલો પડ્યો કે નથી ગિટ્ટી ધરબી પડી. ચીકણી માટી હોવાથી મોટરો ચાલી-ચાલીને ચકચકિત આરસ જેવા રસ્તા બની ગયા છે. શરૂઆતમાં મુશ્કેલી પડતી, પણ હવે બહુ મજાના થઈ ગયા છે. એક દિવસમાં બસો માઈલ જઈ આવવું અહીં રમત વાત. જ્યારે કેનિયા ટાંગાનિકાના કાદવિયા રસ્તા પર સો માઈલ જવાની કોઈ હિંમત ન કરે. ડુંગરાળ પ્રદેશ હોવાથી રસ્તા ભયંકર વળાંક વળે છે. જરાક સરત-ચૂક થઈ કે સો વર્ષ પૂરાં. એમાં 'ભૂવો ભીંગી સાના' (વરસાદ પડ્યો બધો) હોય તો મોટર સરકતાં વાર ન લાગે. અહીં અકસ્માત ખૂબ થાય છે. બધો વહેવાર મોટર મારફત. આ વરસે પાક નથી, એટલે પ્રમાણમાં ઓછી ધમાલ હતી. નહિતર ફેબ્રુઆરી-માર્ચમાં ધમાચકડી બોલતી હોય. વેપારીને માથે માથું ન હોય. એમાં ડ્રાઈવર મગાન્ડો (યુગાન્ડાનો વતની) હોય તો જરૂર અકસ્માત કરે. રામજીભાઈને મસાકા જતાં રખડાવ્યા'તા એ વાત સાંભળવા જેવી છે. એ મગાન્ડા-ની મહેમાનગતિમાં પાછળ આવશે.

અમે મસાકા, મ્બરારા જઈ આવ્યા હતા. મસિંડી જવાનો નિશ્ચય કર્યો. જમીને છેલ્લે કોગળે મોટરમાં

બેઠા. અમે બે ઉપરાંત ત્રણ ભાઈઓ: શ્રી ધોળકિયા અને એમની ઑફિસમાં જ કામ કરતા શ્રી નાનજી-ભાઈ તથા અલીદીના.

અલીદીના ક્લર્ક તરીકે કામ કરતા, પણ મોટર હાંકવામાં ઉસ્તાદ હતા. નાનજીભાઈ પીઢ માણસ. ક્યાંક ગાડું અટકે તો 'ઘરડાં ગાડાં વાળે' એ ન્યાયે એ ભાઈ ઉપયોગી હતા. એમને અમે 'અદા' ઠરાવ્યા હતા. રવિવારે રાત્રે પાછા ફરવાનું હતું એટલે ભેગા ધાબળા બાંધી લીધા હતા.

ચાળીસ માઇલની ઝડપે મોટર ઊપડી. અગિયારમે માઇલે બે દુકાન આવી. દસદસ શિલિંગ લઇ આગળ વધ્યા. સડકને કાંઠે આવતી દુકાનોએ ફાળો ઉઘરાવતા સાંજે કરેરા પહોંચ્યા. કરેરામાં જીનેરી અને પાંચસાત દુકાનો હતી. જીનેરીના વ્યવસ્થાપક દામુભાઇ ઓળખીતા હતા. વાળુપાણીનો આગ્રહ કર્યો. અમે ના ન પાડી. વાળુપાણીથી પરવાર્યા ત્યાં સાડા નવ થયા. હજી કંપાલાથી ૫૬ માઇલ આવ્યા હતા. અમારા મનમાં ૮૦ માઇલ પર કીબોગામાં ફાળો કરી રાત રહેવું એમ હતું. રાત અંધારી હતી. દામુભાઇ કહે, રાત અહીં જ સૂઈ રહો. હજી પરમ દિવસે જ એક મગાન્ડાને સિંહ ઉપાડી ગયો'તો. અહીંથી ત્રણ માઇલ દૂર એના ઝુમ્પામાંથી લઇ ગયો. એટલે અમે કહ્યું, 'દામુભાઇ, સિંહ અમારે જોવો છે. બુબ્વેરાનું જંગલ જે સિંહનું ઘર કહેવાય છે ત્યાં રખડ્યા પણ ન દીઠો. એકવાર દૂરથી જોઇ લેવો છે.'

'દૂરથી જોવો છે ને?' દામુભાઇ હસી પડ્યા. 'ઠીક ત્યારે ઊપડો. હોઇમા જતાં ૧૦૦ અને ૧૧૪ માઇલની વચમાં મળશે. ત્યાં નદી છે. જંગલ ઘાડું છે.'

'બસ ચાલો ત્યારે. કેમ અલીદીનાભાઇ, તમારો શો વિચાર છે?'

'આપણે તો તૈયાર છીએ. પણ રસ્તામાં ઊંઘ આવશે.' ધોળકિયા કહે 'ઊંઘનું ઓસડ આપણી પાસે છે.'

મોટરના પડદા બરાબર કરી લીધા. પટારા જેવી બનાવી દીધી. અમારે સિંહ જોવો'તો, પણ દોડતી મોટરે; નીચે ઊતરીને નહિ! એ કામ તો મગાન્ડાનું. આખી રાત રસ્તા પર ચાલ્યા જતા હોય. રાત અંધારી હોય કે અજવાળી. રાતના એક વાગ્યે પણ અમને એ સામા મળતા. બીકનું નામ ન જાણે.

અમે ચાલી નીકળ્યા. રાત્રે અગિયાર વાગ્યે કીબોગા આવ્યું. આઠ દુકાનો, એક જીનેરી બધું સૂમસામ હતું. 'વળતાં રોકાઇશું' કરીને આગળ વધ્યા. પાંચદસ માઇલ આગળ ગયા ત્યાં એકાએક મોટર ઊભી રહી. મને થયું કે નક્કી સિંહ! ચારેકોર જોવા માંડ્યો. રામજીભાઈ અલીદીનાને પૂછે, 'કાં, મોટરને શું થયું?'

અલીદીના કહે, 'ઊંઘ આવે છે!' બધા હસી પડ્યા. ઊંઘનું ઓસડ વાતો. વાતો ચાલી; મોટર પણ ચાલી.

એક સો માઇલનો પથ્થર ગયો ત્યારે અમે ધારી ધારીને જોવા માંડ્યા. ઘોર જંગલ કાળી રાતે અઘોર લાગતું હતું. મોટર ઝપાટાબંધ જતી હતી. આઠદસ માઇલ કપાયા પણ સિંહ ન દેખાયો. અમે નિરાશ થતા હતા, ત્યાં એક કાબું જનાવર દીવાને તેજે અંજાઇ પીળી આંખો મીંચીને બેસી ગયું. મોટર પડખે થઇને પસાર થઇ ગઈ. અલીદીના કહે 'ચિત્તો હતો.'

'ચાલો, સિંહ નહિ તો ચિત્તો.' અમે મન વાળ્યું. બાકી આમ દોડતી મોટર આડે થઇને સિંહ ચાલ્યો જાય તો ય એમાં જોવાની કાંઇ મજા ન આવે! મનમાં થયું, 'સિંહ જોવાનું કામ આપણું બીકણ લોકોનું નહિ. એ મરદનું કામ.'

મધરાતે હોઇમા પહોંચ્યા. ગામ આખું ભરનિંદરમાં પડ્યું હતું. શ્રી ધોળકિયા કહે 'ચાલો સીધા મસિંદી. હોઇમા વળતાં પતાવશું. કેમ અલીદીના તૈયાર? થાક્યા તો નથી ને!'

'ચાલો આપણી ના નથી. પણ ઊંઘ ન આવવી જોઇએ!'

મસિંદીનો રસ્તો કોઇએ જોયેલ નહિ. દોઢેક માઇલ આગળ ચાલ્યા ત્યાં બે રસ્તા ફાટ્યા. પાટિયા ઉપર વાંચ્યું '૩૪ મસિંદી'. લગભગ પોણો થવા આવ્યો હતો. આંખમાં ઊંઘ ભરાવા લાગી હતી. મસિંદીને રસ્તે પહાડ અને જંગલ વધારે આવે છે. ઉપડ્યા. બરાબર દોઢ વાગ્યે મસિંદીના જાણીતા દુકાનદારને બારણે જઇને ટકોરા દીધા. આંખો ચોળતાં એમણે આવકાર દીધો. એક નવા બંધાતા મકાનમાં ગાદલાં ગોદડાં નખાવી દીધાં. હું અને રામજીભાઇ તો પડ્યા ભેગા ઊંઘી ગયા. યુગાન્ડાનાં પાણી પી સુંવાળા થઇ ગએલા શ્રી ધોળકિયા અને નાનજીભાઇએ સવાર સુધી પડખાં ફેરવ્યા કર્યાં.

ધુમ્મસ ગળવા માંડ્યું એટલે શાંતિના સ્મરણચિહ્નસમું રૂબાગા ચર્ચ દેખાયું. રોગીઓના રોગ હરવા નિર્મેલું એવું હૉસ્પિતાલ બીજી ટેકરી પર દેખાયું. છેલ્લી વાર નજરભરી નિરખી લીધું.

છેલ્લે દિવસે કંપાલા જોવા નીકળ્યા. પહેલું રૂબાગા ચર્ચ. સૌથી ઊંચી ટેકરી પર ઈશુનો ધર્મધ્વજ હોય તેમ રૂબાગા દીપે છે. ટેકરી પર ચડતી સીધી સડકને બંને પડખે આંખ ઠારે તેવાં લીલાંછમ ઝાડ રોપ્યાં છે. ચર્ચમાં પ્રવેશ કરતા જ એક પ્રકારની મનને ટાઢક વળે છે. પચાસ ફીટ ઊંચી છતમાં અથડાઈને પાછો ફરતો અવાજ ઘોઘરો થઈ માણસને ધર્મભીરુ બનાવે છે. બારણા સિવાય બધો પત્થર વાપર્યો છે. અમે ગયા ત્યારે ચારપાંચ મગાન્ડા ગોઠણભેર પડી સોમા (પ્રાર્થના) કરતા હતા. ઇશુની લોહીથી ખરડાએલ કરુણામય પ્રતિમા જોતા હૃદય ગળવા માંડે છે. દીવાલો પર એ પ્રેમના ફિરિસ્તાના જીવનપ્રસંગોના ભાવનાત્મક ચિત્રો લટકતાં હતા. એ ચિત્રો કળાના ઉત્તમ નમૂનારૂપ હોઇ માનવહૃદયના તારોને ઝણઝણાવી નાખે તેવા છે. રૂબાગાનું ભવ્ય ચર્ચ મગાન્ડાઓએ તાબેદાન તેમજ મિસ્કીન પાસેથી સેન્ટસેન્ટ ઊઘરાવી બંધાવ્યું છે. પ્રિસ્ટી દેવળની શાંતિ અજબ હતી.

રૂબાગાના ચોગાનમાંથી કંપાલા બહુ રૂપાળું લાગે છે. ત્યાંથી સામે જ કબાકા (મગાન્ડાનો સુલતાન—કંપાલાનો માલિક—)નો મહેલ છે અત્યારે એની સત્તા નામની જ છે. એતો મૂળ મગાન્ડા જાતિનો છે. બહુ બાહોશ ગણાય છે.

રૂબાગાથી ત્રણેક માઇલ દૂર કબાકાના સદ્ગત પિતાની કબર છે. બહુ વખણાય છે. અમે જોવા ગયા ત્યારે દરવાજો બંધ થઇ ગયો હતો. દેશી બાંધણીમાં બંધાએલી છે. સોએક થાંભલા છે. કળાકારીગરી સારી છે.

મગાન્ડા કોમ પૂર્વ આફ્રિકાની બધી કોમો કરતાં સુધરેલી ગણાય છે. યુગાન્ડામાં મિશનરીઓએ ધર્મ અને કેળવણી બહોળા પ્રમાણમાં ફેલાવ્યાં છે. જંગબારમાં જેમ સ્વાહિલી ભાષા ઉર્દુ લિપિમાં લખાય છે તેમ યુગાન્ડામાં મગાન્ડા ભાષા અંગ્રેજી લિપિમાં લખાય છે! એ લોકો છાપાં પણ કાઢે છે. આ દેશ પોતાનો છે; અંગ્રેજ લોકો પચાવી પડ્યા છે; આ હિંદીઓ આપણને છેતરીને લૂંટી ખાય છે વગેરે વાતો સમજવા માંડ્યા છે. ગાંધીજી અને તેમના કામને સારી રીતે જાણવાવાળા પણ પડ્યા છે. એ કહે છે 'તમારો આગેવાન ગાંધી ન્યાય માટે લડે છે. અમને એની વાતો બહુ ગમે છે. અમે એની રીતે લડવા માગીએ છીએ; પણ અમારામાં ગાંધી જેવો મોટો માણસ નથી.' હમણાં એમનાં છાપાંઓમાં ગાંધીજી અને સ્વાતંત્ર્ય-યુદ્ધના સમાચાર પણ છપાય છે. આપણે સ્વરાજ્ય મેળવીને આ લોકોને સ્વતંત્ર થવામાં સાથ આપવો પડશે નહિતર સ્વાર્થી કહેવાશું; ઈશ્વરના ઘરના ગુનેહગાર ઠરશું.

તા. ૨૬મીએ કંપાલા છોડ્યું. છૂટા થઇ કમલી આવી રાત રહ્યા. બીજે દિવસે ગાડીએ ચડી યુગાન્ડાને છેલ્લી તાજીમ કરી લીધી.



શેઠ—(નોકરને) જો, તારે રાંધવાનું, ઘર સાફ રાખવાનું, ઢોર સંભાળવાનું, ઘોડાગાડી હાંકવાનું, ઘોડાની માવજત કરવાનું અને ફરનીચર સાફ રાખવાનું કામ કરવાનું છે; બોલ કરીશને?

નોકર—હાજી, એમાં શું? એ બધું મને આવડે છે. પણ સાહેબ, આ બાજુની જમીનમાં માટી કેવી હોય છે?

શેઠ—કેમ, માટીનું આમાં શું કામ પડ્યું?

નોકર—એ તો એટલા માટે કે આ આટલાં બધાં ઓછાં (!) કામમાંથી પરવારું ત્યારે ફુરસદને વખતે માટીમાંથી ઇંટો બનાવવાનું કામ પણ કરતો રહું!!

卐

બા—(ચીનુના ઓરડામાં દાખલ થઈ ધીમેથી) ભાઈ ઊંઘી ગયો લાગે છે.

ચીનુ—હા બા, દાક્તર કહેતા હતા કે હું ઊંઘતો હોઉં ત્યારે દવા આપવા ઊંઘમાંથી ઉઠાડવો નહિ.

卐

એક વૃદ્ધ લક્ષાધિપતિ—અરે જુવાન, હું એમ ન ધારતો કે હું જિંદગીથી મોટરમાં ફર્યા કરૂં છું. શરૂઆતમાં તો મારે પગે ચાલીને ખૂબ રખડવું પડતું. પછી જ્યારે મોટર ખરીદવા જેટલા પૈસા થયા ત્યારે એક મોટર ખરીદી

જુવાન—તમે જિંદગીની શરૂઆતમાં પગે ચાલતા, પણ હું તો શરૂઆતમાં પેટે ચાલતો અને રીખતો; પગે ચાલતાં પણ મને તો બહુ મોડું આવડ્યું હતું. છતાં હજી મોટર નથી મળી.

卐

કનુ—રમુ, કેમ હજી ઘેર નથી ગયો?

રમુ—ઘેર જાઉં તો બાપા મારે.

કનુ—બાપા શા માટે મારે?

રમુ—ઘેર નથી ગયો માટેસ્તો.



# મધુકરી

ગાજતા સાગરો છોળછોળે ભર્યાં,
ગિરિ બધા ડોલતા ખળભળે સામટા;
આજ તૂટે ગુલામીભરી ત્યે દશા!
કાળ પડખું ફરેઃ ક્રાન્તિની નોબતો ગડગડે જીવનમાં શાન્તિ ભરવા.
વર્ષંથી વાટડી જોઇ, ખોઇ જાતડી,
આજ ખપ્પર મહીં રક્ત મા માગતી;
કાલનો સૂરજ તો ઊગશે સોનલો,
કાળ પડખું ફરેઃ અડગ તું ના ડરે, નિશ્ચયે સ્થાન તારૂં અહીં લે.—બલદેવ મહેતા

(નવયુગ)

## ક્રાંતિકાર ક્રૉમવેલ

એ આપણી આ બ્રિટિશ સરકારનો જ પૂર્વજ હતો. એનો મોટો દાદો ટૉમસ ક્રૉમવેલ, ઇતિહાસને સુવિખ્યાત કાર્ડિનલ વૂલ્ઝીનો ઉત્તરાધિકારી હતો. તેણે કૅથલિક મઠોનો નાશ કરવામાં તે સમયના રાજા આઠમા હેનરીને સહાય આપેલી. અને એ રાજાએ આ મદદ બદલ ટૉમસ ક્રૉમવેલને ફાંસીનું ઇનામ આપ્યું! ભાવિની કોઇ અકલિત ઘટનાથી, કોણ જાણે એ કૃત્યનો બદલો જ તેના વંશજ ઑલિવર ક્રૉમવેલે પહેલા ચાર્લ્સને ફાંસીએ ચડાવીને ન લીધો હોય શું?

ઑલિવર ક્રૉમવેલનો જન્મ હંટિંગ્ડન નામના ગામડામાં ઈ.સ. ૧૫૯૯ના એપ્રિલ માસની ૨૫મી તારીખે થયો હતો. તેના પિતાને એક નાની જાગીર હતી. તેનામાં તેની માતાનું સૌંદર્ય અને પિતાનું સાહસ ઊતરી આવ્યાં હતાં. પોલાદના ચકચકિત બખ્તરમાં સજ્જિત બનેલી તેની આકૃતિ આજે પણ જોતાં અપૂર્વ ભવ્યતાનું ભાન કરાવે છે.

બાલ્યાવસ્થાના તેના દિવસો બગીચાઓ લૂંટવા, વાંદરાંઓનો પીછો પકડવો વગેરે પ્રકારનાં તોફાનોમાં (અને તેના પરિણામે પિતાનો માર ખાવામાં) વ્યતીત થયા હતા. એવી જ કોઇ રમત દરમ્યાન એકવાર તે એક નદીના ઊંડા પાણીમાં ડૂબતો હતો, એવામાં કાંઠે તે શહેરના પાદરી રેવ. મિ. જ્હૉનસન જતા હતા તેમણે તેને જોયો અને મહામહેનતે બહાર કાઢ્યો. મોટપણે જ્યારે તે સ્વદેશના સૈન્યનો કર્નલ બની રાજા સામે યુદ્ધે ચડતો હતો ત્યારે રસ્તામાં એ જ જ્હૉનસન પાદરી તેને મળ્યો. તરત જ ભૂતકાળના બનાવની ઉપકારવશ અંતરથી તેણે યાદ આપી અને પોતાને લાયક કાંઇ કામ હોય તો લખવા વિનંતિ કરી. પણ રાજભક્ત પાદરીએ ગુસ્સે થઇને કહ્યું, 'મને કશું યાદ આપવાની જરૂર નથી. મને બધું યાદ છે. તારા જેવા દુષ્ટનો જીવ મારા હાથે બચ્યો તે સંભારીને આજે મને ખૂબ દિલગીરી થાય છે. જો ન બચાવ્યો હોત તો અત્યારે તું તારા રાજા સામે બળવો કરવા ઉભાત ન હોત' પણ કર્નલ ક્રૉમવેલ આ કશું ન ગણકારતાં હસતો હસતો પોતાને પંથે પડ્યો.

નવ વર્ષની ઉમરે ક્રૉમવેલે એક વખત એક પાડોશીનો બગીચો લૂંટ્યો. તેના પિતા બહારગામ ગયા હોઇ તે ફરિયાદ તેની મા પાસે આવી. માતાએ નેતરની સોટીથી તેની સારી પેઠે પૂજા કરી તેને સૂવાના ઓરડામાં બેસી રહેવાનો હુકમ કર્યો. રોતોરોતો તે પથારીપર પડ્યો. થોડી ક્ષણ પછી તેણે નોકરોને વાત કરતાં સાંભળ્યા કે તેની મા અમુક સ્થળે કોઇ માંદાને જોવા ગએલી છે અને ખેતરની કેડીના રસ્તે પાછી ફરનારી છે. આ સાંભળતાં જ તેને કાંઇક યાદ આવ્યું અને તે સફાળો ઊઠ્યો. પોતાની નાનકડી ફરશી લઇ નોકરોની નજર ચુકાવતા પાછળની બારીએથી કૂદી શ્વાસભેર તે માતાને આવવાના રસ્તે દોડ્યો. રસ્તો ભયાનક અને નિર્જન હતો; રાત અંધારી હતી; પણ બાળક ક્રૉમવેલ નીડરપણે ખભે ફરસી નાખી નાનકડા પરશુરામ જેવો આગળ ધપ્યે જતો હતો.

માર્ગમાં તેની માએ તેને દૂરથી આવતો જોયો. દૂરદૂર નજર નાખતો ડૂસકાં ખાતો, આંસુ લૂછતો, ખભે ફરશીવાળો આ નાનો છોકરો આવે છે તે તો પોતાનો ઑલિવર! અંધારી રાતે તેને આમ આવતો જોઇ તે આશ્ચર્ય પામી. ક્રૉમવેલની નજર પણ મા પર પડી. પડતાં વેંત દોટ મૂકી માને ભેટી પડ્યો. અને તૂટક શબ્દો બોલ્યો, 'બા, બા, પેલા ખેતરમાં તેના માલિકે એક ભયંકર આખલો છૂટો મૂક્યો છે. તારાં રંગીન કપડાં જોઇ તે ભડકીને ક્યાંક તને મારી ન બેસે એટલા માટે તારૂં રક્ષણ કરવા હું આવ્યો.' માતાની આંખમાં



ઑલિવર ક્રૉમવેલ

વાત્સલ્ય અને અભિમાનના આંસુ ભરાઇ આવ્યાં ચુંબનોનો વરસાદ વરસાવી તેણે પોતાના નાનકડા વીર પુત્રને છાતી સરસો ચાંપ્યો અને પેલા ભયંકર આખલા પાસે થઈને તેઓ નિર્વિઘ્ને પસાર થઈ ગયા.

ઑલિવરનો પિતા હેનરી ક્રૉમવેલ સાન્ત્વપ્રજ્ઞ હતો. પહેલો જેમ્સ રાજા તેને ત્યાં ઘણી વખત અતિથિ બની આવતો. તેની સાથે તેનો કુમાર ચાર્લ્સ પણ આવતો. જ્યારે રાજા અને હેનરી મુત્સદ્દીગીરીની વાતો કરતા ત્યારે તેમના બંનેના પુત્રો ચાર્લ્સ અને ઑલિવર બગીચામાં રમતા. એક વખત આમ રમતાંરમતાં ચાર્લ્સનો દાવ દેવાનો વારો આવ્યો. તેણે કહ્યું, 'હું તો રાજાનો કુંવર, હું દાવ શાનો આપું?'

'અમે દાવ આપીએ ને તમે કેમ ન આપો? રાજાના કુંવર એટલે શું થયું?'

'અમે ઈશ્વરના અંશો; કાયદાઓ અમને ન લાગુ પડે.'

'ઈશ્વરને તો આ તમાચો ન લાગે એવો, તમને લાગે છે કે નહિ?' કહી ઑલિવરે તેના એ ભવિષ્યના રાજાને એક તમાચો ચોડી કાઢ્યો. ચાર્લ્સ રડતોરડતો રાજા પાસે રાવ ખાવા ગયો.

આગલી સભામાં એક અજાયબ' બિલની ચર્ચા થઈ રહી હતી. રાજ્યપક્ષના પ્રધાનનું એ બિલનું ભાષણ સાંભળતાં એક જુવાનના ચહેરાનો રંગ બદલાતો જતો હતો અને તેણી ચનો ભ્રકુટિભંગ તેના કરડા ચહેરાની ભયાનકતામાં વધારો કરતો હતો. આવેશથી તેના હોઠ ધ્રૂજી ઊઠ્યા અને તે વિરુદ્ધમાં બોલવા ઊભો થયો. એના કાતિલ હુમલાથી સૌ લાકડાની પેઠે સ્તબ્ધ થઈ ગયા. સર ફિલિપે પોતાની પાસે બેઠેલા જ્હૉન હૅમ્પડનને પૂછ્યું, 'આ જુવાન કોણ છે?'

'હંટિંગ્ડન તરફથી એ બેઠો છે. મારો સંબંધી છે એનું નામ મિ. ઑલિવર ક્રૉમવેલ. રાજાની કુટિલ રાજનીતિનો એ કટ્ટર વિરોધી છે.'

'ખરેખર, જતે દહાડે એ નામ કાંઈક એવો લાગે છે. રાજાની કબર-એની હાજરીમાં એ ખુલ્લો બળવો પોકારે છે!'

પિંગલીગ, હૅમ્પડન વગેરે લોકપક્ષના મોટા આગેવાનોએ ભરી પરવાર્યા હતા. પાર્લમેન્ટનો પણ દીવો પરવાર્યો હતો. રાજા ચાર્લ્સ એક પછી એક જિલ્લાઓમાં પોતાના લશ્કરના બળે ત્રાસ ફેલાવતો જતો હતો અને પાર્લમેન્ટની તરફેણનાં ગામો પર અસહ્ય જુલમો ગુજારતો આવતો હતો. લંડન હવે થોડા જ માઇલ દૂર રહ્યું હતું. એ ભયાનક નિરાશામાં જુવાન ઑલિવર ક્રૉમવેલ આશાની ચિનગારી ફેલાવતો બહાર ધસી આવ્યો ને તરવરતા જુવાનોને સાદ દીધો, 'બાંધવો, હવે આખરી ફેંસલો છે. માથાંના મોહ મૂકી આગી જમો. ને મુશ્કેલીઓ હવે આપ નિરખિ દ્યો; આપનો ખપ નથી.'

હાંકવું નિશ્ચયે, પોતાના કડક અને ચાતુરીભર્યા સંગઠનબળ વડે તેણે લશ્કરની પુનર્ઘટના કરી ઇંગ્લંડના ઇતિહાસમાં લોહબંધ (Ironsides)ને નામે સુવિખ્યાત તેના સૈનાનીઓમાં દેશભક્તિ અને અજેય જુસ્સાના ઊંડા પ્રવાહો છોડી મૂક્યા. અને એવા બિનકવાયતી પણ અનુપમ સૈન્ય વડે તેણે પ્રિન્સ રૂપર્ટ જેવા મહાન સેનાનાયકના લશ્કરને પવનમાં પીંછું ઉડાડે તેમ ઉડાડી મૂક્યું.

અપૂર્વ આત્મબળ દાખવી એણે લોકપક્ષને વિજય અપાવ્યો અને જુલમી રાજાને તેના અન્યાયો સાબિત કરી ફાંસીને લાકડે ચડાવ્યો. દેશનો એ રક્ષક પ્રજાનો હૃદયમણિ બન્યો અને ઇંગ્લંડનો રાજમુકુટ તેને ચરણે ધરાયો. પણ તેને હોદ્દે ભારી એ તો દેશનો સેવક જ રહ્યો અને જીવનભર જહેમત ખેડી, પાછળ સુખશાંતિવાન ને સમૃદ્ધિશાળી રાષ્ટ્ર મૂકતો ગયો.

(સંકલિત) 'રસનિધિ'

## સ્વ. મિ. સેસિલ એલ. બર્ન્સ

મુંબાઈની સરકારી કળાશાળાના મુખ્ય અધ્યક્ષને સ્થાને ૧૮ વર્ષની લાંબી ને પ્રતિભાવાન કારકિર્દી ગાળનાર એ બાહોશ *અંગ્રેજ કલાકાર ગયા વર્ષમાં ગુજરી ગયા. મુંબાઈની* એ કળાશાળા (સર જે.જે. સ્કૂલ ઑફ આર્ટ)માં તૈયાર થયેલા અનેક હૂંશિયાર માસ્તરો અને ચિત્રકળા કે સ્થાપત્ય ને મૂર્તિકામના વિદ્યાર્થીઓ તેમનું પ્રેરક વ્યક્તિત્વ ને ભવ્ય નામ કદી ભૂલશે નહિ. પોતાના હોદ્દાની રૂએ તેમણે આ દેશની કેળવણીમાં જે અસર પહોંચાડી છે તેનાં પરિણામોની અસર હજુ લાંબા વખત સુધી ટકશે. એક કુશળ અને બાહોશ અંગ્રેજ અધિકારી તરીકે તેમણે આખા ઇલાકા ઉપર પોતાની છાપ બેસાડી હતી. તેમના જ કાળમાં ચિત્રકામ બધી શાળાઓના પાઠ્ય વિષય તરીકે દાખલ થવા પામ્યું અને આજે કેટલાયના ઘરમાં ડ્રૉઇંગનાં સર્ટિફિકેટો ઉપર તેમની સહી યાદગીરી રૂપે હશે.

મિ. બર્ન્સ અભ્યાસ-યોજનાના નવા અખતરા હમેશાં કર્યા જ કરતા અને તેમાં મનમાન્યાં પરિણામ ન આવે તેમ તુરત ફેરફારો કર્યે જતા. કેળવણીની સાથે કલાદૃષ્ટિ ખીલવવાના ઉદ્દેશથી એમણે ડ્રૉઇંગની પરીક્ષાઓ સરળ કરીને ચિત્રકામને ખૂબ વ્યાપક બનાવ્યું. પરંતુ તેથી પણ કેળવાએલાં માણસોમાં રૂપ અને રંગની ઊંચી અભિરૂચી ન પ્રકટી, એટલે એમણે એલિમેન્ટરી અને ઇન્ટરમીજિયેટ પરીક્ષાઓ ઘડી કાઢી. બધા ડ્રૉઇંગ માસ્તરોને પણ ફરીવાર તે ક્રમનું ભણતર સુધારી લેવા એકએક વર્ષ એમણે ખાસ ક્લાસમાં બોલાવ્યા હતા. ત્યાર પછી એનો અમલ બરોબર થાય છે કે નહિ તે જોવા એક ડ્રૉઇંગ ઇન્સ્પેક્ટર તરીકે ખાસ અધિકારીની ગોઠવણ કરી. તે જાતે ફરીને બધી સ્થિતિ પર સુધારાવધારા સૂચવે એવો ઉદ્દેશ રાખ્યો હતો. ત્યાર પછી તો એ રીટાયર થયા, પરંતુ એ બધા પ્રયત્નો છતાં હજુ યે ડ્રૉઇંગનું શિક્ષણ વિદ્યાર્થીઓના હાડમાં ઊતર્યું જણાતું જ નથી.

મિ. બર્ન્સે આખા પ્રાંત માટે જેમ પ્રયાસો કર્યા તેમ પોતાની સીધી દેખરેખ નીચે રહેલી શાળામાં યે સુધારાવધારા કરવામાં બાકી રાખી નહોતી; છતાં આ દેશના મર્મમાં પહોંચે એવી કળા કે કારીગરીનો પ્રસ્તાવ કરવાનો યશ એ શાળાને એમના-સમયમાં તો મળ્યો જ નહિ. બંગાળમાં ઊગતી નૂતન હિંદી કળા તરફ હમેશાં તેમનો કટાક્ષ હતો, અને ડૉ. આનંદ કુમારસ્વામી તથા તેમના વચ્ચે વારંવાર એ સંબંધે લાંબા વાદવિવાદો અને ચર્ચાઓ એ વખતનાં પત્રોમાં પ્રગટ થયા કરતા. મિ. બર્ન્સ એક જબરદસ્ત વ્યક્તિ હોવાથી એ શાળાના અધ્યક્ષ તરીકે ઘણામાં ઘણાં વર્ષો ટકી શક્યા. એમની જ કારકીર્દિ દરમ્યાન માટીના વાસણકામ માટેનો સિડનહામ પૉટરી ક્લાસ, સ્થાપત્યના અભ્યાસ સારૂ આર્કિટેક્ચરની સ્વતંત્ર શાળા, કારીગરી વિભાગમાં બીજે સંગીન અભ્યાસક્રમ અને ચિત્રવિભાગમાં પણ ઊંચી કક્ષાનો અભ્યાસક્રમ દાખલ થયો. છતાં તેમના સમયમાં તેમણે ધારેલી કક્ષા મુજબ એક પણ પરીક્ષા કે ડિપ્લોમા મંજૂર કરી નહિ. પોતાના મનમાં તેમણે એનું એટલું ઊંચું ધોરણ ધારી મૂકેલું કે તેમને મન કોઈ કામ લાયક બન્યું લાગ્યું નહિ હોય.

તે પોતે અતીવ ઉત્સાહી અને સશક્ત કામ કરનાર આદમી હતા. પોતે પૂરા સામ્રાજ્યવાદી હોવાથી શાળાના વાતાવરણમાં બ્રિટિશ પ્રભાવ બને તેટલો વ્યક્ત કરતા. તેમનો દાબ શિક્ષકો તેમજ વિદ્યાર્થી ઉપર ઘણો રહેતો અને તેને લીધે એ બંને વચ્ચે કદી હાર્દિક સંબંધો થવા પામ્યા નહિ. એમ છતાં કહેવું જોઇએ કે તેમનામાં વિદ્યાર્થીને દોરવાની વિરલ શક્તિ હતી. ચિત્રવિદ્યાના ચટપટા પ્રયોગોમાં તે અજબ રીતે માર્ગ દર્શાવતા અને ગમે તે સાધનો દ્વારા આશ્ચર્યકારક રીતે આબાદ પરિણામ લાવતા.

શાળાના વહીવટ અને ઇલાકાની ચિત્રપરીક્ષાઓ ઉપરાંત



સેસિલ એલ. બર્ન્સ

ઘણાં સરકારી કામો અને ચિત્રોના ઑર્ડરો તથા સ્થાનિક મ્યૂઝિયમની દેખરેખ વગેરે બીજી જવાબદારીઓ પણ તેમને માથે રહ્યા કરતી. પણ તે એકેએકને એ એકસામટા પહોંચી વળતા. તેમની લેખનશૈલી ઘણી ઊંચી પંક્તિની હતી. તેમાં ઇતિહાસની અને અન્વેષણની ખાસ દૃષ્ટિ જણાય છે. 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'ના વાર્ષિક અંકોમાં દર વર્ષે તેમનો એકાદ લેખ ચિત્રો અને સ્કેચ હોવાનાં જ, અને તે ક્રમ તેમના જીવનની આખર સુધી જળવાયો છે. એને લીધે તેઓ શાળાઓ સિવાયના જગતમાં પણ જાણીતા થયા હતા. ૧૯૧૭માં એ મુંબાઇની શાળા છોડી ફારગ થયા ત્યારે મુંબાઇમાં વસતા જૂના નવા સેંકડો વિદ્યાર્થીઓ એમને વિદાય આપવા મળ્યા હતા. તેમાં હાલના કેટલા યે નામાંકિત ચિત્રકારો, ફોટો આર્ટરો, સ્થપતિઓ અને ડ્રૉઇંગ માસ્તરો હતા. પછીનાં વર્ષોમાં તેમણે હિંદમાં ભ્રમણ કર્યાં કર્યું હતું અને હારોહારથી અવનવાં પાત્રોની તસ્વીરો, દેખાવો અને આલેખનોના થોકડા ભેગા કર્યા હતા. છેલ્લા એક જ વર્ષના તેમના આવા કામના નમૂનાઓ લગભગ પાંચસો જેટલા હતા! પોતે તાદૃશવાદી ચિત્રકાર હતા. આંખ સામે રમી રહેલી રંગસૃષ્ટિ બારોબાર ચિત્ર પર ઉતારવા તેમની શક્તિ સાધનો સાથે અજબ હરીફાઇ કરતી.

લંડનની ન્યૂમૅન સ્ટ્રીટમાં આવેલી આર્ટ સ્કુલમાં પ્રો. હીથર્લીના હાથ નીચે તેમણે પ્રથમ અભ્યાસ કર્યો. ત્યાર પછી પાંચ વર્ષ વિખ્યાત પ્રોફેસર હર્બર્ટ હર્કોમર આર એ ના હર્ટફર્ડશાયરમાં આવેલા બુશે ખાતેના સ્ટૂડિયે માં કામ કર્યું. આ સુપ્રસિદ્ધ કલાસિદ્ધના તે પ્રથમ શિષ્ય હતા.

બુશે છોડયા પછી રૉયલ ઍકેડેમી અને ન્યૂ ગૅલેરીમાં તેમજ લંડનનાં પ્રાંતિક પ્રદર્શનોમાં તે નિયમિતપણે ચિત્રો મોકલતા. મોટે ભાગે તેઓ તસ્વીરો અને માનવ આકૃતિનાં ચિત્રો કરતા વૉટર કલર, ઑઇલ કલર કે પેસ્ટલ (રંગીન ચાક) ગમે તે સાધનોમાં તે પ્રવીણ હતા.

૧૮૯૩માં પ્રો. હર્કોમરની માગણીથી તેમના બુશે ખાતે તૈયાર થતા કલામય ઘરને ખાસ સુશોભનોથી શણગારવાને તે મદદ કરવા ગયા. ત્રણ વર્ષ સુધી તેમાં મૉડેલિંગ (ઉઠા વદાર રૂપકામ) તથા ચિત્રકામ કર્યું ત્રાંબારૂપાનાં સુંદર જડતર કામ પણ તેમાં કર્યાં હતાં

એ કામ પૂરું થવા આવ્યું એવામાં લંડન (સાઉથ વેસ્ટ)માં ચેલ્શી ખાતે પૉલિટેક્નિક હુન્નરશાળાની સ્થાપના થઇ. તેના કળાવિભાગના અધ્યક્ષસ્થાન માટે ઊભા થએલા ૨૬૧ ઉમેદ-વારોમાથી કોઇ સંપૂર્ણ લાયક નહિ લાગવાથી એ સંસ્થાના ચાલકોએ પ્રો. હર્કોમરની સલાહ માગી. તેમણે પોતાના પટુ શિષ્ય મિ. બર્ન્સની તે જગ્યા માટે આગ્રહપૂર્વક ભલામણ કરી અને મિ. બર્ન્સ એકદમ ત્યાં નીમાઈ ગયા.

બે વર્ષ એ જંગી ખાતામાં કામ કર્યા બાદ, ૨૪૦ ઉમેદ-વારોની હરીફાઈમાથી તેઓ સાઉથ લંડન ક્રૅફ્ટ સ્કુલના પ્રિન્સિપાલ અને સાઉથ લંડન આર્ટ ગૅલેરીના ક્યૂરેટર થયા. અહીં રહીને તેમણે આલ્બર્ટ ડ્યૂરરના જમાનાથી આજસુધીનાં ગ્રંથ-ચિત્રોના નમૂનાઓનું પ્રદર્શન તૈયાર કર્યું જેનો એક લાખ માણસોએ લાભ લીધો હતો. આ વર્ષોમા તેમને ડૅકોરેટિવ ઢબનાં (સુશોભનોનાં) ઘણા કામો કરવાં પડયાં હતાં, છતાં થોડાં સુંદર પોરટ્રેટ (તસ્વીર) ચિત્રો તેમણે તૈયાર કરેલાં. ૧૮૯૧માં રૉયલ સોસાએટી ઑફ બ્રિટિશ આર્ટિસ્ટના તે સભ્ય બન્યા. તેમણે ખૂબ લખ્યું છે, ખૂબ ચીતર્યું છે તેમજ સાદાં શ્યામરંગી ચિત્રોથી પણ અનેક આગેવાન ચોપાનિયાં અને પત્રોનાં પાનાં ભર્યાં છે.

૧૮૯૯માં મુંબાઇ સરકારને મુંબાઇની કળાશાળા માટે યોગ્ય માણસની જરૂર પડી અને સર જ્યૉર્જ બર્ડવૂડની ભલા-મણથી મિ. બર્ન્સને તે જગ્યા મળી. ત્યાં સુધી એ શાળા માત્ર તસ્વીરો અને દેખાવો ચીતરવાનું શિક્ષણ આપનારી સંસ્થા છે એમ જ મનાતું. પણ ૧૮ વર્ષને અંતે જ્યારે મિ. બર્ન્સે તે શાળા છોડી ત્યારે ત્યાં સ્થાપત્ય, માટીકામ, ચિત્ર-કામ, મૂર્તિકામ અને કારીગરી વાળા લગભગ બધા ધંધાનું શિક્ષણ વ્યવસ્થિત અભ્યાસક્રમ દ્વારા અપાતું થયું હતું. આ એમની વિશાળ કલાદૃષ્ટિ અને સર્વદેશીય અનુભવ દર્શાવે છે.

## ઑસ્ટ્રેલિયાનું મીઠાનું સરોવર

મધ્ય ઑસ્ટ્રેલિયાનાં આજ લગી અગમ્ય અને અણજાણ ભીષણ રણપ્રદેશોની શોધ-સફરમાંથી હમણાં જ પાછા વળેલા ઑસ્ટ્રેલિયન સફરી મિ. મૅડિગને એ પ્રદેશમાં આવેલા એક અજબ જેવા મીઠાના સરોવરનું વર્ણન બહાર પાડયું છે. ધ્રુવ પ્રદેશ ઉપર જેમ બરફના થરના થર જામી ગયા છે તેમ આ સરોવરમાં નર્યું મીઠું જ જામી ગએલું છે. ખાસ્સા પાસાદાર મીઠાનાં પડનાં પડ એ વિશાળ જગ્યાના માઇલોના વિસ્તારમાં બંધાએલાં પડયાં છે. જૂના વખતમાં એ સરોવર હશે તેની ખાતરીનાં બધાં ચિહ્નો મળી આવે છે. ચોમેર ઊંચી કરાડોવાળા કિનારા—કોઇકોઈ સ્થળે તો ત્રીસત્રીસ ફૂટ ઊંચા—છે, અને તેની વચ્ચે કંઇ કલ્પના ન થઈ શકે એટલું મીઠું પડયું છે અટકળે અંદાજ કરીને મિ. મૅડિગન જણાવે છે કે માત્ર સરોવરના ઉત્તર તરફના ભાગમાંથી જ આશરે ત્રણ અબજ ટન (૫૬ મણનો એક ટન) મીઠું નીકળે! રાસા-યણિક પ્રયોગની ખાતરી પછી જો એમાં પોટાશ હોવાનું માલૂમ પડે તો તો એ સરોવરની કિંમત અવર્ણનીય થઇ પડે. એકલા મીઠાની જ કિંમત આંકવા બેસીએ તો પણ બેજું કામ ન કરે, કેમકે એ સરોવરના પાત્ર (તળિયા)માં જમીનનાં પડની પેઠે જ મીઠાના થર પર થર જામ્યાં છે;—તે એવાં કે તેના પર મિ. મૅડિગને મોટરટ્રકમાં માઇલોની મુસા-ફરી ખેડી, અને સરોવરની વચ્ચે જઇને તંબુ પણ નાખ્યા;—જેમ બરફના પ્રદેશમાં થાય છે તેમજ! બીજી નવાઇ જેવી શોધ ત્યાંથી એ પણ મળી કે કિનારાથી બાર માઇલ દૂર અંદરના ભાગમાં સરોવરની જામેલી જમીન પર ત્રણ ઇંચ લાંબી જીવતી ગરોળીઓ જણાઇ! તે ઉપરાંત કીડીઓનાં દર અને ત્રણ ઇંચ ઊંચા મીઠામાંથી જ બનાવેલા તેમના રાફડા પણ મળી આવ્યા. નવાઈની વાત છે કે એ જંતુઓ તથા પ્રાણીઓ ત્યાં કેમ જીવતાં હશે, કેમકે ખોરાક માટે ત્યાં કશું જ મળે એવું નહોતું એ પ્રદેશની આસપાસમાં વસતા દેશી જંગલીઓમાં આ સરોવરને વિષે ચિત્રવિચિત્ર દંત-કથાઓ ચાલે છે. એ સરોવરમાં ગએલાં તેમનાં ઢોરઢાંખરનો ફરી પત્તો જ મળતો નથી, અને એવાં બીજાં કારણોને લીધે એ બહુ ગહન અને ભેદી મનાય છે.

મિ. મૅડિગન માને છે કે ૫૦ હજાર વરસ પહેલાં આ સરોવર નિર્મળ મીઠા પાણીથી લહેરાતું હશે. આજે તેના કિનારાની ચારે તરફ જે માત્ર પાંચ નાનાંનાનાં વહેળિયાં જેવાં દેખાય છે તે એ પ્રાચીન કાળમાં મોટી નદીઓ હશે અને તે ઑસ્ટ્રેલિયાના વિશાળ પ્રદેશમાંથી ઢગલાબંધ ક્ષાર ઘસડીઘસડી આ સરોવરમાં ઠલવતી હશે. અહીં પડતી અતિશય ગરમીને લીધે કાળક્રમે એ નદી અને સરોવર સુકાઇને મીઠું જામ્યું હશે. પુરાણ કાળમાં જોકે આ પ્રદેશ વસવાટને યોગ્ય હશે, પણ આજે તો અગ્નિની જ્વાળા જેવી લૂના

સતત વાતા ઝંઝાવાતો અને પ્રચંડ ભઠ્ઠી જેવા સૂર્યના સદા તપતા તાપને લીધે સૈકાઓ થયાં હવે એ સદાને માટે વસવાટને સારુ નકામો ને વેરાન બની પડ્યો છે. (ટ્રેઝર ચેસ્ટ)

### મધ વિષે થોડુંક

સામાન્ય રીતે આપણે એમ માનીએ છીએ કે મધપૂડામાંથી આપણને જેવું મધ મળે છે તેવું ને તેવું જ એ ફૂલમાંથી મળતું હશે; પણ એ ભૂલ છે. મધપૂડાના મધ અને મૂળ પુષ્પમાં રહેલા પરાગ-મધમાં ઘણો જ ફેર હોય છે. ખરું (માખીએ બનાવેલું) મધ ઘટ્ટ, ચીકણું અને મીઠું તથા કોઈ પણ તરેહની ખાસ વાસ વિનાનું હોય છે જ્યારે ફૂલમાં રહેલું મધ મીઠાશે ફિક્કું ને પાતળું હોય છે, કેમકે તેમાં પાણીનું પ્રમાણ વધારે હોય છે. વળી તેમાં થોડેઘણે અંશે તે તે ફૂલોની સુવાસ રહેલી હોય છે. માખી પુષ્પોમાં રહેલ આ મીઠો પરાગ-રસ ચૂસે છે. તે માખીના પેટમાં જતાં આ રસને લાળ જેવો એક પદાર્થ મળે છે તેમા તે ખૂબ ઘૂંટાય છે અને તેમાં રહેલું પાણી થોડુંઘણું શોષાય છે. ત્યારબાદ માખી ઘેર જઇ પૂડામાં એ પદાર્થ પેટમાંથી પાછો કાઢે છે. આ બહાર કાઢેલો પદાર્થ એ જ ખરું મધ. દિવસો જતાં એમાં રહેલું પાણી સુકાવા માંડે છે અને મધ ઘટ્ટ બને છે. વળી કોઇકોઇ મધમાખીઓ મધને જલદી ઘટ્ટ બનાવવા પોતાની પાંખોથી પવન પણ નાખે છે. આ રીતે મધપૂડામાંનું મધ તૈયાર થાય છે.

મધના ગંધ, સ્વાદ અને રંગનો આધાર તે જે જે વિવિધ પુષ્પોમાંથી લેવાયું હોય છે તેના પર આધાર રાખે છે. લીમડાનું મધ ઘણી વાર કડવું હોય છે. કોઇ મધનો રંગ ધોળાશ પર તો કોઇનો બદામી, કોઇનો પીળો અને કોઇકોઇ તપખીરિયા ને છેક કાળાશપડતુ પણ હોય છે. ધોળા રંગનું મધ ખાસ કરીને સૌથી ઊંચું, ને સ્વાદિષ્ટ મનાય છે.

મધની બાબતમાં શાસ્ત્રજ્ઞોએ પુષ્કળ શોધો કરી છે, પણ હજી સુધી તેના તમામ ગુણધર્મોનું પૃથક્કરણ કરી શકાયું નથી. મધમાખો ફૂલોમાંથી મધ રૂપે જે પરાગ-રસ ખેંચી લે છે તેમાં પરાગ, પાણી (મુખ્ય ભાગ-એટલે કે લગભગ ⅘ જેટલું), સાકર, પ્રોટીન, કાર્બો હાઇડ્રેટ, કેટલાક જમીનના ક્ષાર અને એ. બી. તથા સી. એ ત્રણે વિટામિન્સ, આટલાંનું મિશ્રણ હોય છે. આ ઉપરાંત તેમાં લોહનું પ્રમાણ દૂધ કરતાં પણ વધારે છે; એટલે એ રીતે તે અધિક ગુણકારી છે. શરીરને ઉપયોગી ગરમી પણ મધમાં ઘણી છે;—એક ઔંસમાં ૯૫ કેલરીઝ જેટલી. ટૂંકામાં, માનવશરીરમાં રહેલાં અને તેને પૂર્તિરૂપ જરૂરનાં લગભગ બધાં જ તત્ત્વો એ છાવના પ્રમાણમાં મધમાં રહેલાં છે.

મધમાં જે અનેક વૈદકીય અને શાસ્ત્રીય દૃષ્ટિના ગુણધર્મ છે એમાં ડેક્સ્ટ્રોસ ને લેવ્યુલોઝ બે મુખ્ય છે. તે પૈકી લેવ્યુલોઝને લીધે મધને ગળપણ ને તેની વિશિષ્ટ રુચી પ્રાપ્ત થાય છે. મધુપ્રમેહના દરદીઓને પણ આ પદાર્થ આપી શકાય તેવો હોય છે. આ લેવ્યુલોઝમાં માંદા અશક્ત માણસને સ્ફૂર્તિ આપવાનું સામર્થ્ય હોય છે. ઉધરસ જેવા રોગો પર મળતી પુષ્કળ પેટંટ દવાઓમાં મધનો ઉપયોગ ખાસ દેખાઇ આવે છે. મધમાં રહેલા ગુણધર્મોને લીધે પહેલાંના લોક મધ પુષ્કળ પ્રમાણમાં ખાતા ને એથી તેમનો દેહ ભવ્ય ને સશક્ત બનતો. ગરમ દૂધ સાથે મધ દિવસમાં ચાર વાર લેવાથી પ્રકૃતિ ઘણી જ સારી રહે છે એવો અનુભવ છે. (સંકલિત)

### મનુષ્યને પાંખો !

છેક માનવબુદ્ધિના ઉગમકાળથી મનુષ્યને પક્ષીની જેમ આકાશમાં ઊડવાની આકાંક્ષા થયા કરી છે, અને તેને માટે કૈં કૈં પ્રયત્નો મનુષ્ય જાતિએ આજ લગી કર્યા જ કર્યા છે. આધુનિક વિજ્ઞાનના વિકાસ પછી તો શોધકોને પાકી આશા બંધાઈ કે મનુષ્યો વિહંગોની જેમ આકાશમાં સ્વછંદે ઊડે એવો દિવસ બહુ નજીક છે. એ દિવસ હવે ખરેખર આવી પહોંચ્યો જણાય છે; કેમકે એક ઑસ્ટ્રીઅન શોધકે પક્ષીની જેમ ઊડી શકવા માટે હમણાં જ એક જૅકેટ—બદન—ની શોધ કરી છે.

પટાની મદદથી તે માણસની પીઠ પર પહેરાય છે. ઊડવા માટે તેને પાંખો જેવા બે ઊભા પંખા ગોઠવવામાં આવેલા હોય છે, જે માણસના માથા ઉપર રહે છે. એના ફફડાટથી માણસના મસ્તકને ઇજા ન થાય તે સારુ માથે પહેરવાનો ધાતુનો ટોપ પણ બનાવવામાં આવ્યો છે. પીઠ પર એક નાની પેટીમાં એન્જિન રહે છે અને એ એન્જિનને વજનની સમતોલ રાખવા માટે આગળ છાતીના ભાગમાં સામેની બાજુ જુદાજુદા ઘડાનાં વજન-કાઉન્ટર બૅલેન્સ-રાખવામાં આવે છે.

પણ માણસને વિજ્ઞાને ઉગાડેલી પાંખોની આ નવી શોધમાં સૌથી પહેલી ખામી એ છે કે એ જૅકેટ-યંત્રને કાબુમાં રાખી આમતેમ ચલાવવું તથા સંભાળવું શી રીતે? પહેરનાર હવામાં બલૂનની જેમ ઊડે તો ખરો, પણ પછી તે ઊંચે ને ઊંચે ઠેઠ ચંદ્ર પ્રદેશમાં પહોંચે ત્યાં સુધી, અથવા તો પેટ્રોલ ખતમ થતાં સુધી ઊડયે જ જાય તેનો કંઇ અર્થ નથી. પેટ્રોલ ખલાસ થઇ યંત્ર બંધ પડતાં ઊડનાર પાછો ગમે ત્યાં નીચે પડે અને જીવ ગુમાવે. ઘણાખરા શોધકો માને છે કે એમાં જુદાજુદા પ્રકારનાં કાઉન્ટર બૅલેન્સો યુક્તિપૂર્વક ગોઠવવાથી જ આ મૂંઝવણનો નિવેડો લાવી શકાશે. ઊડતો માણસ તે વડે શરીરને તથા પંખાને મરજી મુજબ આગળ પાછળ કે ઊંચેનીચે ફાવે તેમ વાળી શકશે.

ઘણા વૈજ્ઞાનિકોએ તો ભવિષ્ય ભાખ્યું છે કે એમાં એન્જિનને બદલે એક નાજુક હલકી વીજળીક મોટર જ વપરાશે, તેમજ તેની સાથે એરીઅલની એવી ગોઠવણ થશે કે તે હવામાંથી જ બારોબાર વીજળીક શક્તિ મેળવ્યા કરી એ વીજળીક મોટરને ચલાવે. આ વીજળી, અલબત્ત, વિના મૂલ્યે જ મળી શકશે; માત્ર આ ઊડણખાટલી (જૅકેટ)નાં જ દામ બેસશે પછી તો હાલ જેમ સાઇકલો ઘેરઘેર નજરે પડે છે

તેમ ગમે તે માણસ એ રાખી શકશે અને હવામાં ઊડી શકશે.

### મશહૂર મોચીઓ

શકૂર વિના મશકૂર બનાતું નથી. અને શકૂરનો ઈજારો કોઇ ખાસ કોમ કે વ્યક્તિને આપવામાં આવતો નથી. એ તો 'મારે તેની તલવાર' અને 'કરે તો પુરુષાર્થ' છે. સદ્‌ભાગ્યે કોમ પ્રતિની ઘણા અને મિથ્યાભિમાન આ સ્વરાજ્ય યુગની ગરમી આવતા આપણા દેશમાંથી ઓસરતાં જાય છે. જન્મની મહત્તાને સ્થાને કર્મની મહત્તાથી (By worth and not by birth) હવે પ્રજા અને વ્યક્તિ મપાવા લાગ્યાં છે એ એક સુચિહ્ન છે. કર્ણની માફક दैवायत्तं कुले जन्म, मदायत्तं च पौरुषं નો પડકાર કરનારા અનેક પુરુષાર્થી વીરો પછાત કોમોમાં થી પણ નીકળી આવશે ત્યારે જ આપણો ઉદ્ધાર છે.

દલિત કોમો પણ પુરુષાર્થે સાધી કઇ કક્ષાએ પહોંચી શકે છે તેના ઉદાહરણ તરીકે 'ન્યૂ એમ્પાયર'માંથી પશ્ચિમની મોચી કોમનો દાખલો ટાંકીશું

વનસ્પતિશાસ્ત્ર કોણે રચ્યું? લિનસ—એક મોચીએ!

ઇજીલ (બાઇબલ)ને બંગાળીમાં કોણે ઉતાર્યું? કેરી નામના એક મોચીએ!

લંડન ક્વાર્ટર્લી રિવ્યૂ નામનું વિખ્યાત ત્રૈમાસિક કોણે સ્થાપ્યું? ગીફર્ડ નામના આપબળે વિદ્વાન થએલા મોચીએ!

રૅગેડ સ્કુલો (ધૂળી નિશાળો) કોણે ચાલતી કરી? જૉન પાઉન્ડસ—એક મોચીએ!

'ફાર્મર્સ બૉય'નું પુસ્તક કોણે રચ્યુ? બ્લૂમફીલ્ડના મોચીએ!

અમેરિકાની 'સ્વાતંત્ર્યઘોષણા'નો મુસદ્દો ઘડવામાં કોનો મુખ્ય હિસ્સો હતો? શેરમૅન—જન્મે મોચી—નો જ!

સોસાએટી આફ ફ્રેન્ડ્ઝ—સુહૃદસમિતિ—નામની સંસ્કારમંડળીનો સંસ્થાપક કોણ? જૉન ફૉક્સ—મોચી!

લ્યૂથરથી પણ અધિકું લ્યૂથરનું કામ કોણે કર્યું? હન્સ સન્સ—મોચીએ!

પહેલા ચાર્લ્સ રાજાના ફાંસીનામા ઉપર બીજા કોની સહી હતી? હ્યુસનની—એ પણ મોચી!

શેક્સપીઅરનાં કરુણાન્ત નાટકો (ટ્રેજેડી)માં પ્રેરણા આપનાર કોણ હતું? માર્લો—મોચી!

### ઊનનાં શત્રુ-જંતુઓનો નાશ

ઊનનાં કપડાં વગેરેને બરોબર ઉથલાવવામાં અને સંભાળવામાં ન આવે તો તે બેસી જઇને (સડી જઇને) નાશ પામવાથી ઘણી વખત બહુ નુકસાન થાય છે એ તો ઘણાંનો અનુભવ હશે. અંદર કપૂર, પેલી ગંધાતી ડામરની ગોળીઓ અથવા બીજા પદાર્થો રાખીને સાચવવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ. પણ એ બધાં દ્રવ્યોની અસર ક્ષણિક હોય છે.

પણ હવે તો રસાયણીઓ એક એવી જ પ્રવાહી દવાની શોધ કરી રહ્યા છે કે જે, ઊનને વણતાં પહેલાં રંગતી વખતે રંગમાં જ નાખીને તેમાં ઊન બોળી લેવાથી એ જીવાત વિનાનું સલામત બની જાય. આ પ્રવાહીને ઊનના કપડા પર પાછળથી પણ છાંટી શકાય છે, અને તેની વાસ કે રંગ કશાની અસર કપડા પર રહેતી નથી, માત્ર ગુણની અસર રહે છે,—ને એ એટલી બધી કે સદાને માટે એ કપડું સુરક્ષિત બની જાય છે.

ઊનમાં કોઇકોઇ વાર જે જીવડાં દેખાય છે તે ખરી રીતે, ઊનનાં દુશ્મન નથી. પણ એ જીવડાં બન્યા પહેલાંની જીવાત રૂપે જે નાનાં બચ્ચાં હોય છે તે જ ખરાં નુકસાનકારક હોય છે. નરી આંખે તે દેખાતાં નથી અને ઊનના જ રંગના હોઇને ઊનની ઝીણી રૂંવીમાં ભરાઇ રહે છે. તેનો ખોરાક એ રૂંવાટી જ. વિનાશકારક ઉગ્ર ગંધવાળા પદાર્થોની અસર સ્થાયી નથી હોતી, એટલે તે ગંધ જતી રહેતાં ફરી આ જીવાતનું કામ ચાલુ થાય છે. એ જીવાત ઊનની જ ઉત્પન્ન હોવાથી તેને બહારથી આવતી અટકાવવાનું તો શક્ય નથી, એટલે તેનાથી બચવાનો ખરો રસ્તો તેને ભૂખે મારી નાખવી એ જ છે. અને તે આ છેલ્લા શોધાએલા રસાયણથી બરોબર શક્ય બને છે. તેની અસર ઊનની રૂંવીમાં એવી સજ્જડ બેસી જાય છે કે સદાકાળને માટે પેલી જીવાત એ રૂંવીને અડી પણ શકતી નથી, અને એમ આપમેળે જ નાશ પામે છે હમણા જ આ રસાયનવાળું ફ્લાનલનું કપડું દશ લગાડયા પછી ત્રણ વરસે નવી જીવાત આગળ મૂકવામાં આવ્યું, પણ જીવાત તેને અડકી સુદ્ધાં નહિ! (ટ્રેઝર ચેસ્ટ)

### ગળી જઈ શકાય એવો કૅમેરા

મનુષ્યના પેટની અંદરના-જઠરના જુદાજુદા ભાગના તથા તેની ક્રિયાઓના બારીક ફોટોગ્રાફો લઇ શકે તેવો એક અતિ વિચિત્ર નાજુક કૅમેરા શોધાયાના ખબર ચિલ્ડ્રન્સ ન્યુસપેપર નામના છાપામાં આવ્યા છે. કદમાં તે અતિશય નાનો હોવાથી ગળી જઈ શકાય છે! અંદર વીજળીક રોશનીની એવી ગોઠવણ હોય છે કે તેનાં કિરણો 'લેન્સ' (કાચ)ના મુખની સામેની બાજુએ પડે. એક પછી એક એવી સોળ અતિશય બારીક છબીઓ પડી શકે તેવી તેમાં ગોઠવણ હોય છે. છબી લેવાયા પછી તેને બહાર કાઢવામાં આવે છે અને છબીઓને 'ડેવેલપ' કરી (રસાયણમાં ધોઇ) તેના પરથી વિસ્તારી કદની છાપો ઉતારવામાં આવે છે. એ છાપોનું કદ અમુક સોગણું મોટું કરી શકાય તેટલી સાફ અને ચોખ્ખી છબી પડે છે. હવે ડૉક્ટરો લોકોના રોગ સારી પેઠે જાણી શકશે અને ગુંચવણભર્યાં અસાધ્ય દરદોની રગ પણ પામી શકશે (અંગ્રેજી ઉપરથી)

### ઘડિયાળની સંભાળ

ઘડીઘડીમાં ઘડિયાળ ખોટકયાની તો ઘણાની ફરિયાદ હશે. પણ જો ઘટતી કાળજી રાખવામાં આવે તો એ જ ઘડિયાળ લાખ રૂપિયાની થઈ પડે. દેખીતાં નજીવાં એવાં ઘણાં કારણો હોય છે કે જે ઘડિયાળને ધૂળ કરી નાખે છે.

હમેશાં નિયત કરેલા સમયે જ બરોબર ઘડિયાળને ચાવી

આપવી. પણ ઊંધું ધાલીને ચાવી દે દે ન કરવી ચાવી પૂરી થવા આવે ત્યારે કમાન ટાઇટ થવા માંડે છે, ત્યારે હાથ ધીમો પાડવો. કમાન તૂટી ન જાય તેની કાળજી રાખવી.

ઘડિયાળને બહુ ઠંડીમાં રાખવી નહિ કેમકે ઠંડીને લીધે મશિનમાં પૂરવામાં આવેલું તેલ ઘટ્ટ થઇ જાગી જાય છે અને ઘડિયાળની ગતિ મંદ પડે છે, તેમજ તેને ગરમીમાંથી એકાએક સ્થલાંતર કરવી નહિ. કારણકે એકદમ વાતાવરણ બદલાતાં મુખ્ય કમાન છટકી કે તૂટી જવાનો ભો રહે છે. બને ત્યાં સુધી ઘડિયાળને એક જ ઠેકાણે સ્થાયી રાખવી. ગજવાના કે કાંડે બાંધવાની ઘડિયાળ ને ટીંગાડવા કરતા બેઠી સ્થિતિમાં રાખવી સલાહભર્યું છે. બહુ ફેરબદલ કરવાથી સમતોલપણું નહિ સચવાવાથી પણ ઘડિયાળ બંધ પડે છે. મશિનમાં અંદર કસ્તર ન ભરાય તેની ખાસ ચીવટ રાખવી રહેજ અમસ્તુ તણખલું ઘડિયાળને અટકાવવા પૂરતું છે, માટે ઘડિયાળને ઘરામાં જ રાખવી સહીસલામત છે. ઊન કે સુતરાઉ કપડાના ગજવામાં ઘડિયાળ રાખવી હોય તો ઘણું ખાસ રાખજો, કેમકે ઘસારાને લીધે એવાં કપડાંનાં રજકણ ઘડિયાળમાં દાખલ થવા સંભવ રહે છે અને ક્રમક્રમે ઘડિયાળ મંદ પડે છે. આપણને આ કારણ કલ્પનામાં પણ હોતું નથી. ઘડિયાળને શો રોગ થયો છે તે જાણવા વારે ઘડીએ ખુલ્લામાં ઉઘાડબંધ કરી ચૂંથતા નહિ; તેમ કરવાથી ઊલટો વધારે કચરો ભરાશે અને જો અણઘડ હશો તો કામ વધારી મૂકશો. તેના કરતાં તો સારા ઘડિયાળીને સાફ કરવા આપવું તે સલાહભર્યું છે. પણ ધ્યાન રાખવું કે ઘડિયાળી મશિનમાં કંઇ ફેરબદલો કરે નહિ.

### ત્રિજ્ઞાન

૧. ત્રણ ગુણ: સત્ત્વ, રજસ અને તમસ. ૨. ત્રણ અવસ્થા: જાગ્રતિ, સુષુપ્ત અને તુર્યા. ૩. દ્રવ્યની ત્રણ ગતિ: દાન, ભોગ અને નાશ. ૪. ત્રણ આયુદ્ધ: તન, મન અને ધન ૫. ત્રણ મૂળ રંગ: લાલ, પીળો ને વાદળી. ૬. ત્રણ સંધ્યા: પ્રાત:, મધ્યાહ્ન: અને સાયં. ૭ ત્રણ મત: અદ્વૈત, દ્વૈત અને વિશિષ્ટાદ્વૈત. ૮. ત્રણ કાળ: વર્તમાન, ભૂત અને ભવિષ્ય. ૯ ત્રણ કર્મ: સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ. ૧૦. ત્રણ પ્રારબ્ધ: ઇચ્છિત, અનિચ્છિત અને પરઇચ્છિત. ૧૧. ત્રણ માદક: સુરા, સ્ત્રી અને કુપાત્રગૃહવિત્ત. ૧૨. ત્રણ રાત્રિ: શિવરાત્રિ, ગોકુળઆઠેમ અને કાળીચૌદસ. ૧૩. ત્રણ સૂતક: જન્મ, મરણ, અને ગ્રહણ. ૧૪. ત્રણ દેવ: બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ. ૧૫. ત્રણ શિવનેત્ર: રવિ, શશિ અને અનલ. ૧૬. પ્રણવમંત્રની ત્રણ માત્રા: અકાર, ઉકાર અને મકાર. ૧૭. ત્રણ વખત: સવાર, બપોર અને સાંજ. ૧૮. ત્રણ તાપ: દૈહિક, દૈવિક અને ભૌતિક. ૧૯. ત્રણ લોક: સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ.—'સારસ્વત'

### ૭॥

વેપારીઓ આ ૭॥ની સંખ્યા પોતાના ચોપડા, કાગળો, હૂંડીઓ, ખાતાં વગેરે પર લખે છે. તેનું રહસ્ય થોડા જાણતા હશે. આ રિવાજ મૂળ મેવાડ-મારવાડનો છે તે વેપારીઓ ગુજરાતમાં વસ્યા એટલે તેમનો રિવાજ, દેખાદેખીથી ગુજરાતી વેપારીઓએ પણ સ્વીકાર્યો.

મેવાડનો રાણો પ્રતાપ મોગલ સમ્રાટ મહાન અકબરના સૈન્ય સાથે હલદીઘાટનું યુદ્ધ ખેલ્યો, તેમાં અસંખ્ય રજપૂતોનો સંહાર થયો હતો. રજપૂતો જનોઇ પહેરતા (અને હજી પહેરે છે.) યુદ્ધમાં ખપી ગએલા રજપૂતોનાં શરીર પરથી જનોઇ ઉતારી, તેનું વજન કર્યું તો ૭॥ મણ થયું હતું. શબ એટલા અસંખ્ય હતાં કે તેમની સંખ્યા ગણવી અશક્ય હતી. તેથી તેમનો અંદાજ કાઢવા, ઉપર પ્રમાણે જનોઇનું વજન કર્યું હતુ!

૭॥ની સંજ્ઞા, એ આ ઐતિહાસિક બનાવનું સ્મરણચિહ્ન છે. એ આંકડો લખનાર, એ પ્રમાણે લખી, પરોક્ષ રીતે એમ સૂચવે છે કે, જો મારું લખ્યું ન પાળું તો એ યુદ્ધમાં કામ આવેલા અસંખ્ય શૂરવીરોની હત્યા જેટલું મને પાપ લાગે.

### સોનાનો વપરાશ

દર વર્ષે દુનિયામાં સોનાની વપરાશ વધતી જ જાય છે. ૩૫ વર્ષ પહેલાં આશરે ૪૦ કરોડનું સોનું ઉત્પન્ન થતું; આજે લગભગ બે અબજનું સોનું ઝવેરીઓ વાપરે છે. દર વર્ષે ૧૫૦ ટન જેટલું સોનું તો પાછું ઉપયોગમાં ન આવે એ રીતે વપરાઇ જાય છે! એકલા વિલાયતમાં જ આશરે ૪૦,૦૦૦ ઔંસ સોનું સોનાનો વરખ બનાવવામાં જાય છે. એ ઉપરાંત ધાતુ ઉપર ગિલ્ટ ચડાવવામાં તથા વાસણો ઉપર ચિત્રકામનો શણગાર કરવામાં વપરાય છે તે તો જુદું.

હિંદુસ્તાનમાં દર વર્ષે લગભગ દોઢ લાખ રૂપિયાનું સોનું મંદિરોના ઘુમ્મટ ઉપર ઢોળ ચડાવવામાં વપરાય છે એમ કહેવાય છે આવા અને બીજી જાતના ઉપયોગમાં હિંદુસ્તાન દર વર્ષે ૩ થી ૪ કરોડ રૂપિયાનું સોનું વાપરે છે. એટલું જ સોનું ચીનમાં વપરાય છે. ચીના લોકો પોતાનો ખજાનો જમીનમાં દાટી રાખે છે અને મરણ પહેલાં પોતાના વારસોને ઘણી વાર ખજાનો દાટેલી જગ્યા બતાવી શકતા નથી અને એ રીતે એટલું સોનું નકામું જાય છે.

### નેલ્સનનું ઘડિયાળ હજી ચાલે છે!

બ્રિટિશ વીર નેલ્સનના અવશેષ-સંગ્રહમાં તેની ઘડિયાળનો ઉમેરો કરવામાં આવ્યો છે. ટ્રફાલ્ગરની તેની છેલ્લી વિખ્યાત લડાઇમાં એ પડ્યો ત્યારે એ તેની પાસે જ હતી. તેના મૃત્યુ પછી તે તેની ભત્રીજીને મોકલવામાં આવેલી. ત્યાર પછી તેણે તે સરકારને એવી શરતે આપી કે મારો જે કોઈ વારસ નૌકાસૈન્યમાં નોકરી કરે તેને એ મળે. હમણાં એવો કોઇ ઉમેદવાર વારસ ન હોવાથી તે યુનાઇટેડ સર્વિસ મ્યુઝિયમમાં રાખવામાં આવી છે. નેલ્સનના અવસાનને આજે સૈકા ઉપરાંત વરસો વીત્યાં છતાં એ ઘડિયાળ હજી બરોબર ચાલે છે અને સાચો વખત આપે છે! (ટ્રેઝર ચેસ્ટ)

ડાયોજિનિસને કોઇ મિત્રે એક વાર દારૂની બાટલી આપી તેણે તરત તે ધૂળમાં ઢોળી વાળી દીધી. મિત્રે પૂછ્યું, 'આવો સારો દારૂ કેમ ઢોળી દીધો?' ડાયોજિનિસે કહ્યું, 'દારૂ શીશીમાં રહેવાનો તો હતો જ નહિ. ધૂળને બદલે પેટમાં પડ્યો હોત તો યે તે નાશ પામત; ને વધારામાં હું પણ નાશ પામત.'

ચોમાસામાં પાણીથી ભીંજાએલા જોડામાં કાગળના ડૂચા મજબૂત ખોસી રાખશો તો વહેલા સુકાઇ જશે અને ચામડાઇને તેનો આકાર બગડશે નહિ.

અમેરિકાના પેન્સિલવેનિયા પ્રાંતમાં એક જબરદસ્ત કોલસાની ખાણમાં ઇ. સ. ૧૮૫૮માં આગ લાગેલી માણસો તો ભાગી છૂટ્યાં; પણ તે પછી એ આગ હોલવવાના ઘણાઘણા પ્રયત્નો કરતાં છતાં યે હોલવાતી જ નથી. હજી તે ધૂંધવાયા કરે છેઃ આજ ૭૨ વરસ થયાં!

બત્તીના ઘાસતેલમાં મીઠાનો ગાંગડો નાખી રાખજો. એથી દીવો સ્વચ્છ બળશે અને સારૂં અજવાળું આપશે.

૨૦૦૦ વર્ષ પહેલાં ચીનમાં ઐતિહાસિક હકીકતો વાંસની પટીઓ ઉપર લખાતી. પછી તેને ભેગી કરી એક છેડે કાણું પાડી પંખાની જેમ બાંધી દેવાતી.

મધની પરીક્ષા માટે અનેક નુસખા કહેવાય છે; એક પ્રકારે મધ પાણીમાં તળિયે બેસી જાય તો ચોકખું અને જો પાણી સાથે ભળી જાય અથવા અંદર પથરાઇ જાય તો ભેગવાળું સમજવું.

ચોમાસામાં સોય અથવા લોખંડની પિનો સાચવવા માટે સાબુના કટકામાં ખોસી રાખજો; એથી કટાશે નહિ.

સ્વદેશી વસ્તુઓ અને બનાવટો વિષે માહીતી મેળવવી હોય તો 'ઑલ-ઇન્ડિયા સ્વદેશી ઇન્ફરમેશન બ્યુરો, એલીસ બિલ્ડિંગ, હૉર્નબી રોડ, મુંબાઇ-૧' એ સરનામે પુછાવોઃ મફત માહીતી મળશે.



વીંછીના ડંખ ઉપર દાડમડીનાં પાંદડાં છૂંદીને બાંધી દેવાથી થોડી વારમાં ઠંડક થશે ને ઝેર ઉતરી જશે. પાંદડાં વાટતી વખતે તેમાં પાણીનો જરા યે ઉપયોગ કરવો નહિ વીંછીના ડંખ ઉપર ચીરો કરી અંદર મધ નાખવાથી પણ ઝેર ઉતરી જાય છે. કરી જોજો.

આંબાનાં બળતાં પાંદડાંનો ધુમાડો આપવાથી હેડકી બંધ થઇ જાય છે.

લીંબુ નીચોવેલા ઠંડા પાણીમાં વાસી શાકને કલાકેક પલાળી રાખવાથી તેમાં તાજપ આવી જશે.




વિમાની ટપાલ માટે સરકારે હમણાં ખાસ નવાં કવરો બહાર પાડ્યાં છે. તેના પર જે લેબલ ને ટિકિટ છાપેલાં છે તેનાં ચિત્રો આ ઉપર આપ્યાં છે. મુખ્ય ટપાલ ઑફિસોમાં આવાં કવર સવા આઠ આને એક છૂટક, અથવા રૂ. ૪-૨-૦નું આઠનું પૅકેટ લેખે વેચાય છે.

ફૂગીઓ પડી ગએલા ને કઠણ બુટ-પૉલિશમાં ટર્પેન્ટાઇનનાં થોડાં ટીપાં નાખવાથી નરમ બની જશે.

ચાના અને ફળના ડાઘ કાઢવા માટે પાણીમાં થોડો ચાક નાખીને ઉકાળી તેમાં કપડું બોળી રાખી પછી ઠંડા પાણીથી ધોઇ નાખજોઃ જતા રહેશે.



અતિશય પાતળા સફેદ કાગળના એક ટુકડામાંથી ફક્ત એક નાનકડી કાતર વડે કોરી કાઢેલી ચાતુરીભરી આ જાળી પાટણના એક જૈન યતિની કારીગરી છે. પછી તેને કાળા કાગળ ઉપર સાવચેતીથી ચોડી દીધી છે. આવા સુંદર સર્જનની શક્તિ ઉપરાંત કારીગરમાં જે ધીરજ, સફાઇ, માપ પકડવાની ચોકસાઇ અને ખંત જોઇએ એ બધા ગુણની કસોટી આ કામમાં તેના કારીગરે સફળતાથી આપી છે.



**નગરજનોનું સ્વાગત**

ગાંધીજીની સંગ્રામકૂચનાં અનેક દશ્યોમાંના એકને સ્મરણાંકિત કરતું બીજું ચિત્ર

ચિત્રકાર: કનુ દેસાઈ

## અર્ચના

[પૃથ્વી–મંદાક્રાંતા]

અહીં રઝળતાં પડ્યાં નીગળતાં, રુધિરે ભર્યાં,
બલિ નવજુવાનનાં પ્રબળ દેશદાઝે જળ્યાં:
અદીઠ સમરાંગણે સ્વજન આજ તારાં ચઢ્યાં,
ધરે જીવન–આહુતિ તવ રચેલ યજ્ઞે શૂરા !

રહ્યો હૃદય ગુંજતો પરમ મંત્ર સ્વાતંત્ર્યનો:
તિમિર પથ આવરે ડગ ન એક પાછો ફર્યો,
થયા સુજ ન જંપશે મૃદુલ કાય ના કંપશે,
વિનાશ–જય–વાંછુઓ મરણભીતિથી થંભશે ?

અશ્રુધારા સતત સળગી રાષ્ટ્રની યજ્ઞઝાળે
યોગી ! તારી સ્મરણતિથિને અર્ચીએ રક્તધારે

ચમનલાલ ગાંધી

[ગઈ પહેલી ઑગસ્ટે ઉજવાયેલી લોકમાન્ય તિલકની સંવત્સરી નિમિત્તે શ્રદ્ધાંજલિ]









દેશના સ્વાતંત્ર્ય યુદ્ધે-આપણી સર્વ શક્તિઓ અને સમૃદ્ધિનો સાચો આંક કાઢતા માંડ્યો છે. આપણી કેળવણી, આપણી સંગઠનશક્તિ, આપણી લાગવગ અને આપણાં સમર્પણ કેટલી હદ સુધી ખરાં રહે છે તેનો ખરેખરો ખ્યાલ આ લડત આપી રહી છે. હિંદુસ્તાન સૈકાઓ વર્ષોથી કિસ્મત કે પ્રારબ્ધના ચક્ર ઉપર જીવવાની મનોદશા ભોગવતું હતું તેને આજે એક જ પુરુષના જીવનમથને સ્વનિશ્ચયી બનાવી, **પ્રસંગને આધીન બનવા કરતાં પ્રસંગ ઉપર કાબુ મેળવવાની પ્રેરણા આપી છે.** ખરા ચારિત્ર્યની આ કૂંચી આપણી પાસેથી ગૂમ થઇ ગઇ હતી યાદૃશી भावना यस्य सिद्धिर्भवति तादृशी એ સૂત્ર તો ઘણા યે પંડિતો ને વિદ્વાનો મોઢેથી બરાડતા, પણ વર્તનના પ્રભાવ વડે તેને ખરૂં કરી બતાવનાર વિરલ જ નીકળ્યા હતા. અને હજુ પણ જેઓ પંડિતાઇમાંથી પરવારી શક્યા નથી તેઓ પ્રસંગ જે આપે તે સ્વીકારી લેવા કરતાં વધુ વિચાર કરી શકતા નથી. હિંદનો નવો મંત્ર તો એ છે કે **અમને કોઈ આપે તે નથી જોઇતું; અમારે જોઇએ છે તે જ અમે લઇશું.** આપણા સર્વ ભોગે આપણે એ મંત્ર અજમાવીશું અને તેમાં જ આપણી સર્વ સિદ્ધિ સમાએલી છે.

જેટલી આપણી ચારિત્ર્યશુદ્ધિ તેટલું આપણું બળ ચઢતું રહેવાનું. સામા પક્ષ પાસે ભલે રાવણ જેટલી શક્તિઓ હોય પણ તે નીતિના માર્ગથી જેટલો પડે છે તેટલો તેનો વિનાશ નજીક છે.

દક્ષિણ આફ્રિકાના બોઅર યુદ્ધમાં એક પ્રસંગે જનરલ રૉબર્ટ્સના લશ્કરે એક શહેરનો કબજો લીધો. થોડા જ વખત બાદ ત્યાંથી આગળ કૂચ કરવાની હતી. સરદારે સખત હુકમ કાઢેલો કે શહેરમાં કોઇ પણ પ્રકારની લૂંટફાટ કરનાર કે રૈયતને રંજાડનાર સોલ્જર પર લશ્કરી કાયદો લાગુ કરવામાં આવશે. એ રોફથી જે થોડા કલાક લશ્કર ત્યાં રહ્યું તેટલો વખત પણ આખા શહેરને સંપૂર્ણ રાહત રહી માત્ર એક બદમાશ સોલ્જરે એક જૂના કિલ્લેદારનો સરસ ઘોડો ઉઠાવ્યો. ઘરવાળી બાઇએ તેને જોયો કે તરત તેના ધણીની બંદુક લઈ પાછળ પડી, પણ સોલ્જર હાથ લાગ્યો નહિ; તેથી તેના પતિ સાથે દુશ્મન સરદાર પાસે બેસિતમ આકરા શબ્દો બોલતી ફરિયાદ કરવા ગઇ. જનરલ રૉબર્ટ્સે તે વખતે હજી કશું ખાધું પણ નહોતું, એટલે બાઇને અને તેના પતિને બેસાર્યાં; કૉફીના પ્યાલા મંગાવી જરા મગજ ઠંડાં કરી તે બાબતમાં તપાસના હુકમો આપ્યા. ચોરાએલો ઘોડો મળી આવ્યો, અને હવે સોલ્જરના બાર વાગી ગયા એમ સૌએ ધાર્યું. પણ એ વખતે બાઇએ ઉદારતાથી તે જ ચોર છે કે કેમ તે પોતે ઓળખી શકતી નથી એમ કહી તેને બચાવી લીધો. પણ દરેક જણ જાણતું હતું કે તે ગુનેહગાર છે, એટલે છેવટે તેને લશ્કરમાંથી બરતરફ કરવામાં આવ્યો.

આ આખો યે કિસ્સો લડાઈના વખતમાં પણ ચારિત્ર્ય કેટલે દરજ્જે ઉપર રહી શકે છે તેનો દાખલો છે. આજે તો જનરલ રૉબર્ટ્સ જેવા સરદારોને બદલે જુલ્મી હુકમો આપનારા દેશી અધિકારીઓ અને દેશી સિપાઇઓ દેશના સાચા સેવકો તથા યુવાનોને પીડી રહ્યા છે. ખૂનખાર લડાઈઓ લડનારામાં જે લાગણી ને ચારિત્ર્ય દેખાયાં છે તેને હિસાબે એક છાંટો યે વિચાર, દયા, ન્યાય કે માણસાઇ સામા પક્ષમાં પડેલા આપણા દેશી અમલદારો કે જવાબદાર માણસો બતાવી શકતા નથી એ આપણા દુર્ભાગ્યની વાત છે. અંગ્રેજોની શાળામાં દોઢસો વર્ષોથી પઢેલાઓની આ પેઢીમાં તેમના ઉત્તમ ચારિત્ર્યનાં દૃષ્ટાંતો અને બલિદાનોની વાત લેશ પણ ઊતરી શકી નથી; ઊલટું તેમની જે કંઈ કુટિલતા અને કઠોરતા હશે તેનો વારસો તેઓ લઇ બેઠા છે. તેઓ જ દેશના માર્ગમાં મોટી મુસીબતો ને અંતરાયો ઊભાં કરે છે. આપણા જ પદવીધારીઓ ન્યાયાસન પર બેસી ન્યાયનાં દંભી નાટકો ભજવે છે; આપણા જ જુવાનો પોલિસ અમલદાર કે સિપાઇ બની જુઠાણાં ચલાવી કે ખોટા રીપોર્ટો આપી પેટ ભરે છે. સરકારની કેળવણીની પેદાશ આવા કુહાડીના હાથા જ હોય, ને તેમાંથી ચારિત્ર્ય ને દેશભક્તિનો બહિષ્કાર હોય તો માણસ એ કેળવણીથી શી મહત્તા કે સિદ્ધિ મેળવી શકવાનો છે? જે કેળવણી આજની દુર્દશા, દારિદ્ર્ય ને અપમાનમાંથી દેશને બચાવી ન શકે, પણ ઊલટી દેશનાં બાળકોનાં મન પર ખોટી રાજભક્તિ અને ગુલામી પ્રજાની છાપ બેસાડે તેના ખર્ચનો બાર દેશ ક્યાં સુધી સહી શકશે?

આજની લડતમાં જ રાષ્ટ્રના ઉદ્ધારની, કેળવણી સમાએલી છે. મનુષ્યનો આત્મા બંધનો છોડી વિરાટ સ્વરૂપે સ્વાતંત્ર્યનો હુંકાર કરે એવું વાતાવરણ ચોમેર જામી રહ્યું છે. માણસનો આત્મા નમે નહિ ત્યાં સુધી બહારની કોઇ સત્તા તેને ગુલામ બનાવી ન શકે એ ભારતનું અધ્યાત્મ આજ પ્રત્યક્ષ કરવાની તક મળી છે. 'नैनं छिन्दन्ति शस्त्राणि' જપનારી પ્રજાએ આજ એ વચનો પ્રતિ પોતાની શ્રદ્ધા ખરી કરી બતાવવાની છે.

સ્વરાજ્ય અને સ્વાતંત્ર્યનાં સ્વપ્નો સેવતા હજારો યુવાનો અને વિદ્યાર્થીઓને આજે શેક્સ્પીઅર, કાલિદાસ કે ભાષાના વિવાદોની શી પડી છે? ભવિષ્યના કવિઓ અને સાહિત્યકારો જેમની

કથા લખે એવા સાચા જીવનસંગ્રામ ખેલનારને આજ શાળાના પાઠથી શું વધુ મળી જવાનું છે?

પણ આપણો સંગ્રામ માત્ર સામા પક્ષ સાથે નથી. આપણા પક્ષમાં રહેલાં અજ્ઞાન, અવ્યવસ્થા ને બેદરકારી દુશ્મન કરતાં યે વધુ નુકસાન કરી રહ્યાં છે. અવ્યવસ્થિત લોકસૂથો, ઘોંઘાટિયા સભાઓ, ગર્દી વખતે સ્ત્રીબાળકોને થતો ત્રાસ, છાવણીમાં દેખાતી એકલપેટાઇ, કાર્યસાધનામાં ઇર્ષ્યા અને આપડાપણુ, આપણા ચારિત્ર્યનાં બાકોરાં ઉઘાડાં કરે છે; અને તે સુધારી લઈ શકીએ નહિ ત્યાં સુધી આપણા વિજયમાં શંકાઓ રહેવાની. આપણા વર્તનના નિયામક આપણે જ બનીએ અને શસ્ત્ર વગરની પ્રજા છતાં સશસ્ત્ર પ્રજા કરતાં પણ વધુ ઉગ્ર ચારિત્ર્ય, વ્યવસ્થા અને સંગઠન જાળવી શકીએ તો જ આપણે સ્વરાજ ને સ્વાતંત્ર્યને યોગ્ય પ્રજા બની શકીશું.

## સ્વાસ્થ્ય : શક્તિ : સૌન્દર્ય



ભાઈ સોરાબજી પાલનજી ઇંટાલીઆ (ચીખલી વ્યાયામશાળાના ઉત્સાહી 'રંચ લક')ના શરીરની સરળ ને સુંદર કેળવણીની કંઇક કલ્પના આ ચિત્ર પરથી આવશે. આઠેક વર્ષના એકધારા પ્રયત્ને દેશી-વિદેશીના મિશ્રણવાળી વ્યાયામપદ્ધતિના ફળરૂપ આ વિકાસ જોનારને પ્રોત્સાહન આપનારો છે. ગરદનની કદાવર બાંધણી, છાતીનો પ્રૌઢ વિકાસ, દંડાકૃતિ હાથની કઠોરતા—આ કંઇ વગર પ્રયત્ને થોડાં કેળવી શકાય છે? અને એમનાં અંગમાપ પણ આ વિકાસને અનુરૂપ છે: ઊંચાઇ ૫-૯½, વજન : ૧૫૮, છાતી : ૪૦, સાથળ : ૨૧½. પરાણે શ્વાસ લેતા અને ચાર ડગલાં ચાલતાં હાંફી જતા યુવાવસ્થાના નામને લજવનાર યુવાનોએ આ પરથી ધડો લેવાનો છે. સ્વતંત્ર દેશોના યુવકયુથની હારમાં ઊભા રહેવા આપણે મથીએ છીએ, પણ એમના જેટલું વ્યાયામપ્રિયત્વ, એટલી સ્વાસ્થ્યસંરક્ષણ-તત્પરતા, એટલી શરીરવિકાસની એકાગ્રતા આપણામાં ક્યાં છે? સ્વતંત્રતા તો મેળવી શકાય: પણ સ્વતંત્રતાનું સંરક્ષણ અને ઉપયોગ તો સરસ વિકાસવાળાં સ્વસ્થ શરીર જ કરી શકે.



## સ્વ. ભાઇ જયન્તિલાલ ત્રીકમલાલ શાહ

### મધુરી સૃષ્ટિ

[અંજની]

પત્ર-પુષ્પમાં પ્રાણ પેખતી,
પથ્થરમાં જે દેવ દેખતી;
જળ-સ્થળમાં પરમેશ્વર જોતી,
એ શ્રદ્ધા ક્યાં ગઇ?

[અનુષ્ટુપ]

શ્રદ્ધા જેના હતા પ્રાણ, કલ્પના દેહ જેહનો,
મધુરી મારી તે સૃષ્ટિ, પાછી આપો મને પ્રભો!

જયન્ત શાહ

આજથી સવા વરસ પર 'કુમાર'ના ૬૪મા અંકમાં 'સંધ્યાએ' નામના બે સુંદર અંજનીમાં જીવનસંધ્યાનું ગાન ગાતી વેળા એના લેખકને શું ખરેખર ખબર હશે કે એના જ જીવનની સંધ્યા ઘેરાતી આવતી હતી? તે પછી, ગયા મે માસની ૧૭ તારીખે, વીરમગામ સત્યાગ્રહ છાવણીથી એણે આ ઉપર આપેલી 'મધુરી સૃષ્ટિ'ની યાચના કરી. પ્રભુ ક્રૂર હશે એમ તો કેમ કહેવાય? પણ એણે યાચી તે કરતાં યે વધારે મધુરી સૃષ્ટિમાં એને ખેંચી લેવામાં પ્રભુએ એના પર ભલે કૃપા વરસાવી હશે, પણ અહીં રહેલાં એનાં સ્વજનો ને સ્નેહીઓ પ્રત્યે તો પ્રભુ ક્રૂર જ થયો છે એમ કકળતાં અંતરોને લાગ્યા કરે છે. સાલસ સ્વભાવનો એ ભોળો ને તેજસ્વી જુવાન ગઈ તા. ૧૯મીએ મોટરના એક ભયંકર અકસ્માતનો ભોગ થઇ પડ્યો.

મિત્રો ને ગોઠિયાઓમાં 'જે. ટી.'ના ટૂંકા ને પ્રિય નામે જાણીતો થએલો એ જુવાન કુમારવયથી જ કુમાર કાર્યાલયના નિકટ સંબંધમાં આવ્યો હતો અને કળાના અભ્યાસનો તેને નાદ લાગ્યો હતો. 'ભારત કળા મંડળ'ની પ્રવૃત્તિમાં તેની અંગ-મહેનત અને ઉત્સાહ યાદગાર રહેશે. સ્વાતંત્ર્ય-યુદ્ધની હાકલ પડતાં જ કોલેજને તિલાંજલિ આપી એ સંગ્રામમાં કૂદી પડ્યો હતો. પણ એ ફોરતા ફૂલનો પરાગ આ સૃષ્ટિને પૂરો મળે તે પહેલાં પ્રભુએ એને ચિરશાંતિ માટે પોતાના ધામમાં ખેંચી લીધો.

[....અમારા મિત્ર શ્રી 'સુકાની'ની માસિક કલમથી 'કુમાર'ના જૂના વાચકો અપરિચિત નથી. 'રોનાર પસા' અને 'ભૂતિયું વહાણ' નામની એમની દરિયાઈ જીવનની વાર્તાઓએ (એ કહે છે તેમ, ભલેને પરદેશી તાણાવાણાની ને સ્વદેશી વણાટની હોવા છતાં) ગુજરાતના વાર્તાસાહિત્યમાં તદ્દન નવો ચાસ પાડ્યો છે. ગુજરાતને છેલ્લા ઘણા દાયકાઓ થયાં સાગરજીવન નથી જ એમ કહીએ તો ચાલે. સાહિત્ય એ જીવાતા જીવનનું પ્રતિબિંબ અને નવા જીવનનું પ્રેરક છે; એટલે જે જીવનનો માત્ર નામશેષ જ છે તેનું સાહિત્ય ઉદ્ભવવું અશક્ય નહિ તો અસંભવિત તો ખરું જ. શ્રી 'સુકાની'એ તે સંભવિત ને શક્ય બનાવવાનું મંગલાચરણ કર્યું છે. ભલે પરથી પ્રેરણાને ટેકે, પણ દેશના સાગરજીવનનો રડ્યાખડ્યા શેષમાં કલ્પનાના પ્રાણ ફૂંકી તેઓ આપણી એ મૃત સૃષ્ટિને સચેત ને સજીવ કરે છે.

નવા વાંચનારાઓને એમની એ શક્તિનો પ્રસાદ કંઈક જુદી જ રીતે પણ આ અંકથી મળશે. ગત યુરોપીય મહાભારત વખતે જર્મન સમુદ્રવીર કૌન લ્યુકનેરે દાખવેલા સાગર-યુદ્ધની આ સાહસકથા ભલે પરદેશની રહી, પણ તેમાં વહાણવટા ને સમુદ્રજીવનની જે છાયા છે તે તો સર્વદેશીય છે. અને માનવજાતનાં સાહસ ને શૌર્યની ગાથાઓ તો જાતિ કે દેશના ભેદ વિના જગતના કોઈપણ માનવ હૃદયને પ્રેરણા પાવાને શક્તિમાન છે એટલે શ્રી 'સુકાની'ની આ લાંબી કથાને સત્કારતાં અમને જે આનંદ થાય છે તે જ આનંદ, અમને ખાત્રી છે કે, 'કુમાર'ના વાચકો માણશે અને ગુજરાતનું કૌમાર એમાંથી નવો સાહસોત્સાહ પામશે....]

## ગયા મહાયુદ્ધ વખતે જગતની સાતસાત સલ્તનતોને અલ્પ સાધનોવડે એકલે હાથે થાપ આપનાર એક અજેય જર્મન સાગરવીરની સાચી સાહસકથા

[યુરોપના છેલ્લા મહાભારત યુદ્ધમાં કૌન લ્યુકનેરે 'દરિયાના દાનવ' (Sea Devil)નું બિરુદ દુશ્મનોને મોંએ મેળવ્યું. સઢથી ચાલતું એક નાનકડું જૂનું વહાણ અને એક નાનકડી તોપ, આટલાં સાધનથી સાત સાત સલ્તનતની જોરાવર આરમારી (Navies) સામે એ નીકળી પડ્યો હતો. એનું એ વહાણનું નામ 'સી આડલર'.

એણે દુશ્મનોના અજેય મનાતા સાગરવ્યૂહ તોડી નાખ્યા: દસ કરોડ રૂપિયાના શુમારની દુશ્મનોની સ્ટીમરોને દરિયાને તળે બેસાડી; અનેક શત્રુ મનવારોને થાપ આપી એના ભયથી દુશ્મનોની સ્ટીમરો બંદર છોડી બાહાર ન નીકળતી, અને તેથી વેપારને મોટી હાની થઈ; જે મહાસાગરમાં સી આડલરનું નામ પડતું ત્યાં સફરી સ્ટીમરોના વીમાના દર આસમાનમાં ઊછળી પડતા. આટલાંટિક અને પાસિફિક મહાસાગરમાં એ દરેક ઠેકાણું ઘૂમી વળ્યો. છેવટ સુધી દુશ્મનો એને પકડી ન શક્યા.

વિગ્રહની શાંતિ પછી જર્મનીએ એને એવી પદવી આપી, જે પદવી ધરાવનારને સામાન્ય કાયદો લાગુ નથી પડતો. કૈસર અને એના પરમ કૃપાપાત્રને જ આ પદવી મળતી.

એની અદ્ભુત કારકિર્દિ દરમ્યાન એણે એક પણ જીવની હાનિ ન કરી. એટલા માટે ખ્રિસ્ત-સમ્રાટ્ પોપે એને રોમ બોલાવી બહુ દયા દરશાવનો લૅટિન ઇલ્કાબ આપ્યો, જેનો અર્થ 'પરમ દયાળુ વીર' એવો થાય છે.

એની એ અદ્ભુત પરાક્રમકથાનો સારભાગ અહીં આપ્યો છે. રસિકતા સાચવવા માટે કથા એના મોંએ જ કહેવરાવી છે.]

# દરિયાનો

૧

૧૯૧૬ના નવેમ્બરનો ધેરો દિવસ હતો. લંડનના વસમા અનુભવો શરૂ થઈ ગયા હતા. ક્યાંય પણ જો ઉલ્લાસ દેખાતો હોય તો તે માત્ર કાફે (હૉટેલ)માં. કોઈ ને કોઈ કાફેમાં રોજ પંચ પીતો હું બેસી રહેતો. તે દિવસે પણ કલાકો થયાં હું બેઠો હતો. એટલામાં કોઈએ આવી મારા હાથમાં એક પરબીડિયું મૂક્યું.

ચિઠ્ઠી લાવનાર આરમારી મંડળ (ઍડમિરાલ્ટિ)નો ખાસ રાજદૂત હતો. તેણે આપેલી ચિઠ્ઠીમાં એક જ વાક્ય હતું: 'કાલે વહેલા શાહી મહેલમાં હાજર થજો.' હજુ હું માત્ર લેફ્ટેનન્ટ[1] જ હતો. મારા જેવા નાના

૧ આરમારી અફસરોનો પદવીક્રમ આ પ્રમાણે હોય છે: કૅડેટ, મિડશિપમૅન, સબ લેફ્ટેનન્ટ, અમલી લેફ્ટેનન્ટ અથવા નૅવિગેટિંગ લેફ્ટેનન્ટ, લેફ્ટેનન્ટ, સ્ટાફ કમાન્ડર, કમાન્ડર,

ઇમ્પીરિયલ જર્મન નૅવીના
લેફ્ટેનન્ટ - કમાન્ડર
કાઉન્ટ લ્યુકનેર



# દાનવ

અફસર માટે શાહી મંડળનું આમંત્રણ મગરૂરી ઉપજાવે એવું જ લેખાય;—મૂંઝવણ પણ ખૂબ થઈ!

હાંમ્બર્ગથી બર્લિન જતાં મેં કૈંકે અનુમાનો કરી કહાડ્યાં. જ્યારે હું ગગનમાં વસતી એ ત્રિપુટી સામે ખડો થયો ત્યારે ત્રણે ચહેરા કડક દેખાતા હતા. વડા ઍડમિરલનો ચહેરો હેલિગોલૅન્ડના ખડક જેવો સખ્ત અને ભાવહીન હતો. એના મુખમાંથી બહાર પડતાં શબ્દોને 'બોલવું' કહેવાય જ નહિ. હેલિગોલૅન્ડમાંની તોપો પેઠે એક પછી એક ભીષણ અવાજ જ થતા અને સામા માણસને થડકાવી નાખતા. બહુ શાંતિથી અને ખુશમિજાજથી એ બોલે ત્યારે કોઈ સાવજનો ઘૂરકાટ થતો હોય એમ જ લાગે. આવો ઘૂરકાટ મારે કાને અથડાવો શરૂ થયો:

'દુશ્મનોએ પોતાના નૌકાસૈન્યથી આપણા સાગર-માર્ગ આડા ત્રણ કોઠા બાંધ્યા છે. ત્રીજો તો દુર્ભેદ્ય છે. આમ આપણને ઘેરીને એ આખી દુનિયા સાથે વેપારધંધો કરે છે, ખોરાકી અને દારૂગોળાની લાવ-લશ્કર કરી શકે છે. કોઈ પણ ઉપાયે આપણે તેમાં ભંગાણ પાડવું જોઇએ. કોઠા તોડીને મોટે દરિયે કદાચ નીકળી જાય તોપણ આપણી સ્ટીમરોને કોલસા પૂરા પાડવા માટે ચાલુ પાકો બંદોબસ્ત કરવો મુશ્કેલ છે. શઢવાળા નાનકડા વહાણમાં તારે આ કામ બજાવવાનું છે.'

આખી જર્મન આરમારીમાં શઢનો અનુભવ ફક્ત મને જ હતો, એ વાત નૌકાસેનાપતિની જાણમાં હોવી જોઇએ.'

'તારા કાર્ય માટે જોઇતી બધી સગવડ મળશે.

સ્ટાફ કૅપ્ટન, કૅપ્ટન, કૉમૉડૉર, રીઅર અને વાઇસ ઍડમિરલ, તથા ઍડમિરલ. છેલ્લા ત્રણ ફ્લૅગ ઑફિસર કહેવાય છે.



જૂનું અમેરિકન વહાણ 'પાસ ઑફ બાલ્મહા': જે કાઉન્ટ લ્યુકનેરના હાથ તળે 'સી આડલર' બનીને મહાસાગરો ઘુમી વળ્યું.

તને ખાસ જરૂરત શાની લાગે છે તે હમણાં જ કહી દે.'

'કિસ્મતની, નામવર !' મેં જવાબ આપ્યો.

'બ્હોત ખૂબ! "પાસ ઑફ બાલ્મહા" વહાણ સારું છે. અત્યાર પહેલાં કિસ્મતદાર હોવાનો પુરાવો એણે આપ્યો છે. ફરી પણ એ કિસ્મતદાર નીવડશે.'

ઍડમિરલ ફરી પાષાણવત્ થઇ ગયો. હું ઝટ બહાર નીકળી આવ્યો. આ સાહસમાં એટલી તો નવીનતા હતી, એટલી તો અપૂર્વતા હતી, એટલો તો ભય હતો, ને છતાં એટલું તો આકર્ષણ હતું કે કિસ્મત યારી આપે તો. . . .

અમે દરિયાના ખેડુ; અમારે કિસ્મત પર જ આધાર!

૨

'પાસ ઑફ બાલ્મહા' ગ્લાસગોમાં બંધાયું હતું. જર્મનીમાં આવ્યા પહેલાં એ અમેરિકન વાવટો ઉડાડતું. ૧૯૧૭-૧૮ના લૉઇડ રજીસ્ટર ઑફ શિપિંગમાંના એના વર્ણન પ્રમાણે 'પોલાદનું બદન, બાંધણી સાલ ૧૮૮૮, બાંધનાર આર. ડન્કનની કંપની, ગ્રૉસ ટન ૧૫૭૧' વગેરે લખ્યું છે. વિલ્હેમશેવનથી થોડે દૂર બંદરમાં એ પડ્યું હતું ત્યાં હું ગયો. મારું કામ આરંભથી વિકટ હતું.

પહેલાં તો આ ભારખાનાને ઉમદા લડવૈયામાં ફેરવવું જોઇએ; બંદૂકો, સંગીનો, બૉમ્બ વગેરે માટે ગુપ્ત સ્થાનો જોઇએ. કેદીઓ માટે ઓછામાં ઓછા ૪૦૦ આજહવાળી કોટડીઓ જોઇએ; કેદી અમલદારો માટે આશરે એકાદ ખાટવાળા આરાસ્તે ઓરડાઓ જોઇએ; ફ્રેન્ચ ને અંગ્રેજી ભાષાનાં ગીતોવાળી તાવડીઓ સાથે ફોનોગ્રાફો જોઇએ; પવન સામે નાસી છૂટવા ૫૦૦ હૉર્સ પાવરનાં જે મોટર એન્જિનો જોઇએ એના ખોરાક માટે ૪૮૦ ટન તેલ ઉપાડે તેવી કોઠી જોઇએ; એટલું જ મીઠું પાણી ઉપાડે તેવી બીજી કોઠી જોઇએ; બે વર્ષ સુધી ચાલે તેટલો ખોરાક જોઇએ. . . . .

અને આ ફેરફારો કરનાર કારીગરોને જરા યે ગંધ ન જવી જોઇએ કે આ વહાણનો શો ઉપયોગ થવાનો છે. લડાઇના વખતમાં વાતો તો વા સાથે ઊડી જતી.

ફેરબદલાની શરૂઆત મેં પોતાથી જ કરી. મારું નામ મેં બદલી નાખ્યું. હવે હું આરમારીનો ઇન્સ્પેક્ટર હેર ફૉન આંકરમાન બની ગયો. પાસ ઑફ બાલ્મહાને 'આરમારી વિદ્યાલય' (નેવલ ટ્રેઇનિંગ સ્કુલ)-માં ફેરવી નાખવા માટે કારીગરોને બોલાવ્યા. આખું ગામ સાંભળે તેમ મેં હુકમો બહાર પાડ્યા. આ સરેલા ભારખાનામાંથી નિશાળ બનાવો. ઝેપલિનનાં એન્જિન જેવાં બે એન્જિન અંદર મૂકો. અહીં ઇજનેરી શીખવશું. ચારસો વિદ્યાર્થીઓ માટે કોટડીઓ બનાવો, એંશી પ્રોફેસરો માટે ઓરડાઓ બનાવો. નાવિકોને સઢ અને રસ્સાનું જ્ઞાન આપવા સાધનો બનાવો, વગેરે. નીચલાં તુનકેથી ઉપર માલ લઇ જવા માટે મોટા ઓરડા જેવાં 'લિફ્ટ' બનાવ્યાં. પાછળથી આ લિફ્ટને જમવાના ઓરડા તરીકે અમે વાપરતા. કદાચ મારા 'મહેમાનો' દગો કરે તો એક બટન દાબતાંવેંત જ આખો ઓરડો નીચે ભંડારિયામાં સમાઇ જાય! એ સગવડનું મૂલ્ય તો જરૂર પડ્યે જ થાય.

વહાણ તૈયાર થવા આવ્યું, એનું નામ 'સી આડલર' પાડ્યું. પણ દુશ્મનોના કોઠાઓ વીંધવા માટે ખુદ વહાણને પણ વેશ લેવો જરૂરનો હતો. અમે

અને નૉર્વેજિયન બનાવવાં ઠરાવ્યું. નૉર્વે લડાઇમાં અ-પક્ષપાતી હતું. અપક્ષપાતી વહાણને બંને પક્ષ તરફથી અભય મળતું. એવાં વહાણો સફરે નીકળે તે પહેલાં બેય પક્ષને એની ખબર કરવામાં આવતી. થોડાંક અઠવાડિયાં બાદ 'માલેટા' નામનું નૉર્વેજિયન વહાણ કોપનહેગનથી સાગવાન લાકડાં ભરીને ઑસ્ટ્રેલિયા જવા રવાના થવાનું છે એવા ખબર જર્મન આરમારી મંડળને પહોંચાડવામાં આવ્યા હતા. મેં નિશ્ચય કર્યો કે ખરું માલેટા બહાર પડે તે પહેલાં જ મારા સી આડલરને માલેટા બનાવી મારે નીકળી જવું.

૩

પણ માલેટાનો વેષ કઢાડવો સહેલો ન હતો. એમાં માલેટાના ખલાસી જોઈએ, માલેટાના અફસરો જોઇએ, માલેટાનાં ખરાં કાગળિયાં જોઇએ, એની લૉગબુક (રોજનીશી) જોઇએ. લૉગ અસલ મળે તો જ બીજું બધું સહેલું થાય. કોઈપણ ભોગે માલેટાની લૉગ-બુક તો જોઇએ જ જોઇએ.

હું કોપનહેગન ગયો. જૂનાં કપડાં પહેરી માલેટા ઉપર મજૂરી કરવા માંડી. એનો નાખુદો 'કાપિતાન નડસેન' પોતાના કુટુંબને મળવા રજા પર ગયો હતો. વડો માલમ (ચીફ ઑફિસર) પણ રજા પર હતો. વહાણના તામીલ અફસરમાં સજલો માલમ (થર્ડ ઑફિસર) વહાણ ઉપર હતો. રોજ મજૂરી કરતાં વહાણના સાંધેસાંધા મેં જોઈ લીધા. કપ્તાનની ઓરડી-માં રોજનીશી અને બીજાં કાગળિયાં ક્યાં રહેતાં હતાં તે બધું બરાબર જોઈ લીધું. એક દહાડો રાત્રે સજલો માલમ બહાર ગયો હતો. માલેટા ઉપર માત્ર એક રખવાળિયો હતો. મેં મારી તક સાધી. વહાણની મોરીએ તાણી બાંધેલ રસ્સાની ધક્કા પરની ગાંઠ છોડી નાખી. વહાણ ઓસરતાં પાણીમાં ઘૂમવા માંડ્યું. રખ-વાળિયો મોરી તરફ દોડ્યો. એક છલંગે વહાણનો કઠોડો કુદાવી હું વહાણ પર ચડ્યો અને રખવાળિયો પાછો આવે તે પહેલાં જોઈતા કાગળો ચોરી હું કાંઠે કૂદી પડ્યો.

જર્મન નૌકા સી આડલરમાંથી નૉર્વેજિયન ભાર-ખાનું માલેટા બનાવવા માંડ્યું. જેને નૉર્સ ભાષા આવડે તેવાને જ સી આડલર પર ખલાસી રાખ્યા. દરેકને એકએક કાલ્પનિક નૉર્વેજિયન ગામડાનો વાસી બનાવ્યો. દરેક પાસે નૉર્વેજિયન ભાષામાં લખેલાં બનાવટી કાગ-ળોનો ચોડો બનાવ્યો. એમાં કોઇ કાગળ બાપનો, કોઇ માનો, બહેનનો, ભાઇનો, પત્નીનો, પ્રિયતમાનો, મિત્રનો, એમ બનાવ્યા. દરેક કોટડીમાં નૉર્વેજિયન સુંદરીઓનાં ચિત્રો, નૉર્વેજિયન ફીઓર્ડના દેખાવો મઢી દીધા. અફસરો પાસે નૉર્વેજિયન મેકરનાં ફોનોગ્રાફો ને નૉર્વેજિયન સંગીતની તાવડીઓ વસાવી. મોરી કૅબિનમાં નૉર્વેજિયન મેકરની જ બધી વસ્તુઓ મૂકાવી. દરેક જણનાં કપડાંમાં નૉર્વેજિયન દરજીઓના નામની કા-પલીઓ મૂકાવી દીધી. જમવાના ઓરડામાં નૉર્વેનાં રાજારાણીની છબી મૂકી, એટલું જ નહિ પણ એના અતલેખના સગા લહેરી સાતમા એડવર્ડની છબી પણ લટકાવી દીધી!

અમારું વહાણ હવે પક્કું નૉર્વેજિયન બની ગયું. અમારે પણ બદલાવું પડ્યું. અમારાં નામો બદલાઇ ગયાં; શ્મિટનું કાર્લસેન, ફ્રિટ્ઝનું ઓલ જોનસેન, મિલરનું અલ્બેર્ન્સન વગેરે. માલેટા માફક મેં પણ સાગવાન ભરવા માંડ્યાં. વળી લાકડાં ભરી લઇ જનાર વહાણને એક મોટો ફાયદો એ છે કે લાકડાં ભંડારિયાંમાં જ ભરાય એમ નથી. ભંડારિયાં ભરી નાખ્યા પછી ફાલકા ઉપર, તુતક ઉપર એમ ચિકાર લાકડાં ભરી શકાય. જેથી કોઇ પણ જણ ફાલકાની નીચે કશું જોવા પામે નહિ. મને તો એટલું જ જોઇતું હતું. મારાં ભંડારિયાંમાં તો બીજો સામાન હતો. ઉપર લાકડાં ભર્યાં.

સી આડલર ઉર્ફે માલેટા તૈયાર થયું. સાગવાન આડે કશું દેખાતું ન હતું. ઉપડવા પહેલાં બે અઠ-વાડિયાં ખલાસીઓને ઘેર જવાની રજા આપી હતી. તેઓને વિલ્હેમશ્રેવનના નિયત કરેલા એક ઓવારે અમુક દિવસે રાતના ૧૦ વાગ્યે ફરી હાજર થવા હુકમ આપ્યો હતો. તે રાત્રે એક નાનકડા ટગની મદદથી સી આડલર વિલ્હેમશ્રેવનના બંદર વચ્ચે લંગર નાખી પડી રહ્યું. રાતના દસ વાગ્યા પછી થોડીક વારે વહાણ કોઇ નનામા સ્થળ માટે—અગમ્ય મુકામ માટે રવાના થયું. ખલાસીમાંના કોઇને સી આડલરના નિયત કાર્ય વિષે કશી પણ માહિતી ન હતી; માત્ર વેષપલટાની હકીકત પરથી કંઈક પણ સાહસમાં ઝંપલાવવું પડશે એટલું સહુ સમજતા હતા. આથી વિશેષ કોઇ જાણતું ન હતું.

૪

બીજી સવારે અને સિરાંગની સીટીઓ વાગી અને

બધા ખલાસીઓ તુતક ઉપર હાજર થયા. જર્મન બચ્ચાઓ કશાથી પણ નહિ ડરે એની તો મને ખાતરી હતી જ; છતાં આ ખલાસીઓને તાબડતોબ સાચી વાત કહી જ દેવી જોઇએ. અને એ સાંભળ્યા પછી તેઓની લાગણી કેવી થશે એ જાણવા હું આતુર હતો. નાવિકોને બહુ ભાષણ કરતાં ન આવડે. મેં તરત જ મુદ્દાની વાત કહી દીધી: 'મારા બહાદુર જવાનો, અંગ્રેજ કહે છે કે અમારાં નૌકાસૈન્યની જંજીરમાં જર્મનીને તારાજ કરીશું! અંગ્રેજ કહે છે કે અમારા સાગર-કોઠાઓને ભેદીને એક ઉંદરડી પણ પેલે પાર જવા નહિ પામે! આપણે તેને બતાવી આપવું છે કે તેની એ ડંફાસ ખોટી છે. તેના સાગરકોઠા આપણે મન કુછ બિસાતમા નથી. એકવાર મહાસાગર સર કરીશું તો પછી દુશ્મનની એક પણ આગબોટ આપણે સપાટી ઉપર છુટવી નહિ ફરવા દઇએ. બોલો જવાનો! આપણે એ બતાવી શકીશું?'

જવાબમાં એક જ ભીષણ ઘોષ થયો: 'ગૉટ સ્ટ્રાફ્ફે ઍન્ગ્લાન્ડ!' (ખુદા ઇંગ્લંડને તારાજ કરો) અને વાજાંવાળાઓએ મગરૂર સૂર ઉપાડ્યા: 'ડૉઇશ્લાંદ! ડૉઇશ્લાંદ! ઓબ્બર ઑલસ'—જેની સાથે સેંકડો કંઠમાંથી એ રાષ્ટ્રગીતનો ગગનભેદી ધ્વનિ ઊઠી રહ્યો. મને શક ન રહ્યો. દેશ માટે મરી ફીટવાની દરેક હૈયામાં તમન્ના જાગી રહી હતી.

'તતત્–તરાં, તતત્–તરાં, તરાં–તરાં–તતતરાં તતત' —વાયર્લેસ ગુંજવા માંડ્યો. કાન પર ઇયરફોન મૂકી અમારો ઑપરેટર સંદેશો લખવા માંડ્યો: 'વહાણ માલેટા ગઇ કાલે બ્રિટિશ મનવારોની સંમતિથી સાગર-કોઠાની પેલે પાર સલામત પહોંચી ગયું છે. આ માટે નૅધૅર્લેન્ડ્ઝ સત્તાધારીઓ દરેક પક્ષનો આભાર માને છે. બીજું વહાણ . .' વગેરે વગેરે.

આ ખબરથી હું તો ડંઉગાર થઈ ગયો! હવે મને માલેટા નામથી તો કોઇ જવા જ ન દે. તેમ આ છેલ્લી ઘડીએ બાજી સંકેલવી પણ મુશ્કેલ હતી. રંગારાને બોલાવી મેં સ્વસ્થતાથી હુકમ કર્યો: "વહાણને બોરે અને વાંદારેથી માલેટા નામ છેકી નાખ. 'ઇરમા' નામ લખ. બાંધણીનું બંદર 'બામેન' લખ!" ઇરમા નામનું કોઇ પણ વહાણ લૉઇડ રજિસ્ટરમાં ન હતું. વળી ઝડપથી વેપલટો કરવા માંડ્યો. માલેટાની લૉગબુક પર શાહીનાં મોટાં ધાબાં કર્યાં. 'ઇ', 'મા', વંચાય તેમ રાખ્યું. ચોપડી પાણીમાં ઝબોળી કાઢી. થોડાંક પાનાં સહેજ ચોંટાડી દીધાં. વહાણને ભાંગીતૂટી અવસ્થાવાળું બનાવી દીધું. બે કલાક સુધી સુતારને ફાવે ત્યાં કરવત, હથોડી, ફરશી, વગેરે ચલાવવા દીધાં. પછી તે જ ભાંગફોડ ઉપર થીગડાં દેવડાવ્યાં. આખા વહાણમાં પાણીના ધોધ વહેવડાવ્યા. બધું ભીનું કરી નાખ્યું. પછી કિરમનની વાટ જોતો બેઠો!

અંગ્રેજોનો પહેલો સાગરકોઠો સહેલાઇથી વટાવ્યો. બીજે કોઠે દરિયાની સપાટીથી થોડાક ફૂટ નીચે સુરંગોનાં ખેતર વાવી દીધાં હતાં. જ્યાં સુરંગો ન હતી ત્યાં મનવારો અને નાનકડી ડિસ્ટ્રૉયરોની ખીચોખીચ ચોકી હતી; એટલે સી આડલરને સુરંગો ઉપરથી જ લઇ જવાનું મેં નક્કી કર્યું.

વહાણના સઢમાં જ્યારે એકદમ પવન ભરાય છે ને રસા એકદમ તંગ કરવામાં આવે છે, ત્યારે જે બાજુ સઢ હોય તે બાજુ વહાણ નમી પડે છે. જાણે નળિયાંને બદલે તે પડખાંથી જ તરે છે. નળિયું બીજી બાજુ બહાર નીકળી ગયા જેવું આડે પડખે રહે છે. વહાણનો નીચેનો ભાગ ઓછામાં ઓછા દરિયામાં રાખવા માટે આ ઉત્તમ તુક્કો છે. માત્ર વહાણ ઢળી ન પડે એનું ધ્યાન રાખવાની જરૂર છે. વળી મારું વહાણ તો માથાભારે હતું, કારણકે તુતક ઉપર માલ લાદી, ભંડારિયાં ખાલી રાખી તે જતું હતું, એટલે જોખમ મોટું હતું. છતાં સુરંગના ફૂટવાથી આકાશમાં ઊડી જવા કરતાં આ જોખમ નાનું હતું. એટલે મેં વહાણ સુરંગો તરફ હંકાર્યું. સુરંગોનાં જુદાંજુદાં રચનો વિષે અમને પછી માહિતી રહેતી અને મારી પાસે એનો નકશો પણ હતો.

'સઢ બઢાઓ!' 'ટોક–ગાલા–કાતરિયા હૉઅબેશ બઢાઓ' મેં એક પછી એક હુકમો છોડ્યા. વહાણ સારી પેઠે નમી પડ્યું. હવામાં કિંકિ ન હતી, એટલે મેં જરા વધારે જોખમ ખેડ્યું. 'ધામણ ચિકાર' (Hord up) મેં બૂમ મારી અને અરધી ઘડી પછી વહાણ ધામણ બોરદ્ધ (Leeward) દરિયા સાથે ફણી (Boom) લડાવતું ચાલ્યું.



[અનુસંધાન આગળ પાન ૨૯૭મે]



**શ્રીમતી સરોજિની નાયડુ**

સ્વાતંત્ર્ય-સંગ્રામમાં ગાંધીજી અને અબ્બાસ સાહેબની ગિરફતારી પછી ધરાસણાના હલ્લાની સરદારી લઇ જેલ જનાર સરોજિની દેવીએ સ્ત્રીઓને માટે કારાવાસ જવાનું મંગલાચરણ કર્યું. એ દેશભક્ત કવયિત્રીના જેટલી જગતકીર્તિ કમાનાર હિંદપુત્રી બીજી ભાગ્યેજ હશે. એનાં કાવ્યો જેટલા જ મધુર ને પ્રવાહી એના વાણીસ્રોતે દુનિયાભરના દેશોને મંત્રમુગ્ધ કર્યા છે. આંધ્ર દેશમાં ઊછરેલી એ બંગાળની પુત્રી લગ્નસંબંધથી નિઝામ રાજ્યમાં ભલે જોડાઈ, પણ મુંબાઇને પોતાનું ઘર કરીને હિંદના પ્રાંતેપ્રાંતને એણે પોતાનું કાર્યક્ષેત્ર બનાવ્યું છે ૧૮૯૭ના ફેબ્રુઆરીની ૧૩મીએ એનો જન્મ થયો; ૧૧ વર્ષની કુમળી વયે મૅટ્રિક પસાર કરી ને ૧૨મે વર્ષે પહેલું કાવ્ય લખીને વાગીશ્વરીની વીણાનો પ્રથમ ઝંકાર કર્યો. જોતજોતાંમાં એની કવિત્વશક્તિએ પશ્ચિમના રસમીમાંસકોને મુગ્ધ કર્યા; પણ એથી યે વધારે વશ તો એનું વક્તૃત્વ સાંભળતા તે થતા. એ શક્તિ વડે એણે ઇંગ્લંડની જૉઇન્ટ કમિટી આગળ જુબાની આપીને હિંદી સ્ત્રીત્વના હક સાબિત કર્યા; એ શક્તિ વડે એણે જીનીવાના સમસ્ત સંસારના સફેજ સ્ત્રીસંઘ આગળ હિંદના સ્ત્રીતત્ત્વનો સાચો ખ્યાલ રજુ કરી જબરો વિચારપલટો કર્યો; એ શક્તિ વડે હમણાં એણે પોતાની યુરોપ અમેરિકાની છેલ્લી સફર દરમ્યાન હિંદની સ્વાતંત્ર્ય–એષણા અને રાજકીય પરિસ્થિતિનું સાચું દર્શન કરાવી સૌનો સમભાવ જીત્યો. અસહકારના કાળથી હિંદના રાજકારણમાં એમણે આગળ પડતો ભાગ ભજવ્યો છે; લખનૌની ૪૦મી હિંદી મહાસભાનું અધિષ્ઠાત્રી પદ આપી દેશે એમની સેવાઓ બદલ એમનું બહુમાન કર્યું છે. આજના સંગ્રામમાં તેમજ દેશની ભાવિ પરિસ્થિતિમાં પણ એમનું ચોક્કસ સ્થાન છે.









# ફોટોગ્રાફીની બે હરીફાઈઓનાં પરિણામ

આ વર્ષની શરૂઆતમાં ૭૩મા અંકમાં પ્રગટ થએલી ફોટોગ્રાફીની ત્રણ પકી બીજી (ગ્રામ્ય જીવનના દૃશ્યની), અને ગયા ૭૭મા અંકમાં જાહેર થએલી સ્વાતંત્ર્ય-સંગ્રામના પ્રસંગોની, એમ બંને હરીફાઇઓનાં પરિણામો આ ઉપર આપ્યાં છે. ડાબી બાજુના મથાળાનું ચિત્ર લેનાર ભાઇ જયંતિલાલ દેસાઇ (દંતરાવ) સત્યાગ્રહ-સંગ્રામની હરીફાઇનું પહેલું ઇનામ જીતી જાય છે. નીચલું ચિત્ર ભાઇ જગજીવન માવદીઆ (કરાંચી)નું છે, એમને ઉત્તેજના ઇનામ મળે છે. બંને ચિત્રો મીઠાના સવિનય ભંગને લગતાં છે. જમણી તરફ ગ્રામ્ય જીવનના દૃશ્યની હરીફાઇનાં બે ચિત્રો છે; તેમાં ઉપરનું ભાઈ ચતુર્ભુજ વલ્લભદાસ (મુંબાઇ)નું છે તેમને પહેલું, અને નીચેનું પ્રિયકાન્ત મહેતા (ભાવનગર)નું છે તેમને બીજું ઇનામ મળે છે.

હરીફાઇમાં હવે પહેલાં કરતાં ઓછા ઉમેદવારો ભાગ લે છે તે જોઇ અમને નવાઇ લાગે છે ફોટોગ્રાફીની પ્રગતિ ...રિયાત તેમજ અવનવા પ્રસંગો પ્રમાણે તો કોઇક જ હોશિયાર માણસ તેના જ્ઞાન વિનાનો હોય. જેમણે ફોટોગ્રાફી ...ના દરેક જણે પોતાના કામમાં ચિત્રયોજનાનો વિચાર કર્યો જણાતો નથી તેઓ મોટે ભાગે ચાંપ દાબી લેવામાં જ ... થયું ગણે છે. સત્યાગ્રહ-સંગ્રામ અને ગામડાંના દૃશ્યો એ બંને હરીફાઇઓને અંગે ચિત્ર લેવાના અપૂર્વ અને ...વ્ય પ્રસંગો તથા કલ્પનાઓ મળી શકે. તેને બદલે ઘણા જૂના પ્રસંગો, સરઘસો કે અસંબદ્ધ ગૂંચવણવાળા દેખાવો ... ગુમાવાઇ છે. પાડેલા ફોટોગ્રાફમાં પોતાના કરતાં અધિક દુનિયા જોવાને આકર્ષાય અને કંઈક રસ લઇ શકે એવું દરેક ઉમેદવારે પ્રયત્ન કરવો જોઇએ. ચિત્રની મુખ્ય આકૃતિઓ જરૂર પ્રમાણે ઉઠાવદાર અને મોટી લેવી જોઇએ. બીન-માણસો કે દૃશ્ય દૂર રાખવાં; અગર છબી મોટી બનાવી કાપી નાખવાં. કૅમેરા તો માત્ર સાધન છે. ખરું તત્ત્વ તો કલ્પના કે ગોઠવણ છે, જે પાડનારના ભેજાગાથી નીકળે છે; અને એ હોય ત્યારે જ તે ચિત્ર સાચી કળા બને

અદ્‌ભુત પ્રતિભાવડે સંસારભરના ગણિતશાસ્ત્રીઓમાં ઉજ્જવળ નામના મેળવનાર



# શ્રીનિવાસ રામાનુજન્

અતિશય બુદ્ધિપ્રતિભા વાળા ઘણા યુવાન માણસો ખીલતાં પહેલાં જ કરમાઈ જાય છે. પોતે કંઇક આશ્ચર્યજનક કામ પૂરું કરી દુનિયાને દેખાડે તે પહેલાં યુવાનીમાં જ આવા તેજસ્વી માણસો સ્વર્ગે સંચરે છે. વિજ્ઞાનક્ષેત્રમાં રામાનુજન નામે એક યુવક થઇ ગયો. તે પણ બત્રીસ વર્ષની વયે પરલોકગમન કરી ગયો. તેણે એવા સિદ્ધાંત તથા કોયડા ઉકેલ્યા છે કે જેને માટે કૅમ્બ્રિજ યુનિવર્સિટીના વિખ્યાત ગણિતવેત્તા પ્રો. હાર્ડી જેવા કહે છેઃ 'આશ્ચર્યજનક છે કે જે કોયડા યુરોપના ગણિતશાસ્ત્રીઓને ઉકેલતાં સો વર્ષ લાગી ગયાં છે છતાં હજુ સંતોષકારક રીતે ઉકેલાયા નથી તે બધા આ હિંદી યુવકે થોડી પળમાં સિદ્ધ કર્યા છે.'

એ પ્રતિભાશાળી હિંદી રામાનુજનનો જન્મ ૧૮૮૭ ના ડિસેમ્બરમાં, દક્ષિણ હિંદમાં ઇરોડ ગામમાં ગરીબ બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો. કુંભકોણમ શહેરની હાઇ-સ્કૂલમાં તેણે અભ્યાસ કરેલો. પિતા તથા પ્રપિતા કાપડિયાને ત્યાં વાણોતરું કરતા અને નામુંઠામું લખતા. તેની માતા એ ગામની કોર્ટના 'બેલિફ'ની પુત્રી થતી. ગણિતશાસ્ત્રના આવા અદ્‌ભુત સરકાર પ્રાપ્ત કરવાનો માતાપિતા તરફથી કંઈયે સંભવ નહોતો. નિશાળમાં તે સાવ શૂન્ય જેવો બેસી રહેતો. પણ કોને ખબર પડે કે મૂર્તિ જેવો શાંત બેઠેલો એ નાનકડો છોકરો બીજાને ગમ પણ ન પડે એવા ગણિતના ઝીણા પ્રશ્નો ઉકેલતો હતો? જેને કદી કોઇ ઓળખતું પણ નહિ, એવી કંગાલ સ્થિતિમાં જાત મહેનત કરી તે ઊંચે ચડ્યો અને સ્વયંપ્રકાશિત તેજસ્વી તારાની પેઠે ઝબુકી તે અસ્ત પામ્યો.

બુદ્ધિશાળી માણસને, પોતે બુદ્ધિમાન છે એવું ભાગ્યે જ આત્મભાન થાય છે. પોતે આટલો સમર્થ છે એવું રામાનુજન જાણતા જ નહોતા. તેમ તેણે કદી ખોટો ડોળ પણ કર્યો નથી. તે સાવ સાદા હતા. અને બોલતા પણ ઘણું જ ઓછું. હમેશાં કંઇક ને કંઇક કામમા મન લાગેલું જ રહેતું, તેથી તેમના ખાનગી જીવન વિષે પણ તેમણે કંઇ યે બહાર કહેલું સંભળાયું નથી. તેમના આશ્રયદાતાના પ્રયત્નથી જ તેમના જીવન-ના કેટલાક સંજોગો તથા તેમણે કરેલા કામની માહિતી પ્રાપ્ત થઇ શકી છે. રામાનુજનની કૃતિના ગ્રંથની સ્મારક આવૃત્તિ ૧૯૨૮મા કૅમ્બ્રિજ યૂનિવર્સિટી પ્રેસે પ્રસિદ્ધ કરી છે. તેમાં રામાનુજનના અંગત પરિચયમાં આવેલા ત્રણ પ્રખ્યાત ગણિતશાસ્ત્રીઓ—દી. બ. રામચંદ્રરાવ, શ્રી પી. વી. શેષુ આયર અને મિ. જી. એચ. હાર્ડી, એફ. આર. એસ—એમણે રામાનુજનનાં ટૂંકા જીવનચિત્રો આલેખ્યાં છે. એ વિરલ પ્રતિભાવાન રામાનુજન કોણ તથા તેનું જીવન કેવું હતું તે કેવળ એ ત્રણ ગૃહસ્થો દ્વારા જ દુનિયા જાણવા પામી છે

છેક બાળવયે રામાનુજન ઇરોડ ગામની પ્રાથમિક શાળામાં ભણતા ત્યારથી જ, ગણિતશાસ્ત્રમાં એમણે કૌતુક દાખવેલું. એક ઊંચા વર્ગના છોકરાની 'લોની' કૃત ત્રિકોણમિતિ તેણે વાંચવા લીધી તે દિવસ સુધી, રામાનુજનમાં આવી આશ્ચર્યકારક શક્તિ છે એવું કોઇ જાણતું જ નહિ. બાર વર્ષની ઉંમરે એ પુસ્તકના બધા દાખલા કોઇની મદદ વગર તેણે ગણી કાઢ્યા. શિક્ષકો તો એ બધા જોઇને આશ્ચર્યમુગ્ધ થઇ ગયા. પંદર વર્ષની

ઉમરે તો એણે એકલાએ 'કાર'નો ગણિતશાસ્ત્રનો સાર-ગ્રંથ વાંચવા માંડ્યો ને તે વાંચીને તેણે અનહદ આનંદ અનુભવ્યો. ઊંઘમાં પણ તે દાખલા ગણતો. તે એમ માનતો કે તેની આશ્રયદાત્રી દેવી નામગિરિ સ્વપ્નમાં તેને પ્રેરણા કરતી હતી. સત્તર વર્ષની વયે તેને કુંભકોણમની સરકારી કૉલેજની શિષ્યવૃત્તિ મળી. પણ તેનું અંગ્રેજી ઘણું નબળું હતું, તેથી આ શિષ્યવૃત્તિ તે ખોઈ બેઠો. ગણિત સિવાય બીજા કોઇ જ વિષયની તેને પરવા નહોતી. પણ શિષ્યવૃત્તિ બંધ થઈ એટલે નિર્વાહ પૂરતું કમાઇ લેવાની તેને ચિંતા પેઠી અને તેણે કૉલેજનો અભ્યાસ બંધ કર્યો. ૧૯ વર્ષની ઉમરે ફરીથી તેમણે કૉલેજમાં દાખલ થવા પ્રયાસ કર્યો, પણ કંઇ વળ્યુ નહિ. ત્યાર બાદ બીજાં ત્રણ વર્ષ લગી ખાનગીમાં ગણિતશાસ્ત્રની શોધખોળના કામમાં જાતે જ કોઇના દિશાસૂચન વગર મથન કર્યા કર્યું.

નિર્ધનતાના જે કઠણ દહાડા તેણે ગાળ્યા છે તે તો તેનું જ મન જાણતું. પણ આટલા કષ્ટ છતાં તેનો ઉમદા સ્વભાવ અને ખંતીલી વૃત્તિ દબાયાં નહિ. દૂરના એક ગામમાં તેણે હંગામી નોકરી લીધી. નસીબ સંજોગે આ વખતે તે એવા માણસના સંસર્ગમાં આવ્યો કે જેને લીધે ગણિતશાસ્ત્રની શોધમાં જ પોતાનું સમગ્ર-જીવન ગાળવાની તેની તીવ્ર એષણા અંતે બર આવી.

દી. બ. રામચંદ્રરાવ આ વિષયમાં લખે છે: "મારે એક ભત્રીજો હતો, તેને ગણિતની બહુ ગમ પડતી નહિ. કેટલાંક વર્ષ અગાઉ તે મારી પાસે આવ્યો ને કહ્યું 'કાકા, એક માણસ મારે ત્યાં આવ્યો છે. તે ગણિતની જ વાતો કર્યા કરે છે; પણ હું તેમાં કંઇ સમજતો નથી. તેની વાતમા કંઇ માલ છે કે કેમ તે જરા તમે જોઇ લેશો?' હું કેમ જાણે કંઇક ભારે ઉપકાર કરતો હોઉં ને જાણે મહાન ગણિતશાસ્ત્રી હોઉં તેમ મેં પેલા માણસને મારી પાસે લઈ આવવા ભત્રીજાને ફરમાવ્યું. એક ઠીંગણો, બેડોળ, હજામત વધી ગએલા ચહેરા-વાળો યુવક મારી સામે આવી હાજર થયો. તેની આંખમાં કંઇક અદ્‌ભુત તેજ ચમકતું મેં ભાળ્યું. તેની બગલમાં એક ફાટેલી નોટબુક હતી. તે સાવ નિર્ધન ચીંથરેહાલ લાગતો હતો. પોતાનો અભ્યાસ આગળ વધારવાની લગનીમાં તે કુંભકોણમથી મદ્રાસ નાસી આવ્યો હતો. તેને નહોતી માનપાનની ઇચ્છા કે નહોતી લક્ષ્મીની. માત્ર કોઈ રોટલા આપે તો શાંતિથી પડ્યો પડ્યો પોતાનું ગણિતનું કામ કર્યા કરે એટલી જ રાહત તેને જોઇતી હતી.

તેણે પોતાની નોટબુક ઉઘાડી અને પોતે કરેલાં કેટલીક ગણિતની શોધનાં પરિણામ મને સમજાવવા લાગ્યો. મેં જોઇ લીધું કે તેની નોટબુકમાં કોઇ સામાન્ય વસ્તુ નહોતી ચીતરી મારેલી, પણ તેમાં કંઇક અપૂર્વતા હતી. પણ મારી પાસે તે જે વાત કરતો હતો તે ગાંડાં ગદોડતો હતો કે કંઈ સાચું કહેતો હતો તે નક્કી કરવા પૂરતું પણ મારૂં જ્ઞાન નહોતું. તેથી તરત તો કંઇ યે નિર્ણય ન આપતાં અમુક દહાડે ફરી આવજો એમ કહી મેં તેને વિદાય કર્યો. તે તો મુકરર વખતે ફરીથી મારી પાસે આવી ખડો થયો. આ વેળા મારૂં અજ્ઞાન તે કળી ગયો, અને તેથી અઘરી વાતો બાજુએ મૂકી પોતે દોરેલા કેટલાક સાદા સિદ્ધાંતોનાં પરિણામ મને બતાવ્યાં. ચાલુ ગણિતશાસ્ત્રનાં પુસ્તકોમાં તે નહોતાં એટલા પૂરતો તે આગળ વધેલો જ હતો. એ જોઇને મને ચોક્કસ ખાત્રી થઇ કે એ માણસ અદ્‌ભુત જ છે. પછી ક્રમશઃ તેણે 'ઇલિપ્ટિક ઇન્ટીગ્રલ્સ' તથા 'હાયપર-જ્યૉમેટ્રિક' શ્રેણી મને સમજાવી અને છેવટે પોતાના હજુ અપ્રસિદ્ધ રહેલા સિદ્ધાંતો સમજાવી તેણે મને વશ કરી લીધો. હવે મેં શ્રદ્ધા-પૂર્વક પૂછ્યું 'તમારે શું જોઇએ?' તેણે કહ્યું માત્ર મારો અભ્યાસ ચાલુ રહે તે સારૂ મારો નિભાવ થાય એવી નાનકડી રકમની મને ગોઠવણ કરી આપો.'

આ વેળા દી. બ. રામચંદ્રરાવ નેલોરમાં હતા. ત્યાંથી તેમણે શ્રી રામાનુજનને મદ્રાસ મોકલ્યા. સર ફ્રાન્સિસ સ્પ્રિંગ એ વેળા મદ્રાસ પૉર્ટ ટ્રસ્ટના પ્રમુખ હતા. તેમના પર ભલામણપત્ર આપી તેને ત્યાં નોકરીમાં લેવા વિનંતિ કરી. તેણે ત્યાં જઇને સર ફ્રાન્સિસને મળી પોતાનું કામ બતાવ્યું. સર ફ્રાન્સિસને થયું કે આવા અજબ પ્રતિભાશાળી માણસની શક્તિ કારકુનીમાં ન વેડફાઈ જવી જોઇએ. એવામાં સદ્‌ભાગ્યે એ જ વેળા સીમલાના હવામાન ખાતાના હિંદના વડા અમલદાર, જેઓ અગાઉ કૅમ્બ્રિજની ટ્રિનિટી કૉલેજના સભ્ય હતા તે ડૉ. જી. ટી. વૉકર, મદ્રાસ આવેલા હતા. તેમની પાસે સર ફ્રાન્સિસ રામાનુજનનું ગણિતશાસ્ત્રનું થોડુંક કામ લઇ ગયા ને બતાવ્યું. ડૉ. વૉકર તો એ

'વાંચીને મોંમાં આંગળાં જ ઘાલી ગયા! તાબડતોબ તેમણે એક પત્ર મદ્રાસ વિદ્યાપીઠના મહામાત્ર પર (૧૯૧૩ના ફેબ્રુઆરીની ર૬મી તારીખે) લખ્યો કે 'હું આપને શ્રી એસ. રામાનુજન પ્રત્યે લક્ષ આપવા વિનંતિ કરું છું. હાલ તે મદ્રાસ પૉર્ટ ટ્રસ્ટના હિસાબી ખાતામાં એક કારકુન છે. મેં પોતે તેને જોયો નથી, પણ સર ફ્રાન્સિસ તેનું કરેલું જે કેટલુંક કામ મારી પાસે ગઈ કાલે જ લાવ્યા હતા તે જોઈને મારી તો ખાત્રી થઈ છે કે કૅમ્બ્રિજની ટ્રિનિટી કૉલેજના ગણિતશાસ્ત્રના સભ્યના નવીન મૂળ કામ સાથે સરખાવતાં એ કયાં યે ચડી જાય તેવું છે. મને તો દીવા જેવું ભાસે છે કે શ્રી રામાનુજન ગણિતશાસ્ત્રની શોધખોળમાં થોડાં વર્ષ ગાળે તો અદ્દભુત કાર્ય કરી બતાવે, ને તે સારુ તેને ખાવાપીવાની કોઈ ચિંતા ન રહે તેવી વ્યવસ્થા વિદ્યાપીઠે કરી આપવી જોઈએ.'

આ પછી વિદ્યાપીઠે તેમને માસિક ૭૫ રૂપિયાની શિષ્યવૃત્તિ કરી આપી, એટલે પોતાના નિર્વાહની ચિંતામાંથી તો તેમને મુક્તિ મળી. હવે તો નિરાંતે તે બધો સમય પોતાના એ પ્રિય વિષય પાછળ જ ગાળતા. આ વખતે શ્રી શેષુ આય્યર તથા બીજાઓએ કૅમ્બ્રિજ ટ્રિનિટી કૉલેજના સભ્ય મિ. જી. એમ. હાર્ડી સાથે પત્રવ્યવહાર કરવાની રામાનુજનને સલાહ આપી. તે મુજબ ૧૯૧૩ના જાન્યુઆરીની ૧૬મીએ રામાનુજને મિ. હાર્ડીને નીચે મુજબનો પત્ર લખ્યો.

'હું વિદ્યાપીઠની કેળવણીથી વંચિત છું. માત્ર સામાન્ય નિશાળમાં ભણ્યો છું. નિશાળ છોડ્યા પછી મારો બચત વખત ગણિતશાસ્ત્રના અભ્યાસમાં ગાળું છું. 'ડાઇવર્જન્ટ' શ્રેણીની ખાસ શોધ મેં કરી છે. હમણાં જ 'ઑર્ડર્સ ઑફ ઇન્ફિનિટી'નું આપનું પુસ્તક મેં વાંચ્યું. તેમાં આપે ૩૬મા પાના પર લખ્યું છે કે 'કોઈ આપેલી સંખ્યા કરતાં સહેજ ઓછામાં ઓછી સંખ્યા કઈ તે હજુ શોધી શકાયું નથી.' મેં એ શોધી કાઢ્યું છે કે જે વડે આ પ્રકારની જોઈતી સંખ્યા લગભગ મળે છે. આ સાથે મોકલેલ નિબંધો આપ વાંચી જશો. હું તો સાવ નિર્ધન છું એટલે જગત આગળ પ્રકટ કરી શકું તેમ નથી. ખાત્રી થાય કે તે અગત્યના છે તો મારા એ સિદ્ધાંતો આપ પ્રસિદ્ધ કરજો.'

રામાનુજન અંગ્રેજીમાં એટલા નબળા હતા કે મિ. હાર્ડીને શંકા છે કે આ કાગળ તેણે પોતે નહિ લખ્યો હોય. અને વાત પણ સાચી કે તેના મદ્રાસના બે પ્રખ્યાત મિત્રોએ તેને એ લખવામાં મદદ કરી હતી. પણ મિ. હાર્ડી પર મોકલેલા નિબંધો તો તેના જ લખેલા હતા. તેમાં ગણિતના એક સો કરતાં પણ વધુ સિદ્ધાંતો લખ્યા હતા, ને એ કૅમ્બ્રિજના ભલભલા ગણિતશાસ્ત્રીઓની પણ કસોટી



## વીરાંગના

[રાસ]

મ્હોર્યું મ્હોર્યું વજ્જરનું બીજ,
કે નીર પી પ્રલયનાં રે:
આવા ચીરી ઉજળતી વીજ,
કે મ્હોરી રાજ! વીરાંગના રે.

ચણીએ ને ચુંદડીએ ચૂવે તેજતારલા,
ભભૂકે દિલ દેશના હુતાશ:
કે રાજવણ વીરાંગના રે.

બખ્તરિયું અંગ, છટા મર્દોની જંગની,
લોચન લખ સૂર્યના પ્રકાશ:
કે ઘૂમે રણ વીરાંગના રે.

રહ રમે રોમરોમ ખેલે રણચંડિકા,
કંઠ ઝૂલે મૃત્યુંજય માળ:
કે મ્હોચરી વીરાંગના રે.

ક્રાન્તિનો કોડ સજ્યો મુક્તિનો મ્હોર શિર,
ઘૂઘવતો ધોળી પીએ કાળ:
કે ગુર્જરી વીરાંગના રે.

મ્હોર્યું મ્હોર્યું વજ્જરનું બીજ,
કે ગુર્જરી વીરાંગના રે.

**કેશવ હ. શેઠ**

[લેખકના નવા બહાર પડેલા પુસ્તક 'કેસરિયાં'માંથી]

કરે તેવા હતા. રામાનુજને બધા કોયડાનો કરેલો ઉકેલ વાંચીને તો મિ. હાર્ડી દંગ થઇ ગયા. એમણે રામાનુજનને જવાબ લખીને પોતાની ઊંડી સહાનુભૂતિ તથા ઉત્તેજન પાઠવ્યાં. રામાનુજને ફરી બીજો પત્ર ૧૯૧૩ના ફેબ્રુઆરીની ૨૭મી તારીખે લખ્યો કે 'આપ મારા કામ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવો છો તે જોઇ હું આપને મારા મિત્ર ગણું છું. આજથી મને પ્રગતિ કરવાનું પ્રોત્સાહન મળે છે. મારૂં મગજ કામ કરે તે ખાતર મારે શરીર ટકાવી રાખવું જોઇએ; તે ટકાવવા મને રોટલા જોઇએ, અને તે જ આજે મારા જીવનનો મારો પહેલો પ્રશ્ન છે. આપનો સહાનુભૂતિ ભરેલો કાગળ મને હવે અહીં શિષ્યવૃત્તિ મેળવવામાં સહાયભૂત થશે.'

આ દરમ્યાન મિ. હાર્ડી લંડનના સત્તાવાળાઓ સાથે તથા મદ્રાસની વિદ્યાર્થી–સલાહકાર–સમિતિ સાથે, શ્રી રામાનુજનને કેમ્બ્રિજની કેળવણીનો લાભ પ્રાપ્ત કરાવી આપવા પત્રવ્યવહાર ચલાવતા જ હતા. પણ રામાનુજન પોતે જ્ઞાતિ બહાર મુકાઇ જવાના ભયથી વિલાયત જવા રાજી નહોતા. મિ. હાર્ડી આથી ખૂબ નાસિપાસ થયા, કેમકે તેમને લાગતું હતું કે રામાનુજનને આધુનિક કેળવણીના સંસ્કાર મળવાની તથા પોતે કયાં સુધી આગળ વધેલા છે ને કયાં સુધી શોધ થઇ છે તે સમજવાની જરૂર છે, જેથી ગણિતના જ્ઞાનની પ્રગતિમાં તે પોતાનો યોગ્ય ફાળો બરાબર આપી શકે.

દરમ્યાન આ બાજુ કારકુનીમાંથી વિશ્રામ મળ્યાથી અને હવે તો ૧૯૧૩ના મેની ૧લી તારીખથી રોટલા કમાવાની ફીકર મટવાથી રામાનુજન પોતાનો બધો વખત ગણિતશાસ્ત્રની શોધખોળમાં ગાળવા લાગ્યા. શિષ્યવૃત્તિની શરત મુજબ વિદ્યાપીઠની અભ્યાસ–સમિતિને એમણે ત્રિમાસિક નોંધ મોકલવાની હતી.

૧૯૧૪ના માર્ચમાં કેમ્બ્રિજ ટ્રિનિટી કૉલેજના સભ્ય મિ. ઇ. એચ. નેવિલ, એમ. એ. એ હિંદમાં આવી મદ્રાસમાં પોતાની વ્યાખ્યાનમાળા ગોઠવી. મિ. નેવિલને કેમ્બ્રિજથી મિ. હાર્ડીએ શ્રી રામાનુજનને મળવા માટે ભલામણ કરી હતી, એટલું જ નહિ પણ તેને કેમ્બ્રિજ તેડી લાવવા સારૂ ખૂબ સમજાવવાનો આગ્રહ પણ કર્યો હતો. મિ. નેવિલની મહેનતથી રામાનુજનને સમજાયું કે પોતાનો અભ્યાસ નિયમિત અને પદ્ધતિસર બનાવવા તેને કેમ્બ્રિજની કેળવણીની પૂરી જરૂર છે. તેણે જવા હા પાડી, એટલે નેવિલે મદ્રાસ વિદ્યાપીઠને આગ્રહભરી ભલામણનો પત્ર લખી જણાવ્યું કે રામાનુજનની બુદ્ધિ એટલી બધી પ્રખર છે કે ગણિતશાસ્ત્રમાં તે આ જમાનામાં અજબ કામ કરી જશે. એને માત્ર આધુનિક પદ્ધતિની જરૂરિયાતની કેળવણીની તથા ગણિતશાસ્ત્રનું વિજ્ઞાન અત્યારે કયાં લગી પહોંચ્યું છે તે જાણનારા વિદ્વાનોના સંસર્ગની અગત્ય છે. આગળ જતાં એ ગણિતના વિષયમાં દુનિયાભરમાં અત્યંત મહાન વિદ્વાન લેખાશે. આટલી પ્રતિભાવાળા આ ખૂણામાં સડતા માણસને આટલી કીર્તિ સંપાદન કરાવી આપનાર વિદ્યાપીઠ પોતે પણ કીર્તિ સંપાદન કરશે. માટે તેને જોઇતી જે કંઇ સહાય મદ્રાસ શહેર તથા વિદ્યાપીઠ આપશે તે સાર્થક જ છે.'

મદ્રાસ વિદ્યાપીઠે આ ભલામણ સ્વીકારી અને રામાનુજનને ઇંગ્લંડમાં અભ્યાસ કરવા સારૂ વાર્ષિક અઢીસો ગિનીની શિષ્યવૃત્તિ બે વર્ષ માટે મળી. ૧૯૧૪ના માર્ચની ૧૭મી તારીખે રામાનુજન ઇંગ્લંડ પહોંચ્યા અને કેમ્બ્રિજ યુનિવર્સિટી કૉલેજમાં દાખલ થયા. મિ. હાર્ડી તથા લિટલવુડના દિશાસૂચન મુજબ તેમણે ત્યાં ઝપાટાબંધ પ્રગતિ કરવા માંડી.

પણ દૈવયોગે એટલામાં ૧૯૧૪ના ઑગસ્ટમાં મહાન જર્મન વિગ્રહ જાગ્યો. ૧૯૧૫ના નવેમ્બરની ૧૧મીએ મિ. હાર્ડીએ મદ્રાસ વિદ્યાપીઠના મહામાત્રને પત્ર લખ્યો કે 'વિગ્રહ જાગવાથી શ્રી. રામાનુજન મુશ્કેલીમાં આવી પડ્યા'છે. મારી જોડે મિ. લિટલવુડ તેને ભણાવતા હતા, તેને અહીંથી યુદ્ધમાં સૈનિક તરીકે જવું પડ્યું છે; અને આવા ફળદ્રુપ ભેજાના શિષ્ય માટે એક શિક્ષક પૂરતો નથી. તેનામાં અજબ પ્રકારની શક્તિ છે તેમાં તો મુદ્દલે શંકા નથી. મારી માન્યતા પ્રમાણે તે કેટલીક રીતે ઉત્તમ ગણિતશાસ્ત્રી છે.'

એક બાજુ રામાનુજનનો આમ અભ્યાસ અટક્યો ને બીજી તરફ ઇંગ્લંડનાં હવાપાણી તેને માફક ન આવ્યાં. ત્યાં એ બહુ વિચિત્ર ખોરાક લેતા તેથી શરીર બગડ્યું; અને એમને ક્ષય રોગ લાગુ પડ્યો. સારામાં સારી માવજત થાય તેવા દવાખાનામાં તેમને રાખ્યા. યુદ્ધના દિવસો હતા, એટલે દરિયાઇ મનવારો અને સબ-

સબમરિનોના ભયે દરિયાની મુસાફરી સલામત નહોતી. એટલે ૧૯૧૮ની વસંતઋતુ બેઠી ત્યાં સુધી રામાનુજને ઇંગ્લંડનાં વિવિધ સેનેટોરિયમમાં જ ગાળ્યા. ધીમેધીમે તબિયતમાં પણ કંઇક સુધારો થતો લાગ્યો.

આ દરમ્યાન શ્રી રામાનુજનની ગણિતશાસ્ત્રની અજબ શોધોથી વૈજ્ઞાનિક દુનિયા ચકિત થઇ હતી. ૩૧ વર્ષની ઉમરે—૧૯૧૮ના ફેબ્રુઆરીની ૨૮મી તારીખે—રૉયલ સોસાયટીના ફેલો તરીકે તેમની ચૂંટણી થઇ, જે માન આટલી વયના હિંદીને એ પહેલું જ આપવામાં આવ્યું હતું. આથી ઉત્તેજિત થઇ ખરાબ તબિયત છતાં પણ એમણે કામ ચાલુ રાખ્યું; અને કહેવાય છે કે આ વખતે તો એમણે કેટલાક ઊંચામાં ઊંચા સિદ્ધાંતોની શોધ કરી. એ જ વર્ષના ઑકટોબરની ૧૩ તારીખે તે કૅમ્બ્રિજની ટ્રિનિટી કૉલેજના ફેલો તરીકે ચૂંટાયા અને વાર્ષિક ૨૫૦ ગિનીનું વેતન તેમને મળવા લાગ્યું, જેના બદલામાં કોઇ ખાસ કામ કરવાની કે એવી કશી શરત નહોતી. આ બાબતની મદ્રાસ વિદ્યાપીઠના મહામાત્રને ખબર આપતાં મિ. હાર્ડી લખે છે 'હિંદે કદી નહિ જોયો હોય તેવો વૈજ્ઞાનિક પ્રતિભાવાળો તથા ગણિતશાસ્ત્રમાં આટલી અતુલ કીર્તિ સંપાદન કરેલો આ માણસ હિંદમાં પાછો આવશે ત્યારે, મને ખાત્રી છે કે હિંદ તેનો જરૂર યોગ્ય સત્કાર કરશે.'

૧૯૧૯ના માર્ચની ૨૭મી તારીખે શ્રી રામાનુજન ઇંગ્લંડથી ઊપડી મુંબાઇ પહોંચ્યા. આ વખતે એમની તબિયત પૂરી લથડી ગઇ હતી. એમની ઉત્તમમાં ઉત્તમ સારવાર કરવાની ગોઠવણ કરવામાં આવી, પણ બધું નિષ્ફળ ગયું અને મદ્રાસમાં ચેતપુરમાં ૧૯૨૦ના એપ્રિલની ૨૬મી તારીખે તેમનો દેહાંત થયો.

શ્રી રામાનુજને ગણિતમાં કરેલી શોધોનું વર્ણન આપવું બહુ મુશ્કેલ છે. તેમણે કરેલી શોધમાં ઘણા પ્રકારની ગણિતની કૂંચીઓ છે. માત્ર પ્રેરણાના બળે જ તે આટલી ટોચે પહોંચ્યા હતા. સિદ્ધાંત સાબિત કરવાની તેમની રીતો કંઇક જૂનવાણી દબની હતી અને તેમનું જ્ઞાન પણ કંઇક ઓર જ પ્રકારનું હતું. જે કોયડા કોઈ ન ઉકેલી શકે તેવા અનેક કોયડા અલ્પકાળમાં સહેલી રીતે તે ઉકેલી શકતા ને જવાબ કહી આપતા. તેમાં દલીલ જેવું થોડું હોય, ઘણુંખરું તો પ્રેરણા રૂપે જ હોય, જે સમજાવવા તે અશક્ત હતા. પણ કૅમ્બ્રિજના વિદ્યાભ્યાસ પછી તેમની આ ખામીઓમાં સુધારો થયો અને મિ. હાર્ડીના સહવાસથી બેએક વર્ષમાં તો તેમનું જ્ઞાન યથાસ્થિત બન્યું. જેથી તેમના નિબંધ સાચા ફળદાયી બનતા ગયા. મિ. હાર્ડી કહે છે, 'કેટલીક બીજગણિતની કૂંચીઓમાં તથા અન્ય ગણિતના સિદ્ધાંતોમાં તેની નજર એટલી ઊંડી પહોંચતી કે સૌ સાનંદાશ્ચર્ય પામતા. ખરેખર આ દેશમાં તો તેના જેવો માણસ અમે કદી જોયો નથી. હું પોતે તો તેને યૂલર, જૅકબી કે ન્યૂટન જોડે જ સરખાવું. આંકડાના દાખલા લઇ તેણે જે કોયડા ઉકેલ્યા છે તેવું કામ હાલના ઘણા થોડા ગણિતશાસ્ત્રીઓ કરે છે. તેની યાદદાસ્ત, ધીરજ, આંકડા ગણવાની શક્તિ ને તે ઉપરાંત સામાન્ય સિદ્ધાંત બાંધવાની બુદ્ધિ ચકિત કરી નાખે તેવી હતી. પોતાના જ ક્ષેત્રમાં ઊભવાની તેની નેમ એવી અપૂર્વ હતી કે હજુ લગી તેનો કોઇ હરીફ મેં તો જોયો નથી.'

ગણિતશાસ્ત્રના અધ્યાપકો રામાનુજનના નિબંધો વાંચી મોંમાં આંગળાં નાખી ગયા છે. સાવ મૂળભૂત નવીન જ સિદ્ધાંતો તેણે પ્રતિપાદિત કર્યા છે. મિ. હાર્ડી લખે છે કે 'એવું કહેવાય છે કે આધુનિક પૃથક્કરણના પાયા નંખાયા તે સમયે જેવી મૂળભૂત નવીન જ સુદૃઢ શોધ થતી તેવી કોઇ શોધ કરવાનું હાલ ઘણું દુષ્કર છે. રામાનુજનના કામની ભવિષ્યમાં શી અસર થશે તથા તેની કેટલી ઉપયોગિતા છે તે બાબતમાં કદાચ મતભેદ હશે, પણ તેમાં જે અદ્ભુતતા તથા ન તોડાય તેવાં મૂળભૂત સત્ય છે તેની તો કોઇ ના પાડી શકે તેમ નથી જ.'

જેનેજેને રામાનુજનના નિકટ પરિચયમાં આવવાનો પ્રસંગ મળ્યો છે તે સૌ કહે છે કે તે જરા યે અભિમાની કે ડોળઘાલુ નહોતા. રૉયલ સોસાયટીના ફેલો તથા કૅમ્બ્રિજની કૉલેજના ફેલો તરીકે શ્રી રામાનુજનની ચૂંટણી થયા પછી ૧૯૧૮ના નવેમ્બરની ૨૬મી તારીખના એક કાગળમાં મિ. હાર્ડી લખે છે 'આ બધું માન મળ્યા પછી પણ તેની સ્વાભાવિક સાદાઇમાં જરા યે ફેરફાર થયો નથી. પોતે મહાન વિજય પ્રાપ્ત કર્યો છે તેનું તેને ભાન કરાવવાની અગત્ય તો જરૂર લાગે છે!'

[અનુસંધાન આગળ પાન ૩૦૩મે છે]

# સ્મ ર ણ યા ત્રા

## ૬][નાગરવેલની વાડી

સાવનૂરમાં અમે દોઢેક મહિનો રહ્યા હોઇશું. એક દિવસ સવારે વહેલો ઊઠીને હું પિતાશ્રી સાથે ફરવા ગયો. ક્યાં જવાનું છે એનો મને જરા યે ખ્યાલ ન હતો. અમે ખૂબ ચાલ્યા. પછી રસ્તો ખેતરોમાંથી ચાલ્યો, અને એકાએક અમે એક સુંદર બગીચામાં દાખલ થયા. જ્યાં જુઓ ત્યાં લીંબુનાં ઝાડ. બધાં ઝાડનાં પાન લીલા હોય છે, પણ લીંબોઈનાં પાનના રંગની ખુમારી કંઇક ઓર જ હોય છે. સોના પાસે એકલો વર્ણ જ હોય છે, જ્યારે આ પાનમાં વર્ણ સાથે ખુશબો હોય છે. અને લીંબુ પણ કેવડાં મોટાં! નાનપણમા તો મેં ગોળ લીંબુ જ જોએલાં. અહીંનાં બધાં લીંબુ લંબગોળ. મેં પિતાશ્રીને કહ્યું, 'જુઓ તો પેલું લીંબુ; કેવડું મોટું અને સોનેરી લીલું!' બીજી જ ક્ષણે એ લીંબુ મારા હાથમાં આવી પડ્યું. વિવેકને ખાતર મેં કહ્યું કે 'તમારા લોકોની મહેનતનું ફળ હું મફત કેમ લઉં!' સાથેના એક માણસે કહ્યું, 'આ વાડી સરકારી છે.' બસ, મારી દાનત બગડી. પછી તો જેટલાં સારાં ફળ દેખાય તે તોડી જ લઉં.

પાસે જ ખેતરમાં દૂધીનો વેલો હતો. વેલાનો માંડવો સારી પેઠે ઊંચો હતો, અને એમાં ત્રણ દૂધી ઉપરથી જમીન સુધી લટકતી હતી. એવી મોટી દૂધી ત્યાર પછી મેં જોઇ નથી. મેં કહ્યું, 'આમાથી એક અમારે ત્યાં મોકલો. મારી બાને એ બતાવવી છે.' માળી મશ્કરો હતો. એણે કહ્યું, 'તમારે હાથે જ એ તોડી લોને.' એણે મારા હાથમા દાતરડું આપ્યું. હું મારા પગની આંગળીઓ પર ઊભો થયો. ડાબે હાથે દૂધીનો ટેકો લીધો. પણ દાતરડું ડીંટાને પહોંચે જ શાનું? બધા હસવા લાગ્યા. અમે થોડાક આગળ ગયા ત્યાં નાળિયેરીનાં ઝાડ હતાં. એના પરથી કેટલાંક કાચાં નાળિયેર ઊતરાવીને અમે એનું દૂધ પીધું. અને અંદરથી પાતળું માખણ જેવું કોપરું પણ ખાધું.

એક કલાક કરતાં પણ વધારે ફર્યાં હઇશું. બધે જ લીલીછમ લીલોતરી. જેમજેમ તડકો વધે તેમતેમ છાયાની મીઠી ટાઢક વધારે આનંદ દે. હું આનંદમાં ફરતો હતો, એવામાં ખૂબ લાંબે સુધી પથરાએલી માંડવા જેવી એક ઝૂંપડી મેં જોઇ. મેં પૂછ્યું, 'આવી વિચિત્ર અને ઠીંગણી ઝૂંપડી શા માટે બાંધતા હશે? આમાં તો ઢોર પણ સુખેથી રહી ન શકે.' પિતાશ્રીએ કહ્યું, 'બાબા, એ ઝૂંપડી ન હોય. આને નાગરવેલ કહે છે. અંદર જઇને જો એટલે ખાવાનાં કુમળાં પાન દેખાશે. આ પાન તડકો ખમી નથી શકતાં એટલા માટે આવો માંડવો બાંધવો પડે છે.'

હું અંદર જવાને અધીરો થયો. પણ અંદર જવાનું બારણું દેખાય જ નહિ. ખૂબ આગળ ગયા પછી આખરે બારણું આવ્યું, વાછરડાની જેમ હું અંદર ઘૂસ્યો. 'ઓ - હો - હો! કેવું મજાનું દૃશ્ય! લાંબીલાંબી થાંભલાની હાર; અને દરેક થાંભલાને, બાળક પિતાને બાઝી પડે તેમ વીંટળાએલી નાગરવેલો. અને એનાં ફીકાં લીલાં કુમળાં અણીદાર પાંદડાં! આટલું મનોહર દૃશ્ય કલ્પનામાં પણ આવેલું નહોતું. થાંભલાની હારો વચ્ચે હું ખૂબ દોડ્યો. મને થયું કે પરીઓની રાણીનો આ મહેલ છે. એકાદ પાંદડું તોડી લઉં કે 'બટ્' જેવો અવાજ થાય. પિતાશ્રીએ મને બૂમ ન પાડી હોત તો મારી મેળે હું બહાર જવાનો જ નહોતો. સાથેના લોકો કહે, 'એટલામાં શું ધરાયા, આપાસાહેબ? આગળ આથી યે સરસ મજા જોવાની મળશે.' મેં મનમાં કહ્યું, 'આથી સરસ કશું હોઇ જ ન શકે. મને બહાર કાઢવા અમસ્તા લલચાવે છે.'

પણ મારી ધારણા ખોટી પડી. આગળ એક તરફ પપૈયાંનાં ઝાડ, બીજી તરફ ફોફળ (સોપારી)નાં ઝાડ, અને દરેક ઝાડની આસપાસ નાગરવેલ વીંટળાએલી! સોપારીનાં ઝાડ બહુ પાસેપાસે વાવેલાં હોય તો યે નુકસાન નથી હોતું, અને પાસેપાસે આવવાથી એની છાયા ગીચ બારીઆ જેવી પડે છે. અહીંની નાગરવેલ પેલી માંડવાવાળી નાગરવેલ જેટલી કુમળી ન હતી. પાંદડાં જરા મોટાં, પહોળાં અને કાળાશપડતાં હતાં. કોકે મને કહ્યું, 'આ નાગરવેલને શિરસી પાન કહે છે. આ પાન બહુ તીખાં હોય છે. જે

લોકો તમાકુ ખાય છે તે જ આવાં પાન પસંદ કરે છે.' આ ઝાડો વચ્ચે દોડવું સહેલું ન હતું, કેમકે ઝાડો વચ્ચેથી કોસનું પાણી દોડતું હતું.

મને કુતૂહલ થયું કે ઝાડ પર સોપારી પાકે ત્યારે કઇ રીતે ઉતારતા હશે? માળીએ કહ્યું, 'હમણાં જ તમને બતાવું.' પણ હવે કુતૂહલને બદલે મારા મનમાં બીક પેઠી. મને થયું કે આ માળી એના પગ વચ્ચે નાગરવેલને ચગદીને ઉપર ચઢી જશે. પણ ના. બગીચાને એક છેડે એક વિધુર જેવું સોપારીનું ઝાડ હતું. એના પર એ ચઢી ગયો. ટોચે પહોંચ્યો એટલે વાંદરાની જેમ આખું ઝાડ હલાવવા લાગ્યો. સોપારીનું પાતળું ઝાડ મોટામોટા ઝોલા ખાવા લાગ્યું. માળીએ એક ઝોલા સાથે ઝટ દઇને પાસેનું ઝાડ પકડી પાડ્યું અને એને બાઝ્યો. પહેલું ઝાડ હાશ કરીને પાછું ફર્યું. હવે હું સમજી ગયો. એ વાંદરો આ જ રીતે એક ઝાડ પરથી બીજા ઝાડે વળગવાનો અને ગરાસિયાના હુક્કાની પેઠે ઝાડનો આખો દાયરો ફરી વળવાનો. માળીએ લટકતાં લટકતાં એક હાર પૂરી કરી અને સામી બાજુના નાગા ઝાડ પરથી હેઠે ઊતર્યો.

## ૭][હકીમ સાહેબ

વાડીમાંથી ઘેર આવતાં ખૂબ તડકો થયો. જેમતેમ નહાઇને ખાધું. બપોરે ઘેર આણેલાં નાળિયેર પર ફરી ઝપાટો માર્યો, અને આખો દિવસ નાગરવેલની જ વાતો કરી. પણ બીજે જ દિવસે મને સખત તાવ આવ્યો. સૌને ચિંતા પેઠી. સાવનૂરમાં કોઇ ભારે ડાક્ટર હતો કે નહિ એની મને ખબર નથી, પણ કારભારીએ ભલામણ કરીને એક પ્રખ્યાત હકીમ મારે માટે મોકલી દીધા. એ હકીમની મૂર્તિ આજેય દૃષ્ટિ આગળ તાજી છે. એમના કદાવર શરીરને એમનો લાંબો અંગરખો અને ફરફરતી દાઢી બહુ જ શોભતાં. હકીમ સાહેબ પ્રતિષ્ઠિત છતાં પ્રસન્ન દેખાતા. એ અંદર આવ્યા કે સીધા મારી પથારી પર આવીને બેઠા. એમણે નાડી તપાસી, કેટલીક હકીકતો પૂછી અને પછી આડીઅવળી વાતો શરૂ કરી. ભાઇસાહેબની જબાનમાં એવી મિઠાશ હતી કે એ કલાકેક બેઠા તોયે એમને ખબર ન પડી. પછી એમણે દવા આપવાનો વિચાર કર્યો. અંગરખાના લટકતા લાંબા ગજવામાંથી એક શીશી કાઢી. એ એક જ શીશીમાં અનેક જાતની ગોળીઓ હતી. શીશી કાઢી હથેળી પર ઢાળવી હકીમ સાહેબ એકએક ગોળી હાથમાં લઈ વિચાર કરવા લાગ્યા. બે આંગળીમાં ગોળી ફેરવતા જાય અને વિચાર કરે. આખરે નિર્ણય કરી એક ગોળી મારા હાથમાં આપી. પણ હું એ ખાઉં એ પહેલાં એમણે વિચાર ફેરવ્યો અને કહ્યું, 'રહો, આજે આ નહિ. કાલથી આ આપીશ; આજે બીજી આપું.' ફરી આંગળીમાં ગોળીઓ ફરવા લાગી. આખરે એક ગોળીનો નિર્ણય થયો અને તે હું ગળી ગયો. વિલાયતી વૈદક કરતાં આપણું દેશી વૈદક સારું. કરી પાળવાની હોય, પણ દવાઓ રુચિકર અને સ્વાદિષ્ટ હોય છે.

બીજે દહાડે એ જ વખતે હકીમ સાહેબ આવ્યા. હું તો એમની રાહ જ જોતો હતો. બારણામાં પેસે ત્યાંથી જ 'કી છોટે મહારાજ?' કરીને તબિયત પૂછે. પથ્યની સૂચનાઓ આપી દે ને ફરી વાતે ચડે. પિતાશ્રીને સભાષણ કરતાં શ્રવણભક્તિ વધુ પ્રિય હતી. હકીમ સાહેબની હિંદી ભાષા સાવ સહેલી. એમાં કાનડી કરતાં મરાઠી શબ્દો વધારે. એટલે મને એમની વાતોમાં બહુ રસ પડતો. કોક દિવસ કોઇ પ્રખ્યાત ડાકુની વાતો કરે, કોઇ વાર દેશદેશાંતરનો પોતાનો અનુભવ વર્ણવે.

એક દિવસ મેં એમને વાડીમાં જોએલી દૂધીની વાત કરી. હકીમ સાહેબ તરત જ બોલ્યા, 'અરે, એમાં તે તમે શું ભારે જોયું? મેં એક ઠેકાણે એવું જોએલું કે માળીએ દૂધીનો વેલો માંડવા પર ચઢાવવાને બદલે જમીન પર જઇ ફેલાવેલો. એમાં એક દૂધી જેમ વધવા લાગી તેમ એણે એની આગળ જમીનમાં ખીલી મારી. દૂધી સહેજ વાંક લઇને ડાબી બાજુ પર વધવા લાગી. એને સહેજ વધવા દઇને એણે ત્યાં ખીલી મારી; એટલે દૂધી ફરી જમણી બાજુ વળી. આમ દૂધી નાગમોડીના આકારમાં દસ હાથ લાંબી વધી. એ જોવાની મજા ઓર જ હતી.'

બિરબલ બાદશાહની વાતોનો તો હકીમ સાહેબની પાસે પાર જ ન મળે. બિરબલે લટકતા કોળાની આસપાસ એક નાનકડા મોઢાવાળું મોટું માટલું લટકતું રાખ્યું અને કોળાને માટલાની અંદર વધવા દીધું; માટલું પૂરેપૂરું ભરાયું ત્યારે ઉપરનું ડીંટું કાપી એ બાદશાહને ભેટ મોકલ્યું; એવી એવી કેટલી યે વાતો એમની પાસેથી સાંભળી. [અનુસંધાન પૃ ૩૦૨મે]



નરસિંહ મહેતાની ભજનમંડળી



કુંવરબાઇને નરસિંહ મહેતાનું આશ્વાસન

# શારદામંદિરના નાટ્યપ્રયોગો

ગુજરાતના મધ્યમ વર્ગની કન્યાઓને વિવિધ સંસ્કારયુક્ત કેળવણી આપનારી સંસ્થાઓમાં શારદામંદિર એક અનોખું સ્થાન મેળવી શક્યું છે. તેનાં પ્રત્યક્ષ પ્રમાણો અનેક પ્રસંગે મળી ચુક્યા છે. ચાલુ લડતમાં એ સંસ્થાની બાલિકાઓએ જુસ્સો, તાલીમ અને દેશભક્તિનાં સચોટ દૃષ્ટાંત આપ્યાં છે. આ સંસ્થામાં સ્વનિયમન અને સ્વાશ્રયના પાઠો મળે એવા હેતુથી અનેક પ્રયોગો કરવામાં આવે છે તે પૈકી ત્યાંના નાટ્યપ્રયોગો આગળ પડી આવે છે. એ જોનારને સહજ સ્પષ્ટ થાય કે વિદ્યાર્થીનાં વાચન, અભ્યાસ અને ચારિત્ર્યનું પ્રતિબિંબ, પ્રયોગોની યોજના અભિનય અને વ્યવસ્થામાં અચૂક રીતે વ્યક્ત થાય છે.

થોડા જ વખત પહેલાં તેમણે સંસ્થાના અગ્રભૂત મિત્રો અને વિદ્યાર્થીઓના વાલીઓ સમક્ષ એક નાનો મેળાવડો કરી જે નાટ્યપ્રયોગો કર્યા હતા તેના અહીં થોડા ચિત્રો આપ્યા છે. એ બધામાં કન્યાઓએ વીરતા, ગરીબી, વિનોદ વગેરે પ્રસંગોમાં ભાવોનું ઔચિત્ય અને અભિનયનું લાલિત્ય બતાવી તેમની કલાભાવના બહુ સુંદરરીતે રજુ કરી હતી નરસિંહ મહેતાનું મામેરું આખું યે પ્રેમાનંદની જ વાણીમાં પ્રસંગાનુસાર કડીઓ ચૂંટી લઇને વિવિધ પ્રવેશોમાં ભજવાયું ત્યારે અનેકને એ જ કડીઓમાં રહેલા માધુર્ય અને ભાવોનો પહેલી જ વાર સાક્ષાત પરિચય થયો હશે. કુંવરબાઇ અને મહેતાજીનો—પિતાપુત્રી—નો મેળાપ, ગરીબ પિતાની કંગાળ હાલત પર કુંવરબાઈનું રુદન વગેરે પ્રસંગોમાં લાગણીનો આવેગ પૂરેપૂરો જાગ્યો હતો. 'સોરઠી વીરાંગનાઓ'માંથી રજપૂતાણીની કથા નાટ્યરૂપમાં એવા સરસ અભિનયથી ઉતારાઇ હતી કે એના લેખકને નવી જ ઊર્મિઓ થાય. નવલિકા સંગ્રહમાંથી 'મીઠી હધરસ' ભજવનારાં પાત્રોએ વૃદ્ધાશ્રમની મધુર મૂંઝવણભર્યો સંવાદ તાદૃશ્ય છટામાં ઉતાર્યો હતો. ચંદ્રશંકર ભટ્ટના 'ચાર બાલ સંવાદો'માં કર્ણ અને પરશુરામનાં પાત્રોએ પૌરાણીક શિષ્ટાચાર અને જુસ્સો સુંદર રૂપે ઉતાર્યાં હતાં. કોઇ પણ કુમાર સંસ્થામાં પોતાના કામમાં આટલી એકરૂપતા ને તન્મયતા ભાગ્યે જ જોવામાં આવે છે. પ્રભુ જાણે આજે શક્તિ દ્વારા ભારતનો ઉદ્ધાર થવાનો હશે !

ર. મ. શ





'સોરઠી વીરાંગનાઓ'માંથી 'રજપૂતાણી'ના કથાનકનાં બે દૃશ્ય










































રાષ્ટ્રચેતનાના આ જાગૃતિકાળે 'કુમાર'ના વાચકોને અમે આ ઉપર તેમના માટે જ ખાસ તૈયાર કરેલી પચીસ ટિકિટો ભેટ આપીએ છીએ. આ સાલના સ્વાતંત્ર્ય-સંગ્રામને સ્મરણાંકિત કરતી ઉપરની પંદર ટિકિટો પર એ સંગ્રામના અને દેશના પ્રાણરૂપ યુગમૂર્તિ ગાંધીજીનું ચિત્ર છે. નીચેની દસ ટિકિટો, ગઈ પહેલી ઑગસ્ટે આવી ગએલી સ્વ. લોકમાન્ય તિલકની સંવત્સરીના પ્રસંગને અનુલક્ષીને તૈયાર કરી છે. 'કુમાર'ના વાચકો પત્રવ્યવહાર વખતે પત્રો ઉપર એ ટિકિટો ચોડે, અને વધારે જોઈએ તો એક પાના દીઠ એક પૈસાને હિસાબે પોસ્ટેજ સ્ટૅમ્પ મોકલી મંગાવી લે. (ટપાલ ખર્ચ જુદું ગણીને સાથે બીડવું).

## દરિયાનો દાનવ

અનુસંધાન પૃ. ૨૮૮થી

આવે વખતે વહાણની ઝડપ ઘણી વધી જાય છે, એટલે મારા વડા માલમ લોઇદમાનને મેં સુકાન પર મોકલ્યો.

બીજો કોઠો તો આમ વટાવી ગયા. પણ સૌથી ભયંકર ત્રીજો કોઠો હતો. એ વખતે અમારી પ્રખ્યાત સબમરીન ઉંબરલાન્દ એ તરફ હતી. કોઠો સાચવવાને ફરતી બધી મહારથી મનવારો એની પૂંઠે લાગી હતી, એટલે લાકડાં ભરીને જતા નિર્દોષ નૉર્વેજિયન વહાણ વિષે કોઇને ખાસ તકલિફ લેવાનું સૂઝ્યું જ નહિ. આ સિવાય હું ન જ બચી શકત એમ મને લાગે છે. આમ ત્રીજો કોઠો વટાવી, સ્કૉટલૅન્ડની ઉત્તરેથી અમે આટ્લાંટિકમાં પ્રવેશ કર્યો.

હવે અમે રોજ અમારી પરીક્ષા કરવા મંડ્યા. સવારના એક અફસર બ્રિટિશ બનીને આવે. અમને અટપટા સવાલો પૂછે. દરેક જણ ગોખી રાખેલા પાઠ પ્રમાણે જવાબ આપે અને પોતાનો પાઠ પાકો કરે. આ સ્થળે અમને સખત તોફાન નડ્યું. એ તોફાન એક રીતે અમને આશીર્વાદ રૂપ થયું, કારણકે ત્રીજા કોઠાની છેક છેલ્લી રાંગમાંથી અમે વિના પકડાયે બહાર પડ્યા તે એના જ ઓઠા હેઠળ. પણ તોફાન એવું તો સખત હતું કે કોઇ પણ બીજું વહાણ એમાં બહાર પડવાની હિંમત કરે એ ન બનવાજોગ હતું. પરંતુ અમારે તો બ્રિટિશની તોપથી બચવું હતું.

### ૫

ડિસેમ્બરની ૨૫મી આવી પહોંચી. સૌનાં હૈયાંમાં નાતાલની પ્રફુલ્લતા હતી. થોડા દિવસ એમ ગયા. આખરે એક ઘેરી સવારે ડોલ (Mast) પરની ખાટલી (Crow's Nest) પર ઊભેલા પહેરેદારે (Lookout –man) બૂમ મારીઃ 'સ્ટીમર હો. . ઓ. . ઓ. . . .!'

એકદમ હું સાવધાન થઈ ગયો. દૂર દેખાતા ધુમાડાના ધાબા તરફ દૂરબીન માંડી. થોડી વારે મારી ખાતરી થઈ કે ધાબું અકલિત ઝડપથી અમારા તરફ આવતું હતું. કોઇ પણ વેપારી સ્ટીમરમાં આવી ઝડપ સંભવિત નહતી. મેં એક પછી એક હુકમો આપવા માંડ્યાઃ 'ધામણ ઢીલ (Slack the Sails), હાંસ આરિયા (Lower the Halyards), મોરા ઢીલ (Slack the Jib), કાતરિયા, ટોંક આરિયા . . .'

આ બધો વખત મારી નજર તો દૂરબીનમાં જ હતી. ઓચિંતું વાદળ ખસ્યું અને સૂર્યના પ્રકાશમાં મારી નજર એ સ્ટીમર ઉપર થંભી ગઈ! એના ઉપર ઊડતા વાવટાઓમાં સ્પષ્ટ અને કડક હુકમ ફરફરતો હતોઃ 'ખડે રહો–નહિ તો તોપથી ઉડાડી મેલીશું!'

'ઘોસ ચિકાર (Hard Down)–સુકાન દાઉ કરો (Port the Helm), દાઉ ચિકાર (Hard a–port), લેલી આરિયા—આસ્તે (Drop the anchor slow), જડતી—હોશિયાર! (Stand by for Search).'

હવે દૂરબીનની જરૂર ન હતી. એક ફાંકડી અંગ્રેજ મનવાર અમારા તરફ કલાકના ત્રીસને આશરે નૉટ (દરિયાઇ માઇલ)ની ઝડપથી ધસી આવતી હતી. અમારી કસોટીનો વખત નજદીક હતો. ફરીથી અમે તુતક પલાળી નાખ્યો. ચારે તરફ જોઇ મેં ખાતરી કરી લીધી કે કોઇ પણ ચીજ મને ફસાવી ન દે. નીચે રાખેલાં બે મોટર એન્જિનના તેલની વાસ ચાડી ખાતી હતી. તરત જ બધે ઘાસલેટની બત્તીઓની વાટ ઊંચી ચડાવી દેવા કહ્યું. થોડી વારે ઘાસલેટના ધુમાડાથી બધી કૅબિનો ભરાઇ ગઇ; ક્રૂડ ઑઇલની વાસ ઘાસલેટની વાસમાં સમાઇ ગઈ!

નૉર્વેજિયન કૅપ્ટનો ઘણીવાર પોતાની પત્નીને સફરે લઈ જાય છે. મારી પણ પત્ની સાથે હોય તો મારો વેષ સંપૂર્ણ બને ખરો. શ્મિડ્ નામનો એક દેખાવડો છોકરો ઇજનેરી ખાતામાં હતો. તેને સ્ત્રીનો સુંદર વેષ પહેરાવ્યો, ને દાંત દુખતો હોય તેમ મોંએ પાટો બંધાવી કૅબિનમાં સુવાડી દીધો. વહાણ પર સ્ત્રીની હાજરી એ અમારી બિનલડાયક કારકીર્દિનો સાબૂત પુરાવો લેખાય.

બ્રિટિશ મનવાર પાસે આવી. અમારી ચોમેરનો દરિયો એના પંખાએ ધમધમાવી મૂક્યો. જડતી લેવા એનો અમલદાર અમારા તુતક પર આવ્યો ને જરાક સ્મિત કરી અમને નાતાલની મુબારકબાદી બક્ષી.

'નાતાલ મુબારક, સાહેબ.' મેં ભાંગીતૂટી અંગ્રેજીમાં કહ્યુંઃ 'પણ અમારી મુબારક સ્થિતિ પૂરેપૂરી જોવી હોય તો નીચે આવી જુઓ. અમારૂં વહાણ બચવા પામ્યું તેનું કારણ કેવળ ખુદાની મહેરબાની જ છે!' મેં એને મારી કૅબિન તરફ લઇ જતાં કહ્યું. એ આસપાસ તીણી નજર ફેરવ્યા કરતો હતો.

'તમને તોફાનની અસર ભારે થઇ છે ખરી. અમે તો ટાપુઓ પછવાડે જઇ ઊભા રહ્યા એટલે બચી

ગયા. વારુ, પણ મારે તમારાં કાગળિયાં જોવાનાં છે.' તેણે શંકાથી કહ્યું.

'હા સાહેબ, કાગળ મારી કૅબિનમાં જ છે. એ કાગળિયાંના હાલ જોશો ત્યારે જ તમને ખ્યાલ આવશે કે અમે કેવા તોફાનમાંથી પસાર થયા છીએ!'

કૅબિનમાં દાખલ થતાં જ બ્રિટિશ અમલદારે મારી સ્ત્રીને (!) જોઇ અને તેની કરડાકી ઓસરી ગઇ.

'માફ કરજો બાનુ' પણ મારે મારી ફરજ બજાવવી જોઇએ'—અને મારી લૉગબુકનાં પાનાં ચીવટથી ઊખેડી એ વાંચવા લાગ્યો.

'તમે કોપનહૅગનમાં સાડા ત્રણ અઠવાડિયાં કેમ પડી રહ્યા?'

હવે હું મુંઝાયો. શું કહેવું? પણ એટલામાં લોઇડમાનનો અવાજ સંભળાયો. માત્ર હાજરજવાબીથી જ જો લડાઇ જીતી શકાય તો લોઇડમાન એકલે હાથે જીતી આવે ખરો! 'સાહેબ, આપે નથી સાંભળ્યું શું?' તેણે ઠંડે કલેજે બ્રિટિશરને પૂછ્યું.

'શું સાંભળવાનું છે?' પેલો એકદમ સાવધાન બની ગયો.

'જર્મન જહાજ 'મોવે' આ બાજુ ફરે છે, અને અપક્ષપાતી વહાણોને પણ સતાવે છે?'

'મોવે આટલામાં નથી; અને એટલા ખાતર તમે કોપનહૅગનમાં પડી રહ્યા તેમાં તમે મજબૂત થાપ ખાધી. વારુ કૅપ્ટન, તમારા કાગળ બરાબર છે.'

એટલું કહી તેણે કાગળ પાસ કર્યા ખાતર એના પર સહી કરી, અને માદામ જોસેફીના નર્ડસૅન (મારી બનાવટી સ્ત્રી) તરફ નમન કરી એ ઊભો થયો. એ નમનનો પેલા બદમાશ શ્મિટે એવો તો લટકાથી જવાબ આપ્યો કે એટલા માટે એનો એક ટંકનો બીઅર મારે રદ કરવો પડ્યો!

બ્રિટિશ ઑફિસરને રવાનગી આપવા લોઇડમાને ગ્રામોફોન ઉપર 'ઇટ્'સ આ લૉંગ લૉંગ વે ટુ ટિપરૅરી' વગાડ્યું. થોડી વારે તે એની સાથે સીસોટી વગાડવા લાગ્યો અને રવાના થયો.

૬

...જવાનો, હવે નાતાલ ઊજવીએ.'

સાથ... ...વાન બધાં પાણીમાં ફેંકી દીધાં, તુનક ...ા કાઢી નાખ્યો અને મરવા કે મારવા તૈયાર થઇ ગયા. મોટા ડોલ ઉપર ખાટલીમાં સતત પહેરો બેસાડ્યો. ક્યાંયથી પણ વહાણ કે સ્ટીમર દેખાય કે તરત જ બધાને ખબરદાર રહેવા તાકીદ કરી દીધી. જે પહેરેદાર સૌ પહેલાં સ્ટીમર નજર કરે તેને દસ પાઉન્ડ રોકડા અને શૅમ્પેન (દારૂ)ની એક બાટલી ઇનામ ઠેરવ્યું. નવમી જાન્યુઆરી સુધી અમને કંઇ હાથ ન લાગ્યું. આ અરસામાં અમે લગભગ જિબ્રાલ્ટર સુધી આવી પહોંચ્યા હતા. ૧૯૧૭ના જાન્યુઆરીનું પહેલું પખવાડિયું વીતતું જતું.

'સ્ટીમર હોઓઓઓ . . . !' ડોલ પરથી પહેરેદારોની સામટી વધામણી મળી. દૂરબીન લઇ હું ખડો થઇ ગયો.

અમારી ખબા ઓરડૂ (Starboard Side પર) એક સ્ટીમર ધીમેધીમે વધી આવતી હતી. ઢૂંકડે આવતાં જ મેં નિશાન ચડાવ્યું: 'કૃપા કરી ક્રોનોમિટરનો વખત કહેશોજી?' બંદરથી દૂરદૂર ઘૂમતાં પવનના ઘોડા જેવાં વહાણો પાસે જવલ્લે જ ક્રોનોમિટર દુરસ્ત રહે, એટલે આવો સવાલ સ્ટીમરોને અનેક વાર પૂછવામાં આવે છે. જવાબમાં સ્ટીમર સી આડલરની ઓરડૂમાં વળી પડી.

'શાબાશ જવાનો! તુનક સફા! ગોલંદાઝ—ખબરદાર!'

સ્ટીમર ઉપર આજુબાજુથી ફરતા અમલદારો દૂરબીનથી અવારનવાર અમારી તરફ જોતા હતા. તેઓની અજાયબી વચ્ચે વચલા ડોલ ઉપરથી આસ્તે આસ્તે નૉર્વેજિયન વાવટો નીચે સરવા લાગ્યો. ને જ વખતે જર્મનીનો ઝંડો ઊંચે ચડવા લાગ્યો. અને એક ક્ષણ તેઓ સ્તબ્ધ ઊભા, બીજી જ ક્ષણે મારા ઍન્જિન રૂમ ટેલિગ્રાફનો અવાજ આવ્યો: ઘર્‌ર્‌ર્ન—ઘરન્ત!

'ફુલ સ્ટીમ, ઍસ્ટર્ન—ફર જોરથી વાંદારઘટાવ!' પેલી સ્ટીમરે પાછલે પગે હઠવા માંડ્યું.

'બાંધા ચિકાર! (Hard aport); ગોલંદાઝ—બાર!'

સી આડલર ઘૂમવા માંડ્યું અને સોંત લઇ અમારી નાનકડી તોપમાંથી ગોળો છૂટ્યો, જે સ્ટીમરના આગલા તુનક પરથી સફા નીકળી ગયો. સ્ટીમર હજુ રવમાં નો'તી આવી. સી આડલરે ફરીથી બાર કર્યો. સ્ટીમરના વચલા તુનક પરની કપ્તીનાં મૂળમાં એ ગોળો વાગ્યો. હવે સ્ટીમર પર ગભરાટ થઇ રહ્યો. ચોપાસ ખલાસી-

ઓ દોડવા લાગ્યા. નછૂટકે કૅપ્ટનને સર થવું પડ્યું. 'ધરૂરૂન-ધરનન્' ઍન્જિનરૂમ ટેલિગ્રાફે કહ્યું, 'સ્ટૉપ —ખામોશ'

સ્ટીમશિપ ગ્લૅડિસ રૉયલના કપ્તાન અને ખલાસીઓ સી આડલરના પહેલા મહેમાન બન્યા. મારા મજલા માલમે (Secoud Mate)ને મેં સ્ટીમર પર મોકલ્યો. એ સ્ટીમરનાં કાગળિયાં લઇ આવ્યો અને સ્ટીમરના ભંડારમાં એક બૉમ્બની લાંબી જામગરી સળગાવી મૂકતો આવ્યો.

સી આડલર પોતાના મહેમાનોની સરભરા કરતું આગળ વધ્યું. થોડી વારે અમારી વાંદારેથી ધડાકો આવ્યો. દૂરથી અમે સ્ટીમશિપ ગ્લૅડિસ રૉયલને હવામાં ઊછળતી ને પછી દરિયાની સપાટી તળે ગરક થતી જોઇ.

ગ્લૅડિસ રૉયલના કૅપ્ટન ચોનને અમારી સોબતમાં બહુ એકલવાયું ન લાગ્યું. તે જ સાંજે અમે બીજો શિકાર હાથ કર્યો તે 'સ્ટીમશિપ લુન્ડી આયર્લૅન્ડ!'

૭

'શાર્લ ગૂનો' એક ખૂબસૂરત ફ્રેન્ચ ફતેહમારી હતી. આવા વહાણનાં સઢને હવામાં ચિકાર થતા જોવા એ દરિયાનાં મનોહર દશ્યોમાંનું એક છે. દરિયાનાં સાચાં સંતાનોની નજરમાં સ્ટીમર નિર્જીવ ડબ્બા જેવી દેખાય છે, જ્યારે વહાણ તો સજીવ પક્ષી હોય એવું લાગે છે. વહાણમાં આત્મા હોય એમ એનો વર્તાવ હોય છે. કુદરતના બળ સાથે પ્રતિ ક્ષણે વહાણનાં અંગ પ્રત્યંગમાં ફેરફાર થાય છે. પાણીની નાનામાં નાની છોળથી વહાણના બદનમાં થરથરાટ અનુભવાય છે. ભયંકર મોજાં સામે લડતાં એના પ્રચંડ સ્નાયુઓ તંગ થતા અનુભવાય છે. હવાના શ્વાસોચ્છ્વાસ સાથે વહાણના સઢ, ફેફસાં પેઠે સજીવ ને સૂક્ષ્મ રીતે ભરાય છે ને હલવાય છે.

પાંખો ફડફડાવતા રાજહંસ પેઠે શાર્લ ગૂનો અમારા તરફ આવવા લાગ્યું. મારી આંખો એની અદબ ને છટા ધરાઇધરાઇને જોવા લાગી. દુશ્મનોને જેર કરવા નીકળ્યો હતો એ ભાન પણ હું ભૂલી ગયો. એ છેક પાસે આવી લાગ્યું ત્યારે, મને મારો કપરો ધર્મ સાંભર્યો! અમારા નૉર્વેજિયન વાવટાને સલામી આપવા શાર્લ ગૂનોએ સભ્યતાથી પોતાનું નિશાન જરા આરિયા કર્યું ને અમને સવાલ પૂછ્યો, 'લડાઇના શા ખબર?'

દિલની લાગણીઓની વિરુદ્ધ કંઇ પણ કરવાનું હોય ત્યારે તે તાબડતોબ કરી નાખવું જોઇએ. મેં કરડાકીથી જવાબ આપ્યો, 'ખડે રહો!'—અને અમારા ડોલ ઉપર જર્મન વાવટો ફરકવા લાગ્યો, પહેલાં તો એ ફ્રેન્ચ નાવિક પોતાનીનજરને ખોટી માનતો હોય તેમ દૂરબીનથી ધારીધારી અમારા નિશાન તરફ જોવા લાગ્યો.

'ગોલંદાઝ, ખબરદાર!' સી આડલરના તુતક પરની તોપે પોતાના ચહેરા ઉપરથી બુરખો ખસેડી નાખ્યો. બીજી જ ક્ષણે શાર્લ ગૂનોનું લંગર ધીમેધીમે પાણીમાં સરવા લાગ્યું.

નાનકડા મછવામાં, હલેસાં મારતા ફ્રેન્ચ ખલાસીઓ સી આડલર પર આવવા નીકળ્યા. વચમાં બેઠેલો ફ્રેન્ચ નાખુદા જાણે પૂતળું હોય તેમ નિશ્ચેષ્ટ બેઠો હતો. એની આંખો જાણે ક્ષિતિજની પેલે પાર જોવા મથતી હતી; પણ ખરેખર તો એને અંધઃકાર વ્યાપી રહ્યો હતો!

ફ્રેન્ચ નાવિક પોતાના વહાણનો વિયોગ સહન નથી કરી શકતો. એ પ્રજાને જેટલી માતૃભૂમિ પ્રત્યે મમતા હોય છે તેટલી જ ફ્રેન્ચ નાવિકને પોતાનાં વહાણો પ્રત્યે મમતા હોય છે. ભૂખે ન મરે ત્યાં સુધી એ પરદેશી વહાણોમાં ચડતો નથી. બીજા દેશનાં વહાણો જુઓ તો એમાં દરેક પ્રજાનો ખીચડો નજરે પડશે. ચિતાગોંગથી મલાક્કા અને સેનેગાલ તથા જમૈકા ને હલથી હૉંગકૉંગ, સુધીનાં માણસો બીજાં વહાણોમાં ચડે છે; પણ ફ્રેન્ચ નાવિક તો ફ્રેન્ચ વાવટા નીચે જ ચડે; અને ફ્રેન્ચ વહાણો પર ફ્રેન્ચ નાવિકને જ ચડાવે.

સી આડલરના તુતક પર પગ મૂકતાં શાર્લ ગૂનોના કપ્તાને મને લડાયક અદાથી સલામ કરી, પણ એના વહાલા વહાણને ડુબાડનાર તરફ એ કદી પણ ક્ષમા ન દર્શાવી શકે એવો ભાવ એમાં સ્પષ્ટ હતો.

ગંભારિયામાં મૂકેલા બૉમ્બનો ધડાકો થયો અને ઘવાયેલા હંસ પેઠે શાર્લ ગૂનો ઢળી પડ્યું. એનો ફલ્યાદંડ પાણીમાં પ્રથમ ડૂબ્યો. આસ્તેઆસ્તે ડોલ અને પરમાણો ગરક થવા માંડ્યાં. સપાટી પર તરતા સઢ અસહાય તરફડતા પક્ષીરાજની પાંખો જેવા લાગતા હતા. છેવટે વચલા ડોલની શિખા બહાર રહી. એના ઉપર ફ્રાન્સનો ત્રિરંગી ધ્વજ ફરફરતો હતો. સી આડલરના તુતક ઉપર ફ્રેન્ચ નાખુદા કવાયતી સલામ

કરી ઊભો હતો. એની આંખો પોતાની માતૃભૂમિની ધજા ઉપર ચોંટી ગઈ હતી. વાવટો અદૃશ્ય થતાં એણે સ્થિર અવાજે ઘોષ કર્યો: 'વિવ લા ફ્રાંસ' (અમર રહો માતા ફ્રાન્સ!) એની આંખોમાં ઝળઝળિયાં હતાં. સી આડલરના ગંભારિયામાંથી ઊંડો ઘોષ સંભળાયો: 'અમર રહો માતા ફ્રાંસ!' અમારી આંખો પણ સૂકી ન હતી!

મને દુઃખ થવાનું કારણ બીજું હતું. રાજહંસ જેવા આ વહાણોને ડુબાડવાં ન જોઈએ. અસ્ત થએલા સુવર્ણ યુગના અવશેષ જેવાં એ રહ્યાં છે. સાગર પરનાં સાહસો એ સતજુગ સાથે નષ્ટ થયાં લાગે છે. આ વાત તમને ન પે સમજાય. ઘામણ ચૈંચીંચેંચી જેવી હાથેલી શીંગડાં જેવી કરણ બની ગઇ હોય એવા ખારવાને પૂછી જુઓ; એ તમને સમજાવી શકશે.

સ્ટીમર? બેલાશક. તોપોનાં મો ખુલ્લાં કરો! બૉમ્બની જામગરી સળગાવી મૂકો! બાર પર બાર કરો! સ્ટીમરોને હવામાં ફુરચેફુરચા થતી જોઇ મેં અનેકવાર અટ્ટહાસ્ય કર્યું છે. પણ વહાણ! નહિ! વહાણને હું ડૂબતું જોઇ ન શકું. અફસોસ કે સી આડલરની કારકીર્દિ દરમિયાન મેં અનેક વહાણોનો નાશ કર્યો છે!

૮

**સી** આડલરનું કામ બહુ કુનેહથી થતું. અમારાં સાધનો કંઈ જ ન હતાં. છતાં કોઇવાર ખૂબ ઢોંગ ભજવવા પડતા. એવો એક કિસ્સો બ્રિટિશ સ્ટીમર હૉર્નગાર્થ વિષે બન્યો. એ સ્ટીમર લૉયડના રજિસ્ટરમાં ૯૮૦૦ ટનની લખેલી છે. અમને એ મળી ત્યારે એ બ્રૅન્ડી અને શૅમ્પેન ભરીને જતી હતી. સી આડલર માટે એ સુદિન હતો. મારા મહેમાનોમાં કુદીબંધ અમલદારો હતા. એમનાં પીણા માટે જે બાદશાહી ગોઠવણ હું કરી શક્યો તેનું કારણ આ હૉર્નગાર્થ. એના ઉપર હથિયારો હતાં, તેમજ લાંબી પહોંચનો વાયરલેસ પણ હતો. છતાં અમારે તો એનો શિકાર કરવો જ હતો. એ દૂરથી જ ચાલી જવા માંડતી હતી, ત્યાં અમે નિશાન ફરકાવ્યું: 'ક્રોનોમિટરનો વખત જરા જણાવશોજી? મોટી મહેરબાની!'

હૉર્નગાર્થનો કૅપ્ટન પાકો 'જૉન બુલ' હતો. એ કંઈ રસ્તે રખડતાં નૉર્વેજિયન વહાણો માટે તકલિફ ઉઠાવે એવો ન હતો. હૉર્નગાર્થે અમારી વિનંતિ ઉપર નિગાહ જ ન કરી. આવા ભિખારડા પવનના કોથળાઓ એક કાંડાઘડિયાળ શામાટે નહિ ખરીદતા હોય?' હૉર્નગાર્થના કપ્તાને કહ્યું હશે!

સ્ટીમરની પૂંઠે જવું અમારા માટે અશક્ય હતું. સ્ટીમર જાતે પાસે આવીને પોતે ડૂબી જવાની સગવડ કરી આપે તો જ બને. હવે મેં મારા વેષ એક પછી એક કાઢવા માંડ્યા.

અમારી પાસે ધુમાડા કાઢવાનું એક પીપ હતું. એમાં જાતજાતનો મસાલો તૈયાર ભરેલો હતો. મારા હુકમથી એ સળગાવવામાં આવ્યો, અને થોડીવારમાં તો મારા તુતકપરથી ધુમાડાના ગોટેગોટ નીકળવા લાગ્યા. એની પડખે એક વાસણમાં મૅગ્નેશિયમ સળગાવ્યું. હવે ધુમાડા વચ્ચે ભડકાઓ દેખાવા લાગ્યા. મારા ડોલ ઉપર ભયની નિશાનીઓ ફરકાવી દીધી!

હૉર્નગાર્થમાં સભ્યતા ન હતી, પણ માણસાઇ હતી. તેણે તરત અમારા તરફ મોરો ફેરવ્યો અને આગથી બળી મરતા બાપડા નૉર્વેજિયનની મદદે આવી પહોંચ્યો'

મારા ત્રીસ ખારવાઓ કઠોડા પાછળ છુપાઇ બેઠા. સ્મિડ્ટ, મારી ધર્મપત્ની બની તુતક ઉપર પ્રાર્થના કરતો ઘૂંટણભેરિયે પડ્યો. સૌથી બુલંદ અવાજ વાળા ત્રણ ખલાસીને ડોલ પર ચડાવ્યા અને તેઓ મૅગ્નેફોન (અવાજ મોટો કરવાનાં સાધન)માંથી આસમાન ગજાવવા લાગ્યા. હું સુકાની-તુતક (Bridge) ઉપર ઊભો ઊભો હૉર્નગાર્થને તપાસવા લાગ્યો. એની તોપનાં જડબાંની પહોળાઇ પાંચ ઇંચની હતી. એ ધારે તો એક જ ધડાકે અમને ઉડાડી મૂકે. એની સાથે કામ લેતાં જરા ખબરદાર રહેવાનું હતું.

દરમ્યાન હૉર્નગાર્થનો કૅપ્ટન સુકાની-તુતક પર ઊભોઊભો બારીકાઇથી અમારું નિરીક્ષણ કરતો હતો. તે બહુ જ કદાવર ને અતિશય જાડો હતો. તેનો અવાજ વાદળાંની ગર્જનાની ઉપરવટ સંભળાય એવો હતો. અમારી નજીક આવતાં એણે મોંએ મૅગ્નેફોન મૂકી ત્રાડ મારી: 'બા જહન્નમ; તમને શું થયું છે?'

અમે ધુમાડો કમ કરવા માંડ્યો. જ્વાળાઓ ઓછી થતી ગઇ. ધારતે ધારતે આગ કાબૂમાં આવવા માંડી હોય તેમ દેખાવ કર્યો. અમારી મધુરી જૉસૅફીના, રૂમાલ ઉડાડી, હૉર્નગાર્થના અમલદારોનો ઉપકાર માનવા લાગી. કપ્તાનની વહુના વર્તન વિષે સ્મિડ્ટના ખ્યાલો

અપૂર્વ હતા એમ દેખાઇ આવતું હતું!

'લોઇડમાન, એનો વાયરલેસ જોયો?' મેં મારા માલમને કહ્યું.

'એ તોડી નાખવો જોઇએ, સાહેબ. અને પેલી પાસે કોઇને ન જવા દેવા એમાં જ આપણી ામતી છે' લોઇડમાને કહ્યું. તોપ તરફ પગલું કનાર દરેકને વીંધી નાખવાનો સદર હુકમ બરકં-ડોને આપવા લોઇડમાન સુકાની-તુતકની નીચે ઊતર્યો.

'તુતક સફા! ગોલંદાઝ હોશિયાર!' મારો હુકમ ટ્યો. જર્મન ઝંડો સડસડાટ વચલે થંભે ફરકી રહ્યો.

'ગોલંદાઝ! ખબરદાર—બાર!' અને ધડાકા સમેત ગાર્થના વાયરલેસની કોટડીમાં મોટાં બાકોરાં પડ્યાં.

આ વખતે જ બરાબર અમારો બીજો ઢોંગ અમે લમાં મૂક્યો. એક જૂના બંબામાં અમે કાચો દારૂ ન બીજો મસાલો ભરી રાખ્યો હતો. અવાજ કરવા વાય એમાં બીજો કશો ફાયદો ન હતો. આને અમે મારી હૉવિટ્ઝર કહેતા. લોઇડમાને વાયરલેસ પડતો યો, સ્ટીમર પરના ખલાસીઓની દોડધામ જોઈ તે એના ત્રીસ બરકંદાઝોએ સ્ટીમર પરની તોપની ાસપાસ ગોળીઓ વર્ષાવવા માંડી. લોઇડમાને સળ-ાી સિગારેટ પેલી અમારી 'હૉવિટ્ઝર'માં ચાંપી તે બીજી જ ક્ષણે કયામતને દિવસે આસમાન તૂટે વડો ધડાકો થયો!

સ્ટીમરના ખલાસીઓ ગભરાટમાં આમતેમ દોડવા ગ્યા. કપ્ટને પહેલો મનસૂબો નાસી છૂટવાનો કર્યો.

'ઘર્‌ર્‌ન્‌-ઘરનન્‌' 'ઘર્‌ર્‌ન્‌-ઘરનન્‌' એના એ-જનરૂમનો ટેલિગ્રાફ વાગવા માંડ્યો. પણ ઇજનેરો, ાગવાળાઓ બધા અમારી આગ જોવા તુતક ઉપર ાવ્યા હતા અને ગભરાટમાં આમતેમ દોડતા હતા. ોમર ચાલી નહિ. પણ કૅપ્ટન હાર કબૂલે તેવો ન હતો.

'તુતક સફા—ગોલંદાઝ ખબરદાર!' તેનો બીજો ાવાજ સંભળાયો. એના ખલાસીઓ અચકાતા લાગ્યા. ણ જૉને બુલે પોતાના હાથમાં બે પિસ્તોલો ધરી ખ-ાસીઓને પોતપોતાને સ્થળે ગોઠવાઇ જવા ત્રાડ મારી.

'ખામોશ, નહિ તો હું તને ડુબાડી દઇશ.' મેં ૉફોનમાં કહ્યું, અને મારા ડોલ ઉપર ઊભેલા ત્રણ ારવાઓએ એ જ શબ્દો ખૂબ જોરથી હૉર્નગાર્થને હોંચાડ્યા. એના ખલાસીઓ વળી ગભરાટમાં પડ્યા. ઘણાખરા મછવાઓ (લાઇફ બોટ) છોડવા મંડી પડ્યા. પણ જૉન બુલનો અવાજ ફરી ગાજ્યો: 'ગોલંદાજો મોરચો માંડો! ખબરદાર! પીછે હઠ કરનારો જીવતો નહિ રહે....'

એના અવાજથી તુતક સફા થવા લાગ્યો. ગો-લંદાઝો તોપ તરફ વધવા લાગ્યા. લોઇડમાનના ત્રીસ બરકંદાઝો ગોળીઓ વરસવવા લાગ્યા. અમે પણ હવે છેલ્લે પાટલે બેઠા. આજ સુધી એક પણ જીવની હાનિ નહોતી થઇ. પણ હવે મામલો જીવસટોસટનો હતો. મેં મારો છેલ્લો દાવ અજમાવ્યો અને અવાજ આપ્યો. ડોલ પરથી ત્રણ ત્રાડ પડી. એના શબ્દો દરિયાને પેલે પાર પહોંચી ગયા. 'ટૉ..ર.પિ... ડો........ખબર.દા...ર!'

અલબત્ત, અમારી પાસે ટૉરપિડો હતી જ નહિ!

સ્ટીમર પર ક્ષણભર સોપો પડી ગયો. એ ભયંકર શબ્દ, ટૉરપિડો!

'નહિ નહિ, ટૉરપિડો નહિ.' હૉર્નગાર્થના ખલા-સીઓએ બૂમ મારી. સફેદ રૂમાલો, બાંડિયાંઓ, ટુવાલો આજીજી કરતાં હવામાં ફરકી રહ્યાં.

જૉન બુલ હાર્યો. લડાઇ દરમ્યાન ટૉરપિડોનો ભય મૃત્યુ કરતાં યે વધુ હતો. એ ખુરશી પર પછડાઈ બેઠો. એના વિશાળ ચહેરા પરથી એ પરસેવો લૂછતો હતો.

કેટલીક વારે સી આડલરના તુતક ઉપર એ ચડ્યો ત્યારે ચોતરફ ઝીણી નજરે જોવા લાગ્યો. એ અમારી 'હૉવિટ્ઝર' પાસે ગયો. લોઇડમાન એમાં ફરી દારૂ અને પોટાશ ભરાવતો હતો.

'કૅપ્ટન, આ બંબાએ જ પેલો જહન્નમ ફાડી ના-ખનારો ઘોંઘાટ કર્યો હતો કે?'

'અલબત્ત, અમારી પાસે ફટાકડા સિવાય બીજાં હથિયારો જ નથી.'

'અને ટૉરપિડો?' એ પણ ફટાકડા જ કે?'

'બચિન' મેં ઉકમાઇથી કહ્યું.

'યા ખુદા! કૅપ્ટન, આ વાત તમારા રીપોર્ટમાં ન લખતા; નહિ તો મારી મૂર્ખાઇ પર સાત સાગરના વહાણ-વટીઓ હસતાં નહિ પરવારે!' અને એ બ્રિટિશરે એક જબરદસ્ત અટ્ટહાસ્ય કર્યું. મારી ખાતરી છે કે એ હાસ્યના અવાજથી જ એ ક્યાંય પણ અરધી લડાઇ જીતી જાય!

'સુકાની'

[ચાલુ]

સ્મરણયાત્રા . . . . અનુસંધાન પૃ. ૨૯૫થી

હકીમ સાહેબની દવાથી કે વાતોથી હું સાજો થયો એ કહેવું મુશ્કેલ છે. એટલું ખરું કે એમની વાતોને લીધે ઝટ સાજા થવાની મને પરવા ન રહી. સાજો થઇશ તો હકીમ સાહેબ આવતા બંધ થશે એ બીક મને વધારે લાગતી.

હકીમ સાહેબ પોતાની હિકમતમાં બહુ જ હોશિયાર હતા. આઇએ અમારાં સગાંમાંથી કેટલા યે દરદીઓનાં સામાન્ય વર્ણન કરી હકીમ સાહેબને દવા પૂછી. ગેરહાજર દરદીઓના સામાન્ય વર્ણન પરથી પણ તેઓ ઘણી અટકળ કરી શકતા. પછી પૂછે, 'એ માણસ ઠીંગણો ને જાડો છે?' આઇ કહે, 'હા.' ફરી પૂછે, 'એને કોઈ કાળે ફલાણું દરદ થએલું?' આઇ કહે, 'એ પણ ખરું.' એમની એ શક્તિથી અમને અચંબો થતો.

હકીમ સાહેબ એકલી નાડીપરીક્ષામા જ પ્રવીણ ન હતા; મનુષ્ય સ્વભાવના પણ સારા પારખુ હતા. હું એકલો હોઉં ત્યારે એક જાતની વાતો કરે; પિતાશ્રી પાસે બેઠા હોય ત્યારે કોઇ જુદો જ રંગ જમાવે; અને આઇ નવરાશે સાંભળવા આવીને બેસે એટલે વાતો છોડીને મારી નાનપણની વાતો જ આઇને પૂછે. ક્યાં આવા જીવનસ્પર્શી આપણા વૈદો તથા હકીમો અને ક્યા આજના ધંધાદારી ડાક્ટરો! ત્રિઝિટિંગ ફી લઇને આવનારા અને ધંધા બહાર સાવ કોરા રહેનાર આજના ડાક્ટરો! પણ ડાક્ટરનો યે વાક શો? એકએક ડાક્ટર પાછળ રોજ સો સો માંદાઓની ફોજ પડે ત્યાં બીચારા કરે શું? જૂના વખતમાં લોકોને વારેઘડીએ માંદા પડવાની નવરાશ નહોતી, અને માંદા પડ્યા હોય તો ઝટ સાજા થવાની ઉતાવળ પણ નહોતી.

આખરે હું સાજો થયો. મારો તાવ મટી ગયો. પછી હકીમ સાહેબ રોજ એક જાતનો મુરબ્બો કેળના પાંદડામાં બાંધીને મારે માટે લઇ આવે. રોજ ખાવા પૂરતો રોજ આણે અને હેતથી મને ખવડાવે. પહેલે દિવસે મને થયું કે મુસલમાનના હાથનું ખવાય ખરું? મેં આઇને પૂછ્યું. આઇએ કહ્યું, 'દવાની ચોળાચોળ ન કરવી.' પિતાશ્રીએ પણ કહ્યું:

'औषधं जाह्नवीतोयं वैद्यो नारायणो हरिः

દવા ગંગાજળ જેવી પવિત્ર માનવી, અને વૈદનું વચન એ તો સાક્ષાત નારાયણની વાણી.' પાછળથી કેટલાક લોકોને મોઢે એ જ શ્લોકનો મેં એથી ઊલટો અર્થ સાંભળેલો કે 'માંદા પડ્યા હોઇએ તો વળી દવા કરવાની હોય? ગંગાજળ એ જ આપણું ઔષધ, અને સૌનો વૈદ ભગવાન તો માથે બેઠો જ છે.'

હકીમ સાહેબે કહ્યું, 'ઓહો, છોટે મહારાજ! તમને ધરમની વાત નહી? આમાં ગોશ્ત બોશ્ત નથી હોં! કેટલા યે હિંદુ ઘરોમાં મારો અવરજવર છે. તમારા રિવાજ હું જાણું છું. અમારી યૂનાની હીકમતમાં દરેક જાતની દવા છે. પણ એમ તો તમારા હિંદુ વૈદકમાં યે ક્યાં માંસનો ઉપયોગ નથી કરતા?'

બસ, પછી એક વાર્તા ચાલી. કહે કે 'એકવાર હું મુસાફરી કરતો હતો. રસ્તે જતાં એક ગામડું આવ્યું. ત્યાં મેં જોયું કે એક ઠેકાણે ઘણા લોકો ટોળે વળ્યા છે ને હોહા ચાલે છે. પાસે જઇને જોઉં તો લોકો એક માણસને ખૂબ મારે છે. પૂછતાં લોકોએ કહ્યું. એને ભૂત વળગ્યું છે. અમે એનું ભૂત કાઢીએ છીએ. મેં તરત જ જોઈ લીધું કે ભૂતબૂત કંઇ નથી, પણ માણસને કંઇક રોગ થયો છે. લોકોને ખસેડીને હું આગળ વધ્યો. મેં કહ્યું, 'અરે બેવકૂફો, તમે આ ગરીબનો જાન કાઢવાના છો. એને તો ભારે રોગ થયો છે. અબઘડી જો સસલાનું લોહી મળે તો જ એ માણસ સાજો થઇ શકે. નહિતો એ આજે જ મરી જવાનો. તમે એને અધમૂઓ તો કર્યો જ છે.' લોકો કહે, 'અહીં તે વળી સસલાનું લોહી ક્યાંથી મળે?' મેં કહ્યું, 'ત્યારે તો આ માણસના જીવવાની આશા નથી.' હું ચાલ્યો. પણ ખુદાને કરવું હતું તે અચાનક સામેથી જ એક પારધી આવ્યો. એના હાથમાં તાજું મારેલું એક સસલું મેં દીઠું. મેં આનંદથી કહ્યું, 'મહેર ખુદાની. તમારો માણસ બચી ગયો સમજજો.' સસલાના લોહીની મેં તરત દવા બનાવી ને પેલો માણસ સાજો થયો.'

સસલાના લોહીની વાત સાંભળી મને આશ્ચર્ય થયું. પણ આઇએ કહ્યું કે 'એમાં આશ્ચર્ય જેવું કશું નથી. આપણા ગામડામાં પણ એક જણ પાસે સસલાં ને કબુતરનાં લોહીમાં બોળી મુકી રાખેલા રૂમાલ છે. વૈદકમાં કઇ ચીજ કામ આવે ને કઇ ન આવે એ કહેવું મુશ્કેલ છે. એક રોગ પર બિલાડીની વિષ્ટા પણ આવે છે.'

પછી તો જાતજાતની વનસ્પતિઓના ગુણધર્મ વિષે વાતો ચાલી. વનસ્પતિની વાતોમાં લીમડો આવ્યા વગર કેમ રહે? ભાઇએ કહ્યું, 'લીમડાનાં પાન વાટીને એમાં પાણીનું ટીપું ઉમેર્યા વગર એનો રસ કાઢવામાં આવે તો એવા એક તોલા રસથી મરી ગએલો માણસ જીવતો થઇ શકે.' પિતાશ્રીએ હસીને કહ્યું કે 'લીમડાનાં પાનમાંથી ટીપું પણ રસ ન નીકળી શકે, એટલે કોકે આ માહાત્મ્ય જોડી કાઢ્યું છે.' હકીમ સાહેબ કહે, 'એ ગમે તે હો, પણ જો પાકું ઘરડું લીમડાનું ઝાડ તમારા જોવામાં આવે તો એની આસપાસ ફરી જોજો. કોકવાર એનું થડ આપમેળે ફાટે છે અને એમાંથી ચોખ્ખો ગુંદર જેવો રસ નીકળે છે. એવો રસ જો કદી મળે તો એ તરત જ ખાઇ જવો. એ ગુંદરમાં અદ્ભુત શક્તિ છે. અનેક રોગો એનાથી મટે છે. કેટલાક લોકોના પગ હમેશાં ફાટે છે એ તો એ રસ સહેજ ચાખવાથી જ મટી જાય છે. લીમડા પરના મધપૂડાનું મધ પણ વિશેષ ગુણકારી હોય છે.'

થોડા દિવસ પછી અમારા બંગલા સામેના લીમડા પર મેં એક નાનકડો મધપૂડો જોયો. પાસેના કુવા પર કેદીઓ રેંટ ચલાવતા હતા. એમની પાસે મેં એ મધપૂડો ઊતરાવ્યો ને મધ એક શીશીમાં ભરી રાખ્યું. થોડા દહાડામાં એ મધની સરસ દાણાદાર ખાંડ થઈ ગઇ. એનો રંગ પીળાશ પડતો ધોળો હતો. એ ખાંડ એકબે વાર જ મેં ચાખી હશે. એટલામાં એક દિવસ મારે હાથે એ શીશી પડીને ફૂટી ગઈ. અંદર કાચની કરચો હશે એ બીકથી બધું મધ ફેંકી દેવું પડ્યું.

આખરે અમારે સાવનૂર છોડવાનો વખત આવ્યો. પિતાશ્રીએ કારકુન મારફતે હકીમ સાહેબને એમની ફી વિષે પૂછાવ્યું. પિતાશ્રી હકીમ સાહેબને રાજી કરવા માગતા હતા. હકીમ સાહેબે કહ્યું, 'મારે તમારી પાસેથી પૈસા નથી લેવા. પણ તમારું આ ઘડિયાળ છે એટલું મને તમારી યાદગીરી તરીકે આપો.' ઘડિયાળની કિંમત કંઇ મોટી ન હતી. ૩૦–૩૫ રૂપિયા હશે. પણ પિતાશ્રીએ એ આપવાની ના પાડી. એમણે કહ્યું, 'તમે બીજું ગમે તે માગો.' પિતાશ્રીએ એમને ૪૦ રૂપિયા લેવાનું કહ્યું. બીજું ઘડિયાળ મંગાવી આપવાની વાત કરી. પણ હકીમ સાહેબ કેમે કર્યા માને નહિ. તેઓ કહે, 'મને ક્યાં પૈસાની પડી છે? મારે તો તમારું વપરાતું ઘડિયાળ જોઇએ છે.' પિતાશ્રીએ ઘડિયાળ આપવાની ના કેમ પાડી એ હું સમજી ન શક્યો, અને પૂછવાનું પણ મને ન સૂઝ્યું. આખરે પિતાશ્રીએ પોતાની જ જીદ કાયમ રાખી અને કારભારીની મધ્યસ્થીથી હકીમ સાહેબ પાસે કંઇક રકમ લેવડાવી.

એ ઘડિયાળ સાથે કંઇક ખાસ સંજોગ કે લાગણી હશે એવી કલ્પના મેં બાંધી. એ ઘડિયાળ પિતાશ્રી પછી મારા કબજામાં આવ્યું. કેટલાંયે વરસ સુધી એ મારી પાસે હતું. કારાગારમાં એક સાધુએ મારી પાસે એની માગણી કરી. મેં પણ જીદપૂર્વક એને એ આપવાની ના પાડી. હું અમદાવાદ આવ્યો ત્યાં સુધી એ ઘડિયાળ મારી પાસે હતું. પણ મદ્રાસ તરફના એક મિત્રે થોડા દિવસને માટે મારી પાસે એ માગી લીધું અને ક્યાંક ખોઇ નાખ્યું. એ ઘડિયાળ મારી પાસે હતું ત્યાં લગી હકીમ સાહેબનું ઘણીવાર સ્મરણ થતું. આજે પણ એટલું દુઃખ તો છે જ કે હકીમ સાહેબને એ આપ્યું હોત તો સારૂં થાત, એવા દિલદાર માણસને આપણે નારાજ કર્યા એ કંઇ સારૂં ન કર્યું.

**શ્રીનિવાસ રામાનુજન** અનુસંધાન પૃ. ૨૯૫થી

ગણિતશાસ્ત્ર સિવાય અન્ય કોઇ વિષયમાં રામાનુજનને રસ નહોતો. કોઈ કળાનું સારૂંમાઠું કામ પારખવાની શક્તિ પણ તેનામાં નહોતી. ઈંગ્લંડથી પાછા આવ્યા ત્યારે એ સાવ દુબળા, પીળા ને પાતળા થઇ ગયા હતા. પણ બુદ્ધિશક્તિ ઘણી જ સતેજ થઈ હતી. પોતાના મૃત્યુ અગાઉ ચોથા દહાડા સુધી પણ તે કામ કરવા સારૂ બેઠા હતા. એક સિદ્ધાંતની તો માત્ર રેખા જ દોરેલી; તે તેમણે પોતાની મરણપથારીમાં પડ્યા-પડ્યા જ દોરી હતી!

રામાનુજનનો ધર્મભાવ પણ નિરાળા પ્રકારનો હતો. સનાતની મતવાદને તો તે મક્કમપણે પકડીને બેઠા હતા. આભડછેટ, ખાનપાન ઇત્યાદિના હિંદુ નાતિના રીતરિવાજ વિલાયતમાં પણ ત્યાં રહેતા કોઇ દિદી કરતા તે બહુ કડક રીતે પાળતા. ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકારતા અને અમુક પ્રકારની સેવાથી પ્રભુ જોડે એકતા સાધી માણસ ઇશ્વર સ્વરૂપમાં ભળી જાય છે એવી તેમની દૃઢ માન્યતા હતી. મૃત્યુનાં પગલાં સંભળાયા છતાં તેમના સ્વભાવમાં કે આ માન્યતામાં કંઇ પે ફેરફાર થયો નહોતો. - ઇચ્છાશંકર ઓ. સોમપુરા

# પિકેટિંગ

'પિકેટિંગ' વિદેશી શબ્દ છે. નવાઈ જેવી વાત લાગે છે, પરંતુ તેનું સ્વરૂપ હિંદમાં તો અત્યંત જૂનું છે. કાળનો પડદો ઉપાડીએ અને ૨૫૦૦ વર્ષ ભૂલી જઇએ તો વિસ્મૃતિ દૂર થશે. હિંદની પુણ્યભૂમિને પોતાનાં ચરણરજથી પવિત્ર કરતો એક ભગવાંધારી અનેક પ્રકારના યજ્ઞો અટકાવવા 'પિકેટિંગ' કરી રહેલો દેખાશે: અનેક પશુઓના ત્રાસનો હમેશા માટે અંત લાવનાર એક સંત પુરુષ નજરે પડશે.

આ સંતની કરુણ ભાવનાએ માથાનું આવરણ ખસેડી નાખ્યું. ધર્મકાર્ય સમજીને બીચારાં મૂંગાં પ્રાણીઓનો વધ કરી દેવ અને પિતૃઓને પ્રસન્ન કરનાર ધર્મઘેલો વર્ગ અને રાજસમૂહ આ મહાન 'પિકેટર'ની અડફટે ચડ્યા. યજ્ઞો ચાલી રહ્યા હતા ત્યાં આ પુરુષ પહોંચ્યો. હાથ જોડી વિનતિ કરી; યજ્ઞ કરનારાના રોષ તથા ક્રોધ સહન કર્યાં. પરંતુ શાંત મુખમુદ્રાથી આત્માના ઐક્યની વાત કરી; સુખ માટે સર્વ જીવોની એકસરખી લાલસા ને દુઃખથી બચવાની સર્વ જીવોની એકસરખી હોંશ વર્ણવી અસત્ય પાછું હટ્યું એ પિકેટરનો—એ નિર્મળ આત્માનો, નિર્મળ બુદ્ધિનો—એ તપસ્વી સત્યાર્થીનો વિજય થયો. ધર્મ વિશુદ્ધ થયો અને સત્યના સિંહાસન પર ચઢ્યો. પશુઓના બલિદાન દેનારા તેના તે જ અગ્નિહોત્રીઓ, રાજાઓ ને પ્રજાવર્ગ એ ભગવાન બુદ્ધના અનુયાયી થયા. પશુઓને અભયનું વરદાન મળ્યું. તે માટેની આણ ફરી અને તે આણો શિલાલેખો પર ચિરંજીવ થઇ. ધર્મનું શુદ્ધ સ્વરૂપ ચિરંજીવ થયું એ મહાન પિકેટરની ઉપકૃત પ્રજાએ કાળાંતરે એક અવતાર તરીકે તેની સ્તુતિ કરી; તેનો વિજય તે પોતાનો વિજય કરી લીધો.

હિંદમાં પિકેટિંગ નવું નથી; તેની નવાઇ નથી. રાજાઓએ, ધર્મિષ્ઠોએ ને પ્રજાવર્ગે તે વધાવી લીધું છે. પ્રજાને તેનો અપૂર્વ લાભ મળ્યો છે. પિકેટિંગ મારફત નિર્મળ બુદ્ધિ પ્રકટ થાય, નિર્મળ સંકલ્પો બળ પામે અને પ્રજાનાં પાપો ધોવાઇ જાય તેવા નિર્મળ પરિણામો આવે એ હિંદનો ૨૫૦૦ વર્ષનો જૂનો અનુભવ છે. હિંદની ભૂમિ 'પિકેટિંગ'નાં બીજ માટે યોગ્ય છે.

દારૂ છોડવા માટે વલખાં મારતી અમેરિકન પ્રજાને નાની સ્ટીમરો દ્વારા છાનીછાની રીતે દારૂ પહોંચાડી દેનાર અંગ્રેજ પ્રજા દારૂ પરના હિંદના પિકેટિંગનું રહસ્ય સમજશે ખરી? પોતે દારૂ છોડશે ખરી? છોડવા દેશે ખરી? નવપલ્લવિત થતી હિંદની વિભૂતિ રૂપ કેસરિયા સંઘ તરફ તેની અમીદૃષ્ટિ રહેશે ખરી?

તે પ્રજામાં કયું હીર છે?

હીરાલાલ અમૃતલાલ શાહ

# અથાણું

ગામની એક શેરીમાં ત્રણ કંદોઇની દુકાનો હતી. ત્રણે પરસ્પરના પાકા હરીફ અને એકબીજાની સરસાઈ કરવામાં કોઈ રીતે ઓછા ન ઊતરે એવા. એક દહાડો એક કંદોઇએ પોતાની દુકાને નીચે મુજબ પાટિયું લટકાવ્યું: 'આખા ગામમાં સૌથી સરસ મિઠાઇ આ દુકાને મળે છે'

ત્યાં તો બીજે દહાડે સામેની દુકાને પાટિયું ચોડાયું: 'દુનિયા આખીમાં સૌથી સરસ મિઠાઇ અહીં મળે છે.'

ત્રીજે દિવસે ત્રીજી દુકાન પર એક પાટિયું લટકતું હતું તેમાં લખ્યું હતું: 'આ શેરીમાં સૌથી સરસ મિઠાઇ અહીં મળે છે.' (ત્રણમાંથી કોણ ચડે?)

ૐ

'પ્રમાણિકપણાનો બદલો મળ્યા વિના રહેતો નથી.'

'કેમ જાણ્યું?'

'મેં પેલી બકરી ચોરી હતી, જાણો છો? શુક્રવારમાં બે રૂપિયે વેચવા માંડી તો ન ગઇ; અને એના ધણીને પાછી સોંપી તો પાંચ રૂપિયા ઇનામ મળ્યું!'

ૐ

જૉન—(પાદરીને) આજે મેં એક મુરઘી ચોરી છે.

પાદરી—બહુ જ ખરાબ

જૉન—આપ એ રાખશો?

પાદરી—જરાય નહિ, હું ચોરેલો માલ રાખનોર નથી. તારે તો એ જેની હોય તેને પાછી સોંપી આવવી જોઇએ.

જૉન—પણ તેમ કર્યું, અને એ રાખવાની ના પાડે છે.

પાદરી—તો પછી તું રાખ.

જૉન—ઉપકાર થયો.

પાદરી સાહેબ ઘેર જઇને જુએ તો પોતાની જ એક મુરઘી ચોરાઈ ગએલી.

ૐ

જગત આખું ખાત્રીપૂર્વક માને છે કે એકમાં એક નાખીએ તો બે થાય. કોઇની મગદૂર નહિં કે ના કહી શકે પણ પારાના એક ટીપામાં બીજું નાખો જોઇએ. એક ને એક જ!

ૐ

નારણ કિંમતી ચીનાખાનાવાળાની દુકાને નોકર રહ્યો. ત્રીજે જ દહાડે તેણે એક મોંઘું ચીનાઇ વાઝ ફોડ્યું. પગારને દહાડે મૅનેજરે ઑફિસમાં બોલાવી કહ્યું. 'તેં ફોડેલા વાઝની કિંમતનાં નાણાં ભરપાઇ ન થઇ રહે ત્યાં સુધી દર મહીને તારો અરધો પગાર કાપી લેવામાં આવશે.'

'એની કીમત કેટલી હતી સાહેબ?' આતુરતાથી નારણે પૂછ્યું.

'ત્રણસો રૂપિયા.'

'વાહ વાહ!' નારણથી હરખમાં બોલાઈ જવાયું.

'શું વાહ વાહ—કપાળ તારૂં? એમાં ખુશી શાની થયી?'

'એટલા માટે કે આખરે મને લાંબી મુદતની નોકરી મળી!'

# કવિતાનાં અપલક્ષણ

લેખક
સુરેશ દીક્ષિત એમ. એ., એમ. એસસી.



સાહિત્યનો જન્મ પહેલાં પદ્ય રૂપે થયો. ગદ્યનું નવું અંગ તો કાળ જતાં વિકસ્યું. આપણા સાહિત્યમાં ગદ્ય હજુ બાળક છે, ત્યારે પદ્યને અવસ્થાનાં ચિહ્ન જણાતાં લાગે છે. સંસ્કૃત સાહિત્યના વારસા રૂપ મળેલું આપણું એ અંગ આજે તેને થએલાં વર્ષોથી પીડાય છે. તેનું કારણ એ છે કે ગદ્યના સામાન્ય પ્રચારના અભાવે ગમે તે ભાવ અને પ્રસંગ પદ્ય સ્વરૂપે વ્યક્ત કરવાની સંસ્કૃત સાહિત્યની ટેવ આપણને પડી.

ફૂટેલા કાચ ને ફાટેલા કાગળની દશા જેવી આજે કવિતાની સ્થિતિ છે. જન્મીને શ્વાસ લીધા વિના મરી જતી એ કવિતાઓના રોગનાં થોડાં સ્વરૂપો જાણ્યા પછી રોગી અને નીરોગી કવિતા પરખાઈ આવશે.

નવા આણેલા રમકડાને જોઇ ખુશ થતા કે તૂટેલા રમકડાને જોઈ રડતા બાળકનાં રુદન અને આનંદ કેવાં હોય છે ? રાજાઓનાં ગાદી-આરોહણ કે મરણ પાછળ લખાતી કવિતાઓ કંઇક એવી છે. સ્ત્રીપુરુષના પ્રેમને નામે યંત્રવત્ બહાર પડતી કવિતાઓ ખોટા દસ્તાવેજ જેવી છે. ઘડી-પલકના કાઢેલા એ રાગડા કવિતા તરીકે સ્વીકારવા આપણે અસમર્થ છીએ.

કલ્પનાહીનતા કે અયુક્ત કલ્પના એ આજના પદ્યનો મુખ્ય રોગ છે. તેમાં યે આજે ખાસ કરીને કલ્પના વિનાની કવિતા કરતાં ખરાબ કલ્પનાવાળી કવિતાઓ વધુ ઊભરાઇ રહી છે. આવી કવિતાઓ કાં તો અનુકરણ હોય છે કે જેમતેમ બેસાડી દીધેલી જણાઇ આવે છે. લાગણી તો લેશમાત્ર હોય નહિ. ઈંટનાં રોડાં જેવા શબ્દોથી તે ભરચક હોય. તરંગ કે આવેશમાં સરજાએલી આ કવિતાને આકૃતિ કે પ્રકૃતિ હોતી નથી. સુંદર છોડના ક્યારાની આસપાસ ઊગતા ઘાસ જેવી એ કવિતા લાગે છે.

અરજી લખવાની પદ્ધતિ જેવી ચાલુ ભાષાપદ્ધતિ આવી કવિતાઓની હોય છે. વપરાઇને ઘસાઇ ગએલા શબ્દોથી તે ભરપૂર હોય છે. અંદરની લાગણીમાં હૈયા કરતાં હોઠના પ્રયોગો વધુ તરી આવે છે. એક પછી એક આવતાં વિશેષણો આ અનર્થક કવિતાઓનો રોગ ઉઘાડો પાડે છે.

પ્રેમને નામે લખાઇ રહેલી ઊર્મિવશ કવિતાઓ પણ શંકાની નજરે જોવા જેવી છે. એકાદ વનમાં પ્રેમાશ્રુ સારતી સુંદરી આવે કે કંઇક હૃદય-વંટોળ સમજી લેવો! ચંદ્ર કે તારા વડે મોહિત કરવાના દિવસો હવે ગયા છે.

કુદરત વર્ણવતી કવિતાઓ કે પ્રભુભજનનાં પદ હવે હદ કરી નાખે છે. કુદરતની કવિતાઓમાં કોઇ દિવસ ચિત્ર કે રંગ હોતાં નથી. વૃક્ષ કે લટકતી વેલો કુદરતનાં વર્ણન તરીકે જડી દેતા કવિઓ કદી એકાદા યે વૃક્ષ કે વેલનું નામ આપી, તેનાં વર્ણનો કે ચિત્ર આપવા જરા પણ પ્રયત્ન નહિ કરે. તેમની આલેખેલી વેલો ફાંસો ખાવાના દોરડા જેવી લટકયા કરે છે.

આથી જ એ કવિઓના સ્વર છોકરવાદ બોલ જેવા લાગે છે. તેમની એ બોળી નિર્દોષતામાં જ્ઞાનની ખામી છે. તેમાં વિચારનું ઊંડાણ કે ચિત્તની તન્મયતા નથી હોતાં.

ભજનમાં કે ભક્તિમાં પરમેશ્વર પાસે જ્યારેત્યારે ભીખ માગવાનો અભ્યાસ પડી ગયો છે. આપણે જાણે કેટલાયે ખરાબ હોઇએ, કેવા યે દુઃખથી પીડાતા થાસો પાડતા હોઇએ એવાં આ રૂઢીબંધ લખાતાં ભજનોનો હવે અંત આવે તો સારૂં. આ બધી કવિતામાં એક જાતના રીતરિવાજ અને જ્ઞાતિબંધારણ પડી ગયાં છે.

પુષ્પ ગમતું હોય તો તેની તાજી સુવાસથી છે. તેમ કવિતાની અસર તેમાં રહેલી અવનવી રમણીયતાથી છે. વ્યક્તિત્વ નેવે મૂકી કોઇ મહાન ગણાતા કવિને પગલે ચાલવાની વાંછનામાં, ચીમળાએલાં ફૂલ વડે સરસ્વતીની ઉપાસના કરવાનું લોકોએ ભૂલી જવું જોઇએ. વગર 'લાગણીએ લાગણી વ્યક્ત કરવાના પ્રયોગો હશે ત્યાં કવિતાનું સુંદર મુખ કાળું જ થવાનું.

'ઘણા વાગતા ખાલી ચણા'થી પણ ચેતવાની જરૂર છે. શબ્દના ઝાંઝર જેવી, શબ્દના ભાર નીચે કે ખોટા હીરાના લેબાસમાં ગૂંગળાતી, વાક્યોની ધાણી જેવી કવિતા લેખકનું કલ્પનાદારિદ્રય તરત સમજાવે છે ફૂંક મારે તો ઊડી જાય એવી, કે ખસેડતાં પણ ખસે નહિ એવી મહાભારત પંક્તિઓ કાવ્યભાવ કરતા કરણ કંટાળો ઉપજાવે છે.

જગતને કોઈ વ્યક્તિનાં ખાનગી વિલાસ કે સુખ-દુઃખ નથી જાણવાં, પણ નીરસ જીવનને રસ સીંચી ભાર ખેંચતા જીવનને હલકું બનાવવા કવિતાની આવશ્યકતા છે. કોઇની પત્નીએ તેના પ્રેમીને શું કહ્યું કે કર્યું તેની વાચકને પરવા નથી. ન આવડેલો હિસાબ ને વખાન ગણાવતા મહેતાજી જેવા આપણા એ કવિઓ હવે આપણને એમના પંજામાંથી મુક્ત કરે એવી પ્રાર્થના છે.

માનવની કુમળામાં કુમળી લાગણીઓ ઉપર ખરાબ કવિઓ પહેલો કાપ મૂકે છે. અડપલા છોકરા પેઠે ન ઝણઝણાવવાના તાર તે ઝણઝણાવી મૂકે છે. જાદુના પ્રયોગો જેવી ચમકાવી મૂકતી કવિતાઓ પણ વાંચનારની રસવૃત્તિના મૂળમાં દિવસેદિવસે ધીમું ઝેર રેડે છે. સુંદર દેહની સુંદરીઓનાં મનઃકલ્પિત દુઃખો કે એકાદ યુવકની નાસીપાસી દેખાડનાર કવિઓને નમસ્કાર કરવા જોઇએ. બેભાનના રાગડા કે અવ્યવસ્થિત મનના પોકારો થી નબળું મન જ દોરાય. કરુણા એવી કાયરતામાં નથી.

સાહિત્યનું ઝેર જાણ્યેઅજાણ્યે જિંદગીમાં આવવા ન દેવું જોઇએ. ગંદવાડમાં છાંટેલા અત્તર કરતા આપણને વાસ વિનાની સ્વચ્છતા જોઇએ છે. શરાબ કે શરબત નહિ પણ પાણી જોઇએ છે. વૃત્તિ ઉત્તેજિત કરે પણ તૃષા છિપાવે નહિ તે સાહિત્ય નથી.

બેસૂર બની જતી વીણા વગાડનાર કલાકારની સાહિત્ય યુગેયુગે વાટ જુએ છે.

## પ્રેમચંદજીનાં પુસ્તકો

હિંદી વાંચીઓ જેમને પ્રેમપૂર્વક ઉપન્યાસ-સમ્રાટનું ગૌરવ અર્પે છે તે, હિંદીના વાર્તાનવેશોમાં કિરીટ સમ ગણાતા શ્રી પ્રેમચંદજીની નવલિકાઓ ને નવલોનું સ્થાન હિંદભરના સાહિત્યમાં અનોખું ને ઉચ્ચ છે. આજન્મ નવલકારની શક્તિ દાખવતી એમની કૃતિઓમાં કલાવિધાનની ચાતુરી, ભાવોનું માર્દવ, સિદ્ધિઓનું સૌંદર્ય કે વાણીની વિશદતા—કશાની ઉણપ નથી. 'કુમાર'ના વાંચનારાઓને એમની કલાનો આસ્વાદ અમે 'શાંતિદા' ને 'સરધસ' એ બે વાર્તાઓ દ્વારા કરાવ્યો છે.

આજ સુધીમાં એમણે લખેલી આશરે ૨૦૦ નવલિકાઓના અનેક સંગ્રહો બહાર પડ્યા છેઃ પ્રેમ-પૂર્ણિમા, પ્રેમ-પચ્ચીસી, સપ્ત-સરોજ, પ્રેમ-દ્વાદશી, પ્રેમ પ્રમોદ, પ્રેમ-પ્રસૂન, પ્રેમ-પ્રતિમા, પ્રેમ-તીર્થ; નવનિધિ, પ્રેમ-ચતુર્થી. ને દરેક એમનાં નામમાં દર્શાવેલી સંખ્યાની ટૂંકી વાર્તાઓથી ભરેલી છે. 'પાંચ ફૂલ' એ નવી વાર્તાઓનો તાજો પ્રકટ થએલો સંગ્રહ છે. એ સિવાય 'ગલ્પ-રત્ન' નામનો નવો સંગ્રહ એમણે જુનાનો માંટે હમણાં ચૂંટીને બહાર પાડ્યો છે તેમાં પોતાની ચાર વાર્તાઓ ઉપરાંત હિંદીના નામચીન ગલ્પ લેખકો પં. વિશ્વંભરનાથ શર્મા કૌશિક, શ્રી સુદર્શન, 'ઉગ્ર' વગેરેની પણ ઉત્તમ ટૂંકી વાર્તાઓ પ્રેમચંદજીએ સંપાદિત કરીને મૂકી છે.

સ્વ. હાજીમહમ્મદે ગુજરાતીમાં ઉતારેલું નવલ 'સેવા-સદન' જેમણે વાંચ્યું હશે તેમને શ્રી પ્રેમચંદજીના ઉપન્યાસો વિષે વધારે કહેવાની જરૂર નથી. તે પછી 'પ્રેમાશ્રમ' 'સેવા-સદન' જેટલો જ આદર પામ્યું છે. અને હમણાં જ એમનું 'પ્રતિજ્ઞા' બહાર પડ્યું છે. વચમાં બીજાં ચાર નીકળી ગયાં

ઇચ્છુકો આ બધું સાહિત્ય 'સરસ્વતી પ્રેસ બનારસ સિટી'ને સરનામેથી મેળવી શકશે.

# પૂર્વ આફ્રિકાનો પ્રવાસ

૧૦ દારેસલામ

લેખક : રામનારાયણ ના. પાઠક

ડરબનથી જતાં મુંબાઇને કિનારેથી ઊપડેલી સ્ટીમર મોમ્બાસા, ઝંઝીબાર ને પછી દારેસલામ ઊભી રહે છે. આ કિનારા પર આવેલાં શહેરો ઇતિહાસ-ભરપૂર છે. મોમ્બાસા, ટાંગા, ને ઝંઝીબારની પેઠે દારેસલામ પણ પોતાનો પ્રાચીન ઇતિહાસ સંભળાવે છે ઝંઝીબારના સુલતાન સૈયદ મજીદ બીન સૈયદે ૧૮૬૨મા આ શહેર વસાવ્યું અને કિનારાનું પ્રાકૃતિક સૌંદર્ય તથા શાન્તિપ્રદ વાતાવરણ જોઇ એવું જ કવિતામય નામ રાખ્યું: દાર–એસ–સલામ—(દાર=દરવાજો, સલામ=શાંતિ.) શાંતિનું દ્વાર. સુલતાન સૈયદ મજીદના મૃત્યુ પછી દારેસલામમાં જર્મન વસવાટ થયો. ૧૮૯૧માં જરમન વાવટો ચડી ગયો. ગત મહાયુદ્ધ પહેલા ટાંગાનિકાને જર્મન ઇસ્ટ આફ્રિકા કહેતા. જર્મન ઇસ્ટ આફ્રિકાની રાજધાની દારેસલામ. જર્મનોએ પોતાના ફળદ્રુપ સંસ્થાનની આ રાજધાનીને સમૃદ્ધ અને દેખાવડી બનાવવા મહેનત આદરી. ગરમ આબોહવામાં શાંતિથી રહી શકાય માટે જાડી ભીંતો અને ઊંચા છતવાળાં મકાન બાંધ્યાં. ઓરડાઓ મોટા મોટા રાખવા પાછળ પણ એ જ કારણ જણાય છે. રસ્તાને કાંઠે ઘટાદાર ગુલમોર અને રારૂ હારબંધ વાવી બજારમાં શીળી છાય બિછાવી.

જર્મનોનો અમલ બહુ ક્રૂર હતો એમ અહીંના વતનીઓ કહે છે. જર્મનનું નામ પડતાં લોક કંપતા. નજીવા ગુના માટે કોરડા (કોરડાની ચામડીની સોટી) ફટકારતા. જર્મનો અંગ્રેજ જેટલા ફૂંકીને ખાનાર નથા લાગતા. મોગલની માફક તડ ને ફડ. દારેસલામમાં જર્મનોનું મથક હતું. છેવટ સુધી દારેસલામમા નાની મોટી લડાઇઓ થયા કરી હતી.

દારેસલામનું બારું બહુ જ ખરાબ છે. સ્ટીમરને કાંઠે લાવતાં અતિશય મુશ્કેલી પડે છે. જ્યારે સમુદ્રમાં દોઢ માઇલ દૂર ઊભેલી સ્ટીમરનું સુકાન કર્ણધાર (પાઇલોટ) લે છે ત્યારે સ્ટીમર એકદમ ધીમી પડી જાય છે. નાનકડા બે ખડક સામે પડેલા છે. ખડક અને કિનારા વચ્ચે માત્ર સવાસો વારનું જ અંતર છે. એમાંથી ખાડીમાં પ્રવેશ કરે છે. ખાડી લગભગ ત્રણસો વાર હશે. યુદ્ધ વખતે એક જર્મની સ્ટીમર પ્રવેશદ્વારમાં આડી ગોઠવી દીધી હતી. જો એ સ્ટીમર ઠેઠ સુધી એ પ્રમાણે જ રહી હોત તો જર્મનો વધારે ટક્કર ઝીલી શકત. પરંતુ સ્ટીમર આડી થઇને ભરતી વખતે દૂર ખસી ગઇ. અંગ્રેજ મનવારો ખાડીમાં ઘૂસી આવી. જર્મનો હાર્યા લડાઇ પછી અંગ્રેજોએ એક આફ્રિકાવાસીનું બંદુકદાર પૂતળું ચાર રસ્તા વચ્ચે ઊભું કર્યું છે. નીચે લખ્યું છે: 'આ લોકોએ પોતાના રાજા અને દેશનું રક્ષણ કરતાં જાન કુરબાન કર્યો. તમે પણ રાજાનું અને દેશનું રક્ષણ કરવામાં પ્રાણની પરવા નહિ કરો તો તમારૂં નામ અમર થશે.' શરૂઆતમાં આપણને આવા જ ઊંચાં ચરમાં એ લોકોએ ચડાવ્યાં હતાં. યુરોપની બધી જાતિઓમાં અંગ્રેજ સૌથી પહોંચેલા–કપટી મનાય છે.

દારેસલામ મોમ્બાસાથી સહેજ નાનું પણ વેપાર-રોજગારમાં આગળપડતું છે. કેળાંનું વાવેતર પુષ્કળ થાય છે. બજારમાં હિંદી વેપારીઓ જ નજરે પડે છે. થોડાઘણા જમીનદારો પણ છે. કેનિયાની માફક અહીં હિંદીને જમીન મેળવતાં મુશ્કેલી નડતી નથી. અંગ્રેજો હજી ત્યાંના પ્રમાણમાં અહીં થોડા આવ્યા છે, કેમકે જેમ યુગાન્ડાનાં હવાપાણી માફક નથી આવતાં તેમ અહીંની ગરમી તેમને અસહ્ય લાગે છે.

દારેસલામનો એક જ રસ્તો ફાંકડો છે; બાકીના સાદા છે. શહેર મૂકીને પાદરમાં આવો ત્યાં જંગલ શરૂ થાય. માત્ર શહેર વસ્યું છે એટલો ભાગ સાફ થયો છે. નાળિયેરી અને આંબાનાં વન ઝંઝીબારના બાગો જેવાં છે. દારેસલામથી લિંડી સુધી મોટરરસ્તો થયો છે. હજી બરાબર વહેવાર શરૂ નથી થયો. ઉજ્જડ પ્રદેશ છે. કીગોમા (લેઇક ટાંગાનિકા) સુધી ૭૭૩ માઇલ રેલવે છે. કીગોમા ટાંગાનિકાની સરહદ ગણાય છે.

અમે માંગાથી રેલવે રસ્તે દારેસલામ જવાના હતા, પરંતુ વરસાદને લીધે રેલવે લાઇન ધોવાઇ ગઇ એટલે નૈરોબીથી મોંબાસા જઇ સ્ટીમર રસ્તે જવું પડ્યું.

અમારો ઉતારો એક શાંબામાં હતો. નાળિયેરી અને આંબાના કુંજમાં આવેલું એકાંત મકાન હતું. આપણા દેશમાં ગામથી પાંચ સાત માઇલ દૂર મહાદેવની જગ્યાઓમાં જે શાંતિ મળે છે તેવી શાંતિ ઉનાળામાં શહેરમાંથી શાંબામાં જતાં મળે છે. શાંબામાં શિયાળા જેવી ઠંડક બારે ઉનાળે રહે છે. અમને એ સ્થળ આખી મુસાફરીનો થાક ઉતારવા માટે જ મળ્યું હોય એમ લાગ્યું. દારેસલામમાં નામ પ્રમાણે ગુણ છે. એની ખાડી આ શાંબાઓ આપે છે અને ખાડીમાં સ્ટીમર દાખલ થતી હોય છે ત્યારે કિનારા પરની દેખાતી ઘટાદાર વનરાજી આપે છે.

દારેસલામમાં પૂર્વ આફ્રિકામાં અજોડ એવું લાયબ્રેરીનું મકાન છે. એસોસીએશનમાં વેપારી વર્ગ પણ રસ લે છે. આર્યસમાજ મંદિર અને કન્યાશાળા છે. પાંચ જ વરસ પહેલાં આવી વસેલો નોકરીઆત વર્ગ આજે અહીં સુખી છે. જોકે અત્યારે તો બીજે ભાગે છે તેવી સ્થિતિ થતી જાય છે. નવા આવનાર [illegible] જુવાનોએ એક પગલું અહીં સ્થિર થાય પછી બીજો પગ દેશમાંથી ઉપાડવો એ સલામતી ભરેલું છે. બાકી [illegible] કરનારને તો જગતમાં ક્યાંય સુખ મળવાં જ નથી.

અમે પંદર દિવસમાં દારેસલામનું કામ ઉકેલ્યું ઉપરના ભાગમાં અને દક્ષિણ તરફ જવા [illegible] વાળ્યું. કારણકે દેશમાંથી અમારા દળના નાયકનો હુકમ મળી ચૂક્યો હતો કે 'આ આખરી સ્વાતંત્ર્ય-યુદ્ધમાં શામિલ થવા વાયુવેગે આવી પહોંચો.'

અશાન્તિથી ઊકળતા જગતમાં સ્થિર શાન્તિ સ્થાપવા અવતરેલા, શાંતિના પયગંબર મહાત્માજીની પતાકા નીચે ખડા થવા અમે એકે પગે ખડા રહ્યા.

આખરે તા. ૨૫મીની સવારે અમારા જહાજે શાંતિના દ્વારમાંથી લંગર ઉઠાવ્યું. (સંપૂર્ણ)

## રખડુ ટોળી

જે ચાલુ વાર્તા તરીકે 'કુમાર'માં આવતી તે થોડી મુદતમાં શ્રી દક્ષિણામૂર્તિ ભવન તરફથી પુસ્તકાકારે બહાર પડવાની હોવાથી 'કુમાર'માં બંધ કરી છે.



છબી પાડવાનો અથવા ફોટોગ્રાફી શીખવાનો તો ઘણાને શોખ હશે, પરંતુ એ ફોટોગ્રાફ કેવી રીતે પડે છે તે જાણવાની દરકાર ઘણા થોડા કરે છે. જેઓ પોતે કૅમેરા ખરીદીને ફોટોગ્રાફી શીખે છે, તેઓ ફક્ત ફોટોગ્રાફ લેવાની રીતો જાણવાનો જ પ્રયત્ન કરે છે:— એક્સપોઝર કેમ આપવો, પ્લેટ કેવી રીતે ધોવી, પ્રિન્ટ (છાપ) કેવી રીતે કાઢવી તે જાણવાનો જ ફક્ત પ્રયત્ન કરે છે. પરંતુ એક્સપોઝર આપવાથી અથવા તો પ્લેટ ધોવાથી અંદર શા શા ફેરફાર થાય છે, ને શાને અંગે થાય છે તે તેઓ જાણવા દરકારી બતાવતા નથી. અને જ્યારથી પ્લેટો તૈયાર મળવા લાગી છે ત્યારથી પ્લેટો કેમ બનાવવામાં આવે છે, તેમાં શી શી રાસાયનિક દવાઓ આવે છે, તે જાણવાનો તો ઘણા જ થોડા પ્રયત્ન કરે છે. ફોટોગ્રાફ કેવી રીતે લેવો, એક્સપોઝર કેટલું આપવું વગેરે તો 'ફોટોગ્રાફી'ની લેખમાળા દ્વારા આ માસિકના વાંચનારાઓના જાણવામાં આવ્યું હશે. મારો ઉદ્દેશ ફોટોગ્રાફીમાં શા શા રાસાયનિક ફેરફાર થાય છે તે અહીં દર્શાવવાનો છે.

સિલ્વર ક્લોરાઇડ, સિલ્વર બ્રોમાઇડ અને સિલ્વર આયોડાઇડ એ ત્રણે વસ્તુઓમાં એવો ગુણ છે કે તે પર સૂર્યનું કે દીવાબત્તીનું જરા પણ તેજ પડે તો તેમાં એક જાતનો એવો રાસાયનિક પલટો થાય છે કે જેથી તેઓનો રંગ પીળામાંથી કાળો થઇ જાય છે. આ ગુણ સિલ્વર બ્રોમાઇડમાં વધારે એમ હોવાથી, ફોટોગ્રાફીમાં ઘણુંખરું સિલ્વર બ્રોમાઇડ જ વપરાય છે.

છબી પાડવાની પહેલેથી છેવટ સુધીની ક્રિયાઓના છ ભાગ પાડી શકાય: (૧) પ્લેટની બનાવટ, (૨) એક્સપોઝર, (૩) ડેવેલપમેન્ટ, (કાચ ધોવો તે) (૪) ફિક્સિંગ—તેને કાયમી બનાવવો તે—, (૫) પ્રિન્ટિંગ—એટલે કાગળ પર છાપ લેવી, (૬) ટોનિંગ.

(૧) પ્લેટની બનાવટ તો તદ્દન સહેલી છે. જિલેટીન (સરેસ) અને સિલ્વર બ્રોમાઇડ એ બંનેને

# ફોટોગ્રાફીનું રસાયન

સાથે ભેળવીને ઉકાળવામાં આવે છે અને તે ઠંડું થયા પછી તેને કાચના એક સાદા કકડા ઉપર એક બાજુએ આછુંઆછું લગાડવામાં આવે છે. તે સુકાયું કે પ્લેટ તૈયાર. પરંતુ ઉપર કહી ગયા પ્રમાણે સિલ્વર બ્રોમાઇડ ઉપર જો તેજ પડે તો તે કાળું થઇ જાય છે, તેથી આ ક્રિયા એકદમ અંધારામાં કરવામાં આવે છે. આમાં સરેસનું કામ તો ફક્ત સિલ્વર બ્રોમાઇડને કાચની સાથે સખત ચોંટાડી દેવાનું હોય છે. આ ક્રિયા તો આપણે ધારીએ તો આપણી મેળે પણ કરી શકીએ, પણ તેમ કરવા જતાં તદ્દન અંધારૂં મળવું મુશ્કેલ પડે છે. અને આજકાલ તૈયાર પ્લેટો એટલી તો સસ્તી થઇ છે કે તે જ વાપરવાનું સલાહકારક તેમજ ફાયદાકારક છે. હાલના નાના કૅમેરાઓમા કાચની પ્લેટને બદલે ફિલ્મ આવે છે. એ ફિલ્મ કાચની જગ્યાએ કચકડાની કોરી ફિલ્મ રાખીને ઉપર પ્રમાણે જ બનાવવામાં આવે છે.

(૨) એકસપોઝર: કાચ પર છબી લેવી. પ્લેટ અથવા ફિલ્મને કૅમેરામાં તેની જગ્યાએ ગોઠવવામાં આવે છે. પ્લેટ ગોઠવવાનું કામ પણ અંધારામાં જ કરવામાં આવે છે. ફોટોગ્રાફ લેતી વખતે ફોટોગ્રાફર કૅમેરા ઉપર કાળો પડદો નાખે છે તેનું કારણ એ છે કે કાળા પડદાથી તેજને અટકાવી શકાય છે અને પાછલા કાચ પર કેવી છાપ આવશે તે જોઇ શકાય છે. ફિલ્મ તો અજવાળામાં પણ ગોઠવી શકાય છે, કારણકે ફિલ્મ ઉપર રાતો કાગળ રાખીને તેના પૅકર્સ રોલ કાળજીથી બનાવેલા હોય છે. કૅમેરા બંધ કર્યા પછી જ ફિલ્મને ફેરવીને છાપની જગ્યાએ લાવવામાં આવે છે. પણ પ્લેટ-કૅમેરામાં, કાચની પ્લેટને તેને ઠેકાણે ગોઠવ્યા પહેલાં ફોટોગ્રાફર ફોકસ લે છે, એટલેકે બરાબર, પ્લેટની જગ્યાએ છબી પડાવનારનું ચિત્ર એકદમ ચોકખું દેખાય એવી રીતે છબી પડાવનાર અને કૅમેરા વચ્ચેનું અંતર ગોઠવે છે. ત્યાર-પછી પ્લેટ તેને ઠેકાણે મૂકવામાં આવે છે. અત્યાર સુધી લેન્સનું ઢાંકણ ખુલ્લું રાખી શકાય છે, પણ પ્લેટ મુક્યા પછી તેને ખુલ્લું રાખી શકાય નહિ. આ પછી લેન્સનું ઢાંકણ માપ પુરતા વખત જેટલું ખોલી નાખી અને પછી તરત જ બંધ કરવામાં આવે છે. બસ! ફોટોગ્રાફ લેવાઈ ગયો. ઢાંકણ કેટલો વખત ખુલ્લું રાખવું તે દિવસ અને વખત ઉપર આધાર રાખે છે. વાદળાંવાળો દિવસ હોય અથવા તો સાંજ હોય તો વધારે વખત ખુલ્લું રાખવું પડે છે. આ ક્રિયાને અંગ્રેજીમાં એકસપોઝર કહે છે.

નિયમ એવો છે કે ધોળા રંગની વસ્તુ હમેશાં વધારેમા વધારે તેજ ફેંકે છે જ્યારે કાળા રંગની વસ્તુ ઓછામાં ઓછું તેજ ફેંકે છે. દાખલા તરીકે જો છબી પડાવનાર માણસે ધોળું ધોતિયું તથા ખાદીનું પહેરણ પહેર્યા હોય, અને માથે ઉઘાડો હોય તો ધોળો રંગ વધારે તેજ ફેંકતો હોઇને, પ્લેટમાં તેનાં પહેરણ અને ધોતિયાનો રંગ કાળો પડે છે, કારણકે તેટલા ભાગમાં ઘણું તેજ પડતું હોવાથી, પ્લેટ ઉપરનું સિલ્વર બ્રોમાઇડ વધારે કાળું થઇ જાય છે, અને વાળ કાળા હોઇને (માણસ બુઢ્ઢો ન હોય તો) તે બીલકુલ તેજ ફેંકતા નથી, એટલે પ્લેટમાં વાળની જગ્યાએ સિલ્વર બ્રોમાઇડનો રંગ ન બદલાતાં ધોળો રહે છે.

(૩) ડેવેલપમેન્ટ: ત્યાર પછી પ્લેટ ઉપર જરા પણ તેજ ન પડે એવી રીતે તેને ઢાંકી લઇને કૅમેરામાંથી ખસેડવામાં આવે છે અને તેને, જેમાં તેજનું એક પણ કિરણ ન આવતું હોય તેવા ઓરડામાં લઇ જવામાં આવે છે. ફોટોગ્રાફરો આવા ઓરડાને 'ડાર્ક રૂમ' કહે છે. લાલ રંગનું તેજ સિલ્વર બ્રોમાઇડ ઉપર અસર નહિ કરી શકતું હોવાથી ડેવેલપમેન્ટની ક્રિયામાં ઝાંખું લાલ રંગનું ફાનસ હોય તો ખાસ વાંધો નથી.

અત્યાર સુધીમાં પ્લેટ ઉપર તેજની અસર થઇ હોય છે જ. પરંતુ અમુક કારણોને લીધે તે અસર

નજરે જોઇ શકાય એવી હોતી નથી; (આ કારણો હજુ સુધી કોઇના જાણવામાં આવ્યાં નથી) પણ એ પ્લેટને 'ડેવેલપ' કર્યા પછી આ અસર આપણે ચોકખી જોઇ શકીએ છીએ. એથી જ આ ક્રિયાનું નામ 'ડેવેલપમેન્ટ' પડ્યું છે. આ ક્રિયામાં 'ફેરસ સલ્ફેટ' અથવા તો 'પાયરોગૅલિક ઍસિડ'નું કામ પડે છે. આ બંને વસ્તુઓમાં એવો ગુણ છે કે પ્લેટના જે ભાગો ઉપર તેજની અસર થઇ હોય તે ભાગો ઉપર જ તેઓ આગળ ફેરફારો કરે છે. પ્લેટને આ રસાયનના પાણીમાં ધોવાથી સિલ્વર બ્રોમાઇડમાં રહેલો બ્રોમીન, વાયુના રૂપમાં ઊડી જાય છે અને તે ભાગ ઉપર ફક્ત રૂપું રહે છે. જે ભાગમાં વધુ તેજ પડ્યું હોય તે ભાગ પર વધુ રૂપું ચોંટી રહે છે ને પરિણામે તે ભાગ વધુ કાળો બને છે; અને જે ભાગ પર ઓછું તેજ પડ્યું હોય તે ભાગ ઓછો કાળો બને છે. આ ક્રિયા થઇ રહ્યા પછી તે પ્લેટને 'નેગેટિવ પ્લેટ' કહે છે, કારણકે તેમાં બધા રંગો ઉલટા પડે છે.

(૪) ફિક્સિંગ: હજુ પણ પ્લેટના જે ભાગો ઉપર તેજની અસર ન થઇ હોય તે ભાગો ઉપર સિલ્વર બ્રોમાઇડ જેમનું તેમ હોય છે, એટલે પ્લેટને અજવાળામાં લઇ જઇ શકાય નહિ. તેમ કરવા માટે પ્લેટને સોડિયમ થાયો સલ્ફેઇટ (ફોટોગ્રાફીમાં તેને 'હાઇપો સૉલ્ટ' કહે છે તે)ના પાણીમાં બનાવેલા 'સોલ્યુશન'થી ધોવી જોઇએ. આથી જ્યાં રૂપું ન જામી ગયું હોય, એટલેકે જે ભાગોમાં તેજની અસર ન થઇ હોય ત્યાં રહેલું સિલ્વર બ્રોમાઇડ એ 'હાઇપો સોલ્યુશન'માં ઓગળી જાય છે, અને આખી પ્લેટ ઉપર ફક્ત છાયા-પ્રકાશ પૂરતાં જીલેટીન અને રૂપું એ જ રહે છે. હવે તેને બહાર અજવાળામાં કાઢી શકાય છે.

(૫) પ્રિન્ટિંગ: તૈયાર ફોટોગ્રાફમાં પૂંઠા ઉપર જે કાગળ ચોંડેલો હોય છે તેને 'પ્રિન્ટિંગ પેપર' કહે છે. આ કાગળ ઉપર પણ સિલ્વર બ્રોમાઇડ જ હોય છે અને તેને પણ પ્લેટની માફક જ (પ્લેટને બદલે જાડો કાગળ રાખી) બનાવવામાં આવે છે. આ કાગળો પણ પ્લેટની માફક અંધારામાં બનાવવામાં તથા રાખવામાં આવે છે.

આ કાગળને એક ફ્રેમમાં મૂકવામાં આવે છે અને તેને અડાડીને ઉપર ડેવેલપ થએલી પ્લેટ રાખવામાં આવે છે. ફ્રેમની બનાવટ એવી હોય છે કે 'પ્રિન્ટિંગ' પેપર ઉપર ફક્ત પ્લેટમાં થઇને જ તેજ પડી શકે છે. આ ગોઠવવાની ક્રિયા ડાર્ક રૂમમાં કરવી પડે છે અને ડાર્ક રૂમમાંથી બહાર આવતાં પહેલાં અથવા તેને પ્રકાશ સામે ધરતાં પહેલાં જે બાજુએ પ્લેટ હોય તે બાજુએ ફ્રેમને ઢાંકણથી ઢાંકી દેવામાં આવે છે.

આ ક્રિયામાં પણ ઉપર રહેલો નિયમ જ લાગુ પડે છે. ઇલેક્ટ્રિક લાઇટ અથવા પ્રકાશ સામે પ્લેટની બાજુ રાખી અને જરૂર પૂરતા ગણતરીના થોડા વખત સુધી ઢાંકણ ખસેડવામાં આવે છે ને પછી તરત જ બંધ કરી દેવામાં આવે છે. પ્લેટમાં પહેરણ અને ધોતિયું કાળાં હતાં એટલે પ્લેટના તે ભાગમાં થઇને તેજ પસાર થઇ શકતું નથી, તેથી 'પ્રિન્ટ'માં તે ભાગ ઉપરનું સિલ્વર બ્રોમાઇડ કાળું થતું નથી; અને વાળ પ્લેટમાં ધોળા હોઇને પ્રિન્ટમાં તે ભાગ ઉપરનું બ્રોમાઇડ કાળું થઇ જાય છે. પરિણામે પ્રિન્ટમાં વાળ કાળા પડે છે અને પહેરણ તથા ધોતિયું ધોળાં પડે છે. આ રીતે છબી પડાવનારના ચહેરા તથા કપડાંનો મૂળ રંગ પ્રિન્ટ ઉપર આવે છે. આ પ્રિન્ટને 'પૉઝિટિવ' કહે છે.

હજુ પણ પ્રિન્ટમાં જે ભાગમાં તેજની અસર ન થઇ હોય ત્યાં સિલ્વર બ્રોમાઇડ તો હોય છે, તેથી તેને ડાર્ક રૂમમાં ઉપર પ્રમાણે હાઇપો સોલ્યુશનમાં ફરી ધોવામાં આવે છે. આ ક્રિયા સૂર્યના તેજમાં પણ થઇ શકે છે. ત્યાર પછી આ પ્રિન્ટ સુકાવા દેવામાં આવે છે.

(૬) ટોનીંગ: પ્રિન્ટ સુકાયા પછી તેને જુદીજુદી જાતના રંગ ચડાવવામાં આવે છે. આ ક્રિયાને 'ટોનિંગ' કહે છે. ગોલ્ડ ક્લોરાઇડમાં આ પ્રિન્ટને થોડો વખત રાખવાથી તેના ઉપરના થોડા રૂપાને ખસેડી થોડું સોનું તેની જગ્યાએ ચોંટી જાય છે અને આથી તે ફોટોગ્રાફને પીળાશપડતો સુંદર રંગ આપે છે. નેગેટિવ પ્લેટ ઉપરથી ગમે તેટલા પ્રિન્ટ પાડી શકાય છે. ટોનિંગની ક્રિયા ડેવલપમેન્ટની સાથે પણ થઇ શકે છે.

શિખાઉ ફોટોગ્રાફરો ઉપરના બધા રાસાયનિક ફેરફારો ધ્યાનમાં લઇને પોતાના પ્રયત્નો ચાલુ રાખે તો તેઓ ઘણી ઝડપથી ફોટોગ્રાફી શીખી શકે, એટલું જ નહિ પણ તેમના અમુક પ્રયાસો નિષ્ફળ ગયા હોય તો એ નિષ્ફળતાનું કારણ શોધીને પોતાની ભૂલો સુધારી શકે.

**ધીરજલાલ રતિલાલ મહેતા**

# ખીમો ચોકીદાર



મારા એક મિત્ર ફોજદાર હતા. એની નીચે એક ચોકીદાર. એનું નામ ખીમો.

ખીમો ખાનદાનીનો કટકો. એની ચોકી એટલે આરબની ચોકી. ગમે તે સુખેથી એને સોંપી દો ને નિરાંતે ઊંઘો. એક વાર ખીમાના પહેરામાં આવ્યું એટલે પત્યું.

ખીમો શું બહુ બહાદુર હતો? હા, ખીમો બહાદુર તો હતો જ. અત્યારે તો ખીમો આધેડ છે; પણ જુવાનીમાં ખીમો લશ્કરની ભરતીમાં ગએલો. દુશ્મનના ઘા સામી છાતીએ ઝીલેલા.

પણ બહાદુરી કાંઈ એક જ વાત ન હતી. ખરી વાત એની ખાનદાની હતી. ખીમો ચોકીનું કામ ન લેવું હોય તો ન લે, પણ લીધા પછી ખાંડાની ધારે ચોકી કરે. પછી આંખનું એક મટકું ન મારે. પછી સવાર સુધી આડા પડખાનું નામ નહિ.

ખીમો રાત્રે ચોકી કરે તે ખોંખારા બોંખારા ન મારે. કહેશે, 'એમ તો ચોર ભાગી જાય.' ખીમો અંધારામાં બેઠો રહે. જરાક સંચર થાય કે ખડ કાન માંડે ને કેણી કોરથી ખળભળાટ થાય છે તે તપાસે; ને પછી ખાધરો તે તરફ ઊપડે. ખીમો પગને ઓળખે. કહેશે, 'મને બધા પગની ખબર પડે. તમ રેખાના પગની ને ચોરટાના પગની ખબર પડે. ઢોરઢાંખરના પગની ને શિયાળ સસલાંના પગની ય ખબર પડે.'



ખીમો હતો તો આપણો ભરવાડ. ભરવાડ તે એવો ભરવાડ કે અસલ ભરવાડ. પણ સિપાઈનો ડરેસ પહેરી પે'રે ચડે ત્યારે ખીમો સિપાઈ જેવો લાગે. ખીમો તે વખતે બોલે પણ રૌફથી,—સિપાઈ જેવું. પણ ભરવાડ સિપાઈ જેવું બોલે તે કેવું બોલે? સાંભળો:

ફોજદાર એક વાર રાતે રોન મારવા નીકળ્યા ને ખીમો અંધારામાં ઊભો હતો. ફોજદારે ટપાર્યો, 'કોન હે?'

ખીમો કહે, 'સાબ, ઈ તો ખીમો ખડ્યા હે!'

ફોજદાર હસી પડ્યા. કહે કે 'વાહ રે ખીમા ને વાહ રે તારી બોલી.'

નોકરીમાં એવા સિપાઈ પણ હતા કે બંદુક રાખે, ભાલા રાખે, પણ રોનમાં નીકળે ત્યારે 'ઘોળિયા ખાડા' પાસેથી નીકળતાં છાતી ધબકધબક થાય. નોકરી કરી એટલે શું થાય? પણ મનમાંથી ભૂત-પલિતની બીક ન જાય.

પણ ખીમો તો ભરવાડ. કહેવત છે ના કે 'ભૂત ન દેખ્યા હોય તો દેખો ભરવાડા.' ખીમાને પૂછ્યું, 'ખીમા, સબોંનરથી બીએ ખરો કે?'

ખીમો કહે, 'અરે હું પોતે જ સબોંનર છું ને?'

સબોંનર એટલે ભૂત.

ખીમો ફોજદારને ત્યાં ડેલીએ પે'રે હોય ત્યારે છોકરાંને મજા. ખીમા ફરતાં ઘેરી વળે ને કહે, 'ખીમાભાઈ લડાઈની વાતો કરો, લડાઈની વાતો કરો.'

ખીમો એ . . . મોટીમોટી લડાઈની વાતો કરે. મોટીમોટી બંદુકો ધાણી ફૂટે એમ ધડાધડ ફૂટે ને માણસો ડબૂકડબૂક હેઠે પડે, ને લડાઈ હોય ત્યાં કાંઈ ગીધડાં ને સમળીઓ આવે! એને તો બહુ પાકે. રાત દિ' ઉજાણીઓ કર્યા કરે.

લડાઈમાં ખીમાને હાથ ઉપર એક ભાલો વાગેલો. ખીમો છોકરાંને એ ઘા બતાવે ને છોકરાં ધારી ધારીને જુએ.

ખીમો દીઠે વિકરાળ, પણ છોકરા સાથે તો ગાય જેવો હતો. ખીમો સિપાઈ હતો પણ ભારે ખાનદાન.

ગિજુભાઈ

# માધુકરી



કેસર રંગે, કાળ-ભુજંગે,
જીવન ઘોળી, ખેલતો હોળી અંગે, હો ભાઇ! જીવન હોળી અંગે
મુક્તિકાજે, અમર સાજે
કોણ રે મરશે ભાઇ, હો રે, કોણ રે મરશે ભાઇ?
ભારત વીર! ભારત વીર!
(પ્રસ્થાન) મરવા અમે સૌ અધીર; મરશું અમે ભારત વીર. 'સુન્દરમ્'

## મેરી સ્પિરીડોનોવા

સ્વતંત્રતાની વેદી પર કેટલા યે વીરાત્માએ પોતાના દેહનાં બલિદાન આપ્યાં હશે. કેટલાઓએ પોતાનાં અમૂલ્ય જીવન એને માટે ફના કર્યાં હશે. સ્વતંત્રતા માટે એવાં પ્રાણાર્પણ કરવામાં ઘણી સ્ત્રીઓએ પણ અમૂલ્ય ભાગ ભજવ્યો છે. ખાસ કરીને રશિયાના આધુનિક ઇતિહાસનાં સેંકડો પૃષ્ઠ રમણીઓની વીરતાના રંગે રંગાયાં છે. રશિયન ઇતિહાસમા સુવર્ણાક્ષરે અંકિત થએલી એ નામાવલિમાં વીર રમણી મેરી સ્પિરીડોનોવાનું નામ અતિ ઉજ્જ્વલ છે. રશિયાના સ્વાતંત્ર્યના ઇતિહાસમાં તેના બલિદાને શહીદ પદ પ્રાપ્ત કર્યું છે.

આજથી લગભગ ચોવીસ વર્ષ પહેલાંની એ વાત છે. રશિયાના તંબોફ પ્રાંતમાં ભયંકર પ્રકારના જુલ્મો થઇ રહ્યા હતા. એ પ્રાંતના ક્રૂર હાકેમ લુજેનોવસ્કીની મનમાનતી છૂટથી તેના સિપાઈઓ પ્રજા પર આકરા જુલ્મો ગુજારતા. તેઓએ હજારો ખેડુતોની કતલ કરી હતી; અસંખ્ય ખેડુતોને જેલમાં મોકલી દેવામા આવ્યા હતા. એ સિપાઇઓને અબળાઓ પર અત્યાચાર કરતાં તેમજ લૂટતાં કોઇ પણ અટકાવી શકે એમ ન હતું અને આથી તેઓ દિન પ્રતિદિન પોતાનો અત્યાચાર વધારતા જતા હતા. જ્યારે ક્રાંતિકારોની સંસ્થાએ જોયું કે આ અત્યાચાર અટકાવવાનો હવે કોઈ પણ ઉપાય નથી ત્યારે તેમણે પોતાના ખાસ સંમેલનમાં ઠરાવ કર્યો કે 'જે મનુષ્યની આજ્ઞાથી આ લોહી રેડાઇ રહ્યું છે તેના લોહીથી જ પ્રજાની પિપાસા શાંત થશે.'

મેરી સ્પિરીડોનોવા તંબોફની ક્રાંતિકારી સમિતિમાં સભાસદ હતી. એ સમયે એની વય વીસ વર્ષની જ હતી. ચાર પાંચ વર્ષ પહેલાં પંદર વર્ષની કુમળી વયે પણ એ જેલની મુલાકાત લઇ આવી હતી અને એનું નામ સરકારી દફતરમાં કાળા અક્ષરોએ લખાઈ ગયું હતું જ્યારે સમિતિએ ઉપલો ઠરાવ કર્યો ત્યારે એનું હૃદય હર્ષથી ઊછળ્યું તે બોલી કે, 'આ ઠરાવને અમલમાં મૂકવાનો સર્વ ભાર મારા શિર પર હું લઉં છું આપ સર્વ આ બાબતથી નિશ્ચિંત રહેજો.'

૧૯૦૬માં પોલીસને સમિતિના ઠરાવની અને સ્પિરીડોનોવાના સંકલ્પની ખબર પડી સ્પિરીડોનોવાને આ વાતની જાણ થતાં જ એ ચેતી ગઇ. પછી તો તે એવી ખૂબીથી વેશપલટો કરતી કે તેના અંગત મિત્રો પણ તેને પારખી ન શકતા. પોલીસે તેને પકડવાની અથાગ પણ નિષ્ફળ મહેનત કરી.

લુજેનોવસ્કીના વફાદાર અંગરક્ષકને ખબર પડી ગઇ કે એક ક્રાંતિકારી સ્ત્રી તેના માલિકનું ખૂન કરવાના પ્રયત્નો કરી રહી હતી. સ્પિરીડોનોવાએ લુજેનોવસ્કીનું ખૂન કરવાના જે જે પ્રયત્નો આદર્યા તે બધા તે રક્ષકની સમયસૂચકતાથી નિષ્ફળ નિવડયા. છતાં સ્પિરીડોનોવા નિરુત્સાહી નહોતી થઈ. તે એક પછી એક ઉપાયો યોજ્યા જ કરતી. આમ કેટલોક સમય વીતી ગયો. ૧૯૦૬ની ૧૬ મી જાન્યુઆરીએ ત્રીજા વર્ગની ટિકિટ લઇને એ જરદેવના સ્ટેશન પર ટ્રેનની વાટ જોતી ઊભી હતી. એટલામાં લુજેનોવસ્કી એ ટ્રેન મારફતે જ બોરીસોગ્લિબ્સ્ક જવા માટે ઊભેલો તેણે જોયો. એણે તરત જ ત્રીજા વર્ગની ટિકિટ બદલીને બીજા વર્ગની લીધી અને ગાડી આવતાં જ લુજેનોવસ્કીની પાસેના ડબામાં બેસી ગઇ. બોરીસોગ્લિબ્સ્ક સ્ટેશને પહોંચતાં જ તે બહાર નીકળીને ટ્રેનની સીડી પર ઊભી રહી નિશાળમાં ભણવા જતી કોઇ બાળા જેવો પોશાક પહેરી તે ઊભીઊભી પ્લૅટફૉર્મનું દૃશ્ય જોતી હતી. બળવાન કૉસૅક સિપાઇઓ અને શરીરરક્ષકો બધાને બાજુ કરી રહ્યા હતા. જ્યારે આખું પ્લૅટફૉર્મ ખાલી થઇ ગયું ત્યારે લુજેનોવસ્કી ડબામથી સ્ટેશન પર ઊતર્યો અને સિપાઇઓની વચ્ચે ચાલવા લાગ્યો. પણ એટલામાં રિવૉલ્વરનો અવાજ થયો અને લુજેનોવસ્કીની છાતી વીંધતી એક

ગોળી આરપાર નીકળી ગઇ. લુઝેનોવસ્કી નીચે પડ્યો કે તરત જ સ્પિરીડોનોવા ટ્રેનમાંથી કૂદીને એની પાસે ગઈ અને બધાના દેખતાં એના પર ઉપરાઉપરી ત્રણ ગોળીઓ છોડી એની છાતી ચીરી નાખી તેણે આ કામ એટલી ત્વરાથી કર્યું કે લુઝેનોવસ્કીના રક્ષકો એકબીજાનાં મોં જોતા જ રહી ગયા! એ પછી પાંચમી ગોળીથી એ પોતાના દેહનો અંત આણવા ઇચ્છતી હતી; પણ એની એ ઇચ્છા પૂર્ણ ન થઇ. જેવી એ પોતાના પર રિવૉલ્વર છોડવા જતી હતી તેવી જ એક કોસૅક અફસરે એના હાથમાંથી રિવૉલ્વર ઝૂંટવી લીધી અને એના બે હાથ પકડી એને સખત માર માર્યો. એ બેહોશ થઇને નીચે પડી અને લુઝેનોવસ્કીના સિપાઇઓ તેના પર તૂટી પડ્યા. મારતાં અંતે તેઓ થાકી ગયા ત્યારે જ એને પકડીને સ્ટેશનની બહાર લઈ ગયા. બેભાન હાલતમાં એને શહેરની કોટવાલીમાં પહોંચાડવામાં આવી.

એ કાળ કોટડીમાં તે તદ્દન નગ્ન હાલતમાં હતી અને સિપાઇઓ વારેવારે તેને અસભ્ય શબ્દો બોલી ચીડવતા હતા. થોડા વખત પછી તેના પર ચાબુકનો માર વરસાવવામાં આવ્યો. પણ આટલાથી યે સિપાઇઓને સંતોષ ન થયો એટલે તેના શરીર પર અગ્નિ સળગાવ્યો અને તેઓ તેના દેહની ચામડી ચીરવા લાગ્યા. એ વખતની એની સ્થિતિ જોઇને બાલબલાનાં હૃદય પણ કમકમી ઊઠી આંસુ સારે. પણ દ્રઢતાની મૂર્તિરૂપ સ્પિરીડોનોવાએ આટલાં કષ્ટો શિર પર પડ્યાં છતાં પણ 'ક્રાંતિકારીઓનો પત્તો તેમજ એ આંદોલનને તોડી પાડવામાં કોઇ પણ જાતની સહાય આપી જ નહિ. સિપાઇઓના આ અમાનુષી અત્યાચારોથી તેની એક આંખ ગઇ હતી અને તેનું શરીર પણ અસંખ્ય ઘાથી મરણતોલ અને છિન્નભિન્ન થઈ ગયું હતું.

કેટલાક સમય પછી સ્પિરીડોનોવાને તમ્બોફ પહોંચાડવામાં આવી અને ફોજી અદાલત દ્વારા એના અપરાધ પર વિચાર ચાલવા લાગ્યો. પંદર સોળ દિવસ એ તમ્બોફની જેલમાં રહી. એ દરમ્યાન પોતાની માતાને મળવા માટે એણે અધિકારીવર્ગ સાથે ઘણો પત્રવ્યવહાર કર્યો, ત્યારે એની માને મળવાની એને છૂટ મળી. પોતાની પ્રાણાધાર 'મરૂસીમા'ની કરુણાવસ્થા જોઇને એ હબકી ગઇ. એ કેવું દારુણ દૃશ્ય હતું! એની એ લાડકી દીકરીના અંગમાં અસંખ્ય ઘા પડ્યા હતા અને તેમાંથી રુધિરનો પ્રવાહ વહી રહ્યો હતો. થોડા વખત સુધી એની મા ઓરડાના દરવાજા પર ચૂપચાપ ઊભી રહી; પછી એની પાસે જઇને એને ટીકીટીકીને જોવા લાગી. એની સ્થિતિ જોઇને માતાની આંખમાંથી અશ્રુઓનો પ્રવાહ વહેવા મંડ્યો. મા-બેટી વચ્ચે શી વાતચીત થાય છે એ સાંભળવા માટે એક અમલદાર ઊભો હતો.

સ્પિરીડોનોવા એ સમયે ભાનમાં હતી, એટલે ઘણી મુશ્કેલીથી એ ભાંગ્યાતૂટ્યા શબ્દોમાં બોલી કે 'હું ઘણા આનંદથી મરીશ. મને દુઃખ એટલું જ થાય છે કે હું એ જ વખતે મારો જાન આપી ન શકતાં આ નીચ પાપીઓના હાથમાં જીવતી પકડાઇ.'

ફોજી અદાલતે બંધ ઓરડામાં સ્પિરીડોનોવાનો કેસ ચલાવ્યો. દરમ્યાન સ્પિરીડોનોવાની તબિયત ધીમેધીમે સ્વસ્થ થતી હતી. બૅરિસ્ટરે દર્ખાસ્ત કરવાથી એના ઘાની તપાસ ડૉક્ટરની મારફતે થતી હતી. આ ડૉક્ટરે સિપાઇઓના તેમજ લુઝેનોવસ્કીના અમલદારોની પાશવતા અને નૃશંસતા પર એવો પ્રકાશ પાડ્યો કે જેથી સરકાર સાથે સંબંધ રાખનારાઓનાં શિર પણ લજ્જાથી નમી ગયાં.

ન્યાયાધીશે સ્પિરીડોનોવાને પ્રશ્ન કર્યો કે 'તારે તારા બચાવ માટે કંઈ કહેવું છે?' એના પ્રશ્નના ઉત્તરમાં સ્પિરીડોનોવાએ નિર્ભયતાપૂર્વક જે નિવેદન કર્યું તે કોઇ પણ દલિત દેશની હાલતનું તાદૃશ્ય વર્ણન આપે એવું છે: 'સજ્જનો! આ દેશ પર આપ ચાહો ત્યાં દૃષ્ટિ નાખો તો પણ આપને સંતુષ્ટ અને સુખી પ્રજા ક્યાંયે નહિ મળે જે લોકો ગરીબોને સતાવી રહ્યા છે, જેઓની સત્તા ચોતરફ વ્યાપી રહી છે તેઓ પણ અત્યારે સુખી નથી. એમની સુખશાંતિમાં વિઘ્ન કરનાર એ જ્ઞાન અને વિશ્વાસ છે કે એમનો એ વિજય ફક્ત થોડા વખતને માટે જ છે. અને આ વિચાર ઉત્પન્ન થતાં જ તેઓ શોકસાગરમાં ગરકાવ થઈ જાય છે. જેઓ આજે અન્યાય અને અત્યાચારની ચક્કીમાં પિસાઇ રહ્યા છે તેઓ પણ વખત આવતાં એકતાને માટે કોઈ પણ પ્રકારે પ્રયત્નો કરશે. મારા પોતાને માટે તો મને કોઈ પ્રકારનો ડર નથી. મોટામાં મોટી સજા તમે મને મોતની આપી શકશો. પરંતુ તમે મારો આ વિચાર તો નષ્ટ નથી જ કરી શકવાના કે એક સમય એવો આવશે કે જ્યારે બધા લોકો સ્વતંત્રતાનું સુખ અનુભવશે, જ્યારે સત્ય અને ન્યાયનું રાજ્ય પ્રવર્તશે, સમાનતા સ્વતંત્રતા અને વિશ્વબંધુત્વનો ભાવ મનુષ્ય જાતિના પ્રાકૃત જીવનમાં સ્થાન લેશે આવા સુંદર ભવિષ્યના નિર્માણને માટે માત્ર મારા એક જીવનનો ત્યાગ કરવો એથી અધિક સુખ બીજું મને કયું હોય? આ સિવાય મારે કંઇ કહેવું નથી.'

ઘણી મુશ્કેલીથી સ્પિરીડોનોવા આટલું બોલી શકી બોલતાં દરમ્યાન એને ઘણી ઉધરસ આવતી અને છાતીમાંથી લોહી પડતું. એ વખતની એની સ્થિતિ ઘણી જ દયાજનક હતી. સ્પિરીડોનોવાને મદદ કરવાને માટે એક કારકુન આપવામાં આવ્યો હતો. આ કારકુન કેટલોક સમય પહેલાં સ્પિરીડોનોવાની સાથે જ દફતરખાનામાં કામ કરતો હતો. ઘણી વાર સુધી કારકુન સ્પિરીડોનોવા તરફ જોઇ રહ્યો, પણ એ એને ઓળખી શક્યો નહિ. એણે કહ્યું કે 'નહિ, આ મેરી સ્પિરીડોનોવા હોય એ બને જ નહિ. આ કોઇ બીજી જ યુવતી છે.'

સ્પિરીડોનોવાના બૅરિસ્ટર મિ. તેસ્લેન્કોએ એના કરતાં પણ ઘણી જ જોરદાર શૈલીમાં ભાષણ આપ્યું હતું જેકે

પુસ્તક (કે જેને આધારે આ લેખ લખાયો છે) યેનું અવતરણ લીધું છે: 'જો આપ આપનાં હૃદયને જણાશે કે સ્પિરીડૉનોવા જેવી તેવી વ્યક્તિ નથી, યાની એ દેવાંગના છે. વર્ષોથી અમારા દેશ પર જોર-ખને ખૂનખરાબી ચાલતી આવી છે. જગતમાં વીજળી, ફોન વગેરે એક એકથી ચઢિયાતી ચીજોની જે શોધો છે તે અમારા માટે તો દેશની દુરવસ્થા કે દારુણુ પહોંચાડવાનાં સાધન માત્ર છે. અમારા દેશનાં ત્રો જો ખરૂં પૂછો તો શાહીથી છપાતાં નથી, પણ હીદોનાં ખૂનથી છપાય છે. દેશની વેદી પર રોજ લિદાનો અપાયા જ કરે છે. સ્પિરીડૉનોવાએ લુજેનો-પ્રાણ લેવાનો સંકલ્પ કેમ કર્યો એ આપ સાંભળી શો. એણે કહ્યું હતું કે "જ્યારે જુલમ હદ ઉપરાંત ને પ્રજાના અધિકારો પર તરાપ મારવામાં આવી ને લાગ્યું કે મારૂં જીવવું મને ધિક્કાર રૂપ છે. જ્યારે કે રશિયન ખેડુતો દુઃખોથી પિલાઇ રહ્યા છે અને બાલિકાનું શીયળ કૉસૅક સિપાઇઓના અત્યાચારોથી હ્યું છે ત્યારે મેં સંકલ્પ કર્યો કે ભલે મારે મારા ણ બલિદાન આપવું પડે, પરંતુ એ દુષ્ટ લુજેનોવસ્કીને તો ન રહેવા દઉં"

ફરીથી કહું છું કે સ્પિરીડૉનોવાએ જે કંઈ કર્યું છે યાને માટે કર્યું છે. આજ ન્યાય–અન્યાયના નિર્ણય ાપની સન્મુખ જે પ્રશ્ન ઉપસ્થિત થઈ છે એમાંના કો પર સ્પિરીડૉનોવાની માફક જ જુલમનો વરસાદ છે. રશિયામા જે અશાંતિ ફેલાઇ છે એનું કારણ રાજા જા વચ્ચેના પ્રેમનો અભાવ છે. આપ આ બાલિકાની ીને દેશમાં શાંતિ સ્થાપવાના ગણેશ માંડી શકો છો. ાર્થના છે કે આપ એના દોષાદોષનો વિચાર કરતાં આ વાતોને ધ્યાનમાં રાખજો.'

ુ ન્યાયાધીશની પાસે તો પહેલેથી જ સરકારનો હુકમ ગયો હતો, એટલે તે પોતાની સ્વતંત્ર બુદ્ધિનો ઉપ-યોગથી કરી શકે? સ્પિરીડૉનોવાને એણે પ્રાણદંડની ફરમાવી.

શયામાં આ નિર્ણય સંભળાતાં જ તેની સામે વિરોધ . થવા લાગ્યા. વર્તમાનપત્રોએ પણ આ નિર્ણયની પ્રચંડ આંદોલન શરૂ કર્યું તેઓએ એમ પ્રગટ કર્યું રીડૉનોવાને મારનારાઓને ટૂંક સમયમાં યોગ્ય દંડ બીજા દેશોએ પણ આ પ્રાણદંડની આજ્ઞાનો તિરસ્કાર ાંસના ઘણા પ્રતિષ્ઠિત વિદ્વાનો તથા રાજનીતિજ્ઞોની સહિત એક વિનંતિપત્ર ઝારને મોકલવામાં આવ્યું માં પ્રસિદ્ધ નવલકથાકાર અનાતોલ ફ્રાંસની પણ તી. આ વિનંતિપત્રની અસર એ થઇ કે રશિયાની એને પ્રાણદંડને બદલે આજીવન દેશનિકાલની સજા કરી. જોકે આ રાહત છતાં સ્પિરીડૉનોવાના બચવાની તો આશા જ ન હતી કેમકે તેને ક્ષય લાગી ગયો હતો. તેને કેટલોક સમય શાંતિમાં રાખ્યા પછી રશિયાની સરકારે તેને સાઇબીરિયા મોકલી દીધી.

સાઇબીરિયામાં એને દેશનિકાલ કરવાથી આખું રશિયા ખળભળી ઊઠયું. સ્પેશિયલ ટ્રેન મારફતે એને ત્યાં મોકલવામાં આવી હતી રસ્તામાં જ્યાંજ્યાં ટ્રેન ઊભી રહી ત્યાં ત્યાં પ્રજા તરફથી એનું ભવ્ય સ્વાગત થયું અને ક્રાંતિકારીઓની પ્રત્યે સહાનુભૂતિ પ્રગટ થવા લાગી સ્પિરીડૉનોવા અને એના સાથીઓ કેદખાનામાં પહોંચતાં ત્યાં વસતા કેદીઓએ પણ એમનું અપૂર્વ સ્વાગત કર્યું. પહેલાં તો એને ત્યાંના કેદીઓની સાથે રાખવામાં આવી, પણ પછી તેને તથા બીજી પાંચ સ્ત્રી કેદીઓને બીજા સ્થાનમાં મોકલવામાં આવી એ સ્થાન પર જવા માટે તેઓને દસ દિવસ સુધી બરફથી લદાએલી જમીન પર ચાલવું પડયું હતું. એ નિયત કરેલા કારાગારમાં પહોંચીને ત્યાંની ભયંકરતા દેખીને જ એ સમજી ગઇ કે કયા કારણ અને માટે એને ત્યાં લાવવામાં આવી હતી

('ગુણસુંદરી'પરથી)

## પૃથ્વીનો નવો ભાઈ–એક નવા ગ્રહની શોધ

ઇશ્વરની લીલા અનંત છે. આ અનંતતાના એક માત્ર અણુનો યે પાર પામતાં માનવ આશ્ચર્યમુગ્ધ બને છે. આકાશ એ ઇશ્વરની અનંત લીલાનો અણુવિસ્તાર છે અને તેનું રહસ્ય ઉકેલવા વર્ષોથી માનવજાતિ પ્રયાસ કરી રહી છે, પરંતુ હજુ તેનો અંશ પણ ઉકેલી શકાયો નથી એમ લાગે છે. આકાશને આંગણે ઊગતો સૂરજ જે આપણને આટલો મહાન લાગે છે તે અનંત વિશ્વમાં એક અણુના પણ અણુ સમો છે; છતાં એનો એકલાનો જ સૈન્યવિસ્તાર એટલો બહોળો છે કે તેમાં રહેલી તમામ સાચી વિગતો હજુ સુધી કોઇ મેળવવા ફલિ-ભૂત થયું નથી!

આપણા પૂર્વજો તો છ ગ્રહોથી જ પરિચિત હતા. ત્યાર પછી ઇ. સ. ૧૭૮૧ના માર્ચ માસની ૧૩મી તારીખે યુરોપના વિખ્યાત વિજ્ઞાની ખગોળવેત્તા હર્શેલે આ જ્ઞાનમાં એક નવા ગ્રહનો ઉમેરો કર્યો. તે ગ્રહનું નામ યૂરેનસ. પરંતુ જ્યારે યૂરેનસનો સંપૂર્ણ અભ્યાસ કરવામાં આવ્યો અને તેની કક્ષા, ગતિ, દિશા, સ્થાન વગેરે બાબતો ધ્યાનમાં લેવામાં આવી ત્યારે વળી જણાયું કે એ ગ્રહને બળ આપનાર કોઇ બીજો પણ એક ગ્રહ હોવો જોઇએ. આટલો આધાર મળ્યા પછી વિશારદ વૈજ્ઞાનિકો નવા ગ્રહની શોધખોળ કર્યા વગર કેમ રહે? આ શોધખોળને અંતે ઈ.સ. ૧૮૪૬ના સપ્ટેમ્બરની ૨૩મીની રાત્રે બર્લિનમાં નેપ્ચૂનની શોધ થઇ.

આ શોધ થતાં પહેલાં જાણમાં આવેલા ગ્રહો અને તારકોની ગતિ, અંતર અને કક્ષની ગણતરી કરીને વૈજ્ઞાનિકોએ એક બોડનો નિયમ ઉપજાવી કાઢયો હતો; પરંતુ નેપ્ચૂને






બાજુના ચિત્રમાં ઉપર ડાબે ખૂણે બે તીર-નિશાનની વચ્ચે બતાવાયો છે તે પૃથ્વીનો નવો ભાઇ—નવો શોધાએલો ગ્રહ. નીચે જે અતિ તેજસ્વી દેખાય છે તે ડેલ્ટા જામીનોરા નામનો તારો છે. નવા ગ્રહને આ ટાગા શોધવા માટે તે નિશાની તરીકે મદદગાર થઇ પડે છે.

આ નિયમ ખોટો પાડયો હોવાથી નેપ્ચ્યૂનની પેલી બાજુ પણ દૂરદૂર કોઇ વિશાળ ગ્રહ હોવો જોઇએ એવું અનુમાન થયું આ અનુમાન સાચું સિદ્ધ કરવા માટે વિશ્વભરના વૈજ્ઞાનિકોએ છેલ્લાં ૨૫ વર્ષોથી ભગીરથ પ્રયાસ આદર્યો હતો. અંતે અમેરિકાની લૉવેલ વેધશાળામાં કામ કરતા કાન્સાઝ પરગણાના, ટૉમ બાહ નામના એક ખેડુતના છોકરાને ગયા ફેબ્રુઆરીની ૧૮મી તારીખે તેનો પત્તો લાગ્યો છે! લૉવેલ વેધશાળામાં આવ્યે તેને હજી માંડ બે વર્ષ થયાં છે, ત્યાં આવી મહાન શોધ અચાનક તેને હાથે થઇ. વાત એમ બની કે આકાશના લીધેલા કેટલાક ફોટોગ્રાફોની પ્લેટો એ ડાર્ક-રૂમમાં ધોતો હતો ત્યાં એકાએક એક પ્લેટમાં સૂર્યમંડળની છેવટની કિનાર પર, યૂરેનસની પેલી પાર એકાદ ગ્રહ હોવાની સાબિતી આપતું એક નાનું ધાબું તેની નજરે પડ્યું. પચ્ચીસ વરસથી તેની શોધ ચાલતી હતી, અને એ વેધશાળાના અધિષ્ઠાતા પર્સિવલ લૉવેલે તેના સ્થાન વિષે ગણિત કરીકરીને સ્થળ નિર્ણય કર્યો હતો અને પોતાના મરણ સુધી તેની પાછળ મથીમથીને ફોટોગ્રાફો લીધે રાખ્યા હતા. માત્ર તેનું દર્શન કરવા તે ભાગ્યશાળી ન થયો; તે દર્શન ૧૮ વરસના એ કુમારે દુનિયાને કરાવ્યાં. એટલે આ શોધનું ખરું માન તો, અલબત્ત, દુનિયા સ્વ. પર્સિવલ લૉવેલને જ આપે છે. કેમકે લાવેલ વેધશાળાના વિદ્વાનોએ આટલાં વર્ષોની ઉદ્યોગત લઇને કરેલી ગણિત વિદ્યાને છે. એ વિદ્યાને બળે જ એ સ્થાન નક્કી થયું હતું એ ટૉમ બાહએ તેનો ફોટોગ્રાફ લીધો અને તે શોધમાં હિસ્સારૂપ નિમિત્ત માત્ર બન્યો.

આવું ભાગ્યવાન નિમિત્ત બનનાર આ ક્લાઇડ ટૉમ બાહ પણ ખગોળવિદ્યાનો ઓછો રસિયો નથી. નાનપણથી જ એને એના કાકાના સંગથી આકાશનિરીક્ષણનો છંદ લાગેલો, અને ધીમેધીમે તેના અભ્યાસમાં એ આગળ વધ્યો. તેની એક જ ઝંખના હતી: લૉવેલ વેધશાળામાં કામ કરવાની તક મેળવવી. 'આખરે'—તે વર્ણવે છે કે '-મારા જીવનની એ મોટામાં મોટી કામના ફળી. ફ્લેગસ્ટાફની લૉવેલ વેધશાળાના ડૉ. સ્લિફરે મારી અરજી સ્વીકારી અને એક ધુરંધર પણ ફોટો-ગ્રાફીના કામ પર મને મૂક્યો. મેં નહોતું ધાર્યું કે બે જ વરસ-માં મારા જીવનનો ઊજળામાં ઊજળો દિવસ આમ આવી પહોંચશે અને હું નવા ગ્રહનો ફોટોગ્રાફ લેવા શક્તિમાન થઇશ.'

ખગોળવેત્તાઓએ કરેલી ગણતરી મુજબ આ નવો શોધા-એલો ગ્રહ આપણાથી ૪ અબજ કરતાં યે વધારે માઇલ દૂર છે. એનું નક્કી કદ હજી જાણી શકાયું નથી. અત્યારની ગણત્રી મુજબ એ સૂર્યથી ૪,૧૮૫,૦૦૦,૦૦૦ માઇલ (અને પૂરા પૂરી ચાર અબજ અને નવ કરોડ માઇલ) દૂર છે. સૂર્યની પ્રદક્ષિણા કરતાં તેને ૩૦૦ થી ૬૦૦ વર્ષ લાગે છે એવી ગણતરી છે. જે ગ્રહ પૃથ્વીથી આટલા બધા માઇલો દૂર છે તેનું સ્વરૂપ ઉકેલવા આપણે કેવી રીતે સમર્થ થઇ શકીએ ?

ગ્રહો એ આપણા જીવનમાં જાદુરૂપ છે; નવા ગ્રહોની શોધની કેવળ વૈજ્ઞાનિક કિંમત જ છે એટલું નથી; પરંતુ તે આપણા જીવનને પણ રસ અને અદ્ભુતતાથી તરબોળ કરે છે. આપણે પોતે પણ એક ગ્રહમાં જ રહેનારા છીએ એટલે આ નવા શોધાએલા આપણી પૃથ્વીના એ અજાણ્યા નવા

બાઇને આવકાર આપતાં આપણને આનંદ થાય એમાં ના નથી. થોડા જ વખતમાં આ નવા ભાઇબંધને કયા નામે સંબોધવા એ પણ નક્કી કરવું પડશે આ નામકરણની ક્રિયામાં તો કેટલાંક અમેરિકન વર્તમાનપત્રો અત્યારથી જ ખૂબ રસ લઇ રહ્યાં છે. શિકાગોનું ડેલી-ન્યુસ અમેરિકાના પ્રખ્યાત ખેલાડી 'બેબ રથ'નું નામ આ ગ્રહને આપવાનું સૂચન કરે છે. કેટલાંક પત્રો તેના શોધક ઉપરથી 'લૉવેલ' નામની સૂચના કરે છે. ન્યૂ યૉર્ક ટાઇમ્સની સૂચના તેને 'મિનર્વા' તરીકે સંબોધવાની છે.

સૂરજથી ૨,૭૬૩,૦૦૦,૦૦૦ માઇલ દૂર નેપ્ચૂન આવેલો છે અને સૂરજના તેજના ૧૧૯મા ભાગ જેટલી ગરમી તેને મળી રહે છે. આ વિગત ઉપરથી વૈજ્ઞાનિકો એવી ધારણા બાંધે છે કે આ નવા ગ્રહનું સૂર્યતેજ કે જેનો વિસ્તાર ૪,૦૦૦,૦૦૦,૦૦૦ માઇલો સુધી પહોંચી શકે છે તે ચન્દ્રતેજ કરતા ભાગ્યે જ વધી શકે. નેપ્ચૂનના કરતાં આ ગ્રહનું શીતોષ્ણ પ્રમાણ પણ ઓછું હોવું જોઇએ. અને તેથી કરીને ત્યાં નાઇટ્રોજન વધારે ઘટ્ટ હોવો જોઇએ અને ઑક્સિજન ખૂબ ઘટ્ટ નહિ તો યે ઘેરા વાદળ જેવો હોવો જોઇએ આવી સ્થિતિમાં કોઇ માનવી ત્યાં જીવી ન શકે.

આ શોધને વિષે કાંઇ પણ ગેરસમજ થવા ન પામે તે માટે લૉવેલ વેધશાળાએ ન્યૂ યૉર્ક ટાઇમ્સમાં નીચેનું સત્તાવાર નિવેદન બહાર પાડયુ છે: 'આ શોધ આકસ્મિક જ નથી થઈ. પા સૈકા થયાં ડૉ. પર્સિવલ લૉવેલની સૂચના અનુસાર લૉવેલ વેધશાળાનો આખો સ્ટાફ આ શોધની પાછળ રોકાએલો હતો. એક દસકા સુધી ખુદ ડૉ. પર્સિવલે આ શોધ પાછળ તનતોડ પ્રયાસ કર્યો હતો. આ નવા ગ્રહની શોધ માટે જ ખાસ લૉરેન્સ-લૉવેલ દૂરબીન નવું બનાવવામાં આવ્યું હતું અને તેનો ઉપયોગ તે અર્થે ગયા વર્ષની શરૂઆતથી થતો આવ્યો છે આખરે હમણાં, સ્ટાફમાંના એક આસિસ્ટન્ટ મિ. સી ડબ્લ્યુ ટૉમ બાઉએ પોતાના કૅમેરાથી લીધેલી પ્લેટ ઉપર એક આશાજનક બિંદુ જોયું ખગોળવેત્તા લૅમ્પલૅંડે મોટા રિફ્લેક્ટર વડે ઝીણવટથી તેનું નિરીક્ષણ કર્યું અને સ્ટાફના બીજા સભ્યોની મદદથી તેની ગતિ વગેરેનું સંભાળપૂર્વક પૃથક્કરણ કરવામાં આવ્યું આ નવા ગ્રહનો મોટો વિસ્તાર, તેનું ઝાંખાપણું, તેનું નાનું સ્પષ્ટ કદ એ બધું ન સમજવી શકાય તેવું છે. તેની ગતિ અને તેના માર્ગનું પૃથક્કરણ કરનારને જ તેની ગમ પડે તેમ છે. મોટાંમોટાં દૂરબીનોની અંદર પણ આ ગ્રહ બીજા ઝાંખા તારાઓના જેવો દેખાય છે. નેપ્ચૂન કરતાં પણ એ ઘણો નાનો છે. એની મધ્યરેખા ૩૩૦૦૦ માઇલ અથવા પૃથ્વીની મધ્યરેખાથી ચારગણી છે.'

ખગોળવેત્તા ડૉ. જ્હૉન ક્યૂ. સ્ટયૂઅર્ટના મત મુજબ, આ નવો ગ્રહ કદ અને ચળકાટમાં તેના પાસેના ભાઇબંધો શુક્ર, શનિ અને નેપ્ચૂન કરતાં આપણી પૃથ્વીને તથા બીજા અંદરના ગ્રહોને વધુ મળતો આવે છે. ડૉ. સ્ટયૂઅર્ટ આ અભિપ્રાય મુજબ આ ગ્રહ કોલસા જેવો કાળો, લોઢા કે લગભગ ઘેરો અને પૃથ્વી ઉપરના ખાડેમાં ખારે ખડકો કે બમણો ઘટ્ટ જણાય છે. પ્રો. લૉવેલે એવી આગાહી કરેલ આ ગ્રહ પૃથ્વીના પિંડ કરતાં સાત ગણો થશે; પણ નિરી કરતાં તેનું પ્રમાણ પૃથ્વી કરતાં ૧૫ ગણું જણાયું છે. ડૉ. સ્ટ અર્ટે કરેલા નિરીક્ષણના પરિણામે એવું જણાયું છે કે આ ગ્ર મધ્યરેખા ૧૪૦૦૦ માઇલની છે તેની જમીન પરનું ગુરુત્વા પૃથ્વીના ગુરુત્વાકર્ષણ કરતાં બમણું છે; એટલે કે ૧૫૦ ર વજનનો આદમી આ ગ્રહ ઉપર જોખાય તો ૩૨૫ રતલ થાય ! આ ગ્રહ પોતાની ઉપર પડતા પ્રકાશના માત્ર ૪ ભાગનું જ પ્રતિબિંબ પાડે છે, એટલે તે એકાદ સળગતા કોલ ના ઢગ કરતાં સહેજ વધારે પ્રકાશમાન હશે એટલું

સામાન્ય આમવર્ગને સૂર્યમાળાનાં કદ વગેરેનો ખ્યાલ આપી શકાય એટલા માટે અમેરિકાનું વિખ્ય 'સાયન્સ ન્યુસ લેટર' એક રસભરી સરખામણી સૂચવે 'બે ફૂટ વ્યાસના એક ગોળાથી સવા ત્રણ માઇલ દૂર ચણીબોર મૂકી જુઓ; પછી એ ગોળો તે સૂર્ય અને ચા બોર તે આ નવો ગ્રહ, એમ કલ્પી લો એટલે સૂર્યમાળા સૂર્યને મુકાબલે તેનું સ્થાન તથા કદ કેટલાં છે તેનો ખ્યાલ આવશે. આ જ રીતે બીજા ગ્રહો વિષેની સરખામણી કરી જોવી હોય તો, એ બે ફૂટ વ્યાસના ગોળાથી ફૂટ છેટે રાઇનો દાણો મૂકી જુઓ એટલે તમને બુધના અને સૂર્યનો ખ્યાલ આવશે; ગોળાથી ૧૪૨ ફીટ છેટે વ ણાનો દાણો મૂકવાથી શુક્રનો, ૨૧૫ ફૂટ છેટે જરા મોં વટાણાનો દાણો મૂકવાથી પૃથ્વીનો, ૩૩૭ ફીટ છેટે મકાઇ દાણો રાખવાથી મંગળનો, ૦| માઇલ દૂર નારંગી મૂ જોવાથી ગુરુનો, $\frac{3}{4}$ માઇલ દૂર એક નાની નારંગી મૂકવા શનિનો અને સવા માઇલ છેટે એક મોટું વડ બોર કે ચે મૂકી જોવાથી યૂરેનસનો ખ્યાલ આવશે. અને આકાશ ચમકતા તેજસ્વી તારાગણો નજીકમાં નજીક તારો કેટલો છે તે જાણવું હોય તો બે ફૂટ વ્યાસના એક ગોળાથી ૭૫૦ માઇલ દૂર બીજો એકાદ ફૂટ વ્યાસનો ગોળો રાખ્યો હોય એટલે

## મિસ ઍમી જૉનસન

આજ સુધી કદી કોઇએ નહિ કરેલી તેવી, લંડનથી ઑસ્ટ્રેલિયા સુધીની લગભગ ૧૦,૦૦૦ હજાર માઇલની સાહસિક હવાઇ સફર કરનાર એ યૉર્કશાયરની ૨૪ વરસની બ્રિટિ યુવતી મિસ ઍમી જૉનસનનાં પરાક્રમોની પરંપરા—એ બહાદુ બાળાની હિંમત, ધીરજ, સહિષ્ણુતા, વિમાની જ્ઞાનમાં પ્રવી ણતા ને સમયસૂચકતા વગેરે ગુણો અબળા ગણાતી સ્ત્રીઓ માટે ગૌરવ ઉપજાવે તેવા છે.

લંડનથી ઑસ્ટ્રેલિયાની આજ સુધીમાં ટૂંકામાં ટૂંકી–૧ દિવસની–પહેલવહેલી મુસાફરી કરનાર જગપ્રસિદ્ધ વિમા

વીર હિંકલર્સની કીર્તિને ઝાંખી પાડનાર એ યુવતીએ મે માસની ૫મી તારીખે એક નાનકડા સેકંડ હેન્ડ 'જેનસન' નામના વિમાનમાં બેસી લંડનના ક્રોયડન નામના વિમાની મથકેથી સફર માટે સ્નેહીજનોની રજા લીધી; અને ૭૮૦ માઇલની મજલ ખેડી એ જ દિવસે તે વીએના આવી. વીએનાથી ઊપડી એકટરો ૭૮૦ માઇલનો રસ્તો કાપી તેણે કોન્સ્ટેન્ટિનોપલ મુકામ કર્યો; અને ત્યાંથી ત્રીજે દિવસે ૫૫૦ માઇલને અંતરે એલેપ્પો ક્ષેમકુશળ પહોંચી. આટલી સફર તો નિર્વિઘ્ને પસાર થઇ, પણ ચોથે દિવસે એલેપ્પોથી બગદાદ જતાં વચ્ચે પડેલું રેતીનું રણ ઓળંગતાં રેતીના વંટોળમાં તેનું નાનું વિમાન સપડાયું અને એ અફાટ રેતીના રણમાં તેને નીચે ઉતરવું પડયું ત્યા તેને હિંમત દેનાર કે મદદગાર કોઈ સાથીદાર નહોતો. એને આધાર હતો માત્ર એરોપ્લેનનો. અને વંટોળ એટલો સખત હતો કે એ એક માત્ર આધાર વિમાનને પણ ઘસડાઇ જતું બચાવવું અશક્ય હતું પણ આવે સંકટને સમયે, કોઇને ન સૂઝે એવી એક અજબ યુક્તિ એમીને સુઝી. આવા તોફાની પવનમાં વાહન ઘસડાઇ ન જાય તે માટે તેણે, હતો તેટલો સામાન -ભાર-વિમાનના પૈડાં પર લાદી દીધો. અને ટ્રાઈબ્સ નામના ત્યાંના જંગલીઓના ભયે ભરેલી રિવોલ્વરથી ખડે પગે ચોકી કરવા માંડી. આખરે તોફાન શમતાં ૪૭૦ માઇલની કપરી સફર પૂરી તેણે બગદાદમાં પ્રવેશ કર્યો.

બગદાદથી પાંચમે દિવસે સંધ્યા સમયે ૮૩૦ માઈલનો રંજ ખેડીને ઇરાનમાં બંદર-અબ્બાસે તે ઊતરી ને ત્યાં રાતવાસો કર્યો, અને છઠ્ઠે દિવસે હરખાતે હૈયે હિંદુસ્તાનનાં દર્શન કર્યાં ને કરાંચી બંદરે મુકામ કર્યો હૈયું હરખાતું હતું કારણકે કદી પણ કોઇએ નહિ કરેલી તેવી લાંબી સફર ૬ દિવસની ટૂંક મુદતમાં કરનાર તે પ્રથમ જ હતી હિંકલર્સને પણ ઇગ્લંડથી હિંદ આવતાં ૮ દિવસ લાગેલા.

પણ આટલેથી જ એમીનાં સાહસોનો અંત નથી આવતો. તેણે પાછું ઉડ્ડયન શરૂ કર્યું અને કલકત્તા સુધીની ૧૪૦૦ માઇલની મજલ તેણે બે દિવસમાં પૂરી કરી. પણ આ પછી કપરી વિપત્તિનાં વાદળ તેને માથે ઘેરાયાં.

હવાનાં સખત તોફાન અને ધુમ્મસને લીધે તેનું નાનું વાહન ચગડોળે ચડયું. સુકાન કાબુમાં નહિ રહેવાથી આટલી સફર પછી નવમે દિવસે તે રસ્તો ભૂલી અને રંગુનને બદલે ભૂલથી બાર માઇલ દૂર ઈન્સીન ગામ આગળ ઊતરી પડી. અહીંઆ એરોપ્લેન જમીન પર ઉતારતાં એક નહિ દેખાતા ખાડા સાથે અફળાયું. આ અકસ્માતથી વિમાનનાં પૈડાં, એક બાજુની પાંખ અને પંખાના ચૂરેચૂરા થઇ ગયા. પણ ઈશ્વરકૃપાથી એમી બચી ગઇ. સમારકામ માટે તેને ત્રણ દિવસ રંગુનમાં ગાળવા પડયા. અને હિંદથી ઑસ્ટ્રેલિયા પહોંચવામાં હિંકલર્સને હરાવવાની ઉમેદ તેના મનમાં જ રહી ગઇ.

રંગુન છોડીને આગળ વધતાં વળી પાછી ધુમ્મસના વાદ-



ળમાં તે ઘેરાઈ. આ વખતે તે માત્ર પોતાના અસાધારણ બાહુબળ અને હિંમતથી જ આગળ વધી શકી.

ગુમાવેલો વખત ભરપાઇ કરવા તેણે જવાના સાગર ઉપર થઇને બેંગકોકથી સીંગાપોરનો ટૂંકો હવાઇ રસ્તો લીધો. પણ કિસ્મત તેની કસોટી કરતું હોય તેમ આ વેળા તેને જોગ સું નડયું એકાએક મૂશળધાર વરસાદ તૂટી પડયો. ઉપર વાદળથી ઘેરાએલું કાળુ આકાશ, નીચે ઘૂઘૂ ગર્જતો મહાસાગર અને ચોમેરથી ઘેરી વળેલું વરસાદનું તોફાન; એ ત્રણ વચ્ચે ફસાએલી એમી સ્ત્રી છતાં કોઈ વીરને શોભાવે એવી દૃઢતાથી આગળ ધપ્યે જતી હતી. વરસાદને લીધે તેને એટલા તો નીચા ઊતરવું પડયુ હતું કે દરિયાનાં મોજાંની છાલકો તેને નવડાવતી. જાણે મોતના મોંમાથી પસાર થતી હોય તેવી દરેક ક્ષણ તેની જતી હતી. એમીને તો એમ જ લાગેલું કે હમણાં દરિયો ઝડપી લેશે અને જલચરો ગળી જશે. પરંતુ અંતે-અખૂટ હિંમત, નિશ્ચય બળ અને પ્રવીણતાથી આ આફતમાંથી પણ તે ઊગરી જવા પામી તેણે ઇશ્વરનો પાડ માન્યો.

પણ આટલું બસ ન હોય તેમ વળી પાછો જવામાં એક અણધાર્યો અકસ્માત થયો. ધારેલા મુકામ 'સરબાયા' કરતાં ૨૫૦ માઇલ દૂર તજેગલ ગામે તેને રોકાવું પડ્યું અહીંથી પસાર થતાં એક ઊંચા અણીદાર વાંસ સાથે તેનું એરોપ્લેન અફળાયું અને પાંખોનાં પડમાં બાર ઇંચનું મોટું બાકોરું પડયું. પ્લાસ્ટર તૈયાર કરી એ સાંધવામાં તેનો ઘણો વખત ગયો.

હવે તો તેનું ધારેલું સ્થળ આટામ્બુઆ દૂરથી દેખાતું હતું પણ હજુ તે ત્યાં પહોંચી શકી નહિ અને તેને તીમોરના ટાપુમાં દેલીઓલીક ગામે અંધારામાં ઊતરવું પડ્યું ટાપુમાં છરા અને ભાલાવાળા આ પ્રદેશના વિકરાળ ટીમભુ, જંગલી

ાનાં ટોળેટોળાં તેને જોઇને ધસી આવ્યાં ઍમી ગભરાઇ. સારા નસીબે તેઓએ કંઇ નુકસાન ન કરતાં તેને ત્યાંના રીને ત્યાં પહોંચાડી. પણ આ સ્થળ સુધરેલી દુનિયાથી હોઇ તારની કે એવી કોઇ ત્યાં સગવડ નહોતી, એટલે કલાક સુધી બહારની દુનિયાને ઍમીના કંઇ સમાચાર મળવાથી સૌને તેની ચિંતા થવા લાગી. છેવટે તે બાટા-બા પહોંચી, ને છેવટનો ટુકડો ભરી ૫૦૦ માઇલનો શાર્ક ભ્લીઓથી ઊભરાતો દરિયો ઓળંગ્યો. અહીં વાયુયાન-ત્રી તરફથી તોફાની હવાના સમાચાર મળતાં ઍમીને ૩૬ .ક રોકાવું પડ્યું પછી પક્ષીની જેમ તે ઊડી અને ધારેલે ૧ ઉત્તર ઑસ્ટ્રેલિયાના પોર્ટ ડારવિને ૧૯ાા દિવસની સાહ-ક સફર પછી 'ઍમ્પાયર ડે'ને દિવસે પહોંચી. (અંગ્રેજી પરથી)

### કોડાક જ્યૂબિલી



અમેરિકામાં યુનાઇટેડ સ્ટેટ્સ અને કૅનેડામાં આ વર્ષે જે બાળકને બારમું વર્ષ બેઠું હશે તેને રૉચેસ્ટરવાળા જ્યૉર્જ ઇસ્ટમૅન તરફથી 'સી' મૉડેલનો કોડાકનો હૉક આઇ કૅમેરા માગણી કરવાથી ભેટ મળશે.

કોડાક કૅમેરાના શોધક જ્યૉર્જ ઇસ્ટમૅન રીતે તે શોધનું પચાસમું વર્ષ ઊજવે છે. જોકે આની પાછળ ા સ્વાર્થ પણ રહેલો છે. છોકરાઓ ને છોકરીઓને ફોટોગ્રાફ ડવામા રસ લેતાં કરવા એ સ્પષ્ટ હેતુ એમાં છે. મહાન પેજ વિચારક રસ્કિન કહેતો કે કેળવણીનાં સાધનોમાં ટોગ્રાફી બહુ કિંમતી બક્ષિશ છે. એ સાધન વડે દેશના રિો આકર્ષક અને સુંદર ચીજો જોતાં તથા તેના સ્વરૂપની મત આંકતાં શીખે છે ને પોતાની રસવૃત્તિને સંતોષી શકે છે.

આજથી ૫૦ વર્ષ પહેલાં જ્યૉર્જ ઈસ્ટમૅન એક બૅંકમાં કુન હતો તે વખતે ફુરસદે તેણે ફોટોગ્રાફી શીખવા માંડી. વેળા તો ફોટોગ્રાફીનું કામ ઘણું ખટરાગવાળું હતું. કોઇ ાણે છબીઓ લેવા જવું હોય તો એક ખચ્ચર ભાડે કરી ઉપર સામાન લાદીને જવું પડતું. સામાનમાં ભીની પ્લેટો ાર કરવાને એક તંબુ હોય, સાથે દવાના મોટામોટા શીશા, ડી ઘોડી અને પિચાના જેવડો કૅમેરા હોય. જુવાન ઈસ્ટમૅનને બધી ખટખટવાળી રીત કેમ દૂર કરવી તેનો વિચાર આવ્યો. ામાં તેણે કોઇ અંગ્રેજી ચોપાનિયામાં સૂકી પ્લેટો વિષે યું સાંજે ને સાંજે તેણે માથાફોડ કરીને એક ડ્રાઇપ્લેટ ારી વાપરી જોઇ. તે પછી તેણે તે દવાઓ કાગળ ઉપર ાડીને તે વાપરી જોયા; અને એ રીતે ધીમેધીમે વળે અથવા વીંટાય એવી ફિલ્મો બનાવી અને તેમાંથી છેવટે, હાલ વપરાય છે તેવી સેલ્યુલૉઇડ અથવા કચકડાના રસની પારદર્શક ફિલ્મો બની. ૫૦ વર્ષ પહેલાંનું કૅમેરાનું એ મોટું બારદાન હાલના ખિસ્સાગાં રહી શકે તેવા કૅમેરા જોડે સર-ખાવીએ ત્યારે જ્યૉર્જ ઈસ્ટમૅને ફોટોગ્રાફી કેટલે દરજ્જે સુધારી તેનો ખ્યાલ આવશે. (ટૂ. ચે.)

### રશિયાનું નવું કૅલેંડર

રશિયામાં સોવીએટ સરકાર તરફથી ૧૯૧૭ના નવેમ્બરની પહેલી તારીખથી શરૂ થએલું કૅલેંડર ગોઠવાઇ ગયાનું જાહેર થયું છે. તેમાં ૩૬૦ ધંધાના દિવસો છે અને દર વર્ષે પાંચ ક્રાંતિ ઉત્સવના તહેવારો આવે છે. ૯૦ દિવસનું પા વર્ષ ગણાય છે, અને તેના ત્રણ ભાગ પાડી ૩૦ દિવસનો એક એવા ત્રણ મહિના કર્યા છે. ફેબ્રુઆરીના ૨૮ દિવસો હોય છે તેમાં બે ખૂટતા દિવસો, જાન્યુઆરી અને માર્ચમાંથી લઇ પૂરો ત્રીસ દિવસનો મહિનો બનાવ્યો છે.

દરેક મહિનાના ત્રણ ભાગ પાડી દસકા બનાવ્યા છે, અને પાંચ દિવસનું અઠવાડિયું ગણી મહિનાનાં છ અઠવા-વાડિયાં કર્યાં છે. રવિવાર ઉડાવી દીધો છે. અઠવાડિયાના પાંચ દિવસોનાં નામ પણ જુદાં જ પાડયાં છેઃ હથોડો, દાતરડું, સૂરજ, પતરું અને તારો!

### પહેલાં ખૂન, પછી દારૂ

મલીર (કરાંચીથી આઠ માઇલ દૂર આવેલા એક ગામડા)માં દર વર્ષે આમિલ (સિંધમાં ઉચ્ચ ગણાતી જાતિ) કોમનો એક ઉત્સવ ભરાય છે. આ ઉત્સવના પ્રચારક આમિલ કોમમાં ચારિત્ર્યવાન અને સંસ્કારી પુરુષ તરીકે પંકાએલા બાબા મૂલા-રામ છે, અને એ ઉત્સવ બાબા મૂલારામના ઉત્સવના જ નામે ઓળખાય છે. દર વર્ષે હજારો રૂપિયાનો દારૂ આ ઉત્સવ નિમિત્તે વપરાય છેઃ આઠ વરસના બાળકથી માંડી સાઠ વરસના વૃદ્ધ સુધી એની અંજલિ સ્વીકારાય છે.

આ વર્ષે ઉત્સવમાં દારૂનો વાપર અટકાવવા અર્થે આમિલ કોમના બાવીસ જુવાનોની એક પાણીદાર ટુકડીએ નિરધાર કર્યોઃ અને એની સરદારી પાલજરાય નામના એક યુવાને લીધી.

પ્રથમ એ ટુકડીએ બાબા મૂલારામને ખૂબ આજીજીપૂર્વક દારૂ સામે પ્રતિબંધ કરવા વિનવ્યાઃ અને મૂલારામ સહેજ પીગળ્યા પણ ખરા. પણ આ 'ખરાબીનો અટકાવ' બાબાના એક અતિ જૂના શિષ્ય ભાઇ કેવળરામ નામના એક પ્રૌઢને ન રુચ્યો. દારૂની બંધીમાં તેણે ઉત્સવનું મહત્ત્વ કચરાઇ જતું દીઠું. જરા ઢીલી થએલી હિંદની ગુલામીની સાંકળને ખેંચવા તેણે બીજા ભાઇઓને મદદે બોલાવ્યા અને પોતાના જ પીઠામાંથી બાટલીઓનો ધોધ શરૂ કરી દીધો.

પાલજરાય શાંતિપૂર્વક વચ્ચે આવ્યા. કેવળરામને ખૂબ સમજાવ્યા. પણ એ સમજાવટ ક્રોધમાં પરિણમી અને ગુસ્સા-માં તેમણે એક પ્યાલો ભરી પાસે બેઠેલી આગેવાર બાર

વરસની છોકરીનાં હાથમાં આપી પી જવા કહ્યું: પાલજરાય વધુ નજીક આવ્યા. ગજવામાંથી તીક્ષ્ણ ચપ્પુ કાઢયું ને જોતજોતાંમાં પોતાના ડાબા કાંડા પર ઘા મારી લોહીની ધાર વહેતી કરી કહ્યું કે 'પહેલાં આ લોહી પીઓ, પછી દારૂ પીજો!' છોકરીના હાથમાંથી પ્યાલો પડી ગયો, ઉત્સવમાં ભાગ લેવા એકઠા થએલા શરમિંદા બન્યા: ઉત્સવમાં તો શું, ઘરની અંદર પણ ભોજન સાથે દારૂનું એક પણ ટીપું ન લેવાની જિંદગીભરની પ્રતિજ્ઞાઓ લેવાઈ.

તે પછી પાલજરાયની સત્યાગ્રહી ટુકડીએ ત્યાંથી પ્રસન્ન ચિત્તે વિદાય લીધી. 'ઋષિ'

## જ્વાળામુખીમાંથી ઍલ્યુમિનિયમ!

જાણતા હશો કે ઈટાલી જ્વાળામુખી ખડકોથી ઘેરાએલો પ્રદેશ છે. એક સમયે આ ખડકો લ્યુસાઇટ નામથી ઓળખાતા અને બિલકુલ નકામા પડી રહેલા હોઇ દેશને ભારરૂપ હતા. પણ વિજ્ઞાનીઓનાં શોધક ભેજાંને આ ન રુચ્યું. જનતાને તેનાથી લાભ મળે તે માટે તેઓએ આ ખડકો પર અખતરા કરવા માંડયા. આખરે વર્ષોના અખતરા અને અથાગ મહેનતને અંતે વિખ્યાત ઇટાલિયન વિજ્ઞાની બૅરન જીઅન આલવરટો બ્લૅક નામના વિદ્વાને આ જીવલેણ ખડકોમાંથી એક કિંમતી દ્રવ્યની શોધ કરી. જેથી વ્યાપારી દુનિયામાં ઈટાલિની ખ્યાતિ અનેક ગણી વધી છે. એ ધાતુ તે ઍલ્યુમિનિયમ. લ્યુસાઇટમાં તે ઘણા મોટા પ્રમાણમાં હોય છે. એમ મનાય છે કે આ ધાતુની ઉત્પત્તિ અને નિકાસ માટે ઇટાલિ હવે દુનિયાભરમાં પ્રથમ સ્થાન ભોગવશે.

ઍલ્યુમિનિયમ વજનમાં બીલકુલ હલકું હોવાથી હવાઈ વિમાન બનાવવામાં તેનો બેશુમાર વપરાશ થાય છે. વળી આ ધાતુ ઇલેક્ટ્રિક કંડકટરમાં ત્રાંબાની ગરજ સારે છે. આ ઉપરાંત લ્યુસાઇટ ખેતીવાડીમાં ખાતર માટે સર્વોત્તમ ગણાય છે; એટલે ખાતર માટેના પોટાશ સારૂ પરદેશ ઉપર આધાર રાખતું ઇટાલિનું ખેતીવાડી ખાતું પણ હવે સ્વતંત્ર બનશે.

લ્યુસાઇટમાંથી ઍલ્યુમિનિયમ ઉત્પન્ન કરવાની ક્રિયામાં નાઇટ્રિક ઍસિડની જરૂર પડે છે. આથી આ ધાતુ ઉત્પન્ન કરતી ફૅક્ટરીઓ પાસે નાઇટ્રિક ઍસિડ ઉત્પન્ન કરતા છોડવાઓનું પણ રોપણ કરાવવામાં આવ્યું છે ધાતુ બનાવવાનું કામ એટલું ધમધોકાર ચાલે છે કે તેની ફૅક્ટરીની આસપાસ ૬૦૦૦ કામદારોનું જ એક મોટું ગામ વસ્યું છે. (અંગ્રેજી પરથી)

## મીઠું જ મીઠું

(૧) મીઠું ચાના ડાઘ કાઢી નાખે છે. (૨) દંતમંજન તરીકે દાંતને સ્વચ્છ અને રોગરહિત બનાવે છે. (૩) મીઠાના કોગળા કરવાથી સૂજી ગએલું ગળું મટે છે, અને બેસી ગએલો ઘાંટો ઉઘડે છે. (૪) દાંત પડી ગયા પછી જો લોહી નીકળતું હોય તો મીઠાના પાણીથી કોગળા કરવાથી બંધ થાય છે. (૫) મીઠાનું આછું પાણી આંખે છાંટવાથી દુખતી આંખો મટી જાય છે. (૬) મીઠાના પાણીના શેકથી વા અથવા દુખાવો મટે છે. (૭) રેશમી રૂમાલ વગેરે મીઠાના પાણીથી ધોવાથી વધારે સારા ધોવાય છે. (૮) મીઠું ખેતરમાં ખાતર તરીકે બહુ ઉપયોગી છે. (૯) ગંદકી અટકાવવામાં મીઠાનો ખાસ ઉપયોગ થાય છે. (૧૦) ઉલટીમાં લોહી પડતું હોય તો મીઠાનું પાણી પીવાથી મટે છે. (૧૧) મીઠું શરીરનાં હાડકાં બાંધવામાં બહુ કામનું છે અને તેનાથી હાડકાં મજબૂત બને છે.

## મૅલેરિયામાંથી બચવાનો ઉપાય

સાદો, બિનખર્ચાળ ને હમેશને માટે મૅલેરિયા ઉપર વિજય મેળવનારો ઉપાય નીચે મુજબ છે. ડૉ. ક્રિપોની એ શોધ છે.

(૧) જો તમારા ઘરની આસપાસ ખૂબ જગ્યા હોય તો ઘરની ફરતી જમીનમાં જ શોભાનાં નકામાં ફૂલઝાડને બદલે રજકો, વાલ, ચોળા એવા રોપ વાવો.

(૨) જો તમારા ઘર આસપાસ બહુ થોડી જમીન હોય તો તમારા ઘરના વપરાશનું પાણી એક નીક દ્વારા બહાર જાય તેવી વ્યવસ્થા કરો અને તે પાણી એકાદ મોટા ક્યારામાં રજકો–વાલ–ચોળા ઉગાડી શકે તેને માટે પૂરતું થશે.

(૩) જો તમારા ઘરની આસપાસ બીલકુલ જગ્યા જ ન હોય તો કુંડામાં, ઘાસલેટના અડધિયા ડબ્બામાં કે ફૂટેલા ગોળામાં માટી નાખીને ઘરમાં બેચાર જગ્યાએ રાખો કે ટાંગો. હાથપગ ધોએલું, વાસણ સાફ કરેલું વગેરે પાણી કુંડીમાં જ રાખો ને તે જ પાણી આ છોડને ઉછેરવા વાપરો.

આનાથી બે અર્થ સરશે: પાણીનાં ખાબોચિયાં નહિ ભરાય ને તેથી મચ્છરો બહુ નહિ થાય; ને મૅલેરિયાના મચ્છરો આ છોડના રસ ઉપર જીવવાવાળા હોઈ એ રસ ચૂસશે. પરિણામે તેના ડંખમાં મૅલેરિયા તાવનું વિષ છે તેનું મારણ થશે અને આપણા અસંખ્ય માણસો એ તાવથી પીડાતા મટશે. એકાદ ક્યારામાં ફક્ત બે રૂપિયાભાર રજકાનું બી તો પર્યું થઇ પડશે. રજકો તો ઘણા દિવસ ટકે છે પછી કાંઇ તેનો ખર્ચ નથી, અજમાવવામા કાંઇ નુકસાન નથી.

(કૌમુદી) —ડૉ. બાબુભાઈ એન. વૈદ્ય

## સાહિત્ય એટલે?

ભાષા, વસ્તુ અને શૈલી આ ત્રણે મળીને સાહિત્ય રૂપ-જતું જોઇએ અને સાહિત્ય એટલે હૃદયો ડોલાવે તેવું, બુદ્ધિને તેજ આપે તેવું, જિજ્ઞાસાને પોષે તેવું, આત્માને ઉદાત્ત ભાવના અને આદર્શોની ઝાંખી કરાવે તેવું, ને છતાં સરલ, પ્રવાહી મીઠું ધીર અને ગંભીર છતાં હસતું રમતું એવું હૃદયના ઊંડાણમાંથી ઝણઝણીને જીવનતૃપ્તિ શોધવા માટે બહાર આવી ગએલું સર્જન.

ગિજુભાઈ

અત્યંત શોધને અંતે પણ સત્ય ન મળ્યું ત્યારે ભગવાન બુદ્ધ કંટાળીને પાછા ફરવાનો વિચાર કરતા હતા, ત્યાં એક ખિસકોલીને સરોવરના પાણીમાં વારંવાર પૂંછડી બોળતી જોઇ તેમને નવાઇ લાગી કારણ પૂછતાં જવાબ મળ્યો કે 'મારે સરોવર ખાલી કરવું છે!' 'પણ આમ તો કરોડો વાર પૂંછડી વડે પાણી ઉલેચ્યે પણ શું ખાલી નથી થવાનું.' 'ભલેને; હું તો ખંતથી મારું કામ કરવાની જ.' ખિસકોલીના આ જવાબથી સિદ્ધાર્થને નવું જ્ઞાન થયું ને પાછા જવાનું માંડી વાળી ફરી સત્યની શોધમાં નીકળ્યા.

બહુવચનમાં ઘણા અનુસ્વારનો દુરુપયોગ કે અલ્પઉપયોગ કરે છે. નાન્યતર જાતિનાં બહુવચન વાળાં નામના જ વિશેષણો ને ક્રિયાપદોમા અનુસ્વારનો ઉપયોગ થવો જોઇએ; બીજે નહિ. 'અધુરા યત્નો' એ ખોટું છે; 'અધુરાં કાર્યો' એ સાચું છે. યત્નો નર જાતિ છે, કાર્યો નાન્યતર આ સિવાય સ્ત્રીઓ પોતા વિષે બહુવચનમાં વાત કરતાં અનુસ્વાર વાપરે તે યોગ્ય છે. 'અમે ગયા હતાં' એમ સ્ત્રીઓ કહી શકે, પણ પુરુષો નહિ.

માફકસર ખાશો તો આ ઋતુનાં કાકડી ને ચીભડાંમાં સ્વાદ ને પોષક તત્વો બંને મળી રહેશે નહિતર પછી: શ્રાવણની કાકડી ને ભાદરવાની છાશ; તાવ સંદેશા મોકલે, આજ આવું કે કાલ!

ચોમાસામાં ટપાલની ટિકિટો સામસામી ઘણીવાર ચોંટી જાય છે. લોઢાના કટકાને સહેજ તપાવી તેના પર ટિકિટો દબાવી રાખજો; સહેલાઈથી ઊખડી જશે.

ગયા અંકને ૨૪૪મે પાને એક ઉપયોગી લેખ આવી ગયો; યાદ આવે છે!

નાના બચ્ચાંને રબરનાં રમકડાં મોંમાં નાખવા ન દેતા; રબરમાં ગંધક આવે છે, ને તે બાળકોને હાનિ કરે છે.

સાધારણ ઉંમરના માણસના માથા ઉપર દર ચોરસ ઇંચે ૧૨૦૦ વાળ હોય છે.



આ નાની આકૃતિની સમૃદ્ધિ જાણી તમે અજબ થશો. એમાં ૧૪૬ ત્રિકોણ, ૫૨ ચતુષ્કોણ ને ૧૨૦ ખૂણા સમાએલા છે!

દુનિયામાં મોટામા મોટો ઝુલતો પુલ બ્રૂકલિન અને ન્યૂ યૉર્ક વચ્ચે છે. તેની મોસમાં મોટી કમાન ૧૫૯૫½ ફૂટ છે અને આખો પુલ ૫૯૮૯ ફીટ છે.

માંસાહારીનું હૃદય મિનિટે ૭૫ ધબકારા કરે છે; શાકાહારીનું ૫૮.

અરીઠાના ફળને ચલમમાં પીવ થી વીંછીનું ઝેર ઊતરે છે. એમ કહેવાય છે.

કહેછેકે ગાયને છાયડા કરતાં તડકે બાંધી રાખવાથી વધુ દૂધ આપે છે.

ડામરના ડાઘ ઉપર મીઠું તેલ ચોપડી તેને થોડી વાર પલળવા દેજો. પછી લૂગડાના કૂચા વડે ડાઘ લૂછી નાખી શકાશે. પછી સાબુથી ધોઇ નાખજો.



સીડર લાકડાના થડને વચ્ચેથી કોરી કાઢીને વિક્ટોરિયા નામના કૅપ્ટન વૉસ નામના અમેરિકને તેમાં થોડા સઢ ગોઠવ્યા, એક કૅબિન બનાવી ને તળિયે મજબૂતી માટે પોલાદનું પતરું જડી દીધું:—ને હાથ બનાવટની એ નાનીશી નાવડીમાં બેસી એ સાહસિક નરે ઈ. ૧૯૦૩-૪માં દુનિયા આખીની દરિયાઇ પ્રદક્ષિણા કરી! ઉપનું ચિત્ર એ નાવનું છે.



કુમારી ઊર્મિલા પારેખ, આકાશ-ઉડ્ડયનનું 'એ' ક્લાસ પાયલટ તરીકેનું વિમાની લાઇસન્સ મેળવનાર પહેલાં હિંદુ (ને તે પણ ગુજરાતી) મહિલા છે. જુહુ-મુંબાઇ-ના એરો ક્લબમાં તેમણે તાલીમ લીધેલી. નીચેના ચિત્રમાં કુ. ઊર્મિલા પોતાના એરોપ્લેનની બેઠક (કૉકપિટ)માં બેઠેલાં જણાય છે.

તેલ ને પાણી સરખે ભાગે ભેગાં કરી થોડો ઍમોનિયા નાખવાથી સાબુ બનશે.

દારૂના ડાઘવાળું કપડું ગરમ દૂધમાં બોળીને ધોવાથી સાફ થઈ જાય છે.

બીજાં પ્રાણીઓની પેઠે ઊંટ પાણીમાં બીલકુલ તરી શકતું નથી; ઊલટું અજાયબ જેવું તો એ છે કે તે પાણીમાં પડે છે કે તરત ઊંધું પડી જાય છે.

ચોપડી ઉપર તેલનો ડાઘ પડ્યો હોય તો તેની ઉપર તથા નીચે મૅગ્નેશિયા અથવા ચાકની ભૂકી પાથરવી; પછી તેની ઉપર પાતળો લોખંડનો ગરમ કકડો મૂકવો. ડાઘ ચુસાઇ જશે.

સ્વાતંત્ર્ય-સંગ્રામને અંગે જુલાઈ સુધી ૨૫૦૦૦ સત્યાગ્રહીઓ જેલ ગયા છે.



હવે તો દેશની લડતનો આધાર દરેક જણની પોતાની જ પ્રવૃત્તિ ઉપર આવી રહ્યો છે. દેશને દોરનાર બધા જ અનુભવી લોકનેતાઓએ મામૂલી સુલેહ કરવા કરતાં રાષ્ટ્રધર્મને અનુસરીને સંપૂર્ણ સ્વાતંત્ર્ય માટે આખરી લડત લડી લેવાનો નિરધાર કર્યો છે. બીજી બાજુથી સામ્રાજ્યનો ગર્વ દેશના જાગેલા આત્માને દબાવી ગૂંગળાવી સત્તાવાદી રાજ્યતંત્રનો કાળો પડદો હિંદ પર કાયમને માટે નાખવા હુંકાર કરી રહ્યો છે. ભયંકર નાશકારક શસ્ત્રો જ તેનું આલંબન છે, અને દરેક પળે તેનો ડર બતાવી પ્રજાને શરણ થવાનું આહ્વાન તે દઈ રહ્યો છે. તેની પાસેથી નીતિ ને ઇન્સાફની આશા રાખવી વ્યર્થ છે.

આવે વખતે સ્વધર્મ અને સ્વમાનનું રક્ષણ કરવાનો એક જ માર્ગ સનાતન કાળથી સ્પષ્ટ દેખાતો આવ્યો છે. પાપીઓને શરણ થવા કરતાં સંતોએ મૃત્યુની ભયંકર યાતનાઓ સ્વીકારી છે; સતીઓએ પ્રાણ આપ્યા છે; સ્વાતંત્ર્યવીરોએ હસતા હસતાં મોતને ગળે બાથ ભીડી છે. યુરોપ કે એશિયા પૃથ્વીના કોઇ પણ દેશના ઇતિહાસમાં એ બલિદાનનું માહાત્મ્ય એકસરખું છે. કુટિલ નીતિ ખેલનારા રાજપુરુષો ગમે તેવું ગુમાન રાખતા હોય, પણ કાળને ચોપડે તેમની કિંમત કોડીની છે તેઓ જગતને કદી આદર્શ આપી શક્યા નથી. ઉપાસના, ત્યાગ અને બલિદાન વિના આદર્શો જન્મ્યા કે સિદ્ધ થયા જ નથી.

આજે હિંદની જનતા આવી પાપના તંત્ર સાથે અસહકાર કરવામાં ને સ્વદેશીધર્મનું ચુસ્ત પાલન કરી લડત જે ઘડીએ જે ભોગ માગે તે આપવાની તત્પરતામાં રહેલી છે. બધા જ માણસો કદાચ નોકરીઓ ન છોડી શકે, પણ પોતાની નોકરી મારફતે દેશ પર થતા જુલમ કે ગેરઈન્સાફમાં પોતાના હાથ ન ખરડાવા દે અને દેશના ફરમાન મુજબ દેશની જ વસ્તુઓ વાપરી દેશને નિભાવે, એટલું તો અવશ્ય કરી શકે. બધા જ માણસો કદાચ પરદેશ સાથેનો વેપાર છોડી ન શકે, પણ જૂઠું બોલી દેશનાં માણસોને પરદેશી માલ પહેરાવી દેવાનો યત્ન તો ન જ કરે. સ્વાતંત્ર્યની હૂંફ જરાક લાગી હોય એમને બધા ત્યાગ સરળ બને છે; માનું મોં જોતાં બાળકના હાથમાંથી જેમ બધાં રમકડાં આપોઆપ પડી જાય છે તેમ.

સ્વતંત્રતા કોઇને પણ નજીક હોય તો તે વિદ્યાર્થીવર્ગને છે. તેમને સરકારી નોકરીની લાલચ ચોંટી હોતી નથી; પૈસા કમાવાનો લોભ વળગ્યો હોતો નથી; સંસારનો ભાર તેમના પર પડ્યો હોતો નથી; તેમનાં શરીર ને મન તાજાં, વેગભર્યાં ને સહન કરવાને તત્પર તથા ખડતલ હોય છે. તેઓ ધારે તે ઘડીએ સ્વતંત્ર બની શકે એમ છે. જેનાથી વધુ ન બને તેવા વિદ્યાર્થીઓમાંનો પણ એકએક વિદ્યાર્થી ભવિષ્યમાં ગુલામીભરી નોકરી ન કરવાનું પણ લે, એકએક જણ ઇંગ્લંડની વસ્તુઓ વિના અને કેવળ સ્વદેશી જ વસ્ત્રો વડે ચલાવી લેવા તૈયાર થાય તો સામ્રાજ્યના ગર્વને તેઓ જ ગાળી દઇ શકશે અને દેશને માનભરી શરતો કરવાનું બળ આપશે.

આજ સુધી સામ્રાજ્યની સાંકળોને મજબૂત કરનારા અંકોડા વિદ્યાર્થીઓમાંથી જ સરકારને મળ્યા કર્યા છે; વિદ્યાર્થીઓને જ તેમણે બંધનો મજબૂત કરવામાં વાપર્યા છે; વિદ્યાર્થીઓને જ નોકરીની લાલચો આપી દેશના ખરા હિતથી અલગ કર્યા છે; વિદ્યાર્થીઓને જ પશ્ચિમી એશઆરામનાં સાધનોમાં ડૂબાડી દેશની ખરી શક્તિને નિર્માલ્ય કરી મૂકી છે; વિદ્યાર્થીઓને જ ઝેરી અને આત્મઘાતી શિક્ષણ આપી પોતાના જ પ્રાચીન દેશજનો અને દેશની સાચી સંસ્કૃતિનો તિરસ્કાર કરતા કર્યા છે; એ વિદ્યાર્થીઓમાંથી જ તેમણે હાલના ઝાલિમ અમલદારો અને નાટકી ન્યાયાધીશો બનાવ્યા છે.

એ બધાંનું આજના આખા વિદ્યાર્થીવર્ગે પ્રાયશ્ચિત્ત ભોગવવાનું છે ને રાષ્ટ્રનું કલંક ટાળવાનું છે. એક પણ વિદ્યાર્થી રાજ્યતંત્રને સાથ ન આપે, એક પણ વિદ્યાર્થી વિદેશી વસ્ત્રો ન ખરીદે, વિદેશી ફૅશનને ટેકો ન આપે અને સ્વદેશની સમૃદ્ધિ ને સંસ્કૃતિના જ ખ્યાલમાં રાતદિવસ રહે તો તે દરેક જણ સામ્રાજ્યના પાયાનું ચણતર ઢીલું કરી શકે છે.

સ્વદેશી પહેલું અને બીજું બધું પછી. સ્વદેશી એ રાષ્ટ્રધર્મનું પહેલું સૂત્ર છે. સ્વાર્થ આડે જે વેપારીઓ અને આડતિયા પિકેટિંગ કરનારને અને રાષ્ટ્રસેવકોને નિંદે છે ને ગાળો દે છે, તેઓ એટલું પણ વિચારી નથી શકતા કે રાષ્ટ્ર ભિખારી થઈ જશે તો ખરીદનાર કોણ રહેવાનું છે? રાષ્ટ્રને સમૃદ્ધ કરવા માટે રાષ્ટ્રનું ધન રાષ્ટ્રમાં જ રહેવું

## સ્વદેશી

સ્વદેશીધર્મ એકલો ખાદી પુરતો જ નથી. સ્વદેશી એ જીવનવ્યાપી ધર્મ છે. સ્વદેશી રાષ્ટ્રધર્મ છે, રાષ્ટ્રપૂજાધર્મ નથી. સ્વદેશી પડોશી ધર્મને ઓળખે છે, પણ તેનો પાયો વિશ્વબંધુત્વ ઉપર છે. સ્વદેશી એટલે સ્વધર્મ; સ્વદેશી એટલે સ્વભાષાની પ્રતિષ્ઠા; સ્વદેશી એટલે ઘરનો રોટલો; સ્વદેશી એટલે પોતાની રહેણીકરણી; સ્વદેશી એટલે પોતાની સંસ્કૃતિ; સ્વદેશી એટલે વિશ્વબંધુત્વ.

(કાલેલકર)

કુમાર આવતી કાલનાં નાગરિકો ઘડતું આજનાં ઘરોનું માસિક

# નિરધાર

[ દ્રુતવિલંબિત ]

કલનિનાદ સુણ્યા રણશંખના,
સમરગાન પીધાં મધુનીતર્યાં,
પ્રગટતી હૃદયે બલિઝંખના,
દિલ જવાન છલોછલ ઊછળ્યાં.

કદમકૂચ ચપોચપ ઊપડે,
બદન જોશ હવે જિરવાય ના,
અરિ શું મૈળવિલંબ જ હા નડે,
જગત પાપમુખે નિરખાય ના.

વચન વીરતણું બદલાય ના,
કંકણુ કાળનું મંદ કરાય ના,
વિપતભેટ થકી મચકાય ના,
વિજયસિદ્ધિ વિના વિરમાય ના.

સમરરંગ ભલે પલટે ઘડી,
કંઈક સૈનિક જાય ભલે પડી,
વિજય દૂર સુદૂર જણાય છો,
ખડક યોધ સુખે નહિ ઓરછો.

ન દરકાર ન જો સરદાર કો,
રજ વિચાર 'હવે શું' તણો જ શો?
મદદ કોઈ ન તો શું ઉચાટ છે?
લડવું હાથ લઈ શિર વાત છે.

સુન્દરમ્




ભાદરવો ૧૯૮૬
સપ્ટેમ્બર ૧૯૩૦




હવે તો દેશની લડતનો આધાર દરેક જણની પોતાની જ પ્રવૃત્તિ ઉપર આવી રહ્યો છે. દેશને દોરનાર બધા જ અનુભવી લોકનેતાઓએ મામૂલી સુલેહ કરવા કરતાં રાષ્ટ્રધર્મને અનુસરીને સંપૂર્ણ સ્વાતંત્ર્ય માટે આખરી લડત લડી લેવાનો નિરધાર કર્યો છે. બીજી બાજુથી સામ્રાજ્યનો ગર્વ દેશના જાગેલા આત્માને દબાવી ગૂંગળાવી સત્તાપાદી રાજ્યતંત્રનો કાળો પડદો હિંદપર કાયમને માટે નાખવા હુંકાર કરી રહ્યો છે. ભયંકર નાશકારક શસ્ત્રો જ તેનું આલંબન છે, અને દરેક પળે તેનો ડર બતાવી પ્રજાને શરણ થવાનું આહ્વાન તે દઈ રહ્યો છે. તેની પાસેથી નીતિ ને ઇન્સાફની આશા રાખવી વ્યર્થ છે.

આવે વખતે સ્વધર્મ અને સ્વમાનનું રક્ષણ કરવાનો એક જ માર્ગ સનાતન કાળથી સ્પષ્ટ દેખાતો આવ્યો છે. પાપીઓને શરણ થવા કરતાં સંતોએ મૃત્યુની ભયંકર યાતનાઓ સ્વીકારી છે; સતીઓએ પ્રાણ આપ્યા છે; સ્વાતંત્ર્યવીરોએ હસતા હસતાં મોતને ગળે બાથ ભીડી છે. યુરોપ કે એશિયા પૃથ્વીના કોઇ પણ દેશના ઇતિહાસમા એ બલિદાનનું માહાત્મ્ય એકસરખું છે. કુટિલ નીતિ ખેલનારા રાજપુરુષો ગમે તેવું ગુમાન રાખતા હોય, પણ કાળને ચોપડે તેમની કિંમત કોડીની છે. તેઓ જગતને કદી આદર્શ આપી શક્યા નથી ઉપાસના, ત્યાગ અને બલિદાન વિના આદર્શો જન્મ્યા કે સિદ્ધ થયા જ નથી

આજે હિંદની જીતની ચાવી પાપના તંત્ર સાથે અસહકાર કરવામાં ને સ્વદેશીવ્રતનું ચુસ્ત પાલન કરી લડત જે ઘડીએ જે ભોગ માગે તે આપવાની તત્પરતામાં રહેલી છે. બધા જ માણસો કદાચ નોકરીઓ ન છોડી શકે, પણ પોતાની નોકરી મારફતે દેશ પર થતા જુલમ કે બેઈન્સાફમાં પોતાના હાથ ન ખરડાવા દે અને દેશના ફરમાન મુજબ દેશની જ વસ્તુઓ વાપરી દેશને નિભાવે, એટલું તો અવશ્ય કરી શકે. બધા જ માણસો કદાચ પરદેશ સાથેનો વેપાર છોડી ન શકે, પણ જૂઠું બોલી દેશનાં માણસોને પરદેશી માલ પહેરાવી દેવાનો યત્ન તો ન જ કરે સ્વાતંત્ર્યની ભૂખ જરાક લાગી હોય એમને બધા ત્યાગ સરળ બને છે; માનું મોં જોતાં બાળકના હાથમાંથી જેમ બધાં રમકડાં આપોઆપ પડી જાય છે તેમ.

**સ્વદેશી**

સ્વદેશીધર્મ એકલો ખાદી પુરતો જ નથી સ્વદેશી એ જીવનવ્યાપી ધર્મ છે. સ્વદેશી રાષ્ટ્રધર્મ છે, રાષ્ટ્રપૂજાધર્મ નથી. સ્વદેશી પડોશી ધર્મને ઓળખે છે, પણ તેનો પાયો વિશ્વબંધુત્વ ઉપર છે. સ્વદેશી એટલે સ્વધર્મ; સ્વદેશી એટલે સ્વભાષાની પ્રતિષ્ઠા; સ્વદેશી એટલે ઘરનો રોટલો; સ્વદેશી એટલે પોતાની રહેણીકરણી; સ્વદેશી એટલે પોતાની સંસ્કૃતિ; સ્વદેશી એટલે વિશ્વબંધુત્વ.

(કાલેલકર)

---

સ્વતંત્રતા કોઇને પણ નજીક હોય તો તે વિદ્યાર્થીવર્ગને છે. તેમને સરકારી નોકરીની લાલચ ચોંટી હોતી નથી; પૈસા કમાવાનો લોભ વળગ્યો હોતો નથી; સંસારનો ભાર તેમના પર પડ્યો હોતો નથી; તેમનાં શરીર ને મન તાજાં, વેગભર્યાં ને સહન કરવાને તત્પર તથા ખડતલ હોય છે. તેઓ ધારે તે ઘડીએ સ્વતંત્ર બની શકે એમ છે જેનાથી વધુ ન બને તેવા વિદ્યાર્થીઓમાંનો પણ એકેએક વિદ્યાર્થી ભવિષ્યમાં ગુલામીભરી નોકરી ન કરવાનું પણ લે, એકેએક જણ ઇંગ્લૅંડની વસ્તુઓ વિના અને કેવળ સ્વદેશી જ વસ્ત્રો વડે ચલાવી લેવા તૈયાર થાય તો સામ્રાજ્યના ગર્વને તેઓ જ ગાળી દઇ શકશે અને દેશને માનભરી શરતો કરવાનું બળ આપશે

આજ સુધી સામ્રાજ્યની સાંકળોને મજબૂત કરનારા અંકોડા વિદ્યાર્થીઓમાંથી જ સરકારને મળ્યા કર્યા છે; વિદ્યાર્થીઓને જ તેમણે બંધનો મજબૂત કરવામાં વાપર્યા છે; વિદ્યાર્થીઓને જ નોકરીની લાલચો આપી દેશના ખરા હિતથી અલગ કર્યા છે; વિદ્યાર્થીઓને જ પશ્ચિમી એશઆરામનાં સાધનોમાં ડૂબાડી દેશની ખરી શક્તિને નિર્માલ્ય કરી મૂકી છે; વિદ્યાર્થીઓને જ ઊંડી અને આત્મઘાતી શિક્ષણ આપી પોતાના જ આગ્ય દેશજનો અને દેશની સાચી સંસ્કૃતિનો તિરસ્કાર કરતા કર્યા છે; એ વિદ્યાર્થીઓમાંથી જ તેમણે હાલના ઝાલિમ અમલદારો અને નાદશ્રી ન્યાયાધીશો બનાવ્યા છે.

એ બધાંનું આજના આખા વિદ્યાર્થીવર્ગે પ્રાયશ્ચિત્ત ભોગવવાનું છે ને રાષ્ટ્રનું કલંક ટાળવાનું છે. એક પણ વિદ્યાર્થી રાજતંત્રને સાથ ન આપે, એક પણ વિદ્યાર્થી વિદેશી વસ્ત્રો ન ખરીદે, વિદેશી ફૅશનને ટેકો ન આપે અને સ્વદેશની સમૃદ્ધિ ને સંસ્કૃતિના જ ખ્યાલમાં રાતદિવસ રહે તો તે દરેક જણ સામ્રાજ્યના પાયાનું ચણતર ઢીલું કરી શકે છે.

સ્વદેશી પહેલું અને બીજું બધું પછી. સ્વદેશી એ રાષ્ટ્રધર્મનું પહેલું સૂત્ર છે. સ્વાર્થ આડે જે વેપારીઓ અને આડતિયા પિકેટિંગ કરનારને અને રાષ્ટ્રસેવકોને નિંદે છે ને ગાળો દે છે, તેઓ એટલું પણ વિચારી નથી શકતા કે રાષ્ટ્ર ભિખારી થઈ જશે તો ખરીદનાર કોણ રહેવાનું છે? રાષ્ટ્રને સમૃદ્ધ કરવા માટે રાષ્ટ્રનું ધન રાષ્ટ્રમાં જ રહેવું

જોઇએ. તમારા દેશનો કોઇ ગરીબ વણકર, કોઈ ગરીબ કુંભાર કે સુતાર, લુહાર યા મજૂર કે મામૂલી કારીગર નભી શકતો હોય તો તમે તેની ચીજ મોંઘી હોય તોપણ ખરીદી લેવાની ધર્મવૃત્તિ પાળો અને પ્રચારો. કેટલીક વાર ખપ ન હોય તોપણ માત્ર ઉત્તેજન ખાતર પણ દેશની ચીજ ખરીદો અને તેના કરનારને નિભાવો. એક માણસ ધંધા વિનાનો થઇ જશે કે તરત એ માણસ નિર્વાહ માટે કાં તો ગુનેહગાર બનશે કે કાં તો રાષ્ટ્રદ્રોહી બનશે. બહેતર છે કે તેના હાથમાં તેનો ધંધો રહે, ખીલે અને રાષ્ટ્રની સમૃદ્ધિની અનેકમાંની એક વધુ પાંખડી પ્રફુલ્લિત બને.



## ભણતરનું તેજ

ॐ सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै । तेजस्विनावधीतमस्तु । मा विद्विषावहै । ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ 'આપણે સાથે જીવતર ગાળીએ; આપણે સાથે ઉલ્લાસ માણીએ; આપણે સાથે સાહસ ખેડીએ; આપણા ભણતરમાં તેજ પ્રકટો; આપણે કોઇનો દ્વેષ કરીએ નહિ. ત્રણે લોકમાં શાંતિ હો.'

પચીસ હજાર વર્ષ પહેલાં આ ઋચા પ્રકટી અને હજુ યે હિંદમાં જ્યાંજ્યાં વેદધ્વનિ સંભળાય છે ત્યાંત્યાં સહસ્ર મુખે એ સજીવ બને છે.

જીવનને ભવ્ય બનાવવું હોય, સાચે માર્ગે ભોગવિલાસ માણવા હોય અને ઇતિહાસમાં અમર રહે એવાં પરાક્રમ ખેડવાં હોય તો ભણતરમાં તેજ પ્રકટાવવું જોઇએ અને દ્વેષભાવથી પર થવું જોઇએ.

ઇતિહાસમાં અમર રહે એવાં પરાક્રમો ખેડવાનો મોકો સૌને એકીસાથે ભાગ્યે જ મળે છે. શાંતિના સમયમાં તો સૌકોઈ પોતાના નિત્યકર્મના પાલનથી આત્મકલ્યાણ સાધે. પણ સમૂહ પર જ્યારે આપદપરંપરા ઉતરે ત્યારે ચિરંજીવ પરાક્રમો કરી અમર કીર્તિ વરવાનું સૌભાગ્ય સૌને મળે છે. અને ઘણે અંશે ભાવનાભક્ત જુવાનો એવા પ્રસંગ વધાવી લ્યે છે અને નિત્યકર્મ તથા કર્મકાંડ ત્યાગી ઉલ્કાપાતને શમાવવા દેહ ને બુદ્ધિની તમામ શક્તિઓ ખરચે છે.

હિંદુસ્તાનના કિશોરો, કુમારો અને જુવાનોને ભણતર દીપાવવાનો અપૂર્વ પ્રસંગ મળ્યો છે. શાળા-પાઠશાળાઓની દીવાલોમાં પૂરાઈ ભૂતકાળનાં કાવ્ય અને ઇતિહાસનો અભ્યાસ તો ગમે ત્યારે થઇ શકશે; પણ રણાંગણમાં ઘૂમવાનો પ્રભુપ્રેર્યો આવો અવસર સાલ દરસાલ નથી મળતો. એક વરસ—માત્ર એક જ વરસ સંઘરૂપે તમામ વિદ્યાર્થીઓ શાળા–પાઠશાળાઓ છોડીને પોતાને પસંદ હોય તેવાં રચનાત્મક કાર્યે હાથ ધરે તો બાર મહિનાના પુસ્તકિયા જ્ઞાન કરતાં વધુ વિશાળ અને વધુ ઉપયોગી એવું દુનિયાનું જ્ઞાન તેઓ મેળવી શકે. અને એક વરસનો ભોગ એ કાંઇ મોટી વાત નથી. વિદ્યાર્થી માંદો પડે અગર નાપાસ થાય ત્યારે વરસ પડે જ છે. એવા પ્રકારનો સંતોષ લઇને પણ વિદ્યાર્થીઓએ આજે પુસ્તકોને અભરાઈએ ચડાવી રણાંગણમાં ઘૂમવાની જરૂર છે.

શાસ્ત્રોમાં તો આકાશમાં વાદળાં ચડી આવે ત્યારે અનધ્યાય—અણોજો—પાળવાનું ફરમાન છે. તો પછી આજે જ્યારે હિંદુસ્તાનના આકાશમાં વાદળ ઘેરાતાં જાય છે ત્યારે શું દેશી કે પરદેશી અધ્યાપકો સ્વસ્થ ચિત્તે વિદ્યાધ્યયન કરાવી શકશે? અને હિંદભરમાં આજે જ્યારે ઉકળાટ વધતો જાય છે ત્યારે શું વિદ્યાર્થીઓ શાળા-પાઠશાળાઓમાં શાંત ચિત્તે શારદાપૂજન કરી શકશે? (સૌ. મિ.)

## જુવાની

ત્રણ વીસ ને સાત વરસનો ડોસો.
શરીર ખખળી ગએલું;
આંખ હીણી હતી;
લાકડીને ટેકે આવ્યો હતો.
સૌથી વહેલો આવ્યો હતો ને
ક્યારનો ઊભો હતો.
કયાંક ગામ જવું હશે.

બારી ઉઘડી ને ટિકિટ દેવાણી.
ધક્કાધક્કી ને હલ્લાહલ્લી:
બળિયાના બે ભાગ.
જુવાનોએ ટિકિટ લઇ લીધી;
ભાઈઓ બાઇઓને માટે લાવ્યા;
શેઠની ટિકિટ નોકર લાવ્યા;
લઈલઇને સૌ ચાલવા લાગ્યા.
આ એક ડોસાનો વારો ન આવે.
બિચારો આગળ જાય ને પાછળ આવે;
ધક્કો લાગે ને કોરે ખસે;
ભીંસ લાગે ને પાછો જાય.

પાંચ મિનિટના ડંકા થયા,
ગાડી ઉપડવાનો વખત થયો;
બારી ઉપર બેશુમાર ગીરદી.
ટિકિટ વિનાનો ડોસો!

એક જુવાનને શરમ આવી;
મનમાં ને મનમાં જુવાની લાજી:
'અરે બીચારો ડોસો!
ક્યારક્યારનો તપે છે!'
'દાદા કયાં જવું?'
'એ . . . નીંગાળા.
કોઇ ટિકિટ લાવી દ્યે તો આ પૈસા.'

જુવાને ઝટ દેતાક ને મારગ કર્યો
ને ગયો બારીએ.
ટિકિટ લઇ બહાર આવ્યો.
'દાદા ચાલો ગાડીમાં બેસાડું.'
'પણ ટિકિટ?'
'ટિકિટ આ રહી.
નીંગાળાની મેં લઇ લીધી.'
ડોસાને ડબ્બામાં બેસાડયો.

'બાપુ ભગવાન તારે . . . .'
પણ જુવાન તો કયારનો ચાલ્યો
ગયો હતો.

ગિ.

પ્રકાશશાસ્ત્રને લગતા પ્રયોગો કરતો આઇઝૅક ન્યૂટન



માનવજાતની વૈજ્ઞાનિક મહત્તાનાં બીજ રોપનાર

# સર આઇઝૅક ન્યૂટન

એક અંગ્રેજ ખેડુતનો છોકરો. નિશાળમાં સાવ ઠોઠ. અભ્યાસમાં ધ્યાન બ્યાન દેવાની બાધા. બેઠોબેઠો વર્ગની બારીના પથ્થરના બારસાખમાં પોતાનું નામ કોતરતો, કે કંઈ તરંગો કરતો. ઘેર પણ પાઠ વાંચવાને બદલે પોતાની બાળમિત્ર છોકરીઓની ઢીંગલીઓ માટે ગલોખાંનાં ખુરશી ટેબલ અને પલંગ બનાવતો, અને પોતાને રમવાનાં જાતજાતનાં રમકડાં રચતો.

પણ એ જ રમતિયાળ, ઠોઠ નિશાળિયો મોટો થતાં મહાન નર બન્યો. એવો, કે આજ બસેં વર્ષે પણ આજનું વૈજ્ઞાનિક પ્રગતિએ પહોંચેલું જગત એને માનવ ઇતિહાસના અગ્રણી વૈજ્ઞાનિક તરીકેની અંજલિ અર્પે છે; આજ સુધીમાં થએલા સર્વ શોધકોનો તેને શિરોમણિ લેખે છે. ઍરિસ્ટોટલ અને ડાર્વિન સિવાય હજી આજની ઘડી સુધી, વૈજ્ઞાનિક શોધની અપૂર્વતામાં બીજો કોઈ તેની હારમાં ઊભો રહી શકે તેમ નથી.

એ ઠોઠ નિશાળિયાએ આ અનંત વિશ્વની એકતા જાળવનારા ગુરુત્વાકર્ષણના નિયમની શોધ સૌથી પહેલી કરી; એણે આકાશના બધા ગ્રહ-ઉપગ્રહની ગતિના નિયમ સ્થાપ્યા; કલાકના સૈંકડો કે હજારો માઇલની ગતિવાળા દરેક ગ્રહ અને ઉપગ્રહના આવાગમન તથા વિદાયની તારીખો નક્કી કરી આપી; ભૌતિકશાસ્ત્રનો આદ્ય દ્રષ્ટા બની એણે પૃથ્વી પર તેમજ અન્ય સર્વત્ર ભૌતિક નિયમોનું જ રાજ્ય

જેણે જગતમાં પ્રવર્તતી ચિત્રવિચિત્ર માન્યતાઓની અંધાધુંધીમાંથી પ્રથમ વૈજ્ઞાનિક

પ્રવર્તે છે એવું સાબિત કર્યું. એ ઠોઠ નિશાળિયા આઈઝૅક ન્યૂટને જ શંકાને સ્થળે અચળતા ને વહેમને સ્થળે જ્ઞાન સ્થાપ્યું. મનુષ્યની મહત્તા તેણે જ વધારી. કોઈકે સાચું જ કહ્યું છે કે આપણે સૌ ન્યૂટનના ખભા પર જ ઊભા છીએ. ન્યૂટન ન થયો હોત તો આજની આટલી વૈજ્ઞાનિક પ્રગતિ હોત કે કેમ, વિજ્ઞાનબળે સાધેલી માનવની આજે છે તેટલી મહત્તા હોત કે કેમ એ શંકા છે.

બાર વર્ષનો એ ઠોઠ નિશાળિયો પોતાના વર્ગમાં છેલ્લો પડ્યો રહેતો. એક દહાડો કોઈ છોકરે તેને પેટમાં પાટુ મારી અને તેને ઘણું વાગ્યું. આ પાટુએ ઇતિહાસમાં અજબ કામ કર્યું. એ પાટુથી શરમિંદા ને ઉત્તેજિત થએલા આઈઝૅકને પોતાની નિર્માલ્યતાનું ભાન થયું અને તેના જીવનનું વહેણ બદલાયું. તેણે શરીરબળ કેળવ્યું અને તક મળતાં એ જ છોકરાને કાન પકડી ઊભો રાખ્યો ને થપ્પડ મારી તેનું માથું પકડી દેવળની દીવાલે તેનું નાક ઘસ્યું ને પોતાને પડેલા મારનો બદલો લીધો. હવે ન્યૂટનની છાતી ગજગજ ઊછળી. પણ જે છોકરાને તેણે આમ શિક્ષા કરી તે વર્ગમાં ઊંચે નંબરે રહેતો. તે પણ કેમ બનવા દેવાય? હરીફ પર શારીરિક તેમજ માનસિક બંને પ્રકારનું આધિપત્ય મેળવવા તેણે કમર કસી અને છેવટે તેણે વર્ગમાં પહેલો નંબર લીધો.

ન્યૂટનના ઘરમાં સુતારી કામનાં ઓજાર પડ્યાં રહેતાં. એ વડે ફુરસદે તે કૈં કૈં નમૂના બનાવી આનંદ મેળવતો. પડોશમાં એક પવનચક્કી હતી. તેવી જ એક નાની પવનચક્કી ઘેર બનાવવાનો તેને તુક્કો ઊઠ્યો. તેને ફેરવવા માટે એક ચક્કર બનાવી તેમાં પંખા કર્યા અને અંદર એક ઉંદર પૂર્યો. પછી ચક્કરમાં અદ્ધર એક કોથળી લટકાવી. લટકતી કોથળીમાંના દાણા લેવા ઉંદર કૂદે, પંખા ચાલે અને ચક્કર ફરે એવી યુક્તિ રચી.

વળી તેણે પાણી ટપકવાથી ચાલતું પાણીનું ઘડિયાળ પણ બનાવ્યું. એક ચાર ફૂટ ઊંચી પેટીમાં તે બનાવ્યું હતું. ચક્કરના પંખા પર પાણી ટપકતું ને તેથી ચંદા પર રાખેલા કાંટા ફરતા. તેણે એ પોતાની સૂવાની કોટડીમાં રાખ્યું હતું. દરરોજ તે આખો દહાડો ચાલે તેટલું પાણી પીપમાં ભરી રાખતો, જેમાંથી પાણી ટપકતું. એ એટલું નિયમિત ઘડિયાળ હતું કે ઘરનાં બધાં માણસો ચોક્કસ વખત જોવા માટે ત્યાં જ જતાં! પાછળથી આ 'જળ-ઘટિકાયંત્ર' ઉપરાંત આઈઝૅકે સૂર્યના તડકાના પડછાયા પરથી સમય

## ન્યૂટનની છ મહાન શોધો

જેણે માનવની વૈજ્ઞાનિક મહત્તાનાં બીજ રોપ્યાં




**ગુરુત્વાકર્ષણ**નો વિશ્વનિયમ શોધી એણે પૃથ્વીની અચળતા વિષેની વિવિધ શંકા-કુશંકાઓની અંધાધૂંધીમાંથી નિયમિતતા આણી; વહેમને બદલે જ્ઞાન પ્રગટાવ્યું.




**ગણિતશાસ્ત્ર**ની ગણનાપદ્ધતિઓમાં સુધારા કરી એણે પ્રત્યેક શોધના વૈજ્ઞાનિક સિદ્ધાંતોને ગણિતી કસોટી પર ચડાવીને નિશ્ચિત સ્વરૂપે સ્થાપવાની પહેલી પદ્ધતિ પાડી.




આકાશી પદાર્થોના સ્થાનનિર્ણય અને હલનચલનની ક્રિયાઓ વિષે ખાતરીબંધ સિદ્ધાંતો નક્કી કરીને એણે **સમુદ્રયાન**ને તદ્દન સલામત અને સરળ બનાવી દીધું.




સફેદ પ્રકાશનું પૃથક્કરણ કરી તેમાંથી સાત ધનુરંગો પ્રગટાવવાના તેના પ્રયોગ પછી જ **દર્શનશાસ્ત્ર**માં પ્રગતિ થઈને આજ આટઆટલી ઉપયોગી શોધો થઈ શકી છે.




આધુનિક **ભૌતિકશાસ્ત્ર**ના એકેએક સિદ્ધાંતનો મૂળભૂત ગણિતી પાયો પણ તેણે સ્થાપ્યો. વેરવિખેર પડેલા જ્ઞાનના કણોને કસીકસીને તેણે સિદ્ધાંત તરીકે સ્થાપ્યા.




પ્રતિબિંબિત દૂરબીનની તેણે જે પ્રથમ શોધ કરી અને **ખગોળવિદ્યા**નો અભ્યાસ કર્યો, એ શોધ ને અભ્યાસને પરિણામે જ જગતને વિશ્વની વિશાળતાનું ભાન થયું.

**નિયમિતતા આણી; શંકાને સ્થળે અચળતા સ્થાપી; વહેમને નાબૂદ કરી જ્ઞાન પ્રકટાવ્યું.**

જાણવાનું પણ એક સૂર્ય-ઘટિકાયંત્ર રચ્યું. પ્રથમ તો છાંયડો ઘરની દીવાલ પર, છાપરા પર, એમ દિવસના જુદાજુદા વખતે પડતો તે પરથી વખત નક્કી કર્યો. પણ પછી લાકડાની ખીંટીઓ ખોડી તેના પડછાયા પરથી કલાક–અરધા કલાકનાં પણ માપ રચ્યાં. જેમ જેમ તેનું જ્ઞાન અને કૌશલ્ય ખીલતાં ગયાં તેમતેમ એ નાનકડા યુવાને બરાબર ચોક્કસ સન ડાયલ—સૂર્ય-ઘટિકાયંત્ર—બનાવ્યું. આવાં બે ઘટિકાયંત્ર તો પોતાના ઘરની ચૂનાબંધ દીવાલ પર જ તેણે કોતરી કાઢયાં. કહેવાય છે કે આસપાસનાં પડોશીઓ સાચો વખત જોવા ત્યાં જ આવતાં અને આ 'આઇઝૅકના ડાયલ' પરથી ચોક્કસ વખત જોઇ જતાં. આપણા આ જમાનામાં તો દીવાલનાં ઘડિયાળ, ખીસા ઘડિયાળ, કાંડા ઘડિયાળ ઇત્યાદિ પ્રકારપ્રકારનાં ઘડિયાળ એટલાં બધાં વધી ગયાં છે કે આ જૂની રીત વાંચીને કદાચ ઘણાને હસવું આવશે; પણ એની મહત્તા તો એ છે કે હજુ યે ન્યૂટનના એ સ્થાપિત નિયમ પ્રમાણે જ ઘડિયાળનો વખત સાચો મૂકાય છે.

એક વાર નાના આઇઝૅકે વગર ઘોડાની ગાડી બનાવી હતી. તેમાં બેસનાર માત્ર પગ હલાવે અને તેના બળથી ગાડી ચાલે. તે દહાડે રસ્તા સારા નહોતા, તેમજ હાલના જેવાં પૈડાં બનાવવાની કળા પણ હાથ લાગી નહોતી, તેથી આ પ્રાચીન મોટરગાડી ઝાઝી ન ચાલી. વળી ન્યૂટનને કાગળના પતંગ બનાવવાનો પણ શૉખ હતો. કમાન ક્યાં બરાબર મૂકવી તે એ જાણતો હતો. પતંગને છેડે પૂંછડું બાંધવાને બદલે તે કાગળનું ફાનસ લટકાવતો અને તેની અંદર મીણબત્તી બળતી રાખી રાત્રે તે પતંગ ઉડાડતો ત્યારે દૂરથી ગામડાના લોકો વહેમથી જોઈ રહેતા કે 'કોઇ નવો ધૂમકેતુ ઊગ્યો; જરૂર ઓણસાલ કંઇક આપત્તિ આવી પડશે!' આ બધા હુન્નર ઉપરાંત આઇઝૅક પોતાના ફુરસદના સમયે પોતાની બાળમિત્ર કન્યાઓ માટે તેમની ઢીંગલીઓનાં ટેબલ, કબાટ ને પલંગ બનાવતો. આવી એક મિસ સ્ટોરી નામની બાલમિત્ર તો ન્યૂટન પાસે જો ઘરસંસાર ચલાવવા જેટલું ધન હોત તો તેની પત્ની થવા પણ ખુશી હતી. વળી આ જ વેળા આઇઝૅક કવિતાઓ લખતો ને ચિત્રો પણ દોરતો. પોતાનાં એ ચિત્રો તે પોતાની ઓરડીમાં શૉખથી ટાંગતો.

[અનુસંધાન આગળ પાન:૩૪૦મે]



સી આડલર ઉપરના મહેમાનોની સંખ્યામાં આટલા વખતમાં સારો જેવો ઉમેરો થયો હતો. પહેલાં તો ઍંગ્લિસ રૉયલનો કૅપ્ટન ચોન (Chewn) અને તેના ખલાસીઓ; પછી હુન્ડી આયર્લૅન્ડના કાળા, ભૂરા અને ધોળા ખલાસીઓ તથા કૅપ્ટન; ત્યાર બાદ શાર્લ ગૂનોના ફ્રેંચ જવાનો, ને તે પછી હિઝ મૅજેસ્ટીઝ શિપ પરસીનો કૅપ્ટન, એની નવોઢા વહુ અને અંગ્રેજ ખલાસીઓ; પછી ફ્રેંચ વહાણ આંતોનેના રહેવાસીઓ, અને તુરત જ પાછળથી બ્યૂએનો એઅર્સની ઇટાલિયન વસ્તી; આ પછી લા રોશફૂકો અને કૅપ્ટન લૅકોક, અને તરત જ બ્રિટિશ સ્ટીમર હૉર્નગાર્થ; હૉર્નગાર્થ પછી ફ્રેંચ વહાણ દુપ્લે, બ્રિટિશ સ્ટીમર ચિનમોર અને એનો કૅપ્ટન મલન.

હવે તો સી આડલર આંતરરાષ્ટ્રીય પ્રદર્શન બની ગયું હતું! અમારા મહેમાનોમાં ચીના હતા, હબસી હતા, ફ્રેંચ, ઇટાલિયન અને અંગ્રેજ હતા. લગભગ સાઠ તો અમલદારો હતા, જેમાં અગિયાર કૅપ્ટન હતા. આ કૅપ્ટનોએ, સી આડલર ઉપર એક કૅપ્ટન્સ ક્લબ કાઢી હતી. દરેક નવો કૅપ્ટન ઉમેરાય તેને એ ક્લબમાં દાખલ કરવાનો ખાસ જલસો થતો. તે વખતે હૉર્નગાર્થે અમને આપેલાં અઢળક પીણાંઓનો છૂટથી ઉપયોગ થતો. જુદાંજુદાં વહાણો પરથી સુંદર ફર્નિચર મળ્યું હતું, જેમાં એક પિયાનો હતો. તેના ઉપર હિઝ મૅજેસ્ટીઝ શિપ પરસીના કૅપ્ટનની વહુ અમને વારંવાર સંગીત સંભળાવતી. બીજા પણ અનેક



**અજેય જર્મન સાગરવીર ફૉન લ્યૂકનેરની આ સાચી સાહસકથા** ગયા જ અંકથી શરૂ થઈ છે. યુરોપના છેલ્લા મહાયુદ્ધ વખતે, સામેના પાનાને નીચે બતાવ્યું છે તેવું 'સ્લિપર' જાતનું માત્ર એક નાનકડું જૂનું સઢવાળું વહાણ અને એક ટચુકડી તોપ, એટલાં જ સાધનો લઈને એ સાતસાત સલ્તનતોની ગંજાવર આરમારી સામે નીકળી પડેલો. પણ એ અલ્પ સાધનો છતાં અપૂર્વ બુદ્ધિચાતુર્ય અને જિંદાદિલીથી એણે દુશ્મનોના અભેદ્ય મનાતા સાગરવ્યૂહ તોડી નાખ્યા, દસ કરોડ રૂપિયાના શુમારની શત્રુ-સ્ટીમરોને દરિયાને તળે બેસાડી અને બલવતી જબ્બર શત્રુ-મનવારોને થાપ આપી સારો આટલાંટિક ને પાસિફિક મહાસાગર ઘૂમી વળ્યો. સાતે સલ્તનતોના સાગર પર એણે એવો સક્કો બેસાડ્યો કે એના ભયથી દુશ્મનોની સ્ટીમરો બંદર છોડી બહાર ન નીકળતી; જે મહાસાગરમાં એના વહાણ સી આડલરનું નામ પડતું ત્યાંની સફરી સ્ટીમરોના વીમાના દર આસમાનમાં ઊછળી પડતા. અને આટલું છતાં એણે એક પણ જીવની હાની ન કરી, ને આખર સુધી એ દુશ્મનોને હાથ ન આવ્યો.
—અને એના નામમુગ્ધ દુશ્મનોને મોઢે એ જીવનભરનું ગૌરવભર્યું બિરુદ પામ્યો—

# દરિયાનો દાનવ

ગજવૈયા અને ગવૈયાઓ સી આડલર પર હતા.

માત્ર આટલા રીંછ જેવા અણઘડ ચાંચિયાઓ વચ્ચે એક જ સ્ત્રીને સહેવાય નહિ એ દેખીતું છે. એક દહાડો એણે મને કહ્યું: 'મને એકલાં નથી ગમતું, કાઉન્ટ; મારા માટે એકાદ સાથી તમે ન પકડી આપો?'

'બાનુ, હું મારાથી બનતી કોશિશ કરીશ' મેં કહ્યું. અને થોડાં જ અઠવાડિયાં પછી સી આડલરમાં ત્રણ સ્ત્રીઓ થઇ!

નીચે ખલાસીઓમાં પણ આવો જ એખલાસ હતો. ત્યાં આખો વખત આનંદમંગળ વરતી રહેતો. નવો શિકાર પકડી આપે તેને દસ પાઉંડ રોકડા અને શૅમ્પેનની બાટલીનું ઇનામ હવે પહેરેદાર ન હોય તોપણ દરેકને આપવાનું જાહેર કર્યું હતું, એટલે આરામના વખતમાં મારા રસ્સાઓ પર કીડિયારું ઊભરાતું. કોઇકોઇ કપ્તાનો પણ પોતાના મોભાને છાજે તેવી અદાથી ખાટલીએ ચડી બેસતા, અને પોતાનાં કિંમતી દૂરબીનો વડે દરિયાની સપાટી ખોળ્યા કરતા.

એકંદરે સી આડલર હવે લડાયક નહિ પણ મુસાફરોનું વહાણ બની ગયું હતું. જાતજાતની રમતગમતો ને જલસાઓ ચાલુ થયા કરતા. ખોરાકમાં કોક દિ' જર્મન વાનીઓ, કોક દિ' ઈટાલિયન તો કોઇવાર ફ્રેંચ વાની બનતી. અંગ્રેજી વાનીઓ તરફ બધાને તિરસ્કાર હતો. અંગ્રેજો જે કંઇ સારૂંસારૂં ખાય છે તે વાનીઓનો પ્રકાર હમેશાં બહારથી આયાત કરેલો હોય છે.

અલબત્ત દેશાભિમાનની લાગણીથી અમારા આ કેદી મુસાફરો અમારો જલદી નાશ થાય એમ ઇચ્છે એમાં નવાઇ નહિ; પણ ઉપકાર અને ચાલુ મિત્રાચારીની લાગણીથી તેમનામાં ઘણો ફેર પડી ગયો હતો. જ્યારે પણ નવા મહેમાનો આવે ત્યારે અમારા કેદીઓને બહુ આનંદ થતો. દરેક વહાણ અમને નવી ઓળખાણો કરાવી દેતું, એટલું જ નહિ પણ એમાંથી અમને નવો સામાન મળતો. બ્રિટિશ ઇપોર્મેન પકડ્યું તેમાંથી પુષ્કળ ખોરાક ઉપરાંત થોડાં જીવતાં કુક્કર અને મરઘાં અમને મળ્યાં, એટલું જ નહિ પણ અમારી બીજી સ્ત્રી મહેમાન પણ એ વહાણેથી ઊતરી.

૧૦

હવે અમે આટલાંટિક મહાસાગરની વિદાય લેવા મનસૂબો કર્યો. અમારા વહાણમાં ચારસો આશરે મુસાફરો થઇ ગયાં હતાં. એમને ક્યાં અને કેમ ઉતારવાં એ મુશ્કેલ સવાલ હતો. લોઇદમાન સાથે મસલત કરી મેં એ લોકોને છોડી દેવાનો બંદોબસ્ત કર્યો. એમના છૂટવા સાથે અમારા વિષે બારીકમાં બારીક હકીકત દુશ્મન રાજ્યોમાં દરેક ઠેકાણે પહોંચી જવાની એ તો નક્કી જ. આખરે તો અમે બહારવટિયા હતા. અમારા વિષે જાહેરાત થતાં જ અનેક મનવારો અમારી પૂંઠ પકડશે એ પણ ચોક્કસ; અને મનવારો સામે ટક્કર ઝીલવી એ સહેલ ન હતું. એટલે આ હિસાબે આ લોકોને જીવતા છોડવા એ અમારાં મોતને અચૂક રીતે આમંત્રણ મોકલવા બરોબર હતું. છતાં એમનો નાશ તો ન જ થાય. એટલે આખરે અમે એમને જીવતા છોડી દેવાનો જ નિશ્ચય કર્યો. મનવારો આવશે તો ઓર



મઝા પડશે. લડાઇમાં એકલાં હથિયારો જ ન જોઇએ; બુદ્ધિબળ પણ જોઇએ. અમારા બુદ્ધિબળને મનવારોની તોપો સામે ગોઠવી નવો રંગ જમાવવા મેં નિશ્ચય કર્યો. પણ આ નિશ્ચય તે વેળા મેં ખાનગી રાખ્યો.

એક દહાડો ફ્રેંચ વહાણ કાંબ્રોન અમારા સપાટા-માં આવી ગયું. અમે એને ઊભું રાખ્યું ને જપ્ત કર્યું. એના કૅપ્ટનની નાસીપાસીનો પાર ન હતો.

'અમે તમારા વહાણને ડુબાડીશું નહિ, પણ અમારે ધારેલે બંદરે તે જશે. દરમિયાન તમે અને તમારા માણસો અમારા કેદી છો.' મેં કહ્યું.

'શું? એમ કેમ બને?'

'તમારૂં વહાણ સી આડલર પરના કેદીઓને મુકામે પહોંચાડશે એમ મેં નક્કી કર્યું છે.'

'બા ખુશી, કાઉન્ટ.' તેણે હરખાઇને કહ્યું.

'અને તમે કાંબ્રોનના નવા કૅપ્ટનના પરોણા બનશો.' મેં ઉમેર્યું. તે લાચાર હતો એટલે મારી શરતો તેને કબૂલ રાખવી પડી.

કાંબ્રોન ઉપર બધાંને ચડાવ્યાં. એનો નાખુદો નક્કી કરવાનો સવાલ વિકટ હતો. છેવટે પિનમોરના કૅપ્ટન મલનને એ પદ આપ્યું અને કાંબ્રોન ઉપર પિનમોરનો બ્રિટિશ વાવટો ચડાવ્યો.

કાંબ્રોનના ડોલના ઉપરના ભાગ મેં કપાવી નાખ્યા, જેથી એની ઝડપમાં ઘણો ઘટાડો થઈ ગયો. એને રાપો દ જાનેરો જવાનો હુકમ કર્યો, જ્યાં પહોંચતાં દસથી ચૌદ દહાડા જરૂર થાય. ત્યાર પછી બધાને એકઠા કરી મેં કહ્યું: 'કૅપ્ટન મલન, મારા કેદીઓ હવે તમારા તાબામાં મૂક્યા છે. હું બરાબર જાણું છું કે તમે જે ઘડીએ બંદરે ઊતરશો તે જ ઘડીએ સી આડલર વિષેની માહિતી બધે પ્રસરી જશે. પછી સાત સાગરની મનવારોની તોપો એક સી આડલર માટે ભૂખી ફરશે. સેંકડો સાવજે ઘેરેલા હરણ પેઠે અમારો શિકાર થશે. અમે અમારી ગોઠવણ કરી છે. પણ તમારે એક વચન આપવું પડશે. બંદરે પહોંચવા પહેલાં તમને વહાણો મળશે, સ્ટીમરો મળશે, મનવારો પણ મળે; પરંતુ બંદરે લંગર નાખ્યા પહેલાં કોઇને અમારા વિષે કંઇ પણ ન કહેવા તમારે બંધાવું પડશે. અમે તમારી



સાથે જે વર્તાવ કર્યો છે તે જોતાં અમારી આટલી માગણી બહુ કપરી નથી.'

'કાઉન્ટ,' મલને કહ્યું, 'હું તમને વચન આપું છું કે કાંબ્રોન બંદરે પહોંચવા પહેલાં કોઈ સાથે કશો સંબંધ નહિ કરે, અને કોઇને કશો સંબંધ થવા નહિ દે.'

'અમારા કેદીઓને અમે પગાર ચુકવી આપ્યો. જેટલા ખલાસીઓ હતા તેમને જેટલા દિવસ તેઓ સી આડલર પર રહ્યા તેટલા દિવસનો આગળ મળતા રોજને હિસાબે પગાર આપી દીધો. આથી ખલાસી-ઓમાં પણ અમારો કોઇ દુશ્મન ન રહ્યો.

જ્યારે કાંબ્રોને લોલી ઉપાડી ત્યારે એના કઠેરા પર પચરંગી ટોળું ઊભરાયું. દરેકે દરેક જણ સી આડ-લરની વિદાય લેવા હાથ, ટોપી, રૂમાલ હલાવતો હતો. કાંબ્રોનના સઢ તંગ થયા અને મોરા પાસે પાણીની છોળ ઊડી. એના તુનક પરથી ઘોષ થયો: 'થ્રી ચ ફૅાર ધ સી આડલર!'

અને મહાસાગરે એ હર્ષનાદને ત્રણ ત્રણ વાર ઝી

કાંબ્રોન દૂરદૂર જવા લાગ્યું. સી આડલર

પટી રહ્યું. હવે અમારી હીલચાલ ગુપ્ત રાખવાની

જ્યારે એકબીજાને જોઇ શકવું મુશ્કેલ થયું હું એકદમ સુકાની-તુનક ઉપર ગયો. સુકાનીને ખ દાર કર્યો. એન્જિનરૂમનો ટેલિગ્રાફ વાગ્યો: 'ધ -ધરનન' ફુલ સ્ટીમ એહેડ! (પૂર જોશથી આ બઢાવ.) બંને મોટરો ધમધમ બોલવા લાગી. વાંધા ચિકાર કર્યા, સુકાન ફેરવ્યું અને સી આ મોરો ફેરવી પાસિફિક મહાસાગરનો માર્ગ લીધો

આટલાંટિક મહાસાગરમાં અમે આઠ અઠવા રહ્યા તે દરમિયાન દુશ્મનોનાં ૪૦,૦૦૦ ટન આશ વહાણો ડુબાડ્યાં. કેટલાંકમાં તો સુરોખાર અને રિ લૂણ ભર્યું હતું. એમાંથી દુશ્મનો દારૂ બનાવત. આ બધું ડુબાડી હજારો જર્મન જીવ બ ચ્યા. પણ હવે ભલો અમારો પાસિ અને ફૂઝરોથી જુદા જ બચાવે

૧૧

પાસિફિકમાં ઝંપલાવતાં પહેલાં અ એક પવિત્ર ફરજ બજાવવાની ? દક્ષિણ આટલાંટિકમાં એક સ્થળે સેં મહાવીર જર્મનોનો નાશ થયો હ

**સ્વાતંત્ર્યનો સંન્યાસી**

પકડાયાના આગલે દિવસે કરાડીની કુટિરમાં 'યંગ ઇન્ડિયા'નું લેખનકાર્ય કરતા.
(ફોટો : ચાંદોરીકર)



'કુમાર' : ઑક્ટો ૧૯૮૯
ગાંધીની ૧૨૦મી જન્મજયંતિના સ્મરણમાં



માયામૃગ



નૃત્ય
[ રાજપૂત કલમના જૂના ચિત્ર પરથી ]

## બે શ્યામચિત્રો

ડી. બોસ રાજનાં આ બે શ્યામચિત્રો પીંછીની કૃતિ નથી. ઝીણી કાતર વડે કાગળ કાતરીને ઉપજાવેલા એ સુંદર ચિત્રોમાં તેમણે કુશળતા અને કળાનો સુંદર યોગ કરી બતાવ્યો છે. તે પોતે મૂળ તાંજોરના વતની છે અને વકીલાત માટે તૈયાર થએલા; પણ કળા અને પત્રકારિત્વના નાદે વધુ ખેંચાણ કરતાં વકીલાત છોડી હાલ મદ્રાસના સચિત્ર સાપ્તાહિક 'હિંદુ' પત્રની ઑફિસમાં કલાવિભાગના તંત્રી તરીકે જોડાયા છે. એ પત્રનાં ચિત્રોની ચૂંટણી, વ્યવસ્થા ને સંસ્કારિતા યુરોપનાં સારાં પત્રોની તોલે આવે એવાં હોય છે. આ ઉપરાંત શ્રીયુત રાજ ફોટોગ્રાફીમાં પણ સિદ્ધહસ્ત છે, અને કોઈ વાર 'કુમાર' તેમની એ કળાની કૃતિઓ પણ જરૂર લેશે એવી અમને આશા છે.

એમનાં શબ ઉપર ત્રણ ત્રણ હજાર મથોડાં પાણી ફરી વળ્યાં હતાં. એમનાં મૃત્યુ ટાણે બ્રિટિશ ક્રૂઝરોની ધગધગતી તોપોએ ભીષણ અને બેતાલ પડઘમ વગાડી હતી, અને એમાં, અતાગ ઊંડાણોને ડહોળી નાખતા મહાજલના ઘૂઘવાટે સાથ પૂર્યો હતો.

બ્રિટિશોના મોટા સંખ્યાબળની સામે છેલ્લી ક્ષણ સુધી ઝઝૂમીને, સ્કાર્નહૉર્સ્ટ, નીસનાવ, ન્યૂરેમ્બર્ગ અને લાઇપ્ઝિક એ ચાર નાની (લાઇટ) ક્રૂઝરોએ અહીં ભીષણ મનવારો સામે છેલ્લી ઘડી સુધી ઝીક ઝીલી હતી, અને છેવટે ફરકતે ઝંડે આખર સુધી લડીને પોતાની સફર હમેશ માટે પૂરી કરી હતી. અહીં ઍડમિરલ કાઉન્ટ ફૉન સ્પી અને એના બહાદુર સાથીઓએ, પિતૃભૂમિ માટે અપૂર્વ બલિદાન આપી આ સ્થળને જર્મન પ્રજા માટે પરમ તીર્થરૂપ બનાવ્યું હતું.*

લોઇદમાનની સહાયથી એ સ્થળ નક્કી કરી મેં સી આડલર ને તરફ હંકાર્યું. દરમિયાન સી આડલર પરના લુહારોએ દસ ફૂટ ઊંચો એક લોખંડનો ક્રૉસ બનાવવા માંડ્યો. જ્યારે અમે ધારેલે સ્થળે પહોંચ્યા ત્યારે સી આડલર થંભાવવામાં આવ્યું. એના દરેક થંભે અને રસ્સે રાષ્ટ્રીય ધ્વજ ફરકાવ્યા.

યુદ્ધ શરૂ થયા પહેલાંની—ઇ. સ. ૧૯૧૩ની વાત છે. કીલ (Kiel)ની આરમારીમાં ઉત્સવ ઊજવાતો હતો. ડેક ઉપર આરમારીની સેના ગોઠવાઇ ગઈ હતી. કવાયતી સલામ આપતા બધી બંદુકો સૈનિકની છાતી પૂરે સ્થિર થઇ ગઇ હતી. એ હરોળમાંથી ચાલતો ઍડમિરલ કાઉન્ટ ફૉન સ્પી પોતાની ક્રૂઝર તરફ મગરૂરીથી જતો હતો.

એણે ત્યાં ઊભેલાઓને સંદેશો આપતાં કહ્યું હતું: 'મારા સાથીઓ અને હું પિતૃભૂમિથી સાત હજાર ગાઉ દૂર જઇએ છીએ. આપણા ભાવિમાં વાદળ ઘેરાતું હું જોઉં છું. જો આપણી વહાલી ભોમ ઉપર આફત તૂટી પડશે તો અમે જ્યાં હોઇશું ત્યાં એની સેવામાં જાન સદકે કરીશું. તમે તો અહીં હશો. અમને મદદ કરવાનો તમે ખ્યાલ ન કરશો. પણ અમારાં મોતને ઉજાળનાર એક જ ખ્યાલ અમને ખુદા કરવા દે તો બસ છે: કે અમારી પેઠે તમે પણ તમારા જાનની કુરબાની આપીને પણ તમારી ફરજ મક્કમ રીતે બજાવી છૂટશો.'

ઍડમિરલ ફૉન સ્પીનો આ સંદેશો તે દહાડે મારા હૈયામાં સોંસરવો ઊતરી ગયો હતો. આજે સી આડલરના તળા નીચે, ત્રણ હજાર વામ પાણીમાં એ બહાદુર વીરોની પાક દરગાહ હતી. એની આસપાસ તૂટેલાં બદન વાળી જર્મન ક્રૂઝરો પડી હતી!

સી આડલરના તુતક પર બધા હાજર થયા. સૌ કવાયતી અદાથી ઊભા હતા. ખરકંદાઓની બંદુકના કુંદા અવળા સલામીએ ગોઠવાયા હતા. વચલો ઝંડો અરધી કાઠીએ ફરકતો હતો. સામે લોખંડનો ક્રૉસ મૂક્યો હતો. એની આસપાસ જર્મન ધ્વજ વીંટાળેલો હતો. સાથે બીજાં રાજ્યોના—દુશ્મન રાજ્યોના પણ વાવટા વીંટાળ્યા હતા. મૃત્યુની પેલે પાર વીરોમાં દુશ્મનાવટ ન જ હોય.

અમારા આ દેશબંધુઓનાં બદન ઉપર કફન ન હતું, કબર ન હતી. એના ઉપર કોઇએ ફૂલ નો'તાં ચડાવ્યાં. એમની છેલ્લી સફરમાં કોઇએ શુભેચ્છાઓ નો'તી પાઠવી. પણ આજે હું તેમને સાક્ષાત્ જોતો હોઉં એમ મને લાગ્યું. એમને ઉદ્દેશીને મેં કહ્યું:

'કીર્તિએ આપેલી અમર નામના છતાં, તમે અહીં, તમારી પિતૃભૂમિથી દૂરદૂર કુરબાની કરી સોડ તાણી. હું તમને કહેવા આવ્યો છું કે તમારા સરતાજ ઍડમિરલ સ્પીએ આપેલો આદેશ અમે બજા કર્યો છે ને પિતૃભૂમિના વિજય માટે દરેકેદરેક જર્મન બચ્ચો જાતનું બલિદાન આપી રહ્યો છે. તમારી આ આરામગાહમાં આવી તમને ભેટવા અમે આતુર છીએ, પણ તે પહેલાં અમારી છેલ્લી લડાઈ અમારે હજુ લડવી બાકી છે. ને તમારી પેઠે જ કીર્તિ મેળવી અમે એ લડાઈમાં ખપી જશું તો જ અમે અમારું જીવન સફળ થયું માનીશું.'

ચાર ખલાસીઓ આગળ આવ્યા અને લોખંડી ક્રૉસને ઊંચો કર્યો.

'દેશના નરવીરો, તમારી દરગાહ પરનાં આ ફૂલ સમજજો; તમારી મૃત્યુશય્યા પાસે આ પ્રભુનો વાસ સમજજો.'

સૌએ કહ્યું 'આમીન!'

લોખંડના ક્રૉસને ઝડપથી તળિયે જતો હું જોઈ રહ્યો.

[અનુસંધાન આગળ પાન ૩૪૫મે]

* આ રોમાંચક ઇતિહાસ માટે જુઓ 'કુમાર'નો અષાડ અંક. એમાં ત્રીજી ક્રૂઝરનું નામ લુર્નબર્ગ આપ્યું છે તે બરાબર નથી. આ ત્રીજી ક્રૂઝર Nuremburg હતી. —'સુકાની'

# સ્મરણયાત્રા



## ૮][વિઠોબાની મૂર્તિ

જેત એ રાજધાનીનું શહેર છે. ત્યાંથી અમે પંઢરપુર જતા હતા. શિયાળાના દિવસો. ટાઢ કહે કે મારું કામ. ગાડીમાં બેસવાનો અમને કંટાળો; જોકે રાજ તરફની ગાડી હતી બહુ જ રૂપાળી અને સગવડવાળી. પણ અમે રોજ સવારસાંજ પગે જ ચાલતા. સાંજે પગ ફાટી જાય. તળિયું તો શું પણ ઉપર ઘૂંટી સુધીની બધી ચામડી ફાટી જાય અને નળા પરની ચામડી પણ કાચપાએલા કાગળ જેવી કરકરી થઈ જાય ને એમાંથી લોહી નીકળે. સૂતી વખતે પિતાશ્રી સાબુ લઇને અમારા પગ ધોઇ કાઢે અને આઇ દૂધ ઉપરની મલાઇ લઇ ગાલ અને હોઠને ચોળે. સાબુથી પગ ધોવાય તે તો અસહ્ય થતું; પણ મલાઈ ચોળવાની ક્રિયા મનગમતી થતી. આઇ મલાઇ ચોળવા બોલાવે ત્યારે હું આંખમાં ઊંઘ ભરાયાનો ડોળ કરતો અને આઇની આંગળી હોઠ પાસે આવે કે તરત જ આંગળી મોઢામાં પકડી બધી મલાઇ ચાટી જતો. આ યુક્તિ એકબે વાર જ સફળ થતી, પણ હમેશાં કંઇ આઇ જ મલાઇ ચોળે એમ ન હતું. કોઈ દિવસ મોટાં ભાભી હોય તો કોઇ દિવસ વચેટ ભાભી હોય. અને આવી યુક્તિ કરી હું મલાઇ ખાઇ જાઉં એ આઇને ન જ ગમતું એમ કંઈ થોડું હતું? આઇ વઢે ખરી, પણ એ બધું ઉપરઉપરનું.

એક દિવસે સાંજે એક ગામડામાં અમે મુકામ કર્યો. ધર્મશાળા નહોતી એટલે વિઠોબાના મંદિરમાં ધામા નાખ્યા. પંઢરપુરની આસપાસ ખૂબ દૂર સુધી દરેક ગામમાં વિઠોબાનું મંદિર તો હોવાનું જ. વિઠોબા અને રખુમાઇ (રુકિમણી) બંને કેડ ઉપર હાથ રાખી, બંને પગ બરાબર જોડી ઊભાં રહેલાં દરેક મંદિરમાં હોવાનાં જ. સાંજ પડે કે ગામના લોકો—સ્ત્રીપુરુષ બધાં—એક પછી એક દેવદર્શનને માટે આવે અને વિઠોબાને 'ક્ષેમ' દઇ—એટલે કે આલિંગન દઇ—નમસ્કાર કરી પાછાં જાય, એ આ પ્રદેશનો રિવાજ જ છે. અમે આ બધું આશ્ચર્યથી જોતા હતા.

પાણી તો દૂરના એક ઝરણામાંથી લાવવાનું હતું. ભાભી, ગોંદુ અને હું અમે ત્રણ જણાં પાણી લાવવા ગયાં. અંધારામાં રસ્તો જડે નહિ, ટાઢને લીધે દાંત કડકડતા હતા. મેં લોટો ઝરણામાં ડુબાડ્યો. અહાહા! જાણે કાળામેશ વીંછીએ ડંખ માર્યો હોય તેવું હાથને થઇ ગયું! પાણી એટલું ઠંડું હતું કે મેં લોટો છોડી હાથ પાછો ખેંચી લીધો અને કહ્યું, 'આવા પાણીમાં ફરી હાથ નાખવાની આપણી હિંમત નથી.' પણ લોટો કંઇ આમ છોડીને અવાય? ગોંદુએ હિંમતપૂર્વક પાણીમાંથી લોટો બહાર કાઢ્યો એટલું જ નહિ, પણ બાકીનાં બધાં વાસણો પણ ભરી આપ્યાં.

અમે પાછા ફર્યા. ગોંદુની આ બહાદુરી જોઇ મારા મનમાં એને વિષે આદર ઉપજ્યો. એનું એક સૂત્ર હતું: 'આજે દુ:ખ વેઠીએ તો આવતી કાલે સુખ મળે. આજે મરચાં ખાઇએ તો આવતી કાલે ખાંડ ખાવા મળવાની.' અને આવા સૂત્રનો તે અક્ષરશ: અમલ પણ કરતો. મોટપણમાં ખૂબ ગળ્યુંગળ્યું ખાવાનું મળે એટલા માટે તે ઘણીવાર મને કમને મરચાં ખાતો, એટલું જ નહિ પણ મોટા ભાઇનો અધિકાર ચલાવીને મને પણ ખવડાવતો! હું ગોંદુ જેટલો શ્રદ્ધાવાન નહિ એટલે એના સિદ્ધાંતનો અક્ષરાર્થ કબૂલ ન કરી શકું. પણ જે ૭ ભાઇઓમાં સૌથી નાનો એને પાંચગણી તાબેદારી ઉઠાવવી પડતી. આમ ગોંદુના એ સિદ્ધાંતને લીધે એનામાં તિતિક્ષા ઠીકઠીક આવી હતી. હું પણ તિતિક્ષા બતાવું ખરો, પણ તે બહાદુરી કેળવવાને અર્થે.

પાણી લઇને અમે ઘેર આવ્યા. રાત પડી એટલે ગામલોકો આવતા બંધ થયા. વિઠોબા પાસે એક ઊંચી દીવી બળતી હતી. હવે ગોંદુનો ભક્તિભાવ જાગૃત થયો! ગામના લોકોની પેઠે આપણે પણ વિઠોબાને ક્ષેમ દઇએ એમ એને થઈ આવ્યું. ધીમે રહીને એ ગર્ભગૃહમાં ગયો ને ભક્તિના ઉમળકા સાથે એણે વિઠોબાને બાથમાં લીધા. પણ અરે! શી ભગવાનની લીલા! વિઠોબા પોતાનું સ્થાન છોડી ગોંદુની બાથમાં જ

આવ્યા! એનો ભાર છાતીને અસહ્ય થઈ પડ્યો! ગોંદુએ જોયું કે મૂર્તિના પગ ઘૂંટીથી જરા ઊંચેથી તૂટી ગયા છે. હવે શું કરીએ? આ તો ગજબ થયો! વિઠોબાની ભક્તિ બહુ મોંઘી પડી: 'दत्तु दत्तु, इकडे ये; हें बघ काय झाल ?'

હું દોડતો ગયો. સહેજ પ્રયત્ને વિઠોબાને એની બાથમાંથી છોડાવ્યા. પછી અમે બંનેએ મળીને વિઠોબા-ને ફરી પગભર કરવાનો પ્રયત્ન કર્યો. પણ અઠ્ઠાવીસ યુગ સુધી આમ ઊભા રહી વિઠોબા સાવ કંટાળી ગયા હતા! એ ફરી ઊભા થાય જ નહિ. અમે હાર્યા એટલે મેં, ગોંદુ ના પાડતો હતો છતાં, પિતાશ્રીને બોલાવ્યા અને સ્થિતિ બતાવી. તેમણે પ્રથમ તો મૂર્તિ બરાબર ઊભી કરી અને પછી અમારા બંનેની ઝાટકણી કાઢી. મારો પોતાનો વાંક તો હતો જ નહિ, પણ મને સૂઝ્યું કે મારો બચાવ કરીશ તો ગોંદુને વધારે સાંભળવું પડશે. મૂંગે મોઢે એની સાથે સહન કરું તો બીચારાનું દુઃખ એટલું હળવું થાય ને? સુખદુઃખ સમાન ભાગે વહેંચી લેવું એ અમારો ત્રણ ભાઈઓનો કોલકરાર હતો. છતાં વિઠોબાના આલિંગનથી મળેલા પુણ્યનો ભાગ મને મળશે કે કેમ એનો વિચાર સરખો યે મેં ન કર્યો.

બીજે દિવસે સવારે એક છોકરી મંદિરમાં વિઠોબા-ને ક્ષેમ દેવા આવેલી. વિઠોબાએ એને પણ પોતે કંટાળી ગયાનું જણાવ્યું. હું તો હવે શું થશે એની જ રાહ માંડી પથારીમાંથી જોયા કરતો હતો. પણ એ છોકરી જરાય ડરી ન ગઈ. મને પથારીમાંથી જોતો જોઈ કહે કે, 'આ મૂર્તિના પગ એકવાર તો ભાંગ્યા જ હતા. ગામના લોકોએ જેમતેમ બેસાડ્યા હતા. આજે ફરી ઢીલા થયા દેખાય છે.' રૉઇટરના ખબરપત્રીના વેગે એ માહિતી મેં પ્રથમ ગોંદુને ને પછી પિતાશ્રીને પહોંચાડી, અને બધાના જીવ હેઠા પડ્યા.—શરીર તો કકડતી ટાઢમાં ધ્રૂજતાં જ હતાં.

## ૯][ઘટપ્રભાને કાંઠે

ગાડીની મુસાફરી પૂરી થઈ. હવે બાકીનો પ્રવાસ રેલગાડીનો હતો. અમે રાત્રે આઠ વાગ્યે ગોકાક પહોંચ્યા. રેલનો 'ટાઇમ' બપોરના બારનો હતો, એટલે અમે એક ધર્મશાળામાં ઊતર્યા. થાક્યાપાક્યા બધા જ ઘસઘસાટ ઊંઘમાં પડ્યા.

સવારના ત્રણેક વાગ્યાનો શુમાર હશે. એવામાં એક કુતરું ધર્મશાળામાં પેઠું અને અમારું એક મોટું તપેલું, અંદર કંઈક ખાવાનું હોવાથી હાથરૂમાલથી બાંધી રાખેલું તે તેણે ઊંચકી લીધું ને મોટાભાઈ જાગે તે પહેલાં જ ધર્મશાળામાંથી બહાર નાસી ગયું. કુતરાનો પગરવ સાંભળી ત્રણચાર જણ ઊઠ્યા અને કુતરા પાછળ દોડ્યા; પણ તપેલું તો ગયું એ ગયું જ.

આ ગરબડને લીધે સવાર પડતાં હું જરા મોડો ઊઠ્યો. ઊઠીને જોઉં તો આસપાસ ઘણા લોકો આવજા કરતા હતા. શૌચ જવાની ક્યાંય સગવડ ન મળે. ત્યાંથી સીધો ઘટપ્રભા નદી સુધી ગયો. ધાર્યું કે નદીના પટ તરફ શૌચ બેસવા જેટલી એકાંત જગ્યા જરૂર મળવાની. પણ નદી ઉપર જઈને જોયું તો આખા ગામના લોકો ત્યાં હાજર. કોઈ કપડાં ધુએ, કોઈ પાણી ભરે, કોઈ વાસણ ઉટકે. મેં આસપાસ ખૂબ દૂર સુધી જઈ જોયું, પણ ક્યાંય એકાંત મળે નહિ. નદીને કિનારેકિનારે ખૂબ દૂર ઉપરવાસ ગયો, ત્યાં પણ નિર્જન સ્થાન ન મળે. જ્યાં જુઓ ત્યાં કોઈ ડોસા કે ડોસી અથવા ઢોર ચરાવતા છોકરાઓ હોય જ. નદીકાંઠાના લોકોને તો મોટે ભાગે શરમ નથી હોતી. તેઓ ગમે ત્યાં બેસી જાય છે. એવા પણ લોકો મેં જોયા. એમને શરમ ભલે ન હોય પણ મને તો હતી. એટલે દૂરથી એવા-ઓને જોઈ મારે મારો રસ્તો બદલવો પડતો.

હવે ધીમેધીમે હું મૂંઝાયો. વખતસર પાછો ન જાઉં તો આઈ વઢે અને શૌચ બેઠા વગર પાછા જવું પણ બને. એમ ન હતું. મને થયું કે હવે કરવું શું? ક્યાં જાઉં? કેટલેક દૂર જાઉં? ગમે ત્યાં બેશરમ થઈ લોકોના દેખતાં બેસું તે તો અશક્ય જ હતું, કેમકે શરીરને એવી ટેવ જ ન હતી.

આખરે મને એક કાવ્યમય ઇલાજ સૂઝ્યો. પાસે જ એક ઝાડ હતું, સહેજે ચડાય એવું. અને એનાં પાંદડાં એટલાં તો ભરચક હતાં કે ઉપર ચડ્યા પછી કોઈ જોઈ ન શકે. ઝાડની આસપાસ સદ્‌ભાગ્યે કોઈ હતું નહિ. એટલે ભરેલો લોટો લઈ મેં વૃક્ષારોહણ કર્યું. ખૂબ ઉપર ચઢી અનુકૂળ ડાળી શોધી કાઢી. મનને મનાવ્યું કે કોઈ કાળે મળ્યું ન હતું એવું સરસ એકાંત મળ્યું છે. છતાં બીક તો હતી જ કે રખેને એકાદ ગાય ઝાડ નીચે આવી ચડે અને એની પાછળ કોઈ ગોવાળ આવીને હાજર થાય! પણ ઈશ્વરને એટલી આકરી કસોટી કરવી ન હતી. હું

નિરાંતે પાછો આવ્યો. મારા ભાઇ પણ એ જ ઉદ્દેશથી નદીએ ગએલા તે નિરાશ થઇ પાછા આવેલા. એમણે મને પૂછ્યું, 'શૌચ ક્યાં ગયો હતો?' મેં કહ્યું 'નદીએ'. ભાઇએ પૂછ્યું, 'ત્યાં એકાંત જગા હતી?' મેં કહ્યું 'હા.'

ભાઇને કબૂલ કરવું ન હતું કે તેઓ એમ ને એમ પાછા આવ્યા છે, અને મને શરમ લાગતી હતી કે મેં વાંદરાનો પાઠ ભજવ્યો છે; એટલે 'તેરી ભી ચૂપ ઔર મેરી ભી ચૂપ' કરી અમે એ વાત ત્યાં ને ત્યાં જ પડતી મૂકી. કેટલા યે મહિનાઓ સુધી મેં મારી વાત છાની રાખી હતી. શરમનું પડ કાળના પ્રતાપે ઘસાઇ ગયા પછી જ તે દિવસની મારી વાત કરવાની હિંમત ચાલી.

માણસ ઘણીવાર ભારે પાપ કે ગુનો કરે તો તે કહેતાં શરમાય નહિ એટલો આવી વસ્તુઓ વિષે બોલતાં શરમાય છે. લજ્જા કરતાં વ્રીડાનું કવચ વધારે દુર્ભેદ્ય હોય છે.

## ૧૦] બીકણ હિંમત

કારવારમાં એક વાર અમે ઉખા શેઠની વખારમાં રહેતા હતા. એ મકાનનું નામ પડ્યું હતું વખાર, પણ હતો ખાસો શોખીન બંગલો. બંગલાનાં બારી-બારણાંમાં બધે રંગબેરંગી કાચ જડેલા હતા. મેડા પરનો ભાગ અમારા તાબામાં ન હતો, છતાં અમે છોકરાઓ તે વાપરતા તો હતા જ. એક વખત અમે એક બહુ જ રૂપાળી બિલાડી ચોરી આણી હતી. એને માટે રંગીન આયના-મહાલ બનાવવો હતો. કેસુએ અને મેં મળીને ઉપલે માળે જઇ પાછળની બાજુની બારીના પાંચ લીલા પીળા કાચ કાઢી લીધા. પછી સુથાર પાસે જઈ એક પેટીમાંથી મહેલ બનાવ્યો અને તેમાં પેલા કાચ બેસાડી દીધા. પૂરેપૂરું ભાડું આપીએ છીએ તો કાચ ન વાપરીએ? અમે વખાર ભાડે ન લેત તો અહીં ઉંદર પણ ન રહેત. ત્રણચાર કાચ વાપર્યા તેમાં શું થયું? આવી દલીલ પોતાની સાથે કરી પસ્તાતા મનને અમે શાંત પાડ્યું.

બંગલાની આસપાસ આંબાનાં ઝાડ હતાં. બધાં જ પાયરી જાતનાં. આસપાસ ઇટચૂનાની વાડ હતી. બંગલાની સામે, બધે હોય છે તેમ ઇટચૂનાના બે મોટા થાંભલા હતા, અને એ ઊંચા થાંભલા પર એક થાંભલાથી બીજા થાંભલા સુધી ૭ ઇંચ એક ચોરસ લાકડું બેસાડ્યું હતું. એક દિવસે દીવાલ પરથી હું થાંભલા પર ચડી બેઠો. મારે ત્યાં બેસી ચોપડી વાંચવી હતી. મને આમ બેઠેલો જોઇ કેસુ સામી બાજુની દીવાલ પરથી બીજા થાંભલા પર ચડી બેઠો. પ્રવેશદ્વાર પર અમે બંને જય-વિજયની પેઠે સામસામા બેઠેલા. મને એની ખૂબ મઝા પડી. હું લલકારવા લાગ્યો, 'पूर्वी जयविजयातें सनकादिकींच्या विपाद शापानें। झाले जन्मत्रय परि मुक्तिस नेलें हतीश बापानें.' પણ એટલામાં કોણ જાણે મને જ એક શાપ નડ્યો. કેસુ મને કહે 'આ લાકડાના પુલ પરથી મારી તરફ ચાલતો આવ. કેસુની આજ્ઞા તો તોડાય જ નહિ. એને હમેશ આજ્ઞા કરવાની જ ટેવ અને અમને બધાને એનો હુકમ ઉઠાવવાની ટેવ.

મેં જોયું તો મોટી ગાડી અંદર આવી શકે એટલો રસ્તો છોડી આ થાંભલા ઊભા કરેલા, એટલે જમીનથી એની ઊંચાઇ પણ ઓછી ન હતી. અને લાકડાનો એ પુલ પૂરો ૭ ઇંચ પહોળો પણ માંડ હશે. એને વટાવીને જતાં પગ જરૂર લપસી જવાનો. અલબત્ત ચક્કર આવે તો તો પગ લપસ્યા વગર જ હું પડવાનો. મેં ભાઇને કહ્યું કે 'આ તો કામ અઘરૂં છે. આપણાથી એ નહિ બને.' ભાઇએ પ્રથમ ઉત્તેજન આપી કહ્યું, 'બીહીશ મા, તારે માટે એ જરા ય અઘરૂં નથી.' નાનપણમાં જો કસરતની મને ટેવ હોત તો તો એ કામ જરા ય અઘરૂં નહોતું. પણ કેમે કરીને મારી હિંમત ચાલે નહિ. ભાઈએ પછી સખ્તાઇથી હુકમ કાઢ્યો, 'તારે આવવું જ પડવાનું છે. હવે તું કાંઇ નાનો નથી; ખાસ્સો દસ વરસનો થયો છે. આટલી યે હિંમત ન થાય? હું કહું છું કે આવ.' મેં પણ દૃઢતાથી જવાબ વાળ્યો, 'એ તો નહિ જ બને.' કેસુને ચીડાતાં વાર લાગતી ન હતી. એ બોલ્યો, 'જોજે હો! તું આવીશ તો ઠીક; નહિતર આજે તો તને એવો મારવાનો છું કે તારા ગાલ લોહીલુહાણ કરી મૂકવાનો.' મેં મનમાં વિચાર કર્યો કે માર ખાવો એ તો રોજનો અનુભવ છે. એમાં તો આપણે પંડિત છીએ. પણ આટલે ઊંચેથી પડીને માથું ભાંગી જાય એ પોસાય નહિ. એટલે મેં ભાઇની આજ્ઞાનો પહેલી વાર સાદર નિરાદર કર્યો. કેસુને મેં નમ્રતાથી કહ્યું, 'ભાઉ, એ મારાથી નથી જ થવાનું. તું ગમે તે કરજે; પણ મારો પગ નથી જ ઊપડવાનો.'

ભાઉ પણ આ મારી બીકણ દશા જોઈ ચોંકી ગયો. આખરે એણે કહ્યું, 'જા રડયા અહીંથી; તું તો આવો જ રહેવાનો. હવે હું જ તને ચાલી બતાવીશ.' બસ, મારની બીકથી જે કાર્ય ન થયું તે આ વેણથી થયું. કેસુ ચાલી બતાવશે અને પહેલવહેલો આ પુલ પસાર કરશે, પછી મારી આબરૂ શી રહી? હું એકદમ ઊઠ્યો અને સીધો પુલ પરથી સામી બાજુ ગયો. સામી બાજુ કેસુ પણ ઊભો થરો હતો. એણે મને બાથમાં જ લીધો. એની આંખમાં હર્ષનાં આંસુ હતાં. એણે મારી પીઠ થાબડી કહ્યું, 'હું તને નહોતો કહેતો કે તારે માટે એ અશક્ય નથી? તારી શક્તિ તારા કરતાં હું જ વધારે જાણું છું.' પછી તો કેટલી યે વાર હું આ બાજુથી પેલી બાજુ અને પેલી બાજુથી આ બાજુ જઈ આવ્યો.

તે દિવસે સાંજે કેસુએ મને હનુમાનની વાર્તા કહી. સીતાની ભાળ લાવવા માટે લંકા સુધી કોણ કૂદી જાય એની મસલત વાંદરાઓમા આ પાર ચાલતી હતી. સમુદ્ર ઓળંગી જવાની શક્તિ એકલા હનુમાનની જ હતી; પણ દેવોએ એવું નક્કી કર્યું હતું કે હનુમાનને જ્યાં સુધી કોઇ કહે નહિ કે તારામા આટલી શક્તિ છે ત્યાં સુધી એનામાં એ શક્તિ પ્રગટ થાય નહિ, એનામાં આત્મવિશ્વાસ આવે નહિ.

## ૧૧] [ઈન્સાફનો અત્યાચાર

હવે વધારે ભાડું મળતું હોવાથી રામજી શેઠે એમની વખારના ચાર ભાગ કર્યા હતા. એક ભાગમાં કુપ્પીકર મામલતદાર રહેતા હતા. પડખેના ભાગમાં અમે હતા. અમારા પહેલાં અમારા ભાગમાં ઓવરસીઅર સાઠે રહેતા હતા. એમણે ઓટલા પર સાદડીની બહુ જ રૂપાળી ઓરડી બનાવી હતી. એનું બારણું, બે બારીઓ વગેરે બધું જ ધારીલું હતું. એંજિનિયરને હાથે થએલું, એટલે પૂછવું જ શું? એ ઓરડીમાં અમે ભણવા બેસતા. બાબાને કોઇ મળવા આવે તો તેઓ પણ અમારી ઓરડીમાં જ બેસવાનું પસંદ કરતા. મને તો એ ઓરડી પર એટલો બધો મોહ હતો કે મેં રાત્રે સૂવાનું પણ ત્યાં જ રાખેલું. ઘર બહાર સૂવાથી સવારે સાડાચાર વાગ્યે હું ઊઠી શકતો હતો એ પણ એક મોટો લાભ હતો.

અમારી જોડેના ઓટલા પર એ ઘરનાં છોકરાં રમે અને બૂમાબૂમ કરે. અમને એ ગમતું નહોતું. પણ તે સહન કરવામાં અગવડ આવતી નહિ; કેમકે અમે પણ ચર્ચા કરવા બેસીએ ત્યારે આખી 'વખાર' ગજાવી મૂકતા. શાંતિનો આધુનિક શોખ તે વખતે અમે કેળવ્યો ન હતો. પણ જ્યારે પડોશનાં છોકરાં એમના ઓટલા પર દોડતાં દોડતાં અમારી સાદડીની દીવાલ પર જોરથી હાથ મારતાં ત્યારે મારી ધીરજ ખૂટી જતી. અનેકવાર એ છોકરાંઓને મેં કહી જોયું, વઢી જોયું, પણ એની અસર ન થઇ. છોકરાંઓના તોફાનથી સાદડીમાં મોટો ખાડો પડયો અને ચોરસ તાવડી જેવો એનો આકાર થયો. દીવાલની શોભા ગઇ અને ઓરડીમાંની એટલી જગ્યા પણ ઓછી થઇ ગઇ. મેં સાદડીને અંદરથી દબાવીને બહારનો ભાગ ફૂલાવ્યો. પણ એથી તો ઊંધું જ પરિણામ આવ્યું. છોકરાઓનો એના પર હાથ મારવાનો શોખ વધી ગયો. જોરથી હાથ મારે એટલે સાદડી ફરી અંદરના ભાગમાં ફૂલે.

હવે શું કરવું? મેં જઇને છોકરાંઓની મા પાસે ફરિયાદ કરી. એ લોકો કોંકણીમાં બોલે, હું મરાઠીમાં બોલું, એટલે સમજવાની મુશ્કેલી તો ખરી જ; પણ એ લોકો એટલાં બેદરકાર કે એમણે મારી વાત સાંભળી જ નહિ. 'હશે હશે' કહી એમણે મને પટાવી દીધો.

છોકરાઓનું તોફાન ઓછું થયું નહિ. અંતે હાડ જઇને મેં એક આસુરી ઉપાય અજમાવવાનું નક્કી કર્યું. ગોંદુને લાકડામાં જાતજાતનાં બીબાં કોતરવાનો શોખ આ અરસામાં બહુ હતો. એટલે સોયા જેવું એક ઓજાર એની પાસે હતું. ગજવેલની ત્રિકોણી સળી ત્રાંસી ઘસીને બહુ જ તીણું પાનું બનાવેલું હતું. એ મેં હાથમાં લીધું અને એની અણી સહેજ સાદડીમાં ઘોંચી. હું તૈયાર રહ્યો. હમેશાની પેઠે છોકરો દોડતો દોડતો આવ્યો, અને એણે જોરથી બંને હથેળીઓ સાદડી પર મારી. એણે જેટલું જોર કર્યું એટલા જ જોરથી સોયાની અણી એની હથેળીમાં ભોંકાઇ ગઇ! છોકરાએ એકદમ ચીસ પાડી. હાથમાંથી લોહી વહેવા લાગ્યું. છોકરાને વાગશે, એ ચીસ પાડશે એટલી અપેક્ષા તો મને હતી જ, અને એ આનંદની હું રાહ જોતો હતો. પણ મેં અપેક્ષા બાંધેલી એના કરતાં એ

છોકરાને વધારે વાગ્યું, અને તેની ચીસે મારા ચીડાએલા હૈયાને ટાઢક આપવાને બદલે વીંધી નાખ્યું. છાતીના મધ્યભાગમાં એકદમ દૂચો ભરાયો હોય એવું મને થયું. મેં સોગો ટેબલ પર એક ચોપડી તળે સંતાડી દીધો ને શું થશે એની રાહ જોવા લાગ્યો.

છોકરાની ચીસ સાંભળી એની મા દોડતી આવી. ઘરનો રસોઇયો પણ આવ્યો. હું માનતો હતો કે એ લોકો મારી જોડે લડવા દોડી આવશે. પણ એમને છોકરાને થએલા ઘાનો ઇલાજ કરવા આગળ લડવાનું ક્યાંથી સૂઝે? એમના ઉદ્‌ગાર હું સાંભળતો હતો. એમાં ક્રોધ કે ચીડ ન હતી, પણ એકલું દુઃખ જ હતું. આ સ્થિતિની મેં અપેક્ષા કરી ન હતી, એટલે મને બહુ વિચિત્ર લાગ્યું. હું ઝંખવાણો પડ્યો. એ લોકો મારી જોડે લડત તો 'ન્યાયનો પક્ષ મારો છે' એમ કહી લડવાનું મને જોર આવત. એમણે મારું નામ સરખું ન લીધું એટલે કઇ વૃત્તિ ધારણ કરવી એ જ મને ન સૂઝ્યું. ઇન્સાફ પોતાના હાથમાં લઇને હું બદલો લેવા ગયો; પણ ચીડથી આંધળો થએલો માણસ ઇન્સાફ મેળવવા જતાં અત્યાચાર કરી બેસે છે. મારા કૃત્ય આગળ હવે મારી પોતાની દૃષ્ટિમાં પણ છોકરાઓનું તોફાન નજીવું થઇ ગયું. મારી જ દૃષ્ટિએ હું ગુનેહગાર નીવડ્યો.

છોકરો તો રોતો જ હતો. રસોઇયો એના હાથ પર પાણી રેડતો હતો. છોકરાને કેટલું વાગ્યું છે એ જોવાનું મને મન થઇ આવ્યું. એમના ઓટલા પર જવાની તો મારી હિંમત હતી જ નહિ, એટલે ટેબલ પર ચડી અમારી સાદડીની-દીવાલ પરથી હું ચોરની-માફક જોવા લાગ્યો. મારે આમ જોવાની કશી જરૂર ન હતી, પણ મારાથી રહેવાયું નહિ. હું ઉપર ચડીને જોતો હતો, એટલામાં મારું દુર્દૈવ કે છોકરાની માની દૃષ્ટિ મારા પર પડી. માએ મને ગાળો દીધી હોત તોયે એ હું વધાવી લેત. પણ એની આંખમાં શુદ્ધ ઉદ્વેગ જ હતો. એણે કહ્યું, 'જો, આ તેં શું કર્યું છે!' માનું આ વચન મને તો સોયા જેટલું જ તીણું લાગ્યું. મારું મોઢું ઊતરી ગયું. હું બોલ્યો તો ખરો કે 'મેં કશું કર્યું નથી.' પણ મારો અવાજ જ કહેતો હતો કે મારા શબ્દમાં કશો અર્થ નથી.

માને એટલો આઘાત થયો હતો કે એણે ન તો ઘરનાં માણસોને એની વાત કરી કે ન આઇ પાસે ફરિયાદ કરી. અતિ દુઃખ અને અતિ ઉદ્વેગથી એ શાંત જ રહી. પણ એણે મારી શાંતિનો પૂરતો નાશ કર્યો. કેટલા યે દિવસ સુધી મેં પડોશના લોકો આગળથી મારું મોં છુપાવ્યું. જ્યારેજ્યારે છોકરાની માને સામેથી આવતી જોઉં ત્યારેત્યારે માથું નીચું ઘાલીને હું ત્યાંથી ખસી જાઉં. છોકરાનું તોફાન તો બંધ થયું, પણ એ જીત મને ભારે મોંઘી પડી. દિવસો વહી ગયા. એ લોકોની ભાષા હું વધારે જાણતો થયો. એમની સાથે હું ભળી ગયો. પેલા છોકરાને રમાડવા પણ લાગ્યો. પણ ન એની માએ ફરી મારી પાસે પેલી વાત છેડી, ન મેં કોઇ કાળે એનો ઉલ્લેખ કર્યો. પેલો છો; કરો એનું દુઃખ ભૂલી ગયો હશે, પણ હું મારી એ દિવસની દુષ્ટતા હજીયે ભૂલી શક્યો નથી.

(ચાલુ) દ. બા. કાલેલકર

## મુક્તપ્રાણ

મુક્તપ્રાણ! મુક્તપ્રાણ! બંદીવાન હું નહિ
મુક્તધ્યાન! જંજિરો ન બાંધવા ધરા મહીં!
બાંધજો દીવાલ પર્વતો સમી ઊંચી ઊંચી;
તારલા હસે-વદે નભે : હસંત આંખડી!

મુક્તપ્રાણ! મુક્તપ્રાણ! એકલો-કદી નહિ!
માંડવો રચી લીઓ અનંત આભ છાવરી;
આભ એથી યે વિશાળ અંતરે રહ્યું હસી.
સૂર્ય, ચંદ્ર-પ્રાણ ઊર્મિ-તારલા રહ્યા લસી.

એકલો નથી, ભલે ન હોય પ્રેમીઓ સખા!
અનંત હું અબંધ પ્રાણ, સાથી આત્મ સર્વદા!

(નાસિક જેલ) કૃષ્ણલાલ શ્રીધરાણી

# માનવી — વામન કે વિરાટ?

ભલે માનવી સમગ્ર જગતનો સ્વામી બને, છતાં અખિલ બ્રહ્માંડમાં તો એ અણુમાત્ર છે. —વિલિયમ એટકીન્સન



થોડા મહિના પહેલાં ખગોળવેત્તાઓએ જાહેર કર્યું કે નોવા પિક્ટોરીસ નામનો એક તારો તૂટીને બે ટુકડા થઇ ગયો. આ બનાવને અજબ તાજી શોધ તરીકે જાહેર કરવામાં આવ્યો હતો. એમ છતાં નવાઇની વાત તો એ છે કે એ બનાવ બની ગયાને કોલમ્બસના જન્મ પહેલાં ૬૦ વર્ષ થઇ ગયાં હતાં! તેના ખબર અહીં પૃથ્વી પરના મનુષ્યને પહોંચાડનાં અંતિમાં અતિ અતીત ગતિમાન વાહક જે પ્રકાશ તેને પણ આટલો બધો વખત લાગ્યો છે! આ તારાને ને પૃથ્વીને એટલું બધું અંતર છે કે એક સેકંડે ૧૮૬,૦૦૦ માઇલથી પણ વધુ ગતિવાળા પ્રકાશ કિરણને એટલો ગાળો કાપતાં પાંચસો વર્ષ લાગ્યાં!

આ એક જ દાખલા પરથી, એકપળ થંભીને માણસનું સ્થાન બ્રહ્માંડમાં કેટલું છે તેનો વિચાર કરીએ તો આશ્ચર્ય થયા વિના રહે નહિ. માણસ તે વિરાટ કાયાનો રાક્ષસ છે કે નાનકડો વહેંતિયો? એ નક્કી કરવા આપણે આસપાસ વિશ્વમાં નજર કરીએ.

તમારા ખ્યાલમાં સૌથી વધુ ઝડપી તત્ત્વ કયું આવે છે? વાવાઝોડું કલાકે સો માઇલની ગતિએ જાય છે. એંજિન વધુમાં વધુ ૧૨૦ માઇલ જાય છે; રાસ્તનું એંજિન ૨૦૬ની અને એરોપ્લેન ૩૫૦ માઇલની ઝડપ કરી શકે છે.

પણ એ બધાં સાવ ધીરા ગણાય. પ્રકાશના એક કિરણની ઝડપે ઊપડો. એની ગતિ એટલી બધી છે કે તમે શ્વાસ લ્યો એટલા વખતમાં આ પૃથ્વીને તે આઠ વાર આંટો મારી આવે. છો એ રીતે તૈયાર! તો મારી મૂકો! એક સેકંડમાં એક લાખ ને છયાસી હજાર માઇલની એ ગતિ છે. એ ગતિએ આકાશમાં ગમન કરતાં નજીકમાં નજીકના તારાને પહોંચતાં પણ સાડા ત્રણ વર્ષ લાગે! દક્ષિણે દેખાતા આકાશભરના તેજસ્વી અગસ્ત્ય (સીરિયસ નામના) તારાને પહોંચતાં ચાળીસ વર્ષ થાય. કેપેલા નામના તારા નજીક જવાને સિત્તેર વર્ષ જોઇએ. અને આ તો હજુ તમે તમારી

મુસાફરીમાં બ્રહ્માંડના ઝાંપા સુધી ગયા ગણાઓ!

છસો વર્ષે તમે આકાશગંગાની સીમનો તારાઓમાં પહોંચો અને એક હજાર સૈકાં—એટલે એક લાખ વર્ષ—વીતે ત્યારે આપણી જાણમાં આવેલા દૂરમાં દૂરના તારાને જઈને મળો. અને આ બધું પેલા પ્રકાશકિરણની ઝડપે—એક સેકંડે એક લાખ છયાશી હજાર માઈલના વેગે ઊડતાં.

ઇતિહાસની નજર ન પહોંચે તેવા પૃથ્વીના આરંભકાળનો નીએન્ડરથાલ માનવ હજુ બન્યો પણ નહોતો, તે વખતે જો દૂરમાં દૂરનો તારો આકાશમાંથી ગૂમ થયો હોય તોપણ આપણને તે (એટલેકે તેનો પ્રકાશ) આજ સુધી દેખાય, એટલું એ અંતર ને એ કાપતાં એટલો સમય! આજ રાત્રે આપણને પ્રકાશનું જે કિરણ દેખાય છે તે એક લાખ વર્ષ પહેલાં તેના મુકામેથી નીકળ્યું હશે અને આજે ત્યાંથી જે નીકળશે તે પૃથ્વી ઉપર એક લાખ વર્ષે પહોંચશે! એટલામાં તો પૃથ્વીની હજારો પેઢીઓ વહી ગઈ હશે. આજે નીકળેલા એ કિરણને પૃથ્વી ઉપર કોણ જાણે કેવી પ્રજા ને કેવી સંસ્કૃતિ દેખાશે એ કોણ કહી શકે?

અમેરિકન પ્રજાનો લાડકો વાયુવીર લિંડબર્ગ તેનું એરોપ્લેન પૂરપાટ ઝડપ લગાવીને મંગળ તરફ ઊડી જાય અને રસ્તામાં જરા યે અટકે નહિ તો ત્યાં પહોંચે ત્યારે એ સિત્તેર ઉપર વર્ષનો આદમી બની ગયો હોય!

વિશ્વમાં પૃથ્વીનું કદ છે તેના કરતાં યે આ પાના પર છાપેલું અનુસ્વારનું ટપકું અતિશય મોટું છે. અને આટલા ટપકા ઉપર માણસ પોતાની કૃતિઓનું અભિમાન બિછાવી રહ્યો છે! મહાન શહેરો, ગગનચુંબી ઇમારતો, કારખાનાંઓ, રેલવેઓ, નહેરો એમ અનેક રીતે, તે પોતાનો ગર્વ વધારી રહ્યો છે. પણ વિશ્વના અનંત હિસાબમાં તે ટપકાનું માપ કેટલું!

કોઇ એક મહાન શહેરમાં એક માણસનું માપ કેટલું? તે શહેર વળી એક નકશા ઉપર તે હાથીના શરીર પર લાગેલી ધૂળની કણ જેટલું દેખાય. અને આવાં શહેરોવાળી આ પૃથ્વી, આટલાંટિક મહાસાગર પાસે જેમ પાણીનું ટીપું તેમ આ વિશ્વમાં ગણાય! તો હવે એક માણસ આ વિશ્વમાં કેટલો?

આ વિશ્વની ઉપરાંત જે મહા વિશ્વ છે તેની ગણતરીએ તો વળી આપણો જાણીતો, છેવટમાં છેટના અંતરનો તારો તે આપણાથી ફૂટપટ્ટીના ઇંચના સોળમા ભાગને અંતરે ગણાય! એક વિદ્વાને વિશ્વના આ અફાટ માપનો ખ્યાલ આપવા એક દૃષ્ટાંત આપ્યું હતું કે તમારા હાથમાં એક પૈસો પકડી હાથ લાંબો રાખી આકાશગંગા આડો ધરો તો, તેની પાછળ આ વિશ્વના ૧,૫૦,૦૮,૦૦૦ સૂર્યો ઢંકાશે! એક રાત્રે દેખાતા આકાશના ૧૯૦૦માં ભાગનો ફોટોગ્રાફ લેતાં તેમાં ચાર લાખ તારાની છાપ પડી હતી! સૌથી દૂરનો તારો ઍન્ટારિસ સમર્થ દૂરબીનમાંથી જેનાં 'આકાશમાં ટાંકણીના માથા જેવડો માત્ર' દેખાય છે; તો ય તે આપણા સૂર્ય કરતાં ચાર કરોડગણો મોટો છે! છેલ્લાં ત્રીસ વર્ષમાં ખગોળવેત્તાઓએ તેમના 'આકાશજ્ઞાનની સીમા દસહજાર ગણી વધારી દીધી છે.

આમ પોતાના પ્રદેશમાંથી માણસ બહાર અને ઉપર નજર નાખે છે ત્યારે પોતે ઝીણામાં ઝીણો બની જતો લાગે છે. આ અનંત વિશ્વમાં તે પોતાની પામરતા લખેલી સ્પષ્ટ વાંચી શકે છે કે પોતે કોણ માત્ર!

પણ હવે બીજી બાજુનો વિચાર કરીએ તો એ જ માનવીની કથા જુદી જ પડશે: વિજ્ઞાનબળે તે લગભગ અકલ્પ્ય જેવી ને અદ્ભુત લાગે છે. વિજ્ઞાન કહે છે કે મનુષ્ય એ પૃથ્વી ઉપર વિચરતો પ્રચંડ વિરાટકાય દૈત્ય છે. તેના હાથમાં તે લાખો સૂર્યો અને ઉપગ્રહો ફેરવે છે અને આખી સૂર્યમાળાને આકાશમાં મૂકીને તેને પણ ધૂળનો કણ ગણી નાખે છે.

વિજ્ઞાન કહી રહ્યું છે કે જે દૂરબીનથી તે વિશાળ આકાશનાં માપ કાઢી રહ્યો છે તે જ અનેક નાનાં વિશ્વોનું બનેલું છે, છતાં તે જોઇ શકતો નથી. તેના યંત્રનું, પિત્તળનું ભૂંગળું અને કાચ સનાતન ગતિવાળા સૂર્યમંડળોનાં બની રહેલાં છે.

આ છાપેલું પાનું ફેરવતી વખતે તેને અંગુઠા અને આંગળા વચ્ચે દાબી જોતાં તમને લાગે જ નમારાં આંગળાં વચ્ચે કંઈ અંતર પડયું લાગશે; એમ છતાં એ અંતરનું માપ એક ઇંચના ૬૦૦માં ભાગ જેટલું છે; અને તે જાડાઇ ત્રણ લાખ મોલૅક્યૂલ (સૂક્ષ્મ પરમાણુઓ) ઉપરાઉપર રહે એટલી ગણાય!

આ સૂક્ષ્મ પરમાણુઓ પાછાં એમની સૂક્ષ્મ સૃષ્ટિમાં તો દૈત્ય રૂપી છે. તે દરેક પરમાણુ એકએક વિશ્વ છે અને તે દરેકમાં ૨૫૦૦૦ સૂર્યો અને ઉપગ્રહો ફર્યા

જ કરે છે. મૉલૅક્યૂલોની અંદર ઍટમ—રજકણો છે, અને ઍટમના પણ સૂક્ષ્મ ભાગો તે ઇલેક્ટ્રૉન તરીકે ઓળખાય છે.

૦ આટલા મીંડા તરફ જુઓ. એ એટલું નાનું છે કે પાનું થોડેક દૂર રાખો તો દેખાય પણ નહિ. છતાં વિજ્ઞાન સિદ્ધ કરી શક્યું છે કે એટલી જગ્યામાં તો આકાશમાં દેખાતા તારા કરતાં યે વધુ ઍટમ સમાએલાં છે.

અમેરિકાના પ્રસિદ્ધ વિજ્ઞાનવેત્તા ડૉ. મિલિકને બતાવ્યું છે કે વિશ્વ આખું યે ચેતન કિરણો (કૉસમિક રેઈઝ)થી ભરેલું છે અને એ કિરણો સતત નવાં નવાં ઍટમ બનાવી રહ્યું છે. પહેલાં એમ મનાતું હતું કે પૃથ્વી ઘસાતી જાય છે; પણ ડૉ. મિલિકનની શોધ પ્રમાણે નવાંનવાં ઍટમ ઘસારાની જગ્યા પૂરતાં જ જાય છે અને તેથી પૃથ્વી ટકી રહેવાની.

પણ ઍટમ કરતાં યે વધુ આશ્ચર્યકારક તો ઇલેક્ટ્રૉન (વિદ્યુત્‌કણો) છે. પૃથ્વી સૂર્યની આસપાસ જે ગતિથી ભમે છે તેથી યે વધુ ગતિવાળા એ ઝીણા પ્રકાશમાન સૂર્યો ફર્યા કરે છે.

તમારી આસપાસની બધી સૃષ્ટિ ફૂલી જાય, વધી જાય એવું કલ્પો. તમે પોતે વધી જાઓ; જનાવરો પદાર્થો, મકાનો અને પૃથ્વી બેવડાં ત્રેવડાં કે ચોવડાં થઇ જાય, અને એમ ને એમ હમણાં છે તે કરતાં કરોડો ગણાં મોટાં બની જાય; માણસ એક કરોડ માઇલ લાંબો થઇ જાય અને પાંચ કરોડ ટન વજનનાં છોકરાં ઊંચકે; ઉંદરની પૂંછડી એટલી લાંબી થઈ જાય કે હાલની પૃથ્વીને બાર આંટા મારી શકે; બંદુકની સામાન્ય ગોળી હાલની પૃથ્વી જેવડી બની જાય.... આવી કપોલકલ્પિત સૃષ્ટિ સાચેસાચ ખડી થાય તો તેમાં તમે ઇલેક્ટ્રૉનનું કદ કેટલું થાય એમ સમજો છો?—એક ટાંકણીના માથાં જેવડું જ! એટલું સૂક્ષ્મ સ્વરૂપ હાલ તેનું છે. આવી અદ્‌ભુત સૂક્ષ્મ સૃષ્ટિ આગળ માણસ તો રાક્ષસ જ ને?

ઇંગ્લંડના રાજા ચાર્લ્સ પહેલાના વખતમાં તેનો એક પ્રચંડ અંગરક્ષક તેના ખીસામાં એક ઠીંગુજીને લઇને ફરતો. માણસ આ બેમાંથી કઇ ઉપમાને લાયક છે એમ તમને કોઇ પૂછે તો શું કહો? મનુષ્ય-શરીર જોઇને તેને વામન કે વિરાટ કહેવાનું નક્કી ન જ થાય; પણ તેના મગજની તાકાત ધ્યાનમાં લઇને જવાબ નક્કી કરી શકાય.

અનંત કાળથી માણસ પોતાના કરતાં બળવાન તત્ત્વોની સામે ઝૂઝતો રહ્યો છે. વીજળી ને વાવાઝોડાં, દરિયાનાં તોફાન, જંગલી જનાવરો, રોગચાળા અને હોનારતો, આ બધાં યે તેના કાયમના વિરોધીઓ થતાં આવ્યાં છે, પણ મગજની શક્તિથી માણસ તે બધાં ઉપર વિજય મેળવતો આવ્યો છે.

વીસ લાખ વોલ્ટની વીજળીક શક્તિને તે પ્રયોગશાળાના ટેબલ પર રમાડે છે; હજારો ટન પાણીની છોળ મારતી સો સો ફીટ ઊંડી આગબોટો લઇ તે મહાસાગરો ખૂંદે છે; તેના સૈકાઓ પહેલાંના વડવાઓએ તારાજ કરેલાં ભયંકર જનાવરોની જાતો તેણે એટલી નાબૂદ કરી છે કે આજ માત્ર તેમનાં હાડકાં મ્યૂઝિયમમાં જ જોવાનાં મળે છે; એક પછી એક રોગને તે મૂળમાંથી નાબૂદ કરી રહ્યો છે.

માણસ આજ ટેલિવીઝન યંત્રથી ગમે ત્યાં બેઠો-બેઠો અરધી દુનિયા પર નજર ફેંકી શકે છે; એરોપ્લેનમાં તે પૃથ્વીના કોઇ પણ ભાગ પર જઈ પગ મૂકી શકે છે; તેની મોટરો અતિ ઝડપી હરણ કરતાં યે મોટી ફાળ ભરી પૃથ્વી પર વિહરે છે. મગજનો ઉપયોગ કરવાથી માણસ હરણ કરતાં ચપળ, હાથી કરતાં બળવાન અને ગરુડ કરતાં દૂરદૃષ્ટા બન્યો છે. આકાશ, પૃથ્વી અને પાણી ઉપર તેણે સત્તા જમાવી છે; બુદ્ધિબળના પ્રતાપે તે પૃથ્વી પર તો પ્રચંડશરીરી બન્યો છે.

[ અંગ્રેજી ઉપરથી ]

---

નોકર—શેઠ, નોકરીએ રાખશો?

શેઠ—આની પહેલાંની જગ્યાએ તેં કેટલાં વર્ષ કામ કર્યું હતું? નોકર—સાહેબ, દસ વર્ષ.

શેઠ—ત્યાં કોની ભલામણથી રહ્યો હતો?

નોકર—એક ન્યાયાધીશે બીજા ચાર માણસોની ભલામણથી મને ત્યાં મોકલ્યો હતો.

❀

કાન્તિ—તારી ઘડિયાળ પા કલાક મોડી છે. આવી ઘડિયાળ કરતાં ઘડિયાળ ન રાખવી એ સારું છે.

શાન્તિ—આવી ઘડિયાળ હોય એથી શું નુકસાન? જે વખત બીજાની ઘડિયાળ પ્રમાણે ચાલ્યો ગયો છે તે મારી ઘડિયાળ પ્રમાણે મારી પાસે મોજૂદ છે. તેથી તેનો ઉપયોગ હવે હું કરી શકીશ.

# સ્ક્રૂ કેમ બને છે?

જૂના વખતમાં જ્યારે લોઢાની ખીલીઓ કે સ્ક્રૂ નહોતા ત્યારે વાંસની કે લાકડાની અણઘડ ખીલીઓ બારણામાં તથા બાજઠો વગેરેમાં વપરાતી. જ્યારે લોઢાની ખીલીઓ બનવા લાગી ત્યારે પણ કેટલાક પછાત દેશોમાં તે વપરાતી. તેનો ગેરફાયદો એ હતો કે તેવી ખીલીઓ એક વાર નાખ્યા પછી તેને પાછી કાઢી લેવી મુશ્કેલ થતી. અને લોઢાની ખીલી પણ જો સાર પાડ્યા વિના નાખવામાં આવતી તો તે લાકડામાં ચિરાડ પાડતી ને આવી રીતે કિંમતી લાકડું નકામુ બની જતું. સ્ક્રૂની શોધ થતાં આ મુશ્કેલી ટળી, અને તેમાં યે જ્યારે 'નેટલફોલ્ડ' સ્ક્રૂ થયા ત્યારે તો સારડીથી લાકડામા કાણું પાડવાની ગે જરૂર ન રહી. 'નેટલફોલ્ડ' સિવાયના બીજી જાતના સ્ક્રૂ બેસાડતાં પહેલા, માર્ગદર્શક થઇ પડે એટલા ખાતર સારડીથી પહેલો નાનો વેહ પાડવો પડે છે. પણ નેટલફોલ્ડની તો અણી જ વેહ પાડે છે અને સ્ક્રૂના દોરા લાકડાનો વહેર ધીમેધીમે બહાર કાઢે છે.

સ્ક્રૂની બનાવટમાં લોઢાની (યા જે ધાતુના સ્ક્રૂ બનાવવા હોય તે ધાતુની) ખીલાસળીને ત્રણ યંત્રમાંથી પસાર થવું પડે છે. (૧) કાપવાનું ને માથાં ટીપવાનું (૨) માથાં સરખાં કરી તેમાં કાપ પાડવાનો (૩) ખરબચડા ખીલા ઉપર દોરા પાડવાનું.

પહેલા વિભાગમાં, જે જાતના સ્ક્રૂ બનાવવા હોય તે પ્રમાણની પોલાદ, પિત્તળ કે તાંબાની ખીલાસળી હોય છે. બાજુના કૉલમને મથાળેની આકૃતિઓમાં બતાવ્યા પ્રમાણે પ પ એ ખીલાસળીને પકડી રાખનાર, અંદરથી ગોળ એવી પકડ છે. એ પકડ ખીલાસળીને મજબૂત પકડી રાખે છે. અ ન ફરી શકે તેવો સજ્જડ ચોંટાડેલો લોઢાનો પાટલો છે અને તેની અંદર ખીલાસળીના માપનું ગોળ કાણું છે. તેની જોડે ફરી શકે તેવો વ લોઢાનો બીજો પાટલો છે. તેમાં પણ ખીલાસળીના માપનું ગોળ કાણું હોય છે અને તેની બહારની બાજુએ ઙ નામનો ખાંચો હોય છે. આ ખાંચો સોનીને ત્યાં ધાતુ ઉપર છાપ ઉપસાવવાની અડી હોય છે તેવો હોય છે. હ



એ બરોબર આ ખાંચાના બહારના આકાર જેવડો હથોડો છે. (જુઓ ઉપલા ચિત્રમાંની પહેલી આકૃતિ)

આ ખીલાસળીને પકડ એવી રીતે પકડી રાખે છે કે તેનો થોડો ભાગ ઙ આગળ બહાર નીકળી આવે છે. જેવો સંચો ચાલે છે કે તરત જ વ ઊંચો થઇ જાય છે અને સ્ક્રૂના માપની ખીલાસળી છીણીથી કપાઇ જાય છે. બરાબર એ જ વખતે, તેની સાથોસાથ જ, ઙ આગળના ખાંચા પર હ હથોડાનો એવો મજબૂત ઘા પડે છે કે કપાએલા ખીલાનું માથું ઙ ખાંચામાં ટીપાઇને ખાંચાના આકાર જેવું જ બની જાય છે. (જુઓ આકૃતિ બીજી) પછી પ પ ફરીથી ઊંચા થાય છે અને કપાઇ ગએલો ખીલો બહાર ટોપલીમાં ફેંકાઈ જઇને બીજા ખીલાના માપ જેટલી ખીલાસળી આગળ ધકેલાય છે. (આકૃતિ ત્રીજી) આ બધું એટલી સફાઇ અને ઝડપથી બને છે કે એક મિનિટમાં આશરે ૧૨૦ (દર સેકંડે બે) જેટલા સ્ક્રૂની ખીલાસળી માથાં ટીપાઇ કપાઇને બહાર પડે છે! સ્ક્રૂનું માથું જેવું કરવું હોય તેવો ખાંચો વ માં કે હ માં હોવો જોઇએ. આવી રીતે માથાં ટીપાએલા ખીલાઓને એક મોટા પીપમાં નાખી તેમને લાકડાના વહેર વગેરેથી સાફ કરવામાં આવે છે. સાફ કર્યા પછી તેને કાપકૂપ કરનારા બીજા યંત્રમાં મોકલવામાં આવે છે.

આ કાપકૂપનું તથા ખાંચા પાડવાનું યંત્ર પણ ઘણું જ ખૂબીવાળું અને બરોબર સમજવા જેવું છે. આ યંત્રનો ઉપલો ભાગ ગોળગોળ ફરતી ગળણી જેવો હોય છે. તેમાં ઉપર તૈયાર થયા તે ખીલા નાખવામાં આવે છે. આ ગળણીમાં એક લોઢાનો ચાપિયો વારંવાર

આવ જા કરે છે અને જે ખીલાની અણી ઉપર હોય છે તેને પકડી લઇને બીજી નળીમાં એક પછી એક ક્રમવાર ગોઠવે છે. તે નળી કાપનારા યંત્રની સાથે જોડેલી હોય છે. જ્યારે ખીલાવાળી નળી પૂરી ભરાઇ જાય છે ત્યારે ચીપિયો નળીમાં ખીલા ગોઠવવાનું કામ આપોઆપ બંધ કરે છે. જ્યારે બધા ખીલા કાપનારા યંત્રમાં ફસવાઇ જાય છે અને બીજા ખીલાની જરૂર પડે છે ત્યારે ફરી પાછો એ ચીપિયો યાંત્રિક રીતે ખીલા પકડી-પકડી નળીમાં ગોઠવવાનું શરૂ કરે છે.

હવે આપણે ચિત્રની રચના સમજીએ. ચિત્રમાં




C ધરી પર B હાથાવડે પકડાઇને ફરતા A નામના બે હોલ્ડર ઉપરનીચે આવેલાં છે. આ બંને હોલ્ડરોની કરામત એવી હોય છે કે જેવો ખીલો નળીમાં થઇને તેમની આગળ આવે છે કે તરત જ ઉપર દેખાતો A હોલ્ડર તે ખીલાને પકડી લે છે. (જુઓ પોઝિશન ૧) તરત જ ખીલાનું માથું આગળ નીકળી આવે છે અને A હોલ્ડરના જમણી તરફના છેડા આગળ બહાર દેખાય છે તે પકડ તેને મજબૂત પકડી રાખે છે. તરત જ ખીલાના માથાની આજુબાજુ એક ખાંચવાળું પાનું ગોઠવાઇ જઇને યંત્ર ફરે છે અને ખીલાના માથાનો કપાએલો ભાગ સરખો કાપીને સફાઇદાર બનાવે છે.

પછી તે જ A હોલ્ડર અર્ધું ગોળ ફરીને નીચે આવે છે. (જુઓ પોઝિશન ૨) અને તેની સાથે જ ખીલાનું માથું એક ગોળ કરવત આગળ ધરાય છે. આ જ વખતે તે કરવત ફરે છે અને સ્ક્રૂમાં હોય છે તેવો ખાંચો ખીલાના માથામાં પાડે છે.

બંને A હોલ્ડરો એક પછી એક અતિશય ઝડપથી કામ કરે છે. જે વખતે ઉપલો A હોલ્ડર નીચે આવે છે તે જ વખતે નીચલો A હોલ્ડર તેને માટે જગ્યા કરી ઉપર જઇને તેની જગ્યાએ ગોઠવાઇ જાય છે અને પેલી નળીમાંથી એક ખીલો લઇને તેનું માથું



નેટલફોલ્ડ સ્ક્રૂની અનેકવિધ જાતો

સફાઇદાર બનાવવા મંડી જાય છે. તે પૂરું થતાં તે નીચે કરવત આગળ કાપો પડાવવા આવે છે, કે તરત નીચેનો કરવત આગળનો હોલ્ડર ઉપર જઇને નવો ખીલો પકડે છે. આમ એક જ ધરી પર ફરતા એ બંને હોલ્ડરો ઝડપથી વારાફરતી પોતાનાં કામ કર્યા કરે છે.

તેઓ જ્યારે પોતાની મૂળ સ્થિતિએ આવે છે એ વખતે વચમાંના તૈયાર થએલા ખીલાની પકડ ઢીલી થાય છે એટલે ખીલો નીચે પડી જાય છે અને તેને બદલે બીજો ખીલો પકડાય છે. આ યંત્ર એટલું બધું ઝડપથી ને આપોઆપ કામ કરે છે કે આવાં તેર યંત્રો પર એક જ માણસ ધ્યાન આપી શકે છે. આવી રીતે સફાઇદાર કપાએલા અને ખાંચા પાડેલા ખીલાઓને એક વાર ફરીથી લાકડાના વહેર વડે સાફ કરવામાં આવે છે ને પછી તેને દોરા પાડવાના યંત્રમાં લઈ જવામાં આવે છે.

### સ્ક્રૂ પર દોરા પાડવાનું યંત્ર

જેવી રીતે કાપવાનાં અને ખાંચા પાડવાનાં યંત્રમાં નળી દ્વારા ખીલા એક પછી એક જાય છે તેમ જ આ યંત્રમાં પણ ખીલાઓને એક પછી એક નળી દ્વારા મોકલવામાં આવે છે. ખીલો નિયત જગ્યાએ પહોંચે છે કે તરત ખીલાનું માથું મજબૂત પકડ જકડી રાખે છે અને તેના છેડાનો ભાગ દોરા પાડનારા યંત્રની અંદર ગોળ ફેરવે છે. જેવી જાતનો સ્ક્રૂ

બનાવવો હોય તેવા આકારના યંત્રથી આ ખીલા ઉપર આંકા પડતા જઈને તે પરથી ધાતુની પતરી ઊખડતી જાય છે. શંકુ આકારના એ યંત્રના છેક છેડેના ભાગમાં ખીલાનો છેડો પહોંચે છે ત્યારે તે અણીઆળો થઈને સંપૂર્ણ સ્ક્રૂ બની જાય છે. આવી રીતે દોરા પડ્યા પછી પેલો પકડ તેને પાછો ખેંચી લે છે અને ફરી પાછો તે ને તે જ યંત્રમાં બીજી વખત ધીમેધીમે ગોળગોળ ફેરવી પસાર કરે છે કે જેથી પડેલા દોરાની અંદર ક્યાંક રહીસહી ધાતુ હોય તે નીકળી જાય. આવી રીતે સાતઆઠ વાર એ ને એ યંત્રમાં ફર્યા પછી જોઈએ તેવી ઉંડાઈના દોરા સ્ક્રૂ પર સરસ રીતે પડી જાય છે. પછી પેલો પકડ તેને છોડી દે છે અને બીજા ખીલા પર દોરા પાડવા નવો એક ખીલાને આગળ ધકેલે છે.

દોરા પડ્યા પછી સ્ક્રૂને સાફસુફ તથા પૉલિશ કરીને સફાઈદાર બનાવવામાં આવે છે અને તેના વર્ગ પાડવામાં આવે છે. જે ખીલા પર સારાં માંગાં ન બેઠાં હોય તેવા ખીલાને ફરી પાછા તેના યંત્રમાં મોકલવામાં આવે છે અને જેના પરના દોરા બરાબર ન ઊઠ્યાં હોય અથવા દોરા ખાંડા થઈ ગયા હોય તેવા સ્ક્રૂ કાઢી નાખવામાં આવે છે. આમ વીણાઈને પસંદ થએલા તૈયાર સ્ક્રૂના એકએક ગ્રૉસ (૧૪૪ નંગ) ગણી, તોળી, તેનાં પડીકાં બાંધી, તે પર કંપનીના નામની છાપ લગાડવામાં આવે છે.

સ્ક્રૂ અનેક આકારના હોય છે અને તે જુદીજુદી ધાતુઓના બનાવવામાં આવે છે. બાજુના ચિત્રમાં તેમાંની થોડી જાતો બતાવેલી છે. [અંગ્રેજી ઉપરથી]



(૧) લૅગ-સ્ક્રૂ (૨) લાકડામાં બેસાડવાનો ચાલુ સ્ક્રૂ (૩) કસ્તનીનો સ્ક્રૂ (૪) કૅપ સ્ક્રૂ (૫) સ્ટેઇન-સ્ક્રૂ (૬) થોરડર-સ્ક્રૂ (૭) ગોળ માથા વાળો અગુંઠા-સ્ક્રૂ (૮) ચપટા માથાનો અગુંઠા-સ્ક્રૂ (૯) ચોરસ માથાનો કૉલર-સ્ક્રૂ (૧૦) ખાંચા વાળો સેટ સ્ક્રૂ

## સર આઈઝૅક ન્યૂટન

અનુસંધાન પૃ. ૩૨૬થી

આઈઝૅકના પિતા તો તેનો જન્મ થતાં પહેલાં જ ગુજરી ગયા હતા. વિધવા માતા મુશ્કેલીથી ઘર ચલાવતી. સગાંઓએ ધાર્યું કે છોકરો મોટો થઈને બાપની ખેતી સંભાળશે. પણ ભાઈસાહેબનું ખેતીવાડી પ્રત્યે બીલકુલ લક્ષ જ નહોતું. પરંતુ નિશાળમાં તે હવે હોશિયાર લેખાવા લાગ્યો હતો અને ઘણોખરો વખત અભ્યાસમાં ગાળતો. એક દહાડો તો ખેતરની વાડ નીચે જ બેસી પડી દાખલા ગણતો ને જોવામાં આવ્યો. આખરે તેને વધુ કેળવણી આપવાનો સગાંએ નિર્ણય કર્યો અને ઓગણીસમે વર્ષે કૅમ્બ્રિજ વિદ્યાપીઠમાં તે દાખલ થયો.

ગામડાના એક મેળામાંથી ખગોળશાસ્ત્રની કોઈ જૂની ચોપડી તેણે ખરીદી હતી. તે વાંચતાં, તેમાં ગણિતશાસ્ત્રની જરૂર પડે છે એમ તેણે જોયું. તરત યુક્લિડની ભૂમિતિની એક નકલ ખરીદી તે વાંચવા બેઠો: પહેલી નજરે તે જોતાં તેને લાગ્યું કે એમાં તો બધી સ્વતઃસિદ્ધ વાતો આપી છે; એમાં તે શું વાંચવું? નિરુપયોગી માની એણે તે ફેંકી દીધી. પછી ડેસ્કાર્ટિસની ઉપલા વર્ગ માટેની ભૂમિતિ વાંચવા લીધી. હવે જણાયું કે પેલી સ્વતઃસિદ્ધ વાતોવાળી યુક્લિડ એ તો વિદ્યાના જ્ઞાનના પાયા તરીકે ઉપયોગી છે, તેથી ફરી તે હાથમાં લીધી ને નિયમિત અભ્યાસ આદર્યો.

ન્યૂટન હવે બાવીસ ત્રેવીસ વર્ષની ઉમરનો થયો હતો. કૉલેજમાં તેણે બતાવેલી પ્રતિભા અને ખંતથી તે ભવિષ્યમાં અવશ્ય મહાન શોધક થશે એમ સૌની ખાતરી થઈ ગઈ હતી. પહેલવહેલી તેણે 'કૅલ્ક્યુલસ'ની ગણિતની રીત શોધી કાઢી. તે પછી સફેદ પ્રકાશના કિરણનું પૃથક્કરણ કરી મેઘધનુષ્યમાં દેખાતા બધા રંગ તેણે જોયા અને રંગના વિજ્ઞાનનો સિદ્ધાંત નિશ્ચિત કર્યો.

૧૬૬૫ની પાનખર ઋતુમાં ૨૩ વર્ષનો ન્યૂટન વૂલ્સથૉર્પ બાગમાં બેઠોબેઠો વિચાર કરતો હતો. એવામાં ઝાડ પરથી સફરજન પડ્યું અને તે પરથી ગુરુત્વાકર્ષણની કલ્પના તેને થઈ આવી. ન્યૂટનના જીવનવૃત્તાંતનો લેખક કહે છે કે 'તે વાડીમાં એ સફરજનના પડવાથી સૂઝેલી પૃથ્વીના આકર્ષણની શક્તિનો ખ્યાલ અંતરમાં ઉતારતાં ન્યૂટનને લાગ્યું કે જે શક્તિથી

એ સફરજન માત્ર ઝાડની ઊંચાઇએથી પૃથ્વી પર ખેંચાયું તે જ શક્તિ, પૃથ્વીના મધ્યબિંદુથી આપણે ગમે તેટલા ઊંચા જઇએ છતાં ત્યાં પણ ઓછી થતી નથી. તે શક્તિ ચંદ્ર સુધી પહોંચે છે અને ચંદ્રને પૃથ્વીની આસપાસ ફેરવે છે. એ જ રીતે દૂર ફેંકાએલો પત્થર કે તોપનો ગોળો પણ અંતે પૃથ્વી પર પડે છે અને પડતાં ગોળાકાર લીટી કરે છે.

જો આ આકર્ષણથી પૃથ્વીની આસપાસ ચંદ્ર તેની પરિક્રમાના માર્ગમાં રહ્યો છે, તો સંભવિત છે કે બીજા ગ્રહો સૂર્યના ફરતા પણ તે જ નિયમના આધારે પરિક્રમા કરી રહ્યા છે. વળી ગ્રહોની પરિક્રમાના કાળના વર્ગ તેમના સૂર્યથી અંતરના ઘનના પ્રમાણમાં છે. તેથી ન્યૂટને અગત્યનો સિદ્ધાંત ઘડ્યો કે જે ગુરુત્વાકર્ષણ વડે ગ્રહો સૂર્યની ફરતા તેમના પરિક્રમાના માર્ગમાં રહ્યા છે તેના બળમાં તેમના અંતરના વર્ગના પ્રમાણમાં ફેરફાર થાય છે. પૃથ્વીની સપાટી પર ગુરુત્વાકર્ષણ કેટલું છે તે જાણી લીધા પછી ચંદ્રના વર્તુળાકાર પરિક્રમાના માર્ગમાં ચંદ્રની ગતિ કેટલા બળથી થાય છે તેની સાથે આ સરખામણી પોતે કરી. પણ ચંદ્રનું અંતર અમુક કલ્પી લીધું હતું તેથી જે બળ ચંદ્રને સાધી લીટીના માર્ગ પર ચાલ્યો જતાં અટકાવે છે તે શોધી કાઢતાં તે દર સેકંડે ૧૩.૯ ફીટ જણાયું. જ્યારે પૃથ્વીની સપાટી પર તે દર સેકંડે ૧૬.૧ ફૂટ છે.

કેટલાક સિદ્ધાંતવાદી તો આ ત્રણ ફૂટ જેટલો ફેર લક્ષમાં પણ ન લે. પરંતુ ન્યૂટનને મન તો એ ભારે ભૂલ લાગી. તેથી થોડા કાળને માટે એ શોધ તેણે છોડી દીધી. ચાર વર્ષ પછી વળી પાછો આ પ્રશ્ન તેણે હાથમાં લીધો અને ખોળી કાઢ્યું કે પોતે કરેલી શોધ બરાબર સાચી જ છે. એ રીતે ગુરુત્વાકર્ષણનો સિદ્ધાંત સ્થપાયો અને વૈજ્ઞાનિકોની દૃષ્ટિએ વિશ્વ સહીસલામત બન્યું. પહેલાં થએલી ભૂલ પૃથ્વીના માપની ખોટી ગણત્રીને લીધે હતી, જેમાં અક્ષાંશના ૬૦ માઇલ ગણ્યા હતા; જ્યારે આ અંતરનું સાચું માપ ૬૯.૧ માઇલ છે. પછી ચંદ્ર પરના પૃથ્વીના આકર્ષણની નવી ગણતરી તેણે બરાબર કરી અને વ્યસ્ત વર્ગનો સિદ્ધાંત સ્થપાયો. પ્રકાશશાસ્ત્રમાં તેમજ આકર્ષણના ભૌતિકશાસ્ત્રમાં તે પૂરેપૂરો લાગુ પડે છે. ખરી રીતે તો તે સ્વતઃસિદ્ધ સત્ય જ હતું.

આ વ્યસ્ત વર્ગનું શ્રેષ્ઠ દૃષ્ટાંત પ્રકાશના પ્રયોગમાં સુંદર મળે છે. એક ચોરસ ફૂટ પ્રકાશ, જ્યાં દીવો બળતો હોય ત્યાંથી બમણે અંતરે, એટલે બે ફૂટ છેટે પડે તો તે ચાર ચોરસ ફૂટની સપાટી પર પથરાય છે. કરી જો આ અંતરના વર્ગ જેટલે (એટલે ચાર ફૂટ) છેટે દીવો મૂકીએ તો મૂળ એક ચોરસ ફૂટ પ્રકાશ સોળ ચોરસ ફૂટ સપાટી પર પથરાય છે. પ્રકાશ તો જેટલો હોય તે જ રહે; પણ વધુ સપાટી પર પથરાતાં તે પાતળો—ઝાંખો પડતો જાય છે. એટલે હવે પ્રથમ કરતાં પ્રકાશ સોળ ગણો ઝાંખો પડે છે.

આ દેખીતા સિદ્ધાંત પર જ ગુરુત્વાકર્ષણ અદૃશ્યરીતે કામ કરે છે. તે ચુંબકત્વના બળની પેઠે એક બિંદુથી સર્વ દિશામાં ફેલાઇ રહે છે, અને તેના મધ્યબિંદુના અંતર પ્રમાણે વધતો ઓછો થાય છે. વળી એકબીજા વચ્ચે તેનું બળ પરસ્પર છે. સઘળા પદાર્થ તેમાં ભાગ લે છે. આમાં કદ તેમજ વજનનો પ્રશ્ન પણ ખાસ લેવાય છે. ન્યૂટનની ગણિતચક્રીમાં આ સર્વ વિમાર્ગ ગયું.

ન્યૂટનના વખતમાં વૈજ્ઞાનિકો પ્રકાશ વિષે અને ખાસ કરીને રંગના મૂળ વિષે વિચિત્ર મત ધરાવતા હતા. દા. ત. રાતો પ્રકાશ પ્રકાશનું ઘટમાં ઘટ રૂપ છે એમ તેઓ માનતા. વળી વાદળી પ્રકાશ એટલે તે કાળા તથા સફેદ કણનો બનેલો છે એમ કહેતા; અને તેના સમર્થનમાં સફેદ મીઠું અને કાળું પાણી એ બંને મળી મહાસાગરનાં પાણી ભૂરાં દેખાય છે એમ તેમને લાગતું! પણ ન્યૂટન જેવો ચોક્કસ પ્રયોગશાસ્ત્રી આવાં કલ્પિત અનુમાનો કેમ માને? તેણે તો માંડયા પ્રયોગો કરવા. ઓરડીની બારીમાં એક કાણું પાડયું અને તેમાં એક ઝુમરના કાચનો હીરો મૂક્યો ને ઓરડી કરી બંધ. પેલા હીરા પર બારીના કાણામાંનું સૂર્યનું કિરણ પડતાં જ કિરણનો સફેદ પ્રકાશ છિન્નભિન્ન થઇ તેના સાત રંગ—રાતાથી જાંબુડા સુધીના—ક્રમવાર ગોઠવાઇ ગયા. આ યુવાન પ્રયોગકર્તાએ એ રંગોના બધા ખૂણા તથા અંતરનાં માપ લીધાં; હીરાને ફેરવીફેરવી જુદેજુદે ખૂણે મૂકી જોયો; બીજા હીરા લીધા અને પાછા ભિન્નભિન્ન થએલા રંગોને એકત્ર કરી દઇ સફેદ પ્રકાશ થયો તે જોયો.

પછી તેણે જગત આગળ જાહેર કર્યું કે સફેદ

પ્રકાશ ભિન્નભિન્ન સાત રંગનો બનેલો છે. જુદાજુદા રંગ રાતા, પીળા, લીલા ઇત્યાદિ ભિન્નભિન્ન લાગે છે તેનું કારણ એ છે કે તે દરેકના કિરણનાં મોજાંની લંબાઈ ઓછીવધતી છે. રાતો રંગ એટલા માટે રાતો લાગે છે કે તેના પ્રકાશનાં મોજાંની લંબાઇ ટૂંકી છે; એથી ઊલટું વાદળી રંગના મોજાંની લંબાઇ વધુ છે. જુદાજુદા પદાર્થો રંગીન એટલા માટે લાગે છે કે તેઓ અમુક પ્રકારનું જ કિરણ પ્રતિબિંબિત કરે છે અને બાકીનો પ્રકાશ ગળી જાય છે. આ વાત આજે તો નિશાળના દરેક છોકરાને શીખવાય છે.

દૂરબીનના કાચમાં થઇ સફેદ પ્રકાશનાં કિરણ એક સ્થળે એકઠાં થતાં નથી એવું જોયા પછી ન્યૂટને નિર્ણય કર્યો કે પ્રતિબિંબિત અરીસાના ધોરણ પર એક સારું દૂરબીન રચી શકાય. તરત તેણે ૭ ઇંચ લાંબી એક ભૂંગળીમાં એ નિયમો પર દૂરબીન બનાવ્યું. તે વડે ૪૦ ગણું મોટું દેખાતું હતું. આ રમકડા જેવા યંત્ર વડે એ યુવાન વૈજ્ઞાનિકે આકાશના ગ્રહ—ઉપગ્રહ અને તારા જોવા માંડ્યા. એ રમકડા વડે જ તેણે ગુરુગ્રહનો ગ્રહ તેના ચાર ચંદ્ર સાથે જોયો.

સામાન્ય રીતે બધાની બાબતમાં બને છે તેમ એ વેળાના ન્યૂટનના હરીફ વૈજ્ઞાનિકોએ પણ તેની પ્રકાશ વિષયની શોધ માટે ખૂબ ખળભળાટ મચાવી મૂક્યો. પેલા કાચના હીરા તથા તેના ખૂણા માપવામાં ન્યૂટને ભૂલો કરી છે એવો ઘોંઘાટ કર્યો. પણ ન્યૂટન તો ગુંદરી જેમ જે વાતને ચોંટે તેને છોડે તેમ નહોતું. તેણે તો પ્રત્યક્ષ પ્રયોગો વડે બધું સિદ્ધ કર્યું હતું અને સત્ય સમજી લીધું હતું. એટલે એક વાર હાથમાં આવેલું સત્ય તે જવા દે તેવો નહોતો. તેની પાછળ તેના હરીફોએ ભસાય તેટલું ભસવા માંડ્યું. પણ ન્યૂટને તેની દરકાર જ ન કરી. વખત જતાં છેવટે તે સૌ શાંત થઇ ગયા.

અનેક બુદ્ધિમાનોની જેમ ન્યૂટન પણ દોષરહિત તો નહોતો જ. તેનામાં પણ કેટલાક દોષ હતા. એક તો તે કીમિયાગરીમાં માનતો. બીજું તે કાલ્પનિક ધાર્મિક અંધશ્રદ્ધા ધરાવતો. એક મિત્ર યુરોપના પ્રવાસે નીકળવાનો હતો તેને તેણે પત્ર લખ્યો કે 'લોઢું, ત્રાંબું કે એવી સામાન્ય ધાતુમાંથી સોનું બનાવવાનો ઘણો લાભદાયી કીમિયો યુરોપના, કેટલાક દેશમાં હજુ છુપો પડ્યો છે. તે બને તો શીખતા આવજે.' આવી દેખીની એક બાળક જેવી મૂર્ખાઇ ન્યૂટન જેવો વિજ્ઞાનશાસ્ત્રી કેમ કરે તે સમજવા માટે આપણે યાદ રાખવું જોઇએ કે ન્યૂટનના સમયમાં કિમિયાગરી અને રસાયણશાસ્ત્ર એ બંને એક જેવાં ગણાતાં. વિજ્ઞાન પણ શરૂઆતની સ્થિતિમાં હતું. આજ તો કીમિયાગરે પણ આ જમાનામાં પોતાની પ્રતિષ્ઠા જમાવી દીધી છે અને કોઇ તત્ત્વ એક રૂપમાંથી બીજા તત્ત્વરૂપમાં ફેરવી શકાય છે એવો સિદ્ધાંત ખાસ સ્થપાવા લાગ્યો છે, અને સારાસારા વિચારવંત વૈજ્ઞાનિકો જાહેર કરે છે કે કીમિયાગરોએ પારાનું સોનું બનાવ્યું છે. આ કીમિયાગર ન્યૂટનને આપણે આધુનિક અધ્યાત્મવાદી સર ઑલિવર લૉજ સાથે સરખાવી શકીએ. બંને વિજ્ઞાનમાં એક્કા છે. બંને પોતાના પ્રિય વિષયમાં અરધા સાચા પણ છે.

કેટલાક કહે છે કે એન્સ્ટીને સંબંધકનાનો સિદ્ધાંત સ્થાપીને ન્યૂટનને પછાડ નાખી દીધો છે. છતાં હજુ વિશ્વનો ન્યૂટને રચેલા વખતના કોઠા પ્રમાણે હમેશ ધપે જાય છે. એન્સ્ટીન પણ પોતે એટલું તો કબૂલ કરે છે કે મારા પુરોગામીઓએ સ્થાપેલા નિયમ બીનઉપયોગી નથી. ગ્રહો તેમના નિયમિત માર્ગે વિચરે છે ને તુલના કરે છે; વજન ગતિ અને આકર્ષણના ન્યૂટને સ્થાપેલા સિદ્ધાંત પ્રમાણે સૂર્ય ચંદ્ર ને ગ્રહો આકાશમાં ફરી રહ્યા છે એ વાત પણ ખરી છે. એન્સ્ટીને જે નવાં સત્ય શોધ્યાં છે તેથી જૂના સિદ્ધાંતો અસત્ય કરતા નથી; ઊલટો તેને તો ટેકો મળે છે.

પ્રચલિત મત એવો છે કે ન્યૂટન ગુરુત્વાકર્ષણના સિદ્ધાંતનો પહેલો શોધક છે. પણ આ વાત સાચી નથી. ત્યારે આ માન તેને કેમ આપવામાં આવે છે? આ પ્રશ્નનો ઉત્તર યુનાઇટેડ સ્ટેટ્સના ડૉ. પૉલ આર. હેઇલ આપે છે કે 'પોતાના સમકાલીનોથી ન્યૂટનનું સ્થાન ઘણું ઊંચું હતું કેમકે તેનું ભેજું ફળદ્રુપ હતું ને કલ્પના વિશાળ હતી. તેની અગાઉનું વૈજ્ઞાનિક જ્ઞાન એટલે માત્ર ભિન્નભિન્ન વેરાએલી વાતો. પણ ન્યૂટને વિશ્વમાના ધૂમકેતુથી માંડી ખરી પડતા ફળ સુધીના સર્વ પદાર્થ ધ્યાનમાં લીધા અને તે સર્વને વિશ્વવ્યાપી ગુરુત્વાકર્ષણના નિયમની કસોટીએ ચડાવ્યા. તેનામાં સંયોજક બુદ્ધિ હતી. પ્રવર્તાયમાન અંધાધૂંધીમાંથી નિયમિતતા તેણે આણી. સૃષ્ટા તે બન્યો.'

ઓગણીસમી સદીમાં ડાર્વિનનું 'ઓરિજિન ઑફ સ્પીસીઝ' નામનું અપૂર્વ પુસ્તક બહાર પડયું ત્યાં લગીમાં ન્યૂટનના 'પ્રિન્સિપિયા' જેવું ચક્રવર્તી પુસ્તક એકે બહાર પડયું નથી. ન્યૂટનનું પુસ્તક ભૌતિકશાસ્ત્રને લગતું છે ને ડાર્વિનનું પુસ્તક પ્રાણીશાસ્ત્ર સંબંધેનું છે. એના 'પ્રિન્સિપિયા'માં આપેલો વિશ્વનો ખ્યાલ આજે પણ મંજુર રાખવામાં આવે છે. વાચક પ્રશ્ન કરશે કે આ બધું કામ કંઇ ન્યૂટનનું મૂળભૂત નહોતું, છતાં તેની મહત્તા આટલી બધી! તેનો ઉત્તર એટલો જ છે કે બીજા માત્ર એ વિષયોમાં અનુમાન કરતા હતા, જ્યારે ન્યૂટને તેને અત્યંત જહેમતથી પ્રયોગો કરી બુદ્ધિ વડે તે સાબિત કરી આપ્યા. બીજા જે વખતે ભૂલભરેલા જ્ઞાનના કણ વીણતા હતા ત્યારે સત્યનાં મૂળ તત્ત્વો તેણે ચૂંટી કાઢયાં ને તે પર ઇમારત રચી.

વખત જતાં ન્યૂટનને એક પછી એક ઊંચાં માનપાન મળવા લાગ્યાં. અઠ્ઠાવીસ વર્ષની ઉમરે તે ગણિતનો પ્રોફેસર બન્યો; તે પછી તે પાર્લામેન્ટનો સભ્ય થયો ને મહારાણી એલીઝાબેથને હાથે નાઇટહૂડ —સરનો ખિતાબ—પામ્યો; રૉયલ સોસાયટી જેવા પ્રખ્યાત પ્રતિષ્ઠાવાન વિદ્વાન મંડળનો તે પ્રમુખ થયો; અને છેવટે શાહી ટંકશાળના મોટા ઉપરી અધિકારીનું પદ તેને પ્રાપ્ત થયું. ટંકશાળના ઉપરી તરીકે પણ તેણે ઉત્તમ કામ કર્યું. સિક્કા પાડવામાં તેણે ઘણા સુધારા કર્યા, અને કોઇ ખોટા બનાવટી સિક્કા ન પાડે તેવી રીતો શોધી કાઢી. હવે જગત જ્યારે ગુરુત્વાકર્ષણના પ્રશ્નો તેને પૂછતું ત્યારે આ ટંકશાળના ઉપરી સાહેબ ગભરામણમાં પડી જતા. તે એમ ધારતો હોય એમ લાગતું કે ટંકશાળ વધુ અગત્યનો વિષય છે અને ગુરુત્વાકર્ષણના પ્રશ્નો તો પોતાના ધંધાની ફરજ બજાવ્યા પછી ફુરસદના વખતમાં ચર્ચવા જેવા છે!

ન્યૂટન જિંદગી આખી અવિવાહિત જ રહ્યો હતો. નાનપણમાં પોતાની જે સોબતી બાળા—મિસ સ્ટોરીને માટે તેની ઢીંગલીઓનાં ટેબલ, કબાટ ને પલંગ તે બનાવી આપતો એ યુવતીએ તેના હૃદયમાં સ્થાન મેળવ્યું હતું. પણ તે તેને પરણી નહિ એટલે ન્યૂટને બીજે પરણવાનો વિચાર જ છોડી દીધો. પેલી બાઇ તો જોકે બે વાર પરણી હતી, છતાં તેના પ્રત્યે ન્યૂટનને સારો પ્રેમ હતો ને તે બાઇ છેક વૃદ્ધ થઇ ત્યારે પણ તેની અસહાય દશામાં ન્યૂટન તેને આર્થિક મદદ દેતો.

પંચાશી વર્ષ જેટલા લાંબા આયુષ્યને અંતે પોતાની જાત વિષે ન્યૂટને જે વાકય કહ્યું છે તે આજે ઘણા ઊંચા પ્રકારના વિનયરૂપ લેખાયછે. તેમાં એટલું ડહાપણ રહેલું છે કે માણસ ગમે તેટલી વિદ્યા સંપાદન કરે છતાં તે કદી જ્ઞાનતીત ન થાય. આ રહ્યાં તે વાકયો: 'દુનિયાને મન હું કેવો યે લાગતો હોઇશ તેની મને ખબર નથી. પણ મને પોતાને તો હું માત્ર સાગરના કિનારાપર રમતા એક બાળક જેવો લાગું છું. આમતેમ ખેલતાંકુદતાં કોઇ સામાન્ય બાળક કરતાં મને કંઇક વધુ સુંવાળા ને સારા રંગીન પાંચીકા હાથ લાગ્યા છે એટલું જ; બાકી સત્યથી ભરેલો મહાસાગર તો હજુ આખો અણઉખેળ્યો પડ્યો છે.'

(અંગ્રેજી ઉપરથી) રેવાશંકર ઓ. સોમપુરા.

## વિજ્ઞાનનો વિકાસ

યંત્ર, વીજળી, પદાર્થો અને રસાયણોનાં મિશ્રણો તથા સંયોગોથી નીપજેલા અદ્દભુત સિદ્ધાંતો, પ્રયોગો અને સાધનો વગેરેથી આ યુગ મનુષ્યના અભ્યાસનો એક અતિ આકર્ષક વિષય બન્યો છે. પણ આજની આટલી પ્રગતિમાન સ્થિતિ સુધી પહોંચતાં દરેક જમાનામાં તે તે યુગના થોકબંધ મનુષ્યોએ પોતાના જીવનના અખતરાઓ અને આપભોગથી એ પ્રગતિ માટે કેવો આકરો ને સમૃદ્ધ ફાળો આપ્યો છે તેનો લાંબો અને રસમય ઇતિહાસ જાણવાનું ગુજરાતી ભાષામાં એકેય પુસ્તક નહોતું તે ખોટ આજે શ્રી સોમપુરાએ 'વિજ્ઞાનનો વિકાસ' લખીને પૂરી પાડી છે. પહેલેથી છેલ્લે સુધી વાર્તાની પેઠે વાંચી જવાય એવી સરળ અને રસભરી શૈલીમાં આ અટપટો વિષય લખવા માટે સારૂં યે ગુજરાત તેમને અભિનંદન આપશે. જેના પાંચ મોટા ગ્રંથ બને એવા આ વિષયનું દોહન કરીને તેમણે તેને સવા ચારસો પાનામાં સમાવી દીધો છે એ તેમના વિષયના ગાઢ પરિચય અને અભ્યાસનું ફળ છે 'કુમાર'ના વાંચનારા તો તેમના લેખોથી, તેમની લેખનશૈલીથી પરિચિત છે એટલે તેની સારી પેઠે કદર કરી શકશે. માત્ર ચાડી રૂપિયામાં એ પુસ્તક મેળવવાને કોઇપણ પુસ્તકાલય કે કુટુંબે ઢીલ કરવી ન જોઇએ. દિલગીરી એટલી જ છે કે આવા ઉપયોગી પુસ્તક માટે જોઇએ તેવો ખર્ચ કરીને ઉઠાવદાર છપાઈ, સારા કાગળ, મજબૂત બાંધણી કે ચિત્રો વગેરેનો ખર્ચ લેખકને પોસાઈ શકયો નથી. ગુજરાતના શ્રીમાનો આવા ખૂણે પડેલા વિદ્વાનોને હાથ આપે તો તેમની કીર્તિ ચિરકાલિન બની રહે. લાભશંકર રેવાશંકર સોમપુરાને પત્તામાં, બોટાદ (કાઠિયાવાડ) એ સ્થળે લખવાથી પુસ્તક મળી શકશે.

# ગોષ્ઠી

અષાડની જ્ઞાનલીલાના મળેલા જવાબોમાંથી બધા સાચા નીચેના તેર ભાઈઓના છે. જેઓ પ્રાહક હશે તેમને ઇનામ મોકલશું. (૧) રતિલાલ પંડિત-સાબુંદ (૨) મુળશંકર મહેતા -ગોંડ (૩) હરકિશનદાસ સોની-પોરબંદર (૪) ઉમાકાંત શાહ-વડોદરા (૫) શંભુભાઈ પટેલ-નડિયાદ (૬) હરિલાલ પારેખ-પાટકોપર (૭) વસંતલાલ ગાંધી-મુકુંદ (૮) જગન્નાથ મહેતા-અમદાવાદ (૯) સોમાભાઇ પટેલ-નડિયાદ (૧૦) રણછોડભાઇ પટેલ-નડિયાદ (૧૧) રતિલાલ-અમરેલી (૧૨) હમિયાશંકર દવે-ડીમા (૧૩) મહેન્દ્રલાલ નથવાણી-દેરોદ

સમચોરસ ગોઠવવાનો છઠ્ઠો સવાલ મૂકવામાં પડેલી ભૂલથી વાક્યરચનાનો લાભ ઘણાને મળ્યો છે. ખરી રીતે તો સવાલમાં મૂકેલી આકૃતિના ટુકડા પાડીને નહિ પરંતુ એના જેવી આખી આકૃતિઓનો જ સમચોરસ ગોઠવવાનો હતો. જે રીતે સવાલ મૂકવામાં આવ્યો છે એ રીતે એનો જવાબ આ પ્રમાણે: ત્રિકોણની બરાબર વચ્ચે કાપ મૂકી જમણી બાજુએ પડતો



ટુકડો ડાબી બાજુના ટુકડા ઉપર ગોઠવી દેવાથી સમચોરસ બની જશે અને માગ્યો હતો તેમ એવી આખી આકૃતિઓમાંથી બનેલો સમચોરસ ઉપર બતાવ્યો છે એમાં ત્રીસ ત્રિકોણ જોઈએ બીજા સવાલોના ખરા ઉત્તર નીચે મુજબ:

(૧) **ગણિત-ગમ્મત:** નોકરાણીમાં ૫ રૂપિયા: દાસ ૧૦ રૂા આપેલા (૨) **એ શું?** (૧) સાબરમતી (૨) હિંદુકુશ (૩) નાગપુર (૩) **શબ્દ-ગોઠવણ:**

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | | પે | ર | વી | | |
| | | સુ | ર | ત | | |
| અ | ધ | મ | ધ | ક | ર | જ |
| ક | આ | લ | | પ્ર | તી | હા |
| મ | રેલ | ક | પ | ન | સી | બ |
| | | મ | દા | રી | | |
| | | સ | ગ | ર | | |

(૪) **શબ્દ-ફેરવણી:** કરાડી, કરાડ, કમાડ, ક-માન, મહેમાન (બધા શબ્દો સામાન્ય નામ હોવા જોઇએ. કેટલાક ભાઇઓએ 'કરાળી' વગેરે વિશેષ નામો કે ક્રિયાપદો વાપર્યાં છે એ ખોટું છે.) (૫) **શબ્દ-સાંકળી:** લવલ, વણકર, કરણ, રણમેદાન, દાનવ, નવતર, તરલ.

નીચે આપેલા નવા સવાલોના ઉત્તર ૧૦મી ઓક્ટોબર પહેલાં કુમાર કાર્યાલયમાં પહોંચી જવા જોઇએ.

### નવા સવાલ

(૧) **ગોઠવી આપો:** નીચે પાંચ જાણીતાં કાવ્યોની પ્રથમ લીટીઓ ગૂંચવાઇ ગઇ છે: તમે તે સાચી ગોઠવી આપશો? (૧) ચારણ લોટ ચરાવીમાં (૨) ગલશૂરા વાન વેરાગ્યો જતેરે કટ્યા (૩) ધારાસણ બીયર છવા ગાના દેનો કટર હોમી! (૪) રાત તર અગ ચીજ જગુય (૫) નાકે નાગનું હાડ હડકું બગું કર્યું

(૨) **ગણિત-ગમ્મત:** (૧) મને મારા શેઠે એક મકાન બધાવવાનું કામ સોંપ્યું છે મકાનના ખર્ચનું અંદાજ-પત્રક શેઠે નીચે પ્રમાણે આપ્યું છે: મકાન રંગાવવાનું તથા ચિત્રકામ કરાવવાનું ગણીને રૂા ૧૧૦૦નું ખર્ચ; ચિત્રકામ તથા લાકડાનું ખર્ચ બંને મળીને રૂા. ૧૭૭૦; લાકડાનું તથા લોઢાનું બંને ખર્ચ મળીને રૂા. ૧૧૦૦; લોઢાનું તથા સુથારનું ખર્ચ મળીને રૂા. ૩૩૦૦; સુથારનું તથા કડિયાનું મળીને રૂા. ૫૩૦૦નું ખર્ચ અને કડિયાનું તથા રંગવાનું બંને ખર્ચ મળીને રૂા. ૨૫૦૦ વળી એમ જણાય છે કે રંગવાનું ખર્ચ લોઢાના ખર્ચનો ત્રીજો ભાગ થાય છે. કૃપા કરી તમે મને દરેક બાબતનું ખર્ચ જુદુંજુદું કરી આપશો?

(૩) **અંક-ગમ્મત:** પૂર્ણાંક સંખ્યાનો એક એવો ગુણાકાર શોધી કાઢો જેની ત્રણે રકમો—ગુણ્ય, ગુણક અને ગુણાકાર—માં મળીને ૧ થી ૮ સુધીનો દરેક આંકડો માત્ર એક જ વાર આવતો હોય. (૩) **એ શું?** (૧) એવી કઇ સંખ્યા છે જે તમારા વિચારમાં હમેશાં રહેલી જ છે? (૨) હિંદુઓની એવી કઇ જ્ઞાતિ છે જેની અંદર બે ભયંકર પ્રાણીઓ છુપાઈ રહે છે?

(૪) **શબ્દ-ગોઠવણ:** નીચેની સૂચના મુજબ બાજુએ

* . . . આકૃતિમાં બધા શબ્દો સાચા ભરી કાઢશો એટલે

* . . . ચોકડીથી બતાવેલી પહેલી હારમાં હિંદનું એક

* . . . જાણીતું શહેર આવી જશે શબ્દો ભરવામાં બે

* . . . શરતો પાળવાની છે: આખી આકૃતિમાં એકપણ

* . . . કાનો માત્ર કે હ્રસ્વ દીર્ઘ છે કે ઉ આવવા જોઈએ

* . . . નહિ અને દરેક શબ્દમાં એકએક 'ર' આવવો જ

* . . . જોઇએ (૧) અવિનાશી (૨) એક ભૂચર પ્રાણી (૩) એક જળચર પ્રાણી (૪) રોગ; પીડા (૫) પોચું (૬) ઓશિયાળ; જરૂર (૭) એક ધાતુ.

(૫) **શબ્દ-ફેરવણી:** બાજુની આકૃતિમાં પાંચ ખાનાં આપેલાં છે. તેના પહેલા ખાનામાં 'રાવણ' શબ્દ મૂકેલો છે. તેમાંથી માત્ર એક જ અક્ષર બદલવાથી બનતો નવો શબ્દ બીજા ખાનામાં મૂકો. એમ ફેરફાર કરતાં છેલ્લા ખાનામાં 'રક્ષક' લાવી દો.

| | | |
|---|---|---|
| રા | વ | ણ |
| | | |
| | | |
| | | |
| ર | ક્ષ | ક |



(૬) ઉપર બતાવ્યા મુજબની ત્રણ આકૃતિઓનાં દરેકનાં સરખી સંખ્યાનાં નંગ લઇને એક અષ્ટકોણ બનાવવાનો છે. તમે ઓછામાં ઓછાં કેટલાં નંગ લઈને બનાવી મોકલશો?

# દરિયાનો દાનવ

અનુસંધાન પૃ. ૩૨૯થી

## ૧૨

મેં લોઇદમાનને કહ્યું. 'દોસ્ત, તને વહાણોની શરતનો શોખ છે ખરું? હવે જોજે કેવી શરત દોડાય છે તે. હૉર્નના ભૂશિરની પેલે પાર જલદી પહોંચવામાં આપણા માટે જીવ સાટેનો ખેલ છે. દુશ્મન ક્રૂઝરોને જોકે ૧૫ દહાડા પછી આપણી ખબર પડવાની છે તોપણ ૩૦–૩૫ નૉટની એમની ઝડપ આગળ આપણે ક્યાંય રહી જશું.'

લોઇદમાન હમેશાં બહુ ઝડપથી વિચાર કરતો. એણે બીજો ભય સૂચવ્યો: 'હૉર્નના ભૂશિરની પેલે પાર આપણા માટે ક્રૂઝરો તૈયાર જ ઊભી હશે. પાસિફિકમાં આપણા પહોંચતા પહેલાં જ આપણા સમાચાર તાર અને વાયરલેસથી પહોંચી ગયા હશે. તોપણ એ ખબર પહોંચે તે આગળ આપણે હજારેક માઇલનો પંથ કાપી નાખીએ તો ઠીક ખરું.'

કાંઉન્ટ રાગો પહોંચે તે પહેલાં અમારે હૉર્નનું ભૂશિર વટાવી પાસિફિકમાં દાખલ થઈ જવું જોઇએ. એ તો દેખીતું જ હતું. હૉર્નના ભૂશિર પર બારે માસ સખ્ત તોફાન રહે છે, એટલે અમારે 'અલ્લા બેલી' જ રહ્યો.

આખરે પખવાડિયા પછી પણ અમે તો હજુ દક્ષિણમાં જ હતા. તોફાન અવિરત ચાલુ હતું. દરરોજની પ્રગતિ ધીમે—અતિ ધીમે મપાતી હતી. ફૉકલૅન્ડ ટાપુઓની દક્ષિણે અમે આવી પહોંચ્યા ત્યાં સુધી હજુ કોઇ ક્રૂઝરનાં દર્શન થયાં નો'તાં એટલી જ નસીબદારી રહી હતી.

'તત્ તત્ તરાં—તત્ તરાં—તતત્ તરાં—તરાં તરાં...' વાયરલેસ ચમકવા લાગ્યો. 'ફરનાન્ડો નોરોન્હાથી દૂર રહેજો. જર્મન ક્રૂઝર મોવ્વે ત્યાં હોવાનું મનાય છે. વેપારી વહાણો ખબરદાર!'

વાયરલેસ ઑપરેટરે મને સંદેશો આપ્યો. અમારાં હૈયાં મગરૂરીથી ધડકવા લાગ્યાં. શાબાશ મોવ્વે! તારી કીર્તિ અમર રહો!

હૉર્નના ભૂશિરથી દૂર રહેવા માટે અમારે ઠેઠ દક્ષિણ મહાસાગરમાં પહોંચવું પડ્યું. તોફાન તો ત્યાં પણ ખૂબ હતું, છતાં માત્ર ત્યાં દક્ષિણમાં જ ક્રૂઝરોનો ભય કમ હતો. થોડાક દહાડા પાણીની ઝડી અને ધુમ્મસમાં અંધા પેઠે અમે હંકાર્યાં કર્યું. આવા સંજોગોમાં ઝડપથી જવું અસંભવિત હતું. પણ દક્ષિણ ધ્રુવના એ પ્રદેશમાં બીજા વધુ ભયંકર દુશ્મનો ભટકતા હતા.

'બરફડુંગર હો .. ઓ . ઓ . ઓ ...!' પહેરેદારે ખબરદારી પોકારી. ધુમ્મસમાંથી દૂર જોવા યત્ન કર્યો. વાંઢાર લાંબી ઊંચી દીવાલ દેખાઇ. લંબાઇનો તો પાર નો'તો. ઊંચાઇ બસોએક ફૂટ હશે. એ ભયંકર દીવાલ અમારા તરફ ઝડપથી વધ્યે આવતી હતી. અમે પડખું ફેરવી તેના માર્ગથી દૂર હંકારવા માંડ્યું, પણ એ પહાડ તો અકલ્પ્ય વેગથી નજદીક ધસ્યો જ આવતો હતો. અરધા કલાકમાં તો એટલો પડોશમાં આવી ગયો કે એની અસરથી અમારા સઢમાં પવન પડી ગયો! જોકે એની પૂંઠે સખ્ત પવન ફૂંકાતો હતો, એટલે એ તો ખૂબ ઝડપથી વધતો હતો. એની ઊંચાઇ પાણી ઉપર બસો ફીટ હતી. દરેક જણ જાણે છે તે પ્રમાણે બરફ પાણી ઉપર એક દશમાંશ જ તરી શકે છે. એટલે એની ઊંડાઈ ૧૮૦૦ ફીટ પાણી નીચે હતી. લંબાઇ લગભગ ત્રણ હજાર ફીટ હતી. એનાથી નાસી છૂટવું બહુ મુશ્કેલ હતું. અમારાં એક હજાર હૉર્સપાવરનાં મોટર એન્જિનો જ આ વખતે બચાવે તો બચાય એવું હતું. ઇશ્વર પર ભરોસો મૂકી અમે નાંસી દોટ દીધી.

પહાડ બહુ ઢુકડો થઇ રહ્યો. એ પર બેઠેલાં હજારો પંખીઓનો કલબલાટ સ્પષ્ટ સંભળાવા લાગ્યો. ભયંકર મોજાંઓ ઉપર ડોલતો એ ડુંગર આવતો હતો. એમાંથી કડાકાભેર ટુકડાઓ તૂટતા હતા અને નાની ટેકરીઓ બની છુટી તરવા માંડતા હતા. બેચાર ટેકરીઓ સાથે અથડાતાં ભીષણ અવાજ થતા હતા અને તેમાંથી વીજળી જેવા ચમકારા નીકળતા હતા. અમારી સ્થિતિ લાચાર હતી. એટલામાં અચાનક અને જબરદસ્ત આંચકા સાથે સી આડલરનું તળિયું થંભી ગયું. કરણ જમીન સાથે સી આડલર લાગી ગયું હોય એમ લાગ્યું. એ પહાડનો પાણીની નીચેનો ભાગ બહુ આગળ હશે, પણ અમારાથી તે દેખી શકાતો ન હતો. બરફના નીચેના ભાગની એકાદ બાજુમાં અમે અથડાયા હતા. બીજી જ પળે સી આડલર તરતું તો થયું, પણ એક બાજુ સારું જેવું ગાબડું પડ્યું અને નીચે ભંડારિયામાં પાણી ઊભરાયું.

'પમ્પ .. પમ્પ ... બધા પમ્પ પર ... હોશિયાર.' સુકાન લોઇદમાનને સોંપી હું સૌથી પહેલો પમ્પ ચલાવવા દોડ્યો. અથાગ જહેમત પછી પાણી ઓ-

સરવા લાગ્યાં અને ગાબડું બંધ કરી શકાય એટલું ઉઘાડું થયું. ઇજનેરો સમારકામ કરવા લાગ્યા. દરમ્યાન લોઇદમાનના કુશળ સુકાને સી આડલરને એ પહાડના માર્ગેથી દૂર કર્યું.

અમે હજુ પરસેવો લૂછ્યો ન હતો ત્યાં પહેરેદારે ફરી બૂમ પાડી 'ક્રૂઝર હો.. ઓ. ઓ. ઓ....!'

૧૩

૨૩૦૦૦ ટનની ઑકઝીલિયરી ઓટ્રેન્ટો (જે આજે પી. ઍન્ડ ઓ. કંપનીની નોર્વે સર્વિસમાં સહેલાણી માટે ચાલે છે) અમારા તરફ ઉઘાડી તોપે ધસી આવતી હતી.

'વાયાં ચિકાર!' મેં હુકમ આપ્યો.

'ધામણ ચિકાર!' લોઇદમાને ત્રાડ મારી.

'ધરરૂન-ધરનન્‌...સ્ટીમ હોબ્બેશ.' ટેલેગ્રાફ વાગ્યો. મોત સાથેની અમારી પહેલી શરત શરૂ થઇ!

પૂર્વોતરો પવન ભયંકર ઝડપથી અમને આગળ ધકેલતો હતો. હજુ પેલો ગાંડોતૂર ડુંગર પડખે જ નાચતો હતો. હાથમાં દૂરબીન લઇને હું સ્થિર નજરે ક્રૂઝર તરફ જોતો હતો. એકસોતે એ અમને જેર કરવા વધ્યે આવતી હતી.

'ખબા...આદિસ્તા...!' મેં કહ્યું. લોઇદમાન મારા તરફ મુંઝાઇને જોઇ રહ્યો. આવે વખતે પવન સામે થવું એમાં મોત જ હતું.

'ખબા...હૉબ્બેશ...!' મેં ફરીથી કહ્યું. લોઈદમાને મને અર્થસૂચક નજરે સવાલ કર્યો. જવાબમાં મેં ફરી હુકમ કર્યો: 'ખબા ચિકાર!'

આવે વખતે લોઇદમાનની સલાહ મારે ખપ ન આવે. જે કઇ ભોફનાક પરિણામ આવે તેની જવાબદારી મારી એકલાની જ રાખવી જોઇએ.

સી આડલર ગાંડા હાથીની પેઠે પાછું ફર્યું. જ્યાં ક્ષણ પહેલા પેલો ડુંગર નાચતો હતો ત્યાં સી આડલર નાચવા લાગ્યું અને ઘેલુંતૂર બની દક્ષિણ તરફ ધસવા લાગ્યું. થોડી વારે અમારી અને ક્રૂઝર વચ્ચે પેલો પહાડ ડોલવા લાગ્યો. એ સીધો ક્રૂઝરને મળવા ધસતો હતો. હવે લોઇદમાન મારા હુકમનો મર્મ સમજ્યો.

બરાબર આ જ વખતે એક ભયંકર વાવાઝોડું તૂટી પડ્યું: ક્રૂઝર અમારા તરફ ધસતી અટકી. અધઘડી પછી તો એણે પૂંઠ ફેરવી.

'દાઇ તોઇફલ—શયતાન!' અદશ્ય થતી ક્રૂઝર તરફ મુક્કો હલાવી લોઇદમાને કહ્યું.

'દોસ્ત; હજુ આપણું અન્નજળ ખૂટ્યું નથી. ખુદાએ આ પહાડ આપણા બચાવ માટે જ મોકલેલો!' મેં કહ્યું.

'દાઇ તોઇફલ.' લોઇદમાને ફરી કહ્યું. ઈશ્વરનો ઉપકાર માનવાની આ લોઇદમાનની રીત હતી!

૧૪

ઉઘાડ થતાં જોયું તો અમે નિર્મળ દરિયામાં સફર કરતા હતા. ક્યાંય બરફનું નિશાન ન હતું. ક્ષિતિજ સુધીમાં કોઈ ક્રૂઝરનો પત્તો ન હતો. અમે હવે બુદ્ધિબળ વાપરવા માંડ્યું. દર વખતે ક્રૂઝર માટે બરફના પહાડ અલ્લા ન મોકલે એ દેખીતું હતું.

સી આડલર ઉપર વીસ લાઇફબોટ હતી. આમાંથી અમારી દસ હતી; બાકીની દસ તો કેદ કરેલાં વહાણોની હતી. એ દસેની અમને જરૂર ન હતી, એટલે અમે એને ભાંગી તોડી દરિયામાં પધરાવી. પણ તે પહેલાં દરેક ઉપર સી આડલરનું નામ સ્પષ્ટ લખ્યું! સાથે બીજો પણ કેટલોક રદ્દી સામાન દરિયામાં ફેંક્યો. ઓટ્રેન્ટો આટલામાં જ અમારી તલાશ કરવાની એની અમને ખાતરી જ હતી. એણે અમને પવનના જોરે દક્ષિણ સમુદ્ર તરફ બરફના પહાડો વચ્ચે ધસડાઇ જતાં જોયા હતા, એટલે છેલ્લા તોફાનમાં અમારો નાશ થતો એણે નજરે જોયો કહેવાય. અમે દરિયામાં અમારા નામના થોડાક લાઇફબેલ્ટ પણ નાખી દીધા, થોડાંક કપડાં ને થોડુંક ફરનિચર નાખ્યું અને એ દિશામાંથી ઝટ દૂરદૂર રવાના થઇ ગયા.

હૉર્નના ભૂશિર વટાવ્યા પછી ચૌદે દહાડે આની અસર થઇ.

'તતત્‌ તરાં-તતન્‌ તરાં-તરાં તત્‌ તરાં-તરાં તરાં તત્‌-તતત્‌ :... સી આડલરનો તાબે થયા વિના ઊડતે ઝંડે નાશ થયો છે. કમાન્ડર અને થોડાક ખલાસીઓને જીવતા પકડી મોન્ટેવીડિયો કેદી તરીકે લઇ જવામાં આવ્યા છે.'

'ઓત્તારી!' લોઈદમાને કહ્યું: પોતે પકડાઇ જવાના ખબરથી એને ખૂબ જ રમૂજ ઊપજી:

'જહૉન બુલ પૂરો હોશિયાર છે. આ એની યુક્તિ છે. ઓટ્રેન્ટો ક્રૂઝરે સામાન મેળવ્યો અને આપણો નાશ થયાની ખબર કરી પછી જો એમ કહે કે કમાન્ડર અને ખલાસીઓ કોઇ પકડાયા નથી, તો પહેલાં

તો બ્રિટિશરોની બહાદુરીને લાંછન લાગે; અને બીજું, કદાચ સી આડલર નહિ પણ કોઇ બીજું જ વહાણ નાશ પામ્યું હશે એમ લોકો કહે, અને તેથી, રખે સી આડલર હજુ જીવતું હશે એ બીકે વીમાના બજારમાં તેજી ચાલુ રહે!' મેં મારો તર્ક કહ્યો.

'તો આપણે—' લોઇદમાને દાઢી પસવારતાં કહ્યું, 'આપણે હવે એ તેજી કાયમ રાખવી જ જોઇએ!'

એણે અમારા વાયરલેસ ઑપરેટરને બોલાવ્યો અને ધીમે ધીમે પોતાની યુક્તિ સમજાવી. ઑપરેટરના ચહેરા ઉપર હાસ્ય ફરકવા લાગ્યું. થોડી વારે અમારી આસપાસ બસો માઇલના ઘેરાવામાં ફરતી ક્રૂઝરો, સ્ટીમરો અને વહાણોના વાયરલેસ ચમકવા લાગ્યાઃ

'તરાં તનત્–તરાં તરાં તત્–તરાં તનત્–તરાં ... અક્ષાંસ ૩, પોર્ટ સ્ટૅનલી—'

અનેક બ્રિટિશ ક્રૅપ્ટનો, વાયરલેસ ઑપરેટરોના ટેબલ ઉપર આતુરતાથી નીચા નમી, એની પેન્સિલની વાંકીચૂંકી ગતિ ઉપર ઝડપથી આંખ ફેરવવા લાગ્યા હશે.

'તત્ તરાં–તનતત્ તરાં–તરાં તત્ત તંતત્ ... જર્મન સ . . બ . . મ . . .' સંદેશો એકદમ કપાઈ ગયો. ઑપરેટરોની પૅન્સિલ ઊભી રહી ગઈ:

વાયરલેસ એકદમ શાંત થઇ ગયા. ઑપરેટરોએ બે ક્ષણ કાનપરની ડાબલીઓ સરખી કરવામાં કાઢી, પોતાના સાંચા ઠીક છે કે નહિ તે જોયા, સામે બેત્રણ સૂર મોકલ્યા પણ વાયરલેસનાં મોં બીલકુલ બંધ થઇ ગયાં.

કોઈ ક્રૂઝરે તુરત જવાબ આપ્યો અને અમારા વાયરલેસે તે જવાબ નોંધ્યોઃ 'જર્મન સબમરીન દેખાઇ છે; વેપારી વહાણો તાબડતોબ દૂર થઇ જાય; હું તપાસ કરવા જાઉં છું; વધારે ખબર પાછળથી મોકલું છું. બનવાજોગ છે કે હમણાં મળેલો વાયરલેસનો સંદેશો પૂરો થાય તે પહેલાં જ સબમરીને એના વાયરલેસના સંચા ઉપર બાર કર્યો હોય...'

લોઇદમાન લશ્કરી અદાથી મારી સામે ઊભો રહ્યો અને હાથ સલામ પર રાખી બોલ્યો, 'જનાબે સદર, પાસિફિક વહાણવટા માટેના વીમાના દરમાં ફરી મોટો ઉછાળો આણવાનો બંદોબસ્ત કર્યો છે!'

'શાબાશ, લોઇદમાન! આપણા ખેલ ખરેખર બુદ્ધિના છે અને તારી હોશિયારી કમાલ છે.' મેં ગંભીરતાથી તેનો આભાર માન્યો!

૧૫

આ અરસામાં અમે અનેક ખબરો સાંભળી. વાયરલેસ ઑપરેટરની કૅબિન નરી તારઑફિસ બની ગઇ હતી. ખાસ સંદેશાઓ તો ક્રૂઝરોમાંથી જ આવતા. અંગ્રે ઉત્તરે ચીલી તરફ જતા હતા. અમારી પાડોશમાં કૅન્ટ ક્રૂઝર હતી તેના સંદેશા* ચાલુ મળ્યા કરતા હતા. અમેરિકા લડાઇમાં જોડાવા વિષેના ખબરથી અમને બહુ અફસોસ થયો. હવે અમારે માટે ભરી દુનિયામાં આશરો લેવા કોઇ અપક્ષપાતી બંદર ન રહ્યું. થોડાંક બંદરોમાં જઇએ એવું હતું, પણ ત્યાં સગવડ ન મળે. અને એ બધાં બે ઘડી આરામ લેવા દે એવાં તો નહિ જ. અમે ત્યાં જઇએ કે તરત અમારો શિકાર શોધતાં ક્રૂઝરોનાં ટોળાં ગીધ પેઠે ત્યાં આવી જ પહોંચે.

અમે આથમણા વધવા માંડ્યું. હવાઇના ટાપુની ખૂબ દક્ષિણે જઇ અમે શિકારની શોધ માંડી. અમને હવે અમેરિકન વહાણો પકડવાની પણ છૂટ હતી એટલો ફાયદો થયો કહેવાય.

અહીં અમે ત્રણ વહાણો પકડ્યાંઃ 'એ. બી. જહૉનસન', 'આર. સી. સ્લેડ' અને 'મનીલા'. અમારા કેદીઓમાં ૪૫ માણસો, એક સ્ત્રી અને એક પાળેલું ઓપોસમ§ એટલાં હતાં. ત્યાર પછી અમને એક પણ શિકાર ન મળ્યો.

આખો દહાડો અમે શાર્ક માછલી સાથે રમતમાં કાઢતા. દરિયાના ખેડુઓને આ માછલી તરફ જેટલો વૈરભાવ હોય છે તેટલો બીજા કશા તરફ નથી હોતો. અવારનવાર દરિયામાં તરવાની અમને લાલચ થાય, પણ આ દુશ્મનની બીકે અમારે બેસી રહેવું પડે. શાંત,

* કાઉન્ટ લ્યૂકનેરનો અહેવાલ પ્રગટ થયા પછી બ્રિટિશ ક્રૂઝર લૅન્કાસ્ટરના કૅપ્ટન ફિલિપ્સે છાપામાં પત્ર લખ્યો હતો, તેમાંનો એક ઉતારો આ સ્થળે આપવા જેવો છે. (સુકાની)

'...અમારી નજરે પડ્યા વગર પોતાના વહાણને પસાર કરી જવા માટે કાઉન્ટ લ્યૂકનેરને હું મુબારકબાદી આપું છું. એને પકડવા માટેના પ્રયત્નોમાં અમે *કંઇ બાકી રાખ્યું ન હતું*... આ સંદેશાઓ લૅન્કાસ્ટર ક્રૂઝરના હતા, કૅન્ટના નહિ. લૅન્કાસ્ટરનો હું તે વખતે કમાન્ડર હતો. ચીલીને કંઠારે આથમણી દિશામાં અમે હતા ત્યારે ૧૦૦ માઇલ આશરેથી લ્યૂકનેર પસાર થઇ ગયો... (ન્યૂ યૉર્ક સન, તા. ૨૪મી મે ૧૯૨૮)

§ ઉંદર જેવું કાંગારૂની જાતનું પ્રાણી જેનું થોડું સચિત્ર વર્ણન વૈશાખના 'કુમાર'માં આવી ગયું

સ્વચ્છ, ઠંડા પાણી તરફ અમારી નજર પડે, અમને મનમાં કેવી યે આશા બંધાય, ત્યાં આ ભૂંડા દુશ્મનનું દેગચીના તળાં જેવું મો દેખાય જ. શાર્ક માછલી માણસ તરફ સદા ભૂખથી જ જુએ છે. 'ક્યારે આ પાણીમાં પડે અને હું એને ખાઉં?' એવો જ ખ્યાલ રાખીને એ રાતદિવસ માણસ તરફ તાકયા કરે છે.

અમારા ખલાસીઓની એક ગમ્મત એવી હતી કે બને તો નાની નાની શાર્કને ભાલાંથી કે બીજી રીતે પકડે. પછી બે માછલીઓની પૂછડીઓ સિકડીને બાંધે અને બંનેને તરતી મૂકી દે. દરિયામાંની ખેંચતાણથી એમને રમૂજ તો પડે જ. અથવા કોઈ મોટી શાર્ક પકડાય તો એની પૂછડીએ મોટું સીલબંધ પણ ખાલી પીપ બાંધી એને દરિયામાં નાખે. શાર્ક ગમે તેટલી ડૂબકીએ મારે, પણ પેલું પીપ એના વાંદારને નીચે જવા જ ન દે! બીજી કેટલીક ક્રૂર રમતોમાં એક એવી હતી કે નાનકડા બૉમ્બને કુક્કરના માંસમા સંતાડી દરિયામા નાખે. શાર્ક એ ગળી જાય પછી થોડી વારે એના ટુકડા ઊડી જાય!

પાસિફિકમાં આમ પાંચ મહીના નીકળી ગયા, જેમા ઉપર કહેલાં ત્રણ વહાણ જ હાથ લાગ્યા હતાં. આજ સુધીમાં અમે ૩૫૦૦૦ માઈલની મુસાફરી કરી હતી. તાજો ખોરાક ન મળવાથી માણસોમાં રોગ ઊભરાવા લાગ્યો. મહિનાઓ થયાં તાજું પાણી પીધું ન હતું, જમીન પર પગ મૂક્યો ન હતો.

છેવટે ૧૯૧૭ના જુલાઈની ૨૯મી તારીખે અમે મોપેલા ટાપુ પાસે આવ્યા. એના સૌંદર્યનું વર્ણન કરવું અશક્ય છે. બ્લ્યૂ મહાસાગરમાંથી એ લીલોછમ ટાપુ ઊગી નીકળ્યો છે. ત્યા સૂર્યનો પ્રકાશ સુદ્ધાં લીલો થઈ જાય એટલી વિપુલ લીલોતરી છે. ટાપુની બહાર પરવાળાંના ખડક છે. આવા એક ખડક સાથે વહાણને લાંબે રસ્સે બાંધી અમે લાંગર્યું અને એ ટાપુ પર જવા ઉપડયા.

બેચાર દિવસ અમે ખૂબ સુખમાં ગાળ્યા. દરરોજ કાંઠે જઈએ; ખાઈએપીએ, દોડીએ, નાચીએ ને મજા કરીએ.

ઑગસ્ટની બીજીએ અમે કાંઠે જવા તૈયાર થતા હતા, એવામાં સવારના સાડા નવે દરિયાના ઊગમણા પટ ઉપર એક અજાયબીભરી ધાર દેખાઈ. મેં મારા અમલદારોને બોલાવી એ દેખાડી. પહેલાં તો અમે ગાંજ્યાં ધાર્યાં, પણ ધીમેધીમે એ ધાર નજદીક દેખાવા લાગી અને એની ઊંચાઈ વધવા લાગી. એકદમ સૌ ફફડાટથી બોલી ઊઠ્યા: 'ભરતીઓ મોજો!—પહાડી મોજો!' (Tidal wave) * અમે ટાપુ અને મોજાની વચ્ચે હતા, અને અમારી ને ટાપુની વચ્ચે ખડકો હતા. બંને બાજુએ મોતની તીક્ષ્ણ દંતાવલિ જ હતી.

'લંગરના રસ્સા કાપો—એન્જિન ચલાવો—બધા તુતક પર હાજર—ખબરદાર!'

સઢ ચડાવવાનો સવાલ જ ન હતો. એક જ સપાટે પવન અમને ખડક પર અફાળી નાખે. કમભાગ્યે એન્જિનોમાં બરાબર આ જ ઘડીએ ખોટકો થયો. ઇજનેરો તન તોડી મથવા લાગ્યા. પણ એન્જિન ગરમ થાય તે પહેલાં તો મોજો ધસી આવ્યો!

પહાડી ઊંચાઈ અને લાખો હાથીનું બળ. જમીન પર રહેનારાને આ મોજાનો સ્વપ્ને ય ખ્યાલ ન આવે. ફૂલ ઊંચકાય તેમ સી આડલરને એના લોખંડી હસ્તે ઊંચકી લીધું અને કડાકાભેર ખડકો ઉપરથી ધસડવા માંડ્યું તે જ ક્ષણે અમારા ડોલ, કુવા, થંભ બધું સળેખડાં પેઠે તૂટી ગયાં. રસ્સાઓના કાચા સૂતર પેઠે ટુકડા થઈ ગયા. સી આડલરના લોખંડી પરખીલ (Pore)ના ધાથી ખડકના ટુકડા થઇ ચારે કોર ઊડવા લાગ્યા. સી આડલર સુકાનથી છુટા થએલા વાહાર ઉપર સીધું ઊભું થઇ ગયું, અને એનું તળું દરિયાની સપાટીની સમરેખામાં હોવાને બદલે ખડક અને આકાશને સાંધતી રેખામાં ખડું થઇ ગયું!

અધઘડી પછી મોજો વહી ગયો. અમે ખડક ઉપર સુકા અને ઊંચા ભેખડાઇ રહ્યા હતા.

'જવાનો, તમે ક્યાં છો?' કઠોડા ઉપર વાંદરા પેઠે લટકતાં મેં પૂછ્યું.

'અમે અહીં જ છીએ—અને ઓકના વૃક્ષ પેઠે અડગ છીએ!' નીચેથી અસંખ્ય અવાજો આવ્યાં.

ઓક પેઠે અડગ! મારા બહાદુર ખલાસીઓના આ શબ્દને મેં મારા જીવનનો મુદ્રાલેખ બનાવ્યો છે. અમે ખડક ઉપર લાધી ગએલા હતા છતાં જીવતા હતા,—અને ઓક પેઠે અડગ હતા.

૧૬

છેલ્લું જર્મન સંસ્થાન! પાસિફિક મહાસાગરની મધ્ય-

* આવા મોજા ધરતીકંપ કે જ્વાળામુખીથી થાય છે.

માં, એ પરવાળાના ખડકો વચ્ચે, અમે એ સ્થાપ્યું. ખડક પરના સૌથી ઊંચા તાડ ઉપર જર્મનીનો શાહી લડાયક ઝંડો ઊડતો કર્યો. સંજોગોથી હું એ સંસ્થાનનો વાઇસરૉય બન્યો. મારાં માણસો અને કેદીઓ જર્મનીની 'દરિયાપારની' છેલ્લી પ્રજા બન્યાં! પરદેશ ખાતાં દ્વારા સંબંધ બાંધવા માટે આસપાસનાં કનક જાતિનાં માણસો હતાં. લોઇદમાન મને મેપેલિયા સંસ્થાનનો વાઇસરૉય કહેતો. પણ મારા એક અમેરિકન કેદી કૅપ્ટને મારું નામ 'દરિયાઇ દાનવરાજ' (Sea Devil) પાડ્યું. આ નામ મને હમેશ માટે ચોંટ્યું!

મારા સંસ્થાનને મેં સી આડલર પેઠે વ્યવસ્થિત કર્યું. લાકડાં, સઢ અને જાળીનાં અમે ઝૂંપડાં બાંધ્યાં. અમેરિકનોએ પોતા માટે જુદી હાર બંધાવી, અને બે ઝૂંપડાં વચ્ચેના રાજમાર્ગોને નામ પણ આપ્યાં. એમાં બ્રૉડવે, સ્ટેટ સ્ટ્રીટ, પેનસિલ્વાનિયા ઍવેન્યુ, બાઅરી, વગેરે હતાં. દરેક ઘરમાં સી આડલરનું ફર્નિચર પણ વસાવ્યું. દૂર એક દેવળ બાંધ્યું. એક ઠેકાણે અમારો વાયરલેસ ઊભો કર્યો અને દરરોજ તાજા સમાચારનું વર્તમાનપત્ર બહાર પાડવા માંડ્યું. એમાંથી અમેરિકનોને ન કહેવા જેવા ખબર હું 'સેન્સોર' કરતો. મારા ઘરમાં દારૂગોળો, તોપ, બૉમ્બો, બંદૂકો, પિસ્તોલો માટે એક ખાસ ઓરડો બાંધ્યો. એની આસપાસ સંત્રીઓની ચોકી બેસાડી. તેવી જ ચોકી વાયરલેસ સ્ટેશન ઉપર બેસાડી. અને આ અમારા સુંદર શહેરનું નામ રાખ્યું 'સી આડલરબર્ગ'—દરિયાઇ ગરુડની નગરી.

ખાવાને તાજાં માછલાં, કરચલા, જંગલી ભૂંડ, નાળિયેર ને તાડનો કૂંળો ગર્ભ વગેરે હતાં; પીવા માટે તાજું પાણી હતું. ખુલ્લી હવા હતી, તાજા સમાચાર મળતા, સુંદર ફૂલો મળતાં અને વ્યવસ્થિત રાજ્યમાં મળતાં બધાં સુખ ત્યાં સુલભ હતાં. છતાં મારો જીવ બહુ ખિન્ન થતો રહ્યો. રોજના સમાચાર મારા દેશ માટે અશુભ ખબર લાવતા હતા. મારો દેશ જ્યારે દરેક સંતાનની કુરબાની માટે પોકાર કરતો હોય ત્યારે હું બેસી કેમ શકું? કોઇ પણ પ્રકારે ફરી દરિયા ઉપર બહાર પડવાનો મેં નિશ્ચય કર્યો. લોઇદમાન સાથે સલાહ કરી અને સી આડલરબર્ગમાં ત્રણ અઠવાડિયાં રાજ કરી મેં ફરી ઝંપલાવ્યું.

આ વખતે મારી પાસે સી આડલર ન હતું. પણ એક નાનકડી હોડી તો હતી જ. એની લંબાઇ ફક્ત ૭ વારની હતી. પાણીથી તે માત્ર એક ફૂટ ને બે તસુ જ બહાર રહી શકતી. સારી ઋતુ હોય તો પણ એ રોજ ચાળીસ બાલદી પાણી સાંધા વાટે અંદર પી લેતી, અને ખરાબ ઋતુમાં તો એ પાણીથી જ ભરાઇ જતી! પણ પેલી સુખની જિંદગી તો હું સહન ન જ કરી શકું. આ હોડીમાં દેશ માટે લડતાં મરવું, પણ ટાપુ પર હાથપગ બાંધી બેસી તો હરગીઝ ન રહેવું એ નક્કી જ.

હોડીને અમે સઢ નાખ્યો, તીર નાખ્યો, એને સાંધેસાંધે ડામર ભર્યો. ૭ જણને ઘણા દહાડા ચાલે એટલાં ખોરાકપાણી એમાં ભર્યાં, હથિયાર ભર્યાં, હાથે વગાડવાનું એક વાજું ચડાવ્યું; અને એના મોરાના ફણા નીચે સુંદર અક્ષરે નામ લખ્યું: 'ક્રોન પ્રૅંસેઝીન સૅસીલિ'—મહારાજકુમારી સૅસીલિયા.

મારી સાથે આવવા બધા જ હોંસાતોંસી કરવા લાગ્યા. સૌથી સશક્ત એવા ૭ મેં પસંદ કર્યાઃ લોઇદમાન, કર્ચિસ, ઇજનેર ક્રૉઉસ, તંડેલ પારગીઅન અને ઍર્દમાન.

અમારી 'મહારાજકુમારી' આખા મહાયુદ્ધમાં સૌથી નાની ક્રૂઝર હતી. 'અલ્લા બેલી' કહી દક્ષિણ મહાસાગરમાં અમે ફરી ઝંપલાવ્યું.

૧૭

મહારાજકુમારી નાનકડી, કાચલી જેવડી જ હતી. ૭ પૈકી જ્યાનો જરા વધુપડતી હીલચાલ કરે તો એ ડોલવા લાગતી. ચાર જણ માંડ ટૂંટિયાં વાળી સૂઇ શકે, તેથી બે જણ હમેશાં પહેરેદારી કરે એમ ઠેરવ્યું. હોડીની વચ્ચે પાણીનાં પીપ મૂક્યાં. બચત સઢ, રસ્સા ત્યાં જ મૂક્યા. ૨૩મી ઑગસ્ટ ૧૯૧૭ની ઊજમાળી પ્રભાતે અમે સઢ ખોલ્યા. કકારને પૂઠ દઇ અમે પરવાળાનાં દ્વાર વટાવ્યાં. ત્યાં સી આડલર જખમી જોધા પેઠે પડ્યું હતું. ભરતીનાં જેવાળ ચડતાં હતાં અને એની બે ય બાજુ ભેખડિયા મોજાં પથરાઇ જતાં હતાં. અશક્ત અને મરણોન્મુખ માણસ છેલ્લું જોર અજમાવી બેઠો થવા યત્ન કરતો હોય તેમ એનું પડખું પાણીમાં જરા ઊંચું થયું, એના બીનરમાંથી ઊંડી અરેરાટી સંભળાવા લાગી, એનાં ખુલ્લાં દ્વારમાં સુસવતો પવન દુઃખદાયક ચિત્કાર કરવા લાગ્યો. જાણે અમને જતા



નાનકડી 'મહારાજકુમારી': જેમાં છ જણા સાથે લ્યૂકનેર દક્ષિણ મહાસાગર સોંસરા બે હજાર માઈલ સુધી વળ્યો.

જોઈ એને દુ:ખ થતું લાગ્યું. અમને પણ બહુ ખેદ થયો.

'વિદાય આપ, વહાલા સી આડલર'', મેં ગદ્‌ગદ્ કંઠે કહ્યું, 'આ કદાચ આપણી અંતિમ મુલાકાત છે. તારા સઢે છેલ્લો શ્વાસ ભરી લીધો છે; તારા મોરાએ દરિયાના અમૃતની છેલ્લી અંજલિ પી લીધી છે; તારા તુતક પર હવે સંગીતના સૂર નહિ સંભળાય; તારા ડોલ પર હવે જર્મનીનો મગરૂર ઝંડો નહિ ફરફરે. સી આડલર, અમારા વહાલા સાથી, તારું જીવન તેં ધન્ય કર્યું છે. તારી કીર્તિ અમર રહેશે!'

મેં ટોપી ઉતારી સી આડલરને નમન કર્યું. બધાએ તેમ કર્યું અને દૂર દરિયા તરફ નજર ફેરવી લીધી. અમારી બધાની આંખોમાંથી આંસુ ટપકતાં હતાં. પોતાનો ભાવ કોઈએ છુપાવવાની દરકાર સુદ્ધાં ન કરી.

અમે કૂક-ટાપુઓ તરફ જવા સુકાન માંડ્યું. અમારી યોજના હવે મેં મારા સાથીઓ પાસે રજૂ કરી: 'જે બંદરે વહાણો લાંગરે છે ત્યાં આપણે જશું. પછી સારું વહાણ પસંદ કરી ત્યાં નજદીકમાં લાંગરી પડશું. તક જોઈ વહાણ પર બધા ચડી જજો. આવાં કામ માટે રાતના સાડા ત્રણનો વખત બહુ સરસ કહેવાય છે. બે જણા અમલદારોની કોટડી પાસે જાય, ચાર જણા ખલાસીની કોટડી પાસે જાય. પહેલાં આસપાસ પડેલાં હથિયારો કબજે કરવાં, પછી કમરબંધ સ્વાધીન કરવા, પછી ત્યાં ખીંટીએ લટકતી પાટલુનો કબજે કરવી;–આટલું કરી એક ખોટો બૉમ્બ ફેંકવો, એટલે સૌ ગભરાટમાં પડશે. જેમ બને તેમ અવાજ, ધડાકા વગેરે ખૂબ કરવાં. અને ત્યાં સુધી તો આપણા હાથે કોઈનું મોત ન કરવું, પરંતુ છેવટે ન છૂટકે એ કરવું પણ વહાણનો તો કબજો લેવો જ.'

આમ વાતો કરતા અમે ચાલ્યા. રોજ માંડ ત્રીસ ગાઉનો પંથ થાય. જેતૂનની ઉકાળેલી કાફી અને સુકા માંસ ઉપર ત્રણ દહાડા કાઢ્યા. સવારના ખારા પાણીથી મોં ધોઈ, પરવારી, નાસ્તો કરી લેતા. પછી વારાફરતી પહેરો: દરમ્યાન એક જણ કંઈક વાંચે. આખો દહાડો જર્મની વિષેની વાતો ચાલે. રાતના પેલું વાજું અને છ રીંછ જેવા જર્મન ખલાસીઓનો કંઠ. ખૂબ ગીતો ચાલે. ત્રીજે દહાડે અમે આત્યુ (Atiu) ટાપુ નજર કર્યો. કોઈ વહાણ ત્યાં ન દેખાયું કદાચ તુરતમાં કોઈ આવવાનું પણ હોય. વળી અગાડી પગ લાંબા કરવા હતા. આત્યુ બ્રિટિશ ટાપુ છે, પણ અમે ખુશખુશાલ એના બારામાં દાખલ થયા.

તાજું પાણી અને વનસ્પતિ જોઈએ જ, નહિ તો સ્કર્વી અને બેરીબેરીનો રોગ અમને છોડે જ નહિ. ટાપુ ઉપર બ્રિટિશર તો એકાદ હશે; બીજા બ્રિટિશ કરતાં પણ વધારે વફાદાર દેશીઓ હશે. પણ છ જર્મન બચ્ચા શું ન કરી શકે? અમે નરમ કિનારા પર અમારી મહારાજકુમારીને લાંગરી અને કાંઠે ઊતર્યા.

૧૮

ગામડાના દેશીઓ અમને ઘેરી વળ્યા: એક જ બ્રિટિશ અમલદાર લાંબી આરામ ખુરશી પર પડ્યો હતો. ગરમ પ્રદેશની આળસાઈમાં એ કટાઈ ગયો લાગ્યો.

હું ને કર્સિંસ એની પાસે ગયા. 'મારું નામ વાન હૂટન' મેં કહ્યું; 'અને આ મારો દોસ્ત સૂધાર્ટ છે.' અંગ્રેજ મારા તરફ શકથી જોઈ રહ્યો. લડાઈના વખતમાં અંગ્રેજના મગજમાં શંકા સિવાય બીજું કશું જ હોતું નથી.

હવે કર્સિસે કહ્યું: 'અમે અમેરિકન છીએ, જાતે ડચ છીએ. થોડા મહિના ઉપર સાનફ્રૅન્સિસ્કોની હૉલૅંડ ક્લબે શરત ગોઠવી હતી કે અમારે હોનોલૂલૂથી કૂક ટાપૂ અને તાહિતીથી ફરી હોનોલૂલૂ નાનકડી હોડીમાં સફર કરવી. ૨૫૦૦૦ ડૉલરનું ઇનામ અમે જીતવાના છીએ. મહેરબાની કરી તમે અમને પ્રમાણપત્ર આપશો કે અમે તમારી હકુમતમાં આવ્યા હતા?'

અમલદારે બગાસું ખાધું અને કહ્યું: 'આવાં કામોમાં ઝંપલાવનાર માણસની સાત પેઢીમાં બધા

ગયેલા જ જન્મ્યા હોવા જોઇએ.'

'એમ હોય પણ,' કર્ચિસે ભયંકર મિઠાશથી કહ્યું: 'તેમ અમને તાજું પાણી અને થોડાંક ફળ-શાક જોઇશે.' પણ આ અમલદારને તો ઊંઘવું હતું. એટલામાં એક પાદરીબાવા આવી ચડ્યા. પેટ સુધીની દાઢી હતી. એ ફ્રેંચ મિશનરી હતો.

'આલો આલો—પધારો પધારો,' પાદરીએ કહ્યું: 'અહીં તમે ક્યાંથી? તમારે મારે ત્યાં આવવું જ પડશે. તમે અમેરિકન છો? બહોત ખૂબ. તમે તો લા ફ્રાંસ માટે લડો છો ને? હું સર્ટિફિકેટ મંગાવી દઇશ. મારે ત્યાં એકાદ પ્યાલી લીધા વગર જવાય જ નહિ તો!'

આમ અહીંથી અમે છૂટયા અને તાજો સામાન ભરી આગળ ચાલ્યા. હવે અમે એતુતકી (Aitutaki) નો માર્ગ લીધો. અમે કેડાર પાસે જ હંકારી શકીએ એ તો દેખીતું જ હતું; છતાં કેડાર પાસે પણ એ બાજુના દરિયામાં ભય ઓછો નથી. ત્યાં વરસાદ ખૂબ પડે છે અને દરિયો ઘટ્ટ (heavy) રહે છે. અવાર-નવાર મછવો પાણીથી ભરાઈ જવા લાગ્યો. અમારૂં ખાવાનું, ઓઢવાનું, પાથરવાનું, પહેરવાનું બધું ભીનું થઇ ગયું. માત્ર ફોટોગ્રાફનો સામાન વગેરે હવાની ટાંકીઓમાં બંધ કરેલું એટલું બચી શક્યું.

એક દહાડો અહીંના ભાગમાં દરિયાઇ સફરી-ઓને મળતો અતિ ભયંકર અનુભવ અમને થયો. પ્રથમ તો પાણીની સપાટી ઉપર ઝીણાં ઝીણાં વરાળ જેવાં ફોરાં ચક્કર ચક્કર ફરવા લાગ્યાં. આસ્તે આસ્તે ચક્કરનો ઘેરાવો વધવા માંડ્યો, અને વધતા જથ્થામાં પાણી અંદર ફરવા લાગ્યું. આકાશમાં એક કાળું ભીનું વાદળું બંબાના આકારે નીચું ઢૂકી રહ્યું. વંટોળિયાના બંબાની ઊંચાઇ વધવા લાગી; ઉપરનું વાદળું નીચું ઊતર-વા લાગ્યું. અને બે ય ઓચિંતાં એક થયાં. એક બીવણ કડેડાટી સાથે આકાશમાં ગાળકું પડ્યું હોય એવો અવાજ કરી પેલો ભયંકર વમળ પાણીમાં ચૂસ મારવા લાગ્યો. નીચેથી ઉપર આકાશ સુધી જોરથી ફરતો અને આસ્તેઆસ્તે આગળ આવતો એક પ્રચંડ જલ સ્થંભ રચાઇ ગયો. અમારી આસપાસ હવાનો ધીમો ઉચ્છ્વાસ પણ ન હતો. અમારાં સઢ અને સુકાન બંને હવા વિના નકામાં થઇ પડ્યાં. પેલો કાલ-સ્તંભ અમારા તરફ ધસવા લાગ્યો. એની આસપાસનું પાણી પર-પોટાથી ખદખદવા લાગ્યું. થોડાક આગળ વધી એ સ્તંભ મોટા અવાજ સાથે ફાટ્યો અને બધે મોટાં મોજાં ઊછળી રહ્યાં. આ બાજુના નાવિકોને આવા અનુભવ તો લગભગ હમેશ થાય છે. આ તે પાણીનો વંટોળિયો—ભમરિયો—Sprout! એતુતકી જતાં અમને આવા ઘણા ભમરિયા મળ્યા.

ત્રીજે દહાડે અમે એતુતકી પહોંચ્યા. પણ અહીં અમે ડચ હોવાનો વેષ ભજવી શકીએ તેમ ન હતું, કારણકે અહીં ડચ વેપારીઓ રહેતા હતા; એટલે અમે નૉર્વેજીયન બનવાનું નક્કી કર્યું.

## ૧૯

એતુતકીનો અંગ્રેજ અમલદાર બહુ પાકો જવાન હતો. એને પોતાની સગી આંખોનો વિશ્વાસ ન હતો. ખુદ પોતાની જાતને અરીસામાં જોતી વખતે પણ એને જર્મનો દેખાતા! અમારી વાત એણે પૂરતી ખબર-દારીથી સાંભળી અને કહ્યું: 'તમે નૉર્વેના છો એટલે આટલે દૂર તમારા જાતભાઇને જોઇ તમે જરૂર આનંદ પામશો.' અને ગામમાંથી તેના નોકર પાસે એક અસ્સલ નૉર્વેજીયન સુતારને બોલાવી મંગાવ્યો તેણે હાજર કર્યો. તરત જ કર્ચિસે એનો હવાલો લીધો. લાંબા વખત સુધી ઘર-ગામના સમાચાર બંનેને નો'તા મળ્યા, એટલે સાધારણ વાતચિતમાં કર્ચિસનો વેષ પકડાય એમ ન હતું.

પણ તો ય હજુ પેલા બ્રિટિશરને ખાતરી ન થઇ. એણે મને એકલાને રાતના જમવા આવવા કહ્યું.

'અહીં મિ. લો નામના વેપારી છે તેણે તમારા દોસ્ત-ને જમવા તેડ્યા છે; એટલે તમે એકલા આવી શકશો.'

અમને જુદા પાડવાની આ યુક્તિ હતી. અમે જમવા ગયા ત્યારે ગજવામાં એકએક નાનકડો કાગળ લેતા ગયા. જમતી વખતે અને યજમાનો ચિઠ્ઠી દ્વારા એકબીજા સાથે વાતો કરતા હતા. અમને એક જાતનાં સવાલો પૂછી કંઇ પણ દગો હોય તો તે શોધી કાઢ-વાની આ તરકીબ હતી. પણ એમાં એ બહુ ફાવ્યા ન લાગ્યા, કારણકે તે રાત્રે અમે શાંતિથી સૂઇ શક્યાં અને અમારી 'મહારાજકુમારી'ને પણ કશી આંચ આવી નહિ. અમે ધારત તો તે જ રાત્રે રવાના થઇ શકત. પણ એવી ઓચિંતી રવાનગીથી અમારાં જર્મન હોવાં વિષે કશી શક રહેત જ નહિ. જોકે ત્યાં વાવર-

લેસ ન હતો, પણ કદાચ એકબે દહાડામાં કોઈ વહાણ આવી ચડે અને એને બધી ખબર આપવામાં આવતાં જ એ અમારી પૂંઠ પકડે એવો સંભવ હતો.

અમે ગાફેલ તો ન જ હતા. અમે પણ અમારી જાસૂસી કરી હતી. ગામમાં કશાં હથિયાર નથી; માત્ર ત્રણ ચાર ગોરાઓ પાસે પિસ્તોલો છે એ ખબર ઍઈમાને આપી હતી. અને અમારી આ સાવચેતી નાહક ન હતી એવો તરત જ અનુભવ થયો. બીજે દહાડે હું ને કર્ચિસ પેલા અમલદારને ત્યાં ગયા ત્યારે અમારી પાછળ દેશીઓ ટોળાં મળી ઊભરાવા લાગ્યા. તેમના ગરબડાટમાં અમારા માટે ગુસ્સો દેખાઇ આવતો હતો. 'તમારાં કાગળિયાંની ને તુમારી હોડીની મારે જડતી લેવી પડશે.' જતાં જ અમલદારે ફરફડાટથી કહ્યું.

કર્ચિસે સાચી નૉર્વેજિયન અદાથી હાથ અને ભવાં ઊંચા કરી મૂક પ્રશ્ન કર્યો.

'આ લોકો તમને જર્મન ધારે છે માટે.'

હવે હું ઝડપથી વિચાર કરવા લાગ્યો. આની પાસે હથિયાર નથી. અમે છ જણા બરાબર સજ્જ હતા. તે વખતે પણ કર્ચિસ અને હું, ત્યાં ઊભેલા બધાને ઉડાડી દઇએ એટલા સજ્જ હતા. છતાં કર્ચિસની અજાયબી વચ્ચે મેં કહ્યું, 'ખરી વાત છે; અમે જર્મન છીએ. પણ હું તમને ખાતરી આપું છું કે તમે અને તમારું આ ટોળું અમારી સામે ઊભા નહિ રહી શકો. અમારી હથિયારબંધીનો તમને ખ્યાલ નથી. માટે આ લોકો શાંત થાય એટલા સારુ ભલે તમે અમારી હોડી તપાસવા ચાલો, પણ વધારે પગલું ભરશો તો તમારો જાન સલામત નહિ રહે!'

મારા બોલ સાંભળી તે સ્તબ્ધ થઇ ગયો. કર્ચિસ ઘડિયાળ જોતો હોય તેમ આડી હથેળી રાખી ઊભો હતો. તેણે હથેળી પેલા અંગ્રેજ તરફ ફેરવીને કહ્યું, 'હજુ તો દસ વાગ્યા છે. ગરમી વધતાં પહેલાં તમે પાછા ફરી શકશો.' અને પોતાની હથેળી પેલા અમલદારની આંખ સામે એણે ધરી. એમાં ઘડિયાળ તો હતું જ નહિ. પણ એ હથેળી જોતાં જ અમલદારના હોશ ઊડી ગયા. કર્ચિસની હથેળીમાં નાનકડો બૉમ્બ એણે જોયો!

'ચાલો, હું મછવો જોવા આવું છું. પણ મને વચન આપો કે તમે મને હોડીમાં કેદ નહિ કરો!' તેણે કરગરતાં કહ્યું.

'અમારી હોડીમાં કેદીઓ માટે બંદોબસ્ત નથી; અને નાહક કોઇનો જાન હું લેતો નથી.' મેં ટૂંકમાં જવાબ આપ્યો.

અમે કાંઠા તરફ ચાલ્યા. લોકોનું ટોળું તો આટલી વારમાં ગંજાવર થઇ ગયું હતું. અમારા તરફ બધા દાંત કચકચાવતા હતા, પણ પેલા બહાદુર અંગ્રેજને જોઇ શાંત થઈ જતા હતા!

હોડીની જડતી લેતાં અમારી લૉગબુક એણે જોઇ. એના પર લખ્યું હતું 'Kaiserliche Marine — શાહી આરમારી.'

'આ શું?' એણે પૂછ્યું.

'એ નૉર્વેજીયન છે, સાહેબ.' કર્ચિસે અદબથી કહ્યું. એણે તાલપત્રીનો એક છેડો ઊંચો કર્યો, ને એની નીચે અમારી બંદુકો દેખાઇ; બીજો છેડો ઊંચો કર્યો, એની નીચે સાઠેક જેવડા બૉમ્બો ગોઠવેલા પડ્યા હતા!

'આ બંધ કરી રાખો.' એનો ચહેરો સફેદ પૂણી જેવો થઇ ગયો હતો.

'જરા તમારી આ વફાદાર પ્રજાને કહેશો કે અમારા માટે થોડોક તંબાકુ અને થોડાંક તાજાં ફળ—શાક લઈ આવે. અને ત્યાં સુધી અમારા મહેમાન થવાની તમને તસ્દી આપવી પડશે.' મેં કહ્યું. એણે અમારા કહ્યા મુજબ બધું કર્યું.

અમે ત્યાં રહ્યા હોત તો?—

પણ એ ખ્યાલ નકામો છે.

અમારા ઉપડ્યા પછી ત્રીજે દહાડે એક વહાણ ઐતુતકી આવ્યું. એને બધી ખબર મળી. એણે સફર દરમ્યાન એક સ્ટીમરને ખબર આપ્યા. સ્ટીમરે વાયરલેસથી આખો મહાસાગર જગાડ્યો. અમારા માટે શોધ શરૂ થઇ..

'હવે તો ખરો રંગ જામે છે.' કર્ચિસે કહ્યું.

[ચાલુ] 'સુકાની'

---

બાપા–બચુ, તારા માસ્તર કેવુંક શીખવે છે?

બચુ–માસ્તર છે તો સારા. પણ કેટલુંક એવું શીખવે છે કે કંઈ સમજાય નહિ

બાપા–કેમ એવું શું શીખવે છે?

બચુ–જુઓને, કાલે એમ શીખવ્યું કે ચાર ને પાંચ નવ થાય; આજે વળી એમ શીખવ્યું કે છ ને ત્રણ નવ થાય. હવે સાચું કયું માનવું?

# કોણી મારીને કુરડું!




તરત જ એ જુવાને માટીના નાના ગોળા પર કોણી મારીને કોડિયા જેવો આકાર કરી બતાવ્યો.

ઘણા વખત પહેલાં ચતુરસેન નામનો એક રાજા રાજ્ય કરતો હતો. તેને ચતુરા નામની એક ઘણી જ સુંદર ને ડાહી દીકરી હતી. એ ભણવા ગણવામાં એવી તો હોશિયાર કે એક વખત બતાવ્યું કદી ભૂલે નહિ. બધી જાતની કળા કારીગરી ને હુન્નર તે શીખી.

એ પંદર વર્ષની થઈ એટલે તેના બાપુ એના માટે સારા વરની શોધ કરવા લાગ્યા. આ વાતની ખબર પડતાં ચતુરાએ તેના પિતાને કહ્યું, 'બાપુ! તમે મારા માટે શામાટે નકામી ચિંતા કરી વરની શોધમાં પડો છો? મારે તો એક વ્રત છે. જો તે પાર પડશે તો જ હું પરણીશ; નહિ તો કુંવારી જિંદગી પૂરી કરીશ.'

રાજાએ પૂછ્યું, 'તે વ્રત કઇ જાતનું છે બેટા?'

'બાપુ! મને કુરડાનો બહુ શોખ છે અને તેથી મેં જુદીજુદી જાતનાં કુરડાં ભેગાં કર્યાં છે. હું તે આપને બતાવીશ. જે કોઈ સારામાં સારૂં કુરડું કરીને આપશે તેને જ હું પરણીશ.'

બાપ બહુ રાજી થયો અને આખા ય દેશમાં ઢંઢેરો પીટાવ્યો 'કે જેને મારી દીકરી ચતુરાને વરવું હોય તેણે સુંદરમાં સુંદર કુરડું કરાવવું અને તે લઇ અહીં આવવું. જેનું કુરડું પસંદ પડશે તેને ચતુરા વરશે.'

ચતુરાનું નામ સુણતાં તો ઘણા ય લોકો તેને વરવા માટે પોતાનાથી બનતી મહેનતે કુરડાં તૈયાર કરાવવા લાગ્યા. સૌએ પોતપોતાની શક્તિ ઉપરાંત પૈસા ખરચીને પણ એકેક કુરડું તૈયાર કરાવ્યું.

કુરડું પસંદ કરવાનો દિવસ નજીક આવતાં તો શહેરને પાદર ડેરાતંબુનો પાર રહ્યો નહિ. હજારો માણસો કુરડું કરાવીને અને લાખો માણસો તે બનાવ જોવાને એકઠાં થયાં હતાં. જાણે કાશીનો મેળો ભરાયો હોય તેવો સરસ દેખાવ થઇ રહ્યો હતો.

પસંદગીને દિવસે એક તંબુમાં ચતુરા બેઠી. ઠરાવ એવો હતો કે સૌએ પોતપોતાનું કુરડું જાતે લઇને જવું; બીજા કોઇની મારફત નહિ. પહેલાં તો રાજા મહારાજાઓનો વારો આવ્યો. રત્ન અને માણેક જડેલાં કુરડાં લઇને એક પછી એક રાજા તંબુમાં આવે અને ચતુરા આગળ કુરડું હાથમાં ધરી ઊભો રહે. ચતુરા ડોકું હલાવી ના પાડે એટલે તેની દાસી તરત જ તે રાજાને 'પધારો, આપનું કુરડું નાપસંદ પડ્યું છે!' એમ કહે. તરત જ તે બીચારો નીચે મોઢે તંબુને બીજે બારણેથી ચાલતી પકડે.

રાજાઓ પછી આવ્યો ધનવાનોનો વારો. તેમણે પણ સારાં ને સુશોભિત કુરડાંઓ બનાવ્યાં હતાં. પણ ચતુરાને એક પણ પસંદ પડ્યું નહિ. આ પછી આવ્યો સાધારણ માણસોનો વારો. તેમણે પોતાનાં સોનાનાં કુરડાં બનાવ્યાં પણ તેમાંથી યે એકકે એ રાજકુમારીને પસંદ ન પડ્યું. ત્યારબાદ તાંબા, પિત્તળ, કથીર ને માટીનાં કુરડાં કરી આવનારા પણ હતાશ થઇ પાછા ફર્યા. હવે છેવટના માત્ર પાંચસાત માણસો રહ્યા. તેઓ પણ અંદર જઈ કુરડું બતાવી એમ ને એમ પાછા ફર્યા. છેલ્લો અઢારેક વર્ષનો ઉઘાડા પગ વાળો એક ગરીબ જુવાન હાથમાં માટીનો લોંદો લઇ અંદર ગયો. દાસીએ કહ્યું, 'બતાવો જોઇએ તમારૂં કુરડું!'

તરત જ એ જુવાને માટીના નાના ગોળા ઉપર કોણી મારીને કોડિયા જેવો આકાર કરી બતાવ્યો. ચતુરાએ તેની ચતુરાઇ પારખી અને તેને વરવા માટે હા પાડી. ચતુરસેનના વિસ્મયનો તો પાર રહ્યો નહિ કે દીકરી જરૂર ગાંડી થઇ છે; નહિ તો વળી આવા ગરીબ છોકરાને પસંદ કરે ખરી!

ચતુરાને પૂછવામાં આવ્યું ત્યારે તેણે કહ્યું, 'બાપુ, એ માણસ તાત્કાલિક બુદ્ધિવાળો હોવાથી કદી પણ ભૂખ્યો દુખ્યો નહિ રહે. માટે જ મેં તેને પસંદ કર્યો છે. આપ પણ તે બાબત જરૂર જોઇ લેશો.'

લગ્ન થઇ ગયાં. બુદ્ધિના ભરેલા વરને વરી ચતુરા તરંત જ તેની સાથે ચાલી નીકળી. ચતુરાના એ ચતુર વરનું નામ હતું સમયવર્તી. સમયવર્તી પોતાના સસરાની એક પાઇ પણ ન લેતાં તરત જ ત્યાંથી દેશપરદેશમાં ચાલી નીકળ્યો. એ વાતને ઘણાં વરસ વહી ગયાં.

ઘણી મુદત વીત્યે સમયવર્તી પાછો ચતુરસેન રાજાના શહેરની પડોશના ગામડામાં આવી ઊતર્યો અને તે ગામમાં જુદાજુદા હુન્નર ઉદ્યોગ કરી આનંદ કરવા લાગ્યો. ચતુરા પણ પોતાના ધણી જેવી તાત્કાલિક બુદ્ધિ મેળવી શકી હતી અને તેથી તે પણ વધારે ચતુર બની હતી.

એક દિવસ ચતુરસેન રાજાના દરબારમાં એક કવિ આવ્યો. તેણે સરસ કવિતાઓ ગાઇ રાજાનું મન રંજન કરી દીધું. રાજાએ ખુશ થઇને માગવાનું કહ્યું ત્યારે તેણે એક મોરલો માગ્યો. પણ તે એવી શરતે કે તે મોરલો ધાતુનો ન જોઇએ, માટીનો ન જોઇએ, તેમ લાકડાનો પણ ન જોઇએ; લુગડાંનો કે સાચો ય ન જોઇએ, તેમ ખોટો પણ ન જોઇએ. અને જોઇએ કાલ સવારમાં જ.

[ જુઓ ૩૫૯મા પાનાને છેડે ]



# લુલા બંદર

લુલા બંદર કિલ્લે ચડ્યા
કુદકા દેતાં ભોંયે પડ્યા
સો ઉંટવૈદો લાવે દવા
તોય ન થાયે
સાજાસમા



આ સાથે આપેલું ચિત્ર 'જલગોટા' નામની એક નવી બહાર પડેલી ચોપડીમાંનું એક પાનું છે. એ આખી યે ચોપડી એવાં આખાં ચીતરેલાં પાનાંઓથી ભરેલી છે; બીબાંથી છાપેલી નહિ: એવાં આખાં પાનાં ને પાનાં જ ચીતરેલાં. અને—ચાળીસ એવા પાનાં, રંગબેરંગી શાહીથી છાપેલાં; એવી જ રમૂજી કવિતાઓ અને ગમતી ચિત્રોથી ભરેલાં. ઊજળા દૂધ જેવા જાડા કાગળ અને જોતાં ગમી જાય એવું સુંદર પૂઠું.
એ ચોપડી લખી-ચીતરી છે કોણે તે જાણો છો ? દેશળજી પરમારે એ ગીતો લખ્યાં છે, ને રવિશંકર પંડિતે ચિત્રો દોર્યાં છે. દેશળજી પરમારનાં ગીતો તમને અજાણ્યાં નથી. 'વા પવન વા', 'ડાહી ડોશી' વગેરે 'કુમાર'માં આવી ગયાં તેવાં જ ગમતી ગીતો. અને પંડિતનાં ચિત્રો એટલે શું તે તો આ ઉપર પાનું આપ્યું છે તે જ જુઓને!

જાણે હાથેથી જ લખીને તમને આપી હોય તેવી આ ચોપડી બીજી ચોપડીઓ કરતાં તદ્દન નવતર છે, એટલે એની દસ આના કિંમત બહુ મોંઘી ન કહેવાય. તમારા મિત્રોને આવતી દીવાળીએ જરૂર ભેટ આપવા જેવી છે. શ્રી દેશળજી પરમારને નવારા મહોલ્લામાં સલાપોસ રોડ અમદાવાદને સરનામે લખવાથી મોકલી આપશે



# માધુકરી

ધડકે હૈયું, ઊછળે લોહી, નસનસ જોમ જગાવે,
વ્હેંત વ્હેંત છાતી અમ ફૂલે, હાકલ જ્યાં તુજ આવેઃ હો! તારા આદેશે!
છોડી વ્હાલો ઘરનો ખૂણો, છોડી સુખની શય્યા,
નીકળી પડશું લાખો પુત્રો, તવ આદેશે મૈયાઃ હો! તારા આદેશે!
અફાટ વ્યોમાંગણની નીચે, ધીર ધરતીને છેડે,
દમદમ ઘૂમતા, રજ નવ ચૂમતા, લડશું બાંધી ફેડેઃ હો! તારા આદેશે!
ચડશે તારી વ્યથા-ચીસે મા! લાખ લાખ સૈનિકો,
ડગલું એક ન પાછું ભરશે, વ્હેશે લોહી નીકો! હો! તારા આદેશે!

## શ્રીમતી હંસાબહેન

[શ્રીમતી હંસાબહેન ગુજરાતનું અમોલું નારીરત્ન છે. આ યુગની સંપૂર્ણ ગુજરાતણનો નમૂનો જોવો હોય તેણે શ્રી હંસાબહેનનાં માનસ અને ગૃહજીવનનો પરિચય મેળવવો.

આ જમાનાની ઊંચામાં ઊંચી કેળવણી લીધા છતાં યે તેનો જરા યે આડંબર કે તકલાદી ઓપ જેને બીલકુલ લાગ્યો ન હોય એવાં ઘણાં થોડાં સન્નારીઓમાં હંસાબહેનને ગણી શકાય. પશ્ચિમના વાતાવરણને આરપાર અનુભવી આવીને પણ તે પૌરસ્ત્ય સ્વાસ્થ્ય અને સંસ્કૃતિ સાચવી શક્યાં છે. તેમના ચહેરા પર હિંદી માતૃત્વ તરવરે છે. બાળકો અને ઘર પરનો તેમનો સ્નેહ ઊગતી પ્રજાને આદર્શ બને એવો અને એટલો છે. હાલની પશ્ચિમી કેળવણી પામેલા અનેક હિંદીઓ પોતાનાં ઘર, દેહ અને વ્યવહારનું કદરૂપું યુરોપી પડતર કરી નાખે છે. હંસાબહેન તેમાં એક અજબ અપવાદ છે. યુરોપની સંસ્કારી છટા અને ગૌરવ સંઘરીને તેમણે ઘરમાંનો સર્વ સરંજામ અને રાચરચીલાં હિંદી બનાવટ અને હિંદી સ્વરૂપનાં જ વસાવ્યાં છે. તથા કુશળ કળાવિદ્‌ની સંસ્કારી દૃષ્ટિથી તે ગોઠવ્યાં છે. એમનું દીવાનખાનું ગુજરાતનાં ઘણાં સારાં ઘરોમાં પણ આગળપડતી કોટિમાં આવે એવું છે. સાહિત્યનો ઊંચો અભ્યાસ અને ફિલસૂફીનું ઊંડું જ્ઞાન મેળવ્યા પછી પણ તેમણે બાલસૃષ્ટિ માટે પોતાની સેવા ધરી છે અને બાલસાહિત્યની મોટી ઉણપ પૂરનાર તરીકે હંસાબહેન અચૂક સ્થાન ભોગવશે. દેખાવે મૃદુ અને શાંત લાગતાં છતાં કાર્યયોજનામાં અડગ, દૃઢ નિશ્ચયી અને ખરી શ્રદ્ધા રાખી જોખમથી પણ ન ડરનાર હંસાબહેન ગુજરાતનાં શક્તિ સમાં છે.

મુંબાઈ પ્રાંતિક મહાસભા સમિતિ તથા તેની સત્યાગ્રહ સંગ્રામ સમિતિનાં પ્રમુખ તરીકે અજબ કાર્યકુશળતા, વ્યવહારદક્ષતા ને વીરતા બતાવી હમણાં જેલ જનાર શ્રીમતી હંસાબહેન મહેતાને આજે તો ગુજરાત ને હિંદભરનો પ્રજાસમુદાય ઓળખે છે; પણ ગુજરાતનાં બાળકો અને કુમારો તો તેમને શિર એ લોકપ્રેમનો યશકળશ ઢળ્યો તે પહેલાં એમનાં પરિચિત થઈ ગયાં છે; એમની રચેલી પેલી અભિનવ 'બાળવાર્તાવલિ'થી. આજે પોતાની કાર્યશક્તિ અને અનોખા વ્યક્તિત્વથી એ પ્રજાનેત્રી બન્યાં છે તે કાળે, એમનો લાંબા સમયનો પરિચય પામેલા અમારા મિત્ર શ્રી પરમાનંદે લખેલી આ નીચે આપેલી એમના જીવનની ટૂંકી ચરિત્રરેખા ઘણાં યુવકયુવતીઓને પ્રેરક બનશે. —તંત્રી]

'કરણ ઘેલા'ના પુસ્તકથી કોઈક જ વિદ્યાર્થી આજે અજાણ હશે. તે સુપ્રસિદ્ધ ઐતિહાસિક નવલકથાના કર્તા સાક્ષરવર્ય નંદશંકર તુળજાશંકરનાં હંસાબહેન પૌત્રી થાય. અને હજુ ગઈ કાલે જે વડોદરા રાજ્યના અમાત્ય હતા ને આજે જે બિકાનેર રાજ્યના પ્રધાનપદે છે તે સર મનુભાઈ નંદશંકર મહેતા હંસાબહેનના પિતા. હંસાબહેનનો જન્મ ૧૮૯૭ના જુલાઈની ત્રીજી તારીખે થયો. આપણા ગુજરાતમાં સામાજિક સુધારાની જે અનેકવિધ પ્રવૃત્તિઓ શરૂ થઈ તે સર્વ પ્રવૃત્તિઓમાં સર મનુભાઈનું કુટુંબ વિચાર તેમજ આચાર બંનેમાં અગ્રેસર ગણાય છે. તે કૌટુંબિક પ્રથાનો હંસાબહેનને પૂરેપૂરો લાભ મળ્યો અને તેમની તેજસ્વી બુદ્ધિને ઊંચા શિક્ષણના સંસ્કાર પ્રાપ્ત થયા. તેમની વિદ્યાર્થી તરીકેની કારકિર્દી ઉજ્જવલ તેમજ યશપૂર્ણ છે. ૧૯૧૩માં તેમણે મૅટ્રિક પસાર કરીને ચેટફીલ્ડનું તથા નારાયણ પરમાનંદ બંને ઇનામ લીધાં. તે પછી તે વડોદરા કૉલેજમાં દાખલ થયાં, ત્યાં પણ ઇન્ટર મીડીએટની પરીક્ષા પસાર કરી ગંગાબાઈ ભટ્ટની સ્કૉલરશિપ લીધી. ૧૯૧૮માં ફિલસૂફી વિષય લઈને ઑનર્સ સાથે તેઓ



બી. એ. થયાં અને તરત પત્રકારિત્વના અભ્યાસ માટે ઈંગ્લેંડ ગયાં, જ્યાં તે ઘણો વખત શ્રીમતી સરોજિની નાયડુ સાથે રહ્યાં

ત્યાંથી સરોજિની દેવી સાથે તેઓએ જીનીવામાં સ્ત્રીઓના મતાધિકાર-પ્રચાર અર્થે મળેલી આંતરરાષ્ટ્રીય નારી-પરિષદમાં સારો ભાગ લીધો. આ સફર દરમ્યાન યુરોપનો કેટલોક અનુભવ લઈને તે હિંદુસ્તાન પાછાં ફર્યાં અને પાછાં બીજે વર્ષે અમેરિકાની શિક્ષણ-સંસ્થાઓ જોવા માટે તેઓ ઉપડયાં અમેરિકાના નિવાસ દરમ્યાન સાન ફ્રાંસિસ્કોમાં મળેલી આંતરરાષ્ટ્રીય શિક્ષણ પરિષદમાં હિંદુસ્તાનના પ્રતિનિધિ તરીકે તેમણે અગ્ર ભાગ લીધો હતો અને આપણા દેશનું અસાધારણ અજ્ઞાન-પ્રમાણ અને તેમ બનવામાં અંગ્રેજી રાજ્યની જવાબદારી ઉપર બહુ સારો પ્રકાશ પાડ્યો હતો. ઈ.સ. ૧૯૨૩માં અમેરિકાથી તેઓ જાપાન જવા ઉપડયાં. પણ ત્યાં પહોંચ્યાં કે તરત જ પેલા કાલકરાલ ધરતીકંપમાં તેઓ સપડાયાં. જોકે એ આફતમાંથી દૈવકૃપાએ તેઓ બચી જવા પામ્યા, પરંતુ જાપાનની સુપ્રસિદ્ધ નારી વિદ્યાપીઠ અને અન્ય શિક્ષણ-સંસ્થાઓનો નિકટ પરિચય પામવાની તેમની આકાંક્ષા ઘણે અંશે અતૃપ્ત રહી ગઈ.

જાપાનથી વતન પાછા ફર્યા બાદ તરત જ ડૉ. જીવરાજ મહેતા સાથે તેમનાં લગ્ન થયાં. આ લગ્ન વર્ણાન્તર હોઇને સુધારાની દિશાએ તેમણે ભારે હિંમતભર્યું પગલું ભર્યું કહેવાય. લગ્ન થયા બાદ ડૉ. જીવરાજ મહેતાએ વડોદરાના ચીફ મેડિકલ ઑફિસરના પદનું રાજીનામું આપ્યું અને મુંબાઇમાં ગોવર્ધનદાસ મેડિકલ કૉલેજના તેઓ ડીન નીમાયા.

આ બનાવ સાથે શ્રીમતી હંસાબહેને મુંબાઇના જાહેર જીવનમાં પ્રવેશ કર્યો. ભગિની સમાજના મંત્રી તરીકે તેમજ રાષ્ટ્રીય સ્ત્રી સભાના સભ્ય તરીકે તેમણે કેટલુંક કામ કર્યું; તેમજ મુંબાઇની મ્યૂનિસિપલ કૉર્પોરેશનની સ્કૂલ્સ કમિટીના સભ્ય તરીકે પણ બહુ શોભાસ્પદ કાર્ય બજાવ્યું વળી સમસ્ત હિંદની નારીપરિષદની પહેલી બેઠક પૂનામાં અને બીજી બેઠક આ વર્ષના પ્રારંભમાં મુંબાઈમાં મળી તે બંને બેઠકોમાં ઉત્તરોત્તર તેમણે સારો ભાગ લઇને નારી ઉદ્ધારના પ્રશ્નને અનેક રીતે આગળ ધપાવ્યો હતો.

હંસાબહેન ગુજરાતી ભાષાનાં સારાં લેખક છે, એટલું જ નહિ પણ બાળશિક્ષણની દિશાએ કેટલાંક બાલોપયોગી પુસ્તકો રચીને તેમણે સક્રિય રસ દર્શાવ્યો છે. રસસાહિત્યનું પાન તો તેમણે ગળથૂથીમાં કરેલું તેથી તે પ્રદેશમાં તેમની વિશેષતા સહજસિદ્ધ છે. તેમની લેખનશૈલીમાં વિનોદ તો હોય જ. ભાષા સાદી છતાં રસાળ ને પૂરી સંસ્કારી છે અને વિચાર નિવેદનમાં સચોટ સ્પષ્ટતા કોઈ પણ તટસ્થ વાંચનાર અનુભવ્યા સિવાય ન રહે તેમની બુદ્ધિની પ્રતિભા તેમના લેખોમાં, વાર્તાઓમાં તેમની સાથેના વાર્તાલાપમાં એક-સરખી રીતે અનુભવગોચર થાય છે. કદીકદી તેઓ સુંદર કાવ્યો તેમજ નાનાં નાટકો પણ રચે છે. તેમની આંખોમાં કાંઇ જુદું જ તેજ છે, તેમજ તેમની વાણીમાં કોઈ અજબ નિશ્ચલતા દેખાય છે. તેમની વ્યક્તિગત તેમજ સંયોગગત વિશેષતાઓ જ એવી છે કે સામાન્ય જનતાથી તેઓ બે ડગલાં ઊંચે જ ચાલે. તેમના પરિચયથી તમને તેમના માટે પ્રેમ ઉપજે યા ન ઉપજે, માન તો ઉપજવું જ જોઇએ તેમની રીતભાતમાં એવું ગૌરવ અને સ્વત્વની સંભાળપૂર્વક રક્ષા જોવામાં આવે કે તેઓ મિત્ર થવાને નહિ પણ હુકમ આપવાને જ સરજાએલાં છે એમ તેમને દૂરથી જોનાર કોઇને પણ લાગ્યા વિના ન રહે.

પણ આ તો બધી સ્વાતંત્ર્યસંગ્રામ પૂર્વેનાં હંસાબહેનની વાતો થઇ. ગાંધીજીએ માર્ચની શરૂઆતમાં સત્યાગ્રહ આશ્રમ છોડયો અને પોતાના ખાસ પસંદ કરેલા વીર સૈનિકો સાથે દાંડી તરફ પ્રયાણ આરંભ્યું તે સાથે જ દેશભરમાં નવું ચૈતન્ય આવ્યું અને સર્વ પ્રજાજનોમાં દેશની આઝાદી અર્થે પોતાથી બને તેટલું કરી છૂટવાની પ્રબળ પ્રેરણા જાગૃત થઇ. પુરુષો માટે તો બની શકે તેણે સરકારી કાયદાઓનો સવિનયભંગ કરવાનો કાર્યક્રમ નિર્મિત જ હતો, પણ સ્ત્રીઓ માટે શો કાર્યક્રમ રાખવો તે હજુ નિશ્ચિત નહોતું. નવસારી મુકામે ગાંધીજીને સ્ફૂર્યું કે બધી બહેનો જો વિદેશી વસ્ત્ર અને દારૂ સામે પિકેટિંગનું કાર્ય ઉપાડી લે તો ભારે કામ થાય. મુંબાઈ માટે તેમણે પેરીન બહેન તથા હંસાબહેનને યાદ કર્યાં. ગાંધીજીનું આવાહન થતાં હંસાબહેન નવસારી મુકામે મળેલી બહેનોની પરિષદમાં ગાંધીજીને મળી આવ્યાં અને મુંબાઇ પાછાં આવીને દેશસેવિકા સંઘની સ્થાપના કરી. આ દેશસેવિકા સંઘે જે જોશભર્યું ને ઉજ્જ્વલ કાર્ય કરી મુંબાઇનો વિદેશી વસ્ત્રનો વ્યાપાર લગભગ બંધ કરાવ્યો તેનું માન શ્રી હંસાબહેનની નીડરતા અને વ્યવસ્થાશક્તિને ઘટે છે. કાળક્રમે

મુંબાઇની પ્રાંતિક મહાસભા સમિતિ તેમજ સત્યાગ્રહ સંગ્રામ સમિતિના પ્રમુખ શ્રી મોદીને સરકારે પકડ્યા અને તેમના સ્થાને શ્રી હંસાબહેન આરૂઢ થયાં.

આ કાંઇ સોનાનું સિંહાસન નહોતું; આ તો કાંટાની શય્યા હતી. પારાવાર ઉપાધિથી ભરેલા એ સ્થાનને તેમણે વ્યવસ્થા, સાહસ તેમજ સમન્વયની દૃષ્ટિએ અપૂર્વ રીતે શોભાવ્યું છે. નાનીમોટી અનેક ગૂંચોના તેમણે સુંદર ઉકેલ કાઢ્યા છે તેમજ જરૂર જણાયે ગમે તેવાં જોખમી પગલાં ભરવામાં તેમણે જરા પણ પાછી પાની કરી નથી

તિલક દિનને લગતું સરઘસ પોતાની સરદારી નીચે તેમણે કાઢેલું. તેને સરકારે બોરીબંદર પાસે અટકાવ્યું ત્યારે હજારો માણસો સાથે આખી રાત વરસતા વરસાદે ભૂખ્યાં અને તરસ્યાં બેસી રહેનાર હંસાબહેનને, તથા બીજે અઠવાડિયે સમસ્ત કેદી દિનને લગતા લાખો માણસોના સરઘસને, સરકારને ચેલેંજ આપવા માટે અનેક વાર નિષેધ થએલા હોર્નબી રોડ ઉપર લઇ જતાં કેસરી રંગના વસ્ત્રમાં સુસજ્જ થએલાં અપૂર્વ પ્રભુતાથી પગલાં ભરતાં, લોકોના જયનાદને સતત સ્મિતપૂર્વક ઝીલતાં હંસાબહેનને જેણે જોયાં હશે તેને પૂર્વ કાળની કોઈ રજપૂત વીરાંગનાનું સ્મરણ થયા વિના રહ્યું નહિ જ હોય. પોતાના પ્રમુખપદ દરમ્યાન તેમણે બહિષ્કાર સમિતિને વધારે વ્યવસ્થિત પાયા ઉપર મૂકી એટલું જ નહિ પણ મીલ મજૂરોના સર્વ વર્ગોને તેમણે સચેત કરી દીધા.

તિલક સરઘસના સંબંધમાં અન્ય દેશનેતાઓને પકડવા છતાં હંસાબહેનને હજી સરકારે છૂટાં જ રહેવા દીધાં. દિલ્હીમાં પણ મહાસભાની કાર્યવાહક સમિતિના અન્ય સર્વ સભ્યોને પરહેજ કરવા છતાં તેમને તો યથેચ્છ મુંબાઇ આવવા દીધાં. પણ અંતે હંસાબહેનનાં તેજ ને તપોબળ, શક્તિમત્તા ને પ્રગલ્ભતા સરકારથી ન ખમાયાં અને આઝાદ મેદાનના રાષ્ટ્રધ્વજ વંદનના નામે સરકારને જે નવી ચેલેંજ આપવામાં આવી હતી તે તેમની સરદારી નીચે પાર પડે તે પહેલાં સરકારે તેમની સ્વતંત્રતા ઝૂંટવી લીધી તથા કાયદા ને વ્યવસ્થાના બહાના હેઠળ ત્રણ માસ માટે તેમને આપણાથી પરોક્ષ કીધાં.

હંસાબહેનની મુંબાઇની કોંગ્રેસના પ્રમુખ તરીકેની આખી કારકિર્દી તેમના પૂર્વજીવનથી તેમજ તેમના સુવિખ્યાત કુટુંબની સામાન્ય પ્રણાલિથી જુદી પડે તેવી છે. તેમના પિતા તેમજ પિતામહ ભિન્નભિન્ન દેશી રાજ્યોમાં મોટી પદવીઓ ભોગવતા આવ્યા છે અને રાજ્યભક્તિનું તો તેમના જન્મથી તેમને અનુપાન કરાવવામાં આવ્યું છે. તેમના કાકા વિનાયકરાવ સંયુક્ત પ્રાંતની સરકારના સેક્રેટરી છે. વૈભવ અને વિલાસ વચ્ચે તેઓ ઉછર્યાં છે અને સમાજમાં ભળવા છતાં તેલ ને પાણી જેમ જુદાં રહે તેવું સામાન્ય જનતાથી ઇતર્યું અને અલગ જીવન એ તેમની પ્રકૃતિની સામાન્ય ખાસિયત છે. સ્વાતંત્ર્યસંગ્રામ શરૂ થયા પહેલાં રાજકારણમાં તેઓ કદી પડેલાં નથી અને રાજકીય વિષયોમાં તેઓને કદી ઉદ્દામ વિચારો ધરાવતાં કોઇએ જાણ્યાં નથી. આવાં બહેન અનેક સંકટ ને જોખમથી ભરેલી રાજ્યદ્રોહ પ્રવૃત્તિના સૂત્રધાર બને અને આવી નીડરતા તથા આત્મભોગ પૂર્વક આખું કાર્ય પાર ઉતારે એ ખરેખર આશ્ચર્યમુગ્ધ કરે એવો બનાવ છે.

પણ આવાં અનેક આશ્ચર્યોના મૂળ સર્જક તો મહાત્મા ગાંધીજી છે. જે બહેન નવસારી જાઉં કે નહિ એ વિષે વિચાર કરતાં હતાં તે બહેન નવસારી ગયાં અને ગાંધીજીને મળ્યાં; અને પરિણામે એવું બળ ને પ્રેરણા પામીને આવ્યાં કે આજે હંસાબહેનથી હિંદની આખી સ્ત્રીજનતા વિશેષ ઉજ્જવલ અને સન્માનયોગ્ય બની છે.

આવાં આપણાં સન્નારીવિશેષ હંસાબહેન અને તેમના શક્તિપ્રવાહને આઝાદીની અપૂર્વ લડતના માર્ગે વહેવડાવનાર પારસમણિ મહાત્મા ગાંધીજીને આપણાં અંતરનાં અનેક નમન ઘટે છે.

—પરમાનંદ

## વેદની પ્રાર્થનાઓ

'પ્રસ્થાન'ના શ્રાવણ અંકમાં વેદની પ્રાર્થનાઓનાં રસ અને રહસ્ય સમજાવતો એક નાનો લેખ છે, તેમાં આ નીચે ઉતારેલી પ્રસ્તાવના સાથે કેટલીક ઋચાઓ અર્થ સહિત આપી છે. વેદને વિસારીને આપણે ઘણું ગુમાવ્યું છે. આર્ય જાતિનો અમૂલો આદિમ વારસો આપણે ભૂલ્યા છીએ; અને પરિણામે એ કાળના જીવનની પ્રફુલ્લતા, તેજસ્વિતા, બલિષ્ઠતા અને નિર્દોષતા આપણામાંથી ચાલી ગઈ છે. આપણા પૂર્વજોના આપણે કપૂત પાક્યા છીએ, અને એમણે પ્રદિપ્ત કરેલા વેદાગ્નિને આપણે અખંડ ઉપાસનાથી સતત પ્રોજ્જ્વલ રાખવાને બદલે, વેદના જીવનઅગ્નિને ફરીફરી સંકોરીને, નવાં કાષ્ઠ હોમીને પ્રદીપ્ત રાખવાને બદલે આજે વિસ્મૃતિ અને પ્રમાદની રાખ હેઠળ ઠારી દીધો છે. એટલે જ આપણું જીવન નિપ્રાણ થયું, આપણી ધર્મભાવના વહેમાદિથી કલુષિત થઈ, આપણું સાહિત્ય શુષ્ક ને પરાક્રમોજી થયું. આપણે જે મૂળ દ્વારા જીવનપોષક રસ પ્રાપ્ત કરતા હતા તે મૂળનો સંબંધ કાપી નાખ્યાથી આપણા સમાજવૃક્ષની શાખાપ્રશાખાઓ શુષ્ક, પત્રહીન બની. અને જો આપણા વર્તમાન જીવનમાં જાગૃતિ, ઉલ્લાસ અને ચેતનનાં ચિહ્ન દેખાવા લાગ્યાં છે, તો તે વેદની ભાવનાઓને એક યા બીજી રીતે અપનાવવાથી જ આવ્યાં છે.

વેદની જીવનભાવના આજે ફરીથી જાગ્રત કરવાની આપણે માટે ઘણી જરૂર છે. કારણ આપણા આજના એકેએક પ્રશ્ન ઉપર વેદને કંઇક કહેવાનું છે. વેદ આપણને એ દરેક પ્રશ્ન વિષે કંઇક મદદ આપી શકે તેમ છે. વેદનો સમાજ, વેદના મંત્રદ્રષ્ટાઓ આ જીવનને જ સંપૂર્ણતયા ભોગવવા ઇચ્છે છે, આ જીવનની જ પરમ ઉન્નતિ પહેલાં માગે છે; જીવનથી એ ભાગી જવા—તેનો ત્યાગ કરવા નથી માગતો, પણ તેના બધા પ્રશ્નોનો સામનો કરી, વિઘ્નોનો પરાભવ કરી, વિજયલક્ષ્મીને

હસ્તગત કરી આ પૃથ્વી ઉપર જન્મ્યા છીએ એનો જ વિચાર સૌથી પ્રથમ કરવો જોઈએ. આ ઈહજીવનની સંપૂર્ણતાની કામનાને બળે માનવ જાતિના ઉષઃકાળમાં પ્રગટ થએલાં આ મંત્રકાવ્યો પ્રાતઃકાળની લાલિમાથી, નવચૈતન્યથી, ઉલ્લાસથી, તરવરે છે. એમાં ક્યાંયે વિષાદ નથી, નિરાશા નથી, વૈરાગ્ય નથી. આ જ જીવનને સર્વતોભદ્ર જોવા ઈચ્છતો ઋષિ જીવનના અંગેઅંગને સમૃદ્ધ કરવા પ્રાર્થે છે. (પ્રસ્થાન)

### નવા ગ્રહનું નામ પડ્યું

ગયા અંકમાં પૃથ્વીના નવા ભાઇ-નવા શોધાએલા ગ્રહ વિષેની વાત આવી ગઇ છે તેમાં એના નામ માટે આવેલી વિવિધ દરખાસ્તો આપી હતી. આ મહિને તેનો નામકરણ વિધિ થયાના ખબર આવી ગયા છે. તેનું નામ પ્લૂટો પાડવામાં આવ્યું છે. પ્લૂટો એ રોમન પુરાણકથાઓમાંનું નામ છે. અત્યાર સુધી ગ્રહોનાં જે નામ પડ્યાં છે તે પણ રોમન પુરાણકથાનાં પાત્રો પરથી જ પાડેલાં છે. લૉવેલની વેધશાળાના ખગોળવેત્તાઓએ પ્લૂટો નામ પસંદ કરવામાં એ જૂની પ્રથાને અનુસરવા ઉપરાંત બીજી પણ એકેક બાબતોનો વિચાર કર્યો છે. રોમન પુરાણોમાં પ્લૂટો અંધકારનો અધિદેવતા ગણાય છે. આ નવો ગ્રહ પણ વિશ્વના દૂરમા દૂરના છેલ્લા અંધારા સીમાડા પર આવેલો હોવાથી એ નામ તેને અનુરૂપ છે. વળી ખગોળવેત્તાઓ વ્યવહારની સગવડ ખાતર ગ્રહોનાં નામને મિતાક્ષરી સ્વરૂપો આપે છે. અકસ્માતે નવાઈ જેવું એ બન્યું છે કે પ્લૂટોના મિતાક્ષર જે PL આવે છે તેમાં જ એના શોધક ખગોળવેત્તા સ્વ. ડૉ. પર્સિવલ લૉવેલના પ્રથમાક્ષરોનો સમાવેશ થઇ જાય છે.

### ચૂંકો જડવાની બંદુક

નાનાંનાનાં સુથારી કામમાં ઝીણી ચૂંકો (ટેકસ) વપરાય છે તે હથોડી વડે બેસાડતાં ઘણો વખત લાગે છે. પણ અમેરિકનોએ હમણાં એવી યોજના શોધી કાઢી છે કે જેનો ઘોડો દાબતાં વેંત અંદરથી ચૂંક નીકળીને ક્ષણવારમાં ધારેલે સ્થળે જડાઇ જાય. એક બંદુકમાં આવી દસ હજાર ચૂંકો રહી શકે એવી સગવડ હોય છે. તમારે માત્ર મશિનગનની પેઠે ઘોડો દબાવ્યે રાખવાનો, અને ધડાધડ, ધાણી ફૂટે એમ, ચૂંકો ધારેલે સ્થળે જડાતી જાય!

### કપાશિયાના ખોળમાંથી—

સાકર વધુ ખાવી નુકસાનકર્તા છે. તે શરીરમાં મેદ વધારે છે. પણ અમેરિકન બ્યૂરો ઑફ સ્ટૅન્ડર્ડ્ઝ તરફથી હમણાં નવી જાતની સાકર શોધાઈ છે. એનું નામ 'ક્ઝાઇલોઝ' Xylose. તેમાં મિઠાશ છે, પણ તે શરીરમાં મેદ રૂપે એકઠી થતી નથી. પહેલાં તો એવી એક રતલ ખાંડ બનાવતાં બહુ મહેનત ને ખર્ચ લાગતાં અને ત્રણસો રૂપિયે રતલ પડતી; પણ હવે તે સસ્તામાં સસ્તી બની શકે એવી રીત શોધી કઢાઇ છે;— કપાશિયાના ખોળમાંથી! અને અઢીઆને શેર મળી શકે.

બનાવટી સાકર ઉત્પન્ન કરવાનો અમેરિકાનો આ કાંઇ પહેલો પ્રયત્ન નથી. સાત વર્ષ પહેલાં એ જ બ્યૂરોએ અનાજમાંથી સાકર (જે 'ડેકસ્ટ્રોઝ'ના નામથી ઓળખાય છે) બનાવવાનો કીમિયો શોધી કાઢેલો તે આજે એટલો ધમધોકાર ચાલે છે કે એક જ કંપની એકલી રોજની દસ લાખ ટન સાકર બનાવે છે. અને આવી તો ઘણી કંપનીઓ છે. અમેરિકા આખું આજ એ સાકર વાપરે છે.

### અને તાડનાં મૂળમાંથી—

યૂનાઇટેડ સ્ટેટ્સના દક્ષિણ વિભાગમાં પામેટો નામનાં નાનાં તાડનાં ઝાડ થાય છે. તેનાં મૂળના લોટને એક ખાસ બનાવેલા સીમેન્ટ સાથે મેળવીને, લાકડાના જેવો પદાર્થ ઉત્પન્ન કરવાની શોધ ફ્લોરિડાના પુન્ટાગોર્ડા ગામના સી પી. વિલ્હેલ્મ નામના માણસે આજ સાતે વર્ષે ફતેહમંદ રીતે પાર પાડી છે. એ પદાર્થ લાકડા જેટલો હલકો ને ચીકણો, સીમેન્ટ જેટલો ટકાઉ અને પાણીથી તદ્દન અસર થયા વિનાનો રહી શકે છે; અને વળી ભાંગે કે બટકે નહિ. આટલાંટિક મહાસાગરને તળિયે તેના થોડા ટુકડા ડુબાડી રાખીને અઢાર મહિને જેવા ને તેવા (પાણીની જરા પણ અસર વિનાના) બહાર કાઢી બતાવીને તેના 'વૉટર પ્રુફ' પણાની ખાતરી કરી બતાવવામાં આવી હતી.

આ પદાર્થને જે રીતે બનાવટમાં લઇ શકાય છે. પ્રવાહી રૂપે બનાવી ઢાળા પણ પાડી શકાય, અને મશિનમાં દબાવીને જુદાજુદા આકારમાં પણ ફેરવી શકાય. સીમેન્ટના જેટલો જ તે મજબૂત હોવા છતાં વજનમાં તેના ચોથા ભાગનો અને કિંમતમાં અરધો ખર્ચ પડે, અને એની બનાવટનાં સાધન પણ ખૂટે એમ નથી; કેમકે ફ્લૉરિડા પ્રાંતમાં હજારો એકર જમીનમાં એ તાડનાં વનનાં વન ઊભાં છે.

### ફોનોગ્રાફ-પોસ્ટકાર્ડ

મિત્રોને પોસ્ટકાર્ડ ઉપર પોતાના ફોટોગ્રાફ તો ઘણા મોકલતા હશે; પરંતુ પોસ્ટકાર્ડ ઉપર પોતાના સંદેશાની રેકર્ડ ઉતારીને પણ મોકલવાની શોધ થઈ હતી પણ હમણાં એક જર્મેને એ બંને શોધનું મિશ્રણ કરી એવાં પોસ્ટકાર્ડો બનાવ્યાં છે, જેના પર તમારો ફોટોગ્રાફ હોય, અને તે ગ્રામોફોન પર મૂકતાં તમારો સંદેશો પણ સંભળાય! મિત્રની આગળ જાણે રૂપે અને અવાજે તમે હાજરાહજુર!

### દુનિયાનો સૌથી મોટો જળબોગદો

ઇંગ્લંડની મરસી નદીના બે કાંઠા પર સામસામાં આવેલાં લિવરપૂલ ને બર્કનહેડ શહેરોને જોડવા માટે નદીની નીચે થઇને એક મોટો બોગદો ખોદવાનું કામ શરૂ થયું છે. એ પૂરો થશે ત્યારે જગત આખામાં પાણી નીચેનો મોટામાં મોટો બોગદો ગણાશે. ચાર તો વાહનમાર્ગ એમાં બનશે, ને તે ઉપરાંત રેલવે યાગર એવા બીજા સાધન માટે એક મોટો વાહનમાર્ગ બનાવવાની સગવડ રહેશે. છેંતાળીસ ફૂટ પહોળી, બસ્સો ટન

વજનની એક પ્રચંડ-શારડી એ નદીના પટની નીચેના નક્કર ખડકોને કોરતી પૃથ્વીના પેટાળમાં બાકોરાં પાડતી જશે. દુનિયાભરમાં એ મોટામાં મોટી બાકોરાં પાડનારી શારડી ગણાય છે, અને એના બનાવનાર અંગ્રેજ ઇજનેર મિ. એમ. આઇ. બ્રુનેલને એ બનાવવાનો મૂળ વિચાર, એ શારડી જેવાં શીંગડાવાળો લાકડું કોરનારો એક જીવડો જોઈને આવેલો!

### હાથીનું વજન કેમ થાય?

આજે તો હાથી શું પણ તેથી યે મોટી જંગી વસ્તુઓનાં વજન કરવાનાં 'પ્લૅટફૉર્મ ઍવેન્સ'—પાવડી કાંટા—ની વ્યવસ્થા છે; પરંતુ જૂના વખતમાં લોકો શું કરતા હશે? એક ચીના મુસાફરે હિંદુસ્તાનના ગ્રંથસંગ્રહ પરથી, એક રાજાએ હાથીનું વજન કેમ કરાવેલું તેનો ઉલ્લેખ પોતાની ભાષામાં ઉતારેલો તે પ્રગટ થયો છે. એ રાજાનો એક માનીતો સફેદ હાથી મરી ગયો. રાજાને તેની પાછળ તેના વજન જેટલું દાન કરવાની ઇચ્છા થઇ. પણ એવડા મોટા હાથીનું વજન કેમ કરવું? વૃદ્ધ પ્રધાને સલાહ આપી કે હાથીના શબને એક હોડીમાં મૂકી તેને ઊંડા સરોવરમાં તરતી મૂકો. પાણીમાં હોડી ડૂબતાં તેના જે ભાગ સુધી પાણીની રેખા આવે ત્યાં નિશાન કરો. પછી હાથીના શબને કાઢી લઇ તેને બદલે હોડીમાં વજનનાં તોલાં ભરતા જાઓ, તે પેલા નિશાન સુધી પાણીની રેખા પહોંચે ત્યાં લગી. જેટલાં તોલાં થાય તેટલું હાથીનું વજન.

### ગુગળ

ગુગળનું દેશી નામ ગુગર, ગુગલ–ગુગળ હિંદુસ્તાની ને સંસ્કૃતમાં તેને ગુગળ કહેવામાં આવે છે. ગુગળનાં ઝાડ ચારથી બાર ફીટ ઊંચાં થાય છે. એમાં આડીઅવળી લાંબી ટૂંકી કાંટા જેવી અણીવાળી ઘણી ડાળીઓ થાય છે. એની નીચેની છાલનો રંગ લીલો હોય છે. ઝાડને કાપ મૂકવાથી તેમાંથી પીળાસપડતો ચીકણો પદાર્થ નીકળે છે તે જ ગુગળ. એ ઝાડનાં પડ લીસાં અને ચળકતાં હોય છે. અને તેનો આકાર ધતૂરાના જેવો હોય છે તે રંગે રાતો અને છેડે સૂક્ષ્મ અણીવાળો હોય છે. ફળની છાલની વાસ કાચી કેરી જેવી અને સ્વાદ કડવો કે જરા ખટાશ પડતો હોય છે.

ગુગળનો ગુણ ચિર ગુણકારી, પૌષ્ટિક, સારક, ઉત્તેજક અને લોહી સાફ કરનાર છે. શરીર ને વીર્યની નબળાઇમાં તે અતિ ઉપયોગી છે. વળી પગની તળી તથા હાથની હથેલીમાં દુખાવા હોય તે ઉપર સ્વચ્છ ગુગળ સાકર સાથે ખવડાવવાથી તે મટે છે. ભગંદર, હરસ, વીસર્પોટક, ક્ષય, કોઢ, સંગ્રહણી, ચામડીનાં દરદો, લોહીવિકારનાં દરદો, કંઠમાળ અને જલોદર પર પણ ગુગળ વપરાય છે. ચાંદા અને ગડગુમડાં ઉપર ગુગળનો મલમ વાપરવામાં આવે છે. વાતરોગ કે સંધીવા અને પક્ષઘાત એટલે અરધા શરીરનું રહી જવું વગેરે તમામ પ્રકારના વાયુ ઉપર ગુગળ એક રામબાણ ઇલાજ છે.

પડી જવાથી યા તો કાંઇ વાગવાથી અંગમાં દુખાવો થઇ આવે છે અથવા સાંધા દુઃખે છે ત્યારે તેના ઉપર ગુગળનો લેપ થાય છે. શરીરના કોઇ પણ ભાગમાં શૂળ કે ચસકા મારતા હોય તો તેના ઉપર ગુગળનો લેપ કરવામાં આવે તો તેનાથી આરામ થાય છે. એક બાજુની કમર રહી ગઈ હોય તો તેના ઉપર ગુગળની પટ્ટી મારવી અથવા લેપ કરવો. હવા બગડી હોય તો ગુગળનો ધૂપ કરવામાં આવે છે. કેટલાક લોકો વાળાના સોજા ઉપર તેનો લેપ કરે છે. તેથી ચામડી ખેંચાય છે અને એ તાણથી વાળાને બહાર કાઢી નાખે છે. ચિરાશ લાવવાને કળીઆ ચૂનામાં ગુગળ નાખે છે. બરોળ અને કલેજાંની ગાંઠ ઉપર ગુગળ અને ચૂનો બેઉ ભેગાં કરી ચોપડવામાં આવે છે.

ગુગળના ફળને ગુગલીઆ કહે છે. તે અજીરણ લુસ અને ખાટા ઓડકાર અને શીરસ આવવાથી શરીરમાં ધામડા ફૂટી નીકળે છે તે ઉપર મીઠા સાથે ગુગળ ખવડાવવામાં આવે છે. ગુગળનાં ફળ ન મળે તો તેનાં પાન વાપરવાં. જો મોઢું આવ્યું હોય કે દાઢ કળતી હોય તો ગુગળનું દાતણ કરવાથી મટી જાય છે.

(બે ઘડી મોજ)

### કોણી મારીને કુરકુ!

પાન ૩૫૪થી ચાલુ

રાજાને તો આ સાંભળી બહુ જ નવાઇ લાગી. તેણે આસપાસનાં ગામડામાં પણ તેવી જાતનો ઢંઢેરો પીટાવી દીધો કે 'ઉપરની શરતે કરેલો મોરલો જે કોઇ લાવી આપશે તેને રાજા ચતુરસેન અરધું રાજ્ય આપશે.'

આ ઢંઢેરો સાંભળી ઘણાં માણસો કોણ આ ઈનામ છતી જાય છે તે જોવાને ચતુરસેનની રાજધાની તરફ જવા લાગ્યાં, પણ કોઇની હિંમત મોરલો બનાવવાને ચાલતી ન હતી; તેમ બુદ્ધિ પણ કામ કરતી ન હતી.

સમયવર્તી આ વિચિત્ર ઢંઢેરો સાંભળતાં જ ઘરથી એકદમ નીકળી પડ્યો અને રસ્તામાં એક નાનકડું તલાવડું હતું ત્યાંથી મુંજ ઉપાડી એક સુંદર મોરલો ગૂંથ્યો અને રાજાની સભામાં જઇ હાજર કર્યો.

પેલા કવિએ તે પાસ કર્યો કારણકે તેના ઢંઢેરામાં જે કહેવામાં આવ્યું હતું તે જાતનો આ મોરલો ન હતો. રાજા પણ ખુશખુશ થઈ ગયો અને પૂછ્યું, 'તમે કોણ છો?'

'નામદાર! હું આપનો જમાઇ. પેલું કોણી મારીને કુરકું બનાવનાર આદમી!' રાજાને બહુ જ આનંદ થયો અને પોતાને પેટે કંઇ છોકરું ન હતું એટલે અરધું રાજપાટ સમયવર્તીને આપી દીકરી ને જમાઇ બંનેને પોતાને ઘેર રાખ્યાં.

ખાધું પીધું ને રાજ કર્યું. બાબુભાઇ મ. મહેતા

ધમધમાટ કરતી ધસ્યે આવતી ટ્રેનને માર્ગ કરી આપવામાટે મદ્રાસ ઇલાકાના એક સ્ટેશનનો સાંધાવાળો જેવો પાટા-નો સાંધો ફેરવવા જાય છે તેવો જ એક ભયંકર કાળો નાગ આવી તેના પગની આસપાસ વીંટળાયો. હવે શું કરવું? ગભરાઇને સાંધો છોડી ભાગે તો ગાડી એજ પાટા પર સામે ઊભેલા ભારખાના સાથે અથડાઇ ચૂરો થઇ જાય ને હજારો ઉતારૂઓની જાનહાનિ થાય. ક્ષણ વારમાં તેણે પોતાના જીવને ભોગે પણ ગાડીમાંના જીવોને બચાવવાનો નિશ્ચય કરી લીધો ને સ્થિર ચિત્તે કર્તવ્યમાં દૃઢ રહી સાંધો ફેરવ્યો. બીજી જ ક્ષણે ધસમસતી ગાડી સલામતીથી પસાર થઈ ગઇ. તેના અ-વાજથી સાપ પણ ભયભિત થઇ નાસી ગયો ને સાંધાવાળો પણ બચી ગયો.

લેખનની સામાન્ય ભૂલો : અર્થભાર વધારવાની વૃત્તિથી ઘણા અઘોષને બદલે ઘોષ વ્યંજન લખવાની ભૂલ કરે છે. દાખલા તરીકે ઘણા 'ઝકડી' લખે છે તેને બદલે 'જકડી' જોઇએ-જકડવું એ ખરો શબ્દ છે. એમ જ, જંપવું-જંપીને; ઝંપીને નહિ જંજીર; ઝંઝીર નહિ.

'સારૂં થયું ને, હું ચીનમાં ન જન્મ્યો?'

'કેમ?'

'મને એ ભાષા નથી આવડતી!'

કોલસાની સગડી બરોબર ન સળ-ગતી હોય તો ઉપર થોડી મોરસ ખાંડ નાખજો. જરા ખચીત લાગે છે, ખરૂં?

૧૨મી માર્ચે સત્યાગ્રહની લડત શરૂ થવાને છ માસ થયા; એટલા સમયમા મુંબાઈ સરકારને તેની અસરથી સવા ક-રોડ રૂપિયાની ખોટ ગયાનું જાહેર થયું છે.

આંબાનો ગુંદર લીંબુના રસ કે તેલમાં મેળવી લગાડવાથી ચામડીનાં દર્દ મટે છે.

વનસ્પતિનાં સુંદર પાન કે ફૂલને કુદ-રતી રંગોમાં સંઘરવાનો શોખ હોય તો તેને બ્લૉટિંગના પડ વચ્ચે રાખી ઉપર ભારે વજન મૂકી ૪૮ કલાક રહેવા દો.



આ ચક્કર સામે એક મટકે જોઈ રહો, એનાં વર્તુળો ચક્રાવક્રાવ ફરતાં જણાશે.

ઝાડના થડમાં વેહ પાડી તેમાં ખાસ પ્રકારના બીનનુકસાનકારક રંગો મૂક-વાથી ઝાડના લાકડાનો રંગ ફેરવી શકાય છે; અને પક્ષીઓના પણ ખોરાકમાં એ રંગો મેળવવાથી તેના, તેનાં ઇંડાંના તથા બચ્ચાંના રંગો પણ ફેરવી શકાય છે.

ચીનાઓ બાળકના જન્મ સાથેજ તેની એક વર્ષની ઉમર ગણે છે.

રૂપાની વસ્તુઓ ફલાલીનના કટકાથી ઘસવાથી ચકચકિત થશે.

બૅંક ઑફ ઇંગ્લંડની તિજોરીઓના ઓરડા સલામત રાખવા માટે રોજ તેને કેટલાક ફૂટ ઊંડા પાણીમાં ડુબાડી દેવાની ખાસ વ્યવસ્થા કરવામાં આવી છે.

શાયણનો ઠળિયો ઘસીને વીંછીના ડંખ ઉપર ચોપડવાથી વીંછી ઉતરે છે.



કેનેથ અને જાન હંટર નામના આ બે અમેરિકન ભાઇઓએ લાગટ ૫૫૩ કલાક (૨૩ રાત, ૨૩ દિવસ અને એક કલાક) સુધી નીચે ઉતાર્યા વિના હવામાં જ ઍરોપ્લેન રાખ્યું હતું. ઉતર્યા પછી તરત તેમનો આ ફોટોગ્રાફ લેવાયો છે

શીમળો બહુ ઉપયોગી ઝાડ છે. તેની છાલ ચોપડવાથી વાળો મટે છે. શી-મળાનાં ફૂલનું શાક ઘી ને સિંધવ સાથે સિદ્ધ કરીને ખાવાથી પ્રદરનો રોગ મટે છે. ગામડાંના લોકો ધાતુપુષ્ટિ માટે શીમળાનાં કુમળાં બારીક મૂળને દૂધમાં ઘસીને પીએ છે.

હિંદુસ્તાનના વાઇસરોયનો માસિક પગાર ત્રીસ હજાર રૂપિયા છે; પણ તેનું અને તેના સરંજામનું માસિક ખર્ચ દોઢ લાખ રૂપિયા થાય છે. એ પણ હિંદને જ માથે. પગારનો તો એને કોરો ચેક મળે!



વળી પાછો વિસુવિયસનો જ્વાળામુખી હમણાં ફાટ્યો. તેનો આ લેવાયેલો ફોટોગ્રાફ. તેના શિખર આગળથી ધસ્યો આવતો ધગધગતો લાવા નીચેના ભાગમાં સ્પષ્ટ દેખાય છે.

# કુમાર

આસો
ઓગણીસસો
છ્યાશી

આવતી કાલનાં નાગરિકોનું માસિક






## બુદ્ધનાં ચક્ષુ

[ શિખરિણી ]

વિશ્વે નયન નમણાં બે પ્રભુતણાં, ફરી ખૂણે ખૂણે જગત નિરખ્યું નેત્ર સદયે,
ગીલ્યાં ત્યાં કિરણકણી આછેરી પ્રકટી, લહ્યું: સૃષ્ટિબાડે ખદબદી રહ્યા કીટ જગના,
ફેલાઈ જગત પર દિવ્યા પ્રભુતણી, જરા-વ્યાધિ-મૃત્યુ ત્રિવિધ વમળે ડૂબી મરતા,
, હાસે દલ કમલનાં પુષ્પ ખનિયાં. અને બીજા જીવો ઉપર નભતા જીવ નિરખ્યા.

જન્મે કર ધરી કર્મ-શસ્ત્ર ઊતર્યા, ઘૂમ્યા શાંતિ અર્થે વનવન, તપો તીવ્ર તપિયાં,
હંતાએ, દમન ક્રિયા શબ્દજાળોથી, ન લાધ્યું ઇચ્છેલું, તૂટેલ ભમતા ત્યાં વિરમિયાં;
કોહ્યું, ગ્રહી પરશુ, અહ ચિત્ત મર્યું, સૌ તે મીંચાઈ નિજ હૃદયને આગરતલે,
જન્મે તો નયનરસ લેઇ અંતરપટે / ફરી આત્માગારે વિરલ લઈ મુક્તા ઊઘડિયાં.

ત્યાં ચયન કરીને બેઉ જગ આ અને આત્માસ્તાને અધિક થઈને આર્દ્ર નયનો
ભૂલ્યું કુટિલ મનના આક્ષેપ લહ્યું; ખુલ્યાં ના ખુલ્યાં ત્યાં પ્રણયરસગંગા અવતરી,
ની આપે નયન જગને અર્પણ કર્યાં, વહી તે ફેલાતી અંબર જડ ને ચેતન વિષે.
ત્યારે જગત નવ ચક્ષે જગવિયું: કૃપાગાગરનાને અજગતિ ટળી જીવ સહુની.

તે ખુલ્લાં નયન કરતાં બંધ પ્રભુતાં, ઉઘાડી મૂર્તિએ નયનજલથી ચક્ષુ પ્રભુએ
મ્હેલે, રમણીભુજને પિંજર વિષે; શમાવ્યાં, ત્યાં બીજાં નયન જગને અંતર ખુલ્યાં.
ને બંધો, નયન ઊઘડ્યાં ચેતનભર્યાં. પછી ઝંઝાવાતો ઊમટી કદી એને મૂંઝવતા,
જાગેલાં, મુરછિત દૃગોને જગવિયાં. તુફાનો હાળી એ દ્વિગુણ બળથી તે ચગકતાં.

હવે ના મીંચાશે, નયન કદી યે જે ઊઘડિયાં.
દયાની ગંગા આ પરમ નય અંતે ઊતરી, તે
અખંડા વ્હેતી રહો કરુણ નયના સિંચન થકી,
વહો ખંડેખંડે, પ્રતિ ઉર વહો નમ્ર જગને.

'સુન્દરમ્'




"એ ભૂમિ હમારી, મૈયા હમારી,
કોણ અવર કહેશે નિજની ?

ન દેઈ ઉચરવા, ન ચાહું ઉગરવા."

એક વર્ષ પહેલાંની દીપોત્સવી યાદ કરો અને આજ સારા યે દેશમાં પ્રકટેલી આત્મજ્યોતિઓ નીરખો તો યુગનો મહાન ચમત્કાર લાગ્યા વિના નહિ રહે કોણ જાણતું હતું કે ભારતનો સ્વાતંત્ર્યઘોષ એક જ વર્ષમાં દુનિયાના ખંડેખંડમાં ગાજી ઉઠશે ? કોણ જાણતું હતું કે ભારતના યુવાનો દેશના બલિદાનયજ્ઞમાં અભૂતપૂર્વ દષ્ટાંતો દાખવશે ? જૂની આંખોને સ્વપ્નું લાગે એવી અજબ એક કડી આખા દેશમા સંકળાઈ ગએલી છે. એકતાન અને એકધૂન ઘેરઘેર લાગી રહ્યા છે. અધના પડળ ઉઘડી જાય એમ એકેએક યુવાન અને યુવતી, વિદ્યાર્થી અને કન્યા આઝાદીનો વાયુ માણી રહ્યા છે આઝાદી વિના ભણતર. હોદ્દા, વૈભવ, સત્તા બધાં શૂન્ય છે એ વાત દીવા જેવી ચોખ્ખી થઈ ગઇ છે

દેશની દીવાળી ખરી તો ત્યારે ઉજવાય કે જ્યારે દેશનાં બંદરો પર દીપમાળ કરવાનો આપણો હક્ક હોય, દેશના એકએક મહેલ પર રાષ્ટ્રધ્વજ નિરંકુશ ફરકી રહ્યો હોય, દેશનો એકેએક બાળક દેશના બનાવટનાં જ વસ્ત્રો ને વસ્તુઓ પર નિભાવ કરવા આતુર હોય દેશની દીવાળી દારૂખાનાનો ધુમાડો ન હોય, પણ દેશના અનેક હુન્નરો, કસબો ને કારીગરીઓને સમૃદ્ધ ને સંવૃદ્ધ કરવાનો મહાન ઉત્સવ હોય તે દિને દેશનું વાતાવરણ ગગનભેદી નાદથી ગર્જે, આકાશનાં મંડળો સુધી ઝળહળતો પ્રકાશ છાઈ જાય. આપણી હમણાની દીવાળીઓ તો આપણી અસહાયતા, નિર્બળતા ને પામરતાનાં સરવૈયાં સિવાય બીજું કશું બતાવી શકે તેમ નથી એ બધી ભૂલો ને આંધીઓ ફેકીને રજવાડી આંધીમાથી હિંદી યુવાનને બધી દિશાઓ ખુલ્લી થતી નહિ લાગે ત્યાં સુધી એને હવે આરામ કે આનંદ નથી.

> **પ્રતિજ્ઞા**
>
> નબળાઇ સામે લડવાની તાકાત હૃદયમાંથી જ આવી શકે છે. એ તાકાતને એકઠી કરી અસરકારક રૂપમાં મૂકવી તેનું નામ પ્રતિજ્ઞા. માણસની પ્રતિજ્ઞા એ તેની આબરૂ છે, તેનું સત છે, સ્વમાનનો સાર છે. પ્રતિજ્ઞા એ આપણા જીવનની છેલ્લી શક્તિ છે. જીવને જોખમે પણ તેને સાચવવી જોઇએ.
>
> (કાલેલકર)

ગઇ દીવાળી ને આજની દીવાળી વચ્ચે કેટકેટલા બનાવો બની ગયા ! રાષ્ટ્રે આત્મોદ્ધારનો સિદ્ધાંત સ્વીકાર્યો ત્યારે એક પણ માણસે આજ સુધીના પ્રસંગોની કલ્પના સુદ્ધાં કરી નહિ હોય. દુષ્ટ કાયદાઓનો ભંગ કરતાં જેલ, ત્રાસ, માર ને મૃત્યુ સુધીનાં દુઃખો ખમવા પ્રજા તત્પર હશે એમ એ વેળા માનવા પણ કેટલા જણ તૈયાર હતા ?

આજ ઘરઘરના યુવાનો અને વિદ્યાર્થીઓ, સ્ત્રીઓ અને બાલિકાઓ શહેરોમાથી તથા ગામડાંમાંથી અન્યાય અને પરતંત્રતાની બેડીઓ તોડવા જંગમાં ઝુકાવી રહ્યાં છે; કોઇ દૈવી ચમત્કારની પેઠે ઝાલિમ શાસનનો સજ્જડ પ્રતિકાર કરી રહ્યાં છે આત્મબલિદાનના પાઠો માટે જાપાન, યુરોપ કે અમેરિકાનાં પુસ્તકો લેવાની હિંદના વિદ્યાર્થીને હવે જરૂર રહી નથી ગામડા અને શહેરની વચ્ચેના ભેદ ભૂલાવતી છાવણીઓમાંથી હિંદી જનતાનો પ્રાણ સારા યે પ્રાંતમાં ઐક્ય અને બાતૃભાવનું વાતાવરણ રેલી રહ્યો છે. ત્યાં કોઈ ગરીબ કે અનાથ નથી લાગતું, કોઇ મોટું કે અમીર નથી લાગતું. સર્વ એક જ માતાનાં સંતાન છે, એકબીજાની હુંફે જીવવાનું છે, એ વાત તેમના જીવનમાં પ્રાણમંત્ર ફૂંકી રહી છે. પરદેશના માનચાંદ કે પરદેશના વૈભવો તેમને ગન ફુખ્ખાં નીરસ છોતરાં થઇ પડયાં છે.

પણ છતાં હજી કેટલાં યે માબાપો ને કેટલાક વિદ્યાર્થીઓને ખાલી ચિંતા થવા માંડી છે કે કેળવણીનું શું થશે? આ ચિંતા કઈ કેળવણી માટે થાય છે? જે કેળવણીએ આપણને સ્વદેશપ્રેમથી વંચિત રાખ્યા, જે કેળવણીએ આપણા ધંધા ને કારીગરી ભૂલાવ્યાં, જે કેળવણીએ સરકારી નોકરીના મોહમાં સ્વમાન અને જાતીય સંસ્કૃતિ ધૂળ મેળવી નાખ્યાં એ કેળવણી મળે તો યે શું અને ન મળે તો યે શું?

અમેરિકા, જાપાન અને જર્મનીનાં યુદ્ધો વાંચનારા કેળવણીનો આદર્શ આટલો જ સમજ્યા હોય તો તેમને ગળેલી કેળવણી ખોટી છે સ્વાતંત્ર્યના યુદ્ધમાં જ ખરી કેળવણીનાં બીજકો રહેલાં છે. અને હિંદની કેળવણીનું શુદ્ધ સ્વરૂપ તો આ લડતના પરિણામમાંથી જ જન્મ પામશે. ઇંગ્લંડે હિંદ ગ્રે ઘડેલી બનાવટી કેળવણીની પૂતળી હવે ઓગળવા માંડી છે તે સાચું નથી: હિંદના યુવાનોનું સત્વ ચૂસી લેવા કરેલું યાંત્રિક રચનાવાળું ખોખું માત્ર છે. ખરું, આયુષ્યક્ષય ને સત્વહીનતાના પોટલા નીચે દબાવી વિદ્યાર્થીને એક નિરાધાર નિઃસહાય પ્રાણી બનાવી દેનાર એ કેળવણીમાંથી છોડવવા માટે જ જાણે આજનો રાષ્ટ્રસંગ નિર્માયો જણાય છે.

જે વિદ્યાર્થી આજની કેળવણીના માયાવી પાશમાંથી છૂટી રાષ્ટ્રસ્વજનીએ ચાલી નીકળ્યો છે તેનું દર્શન નેત્રોને તૃપ્ત કરે છે. તેની આંખો નીડરતા અને

નિર્ભયતાનાં તેજે ચમકે છે. સ્વાશ્રયના પાઠોએ તેને સબળ ને સ્વાધીન બનાવ્યો છે. વૈભવ ને આરામનો ત્યાગ કર્યા છતાં તે ઉત્સાહી અને પ્રાણવંતો બન્યો છે. તેનું માનસ હિંદના અસંખ્ય માનવગણનાં દુઃખો ને પરાધીનતાથી તપી રહેલું છતાં અગાધ શક્તિનું બળ મેળવી રહ્યું લાગે છે. તેની ગતિ તીવ્ર બનતી જાય છે. તે મહાન યોજક થયો છે. તે ગ્રામીણોને હંફાવી રહ્યો છે અને પળેપળે રાષ્ટ્રને સ્વાતંત્ર્યના વાયુની લહરીઓ આપી રહ્યો છે. તે યુગનો આદ્ય દ્રષ્ટા છે, કવિ છે, વીર છે, વિજેતા છે. એનો જ ઉદ્‌ગાર છેઃ

'કયમ ગાજી ન કહીએ
એ ભૂમિ હમારી, મૈયા હમારી?'

## રણજીતરામ સુવર્ણચંદ્રક

સ્વ. રણજીતરામ વાવાભાઈ નવયુગના યુવકવર્ગમાં ગુજરાતની અસ્મિતાના આદ્ય પ્રેરક ને ભાવનાવિધાયક હતા. ગુજરાત તેમને મન સજીવ 'મૂર્તિ' હતું, અને તેનું ગૌરવ, તેનું સાંસ્કારિક વ્યક્તિત્વ ને એકતાનતા જમાવવા તેમણે જીવનભર પ્રવાસ કર્યો હતો. તેમના જ પગલે ચાલી તેમની ભાવનાઓ જીવાડવા જેણે જેણે પ્રયાસ કર્યો હોય તેની જાહેર કદર તરીકે રણજીતરામ સ્મારક સમિતિ તરફથી દર વરસે તેમના સ્મરણમાં એક રણજીતરામ સુવર્ણચંદ્રક છેલ્લાં ૯ વર્ષથી અપાય છે. આ વર્ષે એ ચંદ્રક તેમણે 'કુમાર'ના તંત્રીને આપવાનું યોગ્ય ધાર્યું છે. આ હકીકત 'કુમાર'ના વાચકોને જણાવતાં અમે કૃતજ્ઞ હૃદયે સંતોષ અને આનંદ જાહેર કરીએ છીએ. સ્વ. રણજીતરામ વાવાભાઈ અમારા સ્નેહી અને મિત્ર હતા, સહાયક અને પ્રેરક હતા. એમનું જાહેર સ્મરણચિહ્ન અમારી સંસ્થામાં રાખવાને અમને મળ્યું તે અમારું સુભાગ્ય માની ચંદ્રક અર્પનારાઓનો આભાર માનીએ છીએ. આ પ્રસંગના સ્મરણમાં સ્વ. રણજીતરામ વિષે એક નવો પરિચયલેખ આવતા અંકમાં આપી સ્વર્ગસ્થના આત્માને અમારી અંજલિ અર્પીશું.

## સ્વાસ્થ્ય · શક્તિ · સૌન્દર્ય



આ ગરદન તો જુઓ. કેટલી દૃઢતા! જાણે સાગનો થંભ. અને ખભા? છાતીના પુષ્ટ સ્નાયુઓ સાથે મળી જતા એ ખભાની ખીલવણી કેટલી સુરેખ છે! ૧૯ વર્ષના ગભરુ જવાન ભાઈ જીવણલાલ જેઠવાની બાર મહિનાની તપશ્ચર્યાનું આ ફળ. શરીર સુધારવાની ધૂન વાળાના ચમત્કાર કેવા હોય છે, તેનો થોડો ખ્યાલ આ ચિત્રમાંથી આવશે. ૫'-૪" ઊંચાઇ અને ૧૨૫ રતલ વજન વાળું આખું કાઠું એક સાંકળે ગૂંથાએલું અને અશિથિલ અંગપ્રત્યંગ વાળું છે. દેશી વ્યાયામપદ્ધતિના નિયમિત વ્યસની આ યુવાનનું અનુકરણ કેટલા કરે છે?—પણ ક્યાં કોઇને આખા મરદ બનવું છે?

## સ્વરાજ્યના સંદેશવાહકો

શહેર-ગામોના સુગાળવા, ચાગલા અને નાજુક યુવાનો, શ્રીમંતોના પુત્રો, તબીબીના, કાયદાના, સાહિત્યના કે વ્યાપારી અભ્યાસના ગ્રૅજ્યુએટો ને અંડર-ગ્રૅજ્યુએટો, જેમણે નહાવા-ધોવામાં પણ શુદ્ધ નીર અને સાબુ વિના ચલાવ્યું નહિ હોય, તેઓને બાલનાં ગામડાંઓમાં જરા પણ કચવાટ કે ફરિયાદ વિના ગંદાં કીચડ જેવાં પાણી પીતા તથા જુવારના રોટલાને અડદની દાળ ખાતા દીઠા. રેલવે લાઇનથી ચાલીસ ચાલીસ માઇલ દૂર, એક પણ ઝાડ વગરની સળગતી એ વેરાન ભૂમિમાં, ભૂખલ્યા એક ગામડાની અંદર, સ્નાન વિનાના અને ગંધાતે શરીરે અને વસ્ત્રે, તથા પીવાનાં પણ પાણી વિના, અભ્યાસ છોડી, કુટુંબ છોડી, શહેરના સુખવૈભવ છોડી, ટપાલ પણ જ્યાંથી કોઇ લઇ જનારું નથી એવી જગ્યાએ દેશના દિલ-દઝતા યુવાન વગર બીજું કોણ આવીને આવી ભીષણ તપશ્ચર્યા માંડી શકે? આ દુનિયાથી છેદાઇને દૂર ફેંકાએલાં, કોઇ પતિયા-કોઢિયા કરતાં યે બદતર હોય તે રીતે સરકારથી (સિવાય કે કરવેરા લેવા!) ત્યજાએલાં ને સમાજથી તરછોડાએલાં, ખાડીમાં ખદબદતાં માછલાં વગેરે જંતુઓ જેવાં બાલના લોકોની પાસે સ્વરાજ્યના સંદેશવાહકો બનીને દેશના જુવાનો વિના બીજું કોણ આવે, ને કોણ એક દિવસ પણ કાઢી શકે? મગદૂર નથી સરકારના ભાડૂતી પેરાઓની, કે અહીં આસન જમાવી આ ભાવનાની જ્વાળામાં ભસ્મ થઇ જનારા સત્યાગ્રહ-સૈનિકોનો મુકાબલો કરી શકે. સાચેસાચ સ્વરાજ દાખલામાં દેખાઇ રહ્યું છે. (સૌરાષ્ટ્ર)

દરેક પ્રજાનો ઇતિહાસ એટલે તે પ્રજાના મહાન પુરુષોનાં જીવનચરિત્ર. વિવિધ યુગમાં ઉદ્‌ભવેલા મહાન પુરુષોએ પોતાના કાળમાં સામાજિક રાજકીય કે ધાર્મિક વિષયોના વિકાસાર્થે જે ફાળો આપ્યો હોય તે જ કોઈ પણ દેશની ખરી ઇતિહાસ-સમૃદ્ધિ છે.



ગુજરાતની એવી ઇતિહાસ-સમૃદ્ધિમાં આ યુગ તરફથી અગત્યનો ફાળો ઉમેરનાર ગુજરાતના પહેલા ને પ્રતિભાશાળી રસાયણશાસ્ત્રી.

# ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર

ભાવિ ગુજરાતનાં પ્રજાજનોના સ્મરણમાં નૂતન યુગના એક મહાન ગુજરાતી તરીકે સદાકાળ ચિરંજીવ રહેશે.

ગુજરાતમાં સુરત શહેરની પ્રાચીનતા પ્રસિદ્ધ છે. દીવ, ઘોઘા ને ખંભાત પછી સુરત હિંદનું અતિ પ્રખ્યાત દરિયાઈ વેપારનું ક્ષેત્ર ગણાતું. તેની કીર્તિ આજના લંડન કે ન્યૂ યૉર્ક જેટલી એ સમયે હતી. કોટ્યાધીશ વ્યાપારીઓ ત્યાં વસતા. દરેક કળામાં નિપુણ માણસોને ત્યાં સારો આશ્રય મળતો, તેથી ચિત્ર, સંગીત, સ્થાપત્ય આદિ કળાના જાણકાર કુટુંબો ત્યાં આવી વસ્યાં. પણ કાળક્રમે અન્ય મોટાં શહેરોની જે દશા થાય છે તે જ સ્થિતિ સુરતની પણ થઈ.

ત્યાં સ્થાપત્યમાં નિપુણ એક ગજ્જર અટકનું વૈશ્ય સુતાર કુટુંબ રહેતું. પૈસેટકે તે બહુ સુખી હતું. આજે પણ ગજ્જર કુટુંબ સર્વ સુતાર જ્ઞાતિઓમાં અગ્રેસર ગણાય છે અને આત્મારામ ગજ્જરનું નામ હજુ પણ પ્રસિદ્ધ છે. તેમના ભાઈના પુત્ર કલ્યાણદાસ પણ મોટા શિલ્પી ગણાતા. એમણે એ કાળે 'શિલ્પ-શાસ્ત્ર' નામનું એક ઉપયોગી પુસ્તક રચ્યું છે, જેની એકાદ વિરલ પ્રત આજે વડોદરાની સેન્ટ્રલ લાયબ્રેરીમાં જોવા મળે છે.

આ કુટુંબમાં ૧૮૬૩ના ઑગસ્ટ માસમાં એક પ્રતિભાવાન પુત્રનો જન્મ થયો. એ જ આપણા પ્રસિદ્ધ રસાયનશાસ્ત્રી પ્રો. ત્રિભુવનદાસ ગજ્જર. કલ્યાણદાસ ગજ્જરના તે સૌથી નાના પુત્ર હતા તેથી પિતાનો સ્નેહ તેમના પ્રત્યે વધુ હતો. બાળવયથી જ તે એટલા ચતુર ને બુદ્ધિશાળી હતા કે ભવિષ્યમાં તે જરૂર કોઈ મહાન નર થશે એવું કુટુંબીઓને લાગતું. વિદ્યાભ્યાસ પ્રત્યે એની અનહદ પ્રીતિ હતી. ઉપરાંત અભ્યાસમાંથી ફુરસદ મળે ત્યારે સુંદર નકશીદાર સુતારી કામ તથા પ્રાચીન ઉપયોગી કળાનું જ્ઞાન પણ પિતા પાસેથી તે મેળવતા. આ જ્ઞાન તેમને ભવિષ્યમાં બહુ ઉપયોગી થયું.

૧૮૫૭–૫૮માં હિંદે સ્વાતંત્ર્ય માટે કરેલા બળવાના છેલ્લા પ્રયત્ન પછી દેશ પર અંગ્રેજ અમલ સદાને માટે કાયમ થતો હતો તે કાળે એમનો જન્મ થયો. એ સમયની દેશની સ્થિતિનો ખ્યાલ સહેજે આવી શકે તેમ છે. રાજ્યકર્તા પ્રજાની ભાષા, સંસ્કાર, કપડાં, રહેણીકરણી ઇત્યાદિનું સ્વાભાવિક જ અનુકરણ થવા લાગ્યું. બ્રિટિશ સંસ્કૃતિ અને હિંદી સંસ્કૃતિના સંયોજનથી દેશનું હિત સાધી શકાશે એમ કેટલાક વિચારકોને લાગતું. હિંદના જૂના રીતરિવાજ અને આચારવિચાર કેટલાકને અર્થહીન લાગતા તેથી સંસાર સુધારક મંડળો સ્થપાયાં. ધાર્મિક વહેમો કંઈક ઓછા થવા લાગ્યા. જીવનમાં બુદ્ધિનું સામ્રાજ્ય સ્થપાવા લાગ્યું. ઘડીઘડી થતા રાજ્યપલટાથી કાયર થયેલા લોકો સુખશાંતિ ચાહતા હતા, જે બ્રિટિશ અમલમાં તેમને મળી લાગી. પાશ્ચાત્ય કેળવણીનો પ્રકાશ હિંદમાં પડ્યો.

આ સમયમાં પ્રો. ત્રિભુવનદાસ ગજ્જરનો જન્મ થયો.

યોગ્ય વય થતાં નાના ત્રિભુવનને નિશાળે મોકલ્યા. બાળવયથી જ બુદ્ધિશાળી ને ચપળ હતા તેથી વર્ગમાં પહેલો જ નંબર રાખતા, ને પદ્ધતિસર કામ કરતા તથા ઉદ્યોગી હતા તેથી અભ્યાસમાં તેમને ખૂબ રસ પડતો. શિક્ષકોના પણ તે પ્રિય શિષ્ય બન્યા અને દરેક વર્ગમાં સારાં ઇનામ મેળવતા. સર્વ શિક્ષકો તેમની અસાધારણ બુદ્ધિથી ચકિત થતા. એક ઇનામ 'ગાઇડીની જીઑલૉજી'—ભૂસ્તરવિદ્યાનું પુસ્તક—સુરતના જજ બર્ડવૂડ સાહેબના હાથે મળેલું. તે વખતે હસતાંહસતાં બર્ડવૂડ સાહેબે કહેલું કે 'હું આશા રાખું છું કે તમે મોટા શાસ્ત્રવેત્તા થશો.' નાના ત્રિભુવને મોટપણે વિખ્યાત વિજ્ઞાનવેત્તા બનીને આ ભવિષ્યવાણી ખરી પાડી.

હાઇસ્કૂલમાં હતા ત્યારથી જ વિજ્ઞાનનો તેમને શોખ હતો. વિજ્ઞાનનાં કેટલાંક સાધનો સ્કૂલમાં ઘણા સમયથી નકામાં પડી રહ્યાં હતાં તે તેમણે દુરસ્ત કર્યાં અને ઉપયોગમાં લીધાં. આથી જણાય છે કે તે જિજ્ઞાસુ વૃત્તિના તો પ્રથમથી જ હતા. હેડ માસ્તર મિ. પાઠકને પણ વિજ્ઞાનશાસ્ત્રનો શોખ હતો તેથી તેઓ તેમની પાસે પ્રયોગો કરાવતા. સોળ વર્ષની વયે તે મૅટ્રિક પાસ થયા ને મુંબાઇની એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા. વિજ્ઞાનનો શોખ હોવાથી બી.એસસી.નો અભ્યાસ આરંભ્યો. સર ચીમનલાલ હરિલાલ સેતલવાડ તથા સાક્ષર શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ કૉલેજમાં તેમના સહાધ્યાયીઓ હતા. સૌ કૉલેજ-વિદ્યાર્થીગૃહમાં રહેતા. અહીં તેમણે ખંતથી અભ્યાસ કર્યો ને ઘણી શિષ્યવૃત્તિઓ મેળવી. આ સૌ મિત્રોનો સ્નેહ-સંબંધ જીવનપર્યંત ટક્યો. આ વેળા ડૉ. દેશમુખ ગ્રાન્ટ મેડિકલ કૉલેજમાં ભણતા તે પણ બી.એસસી.ના અભ્યાસ માટે એલ્ફિન્સ્ટન કૉલેજમાં આવતા. અહીં શ્રી ગજ્જરની સાથે તેમને મિત્રતા બંધાઇ ને એ સંબંધ પણ છેલ્લે સુધી બહુ મીઠો રહ્યો. રસાયનશાસ્ત્રનો અભ્યાસ બંનેએ એક જ પ્રયોગશાળામાં કર્યો. ગજ્જર પણ મેડિકલ કૉલેજમાં જતા. ડૉ. લ્યાયનની તેમના પર ઘણી પ્રીતિ હતી. પોતાની પાસેની ખુરશી પર તેમને બેસાડી પોતાના વ્યાખ્યાનમાં આવતા પ્રયોગો તે ગજ્જર પાસે કરાવતા.

રસાયનશાસ્ત્રના પ્રશ્નપત્રમાં ૩૦૦માંથી ૨૨૫ માર્ક મેળવી બી.એસસી.ની પરીક્ષામાં તેઓ પહેલા વર્ગમાં પાસ થયા અને કૉલેજના જુનીઅર તેમજ સીનીઅર ફેલો નીમાયા. તે દરમ્યાન કૉલેજમાં તે પદાર્થવિજ્ઞાન તથા રસાયનશાસ્ત્ર શીખવતા, અને સાથેસાથે એમ.એ.નો અભ્યાસ પણ કરતા. તે પરીક્ષા પણ પાસ કરી ને ઇજનેરી કૉલેજમાં જોડાવાના ઇરાદાથી ગણિતશાસ્ત્રનો અભ્યાસ આદર્યો. એમ.એ. થયા પછી વિજ્ઞાનશાસ્ત્રી તરીકે કામ કરવાની કંઇ તક ન મળવાથી પોતાના મિત્ર સર ચીમનલાલ સેતલવાડ જોડે તેમણે કાયદાનો અભ્યાસ પણ કરવા માંડેલો, પરંતુ તેમાં કંઇ રસ ન પડવાથી થોડા સમય પછી તે છોડી દીધો.

ઇ. સ. ૧૮૮૦ પછીથી હિંદની આર્થિક દુર્દશા અનેક હિંદી વિદ્વાનોને બહુ ખૂંચતી. હિંદમાંથી અઢળક નાણું પરદેશ ઘસડાઈ જતું જોઇ તેમને દુઃખ થતું. હિંદના દાદા દાદાભાઈ નવરોજજીએ 'હિંદની ગરીબાઇ' નામનું વિખ્યાત પુસ્તક લખી અંગ્રેજ અમલ દરમ્યાન હિંદ કેટલું દીનહીન બનતું જાય છે તે સ્પષ્ટ સાબિત કર્યું હતું. ત્રિભુવનદાસ ગજ્જરના અંતઃકરણમાં પણ હિંદની આ કંગાલ દશા બહુ સાલતી. ઘર ઉપયોગી દરેક વસ્તુ પરદેશથી બનીને આવતી હોવાને કારણે આ દેશના લોક ધંધા વગરના થતા ગયા અને એ વસ્તુઓની ખરીદીથી પ્રજાનો પૈસો પણ પરદેશમાં જવા માંડ્યો. એમણે જોયું કે હિંદમાં દરેક પ્રકારનો કાચો માલ તૈયાર થાય છે, પણ શાસ્ત્રીય પદ્ધતિએ તેનો ઉપયોગ કરીને જોઇતી વસ્તુઓ મોટા પાયા પર તૈયાર કરવાનાં સાધન અહીં નથી. તેથી વિજ્ઞાનશાસ્ત્રનો ક્રિયાત્મક ઉપયોગ કરીને કાપડ, દવાઓ, રંગ ઇત્યાદિ વસ્તુઓ તૈયાર કરવાના હુન્નરો અહીંના યુવકોને શીખવીએ તો એ કેળવાયેલા યુવકો દરેક ધંધાનાં કારખાનાં સ્થાપી હિંદના કાચા માલનો ઉપયોગ અહીં જ કરે ને જોઇતી વસ્તુઓ તૈયાર આપે તો દેશની દોલત દેશમાં જ રહે. આ ઉદ્દેશથી તેમણે સુરતમાં એક હુન્નરશાળા સ્થાપી. એ યોજના બહુ વિશાળ ને ખર્ચાળ હતી અને એ શાળાને છેવટ જર્મનીના વિદ્યાપીઠનું રૂપ મળે તેવો તેમનો અંતિમ હેતુ હતો. જર્મનીની કેટલીક હુન્નરઉદ્યોગ શીખવનારી વિદ્યાપીઠોની શરૂઆત આ રીતે જ થએલી છે. પણ આ ખર્ચાળ યોજનાને રાજ્યાશ્રય મળે તો જ તે પાર પડે તેમ હતું, તેથી પૈસાને અભાવે તે અમલમાં મૂકી શકાઇ નહિ.

જ્ઞાન વિદ્યાર્થીઓ પ્રાપ્ત કરે તેવી બધી વ્યવસ્થા પોતે જાતિદેખરેખ નીચે ઊભી કરી.

પણ હવે એક બીજી મુશ્કેલી નડી. આ સર્વ પ્રકારની વિદ્યા માટે જોઈતાં પાઠ્ય પુસ્તકો માતૃભાષા ગુજરાતીમાં નહોતાં અને સંગીન કેળવણી તો માતૃભાષા દ્વારા જ પ્રાપ્ત થઇ શકે એમ પ્રથમથી જ પોતે માનતા. દરેક દેશમાં માતૃભાષા દ્વારા જ કેળવણી અપાય છે અને હિંદમાં પણ તેમ થવું જોઈએ; જેથી સામાન્ય વર્ગના યુવકો પણ કોઈ પણ ધંધાનું જ્ઞાન સહેલાઇથી સંપાદન કરી શકે. એટલે હવે તેમણે આ વિવિધ વિદ્યાઓનાં પુસ્તકો ગુજરાતીમાં તૈયાર કરાવવાની યોજના ઘડી.

### ગુજરાતીમાં વૈજ્ઞાનિક સાહિત્ય

આ કાર્યમાં સહાયરૂપ થઇ તે પાર ઉતારે એવા, વિદ્વદ્ભોગ્ય તેમજ સામાન્ય જનસમાજને સમજ પડે તેવી સુંદર ભાષામાં પુસ્તકો રચવા માટે કોઇ વિદ્યારસિક પુરુષની તેમને જરૂર લાગી તેથી સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત)ને તેમણે પોતાની પાસે રાખી લીધા અને કળાભવનના શિક્ષણ વિભાગના મુખ્ય અધિકારીની તેમને પદવી આપી. એમની પાસે ગુજરાતીમાં વિજ્ઞાનનું સાહિત્ય લખાવવાની પ્રો. ગજ્જરની આંતરિક ઇચ્છા હતી. એટલે પ્રો. ગજ્જરે એ વિષેની વિસ્તૃત યોજના ઘડીને શ્રીમંત મહારાજા સાહેબ સયાજીરાવ પાસે મૂકી. એમને તરત જ આવા સાહિત્યની ઉપયોગિતા પૂરી સમજાઇ ગઈ અને ઉદાર ઉત્સાહપૂર્વક રૂપિયા ૫૦,૦૦૦ પચાસ હજારની મોટી રકમ મંજુર કરી. તેમાંથી 'સયાજી જ્ઞાનમંજુષા' તથા 'લઘુજ્ઞાન મંજુષા' નામની વિજ્ઞાન તથા અન્ય ઉદ્યોગનાં શાસ્ત્રીય પુસ્તકોની બે માળાઓ ગુજરાતીમાં તૈયાર થવા માંડી અને ગુજરાતીમાં અજોડ અને અદ્વિતીય પુસ્તકો પ્રસિદ્ધ થવા લાગ્યાં. આમાં મુખ્ય મુશ્કેલી ગૂઢ અર્થવાળી 'ટેકનિકલ' શબ્દોના ગુજરાતી પારિભાષિક શબ્દો રચવાની હતી દરેક વિદ્યામાં આવા શબ્દોની આવશ્યકતા હોય છે તેથી તેમણે ઘણા વિદ્વાનોની મદદ લઇને 'પારિભાષિક કોષ'નું કામ પણ શરૂ કર્યું, જે યોજના તેમનો કળાભવન સાથેનો સબંધ ૧૯૫૬માં છૂટી જતાં અટકી પડી અને હજુ પણ અપૂર્ણ જ છે, વિજ્ઞાનના સાહિત્યનાં પુસ્તકોનો આટલો મોટો સમૂહ ગુજરાતી ભાષામાં હજુ સુધી અન્ય કોઇ આપી શક્યું નથી. આ કાર્યમાં શ્રી મણિશંકર રત્નજી ભટ્ટ તથા અન્ય ગુજરાતી ને દક્ષિણી વિદ્વાન સહયોગીઓ તેમને ખરા તનમનથી મદદ કરતા.

**વળી પાછી એની એ જ વાત**
નામની આ અંક સાથે જોડેલી પત્રિકા તરફ સૌ ગ્રાહકોનું ધ્યાન ખેંચીએ છીએ



### રંગાટની વિદ્યા

વૈજ્ઞાનિક સાહિત્ય જર્મન ભાષામાં સારું લખાએલું છે, તેથી કલાભવનની સ્થાપના પછી પોતે એ ભાષા શીખવા માંડી. કામમાં કરકસર કરીને જે કંઇ વખત બચાવી શકાતો તેનો ઉપયોગ એ ભાષાનું જ્ઞાન સંપાદન કરવામાં તેમણે ગાળ્યો, અને પછી રંગ પર લખાએલાં એ ભાષાના ઉત્તમ પુસ્તકોનો ઝીણવટથી અભ્યાસ કર્યો તથા રંગોની બનાવટ અને વિવિધ સંયોજનથી કેવા કેવા રંગ થાય તેમજ કાપડ પર કે સુતર પર તે કેમ ખીલી ઊઠે ઇત્યાદિ વિષયોનું ઊંડું જ્ઞાન પ્રાપ્ત કર્યું વળી આ વિષયમાં રસ લેનાર અને એ પ્રકારનાં કામ કરનાર આપણા દેશી કારીગરો—છીપા, રંગારા ઇત્યાદિમાં એ વિષયનું અદ્યતન જ્ઞાન પ્રચલિત થાય તે સારુ તેમણે 'રંગરહસ્ય' નામનું એક નિયમિત ત્રૈમાસિક પત્ર કાઢવા માંડ્યું, જેમાં પોતે એ વિષયના સુંદર લેખ આપતા. આથી કલાભવન ખૂબ પ્રખ્યાતિ પામ્યું. એ શાળાની પ્રવૃત્તિ હિંદના મહાન વિદ્વાનો ને વૈજ્ઞાનિકો આતુર આનંદથી નિહાળતા ને ત્યાંથી જ્ઞાન પ્રાપ્ત કરી બહાર આવેલા વિદ્યાર્થીઓની માગણી આખા હિંદમાં ધંધાઉદ્યોગનાં કારખાનાંઓમાં થતી;—તેમાં યે ખાસ કરીને કાપડ સુતરની મીલોના રંગાટ ખાતામાં તો અહીં કેળવાએલા યુવકો જ ગોઠવાતા. હજુ આજ પણ ઘણે ખરે સ્થળે કાપડની મીલોમાં રંગાટ ખાતાની દેખરેખ રાખનાર અને શાસ્ત્રીય પદ્ધતિએ એ કામ કરનાર પ્રો. ગજ્જરના વિદ્યાર્થીઓ જ જોવામાં આવે છે.

[ચાલુ] રેવાશંકર ઓ. સોમપુરા



પ્રો. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર



**માતા**

રંક જીવનનું એક રેખાકાવ્ય

ચિત્રકાર : રસિકલાલ ન પરીખ




ફ્રાન્સનો વતની લુવ્રના ચિત્રાલયની વાત જાણતો ન હોય, કોઇ અંગ્રેજ જો ઇંગ્લંડની નૅશનલ ગૅલેરી (પ્રજાકીય ચિત્રાલય)નું નામ સમજતો ન હોય તો તે તેમના સમાજમાં સંસ્કારહીન ગણાઈ જાય. હિંદુસ્તાનના દુર્ભાગ્યે હિંદીવાનો કલા અને કલાધામો-ની ચર્ચા કોઇ નવરા બેફિકરા કે આરામપ્રેમીઓને માટે જ છે એમ માની બેઠા જણાય છે.

દુનિયાના ત્રીજા ભાગ ઉપરાંતના પ્રદેશમાં સૌથી મહાન ધર્મ તરીકે પ્રચાર પામેલા બૌદ્ધ ધર્મે માનવ-જીવનમાં શી ક્રાંતિ, શો પ્રભાવ અને સંસ્કાર પ્રચાર્યાં છે તેની સાબિતી આપતાં એશિયાભરના વિસ્તાર-માંથી મળી આવતાં ચિત્રપટો, મૂર્તિઓ અને ગુફા-મંદિરોને જગતના વિદ્વાનો આજે અનુપમ વારસો સમજે છે. માનવ ઇતિહાસમાં જ્યારે જ્યારે માનવીનું હૃદય અને માનસ પ્રફુલ્લ પરિપાક પામ્યું છે ત્યારે ત્યારે કલામાં તેની અચૂક પંક્તિઓ પડ્યા વિના રહી નથી. ઇતિહાસનો કે જીવનનો કોઇપણ પ્રસંગ જ્યારે ઉચ્ચ કલામાં અવતાર પામે છે ત્યારે જ તેના મહત્ત્વ-નો ખરો આંક પડે છે.

આજે આપણી સાધારણ માન્યતા થઇ ગઈ છે કે મનુષ્યને કળા, ચિત્ર ને સંગીત વિના ચાલી શકે. તેની ખોટ કોઇને આજે ખાસ સાલતી નથી. પણ આપણાથી ફક્ત બસો જ વર્ષ પહેલાંની પ્રજામાં હજારો વર્ષની પરંપરાથી કોઇ એવી ઊર્મિ ચાલી આવતી હતી કે જેથી તેઓ સુંદર ગૃહનિર્માણ માટે, સુંદર વસ્ત્રો અને ઉપસ્કરો માટે, કે ઉત્સવદિનની શોભા માટે અપાર કાળજી બતાવતા અને ખર્ચ કરતા. એમણે હિંદુસ્તાનનો આત્મા એકેએક ઘાટમાં, દરેક રૂપમાં, પ્રત્યેક વ્યવહારમાં દૃષ્ટિગત કરી બતાવ્યો છે.

ધર્મ તથા ખાનપાન જુદા હોવા છતાં એશિયાના બધા મુલકોમાં આ કળાપ્રેમ એકસરખો વ્યાપી રહેલો જણાયો છે. અને તે બધાની કળાકૃતિઓ તપાસનારા વિદ્વાનો ચોક્કસ માને છે કે એ બધાનાં મૂળમાં કળાનો એક જ સંપ્રદાય પથરાએલો છે અને તે ઘણે અંશે હિંદુસ્તાનના ગર્ભમાં જ પાકેલો હતો.

જગતનો મહા વિદ્વાન અને પ્રાચ્ય સંશોધક સર ઑરેલ સ્ટીન આજે તિબેટ અને ચીનાઇ તુર્કસ્તાનના રણોમાં દટાએલાં બૌદ્ધ ધર્મનાં ચિત્રપટો તથા મૂર્તિઓ ખોદી કાઢીને સાબિત કરે છે કે તેના પ્રચારકો અને શિક્ષાગુરુઓ હિંદુસ્તાનની દીક્ષા લઇને નીકળ્યા હતા. જાપાન, ચીન, જાવા, સુમાત્રા અને બ્રહ્મદેશની કળા-માં હિંદની કેન્દ્રરેખા સ્પષ્ટ જણાય છે.

આખા એશિયાના એ કળાચક્રની ધરી અજંતાનાં ગુફામંદિરો જ હતાં એ આજે તો સૌકોઈ કબૂલ કરે છે. અજંતાના એ કલામંડપોની કલા એટલી અપૂર્વ ને સંપૂર્ણ પરિપાકવાળી છે કે આપણે તેને ભારતવર્ષની કલાની ગુરુપીઠ માનીએ તો જરા યે અતિશયોક્તિ ન ગણાય.

અજંતાના કલામંડપોમાં કલા અવતાર પામી તે પૂર્વે કોણે તેની શરૂઆત કરી હશે, કેટલા કાળથી તે ખેડાતી આવી હશે તેમજ શી રીતે તેનો ક્રમિક વિકાસ



પહાડની ભેખડમાં ચંદ્રાકારે કોરેલી અજંતાની ગુફાઓનું દૂરથી દર્શ

થયો હશે તે જાણવાનાં સાધનો લગભગ દુર્લભ થયાં છે. પુરાણના બ્રહ્મા સૃષ્ટિ રચતા ત્યારે તેમને કોઇ પણ વસ્તુ અસાધ્ય નહોતી. તેવી જ શક્તિથી અજંતાના કલાધીરોએ શિલ્પ ને ચિત્રનાં નિર્માણ કર્યા છે.

ઈ. સ.ની પહેલાં ત્રણસો વર્ષથી માંડીને છેક લગભગ છઠ્ઠા કે આઠમા સૈકા સુધી અજંતાની કલાની લીલા વિસ્તરતી રહી હતી. માળવામાં આવેલી વાઘ ગુફાઓ, મદ્રાસ ઇલાકામાં આવેલી સીતાનવાસ ગુફાઓ અને લંકાની શ્રીગિરિની ગુફાઓ અજંતાના સીધા ખોળાની વારસદાર હોય એવાં થોડાં ચિત્રો હજી સાચવી રહી છે, તે પરથી અજંતાનો પ્રતાપ સ્પષ્ટ દેખાય છે. પણ તે કરતાં યે પહેલાબીજા સૈકાનાં તુર્કસ્તાન, તિબેટ કે ચીન જાપાનના ચિત્રો જોઇએ છીએ ત્યારે તો સ્તબ્ધ થઇ જઇએ છીએ કે પોતાની એટલી જ સચોટ છાપ અજંતાએ કેટકેટલી સીમાઓની પાર નાખી હતી! અજંતાનું નામ હિંદવાસીને સમજાય તે પહેલાં તો તેણે કેક યુરોપિયનોને આંજી દીધા હતા, અને આજે તેમની જ મહેરનથી, માત્ર હિંદને જ નહિ પણ આખા એશિયાખંડને એ અપૂર્વ વારસા માટે ગર્વ ધરવાની તક મળી છે.

### અજંતા કયાં છે?

મુંબાઇથી એક રાતની જ મુસાફરી કરી તમે સવારમાં જળગામથી આગળના સ્ટેશન પાચોરા ઊતરી પડો તો ત્યાંથી નાની ગાડીમાં બેસી દસ વાગે પહૂર ગામે પહોંચી જઇએ. ત્યાંથી સાત જ માઇલ છેટે નિઝામની હદમાં ફરદાપુર ગામ છે તેની પડોશની ભોડી ટેકરીઓમાં અજંતાના કલામંડપો છુપાએલા છે.

ઝાડ વિનાનો એ પથરાળ મુલક જોઇને કોઇ પણ પ્રવાસીને લાગે જ નહિ કે ત્યાં જગતની અપ્રતિમ કલામૂર્તિનું સ્થાનક હશે. ફરદાપુર ગામની વસ્તી મોટે ભાગે મુસલમાનોની છે. ત્યાનો તૂટેલો કિલ્લો અને બેગમસરાઇ નામનું એક મોટું મુસાફરખાનું પહેલાં જ નજરે પડે છે. ઔરંગઝેબ બાદશાહે તે બંધાવ્યાં હતાં. અત્યારે તો એ ગામમાં માંડ ત્રણસો ચારસો માણસની વસ્તી હશે. તેઓ ખેતી, ગાડાં હાંકવાં, કપાસ ઉગાડવો વગેરે કામ કરે છે. રસ્તાની એક બાજુએ મુંબાઇવાળા મૂળજી જેઠાની જીનિંગ ફેક્ટરી છે, બીજી બાજુ ડાક બંગલો અને મુસાફરખાનું છે. અજંતા ગુફાઓના રક્ષક અધિકારી (ક્યુરેટર) પણ ત્યાં જ રહે છે. તેમની જ દેખરેખ નીચે નિઝામ સ્ટેટનું મોટું ગેસ્ટ હાઉસ છે અને તેમાં




ઉપર: અજંતા કયાં આવ્યું તે બતાવતો નકશો
બાજુએ: ગુફામાંના થાંભલાના એક પાસા પરનું ચિત્રકામ. દરેક થાંભલાને આવાં આઠ પાસાં છે.

ઊતરવાને રાજ્યની મંજુરી મેળવવી પડે છે.

ફરદાપુરથી ચારે માઇલ દૂર ટેકરીઓમાં વાઘોરા નદી વહે છે. અજંતા જતાં એકવાર આ નદી ઓળંગવી પડે છે અને તેને કાંઠેકાંઠે જ રસ્તો વાંક લેતો જાય છે. નદીમાં વાંક એટલા બધા સર્પાકારે છે કે ઠેઠ પહોંચો નહિ ત્યાં સુધી તમને ગુફાઓનો ખ્યાલ સરખો પણ ન મળે. હમણાં તો ઠેઠ સુધી મોટર ગાડી જાય છે એમ સાંભળ્યું છે. નહિ તો બે પગપાળા જવાની મજા



સ્તંભોની હારવાળી અજંતાની એક ગુફાની પરસાળ



અજંતાના રેખાંકનનો એક નમૂનો

બહુ પડે છે. ભૂલેચૂકે ફરદાપુરના એક્કામાં બેઠા તો હાડકાની બહુ માવજન કરવી પડે.

અજંતાનાં છાપેલા ચિત્રો જોયાં હોય, ચોપડીઓ વાંચી હોય, છતાં પહેલી જ નજરે તેનું જે દૃશ્ય નજરે પડે છે તે તેને વિષેની આપણી કલ્પના કરતાં તદ્દન નવું, ગંભીર ને વધુ ભવ્ય લાગ્યા વિના રહેતું નથી. છેલ્લો વાંક પૂરો થાય છે કે તરત આપણી આંખ સાંમે ત્રણસો ફીટ જેટલી ઊંચાઇની ઊભી ભેખડ એક દીવાલ-ની પેઠે પહાડમાંથી વર્તુલ કરતી આવે છે. નદીમાં ઊભેલા માણસને તો પોતે કોઇ આકાશાચ્છાદિત મહાલયમાં ઊભેલો હોય એવી કલ્પના થાય. એ ઊંચી ભેખડની બરાબર મધ્યમાં કોરેલી અટારીઓનો એક કંદોરો પાડેલો દેખાય છે. નદીમાંથી એટલે ઊંચે શી રીતે જવું તેનો વિચાર સહજ થાય, એટલામાં તો રાજ્ય તરફથી બંધાવેલા હાલની ઢબનાં પગથિયાં દેખાય છે.

અજંતાનો પ્રાચીન પ્રવેશમાર્ગ આ નહોતો. હાલ જેને ૧૭ નંબરની ગુફા કહે છે ત્યાં આગળ હજુ પાયે એ માર્ગનાં કોતરેલાં પણ ઘસાઇ ગએલાં પગથિયાંની કેડી જણાય છે. એ માર્ગ ગુફા આગળ પહોંચે છે ત્યાં બે બાજુ મોટા હાથીઓ કોરેલા છે. તેમાંનો એક તો લગભગ તૂટી ગયો છે.. તેને વટાવી માણસ ડાબી બાજુએ વળે તે પહેલાં સામે એક નાની દેરી પાડીને તેમાં દ્વારપાળ તરીકે નાગરાજની એક મોટી મૂર્તિ

# સાદાઇ અને પ્રજાનું કલાજીવન



કલા તો વિલાસિતાની પોષક છે;—કલા ધનવાન લોકો માટે જ હોઈ શકે;—સામાન્ય પ્રજાના નિત્યજીવનમાં તેને સ્થાન નથી;—એવી માન્યતા આપણા દેશમાં ઘણા સેવે છે.

કલા સર્વભોગ્ય છે અને તે પ્રજાના જીવનમાં કેટલે સુધી ઓતપ્રોત થઇ શકે છે તેનું સર્વોત્તમ ઉદાહરણ જાપાન છે. જાપાનમાં કલાની કદર કરનારા નાની સરખી ટોળકીઓ, કે ખાસ ચીલાઓનો શ્રમપૂર્વક આશ્રય લેનાર ભણેલાઓ, અથવા પૈસા ખરચી કલામર્મજ્ઞોને ઉપકારના ભાર તળે કચડી નાખવાની તુમાખીવાળા મુઠીભર ધનવાન લોકો નથી. આખી જાપાની પ્રજા કલારસિક છે. જાપાનનો રિકશા ગાડી ખેંચનારો સ્વચ્છતા આચરે છે તેવી યુરોપમાં કે દુનિયામા બીજે આજે પણ નથી આચરાતી. ત્યાં એક સામાન્ય ખેડુતના ઘરની વ્યવસ્થામાં—ખાસ કરીને 'ચા'ના ખંડની ગોઠવણીમા—જે કલારસિકતા, જે સંયમ, ધ્વનિ વડે અર્થબોધ કરવાની જે અસાધારણ શક્તિ છે તેવી દુનિયાભરમાં આજે નથી. અને સાદાઇ?—તો જાણે જાપાનીઓને જ વરેલી હોય એમ જણાય છે. ભલેને ચાના વાસણો મૂકવાનો નાનોસરખો વાંસનો બાજઠ બનાવેલો હોય પણ એ સાદા જંગલી વાંસને જાપાનીનો કલારસિક હાથ લાગતાં એવું રૂપાંતર થઇ જાય કે તમે તેને ઓળખી પણ શકો નહિ!



એ પ્રજાનાં હાથનાં આંગળાં જુઓ તો પણ તમને લાગે કે કલાનો રસ લેવાની શક્તિ ખીલ્યા વિના સામાન્ય જનસમૂહમાં આવી મુલાયમતા, આવી સૂક્ષ્મ સંવેદનો ઝીલે એવી ગ્રાહકતા, લાઘવ અને સ્થિતિસ્થાપકતા શક્ય જ નથી. અને કલા તો નિર્બળતાની—નામર્દાઇની જ પોષક હોય એવું માનનારાને જ્યારે જાપાની પ્રજાની શાંત, ઠંડી હિંમતની ખબર પડે, યા તો 'હારીકારી*'ની ધાર્મિક ક્રિયા એટલે શું તેનો મર્મ જ્યારે તે સમજે ત્યારે જણાય કે જાપાની એટલે પ્રથમ પંક્તિનો વીર યોદ્ધા. થોડાબોલા, મર્માળા, ટેકીલા, સાદા, કલારસિક ને વીર એ જાપાનના લોકો.

એમની કલા એટલે સૂચન દ્વારા અનીનને પ્રકટ કરવાની કળા. અને છતાં ધનવાન લોકોને માટે સંપત્તિનો વ્યય કરવા સારૂ જાપાની કળામા સ્થાન નથી એમ નહિ! તદ્દન સાદી અને કલાની દૃષ્ટિએ સંપૂર્ણ 'ચા'ની બેઠક માટેની ઓરડી ત્યાં એક મહેલ કે બંગલા કરતાં વધારે ખર્ચાળ થઇ શકે છે! અને છતાં—જુઓ ત્યારે? નરી સાદાઇ! જાપાનીના કપડાંઓમાં પણ એ જ પ્રથા. દૂરથી જોનારને સૂતરાઉ જ લાગે એવો કીમોનો ઉત્તમોત્તમ રેશમનો હોય! અને તેમાં પણ સૌથી સુંદર ભાતો વગેરે હોય તે ભાગ અંદરના અસ્તરમાં હોવાનો! આપણા આજકાલના છીછરા ધનવાન લોકો પેઠે બધી સમૃદ્ધિ ઉદ્ધતાઇભરી રીતે બહાર બનાવી દેખાવ કદી કરે જ નહિ. તેઓ વાંછે છે કલા, સંગીતતા;—નહિ કે દેખાવ, દંભ ને ઝાકઝમાળ આંજણશક્તિ. પ્રત્યેકની ચાની ઓરડી તેના માલિકની પોતાની રસિકતાનું જ પ્રતિબિંબ હોય છે. દરેકને લાગુ પડતો

---

*હારીકારી એટલે પોતાને હાથે પોતાનાં આંતરડાં તીક્ષ્ણ છરા વડે કાપી જાતે શહીદ થવાની ધાર્મિક ક્રિયા. જેનો બદલો ન લઇ શકાય એવા અપમાન માટે, વફાદારી માટે યા તો કોઇપણ સત્યના આગ્રહ માટે જાપાનીનું એ છેવટનું હથિયાર છે. એ ક્રિયા ધાર્મિક છે અને પોતાના પેટમાં છરી મારનાર શહીદ 'ઉહ' સરખો ઉચ્ચાર કરતો નથી!

સામાન્ય નિયમ એટલો જ કે ચાનો ખંડ કદી પણ એકના એક પ્રકારનો હોવો જોઇએ નહિ. દરરોજ ત્યાંની વ્યવસ્થામાં—વસ્તુઓની, પુષ્પોની ચિત્રોની ગોઠવણમાં ફેરફાર થવો જ જોઇએ ! ચાના કલામય ખંડમાં પુનરુક્તિને સ્થાન જ નહિ.

અને પુષ્પ પ્રત્યેનો જાપાની પ્રજાનો પ્રેમ તો કોઇ પરદેશીને પ્રથમ સમજમાં આવવો પણ કઠિન છે. સામાન્યરીતે ફૂલ કશા ખાસ ઉપયોગનાં જણાતાં નથી. પરંતુ એવી ઉપયોગિતા બહારની વસ્તુમાં જ કલા પોતાનો પ્રદેશ કોઇવાર શોધી લે છે. ફૂલોએ માનવજીવનમાં કેટલો બધો પ્રવેશ કરેલો છે ? ચીન અને જાપાનમાં તો વસંતઋતુમાં રાજા પોતે ગાયકોને લઇને સંગીત કરતા પાસેના પુષ્પવનમાં નવીન પુષ્પોને મધુર સરોદે વધાવવા અને અભિનંદન આપવા જતા. આજે પણ કિયોતોમાં એ વિધિ જાપાનના સમ્રાટ કરે છે.

જાપાની પ્રજાનું મુખ્ય વસ્ત્ર આપણા ફકીરના ઝભ્ભા જેવો 'કીમોનો' છે. તેના ઉપર જે સુંદર રંગીન ભાતો પાડવામાં આવે છે તથા જે ભારે-કિંમતી છતાં સાદા પ્રકારો છે તે જોઇને આપણને જાપાની કલારસિકના વિષે માન થયા વિના રહે નહિ. કાંસકીઓ, ફૂલ મૂકવાનાં ફૂલદાન, ધૂપિયાં, બાજઠ, ચાના પ્યાલાઓ, કીટલી વગેરેની રચનામાં જે કળા જાપાન અને ચીનની પ્રજા પ્રકટાવે છે તે આશ્ચર્ય પમાડે તેવી છે.

સાથેનાં ચિત્રોમાં ફક્ત સાદો વાંસ વાપરીને ફૂલદાન બનાવવાની રીત જાપાની પ્રજાની કલારસિકતાનો પુરાવો આપે છે. ચાના ખંડમાં એની ગોઠવણ કરવામાં આવે છે. બાજુ પર જાપાની





કવિ—ઘણુંખરું અજ્ઞાત, અપ્રકટ કે પછી કોઈ પ્રખ્યાત કવિ—ની પંક્તિઓ, કદી ધર્મનાં સૂત્રો તો ક્વચિત ઋતુની પ્રકૃતિ આલેખનાર પ્રાકૃતિક સૌંદર્યની સૂચક કડીઓ ટાંકવામાં આવેલી છે. વાંસને કાપવાની સફાઈ-નો અને તેમના મોટા કદનો ખ્યાલ એકાદ નમૂનો જોયો હોય તો જ આવે; આ નિર્જીવ ચિત્રો જોવાથી નહિ.

આપણા દેશમાં આવી સાદી રસિકતાને સ્થાન નથી એમ કોણ કહી શકશે? ખરી કળાભક્તિ બહારની વસ્તુઓમાં નહિ, પરંતુ અંદરના માનસમાં હોય છે એ જો બરાબર સમજી શકાય તો જીવનમાં કલાનો આવિર્ભાવ સહજ અને સુલભ બને.

અંબાલાલ બાળકૃષ્ણ પુરાણી



# લવીંગિયાની લૂમ

(સ્થળ: સત્યાગ્રહ કરનારું એક ગામડું)

'મારી સાઇકલ ચોરાઈ ગઈ.'

'તો ફોજદારને ફરિયાદ કેમ નથી કરતા?'

'એ જ લઇ ગયા છે; કોને ફરિયાદ કરવી હવે?'

*

'લાવો જનુભાઇ, મારો દડો પાછો.'

'પણ તે તો તેં મને ગઇ કાલે જન્મદિવસની ભેટ તરીકે આપ્યો છેને?'

'હા; પણ હવે આજે ક્યાં તમારી જન્મગાંઠ છે?'

*

મુકાદમ (મજૂરને)—જો પેલો મજૂર કેવો એકીસાથે બબ્બે લાકડાં ઉપાડી લઈ જાય છે? અને તું તો એક જ ઉપાડે છે!

મજૂર-તે એને બે ફેરા ખાવાનું આળસ આવતું હશે એટલે એકીસાથે બે ઉપાડે છે. મને કંઇ એની માફક આળસ આવે છે? બે ફેરા કરીએ તો પગને કસરત મળે!

*

દાક્તર—આજે તમારી તબિયત કંઇક સારી લાગે છે.

દરદી—હાજી, કેમકે બાટલી પરની સૂચના બરોબર પાળીછે.

દાક્તર—શી સૂચના હતી?

દરદી—'બાટલીને બરોબર બંધ રાખજો.'

*

'બા, તે દહાડે તું કહેતી હતીને, કે સવારે રોજ એક અંજીર ખાધું હોય તો દાક્તરની જરૂર જ ન પડે?'

'હા તેનું શું?'

'આજ સવારે મેં આઠ અંજીર ખાધાં છે તે એમ ધારીને કે આઠ દિવસ સુધી દાક્તરને બોલાવવા ન પડે; આ તો આજે જ દાક્તરની જરૂર પડે એમ લાગે છે!'

'મા, માસ્તરે આજે કહ્યું કે આપણે બધા ગુરુત્વાકર્ષણના નિયમને લીધે જ પૃથ્વી પર સ્થિર ટકી શકીએ છીએ.'

'હા બેટા, સાચી વાત છે.'

'ત્યારે મા, એ નિયમ ઘડાયો તે પહેલાં આપણે કેવી રીતે રહી શકતા હોઇશું?'

*

શેઠાણી—(રસોયાને મુરબ્બાની બરણીમાંથી લપકો ભરીને ખાતો જોઇ) મને બહુ નવાઇ લાગે છે, મહારાજ—

રસોયો—જી, મને પણ નવાઈ લાગે છે. મેં જાણ્યું આપ બહાર ગયાં હશો!

*

'હું આજ ચાર વર્ષથી વિખ્યાત ચિત્રકાર ધુરંધરની નીચે કામ કરું છું'

'એમ? પણ એ તો તમને ઓળખતા યે નથી.'

'એ તો ભલેને; પણ હું હજી યે કામ તો એમની નીચેની દુકાનમાં જ કરું છું!'

*

ગાડી ઉપડીને બલાકાકા હાંફળાફાંફળા જેવા ચડવા જાય છે ત્યાં પોલિસે રોકીને કહ્યું, 'ચાલતી ગાડીએ ચડનારને સો રૂપિયા દંડની શિક્ષા થાય છે.' એવામાં સિગ્નલ આપતો ગાર્ડ ચડવા જતો હતો, તેને કોટ પકડી રોકીને કાકાએ કહ્યું, 'ભાઇ સો રૂપિયા દંડ થશે; જા મા. હવે આપણે બંને બીજી ગાડીમાં જશું'

*

વટેમાર્ગુ—ભાઇ, આ રસ્તો ક્યાં જાય છે?

જોધો—ક્યાંય નહિ: હું તો એને રોજ અહીં ને અહીં જ જોઉં છું



# દરિયાનો દાનવ



[આગળના બે હપતાને અનુસંધાને પૂરું]

## ૨૦

હવે કુક ટાપુઓમાં ફરવું સલામત ન હતું. આમ પણ અમને આઠસો આશરે માઇલની સફર તો હતી જ. એટલે અમે ફીજી ટાપુઓમાં જવાનો નિશ્ચય કર્યો. એમાં મુશ્કેલી બે હતી. લગભગ હજાર માઇલ તો અમારે, ઉપર આભ અને નીચે પાણી, એમ કાપવા પડે. બીજો અકસ્માત ન નડે તોપણ ઓછામાં ઓછા તેર દહાડા તો થાય જ. આ બાજુ અકસ્માત ન નડે એ અસંભવિત જ હતું. મૃત્યુને તો અમે વિસારી દીધું હતું, એટલે અમે કોઇ પણ કાર્યની મુશ્કેલીઓનો વિચાર ન કરતાં, એના ફાયદાઓનો જ વિચાર કરીને સુકાન ફીજી ટાપુઓ તરફ ફેરવ્યું.

દસ દિવસ સુધી લાગટ વરસાદ વરસ્યો. દરિયો અને પવન હેલે ચડ્યા. અમારી હોડીમાં તરી શકે તેવી દરેક વસ્તુ તરતી જ રહેતી. અમારાં કપડાં ખારાં પાણીમાં જ રહેતાં. જ્યારે ક્વચિત સુકાતાં ત્યારે લાકડા જેવાં કઠણ થઇ જતાં અને અમારે અંગેઅંગે લોહિયાળ ઉઝરડા પાડતાં. વળી ભીનાં થાય એટલે આ લોહિયાળ જખમમાં મીઠાંનું પાણી છંટાતું! ઊંઘ તો હોય જ નહિ. ખોરાક બગડી ગયો ને પાણી પણ ખૂટ્યું. દરેક જણ અરધો બેભાન જેવો થઇ ગયો. કોઇ વાર સુકાનીની ગાફેલ દશામાં હોડી ગમે તેમ ભટકાતી પણ ખરી.

એક દહાડો સવારે ઉજાશ થતાં અમારી આસપાસ અમે કૌતુક જોયું. દરિયો તદ્દન પીળો થઈ ગયો હતો! એની સપાટી ઉપર જાડો પીળો રગડો તરતો હતો. પેલા ભરતિયા મોજા પેઠે આ પણ કોઇ ભૂકંપનું પરિણામ અમે ધાર્યું. ત્રણ દહાડા આવો દરિયો રહ્યો. આ અરસામાં અમને સૌને સ્કર્વીનો રોગ થઇ આવ્યો. અમારા ગુડા સૂજી ગયા; અમારા હોઠ કાળા થઇ તરડાઇ ગયા; જીભ સુકાઇ ગઇ; પેઢાં પૂણી જેવાં સફેદ બની સંકોચાઇ ગયાં; દાંત હાલવા લાગ્યા; માથામાં શૂળ તો અસોસ થવા લાગ્યું; આંખોના ડોળા બહાર નીકળી આવ્યા. હવે કોણ પહેલું મૃત્યુ પામશે તે વિષે અમે ખુલ્લી રીતે અટકળો કરવા લાગ્યા.

'સાથીઓ! આમે ય મોત તો આવવાનું જ છે. તો રિબાવું શા માટે? નીરમ (Ballast)ના લોખંડના ટુકડા ગળે બાંધી, ચાલો આપણે દરિયામાં કૂદી પડીએ. એકાદ મિનિટમાં આપણાં દુઃખનો છેડો આવી જશે.'

'હા, હા.' ચાર જણ બોલ્યા.



દરિયાનો દાનવ: લેફ્ટેનન્ટ કાઉન્ટ ફૉન લ્યૂકનેર

પણ પારગીઍને ફ્રિટઝ-રોઇટરની પેલી અટ્ટહાસ્ય કથા ('A Trip to Constantinople' by Fritz Reuter) ઉઘાડી ગોટેથી વાંચવા માંડી. એની રમૂજ અમને જીવતા રાખી શકી. હજુ ખલાસીનો આત્મા અમારામાંથી ગૂમ થયો નહોતો. અમે જેમતેમ હોડીને

જે અજેય જર્મન સાગરવીરે અતુલ સાહસોથી એકલે હાથે ગયા મહાયુદ્ધમાં સાત શત્રુ-સલ્તનતોની આરમારીઓને હંફાવી આટલાંટિક-પાસિફિકનાં મહાજલો પર ત્રાસભરી પરાક્રમકથા આલેખી

આગળ ચલાવ્યે રાખી. કેટલું ચાલ્યા એનો હિસાબ રહ્યો નહોતો. માત્ર મોરો આથમણો રાખી અમે હંકાર્યો જતા હતા; જીવ સૌનો તાળવે ચોંટી ગયો હતો.

એવામાં અમે જમીન જોઈ. ત્યારની લાગણીઓનું વર્ણન કરવું નિરર્થક છે. એ સમજાવવી જ અશક્ય છે. આસ્તેઆસ્તે એ નાનકડો ભૂરો ડાઘ મોટો થતો ગયો, ઘેરામાંથી લીલો થતો ગયો, કંઠાર ચોક્ખા થતી ગઈ, અને એ દેખાવે ઉપજાવેલી આશાના સુખથી અમારી અશક્તિ વધી ગઈ. પણ કંઠાર ઉપર શંકા પડતી હિલચાલ થતી હતી. આશરે સોએક કાળા, ઊંચા, લડાયક માણસોનું ટોળું કાંઠે જમા થઈ ગયું હતું. દરેકના હાથમાં ઝેરી પાનાવાળો લાંબો ભાલો હતો, ખભે તીરકામઠાં હતાં, સુધરેલા મોટા છરા પણ કોઈ-કોઈની કમરે લટકતા હતા. આ કંઈ નરમ દિલના પોલિનેશિયન ન હતા. આ તો માણસને ખાઈ જનારા, કૅનિબૅાલ, માલેનેસિયન ! અનેક દાયકાઓના બ્રિટિશ રાજ્ય પછી પણ આ યોદ્ધાઓ કોઈકોઈવાર કોઈ અભાગીને ઉજાણી માટે બાઝી લેતા.

પણ અમારી હોડી એટલી પાસે હતી કે હવે ભાગવાનો યત્ન નકામો હતો. ભાલાં ફેંકીને જ અમને તેઓ વીંધી નાખે એટલા અમે પાસે હતા. મારું ખમીર ચડવા લાગ્યું. કોણ જાણે ક્યાંથી મારા મુડદા જેવા શરીરમાં જોર આવ્યું. સ્પષ્ટ અવાજે મેં હુકમ કર્યો, 'તુતક સફા! ગોલંદાઝ ખબરદાર!'

અમારા એકના એક ડોલ ઉપર જર્મન ઝંડો ફરકી રહ્યો અને છ બંદુકો છ ખભે ચડી.

કાંઠા પર ખૂમાખૂમ થઈ રહી. તેઓ એકબીજાને અમારો ઝંડો બતાવવા લાગ્યા. ભાંગીતૂટી અંગ્રેજીમાં ટોળાએ બૂમ મારી 'તમે જર્મન છો? તમે અહીં ક્યાંથી! આવો આવો, અમારે જર્મનોને મારવા નથી–જર્મન બહાદુર પ્રજા છે; જર્મન નસીરોની પ્રજા છે!'

યોદ્ધાઓની પ્રજામાં જ બહાદુરીની કદર થઈ શકે. અમે આ આવકારથી આજેજ થઈ પડ્યા. અમારા હાથમાં બંદુકો ઊંચી કરવા જેટલું પણ બળ ન રહ્યું.

૨૧

**આ** ટાપુ નીયુઈ ( Niue ) ઉપર અમે અમારી તંદુરસ્તી મેળવી. સ્કર્વી ઉપર કેળાંની અસર જાદુઈ થાય છે. અને અહીં અમને કેળાં ખૂબ મળ્યાં. માલેનેસિયન મિત્રોની દુવા સાથે અમે ફરી સઢ છોડ્યા, ને ફીજીના મુખ્ય ટાપુ તરફ હંકાર્યું. કતાફાંગા (Katafanga) પહોંચ્યા ત્યાં તો અમે પૂરા તંદુરસ્ત થઈ ગયા હતા. હવે અમારી ચારે તરફ ફીજી ટાપુઓ પથરાએલા હતા. પ્રભુકૃપાથી અમે એક વાર ફરી મોતથી બચ્યા.

સવારનું ભળભાંખળું થવા આવ્યું હતું. અમે સૌ મીઠી ઊંઘમાં પડ્યા હતા. ત્યાં જબરી બૂમ પડી! હું જાગી ઊઠ્યો. સીધા મોરાસોત સફેદ ફીણની ધાર ઊકળતી હતી, અને 'મહારાજકુમારી' જોરથી ખડક તરફ ધસતી જતી હતી. પવન પૂંઠોતરો હતો.

'ધામણ્ હૉબ્બેશ!' મેં કહ્યું. પણ પવન અમારો દુશ્મન થયો. 'મહારાજકુમારી' જોકે ધીમી પડી, પણ દિશા તો ખડકની જ રહી. અમારે જીવતા રહેવું અ-સંભવિત હતું. પાસિફિકના ખડક સામે ભેખડિયા મોજાં (Surf) ઉપર માણસ કે હોડી ઊગરી શકે જ નહિ.

મેં હાથમાં પિસ્તોલ લીધી. પરવાળાના તીણા નહોરથી વીંધાઈને રિબાઈ મરવા કરતાં એક ભડાકે ફેંસલો કરવાનો મેં નિશ્ચય કર્યો. બધાએ પિસ્તોલ હાથમાં લીધી. પણ એકને પિસ્તોલ શોધવી પડી. ખડક બેત્રણ વામ જ દૂર રહ્યો હતો—પણ પેલો પિસ્તોલ શોધતો હતો; અને મરવું તો બધાએ એક ક્ષણે જ મરવું એવો નિશ્ચય બધાના મનમાં પોતાની મેળે જ બંધાયો હતો. અમારી નજર પેલા ઉપર હતી. એને પિસ્તોલ મળે કે સૌએ સાથે ઘોડો દાબવો....

મોરાથી એક વામ દૂર ભયંકર મોજો ખડકે ચડ્યો અને 'મહારાજકુમારીએ' ઊંડી ડૂબ લેવા માથું ઝુકાવ્યું. ત્યાં પેલો મોજો પાછો ફર્યો, એના ઓસરતા બળે પણ એણે હોડીની ધામણબોરદ્દ જબરદસ્ત ફટકો માર્યો! 'મહારાજકુમારી' એક પળ થરથરી રહી, અને બીજી પળે ખડકની બાથૂબોરદ્દ સલામત નીકળી ગઈ!

અમારા હાથમાં પિસ્તોલો થંભી ગઈ! ધમણ પેઠે હાંફતો શ્વાસ લંબાઈ ગયો. એકબેના વાળમાં મોળાં દેખાયાં. અમને દરિયાના બેડૂને ખુદાનો હાથ જાદગીમાં અનેક વાર નજરોનજર દેખાય છે; એવી આ પળ હતી.

૨૨

**વૂ**ક્યાનો ટાપુ આવી પહોંચ્યો. અનેક વહાણો લાંગર્યાં હતાં. અમે અમારે લાયક વહાણ બારીકાઈથી શોધવા લાગ્યા. કાંઠેથી દેશીઓની ભરેલી એક હોડી અમા'

તરફ આવવા લાગી. તેમણે પ્રથમ તો અમને ખરાબે લાધી ગએલા કોઇ વહાણના માણસો ધારી લીધા હતા.

અમારામાંથી બે જણને અમે 'મહારાજકુમારી'માં રાખ્યા. ચાર જણ ગામમાં ગયા. ત્યાં કેટલાક હાફકાસ્ટ 'કાલા સા'બ'-હતા. ગોરા ને દેશી બે વચ્ચેની આ પ્રજામાં બંને પ્રજાની હલકાઇ એકઠી થએલી હોય છે. એમાંથી એક કાળો સા'બ તો અમારી સાથે બહુ જ ખરાબ રીતે વર્તવા લાગ્યો. 'આને માટે દારૂગોળા કરતાં, રમ દારૂ ઠીક પડશે' કહી કચિંસે એને હાથમાં લીધો.

'મેં પહેલાં તો તમને જર્મન ધાર્યા. જો તમે જર્મન હો તો અમને પચ્ચાસ પૌંડ મળે.' તેણે કહ્યું.

'એ જરૂર કંઇક ખાનાખરાબી કરશે.' એને વિદાય આપતાં કચિંસે કહ્યું, 'મારો છેલ્લો અરધો ગૅલન રમ મેં વણસાડયો.' તેણે અફસોસ કરવા માંડ્યો.

તે જ રાતે 'મહારાજકુમારી'ના રસ્સા કપાઇ ગયા. અંદરના બે જવાનો ચેતી જવાથી જ હોડી બચવા પામી. અમારા ઉપર સખત ચોકી બેસી ગઇ હતી. અંગ્રેજી શહેનશાહતના હાથ અમાપ લાંબા છે. આટલે દૂર પણ તેના સકંજાનાં ચક્રો સરસ રીતે ફરવા માંડ્યાં. દરમ્યાન અમે એક સરસ વહાણ પસંદ કર્યું. એના કપ્તાનને મળી મેં અમારી કેફિયત સમજાવી. 'અમે ઑસ્ટ્રેલિયાથી કોલસો લઇ સૂવા (ફીજીની રાજધાની) જવાના હતા, પણ હોડીમાં સહેલગાહે નીકળ્યા ત્યાં તોફાન નડતાં અહીં આવી પડ્યા—'

કપ્તાને અમને સૂવા પહોંચાડવાનું કબૂલ કર્યું.

રાતના આઠ વાગ્યે અમે એના વહાણ ઉપર ચડ્યા. અમારા મોટા કોથળાઓમાં હથિયાર ભર્યાં હતાં. એના ઉપર અમારો અસલી પોશાક વીંટી દીધો, અને બધા ઉપર ધાબળા વીંટ્યા હતા. દરેકના ખીસામાં એકેક પિસ્તોલ અને એકેક બૉમ્બ હતાં.

વહાણ દરિયે પહોંચે કે તરત જ અમારે અમારો પોશાક પહેરી લેવો અને બધાને જેર કરવા એવો મનસૂબો કર્યો. પોશાક વગર અમારાથી કંઇ પણ પગલું ન ભરાય એવો મારો દૃઢ સંકલ્પ હતો.

મધરાત પહેલાં એક નાનકડી સ્ટીમર મારમાર કરતી બારામાં દાખલ થઇ, અમારી પડોશમાં લંગર નાખ્યું, અને થોડી મિનિટ પછી એની શીડી પાસેથી એક હોડી સીધી અમારા તરફ આવવા રવાના થઇ.



'સી આડલર'

જે નાનકડા સઢવાળા વહાણ વડે લ્યૂકનેરે બલબલી મોટી સ્ટીમરોને જેર કરી અને સાતસાત સલ્તનતની આરમારીઓને થાપ આપી આટલાંટિક તથા પાસિફિક મહાસાગરોમાં ત્રાસ વર્તાવી મૂક્યો.

એમાં એક બ્રિટિશ લશ્કરી અમલદાર અને ચાર હિંદુસ્તાની સિપાહીઓ બેઠા હતા.

પેલા 'કાળા સા'બ' ખચ્ચરે છેવટે અમારું ખાણું ખરાબ કર્યું જ. મારી પડખે ઊભેલો વહાણનો કૅપ્ટન આખી બાજી સમજી ગયો હતો. મારા સાથીઓ ભેગા થઇ ગયા. અમારે જલદી નિશ્ચય કરી લેવો જોઇએ. કોઇને બ્રિટિશોના કેદી બનવું પસંદ ન હતું;—પણ અમે લાચાર હતા. ખૂનરેજી ચલાવીને નાહક જર્મનીનું નામ બગાડવાનો મને સખત વિરોધ હતો. અમે તાબે થવા નિશ્ચય કર્યો.

અંગ્રેજ અમલદાર અને એના ચાર કાંબિયાઓ અમારી સીડી ચડવા લાગ્યા. પેલા હિંદુસ્તાનીઓએ અરધા લેંઘા પહેર્યા હતા, જેથી એમના ગુડા ઉઘાડા દેખાતા હતા. તુતક ઉપર પગ મૂકતાં જ લેફ્ટેનન્ટે તુમાખીથી અમને કહ્યું, 'હું તમને બધાને પકડવા આવ્યો છું;—તમે કોણ છો?'

હું આગળ આવ્યો અને લશ્કરી અદાથી ઊભો રહ્યો. પછી કહ્યું, 'પહેલાં હું મારી ઓળખાણ આપું: મારું નામ કાઉન્ટ લ્યૂકનૅર, મારું વહાણ સી આડલર,

આ મારા સાથીઓ છે—'

બ્રિટિશ લેફ્ટેનન્ટ બે ડગલાં પાછળ હટ્યો! તેને એમ કે કોઇ જર્મન વેપારીઓને પકડવાના હશે... એના શરીરમાંથી કડકાઇ ઓસરી જતી દેખાતી હતી. ચાર જણની પેલી લેંઘાપાર્ટી તો અક્કડ ઊભી હતી. આ દેશીઓ અંગ્રેજને જ ખુદા સમજે છે ત્યાં સુધી અંગ્રેજોનો રૂઆબ સલામત રહેશે એ નક્કી છે.

'ત-ત-તમે સી આડલરના કમાન્ડર?—કાઉન્ટ લ્યૂકનૅર?'

'જી; અને આ મારા સાથીઓ. લેફ્ટેનન્ટ, તમે હથિયાર બહુ નજીવાં લાવ્યા છો. આ વખતે મારા એક જ ઇશારાથી તમને અને તમારી આ વહેંતિયા-ટોળીને હું મોતના ડાચામાં ધકેલી શકું છું. પણ અમે અમારા આરમારી પોષાકમાં નથી એટલે અને અમે નાહક ખૂન કરવા નથી ઇચ્છતા એટલે હુએ-નદિ કરું; પણ તમારે અમને અવધડી છૂટ આપવી પડશે.'

એના જવાબની રાહ જોયા વગર અમે ગજવા-માંથી પિસ્તોલો કાઢી. અમારા બિસ્તરા ખોલી બધાં હથિયાર કાઢ્યાં. પેલા બૉમ્બ જોઇને લેફ્ટેનન્ટ પણ જરા ફિક્કો પડ્યો. વહાણનો કૅપ્ટન તો ક્યારનો દૂર ઊભો હતો. પેલું વફાદાર બ્રિટિશ લશ્કર ખસકતું ખસકતું સીડી પાસે આવી પહોંચ્યું હતું.

'ખબરદાર!' મેં મારા માણસોને હુકમ કર્યો, 'એકેએક ચીજ પાણીમાં આરિયા—'

અને બીજી જ પળે અમારા હથિયારો દરિયાને તળિયે જવા રવાના થયાં.

'ચાલો લેફ્ટેનન્ટ, હું તમારી સેવામાં હાજર છું.' મેં કહ્યું.

'બ્હોત ખૂબ, કમાન્ડર કાઉન્ટ લ્યૂકનેર. તમારું નામ આજે જગમશહૂર બન્યું છે. આજે મેં તેનાં કારણો નજરોનજર જોયા છે. તમને કશી પણ અગવડ નહિ પડે તેની હું ખાતરી આપું છું.'

અમને સૂવા મુકામે લઇ જવામાં આવ્યા.

સી આડલર વિષે અમને ખૂબ સવાલો પૂછાશે એ અમારી ખાતરી હતી;–અને કોઇ કહી નહિ દે એ પણ મારી ખાતરી હતી. છતાં મેં સૌને ચેતાવી દીધા.

મારી કારકીર્દિનો ત્રીજો હફતો શરૂ થયો.

૨૩

ફીજી ટાપુઓની રાજધાની સૂવા છે. અમને જે દહાડે ત્યાં જાહેર રીતે કેદી તરીકે લઇ જવામાં આવ્યા તે દહાડે ત્યાં ઓચ્છવ થઇ રહ્યો.

શરૂઆતમાં અમને એક નાનકડા બંગલામાં રાખ્યા. મારી સાથે તો કર્ચિસ જ રહ્યો. બીજાઓને જુદા રાખ્યા. હું આ તરકીબ સમજી ગયો. બને તો કોઇક પાસેથી પણ સી આડલર વિષે ખરી માહિતી મેળવવાનો આ તાગડો હતો. પણ કોઇએ પોતાનું મોં ખોલ્યું નહિ એટલે બધી પરોણાગત ફોકટ જશે એમ બ્રિટિશ સરકારને લાગવા માંડ્યું અમારા ઉપર ચોકી કરતો અફસર લેફ્ટેનન્ટ બ્હાઇટહાઉસ એક દહાડો અમારી પાસે આવ્યો ને કહ્યું કે જનરલ (સિપેહસાલાર) મેકેન્ઝીએ પોતાના મહેલમાં અમને બોલાવ્યા છે. અમે બંને અમારો અફસરી પોષાક પહેરી ગાડીમાં બેઠા. થોડી વારે ગાડી એક ગઢ જેવા મકાનમાં દાખલ થઈ. અંદર અમે નજર કરી તો—બદમાશોને પૂરવાની જેલ!

લેફ્ટેનન્ટ બ્હાઇટહાઉસને બીક હતી કે જો અમને જેલમાં લઇ જવાની સાચી વાત એ કહેત તો અમે એને ભરખી ખાત! અમારી હાજરીમાં એ હાથમાં સદાય પિસ્તોલ રાખતો.

થોડા દહાડા પછી અમને સાથેસાથ એક જપાની ઍડમિરલનું તેડું આવ્યું. ધૂળ ખાધેલા પણ અફસરી પોષાકમાં હું જપાની મનવાર ઉપર ચડ્યો ત્યારે મને બહુ સંકોચ થવા લાગ્યો. એ બહાદુર જપાનીઓ જેટલા શૂરવીર હોય છે તેટલા જ હાવકા હોય છે, એટલે મને ખોટું ન લાગે તેની પૂરી ચીવટ રાખવામાં આવી હતી. ઍડમિરલ ઉપલા તુનક ઉપર ઊભો હતો. મને જોઇ તે બે ડગલાં આગળ આવ્યો અને પોતાના અમલદારો તરફ ફરી બોલ્યો, 'અફસરો, આ શૂરવીર જવાનને પકડવા આપણે ત્રણ મહિના થયા મથી રહ્યા છીએ! વીરનર! તમને આ પ્રમાણે મળતાં મને દુ:ખ થાય છે. તમારા જેવાની સાથે તલવારથી સામનો કરવાની મારી હોંશ અણપૂરી રહી જાય છે!' તેના નિખાલસ શબ્દોથી મારો સંકોચ દૂર થવા માંડ્યો.

મારી પરોણાગતમાં ખામી ન રાખી. સી આડલર વિષેના સવાલો ન પૂછવાની મારી વિનંતિ સાંભળીને ઍડમિરલ જરાક મલકયો ને ટેબલ પર દરિયાનો નકશો




. દરિયાના દાનવ લ્યૂકનેરની આ સાહસકથા દરમ્યાનની આખી સફરની કારકીર્દિનો નકશો
A B C વગેરે અક્ષરો વડે એ કારકીર્દિના મહત્ત્વના બનાવો દર્શાવ્યા છે; ૧, ૨, ૩ વગેરે અંક ડુબાડેલાં વહાણોની યાદી દર્શાવે છે.

પડ્યો હતો તેમાં નજર કરવા મને એણે કહ્યું. એમા શી આડલરની જલસફરનો માર્ગ સીસપેન વતી દોર્યો હતો!

મોપેલિયાના ટાપુ પાસે ગોળ કુંડાળું જોઈ હું આભો બની ગયો. ઍડમિરલ ઝીણી આંખે મારી સામે હસવા લાગ્યો. મારા દિલમાં શંકા ઊઠવા લાગી. શું આ જપાનીને બધી ખબર છે? કે મારી પરીક્ષા કરે છે? એના મોં ઉપરના ભાવ કળી શકાતા નહોતા.

એણે વાત ફેરવતાં મારી સામે એક સુંદર પુસ્તક ધર્યું. મેં એનાં પાનાં ઉથલાવવા માંડ્યાં. આરંભે જ એમડનની એક સુંદર તસ્વીર હતી. ત્યાર પછી કૅપ્ટન મ્યૂલરના હસ્તાક્ષરમાં એમડનની સાહસકથાનો* સાર લખ્યો હતો.

મેં સહસા પૂછ્યું, 'શું એમડન પછી?'

ઍડમિરલે ઝૂકીને નમન માત્ર કર્યું.

થોડાંક પાનાં પછી મોવ્વેની તસ્વીર અને એના કૅપ્ટનના હસ્તાક્ષરમાં લખેલી મોવ્વેની ટૂંકી કથા!—

મારી લાગણીને હું વશ ન રાખી શક્યો અને પૂછ્યું, 'શું મોવ્વે પણ પછી?'

એ જ સ્મિત, એ જ નમન, એ જ અદા. અને પછી મારા હાથમાં સોનાની શાહીપેન આપતાં ઍડમિરલે કહ્યું, 'કાઉન્ટ, તમે તમારા હસ્તાક્ષરે શી આડલરનાં અગણિત પરાક્રમોમાંની એકાદ કથા આમાં ન લખો? મિત્ર હો કે શત્રુ હો—પણ જે વીર હોય તેની કથા અમારા દેશમાં સદાય આદર પામે છે. અમારા દેશના યુવાનો જ્યાંથી મળે ત્યાંથી પ્રેરણા મેળવવા તરસ્યા છે. કાઉન્ટ ફૉન લ્યૂકનેરનું નામ અમારા યુવાનોનાં દિલોમાં શત્રુ તરીકે નહિ પણ

* કુમારના વાચકોને કોઇ વાર કહેવા જેવી છે.—'સુકાની'

સાહસવીર તરીકે યાદ રહેશે.'

એની વાત મારે સ્વીકારવી પડી. દક્ષિણ મહાસાગર વિશેની હકીકત મેં ટૂંકમાં લખી આપી.

૨૪

ન્યૂ ઝીલૅન્ડની 'વાઇરના' નામની એક સ્ટીમર કેટલાક વખત પહેલાં ડુબાડવામાં આવી હતી. એમાંના ઉતારુઓ વગેરેનો પત્તો નહોતો. ન્યૂ ઝીલૅન્ડમાં સૌકોઈ માનતું હતું કે મી આડલરે વાઇરનાનો અને એના ઉતારુઓનો નાશ કર્યો હતો, તેથી ન્યૂ ઝીલૅન્ડ બદલામાં અમારો નાશ કરવા ઇચ્છતું હતું. એટલે અમને ન્યૂ ઝીલૅન્ડ લઇ ગયા. પહેલાં લઇ ગયા મોત્વીહી ટાપુ પર. પછી સ્ટીમરમાં ઑકલૅન્ડ, ત્યાંથી રાતોરાત મોટરમાં નાખી, કલાકો સુધી જંગલો વટાવી, પછી એક ભારખાનાની ટ્રેનમાં ખડકયા. છેવટે અમે ન્યૂ ઝીલૅન્ડની રાજધાની વેલિંગ્ટનની જેલમાં પહોંચ્યા. જેલની પરસાળમાં જતાં મારી નજર એક કોટડીમાં પડી. એમાં લોઇદિમાન, ક્રૌસ, પારમીઅન અને એર્દમાનને પૂર્યા હતા.

લડાઇના કેદી તરફ આવી વર્તણૂક જોઇ હું અજાયબી પામ્યો, ન્યૂ ઝીલૅન્ડના લોકોમાં પ્રકટી ઊઠેલા ગુસ્સાને શાંત પાડવા સત્તાવાળાએ અમારી તપાસ કરવાનું નક્કી કર્યું હતું એમ મને કહેવામાં આવ્યું.

બીજે દહાડે એક ખડખડ કૂઝરના સલૂનમા અમને ઊભા કર્યા. ત્યાં સદર દીવાની ન્યાયાધીશો બેઠા હતા. લશ્કરી કાયદાની રૂએ અમારી તપાસ કેવળ આરમારી અદાલત જ કરી શકે. આ દીવાની અદાલતને મેં સાફ કહી દીધું કે તેના એક પણ સવાલનો અમે જવાબ નહિ આપીએ. પેલા અમલદારો કંઇ જુલમ કરે તો તેનો લાયક જવાબ આપવા અમે તો તૈયાર જ હતા.

એટલામાં બ્રિટિશ આરમારીનો કમાન્ડર સર બેસિલ ટૉમસન ત્યાં આવી પહોંચ્યો. એણે મારી વાત સાંભળીને કહ્યું, 'કાઉન્ટ, તમે કહો છો કે તમને વાઇરના વિષે કશી ખબર નથી?'

'નહિ જી, મેં એનું નામ પણ નથી સાંભળ્યું.'

'કાઉન્ટ, તમે તમારી જાતને ભોગે પણ સાચું જ કહો છો?'

'ભય કે લાલચ કશાથી હું જૂઠું બોલતો જ નથી!'

'વારુ; મી આડલર વિષે તમારા માણસો કંઇ પણ કહે ત્યાં સુધી તમારા માણસોને બેડી પહેરાવવા વિષે તમે ....'

'સાહેબ, મારી નાખશો તો ય એ માહિતી તમને નહિ મળે. તમારા નાવિકો માટે તમને જે માન છે તેટલું જ મારા નાવિકો માટે મને માન છે ....'

પેલા ન્યાયાધીશો તરફ ફરી સર ટૉમસને કહ્યું, 'સાહેબો, અદાલત બરખાસ્ત કરવામાં આવે છે!'

૨૫

દરેક કેદીની એક જ ઉમેદ—છુટકારો! દરેક કેદીની એક જ કોશેશ—નાસી છૂટવાની!

અમારા દરોગા પાસે એક સુંદર મોટરબોટ હતી. એ જોઈ ત્યારથી જ નાસવાનો વિચાર મને હમેશ આવવા લાગ્યો. એવામાં એક વાર એક જર્મન કેદીએ મને કહ્યું, 'કાઉન્ટ, આપણે એક તમાશો ગોઠવીએ!'

બસ, મને બધું સમજવા લાગ્યું. તમાશો, જલસો, એ જ બરાબર! અમે સત્તાવાળાઓની રજા માગી અને જલસાની તૈયારી શરૂ કરી દીધી.

એક વાયરલેસ સેટ બનાવ્યો. એનો ઉપયોગ અમારી મહાન રંગભૂમિ માટે જ હતો તો!

બૉમ્બ પણ બનાવ્યા. એક મશિનગન બનાવી જે રમકડા જેવી દેખાતી હતી, પણ કામ લાગે તેવી હતી. એક અક્ષાંશમાપક યંત્ર બનાવ્યું અને મોટરબોટને ખૂણેખાંચરે ખોરાક ભરી મૂકવા માંડયો. પડદો બનાવવાનું કહી સઢ પણ બનાવ્યો!

અઠવાડિયાઓની જહેમત પછી અમે તૈયાર થયા. ૧૯૧૭ના ડિસેમ્બરની તેરમીની રાત્રે અમે તારનાં દોરડાં કાપી નાખ્યાં. પછી એક બરાકને આગ લગાડી. સૌકોઇ એથી ગભરાટમાં પડયા, એટલે અમે મોટરબોટમાં ચડી બેઠા અને બીજી જ પળે મોરાથી પાણીને ચૂશ મારી મોટરબોટે અંધારામાં ઝંપલાવ્યું!

એકબે ઘડી પછી દરિયામાં દોડાદોડ થઇ રહી. વેપારી વહાણો પણ અમને શોધવા આમથી તેમ દોડવા લાગ્યાં, પોતપોતામાં જ એકબીજાની પૂંઠ પકડવા લાગ્યાં, એકબીજાને ગોળીબારથી નવાજવા લાગ્યાં અને લોકોના મનમાં અસર ઉપજાવવા કિનારેથી બે જબરદસ્ત સર્ચલાઇટ વીજળીના તેજથી પાણીને અજવાળવા લાગી. એ તેજ ન હોત તો અમે ક્યારે ખડક ઉપર અથડાઇ પડત! બીજી સવારે એક સ્ટીમર ખડક પર અથડાએલી મળી અને ઑકલૅન્ડના ભલા

શહેરીઓએ સંતાપનો દમ ખેંચ્યો કે નાપાક દુશ્મનોનો બૂરો ફેજ થઇ ચૂક્યો હતો !

૨૬

**મા**રી મોટરબોટમાં નવ જણ હતા. જેમાંના સાતે વેપારી સ્ટીમરોમાં દરિયો ખેડ્યો હતો. હવે મેં મારી બોટને જર્મન શાહી આરમારીમાં પલટાવી નાખવા નિશ્ચય કર્યો. પેલા જલસા વખતે જર્મન વાવટો અમે બનાવી રાખ્યો હતો. સાત ખલાસીઓને આરમારીના મિડશિપમેનનો ઓદ્દો આપ્યો; ફૉન ઍજુડીને જુનિયર લેફ્ટેનન્ટનો ઓદ્દો આપ્યો.

ત્રીજે દિવસે બે સફરી વહાણોના શઢ નજરે ચડ્યા અને અમે એમની પૂંઠ પકડી. પણ પવન પાછોતરો હોવાથી એક વહાણ છટકી ગયું અને બીજાને ચેતાવતું ગયું. પણ અમારે તો વહાણ જોઇતું જ હતું. ઑારગ હાથમાં રાખ્યા, મશિનગન તૈયાર રાખી, જર્મન ઝંડો ફરકાવી દીધો, અને બીજા વહાણની પૂંઠ પકડી.

મોઆ (Moa)નો કબજો લેવામાં કંઈ તકલિફ ન પડી. એની બાંધણી છીછરા પાણીવાળા કંઠાર પરની સફરને અનુકૂળ હતી. જ્યારે મેં એને ભર-દરિયે હંકારવા માંડ્યું ત્યારે એના નાખુદાને બહુ વસમું લાગ્યું. પણ મેં તો બધા સઢ હોબ્બેશ કરી મધ-દરિયા તરફ જ ઝંપલાવ્યું. અમને તો આઝાદી જોઇતી હતી, જ્યારે પેલાને પોતાનું વહાણ જોઇતું હતું. અધુરામાં પૂરું થોડા વખત પછી તોફાન તૂટી પડ્યું! મોઆ ટટ્ટાર ઊભી શકે એમ ન હતું. એનાં તુતક ઉપર લાકડાં લાદ્યાં હતાં તે વાળી દેવા પડ્યાં; જોકે ઘણાંખરાં લાકડાં તો દરિયાનાં મોજાંએ જ વાળી દીધાં હતાં. વહાણને વાંઢાર પેલી મોટરબોટ અમે સલાડી રાખી હતી તે પણ મોજાંના સપાટે ચડીને ગરક થઇ ગઇ.

ડિસેમ્બરની ૨૧મીએ અમે કર્ટિસ ટાપુ નજર કર્યો. અહીંથી અમે થોડાંક ઓજાર અને ખોરાક ભરી લીધાં. અમારા કેદીઓ હજુ અમારી સાથે જ હતા.

'ઉનશહી સ્ટીમર હો . . ઓ . . ઓ . . . . !' પહેરેદારે પોકાર કર્યો. અમે જેમતેમ નાસવા લાગ્યા. પણ સ્ટીમર અમને આંગળીઆંબળી ઢૂકડી થઇ રહી. અમને ઊભા રહેવા નિશાન કર્યું, અને અમે હજુ વિચાર કરતા હતા ત્યાં એની તોપોએ આકાશ ગજાવી મેલ્યું.

'લોવી આરિયા!' મેં હુકમ કર્યો. ફરીવાર અમે બ્રિટિશને હાથ કેદ પકડાયા.

૨૭

**'મા**ઉન્ટ ઈડન' એટલે સ્વર્ગગિરિ.

મારા બીજા કારાવાસનું એ સુંદર નામ હતું. ત્યાર પછી મને અને કર્ચિસને રિવર ટાપુમાં પૂરી રાખ્યા. દૂર દરિયાકાંઠે સમારકામ ચાલતું હતું. એક દહાડો ડામરનું એક પીપ દરિયામાં પડી ગયું. થોડી વારે એક નાનકડી સ્ટીમરે આવી એ બહાર કાઢ્યું. પછી એ જરા દૂર જઇ નાંગરી.

મારું મન પાછું હેલે ચડ્યું. સ્ટીમર, તરાપો, પીપ—કંઇ પણ મારે માટે બસ હતું. મારી તરકીબ સાદી હતી. એક ખાલી પીપમાં મારે ભરાઇ બેસવું; પછી અંધારાનો લાભ લઇ પીપ દરિયામાં રડી પડે; અને સ્કૂનર મને ઊંચકી લે. પછી તો હું છું અને સ્કૂનર છે. રાતના જ્યારે સ્કૂનર પર એકાદ બે માણસો જ હોય ત્યારે સ્કૂનરનો કબજો લેવો રમત વાત જ તો !

પણ આ તરકીબ અમલમાં મૂકાય તે પહેલાં મારી કેદ બદલાઇ. બીજી તરકીબો રચાવા માંડી—એટલામાં તો તહનામું જાહેર થયું.

સંધિ થયા પછી ચાર મહિના ન્યૂ ઝીલૅન્ડમાં અમે આસાન કેદમાં રહ્યા.

ત્યાર પછીનો ઇતિહાસ એ કાઉન્ટ લ્યૂકનેરનો ઇતિહાસ છે, 'દરિયાના દાનવ'નો નહિ.

૧૯૨૦ના જાન્યુઆરીની ત્રીજી તારીખે મારા સાથીઓમાંના (એક સિવાય) સૌ પાછા વતન આવી પહોંચ્યા ત્યારે તેમનાં કપડાં ઉપર અસંખ્ય થીગડાં અને દાગ હતા; પણ કોઇની ધાર્મિ કે દેશભક્તિ ઉપર જરા સરખો દાગ ન હતો.

આજે મારો દેશ હતો તેવો નથી;–પણ મારા દેશ પ્રત્યેનો મારો પ્રેમ પણ કદી આજ જેવો ન હતો.

મારા અનુભવનો સાર મને બે ચીજ શીખવે છે, જે દરેક દેશના જવાને ગણવા જેવી છે:

"નિરાશાથી આજેઝ થઇ કદી પણ પાણીને
માપે ફરવા દેશો નહિ કે તમારા વહાણનો
ત્યાગ કરશો નહિ. હમેશા જર્મન 'ઓક'
પેઠે ટટ્ટાર અને અડગ ઊભા રહેજો."

'ગુજરાની'




## ૧૨][કપાલ-યુદ્ધ

શરીરે હું નાનપણથી નબળો; અને તેથી જ ઘરના લોકો જોડે સવિનય આજ્ઞાભંગથી હું મારું વ્યક્તિત્વ જાળવી રાખતો. પણ નિશાળમાં એ રસ્તો ચાલે નહિ, એટલે ઘણી વાર રમતો, મેળાવડાઓ અને રખડપટ્ટીમાંથી હું છટકી જતો. આમ, જીવન સંકુચિત કરીને જ નિશાળના દિવસો હું મારા માટે સુખાવહ કરી શક્યો હતો. છતાં કો'ક વખતે ભારે ભીડ આવી પડતી. એને માટે એવી જ એક ભીડ વખતે મેં એક શસ્ત્ર શોધી કાઢયું જે મને ચારપાંચ જુદાજુદા પ્રસંગે ભીડભંજન નીવડયું છે.

દેવીદાસ પૈ મારો દિલોજાન દોસ્ત. અમે બંને સરકારી અમલદારના દીકરા, અને બંને સરખા વાતોડિયા. એ કારણે અમારી દોસ્તી જામી. એક દિવસે ચોમાસામાં સમુદ્ર ખૂબ તોફાને ચડયો હતો. મોટાં મોટાં મોજાં રસ્તાના બંધ ઉપર આવીને અફળાય અને ઉલટાઇને પાછાં વળવા માંડે. આ પાછાં જતાં મોજાં, સામે આવતાં મોજાંઓ સામે ટક્કર ખાતાં. પરંતુ એ બંને સમાન્તર નહિ પણ કાંઇક ત્રાંસાં હોવાથી એ સામસામાં મોજાંઓની કાતર થઇ જતી, અને તેથી એ બેના સંજોગથી પાણીના મજાના ફુવારા જેવી ગોટી છોળ આકાશમાં ઊડતી એક છેડાથી બીજા છેડા દોડતી જતી. આ શોભા જેણે જોઇ હોય તે જ એનો આનંદ સમજી શકે. પવનનો સૂસવાટ ચાલતો હતો; વરસાદે ઝાપટાની પરંપરા ચલાવી હતી અને અમે બંને ભીંજાતે કપડે એ શોભા જોતા ઊભા હતા. આમ ને આમ કોણ જાણે કેટલો યે વખત વીત્યો હશે.

અંતે ઘેર વઢશે એ બીક જાગૃત થઇ ત્યારે અમે પાછા વળવાનું નક્કી કર્યું. એટલામાં, કોણ જાણે શાથી, અમે બંને જણ લડી પડ્યા. લડતાં લડતાં (આટલો ઝંઝાવાત હોવા છતાં પણ) અમે ગરમ થયા. દેવીદાસ મારી રગ બરાબર જાણે. એણે મારા એક બે મુક્કા ખાધા કે તરત જ મારાં બંને કાંડાં જોરથી પકડી લીધાં. મારી નબળાઇ ત્યાં જ વધારે. એટલે ગમે તેટલી ધમપછાડ કરું તો યે હાથ છૂટે નહિ અને એને મારવાનો લાગ મળે નહિ. અમારી બંનેની ઉમર જોકે સરખી હતી પણ એ જોરાવર અને બેવડા હાડનો. એની આગળ મારું કાંઇ ચાલે નહિ. શરમથી મારો ક્રોધ ધૂંધવાઇને બેવડાયો.

એટલામાં મને એક વિચાર સૂઝ્યો. ધડ દઇને મારું કપાળ મેં એના લમણા ઉપર હથોડાની પેઠે ઠોક્યું. બીચારો એકદમ લાલચોળ થઇ ગયો. હાથ ક્યારે છૂટયા એનું ભાન સરખું પણ એને રહ્યું નહિ ને એ જમીન પર પડયો.

અમારો ક્રોધ તો ક્ષણિક જ હતો. એને નીચે પડેલો જોતાં જ મને દુઃખ થયું. હાથ પકડીને મેં એને ઉઠાડ્યો, એનાં કપડાં પરનો કાદવ ખંખેર્યો અને અમે બંને પહેલાં જેવા દોસ્ત થઇ ઘેર પાછા આવ્યા. દેવીદાસ કહે મને ખબર નહિ કે તું આવો મારો હોઇશ. મેં કહ્યું એ વાત જ જવા દે, મને ક્યાં કલ્પના હતી કે લમણા પર આટલું વાગે છે.

આ જ શસ્ત્રનો તે પછી બે વાર શાહપુરમાં મેં ઉપયોગ કરેલો. એક વાર તો એક પ્રેમાળ મિત્રના આગ્રહમાંથી છટકી જવા માટે, અને બીજી વાર શાહપુરની નિશાળના અખાડામાં એક કસરતબાજ છોકરાએ મારી આગળ કંઇ ગંદી વાત કરેલી એને સજા કરવા ખાતર. આ બીજી વખતે સામો માણસ પણ ઠીક મજબૂત હતો. એને વાગ્યું એના કરતાં મને જ વધારે વાગ્યું હશે, પણ મેં મારું 'મોં તો રાતું રાખ્યું જ;' અને સામો છોકરો તો કાયમનો પાઠ શીખી ગયો. છેલ્લી વાર એ શસ્ત્રનો ઉપયોગ મેં ફરગ્યુસન કૉલેજમાં જીવતરામ કૃપાલાની સાથે કર્યો હતો; પણ એની વિગત વળી બીજી કોઇ વાર.

## ૧૩][સિંહનાદ

'ઘણાં વરસો થઇ ગયાં; આપણે કુલદેવને દર્શને ગયાં નથી; કેટલી યે માનતાઓ પૂરી કરવાની રહી ગઇ

છે. કુલસ્વામીનો કોપ થશે.' એમ આઈની કહેતાં મેં સાંભળ્યાં હતાં. અને દર વર્ષતે પિતાથી કહેતા કે રજા મળે કે તરત જ 'ઘાટાખાલી' જઈશું. ઘાટાખાલી એટલે ઘાટ તળે કોંકણમાં. અમારા કુલદેવ મંગલેશ અથવા મંગેશ.

ગોવામાં પોર્ટુગીઝ લોકોનું રાજ્ય થયું ત્યારે ધાર્મિક જુલમનો પાર ન રહ્યો. એ લોકોએ અસંખ્ય બ્રાહ્મણો અને ઈતર હિંદુઓને જબરદસ્તીથી વટલાવ્યા. મંદિરો તોડીને એની 'ઇગરજીઓ' (ખ્રિસ્તી દેવળ) બનાવી. અમુક હદની અંદર ખ્રિસ્તી દેવળ સિવાય કોઈ પણ મંદિર હોઈ જ ન શકે. કોઈ બાંધવા જાય તો તે ગુનો ગણાય. સરઘસો તો કદાચ જ નહિ. એવા એવા કાયદાઓ કરવામાં આવેલા. આમાંના ઘણાખરા કાયદા તો અત્યાર સુધી પળાતા. હમણાં હમણાં પોર્ટુગાલમાં જ્યારે રાજ્યક્રાંતિ થઈ અને પ્રજાસત્તાક રાજ્ય નિમાયું ત્યારે આ ધાર્મિક જુલમ અને લાડમારીઓ બંધ થઈ, હાલની સરકાર ધર્મશૂન્ય નાસ્તિક છે. એની દૃષ્ટિએ બધા જ ધર્મો વહેમનાં સ્વરૂપો છે; બધા જ ધર્મો પ્રત્યે આજની સરકારની સરખી ઉપેક્ષા છે.

ધાર્મિક જુલમોનાઃ એ દિવસોમાં અમારી ન્યાતના કેટલાક ગોવાના આગેવાનોએ પોતે ભ્રષ્ટ થઈએ પણ કુલદેવની મૂર્તિને ભ્રષ્ટ ન જ થવા દઈએ એવો વિચાર કરી રાતોરાત મંદિરમાંથી ખસેડ્યા. અને કાયદાની હદ બહારને સ્થાને એમની સ્થાપના કરી. આ નવું સ્થાન આજે મંગેશીને નામે પ્રસિદ્ધ છે. મહાદેવને બચાવનાર પોતે તો બચી શકે એમ હતું જ નહિ. વાડીવજીફા, સગાંવહાલાં બધાંને છોડીને એ ક્યાં નાસી જાય? એટલે એમણે કમને અને બળતા હૃદયે ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો. નિયમિત રીતે ચર્ચમાં જવા લાગ્યા; પણ ઘરમાં તો સોમવાર, એકાદશી, શિવરાત્રી એ બધું બરોબર ચાલે. પરંતુ પાદરીને એની ખબર પડવા ન દે. કન્યાઓ પરણાવવી હોય ત્યારે પણ પોતાની ન્યાતમાંથી જ ખ્રિસ્તી થએલા ગોત્રપ્રવર જોઈને પછી આપે.

આખરે ઈ. સ. ૧૮૯૯માં અમે મંગેશી ગયા. દક્ષિણ તરફનાં ઘણાં મંદિરો અમુક ન્યાતનાં જ અથવા અમુક કુટુંબોનાં જ હોય; એટલે કે એ કુટુંબના લોકો જ ત્યાં પૂજા કરવા આવે. આવાં મંદિરોની આવક

### દેશ-સંદેશ

[પૃથ્વી]

કરાલ વદને, હસી ખડખડાટ ધ્રુજાવતી
પ્રચંડ પગલે મહી, ગગનગાભને ગાળતી,
લઈ ખપર ઘૂમતી, નિગળતી નવાં શોણિતે,
લસે તુમુલ લાસ્યથી, નિરખ કાળસૌદામિની!

સુણે છ ? ઘન ઘોર શોર સમ ગહ્વરે ગાજતા
પુકાર પ્રસરે, દિશોદિશ ઘણાં દળન્તાં ઉરોઃ
'ભરો ખપર, ઝટપટે શિર ધરો જ લીલાં, અને
વરો વરદ વિશ્વમાં, મધુર માન-સ્વાતંત્ર્યને.'

જુવાન ય કેમ આમ હામ તજી આજ બેસી રહે?
દઈ ડણક સિંહ શી સમર-ઘૂમણો તાદરે;
બને સમરશીંગ ત્યાં ભડ થતા ય ભીરુ, અને
જવાન કદિ શું લલાટ ધરી હાથ બેસી રહે!

ત્યાગ કર, જવાન! કૂદ, સુણ દેશ-સંદેશ એ,
અને સજલ મેઘ શી તુજ કરી કરી ગર્જના,
રણાંગણ વિશે રમી પરમ રંગથી, અંતમાં
ફના થઈ તું જા, ફના કર તું આ પરાધીનતા.

ગર્વે જનની જીવશે કવણ વીર્યથી વેગળો?
મરે કવણ, જો રહે અમર માવડી આપણી?

**મનઃસુખલાલ મગનલાલ ઝવેરી**

સારી હોય છે અને એ આવકની વ્યવસ્થા એ ન્યાતનાં પંચોના હાથમાં જ રહે છે. ગોવામાં અમારી ન્યાતનાં આવાં પાંચ ૭ મંદિરો જુદેજુદે ઠેકાણે છે. અમે મંગેશી જઇ લગભગ એક મહિના સુધી રહ્યા. ચારે બાજુ ઊંચીંઊંચી ટેકરીઓ; ઠેકઠેકાણે નાળિયેળ, સોપારી અને કાજુનાં ઝાડ; ખેતી મુખ્યત્વે ડાંગરની; કેળનાં ઝાડ તો દરેક ઘરના આંગણામાં જ; અને જંગલમાં જ્યાં જુઓ ત્યાં પિટકુલીનાં લાલ સુંદર પણ ગરીબ ફૂલો. અમે જઇએ એટલે અમારા ગોરના મોટા પ્રશસ્ય ઘરમા જ રહીએ. મંગેશીમાં અમારે કેટલા યે લઘુરુદ્ર, મહારુદ્ર વગેરે અભિષેક કરવાના હતા.

મંગેશીનું મંદિર જોવાલાયક છે. મંદિર, મસ્જિદ અને ચર્ચ ત્રણેની શોભા એમાં ભેગી થએલી છે અને મંદિરનો વૈભવ તો નાનકડા દેશી રાજ્ય જેવો. મંદિર આગળ એક ઊંચી મિનારા જેવી દીપમાળ અને તેની અંદરથી ઉપર જવાનાં પગથિયા. રોજ રાત્રે દીપમાળની ટોચે મોટું ફાનસ દીવાદાંડીની પેઠે બળતું રહે, જે પરથી અંધારી રાત્રે મુસાફરો જાણી શકે કે અહીં મંગેશીનું મંદિર છે. મંદિર બહાર ચારે બાજુઓથી ઘાટ બાંધેલું રૂપાળું તળાવ. મહાદ્વાર ઉપર અષ્ટોપ્રહર ચોઘડિયા વાગે. મંદિરની અંદર પણ નગારાં વાગે. મહાદેવની બે બાજુ કુડીબંધ નંદાદીપ અખંડ બળ્યા કરે અને રહીરહીને ગોર તથા ભકતોના મોંમાંથી મહાદેવનો જયજયકાર સંભળાયા કરે.

મારી ઉમર નાની એટલે મને પૂજામાં તો કોઇ બેસવા ન દે. મેં સંકલ્પ કર્યો કે મંગેશીમાં છું ત્યાં સુધીમાં એ મહાદેવને સો ઘડા પાણીનો અભિષેક કરૂં. કુવામાંથી સો ઘડા પાણી ખેંચી કાઢવું એ મારે માટે એ ઉમરે સહેલી વાત ન હતી. પણ સંકલ્પ કર્યો તે કર્યો. થોડા દિવસ પછી મારી કેડમાં દુખાવો શરૂ થયો. બેસતાં કે ઊઠતાં ભારે કળતર થાય. દીવાલની ખીંટીમાં દોરી બાંધી એને પકડીને ઊઠું, ને એ જ રીતે બેસું, છતાં પાણી ખેંચવાનું તો ચાલુ જ રહેતું. એ દિવસો મારા કર્મકાંડી મુગ્ધ ભક્તિના હતા. આખો દિવસ, અને રાત્રિના પણ કેટલા યે કલાક હું મંદિરમાં જ ગાળતો.

એક દિવસે અમારા ગોર ભિક્રમ ભટજીએ મને કહ્યું કે 'અભિષેક ચાલતો હોય અને જો મહાદેવ સેવાથી પ્રસન્ન થાય તો મહાદેવના લિંગમાંથી સિંહનાદ સંભળાય છે.' મેં પૂછ્યું, 'સિંહનાદ એટલે શું?' ભટજીએ કહ્યું, 'ભમરો બોલે છે અથવા ભમરડો બોલે છે ને, તેવો ઘોર ગંભીર ઘુડડડ્ એવો અવાજ. મહાદેવની 'પિંડી'માંથી એ નીકળે છે. પ્રથમ તો મને એનો વિશ્વાસ જ ન બેસે. કળજુગમાં એવી વસ્તુ બને જ કેમ? પણ ભટજીએ મને ફરી ફરી કહીને એની ખાતરી આપી. તે દિવસે રાત્રે મને ઊંઘ ન આવે. સો ઘડાના સંકલ્પથી શું મહાદેવ મારા પર પ્રસન્ન ન થાય! મેં એવાં તે કેટલાંક પાપો કર્યાં હશે કે મારી સેવા છેક જ એળે જાય? હું જૂઠું બોલ્યો હોઉં, ચોરીને ખાધું હોય, જાનવરોને અને જીવડાને પીડયાં હોય તે બધું યાદ કરીકરીને મેં મંગેશ મહારુદ્રની ક્ષમા યાચના માંડી. એક વાર જો સિંહનાદ સંભળાય તો મરણ સુધી તારો ભક્ત થઇને રહીશ. પછી તો તને ન ગમે એવું એકકે કર્મ નહિ કરું એવી મહાદેવને ખાતરી આપવા લાગ્યો. છતાં સિંહનાદ સાંભળવાને આપણે ભાગ્યશાળી થઇશું એવી પોતાના મનને કેમે કરીને ખાતરી ન થાય. આપણી ભક્તિ જ મોળી, આપણી શ્રદ્ધા જ કાચી. ભાગ્ય વગર સિંહનાદ સાંભળવાનું તો કોઈ ભાગ્યવાનને લલાટે લખાયું હોય એમ વિચારી હું પોતાને નિરાશાનું આશ્વાસન આપતો. આમ કેટલાક દિવસો વીતી ગયા.

એક દિવસે મારો સોગો ઘડો જળાધારીમાં રેડી હું બહાર નીકળતો હતો એટલામાં 'ઘુડડડ' એવો અવાજ સંભળાયો. પ્રથમ તો મારા કાન પર મારો વિશ્વાસ જ ન બેસે. 'मनीं वसे तें स्वप्नीं दिसे.' એમ મેં માન્યું. પણ એવો ભ્રમ હોય તો કેટલો વખત ચાલે! સિંહનાદ તો વધ્યો અને સ્પષ્ટ સંભળાવા લાગ્યો. મેં ગોંદુને બોલાવીને કહ્યું, 'નાના, સાંભળ; તને સિંહનાદ સંભળાય છે?' વિસ્મયથી આંખો વિકસાવીને ઉઘાડે ગોંએ એ સાંભળતો જ રહ્યો. આખરે એ બોલ્યો, 'દત્તુ સાચ્ચે જ તને દેવ પ્રસન્ન થયા છે.'

મારી ધન્યતાનો તો પાર ન હતો. નાનપણથી જ ભક્તિ કર્યાનું, પૂજા સેવા અને નામ સ્મરણ કર્યાનું આજે ફળ મળ્યું. હવે તો આપણે આખી જિંદગી સેવામાં જ ગાળવાના. બળ્યો બધો દુન્યવી વહેવાર. મહાદેવ પ્રસન્ન થયા. સિંહનાદ સંભળાયો. હવે એથી

વધારે શું જોઈએ? ઈશ્વરનો વરદ હસ્ત આપણે માથે છે.

જમતી વખતે ગોંદુએ બધાંને સિંહનાદની વાત કહી દીધી. આઈ રાજી થયાં. પિતાશ્રી કશું બોલ્યા નહિ, પણ એમને મે આનંદ થએલો ચોકખે ચોકખો દેખાતો હતો. હું તો વિજયી મુદ્રાથી દરેકના મોં તરફ જોવા લાગ્યો અને દરેક જણ પાસેથી અભિનંદનનો કર ઉઘરાવવા લાગ્યો. તે દિવસે રાત્રે અને બીજે દિવસે સવારે મેં મારો નામસ્મરણનો સમય બમણો કર્યો. આસપાસ બીજા સૂતા હોય એનો જરા ય વિચાર કર્યા સિવાય ઘાંટો પણ ચડાવી દીધો: 'सांब सदाशिव, सांब सदाशिव, जय हरशंकर, जय हरशंकर ॥' આમ કેટલાયે દિવસ ગયા, એટલામાં ફરી બે વાર સિંહનાદ સંભળાયો. આ જ સ્થિતિમાં હું કાયમ રહેત તો કેવું સારું?

અમારા ગોંદુમાં નાનપણથી વિજ્ઞાનદૃષ્ટિ કાંઈક હતી. કોઈને કશું કહ્યા કર્યા વગર એ સિંહનાદનું મૂળ શોધવા લાગ્યો. એણે મન સાથે નક્કી કરેલું કે આમાં કાંઈક ભેદ હોવો જોઈએ. રોજ કલાકો સુધી એ ગભાગારમાં જઈ અભિષેક પૂજા ચાલે તે જોતા બેસતો. એક દિવસે અચાનક એ મારી પાસે આવી મને કહે, 'દત્તુ, ચાલ તને એક મજા બતાવું.' હું એની સાથે મંદિરમાં ગયો. મંગેશીના મહાદેવ એટલે એક પુરાણપ્રસિદ્ધ ખરબચડી શિલા. પ્રાચીન કાળમાં એક ગાય એ શિલા ઉપર પોતાનું દૂધ છોડી એને પયસ્નાન કરાવતી, તે દિવસથી એ શિલાનું મહાત્મ્ય પ્રગટ થએલું. એ શિલા ઉપર જળાધારીમાંથી પાણી પડે એટલે શિલા ઉપરનાં ફૂલો આમતેમ ખસી જાય. શિલા ખરબચડી હોવાથી તેમાં વચ્ચે વચ્ચે એકએક તસુ ઊંડા ખાડા હોય. ગોંદુએ શિલાના થાળામાંથી પાણી બહાર જતું હતું ત્યાં પોતાનો હાથ મૂકી પાણી રોક્યું અને જળાધારી બીજા હાથ વડે જરા ખેંચી. ધારા બરોબર અમુક ઠેકાણે પડવા માંડી કે તરત જ સિંહનાદ શરૂ થયો!

મને જ્ઞાનાનંદ થવાને બદલે ભારે દુઃખ થયું. મારી એક આખી સૃષ્ટિ ભાંગી પડી. ગોંદુએ કહ્યું કે 'આજે સવારે ઘણાં ફૂલ થાળાના આ છેડા ઉપર ભેગાં થએલાં ને પાણી વહેતું અટક્યું હતું તથા જળાધારી ઝોલા ખાતી હતી ત્યારે મેં સિંહનાદ સાંભળ્યો. બરાબર આજ ઠેકાણે પાણીની ધારા પડે એટલે અવાજ થાય; ખાડા ભરાઈ જાય એટલે અવાજ બંધ. એટલે લાગલા જ મેં મારા પ્રયોગો શરૂ કર્યા અને એક કલાકની અંદર સિંહનાદ હાથ આવ્યો. હવે તું કહે ત્યારે અને કહે તેટલો લાંબો સમય તને સિંહનાદ સંભળાવી શકું.'

ગોંદુના હાથમાંથી જળાધારી લઈ મેં પણ એ પ્રયોગ અનેકવાર કર્યો. દરેક વખતે સિંહનાદ બરોબર સંભળાય. મનની ખાતરી થઈ કે આમાં દૈવી ચમત્કાર નથી; ભૌતિક નિયમોનો એ ખેલ છે.

આની અસર મારા જીવન પર શી થઈ તે હું ન લખું એ જ સારું. મારા એક મુરબ્બીએ મારી આ વાત સાંભળી કહેલું, 'તારી વાત તો દયાનંદ સરસ્વતી જેવી લાગે છે. ત્યાર પછી જ દયાનંદ સરસ્વતીનું જીવનચરિત્ર મેં વાંચ્યું અને તે પણ સમભાવ અને આદરપૂર્વક.

## ૧૪][કાવ્યમય જીવન

પહેલી સાઇકલ મેં જોઈ તે ડૉ. પુરષોત્તમ શિરગાવકરની. આખા બેલગામમાં કે શાહપુરમાં બીજી સાઇકલ હતી જ નહિ. જ્યાં જુઓ ત્યાં લોકો સાઇકલની જ વાતો કરતા. એક જણ કહે આપણે પાન ખાઈએ એટલામાં આ પાયગાડી (એ વખતે સાઇકલ શબ્દ પ્રચલિત ન હતો; બધા એને પાયગાડી જ કહેતા. હજી યે મને સાઇકલ કરતાં પાયગાડી શબ્દ વધારે પસંદ છે.) બેલગામ સુધી પહોંચી જાય છે. બીજો કહે પણ એ પડતી કેમ નથી? ત્રીજો પોતાને કાંઈક અક્કલવાળો માનતો તે એનો જવાબ વાળે કે જેમ દોરી પર ચાલનાર નટ હાથમાં વાંસ રાખે છે તેમ પાયગાડીવાળો બે હાથમાં પેલો ચળકતો લાંબો દાંડો પકડી રાખે છે તેથી એ પડતો નથી. એક ડોસાએ એક વખત હિંમત કરી ખુદ ડૉક્ટરને પૂછેલું કે તમે પડી કેમ નથી જતા? ડૉક્ટરે સામો પ્રશ્ન પૂછ્યો: આપ તણ હાથ ઊંચા નમે ઊભા ઊભા ચાલો છો; તો નમે કેમ પડી નથી જતા? બધે હસાહસ થઈ અને ડોસો ભોંઠો પડ્યો.

તે વખતે હું બહુ જ નાનો. નિશાળે પણ જતો નહોતો. પરંતુ તે દિવસથી, આપણી પણ એક પાયગાડી હોય તો કેવું સારું એવી વાસના હૈયામાં ઘર કરી બેઠી. પણ સાઇકલ જેવી કિંમતી વસ્તુ આપણા

ઘરમાં ક્યારે આવવાની હતી એવો વિચાર મનમાં આવી સાઇકલની ઝંખના મનમાં વિલીન થતી.

પછી તો ધીમેધીમે સાઇકલો વધતી ગઇ. જ્યાં જુઓ ત્યાં સાઇકલો. પાયગાડી શબ્દ પણ પાછળ પડ્યો અને તેને બદલે બાઇસિકલ શબ્દ શિષ્ટ ગણાવા લાગ્યો. થોડા દિવસો પછી એ શબ્દ પણ વાસી થયો અને પ્રતિષ્ઠિત લોકો બાઇક શબ્દ વાપરવા લાગ્યા. પણ જ્યારે દ્વિચક્રીએ અમારા ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે તો સાઇકલ શબ્દ બાઇક સાથે હરીફાઈ કરતો થયો હતો.

પણ એ બાઇક ઘરમાં આવી ન હતી તે વખતે એનું ધ્યાન વધારે થતું. ત્રણસો–ચારસો રૂપિયા ખર્ચીને આપણને સાઇકલ કોણ ખરીદી આપવાનું હતું ? એટલે મનમાં વિચાર આવતો કે સાઇકલ મેળવવાનો ઉપાય એક જ છે. આપણે પરણતી વખતે રિસાઇને બેસીશું. સસરાને કહીશું કે મારે નથી જોઇતી કંઠી (સેર) કે નથી જોઇતી પોંચી; આપણને તો સરસ સાઇકિલ જોઇએ.

નાનપણથી જ મનમાં ઠસી ગયુ હતું કે પરબત્રં એ ખરાબ વસ્તુ છે. પરણાવશે એ બીકથી ઘરમાંથી નાસી પણ ગયો હતો. પરંતુ સાઇકલે બુદ્ધિ બગાડી! સાઇકલ તુરત મેળવવાનો એ એક જ ઉપાય લાગવાથી સાઇકલના લોભે મન પરણવા પણ તૈયાર થયું. પછી તો કલ્પનાના ઘોડા—અરે નહિ! ચૂક્યો; કલ્પનાની સાઇકલો—દોડવા લાગી. એક દિવસે પરણવાના વિચાર અને સાઇકિલના વિચાર અદ્દભુત રીતે ભળી ગયા, અને વિચાર થયો કે આખી જાન સાઇકલ ઉપર કાઢીએ તો કેવું સારું? વરવધુ તો સાઇકલ ઉપર હોય જ; પણ બધા જાનૈયા–અરે શરણાઇવાળાં વાળા, દારૂખાનું ફોડનારા ગોર મહારાજ, ભટભિક્ષુકો બધા જ સાઇકલ ઉપર બેસી ને શહેરમાં ફરે તો કેવુ મજાનું દેખાય? દરેક જણ સાઇકલની જે ઘંટડી અને ભૂંગળું વગાડે તેમાં પણ સા રી ગ મ ની ગોઠવણ હોય. આવી જાન તો ઉતાવળે જ પસાર થવાની; લોકોને પૂરતું જોવાનું પણ ન મળે એટલે આખા શહેરમાં એણે તો દસવાર ફેરા ફરવા જોઇએ. વળી જેમને એ મજા ખાસ જોવાનો શોખ હોય એમણે પણ ભાડાની સાઇકલો આણી જાન સાથે ફરવું જોઇએ. ...એવી એવી મજાની કલ્પનાઓ વધવા લાગી.

આટલી અદ્દભુત કલ્પના કાંઈ એકલપેટે સેવાય? મેં ગોંદુને એની વાત કરી. એણે એ જ દિવસે ઘરમાં બધાને હસતાં હસતાં કહી દીધું. થોડા જ દિવસમાં એ વાત ઘરની બહાર ફેલાઇ. અને દરેક જણ મને સાઇકલની જાન વિષે પૂછીપૂછીને ખીજવવા તથા હેરાન કરવા લાગ્યો.

ઠીક થયું કે તે જ વરસે હું ન પરણ્યો; નહિ તો કોઇ મને સુખેથી પરણવા પણ ન દેત. હું પરણ્યો ત્યારે બધા એ વાત ભૂલી ગયા હતા. હું એકલો જ ભૂલ્યો ન હતો. પણ રોજ મનમાં ઇશ્વરની પ્રાર્થના કરતો કે આ કાર્ય પૂરું થાય ત્યાં સુધી કોઇને એ સાઇકલની જાનનું સ્મરણ ન થાઓ. લગનમાં રિસાવાનો સમય આવ્યો ત્યારે પણ મનમાં તીવ્ર ઇચ્છા હોવા છતાં મેં સાઇકલનું નામ ન લીધું;—રખેને એટલાથી જ ભાઇને સાઇકલની જાનનું સ્મરણ થઈ આવે!

પછી જ્યારે સાચે જ ઘરમાં સાઇકલ આવી અને હું સાઇકલ પર બેસતો થયો ત્યારે મેં ભાઇને કહ્યું, 'નાના; (હવે હું ગોંદુને નાના કહેતો હતો) મારો સાઇકલ સાથે એક ફોટો પાડ ને?' એ કહે 'એમાં તે શી મોટી વાત? પણ શરત એ કે ફોટા નીચે હું લખવાનો કે સાઇકિલ પરની જાન. એ શરત માફ કરવા માટે મારે નાનાને કેટલી યે આજીજી કરવી પડી.

[ચાલુ] દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર

## સુપ્રસિદ્ધ હિંદી માસિક 'કલ્યાણ'નો રામાયણાંક




રાજ્યરક્ષકનું પદ ખોયું ને માધવરાવ પેશ્વાના હાથમાં સત્તા સોંપવી પડી તેથી રિસાઇને રઘુનાથરાવ પેશ્વા નિઝામઅલી નિઝામને આશ્રયે ગયો. ત્યાં તેણે સંધિ કરી તે પ્રમાણે વાર્ષિક ૫૧ લાખ રૂપિયા અને ચાર કિલ્લા નિઝામને આપવા ઠેમ ઠર્યું. રઘુનાથરાવનું લશ્કર નિઝામની મદદ લઇને મરાઠા ઉપર આવ્યું. થઇ શકે તેટલું લશ્કર ભેગું કરી માધવરાવ પેશ્વા તેની સામે ગયો. પાંચ દિવસ લડાઈ ચાલી. બંને પક્ષમાંથી કોઇની હારજીત ન થઇ. માધવરાવે વિચાર કર્યો કે આ લડાઇમાં હારવાથી મરાઠી રાજ્યની પાયમાલી છે ને જીતવાથી પણ પાયમાલી જ છે. રઘુનાથરાવના પક્ષનું મરાઠી લશ્કર નાશ પામશે તોપણ મરાઠા તો નબળા જ પડશે. એટલે તેણે લડાઇનો અંત આણવા નવી યુક્તિ અજમાવી. તે હિંમતભેર એકલો કાકાની પાસે ગયો ને ત્યાં જઇને કહ્યું, 'કાકા! લ્યો મને કેદ કરો; તમે સત્તાધીશ બનો, પણ આ આપણી જાતિનું જ નિકંદન કરનાર યુદ્ધ પૂરું કરો.'

રઘુનાથરાવ આ હિંમતથી અંજાઇ ગયો. તેણે રાજી થઈ સત્તાનો સ્વીકાર કર્યો ને નિઝામનો પક્ષ છોડી દીધો. માધવરાવ પ્રત્યે તેણે સંપૂર્ણ માનભરી વર્તણૂક રાખી.

卐 卐

પરંતુ આટલું છતાં આ ભયંકર કુસંપનો અંત આવ્યો નહિ. મહારાષ્ટ્રના સાડા ત્રણ ડાહ્યા પુરુષો—(સખારામ બાપુ, દિવાજી પંત, વિઠ્ઠલ સુંદર રાજે પ્રતાપવંત અને અરધો ડાહ્યો તે નાના ફડનવિસ. પરંતુ અરધો ડાહ્યો ગણાતો નાના બાકીના કરતાં બુદ્ધિબળમાં ચડ્યો.) —માં ગણાતો વિઠ્ઠલ સુંદર રાજે તે વખતે નિઝામનો દીવાન હતો. હવે તેણે, જે મરાઠા સરદારો રઘુનાથરાવ ફરી સત્તા પર આવવાથી નાખુશ થયા હતા, તેમને પોતાના પક્ષમાં આવવા આમંત્રણ કર્યું, અને હરિપંત ફડકે તથા નાના ફડનવિસ. સિવાય ઘણાખરા ગયા પણ ખરા.

અંદરઅંદર વધારે કુસંપ થાય માટે નિઝામે એમ પણ જાહેર કર્યું કે નાગપુરના જાનોજી ભોંસલેને ગાદી આપવી છે અને બ્રાહ્મણોની સત્તા નિર્મૂળ કરવી છે. રઘુનાથરાવે હૈદ્રાબાદ પર ચડાઇ કરી અને નિઝામે પૂના ઉપર સવારી કરી. અંતે સખારામ બાપુની દૂરંદેશીથી જાનોજી ભોંસલેને શત્રુપક્ષમાંથી છૂટો પાડવામા આવ્યો. નિઝામે પૂનાનો લૂંટયું. તેણે ઔરંગાબાદમાં ચોમાસું ગાળી પછી લડાઇ ચાલુ રાખવાનો નિર્ણય કર્યો હતો. ગોદાવરીના કિનારા પર આવેલા 'રાક્ષસ ભુવને' તે પહોંચ્યો અને તેનું અરધું લશ્કર હજી ગોદાવરી ઓળંગી જાય, અરધું બાકી રહ્યું ત્યારે સખારામ બાપુએ જાનોજી સાથે ચલાવેલા સંદેશાનું પરિણામ આવ્યું. જાનોજી ભોંસલે તે વખતે વિઠ્ઠલ સુંદરથી છૂટો પડ્યો અને આ તકનો લાભ લઇ રઘુનાથરાવ, વિઠ્ઠલ સુંદરની સરદારી નીચેના અફઘાન લશ્કર પર તૂટી પડ્યો.

卐 卐

'બીજું પાણીપત થશે કે શું?' એ ચિંતાથી માધવરાવ પેશ્વા વ્યાકુળ બની ગયો. મરાઠા લશ્કરના છેક પાછલા ભાગમાં, નામધારી સરદાર નહિ, પરંતુ ખરી રીતે તો રાજદ્વારી કેદી જેવી જ સ્થિતિમાં, માત્ર પંદરસો માણસો સાથે તે ઊભો છે. રઘુનાથરાવનો હાથી અફઘાન સિપાઇઓથી ઘેરાઇ ગયો છે. બીજી જ પળ મરાઠા રાજ્યનું સર્વસ્વ નાશ કરનારી નીવડશે એવી ભયંકર સ્થિતિ બની રહી છે. એ જ વખતે

મલ્હારરાવ હોલ્કર માધવરાવ પાસે આવી પહોંચ્યો. હોલ્કરનું લશ્કર નાસભાગમાં પડ્યું હતું અને તે પણ નાસભાગમાં જ માધવરાવ પેશ્વા પાસે થઈને નીકળ્યો હતો. માધવરાવે તેને રોક્યો ને આ ભયંકર સ્થિતિને પહોંચી વળવા, અનુભવી સરદાર તરીકે તેની સલાહ માગી. 'પૂના તરફ ચાલો, ત્યાં સિંહાસનારુઢ થઈ જાઓ; પછી જોઈ લેવાશે.' મલ્હારરાવે કહ્યું.

જુવાન માધવરાવના અંતઃકરણમાં સ્વદેશપ્રેમની જે આગ બળી રહી હતી તે ભભૂકી ઊઠી: 'શું ?--' તેનાથી ભયંકર બૂમ પડાઇ ગઇ: 'અત્યારે સિંહાસન પડાવવાનો વખત છે? તારામાં નર્યો દેશદ્રોહ ભર્યો છે; પાણીપતના મેદાનમાં મરાઠી લશ્કર તેં જ સાફ કરાવ્યું એ સાચું છે કે શું ?'

અને એક ક્ષણ પણ ગુમાવ્યા વિના પોતાનાં પંદરસો માણસો સાથે માધવરાવ વિઠ્ઠલ સુંદરના અફ-ઘાન લશ્કર તરફ ધસ્યો. વિઠ્ઠલ સુંદર ગોળીથી વિંધાઇ ગયો અને રઘુનાથરાવ ઘેરામાંથી છૂટો થઇ ગયો.

રઘુનાથરાવે પોતાના ભત્રીજાની બહાદુરી જોઇ લીધી અને આજન્મ સરદાર તરીકેની તેની હોશિયારીથી ખુશખુશ થઇ ગયો. રાજ્યકારભારની ઘણીખરી સત્તા તેણે માધવરાવના હાથમાં સોંપી અને પોતે નામનો રાજ્યરક્ષક થઇ રહ્યો.

ૐ ૐ

તક્ષશિલા વિશ્વવિદ્યાલયમાં, માત્ર સુક્કાં લાકડાના ભારા જેવો જ્ઞાનનો બોજો વધી ન જાય, અને વિદ્યાર્થીમાં રહેલું પ્રેરણાબળ નાશ ન પામે માટે કેટલી કાળજી લેવાતી તેનું એક ઉદાહરણ છે. જીવનસુધારણા માટે જ તક્ષશિલાના આચાર્ય પ્રસિદ્ધ છે એ વાત તે વખતની સાધારણ સ્ત્રીના સમજણમાં પણ હતી.

એક વખતે કાશીનો રાજકુમાર બ્રહ્મદત્ત આચાર્ય સાથે સ્નાન કરવા માટે નદી ઉપર જતો હતો. રસ્તામાં એક જગાએ એક સ્ત્રી તલ સૂકવીને તે પર નજર રાખીને બેઠી હતી. આચાર્ય ત્યાંથી નીકળ્યા. રાજકુમાર પણ પાછળપાછળ દોડતો જતો હતો. તલ જોઇ એની દાઢ સળકી અને એણે એક મૂઠી તલ ઉપાડી લીધા. સ્ત્રીએ માન્યું કે હશે, છોકરું છે; વખતે ભૂખ લાગી હશે.

બીજે દિવસે પણ તે જ પ્રમાણે બન્યું. ત્રીજે દિવસે પણ બ્રહ્મદત્તે તલ ઉપાડ્યા. ચોથે દિવસે પણ જ્યારે એ પ્રમાણે બન્યું ત્યારે પેલી સ્ત્રીએ બૂમ પાડીને આચાર્યને કહ્યું, 'આચાર્યદેવ! આપના શિષ્ય મારફત આમ રોજેરોજ મારા તલ લૂંટાવી લો છો કે શું?'

આચાર્યે પાછા ફરીને પૂછ્યું, 'શું છે? શું બન્યું છે મા!'

સ્ત્રીએ કહ્યું, આ તમારા શિષ્યે આજે તલ લીધા, ગઇ કાલે લીધા, પરમ દહાડે લીધેલા ને પેલે દિવસે પણ લીધા હતા.'

આચાર્યે કહ્યું, 'હું તમને એટલા પૈસા ભરી દઇશ.'

સ્ત્રીએ હસીને કહ્યું, 'પૈસાની વાત નથી, પણ ગુરુદેવ! આ તમારો શિષ્ય તક્ષશિલા વિદ્યાલયનું નામ બોળે નહિ, એટલું જોતા રહેજો એમ કહું છું.'

ૐ ૐ

આજથી આશરે ઓગણીસ સો વર્ષ પૂર્વે મહારાજા કનિષ્કે મગધ ઉપર સવારી કરી ત્યારે એક જુવાન માણસ તેની સાથે હતો. આ જુવાનમાં અદ્ભુત શક્તિ હતી. તે મુડદામાં પ્રાણ ફૂંકી શકતો. ગાંધારમાં જ્યારે રોગચાળો ફાટી નીકળ્યો ને કનિષ્ક ઘડી બે ઘડી જીવશે એમ લાગ્યું ત્યારે આ જુવાને તેની જીવનદોરી લંબાવી દીધી હતી.

જેવી નિષ્કલંક એની વિદ્યા હતી, તેવું જ નિષ્કલંક એનું યૌવન હતું. રાજાની બહેન કમલાવતીને એના પર અત્યંત પ્રેમ હતો. એની આંખમાં જીવનને સંપૂર્ણરીતે જાણવાનો નશો હતો. પણ આ જુવાનનું હૃદય રાત ને દિવસ શંકાથી વિંધાઇ રહ્યું હતું. તથાગતના શબ્દો એના કાનમાં આઠે પહોર અથડાયા કરતા. જીવન ક્ષણિક હોય તો પછી વૈભવ-ભોગ-શક્તિ એ બધાંનો ઉપયોગ શો?—પછી તો રાત્રિદિવસ અર્હતપદ મેળવવા મથવું એ જ સર્વશ્રેષ્ઠ મનુષ્યધર્મ નથી?—પછી આ વિદ્યા, જ્ઞાન, બધાંનું કામ શું?—સંતોષ પરમ ધન હોય તો પછી જીવનમાં મહત્ત્વાકાંક્ષા શા માટે જોઇએ?—

એ જુવાનને ક્યાંય ચેન પડે નહિ. એનામાં શક્તિ અપરિમિત; એનામાં કલ્પના તેજસ્વી; એનામાં ગ્રીકવર વિજ્ઞાનવેત્તાને શોભે તેવી. ઉપનિષદ એને મોંએ. ઍરિસ્ટૉટલ ને સૉક્રેટિસના વિચારો પણ જાણે. કનિષ્કના દરબારમાં માત્ર એ એક જ જુવાન સઘળા વૈભવોથી ઢંકાએલો છતાં ઉદાસી ને એકલો રહેતો.

મહારાજા કનિષ્કની મગધની સવારી વખતે તે સાથે

ગયો. એનો હેતુ હતો તે વખતના વિદ્વાન આચાર્ય અશ્વઘોષને મળવાનો. પોતાની શંકા તેની પાસે ઠાલવીને એને જીવનનો મર્મ શોધવાની—પોતાનો જીવનમાર્ગ જાણવાની ધગશ હતી.

આચાર્ય અશ્વઘોષને તે મળ્યો. મગધરાજ તો હવે કનિષ્કનો ખંડિયો ને મિત્ર બની ગયો હતો. એક દિવસ કનિષ્ક, મગધરાજ, અશ્વઘોષ ને આ જુવાન ચાર જણા એકાંતમાં ધર્મકથા કરતા હતા.

જુવાને પોતાની શંકા રજુ કરી: 'સંસાર અસાર છે એ જાણ્યા પછી સંસારમાં કોણ રહી શકે? જે નિર્વાણ માટે મહાપુરુષો મથન કરે છે તે નિર્વાણ આ જીવનમાં ન મળતું હોય ને બીજા જીવન ઉપર આધાર રાખતું હોય, તો પછી એવા નિર્વાણનો ઉપયોગ શો?'

મહારાજા કનિષ્કે કહ્યું, 'આચાર્યદેવ! આ જુવાન વિહારમાં વસીને અને સાધુ થઇને જ જીવનનો મર્મ શોધવા મથે છે. એનામાં અદ્ભુત શક્તિ છે અને એ સંસારમાં રહે એમાં જ સમાજનું શ્રેય છે.'

આચાર્ય બોલ્યા: 'તથાગતે શું કહ્યું છે તે તને યાદ છે, જુવાન? અનાથપિંડદને તથાગતે કહ્યું છે કે ધન વૈભવ કે સત્તા મનુષ્યને બંધન કરતાં નથી, પરંતુ તૃષ્ણા ભરેલા હૃદયે એને ચોંટી રહેવાની મનોવૃત્તિ એ જ બંધન કરે છે. ક્યારે જીવન સમર્પણ કરવું એમ સમ્યક્‌રીતે જાણનારો માણસ જીવનમુક્ત છે અને તે આ જન્મમાં જ નિર્વાણ પામ્યો છે.'

જુવાનના હૃદયમાં અજવાળું અજવાળું થઇ ગયું હોય તેમ તે એકદમ બોલી થઇ ગયો: 'આ વિચાર હું કરી રહ્યો હતો, પણ કોઇ આચાર્યે મને ટેકો આપ્યો નહિ, કોઇ શાસ્ત્રે સંમતિ આપી નહિ, એટલે મને લાગ્યું કે હું ખોટો છું, અધાર્મિક છું, નાસ્તિક છું.

આચાર્ય બોલ્યા: 'મારો તને ટેકો છે, જા. ઊંચામાં ઊંચી ધાર્મિકતા પોતાના માનેલા ધર્મ માટે જીવન સમર્પણ કરવું તેમાં છે.'

કનિષ્ક બોલ્યા: 'એના જેવો વિદ્વાન ભિષગ્વર ભર્યો ભારતવર્ષમાં અત્યારે નથી.'

આચાર્ય બોલ્યા, 'તારૂં નામ શું?'

જુવાન બોલ્યો, 'ચ ર ક!'

ચરક અને સુશ્રુત નામથી જે બે વિદ્વાન વૈદરાજ થઇ ગયા તે જ આ ચરક. અશ્વઘોષના ઉપદેશને પરિણામે તે બૌદ્ધધર્મનો સાધુ થતો મટયો અને એને હાથે ભારતવર્ષની વૈદ્યવિદ્યાની અભિવૃદ્ધિ થઇ. 'ધૂમકેતુ'

# ગીત-સુધા



અમદાવાદમાં 'કાંકરિયું તળાવ એ સુંદર સ્થળ છે. ત્યાં દરરોજ સંધ્યાકાળે એક આંધળો ભિખારી આવીને એકતારા સાથે ભજનો ગાતો. સૌંદર્ય ને શાંતિની વચમાં એ એકતારા સાથે ગવાતાં એનાં કેટલાં યે ગીત, મેં દિવસોના દિવસ સાંભળ્યાં છે.

ઈશ્વરે એની આંખો તો લઇ લીધી હતી, પરંતુ એકતારા પર ગીતો સંભળાવી પોતાના ક્ષુદ્ર જીવનની મધુરતા વર્ષો સુધી એ ફેલાવી ગયો છે. હજારો પથિકોનો એણે શ્રમ ઉતાર્યો હશે; હજારો સંસારી જીવોના ભાર એણે ક્ષણવાર પણ ઓછા કર્યા હશે.

એને સાંભળ્યે આજે તો પાંત્રીસ વર્ષ થવા આવ્યાં, પરંતુ એનાં ફાટયાં શાં લૂગડાં, એને દોરીને લઇ જનારી એની નાની દીકરી અને એના ગરીબડા એકતારાનો રણકો હજી મને યાદ છે.

'મારી અરજ સાંભળોને, રામદેવ!'

એ એની અતિ પ્રિય ધૂન હતી.

※

એ જ કાંકરિયા તળાવની નગીના વાડીની અગાશામાંથી એક સાંજે હું મેઘ જોતો હતો. ખેતરોમાંથી ઘેર આવતા બળદોના ઘંટારવ દૂરથી સંભળાતા હતા, ટેકરીઓ લીલીછમ થઇ ગઇ હતી, આકાશ ઘનશ્યામ બન્યું હતું, ને મંદમંદ પવનથી તળાવનું પાણી લહેરો લેતું હતું. એવામાં મજૂરણોનું એક ટોળું ગરનાળા તરફથી આવતું દેખાયું. એમના હાથમાં દાતરડાં હતાં. ખેતરોમાંથી કામ કરીને પેલા બળદોની પાછળ એ આવતી હશે. એમનાં રંગીન વસ્ત્રો, ઘેરાએલાં વાદળ અને લીલા ઘાસમાં અનેરી ભાત પાડતાં હતાં. ઝીણો ઝરમર વરસાદ પડવા લાગ્યો. મજૂરણોએ ગાવા માંડયું:

'મોરલી તે વાગી રંગ રાણે રે,
કોણ મનાવવા જાય, રંગ મોરલી—'

એક ગાતી ને બીજી ઝીલતી. બધું વાતાવરણ એ ગીતથી ભરાઇ ગયું. હું પણ એ સાંજે એ ગીત ઝીલતો

હતો ને આજે ૩૩ વર્ષ થયાં હજી ઝીલ્યા કરું છું.

ॐ

રંગરંગીત કાગળની વાંસળીઓ ભરવેલું એક મોટું ઝાડ લઈને મિયાં ચાલતા હતા. સરિયામ રસ્તે, લોકોની ભીડમાં થઈને એ માગ મુકાવતા જતા હતા. ઝાડમાંની એક બોઈઆની બનાવેલી, કાગળ ચોડેલી, ખાસ વાંસળી પોતે બજાવવા લાગ્યા ને એક મીઠી ચીજ છેડીઃ

'હમસે લાગી નજરિયાં તુમ્હ રી રે.'

પલટા લેતા ને આલાપ પણ આપતા હતા. પચીસેક વર્ષ થઇ ગયાં. એ રસ્તે થઈને કોણકોણ જતું હતું એ તો મને યાદ નથી. પણ એ મિયાં, એના હાથમાંનું પેલું વાંસળીઓનું ઝાડ ને એ વગાડતા હતા તે સૂરની મિઠાશ હજી મને સાભરે છે. આખે રસ્તે ને પાસેનાં ઘરોમાં સુદ્ધાં એ મિઠાશ ફેલાઇ ગઇ હતી.

ॐ

દર વર્ષે વ્રજભૂમિ તરફથી બે બ્રાહ્મણો આવતા. એ બાપદીકરો હતા. એકની પાસે ઘૂઘરીઓવાળી ખંજરી ને બીજા પાસે લાકડાની કરતાલ રહેતી. એ ઘણાં ભજનો ગાતા. બેત્રણ મહિને પાછા જતા ત્યારે ઘેરઘેરથી એમને માત્ર શેરબશેર દાણા મળતા. એમના ભજનોમાંથી એક મારા અંતરમાં વસી ગયું છેઃ

'ચટક દરસન કી લગી હે તનમેં
મોતી સબ બિસાયે જગમેં.'

મારા પિતાજીની માંદગી ચાલતી હતી. એમને કંઇ ગમતું નહિ ને એને લીધે આખા ઘરમાં ગ્લાનિ ફેલાઇ ગઇ હતી. એવામાં આ બ્રાહ્મણો આવ્યા. પિતાજીએ એમને ઘરમાં બોલાવ્યા. ખંજરી ને કરતાલ સાથે એમણે તે વખતે ઘણાં ભજનો ગાયાં હતાં અને અમારી બધાની ગ્લાનિ દૂર કરીને પિતાજીનું દુઃખ વીસરાવી દીધું હતું. ચાળીસ વર્ષ પરની આ વાત છે.

બે વર્ષ પર જ હું મથુરા ગયો હતો. વિશ્રામઘાટ પર બેઠોબેઠો યમુનાના ગોરાં જલ જોઇ રહ્યો હતો; એવામાં વૈષ્ણવ માર્ગની આપણી ગુજરાતી સ્ત્રીઓનાં ગીત મેં ત્યાં સાંભળ્યાં ને આશ્ચર્ય થયું હતું. બધાં સાથે જ ગાતાં હતાં ને ગાતાંગાતાં ના'તાં હતાંઃ

'જય! જય! મહારાણી જમુના!
જય! જય! પટરાણી જમુના!
રામ ઘાટ, શ્યામ ઘાટ, ઠકરાણી ઘાટ
બીજા ઘાટ અનેક '—જય! જય!૦

ઘાટો પર હોડી ચાલતી હતી. વળી આગળ ચાલ્યુંઃ

જમુનાજીમાં, ઝીલતાં, વરસ્યો નવલખ હાર;
મોતી સઘળાં વેરાઇ ગયાં, હીરલો લાગ્યો છે હાથ'

કોઇકોઇ યાત્રીઓને તીર્થક્ષેત્રોમાંથી કૃષ્ણરૂપી હીરલો હજી પણ કવચિત્ હાથ લાગી જાય છે એમ હું બબડ્યો. ગીત હજી વારંવાર ચાલતું હતું. ત્યાં પાછા ચાળીસ વર્ષે પેલા વ્રજભૂમિના બ્રાહ્મણો મને સાંભર્યા ને હું પણ ગાવા લાગ્યો કેઃ

'ચટક દરસન કી લગી હે તનમેં
મોતી સબ બિસાયે જગમેં.'

ॐ

અમદાવાદ પ્રાર્થના સમાજનો વાર્ષિક ઉત્સવ હતો. ધૂપની સુગંધ ફેલાઇ રહી હતી ને દીપ ઝળહળી રહ્યા હતા. પત્રપુષ્પનાં તોરણોથી મંદિર શોભી રહ્યું હતું. સારંગી ચાલી ને ફતેસિંહ ગાયકે પ્રાર્થના શરૂ કરી. સ્વ. કૃષ્ણરાવ ભોળાનાથે પછી નીચેનો અભંગ ગાયોઃ

'આજ ભક્તરંદ, ધરીને આનંદ,
સત્ય સુખકંદ, ધામે ચાલો.
ચાલોને હર્ષે, પ્રેમભાવું સંગે,
લઇ હર્ષ રંગે, માર્ગે મ્હાલો.

કિન્નર કંઠથી બ્હેનો એમાં પોતાના સૂર મેળવતી હતી—

'એમ ભક્તબંધુ, જેવા સુખસિંધુ,
પીતા અમીબિન્દુ, પંથે પળો.
પ્હોંચી ઇષ્ટ લક્ષ, નીરખી સમક્ષ,
બ્રહ્માંડ અધ્યક્ષ, પાયે લળો.

એટલું આવતામાં તો મને આનંદસમાધિનો અનુભવ થયો. સંગીતને પાંચમો વેદ કહેવામાં આવ્યો છે એ યોગ્ય છે. બ્રહ્માંડના અધ્યક્ષને પ્રાર્થનાસમાજમાં હું એમ ઘણીવાર પાયે લાગ્યો છું.

ॐ

બીજે એક પ્રસંગે કવિ નાનાલાલનો ઉપદેશ હતો. ઉપદેશ પહેલાં એમણે શ્રીયુત ગટુલાલ ગોપીલાલ ધ્રુ પાસે પોતે જ યોજેલું એક ભજન ગવરાવ્યુંઃ

'સંધ્યા રંગ ઉઘડશે,
તેને આવશે, હો તેને આવશે'

એ સાંભળ્યે આજ તો ત્રીસ વર્ષ થઇ ગયાં છે, પરંતુ અનેક વાર એ ભજનના સ્મરણે મને નિરાંત આપી છે. આધ્યાત્મિક જીવનનાં અંધારાં જતાં, તેજે આવતાં ને રંગો ઉમેરાતા ઘણીવાર એ ગીતે મને અનુભવાવ્યાં છે.

ॐ

પ્રાર્થનાસમાજના ઉત્સવો પ્રસંગે સ્વ. રમણભાઈ કીર્તનો ઘણાં સારાં કરતા. છપ્પનિયા દુકાળનો પ્રસંગ

હતો. ભૂખ ને દુઃખના પોકાર ચારે દિશાએથી આવતા હતા. એ વર્ષે કીર્તનમાં તોફાને ચડેલા એક જહાજની વાત એમણે કહી: 'દરિયાઇ મુસાફરીમાં એક વખત તોફાન ચડી આવ્યું. બધા મુસાફરો હાંફળાફાંફળા બની રોકકળ કરતા હતા. તે વખતે માત્ર એક પુરુષ શાંતિથી એક ખૂણે બેસી રહ્યો હતો. એની સ્ત્રીએ પૂછ્યું, 'તમે એકલા આમ નિરાંતે કેમ બેઠા છો?' પતિએ તરત જ મ્યાનમાંથી તલવાર કાઢી ને પત્નીની સામે ધરી ઊભો રહ્યો. તલવારની ધાર હવામાં ભયંકર ચમકાર કરતી હતી. પતિએ પત્નીને પૂછ્યું, 'આનાથી તને ડર લાગે છે!' સ્ત્રી કહે:

'ભય શાને ધરૂં? અસિ પ્રિય કરે છે;
અસિ ધાર હો તીક્ષ્ણ ભલે.'

પતિએ તલવાર મ્યાન કરીને સ્ત્રીને બોધ આપ્યો કે 'હું નિરાંતે એટલા માટે બેઠો છું કે આ તોફાન કરનારનો હાથ પણ દુશ્મનનો નથી.

'સામગ્રી આ ભયભરી જલવાયુ કેરી,
છે એ હવા, પ્રિય કરે નિયમે રહેલી;
જે આજ્ઞા, મનુજના હિત વિણ અન્ય
ના આજ્ઞા કદી કરે વર એહ હસ્ત.

માટે તું શાંત થા ને અહીં બેસ.'

એમ કહી સ્વ. રમણભાઇએ તે દિવસના શ્રોતાજનોનાં હૃદયમાંથી દુષ્કાળનું દુઃખ દૂર કર્યું હતું. પણ તે પછીનાં સંસારનાં પણ અનેક દુઃખો વખતે આ ગીતે મને અનુપમ ધીરજ આપી છે.

'પાપ, તાપ, દુઃખ, છૂટિયાં, તિમિર ગયાં સૌ દૂર;
હરિમુખ, સન્મુખ સર્વદા, મોદ અખંડિત ઉર.
બંધન બાધા નવ નડે, સત્કૃતિ ભક્તિ કરંત;
જતી રહી ભીતિ મૃત્યુની, સતત શાન્તિ અનંત'

ખરા ભક્તની માનસિક દશા એ ઉપરના ભજનથી વર્ણવતા એ પણ મને તે દિવસથી મોઢે થઇ ગયું છે.

ॐ

કવિ નરસિંહરાવે પણ એક વાર પ્રાર્થના-સમાજમાં કીર્તન કર્યું હતું. સારંગી, હારમોનિયમ, મૃદંગ આદિ વાદ્યોની મદદ સાથે એમણે પોતે હાથમાં એકતારો લીધો હતો. મહાભિનિષ્ક્રમણ અને ઉત્તર-રામાયણના કરુણરસિક પ્રસંગો એમણે કીર્તનમાં વર્ણવ્યા હતા. એ આખો પ્રસંગ મારા મનમાં અમર થઇ ગયો છે. એ પ્રસંગે 'ગરબાવલિ'થી પ્રસિદ્ધ થએલા ટ્રેનિંગ કૉલેજના શિક્ષક સ્વ. બાપાલાલનું એક ગીત એમણે ગવડાવ્યું તે સૌથી ઉત્તમ હતું:

'ગરવાં સોહલાં રે, સંતો સુખે જગતથી ન્યારો,
નીતિ ભક્તિમાં રે, રહીને પરમારથને સારો;
ચેતી ચાલ્યા ચિત્તમાં તે જરી નહિ પસ્તાશે—ગરવાં૦
. . .       . . .       . . .
સુતાં સાંભળે રે, સંતો શાન્ત મને સુખ ગાજે,
નાદ નવાનવા રે, પ્રભુજી સદા વસે સંગાથે,
જાણે દુંદુભિ દેવનાં કંઇ ગગન વિષે રહી ગાજે'—ગરવાં૦

ॐ ॐ

એક વર્ષે સ્વ. ડૉ. ભાંડારકરનું કીર્તન પણ પ્રાર્થના-સમાજમાં બહુ સરસ થયું હતું.

'ચલતી ચક્કી દેખકે, દીયા કબીરા રોઈ,
દો પટ ભીતર આય કે, સાબિત રહા ન કોઈ.'

કબીરના જીવનની એ કથા એમણે જે કહી તે હું કદાપિ ભૂલ્યો નથી. એક વખત કબીર ઘંટીમાં દળાતા દાણા જોઇને રોઇ પડ્યા. એમણે વિચાર્યું કે આ બધા દાણા ઓરાય છે ત્યારે આખા હોય છે પણ બીચારા બે પડની વચ્ચે આવ્યા કે દળાઈ જાય છે. એક પણ સાબૂત—આખો નથી રહી શકતો. શો જુલમ છે! સંસારમાં પણ એમ જ થાય છે. આ સંસાર રૂપી ઘંટી બધાને દળી નાખે છે!

એ વખતે ગુરુ એને સાન્ત્વન આપે છે ને ઘંટીનાં પડ ઊંચાં કરાવી ખીલડાને વળગી રહેલા થોડાક દાણા આખા રહ્યા છે તે બતાવીને એને કહે છે કે 'સંસાર-ચક્રમાં ફરતાં જે થોડા જીવો આમ પ્રભુને વળગી રહે છે તે દળાઇ નથી જતા. માટે તું રો નહિ.'

ડૉ. ભાંડારકર સૂર્ય જેવા પ્રખર વિદ્વાન હતા. એમની માર્ગોપદેશિકાઓએ મને બહુ ત્રાસ આપ્યો છે, અને એમની બીજી તેજસ્વી વિદ્વત્તાનો લાભ લેવા જેટલી મારામાં શક્તિ નહોતી; પરંતુ ફક્ત આ એક કીર્તન—અને એ કીર્તનમાંયે પણ ઉપર આપેલી કબીરની કથા મારે માટે બસ હતી. એટલા ભાથાથી તો મારી આખા જીવન-રૂપી મુસાફરીમાં હરકત પડી નથી.



[ચાલુ] હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

# મહમદ સેલ



આ મહમદ સેલ કે છેલ? કોઇ બોલે મહમદ 'સેલ' ને કોઈ કહે મહમદ 'છેલ.' હું તો મહમદ સેલ બોલું છું ને બોલીશ. શહેરના છેલ લોકો ભલે એને મહમદ છેલ કહેતા. હું તો ગામડાનો, ને ગામડાના લોકો સેલ બોલે. મહમદ સેલને આખું કાઠિયાવાડ મહમદ સેલ કહેતું.

એક વાર કાઠિયાવાડભરમા 'મહમદ સેલ' 'મહમદ સેલ' થઇ રહેલું. દરબારોની કચેરીઓમા મહમદ સેલની વાતો, ચોરે મહમદ સેલની વાતો, પાણીશેરડે મહમદ સેલની વાતો, દેવમંદિરે મહમદ સેલની વાતો, ચૂલા પાસે મહમદ સેલની વાતો, નિશાળમા ને શેરીમા યે મહમદ સેલની વાતો.

'બાપુ, મહમદ સેલને આપણી કચેરીમા બોલાવોને; માળો જબરો જાદુગર છે.'

'એલા, મહમદ સેલ પાસે તો ભારે કરામત લાગે છે હો. કાં તો મેલડી કે જન કે ભૂતપલિત કે કાંઇક એણે સાધ્યું લાગે છે સાધ્યું.'

'એલી મણકી, સાંભળી ના એલ્યાં મહમદ સેલની વાત? કહે છે કે ઇ તો આકાશમાંથી ખરરર રૂપિયા પાડે છે, ને ઓરડીમાં પૂર્યો હોય એમાંથી બહાર નીકળી જાય છે.'

'આ, મહમદ સેલને માથે કોકનો હાથ લાગે છે હો! નિકર આવડો ચમત્કાર ન કરી શકે. નક્કી કોક ઓલિયો પીર મહેરબાન લાગે છે.'

'રેવા, સાંજનો ક્યાં હાલ્યો? ખબર નથી ગામમાં ઓલ્યો તારો કાકો મહમદ સેલ આવ્યો છે તે? કહે છે કે છોકરાને કુકડા બનાવીને ઘરે લઇ જાય છે!'

'એ છોકરાઓ, ચાલો ઝટ ભણવા માંડો છો કે? નિકર મહમદ સેલને બોલાવવો પડશે, યાદ રાખો; બે કાન વચ્ચે માથું કરી દેશે!'

એક સો ને એક વાત મહમદ સેલને નામે ચાલતી.

અમે નાના હતા ત્યારે મહમદ સેલને સગી આંખે ભાળેલો. મહમદ સેલ ડીલે જાડો ને ઊંચો, છતાં બેઠી દડીનો લાગે. સેલનું મોઢું ઘુંમટા જેવું ભરાવદાર, ને હોઠ ઉપર પૂળો પૂળો મૂછો. મૂછો વાંકડી ને રૂઆબદાર. ચહેરો પહોળો ને નાક જરાક નીચું ને પહોળું. મોઢું આખું ગડન દાઢીથી ભરેલું. મહમદ સેલ એટલે જાણે વકરી ગએલો માકડો. આમ આંખો કાઢે તો નાનાં છોકરાં દેખતાં જ ફાટી પડે. મારિયાનો મિયાણો.

સેલને માથે કાઠી દરબારો જેવું પેચદાર પાઘડું, ડીલે પેરણ ને ઉપર કિનખાબનો કબજો. કેડે બેટ ને મહીં જમૈયા. ખભે પટ્ટો ને પટ્ટે દારૂ ભરવાની કોથળી છાતીએ હમેલ ને ઉપર રૂપિયા ને ચાંદ જડેલા.

મહમદ સેલના ખેલો પણ અમે જોએલા. અમે મામાને ત્યાં ચીતળ સ્ટેશને હતા, ત્યાં સેલ કાકો આવ્યા. અમે એને સેલ કાકા કહેતા. કાકાએ રૂપિયો લીધો ને ઊંચો હાથ કરી ઉડાડી દીધો! અમે તો જોઇ જ રહ્યા! કાકો કહે શું ખાવું છે? કોઇ કહે રેવડી, કોઇ કહે પેંડો, કોઇ કહે કાજુ. કાકાએ ફટ મૂઠીમાંથી રેવડી, પેંડા ને કાજુ કાઢી આપ્યા!

અમે તો નાના એટલે આભા જ બની ગયા! આ સેલ કાકા તે માણસ કે દેવ? અમે માંહોમાંહ્ય વાતો કરીએ 'સેલ કાકાને મંતર આવડતા હશે ખરૂં? સેલ કાકાને બાવન વીર સહાયે હશે ખરૂં?'

સાંધાવાળાઓ સેલ કાકા વિશે ગપાટાઓ હાંકે ને અમે મોંહાબેંહા સાંભળીએ.

દાદન સાંધાવાળો કહેશે, 'અરે, આ સેલ કાકાએ એક વાર રેલ ગાડીના ડબ્બે ડબ્બા છૂટા પાડી દીધા'તા. એની પાસે ટિકિટ માસ્તરે ટિકિટ માગી તે એવા ખીજાણા . . . . એવા ખીજાણા . . . . કે ડબ્બે

ડબ્બા છૂટા! એંજન ને બીક પણ નોખાંનોખાં!'

અમે કાન દઈને સાંભળીએ. નાના એટલે બધું સાચું માનીએ. મનમાં થાય કે મહમદ સેલ તો ભારે જબરો.

આ તો મોટા થયા ત્યારે ખબર પડી કે એ વાતો તો ગપાટા. એટલું ખરું કે મહમદ સેલ જબરો જાદુગર હતો. હાથચાલાકીના ખેલો જાણતો. નકરી ચાલાકી. જાદુ કે મંતર તંતર કે એવું કંઇયે નહિ.

તો યે મહમદ સેલ વિશે ગપ્પાં બહુ ચાલે. રવિભાઇ એક દિવસ કહે કે, 'અરે મહમદ સેલે તો દાઢીમાંથી દોઢસો ટિકિટો કાઢી'તી! બસ એને ટિકિટ માસ્તરે રોક્યો કે તારી ટિકિટ ક્યાં? ત્યાં કર્યો દાઢીમાંથી ટિકિટનો ઢગલો! ભાર છે પછીથી કોઇના કે મહમદ સેલ પાસેથી ટિકિટ માગે?'

ગપ્પાંમાં એટલું સાચું કે સેલ ટિકિટ લે નહિ ને એની ટિકિટ કોઇ માગે નહિ. બાકી જૂની ટિકિટો ભેગી રાખે ને ખેલ કરવો હોય ત્યારે કાઢી બતાવે.

એક વાર અમે બધા નિશાળિયા એની વાંસે ફરતા હતા. સેલના મોઢા આગળ ને પાછળ ગોડી ધીંગ. સેલ કહે, 'એલા ભાગો છો કે? નહિતર ગધેડાં બનાવી દઇશ!' તો યે અમે પાછળ ચાલ્યા. સેલ કહે 'એલા છોકરાઓની છોકરીઓ થઇ જવું છે કે? ભાગો, નિકર છોકરીઓ બનાવી દઇશ!'

અમે બીકના માર્યા ભાગી ગયા.

મહમદ સેલની તો આવી કેટલી યે વાતો ચાલે છે. પણ એટલી બધી કંઇ લખી શકાય?

આપણા રવિભાઇ વાતો કરવાના ભારે શોખીન. એ જ એક વાત લાવેલા. એક ડોશી હતી. બિચારીને દીકરી પરણાવવી હતી. પૈસા ન મળે. સેલ કાકાને પગે પડી. સેલ કાકા કે લાવ માટલી ને ભરી દે રૂપિયા. કાકાએ હાથ ખંખેરવા માંડ્યા ને માટલીમાં રૂપિયા ભરવા માંડ્યા! બાઈને મહમદ સેલે કીધેલું કે 'જોજે, કાલ સુધીમાં બધા પૈસા ખરચી નાખજે! નિકર ધનની ધૂળ થઇ જશે!'

પણ હવે આવાં ગપ્પાં બસ રાખીએ. મુદ્દે મહમદ સેલ એક અજબ જેવા ખેલાડી હતા. હાથચાલાકી તો જાણે એના બાપની.

સેલ આનંદી ને ખુશમિજાજી હતા. પોતે ઓલિયા જેવા દેખાતા ને રાજરૂવાબથી રહેતા. સેલ કાઠિયાવાડના એક ગજબના જેવા માણસ થઈ ગયા.

સેલનો દીકરો જીવે છે. એને પણ જાદુના ખેલો આવડે છે. તે બોલતો નથી. સેલની જેમ એ પણ ફરે છે ને ખેલો કરે છે. પણ ક્યાં સેલ ને ક્યાં એનો દીકરો! એને કોક જ ઓળખતું હોય તો. બાકી સેલને તો આખું જગ જાણે. જગ એટલે આપણો કાઠિયાવાડ; ને બહુ બહુ તો ગુજરાત. ગિજુભાઈ

# સૂતરને દોર



સોનેરી દોર, એક સોનેરી દોર,
સૂરજ ઊગે છે સોનેરી દોર:
રૂપેરી દોર, એક રૂપેરી દોર,
ચાંદો ખીલે છે રૂપેરી દોર.



હીરાની દોર, એક હીરાની દોર,
તારા તગે છે હીરાની દોર:
નીલમની દોર, એક નીલમની દોર,
સંધ્યા સરે છે નીલમની દોર.



પ્રીતિની દોર, એક પ્રીતીની દોર,
પૃથ્વી પૂજે છે પ્રીતિની દોર:
સૂતરને દોર, મારે સૂતરને દોર,
સ્વરાજ્ય આવે છે સૂતરને દોર.

'ગોહિનાચન્દ્ર'



# માધુકરી

ધરી પરમ મંત્ર એક ભડ માતૃસ્વાતંત્ર્યનો,
ગ્રહી બલિ હથેળીમાં જીવનનો, પનોતા ઊભા;
ફૂટે શિર, ખડી પડે કંઇક અસ્થિ, સાંધા તૂટે,
ભમે શિર, ભલે બળે શરીરમિંહી મિટ્ટી વિશે,
ન તો ય પ્રતિકારવો કદી ય ઘાવને ઘા થકી,
(પ્રસ્થાન) દઇ અરપી પ્રાણ, ને પરમ પ્રાણ પેટાવવો.—સુંદરજી ગો. બેટાઈ

## મૅક્સિમ ગૉર્કી

રશિયન પ્રજાના પુનર્વિધાન અને રશિયાની રાજકીય ઉત્ક્રાન્તિમાં સાહિત્યકારોનો જેવોતેવો ફાળો નથી; બલ્કે રશિયાનું આજનું નૂતન રાષ્ટ્રવિધાન ઘણુંખરૂં ત્યાંના નવા યુગના સાહિત્યકારોની અસરનું પરિણામ છે. એવા અનેક સાહિત્યકારોમાં લીઓ ટૉલ્સ્ટૉય ને મૅક્સિમ ગૉર્કીનાં નામ અગ્રણી છે

ટૉલ્સ્ટૉય ગર્ભશ્રીમંત અમીરનું ફરજંદ હતો; જીવનપલટો કરી, જમીનદારીની બાદશાહી ને મોજશોખ છોડી, તેણે સામાન્ય રશિયન ખેડુતનું જીવન સ્વીકારી ગરીબની જોડે અનુસંધાન કર્યું ગૉર્કી ગરીબ રશિયન ગ્રામપ્રજાના એક મામૂલી ગાદીતકિયા મઢનાર કારીગરનો છોકરો હતો; ને જગતના સાહિત્યસ્વામીઓની હરોળમાં આજ ઊભેલો છતાં હજી મહત્તાનો દંભ એને લેશમાત્ર સ્પર્શી શક્યો નથી

રશિયાનો સામાન્ય પ્રજાવર્ગ જેને પોતાના જીવનનું હૂબહૂ, સત્ય ને વેધક પ્રતિબિંબ આલેખીને જગત સમક્ષ ધરનાર સમર્થ સાહિત્યકાર તરીકે સન્માને છે તે મૅક્સિમ ગૉર્કીના નામનો અર્થ 'કડવો મૅક્સિમ' એવો થાય છે. પરંતુ એ તો એનું તખલ્લુસ છે. એનું ખરૂં નામ તો ઍલેક્સી મૅક્સિમૉવિચ પેશ્કૉફ. પણ નીચેનું એનું ટૂંકું જીવન બતાવે છે તે પ્રમાણે શરૂઆતની જીંદગી જે હાડમારીઓ ને જહેમતોમાં એણે ગાળી તેની કડવી અસરને લીધે એણે એવું વિચિત્ર તખલ્લુસ પસંદ કર્યું (રશિયન ભાષામાં ગૉર્કી એટલે કડુ) અને તેથી જ એનાં શરૂઆતનાં લખાણોમાં જીવન પ્રત્યે કડવું વલણ જોવામાં આવે છે.

પાંચ વર્ષના મૅક્સિમને નિજની-નૉવગૉરોડના ભર્યા ગામમાં અનાથ મૂકીને એનો ગરીબ કારીગર બાપ ગુજરી ગયો, ને એ અનાથતામાં ઉમેરો કરી માતાએ પુનર્લગ્ન કર્યું એટલે નાનો મૅક્સિમ માતામહને ત્યાં મોટો થયો. પણ એ ગરીબ રંગરેજને ઘડપણમાં મોટા કુટુંબનું પોષણ કરવાના ખાખા પડતા ગયા અને અંતે નવ વર્ષના મૅક્સિમને જાતે જ પોતાનું ભરણપોષણ કરી લેવાનો વખત આવ્યો. તે પછીનાં પંદર વર્ષ એણે શી રીતે વીતાવ્યાં તે એનું મન જ જાણે છે. પેટનો ખાડો પૂરવા એને ચીંથરાં વીણવાનો, ફળફળાદિની ફેરી કરવાનો, ગોદીની મજૂરીનો, ભઠિયારાનો, મૂર્તિઓ રંગવાનો, દેવળના ગવૈયાના મદદનીશનો, વકીલની ગુમાસ્તીનો,—એવા એવા ચિત્રવિચિત્ર ધંધાઓ કરવા પડ્યા એ પંદર વર્ષમાં આવી વિવિધ રોજી મેળવવા એ નિજની-નૉવગૉરોડથી માંડીને ડાન્યૂબ તથા જ્યૉર્જિયા-કૉકેસસ સુધીનો પૂર્વ અને દક્ષિણ રશિયા આખો ખૂંદી વળ્યો, અને એ દરમ્યાન અનેક આપત્તિઓ ને વખા એને વેઠવી પડી.

બાળપણની અનાથતા અને આ ત્રાસભરી ગરીબાઈમાં એને શાળાનું શિક્ષણ તો પૂરૂં ક્યાંથી જ મળ્યું હોય? થોડું વાંચતાં લખતાં શીખેલો. પણ સાહિત્યનો ઉગમ અંતરમાંથી થાય છે; યુનિવર્સિટી-શિક્ષણમાંથી નહિ ઊગતી અવસ્થામાં જ કિશોર ગૉર્કીને એક એવો ગુરૂ મળ્યો જેણે એના અંતરના દરવાજા ઉઘાડી નાખ્યા. વૉલ્ગા નદીની એક હોડી ઉપરના એક રસોયા પાસે ગૉર્કી નોકર રહેલો. તેણે એને વાંચનનો રસ લગાડ્યો. એ રસોયા પાસે શોખથી ભેગાં કરેલાં ઘણાં જ સુંદર પુસ્તકોનો સંગ્રહ હતો. તેમાંથી એ રોજ ગૉર્કીને કંઇ ને કંઈ વાંચી સંભળાવતો. ગૉર્કીની જ્ઞાનપિપાસા ઉત્તેજિત થઇ અને એ તૃષાને તૃપ્ત કરવામાં, એને કદિ કોઇ શાળા ન આપી શકત એવી કેળવણી મળી.

જુવાન ગૉર્કીનું બીજું ઘડતર કર્યું કઝાન ગામના સેમસ નામના એક ભઠિયારાએ. અઢાર વરસની ઉમરે ગૉર્કી એને ત્યાં ભઠિયારૂં કરવા નોકર રહેલો. ગૉર્કીથી પંદર વર્ષ મોટો સેમસ બહુ તેજસ્વી બુદ્ધિનો ને મધુર આદમી હતો. એની અસરથી ગૉર્કીનું ચારિત્ર્યગઠન બહુ સંગીન થયું એને ત્યાં જ

ગૉર્કી પહેલવહેલો ક્રાંતિકારી ચળવળના પ્રસંગમાં આવ્યો. રામસ એક ક્રાંતિમંડળનો અગ્રણી હતો અને તેની દુકાનમાં રોજ રાત્રે મંડળની બેઠક જામતી. ભઠિયારાનો ધંધો એટલે રાત્રે ભઠ્ઠીઓ તો સળગતી જ હોય; એ જ કારણે સત્તાધીશોની શંકામાંથી એ મંડળ બચી જવા પામતું અને રોજ એ ભઠ્ઠીઓના ભડકાને ઓથે રહી સિતમગારોના જુલમોને બાળવાની બીજી પ્રચંડ જ્વાળાઓ ચેતાવતું.

તે પછીને વર્ષે સહૃદય માનવતાથી પ્રેરાઇને વહોરેલી એક ઘાત ગૉર્કીને માથે ગઇ તેણે એના શરીરના બંધેબંધ તોડી નાખ્યા ને એને જીવનભરનો માંદલો બનાવી દીધો. દક્ષિણ રશિયાનાં ગામડાંઓમાં તે ભટકતો હતો એવામાં એક ગામને પાદરે કેટલાક ખેડૂતો એક સ્ત્રી પર સામાજિક સજાનો અસહ્ય જુલમ ગુજારતા તેણે જોયા. કોઇ ખેડૂતની એ સ્ત્રીને બેવફા થવાના ગુનાહ બદલ, તેમની અનાદિ કાળથી ચાલી આવેલી શિક્ષાની પરંપરા મુજબ, ગાડાને ઠૂઠે તેનો ચોટલો બાંધીને પછી ગાડાને તોફાની ઘોડા જોડી સ્ત્રીને ઘસડતા ઘસડતા બીજે ગામ લઇ જવાની તેઓ તૈયારીમાં હતા. ગૉર્કીથી આ સિતમ સહ્યો ન ગયો. પેલી સ્ત્રીના રક્ષણ માટે તે એકલે હાથે ગામલોકોની સામે થયો, અને પરિણામે ક્રોધે ભરાએલા આખા ગામે—બસો ત્રણસો માણસોએ—તેના પર તૂટી પડીને નિર્દયપણે તેને બેશુમાર માર માર્યો. તેની પાંસળીઓ બધી ભાંગી ગઇ; તેનાં બંને જડબાંનો ચૂરો થઈ ગયો. મારથી અધમૂઆ ને મૂર્છિત બનેલા ગૉર્કીને મરી ગએલો ધારી તેમણે ગામ બહાર ખાઇમાં ફેંકી દીધો. ત્યાંથી બીજે દહાડે કોઇએ એને ઇસ્પિતાલમાં પહોંચાડ્યો. લાંબી મુદતે તે સાજો તો થયો, પણ મારથી ફેફસાં પર થએલા નુકસાનને લીધે એને જીવનભરનો ક્ષય ચોંટ્યો

રખડપાટ તો ચાલુ જ હતો. ધંધાઓ બદલાયા કરતા હતા. રૅલિયાપાઇન જોડેની મિત્રાચારીને લીધે (અને બેકાર હોવાથી પેટ પૂરવા) ગાતાં આવડતું ન હોવા છતાં તેની સાથે તે કઝાનની નાટકશાળાના ગાયકમંડળમાં નોકરીએ રહ્યો. આ દરમ્યાન વાંચન ચાલુ જ હતું અને લેખનની પણ થોડીથોડી શરૂઆત થઇ હતી. તેનો પરચો પણ તરત મળ્યો: પ્રચલિત ધર્મરૂઢિ સામે કંઈક નીડર લખાણ કરવા માટે ધર્માધિકારીઓએ તેનો 'ચર્ચ'માંથી મુદતી બહિષ્કાર કર્યો. ૧૮૯૭માં, એ બહિષ્કારની મુદત પૂરી થઈ તે જ દિવસે, ગૉર્કી ચર્ચમાં જ જઈ પરણ્યો.

૧૮૯૨માં ૨૪ વર્ષની ઉંમરે ટિફ્લિસની રેલ્વે વર્કશૉપમાં મિકેનિક તરીકે તે કામ કરતો હતો તે વેળા તેની પહેલવહેલી ટૂંકી વાર્તા એક સ્થાનિક રોજીંદા પત્રમાં પ્રકટ થઈ: મૅક્સિમ ગૉર્કીના તખલ્લુસથી,—જે નામે જ આજ આખું જગત એને ઓળખે છે. પણ એને ખરી કીર્તિ તો અપાવી ત્રણ વર્ષ પછી પ્રકટ થએલી 'ચેલકાશ' નામની એની વિખ્યાત નવલિકાએ ૧૮૯૫માં સેન્ટપીટર્સબર્ગના એક અગ્રગણ્ય સામયિકમાં તે



મૅક્સિમ ગૉર્કી

આવી ને જગતે એની પ્રતિભા બરોબર પ્રીછી. એ વાર્તાએ એને અપૂર્વ નામના અપાવી અને એનું નામ ટૉલ્સ્ટૉય જેવા સમર્થ વિચારકની જોડાજોડ મૂકાવા લાગ્યું. બે વર્ષ પછી ૧૮૯૭માં એનો પહેલો વાર્તાસંગ્રહ બહાર પડ્યો.

હથોડો છોડી એણે હવે કલમ પકડી; પત્રકારિત્વનો ધંધો લીધો; નાટકો, વાર્તાઓ ને છૂટક લેખો પર ખૂબખૂબ હાથ અજમાવ્યો. થોડા જ વખતમાં રશિયાના સીમાડા વટી એનું નામ દેશદેશાંતરમાં પહોંચી ગયું; જગતકીર્તિનો કળશ એને શિર ઢળ્યો.

કઝાનની ભઠિયારાની દુકાનની પેલી ક્રાંતિ-મંડળીઓની છાપ દિવસે દિવસે મન પર દૃઢ થતી જતી હતી અને રશિયામાં દિનપરદિન વધતી જતી સત્તાધીશો ને ધનિકો તથા જમીનદારો ને ધર્માધિકારીઓની આપખુદીની સામે હવે ખુલ્લી રીતે તે વલણ ધરાવતો થયો હતો. ૧૮૯૯માં સોશિયલ-ડેમોક્રેટ મંડળમાં તે જોડાયો તેની સાથે જ પોલીસને ચોપડે તેનું નામ ચડ્યું અને જેલની મુલાકાતો થવા માંડી! પણ એથી તો એની નામના વધતી જ ચાલી.

૧૯૦૫માં ક્રાંતિની ચળવળમાં એણે છડેચોક ભાગ લીધો અને શિશિર-રાજમહાલય (વિન્ટર પૅલેસ) ઉપર બિશપ ગૅપન કામગારો ને કારીગરોની જે ધાડ લઈ ગયો તેની પકડાપકડીમાં એ પણ ઝડપાઈ ગયો. આ સમયનો એક નોંધપાત્ર જેવો પ્રસંગ એ છે કે સેંટપિટર્સબર્ગની સાયન્સ ઍકૅડેમીમાં આ જ વર્ષે તેનું નામ રદ થએલું. ઝાર પાસે જ્યારે એ કામગીરી મંજૂરી માટે ગઈ ત્યારે એણે ગૉર્કીનું નામ

એમાં જોતાં જ હાંસિયા પર શેરો માર્યો કે 'બહુ જ વિચિત્ર!' કહેવાની જરૂર નથી કે ગૉર્કીની ઍકેડેમીની નીમણુક રદ થઇ. આથી બન્ને બહુ ખળભળાટ મચ્યો ને ગૉર્કીના બે મિત્રો ચેકૉફ અને કૉરૉલેંકોએ તો ઍકેડેમીમાંથી રાજીનામાં આપી દીધાં.

ક્રાંતિની ચળવળમાં હવે તે ઘણો વખત આપતો. પણ રાત ને દિવસ પોલિસની છૂપી નજરની છાયા તળે જીવન ગાળવાથી તે કંટાળી ગયો, એટલે ૧૯૦૬ના અંતમાં મૉસ્કોના નાટ્યકલાગૃહની નટી ગાદામ આંદ્રેવ્નાના સાથે અમેરિકામાં ઝારશાહી–વિરોધી પ્રચારકાર્ય કરવા જવા માટે તેણે રશિયા છોડયું. પણ પરિણામ સારું ન આવ્યું. છેવટે ૧૯૦૭માં તે કૅપ્રી મુકામે જઇને ઠરીઠામ થયો. અહીં તેને લેનિનનો પરિચય થયો અને બંને વચ્ચે મૈત્રી જામી.

. કૅપ્રીમાંના વસવાટ દરમ્યાનની છ વર્ષની એ મૈત્રીમાં બન્નેએ મળી નૂતન રશિયન રાષ્ટ્રવિધાનનાં કૈં કૈં સ્વપ્નો રચ્યાં, કૈં કૈં યોજનાઓ ઘડી. સમય પાકતો આવતો લાગ્યો. ૧૯૧૩માં ફરી સૅંટપિટર્સબર્ગ આવીને ગૉર્કીએ 'લૅટોપિસ' નામનું એક પત્ર શરૂ કર્યું. ત્યાં તો, પૂરું વર્ષ પણ ન વીત્યું ને મહાયુદ્ધ સળગ્યું. ગૉર્કીનું વલણ યુદ્ધવિરોધી શાંતિપક્ષનું હતું.

પણ હવે ઘણા સમયની સાધના, તપશ્ચર્યા અને લોકોની મૂંગી સહનશીલતાનું ફળ પાકી ગયું હતું. જુલમનો ઘડો ભરાઈ ચૂક્યો હતો. કાળની નોબત ગગડી ઊઠી ને ક્રાંતિકારીઓએ બરોબર સમય વર્તી નગારે ઘાવ દીધો. મહાયુદ્ધની જ્વાળાઓ હજી એક તરફ શમી પણ નહોતી ત્યાં રશિયામાં બોલ્શેવિઝમનો હુતાશ શતશિખાએ ભભૂકી ઊઠ્યો. કોઇની મગદૂર નહોતી કે એનો સામનો કરી શકે કે એને શમાવી શકે. કા તો એની સાથે ભભૂકતું રહ્યું, કા તો એમાં ભસ્મ થતું રહ્યું.

લેનિન હોય ત્યા ગૉર્કી હોય જ. ૧૯૧૭ના એ રશિયન રાજ્યપલટા તરફ એણે સહૃદય સહાનુભૂતિ આપી. ક્રાંતિ પૂરી થઇ, ઝારશાહી નાબૂદ થઇ ને બોલ્શેવિક રાજ્યતંત્ર સ્થપાયું ગૉર્કી તેમાં શિક્ષણ ને સંસ્કારિતાનો મુખ્યાધિકારી નીમાયો.

પણ એની તબિયત હવે રશિયાની ઠંડી હવા સહી શકે તેવી રહી નહોતી. એની ઘણી આનાકાની અને વિરોધ છતાં લેનિને એને આગ્રહપૂર્વક એની તબિયતને ખાતર રશિયાની બહાર વસવાટ કરવા મોકલ્યો. થોડો સમય ફિન્લૅન્ડમાં ને ત્રણ ચાર માસ જર્મનીના બ્લૅક ફૉરેસ્ટમાં ગાળી અંતે ૧૯૨૨માં તે ઇટાલીના કૅપો ડી સૉરેન્ટો ગામે આવી વસ્યો, અને એ જ આજ આઠ વર્ષથી એનું કાયમી વતન થઇ રહ્યું છે. વચ્ચેવચ્ચે જરૂર પડયે તે સારી ઋતુમાં રશિયા આંટો મારી આવે છે

'ગૉર્કીની સાહિત્યપ્રવૃત્તિના ત્રણ સ્પષ્ટ વિભાગ પડી આવ્યા છે. શરૂઆતનાં વર્ષોમાં તેણે નવલિકાઓ લખી જેણે એને કીર્તિમાળ આરોપાવી. એ વાર્તાઓનાં મુખ્ય પાત્રો ભટકેલ રખડુઓ અને સમાજે તરછોડેલી વ્યક્તિઓનાં છે. પણ ગૉર્કીએ સહૃદય સહાનુભાવથી એમનાં જીવનનાં જે ઉઠાવદાર

ચિત્રો આલેખ્યાં છે ને એમાં રહેલી રંગીલા જીવનની બ
વર્ણવી છે તેને લીધે એ રશિયનોમાં અતિ પ્રિય થઈ પ
'ચેલકાશ ને બીજી વાતો', 'જે માણીઓ એકદા માનવી હ
તથા 'એક નવલકથાની કથા ને બીજી વાતો' એ ત્રણ એ
ટૂંકી વાર્તાઓના સંગ્રહ છે.

૧૮૯૯ પછી એણે લાંબી નવલો ને નાટકો લખવાં
કર્યાં અને એમાં રશિયન પ્રજાજીવનનું વિશાળ દૃષ્ટિબિંદુ સ
તેના બળતા પ્રશ્નો છણ્યા. 'પાતાળાગાર' (લોઅર ડેપ
નામનું એનું નાટક જગ-પ્રસિદ્ધિ પામ્યું છે. બર્લિનમાં
લાગટ બે વર્ષ સુધી ભજવાએલું. બીજું એક એનું નાટક 'ર
વાસો' (નાઈટ્સ લૉજિંગ) નામનું છે. લાંબી નવલકથાએ
રશિયા–અને દુનિયા–ના આમવર્ગે જેને અંતરથી વધાવી
'જનેતા' (મધર) નામની કથા. આમજીવનનું પ્રતિબિ
પાડતી એ સમાજવાદી નવલનો અનુવાદ ચાલુ વાર્તા ત
ગુજરાતી માસિક 'નવયુગ'માં આવે છે. 'મસ્ત' (ફ્રેડ
'જાસૂસ', 'મારું બાળપણ' અને 'દુનિયામાં' એ ચાર
બીજાં નવલો છે. એમાંનાં છેલ્લાં બે એની આત્મકથા
છે, અને એના પ્રકાશન સાથે એની સાહિત્યપ્રવૃત્તિનો 
—અને વધારે ઉજ્જ્વલ—તબક્કો શરૂ થયો છે. પછી
એણે 'મારી વિદ્યાપીઠો'માં પોતાની યુવાવસ્થાનાં સ્મ
આલેખ્યાં અને 'સંસ્મરણો' નામના પુસ્તકના એક ભાગ
'ટૉલ્સ્ટૉયનાં સંસ્મરણો' જે આલેખ્યાં તે તો બહુ જ 
અને પ્રસિદ્ધિ પામ્યાં. 'મારી રોજનિશિમાંના થોડા 
એ પણ એનું એટલું જ આદરપાત્ર—ને છેલ્લું—પુસ્તક

રશિયનોના જીવનનું વેધક ચિત્ર આલેખવામાં ગૉ
હજી કોઇ આંટી શક્યું નથી. એનું પાત્રાલેખન જેટલું ઉ
દાર અને સજીવ છે તેટલું જ વિશાળક્ષેત્રી છે.

વાંચનનો જુવાનીનો શોખ એનો હજી ઓસર્યો 
'પુસ્તક તો—' એ લખે છે કે 'હાથમાં લઉં છું ને મને રોમ
થાય છે ને પ્રેરણાના ઓઘ છૂટે છે. મારામાં જે કાંઇ
માનવ તત્ત્વ હશે તે બધું ગ્રંથવાચનને પ્રતાપે છે.' નૉર્વે
વેજ લેખક નટ હૅમ્સન, ફ્રેન્ચ લેખક રોમાં રોલાં
જર્મન સાહિત્યકાર ટૉમસ માન—જે હમણાં છેલ્લું નો
ઈનામ જીત્યો—એના પ્રિય લેખકો છે. (સંકલિ

## સર ઑરેલ સ્ટીન મધ્ય એશિયાની શોધખો

મધ્ય એશિયાના 'ગૉપ'ના રણની સૂકી રેતીમાં મા
જાતિનો જે ભૂંસાઈ જતો ઇતિહાસ છુપાએલો છે તેને
કરવા અને તેનું રહસ્ય જગતની પ્રજા સમક્ષ રજુ કરવા
હંગરીના પેલા ૬૮ વર્ષના વૃદ્ધ જુવાન સર ઑરેલ સ્ટીને
વખત ફરીથી પ્રયાસ આદર્યો છે. સર ઑરેલ સ્ટીન એ
બ્રિટિશ હિંદનો દીર્ઘ કાળનો વિશ્વાસપાત્ર, સાહસિક ને વિ
સેવક; સંસ્કારિતા અને જ્ઞાનનો રૂપભંડાર તેનો કીર્તિસં
હિંદ બહારના પ્રદેશોમાં પણ મહેકે છે. આજ ૬૮ વ

પાકટ વયે પણ આવું ભગીરથ કાર્ય ઉપાડવામાં રહેલો એનો અડગ નિશ્ચય, જુવાનોને પાણી ચડાવે તેવી કાર્યશક્તિ, અદમ્ય ઉત્સાહ અને ધ્યેયની સાધના પાછળની એની શુદ્ધ નિષ્ઠા એ બધા ગુણો નિર્બળમાં પણ શક્તિ ભરે તેવા છે. તેની આ વખતની મુસાફરીનું ખર્ચ અમેરિકાની હાર્વર્ડ યુનિવર્સિટી અને બ્રિટિશ મ્યૂઝિયમે માથે લીધું છે, અને એ નીડર ને અડગ મુસાફરે પોતાના રસાલા સામે દૂરનાં એ મોહક અને કષ્ટસાધ્ય ચીનાઈ તુર્કસ્તાનના એ રણમાં ક્યારની મુસાફરી શરૂ કરી દીધી છે.

મધ્ય એશિયાના એ રણનો ઇતિહાસ જાણવા જેવો છે. એક વખત આ રણ એશિયા ખંડની મધ્યમાં ભૂમધ્યસમુદ્ર સરખો મહાસમુદ્ર હતો અને તે દ્વારા ચીન તથા પૂર્વ યુરોપ એકબીજા સાથે વેપારથી જોડાએલાં હતાં. આજે તેની આસપાસ ઊંચા પર્વતોની હારમાળા આવેલી છે: દક્ષિણે કારાકોરમ, ક્વેનન્લુન અને આલ્ટીન ટાઘ તથા ઉત્તરે ટીએન-શાન. એ પર્વતોમાંથી વહી આવતી નદીઓ આ વિશાળ રણના મેદાનમાં પડે છે. પણ એ પર્વતો પવન ને હવામાનથી સદાકાળ અને બહુ ઝડપથી ઘસાતા રહેતા હોવાથી ત્યાં રેતીનાં મોટાં તોફાનો સતત થયા જ કરે છે; એટલે ત્યાં વસ્તી ઘણી થોડી છે. આમ પર્વતો ઘસાતા જાય છે અને તોફાની પવનોનાં સતત ઝાપટાંઓ પર ઊડીઊડીને રેતીના ઢગના ઢગ રોજરોજ એ એક વખતના મહાસાગરનું તળ પૂરતા જાય છે. અગાઉની નદીઓ પણ બધી આજે પૂરાઇને માત્ર વોંકળા જેવાં ઝરણાં રહ્યાં છે. સમુદ્ર પૂરાતાં પૂરાતાં બાકી રહેલું લૉબનોર નામનું સરોવર પણ હવે તો એવું પૂરાઇ જવા આવ્યું છે કે વર્ષાઋતુ સિવાય વર્ષના બાકીના ભાગમાં તે લીલું ઘાસ ઊગેલું ભેજવાળું ખારા પાણીનાં ખાબોચિયાંના સમૂહ જેવું જ માત્ર જણાય છે. શો કુદરતનો કેર છે? એક વખત આ જ ભૂમિ પર આજની મહાપ્રજાઓની જનેતા, હજારો વર્ષ પહેલાંની પ્રથમ માનવપ્રજા ઉછરી હતી ત્યાંથી ફેલાતીફેલાતી એ પ્રજાની પરંપરાએ આજે જ્યારે જગતભરના દેશોમાં પોતાનો કુલવિસ્તાર કર્યો છે ત્યારે માનવજાતિ અને સંસ્કૃતિનું એ ઉદ્ગમસ્થાન કુદરતી મહાવના ભયંકર પંજામાં સપડાયું છે!

અગાઉ એક વખત આ ભૂમિ ઉપર સર ઑરેલ સ્ટીન જઇ આવ્યા છે ને તે વખતની શોધખોળને પરિણામે ખાતરીપૂર્વક સાબિત કરેલું છે કે ૨૦૦૦ વર્ષો પહેલાં આ ભૂમિ પર થઇને વેપારીઓની વણઝારો ચીનની પેદાશ યુરોપમાં અને યુરોપની પેદાશ એશિયાના દેશોમાં લાવતી લઇ જતી. સાત જ સૈકાઓ પહેલાં વિખ્યાત મુસાફર માર્કો પોલોએ ઇરાન અને ચીન વચ્ચે મુસાફરી કરેલી તે પણ આ જ માર્ગે થઇને, અને તેનું તેણે આબેહૂબ વર્ણન કર્યું છે.

સર ઑરેલ સ્ટીન પૂર્વની ભાષાઓના તલસ્પર્શી જાણકાર છે; તેમને તમામ જાતનાં વાહનોની મુસાફરીનો બહોળો અનુભવ છે; તેમની નિરીક્ષણશક્તિ અદ્ભુત છે અને પુરાણ ઇતિહાસ તથા પુરાતત્ત્વનું તેમનું જ્ઞાન અદ્વિતીય છે. એટલે આ શોધખોળ માટે એ જ સુયોગ્ય માણસ છે. એમનો રસાલો બે ભાગમાં વહેંચાએલો છે. આખો રસાલો હિંદુકુશ અને કારાકોરમના ઊંચા પર્વતો વચ્ચેના ઘાટમાંથી પસાર થશે. એક ભાગ સ્વાતના રાજ્યમાં થઇને અફઘાનિસ્તાનની પ્રદક્ષિણા કરીને જશે અને બીજો ભાગ કાશ્મીરથી ઉપડશે તે સિંધુને તીરેતીરે થઇને છેક ઉત્તરના ભાગમાં તેને મળશે. ત્યાંથી બંને સાથે ઉપડીને પામીરના ઉચ્ચ પ્રદેશ પર થઇ ચીનાઇ તુર્કસ્તાનના કાશગર શહેરને રસ્તે વણઝાર મારફત એ પ્રદેશમાં પહોંચશે.

આ મુસાફરી વર્ષોની જહેમત માગે છે. પણ તેને અંતે સર ઑરેલ સ્ટીન એ જૂની દુનિયાનાં ઇતિહાસરહસ્ય ઉકેલી તેને આ નૂતન પ્રજાના ઇતિહાસ સાથે જોડી દે એવું ઇચ્છનારો એકેએક માણસ આતુરતાપૂર્વક આ શોધખોળની પ્રતીક્ષા કરતો રહેશે, અને એ વિદ્વાન સાહસિકની લાંબી ને જ્વલંત કારકીર્દિ પર આવા ઉજ્જ્વલ કાર્યની સિદ્ધિનો સુવર્ણકળશ ચડે એવી શુભેચ્છાઓ પાઠવશે (અંગ્રેજી ઉપરથી)· મોહિનીચંદ્ર

### કાચાં ફળોને પકવવાની કૃત્રિમ રીત

અમેરિકાના કૃષિ-નિષ્ણાતોએ કાચાં ફળોને કૃત્રિમ ઉપાયથી પકવવાની રીત શોધી કાઢી છે આશ્ચર્યભરી બીના તો એ છે કે જે ફળોને કુદરતી રીતે પાકતાં કેટલાંક અઠવાડિયાં લાગે છે તે જ આ કૃત્રિમ ઉપાયથી તેટલા કલાકમાં પાકી જાય છે! કાચાં ફળોને 'એથિલિન' ગૅસ ભરેલી પેટીમાં રાખવાથી તે ઝટ પરિપક્વ થાય છે. આ ગૅસથી ફળોનો રંગ ઉજ્જ્વળ બને છે અને તેમાં રહેલી મિઠાશ પણ વૃદ્ધિ પામે છે.

---

ફિલિપાઇન ટાપુઓ પાસે પૅસિફિક મહાસાગરની ઊંડાઇ પૃથ્વીપર સૌથી વધારેમાં વધારે—૩૨૦૮૯ ફીટ છે. એ ઊંડાઇ એટલે જગતનું ઊંચામાં ઊંચું હિમાલયનું ગૌરીશંકર-માઉંટ એવરેસ્ટ—શિખર તેમાં ડૂબી જાય ને તેની ઉપર પાછું ૩૦૦૦ ફીટ પાણી ફરી વળે!

卐

૧૯૨૮ના અપ્રિલમાં 'સૅવીઅથેન' સ્ટીમરના હવા ખાવાના તૂતક ઉપર જેવું મોજું પડ્યું હતું તેવડું મોટું મોજું આજ લગી કોઇ સ્ટીમર પર કદી પડ્યું નોંધાયું નથી. આ મોજું પડવાને પરિણામે પાણીથી ૧૪૦ ફીટ ઊંચે આવેલી સ્ટીમરની સર્ચલાઇટ બુઝાઇ ગઇ હતી!

卐

મેક્સિકોના અખાતમાં એક એવો ટાપુ આવેલો છે જેના કિનારા ઉપરનો રંગ વારંવાર બદલાયા કરે છે. ભરતી વખતે પાણીનો રંગ સોનેરી હોય છે અને ઓટ વખતે રેતીનો રંગ ગેરૂ જેવો થઇ જાય છે.

'સ્વરાજ થશે ત્યારે રાષ્ટ્ર-સરકારમાં તમે કયો હોદ્દો પસંદ કરશો? વડાપ્રધાન થશો કે પરરાષ્ટ્ર-મંત્રી?' મિત્રે પૂછેલા આ પ્રશ્નના ઉત્તરમાં લોકમાન્યે જણાવેલું 'ના રે ભાઈ! સ્વરાજ થશે કે હું તો મારે કોઈ કૉલેજમાં ગણિતનો અધ્યાપક બની બેસી જઈશ. એ રાજખટપટ મને નથી પસંદ. મારે તો હજી ડિફરેન્શ્યલ કૅલક્યુલસ પર પુસ્તક લખવું છે. આ તો દેશ પર પારતંત્ર્યનું સંકટ છે એટલે આપદ્-ધર્મ તરીકે રાજકારણમાં પડ્યો છું.'

જાહેર ખબરો તથા એવા જ બીજા પ્રયોગોમાં કેટલાક 'જોઈએ છીએ' શબ્દ વાપરે છે તે ખોટું છે એ તો 'જોવું' ક્રિયાપદનું પહેલા પુરુષ બહુવચનનું રૂપ થયું. ખરો શબ્દ 'જોઈએ છે' હોવો જોઈએ

ઘર ધોળાયા પછી ફર્નિચર અને બારીબારણાં પર પડેલા ચૂનાના ડાઘ પાણી વડે સાફ કર્યા છતા પણ સફેદ ધાબાં રહી જાય છે. તેલ ને પાણી સરખે ભાગે ભેગાં કરી બીજી વખત તેનો હાથ મારવાથી ચકચકિત થઈ જશે.

તાજાં બટેટાંની છાલ સખત બ્રશથી તરત ઉખડી જાય છે; પણ આપણે ત્યાં તો વણ ભરેલો ખાટલો કે માચી પણ ચાલે.

ઘસિયું મીઠું ને સુરકો સરખે ભાગે લઈ ઘસવાથી ઇનામલનાં વાસણોમાંથી ગમે તેવા જૂના રીઢા ડાઘ નીકળી જશે.

માટલામાં ચોંટી ગએલું મીઠું ઉખેડતાં મુશ્કેલી પડે છે. એક રાત અંદર બેએક રીંગણાં રાખી મૂકો અથવા માટલાને ભીનું કપડું વીંટી રાખો: છૂટું પડી આવશે.

હિંદમાં કુલ ૧૫ લાખ માણસો સરકારી નોકરી કરે છે; તેમાં ૧૨ હજાર અંગ્રેજો છે.

જાળી તથા બારીબારણાંના કાચ થોડી ગળીવાળા પાણી વડે ધોવાથી વધારે ચોખ્ખા થશે, ને જલદી નહિ બગડે.

કીડીને ગંધકની વાસ નથી ગમતી, તેમ ઉંદર કપૂરની વાસથી નાસી જાય છે.

કળથીની રાબ પીવાથી હરસ મટે છે.

ઉમર કહી દ્યોઃ ૧૯મી સદીમાં જન્મેલા માણસને કહોઃ 'તમારા જન્મના વરસનો ત્રીજો આંકડો લ્યો. તેને પાંચે ગુણો. તેમાં બે ઉમેરો. તેને બેએ ગુણો. તેમાં તમારા જન્મના વરસનો છેલ્લો આંકડો ઉમેરો, શું આવ્યું?' એ જે રકમ કહે તે રકમ ૧૩૪માંથી બાદ કરતાં જે વધે તેટલાં વરસ તેને ૧૯૩૦માં થયાં.



ચોપડીઓને જીવાત લાગતી અટકાવવા માટે ચોપડીઓની પૂંઠી ઉપર ટરપેન્ટાઇનમાં બોળેલું પોતું રાખવું

જાડી મીણબત્તી કરકસરથી બાળવી હોય તો તેના પર સફેદ વારનીશનો હાથ મારી સૂકવી રાખવી. આથી મીણબત્તી બળશે ત્યારે ઓગળેલું મીણ વારનીશના પડની પાળમાં રોકાઈને બળશે ને બહાર રેલા ઊતરી આવી ઠરશે નહિ.

લીલી તુવેરના દાણાની પોટીસ બાંધવાથી સોજો ઊતરી જાય છે.

તમારી મચ્છરદાની ભીંતથી દૂર રાખશો તો વધારે ચોક્ખી હવા મળી શકશે.

ભૂલથી ચોડાએલી કે વગર બગડેલી ટિકિટ કાગળ પરથી ઉખેડવા માટે બાજુના ચિત્રમાં બતાવ્યા મુજબ ટિકિટને નીચે સપાટ દબાવીને કાળજીથી કાગળને ખેંચી લેજો; ટિકિટ નહિ ફાટે. ગમે તે ચોટેલો કાગળ આ રીતે ઉખેડી શકાશે.



ઉપર, મોટા ચાંદલાઓ વચ્ચેનો ચાંદલો ને નાનાઓ વચ્ચેનો ચાંદલો બંનેમાં ફેરક લાગે છે ખરું? પણ એ દૃષ્ટિભ્રમ છે. માપી જોશો તો બંને સરખા જ છે.

ઘરનાં આંગણામાં સૂરજમુખી ફૂલો ઉગાડવાથી ભેજ ઓછો થશે ને મેલેરિયાના મચ્છરોને તે દૂર રાખશે.

'કોઈ માણસ પોતાની કાકીના મામાના ફુવાની દીકરીની બહેનની ભત્રીજીને પરણે તો તે એનો શો સગો થાય?'

'આપણને ગમ નથી પડતી, ભાઈ.'

'કેમ વળી? એનો વર.'

નીસરણીનું પગથિયું પૂરું થતું હોય ત્યાં આગળની જમીન પર તદ્દન ધોળા કે કાળા રંગનું ચોરસું જડવાથી (અથવા ચીતરવાથી) ઉતરનારને સરળતા થશે.

ચણોઠીનાં બીજનું સૂક્ષ્મ ચૂર્ણ સુંઘવાથી શરદીને લીધે થએલો માથાનો દુખાવો મટશે.

દાક્તરની સલાહથી ગરમ પાણી પીવાની જરૂર પડે તો પાણીને એક પ્યાલામાંથી બીજા પ્યાલામાં ઊંચેથી વીસ પચીસ વાર રેડો. અંદર હવા પસાર થશે એટલે તે ઓછું બેસ્વાદ લાગશે.





અજંતાના કલામંડપ

જગતની સર્વોચ્ચ કલાસમૃદ્ધિ સાચવી બેઠેલી એ વિહાર-ગુફાઓમાં આજથી સૈકાઓ પહેલાં બૌદ્ધ સાધુઓ ધ્યાન, પૂજન અને ચિંતન કરતા વસતા હશે ત્યારે એ સૃષ્ટિ કેવી સજીવ હશે તેની કલ્પના આજનાં ખંડેરોમાં પૂરીને મુંબાઇ સ્કુલ ઑફ આર્ટના પ્રિન્સિપાલ મિ. ગ્રિફિથે ઉપજાવેલા મૂળ ચિત્ર પરથી રવિશંકર રાવળે આલેખેલી અનુકૃતિ
[સર ચીનુભાઇના કલાસંગ્રહમાં]

## સાફલ્યટાણું

[સ્રગ્ધરા]

વીણાનાં ગાન થંભે, નિજનિજ વ્યવહારો તજી વિશ્વ દેખે,
આંખો આશ્ચર્યઘેરી સમયગતિતણે ચિન્તને જૈ વિરામેઃ
સૂતેલા આજ જાગે, નયનથી નિરખી જાગતા લોક દોડે,
દોડેલા ત્યાં ઝઝૂમે, અડગ કદમ ત્યાં ઝૂઝતા સિદ્ધિ પામે.

વિદ્યુત્વેગે મુમુક્ષા, અણુઅણુ પ્રસરે લોક આબાલવૃદ્ધે;
વ્હાલાંનાં વ્હાલ, તાજાં તનુજ કુસુમ શાં, ચિત્તની કૈં મહેચ્છા,
સિદ્ધિઓ ઝિન્દગીની, રજરજ કરીને સંચિયા દ્રવ્યઓઘો,
પ્રાણોઉત્કર્ષશોખી ઘસીઘસી જનનીઅંચળે આવી પૂગે.

આવે આવે ફરી સૌ દિવસ રજની એ સૂર્ય, એ ચંદ્ર ઊગે,
આવે સંપત્તિ પાછી, સુખમય સમયો આવતા, ઝિન્દગીઓ
આવે એકેક પાછી, મરણ પણ મળે કેટલાં કીર્તિમીઠાં,
રે આ સાફલ્યટાણું યુગયુગ પલટે તો ય પાછું ન આવે.

વ્હાલાં! આ લ્હાવ મોંઘો, ધન, બલ, ગુણની સિદ્ધિથી યે મહાન,
મોંઘેરા જીવનોથી વિરલ યશભર્યાં મૃત્યુથી યે મહાન.

'સુન્દરમ્'







દેશની તાકાત તંવાઇ રહી છે. જગતમાં સુધરેલી કહેવાતી પ્રજાનું શાસન હિંદની સ્વતંત્રતાનાં મૂળ ઉપર પ્રહારો કરી રહ્યું છે. પેઢીઓની પેઢીઓ સુધી હિંદનાં બાળકો સ્વાતંત્ર્યનું સ્વપ્ન પણ ન પામે એ માટે દેશના હજારો નિર્દોષ દેશભક્તો પર દંડ, કારાવાસ, ત્રાસ, માર ને મોં બધીનાં ફરમાનો વરસાવી રહ્યું છે.

ઈંગ્લંડનો વિચાર હિંદુસ્તાનને સદાની ગુલામીમાં રાખી ઇંગ્લંડના વતનીઓ માટે એક ચરી ખાવાની જમીન તરીકે જકડી રાખવાનો છે, અને તેથી જ તેના રાજતંત્ર મારફતે જ હિંદુસ્તાનના પ્રશ્નનો નીવેડો ઉતારવાનો તાગડો રચ્યો છે. અલબત્ત કમિશનનું ફારસ ઉઘાડું પડી ગયું છતાં ઇંગ્લંડમાં રાઉન્ડ ટેબલમાં પોતાના લાગતાવળગતાઓને ગોઠવી સર્વપક્ષી ન્યાયનો દંભ તેણે હજુ પણ ધારણ કરી રાખ્યો છે હિંદુસ્તાન તરફથી સાચા પ્રતિનિધિઓ ન મળ્યા એટલે તેમનાં મીઠા વચનોથી ભરમાએલા હિંદના કહેવાતા રાજદ્વારીઓને નોતર્યા. તેમને પણ ઇંગ્લંડની નીતિમાં શંકા પડવા લાગી અને ચોખ્ખી વાત બોલવા લાગ્યા. ઇંગ્લંડવાસીઓને તે અણગમતું થયું એટલે નોતરેલા પરોણાના અપમાન તથા ઉપેક્ષાઓ થવા લાગી છે એવી વાતો ચાલી આવે છે. એક તરફ તેમને ચૂમાવી દેવાનો અને લાચાર બનાવવાનો પ્રયત્ન છે; બીજી તરફ હિંદુસ્તાનમાં હજુ પણ દમદાટી અને દબાણ કરી ઇંગ્લંડના મુત્સદ્દીઓ તથા હિંદના અંગ્રેજ અમલદારોએ તૈયાર કરેલી બેડીઓ ખુશી કે નાખુશીથી પણ હિંદના ગળામાં જોતરવાની પેરવી છે. હિંદ જો ખરે જ સજીવન રહેવા માગતું હોય તો એ બેડીઓનો ધસીને ઇનકાર કરે અને તેમ કરવામાં ફુરણાની માને. ગામડાની એક ડોશી પણ સમજે

માનપાનના થાળ ભરેલા
લાત દઇ ફંગોળી દે;
ખાલી ઝોળી ખંભે નાખી
એકલ જીવન શોધી લે:
એ ભડવીર જુવાન!

પરના ઘા માથા પર ઝીલી
પરનાં દુઃખો ઝીલી દેહ;
કાંટાની પાવડીઓ પહેરી
નિંદે તેની કરજે સેવ:
એ બળવીર જુવાન!

(રમણલાલ સોની)



છે કે ન્યાય ને નીતિ વિના કોઈનાં રાજ્ય ટક્યાં નથી. જે ઘડીએ રાજસત્તા એ બે તત્ત્વોનો ત્યાગ કરે છે તે જ ઘડીથી કુદરત તેનાં મૂળ ખોદવા માંડે છે. જે પ્રજાનું સત ચડે તે જ જીવે ને ટકે એમ ઇતિહાસ હમેશાં શાખ પૂરે છે.

કડીબંધ તોપખાનાં, આરમારો, બૉંબ ફેંકતાં વિમાનો કે ગોળીઓ વરસાવતી ટાંકીઓના એમના સરંજામથી ડરી પ્રજાએ દબાઈ ચંપાઇ રહેવું જોઇએ એવી રાજકર્તાઓની સમજણ છે પણ પ્રજાતત્ત્વ એના પડકારમાં આત્મ બલિદાન અને ઉગ્ર સહનશક્તિ ધરી રહી છે જીવવું તો આત્મસન્માન અને સ્વહક્કથી. કોઇની દયા પર જીવી રહેલી પ્રજા સત્ય, શૌર્ય કે શીલ સાચવી શકતી નથી. તે દરેક પળે જુલમથી ડરીને પોતાના જાતીય અભિમાનને ધૂળમાં રોળે છે; પોતાનાં સ્ત્રી-બાળકોને તે લજ્જાથી પ્રકાશમાં લાવી શકતી નથી; તેની પ્રતિષ્ઠા ને શીલ હમેશાં ભયમાં જ રહે છે; તે પ્રજાનાં ધર્મ, વિદ્યા ને જ્ઞાન પણ વંધ્ય ને દંભપૂર્ણ જ હોય છે.

દરેક દેશમાં જ્યારેજ્યારે યુદ્ધ થાય ત્યારે દેશના બત્રીસલક્ષણા નરવીરો જ ઝડપાય છે. કયો દેશ ઉત્તમોત્તમ માનવીઓનો ભોગ આપ્યા વિના આઝાદી મેળવી કે ટકાવી શક્યો છે? મરનારા જ હમેશા બીજાને જીવવાનો મંત્ર બનાવી શક્યા છે. મરનારાનાં જ નામ અમર છે. જીવ્યા એટલા જીવ્યા નથી જ.

પણ યુદ્ધ એટલે સ્વાર્થ માટે ચલાવેલી ખૂનરેજી નહિ; યુદ્ધ એટલે માણસોનો સંહાર કરવાનો પરવાનો નહિ. આફત કે અન્યાય નિવારવાને જાતનો ભય છોડી વીરો આગળ આવે છે ત્યારે જ ખરા યુદ્ધનો શબ્દ રંગાય છે. નિર્દોષ પર પ્રહારો કરનારા સ્ત્રીબાળકો પર અત્યાચાર કરનારા, વીર કે સૈનિક નથી. ભલે તેમના હાથમાં કાયદાનો પરવાનો હોય પણ માનવ ને કુદરતની દૃષ્ટિમાં તો તેઓ કરપીણ ગુનેહગારો છે તેઓ પોતાની માનવજાતને વફાદાર નથી; તેઓ પોતાના કુટુંબની મહોબ્બતના જૂઠા છે; તેઓ વતનના દ્રોહીઓ છે 'ઈશ્વર કે ખુદા' તેમને મન કંઇ જ નથી, કારણકે તેઓ તેના નામે સત્યને ઓળખવા કે સમજવા તૈયાર નથી

જ્યારે સત્ય સહન ન થયું ત્યારે સત્યને અંધારી ઓરડીમાં પૂર્યું પોતાનાં પાપો પ્રકટ ન થાય માટે સત્યનું મો બંધ કર્યું છતાં સત્ય બધે ઠેકાણે આપોઆપ પ્રકટી રહ્યું છે. સત્યમાં જીવવાનો આદેશ પ્રજાને મળી રહ્યો છે જેલ કે પરલોકમાંથી પણ તેના તણખા નીકળ્યા જ કરે છે. ઇતિહાસની પેઢીઓ વટાવીને પણ સત્ય બહાર આવ્યા વિના રહ્યું નથી, તો જીવંત કરોડોની મનોવ્યથા ને આત્મમંથનને દાબી રાખવા કોણ સમર્થ બનશે? અંગ્રેજોને આ દેશમાં રહેવું હશે તો પ્રજાની દિલસફી મેળવ્યા વિના ચાલશે જ નહિ. એ પળ આવશે ત્યારે આજની બધી ભૂલોનાં પ્રાયશ્ચિત કરાવ્યા વિના હિંદની પ્રજા તેની સાથે શી રીતે હાથ મિલાવવાની હતી?

‘કુમાર’ વર્ષો ખેંચતું આવે છે અને હજુ પણ તેને વ્યાપક કરવાને જોઇતાં યંત્રો અને માણસોની ખાગી ખમી લેવી પડે છે. છતાં અમારા વાચકોએ ધીરજ અને પ્રેમથી જે સાથ જાળવી રાખ્યો છે, તેનો અમે અંતઃકરણપૂર્વક ઋણ સ્વીકાર કરીએ છીએ ‘કુમાર’ને સમૃદ્ધ કરવા અમે કોઇ પણ પ્રયત્ન બાકી રાખતા નથી; અને કેટલાક લેખો, હકીકત કે ચિત્રો જે મહેનત ને ઉપાસનાથી મેળવેલાં હોય છે તેનો આંક જો ખર્ચથી જ મૂકવામાં આવે તો ‘કુમાર’ જરા વાર પણ પોસાઇ શકે નહિ અમારા મિત્રો, ઊગતા ચિત્રકારો અને ગુજરાતના જુવાન ફોટોગ્રાફરો તથા ઉત્સાહી ગૃહસ્થોનો આ બાબતમાં અમારા પર હમેશાં આભાર રહે છે, અને એ સહકારને લીધે જ અમે ‘કુમાર’ની વિશિષ્ટતાઓ જાળવી રહ્યા છીએ. હવે પછીના અંકો માટે પણ તેમના તરફથી ઘણી સામગ્રી ને સહાય અમને મળ્યા જ કરશે એવી ખાત્રી અમારા વાચકોને આપી શકીએ છીએ. અને વાચકો પાસેથી તો અમારી બીજી શી આશા હોય? જે પક્ષપાતથી ને પ્રેમપૂર્વક ‘કુમાર’નું લવાજમ તેમણે આજ સુધી ભર્યાં કર્યું છે તે ચાલુ રાખીને, આવતા વર્ષને માટે ભરવાને આ અંક સાથે જે વિજ્ઞાપન છે તેનો આદર કરી અમારું કાર્ય સરળ કરવા તેઓ સાથ આપશે જ.



### આજના કુમારનું પૃથક્કરણ

નૅશનલ યંગ મૅન્સ ક્રિશ્ચિયન ઍસોસીએશનની સભાના મંત્રી સર આર્થર કે. યૅપ આજના કુમારનું પૃથક્કરણ નીચે મુજબ કરે છે: આજનો કુમાર એટલે ૫ ટકા તોફાન—ધીંગામસ્તી; ૫ ટકા મગરૂબી; ૧૦ ટકા શૌર્ય; ૧૦ ટકા મક્કમતા; ૧૦ ટકા સત્યને વળગી રહેવાનો મનોરથ; ૧૦ ટકા કાયરતા—(શારીરિક નહિ, પણ બીજા લોકો મારે માટે શું ધારશે એની બીક); ૨૫ ટકા સ્વાર્થ, મોજીલાપણું, વિલાસ ઇત્યાદિ; (જે સર્વને સદ્ગુણરૂપે ફેરવી શકાય); ૨૫ ટકા કામ કરવાની તત્પરતા, આત્મશ્રદ્ધા, આગળ પડવાની હોંશ ઇત્યાદિ (રૈ. ઓ.)

Students

Students are the fresh young fruits of the Nation.
Shall they allow themselves to be looted by alien robbers?
Let them rather drop quickly into the outspread hands of their needy brethren.
May it not be said, when the history of India's Struggle for Independence is written, that the Students lagged behind.
Their place is in the forefront of the Battle.

Mira
July 6th 1930.

### વિદ્યાર્થીઓને મીરાંબહેનનો સંદેશ

ફ્રાન્સ અને ઇંગ્લંડના ઉચ્ચ સમાજમાં શ્રીમંતનાં પુત્રી તરીકે એક વખત ઘણું આગળપડતું અને વૈભવી જીવન ગાળનાર મિસ મેડેલિન સ્લેડ આજે હિંદુસ્તાનના ગરીબોની જોડે અનુસંધાન કરી ગાંધીજીના સિદ્ધાંતોને અનુરૂપ અત્યંત સાદું ને તાપસી જીવન ગાળનારાં મીરાંબહેન બની ગયાં છે. બ્રિટિશ નૌકાખાતાના એક અગ્રેસર અમલદાર સર એડમંડ સ્લેડના એ પુત્રીનું આવું અદ્ભુત જીવનપરિવર્તન મહાત્માજીના સિદ્ધાંતોએ કર્યું. તેમના લખાણો તથા જીવન-આદર્શોથી આકર્ષાઇને તેમણે પત્ર લખી આશ્રમજીવન ગાળવાની ઇચ્છા દર્શાવી, ને ગાંધીજીની આકરી શરતો કબૂલીને વરસના અખતરા માટે તે અહીં આવ્યાં. મહાત્માજીના સહવાસમાં પોતાને અપૂર્વ શાંતિ ને આનંદ મળ્યાં તેથી વરસને અંતે તેમણે સ્વેચ્છાથી અહીંનું જીવન ધારણ કરી કાયમનો આશ્રમવાસ સ્વીકાર્યો ને ગાંધીજીએ તેમને મીરાંબહેન નામ આપ્યું. આ ઉપરનો પ્રેરક સંદેશ અમદાવાદના એક હસ્તલિખિત ‘અરવિંદ’ના વિદ્યાર્થીબંધુઓને પોતાના હસ્તાક્ષરમાં તેમણે લખી આપેલો. એમાં તેઓ કહે છે કે “વિદ્યાર્થીઓ તો રાષ્ટ્રનો ઊગતો તાજો ફાલ છે. તેઓ શું પોતાને વિદેશી લૂટારાઓને હાથે લૂટાઇ જવા દેશે? ઊલટા, તેઓ તો તત્કાલ પોતાને હાકલ દઇ રહેલા પોતાના બાંધવોને પડખે જઇને ઊભા રહે. હિંદના સ્વાતંત્ર્ય યુદ્ધનો ઇતિહાસ લખાય તે કાળે રખે એવું કહેવાપણું રાખતા કે મુક્તિસંગ્રામ વખતે વિદ્યાર્થીઓ પાછળ રહી ગયા હતા. એમનું સ્થાન તો યુદ્ધને મોખરે જ હોય.”

**'જ્યારે ગુર્જરીનું માત્ર નામ જ હતું, જ્યારે તેના તનુજો એકતા વિના તરફડતા, જ્યારે તેની સેવા એ મૂર્ખાઇ મનાતી, તેનું ગૌરવ એ સ્વપ્નું લેખાતું, તેનો પ્રતાપ કદી જોયો ન જણાતો, એવા ભયંકર નિરાશામય સમયમાં' એ અદૃષ્ટ જનનીની ગૌરવમૂર્તિ ઘડવા આજીવન અથાગ શ્રમ ખેડનાર**

# રણજીતરામ

સાધારણ લોકમાન્યતા એવી છે કે કોઇ માણસ મહાવીર યોદ્ધો રાજદ્વારી અગ્રેસર કે મોટો સંત બને અથવા હજારો લોકોનો શિરમુકુટ થઇને રહે તેની જ ગણના મહાન નર તરીકે થાય. સ્વ. રણજીતરામ એમાંના કોઇ નહોતા અને થવા ઇચ્છતા પણ નહોતા. એટલા જ માટે કદાચ તેમને મહાન કહેતાં લોકો અચકાતા હશે.

જગતમા ઘણા મોટા ફેરફારો ને પ્રબળ સિદ્ધાંતો જન્મે છે ત્યારે આપણે તેના વિધાતા તરીકે કોઇ એક પુરુષને ગણીને તેને મહાનનું પદ આપીએ છીએ પરંતુ તેની પૂર્વે અનેક માણસોએ એનું એ કાર્ય કરવામાં અખંડ જીવનની ઉપાસના હોમી હોય તે વાતને આપણે ક્વચિત જ ધ્યાનમા લઇએ છીએ. સ્વ. રણજીતરામે ગુજરાતની જનતામાં તેની સાંસ્કારિક અસ્મિતા અને રાષ્ટ્ર-ગૌરવ જગાડવાનું જાણે નાનપણથી જ વ્રત લીધું હોય તેમ, અખંડ જીવન એક નિમિષે એ આદર્શ અને કાર્ય પાછળ વિતાવ્યું હતું. આજે ગુજરાતનાં આટલાં કાર્યક્ષેત્રોનાં એક પણ કાર્યકર્તા એવો નહિ હોય કે જેને રણજીતરામે એ ભાવનાની દીક્ષા આપી ન હોય. ગુજરાતના અગ્રગણ્ય સાક્ષરોથી માંડી દેશસેવાની સંસ્થાનો દરેક સંચાલક રણજીતરામની સાધનાનો સંસ્પર્શ અનુભવ્યા વિનાનો ભાગ્યે જ જડશે. તે દરેકને રણજીતરામની અનુપમ દેશભક્તિ, ગુપ્ત સેવાપરાયણતા અને સદાના હાર્દિક સહકારની થોડી અથવા વધારે મધુર સ્મૃતિ રહી હશે જ; એ બધી યે જો કદી એકીસાથે પ્રકાશ પામે તો રણજીતરામને મહાનનું બિરુદ આપતાં કોઇને ય સંકોચ ન લાગે. અહીં આજે તો 'કુમાર'ના તંત્રી તરીકે 'રણજીતરામ સુવર્ણચંદ્રક' મળવાના પ્રસંગના સ્મરણમાં, એ સહાયક અને પ્રેરક સ્નેહીની માત્ર મારી જે કંઇ જૂજ અંગત સ્મૃતિઓ છે તે વાચક આગળ મૂકી એ મહાન ગુર્જરરત્નને મારી અંજલિ સમર્પું છું.

ભાવનગરના યશોનાથ મહાદેવના વિશાળ ચોગાનની પાછળ દત્ત બુવાનું ચાતુર્માસ કીર્તન થતું હતું. તેનું આકર્ષણ વિદ્વાન અને સાધારણ તેમજ વિદ્યાર્થી અને ગૃહસ્થ સર્વને એકસરખું લાગ્યું હતું. બુવાજીની પ્રાસાદિક વાણી ને શાસ્ત્રીય જ્ઞાન, પુરાણ મહાભારત તથા રામાયણના અનેક પ્રસંગોમાં અવનવો રસ રેલાવતાં અને રોજના બે કલાક અખંડ આનંદ ને ભાવમયતામાં તરબોળ રાખતાં. રાજ્યના અગ્રણી અધિકારી શ્રી પ્રભાશંકર પટણીથી માંડીને નિશાળનો સામાન્ય મહેતાજી ત્યાં દેખાય; શ્રદ્ધાળુ ગૃહસ્થ અને નવીન રંગનો કૉલેજીઅન પણ ત્યાં જડે. એ કીર્તનમાં હું રોજ એક જુવાન ગૃહસ્થને શાંતિથી એક બાજુ એક થાંભલી આગળ આવી બેસી જતા જોતો. તે જાણે આ માનવમેદનીમાં કોઇ અગમ્ય ઉદ્દેશની કડીઓ શોધી રહ્યા હોય છતાં મનની વાત ઝટપટ ઉઘાડી ન પડે તેની સાવચેતીમાં હોય એવી શાંતિ ને ગંભીરતા તેમના મોં પર દેખાતાં. એમની જ ઉંમરના મારા એક સ્નેહી ગૃહસ્થ એક વાર મારી સાથે એ કથામાં આવ્યા તેમણે એમને એ થાંભલી પાસે બેસી જતા જોયા કે તુરત મને પૂછ્યું, 'આ તો રણજીતરામ; અહીં ક્યાંથી! અમે બંને કૉલેજમાં સાથે હતા. બહુ ઉમદા માણસ છે. ચાલો, આપણે તેમને મળીએ.' 'ઓહો, 'મિ. ત્રિવેદી, તમે અહીં ક્યાંથી?' મારા મિત્રને તેમણે તુરત ઓળખ્યા ને બહુ જ મધુર હાસ્ય કર્યું, એ મને તેમનો પહેલો પરિચય.

એ વખતે તેઓ શ્રીમાન સર પ્રભાશંકર પટણીના પ્રાઇવેટ સેક્રેટરી તથા લાયબ્રેરિયન હતા અને દેશી રજવાડાની અનેક વ્યક્તિઓનો પરિચય મેળવી રહ્યા હતા. શામળદાસ કૉલેજના ઇતિહાસના પ્રોફેસર શ્રી નૃસિંહપ્રસાદ ભટ્ટ (નાનાભાઇ) જોડે તેમણે વધુ સખ્ય સાધ્યું હતું અને ઘણો વખત એ બંને મળી પોતાની ભાવનામય સૃષ્ટિને સિદ્ધ કરવાની મંત્રણાઓ કરતા.

તે વખતે બંનેને હાલની કેળવણી તથા ગૃહ-સંસ્કારના દોષોથી ઊગતી પ્રજાને બચાવી જુદા જ વાતાવરણમાં વિકાસ આપવાની જરુરત સૂઝી હતી. ચરોતરમાં પેટલાદ પાટીદાર બોર્ડિંગનું નામ તે માટે આગળ પડતું હતું અને તેની પ્રશંસા ચારે કોર થતી હતી. રણજીતરામ અને નાનાભાઈ તે વખતે બેચાર વિદ્યાર્થીઓને હમેશાં સોબતમાં રાખી તેમનામા નવીન ભાવનાઓ જગાડવા મથતા. મારા મિત્રોમાના એક-બેને એ સમયની સુંદર યાદગીરીઓ છે.

નાનાભાઇને સમય વધારે મળતો એટલે વિદ્યાર્થી-ઓને ઘેર બોલાવી અભ્યાસમાં મદદ કરતા, અને કોઇ-કોઇ વખતે તેમના અંગત પ્રશ્નો પણ હાથમાં લઇને તથા તેઓ લગ્નસંબંધ જેવી અગત્યની પણ આપણા દેશમાં ઘોર અજ્ઞાનપણામાં રાખેલી બાબતો પર છૂટથી વાર્તાલાપ કરતા. આમ બહુ વખત ચાલ્યા પછી તેમને એક સંસ્થાની અનિવાર્ય જરુરત જણાઇ અને રણજીત-રામ તથા નાનાભાઇની પ્રેરણાથી સરજાએલું આજનું દક્ષિણામૂર્તિ ભવન અસ્તિત્વમાં આવ્યું. આજે તો એ સંસ્થાની વ્યાપક સેવાઓ ગુજરાતભરને લાભકારક નીવડી છે. એ સમય દરમિયાન હું તેમનો બહુ નજીકનો પરિચય મેળવી શકયો નહોતો, છતાં તેઓ મારી પ્રવૃત્તિ બહુ ધ્યાનમાં રાખતા એ મને પાછળથી જણાયું હતુ.

મુંબાઇની 'સ્કુલ ઑફ આર્ટ'માં હું ભણતો ત્યારે તે પટણી સાહેબની ભલામણથી શેઠ નરોત્તમ મોરારજી ગોકુલદાસના સેક્રેટરી થયા હતા, અને મુંબાઇનાં મંડળોમાં પોતાની ભાવનાઓ ઉતારવા મથી રહ્યા હતા. ગુર્જર સભામાં તેમણે પોતાનો સુપ્રસિદ્ધ નિબંધ 'ગુજરાતનું ગૌરવ' વાંચ્યો ત્યારે હું હાજર હતો. અને એ નિબંધે મારા પર ઘણી અસર કરેલી. તે વખતે આજના ઘણા કાર્યકર્તાઓની કારકીર્દિ શરૂ થતી હતી અને રણજીતરામે તેમાંના દરેકની સાથે સારો નાતો જમાવ્યો હતો. તેની પાછળ કોઈ જાતનો અંગત સ્વાર્થ કે હેતુ નહોતો. એ બધાની એક કડી કરી નવ ગુજરાત સરજવું એ જ ધગશ તેમને લાગી હતી અને પોતાનો બધો ખાનગી સમય દરેક પ્રકારના કાર્યકર્તા અને ભાવનાશાળી જુવાનોને મદદ કરવામાં, સલાહ અને પ્રોત્સાહન આપવામાં અને તેમનાં કાર્યોમાં બની શકે તેટલી સરળતા કરી આપવામાં યોજતા.

આને લીધે તેઓ પોતે પોતાને હાથે ધાર્યું સાહિત્ય ઉપજાવી ન શકયા, યશસ્વી કારકીર્દિ જમાવી ન શકયા, તેમજ દ્રવ્ય સંચય પણ ન કરી શકયા, પણ એથી યે અધિક સાહિત્ય યશકાર્ય અને ધન તેમણે સરજાવ્યું: આજનું નૂતન ગુજરાત.

હું આર્ટ સ્કુલમાંથી સાંજે પાછો વળતાં રોજ ભુલેશ્વરમાં મારા મુરબ્બી અને મિત્ર શ્રી બાપુભાઇ રઘનાથજી ચિત્રકારના સ્ટુડિયોમાં રોકાતો અને તેમનાં ચિત્રોમાં કામ કરી અનુભવ વધારતો. એ મિત્રનો પરિચય મને મુંબાઈના જીવનમાં બહુ આશ્વાસન પૂરતો. તેઓ સાહિત્યના પણ ભક્ત હતા અને બહુ સંસ્કારી મિત્રમંડળના માનીતા હતા, એટલે તેમને ત્યાં ઘણી વાર રસિક મિત્રોની મુલાકાત થતી. એક વાર સાંજે હું ગયો ત્યારે ત્યા રણજીતરામ સુરતમાં ભરા-નારી પાંચમી સાહિત્ય પરિષદની તૈયારીનો કાર્યક્રમ

**ગુજરાતની રાષ્ટ્રીય અસ્મિતાના એ અવતાર હતા. તેને જ માટે તે જીવતા; તેને જ માટે તેમણે ત્યાગવૃત્તિ ધારી; તેને જ માટે તે નવાનવા માણસોના સંસર્ગમાં આવવા ઝંખતા; તેને જ માટે તે ગમે તે વેઠી બધાને એ ભાવનાએ પ્રેરવાને મથતા. તેમના હૃદયમાં એક જ વિચાર હતો: આપણું સાહિત્ય કયારે સમૃદ્ધિવાન થાય, આપણી કલા કયારે વ્યક્તિત્વ પામે, આપણો ઇતિહાસ કયારે સજીવન થાય, આપણી સામાજિક ને રાષ્ટ્રીય સાનુકૂળતા કયારે સધાય, આપણી સંસ્કૃતિ કયારે વિજય પામે, —અને આ બધાને પરિણામે નવીન ગુજરાત કયારે અવતરે. એમની નજર આગળ નવીન ગુજરાત સ્વપ્નું નહોતું, જીવન્ત વ્યક્તિ હતી. બધાને એ પ્રેરતા તે એક જ લક્ષ્ય તરફ: ગુજરાતનાં ગૌરવ, એકતાનતા, અસ્મિતા.**

(કનૈયાલાલ મુનશી)

# વાવાભાઈ મહેતા

બે ટાચકા સંભળાવી દેતો!

આટલા વિજયમાં પણ મને એક વસ્તુ સાલતી, કે ટાચકા ફૂટે છે એમાં એક હાથને બીજા હાથની મદદ લેવી પડે છે. આ દ્વૈત કેમ નભાવાય? પછી તો એ જ હાથના અંગૂઠા વતી બીજી આંગળીઓ હું ફોડવા લાગ્યો. મને થયું કે આ કળાને શિખરે હવે આપણે પહોંચ્યા. પણ નાં; હજી એક પગલું બાકી હતું. બે આંગળાના સ્પર્શ વગર, કશા દબાણ વગર, એની મેળે ટાચકો ફૂટવો જોઇએ. આપણું શરીર એ તો કલ્પવૃક્ષ છે. કલ્પના કરીએ તો તે સફળ થવી જ જોઇએ. થોડા જ દિવસમાં દરેક અંગૂઠો સ્હેજ ફેલાવીને એમાથી હું અવાજ કાઢતો થયો. જ્યારે એ સ્વયંભૂ અવાજ મેં સાંભળ્યો ત્યારે મારી વિજિગીષા તૃપ્ત થઇ.

પણ હાય! એ નકામી કળા કેળવતા મારે ભારે ભોગ આપવો પડ્યો. શરીરના બધા સાંધા ઢીલા થઈ ગયા. હાથમાં તો મુદ્દલ જોર ન રહ્યું. કંઇક વસ્તુ હું જોરથી પકડું તો નાનું બાળક પણ એ વસ્તુ ઝૂંટવી શકે.

નિશાળમા મને ફૂટબૉલ રમવાનો શોખ બહુ જ હતો. મારા દુર્બળ શરીરના પ્રમાણમાં હું ફૂટબૉલ બહુ જ સારી રીતે રમતો એમ કહી શકાય. રમતની કુશળતા કરતા મારી પાસે ઝનૂન વધારે હતું. હાથ પગ ભાંગી જાય તો વાધો નહિ, પણ સામા માણસને હંફાવ્યે જ છૂટકો. એટલે જ્યાં ધમચકડી જાગી હોય ત્યાં પણ ભાઇસાહેબ તો ઘૂસવાના જ. મારા વર્ગમાં મારૂં કદ સૌથી ઊંચું: એટલે ઘણીવાર મારૂં કદ અને મારૂં ઝનૂન બંનેની કદર કરી રમતમા મને 'ગોલ-કીપર' નીમતા. ફૂટબૉલમાં ગોલ-કીપર એ તો સર્વ-તંત્રસ્વતંત્ર. એ તો પગ પણ વાપરે, હાથ પણ વાપરે, અને માથું પણ વાપરે. હું ગોલ-કીપર હોઉં એટલે મારો પક્ષ નિશ્ચિંત રહેતો. પણ એ લોકોને કયાં ખબર હતી કે હું ટાચકા ફોડવાની કળા કેળવવા મથતો હતો!

એક દિવસ હું ગોલ-કીપર હતો. ઊંચેથી પવન-દડો (ફૂટબૉલ) આવ્યો. લક્ષ્યવેધ (ગોલ) થવાની સૌની ખાતરી હતી. પણ ત્યાં તો હું એકાએક જોરથી ઊછળ્યો ને બે હથેલી વતી પવનદડાને રોક્યો. બધે મારો જયજય-કાર શરૂ થયો. પણ એટલામાં મેં જોયું કે પવનદડાનો વેગ રોકવાની શક્તિ મારી હથેળીમાં રહી ન હતી. નબળા હાથમાંથી પવનદડો છટક્યો ને એણે લક્ષ્યવેધ કર્યો. એક ક્ષણમાં જયજયકારને બદલે મારા પર ધિક્કાર વરસ્યો. આ કેમ થયું એની કોઇને ખબર ન પડી. ધ્યાન-માં કે ઝનૂનમાં હું કોઇ કાળે ઓછો નીવડ્યો ન હતો. આજે શું થયું? મિત્રો આવીને મારા હાથ તપાસવા લાગ્યા. હું કશું બોલ્યો નહિ, પણ મનમાં સમજી ગયો કે ટાચકા ફોડવાની કળા બહુ મોંઘી પડી છે!

એ જ ક્ષણે એ કળાનો ત્યાગ કરવાનો મેં નિશ્ચય કર્યો. પણ હવે 'કંબલ બાબા કો કયોં છોડે?' એ ઘાતકી ટેવ હજી યે મને વળગી રહી છે. જોકે એના ચાળા આજે તો હાથના બે પંજા પૂરતા જ રહ્યા છે. કેટલી યે વાર મેં પ્રયત્ન કર્યો કે એ ચાળામાંથી હું છૂટી જાઉં; પણ જેમ આંખની પાંપણો એની મેળે હાલે છે. તેમ બંને હાથ પોતાના ચાળા ચાલુ જ રાખે છે, ટાચકા ફૂટ્યા જ કરે છે, અને મને એની ખબરે નથી પડતી. હાથને કંઈ ગંભીર રોગ થાત તો યે મને લાગે છે કે મને આટલું નુકસાન ન થાત.

વિજિગીષા એ સારી વસ્તુ છે, ઝનૂન અને ટેક એ માનવ જીવનનું મીઠું છે, પણ વિચાર વગર એનો ઉપયોગ થાય તો સદા પસ્તાવાનું રહે છે;—અને પસ્તાવો કર્યે પણ કંઇ વળતું નથી. જીદે ચડીને કેટલી યે વાર મેં પોતાને નુકસાન કર્યું છે. સૌની પહેલો થવાનો મોહ મને હમેશ વળગતો નથી. પણ જ્યારેજ્યારે એ વળગ્યો છે ત્યારેત્યારે એણે મને આંધળો બનાવ્યો છે.

[ચાલુ] દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

## બહુરૂપી

એદભરી વાર્તાઓ, અઈયારી તથા બહુરૂપીની કથાઓ તેમજ ડિટેકિટવોનાં પરાક્રમોના અદ્ભુત કિસ્સાઓ અને લાંબી વાર્તાઓ વાંચવાનો રસ દરેકના જીવનમાં એક વાર તો બહુ પ્રગટે છે, અને તે વખતે તે જાતનું સારૂં વાચન મળે તો બુદ્ધિ તીવ્ર અને વિચારશક્તિ ચપળ બને છે. આવી દૃષ્ટિ રાખીને શ્રી ચંદુલાલ જેઠાલાલ વ્યાસે રાણપુરથી 'બહુરૂપી' નામનું અઠવાડિક શરૂ કર્યું છે. તેના થોડા અંક જોઇને અમને તેને માટે સારી આશા બંધાઇ છે. કથાને ઉચિત ભાષા ને વસ્તુસંકલનામાં શ્રી ચંદુલાલ ઘણા લાંબા વખતના કસાએલા લેખક છે. આ પત્ર એક વાર જાતે જ જોઇને ખાતરી કરી લેવા ઉપરાંત વધુ ભલામણ બીજી શી હોઇ શકે? વ્યવસ્થાપક 'બહુરૂપી', રાણપુર એ સરનામે લખવાથી દોઢ આનામાં નમૂનાનો અંક મળશે.



'ગુજરાત સબલ અને પ્રગતિમાન, એક અને અતુલ બને એવાં સ્વપ્નો જે નિરંતર સેવતા, તેનો ઇતિહાસ જેનું પરમ ધ્યેય હતું, તેની સાહિત્યસેવા જેનો જીવનમંત્ર હતો તે મિત્ર અને મહાત્મા'

**રણજિતરામ વાવાભાઇ મહેતા**



બોધિસત્ત્વ • ગૃહત્યાગ સમયે કુમાર સિદ્ધાર્થના મનોમંથનનું આલેખન • [અજંતા કલા]
કાયા ત્રિભંગ કરી, જમણા હાથમાં ઇન્દીવર (ભૂરું કમળ) ધરી રાખી, જીવનમંથન કરી રહેલું ચિંતન અને કરુણા ભરેલું મુખરાગ મોં ઢાળી ઊભેલી એ રાજેશ્વરની આ મૂર્તિ જગતભરની કલામાં આલેખનનો અપ્રતિમ નમૂનો ગણાય છે.

• વિગત માટે જુઓ પૃ. ૪૧૪નો અનભાગ •



ગુફા નં. ૧૬ની ઓસરીની ભીંત ઉપરનું એક બીજું સુંદર ચિત્ર 'રાજ-કન્યા અને ભિક્ષુ'



૧૬મા નંબરની ગુફાની ઓસરીનો દેખાવ



૧૬ નંબરની ગુફાની ઓસરી સ્કેચ : ર. મ રાવળ

નંબરની ગુફામાં જ છે.

અજંતાના આ મંડપોમાં કઇક ચિતારાઓની પીંછી ફરી છે, પણ તે બધાનું મન એક અનિવર્ચનીય ભાવમાં તરબોળ લાગે છે. બધા, હૃદયે ભીના, જગતના પરમ દયામય બુદ્ધના આદર્શો દશ્ય કરવા મથતા, વિશ્વ-કર્માની પેઠે પીંછીમાંથી ભાવ અને સ્વરૂપ પ્રકટાવતા એ ભીંતો ઉપર દિવસરાત મસ્ત થઇ કામ કરતા હશે ત્યારે જ આ વિશાળ મંડપ આટલી સુસંપન્ન કલાસિદ્ધિનો નમૂનો બન્યો હશે. ભીંત પરનો એકએક ચહેરો ખાસ ધ્યાનનો વિષય બને છે. એકએક હાથની અંગુલિલીલા, તે પર સરતાં સુંદર વલયો, કટિભંગ કરી ચામર લઈ ઊભેલી પરિચારિકાઓ, શરમથી નેત્ર ઢાળી રહેલી સુકુમાર રાજબાળાઓ, અનેક શસ્ત્ર સાથે અશ્વો પર ગતિ કરતા યોદ્ધાઓ,—એ બધી એના ચિતારાની સજીવ સૃષ્ટિ છે અને તે આપણને બધું સ્પષ્ટ બનાવવા એક પણ રેખા, એક પણ અલંકાર કે ભાવ અપ્રકટ રાખતો નથી. ચિત્રો જોતાંજોતાં આપણે એ જ ચિત્રકારનું જીવન ઉકેલીએ છીએ ને







ઉપલું ચિત્ર : ૨૯મા નંબરની ગુફા (ચૈત્ય)નો સ્તૂપ અને થાંભલાઓની હાર બતાવતો અંદરનો ભાગ. વચલું ચિત્ર : ૧૯મા નંબરના ચૈત્યના થાંભલાઓ ઉપરના બારીક ભાસ્કર્ય (કોતરકામ)નો એક નમૂનો. નીચલું ચિત્ર : એ જ ચૈત્યમાં થાંભલાઓની હારની પાછળ પણ ભીંતો ઉપર કોતરકામ કરેલું છે. ચિત્રમાં બતાવેલું ભાસ્કર્ય બુદ્ધના નિર્વાણ પ્રસંગનું છે.

શરીર તૂટકતૂટક રહ્યાં છે. આ બધાંને સાચવવાને નિઝામ સરકાર તરફથી મોટા ખર્ચે વ્યવસ્થા થઇ છે. યુરોપથી આ કામના કુશળ માણસો આવીને દરેક ઠેકાણે જંતુનાશક દવાઓ નાખી સીમેંટથી તે પોપડાઓને જેમના તેમ ટકાવી રાખ્યા છે, અને વીસ પચીસ વર્ષ સુધી તો વધુ નુકસાન નહિ થાય એમ માનવામાં આવે છે. ૪, ૬ અને ૨૪ નંબરની ગુફાઓમાં કોરતાંકોરતાં અરધું કામ બાકી રહ્યું છે તેથી ગુફા કોરવાની તે કાળની રીત સ્પષ્ટ સમજાય છે. કોશ કે ચાંચવા (એક ચાંચવાળા ત્રીકમ) વતી સીધી ભીંતોની જેમ ગલીઓ કોરતા જાય અને પછી વચલા ગાળા પાછળથી ધકેલી પાડે. પછી બીજી મંડળી તેની પાછળ સફાઈ કે સપાટી કરતી ચાલે.

કોતરકામ તો બધી જ ગુફાઓનું જોસદાર ને સુંદર છે. પણ તેમાં યે નં. ૧ની ગુફા કોરનારાઓનું પરાક્રમ તો અજબ લાગે છે. શી રીતે તેમણે અનેક અડચણો અને મુશ્કેલીઓ છતાં એ ૧૨૦ ફીટનું સીધું ઊંડાણ ખેંચ્યું હશે તે કોયડો જ લાગે. તે ગુફાનું મોં ૬૫ ફૂટ પહોળું છે. આગલો મંડપ ૧૪ ફૂટ પહોળો, ૧૯ ફૂટ ઊંચો અને ખૂબ નકશીદાર વેલો, સુંદર સ્તંભો વગેરેથી ભરચક છે. અંદરનો ખંડ ૬૪ ફૂટ ચોરસચોરસ છે. તેને ફરતા વીસ થાંભલા છે અને થાંભલાઓની આસપાસ ઓસરી છે. એ મંડપની અંદર સામી બાજુએ ઓગણીસ ફૂટ લાંબી અને બાર ફૂટ ઊંડી એક બીજી ઓસરી છે. ત્યાંનું નકસીકામ બેહદ સુંદર છે. એ ઓસરીની વચ્ચે જ ગર્ભમંદિરમાં દ્વારપાળો સહિત ભગવાન બુદ્ધની સુંદર મૂર્તિ છે. બહારથી આ મૂર્તિ સુધીનું અંતર ૧૨૦ ફૂટ થાય છે.

એ ગર્ભમંદિરની ઓસરીમાં જ 'ભગવાન બુદ્ધની તપશ્ચર્યા અને મારનું આક્રમણ' આખી ભીંત ભરીને ચીતરેલું છે. અસંખ્ય પ્રકારનાં પ્રલોભનો તથા ભયનાં સાધનો સાથે માર બુદ્ધ ભગવાનને ચળાવવા આવ્યો છે. તેમાં ચિત્રકારની પીંછીની લીલા અજબ છે. સ્વચ્છ પાણીદાર રેખાઓમાં એકેએક આકૃતિ એટલા વિવિધ અભિનય, ભાવો ને અલંકારો સમેત ચીતરી છે કે આજના ચિતારાને ફરી તેની આગળ શીખવા બેસવું પડે. એ ચિત્રમંડળમાં બુદ્ધ ભગવાનની મૂર્તિ અલૌકિક શાંતિ વાળી છે. આખું યે ચિત્ર લગભગ ૧૨ ફૂટ ઊંચું

ને ૮ ફૂટ પહોળું છે. જ્યાં પ્રકાશ ફક્ત સાંજને જ વખતે અને તે પણ સહજ વાર જ પહોંચે છે એવી આ ભીંત પર આટલી બધી નકશી ને કલાભરી આકૃતિઓ શી રીતે ચીતરાઈ હશે? આજે પણ જ્યારે સાંજને વખતે સૂર્યનું આ ગુફામાં છેલ્લું કિરણ પડે છે ત્યારે થોડી વાર બધાં ચિત્રો ઝગઝગી ઊઠે છે ને જોનારને ઊંડા મૌનમાં નાખી દે છે. 'અદ્દ્ભુત!' 'અદ્દ્ભુત!' બોલતું તેનું હૃદયપ્રણામ જ કરી રહે છે.



૧૯મા નંબરની ગુફા (ચૈત્ય)ના મનોહર દ્વારપ્રદેશનું નજીકનું દૃશ્ય ડાબી બાજુના ખૂણાની ભીંત પર નાગરાજના કુટુંબનું શિલ્પ દેખાય છે.

ગુફા નં. ૧ તથા ૨માં સૌથી વધુ ચિત્રો સચવાયાં છે.વળી તેનો સમય જાણવાને પણ તેમાંથી પુરાવા મળે છે. નં. ૧ના મંડપની ઓસરીમાંના, હિંદુ રાજા પુલકેશી બીજાના દરબારમાં ઇરાનના રાજા ખુશરૂ પરવીઝના એલચીઓ ભેટ ધરી રહ્યા છે એ દૃશ્યથી ઇરાન અને હિંદનો વ્યવહાર સમજાય છે. ઘણું ભાગે ઇ.સ. ૬૨૬ થી ૬૨૮નો એ પ્રસંગ છે. એ પહેલા નંબરની' ગુફામાંનું ચિત્રકામ અજંતાની કળાની સમૃદ્ધિની સીમા બતાવે છે. દુનિયાના ઘણા મુલકોની પ્રાચીન કળાનું સાધન રેખા છે, છતાં અજંતાના ચિત્રકારની રેખામાં જે અનેક તત્ત્વો પ્રકટ્યાં છે તે દુનિયાની બીજી કળાઓમાં જણાયાં નથી. અહીં પીંછી ઉપર કલાકારનું એટલું બધું પ્રભુત્વ દેખાય છે કે તેનાથી ફૂટતી રેખા ભાવ પ્રમાણે જ સ્વરૂપ લેતી





અનેક પ્રલોભનો અને ભયનાં સાધનો સામે બુદ્ધ ભગવાનને ચળાવવા આવેલા મારનું શિલ્પ બાજુમાં : એ જ વિષયનું ભીંતચિત્ર



ચામર ઢાળની સુંદરીનો લાવણ્યભર્યો હાથ
અજંતાના રેખાંકનનો એક નમૂનો



યક્ષદંપતીનું 'સ્નેહયુગલ'

ચાલે છે. ગોળ કે ઘન આકૃતિઓને રેખામાં ઉતારવાની ક્રિયા તેમને સુસાધ્ય થઇ ગઇ હતી એમ અજંતાની આકૃતિઓ પરથી સ્પષ્ટ લાગે છે. ક્યાંક ઉપસતી આકૃતિઓ, ક્યાંક ઝૂલતા મોતીહારો અને મુલાયમ વસ્ત્રો, ક્યાંક ફૂલતી નાસિકા અને મૃદુ ઉદરો તો ક્યાંક વાળુના મણિગ્રથિત ઝગઝગિત મુકુટો જુઓ ત્યારે જ તમને અજંતાના ચિત્રકારનું આલેખન–સામર્થ્ય પ્રત્યક્ષ થાય. માત્ર રેખાઓમાં જ માનવશરીરને આટલા બધા વૈવિધ્યથી આલેખનારા ચિતારા જગતમાં ભાગ્યે જ મળશે. લેશમાત્ર થથરાટ વગર, નિઃશંકપણે અને છટાપૂર્વક અર્થજ્ઞાત લક્ષણથી સંપૂર્ણ ચિત્ર દોરનારો અજંતાનો એ ચિત્રકાર એ યુગ લક્ષમાં લેતાં જગતનો કોઇ પયગમ્બર જ લાગે છે.

એ જ ગુફાના ગર્ભમંદિરની આગળ જમણી બાજુએ મંડપની ભીંત પર 'બોધિસત્ત્વ'નું મોટું આલેખન છે. કુમાર સિદ્ધાર્થ બુદ્ધપદ માટે ગૃહત્યાગ કરે છે એ સમયનું એ રૂપકચિત્ર છે. ખરા માનવ માપ કરતાં પણ મોટા એ ચિત્રમાંની, જરા ત્રિભંગ કરી, જમણા હાથમાં ભૂરું કમળ (ઇન્દીવર) ધરી રાખી, જીવનમંથન કરી રહેલું સુકોમળ મોં ઢાળી ઉભેલી એ રાજેશ્વરની મૂર્તિ જગતભરની કળામાં અપ્રતિમ નમૂનો ગણાય છે. ભીંત ઉપર, સ્વાભાવિકતા અને લાઘવથી કેવળ નિમિષમાં દોરેલી સરળ રેખાઓમાં, વિશાળ સ્કંધ અને સુંદર દીર્ઘ બાહુની વચ્ચે જરાજરા છાયા પૂરીને કોઈ ખૂબીથી મૃદુતા અને સુગોળપણું આણ્યાં છે. ધૂળિયા રંગોના અજબ મિશ્રણથી દર્શાવેલું માંસલ મનોહર મુખારવિંદ ચિંતન કરુણા અને મનોમંથનની સચોટ છાપ બતાવે છે. પીંછીના એક જ લસરકાથી દોરેલી ભ્રમરો કોઇ કલાપારંગત ઉસ્તાદી હાથની અચૂક નિશાનીઓ છે. નાસિકા અને હોઠ આગળ ભાવ ઉપજાવવા પૂરતી છાયા પૂરી છે તે પરથી ચિત્રકાર તેનાં સાધનોનો કેવો સરસ ઉપયોગ કરી જાણે છે



બીજા નંબરની ગુફાની ભીંત પરનું સુંદરીના વધનું કરુણાર્દ્ર ચિત્ર

તે સમજી શકાય છે. આ બોધિસત્ત્વનો મુકુટ કારીગરીનો એક અનેરો નમૂનો છે. (જુઓ ચિત્ર પ્લેટ)

એ ભાગના આખા યે ચિત્રમંડળમાં આ સ્વરૂપ એવું કદાવર હોવા છતાં અતિ મનોરમ છે. તેની આસપાસની દેવસૃષ્ટિ, માનવસૃષ્ટિ અને વિચારનિમગ્ન યશોધરાનાં ચિત્રો જુઓ ત્યારે લાગે કે ચિત્રકાર આવેગ અને સ્વાસ્થ્ય, ધીરતા અને ત્વરા દર્શાવવામાં એકસરખી જ કુશળતા ધરાવે છે. અને તેની સાથેસાથે સમગ્ર ચિત્રમંડળનું સંવિધાન પણ આશ્ચર્યકારક છે. આ ચિત્ર ઉપરાંત તેની નજીકમાં જ એક બારણા પર ષડ્દંતીનું નિર્દોષ સ્નેહયુગલ ચીતરેલું છે. એ જ મંડપની ડાબી બાજુની ભીંત પર બુદ્ધના પૂર્વજન્મની કથાઓમાંની ચંપેય જાતકની વાર્તાનું 'કાશીરાજ અને નાગરાજના મિલન'નું ભવ્ય ચિત્ર છે. આ બધાં ચિત્રો જોતાં લાગે છે કે અજન્તાવાસીઓને સંસારનાં જ્ઞાન અને અનુભવ બહુ વિગતે સુપ્રાપ્ય હતાં.

બીજા નંબરની ગુફામાંનાં ચિત્રો ઉત્તરના કાળનાં મનાય છે, છતાં યે તેમાંનાં કેટલાંક ચિત્રો તો અજન્તાની ઉત્કૃષ્ટ પંક્તિમાં મૂકીએ એવાં છે. એક ભીંત પર ઉપરનો ભાગ ખંડિત થએલું છતાં ચિત્રપ્રસંગની વિગત સમજી શકાય એવું એક અત્યંત કરુણાર્દ્ર ચિત્ર છે. અનેક યુવતીઓથી ભરેલા રાજમંડપની વચ્ચે સિંહાસન ઉપર કોઈ પુરુષ બિરાજમાન છે. તેના દાક-



ઉપલા ચિત્રમાં રાજાનાં ચરણોમાં નમી રહેલી દયા યાચતી અભાગી રમણીના ચિત્રનું લાલિત્યમય રેખાંકન

માં ખુલ્લું ખડ્ગ છે અને ચરણોમાં નમી રહેલી કોઈ અભાગી રમણી ઉપર તે તોળાઈ રહ્યું છે. આસપાસની સર્વ આકૃતિઓ તેના કમનસીબથી કંપી રહેલી ભયભીત લાગે છે. એ કાંઈ દયા માટે યાચના કરે છે. એ પ્રસંગનો અંત કલ્પી આપણે પણ ભૂતકાળની એ રમણી માટે દયાની યાચના કરવા પ્રેરાઈએ એવું ભાવપૂર્ણ આ ચિત્ર બને ને જોનારને કંઈ સુષુપ્તિમાં જકડી લે છે.

પાછળના કાળમાં આ મંડપમાં થએલાં ચિત્રો અજન્તાની કળાની ઊતરતી દશા બતાવે છે. ખોતાન તુર્કસ્તાનમાં એ કાળમાં પ્રચલિત થએલી ચિત્રકળા જેવાં જ એ છે. તેમાંથી અસલનું હીર ઊડી ગયું લાગે છે.

[આવતા અંકમાં પૂરો] રવિશંકર રાવળ

# ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર

કળાભવન વિકાસ પામી ધંધાઉદ્યોગની એક વિદ્યાપીઠ અને તે એમનો મૂળ ઉદ્દેશ હતો. માતૃભાષા ગુજરાતીમાં વિવિધ વિદ્યાનાં મોટાં પુસ્તકોની જરૂર હતી તેથી તેમણે બીજાં પણ કેટલાં યે પુસ્તકોનાં ભાષાંતર કરાવ્યાં;—માનસશાસ્ત્ર, શિક્ષણશાસ્ત્રનો ઇતિહાસ, સાંચાકામ ને ચિત્તશાસ્ત્ર, વિજ્ઞાનની નિયત અભ્યાસરેખા, વર્તમાન ભૂમિતિશાસ્ત્ર, વ્યાવહારિક ભૂમિતિ ઇત્યાદિ ઘણાંક પુસ્તકો તૈયાર કરાવી પ્રસિદ્ધ કર્યાં. આ ઉપરાંત ઘણાંક પુસ્તકોને ગુજરાતી ભાષામા ઉતારવાનો પ્રો. ગજ્જરનો મનોરથ હતો; પણ કેટલાક સંજોગોને લીધે આ ઉચ્ચ આદર્શવાદી મહાપુરુષનો આ પ્રયત્ન સફળ ન થયો. તેમણે ભાષાંતર કરવા ધારેલા પુસ્તકોની યાદી કળાભવનના ૧૯૨૧-૨૨ના બોધકપત્ર-રિપોર્ટના પરિશિષ્ટ કમાં આપી છે તે પરથી તેમની વિશાળ યોજનાનો કંઇક ખ્યાલ આવે છે. એમની એ યોજના જો અમલમાં મુકાઇ હોત તો ગુજરાતનું વિજ્ઞાન વિષયનું સાહિત્ય ઘણું સમૃદ્ધ હોત. આમ પ્રો. ગજ્જરના અથાગ પ્રયત્નથી કલાભવન ઘણું પ્રસિદ્ધિ પામ્યુ. હિંદના વિવિધ પ્રાંતના વિદ્યાર્થીઓ અભ્યાસાર્થે ત્યાં આકર્ષાઇને આવવા માંડ્યા ને તે કળાભવન ઉદ્યોગધંધાની કેળવણીનું સુંદર ધામ ગણાવા લાગ્યું.

પ્રો. ગજ્જરની આવી ઉચ્ચ શક્તિ જોઇ સર સયાજીરાવ મહારાજાએ વડોદરા રાજ્ય માટે ઉત્તમ માનસિક તથા વ્યાવહારિક કેળવણીની યોજના ઘડવાનું કામ તેમને સોંપ્યુ. તેમણે જાપાન, અમેરિકા તથા યુરોપના દરેક દેશની કેળવણીના અભ્યાસક્રમ તપાસ્યા અને તેના હેતુનું રહસ્ય સમજી આ દેશ માટે કેવા પ્રકારની કેળવણી અનુકૂળ થશે તેનો નિર્ણય કર્યો તથા યોજના ઘડી. કાઢી એ યોજના એટલી ઉત્તમ હતી કે સર રેમન્ડ વેસ્ટ જેવા તે વાંચી તાજુબ થઇ ગએલા. તેણે તો લખ્યું છે કે 'જો એ મુજબ વડોદરા રાજ્યમાં કેળવણીનો પ્રબંધ થયો હોત તો વડોદરા આખા હિંદમાં વિદ્યાનું મુખ્ય ક્ષેત્ર બનત.'

**કળાભવન છોડયું**

પ્રો. ગજ્જર ૧૮૮૫ લગભગ વડોદરાની નોકરીમાં હતા. ૧૮૯૦માં કળાભવનના મુખ્ય સંચાલક તરીકે તેમણે કામ હાથ ધર્યું તે જ વેળા તેમણે શરત કરી હતી કે કળાભવનને અંગે પોતે જે યોજનાઓ રજુ કરે તેને શ્રીમંત સરકારે આર્થિક અને હાર્દિક ટેકો આપવો, અને ના. મહારાજા સાહેબ સિવાય કોઇએ કળાભવનના કાર્યપ્રદેશમાં કશી દખલગીરી કરવી નહિ. પણ આ સંસ્થાનો કાર્યપ્રદેશ જેમ જેમ વધતો ગયો તેમતેમ તેનું ખર્ચ પણ વધતું ચાલ્યું. જે ધીમેધીમે રાજ્યને ભારે પડવા લાગ્યું. પરિણામે પ્રો. ગજ્જરને કેટલીક યોજનાઓ પડતી મૂકવી પડી ને કેટલાક કાર્ય સંકેલાયાં. આથી તેમનો ઉત્સાહ મંદ થયો અને કામમાં રસ ઓછો થયો. વળી પ્રો. ગજ્જર આ સંસ્થાની સ્વતંત્રપણે વ્યવસ્થા કરતા હતા; કેળવણી ખાતાનો તેમાં હાથ નહોતો. સંસ્થા દેશભરમાં ઘણી જ પ્રસિદ્ધિ પામી હતી તેથી રાજ્યના કેળવણીખાતાના અધિકારીઓને તેનો સ્વતંત્ર કારભાર ખૂંચતો. તેથી તેમણે એ સંસ્થાના કાર્યપ્રદેશની, તેના ખર્ચની, તેના અભ્યાસક્રમની તથા અન્ય કેટલીક બાબતોની યોગ્યાયોગ્યતાની વણમાગી ટીકા કરવા માંડી. પ્રો. ગજ્જર જેવા સ્વમાની, નિડર ને સ્વતંત્ર ખયાલના પુરુષથી એ સહન ન થયું અને સને ૧૮૯૬માં વડોદરા રાજ્યની નોકરીનું રાજીનામું આપી પોતાની એ પ્રિય સંસ્થાનો તેમણે ત્યાગ કર્યો. તેમના ગયા પછી થોડા જ સમયમાં શ્રી મણિશંકર રત્નજી ભટ્ટ પણ વડોદરા છોડી ભાવનગર રાજ્યની નોકરીમા જોડાયાં.

આમ શ્રી ગજ્જરનું યુવાનીનું સ્વપ્ન અધૂરું જ રહ્યું. દેશની ઔદ્યોગિક સ્થિતિનો શાસ્ત્રીય અભ્યાસ કરી ભારતને પાશ્ચાત્ય દેશો જેવો બનાવવાની તેમની ધારણા નિષ્ફળ ગઇ. તેમની યોજના અવ્યવહારૂ નહોતી. તેમનામાં પ્રેરણાશક્તિ કે બુદ્ધિબળ ઓછાં નહોતાં. પણ પ્રજાનો જોઇતો સહકાર અને રાજ્યાશ્રય તેમને ન મળ્યાં. છતાં કળાભવન માટે પ્રો. ગજ્જરને ઘણી જ લાગણી હતી. જતાંજતાં પણ તે દીવાન બહાદુર મણિભાઇને ભલામણ કરતા ગએલા કે 'કેટલાંક કારણોથી જોકે હું તો કળાભવન છોડું છું પણ જે બાળકને મેં જન્મ આપ્યો છે ને જેને મેં મારે હાથે મોટું કર્યું છે તે મરી ન જાય તેની સંભાળ

રાખજો. કેમકે તેને સારુ મેં મારો પ્રાણ અર્પણ કર્યો છે.'

પણ કળાભવનનો આત્મા ગયો એટલે ધીમે ધીમે તેનું તેજ ઘટતું ગયું. આજે એ જ કળાભવનમાં તેના આદ્ય સ્થાપકની માતૃભાષા દ્વારા ઉદ્યોગ ધંધાની કેળવણી આપવાની આંતરિક ઇચ્છાનો સંપૂર્ણ નિરાદર થાય છે. ત્યાં શીખવાતી લગભગ બધા વિદ્યાની કેળવણી અંગ્રેજી ભાષા દ્વારા જ આપવામાં આવે છે.

**મુંબાઈમાં પ્રોફેસર અને મુંબાઈ વિદ્યાપીઠમાં સુધારા**

વડોદરા રાજ્યની નોકરી છોડીને પ્રો. ગજ્જર મુંબાઇ આવ્યા અને વિલ્સન કૉલેજમાં કેમિસ્ટ્રીના પ્રોફેસર નીમાયા. પોતે મુંબાઇ વિદ્યાપીઠના ફેલો તો હતા જ. વડોદરા કળાભવનમાં હતા તે વખતે તેમણે 'યુનિવર્સિટી રીફૉર્મ' પર એક પત્રિકા લખી બહાર પાડી હતી. મુંબાઇ આવ્યા બાદ એમ.એ.ના અભ્યાસક્રમ માટે ઇતિહાસ તથા તત્ત્વજ્ઞાનના વિષય જુદા પાડેલા જોયા ત્યારે તેમને વિચાર થયો કે એમ.એ.ના અભ્યાસક્રમમાં ભૌતિકશાસ્ત્ર ને રસાયનશાસ્ત્ર બંને એકઠા લેવાં પડે છે તે બંને પણ જુદાંજુદાં પાડી દેવામાં આવે તો વિદ્યાર્થીઓ રસાયનશાસ્ત્રમાં સારો રસ લે. એ વખતે વિજ્ઞાન લઇ એમ.એ.ની ઉપાધિ બહુ થોડા લેતા. દેશના આર્થિક ઉદ્ધારને સારુ વિજ્ઞાનની ને ખાસ કરી રસાયનશાસ્ત્રની જરૂર છે એવું પ્રો. ગજ્જરનું દૃઢ મંતવ્ય હતું.

પોતે સારા વિજ્ઞાનશાસ્ત્રી હતા અને અન્ય પર સારો પ્રભાવ પાડી શકતા. તેથી વિદ્યાર્થીવર્ગમાં તેમ જ મુંબાઇ યૂનિવર્સિટીના નિયામક મંડળના સભ્યો પર તેમણે સારી છાપ પાડી સર્વના મનમાં વિજ્ઞાનની ઉપયોગિતા સમજાવી, અને રસાયનશાસ્ત્રનો વિષય જુદો પડાવ્યો. તેનો અભ્યાસક્રમ ડાબર કેમ્પની સાથે બેસી પોતે ઘડી કાઢ્યો અને વિદ્યાર્થીઓની સગવડ માટે પોતે પદરને ખર્ચે રસાયનશાસ્ત્રની ખાનગી પ્રયોગશાળા ઉઘાડી અને તેમાં તેમના અભ્યાસ તથા પ્રયોગોની ગોઠવણ કરી આપી. આ પ્રમાણે તેમણે મુંબાઇ વિદ્યાપીઠમાં રસાયનશાસ્ત્રનો અભ્યાસ વધારવા સારુ તનમન અને ધનને ભોગે મહેનત લીધી. આજે આ ઇલાકામાં અત્યારના જે રસાયનશાસ્ત્રીઓ આપણી વિદ્યાપીઠે તૈયાર કર્યા છે તે તેમની જ એ મહેનતનું ફળ છે. જો તેમણે રસાયનશાસ્ત્રને સારુ એટલી પ્રીતિ, ખંત અને પૈસાનો ભોગ આપ્યો ન હોત તો રસાયનશાસ્ત્રનો અભ્યાસ આપણા ઇલાકામાં ક્યારે વધત તે કહી શકાતું નથી. રસાયનશાસ્ત્રનો પાયો નાખવાનું કામ તેમણે જ આ ઇલાકામાં કર્યું છે તેની કોઈ ના કહી શકે તેમ નથી. વિજ્ઞાનના અભ્યાસમાં મુંબાઇ ઇલાકો કેટલો પછાત હતો તે વિષે ગુજરાત કૉલેજના હાલના પ્રો. ડી.ડી. કાંગા ૧૯૦૭ માં 'રસાયનશાસ્ત્ર તથા હુન્નર ઉદ્યોગ' નામની પત્રિકામાં લખે છે: "વિદ્યાપીઠ ૧૮૬૫માં સ્થપાઇ ત્યારથી ૧૯૦૬ સુધીના ૪૧ વર્ષમાં વિજ્ઞાન લઇ એમ.એ. થએલા માત્ર ૩૬ જણ છે, જે સરાસરી વર્ષમાં એક પણ ન થયો' આ ૩૬માંથી પણ કોઇ ઉદ્યોગ ધંધામાં તો પડ્યો જ નથી; બધા જ શિક્ષણના ધંધામાં ગૂંથાયા છે, તેમાં યે ૧૮૯૧ થી ૧૮૯૯ સુધીમાં તો રસાયનશાસ્ત્ર લઇ એક પણ વિદ્યાર્થી એમ.એ થયો નથી. પણ ૧૯૦૩ પછી પ્રો. ગજ્જરના પ્રભાવશાળી પ્રયત્નથી રસાયનશાસ્ત્ર લઇ વીસ વિદ્યાર્થી એમ.એ થયા છે."

**આયોડિન ટરકલોરાઇડ**

પ્રો. ગજ્જર વિલ્સન કૉલેજની નોકરીમાં જોડાયા પછી મુંબાઇમાં સખ્ત મરકી ફાટી નીકળી. ઢગલાબંધ માણસ મરવા માંડ્યું. કોઇ દવા કાર કરતી નહોતી. તેથી પ્રો. ગજ્જર તેને સારુ કોઇ ઉપાય શોધી કાઢવામાં ગૂંથાયા. મરકી જંતુઓથી ઉત્પન્ન થતો રોગ છે. એટલે કોઇ જંતુઘ્ન તત્ત્વવાળી દવા બનાવી દર્દીને આપવામાં આવે તો તે બચી શકે ને રોગમુક્ત થાય એવો વિચાર પ્રો. ગજ્જરની કલ્પનામાં સ્ફુર્યો. આયોડિન તથા ક્લોરિન એ બંને તત્ત્વો જંતુઘ્ન છે તેથી તેના સંમિશ્રણવાળી દવા પ્લેગના દર્દ પર આપી હોય તો દર્દ નાબૂદ થાય એવો તેમણે નિર્ણય કર્યો. પણ એ બંને તત્ત્વોનું સંમિશ્રણ સ્થાયક સ્વરૂપમાં બને જ નહિ, અને બને તો થોડા સમયમાં છૂટું પડી જાય એમ વિજ્ઞાનશાસ્ત્રીઓ માનતા. પ્રો. ગજ્જરે આ અસંભવિત મનાતો કોયડો હાથ ધર્યો અને 'આયોડિન ટરક્લોરાઇડ' નામની પ્રસિદ્ધ દવાની શોધ કરી. જ્યારે દાક્તરોની પૂરેપૂરી ખાત્રી થઇ કે તે પ્લેગ પર ને

અકસીર ઇલાજ રૂપ છે ત્યારે જ તે દવા તેમણે બહાર પાડી. પોતે શોધેલી દવાનો લાભ લોકોને મળવો જોઇએ તે ઉદ્દેશથી મુંબાઇમાં સ્થળેસ્થળે મથકો ખોલી પ્લેગના દર્દીઓને તે મફત વહેંચવા માંડી. વિલાયતી દવા બનાવનારી કંપનીઓએ હજારો રૂપિયા આપી આ દવાનો પેટન્ટ ખરીદવા ઇચ્છા બતાવી તથા એ દ્વારા પ્રો. ગજ્જરની રસાયનશાસ્ત્રી તરીકે કીર્તિ દુનિયાભરમાં ફેલાવવા લાલચ આપી, પણ તેમણે તેનો અસ્વીકાર કર્યો અને પેટન્ટ ન લીધો. જેમ જગદીશ બોઝે પોતાની કોઇ શોધના પેટન્ટ નથી લીધા, પણ પોતાની શોધ સાર્વજનિક અ-ગર જગત આખાની માલિકીની ગણાવી છે, તેમ પ્રો. ગજ્જરે પણ આ શોધનો પે-ટન્ટ લીધો નથી. અલબત્ત એથી આ દવાને જોઇતી પ્રસિદ્ધિ ન મળી ને તેથી તેનો ઉપયોગ પણ બહોળા પ્રમાણમાં ન થયો. આ દવાથી જગતના અમૂલ્ય ઓષધોમાં તેમણે એકની વૃદ્ધિ કરી. આ શોધની કેટલાંક રસાયનશાસ્ત્રનાં માસિકોમાં પણ પ્રશંસાપૂર્વક નોંધ લેવામાં આવી હતી. જગતના કોઇ અન્ય દેશમાં આ શોધ થઇ હોત તો તેનો શોધક બહુ માનને પાત્ર ગણાઈ વધુ પ્રસિદ્ધિ પામ્યો હોત. વળી ફ્લુઓરિન નામનું તત્ત્વ ક્લોરિન કરતાં પણ વધુ જંતુઘ્ન છે તેનો ઉપયોગ પણ આ અર્થે કરવાનો પ્રો. ગજ્જરનો મનોરથ હતો. પણ સમય તથા સંજોગોના અભાવે તે વિચાર પોતે અમલમાં લાવી શકયા નહિ.

## ગુલામ

[ગુલબંકી]

હું ગુલામ ?

સૃષ્ટિ–બાગનું અતૂલ ફૂલ માનવી ગુલામ ?
સ્વચ્છંદ પંખી ઊડતાં,
સ્વતંત્ર પુષ્પ ખીલતાં,
હલાવતા સુડાળ ઝાડ, ના કહેતું કોઇ નાઃ
સરે સરિત નિર્મળા,
નિર્ઝરો ઝરે ઝરા;
વહે સુમંદ નર્તનો, ન હાથ કોઇ દેતું ત્યાંઃ
સિંધુ ઘૂઘવે કરાળ,
ઊછળે તરંગમાળ,
ગાન કોઇ રોકતું ન, નિત્ય ગીત ગાજતાંઃ
સ્વતંત્ર પ્રકૃતિ તમામ,
એક માનવી જ કાં ગુલામ ?!

ઉમિયાશંકર જોશી

### મહારાણીનું પૂતળું

મુંબાઇના કોટમાં એસ્પ્લેનેડ પર સને ૧૮૯૮માં મહારાણી વિક્ટોરિયાના બાવલાનું મુખ છુપી રીતે કોઇ સજ્જડ કાળો રંગ લગાડીને કોઇએ કાળું કર્યું હતું. આ કૃત્ય બહુ જ અપમાનજનક હતું. એ કાળો રંગ દૂર કરવા અધિકારીઓએ પ્રયાસ આદર્યો. મોટા સરકારી પૃથક્કરણના રસાયનશાસ્ત્રીઓએ તથા અન્ય યુરોપીય નિષ્ણાતોએ તે કાળા ડાઘ કાઢવા સારૂ ખૂબ મહેનત કરી, પણ તેમના સર્વ પ્રયત્ન નિષ્ફળ ગયા અને એ વિષે મુંબાઇમાં તેમ જ બહાર ખૂબ ચર્ચા ચાલી. પ્રો. ગજ્જર રંગના નિષ્ણાત ગણાતા. આ વિષયમાં તેમની પ્રસિદ્ધિ જર્મની સુધી હતી. તેથી આ કામ હાથમાં લેવા તેમના મિત્રોએ સૂચના કરી. તે પરથી પોતે મુંબાઇ મ્યૂનિસિપાલિટીને કાગળ લખ્યો પણ તેનો ઉત્તર ઉત્તેજનકારક ન મળ્યો. તે છતાં તેમણે ફરીથી કાગળ લખ્યો અને બાવલાના થોડા ભાગ પર કામ કરવાની તેમને પરવાનગી આપવામાં આવી. રંગનાં તત્ત્વોનો તેમને ઊંડો અભ્યાસ હોવાથી પોતે પ્રયોગ શરૂ કર્યો અને તે ભાગ સાફ કરી આપ્યો. પરિણામે તેમને આખું કામ સોંપવામાં આવ્યું. જે કામ યુરોપીય નિષ્ણાતો ન કરી શકયા તે પ્રો. ગજ્જરે કર્યું અને ત્યારથી તેમની કીર્તિ આખા હિંદુસ્તાનમાં મોટા રસાયનશાસ્ત્રી તરીકે પ્રસિદ્ધ થઇ. કળાભવનમાં રંગરસાયનનો પોતે સારો અભ્યાસ કરેલો, અને મેળવેલા જ્ઞાનનો કયાં કેવો ઉપયોગ કરવો તે માટે તેમનામાં ખાસ વિલક્ષણતા હતી તથા વૈજ્ઞાનિક કલ્પનાશક્તિ પણ પુષ્કળ હતી. હિંદના વિજ્ઞાનશાસ્ત્રીની બુદ્ધિ તથા હોશિયારી કોઇ પણ વિષયમાં પાશ્ચાત્ય વિદ્વાનો કરતાં કોઇ રીતે ઉતરે તેમ નથી એમ તેમણે આ કાર્યથી સાબિત કરી આપ્યું.

### ટેક્નો–કેમિકલ લેબોરેટરી

પોતાને રસાયનનું સ્વતંત્ર કામ કરવાનો શોખ હતો તેથી પોતે વિલ્સન કૉલેજમાં પ્રોફેસર હતા ત્યારે જ

પોતાની ખાનગી પ્રયોગશાળા ગોઠવેલી અને ત્યાં પોતે કામ કરતા. પ્રયોગશાળા પર તો તેમની અથાગ પ્રીતિ હતી. એમના કાર્ય તથા પ્રતિભાશાળી વ્યક્તિત્વથી સૌ અંજાતા અને તેમનામાં અજબ પ્રેરણાશક્તિ પણ હતી. એટલે એ પ્રયોગશાળાએ ઘણા વિદ્યાર્થીઓ ઘડયા. મુંબાઇ ઇલાકાની કૉલેજોમાં હાલ રસાયનશાસ્ત્રના પ્રોફેસરો તરીકે કામ કરનારમાંના ઘણાખરા તેમના જ શિષ્યો છે.

સને ૧૮૯૯માં તેમણે પોતાની મોટી પ્રયોગશાળા ઊભી કરી. તેને શિક્ષણ વિભાગ તથા ઔદ્યોગિક વિભાગ એમ બે વિભાગમાં વહેંચી પ્રયોગો આદર્યા અને તેનું નામ પોતે 'ટેકનો–કેમિકલ લેબૉરેટરી' એવું આપ્યું. પ્રથમ ફક્ત ત્રીસ રૂપિયાથી જ આ પ્રયોગશાળાની સ્થાપના કરી હતી. પણ તે જ પ્રયોગશાળા જતે દહાડે તેમના અથાક પ્રયત્નથી તથા વિરલ આત્મભોગથી મુંબાઇ ઇલાકાની એક અદ્વિતીય, શાસ્ત્રીય અને વિખ્યાત પહેલા વર્ગની પ્રયોગશાળા બની. જગ્યા નાની પડવા માંડી એટલે ગોરધનદાસ ખટાઉની વાડીમાં જગ્યા ભાડે લઇ ત્યાં પ્રયોગશાળા ગોઠવી. તે વખતે તેમની પાસે સાધન બહુ નહોતાં, પણ પોતાના કામમાં અડગ શ્રદ્ધા અને પોતાની શક્તિમાં અપૂર્વ વિશ્વાસ હતાં. અને એવી શ્રદ્ધા અફળ કદી નથી જતી. એક વાર એક રંગની કંપનીના અંગે રસાયનશાસ્ત્રી તરીકે સરકારી કેમિકલ ઍનેલાઇઝરના રિપોર્ટ વિરૂદ્ધ પ્રો. ગજ્જરનો રિપોર્ટ રજુ થયો અને હાઇકોર્ટે તેમનો રિપોર્ટ માન્ય રાખ્યો. આ કામમાં જે પૈસા મળ્યા તે બધા તેમણે પ્રયોગશાળા પાછળ ખર્ચ્યા. તે પછી પૃથક્કરણનું કેટલું યે કામ તેમને મળવા લાગ્યું અને ઠીક દ્રવ્યોપાર્જન પણ થવા માંડ્યું. રાસાયનિક પદાર્થો બનાવવા સારૂ ઘણાક મીલવાળા તથા વેપારીઓ તેમન સલાહ લેવા પણ આવવા લાગ્યા. આમાંથી મળ સર્વ દ્રવ્ય પોતે આ પ્રયોગશાળાના વિકાસ અર્થે ખર્ચતા. પ્રયોગશાળા ઉઘાડવાનો પણ મૂળ ઉદ્દેશ આ દેશમાં રસાયનશાસ્ત્રનો શોખ ઉત્પન્ન કરવાનો તથ રાસાયનિક ઉદ્યોગો દેશમાં ખીલવવાનો જ હતો રસાયનશાસ્ત્રના અભ્યાસ તથા એ વિદ્યાની પ્રેરણ માટે આવી એકકે પ્રયોગશાળા એ વેળા મુંબાઇ ઇલાકા માં ક્યાં યે નહોતી તેથી મુંબાઇ વિદ્યાપીઠે એમ. એ સુધીના રસાયનશાસ્ત્રના અભ્યાસક્રમ માટે એમની પ્રયોગશાળા માન્ય રાખી હતી. ગ્રાન્ટ મેડિકલ કૉલેજન વિદ્યાર્થીઓ પણ એ જ પ્રયોગશાળાનો લાભ લેતા. કૉલેજમ ન જોડાનાર વિદ્યાર્થીને જો રસાયનશાસ્ત્રનો શોખ હોય ને એવા કોઇ ઉદ્યોગમાં પડવ ઇચ્છા હોય તો તેને પણ અહીં શીખવવામાં આવતું અને શીખવનાર પ્રો. ગજ્જર જેવ પ્રેરણાદાયક નિષ્ણાત પુરુષ હોય એટલે વિદ્યાર્થીઓની સારી સંખ્યા ટોળાબંધ વળવા લાગી. બી.એ.માં ઇતિહાસ કે સાહિત્ય લેનાર વિદ્યાર્થીઓ પણ રસાયનશાસ્ત્રમાં રસ હોય તે અહીં આવી શીખી જતા. એમ.એ.માં રસાયનશાસ્ત્ર લેનાર વિદ્યાર્થીઓ તો અહીં જ રહી કામ કરતા. આમ સદા વિદ્વાન શિષ્યમંડળ તેમના પ્રત્યે આકર્ષાઇ આવવા

## સ્મારક

[ વસંતતિલકા–સ્રગ્ધરા ]

લે થોભ આદિ પળ સ્મારક માટ આજે,
હૈયું કરી ફૂલ સમું કરીએ વિચાર;
જોકે ખરી કુસુમ શી, પણ તું બિરાજે
મીઠી સુગન્ધ વહતી નકી સ્વર્ગદ્વાર.

ત્યારે કંઇ દગ ભરી નિરખાય એવું,
કો શિલ્પ ચિત્ર મહીં મૂર્ત સ્વરૂપ તારૂં,
રૂડું રચું તિમિરલોપક ચન્દ્ર જેવું,
જેથી હું શોક મમ અંતરનો ઉતારૂં.

ના, ના, નથી સરજવાં કંઈ મૂર્ત રૂપ,
એ છે બધી ક્ષણિક મોહક નેત્રલીલા.
હૈયા મહીં અચલ રૂપ રચું અનૂપ,
એને સદા ધરીશ હું સ્મૃતિ માંહિ છલા!

ને આ પદો ત્રુટક, તેજવિહીન તો યે
કૂંળાં બે અંતરોની પરિમલ મધુરી ફોરી રૂડેશે સદા યે.

ચન્દ્રવદન મહેતા



પ્રો ગજ્જર પોતાનાં પત્ની સાથે

લાગ્યું. ૧૯૦૪ થી ૧૯૧૨ સુધીમા આ ઇલાકાનો દરેક વૈજ્ઞાનિક તેમના સંસર્ગમાં આવ્યો હતો. આ પ્રયોગશાળામા પ્રો. ગજ્જરે પોતાની કમાણી તથા સમયનો ખૂબ ભોગ આપેલો. કોઇ શ્રીમંતની મદદ કે રાજ્યાશ્રય વગર તે ચાલતી જોઇ તથા તેની સુંદર વ્યવસ્થા જોઇ પ્રો. રામ્સે બહુ તાજુબ થયા હતા. યૂનિવર્સિટી કમિશનના એક સભ્ય—બંગાળના ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન—મિ. પેડલર રસાયનશાસ્ત્રી હતા. તે એ કમિશનમાં મુંબાઇ આવેલા ત્યારે પ્રો. ગજ્જરની પ્રયોગશાળા જોઇ તેમણે સાનંદાશ્ચર્ય અભિનંદન આપી પૂછ્યુ, 'આ સટ્ટાનો ધંધો છે કે પરમાર્થનો?' પ્રો. ગજ્જરે તેમને વિનયથી યોગ્ય ઉત્તર આપ્યો. પ્રો. પેડલરને એ જ અચંબો થએલો કે હિંદુસ્તાનમાં ખાનગી ગૃહસ્થ રસાયનશાસ્ત્રની પ્રયોગશાળા ચલાવે એ અસંભવિત છે.

એક વાર દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઇ ધારાસભાના સભ્ય તરીકેની ઉમેદવારી સારુ મુંબાઇ આવેલા ને પ્રો. ગજ્જરને ત્યાં ઉતારો રાખેલો. તે વખતે અંબાલાલભાઈએ તેમની પ્રયોગશાળા પહેલવહેલી જ જોઈ અને એટલા બધા ખુશી થયા કે તે બોલી ઊઠ્યા, 'પ્રો. ગજ્જર, ખરેખર તમે સ્વર્ગ વસાવ્યું છે!'

પોતાની પ્રયોગશાળા વૈજ્ઞાનિક શોધખોળ માટે વપરાવા ઉપરાંત હિંદના આર્થિક ઉદ્ધાર અર્થે રસાયનશાસ્ત્ર પર રચાએલા હુન્નરઉદ્યોગના વિકાસ માટે તેનો ઉપયોગ થાય તેવી પણ પ્રો. ગજ્જરની વૃત્તિ હતી, અને સામાન્ય સ્વરૂપમાંથી અંતે શાસ્ત્રીય ઉદ્યોગપોષક યંત્રવર કારખાનાના રૂપમાં તે મુકાય એ તેમનું સ્વપ્ન હતું, એટલે પ્રયોગશાળામાં રસાયનશાસ્ત્રના ઊંચા અભ્યાસ ઉપરાંત રંગો, ખનીજ દ્રવ્યો, વનસ્પતિનાં સત્વો ને તેલો, સાબુ, ગીણગત્તી, લાખ, વારનિશ, દવાઓ, આસવો, રંગ ઉડાડવાના ને રંગ ચડાવવાનાં કામ ઇત્યાદિ અનેક પ્રયોગો ભાવી હિંદના હુન્નરઉદ્યોગના વિકાસ અર્થે તેમણે હાથ ધર્યા હતા. આ સર્વમાં પોતે અનેકવિધ કારણોને લઇ પૂરા ફતેહમંદ નથી થયા, પણ પ્રયોગશાળામાંની તેમની વિવિધ પ્રવૃત્તિની આથી આપણને ઝાંખી થાય છે. તેમના મૃત્યુ પછી આ પ્રયોગશાળા તેમના પુત્ર કૃષ્ણલાલે નૅશનલ મેડિકલ કૉલેજને સોંપી છે અને હાલ તે લોકો તે ચલાવે છે.

**મોતી ધોવાની રસાયનિક ક્રિયા**

જૂના પીળાં પડી ગએલાં સાચાં મોતીને જો કોઇ રાસાયનિક ક્રિયાથી ધોવામાં આવે તો તેનું અસલ પાણી—ઝળકતું નૂર કેમ ન લાવી શકાય એ પ્રશ્ન પ્રો. ગજ્જરના મનમાં એક વાર ઉદ્ભવ્યો. જો મોતી ધોઈ અસલ પાણી લાવી શકાય તો એ ક્રિયાથી પુષ્કળ દ્રવ્ય મળે તેમ હતું; ને આ દ્રવ્ય દેશકલ્યાણ અર્થે વપરાય તો દેશનું ઘણું હિત સાધી શકાય, આમ વિચારી પોતે એ પ્રયાસ આદર્યો. 'ક્લોરિન' વડે કાપડ ઇત્યાદિ ધોવાય છે ને તે સ્વચ્છ બની રહે છે તો એ જ તત્ત્વનો ઉપયોગ મોતી ધોવામાં કોઇ રીતે કરી શકાય નહિ? આ કલ્પના ઉઠાવી. ઊંડી અન્વેષણ બુદ્ધિ તો તેમનામાં હતી જ. લાગલા જ પ્રયોગો કરવા લાગ્યા, અને પાંચ વરસની સતત મહેનત પછી મોતી ધોવાની એક સહેલી અને સરળ રીત શોધી કાઢી. આથી તો દુનિયાના કેટલા યે રસાયનશાસ્ત્રીઓ હેરત પામી ગયા! દુનિયામાં આ પ્રયોગો કોઇએ કર્યાં નહોતા અને કોઇ મોતી સુધારી શકતું નહોતું. આ શોધની જ્યારે બંગાળના મહાન પ્રસિદ્ધ રસાયનશાસ્ત્રી ડૉ. સર પ્રફુલ્લચંદ્ર રૉયને ખબર પડી ત્યારે તેમણે પ્રો. ગજ્જરને ઉત્સાહપૂર્વક અભિનંદન પાઠવ્યાં અને તેમને માટે દેશભરમાં ખૂબ માન વધ્યું. આમાં દ્રવ્ય પણ પુષ્કળ મળવા લાગ્યું. કહેવાય છે કે એકસાથે દસદસ લાખ

રૂપિયા તેમને મળેલા. જ્યારે મોતી ધોવાઈને બહાર પડતાં ત્યારે તેનો ઝળકાટ તથા રંગ અતિ ઉત્તમ થઈ જતાં, પણ તે વજનમાં સહેજ ઘટતાં હતાં. છતાં મોતીની જાતમાં આટલો બધો તફાવત પડતો હોવાથી ઝવેરીઓ તે પ્રત્યે લક્ષ ન આપતાં જૂનાં પીળાં પડી ગએલાં મોતી તેમની પાસે ખૂબ ધોવડાવવા લાવતા. સુરતના વતની મુંબાઈના ઝવેરી જીવણચંદ લલ્લુભાઈ તેમની પાસે આ કામ લાવતા. તે સજ્જન, સરળ સ્વભાવના તથા ઉદાર હતા ને પ્રો. ગજ્જરની પ્રકૃતિ ઓળખી ગયા હતા તેથી તે બંનેને ઠીક મેળ ખાતો. આમ પ્રો. ગજ્જર લાખ્ખો રૂપિયા પ્રાપ્ત કરવા લાગ્યા.



પ્રો. ગજ્જરની મુંબાઈની વિખ્યાત ટેક્નો-કેમિકલ લેબોરેટરી

## મહાસભામાં આપત્કાળ

હિંદી મહાસભા સુરતમાં ભરાવાનું નક્કી થયું તે વેળા લૉર્ડ કર્ઝને બંગાળના ભાગલા પાડ્યા હતા તેથી હિંદનું વાતાવરણ અતિ ગરમ બન્યું હતું. રાજકીય ક્ષેત્રમાં કામ કરનારનાં બે તડ—ઉદ્દામ પક્ષ અને વિનીત પક્ષ—પડ્યાં હતાં. ઉદ્દામ પક્ષ આ વેળા ખૂબ ઉશ્કેરાઈ ગએલો હતો. બંને પક્ષ વચ્ચે અંતર એટલું બધું વધી ગએલું કે વચલો રસ્તો કાંઈ દેખાતો જ નહોતો. સરકાર મક્કમ હતી. ઉદ્દામ પક્ષની યોજના વિલાયતી માલનો બહિષ્કાર, રાષ્ટ્રીય કેળવણી, સ્વદેશીનો પ્રચાર ઇત્યાદિ ઉપાયો વડે સ્વરાજ્ય મેળવવાની હતી; જ્યારે વિનીત પક્ષ એમ માનતો કે સરકાર માબાપને સમજાવી કટકેકટકે થોડાથોડા રાજકીય સુધારા મેળવવા. વિનીત પક્ષના નેતા સર ફીરોઝશાહ મહેતા, લૉર્ડ સિંહા, સુરેન્દ્રનાથ બૅનરજી ઇત્યાદિ હતા. લો. મા. ટિળક, લાલા લજપતરાય, બિપીનચંદ્ર પાલ, અરવિંદ ઘોષ અને અન્ય યુવકવર્ગ ઉદ્દામ પક્ષને દોરતો. પ્રમુખપદ સર રાશબિહારી ઘોષને આપવાનું હતું. આ દરખાસ્ત મુકાય તે જ વેળા ઉદ્દામપક્ષે વાંધો ઉઠાવવો એમ ઠર્યું હતું. આવા ગરમ વાતાવરણમાં સુરતમાં મહાસભા મળી. પ્રો. ગજ્જર ઇચ્છતા હતા કે મહાસભાના ભાગલા સુરતમાં ન પડે તો ઠીક. તેમના મિત્ર ડૉ. દેશમુખ લો. મા. ટિળકના પરમ



વડોદરા એલેમ્બિક કેમિકલ વર્કસના સ્ટાફ સાથે પ્રો. ગજ્જર

મિત્ર હતા અને સર ફીરોઝશાહ મહેતાના તે વખતના રાજકીય શિષ્ય સર ચીમનલાલ સેતલવાડ પણ તેમના મિત્ર હતા. તેથી આ બંને દ્વારા સંદેશા ચલાવી મહાસભા ભાંગી ન પડે તેવો પ્રયત્ન પ્રો. ગજ્જરે શરૂ કર્યો. ડૉ. દેશમુખને પોતાને ઘેર બોલાવ્યા અને કવિશ્રી નાનાલાલ દલપતરામ સર ચીમનલાલને તેડવા ગયા. પણ સર ચીમનલાલે રોકડું પરખાવી દીધું કે 'રાજકીય વિષયમાં પ્રો. ગજ્જર શું સમજે ! તે તેમનો વિષય નહિ.' આથી તેમનો પ્રયત્ન ભાંગી પડ્યો. પછી તો તે મહાસભામાં કેવાં રમખાણુ થયાં તે વાત સુવિદિત છે. દેશદાઝથી પ્રેરાઇને પ્રો. ગજ્જરે રાજકીય વિષયમાં આ સક્રિય ભાગ પહેલવહેલો જ લીધેલો અને તે છેલ્લો જ બન્યો. તે પછી તેમાં તે કદી પડ્યા જ નથી.

### એલેમ્બિક વર્કસ

એમ.એ.માં કેમિસ્ટ્રીની પરીક્ષા બીજી વારની સને ૧૯૦૨માં લેવાઇ. તેમાં તેમના એક શિષ્ય મિ. કોટિભાસ્કર પસાર થયા. તેમને ઉદ્યોગધંધામાં પડવાનો વિચાર હતો. તેથી પ્રો. ગજ્જરે તેમને સહાય આપી કારખાનું કઢાવ્યું. મિ. કોટિભાસ્કરે પ્રો. ગજ્જરની સહાયથી વડોદરા રાજ્યમાં આલ્કોહોલ—દારૂ બનાવવાની પરવાનગી મેળવી અને દવાઓ બનાવવાનું મુંબાઇમા શરૂ કર્યું. જ્યારે આ કારખાનું સારી રીતે ચાલુ થયું ત્યારે તેને લિમિટેડ કંપનીના રૂપમાં ફેરવી નાખી હાલ જે 'એલેમ્બિક કેમિકલ વર્કસ લિ. વડોદરા' ચાલે છે તેની સ્થાપના કરી. પણ આ દવાખાનાનું કામ શરૂ થતાં અગાઉ શ્રી કોટિભાસ્કરનું અવસાન થયું.

### યુનિવર્સિટી કમિશન

સને ૧૯૦૨ની સાલમાં લૉર્ડ કર્ઝનની હિંદી સરકારે દેશની વર્તમાન કેળવણીમાં યોગ્ય સુધારા કરવા માટે યુનિવર્સિટી કમિશન નીમ્યું હતું. આ કમિટી આખા હિંદમાં ફરી હતી અને તેણે ઘણા વિચારસિક તથા સંસ્કારી પુરુષોની તથા શિક્ષણમાં રસ લેનાર ગૃહસ્થોની જુબાનીઓ લઇને તેમના મંતવ્યની નોંધ કરી હતી. પ્રો. ગજ્જરે પણ આ કમિટી સમક્ષ જુબાની આપી હતી. આ જુબાની આપવા સારૂ તેમણે કેટલો શ્રમ લીધો હતો તેની કલ્પના તો તેમની જોડે જેણે એ વેળા કામ કર્યું હતું તે જ આપી શકે. ખૂબ મહેનત કરી, યોગ્ય વિચાર કરી કેળવણીના ક્ષેત્રમાં કયા વ્યવહારૂ આદર્શ પર અભ્યાસક્રમ ઘડાવો જોઇએ તે વિષય તેમણે તૈયાર કર્યો હતો ને તે સારૂ તેમણે ૭ મહિના લગી કામ કર્યું હતું. રાતના બારબાર વાગતાં સુધી પોતે જાગતા અને પાછા સવારના ચાર વાગ્યે તો ઊઠતા. દુનિયાની ઘણી વિદ્યાપીઠોના અભ્યાસક્રમ પોતે તપાસી ગયા હતા. જે જે અગત્યના મુદ્દા તેમને લાગ્યા તે પર મળી આવતાં સર્વ સાહિત્યનો તેમણે અભ્યાસ કર્યો હતો. આ પ્રસિદ્ધ રસાયનશાસ્ત્રીની ઉપયોગી જુબાની ગૌર ભાષામાં સાંભળી તે કમિશનના સભ્યો ઘણા ખુશી થયા હતા. જસ્ટિસ સર ગુરૂદાસ બૅનરજી તો તેમના જ્ઞાનથી અત્યંત ખુશ થયા અને બંગાળાની રાષ્ટ્રીય કેળવણીની યોજનાને સારૂ તેમની સલાહ ને સૂચના માગી. આપણા પ્રાથમિક, માધ્યમિક તથા ઉચ્ચ કેળવણીના અભ્યાસક્રમમાં વિજ્ઞાનને સ્થાન આપવામાં તેમણે અગ્ર ભાગ લીધો હતો. વિજ્ઞાન ને હુન્નરનો સમન્વય કરી દેશોદ્ધાર કરવાની તેમની નેમ હતી.

### મધુર મદ્ય ને અન્ય વસ્તુઓની બનાવટ

મહુડાં તથા દ્રાક્ષમાં રહેલાં તત્ત્વ ને ગુણની પરીક્ષા કરી તેમણે મહુડામાંથી સુંદર મધુર સુવાસી મદ્ય પણ બનાવ્યો હતો ને તેને જોઇતાં મોહક રૂપરંગ પણ આપીને ફ્રાંસના પ્રખ્યાત 'શૅમ્પેન'ની હરીફાઇ કરી શકે તેવો તૈયાર કરેલો. આરંભમાં વિલાયતની દારૂનો ધંધો કરનારી પરદેશી પેઢીઓએ તેમને ઉત્તેજન ન આપ્યું, પણ મહાન જર્મન વિગ્રહ જાગતાં યુરોપનો માલ આ દેશમાં આવતો બંધ થયો. આ ઉપરાંત જર્મન વિગ્રહ વેળા રાસાયનિક પ્રયોગોમાં ને દવામાં વપરાતા 'રેક્ટિફાઇડ સ્પિરિટ્સ' પણ અહીં આવતા બંધ થએલા. એ વેળા તેનો ઉઠાવ ઘણો સારો થતો. પણ એ મહાન વિગ્રહ પૂરો થતાં પરદેશી માલ આ દેશમાં આવવા લાગ્યો અને તેની હરીફાઇમાં ઊભા રહેવું મુશ્કેલ બન્યું. વ્યાવહારિક દૃષ્ટિએ અતિ સસ્તો પડે તેવો માલ તૈયાર કરવા અગાઉ કેટલાક સંજોગોને લઇ તેમનું મન વ્યગ્ર બન્યું અને કામમાં ચિત્ત ચોંટતું નહિ તેથી આ શોધ પણ અાટલેથી જ પડી રહી. વળી ડામરમાંથી સસ્તા રંગ કેમ બનાવાય તેના પ્રયોગો પણ પ્રો. ગજ્જરે કર્યા હતા; અને કેટલાક

રંગ પણ તૈયાર કરેલા. જર્મન વિગ્રહ વેળા જર્મનો જે ઝેરી વાયુ છોડી મૂકતા તેવા વાયુ બનાવવા પ્રત્યે પણ તેમનું લક્ષ ગયેલું. પણ નરમ પ્રકૃતિ ને મનની અસ્થિરતા એ વેળા બહુ હતી. તથા મૂળથી જ લોકકલ્યાણની વસ્તુઓ બનાવવાની તેમની નેમ હતી તેથી આ વિષયના પ્રયાસ તેમણે કર્યા નહિ.

ઉપર કહેલી મોતી ધોવાની સફળ ક્રિયાની શોધ પછી પ્રો. ગજ્જરને પુષ્કળ દ્રવ્ય મળવા લાગ્યું. કીર્તિ પણ ખૂબ વધી. પોતે શેઠ જીવરાજ બાલુના પ્રખ્યાત દરિયા મહેલમાં નિવાસ કર્યો. ઘેર નોકર–ચાકર ને ગાડીઘોડા રાખ્યા. અનેક વિદ્વાન મિત્રો તેમના મહેમાન થતા અને ઉત્તમ આતિથ્ય પામતા. પોતાની 'ટેકનો–કેમિકલ' પ્રયોગશાળાનું કામ પણ સુંદર થતું હતું રસાયનશાસ્ત્રી તરીકે તેમની પ્રશંસા હિંદભરમાં ફેલાઇ ગઇ હતી. પોતાની શોધથી મળતા દ્રવ્યનો મોટો ભાગ હવે તેમણે પોતાનું પુસ્તકાલય અને પ્રયોગશાળા સમૃદ્ધ કરવામાં, વિદ્યાર્થીઓને મદદ કરવામાં, રાસાયનિક ઉદ્યોગોની સહાયાર્થે તથા આતિથ્યમાં ખર્ચવા માંડ્યો. સુરતમાં સારો દાક્તર રોકી લોકકલ્યાણ અર્થે એક ધર્માદા દવાખાનું ઉઘાડ્યું. પણ તેમની આંતરિક ઇચ્છા તો પોતાને મળતી લક્ષ્મીનો ઉપયોગ કોઇ દેશોપકારક મહાન યોજનામાં કરવાનો હતો.

### કલ્યાણગ્રામની યોજના

શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી ૧૯૦૨માં એમ.એ.ના પરીક્ષક તરીકે મુંબાઇ આવેલા ત્યારે પ્રો. ગજ્જર જોડે તેમનું વધારે ઓળખાણ થયું, જે ગાઢ મૈત્રી રૂપે પરિણમ્યું. આવા સમર્થ સાક્ષર અને મહાન વૈજ્ઞાનિકનો યોગ થયો એટલે બંનેએ મળી દેશની ઉન્નતિ અર્થે તથા લોકકલ્યાણ માટે, દેશની સંસ્કૃતિ સંસ્કાર જગાડનાર સાક્ષરો ને વિદ્વાનોનો સંઘ, સંસારસુધારકોનો સંઘ, દેશની કારીગરી તથા ધંધાઉદ્યોગના નિષ્ણાતોના સંઘ ઇત્યાદિ મંડળો ઉઘાડવાની આવશ્યકતા જોઇ. આ દરેક સંઘના સભ્યો સ્વયંસેવકો જેવા બની દેશકલ્યાણ અર્થે પ્રચારકાર્ય, ધંધાઉદ્યોગનાં કારખાનાંની સ્થાપના, વૈજ્ઞાનિક જ્ઞાનના પરબ રૂપી શાળાઓ ઇત્યાદિ વિવિધ કાર્ય કરે ને તેમના જીવનનિર્વાહ અર્થે અમુક રકમ એક સામાન્ય ભંડોળમાંથી તેમને નિયમિત મળ્યા કરે એવી યોજના ઘડી. આ ભંડોળ કોઇ રાજામહારાજા કે શ્રીમંતો પાસેથી માગીભીખીને એકઠું ન કરતાં પોતાની મોતી ધોવાની લાખ્ખોની કમાણીમાંથી મોટો ફાળો તેમાં અર્પણ કરવો એવો પ્રો. ગજ્જરનો મનોરથ હતો. આ કલ્પનાને તેમણે 'કલ્યાણગ્રામની યોજના' એવું નામ આપ્યું. ખરેખર, કલ્પના ભવ્ય હતી; તેમાં પોતાના સ્વાર્થનો ભોગ પણ એટલો જ ભવ્ય હતો ને તેને કૃતિમાં ઉતારવા પોતે તૈયાર હતા. પોતાના કુટુંબીઓને ગળે પણ એ વાત ઉતારી. આવું એક ઇલાયદું ગ્રામ રચવા સારૂ જોઇતી જગ્યા પણ પોતે અંધેરીમાં એક સ્થળે જોઇ આવ્યા અને મિત્રોને દેખાડી. વળી આ આખી યોજનાને મૂર્ત સ્વરૂપ આપવા માટે સ્વ. સાક્ષરરત્ન શ્રી રણજીતરામ વાવાભાઇ મહેતાને પોતાના ખાનગી મંત્રી તરીકે પણ રોકી લીધા. પ્રો. ગજ્જર શ્રી ગોવર્ધનરામ જોડે દેશોદ્ધારના અનેક પ્રશ્નોની રસભરી ચર્ચા કરતા, અને એ રીતે, આ સર્વગ્રાહ્ય કલ્પનાશીલ સાહિત્યકાર તથા ભવ્ય બુદ્ધિમાન વિજ્ઞાનશાસ્ત્રીનો સુંદર સમન્વય થયો. જેને પરિણામે જ ઉપરની કલ્યાણગ્રામની યોજના ઘડવામાં આવી હતી. શ્રી ગોવર્ધનરામે પણ એ જ કલ્પના પોતાની સર્વોત્કૃષ્ટ નવલકથાના ઉત્તરાર્ધમાં આલેખીને સરસ્વતીચંદ્રને દેશોદ્ધારના કાર્યમાં યોજ્યો છે અને સૂત્રયંત્ર, વ્યાપાર, રાજ્યશાસ્ત્ર ઇત્યાદિના 'લક્ષ્મી-સરસ્વતી વિલાસ મંદિર'નાં વિવિધ ભવનો કલ્પ્યા છે. આ બંને મિત્રોને આ વિષયની સ્વતંત્રરીતે સરખી જ કલ્પના ઉદ્ભવેલી. પોતાની શોધ દ્વારા મળેલી લક્ષ્મીનો ઉપયોગ ઉપર મુજબ દેશોદ્ધારને સારૂ કરી સ્વદેશને પરદેશી માલનું ક્ષેત્ર બનતો અટકાવી સ્વદેશી હુન્નરઉદ્યોગ વડે જોઇતી સર્વ ચીજો અહીં જ તૈયાર કરવાનો શ્રી ગજ્જરનો મનસૂબો હતો અને એ રીતે દેશના કરોડો દરિદ્રનારાયણોને કામ આપી રોટલો રળાવવાની યોજના તેમણે કરી હતી. પણ આ કલ્પનાને મૂર્ત સ્વરૂપ આપવાનો સમય આવે તે અગાઉ પ્રો. ગજ્જર કેટલીક આર્થિક મુશ્કેલીઓના વાવાઝોડામાં સપડાયા અને તેમની ધારેલી મુરાદ બર ન આવી. પણ તેમના મનમાં દેશહિતના કેવા ઉચ્ચ વિચાર ભર્યા હતા તેનો આ પરથી વાચક ખ્યાલ કરી શકશે.

[આ૩] રેવાશંકર ઓ. સોમપુરા

કે તમે કંઇ ન કરી શકો તો માત્ર એકઠા થાઓ. અભ્યાસ ન થાય તો કંઇ નહિ પણ સાથે મળી આનંદ લેતા અને એકના ભોગવતા થાઓ.

ભાવનગરમાં એક વાર દીવા વખતે નાનાભાઇ ને રણજીતરામ ફરવા નીકળેલા. પાછળ અમે ત્રણ-ચાર જુવાનિયા ચાલતા હતા. રસાલાની હદ પૂરી થાય છે ત્યાં કોઇ બેભાન માણસ હાલ્યાચાલ્યા વિના પડ્યો હતો. કોઇકોઈ તેને જરા જોઈ પોતાને માર્ગે પડતું હતું. અમે પણ તેને જોઇ વાતોની લ્હેર મારતા પસાર થાત પણ અમારી આગળ જતા એ બંને જણને પેલા માણસ આગળ રોકાએલા જોઈ અટક્યા. એ માણસ કોઇ રીતે ભાનમાં આવતો નહોતો. દૂર ઊભેલો પોલિસ પણ બેદરકાર હતો. રણજીતરામે નજીકની દુકાનમાંથી દીવો મગાવી તેને તપાસ્યો. કોઇ પણ પ્રયોગ સફળ ન થયો એટલે ગાડી કરાવી દવાખાને મોકલવાનો વિચાર કર્યો. એક જતી ગાડી રોકી, પણ આવો કેસ જોયો એટલે ગાડીવાળાએ ચાલતી પકડી. ઉપરે દરબારી ઘાસનો ખટારો નીકળ્યો તે તેમણે રોકાવ્યો અને તેમા પેલા માણસને ઊચકાવી મુકાવ્યો તથા એક વિદ્યાર્થીને સાથે મોકલી દવાખાને ભગાવ્યો. બીજે દિવસે અમને તો એ વાતનો વિચાર પણ રહ્યો નહોતો, પણ તેમણે સૌને પૂછેલું કે પેલા માણસનું શું થયું તે કોઇ જાણો છો? કોણ જવાબ આપે? તે પોતે તો તપાસ કરી આવ્યા હતા. તે માણસ દવાખાનામાં જ ગુજરી ગયો હતો.

સુરતના સાહિત્ય પરિષદ પ્રદર્શનમાં મને રૂપાનો ચાંદ મળ્યો ત્યારે મારાં ચિત્રો માટે તેમણે મિત્રોમાં મગરૂરી બતાવી હતી. 'ગુર્જર સુંદરી' વાળું ચિત્ર તેમણે સર પ્રભાશંકર પટણી માટે રાખી લીધું હતું. મુંબઇમાં અમે ફરી વાર મળ્યા ત્યારે મને એ ચિત્રો સહુને એક વાર સ્વ. ગર્દ્દિરના મુકામ પર બોલાવ્યો હતો. ગર્દ્દિર સાહેબ તે વખતે તેમને મન ગુજરાતની આગેવાન ગૌરવમૂર્તિ હતા. પણ તે વખતે તેમનાં રહસ્ય ઉકેલવાની મારી ગુંજાશ નહોતી.

તે પછી અમે ક્વચિતક્વચિત જ મળતા, પણ જ્યારે મળતા ત્યારે તેઓ મારા પર જૂના સ્નેહી જેટલી મિઠાશ વર્ષાવતા. તે અનેક જણ માટે કંઇ ને કંઇ ઉપકારકાર્ય કર્યા જ કરતા, છતાં સામા બદલાની કોઈ દિવસ પણ સ્પૃહા ન રાખતા. પોતાની મહેનતથી બીજાને યશ મળતો પ્રતિષ્ઠા મળે તેમા જ તે હમેશાં સંતોષ પામતા અને એ રીતે પોતાના અંતિમ ભાવના ગુજરાતની મૂર્તિ તેજસ્વી બનતી જોઈ હરખાતા.

એવા સ્નેહી અને મિત્ર ગુજરાતમા ફરી વાર દેખાયા નથી. જે સૌને બાંધી સાથે બંધાએલા રહે, સૌમાં પોતાને અને પોતામાં સૌને જુએ એવું એ બહુવ્યાપી સૌજન્ય ફરી વાર ગુજરાતના ગૃહસ્થમાં અવતાર પામે એટલું ઇચ્છી તેમની આ સ્મરણાંજલિ અદૃષ્ટને અર્પુ છું.

રવિશંકર રાવળ

## સન્ધ્યાના સાગરે

નભની સન્ધ્યા તણી સુનેરી છાંયમાં
  અમિત સાગરરાજ સૂતા સૂવે;
ઝીણી તરંગમાળ તેએ ગૂંથીને
  સૂરજની કોર રૂડી જળમાં સરે :
    તો યે વળી ન મારા બાળુડાની હોડલી.

હોડલાંની હાર આ બંદી કિનારે
  પડ્યા હયેસાંના પવને રાચ્યા;
રેતીના મ્હેલ ચણી, રેતીના બાગ રચી
  છીંડાં બાળવૃંદ ચૂંટે વળ્યાં
    તો યે વળી ન મારા બાળુડાની હોડલી.

કેસરભર્યું નભ સમાતું સાગરે
  ધવલા ધુમ્મસ તણા હમલા હળે;
એકલું વિહંગ દૂર ઊડતું એકલું
  વાદળીની પાંખમાં કિનારે વળે:
    તો યે વળી ન મારા બાળુડાની હોડલી.

હળવી ક્ષિતિજમાં સરતી કો હોડલી
  ખુલ્લા તે સઢ એના નજરે ચડે;
સફરે ગએલ મારો સાગરવિહારી એ
  તિમિર વેરાતાં ઝુંપડીએ વળે:
    આવી–આવી મારા બાળુડાની હોડલી.

સુ. ડા. પાટડીઆ




બાજી પ્રભુ દેશપાંડેનું નામ મરાઠી ઇતિહાસમાં મશહૂર છે. પણ શિવાજી મહારાજના સૈન્યમાં પાંચ 'બાજી' હતા. આ એક બીજા બાજીની વાત છે. કન્હોજી નાયકનો એ પુત્ર. વિજાપુરનું લશ્કર લઇને જ્યારે ફતેહખાન નામે સરદાર પુના ઉપર આવવા માંડયો ત્યારે શિવાજી મહારાજ કન્હોજી નાયક સાથે થોડું માવલા સૈન્ય લઇ પુરંદર ગયા, અને ત્યાંથી થોડું પાયદળ ને થોડા ચૂંટી કાઢેલા સવારો ભગવા ઝુંડા સાથે ફતેહખાન સામે લડવા મોકલ્યા. પણ શિવાજીનું આ નાનું લશ્કર હાર્યું, વેરાતું ગયું ને પાછું હઠયું. એવી સ્થિતિમાં ભગવા ઝુંડા સાથે તેના રક્ષણ માટે માત્ર ચાળીસ પચાસ માણસો રહ્યા. આ વખતે કન્હોજીનો પુત્ર બાજી, પિતાને જણાવ્યા વિના જ આ ઝુંડાના રક્ષણ માટે દોડયો. શત્રુઓને લાગ્યું કે ભગવો ઝુંડો આ લીધો. પણ એટલામાં બાજી નાયકના આવવાથી બાજી બદલી ગઈ. બાજીએ હદ કરી. એકસામટા પાંચ સાતને કાપી નાખ્યા અને દુશ્મનની આગલી હરોળને પીંખી નાખી. રાજધ્વજને બચાવીને જ તે પુરંદર પાછો ફર્યો. આ પરાક્રમની શિવાજીને ખબર પડતાં તે ઘણો જ પ્રસન્ન થયો ને બાજીને 'સરજારાવ'નો ખિતાબ આપ્યો; પોતાના ચૂંટી કાઢેલા ઘોડામાંથી એ ઘોડા પણ આપ્યા ને તેને પોતાની પાસે રાખી લીધો.

卐

જૂના વખતમાં લડાઇના સમયમાં સાંકેતિક પત્રો કેમ લખાતા તેનો આ નમૂનો છેઃ

અં ળુ ડા ટ ળો ખ ગ્ર થ ટ

આનો ખુલાસો નીચે પ્રમાણેના તેના ઉકેલના અક્ષરો તેને બદલે મૂકી દેવાથી મળી રહેઃ અ=ઇ, ળ=દ, ડ=ન, ટ=ર, ટ=ર, ખ=ન, ગ=પ, થ=દ, એટલેકે "ઇદુનાર દોન પ્રદર." આવો પત્ર શત્રુના હાથમાં કદાચ જાય તો પણ તેને એમાંથી બાતમી ન મળે.

卐

જલયાન, ભૂમિયાન, વિમાન, અગ્નિયાન ને વ્યોમયાન, આ પાંચ શબ્દો જે પાંચ રીતે આપણે માર્ગવ્યવહાર ચલાવતા તેના સૂચક છે. વિમાન શબ્દ વિષે એક વિદ્વાન નીચેનો શ્લોક ટાંકે છેઃ

गदद्मदहंसैः कंकालैरन्यैः पक्षिगणैरपि
आकाशे वाहयेद्यानं विमानमिति संज्ञितम्

અગસ્ત્ય ઋષિ પોતાની સંહિતામાં પક્ષીઓને શી રીતે કેળવવાં કે જેથી તેઓ આકાશમાં વિમાન ચલાવી શકે તેનું વર્ણન કરે છે. વિષ્ણુનું નામ ગરુડવાહન કહેવાય છે અને અગ્નિ ગૃધ્રવાહન ગણાય છે. કદાચ પોતાપોતાનાં વિમાન આ પક્ષીઓની મદદથી ચલાવવાનું તેમણે સુગમ કર્યું હોય તે સંભવિત છે. છેલ્લી લડાઇમાં કબુતરોએ કેવો ભાગ ભજવ્યો હતો તે સૌને યાદ છે. રાવણે પોતાના વિમાનના જ બળથી કેર વર્તાવ્યો હતો. રામચંદ્ર પુષ્પક વિમાન હિમાલય પર નજી દે છે એમાં એમનો હેતુ આ માર્ગનો અત્યંત દુરુપયોગ થવાથી તેનો નાશ કરવાનો પણ હોય !

卐

બાજી પ્રભુ દેશપાંડે ઉપરાંત એક બીજા બાજી નાયકની વાત હમણાં થઇ. હવે ત્રીજા મુરાર બાજી પ્રભુની એક વાત. પુરંદરનો કિલ્લો મોગલ લશ્કરે ઘેર્યો હતો. રાજા જયસિંહ જેવો અનુભવી સેનાપતિ અને બાદશાહે તાજેતરમાં જ મોકલેલું ભારે તોપખાનું, એટલે કોઇ રીતે પુરંદર ટકે એવી આશા ન હતી. આશાના બધા દોર તૂટી જાય ત્યારે ઘણી વખત માણસ છેલ્લો હિસાબ કરી લેવાની તૈયારી કરે છે. એ ભયંકર પળ આવે ત્યારે નહિ ધારેલાં પરાક્રમ અને

સાહસ માણસ કરી બેસે છે. મુરાર બાજીને જ્યારે ખબર પડી કે દિલેરખાન પાંચ હજારનું સૈન્ય લઇ કિલ્લો સર કરવા ટેકરી ચડે છે ત્યારે માત્ર સાતસો મરાઠા લઇને તે મેદાને પડ્યો. હાથોહાથની ઝપાઝપી જ શરૂ થઇ. મુરારે તે દિવસે હદ કરી નાખી. પાંચસો માણસને કાપીને પોતે સીધો દિલેરખાનના ઉપર જ ધસ્યો. સાથે માત્ર સાઠ જ મરાઠા હતા. આ વિરલ પરાક્રમ જોઇને ખાન તો દંગ થઇ ગયો. તે પણ ખરો મુસલમાન બચ્ચો હતો. તેણે તેને શરણે થવા કહ્યું અને આ વીરત્વની તારીફ કરી જીવિતદાન આપવાનું ને પોતાની જ પાસે સરદાર તરીકે રાખવાનું જણાવ્યું. પણ રણરંગે ચડેલો મનુષ્ય એમ કાંઇ નહિ તો ટો ગણવા બેસે છે? જ્યાં ફના કરવાની કે ફના થઇ જવાની અથવા સ્વતંત્રતા મેળવવાની જ શરત ચાલતી હોય ત્યાં શું મનુષ્ય કે શું આખી પ્રજા કોઇ દિવસ ગણતરી કરતી જ નથી. મુરાર બાજી ત્યાં જ ત્રણસો મરાઠા સાથે રણમાં પડ્યો. આ સમાચાર ગઢમાં પહોંચ્યા ત્યારે તેથી લેશમાત્ર ન થડકતા બહાદુર સૈન્યને છાજે તેમ એકેએક સૈનિકે જવાબ વાળ્યો કે 'નાયક પડ્યા તેથી શું થયું? અમે સઘળા એના જેવા જ છીએ અને એવી જ હિંમતથી લડવાના છીએ. નાયક પડવાથી કાંઇ લડાઈ ખતમ નથી થતી.'

ૐ

ન્યાય, કેળવણી, શહેરસુધારણા અને સહકારી મંડળ, આ ચારને અત્યારના સુધારાના સ્તંભ ગણી શકાય. એ પશ્ચિમની વિદ્યાનાં જ બીજ છે અને આપણે ત્યાં આ વિચારો નવીન છે એમ ઘણા માનતા લાગે છે. પણ વસ્તુસ્થિતિ તેનાથી તદ્દન જુદી હતી. વચ્ચેનો યુગ પડતો મૂકીએ. જેના વિષે આપણને કાંઇક માહિતી મળી શકી છે તે ચંદ્રગુપ્ત મૌર્યના વખતની (આજથી બે હજાર વર્ષ પહેલાંની) આ વાત છે.

નાઇસરૉય સાહેબ અને તેની કાઉન્સિલ એ વિચાર હિંદુસ્તાનમાં નવો નહોતો. ચંદ્રગુપ્ત અને તેની મંત્રી-પરિષદ્‌નો એ કાળનો ઉલ્લેખ સ્પષ્ટ મળે છે. મંત્રી-પરિષદમાં મંત્રધર, એક પદવીધર મંત્રી, એક પદાધિકારથી વિહીન—રાજ્યનો નોકર નહિ તેવો—મંત્રી અને એક બીજો, એટલા બેસતા. આવશ્યક કાર્યને પ્રસંગે આ મંત્રીઓ અને મંત્રીપરિષદ્‌ની સલાહ લેવાતી અને બહુ-સંમતિ પ્રમાણે કાર્ય થતું. જોકે રાજાને નિષેધ—એટલેકે વીટો—નો અધિકાર હતો.

પરંતુ આટલા ઉપરથી પ્રાચીન વખતમાં શાસનતંત્ર ઉપર પ્રજાનો મત હતો તે સિદ્ધ થઇ શકે નહિ. એના ટેકામાં બે શબ્દો મળી આવે છે. પુર એટલે નગર કે રાજધાની. તેના ઉપરથી પૌર એટલે પુરના રહેવાસી એ શબ્દ થયો. જનપદ એટલે રાષ્ટ્ર—દેશ. એ ઉપરથી જાનપદ એટલે જનપદના-દેશના નિવાસી. રાજધાનીના નિવાસી તે 'પૌર' અને રાજધાની સિવાયના પ્રદેશના-દેશના રહેવાસી તે 'જાનપદ.' જાડી ભાષામાં બોલીએ તો શહેરી અને ગામડીઆ.

પણ જાનપદ શબ્દનો અર્થ શ્રેણી, જાતિ, ગણ, સંઘ એવો પણ થઇ શકે છે. 'પૌર-જાનપદ' એનો અર્થ રાજધાનીની 'મ્યૂનિસિપાલિટી' તથા દેશસંઘ કે રાષ્ટ્ર-સંઘ એવો થાય. એવી સંસ્થાઓ હોવાના ઘણા ઉલ્લેખ ઇતિહાસમાંથી મળે છે.

દશરથરાજાએ યુવરાજને નિયત કરવા પૌર-જાનપદ સભા બોલાવી હતી. સમ્રાટ્ બિંદુસારે તક્ષશિલાના 'પૌર' ને આજ્ઞા કરી હતી કે તક્ષશિલાના ઉપરાજાને તે પદચ્યુત કરે. વધારે કર નાખવા હોય ત્યારે રાજા પૌર-જાનપદ પાસે માગણી કરે એવો ચાણક્યે ઉલ્લેખ કર્યો છે. કર વધારવો, ઘટાડવો કે કાઢી નાખવો એ પૌર-જાનપદને આધીન હતું. આવાં બીજાં પણ છૂટાં-છવાયાં ઉદાહરણો પરથી નક્કી થયું છે કે હિંદુસ્તાનમાં પ્રજાશાસન ઘણા પ્રાચીન વખતથી ચાલતું આવ્યું છે.

ચંદ્રગુપ્ત મૌર્યના વખતમાં 'પ્રશાસ્તા' નામનો એક હોદ્દો હતો. એને આપણે દફતરદાર કહી શકીએ. એને જે જે વાતની નોંધ રાખવાની હતી તેમાં દેશસંઘ જાતિસંઘ-એ સર્વ સંસ્થાઓના નિયમ રીતરિવાજ વગેરેની નોંધ પણ કરવાની હતી.

ૐ

નાના ફડનવિસના જીવનનો એક પ્રસંગ છે. સવાઈ માધવરાવ ઉપર એને પ્રીતિ હતી. એની ઇચ્છા હતી કે એ જુવાન પેશ્વાની ગાદીને શોભાવે એવો બહાદુર થાય. એટલા માટે એણે એને બાજીરાવ બીજાની મૈત્રીથી દૂર કરવાનો પણ પ્રયત્ન કર્યો હતો. ત્યાર પછી સવાઇ માધવરાવ મરણ પામ્યો. આ મરણ આપઘાતને લીધે થયું છે એમ સાધારણ માન્યતા છે, તેમજ એ આપઘાત માટે નાના ફડનીસની સખ્ત દેખરેખ કારણરૂપ માનવામાં આવે છે.

પણ નાનાના જીવનનું આ કલંક કલ્પિત છે તેમ જણાય છે. પેશ્વાના કુટુંબમાં ક્ષય તરફનું વલણ જોવામાં આવ્યું છે. બાલાજી બાજીરાવ, માધવરાવ અને ચીમનાજી આપ્પા એ રોગથી જ મરણ પામ્યા હતા. સવાઇ માધવરાવનું શરીર પણ ક્ષયના વલણવાળું હતું તેમજ તેને ચક્કર પણ આવતા. આવી સ્થિતિમા મહેલ ઉપરથી તે પડી ગયો અને તેનું મરણ થયું. તે સમયે જુદાજુદા ત્રણ માણસોએ 'જુદેજુદે સ્થળે લખેલા ત્રણ પત્રો મળી આવ્યા છે. તુકોજી હોલ્કરે અહલ્યાબાઇ ઉપર લખ્યું છે કે 'સવાઇ માધવરાવ અકસ્માતથી પડી ગયો.' સવાઇ માધવરાવના મરણ પછી માત્ર પંદર દિવસે પુનામાંથી જ લખેલો બીજો પત્ર જણાવે છે કે 'વાયુના ઉપદ્રવથી સવાઈ માધવરાવ પડી ગયો.' આપઘાત કર્યાનું માત્ર અંગ્રેજ લેખકે લખ્યું છે. નાનાને જ્યારે આ અકસ્માતની ખબર પડી ત્યારે તે ઉતાવળે મદદ કરવા દોડ્યો, અને તેમ કરવા જતાં તે પોતે પણ બહુ ખરાબ રીતે પડી ગયો. ત્રણ દિવસ પછી સવાઇ માધવરાવ મરણ પામ્યો.

卐

કુર્ગનું રાજ્ય અંગ્રેજોએ જીત્યું ત્યારે લોકોને આનંદ ઉત્સાહ આવ્યો હતો એટલે એમણે એકમતે સોગે બ્રિટિશરાજની માગણી કરી એમ કહેવાય છે! હિંદુસ્તાનમા કુર્ગનો પ્રદેશ કૉફીના ઉત્પન્નમાં સૌથી મોટો હિસ્સો ધરાવે છે. ઘણા અંગ્રેજો ત્યાં એ ખેતી ઉપર જ મોટી મિલ્કત ધરાવતા થઈ રહ્યા છે. ત્યાંની ૪૮૧૪૨ એકર જમીન આ ખેતીમાં છે. કુર્ગનો પ્રદેશ આ જાતની ખેતી માટે ઉત્તમ હતો અને અંગ્રેજોની વસાહત માટે પણ ઉત્તમ હતો, એટલે લોકોએ 'એકમતે' માગણી કરી હતી તેમ લાગે છે! વળી કુર્ગનું રાજ્ય ખાલસા થયું ત્યારે દરેક કર્નલને રૂપિયા પચાસ હજાર, દરેક લેફ્ટેનન્ટને રૂ. પંદર હજાર અને દરેક મેજરને રૂ. દસ હજાર તથા દરેક કૅપ્ટનને રૂ. પાંચ હજાર એમ કાંઇક વહેંચણી પણ થએલી!

કુર્ગના રાજાને એવી સદ્બુદ્ધિ થઈ કે તે પોતાનો અન્યાય રજુ કરવા ઠેઠ ઇંગ્લંડ ગયો: ઇ. સ. ૧૮૫૨ માં. એની એકની એક પુત્રી પણ સાથે હતી. રાજાને બીજો તો કાંઈ ફાયદો ન થયો, પણ દીકરી વટલીને ક્રિશ્ચિયન થઈ ને કોઇ અંગ્રેજને પરણી, અને પોતે થોડાઘણા અતિ માનવાચક શબ્દો લૉર્ડ ડેલહાઉસી પાસેથી મૂંગે મોંએ સાંભળી રહ્યા!—અલબત્ત, એણે પોતાનો કેસ રજુ કર્યો હતો અને એક પેપર પણ અંગ્રેજીમાં છપાવ્યું હતું.

卐 卐

શિવાજી મહારાજની સાથે વિજાપુરના શાહને સંધિ કરવાની જરૂર પડી હતી તે વખતે વિજાપુર તરફથી શાહજીને સંધિદૂત તરીકે નક્કી કરવામાં આવ્યા. પિતાને આવતા સાંભળીને શિવાજી તેમને મળવા ગયો. સાથે માતા જીજાબાઈ તથા રાણી સાઈબાઇ અને સોયરાબાઇ પણ હતાં. શાહજી નજીક આવ્યા ત્યારે શિવાજીએ દંડવત્ પ્રણામ કર્યા. ઘણા દિવસે આખું કુટુંબ મળ્યું. પછી શાહજી પાલખીમાં બેઠા ને આખો રસાલો આગળ ચાલ્યો. પણ શિવાજી તો પિતાની પાલખી સાથે પગે પાળા જ ચાલ્યા આવતા હતા. શાહજી માટે ખડા કરેલા મંડપમાં જ્યારે તેઓ પહોંચ્યા ત્યારે શિવાજીનું હૃદય તો ક્યારનું પિતાની પાસે બેચાર વાતો કરવા ઉત્સુક બની રહ્યું હતું. પોતે જુવાનીમાં શાહજીની આજ્ઞાનું ઉલ્લંઘન કરી વિજાપુર સાથે લડાઇ કરી, શાહજી કેદ થયા ને તેને દુઃખ પડ્યું એ પ્રસંગની તેણે માફી માગી લીધી. ઉગ્રમાં ઉગ્ર સંયમ ને વીરત્વ સાથે મળેલી આ નમ્રતા જોઇને શાહજી ઊભા થઇ ગયા અને શિવાજીને ભેટી પડીને બોલ્યા, 'માફી કોણ માગે? હું કે તું? તેં સ્વાતંત્ર્યની મૂર્તિ પહેલવહેલી કલ્પી ને તેને માટે સર્વસ્વ અર્પણ કર્યું.' પછી પુના મુકામે બાપદીકરા વચ્ચે સંધિ થઇ. વિજાપુર સરકાર તરફથી શાહજી ને શિવાજી તરફથી શિવાજી પોતે. શાહજી જીવે ત્યાં સુધી વિજાપુર સાથે સંધિ રાખવાનું શિવાજીએ વચન આપ્યું ને વિજાપુર સરકારે તેને સ્વતંત્ર રાજા તરીકે કબૂલ્યો. બાપ સરકારી પેન્શનર, પણ દીકરો સ્વતંત્ર રાજા.

卐

બાપદીકરો ત્યાંથી કેટલાક કિલ્લા જોવા નીકળ્યા. રાયરી પહોંચ્યા ત્યારે બાપે જોયું કે આ સ્થળ દુર્ભેદ્ય છે. તેણે શિવાજીને કહ્યું કે ચારે તરફ ડુંગરાથી વીંટાએલા આ સ્થળને કિલ્લાથી રક્ષિત કરી દે તો નમૂનેદાર કિલ્લો થાય. રાજગઢને બદલે આ જગ્યાને મુખ્ય સ્થળ બનાવવા જેવું છે. શિવાજીને બાપની અનુભવી સલાહ ગમી અને તેણે રાયરીનો રાયગઢ બનાવ્યો. એ સ્થળને કિલ્લેબંધી કરી મજબૂત બનાવવા માટે

તેણે આબાજી સોનદેવને નીમ્યો. તળેટીથી સો ફૂટ ઊંચે માતા જીજાબાઈનો મહેલ બન્યો. જ્યારે કિલ્લાનું કામ પૂરું થયું ત્યારે શિવાજીએ ઢંઢેરો પીટાવ્યો કે દરવાજા સિવાયનાં બીજા કોઈ પણ રસ્તેથી જો કોઈ ગઢમાં પ્રવેશ કરે તો તેને સોનામહોરની કોથળી અને સોનાનું કડું ભેટ મળશે. ડુંગરાની રજેરજ વાત જાણનાર એક મહારે આ બીડું ઉપાડી લીધું. તેણે તો આ ડુંગરાના છાના રસ્તા, ભોંયરાં, પગદંડી ને એક ડુંગરામાંથી બીજામાં ને બીજામાંથી ત્રીજામાં ચાલ્યા જતા સંતાકુકડીના અનેક માર્ગો નાનપણના તોફાની જીવનમાં જોઈ કાઢ્યા હતા. શિવાજી મહારાજ અને મંડળ ઊભું હતું ત્યાંથી એક ઘડીમાં તે અદૃશ્ય થઈ ગયો. જોતજોતામાં કોણજાણે ક્યાંથી તેણે કિલ્લામાં પ્રવેશ કર્યો ને ઘડીના છઠ્ઠા ભાગમાં તો સૌ જુએ તેમ કિલ્લાની ટોચ પર મહારે ચડાવેલો વાવટો દેખાયો.

શિવાજી પાસે આવીને તેણે પ્રણામ કર્યા. મહારાજે તેને ઇનામ આપ્યું ને તે રસ્તાનું નામ 'ચોર દરવાજા' પાડી તેને સુરક્ષિત દરવાજાથી રોકાવી લીધો.

ૐ

આ પછી એક વખત એક રબારણ રાયગઢમાં આવેલી. દૂધ વેચતી જાય ને ઠેકઠેકાણે ખોટી થતી જાય. રાત પડી ગઈ, દરવાજા બંધ થઈ ગયા ને તે કિલ્લામાં રોકાઈ પડી. નાનું છોકરું ઘેર ટળવળતું હશે, સાસુ રાહ જોતાં હશે, સસરાજી ઉચાનીચા થતા હશે એવા વિચારમાં રબારણ તો મુંઝાઈ પડી; પણ દરવાજો કોઈ ખોલી આપે નહિ. પરંતુ ડુંગરાનાં દૂધમલ બચ્ચાં એમ કેદમાં રહે? તો તો રબારણની જુવાની લાજે ના? એનું નામ હતું હીરાકણી. હીરાકણીએ ખરેખર પોતાનું તેજ બતાવ્યું. અંધારું જામતાં, જિંદગીને જોખમે કિલ્લો ચડીને નીચે ઊતરી ગઈ, ઘરમાં પહોંચી ને રાત ઘેર ગાળી ત્યારે જ એને નિરાંત થઈ.

શિવાજી મહારાજને ખબર પડી. હીરાકણીને બોલાવી. 'રાત્રે તેં કિલ્લામાંથી રસ્તો કેવી રીતે કર્યો? ક્યાંથી ઊતરી ગઈ હતી?'

'મહારાજ! અમે તો ડુંગરાનાં બચ્ચાં, અમને કાંઈ ડુંગરા રોકે કે? જુઓને, આ રસ્તેથી નીચે ઊતરી જવાય.' કહેતાં હીરાકણીએ શિવાજીને કિલ્લા ઉપરથી જ્યાંથી પોતે ઊતરી હતી તે રસ્તો બતાવ્યો. મહારાજે ત્યાં બુરજ બંધાવી લીધો ને બુરજનું નામ પાડ્યું: 'હીરાકણી'

(ચાલુ) 'ધૂમકેતુ'



# સોનાની ખાટે સૂતો ભિખારી!

હજી થોડા જ વખત પર બનેલી આ સાચી વાત છે. ઇટાલીના મિલાન શહેરમાં આંદ્રા નામે એક બુઢ્ઢો મિસ્કીન રહેતો હતો. એ ઘણો જ બેકાર. ખાવાના પણ સાંસાં. પણ સૂતો સોનાની ખાટે! સોનાની ખાટે સૂનારને તે વળી ભિખારી કોણ કહે! કોઈ લોભી હોવો જોઈએ, લોભી. પણ ના; ખરી વાત છે. એ બિચારાને ખબર નહિ કે પોતે સૂએ છે એ ખાટ કેવી છે.

પંડે ઘરડો એટલે મહેનતમજૂરી બને નહિ. અને રોજેરોજ કોઈ હરિનો લાલ પણ મળે નહિ. એટલે ધીમેધીમે પાસે જે કંઈ હતું તે બધું વેચી નાખી ગુજરો કરતો. પણ હવે તો જેના પર સૂતો તે ભાંગ્યો તૂટ્યો ખાટલો જ રહ્યો હતો. પણ એવો સડેલો ખાટલો તે કોણ લે? જૂનો સામાન લેનાર ફેરિયાને તે ૧૦ લીરા (ઇટાલીનો સિક્કો) એ વેચવા માંડી પણ પેલાએ એનો એક લીરો પણ આપવાની ઘસીને ના પાડી.

અંતે હતાશ થઈ બુઢ્ઢાએ તેનો બળતણ તરીકે ઉપયોગ કરવા તેને તોડી નાખી. પણ આ શું! બુઢ્ઢો તો સ્તબ્ધ જ થઈ ગયો! એ ખાટના એક ગોળ પાયામાંથી લોઢાની એક ભૂંગળી નીકળી, તેમાં શુમારે ૧૦૦ જેટલા જૂના વખતના સોનાના સિક્કા! આ તે સ્વપ્નું કે સાચું? ખાતરી કરવા બુઢ્ઢો પાસેની દુકાને ગયો ને ગભરાતાંગભરાતાં દુકાનદારને સિક્કાની કિંમત પૂછી. પેલો વેપારી કાં તો એકદમ ભોળો હશે કે પછી બડો બદમાશ હોવો જોઈએ. કેમકે એણે સિક્કા દીઠ બે લીરા તેની કિંમત આંકી. ભૂખે પીડાતા ડોસાએ તરત તો તે કબૂલ્યા અને તેમાંથી દસ તેને વેચ્યા. પેટનો અગ્નિ બુઝાવ્યો. પછી બાકીના સિક્કા લઈ ઉપડ્યો ઝવેરીને ત્યાં. ઝવેરી પ્રમાણિક હતો. તેણે સિક્કા દીઠ ૨૪૦ લીરા ગણી આપી બધા સિક્કા ખરીદી લીધા.

એટલે હવે તો આખી જિંદગી વેનરૂં ફૂટીને માગી ભીખી ખાનાર એ નસીબદાર ડોસો છેલ્લી અવસ્થામાં પૈસાદાર બની બેઠો છે!

પણ એ પ્રતાપ કોના? દસ લીરામાં ખાટ વેચવા આવેલા ડોસાને ધુતકારી કાઢનાર ફેરિયાના જ ને? એ ફેરિયાને આ વાત સાંભળી કેવી લાગણી થઈ હશે!

(અમેજી કપરથી)

## સ્વર્ગારોહણ સમયે યુધિષ્ઠિરને હિમાલયમાં મળ્યો હતો તેમ સંગ્રામકૂચમાં સત્યાગ્રહી કુમાર-સૈનિકને મળેલો કુકુરમિત્ર

# લાલિયો

[ચિત્રકાર: રવિશંકર પંડિત]

પાંચ છ વખત વરસાદ પડે ન પડે ત્યાં જ મોગરાના લીલાછમ છોડ ઉપર શુભ્ર વર્ણનાં અનેક પુષ્પો જેમ ઊભરાઈ જતાં દેખાય છે તેમ વીજલપુરના રસ્તાઓ ધોળી ટોપી અને ધોળાં કપડાંના ફાલથી આજે ખીલી ઊઠેલા દેખાય છે. પાવિત્ર્ય સિવાય બીજો કોઈ પણ ભાવ ઉત્પન્ન ન કરનાર ખાદીનો શ્વેત રંગ બધાની આંખોમાં ભરાઈ જાય છે. વીજલપુરની કપાસિયાના તેલની મિલ આજે બીજી વાર પાવન થઇ છે. વૃદ્ધ મહાત્મા દીર્ઘ કૂચને અંતે જરા પણ થાક ન લેતાં કામની આગળની દિશા ઠરાવવા આંબાવાડિયા નીચે ઊતર્યા છે. સુરત જિલ્લાના સ્વયંસેવકોએ મહાત્માજીનાં ચરણ આગળ મેળો ભરાવ્યો છે. આંબાવાડિયામાં માણસ માતું નથી. સૌના મોં ઉપર ઉત્સાહ અને આનંદનું સામ્રાજ્ય દેખાય છે. એ જ ભાવ મોંઢા ઉપર ધારણ કરતો, ધર્મરાજના વફાદાર શ્વાનની જેમ એક ટુકડીની પાછળ ચાલ્યો આવનાર કુકુરશ્રેષ્ઠ તે અમારો 'લાલિયો'.

※

ટુકડીના નાયકે બધા સ્વયંસેવકોને કંપાઉંડની બહાર કાઢ્યા છે. ઝાંપા ઉપર ગંભીર મુદ્રાએ નાયક ઊભા છે. પ્રસંગનું ગાંભીર્ય પૂર્ણ જળવાય તે માટે સ્વયંસેવકો પણ પોતાનો ઉચ્છૃંખલ સ્વભાવ છોડી દઇ ઘડીભર ગંભીર બન્યા છે અને મૌન સેવી શાંત ઊભા છે. લાલિયો પણ કાંઇક ભારે બનાવ બનવાનો હોય અને તેનું તેને ભાન હોય એમ જણાવતો, પોતાના ઊભા તીક્ષ્ણ કાન ચોદશ ફેરવતો ગંભીર મુદ્રાએ ઊભો છે. પૂંછડી હલાવી ખુશામત કરવાની તેની ચાતુરતા અત્યારે નથી દેખાતી, કે નથી દેખાતી દુબળાં કુતરાંઓને ડરાવવાની કાયરતા. એક જાતનો ગંભીર ભાવ જ તેના મોઢા ઉપર—અથવા આંખમાં—દેખાય છે.

કોઇ પણ જાતના ભાવોનું પૂર્ણ નિદર્શન કરવા માટે કુતરા આગળ આંખ સિવાય બીજું સાધન નથી. એનું મોં બે હાથે પકડી તમે એની આંખોમાં તાકીને જોશો તો કંઇકંઇ ભાવો તમને તેમાં જણાઇ આવશે. કુતરો આંખથી જ વાતો કરતો દેખાશે. આંખ ઉપરના એક આછા ભૂરા પડદાનો રંગ બહુ જ સૂક્ષ્મ રીતે બદલી કુતરો પોતાના હૃદયના અંતર્ગત ભાવો દેખાડવાનો પ્રયત્ન કરે છે. રોવું હોય કે હસવું હોય, ગંભીર બનવું હોય કે મશ્કરી કરવી હોય, મુખ્ય કામ તો એ આછા પડદાનું જ. લાલિયો પણ આજે એ પડદાનો છૂટથી ઉપયોગ કરી રહ્યો હતો, અને બધા ભાવો આંખમાં રેડી રહ્યો હતો.

નાયકે કંપાઉંડનો ઝાંપો ઉઘાડ્યો અને ગંભીર સ્વરે ઘોષણા કરી: 'આ લડતનું પૂર્ણ રહસ્ય સમજીને છેવટ સુધી લડતમાં રહેવા માગતા હોય તેઓ જ અંદર આવે.' વાક્ય પૂરું થયું ન થયું ત્યાં તો અત્યાર સુધી શાંત રહેલા લાલિયાએ તરાપ મારી, અને એક જ કુદકે ઝાંપામાં પ્રવેશ કર્યો. અંદર જતાં લાલિયાએ મોઢું સ્વયંસેવકો તરફ ફેરવ્યું, અને આનંદપૂર્ણ ઘુરઘુરાટ કરી પૂંછડી હલાવતો સ્વયંસેવકો તરફ તાકી રહ્યો. એની આંખમાં અત્યારે વિજયનો ઉન્માદ અને સ્વયંસેવકોની મશ્કરી બંને તરી આવતાં હતાં. એની અને મારી પહેલી ઓળખાણ આ વખતે થઇ. હું લાલિયાને ભેટ્યો, અને એને માટે હવામાં એક બચ્ચી તરતી મૂકી દીધી. (કારણ કે લાલિયાને સ્વચ્છતાનો પાઠ હજી સુધી કોઇએ શીખવ્યો ન હતો.)

અમે કરાડી જવા ઉપડ્યા. રસ્તામાં નાનામોટા યુદ્ધોના કર્ણભેદી અવાજથી ચમકીને મેં જોયું તો લાલિયો હજી હમણાં જ એક જબરા કુતરાને, અમારા આશરાની હૂંફ ઉપર જીતીને અમારી તરફ આવતો હતો.

પાછળ પડી જતાં તેને બોલાવવામાં સુગમતા પડે એ વિચારથી આ પ્રસંગે મેં એનો નામકરણ વિધિ કર્યો અને એના રંગ ઉપરથી એનું નામ લાલિયો પાડ્યું. બસ, તે દિવસથી મેં નક્કી કર્યું કે લાલિયો એ આપણો કુતરો છે. અને લાલિયાએ પણ નક્કી કર્યું કે 'ભાઉ' એ આપણો ભાઈ છે. એનું નામ ટકાવી રાખતાં મને ઘણી મુશ્કેલી નડેલી. બીજું એક નામ સૂચવવામાં આવેલું, પણ મેં મહા પ્રયત્ને મારું જ પાડેલું નામ પ્રચલિત કર્યું. અને ખુદ લાલિયાને પણ એની ટેવ પડે એટલા માટે એની પાસે રોજ

અરધી અરધી કલાક બેસી એના માથા ઉપર પ્રેમથી



ટાપલીઓ મારતો હું 'લા . . લિયા' 'લા. . લિયા' એમ બોલતો. અંતે મારા સંસ્કાર વધારે પડવાને લીધે કહો કે બીજાઓએ પોતાના નામ માટેનો આગ્રહ મૂકી દીધો તેથી કહો, લાલિયો પણ પોતાને 'લાલિયો' કહેવડાવવામાં જ અભિમાન માનતો જણાયો.

હવે તો લાલિયાનો પ્રેમ વધતો ચાલ્યો. છાવણી-માં અમે આંગણામાં સૂતા ત્યારે કેટલીક વાર પોતાના પ્રેમની સાબિતી લાલિયો અમારી પથારીમાં સૂઈને આપતો. મારા જેવા ઊંઘણશી તો એ વાત છેક સવારે જ જાણે એટલે લાલિયો એના 'ભાઉ'ને જ હમેશાં પસંદ કરે એમાં નવાઈ નહિ. કોઈ બીજાની પથારીમાં સૂતો ત્યારે પણ ગમે તેટલું મારે તોપણ તે ખસતો નહિ. ટાંટિયા પકડીને દૂર મૂકી આવે તો જ ખસવાની વાત. અને તે પણ જે દશામાં મૂકો એ જ દશામાં બાઈસાહેબ સૂવાના. કારણ એક વાર ઊંઘવાનો નિશ્ચય કર્યો પછી તેમાંથી ડગે તો તો લાલિયો શાનો? આ રીતે કેટલાક જણાએ આપેલું 'સત્યાગ્રહી કુતરો' એ નામ લાલિયો સાર્થ કરતો.

રસોડાનું કામ જ્યારે મારા હાથમાં આવ્યું ત્યારે લાલિયો મારો જીવશ્ચ કંઠશ્ચ સ્નેહી બનવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એક દિવસ તો બાઈસાહેબ એક બહેનપણીને મારી પાસે 'પાસ' કરાવવા લઈ આવ્યા! એ બહેનપણીએ મારા હાથમાંના રોટલાના ટુકડા માટે અનેક જાતનાં નૃત્યો કરી બતાવ્યાં. અંતે એકંદરે મને લાગ્યું કે લાલિયા જેવા કુલિન શ્વાનને એની મૈત્રી શોભે નહિ. એટલે મેં એને કાઢી મૂકી ને લાલિયાએ



પણ મારા દેખતાં તેના ઉપર ક્રુદ્ધ થવાનો ડોળ કર્યો.

એક વાર ખજુરા કાપીને પાછા આવતાં લાલિયો અચાનક થોભી ગયો. આમ દોડ્યો ને તેમ દોડ્યો; નાક ઊંચું કર્યું. વળી નીચું કર્યું, અને છેવટે સીધી દોટ મૂકી અને ભેંસના પગનું એક તદ્દન તાજું જ હાડકું ક્યાંકથી ઉપાડી લાવ્યો. પોતાની શોધની બહાદુરી બતાવવા બાઈસાહેબ તે લઈને મારી સામે આવ્યા. મને ખૂબ ચીડ ચડી અને મેં એ હાડકું લાકડી વતી ઉપાડી લઈ એક ઝાડના થડની બખોલમાં સહેજ ઊંચે



ભરાવી દીધું. પછી તો ભાઈ ખસે જ શાના? એણે તો ઊંચા પગ કરી થડને આશરે હાડકું લેવાનો પ્રયત્ન માંડ્યો, પણ બીચારો નિષ્ફળ ગયો. એનું દયામણું મોઢું જોઈ રસિક કહે, 'ભાઉ, આપી દો ને આપણું શું જાય છે?' મને પણ થયું, સાચી વાત છે. હું શાકાહારી હોઉં એટલે બીજાને પણ જબરદસ્તીએ બનાવું એ ન્યાય ક્યાંનો? અને જરા પણ વૈભાવના વગર કેવળ ક્ષુધાશાંતિ માટે કુતરો મરેલા ઢોરનું હાડકું ખાતો હોય તો તેમાં મને શા માટે સુગ ચડે? મેં હાડકું નીચે પાડ્યું. પણ હવે તો માનભાની લાલિયાએ નિશ્ચય કરેલો કે હવે હાડકું હરામ છે. એણે તો એ સૂંઘ્યું પણ નહિ અને અમારી જોડે ચાલવા માંડ્યું. માની સ્વભાવ બતાવી આ રીતે

એણે પોતાનું માન વધાર્યું.

મહાત્માજીને ભેટ મળેલા ઘોડા ઉપર બેસતાં શીખનાર વિદ્યાર્થીઓમાં હિંમત લાવવાનું માન લાલિયાને ઘટે છે. ઘોડા ઉપર કોઈ પણ બેઠું હોય ત્યારે તેણે ઘોડાની પાછળ દોડી તેને ભડકાવ્યો ન હોય એવું કદી બન્યું નથી. એની જમણી બાજુ દોડે, ડાબી બાજુ દોડે, સામે આવીને મોઢા આગળ દોડતો જાય ને પોતાનું ભસભસાસ્ત્ર ચલાવ્યે જાય. ઘોડાને બાંધ્યા પછી પણ એને પકડવાની ઇચ્છા કોઈકોઈ વાર ભાઈને થઈ આવતી. કુતરાને ઘોડાનો પગ પ્રિય હોય છે તેથી હશે, અથવા ગમે તે કારણથી, પણ લાલિયો ઘોડાની



લાતને જોખમે પણ એનો પગ પકડવા પ્રયત્ન કરતો.

લાલિયો મારો એટલો મિત્ર બન્યો કે મારા એક સ્વાવલંબી મિત્ર, જેઓ કાશી તરફ 'ભરમાનંદ'ને નામે પ્રવાસ કરી આવવાનું પરાક્રમ કરી આવ્યા છે તે, તથા બીજા એક સાક્ષર મિત્ર, જેઓ એક સારા નાટકકાર ને કવિ છે તે બંનેએ મને એનો ભાઈ જ ગણવા માંડ્યો.

પ્રાર્થનાના શાંત સમયનો લાભ સાધી લાલિયો કેમ કોઠારમાં પેસતો, ત્યાં ઘી વગેરે કેમ આરોગતો અને બીજાં કેવાં તોફાનો કરતો તે બધું કહું તો ટીપુડાના ભાઈને માટે 'ટીપુડા' જેવું જ એક પુસ્તક લખવું પડે. હવે તો છેલ્લો જ પ્રસંગ વર્ણવીશ.

૧૨મી મેની સવારે અમે ધરાસણાના અગર પર જવા ઉપડ્યા. લાલિયાને કુતૂહલ થયું કે આખી છાવણી કેમ તૈયાર થઈ ગઈ! બબ્બેની હારમાં ઊભેલી અમારી સેનાને તેણે બેત્રણ પ્રદક્ષિણાઓ કરી. પ્રદક્ષિણાઓ જ કરી એમ ન કહી શકાય; કારણ એમાં કેટલીક ઊંધી પણ થતી હતી. એટલે કે પ્રદક્ષિણા—જમણી બાજુ હમેશ અંદરની બાજુ જ રહેતી ન હતી. સિવાય કેટલીક શંકરની પ્રદક્ષિણાઓની જેમ અરધેથી પાછા વળવાની પણ થતી. એના પ્રિય શંકરનું નામ સાદૃશ્ય જોઈને એને અરધી પ્રદક્ષિણાઓ કરવાનું મન થયું હશે કે કેમ એ તો હું કેમ કહી શકું? થોડી જ વારમાં એણે મને શોધી કાઢ્યો અને તરત જ પ્રશ્નની પરંપરા શરૂ કરી. પોતાની આંખોથી એણે મને હજારો પ્રશ્ન પૂછવા માંડ્યા. મેં પણ એને મૂક ભાવમાં આપણો વિરહકાળ પાસે આવ્યો છે એમ કહી દીધું. બોલવું અશક્ય હતું. હું એને ભેટ્યો. એણે પગ ઊંચા કરી મારી બગલથેલી ઉપર મૂક્યા. મારી ચોકખી ધોયેલી બગલથેલી ઉપર શુકનનાં સ્વસ્તિ ચિહ્ન જેવાં લાલિયાનાં પગલાંની છાપ પડી. પણ હું ચીડાયો નહિ. ચીડાવું કે રોવું એ પ્રશ્નમાં હું બંને વસ્તુ ભૂલી ગયો.

કરાડી ગામ છોડીને બહાર નીકળ્યા ન નીકળ્યા ત્યાં તો અમારા સ્વાગત માટે પાંચ છ મોટરો અને ૧૦૦-૨૦૦ પોલિસો હાજર હતા. લાલિયાને માટે આ દૃશ્ય અપૂર્વ હતું. આ પ્રસંગ આનંદનો છે કે દુઃખનો એ અમારી જેમ એને પણ પ્રશ્ન જ હતો. એટલે એણે મહા મહેનતે ભસવાનો સંયમ કર્યો. આજે તો એ પણ અહિંસક જણાયો. થોડા સવાલજવાબ પછી અમને પકડવામાં આવે છે એમ જાહેર કરવામાં આવ્યું અને અમે મોટરમાં બેઠા.

હવે લાલિયાથી ન રહેવાયું. તેણે દોડધામ શરૂ કરી. તે મુંઝાયો હતો. મોટરનું એંજિન શરૂ થયું... હવે તો હદ થઈ. એક ઝીણી અસ્ફુટ ચીસ પાડી લાલિયાએ પોતાના આગલા પગ મોટર લૉરીના પાટિયા ઉપર મૂક્યા અને પોતાનું દયામણું અશ્રુ સારતું મોં ઊંચું કરી ફરીથી એક ચીસ પાડી.

હૃદયવિહીન પોલિસે બંદુક ઉઠાવી, મોટર શરૂ થઈ અને મારી આંખમાંથી બે અશ્રુબિંદુ સરી પડ્યાં.

'ભાઉ'



# દુનિયામાંથી મૅલેરિયા નાબૂદ કેમ થાય?

હું લોકોને એક એવો રસ્તો બતાવવા માગું છું કે જેથી તેઓ લોહી ચૂસતા–બલ્કે દુનિયાના લોકોના ઘણા ભાગનો જીવ લેતા ઝેરી મચ્છરોને દૂર કરી મૅલેરીઆથી બચી શકે. મારી આ શોધ ૩૩ વરસ પહેલાંની છે, અને યુરોપ અમેરિકાના બંને ખંડો તથા એશિયામાંના સેંકડો અખતરા અને દાખલાઓ વડે મેં સાબિત કરી છે. વધારામાં આધુનિક પ્રયોગોથી પણ તેની શક્યતા પુરવાર થઇ ગઇ છે. મૅલેરીઆ તાવ શું છે તે હું સારી રીતે જાણું છું, કારણકે તેનાથી હું ૧૯ વરસ રીબાયો છું.

અરેબિયન નાઇટ્સ અને એવી બીજી વાર્તાઓમાં ધનના ખજાનાઓની ચોકી કરતા ક્રૂર રાક્ષસોની વાતો આવે છે. ઉષ્ણ મુલકોના કુદરતે બક્ષેલા ખજાનાઓની ચોકી એ રાક્ષસો જેટલા જ ભયંકર પણ કદમા અતિ નાનાં મચ્છર નામનાં મગતરાં કરી રહ્યાં હોય છે. તેઓ કરડે છે, દુઃખ આપે છે, સોજો લાવે છે; તેઓ મૅલેરીઆ તાવ, ઈન્ફ્લુએન્ઝાનો તાવ, પીળો તાવ અને એવા બીજા અનેક જીવલેણ તાવોના ઝેરી જંતુઓ આપણા શરીરમાં પોતાના ડંખ વાટે મૂકી જાય છે.

માણસ અને મચ્છર વચ્ચેની લડાઇ ઘણા વખતથી ચાલતી આવી છે. દાખલા તરીકે કેટલાક ઇતિહાસકારો માને છે કે મૅલેરીઆના તાવથી રોમન સામ્રાજ્યનો અંત આવ્યો. આજના યુગમાં પનામાની નહેર, ઇસ્વેડોર અને બ્રાઝિલનાં શહેરોને પણ મહામહેનતે એ મચ્છરોના ત્રાસથી મુક્ત કરવામાં આવ્યાં છે.

પણ કમભાગ્યે નાનાં ગામડાંઓને આ શહેરો જેવી રીતો લાગુ પાડી શકાતી નથી. શહેરોમાં ભેજવાળો કે પાણી ભરાતો દરેક ભાગ ખાડો કે જગ્યા તપાસી શકાય છે અને ત્યાં ઘાસતેલ જંતુનાશક દવા અગર તો મચ્છરોનાં ઇંડાં ખાઇ જનારી માછલીઓ મૂકવામાં આવે છે. પણ નાનાં ગામડાંઓમાં એ બનવું શક્ય નથી. કારણકે ત્યાં તો વરસાદની ઋતુમાં જમીનના નાનામોટા દરેક ભાગ પાણીથી ભરાઈ જાય છે અને મચ્છરોને ઉત્પન્ન થવાની સરસ જગાઓ બની જાય છે. વળી મચ્છરો ઝીણામા ઝીણી જગ્યામાં પણ બહુ આસાનીથી ઉત્પન્ન થઈ જાય છે. દાખલા તરીકે પ્રાણીઓ ચાલ્યાં હોય તેમના પગની ખરીઓને લઇને જે નાના ખાડા પડ્યા હોય તેમાં પણ તેમનો વિસ્તાર પૂરતી રીતે થાય છે. તેવી જ રીતે ઊંચા તાડ ઉપરનાં પાંદડાઓમાં ભરાઇ રહેતા પાણીમાં અથવા વાંસના ઝાડોના વચ્ચેના પોલાણમાં પણ મચ્છરોની વસ્તીને વધવાને પૂરતી જગ્યા મળી રહે છે.

આ બધું જોતાં એક વખત આપણને લાગી જાય કે માણસ જાતના આ અજાતશત્રુઓનો ઉપદ્રવ ટાળી શકાય તેમ નથી. અને તેથી મૅલેરીઆને નાબૂદ કરવો અશક્ય જેવો લાગે છે. પણ હું જે રીતો અહીં કહેવાનો હિંમત ધરાવું છું તેથી એ બધું શક્ય બને તેમ છે.

૩૫ વરસ પહેલાં રશિયાના કૉકેસસ પર્વતના બાટુમ જિલ્લાના એક ગામડામાં મને રહેવાનો પ્રસંગ પડેલો. ત્યાં એ ૬૦ મનુષ્યના નાના ગામડામાં પણ મેં ફક્ત ચાર માણસ સિવાય બીજા બધાને મૅલેરીઆના તાવથી પીડાતા જોયા! આ ચાર માણસ એક જ કુટુંબ હતું. સ્ત્રીપુરુષ અને તેમનાં બે બાળકો. એમની રહેવાની જગ્યા અને રીતો બીજાના જેવી જ હતી, છતાં એક બાબતમાં તે જુદી જણાઇ આવી. તેમના ઘરની આજુબાજુ કડોળના છોડવા ઉગાડેલા હતા.

બીજો દાખલો. એક ઉનાળે હું એક ગામડામાં ગએલો. એ ગામના બે ભાગ પડેલા હતા. એક ભાગ ઊંચે પર્વતના ઢોળાવ પર હતો, બીજો નીચે તળેટીની ખીણમાં વસતો હતો. આ નીચલો ભાગ મૅલેરીઆના ઉપદ્રવથી સારીપેઠે પીડાતો હતો. એમાંના એક જણે પોતાના ૬ એકરમાં કડોળ વાવ્યું, ને જેવું તે ઊગીને ફૂલ આવવા લાયક થયું કે જાદુની માફક મૅલેરીઆ આપોઆપ નાબૂદ થઇ ગયો.

આ બે કિસ્સાઓ ઉપરથી મૅલેરીઆને નાબૂદ કરવાની યુક્તિ મને જડી આવી. સામાન્યરીતે મચ્છરો છોડના રસ ઉપર જીવે છે. તેમાંથી જે પુરુષજાતિ છે તે ફક્ત છોડવાઓનો રસ પીએ છે, જ્યારે સ્ત્રીજાતિ છોડવાઓના રસ સાથે મનુષ્ય અને પ્રાણીઓનું લોહી પણ ચૂસે છે. મને જણાયું છે કે આમાંના મૅલેરીઅલ મચ્છરો જ્યારે કડોળનો રસ ચૂસે છે ત્યારે તેમનું ઝેર બદલાઇ જઇ શમી જાય છે. તેઓ પછી મૅલેરીઆનો પ્રચાર કરી શકતાં નથી.

મારા અખતરાઓનું પૂર્ણ વર્ણન આ નાનકડા લેખમાં જગ્યાના અભાવે કરી શકાય તેમ નથી. પણ હું એશિયા યુરોપ અને બંને અમેરિકામાં ખૂબ ફર્યો છું અને અનુભવસિદ્ધ બધે ઠેકાણે એ જ જોયું છે કે કઠોળના છોડવાઓ મૅલેરીઆનો ઉપદ્રવ અટકાવવામાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે. આ છોડવાઓમાં 'કુમૅરીન' કરીને મચ્છરોને ભાવતો એક પદાર્થ થાય છે, અને તે, મનુષ્યના શરીરમાં ક્વીનાઈન જે ભાગ ભજવે છે તેવો ભાગ મચ્છરોમાં ભજવે છે.

દક્ષિણ અમેરિકાના આરજેન્ટાઇન પ્રદેશમાં મૅલેરીઆના મચ્છરો ઘણા છે, છતાં ત્યાં મૅલેરીઆ નહિ જેવો છે; કેમકે ત્યાં એક સુગંધાદાર કઠોળનો જંગલી છોડ ઘણો થાય છે. મૅલેરીઆની ઋતુ શરૂ થાય છે ત્યારે જ આ છોડને ફૂલ આવવા માડે છે. તેની તીવ્ર સુગંધથી ઘણાં જંતુ આકર્ષાય છે; ખાસ કરીને મૅલેરીઆના મચ્છરો આનો રસ ખૂબ ચૂસે છે. પરિણામે આ છોડવામાં રહેલા 'કુમૅરીન' પદાર્થથી મચ્છરોનું ઝેર નાબૂદ થઇ જાય છે. જ્યાં મૅલેરીઆનો ઉપદ્રવ છે ત્યાં આ છોડ માલૂમ પડતો નથી.

ઉત્તર હૉલૅન્ડના પ્રાંતમાં મૅલેરીઆનો ઉપદ્રવ ઓછો નહોતો. પણ જ્યાં કઠોળનું વાવેતર કરવામાં આવ્યું તે મૅલેરીઆ આપોઆપ નાબૂદ થઇ ગયો. ઇટલીમાં પણ તેમજ થયું છે. જે પ્રદેશમાં કઠોળનું વાવેતર થાય છે ત્યાં મૅલેરીઆનું નામનિશાન નથી. પણ જ્યાં તેવું વાવેતર નથી થતું ત્યાં મૅલેરીઆનો ઉપદ્રવ ઘણો મોટો છે. તેવી જ રીતે પૅલેસ્ટાઇન અને ઓસની વાત છે. આ દેશમાં કઠોળ ઘણું ઓછું થાય છે અને તેથી મૅલેરીઆનો ઉપદ્રવ ત્યાં ઘણો ભારે છે.

હિંદુસ્તાનમાં પણ એ જ દાખલો બંધ બેસે છે. પંજાબ વગેરેમાં જ્યાં ચણા અને બીજાં કઠોળ સારી રીતે વવાય છે ત્યાં મૅલેરીઆ હોતો નથી. જ્યારે ચોખાનું જ ફક્ત જ્યાં વાવેતર થાય છે ત્યાં બંગાળા વગેરેમાં મૅલેરીઆનું એકચક્રે રાજ ચાલે છે.

આમ અજાણ્યાં કઠોળનો પાક મૅલેરીઆથી મનુષ્યનું રક્ષણ કરી રહેલા હોય છે. એને આપણે મૅલેરીઆના મચ્છરોનું ઝેર નાબૂદ કરવાના ખાસ ઇરાદાથી ઠેકાણે ઠેકાણે દાખલ કરી શકીએ તો તેના ઉપદ્રવમાંથી બચી શકીએ તેમ છીએ.

આ મારી યોજનાનો પહેલો ભાગ છે. બીજો ભાગ જે મચ્છરો મનુષ્યનું લોહી ચૂસે છે તેમની જગ્યાએ પ્રાણીઓનું લોહી ચૂસનારા મચ્છરો ઉત્પન્ન કરવાનો છે.

જે. લેજેન્ડ્રે કરીને એક ફ્રેન્ચ વૈજ્ઞાનિકને શોધ કરતાં માલૂમ પડ્યું છે કે કેટલાક મચ્છરો એવા છે કે જેઓ મનુષ્યને કરડતા નથી. વળી બીજા એવા મચ્છરો હોય છે કે જેઓ પોતાનાથી વિરુદ્ધ જાતિના મચ્છરોનાં ઈંડાં ખાઇ જઇ તેમને નાબૂદ કરે છે. આમ અમુક ભાગમાંથી અમુક મચ્છરો નાબુદ કરવા સહેલા છે. જે. લેજેન્ડ્રેએ એક એવો મચ્છર ખોળી કાઢ્યો છે (જેને તે પ્રેટન ક્યુલેક્સ કહે છે) કે તે બીજા મચ્છરોનો સમૂળો નાશ કરે છે અને સાથેસાથે મનુષ્યને ડંખતો નથી, પણ ફક્ત પ્રાણીઓને ડંખે છે.

મૉ. લેજેન્ડ્રેએ પોતાના એ પ્રેટન ક્યુલેક્સનાં ઇંડાં જ્યાં મૅલેરીઅલ મચ્છરો મનુષ્યને ઘણો ત્રાસ આપતા હતા એવા એક પ્રાંતમાં દાખલ કર્યાં. એક વર્ષ પછી તેણે જોયું કે આ નવા દાખલ કરેલા મચ્છરો મનુષ્યને કરડતા નહોતા. આ અખતરો પાંચ વર્ષ સુધી ચાલ્યો અને છેવટે માલૂમ પડ્યું કે જૂના મચ્છરોની જગ્યા આ નવા દાખલ થએલા મચ્છરોએ લીધી હતી, અને તેમને મનુષ્યના લોહીનો અભાવ થઇ પડ્યો હતો!

આ મારી યોજના. એનો પહેલો ભાગ કઠોળના વાવેતરનો છે અને જેમને નહિ ખબર હોય તે સૌને એ નવાઇ ભરેલો લાગે છે; જ્યારે બીજો ભાગ તો ફક્ત એક જંતુને બીજા જંતુની સામે લડાવીને તેનો નાશ કરવાનો જૂનોપુરાણો સાદો અને સરળ રસ્તો છે.

એટલે જો કઠોળ અને 'મિત્ર મચ્છરો'થી આપણે મુક્તિનું કામ શરૂ કરીએ તો મૅલેરીઆ બહુ ટૂંક વખતમાં અને જડમૂળથી નાબૂદ કરી શકીએ. આપણા ઘરની આજુબાજુ અને બાગબગીચામાં કઠોળનું વાવેતર કરીએ તો મૅલેરીઆના ત્રાસમાંથી ઘણું બચી શકીએ. આ મૅલેરીઆનો રોગ આખી દુનિયામાં પ્રસરેલો છે. તેની ભયંકરતા ઘણી છે. તેણે લાખો માણસના ભોગ લીધા છે અને કરોડો રૂપિયાનું પાણી કર્યું છે. તેના ભયંકર પંજામાંથી જગતને મુક્ત કરવાના બે ઉપાય મને લાધ્યા તે મેં રજુ કર્યાં છે. સૌ તેનો યથાશક્તિ ઉપયોગ કરે.

ચુનીભાઈ ધ. પટેલ

[પ્રોફેસર ફ્રિમો એમ. ડી.ના અંગ્રેજી લેખ ઉપરથી]



# ગીત-સુધા

પ્રેમાભાઈ હૉલમાં મર્હુમ ભોળાનાથ બાપાલાલ કંથારિયાએ ગુર્જર કવિ દયારામની છબી ખુલ્લી મૂકવાનો ઉત્સવ કર્યો હતો. તે વખતે 'જય જય ગરવી ગુજરાત' એમણે અમદાવાદમાં બહુ સરસ રીતે ગવડાવેલું. એની અસર મારા મન પર ખૂબ થઇ હતી. ત્યાર પછી અમે 'સ્વદેશી મિત્રમંડળ' સ્થાપ્યું. એમાં વારંવાર દેશભક્તિનાં ગીતો ગવડાવવાનો, રાજદ્વારી પુરુષોની જયતીઓ ઊજવવાનો અને રાષ્ટ્ર-વિચાર પ્રચારનો હેતુ હતો. મર્હુમ દાદાભાઇ નવરોજજીની જયતીઓ અમે આ મંડળ મારફત બહુ ધામધુમથી ઊજવતા. આ પ્રસંગોએ 'જય જય ગરવી ગુજરાત' તો ભોળાનાથભાઇએ ગવડાવેલી ઢબે જ અમે ગાતા ને ગવડાવતા. એ ગીતથી માતૃભૂમિ ગુજરાત તરફ મારો ભક્તિભાવ ખૂબ વધ્યો ને હજી પણ આખા હિંદમાં એ જ 'પ્રમુખા' રહે એ જોવાની મને બહુ હોંશ છે. મહાત્માજીના પ્રતાપે એનુ માન વધ્યું છે તે સદાકાળ કાયમ રહો! સ્વ. દી. બા. અંબાલાલ તે વખતે અમારા અગ્રેસર હતા. એમના મનમા પણ પ્રાંતીય અભિમાન હતું. ને ખરૂં પ્રાંતિક અભિમાન ન હોય તો સાચું સ્વદેશાભિમાન પણ આવતું નથી એમ એ માનનારા હતા. અમારા સ્વદેશ ઉત્સવોમાં એ ભાગ લેતા ને એ પ્રસંગોએ ભારતભૂમિનાં સ્તુતિગાનો થતાં તેમાં એ પહેલું 'જય જય ગરવી ગુજરાત' જ ગવડાવતા.

卐 卐

સ્વ. સુરેન્દ્રનાથ બૅનરજીના પ્રમુખપદ નીચે જે કાગ્રેસ અમદાવાદમાં મળી હતી તેને આજ ૨૮ વર્ષ થયાં. એ કૉંગ્રેસે મારા હૃદયમાં ભારતમાતાને માટે પૂજ્યભાવ ખીલવ્યો. પ્રમુખનું ભાષણ તો પ્રેરક હતું જ. તે સાથે મંડપની રચના, સ્વદેશપ્રેમીઓનો આદરભાવ ને કૉંગ્રેસ તથા સ્વદેશી પ્રદર્શનના પ્રસંગોએ થએલાં બીજાં ભાષણોએ મને રાજદ્વારી જીવનની દીક્ષા આપી. એ સૌમાં પ્રથમ જ ગવાએલું

'ગાઓ ભારતનો જય!
શું ભય? શું ભય? ગાઓ ભારતનો જય!'

એ ગીતે મને અનહદ પ્રેરણા આપી હતી.

卐 卐

ઇ. સ. ૧૯૦૫માં હું કલકત્તે ગયો. ત્યાંની બંગભંગની ચળવળમાં સ્વદેશગીતો જે ઉત્સાહ ને પ્રેરણા આપતાં તે મેં જોયું ને અમદાવાદમાં આવી તરત આપણાં સ્વદેશભક્તિનાં ગીતો એકઠાં કરી અમારા સ્વદેશી મિત્રમંડળ દ્વારા ઉત્સવો કરવા માંડયા. એ ઉત્સવોમાં સંગીતશાસ્ત્રી બર્વેએ ગીતો દ્વારા જે જુસ્સો ફેલાવ્યો તેણે કાયમની અસર ઉપજાવી. બંગાળી વિદ્યાર્થીઓ પાસે અમે 'વંદેમાતરમ્' અસલ બંગાળી સૂરમાં ગવડાવતા અને એક ભાઇ ગંગુલી 'દેશકા કયા યહ હાલ, ભૈયા દેશકા કયા યહ હાલ?' નામનું હિંદી ગીત બુલંદ સ્વરે ગાતા. એથી તો અમે સ્વદેશી સ્ટોર કાઢવા પ્રેરાએલા. એ સ્ટોરે ખાદી આવતાં સુધી સ્વદેશી માલ તરફ ગુજરાતીઓનું ધ્યાન પુષ્કળ દોર્યા કર્યું હતું.

'સુજન જાગો જાગો રે
વીર જાગો જાગો રે'

એ શ્રી 'વસંતવિનોદી'નું ગીત સંગીતશાસ્ત્રી બર્વે જે ગાતા એણે તો અમારી ઊંઘ ઉડાડી નાખી. વળી, સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવના

'નીંદરડી ન આવી; સારી રૈના વહી ગઇ.'

એ ગીતે પણ તે વખતના ગુજરાતી યુવકોને ઊંઘવા ન દીધા. કવિ ખબરદારનું 'ગુણવંતી ગુજરાત' યુવતીઓમાં બહુ લોકપ્રિય થઇ ગયું. એ કાવ્યે ગુર્જર સુંદરીઓને પોતાના પ્રાંત માટે ખરી ગુણવંતી બનાવી.

'ગુણિયલ ગુર્જર દેશ!
અમારો ગુણિયલ ગુર્જર દેશ.'

એ કવિ નાનાલાલના ગીતે પણ ઘણાની નજર સમક્ષ ગુજરાતનું સાચું ગૌરવ ધર્યું અને

'નથી બાયલા, નથી રાંકડા;
કાયર પડી નામે કરી
હાથ શાં બેસું?'

એ ગીતે કાયરતા, રાંકાપણા ને બાયલાપણાનાં ગેણાં દૂર કરાવવા જાણે યુવકોમાં નિશ્ચય કરાવ્યા.

સ્વ. બારોટ મોતીભાઇ અને એમની મંડળી એકતારા સાથે નીચેનું ગીત ગાતી ત્યારે હજારો શ્રોતાજનોની આંખોમાંથી અશ્રુ ટપકતાં. અને દક્ષિણ આફ્રિકામાં ચાલતી સત્યાગ્રહની લડતે, પરદેશોમાં આપણી નિરાધારતા અને સ્વદેશમાંની ગુલામી પ્રત્યક્ષ કરાવ્યાં ત્યારે તો એ ગીતે અમારાં આખા ગુજરાતનાં હૃદય હલાવી મૂકયાં હતાં:

'દુઃખિયાનો વિસામો રે, માડી તારી ઝૂંપડી
વનવગડાનો છાંયો રે, આંધળિયાંની લાકડી.'

સુરતની યાદગાર કૉંગ્રેસ પહેલાં લાખ્ખો ગુજરાતીઓમાં આ બધાં ગીતો પ્રસરી ગયાં હતાં. સેંકડો સભાઓમાં એ ગવાયાં હતાં અને પાંચ છ આવૃત્તિઓમાં 'દેશભક્તિનાં ગીતો'ની દસ બારહજાર નકલો, સરકારે એને જપ્ત કર્યાં ત્યાં સુધીમાં થઇ ચૂકી હતી.

મહાત્માજીના ગુજરાતમાં આવતાં પહેલાં ગુજરાતનું આખું વાતાવરણ આ પ્રમાણે તૈયાર થએલું હતું અને અમદાવાદ એનું કેન્દ્ર હતું.

ક્ક ક્ક

ભોળાનાથ સેદીઝ ઇન્સ્ટીટ્યૂટમાં સાહિત્ય સભા તરફથી સ્વ. કલાપીના દુઃખદાયક મૃત્યુનો શોક પ્રદર્શિત કરવાની સભા મળી હતી. કલાપીએ પોતાનાં કાવ્યોથી ગુજરાતને મુગ્ધ કર્યું હતું. વિદ્યાર્થીઓના મેળાવડાઓ તથા ઉજાણીઓમાં હું કલાપીનાં ઘણાં ગીતો લલકારતો. ૧૯૦૪ પહેલાં મેં 'Dawn Society' (સર્વોદય સમાજ) નામની વિદ્યાર્થીઓની એક સભા કાઢી હતી. એમાં હાઇસ્કૂલ ને કૉલેજના વિદ્યાર્થીઓને અભ્યાસ ઉપરાંત બહારના વાંચનમાં રસ પાડવાનો ઉદ્દેશ હતો. નારાયણઘાટ પર એક વર્ષે હું આખા સભાસદોને ઉજાણીને જ્ઞાનવિનોદ માટે લઇ ગયો હતો. ત્યાં મેં

'જ્યાંજ્યાં નજર મારી ઠરે, યાદી ભરી ત્યાં આપની.'

એ ગીત ગાયું. મારો રાગ કંઇ બહુ સારો નથી, છતાં એ કાવ્યની અસર ભવ્ય થઇ હતી. અને જ્યારે:

'તારા ઉપર તારા તણાં, ઝૂમી રહ્યાં જે ઝુમખાં
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની.'

એ લીટીઓ ગવાઈ ત્યારે તો તમામ બાળશ્રોતાઓ સ્થિર થઇ ગયા હતા.

ભોળાનાથ સેદીઝ ઇન્સ્ટીટ્યૂટ વાળી ઉપર કહેલી સભામાં શ્રીયુત ગટ્ટુલાલ ગોપીલાલ ધ્રુવે

'સુરવાની વાડીના ભીના મોરલા'

એ ગીત પહેલી જ વાર ગાયું એણે અમારાં હૃદય હચમચાવી નાખ્યાં હતાં.

'નંદનવનના પ્રાસાદોની ટોચથી'

અને

'તત્સવિતાનું ભર્ગ વરેણ્યં ધીમહી'

એ લીટીઓની અમારા મન પર થએલી અસરો ઉપર તો બબ્બે મહિનાઓ સુધી વાતો કરી હતી.

સાક્ષરશ્રી. બ. ક. ઠાકોરનું 'આરોહણ', કવિ નાનાલાલની 'વિલાસની શોભા' અને સ્વ. મણિશંકર ભટ્ટનો 'વસંતવિજય' વિદ્યાર્થીઓ સમક્ષ મેં ખૂબ ગાઇને, એના પર પ્રવચનો કર્યાં હતાં.

ક્ક ક્ક

રાજકોટ સાહિત્ય પરિષદ વખતે શ્રી 'લલિત'ને મેં પહેલી વાર જોયા.

'અમે તો કાઠિયાવાડી, સબળ સૌરાષ્ટ્રવાસી,
ભૂખ્યાં હરભાવનાં, પ્રભુભક્તની ભૂમિ અમારી!
અમારે રોલતે ડુંગર ઝુલે કંઈ દેવવાડી.'

વગેરે પરિષદનો સત્કાર કરતાં ગવાયું અને ત્યારથી કાઠિયાવાડીઓ સગા ભાઇઓ હોય એવો ઉમળકો મને થયો, તે હજી કાયમ છે. ત્યાર પછી તો લલિતજીએ એમનાં મંજીરાં સાથે અનેક પ્રસંગે અમને ઘણાં યે ગીતો સંભળાવ્યાં છે; પણ એમાં

'ચીપચાં ચલ્યાં રે! ધોબનરામ મલપતાં રે!'

વાળું ધોબણનું આખ્યાન ગીત તો અંતઃકરણમાં ચોંટી ગયું છે. પ્રભુની સેવા અર્થે જ બાણે આ જીવન છે એમ સમજી જે પોતપોતાના ધંધા કરે છે એમનામાં કેવું ધાર્મિક કવિત્વ રહેલું છે એ ભાન લલિતજીના એ ગીતથી મને થઇ ગયું.

ક્ક ક્ક

મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફૉર વીમેનના સંગીત-શિક્ષક શ્રીયુત પંચાક્ષરીએ એક વખત મારા ભાઈ પ્રીતમરાયને ત્યાં એક ખાનગી જલસામાં

'પ્યાસી—અખિયાં હરિદરસનકી પ્યાસી.'

સંભળાવ્યું હતું. અરધો કલાક એ ચાલ્યું હતું, પણ જ્યાં સુધી મારી હરિદર્શનની પ્યાસ છીપે નહિ ત્યાં એમની પાસેના એ અરધા કલાકથી શું થાય? એ તો રોજ મેં મારી પાસે રાખ્યું છે ને પ્રસંગોપાત ગાયા કરું છું કે

'પ્યાસી—અખિયાં હરિદરસનકી પ્યાસી.'

ક્ક ક્ક

અને એક એવું જ બીજું દર્શન, કવિ નાનાલાલની એક કવિતા જ્યારે લલિતજીએ કવિને ઘેર ગાઇ ત્યારે થયું હતું. સ્વ. મણિશંકર ભટ્ટના કહેવાથી એમણે મંજીરાં સાથે ગાએલું:

'એક જ્વાલ જલે તુજ નૈનનમાં,
રસજ્યોત નિહાળી નમું હું નમું.
એક બીજ ઝગે નભમંડળમાં,
રસજ્યોત નિહાળી નમું હું નમું.'

આ ગીત મને અત્યંત ગમ્યું. ત્યારનું શરીરના તારે-તાર સાથે એ ભળી ગયું છે અને હજી યે, ગૃહસ્થ-જીવનમાં જે દિવ્યતા ને રસ મને મળ્યાં છે તેનો યશ કેટલેક અંશે આ ગીતને પણ હું આપું છું.

ૐ ૐ

શ્રી હરગોવિંદદાસ કાંટાવાળાના પ્રમુખ પદ નીચે મળેલી અમદાવાદની છટ્ઠી સાહિત્ય પરિષદમાં કવિવર ટાગોર પધાર્યા હતા. એમના સત્કાર માટે મણિલાલ મૅન્શનમાં ટકોરખાનાં બેસાડવામાં આવ્યાં હતાં. (પીરમશાહને રોજે હમેશ, રાતદિન, હજી પણ જે ચોઘડિયાં વાગે છે તે જ એ વખતે ત્યાં આણ્યાં હતાં. રાતના અગિયાર વાગ્યે, જે વખતે શહેરની બધી પ્રવૃત્તિ લગભગ શાંત થાય છે ત્યારે આજે પણ એ ચોઘડિયાં તમે કોઇ ઓટલે બેસી નિરાંતે સાંભળી શકો.) સત્કારનો વખત હતો ને ડૉ. ટાગોર જેવા સહૃદયને, ગુજરાતના રસજીવનનું દર્શન, હું માનું છું કે આ ટકોરખાનાએ કરાવ્યું. મને પણ એ ટકોરખાનાંથી સંતોષ થયો અને બૅન્ડ જેવી પરદેશી ચીજ એ પ્રસંગે ન આણી તેથી યોગ્ય લાગ્યું. પછી લાલ દરવાજે ખુલ્લા મેદાનમાં પરિષદને અંગે એક જાહેર સભા રાખવામાં આવી હતી. ત્યાં ચાંદનીના રૂપેરી પ્રકાશમાં વૃક્ષો નીચે કવિએ 'વસંતનો સંદેશો' આપ્યો. તે પછી શ્રીમતી સરલાદેવી ચૌધરાણીએ ટાગોરનું પેલું પ્રસિદ્ધ ગીત ગાયું:

'અયી ભુવન મન મોહિની ...'

સાબરમતીની રેતમાં સરલાદેવી પાસે મહાત્માજીએ તે પહેલાં થોડા જ દિવસ અગાઉ

'કદિ નહિ હારના ભાવેં સાડી જાન જાવે.'

એ પ્રેરક ગીત ગવડાવ્યું હતું. અહીં એ બંને ગીતોએ એમાં મળી ગંગા યમુનાના જેવો સુંદર સંગમ કર્યો ને 'ભુવન મનમોહિની' ભારતમાતા માટે જાન જાય તો પણ કદી હારવું નહિ એવો નિરધાર એકેએક અંતરને કરાવ્યો.

ૐ ૐ

એ જ સાહિત્ય પરિષદનાં મહેમાનો માટે વિક્ટોરિયા બાગમાં એક સ્નેહસંમેલન યોજવામાં આવ્યું હતું. ત્યાં આખા ગુજરાતની રસસામગ્રી પીરસવામાં આવી હતી. એકતારાવાળાનાં ભજનો, પાવાવાળાના જલસા, ડાંડિયારાસ તથા ગરબા રાખવામાં આવ્યા હતા. મંડપ ઝાંખા લાલ દીવાઓથી શોભી રહ્યો હતો. ત્યાં રંગરંગીન વસ્ત્રો પહેરેલી બહેનોએ રૂપાના લોટા સાથે ગરબો ગાએલો

'જળ ભરવાને ચાલો રે, મીઠલડાં જળ ભરવા.'

કવિ ટાગોરને મેં ગરબાનો અર્થ સમજાવ્યો. મહાત્માજી પણ સાથે હતા. એમણે એકતારાવાળા પાસે મીરાંબાઇનું ભજન હમણાં સાંભળ્યું હતું. કવિ કહે, 'આ જળ તો આધ્યાત્મિક જીવનનાં પોષક જળ છે.' મારે માટે આટલું બસ હતું.

પણ કવિ તો આપણા ગુજરાતના આ ગરબાઓ પાછળ ગાંડા થયા. તે પછી ગુજરાતને કાઠિયાવાડમાં એ જ્યાંજ્યાં ગયા ત્યાંત્યાં એમને માટે ગરબા ને એકતારા ગોઠવાતા હતા. એ કહે, 'તમે આ છોકરીઓને મારે ત્યાં મોકલો. હું એમની બાદશાહી મહેમાનગીરી કરીશ. મારી બંગાળી છોકરીઓને આ ગરબા શીખવીને એમને પાછી મોકલીશ.'

એ પરિષદ પછી તો ઘણા ગરબા થયા. અને નિર્મળ આનંદ, ઉચ્ચ ઉલ્લાસ અને દિવ્ય જીવનની ઝાંખી એમણે આપણને જાણી ઓટલી કરાવી છે.

ૐ ૐ

૧૯૦૫માં હું કલકત્તે હતો ત્યારે ત્રણે બ્રહ્મોસમાજોમાં હું વારંવાર જતો હતો. સાધારણ બ્રહ્મોસમાજમાં થતી સ્તુતિ, પ્રાર્થના જોકે આકર્ષક થતી, પણ સૌથી વધારે આકર્ષક ભજનો તો સ્વ. કેશવચંદ્ર સેનના 'નવવિધાન મંદિર'માં થતાં હતાં. ગાતી વખતે ગાનારાનાં મોં વાંકાચૂંકાં થાય છે તે દેખાય નહિ તે માટે એ મંદિરમાં ગાનારાને લાલ પડદા પાછળ બેસાડવામાં આવે છે. ત્યાંનું પાતળી પખાજ સાથેનું એમનું મીઠું સંગીત, જાણે સ્વર્ગમાંથી ટપકતું હોય એમ લાગેલું.

ફરી હું ૧૯૨૭માં કલકત્તે ગયો ત્યારે 'સીતા'ના નાટકમાં કરુણરસનાં જે ચોઘડિયાં સાંભળ્યાં તે ઘણાં હૃદયવેધક હતાં. એ આખું નાટક બહુ જ સરસ રીતે ભજવાય છે. અયોધ્યા, રામચંદ્રજીના આવાસ, લક્ષ્મણ, સીતા, બધાં જાણે આબેહૂબ ખડાં થાય છે! નાટકનો કરુણરસ પોષવાને માટે આખો યે વખત પ્રસંગોપાત રજવાડામાં ચોઘડિયાં વાગતાં હોય એ રીતે તે ગોઠવ્યાં હતાં. એ ચોઘડિયાંના સૂરે મારા અંતરમાં ચીરા પાડ્યા છે. એ નાટકનો અભિનય ઉત્તમ હતો અને ચોઘડિયાંએ તો આખા બંગાળનાં લાગણીવાળાં હૃદય કમળોને મારી આંખ આગળ ખડાં કરી દીધાં હતાં!

[ચાલુ] હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

# જ્ઞાનલીલા

પાછલાની જ્ઞાનલીલાના મળેલા જવાબોમાંથી બધા સાચા નીચેના ૧૧ ભાઈઓના છે. તેમાંથી જેઓ ગ્રાહક છે તેમને ઇનામ મોકલાશે. (૧) કે. એન. સોલંકી–કુવાડવા (૨) રણછોડભાઈ. પટેલ–નડિયાદ (૩) દયાળજીભાઈ–સરભોણ (૪) જગન્નાથ . મહેતા–અમદાવાદ (૫) સોમાભાઈ પટેલ–નડિયાદ (૬) મણિલાલ સુતાર–ચાણસ્મા (૭) રામુભાઈ પટેલ–નડિયાદ (૮) રમેશચંદ્ર પટેલ–પોરડા (૯) પુરુષોત્તમ ખખ્ખર–મુંબાઈ (૧૦) સુપરિન્ટેન્ડેન્ટ પાટણ હાઇસ્કૂલ બોર્ડિંગ–પાટણ (૧૧) દેવચંદભાઈ–અમરેલી.

ઘણા જણ પોતે જાતે ગ્રાહક ન હોય પણ પોતાના વડિલ સગા કે મિત્રને નામે 'કુમાર' આવતું હોય તેનો લાભ લેતા હોય તેમણે ગ્રાહક નંબર સાથે તેમના વડિલ, મિત્ર કે સગા અગર સંસ્થાનું નામ જવાબ જોડે જણાવવું જોઈએ.

### સાચા જવાબો નીચે મુજબ

**(૧) ગોઠવી આપો:** (૧) વીરા ચાલો ઝટ રણમાં; (૨) ડંકો વાગ્યો લડવૈયા શૂરા જાગજો રે; (૩) મારા કેસરભીના કંથ હો, સીધાવો જી રણવાટ; (૪) જય જય ગરવી ગુજરાત; (૫) ઠગનું બગડ્યું કે ના હડદું ના હઠતું. **(૨) ગણિત–ગમ્મતઃ** (૧) રંગવાનું ખર્ચ રૂા. ૨૦૦; ચિત્રકામ રૂા. ૯૦૦; લાકડાનું ખર્ચ રૂા. ૮૦૦; લોઢું રૂા ૩૦૦; સુતાર રૂા ૩૦૦૦; કડિયા. રૂા. ૨૩૦૦ (૨) અંક–ગમ્મતઃ ૪૫૩×૬=૨૭૧૮ ૫૮૨×૩=૧૭૪૬; ૫૮×૩૭=૨૧૪૬, વગેરે ઘણી રીતે થઈ શકે **(૩) એ શું?** સંખ્યા 'ચાર'—'**વિચાર**'માં રહેલી છે. (૨) જ્ઞાતિ—નાગરઃ તેમાં–નાર અને નાગ એ બે ભયંકર પ્રાણી. **(૪) શબ્દ–ગોઠવણઃ** અમર, હરણ, ભમર દરદ, નરમ, ગરજ, રજત. **(૫) શબ્દ–ફેરવણીઃ** રાવણ, લવણ, લક્ષ્મણ, રક્ષણ રક્ષક. **(૬)** આકૃતિ બાજુના ચિત્ર મુજબ.



### નવા સવાલ

નીચેના સવાલોના જવાબ ૨૫મી નવેમ્બર સુધીમાં કુમાર કાર્યાલયમાં પહોંચાડવા જોઈએ.

**(૧) ગણિત–ગમ્મતઃ** જગુનો ને એના બાપાનો જન્મદિવસ એક જ દહાડે આવ્યો. જગુએ બાપાને કહ્યું, 'આજે તમારી ને મારી ઉમરનો સરવાળો કરીએ તો એકાવન થાય.' 'બરાબર' તેના બાપાએ કહ્યું; 'પણ તને બીજી ખબર છે? તું જ્યારે મારી અત્યારની ઉમરનો થઈશ ત્યારે તારી ને મારી ઉમરનો સરવાળો ૧૦૧ થશે?' તો જગુની ઉમર કેટલી?

**(૨) શોધી કાઢોઃ** નર્મદાશંકર, નરસિંહરાવ, બલવંતરાય, દલપતરામ, મણિશંકર–આ પાંચ કવિઓએ એક જાણીતા સ્વર્ગસ્થ સાક્ષર–વિવેચકના નામનો એકેક અક્ષર પોતાના નામમાં સંતાડી દીધો છે: તમે તે નવું નામ શોધી કાઢશો?

**(૩) એ શું?** એવું શું છે જેના પહેલા ભાગ વિના કોઈને ચાલતું નથી અને બીજો ભાગ એક શસ્ત્ર છે. બંને ભાગ ભેગા મળીને કુદરતનું એક સુંદર દૃશ્ય રજુ કરે છે.

**(૪) શબ્દ–શંકુ:** બાજુની આકૃતિમાં ૧–૨–૩, ૨–૪–૫ અને ૩–૫–૬ એમ ત્રણ શંકુ આપેલા છે. નીચેની સૂચના મુજબ તેની અંદર ખરેખરા શબ્દો ભરી કાઢશો એટલે ૧–૨–૪ અને ૧–૩–૬ લીટીઓમાં અનુક્રમે આપણું એક શહેર તથા આપણને સૌથી વધારે પ્રિય એવું એક નામ આવી જશે.

```
      ૧
     . . .
   ૨ . . . ૩
  . . . . . . .
૪ . . . ૫ . . . ૬
```

ઉપરનો શંકુ: પહેલો શબ્દ=એક સગાઈ; બીજો શબ્દ=પ્રધાન; ત્રીજો શબ્દ=નવી દુનિયા. ડાબી બાજુનો શંકુ: પહેલો અક્ષર ઉપરના શંકુમાં સમાઈ જાય છે; બીજો શબ્દ=મૂર્ખ; ત્રીજો શબ્દ=યુદ્ધ. જમણી બાજુનો શંકુ: પહેલો અક્ષર ઉપરના શંકુમાં સમાઈ જાય છે; બીજો શબ્દ=એક સતી; ત્રીજો શબ્દ=એક પ્રાચીન ઐતિહાસિક ધર્મપુસ્તક.

**(૫) શબ્દ–સાંકળીઃ** નીચેના અર્થવાળા પાંચ એવા શબ્દો શોધી કાઢો કે પહેલા શબ્દના છેલ્લા બે અક્ષરથી શરૂ થઈ અનુક્રમે નવા શબ્દો બનતા જાય. (૧) હિંદમાં નૂતન ધાર્મિક ભાવના પ્રકટાવનાર પુરુષ (૨) દેવોની વાડી (૩) એક પ્રાણી (૪) એક પ્રખ્યાત શહેર (૫) લીન (૬) હોંસાતોંસી.

**(૬) શબ્દ–ગોઠવણઃ** બાજુની આકૃતિમાં નીચેના અર્થ પ્રમાણે શબ્દો આડા ભરી કાઢશો એટલે ચોકડીથી બતાવેલી ઊભી લીટીમાં એક ઉમદા સદ્‌ગુણ આવી જશે. મથાળાનો તથા છેલ્લો શબ્દ મળીને એક અંકસંખ્યા થાય છે. બીજો શબ્દ=એક ફૂલ; ત્રીજો શબ્દ હિંદનો પ્રિય વીર પુરુષ; ચોથો શબ્દ કાઢવા આપણે મથી રહ્યા છીએ.

```
    ×
  . × .
. . × . .
  . × .
    ×
```

**(૭)** બાજુના ચિત્રમાં બતાવેલી ત્રણ અભરાઈઓ ઉપર ત્રણ જુદાજુદા માપનાં ૨૦ વાસણ મૂકેલાં છે. તેને એવી રીતે ગોઠવ્યાં છે કે દરેકને દૂધથી ભરી કાઢીએ તો દરેક અભરાઈ પર સરખું જ દૂધ આવી રહે. જો સૌથી નાના વાસણમાં ત્રણ શેર દૂધ સમાતું હોય તો બધાંમાં મળી કેટલું દૂધ સમાતું હશે?



---

મા—તારે મોં તો ચોખ્ખું છે, પણ આ દાઘ ક્યાં લગાડી આવ્યો?

દીકરો—એ તો મા, મેં ખરું મોં લુછ્યું ને, તેમાં.



# માધુકરી

ઝેર નથી કો વેર નથી, નથી અરિ પર કહેર ગુજરતો,
હાડ તૂટે કે શિર્ષ ફૂટે પણ, પાય અડગ ડગ ભરતો: જય જય ભારતે હો.
આ વીરા વીજળી સમ પડતી, શીશ તડાતડ લાઠી,
એ લાઠી જ ધરશે આખર તો, ભારતસ્વજની કાઠી: જય જય ભારતે હો.
મરવું છે જીવવાને માટે, લડવું છે ફરી મ્હાવા,
સ્નેહ ક્ષમા છે માનવ કેરી, માનવતા જ અણાવા: જય જય ભારતે હો.
વિશ્વ સકળ ઝગારી રહી આ, ભારતયજ્ઞની જ્વાળા,
જ્યોજયો ભડ અદલ વીરો, હો ભારતપથ રખવાળા: જય જય—કવિ ખબરદાર

## પંજાબના 'ત્રિવેદી'



જૂદ કાઠિયાવાડીઓ અને ગુજરાતીઓ જેને આજે ભાગ્યે જ પિછાને છે એવા એક કાઠિયાવાડી યુવક શ્રી ત્રિવેદીને પંજાબ પ્રાંત આજે પોતાના કરી બેઠો છે પંજાબભરમાં એ 'ત્રિવેદી'નું નામ એમણે રાષ્ટ્રકાર્યમાં અર્પેલી સેવાથી મશહૂર છે. એમનું આખુ નામ તનસુખરામ અંબારામ ત્રિવેદી. ૨૩ વર્ષનો એ ઝાલાવાડી બ્રાહ્મણ યુવક નેશનાલિસ્ટ અંત્યુએટ થયો તે પહેલાં કુમાર વયથી જ તેની તેજસ્વી કારકીર્દિ શરૂ થએલી. સાહિત્યપ્રેમીઓ અને દેશસેવકોનો સંગ તે નાનપણથી જ શોધતો. બાર વર્ષની ઊગતી વયે એણે રાજકોટની પહેલી કાઠિયાવાડ રાજકીય પરિષદમાં ભાગ લીધો અને એની પ્રેરણાથી શાળાજીવનમાં અવનવી પ્રવૃત્તિઓ ઉપાડી હતી. સાદાઇ અને સ્વદેશીનો મંત્ર બહુ વહેલી વયથી એને અંતરે ઊતરી ગયો હતો.

આજે ચાર વર્ષથી તે પંજાબમાં વ્યાપારાર્થે જઇ વસ્યા છે; પણ એ બધો સમય દરમ્યાન વ્યાપાર કરતાં રાજકીય પ્રવૃત્તિનું સેવાકાર્ય જ એમના મુખ્ય વ્યવસાય જેવું થઈ ગયું છે. ૧૯૨૮ની શરૂઆતથી લાહોર કોંગ્રેસના તે મુખ્ય કાર્યકર્તા થઈ રહ્યા છે. એ સાલનો ૩૦મી ઑક્ટોબરનો દિવસ તો ઇતિહાસમાં અમર બન્યો છે. સાયમન કમિશનનો વિરોધ કરનારા સરઘસને મોખરે ઊભેલા લાલાજી પર નોકરશાહીની વફાદાર પોલિસ તે દિવસે તૂટી પડી. એને પરિણામે લાલાજી જે ૧૮ દિવસ પછી શહીદ થયા તે, શ્રી ત્રિવેદી લાલાજીના અંગરક્ષક ન બન્યા હોત તો તે જ દિવસે શહીદ થાત. પોતાની છત્રી લાલાજીના શિર પર ધરી રાખી પોતે લાલાજીની ઢાલ બની એ ઘા ઝીલેલા. આ પછી તો એમણે અનેકગણા જોશથી રાષ્ટ્રકાર્ય ઉપાડ્યું. ૧૯૨૯માં લાહોરની મહાસભા વખતે સ્વયંસેવકદળની ભરતી માટે તેમણે ઘણી જહેમત ઉઠાવી અને તેના કવાયતી નાયક બન્યા. એ જ વખતે ત્યાં ભરાએલા 'હિંદુસ્તાની સેવાદળ'ના છઠ્ઠા વાર્ષિક સંમેલનના મંત્રી તરીકે તે ચૂંટાયા અને બહુ જ પ્રશંસાપાત્ર કામ કર્યું.

૧૯૩૦માં સ્વાતંત્ર્યસંગ્રામ મંડાયો. ૧૨મી માર્ચે આખરી ફેંસલો કરવા ગાંધીજીએ આશ્રમ ત્યાગ્યો. ત્રિવેદી પણ નાના જત્થા લઇ પંજાબનાં ગામડાંઓમાં રાષ્ટ્રકાર્ય-પ્રચાર અર્થે નીકળ્યા ને પંજાબી તથા ઉર્દૂ જબાનમાં પોતાની ઉત્સાહક વાણીથી લોકોને જગાડવા લાગ્યા. એમના કાર્યની સંગીન અસરે સરકારને સચેત કરી ને જૂન માસમાં બટાલા શહેરમાં સત્યાગ્રહાશ્રમ ખોલવા જતાં તેમને ગિરફતાર કરી બે માસની જેલ આપી. જેલમાં પણ પોતાની સત્યાગ્રહી વર્તણૂકથી જેલરને મોંએ ખરા સત્યાગ્રહી તરીકેની એમણે પ્રશંસા મેળવી.

છૂટીને એ પાછા રાષ્ટ્રસેવામાં જ રત બની ગયા છે પંજાબનાં સ્વયંસેવકોને સંભાળી લીધા છે; તેમને કવાયતી શિક્ષણ આપે છે; હિંદુસ્તાની સેવાદળના મુખ્ય મંત્રી તરીકેનું કામ કરે છે અને લાહોરની વૉર્ડ કૉંગ્રેસ કમિટીના તે પ્રમુખ પણ છે.

[શ્રી 'સુરેન્દ્ર' મોકલેલા પરિચય ઉપરથી તારવીને]

## કાગળનું એરોપ્લેન

૮½ અને ૧૧ ઇંચના હળવા વજનના કાગળનું એક [s]નું ઊડણિયું બનાવી શકાય છે. તેમાં ઝાઝું માપ કરવાનું [n]થી; તેમ જ ચોડવા કારવવાની પણ જરૂર પડતી નથી. અને [છ]તાં આ નાનકડું એરોપ્લેન જોઈએ તેવું મજબૂત, આકસ્માતો [સ]હી શકે એવું અને બહુવાર ઊડે એવું બને છે. એ કેમ બનાવવું [તે] તો નીચેનાં ચિત્રોથી આપોઆપ સમજાય એવું જ છે.




હવે ઊડણિયું ચલાવવા માટે સૌથી છેલ્લા ચિત્રમાં બતાવ્યા પ્રમાણે પૂંછડી આગળ રાખી, વચલી આંગળી પાંખો વચ્ચે નાખી. ઝડપથી નીચે વળતું ફેંકવાનું છે; એટલે તે એક સુંદર ગોળ ધારીથી સીધું હવામાં ઊડતું જશે અને તે જોવામાં બહુ રસ પડશે. ('પૉપ્યુલર સાયન્સ'માંથી)

## રશિયાનાં નવાં બાંધકામો

રશિયામાં આવતાં પાંચ વર્ષમાં જે ઔદ્યોગિક યોજનાઓ ઊભી કરવા પાછળ અનગળ પૈસા ખરચાવાના છે. 'ન્યૂ યૉર્ક ટાઇમ્સ' જણાવે છે કે ફક્ત વસ્તુઓ બનાવવાનાં કારખાનાં ખાતે જ ચાળીસ કરોડ પાઉંડ ખર્ચાશે! લોક દક્ષ અનુમાન કરે છે કે એ આપેલી મુદતમાં આ પ્રચંડ યોજનાઓ પાર પડી શકશે નહિ પણ તુર્કસ્તાનથી સાઇબીરિયા સુધીની ૧૯૦૦ માઇલની રેલને મુદત કરતાં ત્રણ મહિના વહેલી તૈયાર થઇ ગઇ છે તે ઉપરથી સોવીએટ સરકારને હિંમત છે કે બધો ક્રમ વહેલો નહિ તો મુદતસર તો પૂરો થઇ જશે જ. એ રેલને બાંધવામાં બે કરોડ પાઉંડ ખર્ચ થયો છે અને એ બધું નાણું રશિયામાંથી જ મેળવ્યું હતું. આ રેલવેથી રશિયા અને તુર્કસ્તાન બંનેની સમૃદ્ધિ વધશે. તુર્કસ્તાનને ફરીથી ઘઉં અને ઇમારતી લાકડું મળશે અને પોતે દુનિયામાં સૌથી વધુ કપાસ ઉત્પન્ન કરનાર મથક બની શકશે.

આ પાંચ વર્ષની યોજનાનાં મહાન કામો પાર ઉતારવાને રશિયાએ પરદેશથી મોટા પગારદાર કારીગરો અને ઇજનેરો બોલાવ્યા છે. પરંતુ સોવીએટ સંસ્થાના માણસને તો વધુમાં વધુ ૨૫ પાઉંડનો માસિક પગાર જ મળે એવું નક્કી કર્યું છે! શેટોવ નામના એક રશિયન ઇજનેરે થોડાં વર્ષો પહેલાં ટ્રાન્સ સાઇબીરિયન રેલને બાંધી હતી. એ ને એ ઇજનેર હમણાં બંધાએલી તુર્કસ્તાન સાઇબીરિયન રેલવે ઉપર હતો. જ્યારે રેલને બંધાતી હતી ત્યારે કોઇ અમેરિકન પત્રકારે તેને પૂછ્યું કે 'તમારા હાથ નીચેના પરદેશી ઇજનેરો કરતાં યે ઓછા પગારે કામ પર રહેવાનું કારણ શું? એમાં તમને શો લાભ?' શેટોવના ચહેરા પર એ સાંભળીને ચમક ઊઠી: 'શો લાભ? આ ટ્રાન્સ સાઇબીરિયન રેલ રોડ બાંધવાની મજા મળે છે એ ઓછો લાભ છે?' આ ગંજાવર પાંચવર્ષી યોજના બાંધનારાઓનાં દિલમાં પૈસા ખાતર નહિ પણ રશિયા ખાતર કામ કરી રહ્યા છીએ એ જ ભાવના માત્ર પ્રકાશી રહેલી છે.

(ટ્રેઝર ચેસ્ટ)

## આવળ

આવળનાં પીળાં ફૂલની પાંખડીઓ દેશી ખાંડમાં મેળવી સવારસાંજ એકેક ગોળી ખાવાથી શૂળ મટે છે. હરસ અથવા લકવા ઉપર આવળનાં ફૂલનું શાક ફાયદો કરે છે. શરીરે ખસ, ગડગૂમડ, શીળસ, ચાંદા અથવા તો મૂતરા જેવું હોય તો ગરમ પાણીમાં આવળનાં પાન નાખી તે વડે હમેશાં નહાવાથી કંચનસમી કાયા થાય છે. શરીરનો અમુક ભાગ ધ્રૂજતો હોય તો તેને આવળના પાનના બાફણાથી ઝારવામાં આવે તો આરામ થાય છે. પ્રમેહ અથવા મધુપ્રમેહમાં આવળનાં ફૂલ સાથે સુખડના તેલની ગોળીઓ આવે છે તે ગિલાવીને ખાવાથી તથા આવળના ફૂલનો ચા પીવાથી ફાયદો થાય છે. દાંત ઉપર છારી વળી હોય, મોં ગંધાતું હોય અથવા પેઢામાં દુખાવો થતો હોય તો, આવળની ડાળખીનું દાતણ, મીઠું અથવા કોલસાના બારીક ભૂકા સાથે કરવાથી મોંનાં દર્દો મટે છે ને દાંત સાફ તથા મજબૂત થાય છે. આવળ બાળ્યાં હાડ સાજાં કરે છે; આવળનો લેપ, આવળનો બાફ અતિ ગુણકારી છે. આવળ ત્રણ જાતની થાય છે તેમાં માગસર મહિનાથી પીળા ફૂલ વાળી આવળ નજરે પડે છે તેના જ આ ઉપાયો સૂચવવામાં આવ્યા છે. ડૉ. ગુલાબચંદ બાવીશી

પોતાના સદ્‌ગત ભાઇનો દોઢ કરોડનો વારસો મળવા છતાં, સગાંઓ ને મિત્રોના વૈભવ વસાવવાના આગ્રહને નકારીને મિલાનના એક યુવાન સુતારે જવાબ આપેલો કે 'મારે મારકા પૈસાના એવા નંદનવન જેવા મહેલ-મોટરના વૈભવ ન જોઇએ. હું તો મારી આ નાનકડી દુકાનમાં પહેલાંની જેમ બેસીને મારા વાંસલાવડે જ મારૂં ભવિષ્ય ઘડીશ.'

નામ ઉપરથી વિશેષણ બનાવવાના 'ઈય' પ્રત્યયમાં ઈ દીર્ઘ છે એટલું જો યાદ રાખવામાં આવે તો 'રમણીય' 'અનુકરણીય' 'રાષ્ટ્રીય' 'દ્વિતીય' વગેરે વિશેષણોમાં ઘણા હ્રસ્વ લખીને ખોટી જોડણી કરે છે તે ભૂલ કદિ ન થાય.

વંદા માખીઓ જેટલા ગંદા નથી હોતા; તેઓ માખીઓ પેઠે ગંદકી પર બેસતા નથી છતાં ઘરમા બીજી રીતે પણ એમનો ત્રાસ તો હોય છે. કાચની એક ઊંચી બરણીમાં ત્રીજા ભાગ જેટલો ગોળ ભરવો. પછી જરા જાડો કાગળ, જમીનને અડતો રહે તેમ બરણીની આસપાસ વીંટી ગળા આગળથી બાંધી લેવો. ગોળની લાલચે વંદા તે ઉપર થઇ અંદર જશે, પણ પછી બહાર નહિ નીકળી શકે. પછી તો ગમે ત્યારે એ કેદીઓને તમે ઉદ્ધાર કરી શકશો.

બાફેલા બટેટાની છાલ થોડા કોલસા પર રાત્રે બળતી રાખવાથી વંદા નાસી જશે, કેમકે એ વાસ તેમને મૂંઝવે છે.

વધારે પ્રમાણમાં ફટકડી નાખેલા ઊના પાણીના મિશ્રણથી કીડીઓનાં દર આગળ ધોવાણ કરવાથી કીડીઓ દૂર થશે

આવળનાં પાન દૂધમાં બાફીને બાંધવાથી દુખતી આંખ મટે છે આવળનાં મૂળની છાલ ચાવીને બેત્રણ ઘૂંટડા ગળવાથી ઝાડો ને મરડો મટે છે.

લોઢાની ટાંકને લાંબો વખત પહોંચાડવી હોય તો શાહીના ખડિયામાં બે દિવસ લોઢાનો કકરો રાખી મૂકજો.

ઘરનો કચરો ભરવાનાં પીપ કે ડબ્બામાં બીજે ત્રીજે દહાડે નકામા કાગળના કટકા સળગાવી ધુમાડો કરતા રહેજો એથી અંદરનાં નુકસાનકારક જંતુઓ નાશ પામશે ને ખરાબ વાસ દૂર થશે.

ધોવાનાં કપડાં બાફતી વખતે તેમાં છાલ સાથે કાપેલા લીંબુના થોડા કટકા નાખજો આથી લુગડામાંના રીંઢા ડાઘ પણ નીકળી જઇને બહુ ચોખ્ખાં થશે.

પીપરમેન્ટના તેલની વાસ ઉંદરને ગમતી નથી રસોડાના કોઠલા, હાંડિયાં, કબાટ વગેરેનાં બારણાંની પટ્ટીઓ ઉપર તે ભૂંસતા રહેવાથી ઉંદર પાસે નહિ ઢૂકે.



દેડકો: કરોળિયાજી, બહારથી હું આવડો રૂપાળો છું તો અંદર કેટલો બધો હોઈશ? મારા પેટમાં પ્રવેશ તો કરી જુઓ!

હિંદમાં સાઠ હજાર ગોરા સિપાહીઓનું લશ્કર છે.

અને કુલ ૧૫૬૬૩૭ અંગ્રેજો વસે છે.



ફ્રાંસની આ દાઢીમૂછવાળી સ્ત્રી માદામ -દ લાઇત પારીસની મોંતમાત્રે હોટેલ ચલાવતી તે ૭ વાર પરણી હતી કપનું ચિત્ર તેના મૂળ ફોટોગ્રાફ પરથી આલેખેલું છે.

ખનીજ કોલસાની ભૂકી ગીંડાના પાણીમાં જીવતી રાખવાથી સરસ બળતણ તરીકે કામ લાગે છે



બૅંગલોરની શાહી પશુશાળાની આ વિખ્યાત ગાય 'જિલ' ઉત્તમ ગોપાલનનો આદર્શ હતી. આયરશાયર અને હરિયાણા, એમ પૂર્વ-પશ્ચિમ ગો-કુલના મિશ્રણનું એ ફરજંદ ૧૯॥ વર્ષ જીવી તે દરમ્યાન તેણે ૧૭ વાછડાં અને ૨॥ લાખ રતલ દૂધ આપ્યું. એના રોજના દૂધની સરેરાશ ૪૧ રતલની આવે છે. બાજુના ચિત્રમાં ગાંધીજી ને માલવીયજી તેની પ્રશંસા કરતા પડખે ઊભા છે.

## ⊙ ચાલ તૈયાર થા આલ તું કામને હેત ને હામ હૈયેજ ધારી ⊙

પોતાના સદ્ગત ભાઇનો દોઢ કરોડનો વારસો મળવા છતાં, સગાંઓ ને મિત્રોના વૈભવ વસાવવાના આગ્રહને નકારીને મિલાનના એક યુવાન સુતારે જવાબ આપેલો કે 'મારે મારકા પૈસાના એવા નંદનવન જેવા મહેલ-મોટરના વૈભવ ન જોઇએ. હું તો મારી આ નાનકડી દુકાનમાં પહેલાંની જેમ બેસીને મારા વાંસલાવડે જ મારૂં ભવિષ્ય ઘડીશ.'

નામ ઉપરથી વિશેષણ બનાવવાના 'ઈય' પ્રત્યયમાં ઈ દીર્ઘ છે એટલું જો યાદ રાખવામાં આવે તો 'રમણીય' 'અનુકરણીય' 'રાષ્ટ્રીય' 'દ્વિતીય' વગેરે વિશેષણોમાં ઘણા હ્રસ્વ લખીને ખોટી જોડણી કરે છે તે ભૂલ નહિ ન થાય.

વંદા માખીઓ જેટલા ગંદા નથી હોતા; તેઓ માખીઓ પેઠે ગંદકી પર બેસતા નથી છતાં ઘરમાં બીજી રીતે પણ એમનો ત્રાસ તો હોય છે. કાચની એક ઊંચી બરણીમાં ત્રીજા ભાગ જેટલો ગોળ ભરવો. પછી જરા જાડો કાગળ, જમીનને અડતો રહે તેમ બરણીની આસપાસ વીંટી ગળા આગળથી બાંધી લેવો. ગોળની લાલચે વંદા તે ઉપર થઇ અંદર જશે, પણ પછી બહાર નહિ નીકળી શકે. પછી તો તમે ત્યારે એ કેદીઓને તમે ઉદ્ધાર કરી શકશો.

બાફેલા બટેટાની છાલ થોડા કોલસા પર રાત્રે બળતી રાખવાથી વંદા નાસી જશે, કેમકે એ વાસ તેમને મૂંઝવે છે.

વધારે પ્રમાણમાં ફટકડી નાખેલા ઊના પાણીના મિશ્રણથી કીડીઓનાં દર આગળ ધોવાણ કરવાથી કીડીઓ દૂર થશે

આવળનાં પાન દૂધમાં બાફીને બાંધવાથી દુખતી આંખ મટે છે આવળનાં મૂળની છાલ ચાવીને બેત્રણ ઘૂંટડા ગળવાથી ઝાડો ને મરડો મટે છે.

લોઢાની ટાંકને લાંબો વખત પહોંચાડવી હોય તો શાહીના ખડિયામાં બે દિવસ લોઢાનો કકડો રાખી મૂકજો.

ઘરનો કચરો ભરવાનાં પીપ કે ડબ્બાઓમાં બીજે ત્રીજે દહાડે નકામા કાગળના કટકા સળગાવી ધુમાડો કરતા રહેજો જેથી અંદરનાં નુકસાનકારક જંતુઓ નાશ પામશે ને ખરાબ વાસ દૂર થશે.

ધોવાનાં કપડાં બાફતી વખતે તેમાં છાલ સાથે કાપેલા લીંબુના થોડા કકડા નાખજો આથી લૂગડાંમાંના ડાઘા ડાઘ પણ નીકળી જઇને બહુ ચોખ્ખાં થશે.

પીપરમેન્ટના તેલની વાસ ઉંદરને ગમતી નથી. કબાટના ખાના, ડબ્બા, હાંડલાં, વગેરેનાં બારણાંની પટ્ટીઓ ઉપર તે ચોપડી રાખવાથી ઉંદર પાસે નહિ ફરકે.



દેડકોઃ કરોળિયાજી, બહારથી હું આટલો રૂપાળો છું તો અંદર કેટલો બધો હોઈશ? મારા પેટમાં પ્રવેશ તો કરી જુઓ!

હિંદમાં સાઠ હજાર ગોરા સિપાહીઓનું લશ્કર છે.

અને કુલ ૧૫૬૬૩૭ અંગ્રેજો વસે છે.





ફ્રાંસની આ દાઢીમૂછાળી સ્ત્રી માદામ ન્દ લાઇત પારીસની મોંતમાત્રે હૉટેલ ચલાવતી તે ૭ વાર પરણી હતી. કંપનું ચિત્ર તેના મૂળ ફોટોગ્રાફ પરથી આલેખેલું છે.

ખનીજ કોલસાની ભૂકી ગોકાના પાણીમાં બોળવી રાખવાથી સરસ બળતણ તરીકે કામ લાગે છે.

ઊંમ્મીઓરની શાહી પશુશાળાની આ વિખ્યાત ગાય 'જિલ' ઉત્તમ ગોપાલનનો આદર્શ હતી. આયરશાયર અને હરિયાણા, એમ પૂર્વ-પશ્ચિમ ગો-કુલના મિશ્રણનું એ ફરજંદ ૧૯॥ વર્ષ જીવી તે દરમ્યાન તેણે ૧૭ વાછડાં અને ૧॥ લાખ રતલ દૂધ આપ્યું. એના રોજના દૂધની સરેરાશ ૪૧ રતલની આવે છે. બાજુના ચિત્રમાં ગાંધીજી ને ગાલીવજી તેની પ્રશંસા કરતા પડખે ઊભા છે.

# ખાંભી

[ દ્રુતવિલંબિત ]

અહીં હશે ચમકી વીજ એક દિ'
ખણખણાટ થતાં હથિયારના:
વહી હશે નવ-શોણિતની નદી
બલિ થતાં કંઈ બત્રીસલક્ષણા.

શૂરકથા શત વર્ષ જીવાડવા
અહીં મૂકેલ શિલા કંઈ કોતરી:
સળગતો ભૂતકાળ અહીં ફરી
શહીદનાં પથદર્શન પૂજવા.

અહીં જ એ ઇતિહાસ પડી રહ્યો
સ્વજનસંઘ ગણી તરુની ઘટા:
મૂક શિલા મહીં પૌરુષ પેખતાં
મનુજ અંતર સ્વપ્ન ઘડી રહ્યો.

ઈન્દુલાલ ગાંધી







હિંદ સ્વરાજ પામશે કે નહિ એ પ્રશ્ન તો એકેએક હૃદયમાં ગુંજી રહ્યો છે, પરંતુ ઘણાની માન્યતા અને વર્તન એવાં લાગે છે કે થોડાએક માણસો જે વખતે સ્વાતંત્ર્ય માટે મથન કરી રહ્યા હોય છે તે ઘડીએ તેઓ માત્ર જોનારા કે ટીકા કરનારા જ હોય છે; અને પેલા થોડા ઝૂઝનારાઓની સંખ્યા પણ ખપી જાય તો એ વાતો કરનારા કે મૂંગા જોનારાને કશું યે ધ્યેય રહેતું નથી. દેશના ખેડુતો ખુવાર થાય અને દાઝવાળા દેશનેતાઓ તથા જુવાનો જેલમાં જાય કે સજા ખમે તે સિવાયના બાકી રહેલા વર્ગને સ્વરાજ માટે કશો આવેગ કે સક્રિય તત્પરતા હોય તો 'સ્વરાજ આવશે કે નહિ' એવો 'પ્રશ્ન' આજે થાય નહિ; 'ખાતરી' હોય 'હિંદ સ્વરાજ' એ એકેએક હિંદીનું ધ્યેય છે, 'હિંદ સ્વરાજ' માટે મરીફીટવાનો ધર્મ એકેએક હિંદવાસીને શિર છે અને જે ભીષણ પ્રયત્ન દેશમાં આજે થઈ રહ્યો છે તેમાં એક પણ ભારતીય બાળકનો હિસ્સો ન હોય તો એટલું રાષ્ટ્રબળ ઊણું રહે છે હું મારી જન્મભૂમિને પ્રાણથી પણ અધિક ચાહું છું, પ્રશ્નો કરનારના દિલમાં એટલી ધગશ હોય હું તેના સ્વમાન ને સ્વાતંત્ર્ય માટે જીવનભર મથવાનો મારો ધર્મ સમજું છું, એ નિષ્ઠા દરેક જણના દિલમાં જ્યોત પેઠે જાગતી હોય તો હિંદ સ્વરાજ મેળવવાનું જ. 'મળશે?' એવી શંકા રાખવાનું કારણ જ ન રહે.

એ જાતનો પ્રશ્ન તમે કોઇને પણ પૂછો તે પહેલાં તમારી જાતને પૂછજો કે ભારતની સ્વતંત્રતા વિના તમે નિભાવી લો એટલા પામર હજી રહ્યા છો? તમને લાગે કે તમારે અને તમારા કરોડો હિંદવાસી ભાઇબહેનો માટે આજે સ્વાતંત્ર્ય, મુક્તિ અને ઉન્નતિનાં બારણાં બંધ થયાં છે, તમારાં શરીર મન અને પ્રવૃત્તિ ઉપર અનેક અંકુશો અને ચોકીઓ પડી છે, જીવનની આફતો સામે ટકવાને તમે નિઃસહાય સાધનહીન કંગલા બની રહ્યા છો, તમારી અને તમારાં મા-બહેનોની રક્ષા કરવાને તમારી કશી જ મજાલ કે તૈયારી નથી, દેશના રક્ષકો અને રાજના કાયદા પણ તમને ન્યાય આપી શકતા નથી;—આ બધું તમને ખરેખર લાગે તો તમે 'મળશે?' પ્રશ્ન કદી કરવાના નહિ;—'મેળવવા' માટે તમે સળગી ઊઠવાના. આજે તો તમારે માટે ચોમેર અંધકારથી યે કાળી નિરાશા જ છે. જ્યાંજ્યાં તમે ન્યાય, મદદ કે સહાનુભૂતિ માટે આશા રાખી હાથ લંબાવો છો ત્યાં તમને ને તમારા કોટિ બાંધવોને કાયમની ગુલામીમાં જકડી લઇ તમારા રસકસ ઉપર શેઠાઈ જમાવવાનાં ષડ્યંત્રો જ ગોઠવાએલાં દેખાય છે. તમારાં દુઃખો અને અન્યાયોની વાત હસી કઢાય છે—કલ્પિત લેખાય છે, તમારી વચ્ચે મતભેદ ઊભા કરાવી તમારું ધ્યેય ભૂલાવી દેવાની જાળ પથરાય છે અને તમારા જ દેશબંધુઓને હાથે તમારાં અપમાન, અધોગતિ અને સત્યાનાશનો પ્રયોગ ચાલી રહ્યો છે.

એકેએક માણસ આ સ્થિતિમાંથી છૂટવા નિશ્ચય કરે અને મથે તો જગતના કોઇ પણ રાજપ્રપંચીઓના કાવાદાવા કે ભેદનીતિ ફાવવાનાં નથી. જો સ્વતંત્રતા અને સ્વમાન મનુષ્યની પહેલી લાગણી હોય તો કોઇ પણ રાજસત્તા કે જાલિમ બળ તેના પર સવાર નહિ થઇ શકે. સત્યની ટેક નિભાવનાર ઈશ્વર છે અને તેને આશરે રહેલાઓએ કદી કશું ગુમાવ્યું નથી. તેમનાં શરીરને દુઃખ દેનારા જ પરિણામે પાયમાલ થયા છે. તેમને દેહાંત કરનારા રાજાધિરાજોની કીર્તિ મેલી થઇ છે અને તેમની નજર આગળ જ શહીદોની આણ જગતભરમાં પ્રકાશ કરી ગઈ છે. એક જ સાત્વિક માણસના ટેક અને ભોગ પશુરાજ્યમાં અંગાર વરસાવી શક્યા છે તેની શાખ ઇતિહાસનાં અનેક પાનાં પૂરે છે.

સ્વરાજ આવશે, જરૂર આવશે. પણ તમે શું કરી રહ્યા છો તે પહેલું વિચારજો. સ્વરાજ લાવવાની કોઇ ક્રિયામાં તમે શામિલ છો ખરા? તમે તે માટે કેટલો વખત ને ભોગ આપી રહ્યા છો? સ્વરાજ હિંદના દરેક જણ માટે હોય તો દરેક જણનો તેને માટે પ્રયાસ હોવો જોઇએ.

સ્વરાજ મેળવવાના માર્ગો માટે તકરારમાં ન પડશો. કોઇ ખાદી દ્વારા હિંદનો આર્થિક સત્વ અટકાવે તો કોઇ ઉદ્યોગ—પરિવર્તનથી અનેક ચીજો ઉત્પન્ન કરે અને રાષ્ટ્રને સહાય કરે; કોઇ સમાજસુધારણામાં ઝૂઝીઝૂઝી કામ કરી છૂટે તો કોઇ ધર્મપ્રચારથી લોકનીતિ અને જાતીય સંસ્કારમાં ઉન્નતિ લાવે. એ બાબતનો વિવાદ તો કોઇ સાથે કરશો નહિ. દરેક જણ તેની નિષ્ઠામાં સાચો હોય અને પ્રામાણિક સેવા તથા ભોગ આપી રહ્યો હોય તો તે દરેક જણ રાષ્ટ્રસેવક છે, 'સ્વરાજ'નો ભક્ત છે, સ્વાતંત્ર્યનો સૈનિક છે. પણ માત્ર પોતાનો જ વેપાર ટકાવી રાખવાના બહાને, પોતાની જ નોકરી સાચવી રાખવાની કે પેટપૂજા સાચવી લેવાની ઓથે કોઇ દલીલો કરે તેનાથી ઠગાતા નહિ. ઘણા યે મોટા અધિકારો ભોગવે છે, મોટાં કારખાનાં ચલાવે છે, વેપારો ખેડે છે, તેઓ પોતાની જાતને બચાવવા ઠગાઉ-ભરી દલીલો કરે છે અને બીજાઓમાં ભ્રમ ઉત્પન્ન કરે છે. તેમનાથી ચેતીને પરિણામો શોધી કાઢજો ને તમે તમારું ધ્યેય સંભાળી રાખજો.

આ અંક સાથે 'કુમાર' સાતમું વર્ષ પૂરું કરે છે. જે શ્રદ્ધાથી આટલાં વર્ષો તે ટકતું આવ્યું છે તે જ શ્રદ્ધાથી આઠમા વર્ષની શરૂઆત થશે. તેના આદર્શો અને પ્રયત્નો વચ્ચે હજુ ઘણું અંતર છે, છતાં નિષ્ઠા અડગ છે. ઈશ્વર એ નિભાવી રાખે અને પુનઃ વાચકોની સેવા અમે ચાલુ રાખીએ એ આશા સાથે આ વર્ષની પૂર્ણાહુતિ કરીએ છીએ.

## વિદ્યાર્થીઓને

વિદ્યાર્થીઓ-હજી ગુલામખાનાં સેવતા વિદ્યાર્થીઓ! ઘરડાઓ અને પાણી ધંધામાં રીઢા થએલાઓ ભલે પોતાના ધંધા ન છોડી શકે, પણ તમે? તમે તો ઠેરઠેર આઝાદીની આહાલેક ગજાવનારાઓ. તમે આજે ન જાગો તો એ શરમ કદી ભૂંસાવાની નથી. તમને વર્ષ બે વર્ષનો એ ગુલામખાનાનો અભ્યાસ પસંદ છે કે આઝાદીની લડતના સૈનિક થવાનું માન વધારે વહાલું છે? તમે જાગો તો આખા તંત્રના સાંધા ઢીલા કરી શકો છો. તમે જાગો તો એકેએક પરદેશી કાપડની દુકાન બંધ કરાવી શકો છો તમે જાગો તો દારૂનાં એકેએક પીઠાં બંધ-કરાવી શકો છો. તમે જાગો તો ખેડાનું ગુંડારાજ બંધ કરી ખેડુતોને હૂંફ આપી શકો છો. જાગો! આઝાદીના પ્રભાતમાં જીવતા હોવું એ એક લહાવો છે, પણ જુવાન હોવું એ તો સ્વર્ગસમું છે. તમે એ સ્વર્ગને નરક ન બનાવજો. (મહાદેવભાઈએ આપેલા સંદેશામાંથી)

---

## વિજ્ઞાનનો વિકાસ

શરૂઆતના નાના અખતરાઓ સિદ્ધાંતો અને સાધનોથી માંડીને આજની પ્રગતિમાન સ્થિતિ સુધી વિજ્ઞાન કેવી રીતે પહોંચ્યું, અને તેમાં યુગયુગના નામાંકિત વિજ્ઞાનીઓએ મોંઘા અખતરાઓ અને આપભોગોથી કેવો આકરો અને સમૃદ્ધ ફાળો આપ્યો તેનો ઇતિહાસ વાર્તા જેવી રસમય અને સરળ શૈલિમાં આ પુસ્તકમાં 'કુમાર'ના પરિચિત લેખક શ્રી સોમપુરાએ આપ્યો છે. મૂળ કિંમત રૂ. ૨॥ કુમારના ગ્રાહકોને રૂ. ૧॥।

પોસ્ટેજ જુદું

કુમાર કાર્યાલય : અમદાવાદ

# ગુમાન

ઘણી વાર વિદ્યા કળાં કે બીજા પ્રાંગણમાં આગળ વધેલા કેટલાક માણસો પોતે બીજા કરતાં કંઇક વધુ સમજે છે અને પોતે વધારે લાયક છે એવી રાવ રાખી ફરે છે અને તેથી પોતાના મિત્રોને અણગમતા થઇ પડે છે. એવા ગુમાની માણસો પરસ્પર પણ અળખામણા થાય છે. તમે તમારી વાત કરવા જાઓ કે તરત તે પોતાનાં જ ગીત ગાવા બેસી જાય. પોતાનું અડાબ્યે રાખનારા, ગર્વગુમાની અને બીજા કરતાં સવાશેર થઇ ફરનારાની શોકજનક વાત તો એ છે કે તેમનું એ ગુમાન, જ્ઞાન અથવા સંસ્કારનું કોઇપણ કિરણ તેમના મનોદ્વારમાં આવવું ખાળી દે છે અને તેમના સરખા અથવા ચડિયાતા મગજ સાથેનો વ્યવહાર સદંતર બંધ કરે છે, જેથી કંઇ પણ લાભ થવાનો હોય તે તેઓ ખોઇ બેસે છે.

અપાર મુશ્કેલીઓ અને સખત વિરોધો વટાવી જવા માત્રથી માણસનો જીવનક્રમ પૂરો થયો ગણાય નહિ. મુશ્કેલીઓ વટાવી તથા વિરોધો જીતી લીધા પછી માણસ ઘણી વાર પોતાની સફળતામાં મનુષ્યયત્નનો છેડો આવી ગયો માની લે છે અને પોતામાં સર્વ સંપૂર્ણતા આવી ગએલી ધારે છે ત્યારે તે પોતાના કીર્તિમુકુટ ઉપર જ બેસી તેને દબાવે છે. તે આગળ જઇ શકતો નથી. તેનો આગળનો જીવનક્રમ ત્યાં જ અટકે છે. અને જો તે જરા ભાન લાવીને તપાસે તો જોઈ શકે કે તેના કીર્તિનાં ફૂલ કરમાઇ ગયાં છે, વાસી થઇ ગયાં છે ને તેના ફળાઉપણાનો ઘાટ રહ્યો નથી. કીર્તિનો મુકુટ તો કપાળ પર જ રખાય ને મગજમાંથી નીકળતા જીવંત પ્રવાહથી સજીવન રાખી શકાય. હમેશાંની ઉર્ધ્વગતિ ને ચાલુ કામ હોય તો જ તેના પ્રાણદાયક હવાથી કીર્તિફૂલ તાજાં રહે.

તમારી જાતમાં જ સંતોષ માનીને તમારા ગુણના વિચારમાં ગર્ક રહેતા હો તો તમે કેવા લાગો છો તે જાણવા માગણમુંડાનો વિચાર કરજો! પણ તમે નમ્ર બની આગળ વધવાનો ઉચ્ચ આદર્શ રાખવા ઇચ્છતા હો તો આકાશના તારા સામે જુઓ. તમારા ગામના અમુક માણસ કરતાં તમે વધુ વિદ્વાન કે કારીગર હશો, પરંતુ જગતના મહાવિદ્વાનો કે કળાકારોને ધ્યાનમાં લો તો તમારે કેટલું આગળ જવાનું રહે છે? જંતુની નજરે તમારા પગની પાની પણ મહાન લાગતી હશે, પણ પરમાત્માની શક્તિ સામે તમારૂં ગુમાન કેટલું? એક મગરીનો ડંખ લાગે ને તમે પળમાં મરી જાઓ. જુદાંજુદાં પ્રમાણો ધ્યાનમાં રાખવાથી અને જરા વિનોદભરી નમ્રતાથી તમારી ગણતરી કરવાથી તમે ગુમાનથી બચી શકશો ને તમને બીજા માણસોની હૂંફ તથા સહાનુભૂતિ મળશે. મોટી પદવીઓ કે માનચાંદ ખરેખરી લાયકાત માટે મળ્યાં હોય તોપણ તેથી મોટાઇ આવી જતી નથી. તમને જે કીર્તિ આજે મળી છે તે કાલે વળી કોઈ વધુ હોશિયાર અને બાહોશ માણસને મળશે ત્યારે તમારી કીર્તિ ભૂલાઇ જશે.

કામ કરો તો ઉચ્ચ પરિણામ લાવવા મથો. ધાર્યું પરિણામ ન આવે તો પણ મથો, એથી વધુ સારૂં તો બનશે જ. તમારી હારના કારીગર કે કલાકારને તમારાથી પણ વધારે મોટો માણસ બનવામાં તમારી મદદ આપતાં આનંદ ને સંતોષ માનજો. તમારી પ્રશંસા થાય તેની અવગણના ન કરતા, પણ લોકોનાં વખાણ બાદ કરીને તમારી કિંમત આંકતા શીખજો.

બીજાઓ તમારા માટે કે તમારા કામ માટે શું કહેશે તેનો વિચાર ન કરતા, પણ તમે એવા કામ માટે બીજા પર સખતમાં સખત ટીકા કરો તો કેવી કરો તે રીતે તમારી જાત ને કામની તુલના કરજો. તમારો કઠોરમાં કઠોર ટીકાકાર જે રીતે તમારી ગણતરી કરે તે રીતે તમારો આંક કાઢજો અને તમારા હૃદય ઉપર લખી રાખજો કે विनयात् याति पात्रताम्। વિનયથી જ લાયકાત આવે છે.

ગુજરાતના પહેલા ને પ્રતિભાશાળી રસાયનશાસ્રી પ્રો.

# ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર

નો ભાવનાભક્તિ ને કર્તવ્યસાધનાથી ભરેલો જીવનઇતિહાસ ગુજરાતની ગૌરવ-ગાથામાં એક મહામોલું અર્પણ છે.

એક સામાન્ય કુટુંબમાં જન્મી પોતાના બુદ્ધિબળ તથા પ્રતિભા વડે કૉલેજજીવનની જ્વલંત કારકીર્દિ ગાળી વિજ્ઞાન લઈ તે એમ એ થયા; દેશોન્નતિનાં સ્વપ્ન સેવી ઔદ્યોગિક કેળવણીના ધામ સમું કલાભવન એમણે સ્થાપ્યું; ગુજરાતી ભાષામાં વૈજ્ઞાનિક સાહિત્ય સમૃદ્ધ કર્યું; મહારાણી વિક્ટોરિયાની શિલ્પમૂર્તિ ઉપરના કાળા ડાઘ દૂર કરી મોંઘી કીર્તિ કમાવાઃ 'ટેકનો-કેમિકલ' લૅબોરેટરી જેવી એ પ્રકારની પ્રથમ અને વિજ્ઞાનના અનેકાનેક વિદ્યાર્થીઓની માતૃસંસ્થા સમી પ્રયોગશાળા સ્થાપી હિંદમાં રસાયનશાસ્ત્રના અભ્યાસની પ્રેરણાત્મક સગવડ કરી આપી; રંગ, દવાઓ આદિ સ્વદેશમાં તૈયાર કરવા ઍલેમ્બિક વર્કસ જેવા કારખાનાની સ્થાપના કરી પ્રાંતમાં નવીન જ ઉદ્યોગનો પાયો નાખ્યો; સમાજસેવા અને સ્રી-કેળવણીમાં ખનતો ફાળો આપ્યો અને કલ્યાણગ્રામ જેવી ભવ્ય લોકોપકારી યોજનાનાં સ્વપ્નો સેવ્યાં. આયોડાઇન ટરક્લોરાઈડની જંતુઘ્ન દવાની શોધ વડે ઔષધશાસ્રમાં અગત્યનો ફાળો ઉમેરી અનેક માનવજીવોને દુઃખ તથા મૃત્યુના મુખમાથી મુક્ત કર્યા; મોતી ધોવાની સફળ ક્રિયા હાથ કરી અઢળક દ્રવ્ય કમાયા અને પોતાના ઉચ્ચ જીવનઆદર્શોની સિદ્ધિ પાછળ તે ખર્ચ્યું; —આવો, પ્રેરણા અને પ્રતિભા, ભાવનાભક્તિ અને કાર્યકૌશલ્ય, ખંત અને ઝહેમત તથા સિદ્ધિ અને રિદ્ધિ વડે અણુએ અણુ સીંચાએલો એમનો જીવનકોષ એક જ આદર્શ પાછળ અર્પણ થયો છેઃ 'માતૃભૂમિનું ગૌરવ'.

મોતી ધોવાની પ્રો. ગજ્જરની ક્રિયાની કૂંચી તેમની જ પાસે હતી. એમાંથી થતી ભારે કમાણી કેટલાકથી સાંખી શકાતી નતી. તેમના કેટલાક કુટુંબીઓએ તે કમાણીમાં ભાગ માગવા માંડ્યો પરિણામે કલહ ને કજિયા ઉદ્ભવ્યા અને છેવટે તે ઝઘડો કોર્ટે ગયો. શ્રી ગોવર્ધનરામને તેમાં લવાદ તરીકે નીમ્યા. તેમણે સૌનું સાંભળી આપ્યો. આમાં નાણાંની ખૂબ ખરાબી થઇ જેથી તેમનું જીવન અનિયમિત તથા અવ્યવસ્થિત થઇ ગયું. તેમની બાદશાહી આવક પર પણ આથી ભયંકર ફટકો પડ્યો. આવક ઘણી જ ઓછી થઇ ગઇ. જે ઝવેરીઓની સાથે તેઓ કામ કરતા હતા તેમની સાથે પણ કલહ થયો અને તે માટે કોર્ટે જવું પડયું. આખરે લવાદો નીમાઇ ઝગડાનો અંત આવ્યો. કૉન્ટ્રૅક્ટ તોડવા બાબત ઝવેરીઓને રૂ. બે લાખ પ્રો. ગજ્જરને આપવા પડયા. આ સમય અગાઉ જ ૧૯૧૦માં તેમનાં ભલાં પત્ની કાશીગૌરી ગુજરી ગયાં. કેટલાંક સગાંસંબંધીની સ્વાર્થમય અને કલહ-પ્રિય પ્રવૃત્તિથી તેમનાં કેટલાંક કાર્યોમાં નિષ્ફળતા મળતી જોઇ હૃદયમાં ખૂબ અશાંતિ જામી. એવામાં વળી પોતાનું સર્વ કાર્ય સંભાળી લે તેવો પ્રિય શિષ્ય શ્રી કોટિભાસ્કર કે જેને દવા બનાવવાનું ખાસ કામ શીખી અહીં જબરૂં કારખાનું ઉઘાડવાની ધારણાથી જર્મની મોકલ્યો હતો તેનું અવસાન થયું. આથી તો તેમને ભરે આઘાત લાગ્યો અને એ સર્વને પરિણામે તેમની તબિયતને ઘણી હાનિ પહોંચી. આ પછી તેમના જીવનમાં સુખ કે શાંતિ ફરીથી દેખાયાં જ નહિ અને ઘણાંક કાર્યોમાંથી તેમણે નિવૃત્તિ લીધી.

### ઍલેમ્બિક વર્કસને ટેકો

શ્રી કોટિભાસ્કરના મૃત્યુ પછી ઍલેમ્બિક વર્કસના કામને સીધે રસ્તે મૂકવા માટે તેમની હાજરીની જરૂર હોવાથી પોતે માંદા હતા છતાં વડોદરા ગયા. તેને ઉચ્ચ સ્થિતિ પર લાવવા તેમણે તનમનથી પ્રયત્ન આરંભ્યા અને પોતાની રહીસહી બધી શક્તિ તથા નાણાં તેમાં હોમ્યાં. હવે પોતે સુરત રહેવા માંડ્યું. ત્યાંથી ઍલેમ્બિક વર્કસના કામ સારૂ વારંવાર વડોદરા આવતા જતા. પણ ઍલેમ્બિકનું કામ ચાલુ કર્યા પછી જહેમતને લીધે વળી તબિયત લથડી તેથી પાછા પોતે મુંબાઇ આવ્યા. મુંબાઇ ઓછાં-માંદામાંદા પણ

તે ઍલેમ્બિકનું કામ કરતા હતા. વળી ૧૯૧૩માં ફરીથી તે કંપનીની સ્થિતિ ઘણી નબળી આવી ગઈ તેથી પોતે વડોદરા આવી રાતદિવસ અવિશ્રાંત મહેનત કરી કંપનીને બચાવી અને હિંદની દેશી વનસ્પતિઓમાંથી અર્ક ખેંચી રાસાયનિક દવાઓ બનાવવામાં તે કંપનીની પ્રવૃત્તિ વહેવડાવી. બંગાળાના ડૉ. સર પી.સી. રૉયના 'બંગાલ કેમિકલ ઍન્ડ ફાર્માસ્યુટિકલ વર્ક્સ'ના જેવું જ આ ઍલેમ્બિક કારખાનું બનાવવાની તેમની મુરાદ હતી. બંને કારખાનાં જાણે એક જ કલ્પનાનાં ફળ હોય એમ લાગે છે. વિલાયતી માલની હરીફાઈમાં ટકી શકે તેવો માલ આ કારખાનામાં ઉત્પન્ન કરી તેને ઉચ્ચ સ્થિતિ પર મૂકવાનો તેમનો અભિલાષ હતો. ઍલેમ્બિક કંપનીનું હાલ જે સારું કામ ચાલે છે તે તેમના જ ખંતનું પરિણામ છે. હાલ આ કારખાનું શ્રી ભાઈલાલ દાજીભાઈ અમીન ચલાવે છે. તેઓ પણ આ કારખાનાની વિશાળ ખીલવણી અર્થે જર્મની જઈ આવ્યા છે.

## ઉત્તરાવસ્થા

સને ૧૯૧૦ પછી તો તેમની શારીરિક, માનસિક અને આર્થિક સ્થિતિ બહુ નબળી થઈ. ધંધા સમયનું ઉદ્યોગી જીવન હવે રહ્યું નહોતું. એ જાહોજલાલી હવે રહી નહોતી. સાદું સામાન્ય જીવન ગાળવાનું હતું. તેમની પ્રિય પ્રયોગશાળા અવ્યવસ્થિત થઈ ગઈ. તેમનાં સગાંવહાલાં તથા કેટલાયે શિષ્યો તેમને ધીમેધીમે છોડી જવા લાગ્યા. તેમની શક્તિનો સૂર્ય અસ્તાચલે જવાની તૈયારી કરવા લાગ્યો. આ અવસ્થામાં માત્ર તેમના જૂના મિત્રો સર ચીમનલાલ સેતલવાડ, દી. બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, શ્રી નાનાલાલ કવિ તથા એમના પ્રિય શિષ્ય ને અનન્ય ભક્ત પ્રો. સાંકળચંદ જેહાલાલ શાહ જ વળગી રહ્યા અને તેમના પાછલા દુઃખી જીવનમાં એમણે જ તેમને શાંતિ આપી. જીવનના પાછલા દિવસો તેમણે વડોદરા, સુરત ને મુંબાઈ એ ત્રણે સ્થળે થોડાથોડા ગાળ્યા હતા. પ્રો. સાંકળચંદ શાહ પ્રત્યે તો તેમને ખૂબ પ્રીતિ હતી. ઉપરના સૌ મિત્રો તેમને સાંત્વન આપતા, છતાં ઉગ્ર સ્વભાવને લીધે ઘણી વાર તે વાતચીતમાં ઉશ્કેરાઈ જતાં.

કવિશ્રી નાનાલાલ એમના પાછલા જીવનનો એક પ્રસંગ વર્ણવે છે કે 'એ વેળા હું એક વાર તેમને ત્યાં જઈ ચડ્યો. એ વખતે આખા ઘરમાં એકાદ નોકર સિવાય કોઈ નહોતું. પોતે એકલા જ હતા. રસોઇયાને પણ મારીને કાઢી મૂક્યો હતો. રસોઈ કરનાર પણ પોતે અને જમનાર પણ પોતે. દૂધ મંગાવી દહીં જમાવે. પાંચ સાત કૂંડાં દહીંનાં પડ્યાં હતાં. આ ચાર કલાક પહેલાંનું દહીં, આ પાંચ કલાકનું, આ છનું એમ દરેકનાં સ્થાન નક્કી કરી રાખ્યાં હતાં. તેમાંથી યોગ્ય જણાય તે દહીં લઈ પોતે વાપરતા. વિજ્ઞાનના પ્રયોગ કરવાના કાંટાથી મીઠું તોળી ખમણમાં નાખતા. તૈયાર થયેલી રસોઈ સારીનરસી ગમે તેવી હોય છતાં તે વખાણતા જાય અને જમતા જાય. જમી રહ્યા પછી ચર્ચા, વાંચન અને અભ્યાસમાં આખો દિવસ ગાળતા; પણ વાતચીતમાં ચીડાઈ જતા.'

## નિષ્ફળતાની ગ્લાનિ ને મહાત્માજીનું સાંત્વન

સને ૧૯૧૮માં ઇન્ફ્લુએન્ઝાએ હિંદમાં કાળો કેર વર્તાવ્યો. અમદાવાદમાં તે સાથે મરકી પણ ફાટી નીકળેલી. પોતે શોધી કાઢેલી દવા 'આયોડિન ટરક્લોરાઇડ' જો દર્દીઓ વાપરે તો તેમને જલદીથી આરામ થઈ જાય એમ તેઓ માનતા. પણ દાક્તરો તેનો જોઈએ તેવો પ્રચાર કરતા નહોતા. આથી તેમને દુઃખ થતું. આ વેળા પોતે તે દવા ધર્માદા દવાખાનાંઓમાં તથા ગામડામાં મફત વહેંચી હતી. અમદાવાદના ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈ આ દવા વાપરે છે એમ જ્યારે તેમણે જાણ્યું ત્યારે ડૉ. હરિપ્રસાદને તેમણે એક દહાડો પોતાની પાસે વડોદરા મળવા બોલાવ્યા. ડૉ. હરિપ્રસાદ કહે છે કે 'હું એક દિવસની નવરાશ મેળવી તેમને મળવા ગયો. તેમની જોડે મારો એ પહેલો જ પરિચય હતો. પણ જ્યારે મેં ગુજરાતના એ મહાન રસાયણશાસ્ત્રીને જોયા ત્યારે તેમને વંદન કરવાની મને લાગણી થઈ આવી. તેમણે એક જૂના સ્નેહીને મળતા હોય તેમ મને વહાલથી બોલાવ્યો. પછી પોતાની 'આયોડિન ટરક્લોરાઇડ' દવા વિશે વાત શરૂ કરી. તેની પ્રશંસા સાથે શાસ્ત્રીય તથા વૈદક દૃષ્ટિએ તેના ઉપયોગ અને અગત્ય સમજાવવા લાગ્યા. આ વખતે વાત કરતાં સ્પષ્ટ કળાતું હતું કે જીવનનાં પાછલાં વર્ષોમાં મળેલી નિષ્ફળતાથી તેમજ ઉચ્ચ આદર્શવાદી ભાવનાઓનું કશું દશ્ય પરિણામ ન મળવાથી ઉદ્ભવતી ચિંતા ને દુઃખ તેમના શબ્દેશબ્દમાં ભર્યાં

હતાં. પોતાના શિષ્યોમાંના ઘણાખરા સ્વતંત્ર ઉદ્યોગ-ધંધા ન કરતાં નોકરીની ગુલામી મનોદશા સેવતા જોઇ તેમને અસંતોષ થતો હતો. આથી કોઇ મહાન કલાકાર શિલ્પીને પોતાની પ્રિય કૃતિનો ધ્વંસ થતાં જેટલો શોક થાય તેટલી દિલગીરી તેમને થતી હતી. એથી મેં તેમને દિલાસો આપ્યો અને શાંત કર્યા કે આપનું એકે કાર્ય નિષ્ફળ ગયું નથી. મહાપુરુષોની નિષ્ફળતાથી જ પ્રજાજીવનની ઉન્નતિના પથ રચાય છે ને એ પંથે પળતાં છેવટ વિજય જ મળે છે. આપે પણ પ્રજાજીવન ઘડવામાં અપૂર્વ ફાળો આપ્યો છે. છતાં તેમના મનની અશાંતિ જતી નહોતી. મેં એકાદ દિવસ તેમના સહવાસમાં ગાળ્યો. નીકળતી વેળા તેમણે મને પાંચસોએક રૂપિયાની 'આયોડિન ટરક્લોરાઇડ'ની દવાના બાટલા ભરી આપ્યા ને ગરીબોને વહેંચવા સારૂ મને સોપ્યા તથા વધુ દવાનો ખપ પડે તો વિના સંકોચે તે મંગાવી લેવા સૂચના કરી. જતાંજતાં મને બોલાવી કહ્યું કે મારા પુત્ર જેવા સાંકળચંદ શાહને ગાંધીજી ખેંચી ગયા છે તેથી મારી પ્રયોગશાળા તથા પુસ્તકાલય સૂના લાગે છે. મારે તેમને પાછા માગી લેવા છે અને એક વાર ગાંધીજીને મળવું પણ છે. આ વાતચીત પછી હું ગાંધીજીને મળ્યો ત્યારે તેમને બધી હકીકત સવિસ્તર કહી. મહાત્માજીને પ્રો. ગજ્જર માટે માનવૃત્તિ હતી. એક વાર પોતે વડોદરા થઇ પંજાબ જવાના હતા ત્યારે મેં ગુજરાતની આ બંને મહાન વિભૂતિઓના મેળાપની ગોઠવણ કરી. પ્રો. ગજ્જર તે વેળા વડોદરા હતા. પ્રો. સાંકળચંદ અગાઉથી નીકળીને તેમને સ્ટેશને તેડી લાવ્યા અને એ ધન્ય પળે એ બંને મહાપુરુષોનો મેળાપ થયો. મહાત્માજીએ પોતાની શૈલિમા પ્રો. ગજ્જરને મધુરતાથી સાંત્વન આપ્યું કે આપનાં કોઇ કાર્ય કંઇ નિષ્ફળ ગયાં નથી. આપના સંગીન કાર્ય દ્વારા ગુજરાતનું સમગ્ર જીવન ઘડવામાં વિશાળ ફાળો મળ્યો છે. એથી મને પણ કેટલુંક જાણવાનું તથા જીવનમા અનુભવવાનું મળે છે. આપની ઉત્તરાવસ્થા સંતોષ તથા શાંતિમાં ગાળજો. આપને શાંતિ મળે તથા હૃદયનું દર્દ નિર્મૂળ થાય તેવા જે કંઇ ઉપાય મારાથી થશે તે હું જરૂર કરીશ, અને આપના ચિરંજીવ સમા આ પ્રો. સાંકળચંદ શાહ આપની સેવામાં ફરીથી હાજર થશે. એમ કહી વળી મહાત્માજીએ એમને સાંત્વન આપ્યું.'

## અવસાન

પ્રો. ગજ્જરના જીવનનો છેલ્લો ભાગ બહુ જ કરુણ અને હૃદયદ્રાવક છે. 'ઇન્સોમ્નિયા'—ઊંઘના અભાવનો રોગ—તેમને લાગુ પડ્યો જેથી તેમને અખંડ ઉજાગરા થયા કરતા. સગાંસ્નેહી વિનાનું એકલવાયું જીવન પોતે ગાળતા તથા નિષ્ફળતા, નિરાશા અને ચિંતાથી દુઃખી થતા. આર્થિક સ્થિતિ ઘણી જ ખરાબ થઇ ગઇ. જીવરાજ બાલુના દરિયાં મહેલને બદલે હવે સાન્તાક્રુઝના એક નાના ગંદા બંગલામાં તે રહેતા. ખુશામતિયા મિત્રો તો કયારના છોડીને ચાલ્યા ગયા હતા, પરંતુ કોઇ કુટુંબીજન પણ તેમની દરકાર લેતું નહોતું. અંતે મુંબાઇના સંગ્રહણીનો રોગ તેમને લાગુ પડ્યો. ઝાડા અટકાવવા તેમણે મોર્ફિયા—અફીણનું સત્ત્વ—લેવા માંડ્યું. ધીમેધીમે તે લેવાની હમેશની ટેવ પડી, તેથી આખો દહાડો અફીણના અમલમાં એ રહેતા. આ છેલ્લા દિવસોનું વર્ણન તેમના એક અંગત મિત્ર આ પ્રમાણે આપે છે: 'એમના મૃત્યુના ચાર પાંચ દિવસ અગાઉ હું મુંબાઇમાં તેમને મળવા ગએલો. ઋતુ ચોમાસાની હતી. બંગલાનાં ટીંચણ સુધી પાણી ખૂંદી હું માંડમાંડ બંગલાએ ચડ્યો. પોતે એટલી ખરાબ સ્થિતિમાં હતા કે મને ઓળખી પણ શક્યા નહિ. કંઇ વાતચીત તો કયાંથી જ કરી શકે ? હું કલાકેક તેમની પાસે બેઠો. આ કરુણાજનક દશ્ય જોઇ મારૂં હૃદય રડી ઊઠ્યું. સગાંસ્નેહી, શિષ્યો ને મિત્રોને ભારે ઉપકારના ભાર તળે દાબી દેનાર, દેશનો એક વખતનો અતિ પ્રસિદ્ધ વૈભવશાળી, બુદ્ધિમાન રસાયણશાસ્ત્રી જે અનેક આશ્રિતજનથી વીંટળાઇ રહેતો તેને આજ આ સ્થિતિમાં પડેલો જોઇ મારી આંખમાંથી આંસુની ધારા ચાલી. મને બહુ લાગી આવ્યું અને અંતે મૂંગેમૂંગે ભારે હૈયે હું ત્યાંથી ઊઠી નીકળ્યો.'

આ પછી થોડે જ દહાડે ૧૯૨૦ના જુલાઇની ૧૬મી તારીખ ને શુક્રવારે—પુરુષોત્તમ માસને પહેલે દિવસે ચઢતે પહોરે એ વિખ્યાત રસાયનશાસ્ત્રીએ આ લોકનો ત્યાગ કર્યો. આમ, સ્વદેશને માટે જીવન સમર્પનાર, આ વીર પ્રખ્યાત પુરુષ, આદર્શના કલ્પનાક્ષેત્રમાં રમી, દુનિયામાં ડાહ્યા ગણાતા લોકની દષ્ટિએ 'અવ્યવહારૂ'નો ઇલ્કાબ પામી, રિબાઇરિબાઇને અફીણને આશરે છેલ્લા

દહાડા કાઢી, ઇશ્વરના દરબારમાં ગયો. બીજી રીતે જોઇએ તો આ દેશભક્ત વીર વૈજ્ઞાનિક કીર્તિ, દ્રવ્ય તથા પુણ્યનો પૂર્ણ ભોક્તા બની દુનિયાની લીલીસૂકી નિહાળી આ અસાર સંસાર તજી ગયો.

એમની પાછળ એક કૃષ્ણલાલ નામે પુત્ર છે. પ્રો. ગજ્જરને ત્યાં સંપત્તિની છોળો ઊડતી તે વખતે કેટલાંક મૂલ્યવાન મોતીના દાગીના કરાવી તેમણે પોતાનાં પત્નીને આપ્યા હતા. જ્યારે ૧૯૧૦માં તે મરણ પથારીએ હતાં તે વેળા એ દાગીના એક સીલબંધ દાબડામાં મૂકી તે, પોતાના પુત્ર કૃષ્ણલાલને યોગ્ય વયે આપવાની સૂચના સાથે એમણે સર ચીમનલાલ સેતલવાડને સોંપ્યો હતો. તેમાંના દાગીના એકેક લાખ રૂપિયાની કિંમતના હતા, તથા પ્રો. ગજ્જરની જિંદગીનો વીમો લાખેક રૂપિયાનો હતો તે સર્વ આ પુત્રને મળ્યાં. પ્રો. ગજ્જરની અન્ય સ્થાવર જંગમ મિલકત પણ તેના કબજામાં આવી. એટલે હાલ તે સારી સ્થિતિમાં છે અને અભ્યાસ તથા મુસાફરીની દૃષ્ટિએ વિલાયત જઇ દાક્તરી વિદ્યાનો અભ્યાસ કરે છે.

### એમનું શિષ્યમંડળ

આવા પ્રખર ઔદ્યોગિક રસાયનશાસ્ત્રીની ટેકનોકેમિકલ પ્રયોગશાળામાં તેમનું પ્રેરણાદાયી શિક્ષણ મેળવવા ઘણા શિષ્યો આકર્ષાઇને આવતા. તેમના પહેલા શિષ્ય શ્રી કોટિભાસ્કર વિષે તો આગળ કહેવાઇ ગયું છે એ ઉપરાંત અમદાવાદ કૉલેજના રસાયનશાસ્ત્રના મુખ્ય પ્રોફેસર ટી. ટી. કાંગા તો પ્રો. ગજ્જરના હાથ નીચે જ એમની લેબોરેટરીમાં ૧૯૦૪ થી ૧૦ સુધી રસાયણવિભાગના પ્રોફેસર તથા પૃથક્કરણ ખાતાના સુપરિન્ટેન્ડન્ટ હતા. તે પણ દેશના દુર્ભાગ્યે ખીલે તે જોવા તેમના ગુરુ જેટલા જ ઇંતેજાર છે અને ઉદ્ભવ, માલકાંકણી, આસમાની આકડો, વાવડીંગ, ભોંયરીંગણી ઇત્યાદિ વનસ્પતિ પર પ્રયોગો કરી તેમાં રહેલાં રાસાયનિક તત્ત્વો તથા તેના ગુણધર્મના નિર્ણય કરી તેમાંથી કઇ ઉપયોગી દવાઓ બની શકે તેના પ્રયોગો કરે છે. વડોદરા કૉલેજના રસાયન ખાતાના ઉપરી પ્રખ્યાત રસાયનશાસ્ત્રી ડૉ. કુંવરજી ગો. નાયક મુંબાઇ વિદ્યાપીઠના એક આગેવાન ફેલો છે અને શિક્ષણના કાર્યમાં ઊંડો રસ લે છે. આગ્રા સેન્ટ જોન કૉલેજના રસાયનશાસ્ત્રના પ્રોફેસર ડૉ. કાંતિલાલ છગનલાલ પંડ્યા, જૂનાગઢ કૉલેજના રસાયનશાસ્ત્રના પ્રોફેસર વાસુદેવ સદાશિવ ધુર્વે, ફરગ્યુસન કૉલેજવાળા રસાયનશાસ્ત્રી પ્રો. કોલ્હાટકર, સ્વ. પ્રો. ગદ્રે, વિક્ટોરિયા ટેકનિકલ ઇન્સ્ટીટ્યૂટમાં કામ કરનાર પ્રો. જહાંગીર મોદી તથા વરતેજ કેમિકલ વર્કસવાળા ભાવનગરના શ્રી વલ્લભભાઇ ઉમેદચંદ પારેખ પણ પ્રો. ગજ્જરના જ શિષ્ય. શ્રી પારેખ પ્રથમ જૂનાગઢ કૉલેજમાં પ્રોફેસર હતા પણ પોતાના ગુરુની પ્રેરણાથી એ છોડીને તેમણે પણ રાસાયનિક દ્રવ્યો તૈયાર કરવાનું એક કારખાનું વરતેજમાં ઉપરના નામથી ખોલ્યું છે અને ટિંકચરો, સ્પિરિટ–

## નૈવેદ્ય

[ વંશસ્થ-ઉપજાતિ ]

મહેલથી નિત્ય જતાં સરોવરે,  
તને પગે કંટક ખૂબ વાગતા;  
ગુલાબ ને ડોલર પાથર્યાં થરે  
કરેલ મેં ઝાકળબિંદુ છાંટણાં.

સુકોમળે કંપથી પાંખડીને  
તને પીડાતો નિરખી શકી ના;  
"હૈયા તણી ચાખડીઓ ઘડી બે  
ને આંખડી બે મઢી અંગુઠીમાં—

ધરું તને." હું મનમાં વિચારું;  
ત્યાં તેં જ આદેશ મઢી ઉચાર્યું:  
"ઉરે ઉંડે ચાખડી કાજ ભાવ  
દેયું અને આંખડી ના ધરાવ?"

નૈવેદ્યનું મૂલ્ય હવે વધી ગયું,  
અભેદ તારા મહીં મેં અનુભવ્યું!

કૃષ્ણલાલ શ્રીધરાણી



['કોડિયાં' નામના કાવ્યસંગ્રહમાંથી]

કોલનવૉટર, દવાઓ ઇત્યાદિ બનાવે છે. એક બીજા શિષ્ય વસનજી દલાલ સાબુનું કારખાનું ચલાવતા હતા તે પણ ઉપયોગી વસ્તુઓ દેશમાં જ તૈયાર કરવામાં સારો ઉત્સાહ ધરાવતા હતા. પ્રો. ગજ્જરના એક પંજાબી શિષ્ય ડૉ. હરિશ્ચંદ્ર જર્મની જઇ પી. એચડી. થઇ આવ્યા છે ને તેમણે પણ ભિન્નભિન્ન વનસ્પતિમાંથી રાસાયનિક દ્રવ્યો તથા દવાઓ બનાવવાનું કારખાનુ ઉઘાડ્યું છે. સ્વ. શ્રી. આગશે પણ તેમના જ વિદ્યાર્થી હતા ને તેમની પ્રયોગશાળામાં સારૂં કામ કરતા. શ્રી ચંદ્રદેવ પણ પ્રો. ગજ્જર પાસે અભ્યાસ કરી વિજ્ઞાનના વધુ અભ્યાસ માટે જર્મની જઇ આવેલા છે. પ્રો. સાંકળચંદ શાહ તો તેમના પ્રિય વિદ્યાર્થી હતા અને છેવટ સુધી તેમની નિકટ જ વસ્યા હતા તથા ગુરુજીની સેવા પૂર્ણભાવથી બજાવી હતી.

## સાહિત્ય પ્રત્યે પ્રીતિ

કલ્પના તથા સર્જન એ સાહિત્યનાં બે મુખ્ય અંગ ગણાય છે. પ્રો. ગજ્જરનો સ્વભાવ પણ કલ્પનાશીલ તથા સર્જક હતો તેથી સાહિત્યની ઉચ્ચ કૃતિઓ પ્રત્યે સામાન્યતઃ તેમનો પક્ષપાત હતો. જોકે તેમણે સાહિત્યનો વ્યવસ્થિત અભ્યાસ કર્યો નહોતો, પણ ગુજરાતી સાહિત્ય પ્રત્યે મૂળથી જ તેમને પ્રીતિ હતી. દી. બ. કેશવલાલ હ. ધ્રુવ કૉલેજમાંથી જ તેમના મિત્ર થયા હતા, જે મૈત્રી જીવનભર ટકી. આગળ કહ્યું તેમ સ્વ. સાક્ષર શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી પણ તેમના મિત્ર હતા. સુંદર રમણીય શૈલીમાં લખનાર સ્વ. કવિશ્રી મણિશંકર રતનજી ભટ્ટ (કાન્ત)ને કલાભવનની સ્થાપના વેળા પ્રો. ગજ્જર વડોદરા લાવ્યા અને ત્યારથી તેમની મૈત્રી જામી. ધર્મની બાબતમાં બંને સ્વતંત્ર મતવાદી તથા ચિંતનશીલ સ્વભાવના હતા તેથી તેમની મૈત્રી દૃઢ થઇ અને નભી. તેમના સહવાસથી પ્રો. ગજ્જર ગુજરાતી સાહિત્યમાં રસ લેતા થયા. વળી આગળ કહ્યું તેમ મોતીના કામની અઢળક કમાણી આવતી હતી અને કલ્યાણગ્રામની યોજના અમલમાં મૂકવાના વિચાર ચાલતા હતા ત્યારે સ્વ. કવિશ્રી કાન્તની સૂચનાથી એમણે સ્વ. રણછતરામ વાવાભાઇ મહેતાને પોતાના ખાનગી મંત્રી તરીકે રોક્યા હતા. તેમની જ પાસે રહી તે સાહિત્યસેવા કરે એવી તેમની ઇચ્છા હતી, પણ પછી સંજોગો ફરી જતા તેમને છૂટા પાડવા પડયા.

શ્રી નાનાલાલ કવિ, સ્વ. કાન્તના દોસ્ત એટલે કાન્ત દ્વારા તેઓ પણ પ્રો. ગજ્જરના પરિચયમાં આવ્યા, અને પછી તો સમાન ગુણશીલથી તેઓ પણ નિકટના મિત્ર બન્યા. સ્વ. સાક્ષરશ્રી ગોવર્ધનરામભાઇના સરસ્વતીચંદ્રનું વસ્તુ લઇ આર્યનીતિદર્શક નાટક મંડળીએ પોતાના કવિ પાસે 'સરસ્વતીચંદ્ર' નામનું નાટક લખાવી ભજવવાની તૈયારી કરેલી. તેથી તેમના પુત્ર રમણીયરામે કંપની સામે કૉપી રાઇટની રૂએ દાવો નોંધાવ્યો. આમાં સરપંચ તરીકે પ્રો. ગજ્જરને નીમ્યા. તેમણે એ નાટક દી. બ. કેશવલાલ ધ્રુવને બતાવ્યું અને સરસ્વતીચંદ્ર જેવી ઉત્તમ નવલકથા જેવી કૃતિને બટ્ટો લગાડે તેવું માત્ર શૃંગારમય બાજુ દર્શાવે તેવું આ નાટક તેમણે વખોડી કાઢ્યું. અંતે પ્રો. ગજ્જરે બંને પક્ષની સમાધાની અર્થે કંઇક ફેરફાર કરાવ્યા અને રમણીયરામને એ નાટકના ઉત્પન્નમાંથી અમુક હિસ્સો અપાવ્યો. પણ આ પરથી પ્રો. ગજ્જરને વિચાર થયો કે ગુજરાતી રંગભૂમિને શોભાવે તથા સમાજ પાસે નીતિનાં ઉચ્ચ ધોરણો રજુ કરે અને સામાજિક જીવન ઉન્નત કરે તેવાં નાટકો રચાવાં જોઇએ. તેથી તેમણે કવિશ્રી નાનાલાલને એક સુંદર નાટક લખવા આગ્રહ કર્યો, જેને પરિણામે 'જયા અને જયન્તનું'નું નાટક રચાયું. તે એક ઉચ્ચ કૃતિ છે પણ રંગભૂમિ પર ભજવી સામાન્ય માણસોને રસ લેતા કરી તેમને પ્રેરણા પાય તેવું એ નથી; તેથી પ્રો. ગજ્જરનો મનોરથ તો અપૂર્ણ જ રહ્યો. પોતાની મધુર વાણીથી સારૂં નામ કાઢનાર જન્મશાકર મહાશંકર બુચ (લલિત)ને શ્રી ગોવર્ધનરામે ગોંડળથી બોલાવી પ્રો. ગજ્જરનો પરિચય કરાવ્યો ને લલિત પ્રો. ગજ્જરનો આશ્રય પામ્યા. સરસ્વતીચંદ્ર, સ્નેહમુદ્રા ઇત્યાદિ ઉચ્ચ સાહિત્યકૃતિઓ લોકભોગ્ય બને તે માટે તેને સરળ વાર્તિકોમાં ગૂંથવા—સાદી ભાષામાં લખવાને તથા હિંદુ સંસારની દુઃખી કથનીઓની સાદી મર્મવેધક વાર્તાઓ રચવાને પ્રો. ગજ્જરે શ્રી લલિતને પ્રેર્યા. સરસ્વતીચંદ્રનું મનોરાજ્ય કલ્પનામાં ન રહેતાં કૃતિમાં ઉતરે એવી તેમની ઇચ્છા હતી. તેથી હિંદુ ગૃહજીવનનું સુંદર પ્રતિબિંબ પાડતા સરસ્વતીચંદ્રના ઉત્તમોત્તમ પાત્ર ગુણસુંદરી પર એક આકર્ષક નાટક રચવા પણ કવિ લલિતને તેમણે પ્રેર્યા હતા. એ સિવાય



ધ્રુવની તપસ્યા
ચિત્રકાર: કનુ દેસાઇ



ઈંદ્ર

નરદેહની શોભા અને વીર્ય દાખવતું અજંતામંડળ નં ૧ ની ભીંત પરનું ચિત્ર

( અનુકૃતિ કરનાર : રવિશંકર રાવળ )

સ્વ. ભોગીન્દ્રરાવ દિવેટિયા, સ્વ. શેઠ શ્રી પુરુષોત્તમ વિશ્રામ માવજી તથા પ્રખર વ્યાકરણકાર સ્વ. રા.બ. કમળાશંકર પ્રા. ત્રિવેદી પણ તેમના મિત્રો હતા.

ગુજરાતી ભાષામાં વિજ્ઞાનના સાહિત્યની તો તેમણે ઉત્તમ સેવા પણ બજાવી છે. કલાભવનમાં હતા ત્યારે ઘણી વિદ્યાનાં પુસ્તકો ગુજરાતીમાં ઉતરાવ્યાં ને 'સયાજી જ્ઞાનમંજુષા' રૂપે પ્રસિદ્ધ કર્યાં. પારિભાષિક કોષ તેમણે તૈયાર કરાવવા માંડેલો. આ સર્વ પુસ્તક દેવનાગરી લિપિમા તે છપાવતા કે જેથી સર્વ પ્રાંતના લોકોના ઉપયોગમાં તે આવે. તેમની આ સાહિત્યસેવા ભૂલાય તેમ નથી. આપણી સાહિત્ય પરિષદે આ સેવાના બદલામાં તેમનું નામ કાયમ જળવાય તેવો પ્રયાસ કરવો ઘટે છે.

### સમાજ સુધારક

એ વખતે સ્ત્રીઓની અજ્ઞાનમય તથા અનેક દુઃખભરી સ્થિતિમાંથી તેમને ઉન્નતિને માર્ગે દોરવા, વિધવાઓનાં જીવન સુધારવા તથા ગુજરાતની દુઃખી અનાથ અબળાઓનો ઉદ્ધાર કરવા સ્વ. દયારામ ગીદુમલ, તથા 'સોશ્યલ રીફૉર્મર' અને 'ઇસ્ટ ઍન્ડ વેસ્ટ'ના પ્રખ્યાત તંત્રી શ્રી બહેરામજી મલબારી બનતા પ્રયાસ કરતા હતા. તેમા પ્રો. ગજ્જરે પણ સાથ આપ્યો. ત્રણે જણે તે સારૂ યોજના રચી. સ્વ. દયારામ ગીદુમલે પોતાની આવકનો મોટો ભાગ તેમાં આપવા કબૂલ્યું, શ્રી મલબારીએ દેશી રાજ્યોમાં ફરી પૈસા ઉઘરાવી લાવવાનું સ્વીકાર્યું અને પ્રો. ગજ્જરે પોતાના વખતનો ભોગ આપી આ યોજના સફળ કરવા માથે લીધું. અશિક્ષિત, રંક, નિરાધાર વિધવાઓને દેશમાંથી મુંબાઇ બોલાવી, તેમને માનસિક તથા ઔદ્યોગિક કેળવણી આપી, સ્વાશ્રયી સુંદર ને પવિત્ર જીવન માટે તૈયાર કરવા ત્રણે વિદ્વાનોએ મળી 'સેવાસદન'ની સ્થાપના કરી. વળી એ વેળા ઉચ્ચ કન્યાકેળવણી સારૂ 'ચંદારામજી ગર્લ્સ હાઇસ્કુલ' સ્થપાતી હતી તેમાં પણ પોતે સારો ફાળો આપ્યો અને પોતાનાં જ્ઞાન તથા અનુભવનો લાભ તે સંસ્થાને આપી તેને સારા પાયા પર મૂકી. પોતાનાં બહેન અ. સ્વ. નાનીબહેન ગજ્જરને વિદ્યાભ્યાસ કરાવી સરકાર પાઇ તેમણે સ્ત્રીસેવાના પ્રચારકાર્યમાં યોજ્યાં, જેને પરિણામે જ મુંબાઇ, સુરત તથા રાજકોટની વનિતાવિશ્રામની સુંદર

(અનુસંધાન આગળ પાન ૪૬૯મે)

# અજંતાની કલા

કેવળ પહાડ સુંદર નથી, કેવળ પત્થર આકર્ષક નથી, કેવળ મનુષ્ય વખાણવાલાયક નથી. પરંતુ એ પહાડ, એ પત્થર કે એ મનુષ્ય જે રૂપરંગ, જે ઘાટઆટ ને જે સંદેશ ધરે છે તે જ આકર્ષક બને છે. કુદરતનુ બિછાનું ભભે છેઃ પરંતુ અહીંની પ્રકૃતિદેવીનો ખોળો એટલો વાત્સલ્યભર્યો છે કે એના હૃદયંગમ ભાવ દરેકને સ્પર્શે છે. એ અનુપમ વાત્સલ્ય જોઇ કોક ભાવિક ભક્તો અહીં વસવા પ્રેરાયા. એમના હૃદયની ભક્તિએ એ આખું વાતાવરણ ભક્તિમય બનાવ્યું એ ભક્તિમાંથી ઉત્કટ કલા જન્મી, અને કલાદેવી પોતાના સર્વોત્કૃષ્ટ શણગાર સજી મનુષ્યને વશ થઇ, ચંચળ લક્ષ્મીની માફક નહિ પણ સ્થિર સરસ્વતીની માફક અહીં જ હરીઠામ વસી. એ કલા, એ ભક્તિ, એ આરઝૂ, એ ભાવના, એ ધેલછા, એ તપસ્યા, એ કૌશલ્ય, બધાનો સચોટ સર્વોત્તમ સરવાળો અહીં નજરે પડે છે એ સરવાળામાંથી કુદરતી કૃતિઓની બાદબાકી કરતાં યે માનવ કૃતિઓ વધી જાય છે. એવાં દર્શન તે અજંતા.

. . . . દીવાલને અહીં મેં વાચા જોઇ. દીવાલને કાન હોવાનું તો કહેવત છે, પણ આ તો વાચા,—સજીવ વાચા! બોધિસત્વની એ ધુરંધર પ્રતિમા વિરાટ નિરાશાની ચિંતાજ્વાલાની મૂર્તિમંત કૃતિ, ચિત્રકલાનો સર્વોત્કૃષ્ટ નમૂનો છે. (જે ગયા અંકમાં આર્ટપ્લેટ તરીકે આવી ગયું.) તેમજ કોતરકામમાં બુદ્ધની મૃત્યુશય્યા સમીપ લોકજનનું રુદનગીત શિલ્પકળામાં હૃદયસ્પર્શી છે. એ રુદન તો કોતરકામના કૌશલ્યની કરુણ પ્રશસ્તિ છે. ચીચા પત્થરમાં યે રડાવવાનું સામર્થ્ય છે એ અહીં અનુભવ્યું સૈકાઓના સૈકાઓથી એ પત્થર રડી રહ્યો છે, ને લાખો યાત્રાળુઓને રડાવી રહ્યો છે. ધન્ય છે એ છીણીને ને ધન્ય છે એ છીણી પકડનાર હાથને. એ માનવીઓના, એ મહાનુભાવોના, એ મહાત્માઓના આત્માને જેટલાં વંદન વંદીએ એટલાં ઓછાં જ છે.

. . . . કલાનો ભોગીઓ કલાના સૂનો પગભર ભૂલી જાય, આકાશના અવનવા રંગો ફેંકનાર એ રંગદર્શનમાં તલ્લીન થઇ એનો ફેંકલ વિસરી જાય, બુદ્ધના આકસ્મિક ચમકારા પણ નિસ્તેજ થઇ કેવળ દીવું જ એકનું એકલપેટું થઇ નાખ્યા કરે, એવી કલાકૃતિઓ અહીં છે. કલાદેવી સાચી પૂજા માગે છે. અહીં માનવીએ સમસ્ત જીવન—એક, બે, ત્રણ નહિ, પણ વંશપરંપરાની પૂજા ને ભક્તિ—એ દેવીને પગલે ઢાળી દીધાં ત્યારે આવી પ્રસન્ન મૂર્તિ ખડી થઇ. જીવનમાં સદાકાળ અનન્ય આસ્થાથી એક જ પૂજા આદરે તેને કલાદેવી કેવાં વરદાન આપે છે, એનાં અહીં પ્રત્યક્ષ પ્રમાણ છે. માનવકારીગરી પ્રકૃતિદેવીને ખોળે કેવા ખેલ ખેલી શકે છે, એના અહીં પ્રત્યક્ષ નમૂના છે.

ચન્દ્રવદન મહેતા



અજંતાની કળામાં આગળપડતાં તત્ત્વો

**અ**જંતાનું પૂર્ણ અવલોકન કરનારને ત્યાંની કળા વિષે કેટલીક અચૂક સ્મૃતિઓ રહેવાની જ. અજંતાના ચિત્રકારોએ કમળ ઉપરથી પુષ્કળ પ્રેરણા અને ચિત્રકૌશલ્ય મેળવ્યું હોય એમ સ્પષ્ટ જણાય છે. મંડપની છતો પરના મોટામોટા વર્તુલની વચ્ચે મોટું કમળફળ ચીતરી આસપાસનાં કુંડળો ને નકશીઓમાં તેની અનેકવિધ આકૃતિઓ તેઓએ ચીતરી છે. (જુઓ આ લેખ પરનું શિરોચિત્ર) તે જોતા લાગે કે કમળના કલાસ્વરૂપો આટલી વિવિધતાપૂર્વક જગતમાં બીજે ક્યાં યે સરજાયા નહિ હોય. કમળફૂલ, કમળદોડી, કમળપત્ર, કમળદંડ કે કમળગુચ્છની શોભાભરી—સંસ્કારભરી રેખાઓ, વેલો ને તોરણો અજંતામાં ડગલે ને પગલે નજરે પડે છે, છતાં તેની નવીનતા ખૂટી જતી નથી. ચિત્રકારોને કમળનું ફૂલ એટલું બધું આકર્ષક લાગ્યું છે કે બોધિસત્ત્વની મૂર્તિના હાથમાં કે સ્તંભ પરની પૂતળીઓના હાથમાં અથવા પ્રેમી દંપતીઓ વચ્ચે કોઈ છટાથી દંડ સમેત કમળ ગોઠવાયું હોય જ.

કમળના એટલા ગાઢ અવલોકન અને અભ્યાસમાંથી એ ચિત્રકારોએ માનવશરીરની ચિત્રણામાં પણ તેનું લાલિત્ય ઉતારવા પ્રયાસ કર્યો છે એમ નિઃશંકપણે માની શકાય. હિંદી શિલ્પ અને સ્થાપત્યની કૃતિઓમાં જોકે કમળ ઘણું જ પ્રાચીન કાળથી સ્થાન પામ્યું હતું, પણ ચિત્રમાં તો અજંતાએ જ તેનું માહાત્મ્ય સ્વીકાર્યું અને વધાર્યું છે.

કમળની જેમ હાથી પણ હિંદી શિલ્પનું માનીતું અંગ છે; અને હિંદુસ્તાન સિવાય બીજા કોઇ દેશમાં હાથી સાચું રાજસન્માન પામ્યો નહોતો જ. તેમાં યે સિદ્ધાર્થની માતાને પ્રસૂતિ પૂર્વે આકાશમાંથી શ્વેત હાથી કૂખમાં પ્રવેશ્યાનું સ્વપ્ન આવ્યું ત્યારથી હાથી કળા ને સાહિત્યમાં દેવકોટિનું માન ભોગવતો આવ્યો છે. ભગવાન બુદ્ધના પૂર્વ જન્મોની જાતક કથાઓમાં અનેકવાર હાથીની વાર્તાઓ આવે છે. છદંત જાતકની કથા તેનું એક અદ્ભુત દૃષ્ટાંત છે. બોધિસત્ત્વ કોઇ જન્મે હાથી હતા અને તેમને બે માનીતી હાથણીઓ હતી. તેમાંની એકને કોઇ કારણસર તેની શોક્ય ઉપર ખોટું લાગ્યું તેથી તેણે માથું પછાડી આપઘાત કર્યો અને એક રાજાને ઘેર જન્મી. આ જન્મે પણ તે પોતાનો રોષ ભૂલી નહોતી, એટલે તેણે ઉંમરે પહોંચતાં પેલા શ્વેત હાથીનું માથું મેળવવા પોતાના પિતાના



અજંતાનાં આલેખનોમાં કમળનાં લાસ્વરૂપો



૧૭મા નંબરની ગુફાની ભીંત પરની છદંત હાથીની કરુણ જાતકકથાના આલેખનનો એક ભાગ

દૂતોને વનમાં મોકલ્યા. શ્વેત હાથીને એ વાતની ખબર પડતાં તેણે સામા આવીને પોતાનો ઘાત થવા દીધો. રાજદૂતોએ તેના દંતૂશળો કાઢી લાવી રાજકન્યા આગળ રજુ કર્યા. પણ તે જ પળે તેનો વૈરાગ્નિ શાંત થયો અને તે દુઃખથી બેભાન થઇ ઢળી પડી.

આ આખી યે કરુણ કથા ૧૭મા નંબરની ગુફાની ભીંતો પર છે. ક્યાંકક્યાંક તે તૂટે છે, છતાં ચિત્રોની વર્ણનશક્તિ એટલી જોસદાર છે કે પ્રસંગ સમજતાં વાર લાગતી નથી અને આપણે એ બધું જાણે નજર આગળ નિહાળી રહ્યા હોઇએ એવું લાગે છે. આ ચિત્રો જોતાંજોતાં તમે કથાના પ્રદેશમાં આગળ જતા જાઓ, અને કથા પૂરી થાય ત્યાં—ગર્ભમંદિરની ઓસરી આગળ પહોંચો એટલે પરમ શાંત ભગવાન બુદ્ધનાં દર્શન થાય. આવા જન્માંતરો વીતાવી, આત્મત્યાગ અને વૈરાગ્ય વડે શાંતિપદ પામ કરનાર એ મહાન આત્માનો સામાન્ય જનતાને પરિચય કરાવવાની કેવી કલામય યોજના આ મંડપોમાં થઇ છે તેનું તે પરથી આશ્ચર્યભર્યું જ્ઞાન થાય છે. છદંત જાતકની કથામાં હાથીઓનાં વનોનાં વનો ચીતરાયા છે, અને તેમાં અનેક હાથીઓનાં, હાથણીઓનાં તેમજ તેમનાં બચ્ચાંઓનાં વિવિધ રૂપો એટલી સજીવ ચેષ્ટાવાળાં છે કે ચિતારાની મનોસ્મૃતિ માટે આપણને અનહદ માન થયા વિના રહે નહિ. આજે હાથીની ચિત્રણા કરનારા એવા મળે કે નહિ તેની યે શંકા છે.

### અજંતાનાં સ્ત્રીપાત્રો

અજંતાની માનવસૃષ્ટિમાં સ્ત્રીપાત્રનું સ્થાન બહુ જ ઊંચું દેખાય છે. એ સમયમાં વસ્ત્રો થોડાં હોવા છતાં સ્ત્રીઓમાં કલા અને વિનય સાનંદાશ્ચર્ય ઉપજાવે એવાં દેખાય છે, એટલું જ નહિ પણ સારા યે સંસારમાં સ્ત્રી તેની અપૂર્વ મધુરતા ફેલાવી રહેલી લાગે છે. ચિત્રકાર સ્ત્રીપાત્ર દોરતી વખતે બહુ સંયમપૂર્વક તેનાં શરીરપ્રમાણો અને અંગ-પ્રત્યંગની છટા સાચવી શક્યો છે. રાણી હોય કે રાજકુમારી હોય, પરિચારિકા હોય કે નર્તકી હોય, પણ કોઇ ઠેકાણે તે જરા પણ અક્ષમતા ધારણ કરતી નથી. તે બધે સમર્યાદ સુંદરી જ દેખાય છે.

વળી સ્ત્રી તરફ પાશવવૃત્તિ થાય એવું એક પણ ચિત્ર ભર્યાં અજંતામાં નથી. દરેક સ્નેહ યુગલમાં પણ આત્માની મીઠી હૂંફ અને એકતાનતા જ દેખાય.



ભીંતો છતો ને સ્તંભો પર બધે આવી શોભનસમૃદ્ધિ ભરી છે



વિચારનિમગ્ન સુંદરી

અંજતાની ભીંતો પરની અંગુલિ લીલાઓ : હાથની વિવિધ મુદ્રાઓ

એ ચિત્રો સાંસારિક હોવા છતાં અશ્લીલતાની કલ્પના સુદ્ધાં થાય નહિ એટલું શુદ્ધ વાતાવરણ તેમાં જળવાઇ રહે છે. ચિત્રકારોએ બહુ ઝીણવટની નજરથી સ્ત્રીના દેહડોલન, હાથપગના અભિનય, અંગુલિની લીલાઓ અને કેશકલાપની વિવિધ છટા આલેખ્યા છે. અજંતાના કેશકલાપોનો કોઇ સંગ્રહ કરે તો એક અનેરો કલાગ્રંથ જ બને. વાળ ઉપર કેટલા પ્રકારની લીલા થઇ શકે તે પણ જાણવું હોય તેણે અજંતાની ભીંતનો દરેક ભાગ નિરખીનિરખીને જોવો જોઇએ. માથા પરના મુકુટોના પ્રકાર પણ ત્યાં એટલા જ વિવિધ છે; અને તે એટલી વિગતે ચીતરાયા છે કે કોઇ સોની કે ઝવેરી તેનાં એકેએક રત્નો અને મોતી વીણીવીણીને ગણી શકે, અને ધારે તો, તે પરથી નવા મુકુટ બનાવી શકે.

અજંતાના એ કાળમાં સ્ત્રીઓ ખૂબ સ્વાતંત્ર્ય અને સન્માન માણતી હશે તે સ્પષ્ટ દેખાય છે. નગરમાં, વાટિકામાં કે વનમાં તે સ્વેચ્છાએ વિહાર કરી શકતી; સમાજમાં કે રાજદરબારમાં સર્વ સ્થળે સર્વ કાળે તેની હાજરી રહેતી. રાજદરબારનું પ્રતિહારીપણું પણ ચિત્રોમાં સ્ત્રીઓ જ કરતી દેખાય છે. ભગવાન બુદ્ધને પગલે ચાલતા અજંતાના નિર્વાણકામી વિરક્ત સાધુઓ પણ સંસારમાં સ્ત્રીઓનો તિરસ્કાર કરતા જણાતા નથી. જાણે સૃષ્ટિનું ઉત્તમાંગ હોય એમ જ તેને દરેક સ્થળે સ્થાન મળ્યું છે. ચિત્રકાર તેનાં પાત્રોને વાચા આપવાને અસમર્થ છે, પણ તેનો બદલો તેણે સ્ત્રીપાત્રોના ચહેરાના ભાવોમાં અને હાથની વિવિધ મુદ્રામાં સંપૂર્ણતઃ પૂરી દીધો જણાય છે. પ્રણામ કરતા હાથો, પાત્ર ધરી રહેલી હથેળી અથવા પંખો કે ચામર ઢાળી રહેલી કરાંગુલિઓની અસંખ્ય છટાઓનો અ-





જમાનામાં મોટો ફેર છે. ઢોલ પર નાચ કરી રહેલી આંગળી કે કરતાલ બજાવતી હથેળીઓ અને તેની સામે નૃત્યમય સ્થિતિમાં ઊભાં રહેલાં માનવીઓ જુઓ તો લાગે કે અજંતાના ચિતારાએ એક અદ્‌ભુત જમાનો જોયો, જાણ્યો અને ભોગવ્યો છે. ઘણા માણસો અજંતા જોયા પછી એ જાતના હાવભાવ અને છટાનો અનુભવ કરતા નથા તેની લિજ્જત માણતા નજરે પડ્યા છે. અજંતા જોયા પછી એ યુગના માનવીઓ આગળ આપણે જાણે કે કડક, કઠોર ને જડભરત જેવા લાગીએ છીએ.

### ઇતિહાસની ભાગોળે

આવી અદ્‌ભુત સમૃદ્ધિ ધરાવતા કલામંડપોનો પૂર્વકાળ તદ્દન અજ્ઞાન છે એમ કહીએ તો ચાલે. વળી ચિત્રોમાં દર્શાવેલા પ્રસંગો અને કથાઓ તો તેથીયે આગળના જમાનામાં થઈ ગએલાં હોય એટલે તે પણ તેનો ખરો કાળ આપી શકે નહિ

ચીનમાંથી પાંચમા સૈકામાં ફા-હિયાં ને સાતમા સૈકામા હુએન-ચાંગ યાત્રાએ આવેલા તેમણે આવી ઘણી ગુફાઓનાં વર્ણનો લખ્યાં છે. વળી તેઓ અહીં ચિત્રકળા શીખીને પોતાની સાથે કેટલાંક ચિત્રો પણ લઈ ગએલા, અને તે વિષે લખ્યું છે કે તેઓ હિંદના ઉસ્તાદો પાસે શીખ્યા હતા. હુએન-ચાંગે એક ઠેકાણે જણાવ્યું છે કે તે પોતે અજંતા જઈ શક્યો નહોતો, પણ તેની પ્રશંસા તેણે ખૂબ સાંભળી હતી. તેણે લખ્યું છે કે 'મહારાષ્ટ્રનો રાજા પુલ-



જગતના કોઈ ચિત્રભંડારમાં અજંતા જેટલું કોમળ કરચૈવિધ્ય ભાગ્યે જ મળશે. કેટલીક છટાઓ.



અજંતા યુગના માનવીઓ યુદ્ધ અને વીરતાના પ્રસંગોથી જરા પણ દૂર નથી. ૧૭મા નંબરની ગુફામાં યુદ્ધપ્રસંગનું એક મોટું ચિત્ર છે તેમાં લગભગ ત્રણ સો ચહેરા તો આજે ગણી શકાય છે, .ને તે દરેકના મુખ પરના યુદ્ધસમયના ર્વવિધ ભાવો જોનારને છક કરી દે છે.



ઉપર : અજંતાયુગમાં વપરાતાં વાસણો અને તેનો ઉપયોગ દર્શાવતી નાની સંહિતા.



જમણી બાજુએ : અજંતાનાં ચિત્રસૃષ્ટિમાં કેશકલાપની શોભા, મનોહર અંગમરોડ અને સુંદર કરાંગુલિઓની વિવિધ લીલા એકેએક પાત્રમાં કોઈ તાલબદ્ધ ઢબમાં વ્યાપી રહેલાં જણાય છે. સંગીત મંડળીના જૂથમાંની એક વ્યક્તિનું શ્રી સૈયદઅહમદે આલેખેલું રેખાંકન.
[ ચિત્રકારના સૌજન્યથી ]

તેમની માગણી પણ હિંદી વજીરે મંજુર ન રાખી. આખરે એ ચિત્રો પણ હિંદી વજીરની ઑફિસમાં આગ લાગી તેમાં બળી ગયાં અને માત્ર તેના ફોટોગ્રાફો રહ્યા !

ત્યાર પછી ૧૯૧૫માં લેડી હૅરિંગહામે કેટલાક હિંદી કળાકારોને સાથે રાખી ગુફામાંથી પ્રસંગોના જ ચિત્રો ઉતાર્યાં. ત્યાં સુધી અજંતા ખાતે કોઈ પણ પ્રકારની દેખરેખ નહોતી, એટલે તેમને ઘણી મુશ્કેલી પડી હશે અને તેથી જ તેમના કામમાં ઘણી ઊણપો રહી જણાય છે. પણ તેમના કામે દુનિયાની પ્રશંસા મેળવી અને તે પરથી નિઝામ સરકારે ત્યાં પાકો કબજો કર્યો તથા મોટા ખર્ચે સાફસુફી અને કેટલુંક સમારકામ કરાવ્યું તેમજ તેની સંભાળ રાખવા એક ક્યૂરેટરની નીમણુક કરી. એ ક્યૂરેટર મિ. સૈયદ અહમદ લેડી હૅરિંગહામની ટુકડી જોડે જ પ્રથમ આવેલા અને

હાથીનું ચિત્રાંકન હિંદ સિવાય ભાગ્યે જ બીજા કોઈ દેશને હાથે સંપૂર્ણપણે સફળ નીવડ્યું છે. હાથીનાં સ્વરૂપો અને અનેક તરેહનાં પાંતરોને લીધે હિંદી કળા વિશિષ્ટતા પામી છે. નીચે: વિચારગ્રસ્ત રાજા અને તેના પ્રતિ સહાનુભૂતિ દર્શાવતી પરિચારિકા



નકલો ઉતારવાના કામમાં સામેલ હતા. પણ તેમણે પાછળથી પોતાના અધિકાર દરમિયાન જે ચિત્રો ઉતાર્યાં છે તેમાં બહુ જ ચોકસાઈભરી નજર અને પ્રામાણિક સાદૃશ્ય છે.

ઇ. સ. ૧૯૨૬માં ઔંધ નરેશ શ્રીમાન બાલાસાહેબ પંત પ્રતિનિધિએ જુદાજુદા પ્રાંતના કલાકારોની એક ટુકડીને અજંતામાં એક માસ રહેવાની સગવડ કરી આપીને હાલનાં તમામ સાધનોની મદદથી કેટલીક નકલો ઉતરાવી છે અને તે બહુ જ આધારભૂત બની છે. આ લેખકને પણ તે મંડળીમાં રહી અજંતાની ધારામાં દીક્ષા લેવાનું સુભાગ્ય મળ્યું હતું, અને તે યાત્રાની પ્રસાદી રૂપે જ આ લેખ લખાયો છે. ગુજરાતના કલારસિકો તે પરથી લોભાઈને અજંતાની યાત્રા કરે અને તેમની કલાભક્તિ નવું જોમ મેળવે એ અભિલાષા છે.

રવિશંકર રાવળ





## ૧૬][યલ્લામ્માની યાત્રા

યલ્લામ્માની જાત્રા એ અમારી તરફનો મોટામાં મોટો ઉત્સવ છે. કાનડી ભાષામાં યલ્લા એટલે બધા, અને અમ્મા એટલે મા. આ રીતે યલ્લામ્મા એ વિશ્વજનની છે. એનું બીજું નામ છે રેણુકા. રેણુકા યલ્લામ્મા કોણ હશે? પશુ, પક્ષી, માણસ, ઝાડપાન, કૃમિકીટ પતંગ, બધાંને જન્મ આપે, બધાંનું ભરણ-પોષણ કરે તે રેણુકા. કોણ? 'વંદે માતરમ્' કહી જેનો આપણે જયજયકાર કરીએ છીએ તે ધરતીમાતા, અસંખ્ય રેણુથી બનેલી કૃષિમાતા. એ યલ્લામ્માનો ઉત્સવ ખેડુતોને માટે મોટામાં મોટો ઉત્સવ કેમ ન હોય? વેદકાળથી ઋષિઓ કહેતા આવ્યા છે કે વર્ષણ-હાર આકાશ એ પિતા છે અને પૃથ્વી એ માતા છે.

યલ્લામ્માની જાત્રા દર વરસે ભરાય છે. દૂરદૂરથી ખેડુતો ભેગા થાય છે. ગુણીજનો પોતાનું કૌશલ્ય એ ઠેકાણે બતાવી શકે છે. વેપારીઓ જાતજાતનો માલ વેચવા કાઢે છે. એ મહાન વિનિમયનો દિવસ હોય છે.

પણ યલ્લામ્માની યાત્રાનું મુખ્ય આકર્ષણ તો બળદોનું પ્રદર્શન છે. તમારે ઉત્તમમાં ઉત્તમ બળદ જોવા હોય, સરખા કદના, સરખા રંગના, સરખાં શીંગડાંવાળા અને સરખી જ તાકાતવાળા બળદોની ગમે તેટલી જોડીઓ ખરીદવી હોય તો યલ્લામ્માની જાત્રાએ આવો.

મોટામોટા અને ઢળી પડતી ખૂંધો વાળા (કાંઠ) બળદોને ગજગતિથી ચાલતા જોઈને આંખો ઠરી જાય. કેટલાક બળદોનાં સફેદ શરીર પર રંગમાં બોળેલા હાથના થાપા મારેલા હોય છે. એમનાં શીંગડાંને હુરમુજી લાલ તેલિયો રંગ લગાડેલો હોય છે. શીંગડાંની અણીને કાણાં પાડી તેમાં પીળા, ભૂરા કે જાંબુડા રંગનાં રેશમ-નાં ઝૂમતાં લટકાવેલાં હોય છે. ગળામાં ઘૂઘર તો હોય જ. કેટલાક ઊંચી જાતના બળદના આગલા ડાબા પગમાં ચાંદીનો તોડો પહેરાવેલો હોય છે. શી તે દિવસની મજા! દરેક બળદના માલિકની છાતી અભિ-માનથી કેટલી ફૂલેલી! એના દેખતાં એના બળદની વાત કરો તો સંભાળીને જ કરજો હાં! તમારી ગમે તેવી વાત એ સહન નહિ કરે. સાચો ખેડુત બળદ પાસેથી સેવા તો પૂરેપૂરી લે છે, પણ એ એનું આરાધ્ય દૈવત હોય છે. બળદ એ એનો પ્રાણ. બળદની સેવા એ કંઈ લાભની દૃષ્ટિએ નથી કરતો. દીકરા કરતાં યે એને બળદ પર હેત વધારે.

આવી જાત્રાઓ અનેક ઠેકાણે થાય છે. અમે જતમાં હતા ત્યારે આવી એક જાત્રા જોવા ગએલા. ગીરદીમાં ફરવું એ સહેલી વાત ન હતી. રાજ તરફથી બે પટાવાળા અમને મળ્યા હતા. તેઓ લોકોને ચમ-કાવીને અમારે માટે રસ્તો કરે. ઠેકાણે ઠેકાણે ખાદીના દુકાનો ગોઠવાએલી હતી અને દુકાનદારો છાતી સરસો ગજ લંબાવીને કપડું માપી આપતા. જ્યારે ખાદીનો કકડો ફડાતો હતો ત્યારે ચરડ કરતો એવો મજાનો તો અવાજ થતો કે એ સાંભળવા ઊભા રહેવાનું મન થાય. બજારમાં ફરતાંફરતાં એક ઠેકાણે ખૂબ ભીડ હતી ત્યાં અમે જઈ પહોંચ્યા. ત્યાં ફજેતફાળકો ફરતો હતો. નાનપણમાં અમારા હાથમાં પૈસા તો આપ-વામાં આવતા જ નહિ, એટલે પારણામાં બેસવાનું મન થયા છતાં એ લોભ મનમાં જ રાખવો પડ્યો. ગામડીઆ છોકરાઓ અને કેટલાક હોંશીલા ડોસાઓ પણ 'પારણામાં બેઠેલા જોઈ મને થયું કે આપણા કરતાં આ ગરીબ લોકો કેટલા સુખી! ધારે ત્યારે પારણામાં બેસી શકે. એટલામાં અમારા પટાવાળાએ ફજેતફાળકાવાળાને કહ્યું, 'અલ્યા એ, આ અમલદારના છોકરાઓ છે. એમને પારણામાં બેસાડ.' મેં ધીમે અવાજે પટાવાળાને કહ્યું, 'પણ અમારી પાસે તો એકકે પૈસો નથી.' એણે મારો હાથ દબાવી એથી યે ધીમે અવાજે કહ્યું, 'એનો વાંધો નહિ; તમે બેસો તો ખરા.'

ઝાઝો વિચાર કર્યા વિના ઉત્કંઠિત મન અમને પારણા તરફ લઈ ગયું. ફાળકાવાળો ફાળકો ફેરવતા જાય અને કાંઈક ગાતા પણ જાય. એક જણ કેટલા ફેરા થયા તે મોટેથી ગણતો હતો. બેસવાની તો ખૂબ

જ મજા આવી. અમે બેઠેલા એટલે ફાળકાવાળાએ પાંચદસ ચક્કર વધારે નાખ્યાં. એણે મનમાં કહ્યું હશે 'तुष्यतु दुर्जनः।' અમે ઊતર્યા અને ચાલવા લાગ્યા. મારા મનમાં મિશ્ર ભાવ ઘોળાવા લાગ્યા. શરીર ઊતર્યું અને મન ફજેતફાળકે ચડ્યું. આપણે મફત બેઠા એટલે ભિખારી જેવા થયા. એ ખ્યાલ મનમાં આવતાં બીજી જ ક્ષણે અભિમાન કહેતું, 'ભિખારી શાના? એણે કંઇ આપણી દયા ખાઇને નથી બેસાડ્યા. આપણે અમલદારના દીકરા. આપણાથી બીને આપણને બેસાડ્યા. જ્યારે એ વધારાના ચક્કર નાખતો હતો ત્યારે બાકીના બધે પારણામાં બેઠેલા છોકરાઓ અને આસપાસના પ્રેક્ષકો આપણી તરફ જ જોતા હતા ને? સાહ્યબી વગર કંઇ આવું થાય?' આમ મનનું સમાધાન તો થતું, પણ ફરી વિચાર આવતો કે પારણામાંથી ઊતર્યા પછી જ્યારે આપણે ચાલતા થયા ત્યારે જે શરમ જણાઇ તે શા માટે? બીજા બધા એકેક પૈસો આપે છે. આપણે જો ગજવામાંથી પાવલી કાઢીને એને આપી હોત અને પછી એણે કેડ વાળીને સલામ ભરી હોત તો સાહેબી શોભત. પણ આપણે તો છોકરાઓ. આપણી પાસે પૈસા ક્યાંથી હોય? હા, એ ખરું. પણ તો તો ફાળકામાં બેસવું જોઇતું ન હતું. પણ હું ક્યાં મારી મેળે બેસવા ગયો હતો? સખારામે મને બેસાડ્યો. પણ તો યે મારે ના પાડવી નહોતી જોઇતી? એવાએવા અનેક વિચારો મનમાં આવ્યા અને ગયા! ફજેતફાળકામાં બેસી આપણે પોતાનો જ ફજેતો કર્યો છે; એથી આપણી શોભા તો વધી જ નથી. એ ખ્યાલ ગમે તેટલો પ્રયત્ન કરું તો યે મનમાંથી ભૂંસાય જ નહિ.

બીજે દિવસે યાત્રામાં બલિદાન અપાવાનું હતું. રાજા સાહેબ (એ પણ લગભગ મારી ઉંમરના જ હતા) જાતે હાજર રહેવાના હતા. એક તંબુ તાણીને તેમાં આબા સાહેબ અને એમના બધા અમલદારો બેઠા હતા. આબા સાહેબે રેશમનું લીલા રંગનું અંગરખું પહેર્યું હતું. માથા પર મરાઠીશાહી પાઘડી પહેરી હતી. દાજીબા મૂળે એમના કારભારી એમની પડખે બેઠા હતા. આબા સાહેબ ગંભીરતાથી બેઠા હતા. આવડો નાનો છોકરો આટલી ગંભીરતા ધારણ કરી શકે એ જોઇને મનમાં મને એના પ્રત્યે માન ઉપજ્યું.

પણ મેં એમ પણ જોયું કે એની સાથે રહેતો રમનાર હજુરિયો જ્યારે દૂરથી એના તરફ જોતો ને કૈંક સૂક્ષ્મ મશ્કરી કરતો ત્યારે આબા સાહેબને પોતાનું હસવું દબાવતાં ભારે મુશ્કેલી પડતી. તેઓ કેટલીક વખત ચીડાઇને એના તરફ ન જોવાનો નિશ્ચય કરી મોઢું ફેરવતા. છતાં હઠીલી આંખો ત્રાંસી નજરે ફરી એ જ દિશાએ જોતી. અને પછી તો હસવું દાબવાનો સંયમ વધારે ને વધારે મોળો પડતો. ઠીક થયું કે બંનેને ખબર ન હતી કે હું ત્રીજો એ બંનેની ચેષ્ટા રસપૂર્વક નિહાળતો હતો.

બાળભૂખ આકરી હોય છે. નવ વાગ્યાનો સમય થયો એટલે કારભારીએ સહેજ ઇશારો કરી આબા સાહેબને તંબુ પાછળની રાવટીમાં નાસ્તો કરવા મોકલ્યા. અંદર ગયા પછી આબા સાહેબે કહ્યું હશે કે પેલા ઑડિટરના બે છોકરાઓને પણ બોલાવો. અમે અંદર ગયા. એમની સાથે ખાવા બેઠા. મનમાં મોટી મૂંઝવણ ઊભી થઈ. રાજા થયો તેથી શું? આખરે તો રજપૂત; ને આપણે તો બ્રાહ્મણ. એ લોકો જોડે બેસીને કેમ ખવાય? હું ગોંદુ તરફ જોઉં, ગોંદુ મારી તરફ જુએ. અમારી સાથે ત્યાં કોઇ ન બોલે કે ચાલે એ બીજી મૂંઝવણ. એટલામાં કારભારી અંદર આવ્યા. એમણે કહ્યું, 'તમે મનમાં કંઈ સંકોચ નહિ રાખતા. એ તો બુંદીના લાડવા છે; અને ખવાય. તમારે માટે બહાર પાણી રાખ્યું છે તે પીજો.' અમે નાસ્તો તો કર્યો, પણ જરા યે મજા ન પડી. અમને અંદર બોલાવવામાં લાગણી ન હતી પણ ખાલી વિવેક હતો. કશી ઓળખાણ વગર વાતચીત પણ કેમ થાય? જાનવરની પેઠે ખાધું અને માંડ ત્યાંથી છૂટ્યા ને તંબુમાં આવી બેઠા.

એટલામાં બલિદાનનો વખત થયો. મોટું ગોળ કુંડાળું કરી લોકો જોવા ઊભા હતા. ધસારાને લીધે કુંડાળું સાંકડું થવા લાગ્યું. વ્યવસ્થા રાખનાર પોલીસો લાકડી અને ચાબુક મારી લોકોને હઠાવવા લાગ્યા. પણ ત્યાં તો કારભારીએ ઊંડી સત્તાને અવાજે પોલીસોને કહ્યું, 'ખબરદાર, લોકોને મારો તો. લોકોને સમજાવીને પાછા હઠાવો.' મને કારભારીનો એ હુકમ બહુ જ ગમ્યો. અમલદારોમાં પણ લોકોને વિષે કંઇક લાગણી હોય છે એ આશ્ચર્યકારક શોધ એ વખતે થઇ. હું દાજીબા તરફ માનની નજરે જોવા લાગ્યો.

એટલામાં વાજિંત્ર વાગવા લાગ્યાં. એક નાનકડું

પડ્યો. અમે બંને જણે મળીને 'કલુષિવિજયં' કરીને એક નાટક લખવાનું ઠરાવ્યું હતું. પણ પ્રવેશો અને પાત્રો નક્કી કરવા ઉપરાંત એ આગળ વધ્યો જ નહિ.

અમે અંગ્રેજી પહેલીમાં હતા. ખિરે પોતાના મામાને ત્યાં રહેતો. ગાંધીને ત્યાં જઇ મામાને નામે તે ગુલકંદ, બદામ, કિસમિસ વગેરે વસ્તુઓ ઉધાર લાવી ખાઇ જતો; એમાંથી ભાગ પડાવતાં મને શરમ આવતી. પહેલે દિવસે મેં એનો ગુલકંદ ખાધો, પણ પછી જ્યારે ખબર પડી કે એ ચોરીને ખાય છે ત્યારે મેં એની પાસેથી કશું પણ લેવાની ના પાડી. એ વખતે પ્રામાણિકપણાનો કંઇ ખાસ ઊંચો આદર્શ મેં કેળવ્યો હતો એમ નહિ, પણ મને એ ગંદું લાગતું. ઘરના લોકો વિશ્વાસ રાખે ત્યાં જ એ છોકરો ચોરી કરે એમાં ઇમાનદારી પણ ન હતી ને બહાદુરી પણ ન હતી.

ખિરે વિષે એકબે ખરાબ વાતો વર્ગમાં બોલાતી. કેટલાક છોકરાઓ કહેતા કે એ સાચી ન હોય; કોક નાહક જોડી કાઢી છે. અને કેટલાક કહેતા કે એ છોકરા વિષે એ સાચું પણ હોઇ શકે. એ શું ન કરે?

એક દિવસ, કોણ જાણે શાથી, અમે બંને લડી પડ્યા. મેં એની સાથે વેર બાંધ્યું. મનમાં નક્કી કર્યું કે એ નાલાયકને બદનામ કરવો જ જોઇએ. વર્ગમાં શિક્ષક ન હતા. પહેલે નંબરે પટવેકર બેઠો હતો. મેં એની પાસે જઈ કહ્યું, 'ખિરે વિષે છોકરાઓ જે વાત બોલે છે તે સાચી છે.' બીજે નંબરે કોણ બેઠો હતો તે અત્યારે યાદ નથી. એને પણ મેં એ જ વાત કહી. ખિરે તો મારા પર ચીડાઇને રાતોચોળ—ના, ના, એનું મોઢું સાવ ફિક્કું પડી ગયું હતું. એની પાતળી ચામડી પર લોહી ભાગે જ દેખાતું. ત્રીજે નંબરે મોને બેઠો હતો. એને પણ મેં કહ્યું, 'ખિરે વિષેની વાત સાચી છે.'

મોને ભલો છોકરો હતો. એને મારી વાત ગમી નહિ. મારી તરફ તિરસ્કારથી જોઈ એણે કહ્યું, 'સાચી હોય તો-યે શું? દરેક જણને કહેતાં ફરતાં તમને શરમ નથી આવતી? મિત્ર ધારીને જ એણે પેટની વાત તમારી પાસે કરી હશે ને? આમ ખાનદાની ભૂલો મા. પોતાની જગ્યાએ જઇને બેસો.' આ તાતું વચન તો તમાચા કરતાં પણ મને વધારે વાગ્યું. મારો પ્રચાર રદ કરી હું મારે ઠેકાણે જઈ બેઠો. મારા કાન ગરમ ગરમ થઇ ગયા હતા. ઘડીકમાં ઠંડા પડે ને ફરી ગરમ થાય. લોહી સાથે વિચારો પણ ખૂબ જોરથી ફરતા હતા. મોને પર મને જરા યે ચીડ ન ચડી. એણે તો મને જીવન માટે સારી શિખામણ આપી હતી. માણસ ગમે તેટલો ચીડાયો હોય તોપણ પોતાનું કૃત્ય હીન છે એ ઓળખવા જેટલું ભાન એને હોય જ છે. ખિરે તો મારી પડખે જ બેઠો હતો. પણ દુશ્મન સાથે બોલાય કેમ? મેં કાગળના કટકા પર એક વાક્ય લખ્યું: 'મારી ભૂલ થઇ' અને એ ખિરેના ખોળામાં ફેંક્યું. એટલેથી જ એ રાજી થયો અને અમે ફરી મિત્ર થયા.

એ છોકરા જોડે મારે ચારેક મહિના દોસ્તી રહી હશે. પછી તો હું સાવંતવાડી ગયો. એ છોકરો ખરાબ છે એ હું પહેલેથી જ જાણતો હતો. એને મારો આધાર જોઇએ છે એટલું જોઇને જ મેં એને મારી સાથે દોસ્તી બાંધવા દીધેલી. છતાં કોઇ પણ રીતે એનો ચેપ મને ન લાગ્યો. ખિરે પાસેથી મેં ગંદામાં ગંદી વસ્તુઓ સાંભળેલી, પણ એ વખતે મારા મન પર એની કશી અસર ન થઇ. પણ આગળ જતાં એ વાતોના સ્મરણથી મારી કલ્પનાશક્તિ જરા ય ગંદી થઇ નહિ એમ જો હું કહી શકત તો કેવું સારું! આજે હું ખિરેને મારા જીવનનો દુશ્મન ગણું છું. એણે મારી કલ્પનામાં જે ગંદવાડ નાખ્યો તે ધોઇ કાઢતા મને વરસોની મહેનત પડી છે. સાંભળેલી વાતો એક કાનેથી પ્રવેશ કરી બીજા કાનેથી નીકળી નથી જતી. મગજની જબરદસ્ત વાદળી એને ચૂસી લે છે. શિલાલેખ ભૂંસાઇ જાય, પણ સ્મરણલેખ ભૂંસાતા નથી.

કબીરે એક ઠેકાણે કહ્યું છે, 'મન ગયા તો જાને દો, મત જાને દો શરીર.' એ સિદ્ધાંતમાં માની મેં ઘણું વેઠ્યું છે. સાચવવા જેવું હોય તો મુખ્ય મન જ છે.

[ચાલુ] **દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**



# માથેરાન


લેખક
સુરેશ દીક્ષિત
એમ.એ., એમ.એસસી.
ચિત્રકાર
રવિશંકર રાવળ અને છોટાલાલ જોશી




ગારબટ વૅલી: માથેરાનના સૃષ્ટિસૌંદર્યનું લાક્ષણિક દૃશ્ય બતાવતો સ્કેચ: આલેખનાર રવિશંકર રાવળ

ગુજરાતીઓથી વસેલું પણ ન તો ગુજરાતનું, મહારાષ્ટ્રમાં આવેલું પણ દક્ષિણીઓએ તજેલું માથેરાન છે. નથી તે તીર્થ કે ઐતિહાસિક ખંડેર. લક્ષ્મી કે માંદગીના વિહાર જેવું, મુંબાઈની સોડમાં ઊભેલું પણ સાગરને વચ્ચે રાખીને, વનવગડાથી વીંટાએલું આભને અડકતાં રહી ગએલું માથેરાન તીર ફેંકે તો વીસ જ માઈલ મુંબાઈથી આઘું છે. એંસી વર્ષ પહેલાં એનું સૌંદર્ય ઢાંક્યું હતું. ત્યાં માનવીના માંડવા બંધાયા ન હતા. અનંત કાળથી જ્વાળામુખીની ઉગ્ર ભઠ્ઠીમાં એના પથ્થર પીગળ્યા તપ્યા પડી રહ્યા હશે. અગ્નિએ દક્ષિણઘાટ ઘડતાં એની કાચી કાયા ઘડેલી તેને પવન અને વરસાદે પાકી કરી. લીલાં વૃક્ષવેલની વનઘટામાં નથી તરી આવતી ભાત કે નથી જુદા પડતા રંગ. છતાં નીલવર્ણો વાદળમાં કે શ્વેત ધુમ્મસમાં સ્નાન કરતાં પરોઢ કે પ્રદોષે કંઇ અનેરા લાવણ્યે તે ચળકતું રહે છે.

એની ગુલાબ જેવી લાલ માટીમાં અને રાતા પોચા પથ્થરો (Laterite rocks) વચ્ચે એક વખત વાઘ કે ચિત્તાની બોડો હશે. પીશનાથનું નાનું ઝરણું તરસ્યાના અમૃતસમું હશે. ઘન ગગડે અને વીજ ચમકે એ સિવાય કશા પણ અવાજ વિનાની એની નિર્જનતામાં પણ મનોહર વનમાળમાં વસવા મૅલેટ નામના અંગ્રેજે એ સ્થળનું સૌંદર્ય પારખ્યું. તે દિવસથી માનવના મદારી હાથે એના પર સુખભોગના સ્થાન રૂપે તોરણ બંધાયું. લક્ષ્મીની કૃપા રેડાતાં ઘાટઘાટનાં વિલાસકુંજ બંધાયાં. હિંદના બજારોમાં થતાં પૈસાનાં ભરતી-ઓટની અસર આવાં વિલાસસ્થાન ઉપર સહજ થાય.

દરિયાની સપાટીથી ૨૬૦૦ ફૂટ ઊંચે, ત્રણ ચોરસ માઇલની વાંકીચૂંકી ઊંચાનીચી રેખામાં એ આખું યે સ્થળ છુપાયું છે. મુંબાઇથી પૂના જતાં માર્ગમાં આવતા નેરલ સ્ટેશનેથી સ્ક્રૂના પેચ ઉપર ચડતી નાનીશી ડુંગર ગાડીમાં બેસીને ઉપર ચડતાં ડગલેપગલે હવા પાતળી થતી જાય છે. સૂર્ય પ્રકાશમાં ઝાડી વચ્ચે ઑક્સિજનનું પ્ર-



માથેરાનના મૂળ વતની ધનગર જાતિનું કુટુંબ



ધનગરનું ઝુંપડું



ધનગર

માણ વધારે હશે. આવી ગીતળ ટેકરીને ખૂણેખાંચે લક્ષ્ય રેડાએલું છે. અહીંથી નજર પડતી આયે દૃશ્ય થતી સહ્યાદ્રીની હારમાળા, તળેટીમાં આળોટતો સાગર, કાઠી પેઠે નીચે ચાલી જતાં માનવો કે આડી રેખામાં જડાએલા ગામડાની અજબ મોહિની-મા ધાર્મિક સ્વપ્નવશ થવાય. સૃષ્ટિસૌંદર્ય નથી સમજતું તે ઉકેલાતું. વૃક્ષમાં છુપાઇ બોલતાં પક્ષી કે વટેમાર્ગુની દૃષ્ટિમાથી ખરી જઇ હૃદયલીન થતાં સ્ત્રીપુરુષો જીવન-મહાલીલાના અંગો જેવાં જ છે!

બોલે છે નવર ની સાડી પહેરી, હોઠ ને મોં રંગી નવા અત્યારે થાય ઘર જેવી ફરતી ફેશનવાળી અહીંની સ્ત્રીઓ કે તો મારા પગ ને દેખાવે ફિક્કાં રીક્ષામાં બેસી હરતાંફરતાં તાવ ફિકકું પૈ કુદરતનો શણગાર નથી. માથેરાનની ખરી સોહી ભાગે જ પે શરમાળ, અર્ધ વસ્ત્રે ઉઘાડી ફરતી, શરીરે એને પણ મેં કહ્યું ના આભૂષણે મઢાએલી માથે લાકડાંના

ગોને ભલો છોડે ભર્યા અન્તરમાં પાકાં કાળાં કરમદાં હિ. મારી તરફ તિર તે. હાથે સાથે અને પેટમાંના ાય તો યે શું? દરેક જે નથી. દૃઢ શરીર, ઊંડી આંખો થી આવતી? મિત્ર ધાર 'ધનગર' લોકોની મિલ્કતમાં મારી પાસે કરી હશે ને?. છે. ધંધે તેઓ ગોવાળ છે. સાથે વગર સંકોચે તેઓ એ જ વંશના છે. એતી ગાઓથી મધ ઉતારી મિલ્કતમાં સ્ત્રીછોકરાં ગેવાય છે. કાથકરી

જેટલા તે જંગલી નથી. તેઓ અ-ભણ છે એટલે જગતને પ્રારમ્ભના લીંચકે બેઠેલું જોતા હશે. તેઓ મહેનતુ છે પણ અજ્ઞાન હોવાથી મહેનતનું મૂલ્ય આંકી શકતા નથી. એમના જીવનમાં ધર્મ કરતા જાદુ વધારે છે. એકાદ સફેદ લાકડીવડે ભૂતપ્રેતનાં ઝોડ ભગાડી શકાય. એમ તેઓ માને છે. ચાલતી ગાડી સાથે પૈસા માટે પેટ કૂટતાં અને પછ-વાડે લાંબે સુધી દોડતાં નાનાં છોકરાં તેમના દારિદ્રયનો ખરો ખ્યાલ આપે છે.

વનલક્ષ્મી તો અહીં અઢળક વેરાએલી છે. આપણને પાણી પીતાં અદેખાઇ આવતી હોય તેમ વૃક્ષો જમીનનો રસ ચૂસી ફાલે છે. તળેટીમાં સાગનાં વૃક્ષ છે. અને આંબો, લીમડા, પળસ, હરડાંબેડાં એવાં કેટલાં યે ઝાડ ઢોળાવ પર છે. ઉપર જાંબુ, ફણસ, અરીઠા, કોકમ અને મીંઢળનાં વૃક્ષ છે. ઝાડે ઝાડે જુદાની વેલ વગર રોપે ચડે છે. આવી સ્વયંભૂ રમણીય વાડીમાં ફરતાં આંખ અને આત્માથી વિભુ પરખાય. સમળાના ઝાડ-માંનું ઊડતી ગાય જેવું રૂ, બોરસલી ઉપરથી ખરતાં ફૂલો, વાડ ઉપર નમી પડતી મોરવેલ, ચંપા કે ચીકા-ખાઇનાં જૂથ જેનાં કે ઝાડની છાલમાં ઊગેલી સેવાળ જેવી લીલ કે ઓરકીડ તોડતાં ઘડીભર બાળક બની જવાય. જાતજાતનાં પતંગિયાં કે પક્ષીની પણ અહીં ખોટ નથી. ગણ્યાં ગણાય નહિ કે વીણ્યાં વીણાય નહિ એટલાં તો નહિ, પરંતુ ઓળખ્યાં ઓળખાય તો નહિ જ. કોયલ કે બુલબુલના પ્રેમ આલાપમાં ઘડી દિવસ-ના લીન થવાય તો રાતે ઘુવડના રુદનથી જાગી ઉઠાય. એકાંતે લાકડામાં ચાંચ બોસતું લક્કડખોદ કે એકા-એક ઊડી જતું નીલકંઠ વિસ્મય પમાડે. વરાળ કહાડતાં એન્જિન જેવાં સૂર કહાડતાં એકસામટા બોલતાં તમરાં માનવજીવનના કોલાહલનો પ્રતિઘોષ પાડતાં હશે? દિવસે ઊડતાં પતંગિયાં કે ખરતાં પાન જેવાં,



'શિવાજીની સીડી'ના નામથી ઓળખાતો પર્વતમાંનો એક માર્ગ.
સ્કેચ: છોટાલાલ જોશી

રાતે આગીઆ કે તારા જોવા, સવારે કે સાંજે ઊગતા આથમતા સૂર્યને નિહાળવો; ચાલતાં પથ્થર પર ઘડી વિસામો લેવો કે થાકતાં સુકાએલાં પાંદડાં ઉપર આળોટવું એ આવા સ્થળનો લ્હાવો છે.

તળેટીમાં ફરતાં રામબાગ અને ત્યાંથી પ્રદક્ષિણા કરતાં શિવાજીની નીસરણી અવશ્ય ચડવા જેવી છે. તે ચડવી કઠણ નથી. સામે જ 'પ્રબળ' નામની નિર્જન ટેકરી છે. પાણીના અભાવે ત્યાં વસી શકાય એમ નથી. ઉપર ચડી તેની અદ્ધર ટોચેથી નીચે નજર કરતાં 'પડાશે' એમ થઈ જાય.

હવાખાવાનાં શોભાનાં સ્થાનોમાં દિવસે દિવસે ઓસરતું જતું નૈસર્ગિક લાવણ્ય શોચનીય છે. શહેરની અલબેલી અહીં લાવતાં અહીંની રમણીયતાના હાલહવાલ થાય છે. દુકાળ જેવી મોંઘવારી અહીં હોય છે. પાણી અને દૂધ સોનાના મૂલે અહીં વેચાય છે. સહેલાણીની અહીં ખોટ નથી. રેસ્ટોરાં અને હૉટેલથી તે ભરપુર છે. રહેવાનાં ભાડાં પણ પારવગરનાં. શહેરનાં સર્વ સુખનાં સાધનોથી ભરપૂર આ સ્થળમાં આપણને થવો જોઈતો માનસિક ફેરફાર કે શારિરીક સંયમ સચવાતાં નથી.

અહીં ગુજરાતીઓ તો ઘણા આવે છે, પણ એકબીજાને ઓળખવાનાં સાધન કંઈ જ નથી. નામનાં



પૅનોરમા પૉઇન્ટ
સ્કેચ: છોટાલાલ જોશી

પાઘડિયાં ગળામાં ટાંગી ફરવાની ફૅશન રાખી હોય તો? તવંગર અને ગરીબ, નાત અને જાત ઘડી બે ઘડી જીવનમાંથી ભૂંસાય તો શું ખોટું? ગમે તેવડા મોટા ટોળામાંથી કવિ નાનાલાલને ઓળખી કાઢવા એ રમત વાત છે. પચાસ પંચાવન વર્ષે પણ સુદૃઢ શરીર ને ઠીંગણા માણસને વેંતીઆ દેખાડે એટલી ઊંચાઈથી તરત જ પરખાય. કવિ એટલે કલ્પનાનો સૂક્ષ્મ દેહ એ કવિ નાનાલાલનું ઉદાહરણ નથી. માથે પળિયાં પણ જુસ્સો એમનામાં જુવાનનો છે. એમનાં ક્રોધ અને કૃપા બંને ઉગ્ર છે. માથેરાનમાં મને કંઇક તેમનો નિકટ પરિચય થયો. ગુજરાતના સમાજબંધારણમાં બનતા અટપટા બનાવોનું તેમનું જ્ઞાન અદ્દભુત છે. એમના અનુભવ વિશાળ છે. વાતોના રસિયા તેટલા જ જ્ઞાનના ભંડાર સમા છે. સાહિત્યમાં નફાતોટાને હિસાબે છલકાતું સરવૈયું કોઇએ કાઢ્યું હોય તો કવિ નાનાલાલ હશે. માથેરાનમાં તેઓ 'અકબરશાહ' નાટક પૂરું કરતા હતા. ઐતિહાસિક પ્રમાણરૂપ સિદ્ધ થએલી ચોપડીઓ પાસે રાખી નાટકોના પ્રસંગોનું સત્ય તે ઝીણવટથી ખોળતા. એમના અક્ષર મોતી જેવા છે. લખ્યા પછી છપાવતાં પહેલાં તે અગત્યના ફેરફાર કરે છે. એમના સાહિત્યલેખનમાં બુદ્ધિપૂર્વક યોજએલી ગૂંથણી છે એ જાણી છક થવાશે. શબ્દોની સંધિ અને સમાસ તેમને મન રમત છે. તેમના અડગ નિશ્ચય અને મનની મક્કમતા જોઇ સહેજે માન થાય. દેશી સફેદ વસ્ત્ર પહેરી અંધારી રાતે હાથમાં વીજળીનો દીવો અને લાકડી રાખી માથેરાનના ઊંચાનીચા રસ્તે—

પસાર થતાં તેમના કિસ્સા સાંભળતાં વખત અને રસ્તો ભુલાઇ જતા.

આવા સ્થળોએ સર્વત્ર સૌંદર્યમય હોય છે એવું કાંઈ નથી. લીલાં વૃક્ષની ઘટામાંથી લાલ નળિયાંનું મકાન તરી આવે ત્યારે રસિકતાને ધક્કો લાગે. તે કરતાં તો આફ્રિકાની મડમ જેવી કોઇ સ્વદેશી ફીરંસ્તાની બાઈ કાળું ફ્રૉક પહેરી આધેડ ઉમરે શરીરમાં બનાવટી સોનેરી દાંત પહેરી ગયેલું યૌવન પાછું લાવવા મથે ત્યારે ફરી વિચાર કરવો પડે. મોટરની જેમ શરીરના પણ બાહ્યાંતરના ફુટક ભાગો મળે છે એ પણ નવાઇ છે ને! સોનેરી દાંત વાળી, લાલ હોઠ રંગેલી કાળી મડમ જોતાં 'અધર પ્રવાળી, દંત કનકરેખા, ઉજ્જ્વલ જાણે અંકોડી' એ બંધબેસતું લાગે !

માથેરાન તો સૌંદર્યનું બિંદુ જ માત્ર છે.



સસરો—મારી દીકરીનો હાથ મેં તમને આપ્યો ત્યારે મને ખ્યાલ પણ નહિ કે તમે આમ મારા પર જ આધાર રાખીને બેસવાના હશો.

જમાઇ—મને પણ એવો ખ્યાલ નહિ; મેં ધાર્યું કે તમે અમને જિંદગીભર ચાલે એટલો દાયજો આપવાના જ હશો.

જજ—તમારી ઉમર કેટલી?

સાક્ષી—પંદર વરસ સાહેબ.

જજ—હજી હમણા તો તમે ઇશ્વરની સાક્ષીએ સત્ય બોલવાના સોગંદ લીધા ને તરત જૂઠું બોલો છો? તમે ચોખ્ખા ઘરડા દેખાઓ છો, ને પંદર વરસ—?

સાક્ષી—હું સાચું જ બોલ્યો છું સાહેબ. મારો જન્મ ફેબ્રુઆરીની ૨૯મી તારીખે થયો છે, ને એ તારીખને હિસાબે મારો જન્મદિવસ ચાર વર્ષે એક જ વખત આવે છે!

'બા, આ બાબી ભગવાને આકાશમાંથી મોકલી છે ને?'

'હા, બેટા.'

'હં... મેં ધાર્યું જ હતું એમને ત્યાં બહુ રો રો કરીને કનડતી હશે તેમાં જ.'

ફઇ—બેટા, એક બચી લેવા દે તો એક પૈસો આપું.

ભત્રીજો—બસ, એક જ પૈસો? દીવેલ પાતી વેળા તો બા એક આનો આપે છે!

એક મિત્ર પોતાના મિત્રને (ટેલિફોનમાં)—'જુઓ, તને ના કહેતા હતા ને, પણ પાછી ઘરમાં સળગી છે!'

મિત્ર—'મને કહેવા કરતાં બંબાખાનાને જલદી ખબર કરશો તો વધુ સારું પરિણામ આવશે.'




૧

એ વખતે હજુ ભગવાનનો ચોથો સૈકો ચાલતો હતો. પશ્ચિમની દુનિયામાં રોમન સામ્રાજ્યનો ડંકો વાગી ચૂક્યો હતો. બ્રિટાનીઆમાં રોમનોને ઘેર હતું.

મદાંધ થએલા રોમન સમ્રાટના મગજમાં ધુરી આવી કે મારી પ્રજાનો એક પણ માણસ મારા ધર્મથી વિરુદ્ધ—ક્રિશ્ચિયન કેમ હોય? ગવર્નરોને હુકમ છોડ્યા કે વિધર્મીઓને હીધન (ખ્રિસ્તી નહિ તેવા) કરો; ન માને તેઓની ઉપર તલવાર ચલાવો. રોમન સોલ્જરોએ શમશેરો ખેંચી. બ્રિટનમાં રોમનોની રાડ બોલી. ક્રિશ્ચિયનો તલવારની બીકે ધર્મ છોડવા લાગ્યા. એક પછી એક પાદરીઓ પણ હીધન થવા લાગ્યા.

૨

'આપને કોઇ ખ્રિસ્તી પાદરી મળવા માગે છે.' નમન કરીને એક સિપાઈએ આલ્બનને કહ્યું.

આલ્બન વેરુલેમીઅમનો એક અમીર હતો. મોટો જાગીરદાર હતો. નાનો હતો ત્યારે તે રોમ ગએલો. ત્યાંના સુસંસ્કારો તેનામાં ઊતર્યા હતા. વેરુલેમીઅમનો એક પણ માણસ એવો નહિ હોય કે જેણે આલ્બનનું નામ ન સાંભળ્યું હોય. હજારો ગરીબોનો એ પાલનહાર હતો. અત્યારે તે પોતાના એક સરસ ઓરડામાં આરામ કરતો હતો.

'ખ્રિસ્તી . . . . પાદરી!' થોડી વાર તે અટક્યો. પછી બોલ્યો, 'આવવા દો.' આલ્બન બેઠો થયો. તેની આંખ બારણા તરફ ચોંટી રહી. થોડી વારે પાદરી આવ્યો. તેનું વિશાળ કપાળ ચમકારા મારી રહ્યું હતું. તેને જોતાં જ આલ્બન ઊભો થયો. માન આપીને એક આસન ઉપર બેસાડી પૂછ્યું, 'આપનું નામ શું ?'

'મારું નામ એમ્ફીબેલસ. હું પાદરી છું. રોમનોના ખ્રિસ્તી ઉપરના અત્યાચારની વાત તો તમે સાંભળી હશે. તેના અત્યાચારમાંથી ઊગરવા હું આપને શરણે આવ્યો છું.' પાદરીની આંખમાં કરુણાની યાચના હતી: 'મને આપ આશરો આપશો?'

'મારાં એવાં સદ્ભાગ્ય ક્યાંથી કે આપ મારે ત્યાં?' આલ્બનના મોઢા ઉપર એકલી નમ્રતાની જ છાંટ હતી. 'આપ અહીં ખુશીથી રહો. હું બનશે ત્યાં સુધી તો આપનું રક્ષણ કરીશ.' આલ્બન હીધન હતો. પરંતુ હીધન હોવા છતાં પણ ખ્રિસ્તીઓ ઉપર તેની એટલી જ સમાનતા હતી.

ત્યાર પછી તો ઘણા દિવસો વહી ગયા. એક વાર રોમન સોલ્જરો પણ વેરુલેમીઅમમાં આવી ગયા. પરંતુ આલ્બન ઉપર સૌને એટલો તો વિશ્વાસ હતો કે તેના ઘર સામે કોઇએ આંગળી પણ ન ચીંધી. વખત જતાં એમ્ફીબેલસ આશ્રયી મટી આલ્બનનો જાણે યુગયુગનો મિત્ર હોય એવો થઈ ગયો.

તેઓ ઘણી વાર ધર્મની ચર્ચા કરતા. ધીમેધીમે આલ્બન ખ્રિસ્તી ધર્મ તરફ વળતો ગયો. આજે પણ તેઓ એ જ ચર્ચામાં બેઠા હતા. એટલામાં એક સિપાહી હાંફતોહાંફતો આવ્યો. તે બોલવા જતો હતો, પણ તેની જીભ ધ્રૂજતી હતી.

'સાહેબ! જલ્દી કરો, જલ્દી કરો. બહાર રોમન સોલ્જરો આવી પહોંચ્યા છે. તેઓને ખબર પડી ગઇ છે કે આપણે એમ્ફીબેલસને આશ્રય આપ્યો છે.'

'હેં . . . . ?' બંને ઊભા થઈ ગયા. થોડી વાર સુધી એમાંથી કોઈ બોલી ન શક્યું. આલ્બનની આંખ ચારે તરફ ફરવા લાગી.

'આલ્બન! તેં આજ લગી મને આશ્રય આપ્યો તે બદલ પરમ પિતા તારું રક્ષણ કરો. હવે બચાવ કરવાથી કાંઇ પણ વળવાનું નથી. હું જાઉં છું— રોમનોને હાથે પકડાઇ જાઉં છું. તું તારું રક્ષણ કર.'

આટલી વાર સુધી સ્તબ્ધ ઊભેલો આલ્બન બોલ્યો, 'ના ના, એ નહિ બને. જલ્દી કરો, લ્યો . . . આ લ્યો, આ કોટ પહેરી લ્યો. જલ્દી કરો અને આ થેલી લઇને વિદાય થાઓ.'

'પણ હું બહાર જઇશ તોપણ પકડાઈ તો જવાનો જ છું. તો પછી તું શા માટે જોખમમાં પડે છે?'

'તેની ચિંતા તમે ન કરો. તાકીદ રાખો. મને આશીર્વાદ આપો.' એમ કહી તે ઘૂંટણીએ પડ્યો.

'પરમ પિતા તારું કલ્યાણ કરો!' એમ્ફીબેલસે તેને માથે હાથ ફેરવ્યો. આલ્બન સિપાહી તરફ ફર્યો. 'એમને ગુપ્ત માર્ગેથી લઈ જા.' ફરી એમ્ફીબેલસ તરફ ફર્યો. 'આપ જલ્દીથી નાસી છૂટો. હું થોડી વાર સુધી તેઓને રોકી રાખું છું.' બંને ચાલતા થયા. જતાંજતાં એમ્ફીબેલસની આંખોમાં આંસુ આવી ગયાં. જાણે છેલ્લી જ વાર બોલાવતો હોય તેમ તે એક જ શબ્દ બોલ્યો. 'આલ્બન!' અને ચાલતો થયો.

આ બધું એક ક્ષણમાં જ બની ગયું. આલ્બને એમ્ફીબેલસનો વેશ પહેરી લીધો. મોઢા પર હૂડ નાખી દીધી. ત્યાં તો રોમનો આવી પહોંચ્યા. તેઓની તલવારે ઘણા ખ્રિસ્તીઓનાં લોહી પી રતાશ પકડી હતી.

'આ રહ્યો એમ્ફીબેલસ, પકડો એને.' સરદારનો હુકમ થતાં જ સોલ્જરોએ તેને બાંધ્યો. તેને ગવર્નરની છાવણી તરફ લઇ જવામાં આવ્યો. ગવર્નર એ વખતે પૂજન કરતો હતો. સોલ્જરો આનંદપૂર્ણ હૃદયે ત્યાં ગયા.

'કેમ! એમ્ફીબેલસને પકડ્યો?' ગવર્નરે પૂછ્યું.

'જી હા.' સરદારે જવાબ આપ્યો.

'બુઢ્ઢા!' ગવર્નર એટલું જ બોલ્યો અને થોડું આગળ વધી આલ્બન પાસે આવ્યો. તેના શબ્દોમાં પૂર્ણ તિરસ્કાર હતો: 'પકડાયા છતાં છુપાવા માગે છે?' એમ કહીને તેણે તેના મોં ઉપરથી હૂડ ખેંચી લીધી. બધા ચમકી ગયા; સોલ્જરો ધ્રૂજી ઊઠ્યા.

'આ એમ્ફીબેલસ ક્યાં છે?' ગવર્નરના ડોળા લાલ થયા.

'સાહેબ . . . સાહેબ, આ તો આલ્બનનું કપટ છે. એમાં અમારો કશો દોષ નથી.' સરદાર ધ્રૂજતો હતો.

'આલ્બન! બોલ એમ્ફીબેલસ ક્યાં છે?'

'હું નહિ કહી શકું.' આલ્બને સાધારણ રીતે જ જવાબ દીધો.

'બોલ, બોલ, આલ્બન! પત્તો આપ; નહિ તો તારે ને એમ્ફીબેલસે બંનેએ મરવું પડશે.' ગવર્નરે ધમકીની હદ બતાવી. પરંતુ આલ્બનને તો આ સહજ જ હતું. 'એમ યોગ્ય લાગે તો એમ કરજો.' તેણે કહ્યું.

'તું માનતો નહિ કે તને હીધન જાણી જવા દઇશ. તેં એક ભારે શત્રુને બચાવ્યો છે.'

આલ્બન જવાબમાં થોડુંક ફિક્કું હસ્યો. ગવર્નરને વિચાર આવ્યો કે આ માણસ ધમકીથી નહિ માને. તેણે ફેરવી તોળ્યું: 'જુઓ આલ્બન! તમે હીધન છો. એક હીધન તરીકે તમારી ફરજ છે કે તમારે એમ્ફી-બેલસનો પત્તો મેળવી આપવો. અને તમે જે આ

પાપ કર્યું તેના પ્રાયશ્ચિત માટે આ દેવોની પૂજા કરવી.'

'શું . . . . શું . . . . શું!' તેણે બંને હાથે કાન દાબી દીધા. 'હું આ દેવોની પૂજા કરું—આ લોહીતરસ્યા દેવોની પૂજા? તે નહિ બને. એ દેવો કરતાં તો ભગવાન ઇસુ સારા છે, જેણે સમાનતા, પ્રેમ અને બીજાની ખાતર ભોગ આપવાનું શીખવ્યું છે; નહિ કે તમારી જેમ રંજાડવાનું.'

'આલ્બન! હવે તારું મૃત્યુ સમીપ જ છે. જાઓ સરદાર, આને લઇ જાઓ અને એનો વધ કરો.' ગવર્નરે હુકમ છોડ્યો.

૩

આખું ગામ આજે આલ્બન પાછળ ઊલટયું છે. આલ્બનને શેરીએ શેરીએ ફેરવવામા આવે છે. માણસોની આંખમાંથી આંસુ ચાલ્યાં છે. ગઇ કાલનો અમીર આજે કેદી બન્યો છે. સોલ્જરો તેને પજવતા પજવતા વધસ્થાન તરફ લઇ જાય છે.

ગવર્નર પોતાની અગાસીમા બેઠોબેઠો આ દૃશ્ય જોઇ રહ્યો છે. તેને થાય છે કે આખું ગામ કેમ આલ્બન પાછળ જાય છે? ઘડીમાં તેની આંખ સામે આલ્બનનું પ્રતિભાશાળી મોઢું તરે છે. તેની આંખમાં ગવર્નરને અત્યારે સત્ય લાગે છે. તેને પ્રશ્ન ઊભો થાય છે કે 'મેં આ ખોટું કર્યું છે?' અંતરના ઊંડાણમાંથી અવાજ આવે છે કે 'સાચે જ' તેના મનમા મંથન ચાલે છે. ના મેં ખોટું જ કર્યું લાગે છે, નહિ તો આખું ગામ તેની પાછળ ઘેલું કેમ બને?'

ઓચિંતો તે વિચારમાળામાંથી જાગ્યો—'અરે, કોઈ છે?' તેણે જોસથી બૂમ પાડી. 'જાઓ, આલ્બનને પાછો બોલાવો.' તેનો તિરસ્કાર ગળી ગયો.

પણ આખા ગામમા અત્યારે તે એક જ હતો. દીવાલોએ ચાળા પાડી તેનો જવાબ આપ્યો.

૪

સોલ્જરો આલ્બનને લઈ જતા હતા. માણસોની મેદની માતી નહોતી. સતી થવા જતી કોઈ સ્ત્રી પાછળ જે પૂજ્યભાવથી માણસો જાય છે તેમ સૌ આલ્બન પાછળ જતા હતા. આલ્બન બધાને પાછા વળવા ખૂબ વીનવણી કરતો હતો. પણ કોઇ માને જ શાના?

રસ્તામાં નદીનો સાંકડો પૂલ આવ્યો. માણસની ગિરદી હોવાથી આલ્બન આગળ ન ચાલી શકયો. સોલ્જરોએ તેને ધક્કા માર્યા: 'ચાલ, જલદી કર.'

'હું કેવી રીતે આ ભીડમાંથી ચાલી શકું?'

તો તારે નદીમાંથી ચાલવું પડશે.'

'ઘણી ખુશીથી.'

બધા નીચે પાણીમાં ઊતર્યા. આલ્બન પણ પાણી પાસે આવી પહોંચ્યો. પણ આ શું? પાણીને આલ્બનનો પગ અડતાં જ સીધો માર્ગ થઇ ગયો! માણસો અજાયબ થઇ ગયા. આલ્બન ઉપરની તેઓની પૂજ્યબુદ્ધિ વધતી જ ગઈ.

બધા વધસ્થાને આવી પહોંચ્યા. આલ્બનને ખૂબ તરસ લાગી હતી. એક માણસે તેને પાણી લાવી આપ્યું. જેવો તેણે પાણીનો પ્યાલો મોઢે અડકાડ્યો તેવી જ એક સોલ્જરની નજર તેના ઉપર ગઇ. તેણે પ્યાલો છિનવી લઇ ફગાવી દીધો: 'એક તો નદીનું પાણી સુકાવી દીધું અને વળી પાણી પીવું છે?' આલ્બનના મોઢા ઉપરની એક પણ રેખા બદલાઇ નહિ. જે જગ્યાએ પાણી ઢોળાયું હતું ત્યાં થઇને એક ઝરણું વહેવા લાગ્યું. આલ્બને ધરાઇને પાણી પીધું.

'કતલ કરો!' સરદારનો હુકમ છૂટયો. મારો નિશ્ચલ ઊભો હતો. 'જલદી કર, તલવાર ચલાવ.' ફરી વાર તેણે મારા સામે જોઇ હુકમ કર્યો.

મારાએ તલવાર ફેંકી દીધી:'મારાથી એ નહિ બને.'

જ્યારથી નદીના બે ભાગ થઇ ગયા હતા ત્યારથી મારાના મનમાં મંથન ચાલતું હતું. ઘડીએઘડીએ તે આલ્બનના મોં સામે જોતો હતો. જિંદગીમાં પહેલી જ વાર આજે સત્યનું પારખું તેણે જોયું. નદીના પાણીના બે ભાગ થયા ત્યારે તે જાદુગર છે એમ માની તેણે મન મનાવી લીધું હતું. પરંતુ ઝરણું ફૂટયું ત્યારથી તેના હૃદયનો પલટો થઇ ગયો.

'નહિ કેમ બને?' સરદારની આંખમાંથી તણખા ઝર્યાં. પોતાની તલવાર કાઢી તેણે મારાનું માથું જમીન પર ગબડાવ્યું. પછી એ જ તલવારે આલ્બનનો ભોગ લીધો. માણસો કમકમી ઊઠ્યાં. મારાનો અપવિત્ર દેહ આલ્બનના સંગથી પવિત્ર બન્યો.

૫

કહે છે કે હમેશાં રાત્રે 'સંત આલ્બન . . . . સંત આલ્બન . . . .' એમ પુકારતો એન્જીએલસ તે જગ્યાએ ફૂલ ચડાવી જાય છે.'

[અંગ્રેજી ઉપરથી] કૃષ્ણલાલ શ્રીધરાણી

## પ્રો. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર

અનુસંધાન પૃ. ૪૪૯થી ચાલુ

સંસ્થાઓની સ્થાપના થઇ. પોતાનાં પત્ની કાશીગૌરીને પણ ભણાવી સંસ્કારી કર્યાં હતાં ને પોતે સ્ત્રીજીવનના ઉત્કર્ષની રસિક ચર્ચા તેમની જોડે બેસી કરતા.

### વ્યક્તિરૂપે જીવન

તેમનો દેખાવ ખાસ ધ્યાન ખેંચે તેવો નહોતો, એટલે સામાન્ય રીતે તેમની કીર્તિ સાંભળી મળવા આવનાર પ્રથમ દર્શને તેમને ઓળખી પણ શકતું નહિ. મુખમુદ્રા સ્નેહાળ, પ્રૌઢ ને ગંભીર હતી. પહેરવેશ સાદો તથા એ સમયના ઊંચી કેળવણી પામેલા ગુજરાતી પ્રોફેસરોના જેવો હતો. કોટ પાટલૂન પહેરતા તથા માથે દક્ષિણી પાઘડી મૂકતા. તેમની લાંબી ભરાવદાર મૂછો તેમની પ્રતિભા તથા વ્યક્તિત્વમાં વધારો કરતી.

કેટલાક માણસો એવા હોય છે કે જેઓ જ્ઞાનના સર્વ પ્રદેશોમાં પ્રવેશી તેનું વિશાળ વિહંગાવલોકન કરે. અનેક વિષયોનો અભ્યાસ કરી પોતાને અગત્યની લાગતી વાતો પકડી લઇ બાકીનું ફેંકી દે; જ્યારે અન્ય વર્ગના લોક એવા હોય છે કે જેઓ જ્ઞાનના એકાદ પ્રદેશમાં ઊતરી પડી તેમાં નિષ્ણાત બની ઝીણવટથી તે એક જ વિષય સર્વાંગે તપાસે ને તેમાં અદ્ભુત પ્રવીણતા મેળવે. પ્રો. ગજ્જરની પહેલા વર્ગનાં માણસોમાં ગણતરી થઇ શકે. કોઈ પણ વિષય વાંચી તેનું મનન કરી તત્ત્વ ગ્રહણ કરવાની તેનામાં શક્તિ હતી. બુદ્ધિ બહુ ચંચળ હતી ને કલ્પના વિશાળ હતી તેથી જ એક જ વિષયને પકડી રાખી તેમાં ઊંડા ઊતરી તેને ઝીણવટથી જોઇ અદ્ભુત પ્રવીણતા તેમણે પ્રાપ્ત કરી નથી; તેથી જ જગતના મહાન વૈજ્ઞાનિક નરોની નામાવલિમાં તેઓ પોતાનું નામ ઉમેરાવી શક્યા નથી.

બુદ્ધિ અને નીતિ મનુષ્યજીવનનાં સૂક્ષ્મ અંગ છે. બુદ્ધિમાન માણસ નીતિભ્રષ્ટ થાય ત્યારે સામાન્ય માણસ કરતાં અતિ ભયંકર નીવડે છે. એટલે નીતિ તથા બુદ્ધિનું સમતોલન સાચવી જે જીવન ગાળ્યું હોય તે જ અનુકરણીય છે. પ્રો. ગજ્જરનું જીવન પવિત્ર, ઉદાર ને નિષ્કલંક હતું. સ્વભાવ સ્નેહાળ ને લાગણીપ્રધાન હતો, અને એ સ્નેહાળ સ્વભાવને લીધે મિત્રમંડળ વિશાળ હતું. સૌ પ્રત્યે પ્રો. ગજ્જર હૃદયના ભાવથી સાચો સ્નેહ દર્શાવતા. ઉત્તરાવસ્થામાં તેમના પ્રિય મિત્ર સ્વ. સાક્ષરશ્રી ગોવર્ધનરામ મા. ત્રિપાઠી હતા. જ્યારે પ્રો. ગજ્જર અનેક આધિવ્યાધિથી પીડાતા હતા ત્યારે યોગ્ય સલાહ સારૂ તેમણે ગોવર્ધનરામને તેમના નડિયાદના નિવૃત્તિનિવાસમાંથી બોલાવ્યા અને તેઓ સહકુટુંબ પ્રો. ગજ્જરના નેપીયન સી રોડના બંગલામાં સાથે રહ્યા હતા. તે વેળાનો એક રમૂજી પ્રસંગ ગોવર્ધનરામભાઇ કહેતા. 'પ્રો. ગજ્જરનો વ્યાધિ ઘણા ડાકટરોની દવા કર્યા છતાં મટતો નહોતો. મને હોમીઓપથીમાં શ્રદ્ધા હતી ને કંઇક અનુભવ પણ હતો. પ્રો. ગજ્જરને તે પદ્ધતિમાં વિશ્વાસ જ નહોતો. તેથી અમારે એ વિષય ઉપર ખૂબ ચર્ચા થતી. છેવટે અખતરો કરી જોવાનું નક્કી થયું. હોમીઓપથીની દવા શરૂ કરી અને ચમત્કારિક રીતે, એનાથી કે ગમે તે કારણથી, તેમની તબિયતમાં સુધારો થયો. તેથી એ પદ્ધતિ વિષે હવે શો મત છે એમ મેં પૂછ્યું. તેમણે ઉત્તર દીધો, એમાં તમારી દવાએ શું કર્યું? મારૂં દર્દ તો તમારા આવવાથી ગયું. તમારા સહવાસથી ખૂબ આનંદ થાય છે ને મન શાંત થાય છે. તેમાં હોમીઓપથી શું કરવાની હતી? એમ હોમીઓપથીમાં શ્રદ્ધા તો ન જ આવી.' આમ રમૂજમાં બંને મિત્રો વખત ગાળતા. શ્રી ત્રિપાઠીએ તેમને ત્યાં કુટુંબકલહથી સૌનાં મન ઊંચાં થયાં હતાં તેમાં કંઇક અમૃત છાંટ્યું ને સૌને આશ્વાસન આપ્યું. આ ઉપકાર પ્રો. ગજ્જર કદી ન ભૂલ્યા. ગોવર્ધનરામભાઇ જ્યારે છેલ્લા મંદવાડમાં પટકાયા ત્યારે પ્રો. ગજ્જરે તેમને મુંબાઇ બોલાવી પોતાના બંગલામાં રાખી, સગા ભાઇ કરતા વિશેષ સેવાચાકરી કરી હતી. તે પછી તેઓ ૧૯૦૭માં ગુજરી ગયા અને પ્રો. ગજ્જરનું પ્રેમ, વિશ્વાસ ને સલાહનું સ્થાન ગયું. સર મનુભાઇ નંદશંકર મહેતા પણ તેમના મિત્ર. તેઓ કહે છે કે 'હું નાનો હતો ત્યારથી જ પ્રો. ગજ્જરના સહવાસમાં આવેલો. મુંબાઇ કૉલેજમાં હું ભણતો ત્યારે તેઓ કૉલેજમાં ફીઝીક્સ-ભૌતિકશાસ્ત્રનાં વ્યાખ્યાન અમને આપતા. તે વેળા અમારા એ 'પ્રો ત્રીભાભાઇ' તથા સર સેતલવાડ વગેરે સાથે રહેવાનો મને પરિચય થયો હતો તેથી તેમના ઉચ્ચ ગુણો અને શાંતિની ઊંચી છાપ મારા ઉપર પડેલી. હિંદના દૂરના ભાગોમાં પણ ઘણે સ્થળે 'કળાભવન પ્રો. ગજ્જરનું' એમ બોલાતું મેં સાંભળ્યું છે.' અખાડાવીર પ્રો. માણેકરાવ પણ પ્રો. ગજ્જરનાં ગુણગાન કરતાં કહે છે કે 'એક

કૈલાસવાસી ખંડેરાવ મહારાજના વખતની મારી પાસે રહેલી માટી કાયમ જાળવી રાખવાનો મેં ઉપાય પૂછ્યો તો તેમણે ચૂના તથા તેલનો એવો સાદો ને સસ્તો ઇલાજ બતાવ્યો કે એ ઐતિહાસિક ચીજ જેવી ને તેવી આબાદ આજ લગી જળવાઇ રહી છે.'

### જીવનનો મુદ્રાલેખ

એમના જીવનનો મુદ્રાલેખ જ એ હતો કે 'અન્યને સારૂ જીવન સમર્પણ કરો.' અને તેમનું આખું જીવન તેમણે અન્યને માટે જ ગાળ્યું છે. એમના મિત્રોને ખાતર, ખાનગી ને જાહેર સેવાઓમાં, પ્રયોગશાળા ને પુસ્તકાલય પાછળ, ઍલેમ્બિક વર્કસને અર્થે, એમના શિષ્યોને સારૂ, સાહિત્ય સેવાને ખાતર એમણે એમની બાદશાહી કમાણી વાપરી. પોતે જીવન શરૂ કર્યું ત્યારે 'Problem of my life'–(મારા જીવનનો કોયડો) એ નામની એક પત્રિકા લખેલી, તેમાં ઉપરનો મુદ્રાલેખ આપી કહ્યું છે કે મારી જરૂરિયાતો 'મારી વિશાળ સહાનુભૂતિને લીધે ખૂબ વધી છે. સહાનુભૂતિની લાગણીથી હું જીવન ટકાવી શકું છું. હું હમેશ અશાંત થઇ જાઉં છું અને ઉચ્ચ પ્રકારના કોઇ કામની શોધમાં ફરૂં છું. અન્યને સુખી કરવામાં જ હું અભિમાન લઉં છું.' પ્રો. ગજ્જર કેટલા ઉચ્ચ પ્રકારના પુરુષ હતા અને પોતાની બુદ્ધિ, શક્તિ અને સમૃદ્ધિ બીજાને સુખી કરવામાં વાપરવા હમેશ કેટલા ઉત્સુક રહેતા એ વાત ઉપરનાં વાક્યોથી સ્પષ્ટ થાય છે. એમનું જીવન આપણને સૌને પ્રેરણાદાયી બનો.

રેવાશંકર ઓ. સોમપુરા

## એકતા

[પૃથ્વી]

વિશુદ્ધ શુભ પ્રેમથી અન્તરનાં દિલોને ચહે,
ન સ્વાર્થ, નહિ લોભ કે નવ અસત્ય ક્યાં યે હશે,
બજાવી નિજ ધર્મને, હૃદય માંહિ સંતોષ છે,
હશે બધું ય એક ત્યાં હૃદયગાન તારાં થશે.

જઈશ મુજ અંતરે, હૃદય તારૂં મારૂં બનો,
ભમીશ ભવઅબ્ધિમાં સકલ મારૂં તારૂં બનો;
ન ભેદ, નહિ દ્વિધતા ઈતરે કોઇ ત્યાં યે હશે,
હશે બધું ય એ જ ત્યાં હૃદયગાન મીઠાં થશે.

મુકુન્દ વિ. વિજય પારાશર્ય



## ગીત-સુધા

આજથી ચારેક વર્ષ પર મારા મિત્ર રવિશંકર રાવળ સાથે હું ઉદયપુરથી એકલિંગજી ગયો હતો. આખો રસ્તો રળિયામણા પહાડોમાંથી જતો હતો. બધે લીલી હરિયાળી ઘાસની જાજમ છવાઈ હતી. મધુર પવન વાતો હતો. ઢોર ચારનારાં ગોપગોપી જાણે રસભરત બન્યાં હતાં. એવામાં એક ગોવાળે વાંસલડી છેડી ને એમાં રાધા જેવી એની સખી તલ્લીન થઇ ગઇ. પહાડોની ટેકરીએટેકરીએ ને ખીણેખીણે એ વાંસળીનું ઉન્મત્ત ગીત તે દિવસે અમારી સાથે સાંભળ્યું હતું.

આવું ગીત—કનૈયાની એવી કોઇ બંસી—સાંભળવા ગોકુળ, મથુરા, વૃંદાવન બધે હું ફર્યો હતો, પરંતુ ત્યાં તો એ કેઇ મળેલું નહિ. તે પછી આખરે તાજમહાલના એક મિનારા પરથી જ્યારે સૃષ્ટિસૌંદર્યમાં શોભતી યમુના નદી જોઇ ત્યારે એક સ્વપ્નસૃષ્ટિમાં 'યમુના પર બજ રહી બાંસરિયાં' સાંભળવા મળી હતી. હજી યે એવી કોઇ ધન્ય ક્ષણે સૃષ્ટિસૌંદર્યના માત્ર કોઇ અદ્ભુત યોગમાં એ અમર કનૈયાની જાદુઈ વાંસળી સંભળાય છે!

ॐ

લગભગ ત્રીસ વર્ષની વાત છે. મિયાં તાજુદ્દીન મૂળ અમદાવાદના રહીશ છે. હાલમાં એ ઘણું કરીને કરાંચી રહે છે. એલિસ બ્રિજ પર બેસીને એમણે કેટલી યે એકાંત રાત્રિમાં એની મીઠી વાંસળી સંભળાવીને અમને ગાંડા બનાવી મૂક્યા હતા. આખી નદી, દૂર દૂરના કિનારા અને સાબરમતીનો વિશાળ રેતીથી છવાએલો પટ, હજી પણ કોઇ વાર ચાંદનીમાં એ વાંસળીના સૂરની જાણે પ્રશંસા કરી ઉઠે છે.

ॐ

ત્રણ વાર હું પ્રયાગરાજ ગયો છું. ગંગાયમુનાના સંગમનું એ સ્થળ બહુ રમણીય છે. સવારને સમયે હોડીઓમાં બેસીબેસીને યમુનાને માર્ગે યાત્રીઓ હારબંધ આવે છે. દક્ષિણીઓમાં 'વેણીબંધન' કે એવા જ કોઇ નામની ખાસ ક્રિયા અત્રે થાય છે. ગમે તે ઉમરનાં વરવહુ ત્યાં છેડા બાંધીને આ ક્રિયા માટે

વાજતેગાજતે આવે છે. ક્રિયાનો હેતુ એ છે કે 'ગંગા યમુનાનો જેવો યોગ અનંત છે તેવો અમારો પતિ-પત્નીનો પણ યોગ અનંત અને ત્રિવેણી સંગમ જેવો પવિત્ર હો; મૃત્યુ પણ અમને છુટાં ન પાડે!' એ ક્રિયાની અંદર રહેલા કવિત્વે મને ત્રણે વખત ખૂબ અસર કરી છે. પણ વધારે અસર તો એ ભવ્ય સંગમ ઉપર દૂરદૂરથી આવતી હોડીઓમાં વાગતાં વાજાંએ કરી છે. પેલા કવિત્વમાં જે માધુર્ય છે તે આ વાજાંએ (જોકે નાતખટાઈ બૅન્ડ જેવાં હોવા છતાં) ત્રણે વખત ત્યાં મને હૃદયસ્પર્શી કરી મૂક્યું છે:

ॐ

આખા ગુજરાતમાં સુરત જેવાં બૅન્ડ કોઈ સ્થળે નથી. ૧૯૦૫ દરમિયાન સુરતની પેલી યાદગાર કૉંગ્રેસની પહેલાં, સ્વ. ડૉ. ભાલચંદ્રના પ્રમુખપદે મુંબાઈ ઈલાકાની એક કૉન્ફરન્સ ફ્રેંચ ગાર્ડનમાં મળી હતી તે વખતે, અને સાક્ષર શ્રી નરસિંહરાવ ભોળાનાથના પ્રમુખપદે મળેલી પાંચમી સાહિત્ય પરિષદ વખતે, એ બંને પ્રસંગોએ વાગેલા ત્યાંના 'રર્ઝાક બૅન્ડે' મારા મન પર બહુ અસર કરી છે. હમણાં હિંદુ મુસલમાનના ઝગડાએ ત્યાંનાં આ વાજાંની સંગીતકળાને જરા ધોકો પહોંચાડ્યો છે એથી દિલગીરી થાય છે. બાકી તાપીના એ ઐતિહાસિક કિનારા પર, સામે ઊભેલાં તાડ ને ખજુરીનાં ઝાડની સમક્ષ, આ 'વાદ્યસમૂહે'એ મારા મનમાં આ સંસારને નંદનવન જેવો બનાવ્યો હતો.

ॐ

વિલાયતી બૅન્ડ અને તંતુવાદ્યો (String Bands)ની પણ સુંદર અસર મારા મન પર થયેલી છે. કલકત્તાના 'ઇડન ગાર્ડન'માં, અલ્લાહાબાદના ક્વીન્સ-પાર્કમાં, મસૂરીના હિમાલયના પહાડોની વચમાં તો નૈનિતાલના સુંદર સરોવરને તીરે મેં એ પેટ ભરીને સાંભળ્યાં છે. ઍપોલો બંદર પર અને બૅન્ડ સ્ટેન્ડ પર, પૂર્ણિમાની ભવ્ય ચાંદનીમાં, ને દરિયા કિનારા પર સંધ્યાના બદલાતા રંગોની વચમાં, ઘણીવાર આ બૅન્ડોએ મને સંસાર ભૂલાવી સ્વર્ગનાં દર્શન કરાવ્યાં છે એમ કહેવામાં જરા યે અતિશયોક્તિ નથી!

ॐ

દાર્જિલિંગ, હિમાલયનાં કાંચનગંગા ને ગૌરીશંકરનાં અંતરથી શોભતાં શિખરોની સંમુખ આવેલું છે. ત્યાં ગવર્નરના ઑરકેસ્ટ્રા બૅન્ડે બેત્રણ જલસા કર્યા હતા. જગવિખ્યાત જર્મન સંગીતવેત્તા બીથોવન અને વાગનરનાં ભવ્ય સંગીતનો, તથા રશિયન, ફ્રેન્ચ, ઇટાલિયન વગેરે સંગીતનો અપૂર્વ સ્વાદ ત્યાં મને મળ્યો છે. એ સંગીતે એ દિવસોમાં મને દિક્ અને કાળનો ભેદ ભુલાવી દીધો હતો. સર્વવ્યાપી નાદબ્રહ્મનાં સૌમ્ય દર્શનનો અલૌકિક લાભ મને ત્યાં મળ્યો હતો.

કર્ણાટકી સંગીત સાંભળવાનું સુભાગ્ય મને મ્હૈસૂરમાં પ્રાપ્ત થયું હતું. સંગીતશાસ્ત્રી શ્રીનિવાસ આયંગરે બે કલાક સુધી અમને જાણે મંત્રમુગ્ધ કરી મૂક્યા હતા. કર્ણાટકી સંગીતના શુદ્ધ તાલ ને નૃત્યનાં તત્ત્વો શરીરને જ નહિ પણ મન અને આત્મા સુદ્ધાંને નચાવી મૂકે છે!

મ્હૈસૂર રાજ્યમાં કેટલાંક ગામડાં અને શહેરો જોવાનો પણ લાભ મળ્યો હતો. કવિતી નામની નદીને તીરે નાંજનગઢ નામનું સુંદર શહેર છે. ત્યાં શંકરના એક સરઘસમાં રૂપેરી શરણાઈઓવાળું આપણું સર્વાંગ સ્વદેશી બૅન્ડ સાંભળેલું એનો તો સ્વાદ રહી ગયો છે!

ગ્રામ્ય સૌંદર્યથી ઊભરાતું, બે તળાવોની ભાગોળથી શોભતું હાસન નામનું એક બીજું નાનકડું શહેર છે. ત્યાં વર્ષાની આછી ચાંદનીમાં, એક રહસ્યમય રાત્રિની ગૂઢ શાંતિમા એક મંદિરમાંથી આવતી શરણાઈઓનાં ગીત સાંભળી અમે આનંદ સાગરમાં નહાયા છીએ!

ॐ

સર ગિરિજાપ્રસાદના લગ્નપ્રસંગે વડોદરેથી દક્ષિણી શરણાઈઓ ને ટકોરખાનાં આવ્યાં હતાં. પ્રાતઃકાળે એણે જે માંગલિક ને પ્રેરક ચીજો ગાઈ છે તેના ભણકારા હજી સુધી જાણે મારા કાનમાં વાગી રહ્યા છે!

ॐ

સુરતના મોટા મંદિર પાસે મરિયમ નામની એક અંધ મુસલમાન બાઈ દરરોજ સાંજના બેસતી. તે મોટા બુલંદ સરોદે ભક્તિરસનાં સેંકડો ગીતો ગાતી. સંસારની ચંચળતા, ઈશ્વરની અપાર કરુણા, પ્રભુપ્રાપ્તિનો આનંદ એવા એવા એનાં ગીતના વિષયો હતા. ગળકો તો એના જેવી મેં ક્યાં યે સાંભળી નથી.

ॐ

અમદાવાદમાં વીસેક વર્ષ પર એક સીદી આવતો. મોટે પરોઢીએ એ રોજ આવે ને નરસિંહ મહેતાનાં, મીરાંનાં ને કબીરનાં ભજનો સંભળાવે. વગાડવામાં એ લોકનું ધનુષ્ય જેવું એકતારાને મળતું એક વાદ્ય ને હાથમાં એક પાતળી સોટી ને ઘુઘરો. પણ એટ-

લામાં તો એ હદ કરતો!

ૐ

ત્રણેક વર્ષ પર ચોપાટી ઉપર હું ફરતો હતો. દરિયો ઊછળી રહ્યો હતો અને અલૌકિક રંગોથી દેદિપ્યમાન બન્યો હતો. એક દક્ષિણી બાઇ એક ખૂણે બેઠીબેઠી હારમોનિયમની પેટી સાથે ગાતી હતી કે:

'ધીરે, ધીરે, યમુનાને તીરે. . . .'

ત્યાં તો જાણે આનંદસમાધિ લાગી ગઇ અને રંગીન આકાશમાર્ગેથી, ઊછળતા સાગરની લહરીઓ ઉપરથી, સંસારરૂપી યમુનાને તીરે ફરતો સુંદર બાલમુકુંદ, ધીરે ધીરે આવ્યો ને મારા હૃદયમંદિરમાં પેસી ગયો.

ૐ

પંડિત વિષ્ણુશાસ્ત્રી દિગંબરનાં તો સેંકડો ગીતો મેં સાંભળ્યાં છે અને જીવનને પવિત્ર કર્યું છે. જ્યારે એ તુલસી કૃત રામાયણની કથા કરે છે ત્યારે તો નારદ કે હરિદાસનું જ સ્મરણ થાય છે. એમણે મહાસભાના મંડપોને રામનામથી ભરી દીધા છે. રાષ્ટ્રીય પ્રવૃત્તિને ધાર્મિક બનાવવામા મહાત્માજીએ એમનો પુષ્કળ લાભ લીધો છે.

ૐ

મુરાદખાનનો સિતાર, ફૈયાઝખાનના આલાપ, પ્યારાસાહેબનો ફંદ, અલાબંદાખાને સિતાર સાથે કરેલી શારદાની સ્તુતિ અને ઓંકારનાથની 'સરફરોશી કી તમન્ના' એ મારા જીવનમાં અમર સંભારણાં છે.

શ્રી દિલીપકુમાર રૉયે મીરાંબાઇનું 'ચાકર રાખો જી' એ ગીત સૂરોના આરોહઅવરોહ કરીને ભાવપૂર્ણ હૃદયે ગાયું ત્યારે તો સંગીત પરિષદ ભર્યાનું લોકદૃષ્ટિએ સાર્થક થયું લાગ્યું હતું.

ૐ

નીલગિરિના ઉતાકામંડમાં ચાર વર્ષ પર મેં શ્રી હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયને એમનાં સ્વદેશપ્રેમી પત્ની શ્રી કમળાદેવી સાથે જોયા. એમના 'પરદેશ જઇ આવેલો' નાટકમાંનો એ બંનેનો ઉત્તમ અભિનય અત્યારે હું નથી વર્ણવતો. મારે તો એ બંનેએ મળીને ત્યાં એક જલસામાં 'આઇ સાંજકી વેલા' નામનું એક અભ્યાગતનું ગીત ગાયું હતું તેની વાત કહેવી છે. રંગભૂમિ પર માત્ર સાદા કાગળ વડે જ એમણે એક સાદું ભાંગ્યુંતૂટ્યું મંદિર બનાવ્યું હતું; પણ આબેહૂબ. કોઇ ભાગોળનો એ દેખાવ લાગતો હતો. પોતે અભ્યાગત બન્યા હતા; કમલાદેવી અભ્યાગતની સ્ત્રી બનેલાં ને એમનો ચાર વર્ષનો છોકરો પણ એમાં હતો. હિંદની સંસ્કૃતિ દર્શાવતી એ ભાગોળે આ અભ્યાગતો ગાતાં હતાં. ગીતમાં સાંજનું વર્ણન હતું. ખરી સાંજે કોલાહલ, મેળો, રંગરાગ બધું પૂરું થાય છે, તેમ જીવનની સાંજે પણ બધું ખતમ થવાનું છે એવો એમાં ધ્વનિ હતો. પાંચસાત મિનિટમાં એ ધ્વનિ મૂકીને પેલાં પતિપત્ની તો વિદાય થયાં, પણ એમની કલા તે દિવસથી મારી પાસે મૂકીને ગયાં છે.

ૐ

શ્રી શંકરરાવ પાઠકની ફીડલે ઘણીવાર મારી પાંસળીઓ કોરી નાખી છે. શ્રી નારાયણરાવ અને શંકરરાવ એ બે વ્યાસ ભાઇઓએ હિમાલયમાં અમને પોતાના સંગીતથી સાક્ષાત્ ઉમા ને મહેશ્વરનાં દર્શન કરાવ્યાં છે! ઉમા એટલે કુદરતમાં રહેલું સૌંદર્ય અને મહેશ્વર એટલે ભવ્ય, સર્વવ્યાપી અનંતતા. આંખો જ્યારે ત્યાંનાં અદ્દભુત સૌંદર્ય જોતી ત્યારે વ્યાસ ભાઇઓ એ સચ્ચિદાનંદનાં સ્તુતિગાનો નાના પ્રકારે કરીને તેનો આંતરિક સાક્ષાત્કાર કરાવતા. ઊંચાં શિખરો પરથી, કુંજવનો ને લતામંડપોની વચ્ચે, દેવદારુ વૃક્ષોની ઘેરઘટામાં, ખીણોના વાંકાચૂંકા માર્ગો પર, બરફનાં રૂપેરી શિખરો જ્યારે સંધ્યાના રંગોથી સ્વર્ગીય શોભા ધારણ કરતાં હતાં તે વખતે, ઝરણો અને ધોધની સમક્ષ એમણે ગીતામૃતનો અમને સ્વાદ ચખાડ્યો છે.

નૈનીતાલ એ સમુદ્રની સપાટીથી ૭૦૦ ફીટ ઊંચે, હિમાલયની ગિરિમાળામાં વિરાજતું નીલમ જેવું લીલું ને સ્ફટિક જેવું સ્વચ્છ સરોવર છે. એમાં પૂર્ણિમાની રાત્રિઓએ હોડીઓમાં બેસી ફૂલો વેરતાં વેરતાં અમે કલાકોના કલાકો કાઢી નાખ્યા છે. તે વખતે વ્યાસભાઇઓએ સિતાર કે દિલરુબા સાથે પ્રભુની લીલાના ઉત્કૃષ્ટ ગાનો ગાઇ અમને પૃથ્વી ઉપર સ્વર્ગનો અનુભવ કરાવ્યો છે!

ૐ

સત્યાગ્રહઆશ્રમમાં રોજ સાંજે થતી પ્રાર્થના તો જીવનને ઉજાળનારી છે. પરમહંસ રામકૃષ્ણે 'લોટા હમેશાં માંજતા રહેવાની' શીખામણ આપી છે. આપણો આ દેહરૂપી લોટો પણ વારંવાર કાળો પડી જાય છે. તે માટે તો શ્રી ખરેની ભજનાવલિનાં ગીતો આશ્રમમાં જઇને હું ઘણીવાર એમને મોઢે સાંભળી આવ્યો છું. વર્તમાનકાળના દધિચીઋષિના એ ઓવારા દેશને જે.

નવજીવન આપી રહ્યા છે એમાં આશ્રમની પ્રાર્થનાઓનો પણ હિસ્સો કંઈ જેવોતેવો નથી.

પછી તો ભગવાને બુદ્ધ કરતાં પણ અદ્ભુત એવું મહાત્માજીનું મહાભિનિષ્ક્રમણ થયું. તે જોઈને મેં આ નેત્રોને સફળ કર્યાં છે.' એ પ્રસંગે મહાત્માજીને અને એમના ૭૯ સૈનિકોને સંગીતશાસ્ત્રી ખરેએ એકતારા સાથે 'વૈષ્ણવજન તો તેને રે કહીએ જે પીડ પરાઈ જાણે રે' એ ગીત ગવડાવ્યું હતું. એ સાંભળીને પણ મારા કાન સફળ થયા છે. અને ત્યાર બાદ એક મહિના પછી મીઠાનો કાયદો તોડવાનો વખત આવ્યો ત્યારે

'સર જાવે તો જાવે, પર આઝાદી ઘર આવે.'

એ ગીતે પ્રેરણા આપી છે.

પછી તો સાબરમતી જેલમાં છ મહિના કાઢ્યા. પરંતુ ત્યાં યે સંગીત તો મળ્યું જ. ચક્રવાક, કોયલ, પોપટ અને બુલબુલોનાં નિસર્ગગીત ત્યાં ખૂબ સાંભળ્યાં છે!

આમ આખા જીવનમાં ગંગાજીના જેવી, ગીત-ગંગાની પાવનકારી આનંદ લહરીઓએ, મને સ્નાન કરાવ્યાં છે.

હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

બા ળ વિ ભા ગ

## દુઃખ પડ્યે ઓય માડી !

### વાદળી



ધુમાડાના ગોટા જેવી,
સંપીલી બે બહેન જેવી,
આકાશે આનંદે ભમતી,
એ વાદળીઓ રમતી ગમતી,

એક દિવસ તકરાર થઈ, ને
ક્રોધ ચડ્યો બંનેને અતિ;
એકબીજીને પ્રહાર કરવા
સામાસામી આથડાતી!

સંપ તણો જ્યાં ભંગ થયો ત્યાં
જંપ જવાનો તેજ ઘડી,
વાદળીઓ પણ સંપ છોડતાં
પાણી થઈને નીચે પડી.

વ્રજલાલ શાહ

એક વખત અકબર બાદશાહે બીરબલને પૂછ્યું, 'બીરબલ! માણસને દુઃખ પડે ત્યારે શું સાંભરે?'

બીરબલે કહ્યું: 'જહાંપનાહ! દુઃખ પડે ત્યારે મા સાંભરે. કારણકે દુઃખને વખતે 'મા' શબ્દ બહુ દિલાસો દેનાર થઈ પડે છે. મા સિવાય આ જગતમાં જીભને ટેરવે એક પણ શબ્દનો વાસ નથી. વખત આવ્યે હું એ બાબતની ખાતરી આપ નામદારને કરાવીશ.'

ઉપરની વાતને ઘણા દિવસ વહી ગયા. એક વખત કચેરી બરાબર જમાવીને અકબર બાદશાહ હાસ્ય અને વિનોદની ચર્ચા કરી રહ્યા હતા. બીરબલ, ટોડરમલ, અબુલફજલ, ફૈજી વગેરે મહાન નરરત્નો પોતાની બુદ્ધિની ચમક બતાવી રહ્યા હતા. એટલામાં એક ભિખારી જેવો માણસ આવી કુર્નિશ કરી ઊભો રહ્યો અને બાદશાહને કહેવા લાગ્યો, 'નામદાર, હું અનેક ભાષાઓ જાણું છું; પણ મારો જન્મ કઈ ભાષામાં છે—એટલેકે મારી માતૃભાષા કઈ છે એ ઓળખી આપો અને નહિ તો સવાલાખ રૂપિયા આપો એટલે ચાલતો થાઉં.'

એમ બોલી એ માણસ જુદીજુદી ભાષામાં વાતચીત કરવા લાગ્યો. ગમે તે ભાષા જાણનાર માણસને એમ જ લાગે કે તેની માતૃભાષા એ જ છે. સંસ્કૃત જાણતા શાસ્ત્રીઓ સાથે સંસ્કૃતમાં અને ફારસી જાણનાર ઉલેમાઓ સાથે ફારસીમાં તે વાત કરતો. આ માણસ કઈ રીતે હારે એ જ વાત હવે તો અકબર

બાદશાહના દિલમાં ખટકવા લાગી, અને તેણે પેલા ભાષાશાસ્ત્રીને માનપાન આપી સારો ઉતારો આપ્યો તથા પોતાના બધા અમીરઉમરાવને બોલાવી હુકમ કર્યો કે 'તમે ઘણી વખત તમારી બુદ્ધિની કસોટી મને બતાવી છે તો આ માણસની માતૃભાષા ઓળખી કાઢો. મેં તેને ત્રણ માસની મુદત આપી છે; તેટલી મુદતમાં તમારે આ કામ કરવાનું છે.

બધા વિદ્વાનો ઘણાં અનુમાનો તથા પરીક્ષા ખાતર પેલા ભાષાશાસ્ત્રીને અનેક સવાલો જુદીજુદી ભાષાના માણસો પાસે પૂછાવવા લાગ્યા, પણ જરા યે આંચકા વગર તેના તરફથી તે તે ભાષામાં બરોબર જવાબ મળતો અને તે જાણી સૌ વધારે ને વધારે મૂંઝવણમાં પડતા. માત્ર મહાચતુર બીરબલે એક ઉપાય શોધી પોતાના મનમાં રાખ્યો હતો. તે ફક્ત ખરી ટાઢ જામવાની વાટ જોતો હતો. તેણે અકબર બાદશાહને કહ્યું, 'નામવર! મેં એ માણસની માતૃભાષા ખોળી કાઢી છે અને તેની આપને બરાબર ખાતરી થાય તે માટે તેનો ઉપાય પણ શોધી કાઢ્યો છે. પરંતુ પંદરેક દિવસ પછી આપને તે કરી બતાવીશ.

પોષ મહિનાની ટાઢે બરાબર સખત રૂપ પકડયું એટલે બીરબલે કુંભારને ત્યાંથી ખૂબ ઠંડું પાણી જામે એવું એક સરસ માટલું મંગાવ્યું. અને પાદશાહને કહ્યું, 'જહાંપનાહ! આજ હું પેલા ભાષાશાસ્ત્રીની ખરી ભાષા શોધી આપીશ. પણ આપે જરા તકલિફ લઇ હું કહું તેમ કરવું પડશે. આજ રાત્રે આપ અને એ ભાષાશાસ્ત્રી હું બતાવું તે સ્થળે સૂજો.' બાદશાહે બીરબલના કહેવા મુજબ વર્તવાનું કબૂલ કર્યું અને તેઓને એક ખુલ્લી અગાસીમાં સૂવાનું ઠર્યું. પોષ મહિનાની કડકડતી ટાઢમાં બાદશાહ અને ભાષાશાસ્ત્રી ખૂબ ઓઢણ ઓઢીને ત્યાં સૂતા. બીરબલે બાદશાહને આગળથી કહી રાખ્યું હતું કે હું સવારે પાંચ વાગ્યે આવીશ અને પછી તે શું બોલે છે તે બરાબર લક્ષમાં રાખજો.

ભર શિયાળાનો પાછલો પહોર જામ્યો અને પરોઢનો હીમભરેલો પવન સુસવવા લાગ્યો. બીરબલે પેલું પાણીનું માટલું આગળથી જ અગાસીમાં ખુલ્લા પવનમાં પાણી ભરીને મૂકયું હતું. તે એવું ઠંડુ થઇ ગયું હતું કે તેમાંથી જો એક છાંટો શરીર ઉપર પડે તો કાળી બળતરા ઊઠે.

બરોબર સવારના પાંચનો શુમાર થયો અને બીરબલ ધીમેથી આવ્યો. આગળ કરી રાખેલા સંકેત પ્રમાણે એક માણસે, જેવો બીરબલ પાણીનું માટલું લઇને આવે કે તરત પેલા ભાષાશાસ્ત્રીનું ઓઢણ ખેંચી લેવાનું હતું. એટલે તે સજ્જ થઇને ઊભો હતો. બીરબલે બાદશાહને ધીમેથી જગાડી કાનમાં કહી દીધું કે આપ તો ઊંઘમાં હોવાનો ડોળ કરીને પડી રહેવું. માત્ર એ માણસ ઊઠીને તરત તેના મોઢામાંથી શું ઉચ્ચારે છે તે સાંભળી લેજો. અમે તો તરત જ નાસી જઇશું.

પછી પેલા માણસે જેવું ઓઢણ ખેંચી લીધું કે તરત જ બીરબલે માટલામાંનું ટાઢુંબોળ પાણી પેલા ભાષાશાસ્ત્રી ઉપર ઢોળ્યું. કોઇ બરછીનો કારી ઘા વાગ્યો હોય અને માણસ રાડય પાડે તેવી 'ઓય માડી!' એવી ચીસ નાખી પેલો ભાષાશાસ્ત્રી જાગી ઊઠ્યો અને બે માણસોને નાસતા જોયા. બાદશાહે પણ તે ચીસ સાંભળી ઊઠવાનો ડોળ કરી શું બન્યું તે પૂછ્યું અને તરત જ કોરાં લુગડાં અને સગડી મગાવી ભાષાશાસ્ત્રીની ટાઢ ઉડાડી મૂકી.

સવારે કચેરી ભરાઈ એટલે બાદશાહે બીરબલને સવારની ઘટનાની વાત કહી. બીરબલે અજાણ થઇને કહ્યું, 'નામવર એ તો કોઇ હરામખોરે આ ટાઢમાં ભાષાશાસ્ત્રીની મશ્કરી કરવાનું કારસ્તાન રચ્યું હશે. પણ બીજી ઇજા તો થઇ નથી ને?'

'ના. માત્ર ઠંડું પાણી નાખી તે ચાલ્યો ગયો!'

'વારૂ ત્યારે તે વખતે શાસ્ત્રીજીએ શો અવાજ કર્યો હતો?'

'ઓય માડી!' એટલું કહી પછી તરત તે ઉર્દુ ભાષામાં બીજી વાતો કરવા લાગ્યા હતા.'

'બીરબલે નમન કરી અદબથી કહ્યું 'તો જહાંપનાહ! આ માણસની માતૃભાષા ગુજરાતી છે. કારણકે ખરા દુઃખમાં માણસને માવડી જ સાંભરે. બીજું બધું એ વખતે ભૂલાઇ જવાય છે ને માતાના નામનો અંતરનો સાચો ઉદ્ગાર નીકળી જાય છે.'

ભાષાશાસ્ત્રીએ જાણ્યું કે જરૂર આજ સવારનું બધું કારસ્તાન બીરબલનું જ. એ ચતુર પુરુષે આમ કરીને મારી માતૃભાષા જાણી લીધી. તે પણ આ યુક્તિથી ખુશ થઇને અને બીરબલને ધન્યવાદ આપીને ચાલતો થયો.

પ્રાણભાઈ મ. મહેતા

# અવાજની અસર

## આપણું આયુષ્ય ઓછું કરે એટલી જબરી થાય છે તે જાણો છો?

અવાજ આપણને નુકસાન કરે છે એમ કોઇને કહેશો તો પહેલાં તો તે તેને હસી કાઢશે. પણ સચોટ દાખલા દલીલો અને પ્રમાણો આપ્યા પછી તે તેના મગજમાં ઉતારી શકાય તેમ છે. આમ થવાનું મુખ્ય કારણ એ છે કે અવાજથી આપણને નુકસાન થાય છે એમ આપણે જાણી શકતા નથી. અને છતાં યે અખતરાઓ સાબિત કરી આપે છે કે અવાજની અસર આપણા શરીર ઉપર થાય છે જ; અને ઘણાકને તો તેથી પારાવાર નુકસાન થાય છે. આ બાબતમાં આપણી સ્થિતિ પ્રયોગશાળાના દેડકા જેવી થતી છે: જીવતા જાગતા દેડકાને ખળખળતા ઊના પાણીમાં ઉકાળી શકાય છે અને છતાં યે તેને ખાસ અસર થતી હોય એમ જોઇ શકાતું નથી. આમ કેમ બને છે? દેડકાને રોજ ઠંડા પાણીમાથી ધીમેધીમે ઊના અને પછી ઊકળતા પાણીમાં રહેવાની ટેવ પાડો એટલે પત્યું. આનું નામ જ જ્ઞાનતંતુની બહેરાશ. આ જ રીતે આપણા જ્ઞાનતંતુઓ ચાલુ પરિસ્થિતિમાં એવા બની જાય છે કે અવાજ આપણને નુકસાન કરતો હોય છે, છતાં તેની ખબર પડતી નથી. અને આમ અજાણનાં થતા નુકસાનને આપણે જોઈ શકતા નથી.

જ્યારે હાલનો સુધારો દુનિયામાં નહોતો, ત્યારે ઘણી વખત અવાજ એ જ ભય ગણાતો. અવાજ સાંભળીને લોકો બીતા. અને આજે પણ શું છે? આપણે બેઠા હોઇએ અને એકાએક અવાજ થાય છે તો આપણાં જ્ઞાનતંતુઓ કંપી નથી ઊઠતાં? એ બતાવી આપે છે કે અવાજથી આપણને નુકસાન થાય છે. એકાએક મોટા અવાજથી આપણાં શ્વાસોચ્છ્વાસ અને હૃદયના ધબકારામાં પણ ફેર પડે છે અને સ્નાયુઓ સંકોચાય છે, એમ ઘણાઓએ જાતિઅખતરા ઉપરથી અનુભવ્યું હશે. એવી જ રીતે શહેરના સામાન્ય ગણાતા અવાજનું સમજવું. દાખલા તરીકે ઘોંઘાટવાળી કચેરીમાં કામ કરતા કારકુનની શારીરિક શક્તિ જેટલી શાંત વાતાવરણમાં વપરાય તેના કરતાં ૨૦ ટકા વધારે વપરાય છે. આમ સામાન્ય જણાતા ઑફિસના અવાજના પ્રત્યાઘાત માટે આપણને ઉપરની ફી ભરવી પડે છે તો શોરબકોરથી ઊભરાતાં કારખાનાં અને શેરબજારોનું શું?

ઊંઘ ઉપર પણ અવાજની અસર જાણવા જેવી છે. પ્રયોગશાળામાં અખતરાઓ કરી સાબિત કર્યું છે કે પસાર થતી મોટરના સામાન્ય અવાજથી ઊંઘનાર ભલે જાગતો નથી, છતાં તેની લોહી ફરવાની ક્રિયામાં વિક્ષેપ પડી તેમાં વધારો થાય છે. બીજો એક અખતરો એવો કર્યો કે ઊંઘનારની પથારી પાસે થઇને બહુ જ ધીમા પગલાથી એક બીજો માણસ પસાર થયો. આ નહિ જેવા અવાજથી ઊંઘનાર જાગ્યો નહિ, પણ તેના સ્નાયુઓ જાગવાની અણી સુધી ખેંચાયા. સવારમાં તેને આ બાબત પૂછતાં તેને તો કશી ખબર પડી નહોતી. અવાજની અસર શરીર પર થયા પછી તે લગભગ અરધો કલાક સુધી ચાલે છે. આ ઉપરથી નાનાં બાળકો માટે ઘરનો શોરબકોર કેટલું નુકસાન કરતો હશે એ સહેજે સમજી શકાય. નવા જમાનાનાં ગ્રામોફોન કે રેડીઓથી માંડીને મોટેથી વાતચીત કે ખડખડાટ હસવું એ બધાને અવાજમાં સમાવી શકાય. એક આંગળી સરખી પણ ભાગ્યે જાય એવા નાના કાણામાંથી પણ ઘણો અવાજ દાખલ થઈ શકે છે એ જાણી આપણને આશ્ચર્ય થશે.

તો હવે આ અવાજની અસરથી બચવા માટે શું થઈ શકે તે જોઇએ. ઘણેભાગે નુકસાનકર્તા અવાજ ઘર બહારથી આવે છે. તેને બહાર રાખવા માટે વૈજ્ઞાનિક પદ્ધતિએ બાંધણી કરવા જતાં તો ઘણું મોઘું થઈ પડે. શહેરોમાં બધે આજકાલ ઘણો ઘોંઘાટ વધી પડ્યો છે ને તેમાં યે મોટરોએ તો હદ વાળી છે. આ બધાંનું પરિણામ એ આવ્યું છે કે આપણે તેની કિંમત આપણી તંદુરસ્તી ને જીવનશક્તિ વડે ભરીએ છીએ. સામાન્ય ઘરોમાં આવો અવાજ કેટલાક અંશે ન આવી શકે એના સામાન્ય ઉપાયો નીચે પ્રમાણે શોધાયા છે.

કોઇ ખાલી ઘરની ખાલી ઓરડીઓમાં તમે ચાલશો કે થોડો સરખો અવાજ કરશો તો માલૂમ પડશે કે એ અવાજનાં ગોજાં પણ હવામાં ઝણઝણી ઊઠે છે. તેનું કારણ એ છે કે ભીંતો ઉપર અથડાતાં અવા-

જનાં મોજાં પ્રત્યાઘાત પામે છે. એટલે જો ભીંતો ઉપર કે ઘરમાં એવી વસ્તુઓ રાખવામાં આવે કે જેમાં અવાજનાં મોજાં શમી જાય તો અવાજનો લોપ થયો માલૂમ પડશે. જ્યારે ઘરમાં વસવાટ થાય છે ત્યારે શેતરંજીઓ, ગાલીચા, ખુરસીકોચ, ભીંતપરના પડદા, લૂગડાં વગેરેમાં અવાજનાં મોજાં શમી જાય છે, તેથી આપણને તેમાં ખાલી ઘરના જેટલો અવાજ લાગતો નથી. જે જે વસ્તુઓમાં આ પ્રકારની શક્તિ હોય તે વડે આપણે અવાજને આવતો રોકી શકીએ. વધારે કરચલીઓ પડેલા અને વગર ગડીએ ટીંગાડેલાં લૂગડાંમાં અને પડદાઓમાં અવાજને રોકવાની શક્તિ ઘણી હોય છે, જ્યારે સામાન્ય ગૂંથણવાળા કપડામાં તેવી શક્તિ જૂજ હોય છે. ચામડાના ગાદીતકિયામાં અવાજને શમાવી નાખવાની શક્તિ બીલકુલ હોતી નથી. લાકડાની સાદી ખુરશીઓ કરતાં ગાલીચા વગેરેથી ભરેલું ફરનીચર વધુ પસંદ કરવા લાયક છે; કારણકે સાદા લાકડામાં અવાજને શમાવી લેવાની શક્તિ નહિ જેવી હોય છે. મખમલમાં આ શક્તિ ઘણી સારી હોય છે. ગાલીચામાં જેટલાં અવાજનાં મોજાં શમી જાય છે તેટલાં મોજાં રબર પાએલી શેતરંજી પાથરવાથી શમતાં નથી. રબર પર ચાલવાથી ઓછો અવાજ થાય છે તેટલું જ; બાકી તેમાં અવાજને રોકવાની શક્તિ બીલકુલ નથી.

તો તમારા ઘર માટે ત્રણ વસ્તુઓ યાદ રાખવાની: (૧) આપણે અવાજની કિંમત તંદુરસ્તી વડે ભરવી પડે છે, તેથી (૨) અવાજને બને તેટલો બહાર રાખવાનો દરેક પ્રયત્ન કરવો; અને તેમ છતાં પણ (૩) છેવટે ઘરમાં ઘૂસી જતા અવાજનાં મોજાંને શમાવી નાખે એવી વસ્તુઓની ઘરમાં ગોઠવણ કરવી.

આ પ્રમાણેનાં ઘરોમાં રહેવું વધારે આનંદદાયક અને તંદુરસ્તીભરેલું લાગશે.

['હાઇજીઆ'માંના લેખ પરથી] ચુનીભાઈ ધ. પટેલ




## પાંદડાની પાકી છાપ

જુદાજુદા આકારના પાંદડાની આબેહૂબ છાપો લેવાની રીત સાવ સહેલી છે. એક કારબન કાગળ (એટલે જેની ઉપર કાળો કે કોઇપણ રંગ મીણના રસાયનથી લગાડેલો હોય તે), એક સફેદ કાગળ અને કપડાં સપાટ કરવાની એક ઇસ્ત્રી એટલાં જ વાનાં જોઇએ. જે પાંદડાની છાપ લેવી હોય તેને, એકાદ જૂના માસિકના અંક ઉપર નરમ કપડું બિછાવી ગોઠવવું. પછી પાંદડા ઉપર કારબન કાગળની રંગવાળી બાજુ ઢાંકવી અને ફરી તેની ઉપર એક ફાલતુ કાગળ મૂકવો. (જુઓ ઉપર ચિત્ર નં. ૨) આ બધી ગોઠવણ બાદ ઉપર ગરમ ચપટ ઇસ્ત્રી ધીમેથી ફેરવવી. (ચિત્ર નં. ૩) થોડીવાર પછી કારબન કાગળ ઉપરનો રંગ પાંદડા પર જોઇતા પ્રમાણમાં ચોંટી જશે; એટલે જાળવીને કાગળ ઉપાડી લેવો અને પાંદડાને ડાંડલી વડે ઊંચકીને કોરા સાફ કાગળ પર રંગવાળી બાજુ ઊંધી રાખીને મૂકવું (ચિત્ર નં ૪) પછી તેના ઉપર ફરી ફાલતુ કાગળનું ઢાંકણ મૂકી ગરમ ઇસ્ત્રી ફેરવવી. (ચિત્ર નં. ૫) જરૂર પૂરતી ગરમી આપીને બધું ઉઠાવી લેશો તો નીચેના સફેદ કાગળ ઉપર પાંદડાની રેખાએ રેખા સમેત આબેહૂબ છાપ પડેલી જોશો. (ચિત્ર નં. ૬) વનસ્પતિના અભ્યાસીને તેમજ ચિત્રના વિદ્યાર્થીને આ તરકીબ બહુ જ ઉપયોગી થશે. કારબન કાગળ ન મળે તો પાંદડાને મીણબત્તી કે તેલના દીવાની મેશ લગાડી ઉપર પ્રમાણે ક્રિયા કરવાથી પણ કામ સરશે. ઈસ્ત્રીને બદલે એક તપેલીમાં કોલસા નાખીને પણ કામ ચલાવી શકાશે.



# માધુકરી

જ્યારે દીવો ના ધરે કોઇ,
ઓ રે ઓ રે ઓ અભાગી! દીવો ના ધરે કોઇ,
જ્યારે ઘનઘોરી તુફાની રાતે બારણાં બંધ તને જોઇ—
ત્યારે આભની વીજે
તું સળગી જઈ સૌનો દીવો એકલો થાને રેઃ
તારી જો હાક સુણી કોઇ ના આવે તો એકલો જાને રે!
એકલો જાને, એકલો જાને, એકલો જાને રે!

—રવીન્દ્રનાથ ઠાકુર

## સર સી. વી. રામનને નોબેલ ઇનામ

ફરી એકવાર પેલું જગપ્રસિદ્ધ સવા લાખનું નોબેલ ઇનામ આ વર્ષે હિંદની વિભૂતિને મળ્યું છે. આજથી ૧૭ વરસ પહેલાં ઈ. સ. ૧૯૧૩માં કવિવર રવીન્દ્રનાથ ઠાકુરને સાહિત્ય માટે એ ઇનામ મળ્યું હતું. આ વર્ષે સર સી. વી. રામન—ચંદ્રશેખર વ્યંકટરામનને ભૌતિકશાસ્ત્રમાંની એમની વિખ્યાત 'રામન ઇફેક્ટ'ની પ્રકાશની શોધ માટે સ્વીડનની વિદ્વદ્સભાએ એ પારિતોષિક આપ્યું છે. જુદાજુદા પાંચ વિષયોમાં શ્રેષ્ઠતા માટે એ ઈનામ દર વરસે જગતની વિભૂતિઓને અપાય છે એ વાત તો જાણીતી છેઃ સાહિત્ય, રસાયનશાસ્ત્ર, શારીર કે ઔષધશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્ર અને જગતમાં શાંતિપ્રચારના કાર્યમાં વર્ષ દરમ્યાન સર્વશ્રેષ્ઠ ફાળો આપનારને.



સર વ્યંકટરામનની જ્વલંત જીવનકથાથી 'કુમાર'ના વાચકો અપરિચિત નથી. (૬૯-૭૦મા અંકમાં એમની વિસ્તૃત જીવનરેખા પ્રસિદ્ધ થઇ ગઇ છે.) ત્રિચિનાપલીના એક ગરીબ મહેતાજીનો એ તેજસ્વી પુત્ર પોતાની પ્રતિભાના બળે જગતના આ યુગના શ્રેષ્ઠ વૈજ્ઞાનિકોની હરોળમાં આવી ઊભો અને અખંડ પરિશ્રમ તથા અભ્યાસ વડે સાધેલી એની શોધોએ વૈજ્ઞાનિક પ્રગતિમાં અતિ ઉજ્જ્વલ અને મહિમાવંતો ફાળો આપ્યો. એની કદર, જગતે આ પહેલાં અનેક બહુમાનોથી એને નવાજીને કરી છે. હજી થોડા જ સમય પહેલાં લંડનની રૉયલ સોસાયટીએ પોતાનો 'હ્યુજીઝ મેડલ' નામનો ચંદ્રક અર્પી એમનું ગૌરવ કર્યું હતું. આ છેલ્લા પારિતોષિકે એના કીર્તિમંદિર પર કળશ ચડાવ્યો છે અને એની પ્રતિભા તથા હિંદના ગૌરવનો દિગંત ડંકો વગાડ્યો છે.

એમની પ્રતિભા બે વસ્તુઓ વડે વધુ ઓજસ્વી બની છે, અને એ જ એમની જીવનસિદ્ધિની ચાવી છે. એક તો અવિશ્રાંત એકધારો પરિશ્રમ અને બીજું વિજ્ઞાનસેવા માટેનો એમનો ઉજ્જ્વલ સ્વાર્થત્યાગ. એમણે ધાર્યું હોત તો આજે એ લક્ષ્મીની સુંવાળી ગોદમાં અને સત્તાના ઊંચામાં ઊંચા અધિકાર પર આરુઢ થયા હોત. હિંદના નાણાખાતામાં પોતાની શક્તિને બળે તે ભલભલાઓને પાછળ નાખીને અતિ નાની ઉંમરે ઊંચા અધિકાર પર પહોંચ્યા હતા. પણ એમને લાગ્યું કે લક્ષ્મી કરતાં સરસ્વતીનો પોતા પર વધુ અધિકાર છે અને પોતાનું ખરું સ્થાન અને શક્તિનો સાચો વ્યય વિજ્ઞાનદેવીની સેવામાં જ છે. એટલે સારી આમદાનીવાળી ઉજળી અમલદારીને સલામ ફરમાવી એ કલકત્તા યૂનિવર્સિટીમાં વિજ્ઞાનના અધ્યાપક બન્યા;—એવે વખતે, કે જ્યારે એ ઊગીને ઊભી થતી વિદ્યાપીઠ પોતાના સેવકોને પૂરા અને નિયમિત પગાર પણ નહોતી આપી શકતી. પણ વિજ્ઞાનસેવાની ધગશવાળા વ્યંકટરામનને લક્ષ્મીની તમા નહે

કલકત્તા વિદ્યાપીઠના એ વખતના કુલનાયક અને બંગાળમાં જ્ઞાનયજ્ઞના અધ્વર્યુ સમા સર આસુતોષ મુકરજી અધ્યાપકો આગળ આદર્શ મૂકતા તેમ પ્રાચીન સમયના ખરા આર્ય ગુરુની પેઠે રામને અકિંચનભાવે વિદ્યાદાન અને જ્ઞાનસેવા માટે જીવન અર્પ્યું. પણ એમણે કશું યે ખોયું નથી. સંપત્તિની દૃષ્ટિએ એમણે જે ગુમાવ્યું તેનાથી અધિક મૂલ્યવાન નામના અને ગૌરવ એમણે સિદ્ધિની દૃષ્ટિએ મેળવ્યાં છે અને જગતના જ્ઞાનમાં મોટો ઉમેરો કરી પોતાની સાથે પોતાની માતૃભૂમિના નામને પણ ગૌરવાન્વિત કર્યું છે.

## ધરતીકંપના ભોગ

વળી પાછો, મઇ ૨૬ મી (નવેમ્બર) તારીખે જાપાનમાં ભયંકર ધરતીકંપ થયો છે. અને હજાણાં એકજ દાયકા પહેલાં એ કુદરતી હોનારતે એ દેશ પર વર્તાવેલો કેર યાદ આવે છે. પૃથ્વીની એ નાની સરખી ધ્રુજારી કેટલાં માનવીનો ભોગ લે છે તેનો સરેરાશ વાર્ષિક અંદાજ ટાઇમ્સના ૨૧મી જુલાઇના અંકમાં ડૉ. સી. ડેવિસને આપ્યો છે. મિલનિએ પોતાના વિનાશક ધરતીકંપના કેટલોગમાં ઓગણીસમા સૈકામાં (૧૮૦૦ થી ૧૮૯૯) ઉગ્ર પંક્તિના ૩૬૪ અને ગૌણ પંક્તિના ૫૧૦ ધરતીકંપ ગણ્યા છે. એથી ઊતરતી પંક્તિના ધરતીકંપથી જાનોની થએલી ખુવારી નહિ જેવી છે. ૧૬૦૧ થી ૧૯૦૦ સુધીમાં અતિ વિનાશક ધરતીકંપથી દટાઇમાં, સરેરાશ ગણતાં દરેક ધરતીકંપ દીઠ ૪૨૨૨ માણસોની ખુવારી થઈ છે, અને ગૌણ પંક્તિના ધરતીકંપ દીઠ સરેરાશ ૮૦૩ જાનનું નુકસાન થયું છે. એ તરીખે બધા ધરતીકંપ માટે ગણીએ તો આખી દુનિયામાં ધરતીકંપથી વાર્ષિક ખુવારી ૧૫,૪૧૦ જાનની થાય છે!

૧૮ અને ૧૯મા સૈકામાં જાપાનમાં ઉગ્ર ધરતીકંપથી સરેરાશ ૩૮૯૨ મરણ નિપજ્યા છે. એ રીતે ગણતાં આખી દુનિયામાં ધરતીકંપથી વાર્ષિક હાનિ ૧૪,૧૬૯ની થાય છે. આ રીતે ડૉ. ડેવિસ એવા અનુમાન ઉપર આવે છે કે દર વરસે દુનિયામાં ધરતીકંપથી સરેરાશ ૧૪ થી ૧૫ હજાર જીવની ખુવારી થાય છે.

પણ નવાઇ જેવી વાત તો એક બીજી એ છે, કે આ કુદરતી હોનારત કરતાં માણસે ઉત્પન્ન કરેલી મોટર વધારે ભોગ આરોગી જાય છે! દુનિયા આખીના આ ધરતીકંપના ભોગની સંખ્યા ઘણી નાની છે; અને ગ્રેટબ્રિટનમાં મોટરોથી થતાં મરણોની સંખ્યા આના અરધા આંકે પહોંચવા જાય છે!

## અજેય નગાધિરાજ

યોગીઓનું પવિત્ર શાંતિનિકુંજ સમું દિવ્ય ધામ, કવિઓ ને કલાકારોને પ્રેરણા પાતું સૌંદર્યકેન્દ્ર, ધર્મિષ્ઠોનું ધર્મક્ષેત્ર અને વિલાસીઓનું વિહારસ્થાન હિમાલય જગતભરમાં અજોડ છે. પોતાની અંતરેચ્છા પૂરી કરવા માટે એ ઉન્નતશૃંગ પર્વતરાજના દર્શને દુનિયાના દૂરદૂરના દેશોમાંથી સંતો અને સાહસિકો, જ્ઞાનીઓ અને સહેલાણીઓ હિંદને આંગણે આવે છે.



કાંચનગંગાનાં શિખર

ગયા જુલાઇ માસમાં પશ્ચિમના ભિન્નભિન્ન પાંચ દેશ– જર્મની, સ્વિટ્ઝર્લૅંડ, ઑસ્ટ્રિયા, ઇટાલી અને ગ્રેટબ્રિટનના શોધખોળ ખાતાના વિદ્વાનો જર્મન પ્રો. જી. ઓ. ડીરેનફર્થની સરદારી નીચે આવેલા. ઘણી મુસીબતો ઠંડી અને બરફના તોફાનનો સામનો કરતાંકરતાં તેમાંના ૬ જણ ૨૪,૩૦૦ ફીટ ઊંચા જોંનસોંગ શિખર સુધી પહોંચવા ભાગ્યશાળી થયા. પણ આ ટોળીની ઉમેદ તો કાંચનગંગા શિખર સુધી જવાની હતી પરંતુ તુરત તો પડેલી મુસીબતો અને લાગેલા પરિશ્રમથી કંટાળી એ વિચાર મોકૂફ રાખ્યો.

અત્યાર સુધીમાં એ પર્વતરાજને તાગવા જતાં ઘણાએ પોતાની જિંદગી અર્પણ કરી છે. એવા વીરાત્માઓમાં મેલૉરી અને ઇરવીન તો છેક ૨૮૦૦૦ ફીટ ઊંચે, ગૌરીશંકર (માઉન્ટ એવરેસ્ટ)ની લગભગ પહોંચેલા. પણ એ વિજયી વીરો દુનિયાને પોતાની સાહસકથા કહેવા કદી પાછા ન જ ફર્યા હિમાલયની ગોદમાં જ તેઓ ચિર શાંતિ પામ્યા.

## હિંદનું શોષણ

આજથી દસ વરસ ઉપરના આંકડા જોતાં માલૂમ પડે છે કે હિંદની સરેરાશ વાર્ષિક આવક રૂ. ૩૦ છે. હિંદની તુરંગમાં દરેક કેદીને નિભાવવા પાછળ સરકારને વાર્ષિક સરેરાશ રૂ. ૪૫ ખર્ચ થાય છે. એટલે, પ્રત્યેક હિંદીને એક કેદીના જેવું જીવન ગાળવું હોય તો પણ રૂ. ૧૫નો ખાડો પડે છે! આજે એક હિંદીને કેદીનું જીવન ગાળવું પણ મહામુશ્કેલ છે તે આ દાખલા ઉપરથી સમજાશે.

સને ૧૭૫૭ થી ૧૯૨૩ સુધીનાં ૧૬૬ વરસમાં અંગ્રેજોએ હિંદને કેવી રીતે ફુલેચ્યું છે તેના આંકડા અંગ્રેજ લોકોએ જ જણાવ્યા છે. અને તે આંકડા પ્રમાણે ગણતાં ૧૬૬ વરસમાં આ સુધરેલા લૂંટારાઓએ હિંદમાંથી ૩૮૭૨ અબજની લૂંટ ચલાવી છે. આ રકમનું પાંચ ટકા લેખે દર સાલનું વ્યાજ ૧૯૩-૬૪ અબજ થાય! જો હિંદનું આ અખૂટ ફંડ દરેક હિંદીને વહેંચી આપવામાં આવે તો નાના બાળકથી માંડીને ઘરડાં ડોસા સુધી દરેકને સરેરાશ ૧૨૧૩૮ રૂપિયા લગભગ ભાગે

આવે અને તેનું દર સાલનું વ્યાજ રૂ. ૬૦૭ આવે. તે પ્રમાણે ગણતાં દરેક હિંદીની સરેરાશ આવક દુનિયાના બીજા કોઇ દેશ કરતાં ચડી જાય. આ અખૂટ મિલકતથી આપણે ઈંગ્લંડમાં આજે છે તેના કરતાં પાંચગણું નૌકાબળ રાખી શકાય અને ત્યાંની રેલ્વે, એરોપ્લેન, કારખાનાં વગેરે તમામ વસ્તુ તેમના મોંમાગ્યા ભાવે ખરીદી શકીએ અને છતાં મોટી રકમ ફાજલ રહે. આ ફાજલ રકમનાં વ્યાજમાંથી (મૂડીમાંથી નહિ) હિંદુસ્તાનના દરેકદરેક બાળકને ફરજિયાત કેળવણી મફત આપી શકાય, હિંદુસ્તાનના દરેકદરેક ખેડુતને કાંસનું પાણી મફત આપી શકાય અને છતાં યે વ્યાજની રકમ ફાજલ પડે!

# જ્ઞાનલીલા

કારતકની જ્ઞાનલીલાના મળેલા ઉત્તરોમાંથી બધા સાચા નીચેના ૨૦ ભાઇઓના છે, તેમાંથી જે ૧૭ ભાઇઓ ગ્રાહક છે તેમને ઈનામ મોકલાશે. (૧) ઉમિયાશંકર ઠાકર-આણંદ (૨) જગજીવન શાહ-મુંબાઇ (૩) જયંતકુમાર ઓઝા-જામનગર (૪) હરિભાઈ સિદ્ધપુરા-અમરેલી (૫) ત્રિભોવનદાસ શેઠ-પાટણ (૬) રતિલાલ પંડિત-સાણંદ (૭) હરકિસનદાસ સોની-પોરબંદર (૮) સોમાભાઈ પટેલ-નડિયાદ (૯) રમણલાલ ગાંધી-નડિયાદ (૧૦) ત્ર્યંબકરાય ખંભોલજા-મુંબાઇ (૧૧) શંભુભાઇ પટેલ-નડિયાદ (૧૨) પન્નાલાલ શાહ-વાલવોડ (૧૩) આશાભાઇ પટેલ-વીરસદ (૧૪) એસ. કે. ચૂચ-ભાવનગર (૧૫) ચિમનલાલ ઠાકર-પાટણ (૧૬) રણછોડભાઇ પટેલ-નડિયાદ (૧૭) બાબુભાઇ પટેલ-સાણંદ (૧૮) હરિપ્રસાદ ત્રિવેદી-કપડવણજ (૧૯) રમણલાલ-પાટણ (૨૦) ચંપા બહેન દવે-અડવાળ. સાચા જવાબો નીચે મુજબ:

(૧) ગણિત-ગમ્મત: જયુની ઉમર ૧૩ વર્ષ. (૨) શોધી કાઢો: નવલરામ (૩) એ શું? મેઘધનુષ (૪) શબ્દ-શંકુ: નીચે મુજબ:

ભા
વ છ ર
• ન વ જ ગ ત
ગ મા ર • જ સ મા
ર ણ સં ગ્રા મ હા ભા ર ત

સવાલમાં મૂકેલા આંકડા પ્રમાણે શંકુઓ ગોઠવતાં વચ્ચેનું એક ટપકું ખાલી રહેવું જોઇએ એ વાત તરફ દુર્લક્ષ કરવાથી કેટલાક ભાઇઓએ જવાબમાં ભૂલ થાપ ખાધી છે.

(૫) શબ્દ-સાંકળી: વિવેકાનંદ (અથવા દયાનંદ); નંદનવન, વનરાજ, રાજનગર, ગરક, રકઝક. (૬) શબ્દ-ગોઠવણ: નીચે જમણી તરફ બતાવ્યા મુજબ:

પ
સ રો જ
મ તા પ સિં હ
જ કા ત
ર

(૭) ચિત્ર-પ્રશ્ન: બધાં વાસણમાં મળીને ચાર મણ ને બશેર દૂધ માઈ શકે.

## નવા સવાલ

(૧) ગણિત-ગમ્મત: મારી પાસે જેટલી પેન્સિલ છે તેથી બે પેન્સિલ વધારે હોત તો દરેક વિદ્યાર્થીને આઠ-આઠ પેન્સિલ વહેંચી શકાત, પરંતુ જો બે વિદ્યાર્થી ઓછા હોત, તો છે તેટલી જ પેન્સિલ સરખે ભાગે વહેંચી આપતાં દરેકને નવનવ પેન્સિલ મળત; તો વિદ્યાર્થીની સંખ્યા કેટલી તથા મારી પાસે પેન્સિલ કેટલી હશે? (મ. ના. ખત્રી) (૨) ૪૦ ચોરસ એકરના ખેતર ફરતી વાડ બાંધવા માટે જો એક માઇલ લાંબો તાર જોઇએ તો બે માઈલ લાંબા તાર વડે કેટલા ચોરસ એકરના ખેતર ફરતી વાડ બાંધી શકાય? (૨) એ શું? ચાર અક્ષરનો એક શબ્દ છે ને 'કુમાર'ના દરેક અંકમાં તે આવે છે. તેના પહેલા ત્રણ અક્ષરો એક આભુષણ છે ને છેલ્લા ત્રણ અક્ષરો ખેતીનું ઓજાર છે; તો એ શું હશે? (૨) એવું શું છે જે હમેશાં તમારી સામે જ હોય છે છતાં કદી તમે તેને જાણી શકતા નથી? (૩) શબ્દ-સાંકળી: નીચેના અર્થ મુજબ પાંચ શબ્દો એવા શોધી કાઢો કે પ્રથમ શબ્દના છેલ્લા બે અક્ષરથી શરૂ થતો પછીનો શબ્દ અનુક્રમે આવતો જાય: (૧) હિંદનું એક બંદર (૨) ઇતિહાસ પ્રસિદ્ધ એક સ્ત્રી (૩) હિંદના એક બાદશાહ (૪) એક યાત્રાધામ (૫) એક વિખ્યાત મુનિ. (દે. મુ. શેઠ)

(૪) શબ્દ શોધન: પાંચપાંચ અક્ષરના પાંચ શબ્દોનું બાજુનું ચોકઠું છે. દરેક આડી લીટીમાં ગુજરાતી ભાષાનો એકએક શબ્દ મૂકીને તમારે આખું ચોકઠું ભરી કાઢવાનું છે. એક શબ્દ બે વાર ભરાય નહિ તેમજ સવાલમાં મૂકેલ કોઈ અક્ષરને હેરવાય ફેરવાય પણ નહિ.

• • • • ન
• • • વ •
• • જી • •
• વ • • •
ન • • • •

(૫) શબ્દ ફેરવણી: બાજુની આકૃતિના પ્રથમ ખાનામાં 'મહાત્મા' શબ્દ આપેલો છે. તેમાંથી ખાનાંવાર દર વખતે માત્ર એક જ અક્ષર બદલી શબ્દો રચતા જાઓ અને છેલ્લે 'દુશ્મન' લાવી દો.

| | | |
|---|---|---|
| મ | હા | ત્મા |
| | | |
| | | |
| | | |
| દુ | શ્મ | ન |

(૬) અંક-ચોરસ: બાજુના ચોરસમાં જુદાજુદી જગ્યાએ એકથી નવ સુધીનો દરેક આંકડો એકએક વાર એવી રીતે ગોઠવવાનો છે કે જેથી બાજુ ઉપર મૂકેલા આડા ઊભા સરવાળા બરોબર આવી રહે.

| | | | |
|---|---|---|---|
| * | * | * | =૧૩ |
| * | * | * | =૧૩ |
| * | * | * | =૧૯ |
| ૧૯ | ૧૩ | ૧૩ | |



(૭) ચિત્ર-પ્રશ્ન: બાજુની આકૃતિમાં તમે ધારતા હો તેથી ઘણા વધારે સમચોરસ આવેલા છે: તમે નાનામોટા બધા સમચોરસ ગણી શકશો?



૧૯૧૦માં ઇંગ્લેંડના માજી વડા પ્રધાન મિ. ઍસ્કિવથનાં પત્નીએ એક વખત વિદેશી વસ્ત્રો ને વસ્તુઓની ખરીદી કરેલી. આ વાતની જાણ થતાં સમાજમાં ભારે ઊહાપોહ મચી રહ્યો ને પરિણામે મિ. ઍસ્કિવથને સ્વજનો આગળ પોતાની પત્નીનાં એ કૃત્ય માટે ખુલાસો કરીને માફી માગવી પડી હિંદના 'સ્વદેશી'ની સામે સૂગ ધરાવતા અંગ્રેજો પોતાના સ્વદેશીના તો કટ્ટા હિમાયતી છે.

લખતી વખતે વાક્યરચનામાં વિશેષણો તેના નામથી દૂર મૂકવાની ભૂલ ઘણી સામાન્ય છે અને તેને લીધે બહુ હસવા જેવા પ્રયોગો થઈ પડે છે. જેમકે 'બરફમાં ઠંડા કરેલા ધનજીભાઈના સોડાલીંબુ'. એમા લખનાર કહેવા માગે છે સોડાલીંબુને ઠંડા, પણ થઈ જાય છે 'બરફમા ઠંડા કરેલા ધનજીભાઈ.' ખરી રીતે 'ધનજીભાઈના બરફમાં ઠંડા કરેલા સોડાલીંબુ' એમ લખવું જોઈએ

કપડા પર ચા ઢોળાય કે તરત ગરમ પાણીથી ધોઈ નાખશો તો ડાઘ નહિ પડે.

કોલસાની સગડીમા થોડા ચાકના કકડા નાખવાથી કોલસાની કરકસર થશે

કપડાં પર પડેલા શાહીના ડાઘ પર મેંદાની પાતળી લાહી ચોપડો. સુકાઇ ગયે ખંખેરી નાખો ડાઘ ચાલ્યો જશે



તારાના જેવા આકારની આ માછલીનું એક અથવા ગમે તેટલાં (ધારો તો પાંચેપાંચ) અંગ કાપી નાખવા છતાં તેને જરા પણ ઇજા નથી થતી ને ફરી ઊગે છે. એકનાં બે ફડશિયાં કરી નાખો તો પણ કપાએલા ભાગ ફરી ઊગી નીકળે!



એક તું દેવળ

બ્રહ્મદેશના ટીનાસરીમ પ્રાંતમાં ક્યાઇક-હીટો ગામથી ૧૫ માઇલ દૂર એક જંગી ઇંડાકાર ખડક પર આવેલા આ પેગોડા-એ પહોંચવાનો રસ્તો બહુ જ કપરો છે ને લાંબા વાંસની સીડીથી મહામુસીબતેત્યાં ચડાય છે મંદિરમાં ભગવાનબુદ્ધનો એક વાળ સાચવી રાખવામાં આવ્યો છે ને એ પવિત્ર અવશેષના સતથીજ આ જંગી ખડક આમ ચમત્કારિકરીતે તોળાઇ રહ્યો છે એવી શ્રદ્ધાળુ લોકોની માન્યતા છે.

આરસની વસ્તુઓને મીઠું ઘસીને સારી સાફ કરી શકાશે.

કંજુસ બાપા—બેટા, ચાલતી વખતે ડગલાં હમેશાં લાંબાં ભરવાં.

બેટા—કેમ બાપા?

બાપ—જોડા વધુ ટકે

૨૧મી ડિસેમ્બર આખા વર્ષમાં ટૂંકા માં ટૂંકો દિવસ આવશે. ધ્યાન રાખજો.

શિયાળામાં શૌચ માટે ગરમ પાણી વાપરવાની ટેવ હરસનો ઉપદ્રવ કરે છે.

હોજીમાં થપી મીઠું નાખવાથી એની ખુબીઓ ખીલી આવશે.

કપડાં, કાગળ કે વાળમાં ચોંટેલા ગુંદર આલ્કોહોલથી તરત નીકળી જાય છે.

ચોપડી ભરવાના કબાટમાં સર્વંડર તેલ-લસણ થોડાં ટીપાં નાખી રાખવાથી ભેજ લાગતો નથી તેમ ફુગ થતી નથી.

કોઈ ગરમ ખોરાક કે પીણાને જલદી ઠંડું કરવાની જરૂર પડે તો એક મોટા વાસણમાં પાણી તથા મીઠું નાખી તેમાં તે ગરમ વસ્તુ મૂકજો. જલદી ઠરી જશે.

નવાં શોધાએલા ગ્રહ પ્લૂટો ઉપરનો એક દિવસ એટલે આપણી પૃથ્વી પરનાં ૨૫૦ વરસ: ત્યાં એકાદ રવિવારની રજા મળી હોય તો? ૨૫૦ વરસની મજા!

કાતરની ધાર ખરાબ થઇ ગઇ હોય તો તે વડે રેતીઆ કાગળના થોડા ટુકડા કાપી નાખજો. સંઘાડે ચડાવ્યા જેવી થઇ જશે.

પરણેલા છો? તો કરી જુઓ: તમારા જન્મની સાલમાં તમારા લગ્નની સાલ ઉમેરો. તેમાં તમને પરણ્યે જેટલાં વરસ થયાં તે ઉમેરો, ને પછી તેમાં તમારી ઉમરનાં વરસ ઉમેરો. સરવાળો ૩૮૬૦ જ આવશે (બેન્સાવ સહેલોછે)




અમેરિકાના બ્લુહિલ ગામની આ બાઈ મિસ. એક્સપિરિયન્સ ગિલ્ફર્ડે જુવાનીમાં પ્રેમમાં નિરાશા મળવાથી જીવનભરનું મૌનવ્રત લીધેલું ૫૦ વરસની વયે તે ગઈ ત્યાં સુધી તેણે એ પાળેલું. પણ એ પાછલા દિવસોમાં એણે લખેલું કે એની વાચા જ નાબુદ થઈ ગઇ હતી!